## જંગલમાં મંગલ



પ્રાચીન આર્યોની સૌન્દર્યપ્રિયતા



વર્ષ : ૨ જું.] ચૈત્ર ૧૯૮૬ [અંક : ૧

# સ્વાતંત્ર્ય સંગ્રામ

:લેખક:

તંત્રી

આખરે હિંદમાં સ્વાતંત્ર્ય સંગ્રામ શરૂ થઇ ચૂક્યો છે. આ સંગ્રામ શરૂ કરવાની જરૂર આજથી બરાબર ૧૧ વર્ષ પહેલાં ઉભી થઇ હતી. યુરોપના મહાયુધ્ધ સમયે જાહેર થયેલા સિધ્ધાંત, હિંદે તે સમયે બ્રિટનને તકલીફ નહિં આપતાં આપેલો મોટામાં મોટો ભોગ, યુધ્ધના અંત સમયનાં અમેરિકન પ્રમુખ વિલ્સનનો પ્રત્યેક પ્રજા માટેનો આત્મ નિર્ણયનો આગ્રહ, તે બધાને કોરે મારી ૧૯૧૯ માં હિંદની ડોકે બાંધવામાં આવેલો કાળા કાયદાનો કચડી નાખનારો પથરો!—આવા પ્રસંગો સંપૂર્ણ સ્વાતંત્ર્યની લડતને માટે સુયોગ્ય હતા. હિંદ સિવાય દુનિયાની કોઇપણ બીજી પ્રજાએ એવો મોકો એળે જવા દીધો ન જ હોત. પણ ત્યારે હિંદમાં મવાળ મનોદશા પ્રાધાન્ય હતી, તેઓ ઓડવાયર, ડાયર અને ચેમ્સફોર્ડની થપ્પડો ખાવા છતાં, અરજીઓ અને આગ્રહોમાં શ્રધ્ધા ધરાવતા હતા! તેમની વધુમાં વધુ મદોદ પ્રતિષેધની સભાઓ ભરી, વાંઝીયા ઠરાવો સુધી જ આગળ ધપી શકતી હતી. એટલે સ્વાતંત્ર્ય સંગ્રામની શરૂઆત તેના સુયોગ્ય સમય પછી એક દશકો મોડી પડી, તેની જવાબદારી આ દેશના મવાળ મનોદશાના માણસોને જ શીરે છે.

૧૯૧૯ પછીનાં દશ વર્ષનો ગાળો તેમ છતાં છેક નકામો નથી ગયો. આપખુદ નોકરશાહીની દમનનીતિ, મવાળ મનોદશાવાળાઓએ માતૃભૂમિને દીધેલો દગો, અસહકારની ચળવળની નિષ્ફળતા, નેતાઓનાં અંગત મત–મતાંતરોના સતત ઝઘડાઓ એ બધું છતાં જનતાના દિલમાં સંપૂર્ણ સ્વતંત્રતાની જાગેલી ભાવના ધીમે ધીમે દૃઢ થતી જતી અને વ્યાપક સ્વરૂપ લેતી

જતી જ હતી. અજ્ઞાન અને મૂઢ મનાતા આ દેશના અસંખ્ય નિર્ધન શ્રમજીવીઓની મનોદશામાં ચમત્કાર કહી શકાય એવું પરિવર્તન થઇ ગયું, અને તેઓ નસીબનો આશરો લઇ મજુરી કરાવનારા મૂડીવાળાઓ તરફથી નાખવામાં આવતાં કષ્ટો માટે કેવળ નિશ્વાસ નાખી બેસી રહેવાને બદલે, જે વર્ગ તરફથી તેમને હરકતો કરવામાં આવતી હોય તેની સામે સંઘબળથી લડવાની અને વાજબી ન્યાય મેળવવાની નવી મનોદશાનો તેમનામાં જન્મ થયો. તેમની પારાવાર નિર્ધનતા છતાં, પોતાના વર્ગના સંઘબળમાં રહેલી પરમ શકિતનું તેમને ભાન થયું, અને ભલે તેઓ હજી એ દિશામાં જોઇએ તેટલા પારાંગત થયા ન હોય, તો પણ તેમની દૃષ્ટિ સમક્ષ ઉઘડેલા નવા માર્ગ–સંઘ શકિતના—થી હવે તેમને કોઇ બીજે રસ્તે વાળી શકે તેમ છે જ નહિં. સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતા દેશના પોતાના જેવા નિર્ધન માણસોએ એ જ માર્ગો લીધા હતા અને સ્વતંત્રતા મેળવી હતી, તે વાત હવે તેમને હૈયે બરાબર વસી જ ગઇ છે.

**દ્રા**'ડીયા કે બાંધેલા મજુરો જેવી નહિં પણ તેમનાથી જુદી દશા ભોગવનારો વર્ગ તે આ વિશાળ દેશના જમીનદાર ખેડુતો. આકરી મહેસુલ નીતિથી તેઓ કચડાઇ ગયા છે, બેઠાખાઉ વર્ગ તેમને ચક્રવતી વ્યાજની અવળી ઘાણીમાં ફેરવી ફેરવી છુંદી નાખે છે, અજ્ઞાનતાને લીધે નાના મોટા અમલદારોને હાથે તેઓ અનેક રીતે પાયમાલ થાય છે એવું ભાન એ વર્ગને ય ૧૯૧૯' ૨૯ ના દશકામાં બરાબર થયું. મફત વેઠ કરાવતા અમલદારોની સામે સુંકાર કરવા જેટલી બુધ્ધિ અને શકિતનો સંચાર તેમનામાં થયો છે, સુસરીયા બેઠાખાઉ વર્ગના હાથમાંથી છટકી શકે, તેવી આર્થિક સગવડો તો જે દેશ સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતો હોય તેને જ મળે, છતાં એ બેઠાખાઉ વર્ગના ભેદ ભરમો ભર્યા ચેન ચાળા પારખવા જેટલું પાવરધાપણું તો એ વર્ગમાં આવી ગયું છે. પણ દર ૩૦ વર્ષે જમીન મહેસુલમાં વધારો કરતી સરકાર, ખેડુતોની સંમતી વિના મનગમતી મહેસુલ વધારી દે, અથવા નબળાં વરસોમાં પુરો પાક થયો ન હોય છતાં તલાટી અને કારકુનોના કહેવા પ્રમાણે આનાવારી ઠરાવી મામલતદાર જે મતું મારી દે, તે બ્રહ્માના અક્ષર એવું મનાવી દે, એ કાયદાની નજરે ખોટું છે; પોતાના પુરેપુરા સંઘબળથી ખેડુત વર્ગ ગમે તેવા આપખુદ તંત્રની પાસે પણ પોતાની માગણી સ્વીકારાવી શકે છેઃ એ ભાન હિંદના આ મોટા સમુદાયને થઇ ગયું છે. પરંતુ આ વર્ગ તેમનાં ખેતરોમાં કામ કરતા સાથીઓને કચડતાં અટકયો નથી; છતાં ખેતરોના મજુરો પોતાને પડતા કષ્ટની અસર સમજતા થતા જાય છે.

**બે**ઠાખાઉ અને કારખાનાં ચલાવતા શ્રીમંત વર્ગની અને પેલા નિર્ધન વર્ગની વચ્ચેનો મધ્યમ વર્ગ બન્ને બાજુની ભીંસમાં પીલાઇ રહ્યો છે. તે નથી શ્રીમંતાઇ મેળવી કે મ્હાણી શકતો, અને ગરીબ હોવા છતાં નથી હાથની મહેનત કરનારાઓની દશામાં રહી શકતો. આ વર્ગમાં મગજ શક્તિ વેચનારો બુદ્ધિમાન વર્ગ આવેછે. તેમાંના એકદમ ઉપલા થરના નામાંકિત ધારાશાસ્ત્રીઓ, નામાંકિત દાક્તરો અને મશહુર કલાકારો સિવાયનો તમામ વર્ગ છેલ્લા દશકામાં બેકારી અને મોંઘાવારીનાં બે પડ વચ્ચે કચડાઇ ભચડાઇને પરાધીનતાની પ્રતિકૂળતાઓને બરાબર પામી ગયો છે. સંપૂર્ણ સ્વતંત્રતા એ જ તમામ હાડમારીઓ દૂર કરવાનો આખરી ઉપાય છે એ વાત તેમના દિલમાં ઠસી ગઇ છે. એ

વર્ગના ઘણા મોટા ભાગે રાષ્ટ્રીય જાગૃતિમાં આજ સુધી વધારેમાં વધારે ફાળો આપ્યો છે. જો કે સરકારી અથવા બીજી કેટલીક નોકરીઓમાં જોડાયલો વર્ગ હજી તટસ્થ કે દેશહિતના કાર્યોની સામે રહ્યો છે, તો પણ બાકીનો ઘણો મોટો ભાગ પેટની પીડા વેઠીને પણ રાષ્ટ્રહીતનાં કાર્યોમાં જોડાયો જ છે. '૧૯—'૨૧ માં તુરંગો ભરી નાખનારા ૨૫ થી ૩૦ હજાર માણસો આ વર્ગેજ આપ્યા હતા.

આ રીતે સંપૂર્ણ સ્વતંત્રતાની લડતની ત્રિવિધ તૈયારીઓને વધારેમાં વધારે મદદ સ્વાર્થી સામ્રાજ્યવાદીઓએ જ, પોતાની સંકુચિત વૃત્તિથી, હઠથી, અભિમાનથી અને હિંદીઓના હૃદયભાવ નહિં જાણવાની કરેલી ભયંકરમાં ભયંકર ભૂલથીજ કરેલી છે. એટલે સંપૂર્ણ સ્વાતંત્ર્યની આ લડત લગારે ઉતાવળી કે વહેલી નથી, પરંતુ ૧૦ થી ૧૧ વર્ષ મોડી પડી છે; તેટલા પુરતી તે માટે તૈયારી યે સારી થઇ શકી છે. દેશવાસીઓમાંનો શ્રીમંત અને મવાળ રાજ્યનીતિમાં શ્રદ્ધા ધરાવનાર [જેમાં ધંધાદારી શ્રીમંતોનો પણ સમાવેશ થાય છે] એ એકજ વર્ગને બાદ કરતાં ત્રિવિધ વર્ગ—જેણે સંપૂર્ણ સ્વતંત્રતા માટે અત્યાર સુધીમાં ભારેમાં ભારે ભોગ આપ્યા છે, તે રાષ્ટ્રની કુમકે ખડો છે જ. આમ ગયા મહીનાથી શરૂ થયેલી લડતને બધી રીતની સાનુકૂળતાઓ છે. આથી હવે જો તેમાં છેવટનો વિજય ન મળે તો તેમાં ભૂલ, આ દેશના આમવર્ગની નહિં પણ નેતાઓની જ મનાશે.

પ્રજાના નેતાઓની જવાબદારી તેથી મોટાંમાં મોટી અને ભયંકરમાં ભયંકર છે. ત્રીસ કરોડ પ્રજાના જીવન મરણનો પ્રશ્ન ઉપસ્થીત થયો હોય તેવી કટોકટીની ઘડીએ તેથી જ નેતાઓએ, કોઇ પણ જાતની હઠથી કે આપખુદીથી પ્રજાના પ્રાણ સાથે ખોટી રમતો રમવી કે અશક્ય આદર્શો સિદ્ધ કરવાના મિથ્યા પ્રયોગો કરવા ન ઘટે. એવા પ્રયોગ કરવા માટે ભલે થોડાંક માણસો સાથે જુદી પ્રયોગશાળાઓ કાઢવામાં આવે,—પણ એ બધું શાંતિના સમયનું કામ છે,—સમસ્ત દેશ એવી રમતો લઇ ચલાવી શકે નહિં: તેથી અનુભવથી ઉપયોગી જણાયલા માર્ગે જ નેતાઓએ જનતાને અત્યારે તો દોરવવી જોઇએ.

આર્થિક સ્વાતંત્ર્ય એ હિંદુસ્થાનની નિર્ધન પ્રજાને માટે સહુથી પહેલી જરૂરની વસ્તુ છે. એ સ્વતંત્રત. સિવાયની બીજી સ્વતંત્રતાથી જનતાને ઓછી અસર થાય, તેથી આર્થિક સ્વતંત્રતાના પાયા ઉપર સંપૂર્ણ સ્વતંત્રતાની લડતનો આરંભ થવો જોઇએ. આદીકાળના યુગને વર્તમાનમાં ઉતારવાની કે છુટક વ્યક્તિઓને સાધુતાના પાઠ પઢાવી તે દ્વારા સમષ્ટિને સુધારવાની વાતો ગમે તેટલી સારી દેખાતી હોય તેમ છતાં તેવા પ્રયોગથી ત્રીસ કરોડ જેટલી પ્રજાના દેશનો જગતમાંની મોટામાં મોટી સામ્રાજ્યવાદી પ્રજાના પંજામાંથી છુટકો થવો મુશ્કેલ છે: એ વાત દેશના પ્રત્યેક આગેવાને બરાબર સમજી જવાની જરૂર છે.

એમ માનો કે જગતમાં અત્યારે શ્રીમંત માણસોનો જે સંઘ નિર્ધનોને તેમ જ પરાધીનોને ચૂસી રહ્યો છે તેમાંથી છોડાવવા માટે એકાદ પુરુષ એવી લડત આરંભવાનું કહે કે: દરેક માણસ બીજાને લુંટે નહિં તેવો બની જાય એવું કરવાની જરૂર છે; ત્યાં સુધી તો બધું બરાબર મનાય. પણ જ્યારે તેમ કરવા માટેના ઉપાયો બતાવતાં તે એમ કહે કે, આપણે બધા ખૂબ

સાદા બની જાઓ, નિર્ધન મનુષ્યને યોગ્ય રીતે રહેવા માંડો, તો તે અશક્ય આદર્શ છે. એ રીતેઃ [૧] તેથી શ્રીમંત માણસની પોતાની મૂડી ગમે તે ઉપાયે વધારવાની વૃત્તિનો નાશ નહિં થાય, તે ચૂસણનીતિના નવા માર્ગ શોધી કાઢશે; અને [૨] છેક જ નિર્ધનતા અને સાદાઇના અતિરેક પ્રજા સમુહને પોતાને જ નિર્માલ્ય તેમ જ નિર્ધન અને પરાધીન રાખવામાં કારણભૂત બનશે.

એક પક્ષ સહન કર્યા કરે તેથી શ્રીમંત જેવા પોતાનો સ્વાર્થ કોઇપણ રીતે સાધવાના એકજ લક્ષ્યવાળો વર્ગ કદી પણ સમજીને સુધરે, એ માન્યતા સર્વથા અશક્ય જ છે. વ્યક્તિઓના અપવાદ આવા દૃષ્ટાંતોમાં નિરાળા જ હોઇ શકે, પ્રજા સમુહની ઉપર આવા અખતરા કેવા અને કેટલા સફળ થાય એ જ વ્યવહાર નજરે જોવું જોઇએ; અને તેજ દૃષ્ટિએ લડત આરંભવી જોઇએ.

**વધારે** આઘે શું કામ જવું? અત્યારે હિંદુસ્થાનને પરાધીનતાના સાંકડસામાંથી સહેજમાં ઢીલો મૂકવાની વાત નીકળતાં તેનો ભયંકરમાં ભયંકર વિરોધ કરનારા મેલ્ચેરો બેવરબ્રૂકરો અને રોથરમીરો એકદમ કેમ બહાર પડે છે? એનો વિચાર કરતા સહજે જણાશે કે, બ્રિટિશ સામ્રાજ્યનું તંત્ર બ્રિટનના મૂઠીભર મૂડીવાદીઓની મરજી પ્રમાણે જ ચાલે છે; અને હિંદુસ્થાનની સ્વતંત્ર બનેલી પ્રજા એ બેવરબ્રુકરો અને રોથરમીરોને હાથે તેમની ઇચ્છા પ્રમાણે ચૂસાવા દે નહિં, તેથી તેમને મળતા મોટા નફા અટકી પડે એ તેમની મોટામાં મોટી ચિંતા છે. જો કે ન્યાય, નીતિ અને સત્ય તેમ જ સબળાઓના હાથમાંથી નબળી પ્રજાઓના સંરક્ષણના સિધ્ધાંત પ્રમાણે; કે પ્રત્યેક પ્રજાને તેના આત્મનિશ્ચય પ્રમાણે વર્તવા દેવાના સ્વીકૃત [ કહેવાતા ? ] ધોરણ પ્રમાણે, હિંદી પ્રજાની માગણી અને ઇચ્છા સોએ સો ટકા ખરાં છે, અને વિલાયતી મેલ્ચેરો તેમ જ રોથરમીરોની લાલચો એટલા જ ટકા અન્યાયી છે; તેમ છતાં આજે બ્રિટનના રાજ્યતંત્રમાં તેમના જ સુરની આણ પ્રવર્તે છે, સમાજવાદીઓની કે બુધ્ધિમાન પુરૂષોની તતુડીઓ તેમના પડઘમો સમીપ સંભળાતીયે નથી તેનું શું?

**કા**મદાર પક્ષના આજના બ્રિટિશ મૂખ્ય પ્રધાન ભાઇ રામસે મેકડોનાલ્ડ જેવા પણ સ્વીકારે છે કેઃ "હિંદની ગરિબાઇ એ માત્ર અભિપ્રાયની વાત નથી પણ હકીકત છે. સારામાં સારા સમયમાંયે હિંદી ખેડુતને ગળે દેવાનો પથરો તો લટકેલો જ હોય છે, અને હિંદના ૩ થી ૫ કરોડ માણસો તો ૭ પૈસાથી વધારે કમાણી કરી પણ શકતા નથી." તેમ છતાં રોનાલ્ડશે જેવા ઉમરાવો લંડન 'ટાઇમ્સ'ના ખાસ અંકોમાં એવું જણાવવાની ધૃષ્ટતા કરે છે કે, બ્રિટિશ તંત્રમાં હિંદી ખેડૂત સુખી બન્યો છે! આ શબ્દોમાં પેલા બેવરબ્રુકરોનો જ સુર બોલે છે; અને હિંદીઓ જાતે દુઃખ વેઠે કે લંગોટીભર બની ઝૂંપડાંઓમાં રહી છાશને રોટલો ખાવા માંડે, તેથી તે સુર અટકવાનો નથી. કેમકે રડ્યાર્ડ કીપલીંગ જેવાઓએ જર્મન ધોરણે સામ્રાજ્યવાદનો શંખ ફુંકીને બ્રિટિશ પ્રજાના કાનમાં એવાજ મંત્રો ફુંક્યા છે કેઃ બ્રિટિશ પ્રજામાં મનુષ્યેત્તર બળ છે અને તે પોતાના દઢ નિશ્ચયથી સામ્રાજ્યવાદને ફેલાવી ને ટકાવી શકે છે * પરંતુ વાસ્તવિક રીતે આ સામ્રાજ્યવાદમાં સર્વહક્ક સ્વાધીનની કયઝરના જર્મનીની ઢબની ભાવના જ રહેલી છે. અને એ ભાવનાએ બ્રિટિશ જનતાના મનમાં એવો વિચાર મૂક્યો છે કેઃ "સામ્રાજ્યવાદને

ટકાવી રાખવામાં બુધ્ધિ કરતાં લડાયક સામગ્રીજ વધુ મહત્વની છે" *

બ્રિટનનો બુધ્ધિમાન વર્ગ જો કે આ જાતના સામ્રાજ્યવાદને ભયંકર માને છે. પરંતુ સમસ્ત વિશ્વની શાંતિ અને પ્રગતિ વિરોધ કરનારી એ ભયંકર ભાવનાનો અંત, બુધ્ધિમાનોની વાંઝણી વિચારશીલતાથી આવવાનો નથી જ. કેમકે એ ભાવનાને પોષવી તેમાંજ બ્રિટિશ પ્રજા રાષ્ટ્રભક્તિ માને છે.

એટલે હિંદવાસીઓએ સંપૂર્ણ સ્વાતંત્ર્યનો સંગ્રામ ખેડવો હોય તો સંપૂર્ણ શાંતિથી, પણ રેથરમીરો અને બીવરબ્રુકોના સ્થાનિક રાષ્ટ્રભક્તિના પાયા ઉપર, મૂડીવાદનીજ ખીલવણીના ધોરણે રચાયલા સામ્રાજ્યવાદની ભાવનાનું પોષણ કયા કારણે થાય છે, તે જોઇ–તપાસી ; જેથી એ ભાવનાનું પોષણ થતું અટકે તેવા ઉપાયો યોજવાની જરૂર છે. અને તે ઉપાય હિંદીઓનું દ્રવ્ય શોષણ કેમ અટકે તેનાં વિચારોમાં રહેલા છે.

અને અમે તો એકલા ગોરા મૂડીવાદીઓથીજ હિંદીઓનું શોષણ થાય છે એમ પણ કહેતા નથી. વિશાળ દ્રષ્ટિએ જોઇએ તો મૂડીવાદ રંગ, દેશ કે જાતિ અને ધર્મની મર્યાદાઓથી બંધાયલો હોતો નથી, સમસ્ત વિશ્વની સરહદોમાં પણ તેનો સમાવેશ થઇ શકતો નથી, તેની વ્યાપકતા તો સમુદ્રનાં પાણી ઉપર, અનંત આકાશના અવકાશમાં અને પૃથ્વીનાં પેટમાં એ પહોંચી વળી છે. તેથી તેને અંકુશમાં મૂકવા માટે એવી સ્થિતિ ઉભી કરવાની જરૂર છે કે, જેથી હિંદના આમવર્ગને ગોરા સત્તાવાદ અને સામ્રાજ્યવાદમાંથી છૂટી ઘઉંવર્ણા સત્તાવાદ અને મૂડીવાદના હાથે કચડાવાની દશામાં મૂકાવું ન પડે.

---

*જુઓ 'રીઆલીસ્ટ' માસિકના સપ્ટેમ્બર ૧૯૨૯ ના અંકમાંનો એચ. જી. વેલ્સનો "સામ્રાજ્યવાદઃ ખુલ્લું કાવતરૂં" એ લેખ.

જે દહાડા ગયા તે ગયા તેને સંભારી સંભારીને રોદણાં રડવાથી શું વળશે ? અત્યારે તમારી આગળ જે નવું પાતું રજુ થયું છે. તેમાં તમે તમારા જીવનમાંથી કંઇક લખી જાઓ.

...

દેશને, સમાજને અને જાતને જેનાથી કશો જ લાભ ન થાય, તેવા વાચન લેખનનું નામ કેળવણી નથી.

વર્ષાદ, પહેલાં ગર્જન કડાકા, ઉકળાટ અને વિદ્યુતનાં ધમસાણ મચે છે. પણ પછી અંતરને આરામ જીવનને વિરામ આપનાર વર્ષાદ આવે છે.

...

આજે તમે જે વિચારશો તે ઉપરથી તમારી આવતી કાલની વલણ ઘડાશે.

...

મનુષ્ય જેવો બનવા માગતો હોય તેવો ઇચ્છા શકિતથી બની શકે છે.

# સ્વરાજ અને હિન્દી ફોજ

: લેખક :

ડૉ૦ કેખશરૂ કે. દાદાચાનજી

માજી કેપ્ટન આઇ. એમ. એસ.

હિંદ સ્વતંત્ર થાય તોપણ તેની પાસે પોતાની ફોજ ક્યાં છે? એ પ્રશ્ન અનેક શંકાશીલોને મુંઝવે છે. આવા માણસો મોટે ભાગે આત્મશ્રધ્ધા વિહોણ હોય છે; છતાં તેવા માણસોની અત્યારે હિંદમાં ખોટ નથી. એટલે તેવા માણસોને વિશ્વાસ આપવા માટે એ બતાવવાની જરૂર છે કે સ્વતંત્ર હિંદ ધારે તેવડી મોટી ફોજ થોડાજ સમયમાં તૈયાર કરી શકે તેમ છે. ડૉ૦ દાદાચાનજીનો આ લેખ 'નવયુગ'ના વાંચકોને હિંદમાં લશ્કર તૈયાર કરવાની કેવડી મોટી શકિત છે તે બરાબર બતાવી શકશે.

જગતના ચારે ખુણે અત્યારે હિંદી રાજકારણની ચર્ચા થઇ રહી છે. હિંદનાં સ્વાતંત્ર્ય માટે અમેરિકા સહાનુભૂતિનો સંદેશો પાઠવે છે. બ્રિટનનું મજુરમંડળ જ્યારે તેને આજે નહિં તો ભવિષ્ય કાળમાં પણ સાંસ્થાનિક સ્વરાજ આપવાની વાતો કરે છે ત્યારે કોન્ઝર્વેટીવ પક્ષ તે સામે ઘુરકે છે. હિંદી રાષ્ટ્રીય મહાસભાનો પૂર્ણ સ્વરાજનો ઠરાવ, વિનીતપક્ષ તરફથી થતી સાંસ્થાનિક સ્વરાજની હિમાયત અને વાઇસરોયે ઠરેલી ગોળમેજી પરિષદની દરખાસ્ત હિંદી અને આંગ્લ રાજદ્વારીઓની ચર્ચાના વિષયો થઇ પડ્યા છે. આવે પ્રસંગે હિંદી લશ્કરના અંકુશ અને પુનઃરચનાના પ્રશ્નનું વિવેચન અસ્થાને ગણાશે નહિં. કારણ કે સાંસ્થાનિક સ્વરાજ કે પુર્ણ સ્વરાજનો બધો આધાર લશ્કર પર છે.

બ્રિટિશ મુત્સદીઓ લશ્કર ઉપરનો અંકુશ જતો કરવા લેશ માત્ર તૈયાર નથી. કારણ કે હિંદ પર તેમનો દોર કાયમ રાખવાની તે મુખ્ય ચાવી છે. હિંદને સાંસ્થાનિક સ્વરાજ મળે તો પણ દેશનાં રક્ષણ માટે લશ્કર, નૌકાબળ અને વિમાની બળ ઉભું કરવાની, તેનાં નિયમન માટે નિયમો ઘડવાની અને મીલીશીયા (રાષ્ટ્રીય લશ્કરો) ની વ્યવસ્થા માટે સ્વતંત્ર સત્તા તો તેણે પ્રાપ્ત કરવી જ પડશે. બ્રિટીશ રાજકર્તાઓ અથવા બ્રિટીશ વિગ્રહ કચેરી અત્યારે તો સારાં યે સામ્રાજ્યનાં લશ્કરો પર સ્વામીત્વ ભોગવે છે; ઇંગ્લેન્ડની જ નહિં પરંતુ હિંદ સરકારની લશ્કરી નિતી પણ તેજ ઘડી કાઢે છે. આમ લશ્કર પર એકહથ્થુ સત્તા ભોગવતી આ વિગ્રહ કચેરી હિંદની ભાવી સ્વરાજ પાર્લામેન્ટને લશ્કર પરનો અંકુશ સોંપી દેશે કે કેમ તે જ વિચારવાનું છે. આવી કંઇ નિશાની અત્યારે તો દેખાતી નથી એવું ચોકસ રીતે કહી શકાય તેમ છે. ઉલટું વડી ધારાસભાની ચર્ચાઓ અને હિંદી સરકારની યાદીઓ ઉપરથી દેખાઇ આવે છે કે બ્રિટિશ સત્તાવાળાઓ આજ નહિં તો નજદીકનાં ભવિષ્યમાં હિંદી લશ્કરને હિંદીમય ન બનાવવાનો નિશ્ચય કરી બેઠા છે. હિંદને જ્યાં સુધી લશ્કર પરનો અંકુશ, લશ્કરમાં હિંદીઓની ભરતી કરવાની સત્તા અને લડાયક સાધનો

સંગ્રહવાની સત્તા ન મળે, ત્યાં સુધી તે છેલ્લી દોઢ સદીના જેવી પરાધિન દશામાં જ સબડયા કરવાનું.

ગોળમેજી પરિષદથી હિંદના વર્તમાન દરજ્જામાં કંઇ ફેર પડશે નહિં, ઉલટું જે છે તે ચિરસ્થાયી બનશે. ગોળમેજી પરિષદના બાંધીઆએ લશ્કર પરનો બ્રિટિશ અંકુશ દૂર કરી શકશે નહિં એટલું જ નહિ પરંતુ લશ્કરનાં નિયમનની વાત હિંદી ધારા મંડળની સત્તાની બહાર રાખી તેના હિંદીમય બનાવવાના સવાલને દૂર ફગાવી દેશે. લશ્કર પરની સત્તા તો ૬૦૦૦ માઇલ દૂર બેઠેલી વિગ્રહ કચેરીના હાથમાં જ રહેવાની. જુવાન હિંદને આ પાલવે તેમ નથી. ગોળમેજી પરિષદ કોઇ જાદુઇ બળે લશ્કર માટેના કાયદામાં સુધારો ન કરાવે, ત્યાં સુધી તો હિંદી લશ્કરની શહેનશાહતનાં કાયમી લશ્કર [રેગ્યુલર ફોર્સીઝ] તરીકે ગણના થતી અટકે તેમ નથી; તેમજ તેના પરનો અંકુશ બ્રિટિશ વિગ્રહ કચેરીને બદલે હિંદી ધારામંડળને સંપુર્ણ રીતે અધિન એવી ભવિષ્યની હિંદી વિગ્રહ કચેરીના હાથમાં આવે તેમ નથી.

દરેક બ્રિટિશ ગોરૂં સંસ્થાન લશ્કરી સ્વતંત્રતા ભોગવે છે; લશ્કર ઉભું કરવાની, તેના પર અંકુશ ચલાવવાની અને જોઇતી રણ સામગ્રી વિગેરે બનાવવાની તેને સત્તા છે. અને એ રીતે તે હિંદની જેમ બ્રિટિશ વિગ્રહ



કર્નલ એન. ઘોષ
જે સુભાષબોઝની જગાએ રાષ્ટ્રીય સેનાના કમાન્ડર ઇન ચીફ બન્યા છે.

કચેરીના અંકુશ નીચે નથી. સાંસ્થાનિક સરકારની મંજુરી શીવાય એક પણ બ્રિટીશ અમલદાર કે બ્રિટીશ સૈનીક સાંસ્થાનિક લશ્કરમાં દાખલ થઇ શકતો નથી, કોઇપણ સંસ્થાન બ્રિટિશ અમલદારોને પોતાનાં લશ્કરમાં રોકે તો તેથી તેમને કાયદેસર દરજ્જો મળી જતો નથી આવો દરજ્જો આપવો કે કેમ તે તો સાંસ્થાનિક સરકારની મુન્સફીની વાત છે.

દરેક સંસ્થાન પોતાને માટે જોઇતો લડાયક સરંજામ બનાવી શકે છે. ત્યારે હિંદમાં બ્રિટિશ અમલદારો અને સૈનિકો હિંદી લશ્કરનાં અનિવાર્ય અંગો સમા ગણાય છે. સંસ્થાનોમાં જ્યારે એક પણ બ્રિટિશ લશ્કરી ગોતવો મુશ્કેલ થઇ પડે છે ત્યારે હિંદમાં ૫૦,૦૦૦ ની સંખ્યામાંથી એક પણ ઓછો થાય તેમ નથી. વધુમાં હિંદ માટેનો બધો લડાયક સરંજામ પણ બ્રિટનમાં જ તૈયાર થાય છે.

નૌજવાન હિંદ માતૃભૂમિનાં સંરક્ષણનો પ્રશ્ન રાષ્ટ્રીય બનાવવાનો હકક માગે છે અને તેથી જ ૧૨ વર્ષના છોકરાથી માંડીને ૪૧ વર્ષ સુધીના પુરૂષોને લશ્કરી તાલીમ આપવાના પોકારો ચોમેર થઇ રહ્યા છે. લડાયક સરંજામ બનાવવા માટેનું બધું જ્ઞાન હિંદીઓને અપાય તેવી યુવાન હિંદની માગણી પણ હિંદી લશ્કરી બળ જમાવવા માટે જ છે.

લશ્કરી તાલીમ લઇ લશ્કરમાં જોડાઇ શકે તેવા ૧૮ થી ૪૧ વર્ષના હિંદીઓની સંખ્યા ૪૦,૦૦૦,૦૦૦ જેટલી એટલે આખાં યે યુનાઇટેડ કિંગડમ [ઇગ્લંડ, સ્કોટલેન્ડ અને વેલ્સ] ની વસતી કરતાં વધારે છે. ભારતભૂમિનાં સંરક્ષણ માટે તેઓ લશ્કરી તાલીમ મેળવવાની માગણી કરે છે. આમાંના પાંચ ટકા જેટલા—અર્થાત ૨૦ લાખ નૌજવાનોને યોગ્ય તાલીમ મળતાં તેઓ હિંદનું સુંદર રીતે રક્ષણ કરી શકે તેમ છે. વિશ્વવિગ્રહ દરમિયાન હિંદે ૧૫,૦૦,૦૦૦ સૈનિકો બ્રિટનને પુરા પાડી અણીને વખતે તેને કિંમતી મદદ કરી હતી, આ ભયંકર વિગ્રહ દરમિયાન ખુનામરકીનાં ચાર વર્ષમાં હિંદ જો સહેલાઇથી ૧૫ લાખનું જંગી લશ્કર ઉભું કરી શકયું તો શાંતિના સમયમાં ચાર કરોડ નૌજવાનોમાંથી સ્વદેશના રક્ષણ માટે માત્ર વીશ લાખનું લશ્કર વિના મુશ્કેલીએ ઉભું થઇ શકે એ તો સાદી સમજની વાત છે..

વર્ષે દિવસે ૫૦ થી ૭૦ કરોડ રૂપિયાનો ધુમાડો કરાવતાં હિંદી લશ્કરની વ્યવસ્થા અને સંખ્યાનો ખ્યાલ ઘણા ઓછાને હશે. સામાન્ય રીતે તો રોયલ ઇન્ડીઅન મરીન [હિંદી નૌકા કાફલો] જમીનપર લડનારૂં લશ્કર (રેગ્યુલર અને નોન રેગ્યુલર) અને રોયલ એર ફોર્સ [વિમાની કાફલો] એનો "આર્મ્ડ ફોર્સ" [સશસ્ત્ર સેના] માં સમાવેશ થાય છે. હિંદમાં લશ્કરને ત્રણ પેટા વિભાગ પાડવામાં આવ્યા છે: (૧) લડાયક ટુકડીઓ (૨) સહાયક અને એડમીનીસ્ટ્રીવ સર્વીસીઝ [કારોબારી કામ કરનાર] અને (૩) પાછળ ચાલનારાઓ (followers.)

લડાયક ટુકડીઓમાં નીચેનાનો સમાવેશ થાય છે:

## હિંદી લશ્કરની રચના

**પહેલો વિભાગ:** (વડી સરકારની સત્તા નીચે) રેગ્યુલર ફોર્સીઝ.

૧ રેગ્યુલર બ્રિટિશ લશ્કર......૫૦,૦૦૦
૨ રેગ્યુલર હિંદી લશ્કર......૧૪૦,૦૦૦
૩ હિંદી લશ્કર રીઝર્વ્સ લશ્કરનો ૧/૫ ભાગ......૩૦,૦૦૦

કુલ ૨૨૦,૦૦૦

૪ રોયલ એર ફોર્સ
(વિમાની બળ) ૬ કાફલા.

**નોન-રેગ્યુલર ફોર્સીઝ** (વડી સરકારની સત્તા નીચે) બીજો વિભાગ.

૫ ઇન્ડીઅન ટેરીટોરીયલ ફોર્સ ૧૮૦૦૦

## ૩ જો વિભાગ–દેશની આંતરીક સલામતી માટે

૬ ઇન્ડીઅન ઓક્ઝીલીઅરી
ફોર્સ... ... ... ...૩૬૦૦૦

કુલ ૫૪૦૦૦

## ઇરેગ્યુલર ફોર્સીઝ

૭ ફ્રન્ટીઅર લેવીઝ.............૬૦૦૦
૮ મીલીટરી પોલીસ.........૨૯૦૦૦
૯ દેશી રાજ્યમાં રહેતું લશ્કર
બ્રિટિશ સરકારની સેવામાં
રોકાય ત્યારે..............૨૯૦૦૦

સામટો સરવાળો ૩,૩૮,૦૦૦

ઉપલા કોઠા પરથી સમજાશે કે હિંદમાં લશ્કરની રચના રાષ્ટ્રિય લશ્કર ઉભું કરવાના સિધ્ધાંતો પર થઇ નથી; હિંદીઓમાં અવિશ્વાસ હોવાનો દેખીતો ભાસ તેમાં થાય છે હિંદમાં અનામત બ્રિટિશ ટુકડીઓ રહેતી જ નથી. તેમને તો હિંદથી ૬૦૦૦ માઇલ દૂર ઇંગ્લેન્ડમાંજ રાખવામા આવે છે.

૧,૪૦,૦૦૦ રેગ્યુલર હિંદી લશ્કરની પાછળ માત્ર ૩૦,૦૦૦ તુંજ અનામત લશ્કર રહે છે. છેલ્લા વિગ્રહ દરમિયાન બધા રેગ્યુલર હિંદી ટુકડીઓને યુરોપની રણભૂમી ઉપર ખેંચી જવામાં આવી હતી. ૧૯૨૦ માં 'એશર કમીટી'એ ભલામણ કરી હતી કે: "હિંદી લશ્કરને સામ્રાજ્યનાં રક્ષણ માટેની યોજનાના એક અંગ તરીકે ગણવું," અને તેને માટે ખર્ચ તો હિંદે પુરો પાડવો.

આઇ. ટી. એફ. અને આઇ. એ. એફ. તો માત્ર નામનાંજ છે.

પ્રો. કેઇથ જણાવે છેઃ "હિંદીઓની જરૂરીયાતો તરફજ લક્ષ અપાવું જોઇએ અને એ જરૂરીયાતો સંતોષવી એટલે (૧) હિંદી અમલદારોના અંકુશ તળેનું હિંદી લશ્કર ઉભું કરવું વિગેરે (૨) પ્રજાકિય રાજતંત્રમાં બ્રિટિશ ટુકડીઓને કોઇપણ સંજોગોમાં રાખી શકાય જ નહિ.

આમ પ્રો. કેઇથ પણ હિંદ સ્વરાજનાં રક્ષણ માટે લશ્કરની પુનઃ રચના કરી તેને હિંદીમય બનાવવાના સિધ્ધાંતોને ટેકો આપે છે.

અત્યારે તો લશ્કરમાં જે ફેરફારો થાય છે તે સામ્રાજ્યના રક્ષણનાં સિધ્ધાંતો ઉપર જ થાય છે અને તેને માટે સામ્રાજ્યના નહિં પરંતુ હિંદના દર વર્ષે ૫૦ કરોડથીએ વધુ રૂપીઆ હોમાઇ જાય છે.

સ્વતંત્ર ભારત રાષ્ટ્રિય સંરક્ષણના સિધ્ધાંતો પ્રમાણે રાષ્ટ્રિય લશ્કરને હિંદીમય બનાવી તેની પુનઃ રચના કઇ રીતે બનાવી શકે તેમ છે તેનો ખ્યાલ નીચેના આંકડા પરથી બંધાશે.

## સ્વતંત્ર હિંદનું રાષ્ટ્રય સૈન્ય

### પાંચ વિભાગ

વિભાગ પહેલો–

જાયુકનું હરેક પળે ખપ આવે તેવું લશ્કર–રેગ્યુલર ફોર્સીઝ યુધ્ધ સળગી ઉઠતાં તુરત જ જંગે મયદાનમાં જનારૂં લશ્કર

(મધ્યસ્થ સરકારના હાથ નીચે)

૧ મીકેનાઇઝડ ઇન્ડીઅન ફોર્સીઝ ૪૦૦૦૦
૨ રેગ્યુલર હિંદી લશ્કર ૧૦૦૦૦૦
૩ રેગ્યુલર હિંદી લશ્કર રીઝર્વ ૧૦૦૦૦૦
૪ વિમાની દળ ૫૦ કાફલા
૪ (અ) રસાયણી પદાર્થો (ગેસ) દ્વારા યુધ્ધ ચલાવે તેવું દળ ૫૦૦૦

## નોન રેગ્યુલર ફોર્સીઝ

વિભાગ બીજો—

(પ્રાંતિક સરકારની સત્તા નીચે)

જો આગલી હારો તુટે તો તેની જગા સંભાળવા મયદાનમાં જનારું લશ્કર.

૫ ઇન્ડીઅન ટેરીટોરીઅલ ફોર્સ ૩૦૦૦૦૦
૫ (અ) ,, ,, ,, રીઝર્વ ૧૫૦૦૦૦
૫ (બ) ઓફીસર્સ ટ્રેઇનીંગ ફોર્સ ૫૦૦૦૦
[જુનીઅર અને સીનીઅર ટુકડીઓ]

## વિભાગ ત્રીજો આંતરીક સલામતી માટે

૬ ઇન્ડીઅન ઓગ્ઝીલીઅરી ફોર્સ ૭૫૦૦૦

## ઇરેગ્યુલર ફોર્સ

૭ ફ્રન્ટીઅર લેવીઝ ૬૦૦૦
૮ મીલીટરી પોલીસ ૨૯૦૦૦
૯ દેશી રાજ્યોનું લશ્કર ૨૯૦૦૦

કુલ સરવાળો ૮,૮૪, ૦૦

## વિભાગ ચોથો ૧ થી ૩ વિભાગોમાં ભરતી કરવા માટે

૧૦ બોયઝ બ્રીગેઇડઝ—૯થી૧૨ વર્ષના હિંદીછોકરાઓ ૧૦,૦૦,૦૦૦૦
૧૧ કેડેટ કોર્પ્સ—૧૨ થી ૧૮ વર્ષના હિંદી છોકરાઓ ૧૫,૦૦૦,૦૦૦

## વિભાગ પાંચમો રણક્ષેત્રમાં ઉતરે તેવા પુખ્ત વયના પુરૂષો (રીઝર્વ)

૧૨ દેશના લશ્કરમાં દાખલ થઇ શકે તેવા ૧૮ થી ૪૧ વર્ષની ઉમરના ૪૦,૦૦૦,૦૦૦
૪૧ વર્ષથી ઉપરની ઉમરના જેની લશ્કર માટે જરૂર નથી ૨૪,૪૦,૦૦,૦૦૦

યુવાનો અને પુખ્તવયના—ઓની સંખ્યા—૮૯,૪૦૦,૦૦૦

૯ થી ૧૮ વર્ષની ઉમરના અઢી કરોડ છોકરાના પાંચ ટકા લેતાં—૧૨૫૦,૦૦૦

અને ૧૮થી૪૧ના ચાર કરોડ માંથી પાંચ ટકા લેતાં—૨૦,૦૦,૦૦૦

આમ હિંદ ૨૦ લાખ માણસનું તાલીમ બધ્ધ લશ્કર ઉભું કરી શકશે.

આ આંકડાઓ સિધ્ધ કરશે કે ભ્રાંથી બ્રિટિશ લશ્કરને દૂર કરી તેનું સ્થાન હિંદી લશ્કરને લેતાં લાંબો સમય લાગે તેમ નથી. હવાઇ કાફલાના પ્રશ્નનો ઉકેલ પણ કંઇ બહુ મુશ્કેલ નથી. અલબત્ત નૌકા કાફલાને થોડોક વખત લાગે પરંતુ હવે પછીનું યુદ્ધ હવાઇ કાફલાથી તેમ ઝેરી ગેસની મદદથીજ લઢાશે, એટલે નૌકા કાફલાને વિલંબ થાય તો પણ તેથી ખાસ ચિંતાનું કારણ ન રહે.

વિગ્રહ ફાટી નીકળતાં હિંદનો કોઇ પણ દુશ્મન બે માસમાં ૨૦ લાખનું સૈન્ય રણક્ષેત્રમાં ઉતારવાની શકિત ધરાવતો નથી, પણ હિંદીઓને લશ્કરી તાલીમનો લાભ મળતાં તે સહેલાઇથી તેમ કરી શકે તેમ છે.

પ્રાંતિક લશ્કરો પ્રાંતિક સરકારના અંકુશ તળે રહે પરંતુ જરૂર ઉભી થતાં મધ્યસ્થ સરકાર તેનો ઉપયોગ કરી શકે, દરેક પ્રાંતને વાર્ષિક ભરતી માટે વસતીનાં દર દસ હજાર માણસે માત્ર ત્રણ માણસોની જ ભરતી કરવી પડશે. આ લશ્કર ઉપર સામાન્ય રીતે પ્રાંતોનો કાબુ રહેશે. આથી સ્પર્ધાની લાગણી ઉભી થતાં એટલે લશ્કરની અસર કરતાં વધુ સારી રીતે સચવાઇ રહેશે.

૯ થી ૧૨ વર્ષના અને ૧૨ થી ૧૮ વર્ષના છોકરાઓની કુલ્લ સંખ્યા અઢી કરોડની છે. આમાંનાં ૫ ટકા એટલે સાડાબાર લાખને તાલીમ મળતાં તેઓ ઉમરે પહોંચતાં લશ્કરમાં ભરતી માટે ઉપયોગી થઇ પડશે. શાળા અને કોલેજોમાં ફરજીઆત શારીરિક અને લશ્કરી તાલીમની આને માટે જરૂર છે. છોકરાને બાળપણમાં લશ્કરી તાલીમ મળતાં તેનામાં સ્વાભાવિક રીતે લશ્કરમાં જોડાવાની વૃત્તિ જાગૃત થશે અને ફરજનાં ભાન સાથે તે એક રાષ્ટ્રિય સૈન્યનો સૈનિક બનશે.

બ્રિટિશ રાજનીતિને પરિણામે હિંદમાંથી લશ્કરી જુસ્સો નાબુદ થયો છે. "હિંદીઓને તાલીમ આપતાં અને તેમનું લશ્કર ઉભું કરતાં આપણા સામે જ તેનો ઉપયોગ થાય" તેમ લશ્કરી સત્તાવાળાઓ કહે છે. તેઓ આવું જોખમ વહોરવા તૈયાર નથી.

બોયઝ બ્રીગેડ્ઝ અને કેડેટ કોર્સના સંબંધમાં પણ વિગ્રહ કચેરીને આવી બીતિ લાગે તેમાં કંઇ નવાઇ જેવું નથી.

બ્રિટિશ ઉસ્તાદોએ હિંદી પ્રજાનાં લડાયક અને બીન લડાયક એવા વિભાગ પાડી નાખ્યા છે. આ પણ તેમની એક પ્રકારની રમત છે. સેન્ડહર્સ્ટમાં લશ્કરી તાલીમ માટે ઉમેદવારો મળતા નથી તેવા મિથ્યા પોકારો તેઓ પાડી પ્રજાને એક રીતે છેતરે છે. છેલ્લા વિશ્વવિગ્રહે આ રમત ખુલ્લી પાડી દીધી છે. વળી અમુક વર્ગ કે કોમ નાં બનેલાં લશ્કરને રાષ્ટ્રિય લશ્કર કહી શકાય જ નહીં. દરેકે દરેક હિંદીને લશ્કરી તાલીમ અપાવી જ જોઇએ અને તેમ થાય તો જ રાષ્ટ્રિય લશ્કર ઉભું થઇ શકે. હિંદીઓને હિંદમાં જ લશ્કરી તાલીમ મળે તેવી યોજના થવી જોઇએ. અને લશ્કરી કોલેજોમાં તાલીમ પામેલાને હિંદી લશ્કરમાં ઓધ્ધા અપાવા જોઇએ. આજની બ્રિટિશ સરકાર તે ફરજ અદા કરતાં ચૂકી છે. કવેટાની કે ઇંગ્લેન્ડમાં કેમ્બર્લીની લશ્કરી કોલેજમાં અત્યાર સુધીમાં કોઇ હિંદીને દાખલ કરવામાં આવ્યો નથી. હિંદી લશ્કરનો બધોયે અંકુશ જનરલ સ્ટાફના હાથમાં જ છે. સ્ટાફ કોલેજોની પરીક્ષામાં ફતેહમંદ થએલાને જ લશ્કરમાં ઉંચામાં ઉંચ્ચો ઓધ્ધો મળી શકે છે. હિંદીઓ માટે આવી કોલેજો સ્થપાવી જોઇએ. અત્યારની તો આ પરિસ્થિતિ છે પરંતુ ભવિષ્યનો વિચાર કરીએ અને તે પણ સાંસ્થાનિક સ્વરાજને ધોરણે તો પણ હિંદી લશ્કર પર બ્રિટીશ જનરલ સ્ટાફને બદલે હિંદી જનરલ સ્ટાફ જ અંકુશ ભોગવે અને લશ્કરને હિંદીમય બનાવાય તો જ હિંદ આત્મરક્ષણનો ઉપાય યોજી શકે.

અત્યારનાં માત્ર ૩ ત્રણ લાખનાં બ્રિટીશ લશ્કર પાછળ ૫૦ થી ૭૦ કરોડ રૂપિયાનો ખર્ચ થાય છે. જ્યારે ૨૦ લાખનાં રાષ્ટ્રિય સૈન્યનો તેનાથી અર્ધો પણ ખર્ચ થવા પામશે નહિં. ગોરી લશ્કરી ટુકડીઓના દારૂગોળા પાછળ દરવર્ષે ૪૮ થી ૫૮ કરોડ રૂપિયા ખર્ચાય છે જ્યારે હિંદ પોતાને માટે દારૂગોળો તૈયાર કરે તો તેને ૩૫ કરોડથી વધુ ખર્ચ થાય નહિં.

વિમાન અને ગેસનો ઉપયોગ ભાવિ લડાઇમાં અનિવાર્ય થઇ પડશે. તેથી તે તરફ પુરતું લક્ષ અપાવું જોઇએ. બ્રિટિ-

શરો કહે છે કે હિંદીઓમાં વિમાની તાલીમ લેવાની વૃત્તિ જ નથી. આને માટે એકજ પ્રશ્ન છે. તેમને આવી વૃત્તિ ખીલવવા સરકાર સગવડો આપે છે ખરી? બીજી સગવડતો કોરે રહી પરંતુ હિંદમાં એક પણ "પક્કુ" એરો ડ્રામ નથી. હિંદીઓએ જ આ વૃત્તિ ખીલવી વિમાની તાલીમ મેળવી રાષ્ટ્રિય સૈન્યનું મુખ્ય અંગ પુરું પાડવાનું છે.

ઝેરી ગેસ સબંધેનું શિક્ષણ પણ તેટલુંજ આવશ્યક છે. આધુનિક વિગ્રહોમાં તેના વિના ચાલે તેમ નથી. હિંદીઓ જો માત્ર સાહિત્યની પાછળ જ નહિં ચોટ્યા રહેતાં વિજ્ઞાન તરફ લક્ષ દોડાવે તો તેઓ યુધ્ધ સામગ્રીઓ તૈયાર કરવામાં યુરોપીઅનો કે અમેરિકનો કરતાં પણ આગળ નીકળી જાય તેમ છે.

આ કાર્ય તો નૌજવાનોએ જ ઉપાડી લેવાનું છે. ક્ષીણ થતી જતી શક્તિવાળા વૃધ્ધ નેતાઓનું તે કાર્ય નથી. પૂર્ણ સ્વરાજ એ જ યુવકોનું ધ્યેય હોવું જોઇએ અને તેને માટે હિંદીમય રાષ્ટ્રિય લશ્કરની સંપૂર્ણ આવશ્યકતા રહે છે તેમણે લક્ષમાં રાખવું જોઇએ. *

* "ક્યસરે હિંદ"ના ખાસ 'હિંદ અંક' માંના લેખકના લેખના આધારે.

'હિંદુસ્થાનમાંના લશ્કરનો ઘણો મોટો ભાગ, નિશંક અર્ધો ભાગ, તે શાહી લશ્કર છે, કે જેની આપણને હિંદને સ્પર્શતા ન હોય તેવા બીજા કામો માટે જરૂર પડે છે. એટલે તેથી તેનું ખર્ચ હિંદની તિજોરી-માંથી નહિં પણ શાહી તિજોરીમાંથી થવું જોઇએ."

—જે. રામ્સે મેકડોનલ્ડ

...

"હિંદમાં પ્રત્યેક બ્રિટિશ સૈનિકની પાછળ હિંદી સૈનિક કરતાં ચારથી પાંચ-ગણું ખર્ચ થાય છે, અને હિંદી અફસર કરતાં બ્રિટિશ અફસરનું ખર્ચ ૭ ગણું વધુ છે."

**(આર્મી ઇન ઇન્ડીયા એન્ડ ઇટસ ઇવોલ્યુશન.)**

પ્રત્યેક બ્રિટિશ સૈનિક પાછળ હંદી સરકાર દર વર્ષે રૂ. ૨૫૦૦ ખર્ચે છે, જ્યારે પ્રત્યેક સૈનિક પાછળ માત્ર રૂ. ૬૫૦ નું ખર્ચ થાય છે.

...

"લડાઇ દરમિયાન અને તે પછી બધું મળીને ૭ વર્ષ સુધી હિંદમાં તેની જરૂરિયાત ઉપરાંત ૨૦૦૦ લશ્કરી અમલદારો હતા, તેને પેટે લગભગ પાંચ કરોડથી વધુ ખર્ચાયા હતા."

—ડા. મુંજે

...

"હિંદમાં લશ્કરી ખર્ચ મધ્યસ્થ સરકારની આવકના ૬૬ ટકા જેટલું થાય છે."

—સર શીવસ્વામી આયર

# નિર્ભય બનો

## ભય એ માનવજાતિનો મહા શત્રુ છે

: લેખક :
**માનસશાસ્ત્રી**

કોઇપણ માણસ જ્યાં સુધી તે ભય અને ચિંતાથી મુકત ન હોય, ત્યાં સુધી, સારી રીતે વિચાર કરી ન શકે, સારી રીતે વાત ન કરી શકે, સારી રીતે કામ ન કરી શકે, સારી રીતે રમી ન શકે, સારી રીતે જમી ન શકે, સારી રીતે પચાવી ન શકે, સારી રીતે આરામ લઇ ન શકે, કે સારી રીતે જીવી પણ ન શકે.

ભય એ માણસ જાતિ માટે ભયંકરમાં ભયંકર રાક્ષસ છે. એ રાક્ષસે મનુષ્યોના મોટા સમુદાયને પોતાની ગુલામીમાં જકડી રાખ્યો છે. એટલે જ્યારે આપણે ભય મુકત બનવાની વાતો કરીએ છીએ, ત્યારે ભયની ગુલામીમાં જકડાયલાઓની અજાયબીનો પાર રહેતો નથી. અમેરિકાના એક મોટામા મોટા માનસ શાસ્ત્રી અને શિક્ષણ શાસ્ત્રીએ બારીક તપાસના આધારે આંકડા આપતાં કહ્યું હતું કે: ખુદ અમેરિકામાં [કે જે દેશ સ્વતંત્ર છે] પ્રત્યેક ૭ માણસમાં ૬ માણસો ભયના ગુલામ છે. તો પછી પરાધીન હિંદની તો વાત જ શું કરવી?

અને એ વાત સાચી છે કે, મનુષ્ય જાતિની માનસિક, શારીરિક, સામાજિક, ઔદ્યોગિક અને આર્થિક ઉન્નતિમાં ભયાનક દુશ્મન જો કોઇપણ હોય તો તે તેના દિલમાં છૂપા રહેલા ભયના જંતુઓ છે. યુધ્ધોને લીધે, દુકાળોને લીધે, પુરનાં પ્રલયથી, ધરતીકંપથી, જ્વાલામુખી ફાટવાથી કે રોગચાળાઓથી કરોડો મનુષ્યોનો સંહાર થઇ ગયો છે; પરંતુ જમાના જૂનાં ભય અને ચિંતા એ તો અબજો મનુષ્યોનો ઘાણ કાઢી નાખ્યો છે.

ઝેરી વસ્તુઓ—જેવી કે અફીણ, કોકેન, દારૂ—એ માનવ જાતિનો ધીરે ધીરે નાશ કરી નાખ્યો છે, પરંતુ તે કરતાં વધારે ભયંકર અને નાશકારક ઝેર ભય અને ચિંતામાં રહેલાં છે. તેથી મનુષ્ય જાતિને જે નુકશાન થયું છે, તે તો દુનિયાના તમામ ઝેરો સામટાં મળે તેથી પણ ન થાય તેટલું બધું છે.

એક દંતકથા છે કે: એક દેશમાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો તેમાંથી પોતાની પ્રજાને બચાવવા માટે રાજાએ, પ્લેગની દેવીને પ્રાર્થના કરી. દેવીએ કહ્યું 'મારું ખપ્પર ભરી દે તેટલો ભોગ આપે તો તારી બીજી પ્રજા બચી જાય.

"કેટલાં માણસોથી તમને શાંતિ થશે?" રાજાએ પૂછ્યું.

"દશ હજાર."

દેવીએ જણાવ્યું.

"ઠીક, તો એટલાં માણસો હું તને આપીશ." પણ વર્ષ પુરૂં થયું અને ગણતરી કરવામાં આવી તો જણાયું કે, પ્રજાજનોમાંથી એક લાખ માણસોનો નાશ થઇ ગયો છે.

એ અરસામાં પ્લેગની દેવી રાજાને મળવા આવી, તેણે કહ્યું: "મારું ખપ્પર ભરાયું છે, હવે તારા રાજ્યમાંથી હું ચાલી જાઉં છું."

"પણ તમે તો દશ હજારને બદલે એક લાખનો ભોગ લીધો!" રાજાએ દિલગીર થઈને કહ્યું.

"ના. મેં તો દશ હજારનોજ 'ભરખ' કર્યો છે, બાકીનાં નેવું હજારનો ભક્ષ તો ભય કરી ગયો છે.

ભયભીત મનુષ્યેની દશા આથી બરાબર સમજી શકાય છે.

[૨]

ભયના આ રાક્ષસનો જન્મ માનવજાતિના જન્મની સાથેજ થયો છે, તે દિવસે આજ સુધી તે પોતાનું એકચક્રી રાજ્ય ચલાવી જ રહ્યો છે. આપણા પૂર્વજો તો નિરંતર ભયભીત રહેવામાં જ જીવન ગાળી રહ્યા હતા. તેઓ મેઘગર્જનથી, વીજળીઓથી, જ્વાલામુખીના ફાટવાથી, પ્રચંડ પુરના પ્રલયથી, ભૂકંપથી એટલા ડરતા હતા કે, તે યુગના આર્યોએ એ બધાં કુદરતનાં ધમસાણોને દેવો કલ્પીને, તેમની પ્રાર્થનાઓ જોડી, પોતાને, પોતાની ગાયો અને બળદોને પોતાની ખેતિવાડીને અને પોતાનાં સ્વજનોને તેમાંથી બચાવી લેવા માટે નિરંતર એવી પ્રાર્થનાઓ કર્યાજ કરી છે. જો કે એવી પ્રાર્થનાઓથી કદી તેમનો સંહાર થતો અટકયો નહોતો કે શિકારી પશુઓના પંજામાંથી અને તેમનાજ પ્રતિપક્ષી મનુષ્યોના હુમલાઓમાંથી, તેઓ બચાવ કરવાની શારીરિક શકિત અને યુધ્ધકૌશલની યુક્તિ પ્રયુક્તિઓ સિવાય બચી પણ શક્યા નહોતા!

આમ આદીકાળથી ભય મનુષ્ય જાતિના વારસામાં ઉતરી આવેલો હોવાથી, આજે પણ મનુષ્યોમાં વ્યકિત અથવા સમુહની લાગણીઓમાં ભય એ પ્રાધાન્ય ભોગવે છે. માનવ જીવનની અને મનુષ્યોના કામની ઉપર તેની ઘણીજ નઠારી અસર થાય છે. સિધ્ધાંતની દષ્ટિએ જુવો કે ભાવનાની નજરે તપાસો, પણ ભય તે તમામ અનર્થોનો આરંભ છે. માર્શલ ફોશ કહેતો: "ભય એ ભયંકરમાં ભયંકર હિંસક પ્રાણી છે. તેના દાંત અને નખ મનુષ્ય માત્રે ખેંચીને ઉખાડી નાખવા જોઇએ." એ વાતમાં લગારે અતિશયોક્તિ નથી.

ભયને લીધે થતું નુકશાન એટલું બધુ છે કે તેનો અંદાજ કાઢવો તે મનુષ્ય શકિતની બહારનું કામ છે, અને તેને હઠાવી કાઢવો એ પણ ભારેમાં ભારે બહાદૂરી, ટેક અને દઢતાનું કામ છે.

કાયમના ભયને લીધે ઘણી વખત માણસોના માથાને, હોજરીને, હૃદયને તેમજ આંતરડાને પણ અસર થાય છે; એટલુંજ નહિં. તેથી ઘણા માણસો ગાંડા પણ બની જાય છે. એક માણસ બીજા માણસથી ડરતો હોય તો ડરનાર મનુષ્યના વ્યકિતત્વમાં રહેલા પ્રભાવનો નાશ થઇ જાય છે, તેથી પરસ્પરની અંદરનાં પ્રેમ તેમજ મૈત્રીનો પણ અંત આવી જાય છે, એટલુંજ નહિં પણ પેલા ભયભીત મનુષ્યને માટે તેથી આગળ વધવાની તક અને વિજયનાં દ્વાર પણ હમેશને માટે દેવાઇ જાય છે.

ભય અને ચિંતાથી ઘેરાયલો માણસ બીજા માણસોથી અટુલો પડી જાય છે. એને લીધે એક પ્રકારનું ઉદાસીન વાતાવરણ જામે છે, તે વાતાવરણની નાશકારક અસર તેની રીતભાત અને તેના વર્તન ઉપર તો થાય છે જ, પરંતુ તેના સંસર્ગમાં આવતા માણસો ઉપર પણ એ ઉદાસીનતાની એવી છાપ પડે છે કે, જેથી સહુ તેવા માણસથી

દૂરને દૂરજ રહેવાનું પસંદ કરે છે. જે માણસને દરરોજ બડબડાટ કરવાની ટેવ હોય, જે આશાવાદી બનવાને બદલે નિત્યનો નિરાશાવાદી જ બની ગયો હોય, અને સારાને બદલે હમેશાં જે માઠું બનવાનીજ કલ્પનાઓ કર્યા કરતો હોય, તેવો માણસ મિત્ર અથવા સાથી તરીકે નકામો થઇ પડે છે. કેમકે તેના સહવાસમાં રહેનારને આનંદ મળવાને બદલે ગમગીનીનુંજ ભાન થયાં કરે છે; એટલે તેવો માણસ પોતાનાં સુખ સગવડ તો વધારી શકતો નથી, એટલુંજ નહિં પણ બીજાઓના સુખ સગવડમાં હરકત કર્તા થઇ પડે છે. તેથી એવા નિરાશાવાદીઓથી સહુ કોઇ કંટાળી જાય છે.

ભય એ ત્રાસ અને ચમકનું અતિ ઘેરૂં સ્વરૂપ છે. જેમ ગમે તેવું મજબૂત ખડક સુરંગથી ઉડી જાય છે, તેમ ભય એ મનુષ્ય જાતિના ગમે તેવા હિંમતવાળા માણસની હિંમતને છિન્ન ભિન્ન કરી નાખે તેવી સુરંગ છે. એની અસરથી મનુષ્યના વિચારો વંડી જાય છે, લાગણીઓ વણસી જાય છે, કામ થંભી જાય છે, તુલનાત્મક શકિત કુંઠિત થઇ જાય છે, વાચા રૂંધાઇ જાય છે, મહત્વાકાંક્ષાઓ થીજી જાય છે અને પ્રયત્ન શીથીલ બની જાય છે. જ્યાં ભય ત્યાં સંગીન નિર્ણયશકિતનો વાસો નહિં. જે મનુષ્યથી કે જે વસ્તુથી આપણે ભય પામતા હોઇએ, તેને કદી પણ આપણે બરાબર સમજી શકીએ જ નહિં. ભયભીત દશામાં આપણે સીધું કામ પણ કરી ન શકીએ.

આ તો અંતરની વાર્તા થઇ. પણ ભય અને ચિંતાતુર મનુષ્યની ખુબસુરતીનોયે નાશ થઇ જાય છે. તેની આંખોમાં ચેતનને સ્થાને ઉદાસીનતા જણાય, ચહેરાની ચમકને બદલે કાળાશ દેખાય. મોઢું પડી જાય, અને અકાળે વૃધ્ધાવસ્થા પ્રાપ્ત થઇ જાય. જે માણસ પોતાની જાતથી, પોતાના કુટુંબથી, પોતાના મિત્રોથી, પોતાના પાડોશીઓથી, પોતાના કામધંધાથી કોઇપણ જાતે ભય પામતો હોય, તે બિચારાને કોઇ ચોર કે લુંટારો પણ ન લુંટી શકે, તેટલે પોતાની જાતેજ લુંટાઇ જાય છે. તે પ્રત્યેક સ્થળે મંગલાચરણથીજ અયોગ્ય બની બેસે છે.

એટલે જ્યાં સુધી કોઇપણ મનુષ્ય ભય અને ચિંતામાંથી મુકત ન થાય ત્યાંસુધી તે બરાબર વિચાર કરી શકતો નથી, બરાબર વાત કરી શકતો નથી, બરાબર કામ કરી શકતો નથી, બરાબર રમી શકતો નથી, બરાબર જમી શકતો નથી, બરાબર પચાવી શકતો નથી, બરાબર આરામ લઇ શકતો નથી, એટલુંજ નહિં પણ બરાબર જીવી પણ શકતો નથી.

[૩]

એવા અનેક વકતાઓ, અભિનયકલાના વિશારદો અને ગાયકો છે કે જેઓ માત્ર મનનાં ભૂતને લીધે જાહેર સમક્ષ ઉભા રહેતાં ભયભીત બની જાય છે. જો તેઓ નિર્ભય બને તો મશહુર બની શકે. તેજ રીતે આ દુનિયામાં એવાં હજારો બુધ્ધિમાન સ્ત્રી પુરુષો છે કે, જેઓ જાતે ઉભા કરેલા ભયના બંધનમાંથી છુટી જાય તો જુદા જુદા ક્ષેત્રોમાં સફળતાના શિખરે પહોંચી શકે. તેમ હોય છે, જ્યારે અનેક સામાન્ય બુધ્ધિનાં સ્ત્રી પુરુષો માત્ર પોતાની શકિતઓનો અને તેમને મળેલી તકોનો સદુપયોગ કરી લેવાની હિંમતને લીધે જ સમસ્ત વિશ્વમાં પંકાઇ જાય એટલી કીર્તિ કમાઇ ગયાં હોય છે.

જગત એવા મનુષ્યને સત્કારે અને સન્માને છે, કે જે ભયને પોતાનો ગુલામ

બનાવી શકયો હોય, અને તેને જોઇને જેની આંખની પાંપણ પણ ફરકતી ન હોય. નિર્ભય મનુષ્યનેજ ચરણે દુનિયા સંપત્તિ, સત્તા અને પ્રતિષ્ઠાના કળશ ઢાલવે છે.

મનુષ્ય કોઇ પણ ધંધામાં કે કામમાં નિષ્ફળ નિવડે છે તો તેમાં ભય નામના રાક્ષસે સંપૂર્ણ નહિં તોપણ વધુમાં વધુ ભાગ ભજવેલો હોય છે, તે બતાવવા માટે જોઇએ તેટલા પુરાવા સાંપડી શકે તેમ છે.

જ્યાં સુધી માણસ ભયના બોજાથી કચડાયલો અને તેની વેદનાથી પીડાતો હોય છે, જ્યાં સુધી પોતે નિરાધાર કે અસમર્થ છે એવી લાગણી તેને પજવી રહી હોય છે, ત્યાં સુધી મનુષ્ય કોઇ પણ સ્થળે ફળીભૂત થઇ શકતો જ નથી. એ સ્થિતિમાં માણસ જેટલા પ્રયાસ કરે તેટલા બધા બંદરમાં લોખંડી સાંકળથી જકડી રાખેલી હોડીને હલેસાં મારવાના પ્રયાસ જેવા નકામા નિવડે છે.

ભય અને ચિંતાને દિલમાં સ્થાન જ ન આપવું એનો અર્થ એવો પણ નથી કરવાનો કે, વિના કારણે આંખળીયા કરીને ભય અને જોખમ ઉપાડી લેવાં, કોઇ પણ ડાહયો માણસ ભયંકર દુશ્મનની સામે કામ પાડતી વખતે, દુશ્મન પોતાની જાતને કશી પણ ઇજા કરી ન બેસે તે માટે સ્વરક્ષણના તમામ શકય માર્ગો ગ્રહણ કરે છે. તેમ જે માણસ પ્રત્યેક સંજોગમાં દરેક વખતે ધીરજ અને બુદ્ધિપૂર્વક વિચાર કરે છે તેને કદી પણ ભય રાખવાનું કારણ મળતું નથી.

આપણે જે કરવાનું છે તે માત્ર એટલું જ. આત્મશ્રદ્ધા અને હિંમતને જેમ બને તેમ વધારતા જવું. એ બન્ને સદ્‌ગુણોને જ્ઞાન તેમજ અનુભવના પાયા ઉપર ખીલવી શકાય છે. આપણે કોઇ પણ ગુંચવણ ભર્યા પ્રશ્નનો ઉકેલ કરવાનો હોય અથવા તો કશુંક પણ કામ કરવાનું હોય ને વખતે આપણે એટલું જાણતા હોવાજ જોઇએ કે, પેલું ગુંચવણીનું કામ આપણે શી રીતે ઉકેલી શકીશું, કે જે કરવાનું હોય તે કામ કેવી રીતે પાર પાડી શકીશું. આ જાતની આપણા દિલને ખાત્રી થવી તેજ આપણને ભયની ઉપર વિજય મેળવવામાં મદદ કરે છે.

ભયને અટકાવવાનો કે મનમાં ભરાયલા ભયના ભૂતને ભગાવી દેવા માટે સરસ રીત એ છે કે, કદી પણ ભયનાં ચિત્રોને મનના ફલક ઉપર ચિતરાવા જ દેવાં નહિં. એ ભૂત ઘરનું બારણું ઠોકતાંજ ન આવે તેટલે દૂર તેમને રાખવાં એ કદાચ હમેશ ન પણ બની શકે, પરંતુ આપણે તેને મનમંદિરમાં કદી પણ પ્રવેશવા નહિ દેવાનું કામ તો કરીજ શકીએ તેમ છીએ.

જ્યારે બધું કામ સરળતાથી ચાલ્યા કરતું હોય ત્યારે ભય અને ચિંતાને દૂર રાખવાં એ સહેલું કામ છે, પરંતુ જ્યારે મુશ્કેલ અને આકરા સંજોગોમાં મુકાયા હોઇએ ત્યારે જ તેમ કરવામાં આપણી આકરી કસોટી થાય છે. એ પ્રસંગે શ્રધ્ધા, આશા અને હિંમતને જેમ વિશેષ બળ મળે તેવાજ વિચારો તરફ વળવું જોઇએ, જેમ જેમ આપણા અંતરમાં એ ગુણો ખીલતા જાય છે તેમ તેમ આપણા જીવનમાં તે ગુણો મહત્વનું સ્થાન લઇ લે છે.

ખરેખરા ભય રહીત અને વિજયવંત એવું સાચું જીવન ગાળવા માટે સહુથી પહેલાં બે વસ્તુઓની જરૂર છેઃ [૧] આપણામાં રહેલી નૈસર્ગિક શકિતઓમાં સોએ સો ટકા વિશ્વાસ, અને [૨] તે શક્તિઓને જીવનના એકેકે એક બનાવ વખતે બુધ્ધિપૂર્વક તેમજ વ્યવહારૂ રીતે વાપરી શકવાની આપણી યોગ્યતામાં પુરેપુરી આત્મશ્રધ્ધા.

શ્રધ્ધા ભય ઉપર વિજય મેળવે છે. અહિં શ્રધ્ધાના અર્થમાં હું હિંમત આશાવાદ, આત્મવિશ્વાસ, અડગ નિશ્ચય ચેતન, ઇચ્છા શકિત અને સક્રિયતાઃ એટલાં વાનાનો સમાવેશ કરૂં છું.

ગમે તેવી શ્રધ્ધા આપણામાં હોય છતાં તે શ્રધ્ધા સક્રિયતા વિહોણી–વાંઝણી હોય તો તે આપણને કશી જ ઉપયોગી થઇ શકે નહિં. સક્રિયતા વિનાની શ્રધ્ધા તે છિદ્રવાળા જલપાત્ર જેવી છે–તેવા પાત્રમાં પાણી કેટલો વખત રહે? વાંઝણી શ્રધ્ધા એકલું મુડદું તે શું કામનું? શ્રધ્ધા અને કાર્ય એ બન્ને અંધ–પાંગુલ ન્યાયે ચાલનારી શકિતઓ છેઃ એક એકના આધાર વિના બન્ને શકિતઓ નકામી થઇ પડે છે. આ બન્ને શકિતઓની મદદ વિના જે માણસ વિજયવાંચ્છુ થઇને નીકળે છે, તેની દશા સુંદર વેલિઓથી ઢંકાયલા કુવાના મુખમાં ધસી જનારના જેવીજ થાય છે.

જગતમાં જેઓ ઉન્નતિના શિખરબિંદુએ પહોંચ્યા છે તેમને માર્ગે આપણે પણ ચાલવું હોય, અને જીવનમાં તેવીજ ફતેહ મેળવવી હોય તો આપણે ભયના ભુતને બાળીને ભસ્મ કરી નાખવો પડશે. અને તે માટે બીજા કશાની નહિં, માત્ર આપણી જાતને જ બરાબર ઓળખતા થવાની જરૂર છે. કેમકે પોતાની જાતને સંપૂર્ણ નહિં ઓળખી શકનારાઓજ નિરંતર ભયભીત રહે છે. જે મનુષ્યને પોતાની અંદર રહેલા સામર્થ્યના ઝરાની ખરેખરી પિછાન થઇ નથી તે મનુષ્યજ કાયમ ભયથી ધ્રુજતો–કંપતો રહે છે. અને જ્યાં સુધી તેને એના અંદર રહેલી ખરી શકિતઓની બરાબર ઓળખાણ થાય નહિં, ત્યાં સુધી એ ભયમુકત બની પણ શકતો નથી.

જે નિરંતર પોતાની અશકિત, અયોગ્યતા અને નિર્માલ્યતાનાજ ભાનવાળો હોય તેની મનોદશા ભયગ્રસ્ત રહે છે. તેથી ઉલટા પ્રકારના સતત ભાનવાળા મનુષ્યની મનોદશા નિર્ભય બને છેઃ એ તો મનુષ્યની વિચારસરણીની ટેવ ઉપરજ આધાર રાખનારી વસ્તુઓ છે. અને જીવનમાંના સારા કે માઠા પ્રસંગો તે આપણા માનસની આંતરદશાનુંજ સૂચન હોય છે.

તંદુરસ્તી, સુખાકારી અને વિજય મારે માટે પણ શકય છે, એવા વિચાર નિરંતર કરનારને તુરતજ તે માટે કયા માર્ગ લેવા જરૂરના છે તેનો વિચાર સુઝે છે; તેથી તે પ્રયત્નશીલ બને છે અને છેવટે તેનાં સારાંજ પરિણામ આવે છે.

પરંતુ બીજો કોઇ માણસ હમેશાં માંદા પડી જવાના, નિષ્ફળ નિવડવાના, નિર્ધન બની જવાના, મૃત્યુના મુખમાં જઇ પડવાના ભયથી ધ્રુજતો હોય છે, તે પોતાની જાતનેજ વિધ્ન કરનારી વસ્તુઓને સાથ આપે છે, અને પરિણામે જેનાથી તે કંપતો, ત્રાસતો હોય છે તેને પોતાની શકિત અજમાવી લેવાની પુરેપુરી તક આપે છે.

એટલે ભય–જેની સાથે ચિંતા, નિરાશા, અનિશ્ચિતતા, બીકણવેડાનો નિકટનો સંબંધ છે–ની ઉપર વિજય મેળવવા માટે, હમેશાં તેની સામેના જ વિચાર કરવાની ટેવ રાખવી એ જરૂરની છે. આમ કરવાથી ભયભીત દશા ઉપર અચૂક ફતેહ મેળવી શકાશે.

# યંત્રો: તેની ઉપર થતા આક્ષેપો

યંત્રો ઉપર થતા આક્ષેપો ઉંધે રસ્તે દોરવનારા છે. અત્યારે જે આક્ષેપો યંત્રો ઉપર મુકાય છે, તેમાંના ઘણા જ મોટા ભાગના આક્ષેપો મૂડીવાદ અને તેની તંત્ર રચના ઉપર મુકાવા ઘટે છે. વર્તમાન મૂડીવાદ અને માલિકીની વ્યવસ્થા પલટાવીને શ્રમજીવીઓના શ્રમને મૂડી જેટલું મહત્ત્વ અપાય, અને નફામાં મૂડીવાદીઓની સાથે શ્રમજીવીઓની ભાગીદારી સ્થપાય, તો યંત્રવાદ ઉપરના તમામ આક્ષેપો આપોઆપ દૂર થાય.

: : લેખક : :

હબીબ હસન પંજવાણી

ઉદ્યોગવાદ મૂડીવાદના પંજામાં ગુંગળાઇ રહ્યો છે, તેમાં કામદારોનો નાશ નિર્માયો છે, કેમકે ઉદ્યોગવાદથી થતો બધો નફો થોડાક મૂડીવાળાઓના જ ખીસામાં જાય છે. અને કામદારો ભુખે મરે છે; તેથી કેટલાક ટીકાકારો ઉંધે રસ્તે ઉતરી જઇ, એકલા યંત્રોની ઉપર જ આક્ષેપોનો વર્ષાદ વરસાવી મુકે છે.

સામાન્ય રીતે યંત્રો ઉપર નીચેનાં તહોમતો મુકવામાં આવે છે.

૧ યંત્રો આવવા પહેલાં મનુષ્ય જેટલો સુખી હતો તેટલો તે આજે યંત્રો આવતાં નથી. જે. સ્ટુ. મીલ કહે છે:—"It is questionable if all the mechanical inventions yet made have lightened the day's toil of any human being." (આટ આટલા યંત્રો થયા છતાંએ મનુષ્યને માથેથી મહેનતનો બોજો જરા પણ ઓછો થયો નથી.) તેને મળતા તેથી અત્યારે વધારે સિક્કાઓ મળે છે, પણ તે વધારે મળતા સિક્કાઓ વસ્તુઓની વધેલી કિંમતમાં તણાઇ જાય છે. આમ યંત્રે શ્રમજીવીઓના સુખ કે કલ્યાણમાં કશી વૃધ્ધી નથી કરી. ઉલટું તે તેમના પર અનિષ્ટો લાવ્યું છે.

૨ કારખાનાઓનું ગંદુ, હવા ઉજાસ વિનાનું વરવું અને કડંગુ વાતાવરણ પ્રાણ વિનાશક છે.

૩ યંત્રોએ શ્રમજીવી વર્ગની મહેનત પુરી પાડી તેમની જગ્યા લઇ લીધી છે અને તેમને બેકાર બનાવ્યા છે.

૪ યંત્રે આપણા સુખી સ્વતંત્ર કારીગર વર્ગને હાંકી કાઢ્યો છે.

૫ યંત્ર કલાનું વિરોધક નિવડ્યું છે.

૬ યંત્રને લઇ શ્રમજીવીઓના જીવનમાંથી વૈવિધ્ય નથી રહ્યું અને એકનું એક જ કામ કરી તેમના જીવનમાં ઉલ્લાસ અને રસવૃત્તિને સ્થાને કંટાળો અને નીરસતા આવ્યાં છે.

આ ઉપરાંત બીજાં પણ અનેક તહોમતો યંત્રને માથે મુકવામાં આવ્યાં છે.

ઉપર્યુક્ત વર્ણન પરિસ્થિતિનો સાચો ખ્યાલ આપે છે. પણ આ બધી દુઃખદ સ્થિતિનું કારણ યંત્ર નથી. યંત્રો તો મહેનત અને વખતનો બચાવ કરી આપે છે

એ સત્ય આપણી આંખે જોઇએ છીએ. જે શ્રમ યંત્રની મદદ વિના એક મહિને પણ ભાગ્યે જ પાર ઉતારી શકાય તે કાર્ય યંત્રની મદદથી થોડાએક કલાકોમાં જ સાધ્ય બને છે. એક યંત્રે બીજા યંત્રને બનાવ્યું અને એ પ્રમાણે આપણી ભૌતિક પ્રગતિને ગુણાકારની ગતિએ આગળ ધપાવી. એક બાજુ યંત્રના પ્રમાણભૂત લાભ આ પ્રમાણે આપણી સામે છે અને છતાંએ ઉપર વર્ણવેલાં અનિષ્ટો પણ આપણા ઔદ્યોગિક અને સામાજીક જીવનમાં નજરે પડે છે. ત્યારે આમાં ખાંચો ક્યાં છે? બે ને બે ચાર કેમ થતા નથી? આ વસ્તુસ્થિતિને માટે કયું કારણ જવાબદાર છે? તે તપાસવું જરૂરનું છે.

આ દુઃખદ વસ્તુસ્થિતિને માટે મૂડીવાદના પાયા પર રચાયેલું આપણું આર્થિક અને ઔદ્યોગિક બંધારણ જ જવાબદાર છે. એ બંધારણમાં એક સળો છે તે સદીઓ થયા છતાં હજુ અખંડ ચાલ્યો જ આવે છે. કારખાનાનો માલિક શ્રમજીવીઓને નજીવે પગારે (શ્રમજીવી ન મરી જાય તેટલા પુરતા) ભાડે લે છે. ત્યારે યંત્રોમાં બનેલો માલ કારખાનાનો માલિક બજારના પુરેપુરા ભાવે વેચે છે. આમ પાકા માલની કિંમત અને ઉત્પાદન ખર્ચ વચ્ચેનો મોટો ગાળો કારખાનાનો માલિક પોતે પચાવી જાય છે. તૈયાર થયેલ વસ્તુની જે કિંમત ઉપજે તેમાંથી ખરચ બાદ કરી બાકીનું બધું દ્રવ્ય જો કામદારોને વહેંચી આપવામાં આવે તો તેમની સ્થિતિ અત્યારે છે તેના કરતાં સહસ્રાંશઃ સારી હોય. કમનસીબે શ્રમજીવીઓની ખૂબ છત છે. એટલે જ્યાં શ્રમજીવીઓમાં ઐક્ય ન હોય ત્યાં મડીવાનો તેમની છતનો લાભ લઇ તેમનામાં હરીફાઇ ઉભી કરે છે, અને આપણે કોઇ બજારૂ નિર્જીવ વસ્તુ ખરીદીએ તેમ મૂડીવાદીઓ શ્રમજીવીઓને ખરીદે છે! આવી સ્થિતિ હોય ત્યાં શ્રમજીવીઓ નફામાં હિસ્સો ક્યાંથી માગી શકે? પરિણામે તેમની કંગાલીયત અને તેમાંથી જન્મતાં અનિષ્ટો યંત્રને માથે આરોપાય છે!

હવે યંત્રો ઉપર મુકાતાં તહોમતોના એક પછી એક વિચાર કરીએ અને તેનું ખરૂં કારણ યંત્ર છે કે મૂડીવાદી આર્થિક બંધારણ તે જોઇએઃ

(૧) શ્રમજીવીનાં સુખ અને કલ્યાણમાં યંત્રે કશી વૃદ્ધિ કરી નથી. કારણ સ્પષ્ટ છે. યંત્રના ઉપયોગથી નિપજતી કરકસરનો લાભ મડીવાદીઓ ચૂસી જાય છે. એટલે જો કારખાનાની માલિકી કેવળ મુઠી-ભર મડીવાદીઓની ન હૌય, પણ કારખાનાં ચલાવવામાં મૂડી જેટલીજ જરૂરની મજુરી કરનારા શ્રમજીવીઓની પણ એ માલિકીમાં અને કારખાનામાંથી મળતા નફામાં ભાગીદારીની યોજના કરવામાં આવી હોય તો, શ્રમજીવીઓની આર્થિક સ્થિતિ સુધરે અને તેમને જોઇએ તેટલાં સુખ સગવડ મળે. આ ઉપરથી એમ પ્રતિપાદિત થાય છે કે શ્રમજીવીઓની કંગાલીયતને માટે યંત્રો નહિં પણ મૂડીવાદ જ જવાબદાર છે.

(૨) યંત્રો થયાં એટલે કારખાનાં થયાં, એ કારખાનાંઓની બાંધણીમાં મોટે ભાગે યંત્રોનો જ વિચાર થાય છે. જીવતાં શ્રમજીવીઓની સગવડનો તેમાં વિચાર થતો નથી. આમાંથી જે નફો મૂડીવાદીઓના ખીસામાં જાય છે તેમાંથી સુંદર મહેલો અને ભવ્ય ભવનો ખડાં થાય છે; પણ જો તે નફાનો ઉપયોગ શ્રમજીવીઓ કરી શકતા હોય તો તેઓ પણ સગવડ ભર્યાં મકાનો બનાવી અને તેમાં રહી શકે.

(૩) યંત્રોએ શ્રમજીવીઓને બેકાર બનાવ્યા છે—એ યંત્ર પર એક સજ્જડ આક્ષેપ છે. જે કાર્ય કરવાને દસ કામદારો જોઇતા હોય તે કાર્ય યંત્રની મદદથી એક માણસ ઉકેલી શકે. આમ થવાથી બાકીના નવને રૂખ્સદ મળે અને તેઓ બેકાર થાય. આ જોતાં તો એમ લાગે કે, યંત્ર કામદારોના પેટ પર પાટુ મારે છે અને આ માન્યતાના આવેશમાં જ સત્તરમી સદીમાં થોડાક યંત્ર શોધકોને ગોરા કામદારોએ મારી પણ નાખેલા. આ સ્થિતિને માટે પણ પડદા પાછળ ડોકીયું કરતાં મૂડીવાદ જ જવાબદાર લાગે છે. યંત્રોના ઉપયોગથી જે કરકસર નીપજે છે તે કારખાનાના માલિકો પોતે જ પચાવી પાડે છે. એટલે જો ઉત્પાદનનાં સાધનોને ખાનગી મિલ્કત બનતાં અટકાવી, તેના પર સમાજનું સ્વામિત્વ સ્થાપવામાં આવે તો, જે યંત્રો આજે શ્રમજીવીઓને બેકાર બનાવનારાં મનાય છે તે જ યંત્રો શ્રમજીવીઓની આવકમાં વૃદ્ધિ કરનારા થઇ પડે. એ તો સિદ્ધ છે કે યંત્રો તો વખત અને મહેનતનો બચાવ કરી આપે છે. એટલે જો ઉત્પાદનના સાધનોનું સ્વામિત્વ સમાજના હાથમાં આવે તો કામદારોને લાભ થાય, પણ તેમ થઇ ન શકે ત્યાંસુધી તો શ્રમજીવીઓને માટે માત્ર હડતાળનો આશ્રય લઇ યંત્રોના ઉપયોગથી નીપજતી કરકસરના લાભમાં હિસ્સો પડાવવો એ એક જ કાયદેસર માર્ગ બાકી રહે છે. તેથી શ્રમજીવીઓએ સંઘો સ્થાપવા જરૂરના છે કારણ સંઘબળથી જ હડતાળ પાડી શકાય છે.

(૪) સ્વતંત્ર કારીગર વર્ગ, યંત્રોના આવવાથી અદૃશ્ય થયો એ ચોથું તોહમત. આ પરિણામને માટે યંત્રો કઇ રીતે જવાબદાર છે? ઘણાંખરાં યંત્રો વરાળ કે વિદ્યુત બળથી ચાલનારાં છે. એટલે એક જ જગ્યાએ (કારખાનામાં) બધાએ કામદારોને એકઠાં થવું પડે છે. સ્વતંત્ર (ઘેર બેઠાં કામ કરનાર) કારીગર જેને સીસ્મોન્ડી proud independent gentleman (ગૌરવવાન સ્વતંત્ર ગૃહસ્થ) કહેતો, તે યંત્રથી ઉત્પન્ન થતી સસ્તી વસ્તુઓ સામે ટક્કર લઇ શક્યો નહી. તેની વસ્તુઓ ઓછી ખપવા લાગી એટલે તે સ્વતંત્ર ધંધો છોડી કારખાનામાં એક ગુલામ તરીકે વેચાયો. અહિંઆં તેને દસ કે બાર કલાક સખત કામ કરવાનું અને તે પણ ઉપરીના રૂઆબ નીચે, નીચા મુંડીએ. આ સ્થિતિને માટે પણ આ મૂડીવાદ જવાબદાર છે. કારખાનામાં જોડાતા મજુરને તો યંત્રની મદદ મળવાથી ઉલટું ઓછું કામ કરવાનું ભાગ્ય સાંપડે. અલબત તેથી કેટલેક અંશે કારીગર પોતાનું સ્વાતંત્ર્ય ખુવે છે પણ તેનો બદલો ઓછી મહેનતથી વળી રહેવો જોઇએ. જો વર્તમાન ઔદ્યોગિક બંધારણને લીધે મૂડીવાળા બધેએ નફો ખાઇ જાય છે, એ પધ્ધતિ બંધ થાય અને શ્રમવાદની ગણતરી પર તેની પુનઃ રચના થાય તો કારખાનાનો મજુર, તેના સ્વતંત્ર કારીગર મિત્રથી વધારે સુખી હોય. આમ છતાંએ યંત્રો અમુક પ્રકારની શિસ્ત, નિયમિતતા અને સંયમ માગે છે પણ તેથી મળતા લાભ વિચારી એનો આટલો સંયમ બહુ મોટો ભોગ ન કહેવાય.

[૫] યંત્ર કલાનું દુશ્મન છે—એ માત્ર ઉક્તિ છે. યંત્રે કલાઓને ઘણીએ સહાય આપી છે– એમ પણ કેટલાકો માને છે. એ વાત ખરી કે પોતાનો આત્મા રેડીને જે કૃતિ એક સ્વતંત્ર કલાકાર નિપજાવી કાઢતો તેવી કૃતિ યંત્રો ન નીપજાવી શકે. એ યંત્રના ક્ષેત્રની બહાર છે તેથી રસ્કીને પણ એમ માન્યું કે કલાકારના સ્વાતંત્ર્યને યંત્રે એ લૂંટયું અને તેનું અનિષ્ટ પરિણામ સ્થાપત્ય કલાની અવનતિમાં સ્પષ્ટ દેખાય છે.

આમ કલાને કેવળ કલાની જ નજરે જોઇએ તો યંત્ર અમુક અંશે બાધક નીવડે છે તે ખરૂં; પણ તે તો અનિવાર્ય છે. ખરૂં જોતાં હજુ પૃથ્વી પર જ્યાંસુધી જીવતા મનુષ્યોના ૯૦ ટકા વર્ગને જીવનની જરૂરતો મેળવવા માટે નવથી દસ કલાક કામ કરવું પડે છે ત્યાંસુધી કળાએ જન્મવું જોઇતું ન હતું. કળા જીવે છે તે તો અમુક મૂડીવાદીઓના અન્યાયી દ્રવ્યના સંચયને લઇને તેમના ગુલામ તરીકે. યંત્રો જો કલાનો નાશ કરતાં હોય તો તેથી આમ વર્ગને ઓછુંજ દુઃખનું કારણ છે. કારણ તેમના ઉપભોગમાં કલા ભાગ્યે જ આવે છે. જ્યાંસુધી જીવનની જરૂરતો અચ્છી રીતે પુરી પડી શકે તેટલી પ્રગતિ આપણે સાધી ન હોય ત્યાંસુધી કલાને પોષવી ન જ જોઇએ. કલા પોષાઇ શકતીજ નથી. તમારી પાસે એક જ રૂપીઓ હોય તો તમો પહેલાં અન્નાદિ ખરીદશો કે કોઇ સુંદર ચિત્ર? દુનીઆના ૯૦ ટકા માનવો પાસે જરૂરીઆતો ખરીદવા પૂરતુંએ દ્રવ્ય ભાગ્યે જ છે. કલા આમ પોષાય છે તે તો શ્રમજીવીઓને ભુખે મારીને! જે દિવસે આપણા જીવનની જરૂરીઆતોનો પ્રશ્ન સંતોષકારક રીતે ઉકેલાઇ જશે તે દહાડે આપણે કલા જીવે તેટલા માટે યંત્રોનો વપરાશ ઓછો કરીશું. પણ એમ ન બને ત્યાંસુધી કલાને જીવવાનો અધિકાર નથી.

[૬] આ દલીલ પ્રથમ દષ્ટિએ આપણને કંઇક વજુદવાળી લાગે છે. કારખાનાના મજુરને એકનું એક કામ ફરીફરીને અને હંમેશાં એનું એ જ કરવાનું હોય છે. આથી નિઃરસતા અને કંટાળો ઉપજે છે અને જે કામ આપણી ઇચ્છા વિરૂધ્ધ આપણે કરવું પડે છે તેની હાનીકારક અસર આપણા માનસિક તેમજ શારિરિક બંધારણ પર થાય છે. સ્વતંત્ર કારીગર જે વસ્તુ પર કામ કરતો હોય તેના પર પોતાની બુધ્ધિ અજમાવે છે. આજે જેટલી બુધ્ધિ અજમાવી હોય તેથી કાલે તે વધારે બુધ્ધિ અજમાવી શકે છે, અને તે કાર્યમાં વધારે રસ લઇ શકે છે. વળી જ્યારે કૃતિ સારી નીવડે ત્યારે કલાકારને કેટલો બધો આહ્લાદ થાય? ત્યારે યન્ત્રમાં અમુક હદ સુધી જ તમારે તમારૂં વ્યકિતત્વ યોજવાનું હોય છે–એથી ઓછુંયે નહિં કે નહિં વધારે. તેમાં કશુંએ વૈવિધ્ય નહિ કે નવિનતાએ નહિ. આ આક્ષેપ આટલા પુરતો સાચો છે. પણ જો શ્રમવાદના ધોરણ પર દ્રવ્યની વહેંચણી થાય તો, કેટલાક અર્થશાસ્ત્રીઓની ગણતરી પ્રમાણે મનુષ્યને સુખી જીવનની સામગ્રી મેળવવા માટે સાંજે બે કલાકનું કામ પુરતું થઇ પડે. જો શ્રમજીવીને ફકત બે જ કલાક કામ કરવાનું રહે તો પછી યંત્રમાંના વૈવિધ્યનો અભાવ અને નિઃરસતા આપોઆપ જ નષ્ટ થાય. યંત્ર હો કે યંત્ર ન હો, પણ કોઇ પણ મનુષ્યને તમો દસ કલાક સુધી એક જ કામ ઉપર હંમેશાં ચોંટાડી રાખો તો તે તેને શુષ્ક અને નિઃરસ લાગે જ. મારા એક મિત્ર કહે છે "આપણે એટલા બધા રૂઢી વશ છીએ કે કુદરતને હંમેશાં દસ કલાક નિહાળવાની આપણને ફરજ પડી હોય તો આપણે કુદરતથીએ ત્રાસી જઇએ છીએ છતાં કુદરત એ તો ઇશ્વર કૃતિ માની આપણે તેને તો વખાણ્યાં જ કરીએ છીએ." આપણે આ મત સાથે સંમત ન થઇએ તો પણ યંત્ર ઉપરનો આક્ષેપ ખરૂં જોતાં મૂડીવાદ પર જ મુકવો જોઇએ. એટલું તો જરૂર આપણે સ્વીકારવું જ પડે. યંત્રોની ઉજળી તેમ જ કાળી બાજુ આમ જોયા પછી પણ, વર્તમાન વિશ્વમાં વિજ્ઞાન જે ભાગ ભજવી રહેલ છે, તેની સત્તા અને પરિણામો જોયા–જાણ્યા પછી,

કોઇપણ એમ નહિં કહી શકે કે, હિંદુસ્થાનમાંથી યંત્રોને દૂર કરવાથી અને માત્ર રેંટીઓ, શાળ ને પીંજણો ચલાવવાથી જ દેશને લાભ થવાનો છે.

હિંદને આર્થિક ઉન્નતિ સાધવી હોય તો યંત્રોની અને ઉદ્યોગવાદને તેની જરૂર છે જ. અત્યારે ખેતીમાં સરેરાશ માથા દીઠ એક એકર જમીન માંડ આવે છે. તેમાં વળી ખેતીમાં અત્યારે જેટલી બેકારી છે તેટલી બીજા કોઇ ધંધામાં ભાગ્યે જ હશે. બાપડા ખેડુતો પેટે પાટા બાંધીને જીવે છે. તેમની પાસે ખેતીથી મડી થઇ સાંભળી નથી એટલે આદીકાળના જીવન તરફ પાછા વળવાની બૂમો પાડનારાઓએ હિંદના ખેડુતોની કંગાલીયત જોવી જોઇએ. ઉદ્યોગવાદ વિના આપણી આર્થિક ઉન્નતિ અશક્ય છે, પણ આપણે ત્યાં દરેક ઉદ્યોગોમાં શ્રમવાદની પધ્ધતિપર જ દ્રવ્યની વ્હેંચણી થવી જોઇએ. આમ નહિં થાય અને યંત્રોદ્વારા ચાલતા ઉદ્યોગો હિંદમાં જેમ વધુ સ્થપાતા જશે તેમ તેથી થોડાક મૂડીવાદીઓ વધારે મૂડીવાળા થશે અને તેથી શ્રમજીવીઓનું લોહી વધારે ચૂસાશે. એટલે દ્રવ્યની વ્હેંચણીના ચાલ્યા આવતા ધોરણમાં પરિવર્તન શિવાય આપણે ત્યાં યંત્રવાદ અને ઉદ્યોગવાદ આવશે તો તે શાપ રૂપ થશે. પરંતુ ઉદ્યોગવાદ અને યંત્રો વિના હિંદનો આર્થિક ઉધ્ધાર થવો શક્ય નથી એટલે છેવટે જે નિર્ણય ઉપર આવી શકાય છે તે માત્ર એ જ કે, અત્યારે મજુરીને ગૌણ માની મડીને જે મહત્વ અપાય છે, તે રૂઢી બદલી, મૂડી–મજુરીના સમાન ભાગીદારીના ધોરણે તેની વ્યવસ્થા થવી જોઇએ, અને ઉદ્યોગની માલિકી અમુક વ્યકિતઓના ટોળાની નહિં પણ સારાએ સમાજની રહે તેવી વ્યવસ્થા કરવી જોઇએ.

"કુદરતી બળો ઉપર મનુષ્યે પ્રધાનપદ નહોતું મેળવ્યું ત્યારે તે મનુષ્યબળોની પૂજા કરતો હતો, હવે માણસ પુરુષોત્તમની પૂજા કરે છે." —કાર્લ માર્કસ

...

"યુનિયન જેક હવે અપવાદસમી કાર્યકુશળતાનો કે અપવાદસમા વચનપાલનનો સૂચક રહ્યો નથી."

—એચ. જી. વેલ્સ

...

"નવા વિચારોનો ઉદ્ભવ એકાએક થતો નથી. યુધ્ધો એકાએક થાય છે."

—એચ. જી. વેલ્સ

"સારી કે માઠી પણ જે ભાવન વિશ્વવ્યાપી બની હોય છે તેની સહેલાઇથી અવગણના કરી શકાતી નથી."

"વર્તમાન યુગમાં જે વિચારોનો પ્રચાર પ્રાચીનતાને ધોરણે થઇ રહેલો છે, તે વિચારો લોકવર્ગને કચડી નાખવા માટે સત્તાવાળાઓએ પ્રચારમાં મૂકેલા છે."

...

સાહિત્ય અને કલા બન્ને મડીવાદની ગુલામડીઓ છે. તેઓ જમીનદારો, રાજાઓ અને શ્રીમંતોનાં વખાણ કરવામાં અને વિલાસપ્રિયતાનાં ચિત્રો દોરવામાં મશગુલ રહે છે.

# સ્વાતંત્ર્ય સંગ્રામના સેનાપતિ



મ૦ ગાંધીજી.

एमनी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने

# સરદાર વલ્લભભાઇ.



જેમને થયેલી અન્યાયી સજા સામે સમસ્ત હિંદે પોકાર ઉઠાવ્યો છે.

નવયુગ: એપ્રિલ '૩૦.

# દેશી રાજ્યોમાં કેળવણી

: મૂળ લેખક :

પોપટલાલ ચૂડગર

બાર-એટ-લૉ

હિંદી રાજા-મહારાજાઓ પોતાની પ્રજાની ઉન્નતિ કરવાની આડંબરી વાતો કરે છે, પરંતુ કેળવણી જેવી પ્રજાને જરૂરની બાબતોમાં સુધ્ધાં તેઓ કેટલી બેતમા બતાવે છે, તેની ઉપર લેખક સીધો પ્રકાશ ફેંકે છે.

રાજસ્થાનોમાં કેળવણી આપવાની સગવડતાને નામે લગભગ મીંડું છે. કેળવણીની આખી પદ્ધતિ જ દગલપૂર્ણકની તદ્દન અયોગ્ય છે. ૫૬૩ રજવાડાઓમાંથી માત્ર વીશજ રાજ્યોમાં, જેને કેળવણી કહી શકાય, તેવા શિક્ષણની સગવડતા છે.

## શિક્ષણ સંસ્થાઓ કેટલી છે?

વિદ્યાપીઠ જેવી સંસ્થાઓ તો માત્ર મ્હૈસુર અને હૈદ્રાબાદમાં જ છે. સલામીનો હક્ક ધરાવનાં કેટલાંક મોટાં રાજ્યોમાં બી. એ. અને એમ. એ. સુધીનું શિક્ષણ આપનારી કૉલેજો છે. હુન્નર-ઉદ્યોગનું પ્રાથમિક શિક્ષણ આપતી શાળાઓ ૧૫ રાજ્યોમાં છે. બાકીનાં સલામી ભોગવતાં રાજ્યોમાંનાં માત્ર થોડાંકજ મેટ્રિક સુધીનું શિક્ષણ આપતી હાઇસ્કુલો ધરાવે છે. આવાં રાજ્યોમાં બહુ બહુ તો ચોથા કે પાંચમા ધોરણ સુધીનું જ્ઞાન આપતી એંગ્લો-વર્નાક્યુલર શાળાઓ હોય છે. બીજા વર્ગનાં રાજ્યોમાંના ઘણા ભાગનાં રજવાડામાં માત્ર માતૃભાષા શીખવતી પ્રાથમિક નિશાળોજ છે.

હિંદી રાજસ્થાનોનાં ૭૫૫ શહેરોની વસ્તિની કુલ સંખ્યા ૭,૪૩૦,૯૦૮ છે. ગામડાંઓની સંખ્યા ૧૮૭,૮૯૩ છે અને ગ્રામ્યજનતાની સંખ્યા ૬૪,૫૦૮,૨૭૯ છે. આથી જોઇ શકાશે કે ૧૦૦ માંથી ૯૦ માણસો તો ગામડાંમાંજ વસનારાં છે.

## ગ્રામ્યશાળાઓનો અભાવ

છતાં સામાન્ય રીતે, પાંચસો કે તેથી ઓછી વસ્તીવાળાં ગામડામાં નિશાળ નથી હોતી. દર ગામડાં દીઠ જનસંખ્યાની સરેરાશ ૩૪૫ ગણાય. જો કે ચોક્કસ આંકડાઓ તો મળતા નથી છતાં અટકળ કરી શકાય કે કુલગામડાંઓમાં ૨૦ ટકા ગામોમાં ભાગ્યે જ ૫૦૦ માણસોની વસતી હશે. એટલે સાડા ૭ કરોડની ગ્રામ્ય પ્રજામાંથી પાંચ કરોડ ઉપરાંતને માટે ફરજીઆત કે મરજીઆત શિક્ષણમાં કશાં સાધન સગવડ નથી જ. ફરજીઆત શિક્ષણનો તો પ્રશ્નજ રહેતો નથી કારણ કે દેશી રાજાઓની માનવતા એવી ફરજ પ્રજાને માથે નાખવા ના પાડે છે. બાકીના સવા-દોઢ કરોડ માણસો માટે યુનીવર્સીટીની ડીગ્રી મેળવી શકાય તેવી સગવડો છે પરંતુ કંઇ બહુ તેનો લાભ લઇ શકતા નથી.

## બેકારી આડે આવે છે

ઘણાં માબાપો પોતાનાં બાળકોને શાળામાં મોકલી શકતાં નથી કારણ કે કુટુંબના ભરણપોષણ માટે રોજી મેળવવામાં મદદગાર થવા બાળકોને બચપણથીજ મજુરીએ જવું પડે છે. જો કેળવણી ફરજીઆત હોય તો શિક્ષણદ્વારા ગરીબ જનતા જાણી શકે કે ઓબો રોટ, ગોદડીના ગાભા અને ઝુંપડી પુરતુંજ તેમનું જીવન નથી. તેમના જીવનો ઉપયોગ એથી વિશેષ સારાં કાર્યો માટે

થઇ શકે તેમ છે અને તેઓ વિશેષ મેળવી શકે તેમ છે.

## કેળવણીનું પ્રમાણ ચાર ટકા?

દેશી રાજસ્થાનો સહિતના આખા હિંદુસ્તાનમાં દર એક હજારે માત્ર ૮૨ માણસો લખી-વાંચી શકે છે. એટલે કે સેંકડે માત્ર ૮ ટકા કેળવાયેલા છે. આમાં પાંચ વરસથી ઓછી ઉમરનાં બાળકોનો સમાવેશ થતો નથી. એકલાં દેશી રાજ્યોની ગણના કરીએ તો નિરક્ષરતાનું પ્રમાણ ઘણું વધી જાય છે. રાજસ્થાનોમાં ભણેલાઓની સંખ્યા સેંકડે માત્ર ૪ ટકાની છે! અને આ આંકડામાં સ્ત્રીઓનો સમાવેશ થતો નથી કારણ કે દેશી રાજ્યોમાં સ્ત્રી કેળવણીનો લગભગ અભાવ છે. એટલે સ્ત્રીઓને પણ નિરક્ષરોમાં ભેળવવામાં આવે તો કેળવણીનું પ્રમાણ ચાર ટકાથીએ ઘણું ઓછું થઇ જાય!

## બ્રિટિશ રાજ્યમાં શિક્ષણ પ્રમાણ

શિક્ષણ પામેલા દર દસ હજારમાંથી ભાગ્યેજ ૧૦૦ માણસો માતૃભાષા સિવાયની બીજી ભાષા જાણતા હોય છે. પરંતુ આખાય હિંદની સ્થિતિ ધ્યાનમાં લઇએ તો આપણે જોઇ શકીશું કે બ્રિટિશ રાજની હિંદમાં સ્થાપના થયા પછી આટલાં બધાં વરસને અંતે, દર ૧૦૦૦૦ પુરૂષોમાંથી માત્ર ૧૬૦ પુરૂષો, અંગ્રેજી ભાષા જાણે છે! પછી દેશી રાજ્યોની તો વાતજ શું કરવી?

## શિક્ષણ પાછળ નજીવું ખર્ચ

સાથે સાથે એ પણ જાણવાની જરૂર છે કે પોતાને પ્રગતિમાન તેમજ પ્રખ્યાત થયેલાં ગણાવતાં રાજ્યોમાં પણ રાજની કુલ આવકના માત્ર ૨ ટકા જ અને પોતાનાં અંગત ખર્ચ માટે જે રકમ રાજાઓ ખર્ચે છે તેના માત્ર ૪ ટકા કેળવણી પાછળ ખર્ચવામાં આવે છે!

## દસ ગામડે એક નિશાળ!

સમગ્ર રાજસ્થાનો ધ્યાનમાં લેતાં તેમનાં દર દસ ગામડે એક ગામમાં શાળા હોય છે. આ નિશાળ એટલે ૨૦ ફુટ લાંબો અને ૨૦ ફુટ પહોળો ઓરડો. શાળાને આંગણું હોય અગર ન પણ હોય. શાળાનું મકાન પાકું તો હોય જ શાનું? બનતાં લગી તો તે માટીનું હોય છે. ભીંતો પર ગામનાં છાણનું લીંપણ કરેલું હોય છે અને દર ત્રણ ત્રણ મહીને ફરી ફરી લીંપણ કરવામાં આવે છે. નિશાળ પર વાંસનું છાપરું અને દેશી નળીયાં હોય છે. પ્રકાશ અને હવા માટે ભાગ્યેજ કોઇ નિશાળને બારીઓ કે જાળીયાં હોય છે. આવા એક ઓરડામાં તમામ વર્ગોને ભેગા બેસાડવામાં આવે છે. દર નિશાળ દીઠ સરેરાશ ૫૦ વિદ્યાર્થીઓ હોય છે. આ વિદ્યાર્થીઓ એટલે એકલા છોકરાજ. છોકરીઓ ગામડામાં ભણતી નથી કેમકે કન્યા કેળવણી તરફ લોકોની ચાહના હોતી નથી. શિયાળો કે ઉન્હાળો, ચોમાસું કે બીજી ૠતુમાં આ તમામ છોકરાઓને એક સાથે ગોંધાઇ રહેવું પડે છે. શિક્ષક પણ એક જ હોય છે. ક્યાંક ક્યાંક વળી આસિસ્ટંટ હોય છે ખરો. આવા શિક્ષકમાં લાયકાત પણ બહુ ભાગે ઓછી હોય છે.

## મહેતાજીની મુશ્કેલીઓ

શાળાના મહેતાજી બહુ બહુ તો સ્વભાષામાં છઠ્ઠા ધોરણ સુધી ભણેલા હોય છે; એટલે કે તેને લખવાનું, વાંચવાનું, ગણિતનું, ભૂગોળનું, અને ઇતિહાસનું સાધારણ જ્ઞાન હોય છે. કદાચ ભૂમિતિનું નહિં જેવું જ્ઞાન હોય છે. શિક્ષકનો પગાર પણ ૩ થી ૫ રૂપીઆ સુધીનો જ હોય છે! આવા હલકા પગારમાં શિક્ષકને બૈરાં છોકરાંનું પેટ ભરવાનું હોય છે. આવી સ્થિતિમાં આવક જાવકનાં બે પાસાં સરખાં તો

ક્યાંથી જ થાય? દેખીતી રીતે જ તેમને ગુજરાન પુરતું મેળવવા બીજા ધંધા કરવા પડે છે. ગામડામાં શિક્ષક મુખ્ય વ્યક્તિ થઇ પડે છે. તે તકરારો કરાવે છે કે તેમાં ભાગ લ્યે છે ને પછી બન્ને પક્ષ વચ્ચે સમાધાન કરાવે છે. લોકોને અરજીઓ લખી આપે છે, કથા વારતા વાંચવાનું કામ કરે છે, દેવમંદિરના પુજારી બને છે અને જ્યાં ટપાલની સગવડ હોય છે ત્યાં પોસ્ટ માસ્તરનું કામ કરે છે. આ બધી પ્રવૃત્તિઓમાંથી વખત મળે ત્યારે શાળામાં શિક્ષણ આપે છે! શિક્ષણ પધ્ધતિ પણ સાવ સહેલી હોય છે. અમુક પાઠ, કવિતા, અર્થ વ્યાકરણ, ભૂગોળ કે એવું બીજું ઘેરથી ગોખી લાવવાનું વિદ્યાર્થીઓને કહેવામાં આવે છે અને વળતે દિવસે તે શાળામાં બોલી જવાનું હોય છે. છોકરો કંઇ ભૂલ કરે તો વાંસામાં ધબ્બો પડે! શિક્ષણની આ સરસ રીત!

## ઇન્સ્પેકટર એટલે વાઇસરોય?

અલબત, શિક્ષકો પર દેખરેખ રાખનારા ઇન્સ્પેકટરો હોય છે. જ્યારે જ્યારે આ સાહેબો શાળાની મુલાકાતે આવી ચડે છે ત્યારે ત્યારે તેમને વાઇસરોયના જેટલું માન મળે છે અને તેમનું સુંદર સ્વાગત થાય છે. એકેક કલાક જેટલો મુકામ નાખીને પછી સાહેબ ચાલ્યા જાય છે અને રીપોર્ટ કરે છે કે બધું બરાબર છે, મહેતાજી બહુ સારા છે. આવાં મેળ વગરનાં શિક્ષણદ્વારા વિદ્યાર્થી લખતાં-વાંચતાં શીખે છે, થોડા સરવાળાને બાદબાકી કરી જાણે છે એટલે માબાપો માને છે કે છોકરાએ ભણી લીધું!

## પ્રીન્સ રણજીના રાજ્યમાં

પ્રીન્સ રણજીના નામથી પ્રખ્યાત થયેલા નામદાર જામ સાહેબના રાજ્યમાં પણ કેળવણીની આવીજ સ્થિતિ છે. મેં જે જાતની શિક્ષણ પધ્ધતિ વર્ણવી તેવી વ્યવસ્થા પણ જામનાં ૬૮૭ ગામડાંમાંથી માત્ર ૧૮૪ માંજ છે અને છતાંય મહારાજાએ પ્રો૦ રેઇલી પાસે ગપ મારી દીધી કે પોતાના રાજ્યનાં દરેક ગામડે નિશાળ છે! તેમ છતાં આ ટાઢા પોર'ની તોપ બદલ 'માન્ચેસ્ટર ગાર્ડીયને' જામ સાહેબનાં 'પરોપકારી, પ્રગતિશીલ અને ઉદાર' રાજ્યનાં ખૂબજ વખાણ કરનારો લેખ લખ્યો છે!

## શહેરોની શિક્ષણ સંસ્થાઓ

હવે શહેરોની શાળાઓની વાત લઇએ: દેશી રાજ્યોના કુલ શહેરો ૭૫૫ છે તેમાંથી ભાગ્યેજ સેંકડે ૨ ટકા (૧૫) શહેરોમાં ડીગ્રી મેળવી શકાય તેવી સંપૂર્ણ સગવડ છે, ૫ ટકા (૩૮) શહેરોમાં ઇન્ટરમીડીએટ સુધીનો અભ્યાસ કરાવતી કોલેજો છે અને ૨૫ ટકા (૧૮૮) શહેરોમાં મેટ્રિક સુધીનો અભ્યાસ કરાવતી હાઇસ્કુલો છે. ચોથા ભાગનાં બીજાં શહેરોમાં એંગ્લો-વર્નાક્યુલર શાળાઓ છે જ્યારે બાકીનાં શહેરોમાં માત્ર એકલી દેશી નિશાળોજ છે.

## વિદ્યાપીઠો સાથેનો સંબંધ

આવી કોલેજો અને હાઇસ્કુલોનો સંબંધ બ્રિટિશ હિંદની યુનીવર્સીટીઓ સાથે જોડાએલો છે અને તેમના તરફથી નિયત થતાં પાઠ્ય પુસ્તકો અને અભ્યાસક્રમ રાજસ્થાનોની શાળાઓમાં ચલાવાય છે. આમ દેખાવમાં દેશી રજવાડાનું શિક્ષણ અને શિક્ષણ સંસ્થાઓ બ્રિટિશ યુનિવર્સીટીના અંકુશ નીચે હોય તેમ જણાય છે પરંતુ ખરી રીતે તેવું નથી, કારણ કે પ્રોફેસરો અને શિક્ષકોને રાખવા કાઢવાની સત્તા રાજસ્થાનોના જ હાથમાં છે. વળી શિક્ષણ સંસ્થાઓનું તંત્ર ચલાવવામાં બ્રિટિશ વિદ્યાપીઠોને માથું મારવાનો કે ફેરફાર કરવાનો કશો અધિકાર નથી. રાજ્યોના બીજા

અધિકારીઓની માફક જ શિક્ષકો વગેરેને ગમે ત્યાંથી લાવવામાં આવે છે અને મરજી માફક પગાર અપાય છે. આનું પરિણામ એ આવે છે કે શક્તિશાળી માણસોનું પ્રમાણ ઘણું ઓછું હોય છે જ્યારે શિક્ષકોનો મોટો ભાગ, જેનો બીજે ક્યાંય ધડો થતો ન હોય, તેવાઓનો હોય છે!

## કેળવણી એટલે આફ્ત

વળી રાજા–મહારાજાઓ કેળવણીખાતાંને નકામું અને આફતરૂપ ગણે છે. માત્ર જાહેરાત ખાતર અને દેખાવ માટે જ એ ખાતું તેઓને નિભાવવું પડે છે; બાકી કેળવણી આપવામાં તેમને નથી જરાયે રસ કે નથી બીલકુલ સહાનુભૂતિની લાગણી. ઉલટા, રજવાડાઓ તો એમ માને છે કે કેળવણીથી પ્રજાજનો પેંધી જાય છે, અને રાજ્ય માટે આફતરૂપ બની જાય છે માટે એ પ્લેગને તો જેમ બને તેમ ટાળવો જ જોઇએ! એ ચેપ પ્રજામાં ફેલાતો કોઇપણ ભોગે અટકાવવો જ જોઇએ! અને તેથી જ દેશી રાજ્યો પોતાની આવકના માત્ર ૨ ટકાથી વધારે નાણાં કેળવણી જેવી બીન મહત્વની ને નિરૂપયોગી સંસ્થા પાછળ બગાડતાં નથી.

## શાહી મહેલાતો અને મોટરો

રાજની આવકનાં નાણાં ખરચવાનાં ઘણાં સારાં ઠેકાણાં રાજાઓ પાસે છેઃ જેવાં કે– મોટરોના કાફલા અને છેલ્લી ઢબના નવા નવા મહેલો! મહેલાતો માત્ર રાજધાનીમાં હોય તેનાથી સંતોષ કેમ થાય? એટલે સીમલા અને એવી ઠંડી શીતળ ટેકરીઓ પર પણ ભવ્ય મહેલો રાજાઓ ખડકાવવા લાગ્યા છે. હજુ ત્રીજે જ વરસે અલ્વરના મહારાજાએ ૫૦ લાખ રૂપીયા ખરચીને આબુ પર્વત પર એક મહેલ બંધાવ્યો. પ્રાંત સાહેબ એ મહેલની ભવ્યતા, સુંદરતા અને શાહી સગવડોનું વર્ણન આપતાં તેને અરેબીઅન નાઇટસની પુરાતન જાહોજલાલી અને ઠીમાક સાથે સરખાવે છે. જ્યારે કોઇ વાઇસરોય, ગવર્નર, પોલીટીકલ એજંટ કે એવો કોઇ બીજો શાહી પરોણો રાજ્યનો મોંઘો મહેમાન બને છે ત્યારે નિશાળોને ગાર–ગેરમટી અને ધોળ કરીને શણગારવામાં આવે છે અને પછી એવી સેંકડો શાળાઓનાં અસ્તિત્વનો કાગળ પર ઉલ્લેખ કરવામાં આવે છે. શાહી મહેમાન, પ્રજા પ્રત્યેની રાજાની આવી હિતેચ્છુ કાળજી માટે, રાજાને અભિનંદન આપવાની ફરજ બજાવે છે. રાજ્યની પરોણાગત ચાખતા વર્તમાનપત્રના પ્રતિનિધિ સાહેબ આ ખબરો તાર મારફત આખી દુનિયામાં મોકલે છે અને પછી વર્તમાનપત્રો મ્હોટામસ અક્ષરોનાં મથાળાં સહિત એ ખોટા ખબરો પ્રસિધ્ધ કરીને અને જો સત્ય ઘટના પર કાળી પીંછી લગાવી દે છે. રજવાડાની ખરી સ્થિતિનો વાકેફગાર કોઇ નિડર માણસ જો પડદા પાછળના ભેદ ઉઘાડા પાડીને ટીકા કરે તો તેને રાજદ્રોહી ને ભયંકર ચળવળખોર ઠરાવીને કેદખાનામાં ધકેલી દેવામાં આવે છે અગર તો હદપાર કરવામાં આવે છે.

## ટીકા એટલે રાજદ્રોહ!

ખુદ દેશી રાજસ્થાનોમાં તો આવી ટીકાઓ કરનાર કાવત્રાંખોર અને રાજદ્રોહી ઠરે છે, પરંતુ બ્રિટિશ હિંદમાં પણ તેને ભયંકર ગુન્હેગાર ગણીને રાજસ્થાન રક્ષક કાયદાને આધારે પાંચ વરસની સજા ઠોકી બેસારવામાં આવે છે.

હિંદી રાજસ્થાનો આમ કેળવણી પરત્વે રેતીનાં રણ સમાન છે. તેમાં માત્ર મ્હૈસુર, ત્રાવણકોર અને વડોદરા રાજ્યો અપવાદ રૂપે લીલી ક્યારીઓ સમી જ્ઞાનની પરબો છે.

# મુડીવાદની મીમાંસા

:લેખક:

મકુરકેતુ

## : લેખાંક પહેલો :

### મૂળની શોધ

વ્યવસ્થિત શાન્ત અને સુદૃઢ ભાસતો આજનો માનવસમાજ અનેક ગેર-વ્યવસ્થાઓથી છલોછલ ભર્યો છે. એના ગર્ભમાં યુગયુગોથી એવાં તત્વો એકઠાં થયાં છે કે જે એક અલ્પવર્ગને માટે સુખસગવડો સર્જી માનવોના મોટા સમુહને હંમેશાં વિટંબનામાં રઝળતો રાખે છે. આ અજા-ણમણી સમાજરચનાના ઐતીહાસીક જ્ઞાનનો અભાવે દુઃખીઓનો સમુદાય દૈવીતત્વને આશરે આશ્વાસન લે છે અને સભાન જાગૃ-તિની ગેરહાજરીમાં ક્રુર નીચે સદાકાળ કચડાયલો રહે છે. આજના સમાજ ઉપર ઉપલક દૃષ્ટિ દોડાવનારને સમાજ માંહેની આભાસી વ્યવસ્થા, શાંતિ અને સંયમનિયમ જાળવનારએનાં કાયદાકાનુનો, અને માનવ માનવના અરસપરસના સંબંધો જરૂર છક કરી દેશે. આજે ન્યાય તોળનાર અદાલતો છે. શાંતિનું સંરક્ષણ કરનાર પોલીસ ખાતું છે. ચોર ડાકુઓથી આપણને ઉગારનાર સીપાહીઓ અને ચોકીદારો છે. પર રાજ્યના લુંટારા હલ્લા સામે સહુનું 'ક્ષેમ કુશળ' સાચવનાર સેનાઓ છે. અને બીજું શું નથી? આવી વિરાટ વ્યવસ્થા નીચે વ્યક્તિની સામે આંગળી પણ કોણ ઉઠાવી શકે તેમ છે? જેનામાં તન-મનની તાકાત હોય તે તેનો ઉપયોગ કરી શકે છે અને કોઇ પણ પ્રકારના આવરણ વિના. દુનીઆમાં આગળ આવી શકે છે. ઉપર ઉપરથી સમાજનું બંધારણ જોનારની આ મનોદશા છે. જે લોકો દેખીતી વ્યવસ્થાની નીગાહ નીચે ચાલતા અન્યાયોથી ત્રાસે છે, તેઓ એ અનિષ્ટનાં મુળ શોધવા મથતા નથી. દયા ધર્મ, દાન અને અધ્યાત્મવાદનો ઉપદેશ કરી તેઓ જાણે કે જગત ઉપર મહા ઉપકાર ઉતારતા હોય એમ સમજે છે. બહુ તો પૈસાદારોને અને સાથે સાથે પઇસાને તેઓ 'પિશાચ'નો ઇલકાબ આપે છે અને એની સામે સાદાઇ, ગરીબી, નીતિ, શ્રધ્ધા, ધર્મ-પરાયણતા વગેરે વગેરેનો 'પવિત્ર પંથ' બતાવે છે. આવા ઉપદેશકો સમાજના મોટામાં મોટા શત્રુ બની રહે છે, કારણ કે પામર માનવોનો ઉદ્ધાર કરવાના શુભ આશયો સેવવા છતાં તેઓ પરીણામે તો સાચી જાગૃતિના સંહારક થઇ પડે છે. એમનો ઉપાય દર્દ કરતાં યે કારમો નીવડે છે. મુળમાંથી સડો સાફ કર-વાને બદલે તે મુળને મજબુત બનાવે છે. કેટલાક માણસો લગભગ મુળ સુધી પહોંચીને પાછા વળે છે, કારણ કે અધ્યાત્મવાદના અતિરેકને (Obsession) લીધે તેમને અસરકારક ઇલાજ સુઝતો નથી. આવા વિવે-ચકો મુડીવાદને ગાળો દે છે, એના જુલ્મો સામે અસંતોષ દાખવે છે અને છતાં મુડી-વાદી જમાતને 'માબાપ' બનાવવા ચાહે છે. શોષકો સામે જો કદી શોષિતો ઉગ્રતા દાખવે તો સમાધાન અને શાન્તિના આ ફિરસ્તાઓ શોષિતોને પણ 'મુડીના મહેચ્છુ' કહી

તિરસ્કારે છે. કેમ જાણે મુડી એ વસ્તુ જ કોઇ ભયંકર અસ્પૃશ્ય અને અળખામણી ચીજ હોય! આખા યે સમાજનું સામુદાયિક જીવન ઉન્નત બને તો જ સાચી ઉન્નતિ સાંપડી ગણાય, અને એના સંપાદન માટે મુડીવાદનો પ્રથમ લય કરવો જોઇએ, એ વાત આ ક્રિસ્તીઓને ગળે ઉતરતી નથી...આ બધા સંયોગોમાં આધુનિક સમાજરચનાનું જ્ઞાન અતિશય અવશ્યક બને છે, કારણ કે એ જ્ઞાન વિના આજનાં અનિષ્ટો સામે ઉચિત ઉપાયની શોધ થઇ શક્વાની નથી.

## મૂડીવાદી સમાજ

**આ**ખી દુનીઆ ઉપર આજે મુડીવાદનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આજનો સામ્રાજ્યવાદ એ મુડીવાદનું પરાકાષ્ઠાએ (Climax) પહોંચેલું સ્વરૂપ માત્ર છે. જ્યાં જ્યાં આ મુડીવાદનો યુગ હજુ શરૂ નથી થયો ત્યાં ત્યાં પ્રાથમિક સ્થિતિમાં જીવતા જંગલી માનવસમુહ ઉપર બહારના મુડીવાદે સત્તાની જાળો બીછાવી છે. એટલે વસ્તુત: રશીઆ શિવાય આખી દુનીઆમાં કોઇ સ્થળ આજે મુડીવાદથી અલિપ્ત રહ્યું નથી.

આ મુડીવાદ એટલે શું? આજની સમાજરચના મુડીવાદી છે એમ સૌ કોઇ કહે છે, પણ એ રચનાનાં વિશિષ્ટ લક્ષણો, પ્રમાણો અને પરિણામો સમજવાની તકલીફ ભાગ્યે જ કોઇએ ઉઠાવી છે. પૃથ્વીના પટ ઉપર મુડીદારોની સાથે મજુરો પણ જીવે છે, સૌને ઓછેવત્તે અંશે ખાનપાન અને પોશાક મળી રહે છે, ઘણીવાર મીસ્ત્રીનો મુડીદાર બને છે અને તાલેવારોની તીજોરી તળીઆઝાટક થઇ જાય છે, તો પછી આ સમાજરચનાને મુડીવાદી કેમ કહી શકાય? મુડીદારો પણ આવીજ દલીલ કરે છે. બહુ ભાગે એનાથી જ્ઞાન વીનાના શોષિતોને સંતોષ થાય છે. એ સંતોષ એક જાતનું ઝેર છે. એટલે જ મુડીવાદને એના નગ્ન સ્વરૂપમાં સમજી લેવાની જરૂરત ઉભી થાય છે. ત્યારે મુડીવાદ એટલે શું? એણે કઇ રીતે કઇ જાતની જાળ આખી આલમ ઉપર બીછાવી છે? ક્યાં સાધનોથી તે પોતાના હેતુઓની સાધના કરે છે? આ પ્રશ્નો ઉપર વ્યવસ્થિત વિચાર કરીએ.

## બજારૂ માલ

**મુ**ડીવાદની વ્યાખ્યા એક કે બે વાક્યોમાં બાંધી શકાય તેમ નથી. મુડીવાદ એ અમુક પ્રકારની સમાજવ્યવસ્થા છે, એને સમજવા માટે આખી વ્યવસ્થાનું વિવરણ કરવું જોઇએ. મુડી એ મજુરીનું રૂપાન્તર છે, એટલે મુડીવાદની ઉત્પત્તિ, સ્થીતિ અને ઉન્નતિમાં મજુરી, ઉત્પાદનનાં સાધનો અને ઉત્પન્ન એ ત્રણ વસ્તુઓ સઘળો ભાગ ભજવે છે. મુડીવાદનું એટલે કે મુડીવાદી સમાજ રચનાનું પહેલું લક્ષણ બજારૂ માલની બનાવટ Commodity production છે. માલ બનાવવાની પ્રથા મુળ તો જમાનાજુની છે. આજથી પાંચ કે પચીશ હજાર વર્ષો પહેલાં પણ માનવજાતિ અમુક ચીજો બનાવતી. પણ એ બનાવટ અને આજની બનાવટ વચ્ચે મોટો ભેદ છે. મુડીવાદી સમાજમાં બધી ચીજોનું ઉત્પન્ન બજાર માટે કરવામાં આવે છે. સઘળા માલના સર્જન પાછળ વિક્રયનો જ હેતુ હોય છે. માણસ પોતાના ઉપયોગને માટે જે માલ બનાવે તેને બજારૂ કે વિક્રેય કહી શકાય નહીં. એટલે જે યુગમાં બધો માલ વ્યક્તિ કે નાના જુથો પોતાના ઉપયોગ માટે જ બનાવતાં એ યુગ મુડીવાદનો યુગ કહેવાય નહી. ખેડુત બીજ વાવે, મોલની લણણી કરે, દાણા કાઢે, દળે મુડીવાદનું કંઇએ તત્વ ન હોઇ શકે. એજ

અને રોટલા બનાવે એમાં રીતે તે પોતાના કપાસમાંથી સુતર કાંતી હાથે કપડાં વણી તે પહેરે એમાં મુડીવાદ નથી. એ રીતે ઉત્પન્ન થએલી વસ્તુ 'કોમોડીટી'—બજાર ચીજ નથી, પણ કેવળ ઉત્પાદકના ઉપયોગની જ વસ્તુ છે. જ્યારે કોઇ ચીજની ખરીદ અને વેચાણ થાય ત્યારે જ તે 'કોમોડીટી'—વિક્રેય વસ્તુ બને છે.

મુડીવાદી સમાજરચનામાં સઘળી ચીજો વિક્રય (Market) માટેજ બનાવાય છે. પ્રત્યેક કારખાનું, એકે એક 'વર્કશોપ' કુલ ઝપટ ઉદ્યોગગૃહો આ બજાર ઉદ્દેશ પર લક્ષ રાખીને માલ પેદા કરે છે. એનો ઉપયોગ ઉત્પાદકનાં અંગ માટે નથી થતો. સોનાપુરની ગલ્લીને નાકે બેસતો ચંદન કાષ્ઠના કટકા વેચનારો વેપારી એ કટકા પુત્ર પત્ની કે પોતાની ચીતા ઉપર ચઢાવવા માટે નથી રાખતો પણ બીજાને દહનસામગ્રી પુરી પાડવા માટેજ રાખે છે. કફનનાં કારખાનાંવાળો પોતાના કુટુંબ માટે કફનો બનાવે છે એમ મનાવનાર માણસ એ કારખાનાંવાળાને મોઢે એજ શબ્દો કહે તો શું પરીણામ આવે તે કલ્પવું કંઠીન નથી. એજ રીતે એરંડીઆના કારખાનાનો માલીક જો પોતેજ બધા માલનો ઉપયોગ કરતો હોય તો? અફીણ બનાવનાર સરકારી અમલદારો પોતેજ એ બધું આરોગી જાય તો? બટનનું કારખાનું રોજ લાખો બટનો બહાર કાઢે છે. એ આખીયે સંખ્યા શું માલિકના કે તેના સગાં સંબંધીઓનાં કપડાં પર જડાય છે? ખરી વાત એમ છે કે આ મુડીવાદી સમાજમાં કોઇ ચીજ ઉત્પાદકના અંગત ઉપયોગ માટે બનાવાતી નથી. બધી જણસો બજાર માટેજ ઉપજાવાય છે. અનાજ, આદુ, પુસ્તક બુટ પોલીશ, દારૂ, અફીણ, મોજાં, યંત્રો, કપડાં, કાંઇ બધુંજ વિક્રય અર્થે બજારમાં આવે છે.

## ખાનગી મીલ્કત

બજાર ચીજના ઉત્પાદનનું આવશ્યક અંગ ખાનગી અથવા અંગત મીલ્કત (Private property) છે. એ મીલ્કતની માલેકી વિના વિક્રેય વસ્તુ બનાવી શકયજ નહીં. યંત્રયુગના આરંભ પહેલાં જ્યારે કારીગરો હાથથીજ માલ બનાવતા ત્યારે પણ એમને ખાનગી મીલ્કત તરીકે ઓજારો અને હાથકારીગરીના ગ્રહો હતાં. આ સાધનો વડે સર્જાતી વસ્તુઓ બજારમાં વિક્રય માટે જતી. આજના મુડીદારો પાસે એથી વધારે વિશાળ સાધનો છે. કારખાનાં, મકાનો જંગી યંત્રો અને બીજાં અનેક ઉપકરો પર તેમની માલેકી છે. એકલી અંગત કે ખાનગી મીલ્કતથી મુડીવાદ ઉત્પન્ન નથી થતો. જ્યારે એ ખાનગી માલેકી સાથે બજાર માલનું ઉત્પન્ન જોડાય છે, ત્યારેજ મુડીવાદનું નગ્ન પરિણામ નજરેનજર દેખાય છે. મીલ્કતની ખાનગી માલેકી સાથે વિક્રેય વસ્તુની બનાવટનો મેળાપ થતાંજ, બજારમાં એની ખરીદ માટે દોડાદોડ અને હરીફાઇ થાય છે, અને વેચનારાઓ વચ્ચે સ્પર્ધાનો આરંભ મંડાય છે. જ્યારે યંત્રો અને કારખાનાંનું અસ્તીત્વ નહોતું અને માત્ર હાથ કારીગરીથી માલ ઉત્પન્ન થતો, ત્યારે પણ ગ્રાહકો માટે સાઠમારી અને સ્પર્ધા તો મોજુદ જ હતી. સૌથી જોરાવર, સૌથી બુદ્ધીમાન, સારામાં સારાં ઓજારોવાળો, અને કંઇક પુંજી ધરાવનાર કારીગર હંમેશાં ગ્રાહકો ઝડપી લેતો. એનાં અધિક સાધનો આગળ હરીફો હેઠા પડતા અને પરીણામે આજના મુડીવાદની આંતરિક હરીફાઇની જેમ હાથકારીગરીના જમાનામાં પણ કારીગરો અને માલ ખરીદનારાઓ એકબીજા પર સરસાઇ મેળવવા મારામારી કરતા. આજે વિકસિત મુડીવાદમાં ખાનગી

મીલ્કત અને તેની માલેકીનું સ્વરૂપ એની ભયંકર કક્ષાએ પહોંચ્યું છે. પરિણામે મહેનતુ માનવવર્ગ ઉપર શોષણક્રિયાનું ચક્ર અધિક ગતિથી ચાલી રહ્યું છે. યંત્રવિકાસનો લાભ લઇ મીલ્કતદારોએ કારીગરો પાસેથી ઉત્પાદનનાં સાધનો પડાવી લીધાં અને પોતાની મીલ્કતમાં ઓર વધારો કર્યો. એ બધાનો ઉપયોગ બજારૂ માલની બનાવટમાં અને નફાના સંવર્ધનમાં થતો આવ્યો છે. શોષણ-નીતિના મુળમાં આ ખાનગી મીલ્કતની પ્રથા જ ઉભી છે, અને જેટલા પ્રમાણમાં હાથકારીગરીનાં યુગમાં એ પ્રથા પ્રચલિત હતી એટલા પ્રમાણમાં એ યુગમાં પ્રાથમિક મુડીવાદ હયાત હતો. મતલબ કે અમર્યાદ બનેલી ખાનગી મીલ્કતની માલેકીનું મુળ મધ્યયુગના કારીગરવર્ગની વ્યવસ્થામાંથી મળી રહે છે.

## મુડીદાર વર્ગના માલેકી

બજારૂ માલની બનાવટ માત્રથી મુડીવાદ નથી પ્રકટતો. વેચાણ માટેની વસ્તુઓ ઉત્પન્ન કરવા માટે જે આર્થિક વ્યવસ્થા જોઇએ, એ તો મુડીવાદના પ્રારંભ પહેલાં પણ હૈયાત હતી. સૈકાઓ અગાઉ જ્યારે કારીગરો કેવળ નાનાં ઓજાર અને હાથની હીકમતથી માલ બનાવતા ત્યારેય એ માલ માટે બજારો મોજુદ હતાં. છતાં એ અરસામાં મુડીવાદનું અસ્તિત્વ નહોતું. આજે ઘણા માણસોમાં એવો ભ્રમ ઘર કરી બેઠો છે કે જેની જેની પાસે બચત નાણાં અને નાની મીલ્કતની માલેકી છે એ સહુ મુડીવાદી વર્ગનાજ માણસો છે. વસ્તુતઃ બચત નાણાંને કે ઘર ઘરેણાંની માલેકીને મુડીવાદ જોડે સંબંધ નથી. મીલમાં કામ કરતા કોઇ કોઇ મજુરો ટુંકા પગારમાંથીયે પેટ પર પાટા બાંધી બાંધી કંઇક બચાવતા હશે. બારડોલી તાલુકામાં ભુખે મરતા દુબળાઓને પણ પોતાની માલેકીનાં ઝુંપડાં છે. વેપારી પેઢીઓમાં કાળી રાત સુધી કામ કરતા મહેનતુ મહેતાજીઓ વરસ આખરે બસો પાંચસોની પુંજી એકઠી કરતા હશે. આ બધાને મુડીવાદી વર્ગમાં કેમ મુકી શકાય? ખરૂં જોતાં તેઓ શોષિતોની કક્ષામાંજ ઉભા છે. શ્રમજીવી મજુર અને બુધ્ધિજીવી મહેતાજી વચ્ચે ફરક માત્ર એટલો છે કે જ્યારે મજુર રોજ રોજ વધતી શોષણક્રિયાને લીધે બળવાખોર બને છે ત્યારે મધ્યમવર્ગ રોટલાની લાલચ માટે મુડીવાદીઓને વળગી રહી પરિવર્તનનાં ઘેરાતા બળોને દગો દે છે. છતાં એ વર્ગને મુડીવાદી તો નજ કહી શકાય. ત્યારે મુડીવાદનો ખરો અર્થ શો? એનું એક લક્ષણ બજારૂ માલની બનાવટ છે, પરંતુ એ લક્ષણ માત્રથી મુડીવાદ પર્યાપ્ત નથી થતો. મુડીવાદી સમાજરચનાના પુર્ણ પ્રાકટ્ય માટે બીજી બે વસ્તુઓ આવશ્યક છેઃ—એક તો ઉત્પાદનનાં સાધનો ઉપર નાનકડા ધનવાન વર્ગની કુલમુખત્યારી; અને બીજી, સઘળો માલ મહેનતથી ઉત્પન્ન કરનાર શ્રમજીવીઓની પરાધીનતા. એટલે કે બજારૂ માલની બનાવટ રજુ કરતી સમાજરચના મુડીવાદી બને તે પહેલાં ઓજારો, યંત્રો, મકાનો, જમીન વગેરે ઉત્પાદનનાં સાધનો મુડીભર માલદાર વર્ગની સંપુર્ણ હકુમત નીચે જવાં જોઇએ અને કારીગરો ખેડુતો વગેરેને ઉત્પાદક વર્ગ મર્યાદિત પગાર બદલ મજુરી કરનાર ગુલામવર્ગ બની રહેવો જોઇએ.

## કારીગરોની ખાનાખરાબી

જ્યારથી મુડીવાદનો યુગ મંડાયો છે ત્યારથી આ બેવડી વસ્તુસ્થિતિ—મુડીદારવર્ગની માલેકી અને કારીગરોની ગુલામી—ઉપસ્થિત થઇ છે. બજારૂ માલની

બનાવટ જે પધ્ધતિ નીચે થાય છે એ પધ્ધતિજ એવી છે કે તેના વડે કેટલાક માણસો ગરીબ બને અને બીજાને આંગણે નાણાંની નીકો વહી નીકળે. વેચાણ અને ખરીદના ક્ષેત્રમાં ચાલતી સ્પર્ધાનું એ સીધું પરિણામ છે. આજે આખી દુનીઆમાં આપણે એ પરિણામ નજરોનજર જોઈએ છીએ. તમામ દેશોમાં સ્વતંત્ર કારીગરો અને નાના મીલ્કતદારોનું નખોદ નીકળી ગયું છે. બનાવટ અને વીક્રયની હરીફાઈને પ્રતાપે સૌથી નાના અને ગરીબ કારીગરોને પોતાનાં ઓજારો વેચી નાખવાની ફરજ પડી. 'માલેક' મટી તેઓ હાથપગવાળા 'માણસ' બન્યા. બીજી પાસ જેમની પાસે કંઈક પુંજી હતી એ બધાને વધારે તાલેવરી સાંપડી. એમણે પોતાનાં નાનાં કારખાનાં વિસ્તાર્યાં, નવાં યંત્રો દાખલ કર્યાં અને 'હાથપગની સ્વતંત્રતા' ધરાવનાર નિર્ધન કારીગરોને રોજી ઉપર આજીવિકા ચલાવનાર કામદારો બનાવ્યા. આ રીતે માલદારવર્ગ કારખાનાંઓનો માલેક બન્યો. પ્રારંભમાં આ પલટાની ગતિ ધીમી હતી. ક્રમશઃ મુડીદારો એમના અંકુશ નીચે ઉત્પાદનનાં સાધનો લેતા ગયા. કાચો માલ, મકાનો, યંત્રો, ભંડારો, વસતીગ્રહો, ખાણો, રેલ્વેઓ, સ્ટીમરો, જમીન–ઉત્પાદનની એ તમામ સામગ્રી એમના આધિપત્ય નીચે ચાલી ગઈ. આ રીતે મુડીદાર વર્ગની 'મોનોપોલી' પૃથ્વીના પટ ઉપર એના સંહારક શસ્ત્રો સમેત અડા જમાવી બેઠી છે. એને પગલે પગલે માણસોના મોટા સમુદ્રને ભુખમરામાં ભીંસાવું પડે છે, તાલેવરોનો તુંડમીજાજી વર્ગ એની નાની સંખ્યામાંયે સત્તાને આસને બીરાજે છે અને ચોમેર દર્દો, ઉપાધીઓ અને અપરાધોના ભૂતાવળ ઉઠે છે.

## પગારદાર મજુરી

મુડીવાદનું ત્રીજું અને સૌથી સીતમગાર લક્ષણ પગારદાર મજુરી (Wage labour) છે. લક્ષ્મીપતિઓએ માલ, મીલકત, પુંજી અને ઉત્પાદનનાં સાધનો ઉપર સત્તા જમાવ્યા પછી મીલ્કતથી વંચિત થએલા માણસોએ શું કરવું રહ્યું? એમની માલમ-તા ઉપર મુડીવાદીઓએ વ્યવસ્થિત લુંટ ચલાવી હોય છે, એટલે એમની કને હાથ પગની સત્તા શિવાય અન્ય કંઈ રહેતું નથી. હાડચામના એ ચેતનવંત ઓજારોથી મુડીદારોની માલેકી તળે મજુરી કરવી એજ માર્ગ એમના માટે મોકળો રહે છે. સાધનહીન કારીગરે અને મીલ્કતહીન કૃષિકારે કાંતો જર અને જમીનના માલેકના હુકમ મુજબ હળ હંકાવવું રહ્યું અથવા તો શહેરને આશ્રયે સંચરી કારખાનામાં ટુંકા પગાર બદલ કાળી મહેનત કરવી રહી.

## મજુરી ખરીદાય છે

પગારદાર મજુરીનું સ્વરૂપ સમજવા જેવું છે. જુના જમાનામાં જ્યારે ગુલામીની પ્રથા પ્રચલિત હતી ત્યારે કામ કરનાર માણસોના ક્રય વીક્રય અને વિનિમય (Purchase, sale and Exchange) થતાં. માલેકની મીલ્કતમાં હાડ, ચામ, માંસ, રક્ત, વાળ અને ચેતનવાળાં સવા પ્રાણીઓનો સમાવેશ થતો. 'અન્નદાતા'નું આંગણું સાફ રતો ગુલામ એ અન્નદાતાની ગણતરીમાં માનવ નહોતો. પણ વેચાણ ખરીદ વિનિમયની 'ચીજ' હતો. મદિરા પીને ઉન્મત બનેલો આદમી આજે જેમ ઘરનાં ખુરશી ટેબલનો ખુરદો કરી શકે છે તેમ એ યુગમાં માલેક ગુલામ નામની ચીજનો નાશ કરી શકતો. રોમન ઇતિહાસ આ જંગલી અને જાલીમ પ્રથાના દૃષ્ટાન્તો પુરા પાડે છે.

રોમનો જુનવાણી કાયદો કહે છે કે "માલદાર માલેકને ગુલામનું વેચાણ કરવાનો, ચાકરને માર મારવાનો અને મરજી પડે તો દાસ તરીકે કામ કરનારના ટુકડા કરવાનો અબાધિત અધિકાર છે." પ્રાચીન યુગમાં રોમન માલેકો મીલ્કતના ત્રણ વર્ગ પાડતા. એ આ પ્રમાણે હતાઃ (૧) અવાચક ઓજારો (કોદાળી, પાવડા, હળ વગેરે), (૨) અર્ધવાચક ચીજો—ઘેટાં, બકરાં, બળદ, ગાય વગેરે, (૩) બોલતાં ઓજારો, એટલે કે ગુલામો દાસદાસીઓ વગેરે. જેમ જુના જમાનામાં ગુલામો, પ્રાણીઓ અને ઓજારો મીલ્કતમાં ખપતાં અને એનાં ચાણ અને વિનિમય થતાં તેમ આજે મજુરીના ક્રય વિક્રય થાય છે. અલબત્ત મજુરી કરનાર માણસની ખરીદી નથી થતી, એટલે એ વ્યક્તિ તરીકે સ્વતંત્ર હોવાનો આભાસ થાય છે, અને માણસને બદલે એની કામ કરવાની શક્તિનું વેચાણ ચાલે છે. મુડીદારો કહે છે કે મજુરનું શરીર આજે કોઇને અધીન નથી.. કામદારને ઘરઆંગણે પશુની જેમ મુસ્કેટાટ બાંધી આજે કોઇ ફટકાવી શકે તેમ નથી. કારખાનામાં મજુરી કરતા માણસને મીલ્કત તરીકે એનો માલેક પડોશીને ઘેર વેચી શકતો નથી. કોઇ પણ માલેક એના નોકરની બદલી મિત્રના કુતરા કે પોપટ સાથે આજ કરશે ખરો? મુડીવાદીઓ ન્યાયની બાંગો પોકારી કહે છે કે આ બધા જુલમો જુના જમાનામાં આચરી શકાતા પણ આ યુગમાં તો શ્રમજીવીઓ સ્વતંત્ર છે. એમને ઇચ્છા વીરૂધ્ધ કોણ કામ કરાવી શકે તેમ છે? મરજી પડે તો તેઓ મજુરી કરે, નહીંતર ભલે આરામ ભોગવે! આથીયે આગળ વધીને 'અન્નદાતા' વદે છે કે હું તો કામદારોને આજીવિકા આપું છું, ભુખ્યાંનાં પેટ ભરૂં છું, અન્યથા બેકાર રહેતા માણસોને. વિટંબનાઓ તારૂં છું. અદાલતો, રેલગાડીઓ વહાણો, વાહનો અને જાહેર આનંદના સ્થળો આજે માલેક જેટલાંજ મજુરને સાંપડે છે. આમાં ગુલામી ક્યાં છે? સર્વત્ર સમાનતા પ્રવર્તે છે.

## બુરખો ફગાવો

મુડીવાદીઓનું આ છળ ખરેખર અપ્રતિમ છે. મજુરો અને માલેકોની સામાજીક સ્થિતિ સમાન ભાસવા છતાં એમની વચ્ચે આસમાન જમીનનું અંતર છે. મજુરના મુખ સામે આડે પહોર ભુખમરાનો ભય ખડો છે. એક તો એને મહેનતના બદલામાં પુરતા પૈસા મળતા નથી અને બીજું પોતાની સ્વતંત્રતાનો અખતરો અજમાવી તે કામ ન કરે તો અન્નવસ્ત્રના વાખા પડે. એને કામ કર્યા શિવાય છુટકો જ નથી. ખાલી બે હાથની સ્વતંત્રતાથી એ શું માલ બનાવી શક્વાનો હતો? કાચો માલ, યંત્રો મકાન અને જમીન વિના એ શું કામ કરી શકે? આ મુડીવાદી રચના નીચે જમીન, ઝાડ અને પત્થરા પણ ખાનગી માલેકી નીચે ગયા છે. ખેતી કરવા માટે બેકાર શ્રમજીવીને પૃથ્વીની નાની સરખી પટી પણ મળે એમ છે? મજુરી વેચવાની કામદારની સ્વતંત્રતા, મુડીદારની એ ખરીદવાની છુટ, અને મીલ્કતદારોએ રચેલી 'સમાનતા,' આ બધાં તુતો કામદારોને માલેક માટે મજુરી કરવા માટે બાંધી રાખનાર સાંકળની કડીઓ માત્ર છે.

## બજારૂ ચીજ

આ રીતે કામ કરવાની શ્રમજીવીની શક્તિ મુડીવાદના શોષક ષડયંત્ર તળે બજારૂ માલ બની રહે છે. યંત્ર અને મુડીવાદના પ્રારંભ પહેલાં આ શક્તિમાંથી માલ પેદા થતો અને બજારમાં તેનું વેચાણ થતું, પરંતુ એ મજુરી બજારૂ માલ નહોતી બની. એ વસ્તુસ્થિતિતો મુડીવાદના આગમન

સાથેજ આવી છે, આજે કપાસ, ચાંદી, જોડા, દુધ, મીઠાઇ, લોખંડ અને લાકડાંની જોડાજોડ મજુરીનું બજાર પણ પુર જોશમાં ચાલે છે. અહીં કામદારો દરરોજ સવારે આવે છે અને શાક ચીભડાં ને રમકડાંની જેમ વિક્રય માટે હારબંધ ગોઠવાય છે. મુડીવાદ એના આડતીઆને આ બજારમાં મોકલે છે અને સસ્તામાં સસ્તે ભાવે મજુરીની ખરીદ કરે છે. પરેલ, ભાયખાલા, દાદર, શીવરી, કોલાબા અને એવા બીજા અનેક લતામાં આ સ્થિતિ રોજ રોજ મુંબઇના માણસોની નજરે પડે છે. મુડીવાદનું એ અનિવાર્ય લક્ષણ છે.

## અધ્યાત્મવાદીઓનો વીભ્રમ!

આવી રીતે મુડી અને મજુરી વચ્ચે શોષક–શોષિતનો સીતમગાર સંબંધ રોજ રોજ નજરે જોવા છતાં આપણા મહાત્માઓ, મહર્ષિઓ, કવિઓ અને તત્વજ્ઞાનીઓ 'આત્મવત સર્વભુતેષુ'નો અળખામણો ઉપદેશ આપે છે. મહર્ષિ મોહનદાસ કહે છે કે માલેક અને મજુર વચ્ચે પિતાપુત્રનો મીઠો સંબંધ બંધાઇ રહેવો જોઇએ. ઘનસ્યામદાસ બીરલા સાબરમતીના સંતને દાન આપે અગર મદનમોહન માલવીઆને કે રવીન્દ્ર ટાગોરને એમના વિદ્યાલયો માટે મુડીદારો ફંડફાળા આપે એટલે આ મહાપુરૂષો માને છે કે સમાજની સુંદર વ્યવસ્થા સારૂ મુડીવાદનું અસ્તિત્વ આવશ્યક છે. એટલેજ આ આગેવાનો બીલાડી અને ઉંદર વચ્ચે, સિંહ અને હરણ વચ્ચે, સર્પ અને છછુંદર વચ્ચે પિતા પુત્રનો મીઠો વહેવાર સ્થાપવા મથી રહ્યા છે. મુડીવાદના પડયંત્ર નીચે મજુરોને માનવ અધિકારો મળવાનાજ નથી એ ઐતિહાસિક સત્યમાં ઉંડા ઉતરવાની એમને પરવાહ નથી. આજે ઉગ્ર બનેલો મુડીવાદ જે તરેહવાર તરકીબો શોષિતોની જાગ્રતી સંહારવા યોજે છે, તેમાં આવાં સંતમહંતો અને 'મહા પુરૂષો' સગવડીઆં શસ્ત્ર બની રહે છે. કેટલાક અણુજાણ્યુ રહીને મુડીવાદીઓના મદદગાર બને છે અને ઘણાખરા પોતાના અગર આખા વર્ગના સ્થાપિત સ્વાર્થો જાળવવા માટે શોષકોનો પક્ષ પકડે છે. આત્મા, ઇશ્વર, સાદાઇ, દયા, ધર્મ અને તત્વજ્ઞાન એ મુડીવાદે મજુરોને જડ બનાવવા યોજેલાં ઓસડીઆં છે. જનતાને આ ઔષધોના ઘોટા કેફ પાઇ અધ્યાત્મવાદીઓ મીલકતદારોના માનીતા બને છે.

## સાચો સંબંધ

ત્યારે, શોષકશોષીતનો, મુડીદાર અને મજુરનો, શેઠ અને શ્રમજીવીનો સાચો સંબંધ શો છે? આજે ઉત્પાદન અને એની વહેંચણી (Distribution) માં રોકાયલા વર્ગોનો અરસપરસ વ્યવહાર કેવો છે? મુડીવાદીઓ કહે છે કે અમે આલમનાં માનવો માટે અમારી મુડી રોકીને માલ ઉત્પન્ન કરીએ છીએ. પીટીટ અને સાસુનને પુછીએ તો તેઓ બોલશે કે અમે હીંદના નીર્વસ્ત્ર નરનારીઓને વસ્ત્રો આપીએ છીએ. પરોપકારનું આ પ્રદર્શન મુળમાંજ જુઠું છે. મુડીવાદના આ યુગમાં કરોડો માણસો એક બીજા માટે કામ કરે છે, મુડીવાદીઓ પણ બીજાને માટેજ માલ ઉત્પન્ન કરાવે છે અને આ રીતે મુડીવાદી 'ઉપકાર'નું તત્વ આગળ વધે છે; પણ એની ભીતરમાં અનેક ભૂતાવળો ઉભી છે. માલ પેદા કરવા પાછળ ઉદ્દેશ માત્ર નફાનો હોય છે. બજારમાં દરેક માલેકની બનાવટ આવે અને બીજાના માલ કરતાં વધારે પ્રમાણમાં ખપે એજ દરેક મુડીવાદીની મહેચ્છા છે. પરોપકારનો પુનિત દાવો કરતા પુંજીદારને એ ઉપકારના પાત્ર વીષે જરાયે માહીતી હોતી નથી. એનો બનાવેલો માલ કયું માનવપ્રાણી ખરીદે

તેની તેને કંઇએ ખબર હોતી નથી. પીટીટ, સાસુન અને અંબાલાલ સારાભાઇની કાપડની દુકાનોમાં કાનજીભાઈ ઘણીયે વાર કપડાં લેવા જતા હશે. નગ્નાવસ્થાથી આમ દુર રહેતા કાનજીભાઇને અંબાલાલ શેઠ કેટલું પીછાનતા હશે? અગર એજ કાનજીભાઇને, મીલમાં માલ બનાવનાર દતુ, આત્મારામ, ભુરીઆ કે ભગવાનનો શો પરીચય હશે? ખરી વાત એમ છે કે મુડીવાદની મહામારીમાં ચાલતાં બજારો, એક બીજા માટે મહેનત સેવનાર માણસોને અરસપરસ અજ્ઞાત રાખે છે; બધા એક બીજા માટે, અલબત્ત, આયાસ સેવે છે, પણ એ આયાસ એટલો બધો અવ્યવસ્થિત છે કે કોઇ કોઇની ઉપયોગીતા સમજી શકતું નથી. એજ રીતે કારખાનામાં કામ કરનારા શ્રમજીવીઓને અન્યોન્ય જોડે અને કારખાનાના માલેક સાથે અમુક પ્રકારનો સંબંધ છે. જે વસ્તુ ઉપર (એટલે કે ઉત્પાદનના સાધનો ઉપર) એમને અંકુશ કે આધિપત્ય નથી એજ વસ્તુ ઉપર તેઓ કાળી મજુરી કરે છે. એ ચીજોમાંથી તૈયાર થતો માલ વળી બીજાઓનાજ ઉપયોગમાં આવે છે. આ સંબંધને 'ઉત્પાદનનો સંબંધ' (Relationship of production) કહી શકાય. એના ઉપર આજની મુડીવાદી સમાજરચના નિર્ભર છે.

## નફા માટેજ

શ્રમજીવીઓ પાસે મુડી કે મીલ્કત તરીકે આજે માત્ર શ્રમ કરવાની શક્તિ (Lobour power) રહી છે. મુડીદારો એ ભાડે લઇ એમાંથી ખુબ ખુબ નાણુનો નફો નીચોવે છે. આજે અંબાલાલ, પીટીટ અને સાસુન શ્રમજીવીઓને રોજી આપે છે એ કંઇ એમના ઉપર ઉપકાર કરવા કે મજુરોના ભુખ્યા પેટમાં અનાજ પુરવા નથી આપતાં. માલેક કારખાનું બાંધે છે નફા માટે, એમાં મજુરોને રોકે છે નફા માટે, અને નફા માટેજ એ હંમેશાં એના માલની ઉંચામાં ઉંચી કીંમત ઉપજે એવાં સ્થળોનું સંશોધન કરે છે. એની એકે એક ગણત્રીના ગર્ભમાં નફાનું જ પ્રેરક બલ રમી રહે છે. ઉત્પાદનની ઉપયોગિતા કે નિરૂપયોગિતા જોડે એને જરા યે સંબંધ નથી. અમુક ચીજ સમાજને હાનિકર કે હિતકર છે એ જોવાની એને તમા નથી. કારખાનાંઓમાંથી પ્રવાહબંધ ઉત્પન્ન થતાં અને બજારોમાં વહ્યાં આવતાં માદક પીણાં સમાજનું સત્યાનાશ કાઢે છે, છતાં પરોપકારી પુંજીવાદીઓ એની બનાવટને જરા યે ઓસરવા દેતા નથી. કેફી ચીજોનો ઉપયોગ ઔષધમાં થાય છે, એટલા પુરતી એ ચીજોની આવશ્યકતા છે, પણ મુડીવાદીઓ તો મુખ્યત્વે માણસોને 'રસ' લગાડી નફો નીતારવા માટેજ જથ્થાબંધ મદીરા બજારમાં મોકલી આપે છે. આ એકજ ચીજમાંથી લક્ષ્મીપતીઓને અબજોનો નફો સાંપડે છે.

# સ્વરાજ્ય કે આત્માનાં સામ્રાજ્ય ?

: લેખક :

કકુલ કાકા

કકુલ કાકા અમારા ગામના વયોવૃદ્ધ અને ડાહ્યા પુરૂષ છે. તેમને જાહેરાતનો શોખ નથી એટલે પોતાના અપૂર્વ જ્ઞાનભંડારની મૂઠીથી મળનારા વિરલ માન અને પ્રતિષ્ઠાને તેઓ જતાં કરે છે. તેઓ સંધ્યાકાળે આરતિ પહેલાં અમારા ગામેતી મંદિરને ઓટલે બેસીને દરરોજ નવા નવા વિષયો ઉપર પ્રવચન કરે છે. દુર્ભાગ્યે એમનાં એ પ્રવચનોની નોંધ લેનાર કોઇ લહીઓ હાઝર હોતો નથી, એટલે તેમનાં અમુલ્ય પ્રવચનનો થવો જોઇતો પ્રચાર થતો નથી. કૉલેજની રજાઓમાં હું મારા ગામ વાંસવાડે ગયો ત્યારે કકુલ કાકાના એક પ્રવચનની મેં નોંધ લઇ લીધી હતી, તે 'નવયુગ' માટે મોકલાવું છું.

વાંસવાડાના વતનીઓ કહે છે, કકુલ કાકાનાં સામયિક પ્રવચનોમાં આ તો માત્ર સામાન્ય કોટિનું જ છે, એ ઉપરથી એમની પ્રતિભા અને બુદ્ધિનો ખ્યાલ આપને આવશે.

મને તો એમનું આ પ્રવચન ઘણુંજ મહત્વનું લાગ્યું છે. વળી જ્યારે દેશમાં સંપૂર્ણ સ્વતંત્રતાનું 'ધર્મયુધ્ધ' જામ્યું છે, ત્યારે કકલ કાકા જેવા ધર્માત્મા પુરૂષની 'આત્માનાં સામ્રાજ્ય'ની ભવ્ય યોજનાનો યે દેશ વિચાર કરી લે તે જરૂરનું છે એમ માનીને, મેં 'નવયુગ'નો આશરો શોધ્યો છે. તો હે તંત્રી મહાશય ! તમે તમારા વાંચકોના જ્ઞાનમાં વધારો કરવા માટે પણ આ પ્રવચન જરૂર છાપશો. અને જે અંકમાં આ પ્રવચન છપાય તેની એક પ્રત કકલ કાકા ઉપર—જો કે તેમને જાહેરાતનો લગારે શોખ ન હોવાથી વર્તમાન પત્રો તરફ જન્મથી જ શત્રુવટ છે છતાં—ઠે: વાસણશેરી, મુકામ: વાંસવાડા; વાયા વવાણીયા સીટી એમ શિરનામું કરીને મોકલાવશો.

વળી આ પ્રવચનની મેં તો લહીયાગિરી જ કરી છે એટલે લેખક તરીકે તમે કકલ કાકાનું જ નામ છાપજો. લેખક.

વવાણીયા વિદ્યાપીઠનો વિદ્યાર્થી

[વવાણીયા વિદ્યાપીઠના વિદ્યાર્થીની વિનંતીને સ્વીકારીને અમે કકલ કાકાના પ્રવચનને પ્રસિધ્ધિ આપીએ છીએ. **તંત્રી.**]

[૧]

સંધ્યા આરતી થવાની વાર હતી, વાંસવાડાના ધોરી માર્ગની ઉપર પડતા ગામના રામજી મંદિરના ઓટલા ઉપર વાંસવાડાના વિદ્વાન, બુધ્ધિમાન અને અનુભવી એવા શ્રી. કકલ કાકા આવીને વિરાજમાન થયા હતા. એમની દેદીપ્યમાન મુદ્રા, ભવ્ય લલાટ, કેશાવલિ વિહોણું હોવાથી પ્રકાશવંતું જણાતું મસ્તિષ્ક, અને બગીચામાં વિખરાયલી કો વૃક્ષરાજી સમી એ મસ્તિષ્ક ઉપર ઉગી રહેલી શીખા, એ બધું જોઇ જોઇ ગામનાં રડતાં બાળકો પણ શાંત થઇ જતાં.

એમના વિપુલ જ્ઞાનના ભંડારને સમાવી શકે તેવું એમનું વિરાટ ઉદર અને તે ઉપર રમતા ઉપવિત સાથેનું ઉપવસ્ત્ર, મહા પ્રયત્ને પણ એ શકિતશાળી કકલ કાકાના ઉદરને આચ્છાદવાના કાર્યમાં સફળ થઇ શકતાં નહોતાં.

નાનકડા ખેરખાને ફેરવતાં ફેરવતાં, ઓટલા સામેના રસ્તામાં ધૂળના ઢગલા કરી રમતાં બાળકોને તે ધમકાવતા, સીમમાંથી ચરીને

પાછી વળતી ભેંસો અને ગાયોના સપાટામાંથી તેમને બચાવી લેવાના પરોપકારી કાર્યમાં કકલ કાકા એ બાળકોની કાળજીથી બેદરકાર રહેલી એમની માતાઓને, પોતાની 'અમૃત-સમ મીઠી વાણી'માંથી ઝરતી પુષ્પાંજલિથી નવાજતા હતા.

એટલામાં રણછોડ વાળંદ, બેચર પટેલ, કસ્તુર કાછીઓ, હડફો ગાંધી અને મોતી



કકુલ કાકા

મેરાઇ નિયમ પ્રમાણે દર્શન કરવા અને કકલ કાકાનાં પ્રવચન સાંભળવા આવી પહોંચ્યા.

હું પણ તે દિવસે ફરતો ફરતો ત્યાં જઇ પહોંચ્યો. કકલ કાકાએ મને જોઇને ભણેલા-ઓની, સુધરેલાઓની અને પ્રાચીન હિંદુ સમાજની ટીકા કરનારાઓની વાત આરંભી.

તે સાંભળવા ગામનાં કેટલાંક બાળકો પણ આવીને ખડાં થઇ ગયાં, કકલકાકાના ટીકાકારો કહે છે કે તે બાળકો તો આરતી પછી મંદિરમાંથી મળતા તુલસીપત્ર સાથેના સાકરીયા પાણીના ચરણામૃતની લાલચે આવે છે, પણ કકલ કાકાની સોએ સો ટકા ખાત્રી હતી કે, એ બાળકો જેઓ વાંસવાડાનાં આવતી કાલનાં નાગરિકો છે, તેઓ એમના બુધ્ધિભર્યાં પ્રવચનને સાંભળવા, સમજવા, તેમજ પોતાની આવતીકાલ સુધારી લેવાના પવિત્ર ઉદ્દેશથી જ આવે છે. અને એ છોક-રાંઓ સનાતન હિંદુ ધર્મના સ્થંભ બની, આ પુરાણ પવિત્ર ભારતભૂમિને વિષે; સના-તન હિંદુ ધર્મની જ્વલંત જ્યોત બળતી રાખનારા, આવતી કાલના જ્યોતિર્ધરો બન-વાના છે.

વાતમાંથી ટીકા ને ટીકામાંથી ચર્ચા અને ચર્ચામાંથી પ્રવચન શરૂ થાય તેટલામાં તો, એમનું સોએ સો ટકા સનાતની એવું બ્રહ્મ રક્ત ઉકળી આવ્યું, એ ઉકાળાના ઉકળાટમાં કકલ કાકાથી ઉભા થઇ જવાયું, તેમણે હાથમાંના બેરખાને કાંડા ઉપર લટકાવ્યો, અને બેરખાવાળા હાથને હવામાં ઉછાળતાં પોતાનું પ્રવચન શરૂ કર્યું, ત્યારે એમના મસ્તિષ્ક ઉપરની શીખા પણ તેમની માફક ખડી થઇ જવાથી, એમનો દેખાવ સુધારક પક્ષનો સંગ્રામમાં સંહાર કરી નાખવા સાવધ બની ગયેલા કો પ્રખર સનાતની સૈનિક સમો સુંદર, અરે, ભયંકર લાગતો હતો.

[૨]

**કુકુલ** કાકાએ હવામાં હાથ ઉછાળતાં ઉછા-ળતાં, ઓટલા ઉપર ચક્કર ચક્કર ફરવા માંડીને, કંઇક શાંત થઇને બોલવા માંડ્યુ. [આટલે સુધી મારું ગાંડુ ઘેલું લખાણ છે, હવે પછીનું લખાણ અક્ષરસઃ કકલ કાકાના

પ્રવચનના જ પડઘા રૂપ છે એમ વાંચકોએ સમજી લેવું એટલે લેખક તરીકે કકલ કે કાનું નામ મુકવા માટે મારી કે તંત્રીની મશ્કરી ન કરવી, એવી 'નવયુગ'ના વાચકોને મારી બે હાથ જોડીને વિનતી છે ]

કકલ કાકાએ કહ્યુંઃ

"જ્યાં જુઓ ત્યાં બસ એક જ વાતઃ હિંદુઓ સુધરો, સુધારો, સુધરો! લેખકો જ્યાં હોય ત્યાં અનેક રીતે એ જ એક વાત ઉપર મચ્યા રહ્યા છે, વક્તાઓ પણ એક જ મુખ્ય વાતની આસપાસ પોતાની વક્તાબાજીનાં કોટડાં ચણે છે!

મને તો લાગે છે કે આ બધા લોકો નવરા છે. એમને બીજું કશું કામ જ નથી. જો એમ ન હોય તો પારકી પંચાતમાં આમ હાથ ને મ્હોઢાં દુઃખવવાના દુઃખમાં એમને શું કામ પડવું પડે?

હિંદુઓને સુધારવાના પોકારો પાડનારા આ બધા લોકો નવરા તો છે, તેની સાથે કાં તો દોઢ ડાહ્યા છે કે પછી તદ્દન જ મુરખ માણસો છે. એ બે સિવાય ત્રીજાનું આ કામ ન જ હોઇ શકે!

શું હિંદુઓ સુધરેલા નથી ત્યારે બગડેલા છે કે એમને માટે આટ આટલો ત્રાસ વિના કારણે ઉઠાવી રહ્યા છે? શું એ કંઇ રાંધેલી રસોઇ છે કે ઉતરી ને બગડી ગઇ હશે? શું એ તે શાકભાજીનો ઢગલો છે કે વખત થઇ જવાથી સડી ગઇ હશે? હિંદુ સમાજ એટલે ક્રોટિ ક્રોટિ માણસોનો ઢગલો! કંઇ અબજો વરસોથી હિંદુ સમાજ છે અને અબજો વરસો સુધી રહેવાનો જ છે, એનો મારા જેવા અનેક લોકોને પુરેપુરી ખાત્રી છે.

અમારા અનેક ઋષિ મુનિઓ એક વખત માથા ઉપર બે પુળા મૂકી લાખ્ખો વરસ જીવતા અને ઘડામાં કાંકરીઓ નાંખી બ્રહ્માજીનાં વરસ ગણતા ઓ હો હો! શું એ ભવ્ય, દિવ્ય અને ઉદ્દાત કલ્પના? બ્રહ્માજીના એક દિવસથી માંડીને એક વરસ ક્યારે થઇ રહે, એનો હિસાબ બાંધવાની શું એ અનેરી યોજના? હિંદુઓને સુધારવાની વાતો કરનારાઓને બાપડાઓને એ વરસોની ગણત્રી કરતાં યે આવડતી નથી! ખરેખર એ બાપડાઓનાં માથાં ઘણાંજ નાનાં છે—અતિ ઘણાં નાનાં છે! એમનાં એ નાનાં માથામાંના સાંકડા મગજમાં રહેલી ચપટીક બુધ્ધિ એવડાં બધાં વરસોની વાત સાંભળીને જ ચમકી જાય છે! બિચારા દયા ખાવા જેવા છે, દયા ખાવા જેવા! પેલો બિરબલનો ન્યાય કરવા બેસનાર ઢેડ 'ચાર વીહુ"થી વધુ રકમ કહી ન શક્યો, તેમ આ બધા બહુ બહુ તો અમુક હજાર વરસોની વાતો કરે છે! અને ત્હોય ધૃષ્ટતા કેટલી બધી! આખા હિંદુ સમાજને સુધારવાની વાતો!

આવા દયા ખાવા જેવા લોકો કહે છે; હિંદુઓની દુર્દશા ધર્મના વિકૃત સ્વરૂપને લીધે થઇ, જડ રૂઢીવાદની અંધ ગુલામીથી થઇ, ન્યાત જાતોનાં અતિ અતિ સાંકડાં કુંડાળાને લીધે થઇ! એ સાંભળીને કોને હસવું ન આવે ભાઇ? હિંદુઓનો ધર્મ એમની વચ્ચે ક્યાં આવ્યો અને આવે છે? એ બિચારો મંદિરોમાં જ પડી રહે તેવી તમામ વ્યવસ્થા અમારા શાણા સંત પુરૂષોએ કરી છે; ત્યાંથી એને નીકળવાની નવરાશ જ કયે દહાડે મળી કે તે હિંદુઓની દુર્દશા કરવા વચ્ચે પડયો? ના, ના, કોઇ કહો તો ખરા? ધર્મને અને હિંદુ સમાજને શું લેવા દેવા છે ભાઇ? ધર્મ એટલે મોટી અને પવિત્ર વસ્તુ છે. તે સમાજમાં છૂટી રહે, તો જ્યાં હોય ત્યાં અટવાયા કરે, દુનિયાના સ્વાર્થી લોકો એનું પુરતું માન સાચવે નહિં. અમારા અતિ સમર્થ વિદ્વાન અને બુધ્ધિશાળી ઋષિ મુનિઓ એક વાત

જાણતા હતા, તેથી તો તેમણે એ બાપડા જીવ ધર્મોને રહેવા માટે તો મકાનોની વ્યવસ્થા કરી. જો તેમણે કૃપા કરીને એવી યોજના કરી નહોત તો, આવા લોકો ધર્મને ક્યાંય રહેવાજ ન દેતે? અરે. એને માટે ભાડે પણ જગા ન આપત. પણ અમારા ઋષિ મુનિઓ કેવા બધા અગમચેતીવાળા કે, તેમણે હજારો, લાખ્ખો અરે કરોડો વરસો પહેલાં એ વાત જાણી લીધી, અને ધર્મને રહેવા માટે મંદિરોની કલ્પના કરી!

પણ હિંદુ ધર્મને સુધારવાની વાતો કરનારા મુર્ખાઓ ધર્મને મંદિરમાંથી બહાર કાઢી, સમાજમાં, ઘેર ઘેર, માણસ માણસે વહેંચી નાખવાની વાત કરે છે? હર્ હર્ હર્! કેવો ભયંકર નીરિશ્વરવાદ? શાન્તમ્ પાપમ્! શાન્તમ્ પાપમ્!! પહેલાં તો આ કલ્પના જ પાપમય છે! અરે એ તો એમ કહોને કે ઉદાર્ સહિષ્ણુ અને બુધ્ધિમાન કહી કહીને, લોકોએ હિંદુઓને ઢીલા, ડરપોક અને પ્રત્યેક કામમાં વિચારના ગુલામ બનતા બનાવી દીધા ન હોત તો, આવી કલ્પના કરનારાઓના માથાં જ રંગાઇ ગયાં હોત માથાં! પણ એ ભૂલ થઇ ગયેલી આજને આજ સુધરે એવી નથી, એટલે જ આ બધા એવી તેવી વાતો કરી શકે છે! ભાઇ!—અરે! પણ હું તો કેથો આડો જ ફાટયો દેખું જો!

હાં, હું એમ કહેતો હતો કે, આ લોકો ધારે છે એમ ધર્મને મંદિરમાંથી કાઢીને આત્મામાં પધરાવવાની એમને છુટ મળે તો? હર્ હર્ હર! કેવું ઘોર પરિણામ આવે? એની એ અક્કલ વગરનાઓને કલ્પના પણ છે ખરી? ક્યાંથી હોય? હોય તો છેક આવા અધમ વિચાર કરે—ના, માણસનો દીકરો તો ન કરે, ભાઇ!

એટલે પહેલાં તો ધર્મને જ્યાં ને ત્યાં વચ્ચે લાવીને અમારા જેવા આસ્તિકોને, વૃધ્ધોને અને પ્રભુની પ્રસાદીરૂપી લક્ષ્મી પામેલા શ્રીમંતોને જ એ લોકોને દુઃખી કરવાં લાગે છે! મંદિરમાં ધર્મ પુરાયલો હોય છો એટલે અગત્યના કામમાં એના સોગંદ ખાત, વાંધો આવતો નથી, અને પ્રતિપક્ષી તે માનવાની ના પાડતો નથી; પણ ભાઇ જો એને હૈયામાં જ રાખ્યો હોય તો પછી એવા સોગંદ ખાવામાં જ મોટો ઝઘડો ઉભો થવાનો! અને તેમ થતાં ધારાસભાઓનાં અને ન્યાયમંદિરોનાં કામ અટકી પડે, વ્યાપારના અને લગ્નોના કબાલા તૂટી પડે, ન્યાતનાં, પંચોનાં અને સામાન્ય વ્યવહારનાં કામ ખોટકાઇ જાય! અરે, હા! પણ કેમ ભૂલ્યો? આ બધા લખતા અને બોલતાઓને તો બધું સમુંસુંજ કરી મુકવું છે ના? એમની પાસે છે શું તે એમને ચિંતા પડે? તેથી જ તેઓ ધર્મની આમ દયા ખાવા નીકળ્યા છે!

વળી આવા અક્કલ વિનાના લોકો એવી ય વાતો લગાવે છે કે, જડ રૂઢીવાદની અંધ ગુલામીથી હિંદુ સમાજની દુર્દશા થઇ ગઇ છે. સમા સમા પ્રમાણે એ બધી રીતો ફરવી જોઇએ. પણ એમની એ યુક્તિ છે. સત્યને મારી મચડીને તેમણે અસત્યની સાથે એવું મચડી, કચડીને ભચડી માર્યું છે કે, સત્ય અને અસત્યને જુદાં પાડીને પારખવાં મુશ્કેલ બની જાય છે. સમા સમા પ્રમાણે અહિં કોણ નથી ફરતું ભાઇ? લ્યો બતાવોને અમે મુંબઇનાં બજારમાં જતાં બળદનાં ગાડાંમાં કદીએ નીકળીએ છીએ? શું અમે તાર અને ટેલીફોન વ.પરવાને બદલે ગોર કે ગાંયજાનો સંદેશા મોકલવામાં ઉપયોગ કરીએ છીએ? શું અમે અમારા દેવોનાં ઘર અને અમારી નાણાંની તિજોરીઓ સાચવવા માટે ધનુષ્યબાણવાળા લોકોને રાખીએ

છીએ કે સરકારી પરવાનાવાળી બંદુકો? અરે, અમે તો દેવના ઘરને ય જૂના વિચારના રહેવા દીધાં નથી. પછી આ બધો બડબડાટ શાને? કદી આવા લોકો મંદિરમાં ગયા છે કે ખબર પડે, બાકી ત્યાં તો વીજળીના દીવા, વીજળીના પંખા, છેક પરદેશમાં પાકતાં સંચાઓની વચ્ચે સાત સાત સાગરોની પેલે પાર બનેલાં ઝીણામાં ઝીણાં વસ્ત્રો છે બધું તો સમા સમા પ્રમાણે બદલાવ્યું છે. રહેવાનાં મકાન, તેમાંના રાચરચીલાં, શરીર ઉપરનાં વસ્ત્રાભૂષણો અને વ્યાપારની વસ્તુઓ તેમ જ રીતો બધું બદલ્યું છે! હવે આ બધા દોઢડાહ્યાઓ બદલાવા શું માગે છે? હા હા, ઠીક યાદ આવ્યું. એ ડાહ્યાઓ કહે છે, તમારી મનોદશા ઉપરની જીર્ણતા ખંખેરી નાખો, અને તેને નૂતનતાના સ્વાંગ સજાવો! મા'ળ—આ—આ! કેવા પક્કા માણસો છે? મનોદશા તે વળી બદલી બદલાતી હશે? એ તે કંઇ માણસના હાથની વાત છે? હા, પણ ગીતાજીમાં કહ્યું છે કે: 'આત્મા જીર્ણ વસ્ત્રો બદલીને નવાં સજે એનું નામ મરણ.' ખરુંને? આ બધા ડાહ્યાઓ બધાંને મારી નાખવાની વાતો કરે છે ને! અલ્યા પણ એમાં તે શું નવાઇની વાત કહી? માણસ મરીને બીજે જન્મ લે એટલે એ નૂતનતાનાં વાઘા સજવાનો જ! પણ આવો આવો બોધ કરીને જનારાઓનું સ્થાન આ દોઢડાહ્યાઓ નહિં લે એની કંઇ ખાત્રી?

હિંદુઓને સુધારવા નીકળેલાઓ કહે છે, તમે લગ્નાદિ કારણોમાં જૂની જ રીતને વળગી રહો છો: કેટલું ભયંકર અસત્ય? અરે, કોઇ પણ માણસ કહી શકશે કે હિંદુઓએ તે દિશામાં જોઇએ તેટલા સુધારાવધારા કર્યા છે: તે એટલે સુધી કે સ્મૃતિઓને પણ કોરાણે મુકીને. દાખલા તરીકે પહેલાં સ્ત્રી અને પુરૂષને પરસ્પર ઓળખાણ થાય એટલે પુરૂષ સ્ત્રીને ઉંચકી જતો. પછી બધાંની સંમતિ મેળવતો. તે પછી સ્વયંવર કરવામાં આવતો. ત્યાર બાદ વળી લગ્નોની અનેક રીતો નીકળેલી; પરંતુ અત્યારે હિંદુ સમાજે તો તે બધાથી છેક જ નવી રીત દાખલ કરી દીધી છે! પેલા દોઢડાહ્યાઓને ક્યાં ખબર છે કે તેઓ જે પશ્ચિમના આચારવિચારોનાં વખાણ કરી કરીને કલમ તેમ જ જીભ ઘસડીને કુચો કરી નાખે છે તે લોકોએ જ લગ્નની હિંદુઓએ છેક જ જંગલી અને કચરો ગણીને નાખી દીધેલી જ રીતો ચાલૂ રાખી છે. અને એ કચરો બધાઓના ઘરમાં દાખલ કરવા માગે છે. આવી વાતો કરનારા એ બધા વધુ પડતા ડાહ્યાઓને, સારા યે હિંદુ સમાજની વતી મારે, એ જ પ્રશ્ન છે કે શું, તમે અમને પાછા એ જૂના યુગમાં ઘસડી જવા માગો છો?

એવું જ સ્ત્રીવર્ગ તરફના વર્તન માટે તેમજ શુદ્રો અને અતિ શુદ્રો તરફની રીતભાત માટે પણ વિચાર કરનારને સમજાશે કે, હિંદુસમાજ એ દિશામાં પણ જૂનાને વળગી રહ્યો જ નથી, પણ નિત્ય નવા નવા સુધારા દાખલ કરતો જ રહ્યો છે. એની સામે વિપ્લવ જગાડવાની વાતો કરનારા જ આપણને પાછળ અને પાછળ ઘસડી જવા માગે છે. તેમ ન હોય તો પછી ભાઇ એ લોકો સ્મૃતિઓની અને વેદોની અને પુરાણોની દલીલો ટાંકે શું કામ? તેથી જ હિંદુ સમાજ આજે છાતી ઠોકીને એમને કહી રહ્યો છે કે: તમારા ગમે તેટલા પ્રયાસો અને તમારી એ બધી છલબલો છતાં અમે આગળ વધ્યા છીએ તે પાછળ હઠવાના નથી. અમારા તો શુરાનાં ડગલાં. તે પાછા હઠવા માટે ભરાતાં નથી.

આ મોટા ડાહ્યાઓ એવી જ રીતે ન્યાતોનાં નાનાં નાનાં કુંડાળાંને નિંદે છે! પણ

ત્યાં યે એ લોકો કેવડી મોટી ભીંત ભૂલે છે; એ તેમને કોણ સમજાવે? શું ત્યારે તમે અમને 'સૃષ્ટિ સમે સહુ માનવી' એ કવિ દલપતરામની કવિતા લખાઇ હતી, તેવા માનવજાતિના આરંભકાળમાં પાછા લઇ જવા માગો છો? નાની નાની ન્યાતો ને નાત ગોળ એ તો હિંદુ સમાજના મોટામાં મોટા નૂતન પ્રયોગો છે. આજે જુઓને પશ્ચિમના લોકો પણ બધુંજ હળવું, સહેલું, ઓછી જગા રોકે તેવું લાઇટ, સ્મૉલ, ફોલ્ડીંગ બનાવે છે ને? ન્યાત જાતની હિંદુ સમાજની રચના એ જ રીતે એક સપાટ સમાજને નાની નાની ઘડીઓમાં વાળી થોડામાં સગવડભર્યો સમાસ કરવાની છેલ્લામાં છેલ્લી ઢબની રીત છે. અને તેથી તો પશ્ચિમના લોકોએ પણ ઇંગ્લંડમાં, કેનિયામાં, દક્ષિણ આફ્રિકામાં, કેનેડામાં, અમેરિકામાં અને બ્રિટિશ સામ્રાજ્યમાં તે પ્રયોગ અજમાવવા માંડયો છે. જો હિંદુઓનો પ્રયોગ બલભરેલો હોય તો ગોરાઓ નાની નાની ન્યાતો શું કામ રચે? બીજી જાતવાળાઓને માટે અંત્યજવાડા શું કામ ઉભા કરે? અરે ભાઇ! એ તો સંસ્કૃતિને સાગમાં સારી રીતે સાચવી રાખવાનો ભારેમાં ભારે વિચારભર્યો પ્રયોગ છે. તેથી તો પેલા કોમ્યુનીસ્ટો અને સોસ્યાલીસ્ટો (સામ્યવાદીઓ અને સમાજવાદીઓ) યે છૂટા છૂટા મજુરોને પણ જુદા જુદા ટોળામાં વહેંચી તેમની નાની નાની ન્યાતો રચે છે. ન્યાતોથી તો લશ્કરની માફક સમાજ મજબૂત બને છે અને વળી તેથી આખું લશ્કર કપાઇ જવાને બદલે અમુક ટૂકડીઓની જ ખુહારીનો ભય રહે છે!

પણ આટલુંએ ન સમજનારા ડાહ્યાઓ કહે છે: 'આ બધાને લીધે હિંદુ સમાજ બહુ જ પછાત પડી ગયો છે. જગતમાં વાયરલેસ અને વિમાનો ઉડવા લાગ્યાં, ત્યારે હિંદુ ન્યાત જાતમાં જ ગુંચવાઇ રહ્યો!' તે પણું એમનો નરી મુર્ખતા જ છે. પશ્ચિમના લોકો તો એ બાબતમાં પણ અમારી છેક જ પાછળ છે પાછળ! અમે જ્યારે સામ્રાજ્યો ચલાવતા હતા, સુંદર વસ્ત્રો બનાવતા, કાયદા ઘડતા અને સંસ્કારી હતા ત્યારે એ લોકો નાગા, જંગલી, પશુ જેવા હતા, એટલે વાસ્તવિક રીતે જ હિંદુઓને તેમનો મોહ ન જ રહે. વળી વિમાનાદિની વાતોથી રાચનારા ટુંક સ્મરણશક્તિયાઓને ક્યાં ખબર છે કે, અમારા ઋષિ મુનીઓ કડેડો પણ વાળો કે નાનકડા યે યંત્ર વિના હજારો કોસ દૂર બનતા બનાવો જોઇ શકે અને સાંભળી શકે તેવી શોધોમાં પાવરધા હતા, અમારાં રામાયણ વખતે વિમાનો ઉડતાં હતાં, અને હાલના જમાનાની તમામ રણસામગ્રીમાં અને યુદ્ધકૌશલમાં રામાયણ તેમ જ મહાભારતના કાળમાં અમો હિંદુઓ પારાંગત હતા. અત્યારે તો અમે સ્થુલનજરીઆ પશ્ચિમવાસીઓથી અને પશ્ચિમપડખીયાઓથી પાંચ પાંચ હજાર વર્ષ જેટલા આગળ પ્રગતિમાન છીએ.

અને આ બધા દોઢડાહ્યાઓ એ વાત ન સમજી શકે તેમાં નવાઇએ નથી, તેમ હિંદુ સમાજને એમની ઉપર કશો રોષ પણ નથી કારણ દિને દિને નૂતનતા સર્જતો જતો અમારો હિંદુ સમાજ એટલો બધો સ્થિતપ્રજ્ઞ અને સબળો છે કે, એવાઓની અનેક વાતો તેમને અસર કરી શકે તેમ જ નથી. હિંદુ સમાજ અસરમુક્ત જ છે.

આથી જ સ્વરાજ્યની અને સામ્રાજ્યની છેક જ બાલિશતાભરી વાતો તરફ પણ અમે લક્ષ આપવાના નથી. હિંદુ સમાજે તો હજારો વર્ષો પહેલાં સ્વરાજ્ય ભોગવ્યાં છે ને સામ્રાજ્યો ચલાવ્યાં છે તેથી તે ચીન કે અફઘાનીસ્થાનને ચાળે ચડીને હૈદોસ કુટવા નવરો નથી. હવે તો

હિંદુ સમાજ આત્માનાં સ્વરાજ્ય મેળવવા અને જનતાના આત્મા ઉપર સામ્રાજ્યો સ્થાપવા મથે છે અને તેથી તેને સંપૂર્ણ શાંતિ જ ખપે છે. ભલા બિચારા અંગ્રેજો એ શાંતિ અત્યારે હિંદને આપી રહ્યા છે. આત્માનાં સામ્રાજ્ય સ્થાપનારને પાર્થિવ યુધ્ધો કર્યે ન પાલવે, એટલે અંગ્રેજોએ ઉપાડી લીધેલાં કામથી અમને સંતોષ છે. ધન, વૈભવ આ આત્માના સ્વરાજ્યમાં આડખિલી રૂપ છે, એટલે એ બાહ્ય માયામાંથી મુક્ત કરી અમને ગરિબાઇના ઉન્નત પંથે ચડાવવા માટે પણ અંગ્રેજ જાતિનો અમે તો ઉપકાર જ માનવાના. ચીનના લોકો મુર્ખા કે નાહકની જંજાળ વહોરી. જુઓને હવે એને લશ્કર ને કાફલો ને વિમાનો એ બધું તૈયાર કરવાની હાંકવેકમાં પડવું પડયું. એ પંચાત મુર્ખા ન હોય તે વહોરે ખરા? અમારી તો દૃઢ માન્યતા છે કે, અમે આત્માનાં સામ્રાજ્ય સ્થાપીશું એટલે જગત માત્ર હિંદુ સમાજને ચરણે શિર ઝુકાવતું ખડું રહેશે, અને ત્યારે પણ હિંદુઓની સંસ્કૃતિ અને પ્રગતિ સહુથી આગળ જ હશે. અને માનવી માત્ર તેની પાસે દિક્ષા લઇ શિક્ષાની ભિક્ષા યાચતા આવશે.

પણ આ બધા પંચાતીયા એવાત સમજી નથી શકતા એટલે જ જ્યાં ત્યાં માથાં મારે છે. દેવો બિચારા પોતાના ધર્મોને લઇને મંદિરમાં બેસી રહે તે માટે એમને ખોરાકી પોષાકી અપાય, અને તેમને મંદિરમાં સાચવી રાખવાની મહેનત ઉઠાવનારને શ્રમના બદલામાં અર્થ લાભ અપાય તેની સામે ય એ લોકો વગર સમજે બડબડ કરે, પણ એમના વકીલો ને વૈદો, શિક્ષકો અને વકતાઓ, લેખકો અને પ્રચારકો કે દલાડે કશુંયે મફત કામ કરે છે વારૂ? તેમજ વળી એ નૂતનયુગના હોવાનો દાવો કરનારાઓ પોતાનાં ઘરડેરાંઓને મંદિરની પ્રતિમાની માફક રહેવાની તો ભલામણ જ કરીને કહે છે કે, તમે નહિં બોલો, નહિં ચાલો અને અમને મન ફાવે તેમ કરવા દેશો ને મન ભાવે તે ખાવા દેશો તો, અમે તમને બે વખત ભાવતાં ભોજન જમાડીશું!

તો પછી જેમને તેઓ રૂઢીરક્ષકો કહીને નિંદે છે, જૂના વિચારના કહીને તિરસ્કારે છે, એવા અમોએ તો વરસો પહેલાં એ પ્રયોગ કરી દેવાની તેમજ ધર્મના સત્તાને છેક મંદિરોની હદ સુધી મર્યાદિત કરી દીધી છે, અને દેવોને, ધર્મને કે ધર્મશાસ્ત્રોને અમારા કામમાં જરાકે ટકટક કરવા દેતા નથી, એટલે વાસ્તવિક રીતે તો અમેજ પ્રગતિમાન છીએ, અમેજ સાચા સુધારક છીએ, એટલે અમારે કોઇનો ઉપદેશ સાંભળવાની કે સુધરવાની કશીજ જરૂર નથી...

[૩]

**રામજી** મંદિરનો દુષ્ટ પૂજારી કકલ કાકાનું આ ભવ્ય ભાષણ સમજી ન શકયો કે કેમ, પણ તેણે આરતીનો એકાએક આરંભ કર્યો, એટલે એમનો શ્રોતૃ સમુદાય દોડાદોડ કરતો મંદિરમાં દોડયો, અને કકલ કાકાનું વિદ્વત્તાભર્યું પ્રવચન વચ્ચેથી અટકી ગયું.

# સામ્રાજ્યવાદની સમીક્ષા

: લેખક :

તીરંદાજ

## : લેખાંક પહેલો :

### વ્યવસ્થીત કાવતરૂં

જગતની તમામ પછાત પ્રજાઓને લોખંડી એડી નીચે કચરી રહેલો સામ્રાજ્યવાદ ધીમે ધીમે વધારે વીક્રાળ સ્વરૂપ ધારણ કરતો જાય છે. જેમ શાહીવાદે પરાધીન દેશોને આર્થીક શોષણ માટે અક્ષયપાત્ર માની એને પીસી નાખવામાં મણા રાખી નથી તેમ પોતાના પ્રદેશોમાં પણ એની ભયાનકતાનો સ્વાદ ચખાડવાનું એણે બાકી રાખ્યું નથી. નાના વ્યાપારીઓ, ટુંકી પુંજી વાળાઓ અને છુટાંછવાયાં વ્યક્તીગત માલ કીવાળા કારખાનાઓને કચરી નાખી એનાં મડદાં પર ઉભો રહેલો સામ્રાજ્યવાદ જગત સામે અટ્ટહાસ્ય કરે છે અને એના ક્રૂર પંજામાં જે કોઇ આવે એને ભરખી જવાની એની ભુખ વ્યક્ત કરે છે. એકજ જાતનો માલ બનાવતાં કારખાનાં આજ એકઠાં થઇ રહ્યાં છે એટલુંજ નહીં પણ એ મુખ્ય ઉદ્યોગના જેટલાં સહાયભુત પેટા ઉદ્યોગો હોય એ બધાં ઉપર એકજ સીન્ડીકેટ અથવા એકજ ટ્રસ્ટ અમલ ચલાવે છે. આમ આજના યંત્રવાદના યુગમાં અનીવાર્ય અને મુખ્ય ઉદ્યોગો બહુજ થોડા કરોડ પતીઓના હાથમાં સરી પડ્યા છે. રોજ રોજ અનેક છુટાછવાયા ક્ષેત્રમાં કામ કરતાં કારખાનાંઓનું એકીકરણ થઇ રહયું છે. અમેરીકામાં અને ઇગ્લાંડમાં, ફ્રાંસમાં અને જર્મનીમાં જ્યાં જુઓ ત્યાં અત્યારે ઉદ્યોગવાદમાં બે મુખ્ય મુદ્દાઓ નજરે પડે છે. એક તો ઉદ્યોગોનું એકીકરણ, સંગઠન અને સંયોજન (amalgamation rationalisation and trustification) થઇ રહયું છે જ્યારે બીજી બાજુ ઉદ્યોગોમાં રોકાયલી મુડી ઉપર બેંકોનું આધીપત્ય ખુબ મજબુત રીતે જામતું જાય છે. આ પરીસ્થીતીનો પુરે પુરો ખ્યાલ લાવવા માટે સામ્રાજ્યવાદના લાક્ષણીક અંગોને એક પછી એક તપાસી લેવાં જોઇએ. મુડીવાદની પ્રાથમીક અવસ્થાને વળોટી—એના માધ્યમીક વીકાસની મર્યાદાને પણ તોડી નાખી મદચકચુર પુંજીવાદ આજે દુનીઆના સો બસો અબજપતીઓના હાથમાં રમકડું થઇ પડ્યો છે. દરેક સ્વતંત્ર મનાતા પ્રદેશોની રાજકીય સત્તા આ મુડીવાદી માંધાતાઓ જેમ નચાવે એમ નાચે છે. પાર્લામેંટ, સેનેટ કે કેબીનેટમાં પાંચ પંદર કરોડપતીઓની સોનેરી ટોળી પોતાને મનપસંદ માણસો મોકલાવી શકે છે. જગાત, શસ્ત્રસંવર્ધન અને વ્યાપાર સંરક્ષણ ઉપર ચકોર નજર રાખી આખી આર્થીક નીતી આ બેંકરોનું મંડળ નીશ્ચીત કરી શકે છે. બહુમતવાદના બ્હાનાં તળે મનપસંદ પ્રમુખો અને સરમુખત્યારો દસાવી દેવાનું પ્રપંચી ધોરણ આ ઉઠાવગીરો બહુજ સીફતથી અને કાયદાની મર્યાદાથી સાધી શકે છે. અસંખ્ય મહેનતુ માનવતાના શ્રમજીવનનું નવનીત પચાવી જનારા આ સો બસો માનવકુબેરો કયા વ્યવસ્થીત કાવતરાંથી આટલી બધી

ભુતકાળના સમ્રાટોને પ ઇર્ષા ઉપજાવે એવી સત્તા અને સંપતી મેળવે છે એ ખુબ ઉંડા ઉતરીને દરેક અભ્યાસીએ તપાસી લેવાની જરૂર છે. ખાસ કરીને સૌથી વધારે વ્યવસ્થીત સામ્રાજ્યવાદની નીચે વરસોથી પીસાતા પ્રદેશમાં એ ભીષણ સંઘનાં મુલ તત્વો, સાધનો અને લક્ષણો પારખી લેવાં એ સૌથી અગત્યનું છે. કારણ કે જ્યાં સુધી કયા બળ ઉપર સામ્રાજ્યવાદની ઇમારત ઉભી છે એ ન સમજાય ત્યાં સુધી એના વીરોધનો કાર્યક્રમ રચી લેવામાં વીપચગામી પ્રયોગો કરવાની ભુલ થઇ જાય છે. લડત ચલાવવાની અને સામ્રાજ્યવાદને ઉથલાવવાની શુભ નેમ હોવા છતાં એનાં શાહીવાદના આંતરરાષ્ટ્રીય વીકાસ અને કેંદ્રિત વ્યવસ્થા શક્તાના રાક્ષસી સંગઠનનું અજ્ઞાન જાગ્રત જનતાની લાગણીઓના પુરને તદન નીષ્ફળ અખતરોઓમાં ઘસડી જાય છે. એનાં મુખ્ય અંગો સાબુત રહે છે. કદાવર કાયાવાળા મલ્લને એકાદ બે હળવી થપાટ લાગવાથી જેમ કશી અસર થતી નથી તેમ નીબંળ પ્રજાની અવળે માર્ગે વપરાયેલી અને ગમે તેટલી વીપ્લવના શબ્દસંભારથી તીખી થયેલી શકતી શત્રુનો વાળ પણ વાંકો કર્યા વીના વેડફાઇ જાય છે અને નીષ્ફળ શક્તીવ્યયના પરીણામે જે પ્રત્યા ઘાત આખી પ્રજાના માનસને આવરી લ્યે છે એ ભાવી સંગ્રામ માટે નવી ભુમીકા ઉપર લડત ઉપાડનારનો માર્ગ ઘણો મુશ્કેલ કરી મુકે છે. સામ્રાજ્યવાદની ઇમારત રેતીના પાયા ઉપર ઉભી નથી. એનું વ્યવસ્થા બળ આત્માના અખતરાઓ ઉપર નહીં પણ આર્થિક શોષણ ઉપર નીભંર છે—સત્યના આગ્રહ ઉપર નહીં પણ નગદ નાણાંની થેલીઓ ઉપર બંધાયલું છે—કીડી, મંકોડી, વાંદરાં, વાછડાં કે ખજુરાં કાપવાની મીઠાં વીનાની પ્રવૃત્તિઓ ઉપર નહીં પણ દુનીઆના ખુણેખુણામાંથી શ્રમજીવીઓની મજુરી ખરીદી એમાંથી અઢળક દૌલત ઘસડી જવાની સંયોજીત નીતી ઉપર સામ્રાજ્યવાદ એનાં સાબુત બળ સમેત ઉભો છે. આટલી ભીષણ વ્યવસ્થાનાં મુળ તત્વો કયાં કયાં છે એની વીચારણા કોઇ પણ પરાધીન પ્રજા માટે અન્નવસ્ત્ર જેટલીજ અનીવાર્ય વસ્તુ હોવી જોઇએ. દેશપરદેશના રાજકીય રંગો તરફ બેપરવા બનવાથી, કે જગતના ચોકમાંથી મૌન વ્રતધારણ કરી પલાયન કરવાથી, અથવા દુનીઆની આંખ આગળ પ્રકાશનોદ્વારા પરીસ્થીતી રજુ કરવાની વાતને હસી કાઢવાથી પ્રજા ખુબ સંકુચીત પ્રવૃતીઓમાં ગુંચવાઇ જાય છે. તદન નક્કર હકીકતો અને નગદ નાણાં ઉપર ઉભેલા સામ્રાજ્યવાદ સામે હૃદયપલટો, આત્મશુધ્ધી અને સવીનયભંગ એ મામુલી હથીયારો છે. ગમે તેવા આધ્યાત્મીક દૃષ્ટીથી આગળ વધેલા જીવડાં ને મોંયમાં દાટી દેતાંય આજનો મુડીવાદ અચકાશે નહીં.

## વ્હેંચણીની ઘડમથલ

આજના જગતવ્યાપી સામ્રાજ્યવાદના પાંચ મુખ્ય લક્ષણો છે. આવડી વીશાળ યોજનાની વ્યાખ્યા બાંધવી બહુજ મુશ્કેલ છે; છતાં સમર્થ વીચારકોએ સામ્રાજ્યવાદના મુખ્ય અંગો ઉપર લક્ષ બાંધી એની વીવેચનાને એના પાંચ લક્ષણોમાં કેંદ્રિત કરી છે.

૧ મુડી અને ઉત્પાદન બન્નેનો કેંદ્રીત વીકાસ (concentrated development) અને પરીણામે ઉદ્યોગોનો ઇજારાવાદ (monopoly.)

૨ ઉદ્યોગમાં રોકાયલી મુડી સાથે બેંકોની મુડીનું એકી કરણ—પરીણામે અમુક અબજપતીઓના હાથમાં સત્તાનું સુત્રસંચાલન.

૩ દેશપરદેશમાં માલની આવજાવ ઉપરાંત મુડીનો પણ આંતરરાષ્ટ્રીય ધોરણપર નીકાસ(export of capital).

૪ ઉદ્યોગવાદના ઇજારાને લઇને અને મુડીના નીકાસને લઇને મુડીવાદી માંધાતાઓની દુનીઆના પ્રદેશોને આર્થીક શોષણ અને આયાત નીકાસ માટે આપસઆપસમાં વ્હેંચવાની ધડમથલ.

૫ સત્તાશાળી સામ્રાજ્યવાદી પ્રજાઓ વચ્ચે જગતના પ્રદેશોની પુરેપુરી વ્હેંચણી.

## ઇજારાવાદ

મુડી અને ઉત્પાદનના વીકાસને સમજવા માટે ઉત્પાદનના સાધનોમાં થયેલી શોધખોળોને] ઇતીહાસ નજર સમક્ષ રાખવાની જરૂર છે. હળ ને બદલે ધીમે ધીમે વીજળીથી ચાલતું ટ્રેક્ટર વપરાવા લાગ્યું એટલે ખેતી જેવા તદન પછાત ક્ષેત્રમાં પણ મુડી એનું રોકાણ અને ઉત્પાદનની પધ્ધતીમાં પણ પરીવર્તન આવ્યું એજ પ્રમાણે રેંટીઆને બદલે આજે ૨૮૨ ગણું કામ આપનાર મીલની મશીનરીએ મુડીના રોકાણની અને જથ્થાબંધ ઉત્પાદનની પ્રણાલીકામાં ખુબ ફેરફારો કરાવ્યા. જેમ જેમ આ મશીનરીમાં પણ નવી નવી શોધખોળો થાય છે અને ખુબ ઉત્પાદનની યોજનાઓ હાથ ધરાય છે એમ એમ ટુંકી મુડી અને વ્યક્તીગત માલીકીના કારખાનાંઓ નાશ પામતાં જાય છે અથવા ગૌણ ઉદ્યોગોમાં એનું સ્થાન રહી શકે છે. મુખ્ય ઉદ્યોગોમાં તો આ નાના મુડીવાદીઓને પણ મોટાં ટ્રસ્ટ અને સીન્ડીકેટને શરણેજ રહેવું પડે છે. એટલે પરસ્પરની વ્યક્તીગત મુડીવાદીઓની સ્પર્ધા પોતાનું રહેઠાણ બદલી મોટા મોટાં રાક્ષસી ઉદ્યોગોના એકત્રીત મહામંડળોમાં જઇ વસે છે. લીમીટેડ કંપનીઓ દ્વારા નાની નાની રકમોને પણ ઉદ્યોગના રોકાણમાં ધસડવામાં આવે છે. આ લીમીટેડ કંપનીઓ નો કાણુ ખરી રીતે આવી નાની રકમો રોકનારો શેર હોલ્ડરોના હાથમાં હોતો નથી પણ વધારે સંખ્યામાં શેરો ધરાવનારા બે ચાર મુડીવાદીઓ આખી સતા પોતાના હાથમાં કેંદ્રિત કરે છે. આવી લીમીટેડ કંપનીઓ જ્યારે સાથે મળી સીંડીકેટ રચે છે ત્યારે એક મોટી સીંડીકેટ સામે બીજા પ્રદેશની મોટી સીંડીકેટ એકજ ઉદ્યોગમાં જે રાક્ષસી સ્પર્ધા જમાવે છે અને જગત આખાને જે રીતે હલાવે છે એ વાત આંખ ઉઘાડી રાખનાર કોઇ પણ માણસ જોઇ શકે છે. એટલે નાની નાની રકમોનો કાણુ પણ અંતે આ પાંચ પચાસ ડાયરેક્ટરો અને સીન્ડીકેટની સોનેરી ટોળીઓના હાથમાં હોય છે. વ્યવસ્થીત રોકાણ, અપ ટુ ડેટ મશીનરી અને રાજકીય સત્તા એ બધાંને પરીણામે કરોડો માનવોનાં શ્રમજીવનનું ફળ મોટે ભાગે આ સફેદ સજ્જનોનો સંઘ હજમ કરી જાય છે અને વધેલા ટુકડાઓ (જેને શ્રીમંતો મજુરીના દર કહે છે) શ્રમજીવીઓને આપે છે. આ રીતે મુડી અને ઉત્પાદન બહુજ નાના વર્ગના હાથમાં કેંદ્રિત થવાથી મહેનતુ માનવોનું શોષણ ઘણુંજ વ્યવસ્થીત અને વીશાળ પાયાપર થાય છે. જેમ જેમ અઢળક દૌલત ઉદ્યોગોના ક્ષેત્રમાં એકઠી થતી જાય છે એમ એમ આ માનવકુબેરોની સંખ્યા નાની થતી જાય છે અને એ નાની સંખ્યાના મંડળો વચ્ચેની સ્પર્ધા ઘણીજ કાતીલ અને વીશ્વવ્યાપી બને છે. પણ આવી સ્પર્ધાને પરીણામે નફાનું પ્રમાણ ઓછું થાય છે કે કારણ કે દરેક સીન્ડીકેટ પોતાનો માલ સસ્તા ભાવે વેચવાની રમત ખેલે છે અને આ ઓછા નફાને લઇને છેવટે એક સીન્ડીકેટ બીજી સીન્ડીકેટ સાથે સમ-

ગ્રુતી કરી લ્યે છે અને આમ બે ચાર મહામંડળોનું ગંજાવર એકીકરણ થાય છે. સ્પર્ધા નાશ પામે છે અને પછી સાથે મળી ને જગતના બજારોની વ્યવસ્થીત લુંટ શરૂ થાય છે. આ જાતના સીન્ડીકેટોના એકીકર ણમાંથી ઇજારાવાદ જન્મે છે. સ્પર્ધા નવા સ્વાંગ સજે છે અથવા એને મુડીવાદના અંતીમ વીકાસમાં ઇજારાવાદનું નામ આપી વટલાવવામાં આવે છે. ઇંગ્લાંડ અને અમેરીકામાં દર વરસે આવા ઇજારાવાદના એજારો ઘડાયાજ કરે છે. હમણાંજ અમેરીકાની બે મોટી તેલના ઉદ્યોગોની કંપનીઓ સાથે જોડાઇ ગઇ છે. ઇંગ્લાંડમાં પણ કાપડની મીલોનું એકીકરણ ઝપાટાબંધ થઇ રહ્યું છે. જે જે દેશોની પાસે ઝડપથી ઉત્પાદન આપનારી મશીનરી છે અને ખુણેખુણેથી ઘસડાઇને થોડા માણસોના હાથમાં એકઠી થયેલી અઢળક દૈલત છે ત્યાં એ દેશોના ઉત્પાદન અને ઉદ્યોગનો કાબુ અમુક વ્યકતીઓના હાથમાં જ આવી પડે છે. અને રાજ્યસતા પોતાની નીતી આ મુડીવાદી મહારીઓ જેમ કહે તેમ ઘડે છે. આ ઉદ્યોગોનાં આવાં જંગી કારખાનાંઓને માટે જોઇતો કાચો માલ મેળ વવા ટ્રસ્ટ અને સીંડીકેટના સરનશીનો જગ તના અણખેડયા ક્ષેત્રો અને પ્રદેશો ઉપર મીટ માંડે છે. મુડી રોકી જમાવેલા જબ્બર ઉદ્યોગો માટે જ્યાં જ્યાં કાચો માલ પાકતો હોય ત્યાં ત્યાં એનો ડોળો ઠરે છે, કાંતો એ પ્રદેશ ઉપર રાજકીય સતા જમાવવા પ્રયત્ન કરે છે અથવા આર્થીક પગપેસારો કરી એ પ્રદેશોનાં સાધનોનું શોષણ કરવાના પરવાના મેળવે છે. ઇજારાવાદમાંથી એક સામ્રાજ્યવાદી સતાને બીજી સામ્રાજ્યવાદી સતા સાથે અથડાઇ મરવાની પરીસ્થીતી અમુક ઉત્પન્ન થાય છે. કારણ કે અત્યારે જગતના પ્રદેશો અમુક મહારાજ્યોની વચ્ચે વહેંચાઇ ગયેલા છે. રાજકીય કે આર્થીક સત્તા જમાવી બેઠેલી એક સામ્રાજ્યવાદી સત્તાને ઉથલાવવી એ સહેલી વાત નથી. અને એથીજ આંતર રાષ્ટ્રીય ધોરણ ઉપર વ્યાપાર ઉદ્યોગના પગપેસારા ખાતર જગતના આ વીકાળ વરૂઓ અસંખ્ય માણસોને ભરખી જાય એવો જંગ જમાવે છે. અને હજુ પણ ભવિષ્ય સૌથી વધારે ભીષણ દાવાનળ સળગવાની તૈયારીઓ કરે છે. વ્યક્તીગત માલીકી ધરાવતા કારખાનાંનાં માલીકો વચ્ચેની સ્પર્ધાનું ઇજારાવાદી ઉગ્ર સ્વરૂપ એટલે જગદ્વ્યાપી યુધ્ધ–આખાય સમાજના આર્થીક પરીવર્તન માટેનો મોકો–અને એ ધ્યેય તરફ કરાલ કાળ મુડીવાદને ઘસડી જાય છે એ વાત નિઃશંક છે.

ઇજારાવાદના આ ઉગ્રસ્વરૂપને પીછાણવા માટે એની પ્રાથમીક સ્થીતી, અને એનું સંપુર્ણ સ્વરૂપ સમજવાની જરૂર છે. એની ચાર અવસ્થાઓ છે. અંગ્રેજીમાં એને કાર્ટેલ, સીન્ડીકેટ, ટ્રસ્ટ અને કમ્બાઇન (cartel, syndicate, trust and comlin:s) એવા નામથી ઓળખવામાં આવે છે આ એક એક અવસ્થાની સમજણ પણ આખી ગંજાવર યોજના સમજવા માટે અતીશય જરૂરની છે.

## કોલ કરાર.

આજની સમાજવ્યવસ્થાના ભીષણ સ્વરૂપમાં સૌથી મહત્વનું સ્થાન ભોગવતો ઇજારાવાદ કોઇ અકસ્માતથી ઘુસી ગયેલી વસ્તુ નથી, પણ મુડીવાદના વીકાસની સાથેજ એનાં તત્વો ઘડાતાં આવ્યાં છે. યંત્રો અને માનવ મજુરીના બળથી જેમ જેમ જગતમાં ઉત્પાદન અને પુનઃ ઉત્પાદનદ્વારા મુડીવાદીઓના ખજાનામાં અઢળક ધન ઉભરાવા લાગ્યું તેમ તેમ સાથે મળી મોટા નફા મેળવવાની લાલચે જબ્બર મુડીના રોકાણ દ્વારા મંડળો

રચી ઉદ્યોગો ચલાવવાની પદ્ધતી દાખલ થતી ગઇ. આથીંક શોષણદ્વારા અખુટ દૈલત એકઠી કરી બેઠેલા આ મુડીવાદી મંડળો પોતાની ધનતૃષ્ણાને જરાય મર્યાદીત બનાવતા નથી. ઉલટું એ બધાની આંખ જાદુઇ નફા મેળવવા માટે નવાનવા પ્રદેશો ઉપર ફરતીજ હોય છે. નવી શોધખોળોને પરીણામે યંત્રોની ઉત્પાદનશક્તી વધતી જાય છે અને એને પરીણામે એકજ ઠેકાણેથી ખુબ ઉત્પાદન કરવાનાં કારખાનાં સ્થાપવાં સરળ થઇ પડે છે. બેંકરો અને ઉદ્યોગ પતીઓ સાથે મળી આવી ગંજાવર યોજનાઓ વીચારે છે અને એક ને બદલે અનેક જણ એકત્રીત મુડીદ્વારા જગતની બજારમાંથી ધનના ઢગલા મેળવે છે. ઇજારાવાદનું પ્રથમ સ્વરૂપ મોટી મોટી પેઢીઓ વચ્ચે વેચાણની સ્પર્ધામાંથી જન્મે છે. એકજ જાતનો માલ બનાવતી કેટલીયે પેઢીઓ આંખ મીચીને ઉત્પાદન કર્યે જાય છે. જગતમાં એ વસ્તુની કેટલી જરૂરત છે અથવા બીજા કારખાનાંઓમાંથી નીકળતો માલ પુરતો થશે કે કેમ એની જાણ વીના આ ઉદ્યોગના અધીપતીઓ નીયમીત રીતે પોતપોતાનાં કારખાનાંઓ ચલાવ્યે જાય છે. પરીણામે કાંતો જરૂરીયાતના કરતાં વધારે માલ ઉત્પન થાય છે અથવા તો જે વખતે માગણી હોય તે વખતે માલ હોતો નથી. પોતપોતાનો માલ ખપાવવાની સ્પર્ધા એટલી વધી પડે છે કે પછી ખોટમાં કામ કરીને પણ કેટલીક વખત કારખાના ચલાવવાનો પ્રસંગ આવી પડે છે. આ પરસ્પરની સ્પર્ધાને લઇને ખમવું પડતું નુકશાન મીટાવવાનો એકજ રસ્તો રહે છે અને એ સાથે મળી વેચાણ, એના વીભાગો અને વ્યવસ્થા નક્કી કરી લેવાનો. નફો મેળવવાની લાલસાને ખાતર પરસ્પર વૈમનસ્ય ભુલી જવાની ઉદારતા બતાવતાં મુડીવાદને જરાય હરકત આવતી નથી. ગઇ કાલે એક બીજા સામે ઘુરકી ઘુરકીને જોતામુડીવાદીઓ નફો હાથમાંથી ઓસરી જવાનો પ્રસંગ આવતાં એક બીજાને સગા ભાઇઓની પેઠે ભેટે છે, વૈર ભુલે છે અને સહશોષણનો ધર્મ ચલાવે છે. આ મુડીવાદી સંગઠનનું પ્રથમ સ્વરૂપ એટલે કાર્ટેલ (cartel)–દુશ્મનો વચ્ચેના કોલકરાર, કરોડો માનવોની મહેનતમાંથી ફાવે તેટલી લુંટ ચલાવવાના સદર પરવાના–એકજ જાતનો માલ બનાવનારાઓ સાથે મળી માલના નફાનું પ્રમાણ જાળવીને કીંમત નીશ્ચીત કરે છે, ધીરધારના નીયમો નક્કી કરે છે, અને કાચા માલની ખરીદી વીશે આપસ આપસમાં સમજી લ્યે છે. પોતાના કારખાનાઓમાં મજુરીના દર કેટલા રાખવા એ પણ આવા કોલકરારમાં નક્કી કરી લેવાય છે. આ બધી વ્યવસ્થા ઉપર ચોકી રાખવા ડાયરેક્ટરોનું એક જનરલ બોર્ડ નીમવામાં આવે છે. સમજુતીની શરતો મક્કમપણે પળાય અને આવા કાર્ટેલથી બહાર રહેલા કારખાનાવાળા સામે ઝુંબેશ ઉઠાવાય એટલા સારૂ આ મધ્યસ્થ મંડળ અનેક તરકીબો રચે છે. આ કાર્ટેલોએ જર્મનીમાં ખાસ કરીને પોતાના અડ્ડા જમાવ્યા હતા અને એ કાર્ટેલોના મોવડીઓએ વીરોધીઓને વીંખી નાખવા જે કારસ્થાનો રચ્યાં હતાં એ અપરાધશાસ્ત્રના અભ્યાસીનેય મુંઝવી દે એવાં કારમાં અને અટપટાં હતાં આ વરૂઓ વચ્ચેની સંધી લાંબો વખત ટકી શકી નહી, કારણ કે દરેક કારખાનાની પેઢી પોતાના હરીફ ઉપર શંકાની નજરથીજ જોયા કરે છે. એટલે હરીફ ક્યાં અને કેમ શરતનો ભંગ કરે છે એ ઝીણવટથી જોઇ પોતે ગુન્હાઓ કરવામાં પાછળ ન પડી જાય એની તો મુડીવાદ ખાસ કાળજી રાખે છે. વળી જે કારણોને લઇને કાર્ટેલ રચાયાં એ જ્યારે બદલાય છે ત્યારે આ બધા કોલકરારો જમીનદોસ્ત થઇ જાય છે; એટલે કાર્ટેલનું આખું માળખું કેમ તુટી

પડયું એહને આપણે વીચારીએ. જ્યારે ચલણમાં (Currency) અસ્થીરતા રહે છે અને કીંમતમાં ઉછાળા આવે છે ત્યારે દરેક મુડીવાદી કાર્ટેલની શરતો તોડવા તાત્કાલીક લલચાય છે, કારણ કે વેચાણનીભાગના ઉપલક કણુ શીવાય ઉત્પાદનમાં તો આ ડીરેકટરોના સામાન્ય બોર્ડને કશો અધીકાર નથી. એટલે ફરીથી મુડીવાદીઓ બીજું કોઇ વધારે સફળ શસ્ત્ર શોધવાની ધડમથલમાં પડે છે.

## સીન્ડીકેટ.

વ્યક્તીગત પેઢીઓને કારટેલમાં જે વ્યાપારી સ્વતંત્રતા મળે છે એ કોઇ રીતે મટી શકે તો "ખાનગી ચોરીઓ" કરવાની મુડીવાદી ટેવ ઉપર કાબુ લાવી શકાય. જ્યારે ધંધામાં ઉથલપાથલ થવા લાગી અને જ્યારે કાર્ટેલથી કશી વ્યવસ્થા ન આવી ત્યારે કારખાનાના માલેકોએ ફરી વીચારણા માંડી અને કારખાનાઓ ઉપર કાબુ જમાવી વેચાણ માટે વ્યક્તીગત પેઢી નહીં, પણ આવી પેઢીઓનું એક મધ્યસ્થ મંડળ વ્યવસ્થા કરે એવી યોજના જગતનાં ચોકમાં સીન્ડીકેટને નામે દાખલ થઇ. કારખાનાવાળાઓ માલ બનાવી આ મધ્યસ્થ મંડળને વેચી દે અને આ મધ્યસ્થ મંડળની પેઢી બધાં કારખાનાઓના વતી વેચાણ કરે છે. આ મધ્યસ્થ મંડળની મુડી કારખાનાની પેઢીઓ વચ્ચેથીજ ઉભી કરવામાં આવે છે. આ મધ્યસ્થ પેઢીને સીન્ડીકેટ કહેવામાં આવે છે.

સીન્ડીકેટના ધોરણોનો સ્વીકાર કરવાથી વ્યક્તીગત મુડીવાદી માલેક કે પેઢી વેચાણ સાથે સીધો સંબંધ ધરાવી શકતી નથી, એટલે કીમતમાં ફેરફાર થાય કે કરન્સીમાં ભાવફેર થાય ત્યારે સીન્ડીકેટને એની અસર થતી નથી. જો કે કાર્ટેલના કરતાં ઇજારાવાદની દરષ્ટીએ તો સીન્ડીકેટ ઘણુંજ મક્કમ પગલું મનાય તો પણ આપસ આપસની સ્પર્ધા છેક ઓસરી જતી નથી. જેટલો જેટલો માલ આ સીન્ડીકેટમાં જોડાતાં કારખાનાંઓને તૈયાર કરવાનું કહેવામાં આવે એટલોજ માલ ઉત્પન્ન કરીને આ કારખાનાવાળાઓ બેસી રહેતા નથી. વધારેમાં વધારે ઓર્ડર પોતાના કારખાનાંને માટે મેળવવા દરેક વ્યક્તીગત પેઢી મથે છે. વધારે ઉત્પન્ન કરવાની કારખાનાની શકતી વીશે સીન્ડીકેટ આગળ વકીલાત કર્યા કરે છે અને બીજાને ભોગે પોતાનું કારખાનું પાયમાલ થાય છે એવો સતત પોકાર (સાચો અથવા ખોટો) કર્યાજ કરે છે. પરીણામે માર્કેટમાં વેચાતા માલના ઉત્પાદન માટે વરધીની વહેંચણી મોટી સ્પર્ધાનો વીષય થઇ પડે છે. તેમાંય. જ્યારે સારો નફો મળતો હોય એવી માલની કીંમત ઉપજતી હોય ત્યારે તો ખુબ ખેંચતાણ થાય છે કારણકે મુડીનું મુખ્ય લક્ષણ નફો છે. દરેક કારખાનું સારી કીંમત આવતાં ખુબ માલ તૈયાર કરી સીન્ડીકેટ મારફત વેચાવવાનો પ્રયત્ન કરે છે અને સીન્ડીકેટ વધારે માલ બજારમાં મુકવા માગતી હોતી નથી. કારણ કે એમ કરવાથી કીંમતમાં ઘટાડો થવા સંભવ રહે. આમ મુડીવાદીઓના પરસ્પરના કલહમાં પણ એનું વીકાળ સ્વરૂપ સંપુર્ણ પણે પ્રકાશે છે અને આ મુળગત અવરોધને લઇને કેટલીક વખત સીન્ડીકેટનો આખો માળખો તુટી પડે છે.

## એકીકરણ.

આમ અથડાતાં અથડાતાં મુડીવાદ છેવટ ટ્રસ્ટની યોજના ઉપર આવીને ઉભો રહે છે. કોઇ રીતે જગતના બજારોને બાદુજ ટુંકા મુડીવાદીઓ વચ્ચે વહેંચી લેવાની વૃતી એ ઇજારા યુગનું ત્રીજુ લક્ષણ છે અને એ ત્રીજા લક્ષણમાંથી "ટ્રસ્ટ"ની ગંજાવર યોજના જન્મે છે.

ટ્રસ્ટ એટલે મુડીવાદીઓનું એક મજબુત એકીકરણ—આ એકીકરણ એટલે માત્ર વેચાણ વીભાગ ઉપરનોજ કાબુ નહીં પણ ઉત્પાદનના સાધનોની પણ સર્વદેશીય સત્તા—મુડીવાદીઓ પોતાની મુડી, ઉત્પાદનના સાધનો અને પ્રચાર એ ત્રણે વીભાગોમાં જ્યારે એકસંપ કરી અસંખ્ય શ્રમજીવીઓના લોહી ચુસવા કમર કસે ત્યારે કેટલી રૂદ્ર શોષણનીની સમાજના સૌથી મોટામાં મોટા ભાગને અનુભવવી પડે એની કલ્પના કરવી દુર્લભ છે. આ એકીકરણમાં સાથે જોડાતા મુડીવાદીઓ પોતનાં વ્યકતીગત કારખાનાંઓની માલીકી ટ્રસ્ટને સુપ્રત કરે છે અને બધા સાથે મળી એકજ મધ્યા સંસ્થાના ભાગીદારો બની જાય છે. આમ અનેક કારખાનાંઓની એકજ મંડળના હાથમાં માલીકી આવતાં બહુ ખરચ ના કારખાનાંએ નાશ પામે છે અને ઓછાં ખરચે અને વધુ કમાણીએ કામ કરતાં કારખાનાંઓ ઉપર લક્ષ કેંદ્રિત થાય છે. પરીણામ એ આવે છે કે આખા ટ્રસ્ટનું ઉત્પાદનનું એકત્રીત ખરચ ઓછું આવે છે અને નફો એટલા પ્રમાણમાં વધારે આવે છે આ વધુ નફાના બળ ઉપર ટ્રસ્ટ નીચે નહી આવેલાં કારખાનાંઓ સામે લડત ચલાવવાનું કામ જોશભેર ચાલે છે. ટ્રસ્ટ અને સીન્ડીકેટમાં ફેર એટલો છે કે સીન્ડીકેટમાં સાથે ભળતા કારખાનાઓમાં પરસ્પર સ્પર્ધા રહે છે જ્યારે ટ્રસ્ટમાં આપસ આપસની સ્પર્ધા સંયુક્ત માલીકીને લઇને નાશ પામે છે.

પણ આ સીધી સ્પર્ધા નાશ પામતાં ખધાય માર્ગો નીષ્કંટક થઇ જતા નથી. બીજી એક આડકતરી સ્પર્ધા આ ટ્રસ્ટોને ખુબ નડે છે એકજ જાતના ઉદ્યોગો વાળાં કારખાનાં એકત્રીત થાય છે ખરાં પણ એ ઉદ્યોગને જે બીજા નાના ઉદ્યોગો અને કાચો માલ બનાવનારાં કારખાનાંઓ ઉપર આધાર રાખવો પડે છે એ બધાં ટ્રસ્ટની શેહમાં આવતાં નથી. દાખલા તરીકે મશીનરી બનાવનારાં કારખાનાં એકત્રીત થાય તો પરસ્પરની સ્પર્ધા નાશ પામે પણ લોખંડ બનાવતાં કારખાનાંઓ આ ટ્રસ્ટને કીંમતમાં અને માલમાં હેરાન કર્યા કરે તો એકલું એકીકરણ અર્થ વીનાનું થઇ પડે અને આ પરીસ્થીતીને પરીણામે બધા લાગતાવળગતા ઉદ્યોગોનું પણ સમીકરણ (Combine) શરૂ થાય છે.

## સમીકરણ.

આ સમીકરણ એટલે એક મુખ્ય ઉદ્યોગની આસપાસ ઉભા થયેલા બીજા અનેક ઉદ્યોગોનું એકજ મધ્યસ્થમંડળ. ઉદાહરણ માટે મશીનરીનો ઉદ્યોગ લઇએ. આ ઉદ્યોગમાંથી સ્પર્ધાનો નાશ કરવા માટે ખાણમાંથી લોખંડ કાઢવાનાં, લોખંડ બનાવવાનાં અને બીજાં એવાં કારખાનાંઓને પણ એકજ મંડળના કાબુમાં લેવાં. આ (કંબાઇન)—સમીકરણને લઇને વ્યાપારમાં ભાવની ઉથલપાથલ ઓછી થાય અને નફાનું પ્રમાણ વધે. વળી ઉંચામાં ઉંચી મશીનરી દાખલ કરવા માટે ખુબ મુડી પણ જમા થઇ શકે, બીજાં જબર મુડીવાદી કારખાનાંઓ સામે એ મધ્યસ્થ મંડળો સહેલાઇથી ટકી શકે છે અને ગળતી બજારના વખતમાં પહેલાં મારેલા ગાળા ઉપર મુસ્તાક રહી આ મોટાં રાક્ષસી મંડળો જગતની ગરદન ઉપરથી હેઠે ઉતરતાં નથી. આ જાતના ઇજારા યુગના ચાર પ્રકારો અને એના મુખ્ય લક્ષણો તપાસ્યા પછી દુનીઆના દેશોમાં એનો કેટલો વીસ્તાર થયો છે અને એક દેશની સીન્ડીકેટ કે ટ્રસ્ટની સામે બીજા દેશની સીન્ડીકેટ કેવી ભયાનક સ્પર્ધા ખેલે છે એનો આંકડાવાર ઇતીહાસ તપાસવો એ સામ્રાજ્યવાદના વીકાસને સમજવા માટે જરૂરી છે.



# દીવાનો

## [ નવલિકા ]

: લેખક :

**જાનકીનાથ**

[ ૧ ]

શ્રીનિવાસ ને હું જમીને દીવાનખાનામાં આવી પાન સોપારી લેતા હતા, ત્યાં મારી બારીની સમે જ ખૂબ કોલાહલ શરૂ થયો.

"નંદુ ગાંડો, નંદુ ગાંડો!"

ગોપીપુરાનાં તોફાની છોકરાંએ એવી ધુમાધુમ કરીને આખા લત્તાના વાતાવરણને પોતાના ઘોંઘાટથી ભરી દીધું હતું.

"શું છે આ બધું?"

કહેતો શ્રીનિવાસ બારીએ જઇને ઉભો.

"ચંપક, તારા શહેરનાં છોકરાં બિચારા કોઇ ગાંડાને કેટલાં બધાં હેરાન કરે છે; ખરેખર હિંદુસ્થાનના જીવનમાં હજી પશ્ચિમના લોકો જેવી વ્યવસ્થા આવતાં કદાચ બીજો એક સૈકો જોઇશે"

શ્રીનિવાસે કંઇક કચવાઇને કહ્યું.

હું મોઢાંમાં પટ્ટી મુકતાં મુકતાં હિંચકા ઉપરથી ઉઠ્યો અને બારી પાસે ગયો.

સાચેજ છોકરાઓ નંદુને બહુજ પજવતાં હતાં. કોઇ તેનું કપડું ખેંચે, કોઇ તેની ટોપી ઉછાળે, કોઇ તેની ઉપર ધુળ નાખે. નંદુ આમ તેમ દોડાદોડ કરે, તેમ તેમ બધા તેને વધુ ને વધુ ચીડવે.

"શેરીમાંથી કોઇએ આ માણસનું રક્ષણ કરવું જોઇએ." શ્રીનિવાસે ગંભીર બનીને કહ્યું. "આવા માણસોને ખરી રીતે તો આમ છુટા ર ખડવા દેવા એજ ખોટું છે. એને કોઇ દીવાનાશાળામાં કેમ મોકલતું નહિં હોય?"

મેં કહ્યું: "આ દેશની દીવાનાશાળાઓમાં પણ ગાંડાઓને કોણ સુખ આપે છે? પરાધીન દેશના ડાહ્યાઓનાં દુઃખનો જ પાર નથી, ત્યાં ગાંડાઓની કાળજી લેવાનું કોને સૂઝે? બિચારો નંદુ ખરેખર બહુજ દુઃખી છે"

"તું એને ઓળખે પણ છે?"

શ્રીનિવાસે આશ્ચર્ય બતાવ્યું.

"હું એકલો જ નહિં, પણ તું પણ એને સારી રીતે પિછાને છે."

"હું એ એ! એ શી રીતે?"

"નંદુની કથા દુઃખદ છે. તારી ઇચ્છા હોય તો હું તને એની વાત કરૂં. પણ પછી મારી ઉપર એવો આક્ષેપ રખે મૂકતો કે, મેં તારો રવિવાર બગાડ્યો. તમો બધા

વિલાયતના વળેલાઓથી બહુજ સાચવવું પડે છે ભાઇ, નહિં તો ક્યાંક અમે 'બિલકુલ હિંદુસ્થાની'માં ખપી જઇએ."

નીચે છોકરાં હજુય તોફાન કરતાં હતાં. હું જાણતો હતો કે ગોપીપુરાનાં તોફાની બાળકો મારા કહેવાથી નંદુને સતાવવો છોડી દે તેમ નથી, એટલે હું બારી આગળથી હિંચકે જઇને બેઠો.

[૨]

શ્રીનિવાસ ગયે અઠવાડીએજ વિલાયતથી આવ્યો હતો. ગુજરાત કોલેજમાં હું અને શ્રીનિવાસ સહાધ્યાયી હતા. નંદલાલ નકશીવાળો પણ અમારી સાથેજ હતો.

શ્રીનિવાસ વધુ અભ્યાસ માટે વિલાયત ગયો, ને મેં એલ્. એલ્. બી. કરીને સુરત માં વકીલાત કરવા માંડી, દરમિયાન નંદલાલ નકશીવાળો દીવાનો થઇ ગયો હતો.

હિંચકા ઉપર બેસતાં બેસતાં મેં કહ્યું:

"ગુજરાત કોલેજના દિવસોનું તને સ્મરણ છે ખરૂં?"

"એ કેમ ભૂલાય. શું વિલાયતમાં થોડાંક વર્ષ ગાળી આવ્યાથી જીવન સાથે જડાયલા પ્રસંગોનાં સુખદ સ્મરણો વીસરી શકાય?"

"તો પછી આપણી હોસ્ટેલમાં નંદલાલ નકશીવાળો નામનો એક આદર્શવાદી યુવક હતો, તેને તો ભૂલી નહિંજ ગયો હોય."

"કોણ પેલે: સંસારમાં સ્વર્ગ ઉતારવાની કલ્પનાઓ કરી, આપણી સમક્ષ હમેશાં પોતાના ના ભાવી જીવનનાં મનોહર કલ્પનાચિત્રો ખડાં કરતો તે નંદુ?"

"હા."

"બોલ ત્યારે એ નંદુ તારી ને મારી ઓળખાણનો ખરોને?"

"એની કેમ ના પડાય?"

"ત્યારે શ્રીનિવાસ, એ નંદલાલ નકશીવાળો તે જ આ દોડાદોડ કરે છે તે નંદુ ગાંડો."

"અરેરે! બિચારાને શું થયું? કેવો બુદ્ધિશાળી અને આશા આપનારો યુવક હતો."

"તે બુદ્ધિશાળી અને ભાવનાવાદી હતો, માટેજ દીવાનો થઇ ગયો."

"ચંપક! બુદ્ધિ તેમજ ભાવનાને દીવાનાપણા સાથે શું સંબંધ?"

શ્રીનિવાસે આશ્ચર્ય બતાવ્યું.

"દોસ્ત, આ દેશમાં બુદ્ધિ અને ભાવનાવાળા નૌજ્વાનને માટે ,અત્યારે તો એવી પરિસ્થિતિ છે કે, કાંતો તે આત્મહત્યા કરે કે દીવાના બને..."

"તારા આ વિચારો સાથે હું મળતો થતો નથી. શા માટે નૌજ્વાનો આપત્તિની સામે ઝૂઝીને પોતાનો માર્ગ સાફ ન કરે. આત્મહત્યા કરવી કે દીવાના થવું એ તો કાયરોનું–નામર્દોનું કામ!"

"તે ખરૂં હશે. તો પછી એમ હોય કે હિંદુસ્થાનમાં વીર યુવકો જ અપવાદ જેવા છે..."

"તારી એ બધી ફીલસુફી હમણાં રહેવા દે. બિચારા નંદુની આ દશા શી રીતે થઇ તે મારે પહેલાં જાણવું છે."

"હું તને એ વાત કરવા જ બેઠો છું. માટે જ કહું છું કે, આ દેશના નૌજ્વાનોની દશા ઘણી જ કરૂણ છે, તેથી લાગણીવાળા બુધ્ધિમાન યુવકોની નંદુ જેવી દશા થાય છે."

"પણ નંદુને થયું શું?"

"નંદુ આપણી આર્થિક અને સામાજિક અવ્યવસ્થાનો ભોગ બન્યો છે, પરાધિનતા અને પ્રતિકૂળતાઓની ચક્કીમાં છુંદાઇ જવાથી તેની આવી દશા થઇ."

"મને એટલાથી સંતોષ નથી થતો. નંદુ નકશીવાળાની તમામ હકીકત તું જાણુતો હોય તો કહે."

"લે ત્યારે સાંભળ."

[૩]

અને મેં શ્રીનિવાસને કહેવા માંડ્યું:

નંદુ સામાન્ય સ્થિતિનો માણસ હતો તે તો તું જાણે છે જ. એ બિચારો જેમ તેમ કરીને કૉલેજનું ખર્ચ નિભાવતો હતો. કૉલેજ જીવનમાં એણે જે સાહિત્ય વાંચ્યું તેથી યુરપ, અમેરિકા અને જપાનના યુવકો જેવાં સાહસ તેમજ પરાક્રમ બનાવવાની મહત્વાકાંક્ષાની ચીનગારી એના દિલમાં સળગી હતી. પોતાના ખર્ચને પહોંચી વળવા માટે તે કેટલાંક પારસી કુટુંબોમાં શિક્ષણ આપવા જતો હતો, એક જુવાન અંગ્રેજ આઇ. સી. એસ.ની સાહિત્યરસિક પત્નીને તે ગુજરાતી ભાષા શિખવતો હતો. ત્યારથી એની ઉપર પારસી અને યુરોપીયન સમાજની નીતિરીતિની ઘેરી છાપ પડી હતી. અને અભ્યાસ પૂર્ણ કર્યા પછી સારી આવક કરી, પોતાના સંસારને આદર્શ બનાવી સુખી અને સ્વતંત્ર જીવન મ્હાણવાની તેને હૈયે હોંશ હતી. આપણી સમક્ષ તે એ ભવ્ય જીવનની અનેક વખત મીમાંસા કરતો તે તો આપણે બધા જાણીએ જ છીએ.

નંદુ કૉલેજમાં હતો ત્યારે એને હિંદુસ્થાનના હિંદુ યુવકોની સામે ઉભેલા ભયંકર પ્રશ્નોની કલ્પના પણ નહોતી. અને જેટલી કલ્પના હતી તે ઉપરથી ગમે તેવી પ્રતિકૂળતાઓને પોતાના શિક્ષણ તેમજ સંસ્કારથી પલટાવીને અનુકૂળતામાં ફેરવી નાખવાની એને હિંમત હતી.

પણ કૉલેજ છોડ્યા પછી તેની સમક્ષ જીવનસંગ્રામના જટીલ પ્રશ્નો ખડા થયા, અને તે મુશ્કેલીઓને દૂર કરવા માટે તેના તમામ પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા.

ગ્રેજ્યુએટ થયા પછી એણે સરકારી નોકરી શોધવાના પ્રયત્ન કર્યા. નંદુએ માન્યું હતું કે, કેળવણીના અભાવવાળા આ દેશમાં એના જેવા બુધ્ધિશાળી ગ્રેજ્યુએટને માટે સરકારી નોકરી મેળવી આગળ વધવું એ છેક જ સહેલી વાત હતી.

પરંતુ એકેએક ખાતામાં કરેલી તેની અરજીઓ જ્યારે પાછી આવવા માંડી, અને લાગવગ કે ખુશામદ સિવાય સરકારી તંત્રમાં નાનામાં નાની નોકરી પણ મળી શકે તેમ નથી, એની તેને પુરેપુરી પ્રતીતી થઇ ગઇ.

નંદુને કોઇ સખ્ધર આદમીનો વગવસીલો નહોતો, એ તો પોતાની બુદ્ધિ અને શિક્ષણના સામર્થ્ય ઉપર ઝૂઝતો હતો. પણ તે બન્ને સાધનો નિષ્ફળ નિવડ્યાં.

નંદુના હૃદયને તેથી ભયંકર આઘાત થયો. છેવટે બિચારાને એક શ્રીમંતની ખાનગી નોકરી સ્વીકારવી પડી.

ત્યાં વળી એની નિરાશાનો પાર ન રહ્યો.

[૪]

"જે શ્રીમંતને ત્યાં એ ખાનગી મંત્રી તરીકે જોડાયો તે સમાજમાં દયાળુ અને સખિ દિલના શેઠ તરીકે પંકાતો હતો. એ માણસ લક્ષાધિપતિ હતો. કાશી, મથુરા, હરદ્વાર અને ડાકોરમાં તેણે યાત્રાળુઓ માટે ધર્મશાળાઓ બાંધી હતી. પોતાની જન્મભૂમિમાં તેમજ મુંબાઇમાં એનાં સદાવ્રત ચાલતાં હતાં. પાંજરાપોળનો તે ટ્રસ્ટી હતો, જીવદયાની સંસ્થાનો એ પ્રમુખ હતો, તેમજ અનેક જાહેર હિલચાલોમાં તે પ્રમુખસ્થાન દીપાવતો.

નંદુને એ શેઠને માટે ભાષણો લખવાં પડતાં, તેની ઉપર આવતા ખાનગી પત્રોના ઉત્તર લખવા પડતા અને વર્તમાન પત્રો

માટે શેઠના ભાષણોના વૃતાંતો લખી મોકલવા પડતાં.

આ કામમાં તે બિચારો દિવસના આઠ દશ કલાક રોકાયલો રહેતો; ઉપરાંત સવાર સાંજ શેઠને ફુરસદ હોય ત્યારે સારા સારા ગ્રંથોનાં વાંચન પણ તેને કરવાં પડતાં.

નંદુ તાજો ગ્રેજ્યુએટ, આગળ વધવાની મહત્વાકાંક્ષાવાળો અને બુદ્ધિમાન, એટલે તેણે તૈયાર કરેલાં ભાષણો ખૂબ વખણાવા લાગ્યાં, શેઠની તેથી બહાર વાહ્, વાહ્ પણ ખુબજ થઇ રહી.

પણ એ દયાળુ અને ઉદાર દિલના શેઠના જીવનને બે પાસાં હતાં: જાહેર અને ખાનગી.

નંદુ બિચારો તેને ત્યાં જોડાયો ત્યારે તેના જાહેર જીવનથી જ આકર્ષાયો હતો. પરંતુ તેના ખાનગી જીવનનો અનુભવ થવા પછી જગતમાં શ્રીમંતાઇના દેખાવ નીચે સજ્જન મનાતા મનુષ્યો, કેટલી હદ સુધીના ભયંકર રાક્ષસ હોય છે એનું તેને ભાન થયું.

નંદુને તે વખતે નોકરી મળતી નહોતી, અને ઘરનો ખર્ચ ઉપાડવાનો, એટલે પેલા દયાળુ શેઠની મીઠી મીઠી વાણીથી આકર્ષાઇને માત્ર ૬૦ રૂપીઆના પગારે તે જોડાયો, પણ તે પછી લુલાં લંગડાં ઢોરોની તેમજ કીડી, મંકોડી અને કબુતરોની કાળજી માટે જાહેરમાં ભાષણો કરનારા શેઠને, નંદુ જેવા જીવતા, જાગતા બુદ્ધિમાન નૌજવાનને માટે સહેજ પણ લાગણી નહોતી, પોતાના 'ટાઇપરાઇટર' જેટલી કાળજી પણ તે નંદુ માટે બતાવતો નહોતો, એટલુંજ નહિં, પણ નંદુ કરતાં અક્કલમાં, તાકાતમાં અને સંસ્કારમાં અનેક ગણો ઉતરતો છતા શ્રીમંતાઇના તોરમાં નંદુની અક્કલને, વિદ્યાપીઠની તેની પદ્વીને, તેની સંસ્કારિતાને પળે પળે અપમાનતો ત્યારે તો નંદુની નિરાશાનો પાર ન રહેતો. એની બધી ભવ્ય ભાવનાઓ, કોમળ લાગણીઓ, પુરૂષાર્થ માટેનાં અનેક સુંદર સ્વપ્નો બધુંજ, કડડભુસ થઇ ગયું.

એજ શેઠ તેના કરતાં કેટલાય દરજ્જે ઉતરતા ગોરા નૌજ્વાનની ખુશામદ કરતો, પાળેલો કુતરો સ્વામી સમીપ પૂછડી પટપટાવી લટુડીઆં કરે, તેવી દશા અનુભવતો, ત્યારે સ્વતંત્રતાને ચાહતા, સ્વદેશભક્ત અને સ્વમાનપ્રિય નંદુના કોમળ કાળજા ઉપર ભયંકર ઘા પડતા.

પણ એટલેથી એની મુસ્કેલીનો અંત નોહોતો આવ્યો."

"ત્યારે ?"

શ્રીનિવાસે નંદુની દશા માટે સમભાવ-ભરી લાગણીથી છલકાતા ભાવે પૂછ્યું.

"હું એજ કહું છું."

## [૫]

અને પછી મેં કહેવા માંડયું:

"નંદુને એક વૃદ્ધ માતા હતાં. નંદુની ઉપર એ માજીના ઘણા ઉપકાર હતા, નંદુના અભ્યાસકાળમાં માજીએ મજુરી કરીને પણ પૈસા મોકલાવ્યા હતા, નંદુ પણ માડીને ખૂબ ચાહતો, માન પણ ઘણું આપતો; છતાં બન્નેની વચ્ચેના વિચારભેદને લીધે નંદુના દિલને ખૂબજ આઘાત થતો.

નંદુને પોતાના સંસારને આદર્શ બનાવવો હતો. એને જુના જમાનાનાં કેટલાંય રૂઢીબંધનો તરફ સખ્ત તિરસ્કાર હતો, તેની સામે તે ઝૂઝતો, પરંતુ એનાં વૃદ્ધ માજીજ તેની આદર્શ દુનિયામાં આડખિલી રૂપ હતાં.

રડવા કુટવાની રૂઢીનાં આડંબર અને તેના નાટકીવેડા સામે નંદુનો પ્રબળ વિરોધ હતો, પણ એનાં માજી ન્યાતમાં નાનું છોકરૂં યે મરી જાય, ત્યારે રડવા કુટવામાં મળતી મજા અને નામના મેળવવા પ્રમુખ ભાગ ભજવતાં.

નંદુ માજીને બહુ સમજાવે, 'આપણાથી આવાં કામમાં ભાગ ન લેવાય' એવું વિનવી વિનવીને કહે, પણ માજીના દિલમાં તે વાત ઉતરેજ નહિં.

"ન્યાત જાતમાં રહેવું હોય તો એ બધું કરવું જ પડે." એ માજીની હિમાલય જેવી દલીલ હતી, "તું એ બાબતમાં કંઇ ન સમજે" એમ કહીને માજી નંદુની વાતને છોકરવેડામાં ગણી–હસી કાઢતાં.

નૌજવાન, યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ, દેશ-દેશના ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો જાણકાર, પારસી અને યુરોપીયન સમાજના સંસ્કારથી રંગાયલા નંદુને તેથી પોતાનું ખૂબજ અપમાન થતું લાગતું.–ના, તેના દિલને ખુબ-જ દુઃખ થતું. જ્યાં ઘરમાં જ તેનું કોઇ માનતું ન હોય, ત્યાં તે પોતાના સંસારમાં સ્વર્ગ કેમ ઉતારી શકે?

એ વિચારે નંદુનો આત્મા કકળી ઉઠતો, તેનું હૈયું ત્રોફાઇ જતું, તેની કોમળ લાગણીઓ કચડાઇ, છુંદાઇ જતી. "આ દશામાંથી કેમ છૂટવું?" એ ગંભીર પ્રશ્ન નંદુને મુંઝવી રહ્યો હતો.

જે વ્યકિતને આપણે ખૂબજ માન આપતા હોઇએ, પૂજ્ય માનતા હોઇએ, તેની સામે થવું, તેમાં ખરેખર ભયંકર હિંમતની જરૂર છે. નંદુમાં એટલી હિંમત હતી, પણ માજીની સામે થવા જતાં, તેને જે લડત કરવી પડે, તેનું જે પરિણામ આવે, તેનાથી ડરી જવા જેટલો એ નબળો હતો.

એ નબળાઇની મુંઝવણ એને અકળાવી રહી હતી.

તે વખતે જ એની ઉપર બીજો ભયંકર આઘાત થયો."

"તે શું?"

શ્રીનિવાસે આતુરતાથી પૂછ્યું.

"તે પ્રસંગ એ નંદુનું લગ્ન." મેં કહ્યું.

"ખરેખર, હિંદુ જવાનો માટે એ પ્રશ્ન બહુ મુંઝવનારો છે."

"ના, તેથીયે વિશેષ છે. નંદુના સંબંધમાં તેવુંજ બન્યું."

"ગરીબ બિચારો!"

[૬]

શ્રીનિવાસને નંદુની દશા માટે ખરેખર લાગી આવ્યું. વિલાયતના વાતાવરણમાંથી તાજો પાછો આવેલો શ્રીનિવાસ નંદુની કરુણ કથા સાંભળીને પોતાને માટે પણ વિચારમાં ડૂબી ગયો.

મેં નંદુની વાત વળી આગળ ચલાવી:

"નંદુ કેટલો બધો ભાવનાવાદી હતો તે તો તું જાણે છેજ" મેં કહ્યું.

"હા."

"એવા જવાનોને માટે જીવન પર્યંત કૌમારદશા એજ માત્ર આશ્વાસન છે. કેમકે, હિંદુ સંસારમાં આપણા આદર્શને પહોંચી શકે, આપણી મહત્વાકાંક્ષાઓને સફળ બનાવવામાં મદદગાર બને અને આપણાં શમણાંને સાચાં પાડવામાં સાનુકૂળ બને તેવી જીવન-સહચરીઓ દુર્લભ છેઃ નંદુ એમ માનતો હતો. અને વળી કોલેજ જીવન દરમિયાન પારસી તેમજ અંગ્રેજ દંપતીઓનો એણે જે અનુભવ કર્યો હતો, તે ઉપરથી એવું દાંપત્ય ગાળવાની તેની હોંશ વધુ તિવ્ર બની હતી. તેને પણ ગંભીર ફટકો પડ્યો."

"એટલે શું તેનાં માજી વચ્ચે પડ્યાં?"

"વચ્ચે પડ્યાં એટલુંજ નહિં, નંદુનાં એક દૂરના કાકા તથા મામાની મદદથી તેણે એક પુત્રવધૂનો નિર્ણય પણ કરી નાખ્યો."

"અરેરે!"

"એ ફટકો નંદુને માટે અસહ્ય થઇ પડ્યો."

"પણ એણે વાંધો શું કામ ન લીધો?–પરણવાની ના પાડવી હતી."

"તેમ ન કરી શક્યો તે માતા તરફની મમતાને લીધે. તે પોતાની માને ખૂબ સુખી કરી, બીજાઓને માટે ઉદાહરણ રૂપ બનવ.ની ભાવના રાખતો હતો."

"તે ખોટું."

"શ્રીનિવાસ, એ દશામાં કોઇ પણ છોકરો એમજ કરે."

"ત્યારે એનું પરિણિત જીવન નિષ્ફળ નિવડયું ?"

"છેક એમ તો ન કહેવાય. પણ પરણ્યા પહેલાં પોતાના વિચારને મળતી થાય તેવી પત્નીની પસંદગી માટે પરિચય પ્રાપ્તિનો વિચાર તેણે રાખેલો, તેને બદલે તેની ઉપર સ.માજિક અત્યાચાર ગુજર્યો, તેને પરણાવી દેવામાં આવ્યો.

નંદુને તેથી ઘણુંજ દુઃખ થયું, તોપણ હિંદુ સમાજની વર્તમાન રચનાને લક્ષ્યમાં લઇને, એક નિર્દોષ યુવતીને દુઃખી નહિં કરવા માટે, તેણે પોતાના સંસારને આદર્શ બનાવવાનો પ્રયોગ કરવાની તક મળી એમ માનીને દુઃખમાં સમાધાન માન્યું.

નંદુએ આ બધી વાતો મને પોતેજ કહી હતી; તેની પત્ની બહુજ હેતાળ, ભલી અને વિનયી હતી. સીતા, દમયંતી, મંદોદરી, તારા, સાવિત્રી જેવી અનેક સતિઓની કથાઓ તેને મુખપાઠ હતી. નંદુને તે પોતાનો પૃથ્વી ઉપરનો દેવ માનતી, નંદુને જમાડીને તે જમતી, તેને સુવાડીને તે સુતી, એના પગ તળાંસવા તે ખડે પગે તૈયાર હતી, પાંચ છ ચોપડી શીખેલી, ઘર રખુ, શીવણ, ગુંથણુ અને ભરત કામમાં પાવરધી, અથાણાં, ચટણી, રાયતાં અને રસોઇની બીજી કલામાં હુશીઆર—હિંદુ સમાજ જેને સન્માને તેમજ સત્કારે તેવી હતી. ઓછાબોલી, ધીમી ચાલની, ગંભીર તેના સુશીલા નામને દીપાવે એવી હતી.

પણ નંદુને તો તેને પોતાના દિલની અભિલાષાઓ સમજે સત્કારે અને તેની તમામ મહત્ત્વાકાંક્ષાઓને સફળ બનાવવામાં સાથ આપે તેવી મિત્ર બનાવવી હતી.

સુશીલાનો તેની સામેજ વાંધો હતો.

પત્ની એટલે નિરંતરની પતિની વગર પગારની દાસી એ તેની વ્યાખ્યા હતી. એને તો સતીઓને પગલે ચાલી સાચી આર્ય-ગૃહિણી બનવું હતું. અને એ આર્યગૃહિણીથી પતિના કામમાં તેનો સાથ ન થઇ શકે, પતિના વ્યક્તિત્વ સમીપ પોતાના વ્યક્તિત્વને ખીલવવાની કલ્પના પણ ન થઇ શકે. ભૂલે ચૂકે સ્વપ્નમાં પણ આર્ય સ્ત્રીથી એવો વિચાર થઇ જાય તો તે ભવોભવ નર્કમાં પડે! એવો એને ડર હતો. સુશીલાને એવા નર્કમાં પડવું નહતું, તેને તો ક્ષણિક માનવજીવન કરતાં મૃત્યુ પછીના સ્વર્ગની ઉત્કટ ઇચ્છા હતી.

એ ઇચ્છાએજ નંદુના જીવનને ધૂળમાં રગદોળી નાંખ્યું.

નંદુ હિંમત હાર્યો નહિં, ધીરે ધીરે સુશીલાને સમજાવીને તેના વિચારને પલટાવી શકાશે એવું તે માનતો હતો.

પણ તેની હિંમત અને ધીરજ અખૂટ તો નહોતાં જ. સતત બબ્બે વર્ષ સુધી તેણે પ્રયત્ન કર્યા, પણ સુશીલાના વિચારોમાં પલટો ન થયો.

નંદુ તેને સીતા કે સાવિત્રી સાથે સરખાવે, સતિઓની કપોળકલ્પિત વાતોના આડંબર સમજાવે તેથી એ ચીડાતી.

"તમે એમ કહીને મને પાપમાં ન નાખો. સતી એ તો સતીજ. અમારાથી એમની તુલ.માં બેસી ન શકાય." એજ એની દલીલ હતી.

નંદુ એને વળી વળીને સમજાવે, સતીઓના યુગની અને વર્તમાન યુગની વચ્ચેના ભયંકર પરિવર્તનનું પ્રથક્કરણ કરી બતાવે,

પણ સુશીલાની ઉપર તેની જરાયે અસર થાય નહિં.

પણ પછીતો સુશીલા નંદુથી કંટાળતી. એને નંદુના આગ્રહમાં જીદ જણાવા લાગી. નંદુ તેને કશુંક કહેવા જાય તો તે રડે, કકળે અને એકાંતમાં ખૂબજ વિચારો કર્યાં કરે.

પરિણામે તેને 'હીસ્ટીરીઆ' થયો.

એટલે નંદુએ બધી વાત પડતી મૂકી. તેણે બધું દુઃખ મનમાંજ સમાવવા માંડ્યું.

એક તરફથી શેઠની પીડા, બીજી તરફથી માજીનો હઠાગ્રહ અને છેવટે સુશીલાની જીદઃ એથી કંટાળેલો નંદુ કલાકોના કલાકો સુધી દરરોજ મૌનપણે બેસી રહી વિચારો કર્યાં જ કરતો. એને ઘરમાં અને બહાર બધ્યે પ્રતિકૂળતાઓ જ દેખાતી. રાજકીય નજરે ગુલામી, આર્થિક દશા પણ પાંગળી, સમાજમાં યે બધે નિરાશામય અંધકાર. એના વિચાર કરી કરીને તેનું હૈયું ભાંગી ગયું; અને પરિણામે તે થોડાક દિવસોથી દીવાનો બની ગયો છે."

"ખરેખર આ કરૂણ દશા જ કહેવાય."

શ્રીનિવાસે નિશ્વાસ નાખીને કહ્યું.

મેં કહ્યું: "ભાઇ આવી દશા એકલા નંદુની જ છે એમ ન સમજતો. આપણા દેશમાં, આપણા સમાજના પ્રત્યેક નૌજવાનની આવીજ દશા હોય છે. અપવાદ તરીકે જ કોઇક સુખી હશે."

શ્રીનિવાસે તે સાંભળીને દીર્ઘ નિશ્વાસ નાખ્યો. મારાથી પણ બોલી શકાયું નહિં.

કચુડ, કચુડ થતો ઝુલતા હિંચકાનો અવાજ માત્ર દીવાનખાનાની શાંતિનો ભંગ કરતો હતો. જાણે એ અવાજ ભયાનક સ્વરે મૌન વાણીમાં રૂઢીચુસ્ત હિંદુ સમાજ માટે ભયંકર ભવિષ્યનું કથન કરી ન રહ્યો હોય?



# સ્ત્રીકામદાર જગત્ અને એની આવશ્યકતાઓ

: લેખક :
શ્રી. રંગીલદાસ મ. કાપડીઆ

અખિલ ભારત મહિલા પરિષદની ગઇ બેઠકમાં થયેલા થોકબંધ ઠરાવોમાં સર્વથી મહત્વનો ઠરાવ કામદાર સ્ત્રીઓની સ્થિતિની તપાસ કરી તેમાં સુધારો કરાવવાના પ્રયાસ કરવા કારોબારી મંડળને ભલામણ કરનારો ઠરાવ હતો. એ ઠરાવ રજુ કરતાં શ્રીમતિ કમલાદેવી ચટોપાધ્યાયે હૃદયસ્પર્શી ભાષણ આપ્યું હતું જે દ્વારા એમણે તેમજ શ્રી. શારદાબ્હેને પરિષદના સંભારણા લેખનાં એ ઠરાવના મહત્વ પર વિવેચન કરતાં એક વાત બહુજ સ્પષ્ટ કરી છે કે, પેટમાં જ્યાં ખાડા પડ્યા હોય ત્યાં પ્રજાને શિક્ષણ લેવાનું, સાહિત્ય અને સંસ્કૃતિના વૈભવોમાં મ્હાલવાનું કયમ પાલવે? સમાજનો મોટો ભાગ શ્રમજીવીઓનો છે અને એ મોટો ભાગ જ્યાં સુધી પાંગળો રહે ત્યાં સુધી સમાજ પણ પાંગળો રહેવાનો. એટલા માટે જ આ ઠરાવનું મહત્વ સ્ત્રી-



છાણાં થાપતી મજુર સ્ત્રી



રસ્તામાં મજુરી કરતા સ્ત્રી પુરુષ

કારીને સ્ત્રીસમાજના દર્દની નાડ એમણે યથાયોગ્ય પારખી છે એમ કહી શકાય. એ ઠરાવ નીચે પ્રમાણે છે :

"આ પરિષદ એવો અભિપ્રાય જાહેર કરે છે કે કારખાનાઓના લત્તામાં સ્ત્રી અને બાળકોની જરૂરીઆતો જળવાય એવી ચોકસાઇ કરવા પુરતી સંખ્યામાં સ્ત્રીઇન્સ્પેક્ટરો નિમવા.



કોસ હાંકતો ખેડૂત

(અ) "આ પરિષદ પોતાની સ્ટેન્ડીંગ કમીટિને ભલામણ કરે છે કે પોતપોતાના વિભાગમાં ખેતી અને ઉદ્યોગોની તપાસ કરવી અને ત્યાંની સહકારી મંડળીઓના સહવાસમાં આવવું, તેમજ બીજી કોઇ રીતે શક્ય હોય તો એવા ઉદ્યોગોને ઉત્તેજન આપી આ પ્રશ્નનો નિકાલ કરવા પરિષદે નિમેલી સમિતિ તરફ એ સંબંધી નિવેદન મોકલવું.

(બ) "આ પરિષદ સ્ટેન્ડીંગ કમીટિને ભલામણ કરે છે કે એણે મીલના ઉદ્યોગમાં નોકરી કરતાં સ્ત્રી બાળકોની તપાસ કરવી અને એ માટે નિમાયલી કમિટિને પોતાનો હેવાલ મોકલવો."

હિંદુસ્તાનનાં શ્રમજીવી વર્ગોમાં ખેડુત વર્ગની તેમજ મીલમાં કામ કરતા કામદાર વર્ગની સ્ત્રીઓ ઉભયનો સમાવેશ થાય છે અને એ આખોયે વર્ગ બહુજ નિર્ધન છે, એની આખી આજીવિકાનો આધાર દિવસભરમાં પોતે જે મજુરી કરીને થોડું ઘણું ધનોપાર્જન કરે તે ઉપર રહેતો હ.ઇ એને જીવનના કેળવણી આદિ વૈભવો માટે ભાગ્યેજ સમય હોય છે. 'કેળવણી' એ એમની સ્થિતિનો વિચાર કરતાં એમને માટે એક



કામદારોનો ખોરાક વેચવાની દુકાન

'વૈભવજ' ગણાવો જોઇએ. આ વર્ગ એટલે મોટો છે કે એમની સ્થિતિ સુધારવાના વિકટ પ્રશ્નના ઉકેલ સિવાય પરિષદની કોઇપણ યોજના અધુરી અને નિષ્ફળ ગણાય, એટલે જ પરિષદના ઠરાવોમાં છેક છેડે મુકાયલો આ ઠરાવ સર્વથી વધુ મહત્વનો છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. ખેડુસ્ત્રીઓનો પ્રશ્ન નિરાળી ચર્ચા માટે રાખવાની આવશ્યકતા છે; કારણ એમાં આખા યે ખેડુવર્ગની આર્થિક પરિસ્થિતિનો પ્રશ્ન સમાયો છે. આપણે એટલાજ મોટા બીજા શ્રમજીવી વર્ગની પરિસ્થિતિનો વિચાર અત્રે કરીશું, કારણકે એ દિશામાં પરિષદ અમુક સુધારાઓ માટે કાયદાના આગ્રહદ્વારા ઘણું કંઇ કરી શકે એમ છે; અને એ વર્ગ તે મીલમાં કામ કરતાં સ્ત્રી અને બાળકોનો, આ વર્ગને ઘણે ભાગે શહેરમાં જીવન ગાળવાનું હોઇ એમની આર્થિક હાડમારીઓ બહુજ હોય છે. એમની દરિદ્રતાનો છેડો નથી. શહેરમાં વસતા ધનિક વર્ગને એનો ખ્યાલ સરખોયે આવવો મુશ્કેલ છે. એમને સ્વપ્નામાંયે એ વિચાર ન આવતો હોય કે પોતાના સુખસમૃધ્ધિની કેટલી યે સામગ્રી આ સ્ત્રી બાળકોના પરસેવાને ભોગે બને છે, છતાં એ બનાવનારાઓને એ સામગ્રીઓના ભોક્તાઓના દશાંશ જેટલું એ સુખ નથી મળતું. એમની મહેનતના પ્રમાણમાં એમને મળવો જોઇતો પુરતો ખોરાક અને પહેરવાનાં વસ્ત્રોના હંમેશ વાખા પડે છે. આ પરિસ્થિતિમાં પરિષદે 'કામદાર સ્ત્રી બાળકો'ની સ્થિતિની તપાસ કરવાનો ઠરાવ કર્યો છે એનો અમલ તાત્કાલિક થવાની જરૂર છે. પરંતુ એ કાર્ય ધારવામાં આવે એટલું સહેલું નથી—ઉલ્ટું અતિ વિકટ છે. આ તપાસ કોણ કરે? પરિષદ તો તટસ્થ નજરે જોનાર પ્રેક્ષકને ભિન્ન ભિન્ન પ્રાંતીય પહેરવેશ અને કિંમતી વસ્ત્રાભુષણનું પ્રદર્શન લાગ્યું હોય તો નવાઇ નહિ. અનુભવ તો ઉલ્ટો એમ કહે છે કે આ વર્ગોમાં પ્રવેશવા તો એમના જેવાં સાધારણ વસ્ત્રો ધારણ કરનાર, શિક્ષિતતાનો ડોળ કે દમામ ઉતારી એમની વચ્ચે એમના જેવા થઇને રહેનાર—એમનાં જીવન સાથે પોતાનું જીવન ઓતપ્રોત કરનાર સ્ત્રી પુરૂષોજ કરી શકે! એટલા માટેજ જનતામાં ગાંધીજીના સેવકોનો વધારે પ્રભાવ છે. સર ફીરોજશાહ કે નારાયણ ચંદાવરકર અગર તો એમની પુર્વાવસ્થામાં દાસ બાબુ કે મોતીલાલજી જે નહોતું કરી શક્યા તે ગાંધી, ટીળક અને વલ્લભભાઇ પટેલ કરી શક્યા છે. પરિષદોના ઠરાવોથી, શાહી કમીશનોથી એ પરિસ્થિતિની સાચી તપાસ અશક્ય છે. બારડોલી અને માતરના ખેડુતોની હાલતનું નિરીક્ષણ તો નરહરિ પારેખનું સૈન્યદળજ કરી શકે,

એટલે પરિષદની સ્ટેન્ડીંગ કમિટિએ આખો સમય આપી મીલચાલીઓમાં જઇ કલાકો ગાળવાને જેમને સુગ ન હોય એવાં બ્હેનોની સમિતિ નિરાળીજ નિમવી હતી. હજી પણ એ કાર્ય કરી શકાય છે. એવી સમિતિનું નિવેદન સત્તાધીશ નિવેદન થશે અને એની ભલામણોનો અમલ કરવાને ન તો કોઇ સત્તા નકારી શકે કે ન તો માલેતુજાર મીલમાલેકો. શિક્ષિત બ્હેનો આ કાર્ય ન કરી શકે એમ નથી; ઉલ્ટું એમનું જ એ કાર્ય છે. અનુસુયાબ્હેન શિક્ષિત છે, કોટ્યાધિપતિનાં દિકરી છે, પરંતુ આજે એમને અંત્યજના બાળકોને, કામદારના ગંદા બાળકોને એક માતાની માફક ન્હવરાવતાં અને સાફ કરતાં સુગ નથી આવતી કારણ કે શિક્ષિતતાના તે ધનિકતાના સર્વ સ્વાંગ એમણે ઉતાર્યા છે. થોડા દિવસપર મુંબઇમાં તારદેવના લત્તામાં મહારોના વસવાટનો ભાગ મને જોવા મળ્યો હતો. એમને જે જાતનાં ઝૂંપડાંઓમાં રાખવામાં આવે છે એવાં ઝૂંપડાંઓ તો બીજા દેશોમાં જંગલી જાનવરોને રાખવાને પણ ન રખાય. સડી ગયેલાં કાટ ખાધેલાં ટીનના પતરાંના છાપરાં, ત્રણ ચાર ફુટથી ઉંચા નહિ એવાં એકજ બારણાવાળાં 'મકાનો' અને એ અંધારાં, હવાઅજવાળા વિનાના ગોલામાં (વિસ્તાર આઠ દશ ફુટથી વધારે ન હોય) સ્ત્રી પુરૂષ બાળકો સાથે એમનાં બકરાં, પાળેલાં કુતરાં, બિલાડાં સહ સહવાસ કરતાં જોઇ કોઇનું એ દીલ દ્રવે! સૂર્યના તાપથી તપતાં પતરાં નીચે ઉનાળામાં એમની સ્થિતિ કેવી થતી હશે એની કલ્પના માત્રથી કંપારી વછૂટે, આંખે તમ્મર આવે! અને આ 'મકાન'નું ભાડું માસિક રૂપીઆ દશ! સમાજની કૃત્રિમ રચના અને મૂડીવાદનું આ ભયંકર પરિણામ તો કોઇ લેનીન કે એનો સમાજવાદ જ ટાળી શકે;



કામદાર કુટુંબ એકુલા ચોખા ઉપર જીવવાથી તેમનાં શરીર નિર્માલ્ય દેખાય છે.

હાલ તો મનુષ્યપ્રયત્ને આ કૃત્રિમ રચના હેઠળ જે કંઇ રાહત અપાય એજ આપવી રહે. આવી પરિસ્થિતિમાં વસતાં એ શ્રમજીવીઓ વચ્ચે પણ મેં એક અમેરિકા જઇ આવેલ, ત્યાંની યુનીવર્સિટીનાં ગ્રેજ્યુએટ એવાં સુશિક્ષિત બ્હેનને ફરતાં, એમની સ્ત્રીઓ સાથે વ્યક્તિગત પરિચય કેળવતાં, એમના ગંદા બાળકોને ગંદકીની સહેજ પણ શુગ આણ્યા વિના પંપાળતાં અને લડાડતાં જોયાં છે, ત્યારથી શિક્ષિત બ્હેનો ધારે તો આ કાર્ય કરી શકે એવી મારી અડગ શ્રધ્ધા થઇ છે. આ બ્હેન પરિષદમાં ક્યાંયે દેખાતાં ન હોતાં, કોઇ ખૂણામાં કદાચ હશે, કારણ એમને કોઇ પરિષદના ઠરાવની જરૂર નહોતી. ખેર, પરિષદ કેટલું કરશે એના સંબંધી તર્કવિતર્કમાં ઉતર્યા સિવાય આ

શ્રમજીવીઓની સ્થિતિ અને એ સંબંધમાં કાયદાદ્વારા શું થઇ શકે એનો વિચાર કરીશું.

એક વાતનો સ્વીકાર કર્યા વિના ન ચાલે કે સ્ત્રી કાર્યકર્ત્તાઓ માટેના આ સાચા ક્ષેત્રમાં નહિ જેવો પ્રયાસ કરવામાં આવ્યો છે, જ્યારે સફળતાનું તો શુન્ય જ ગણાય. કારખાનામાં અને બગીચાઓમાં જે પરિસ્થિતિમાં કામદાર સ્ત્રીઓને કામ કરવું પડે છે એ પરિસ્થિતિ એમની તંદુરસ્તી અને આરોગ્યને માટે ભાગ્યેજ અનુકુળ ગણાય; જ્યારે એમને વેઠવી પડતી હાડમારીઓ ભાગ્યેજ અદેખાઇ કરવા જેવી હોય છે; વળી એના પ્રમાણમાં મળતી રોજી તો એથી પણ વધારે કંગાળ હોય છે. આ પ્રમાણિક શ્રમજીવી બ્હેનોના અધિકારના આજ સુધી અવગણના કરવામાં સમાજે બાકી નથી રાખ્યું, એટલુંજ નહિ પરંતુ હિંદી મીલમાલેકોથી માંડીને અંગ્રેજ બગીચાવાળાએ એમને ચુસવામાં મણા નથી રાખી.

"સમાજમાં કામદાર સ્ત્રીઓને દરજ્જો ઉંચો થવો જોઇએ. દેશની દોલત પેદા કરનાર ભાવી પેઢીની માતા તેમજ કામદાર તરીકે એમના જન્માધિકાર તરીકે ઓછામાં ઓછા વૈભવ" અને અનુકુળતાઓ એમને મળવીજ જોઇએ, એ સિદ્ધાંત સ્ત્રીઉન્નતિની કોઇ પણ સંસ્થાએ સ્વીકારવોજ જોઇએ. દેશની ત્રિવિધિઆ હાલતને કારણે સ્ત્રીપ્રગતિની હીલચાલના અગ્રણીઓએ (Pioneers) આ બાબત તરફ દુર્લક્ષ રાખ્યું એ ક્ષમનીય ખરૂં, પરંતુ હવે તો એ ઉન્નતિ સર્વદેશીય થાય—પાંગળી ન રહે એટલા માટે આ ધોરણપર કાર્ય કરવાની જરૂર છે.

મીલો અને કારખાનાઓમાં કામ કરનાર મજુરોની સંખ્યાના આંકડાએ લઇએ તો માલુમ પડશે કે સ્ત્રીકામદારોની સંખ્યા નાનીસુની નથી. એટલો પણ સ્વીકાર કરવો રહે છે કે મજૂર સ્ત્રીઓના હકકો, હીત અને એમના લાભાલાભનો વિચાર કરતી વેળા, એટલોજ વિચાર બગીચાઓ ઉપર અને કારખાનામાં કામે જતા મજુર કુમારોનો પણ થવો ઘટે છે. કારણ કે કોઇપણ દેશના સર્વસ્વીકૃત સામાજિક ધોરણ પ્રમાણે બાળક એ તો સ્ત્રીતનો પવિત્ર 'ટ્રસ્ટ' છે. ઇ. સ. ૧૯૨૭ દરમ્યાન 'ફેક્ટરી એક્ટ'ના અમલ સંબંધી સરકારી યાદી પ્રમાણે મીલોમાં–કારખાનામાં એ વર્ષ દરમ્યાન કામ કરનારા કામદારોની સંખ્યા કુલે ૧,૫૩૩,૩૮૨ની હતી, જેમાંથી સ્ત્રીઓની સંખ્યા લગભગ ૨૫૩,૧૫૮ ની, જ્યારે બાળકોની ૫૭,૫૬૨ ની થવા જતી હતી. કેટલાક પ્રાંતો કે જ્યાં ચાના બગીચાઓ, કોશીનાં કારખાનાં ઇત્યાદિઓ હોય છે ત્યાં આ સંખ્યામાં વધારો જોવામાં આવે છે. આ ઉપરાંત હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં કોલસાની ખાણોમાં, આસામ અને સીલોનના ચ્હાના બગીચાઓમાં, ઘરકામમાં, ખેતીમાં અને ગૃહઉદ્યોગમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા જજ નથી. એનાં આંકડાઓ ચોક્કસ મળી શકતા નથી; છતાં ઇ. સ. ૧૯૨૪માં હિંદી સરકારનાં ઉદ્યોગખાતાં તરફથી બહાર પડેલ યાદી પ્રમાણે ખાણોની ભીતરમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા ૬૦,૩૯૫ની હતી, જ્યારે ખાણોમાં જમીન પર કામો કરતી સ્ત્રીઓની સંખ્યા ૨૭૦૫૯ ની એટલે હિંદુસ્તાનની તમામ ખાણોમાં એકંદરે ૮૭૪૩૪ સ્ત્રીઓ મજુરી કરતી. ૧૯૨૮માં બ્રિટિશ ટ્રેડ યુનીઅન કોંગ્રેસને મી૦ પર્સેલ અને હૉલ્સવર્થે રજુ કરેલ નિવેદનમાં એમણે ચ્હાના બગીચાઓમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા ૭૨૧,૧૬૮ ની અડસટી હતી, સ્વાભાવિક રીતે આમાં સ્ત્રીબાળકોની સંખ્યા પ્રમાણમાં સારી હોવીજ

જોઇએ. ઘરકામમાં અને ખેતીકામમાં કામ કરતી સ્ત્રીઓની મોટી સંખ્યાને ગણત્રીમાં ન લઇએ તો પણ કાપડની મીલો, ખાણો અને



કોલસા લઇ જતી સ્ત્રીઓ

બગીચાઓ જે વ્યવસ્થિત ઉદ્યોગોમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા જગતના અડધીઆનો દુર્લક્ષ ન કરાય એટલો મોટો ભાગ થવા જાય છે. એમનો પ્રશ્ન જટિલ છે, અને કોઇ પણ તટસ્થ અવલોકનારને પણ એમાં જોઇએ એટલાં કાળાં ધાબાં દેખાયા વિના ન રહે; કામનાં વધુ કલાકો, રોજીનો બહુજ હલકો દર, બીનઆરોગ્યવાળાં રહેઠાણો, રાતપાળી, મજુરવસ્તીમાં સ્ત્રીઓની વસ્તીમાં લાક્ષણિક અસમાનતાને કારણે અનીતિમાં ઘસડાવાનો જોખમ, ખાણોના ભીતરમાં કરવાનું કામ, અને સુવાવડને કારણે મળવા જોઇતા ખાસ લાભો (ફેક્ટરી એક્ટની પરિભાષામાં Maternity Benefits) એ આખા પ્રશ્નના વધુ મહત્વના અંગો માત્ર છે.

સ્ત્રી કામદારોની સ્થિતિને પરિણામે ઉભા થતા બધાએ પ્રશ્નોની ચર્ચા તો આવા નાના લેખમાં અશક્ય જ છે; એટલે એમાંના મુખ્યની ચર્ચા જ કરી શકાય. એ બાબત ખાસ લક્ષ ખેંચે એવી છે કે, મુંબઇની મીલોમાં સ્ત્રીકામદારોની જે કંપારી વછૂટે એવી ભયંકર હાલત પ્રવર્તતી હતી એને જ પરિણામે કારખાનાને લગતા કાયદાની જરૂર ઉભી થઇ. ઇ. સ. ૧૮૮૧ અને ૧૮૯૧ ના કારખાનાના કાયદાથી એ સમયના નિર્દય વર્તનમાં કેટલોક સુધારો થયો છતાંએ આ જ કુટિલ પ્રશ્નનો બાહ્ય તલસ્પર્શ જ કરી શક્યા હતા; અને હજુએ પરિસ્થિતિમાં એટલાં તો અનિષ્ટો હસ્તી ધરાવતાં હતાં કે આખરે 'ફેક્ટરી લેબર કમીશન'ના સભ્ય તરીકે સર શંકરન નાયરનો પણ પીત્તો ઉછળ્યો અને એને જુદી મતભેદની નોંધ લખવી પડી. ત્યારબાદ કારખાનાને લગતા કાયદાવહીવટમાં ઇ. સ. ૧૯૧૧ અને ઇ. સ. ૧૯૨૨ માં 'સુધરેલા ફેક્ટરી એક્ટસ' એ સીમાચિન્હો ગણાય. સ્ત્રી અને બાળ કામદારોની હાલની સ્થિતિની તપાસ કરીએ તો, એટલું જરૂર લાગે તો પશ્ચિમના મુલકોમાં અગર પૂર્વના જાપાન જેવા પ્રગતિશીલ મુલકમાં આજે જે સ્થિતિ પ્રવર્તે છે તેની સમીપ સમીપ પહોંચવાને પણ આપણા કામદારોની સ્થિતિમાં બહુ જ મોટા સુધારાને સ્થાન છે. 'વોશીંગ્ટન અવર્સ કન્વેન્શન'ને અનુલક્ષીને ઇ. સ. ૧૯૨૨ માં આપણે ત્યાં 'ફેક્ટરી એક્ટ'માં જે સુધારો કરવામાં આવ્યો છે એથી તે પહેલાની સ્થિતિમાં તો કેટલોક ખૂબ સુધારો થયો છે એમ કહીએ ત્યારે એ પહેલાંની સ્થિતિની ભયંકરતાનો ખ્યાલ માત્ર આવે. એ કાયદા દ્વારા દરેક કારખાનામાં કામના કલાકની સંખ્યા અઠવાડીયામાં સાઠ અને દિવસના અગીઆરની ઠેરવવામાં આવી છે,

જ્યારે બાળકોને દિવસના ૭ કલાકથી વધારે કામ કરવાની પરવાનગી નથી. આનો દુર-પયોગ કરીને કારખાનાવાળાઓ એનાં એ બાળકો પાસે જુદા જુદા નામે વધારાનું કાર્ય કરાવી ફેક્ટરી ઇન્સપેક્ટરની નજર ચુકાવે છે એ માટે તો સરકાર કરતાં આપણા Vigilant Workers અને સમાજ સેવકોએ વધુ ચોકસાઇ રાખવાની છે એ પરિષદના કાર્યકર્તાઓના ધ્યાન પર આણવા વિષયાંતર કરીને પણ કહી લેવાનો લોભ થાય છે. એ ઉપરાંત ૭ કલાકના સતત કામ પછી એક કલાકનો ગાળો વિશ્રાંતિ માટે પણ ફરજીઆત ઠરાવવામાં આવ્યો છે; જ્યારે બાળકો માટે સાડાપાંચ કલાકને આંતરે અડધા કલાકની વિશ્રાંતિ! હિંદના રિવાજને પરિણામે સ્ત્રીકામદારોને રાતના કામ કરતી અટકાવવા તો ઇ. સ. ૧૮૯૧ ના કાયદાદ્વારા સફળતા મળી હતી; પરંતુ એ કાયદામાં કેટલાક અમુક જ ઋતુ પુરતાં ચાલતાં કારખાનાઓને અપવાદ ગણી બાતલ રાખેલા હોઇ એ છૂટનો ભયંકર દુરુપયોગ થતો. એટલે ઇ. સ. ૧૯૨૨ ના કાયદામાં આ અપવાદો સમૂળગા કાઢી નાંખી કોઇપણ જાતના કારખાનામાં રાતે સ્ત્રીઓ પાસે કામ લેવાની બંધી કરવામાં આવી એ સુધારો સ્ત્રીકામદાર જગતને એક આશીર્વાદ સમાન નિવડયો છે. આ સુધારા માટે આપણે જવાબદાર નથી; એનું સઘળું માન તો જીનીવા અને આંતરરાષ્ટ્રીય મજૂર સંઘને ઘટે છે કે જેને લીધે સખ્ત પ્રજામતને વોશિંગ્ટનમાં વિજય મળ્યો.

ઇ. સ. ૧૯૨૮ માં હિન્દી સરકારે આને અંગે જે જે નિયમો દાખલ કર્યા છે તે વડે કોલસાની ખાણો અને પંજાબની મીઠાની ખાણોમાં જમીનના ભીતરમાં સ્ત્રીઓને કામ કરવાની બંધી ક્રમશઃ ઇ. સ. ૧૯૨૯ સુધીમાં પૂર્ણપણે અમલમાં આવશે. બીજી બધી ખાણોમાં તો આ બંધી ઇ. સ. ૧૯૨૯ ના એપ્રીલથી અમલમાં આવી પણ ગઇ છે. આટલા સુધારા પણ વર્ષોના આંદોલનો પછી મળ્યા છે. ખાણ જેવા જોખમકારક ધંધામાં સ્ત્રી કામદારોને કામે લગાડવા દેવા એ શિક્ષિત હિંદુ સ્ત્રી સમાજના અંતરની મંદતા સામે સખ્તમાં સખ્ત ઠપકો છે. સરકાર ધારે તો આ કમનસીબ સ્થિતિને એક કલમને ગોદે નાબુદ કરી શકે છે, પરંતુ હિંદી સ્ત્રી સંસ્થાઓના પ્રચંડ પોકારની અને પ્રબળ પ્રજામતની ગેરહાજરીમાં સરકારે ખાણોમાં હિત ધરાવનારા મૂડીવાદીઓને નમતું આપવાનો માર્ગ લીધો હોય એ હરકોઇ સરકારને અને અવશ્ય કરીને આપણી સરકાર માટે સ્વાભાવિક છે. એ મૂડીવાદીઓને તો આ સસ્તી મજૂરીપર તાગડધીના કરવાનો હરામચસકો લાગ્યો છે એટલે એમને એ પ્રથાનો અંત પરવડે એમ નથી.

બગીચાઓમાં કામ કરતી સ્ત્રી કામદારોના ઉપરના સીતમોની કહાણી તો એથીએ કમકમાટી ઉપજાવે એવી છે. ત્હાના બગીચાઓમાં અને એવાં બીજા સ્થાનોમાં સ્ત્રી અને પુરૂષ ઉભય જાતિના મજુરોની દશા ગુલામોની હોય છે, એમને પોતાને ઘેર જવા માટે કે વધારે સારા અને અનુકુળ કામની શોધ માટે જવા બગીચાઓ છોડવાની છૂટ નથી હોતી એ વાતનો ઉલ્લેખ ગઇ આંતરરાષ્ટ્રીય પરિષદમાં શ્રી૦ શીવરાવે સ્પષ્ટ રીતે કર્યો હતો. કંગાળ મજૂરી ઉપરાંત 'દલાલી'ની વસુલાતના જૂલ્મો અને આખીયે 'કુલીઓની' જમાતમાં પ્રચલિત અનીતિનો ભય એમને શીરે ઝઝુમતા હોય છે. અનો તેમાં યે જે રક્ષકોની દયા ઉપર એમને જીવવાનું હોય છે એમની રાક્ષસી સખ્તાઇ તો ઘણાંના પ્રાણ લે છે. મેસર્સ પર્સેલ અને હોલ્સવર્થે

એમના નિવેદનમાં એક સ્થળે જે ચિત્ર દોર્યું છે એ એટલું તો તાદૃશ્ય છે કે એના ઉપર વધુ ચર્ચાની જરૂર નથી રહેતી. એઓ કહે છે: "We witnessed a group of men, women & children working away to-gether, while about five yards away was a young planter's assistant proudly hugging a whip. This we regard as a proof of the 'contentment' prevailing among the tea garden population."

[ અમે સ્ત્રી પુરૂષો અને બાળકોને એક રોજે મળી કામ કરતાં જોયાં. તેમનાથી પાંચ જ વારને છેટે બગીચાવાળાનો એક આસીસ્ટંટ મગરૂરીથી હાથમાં ચાબુક પકડીને ઉભો હતો. ચહાના બગીચાઓની વસતિમાં વર્તતા **સંતોષ**ના પુરાવા તરીકે અમે આને ગણીએ છીએ ].

આ ચિત્રની તાદૃશ્યતાની સાબીતીની વધુ જરૂરી હોય તો તે સીલોનના ચહાના બગીચાની પરિસ્થિતિ પર ૧૯૨૯ ના મે માસના 'હિંદુના એક અંકમાં લેખ લખતાં શ્રીમતિ ડૉ૦ મુથુલક્ષ્મી રેડીએ સચોટ આપી છે.

પરંતુ હિંદી સ્ત્રીકામદારોની સ્થિતિ પરત્વે એમની કોઇ એક વિટંબના તરફ જો પરિષદના કાર્યકર્તાઓ એ તાત્કાલિક લક્ષ આપવાની આવશ્યકતા હોય તો એમને પૂરતાં (maternity benefits) સુવાવડને અંગે જરૂરી લાભો મળે એવી તજવીજ કરવાની. મરદ કરતાં સ્ત્રી સ્વાભાવિક જ નબળી હોય છે એટલે મજૂરીનો ઘસારો એના શરીરને વધારે પહોંચે છે, ખાસ કરીને તો એમની સગર્ભા દશામાં અને સુવાવડ દરમ્યાન. એટલા માટે તમામ સુધરેલા દેશોમાં એ ધોરણ સ્વીકારવામાં આવ્યું છે કે ઓછામાં ઓછા બાળજન્મના પહેલાં ૭ અઠવાડીઆં અને પછીથી ૭ અઠવાડીઆં એ કામ ન કરે એ માતા અને બાળક ઉભયની તંદુરસ્તી માટે આવશ્યક છે. પરંતુ આ જાતની વ્યવસ્થાનો અર્થ તો એ કે જ્યાં સુધી એ સમય દરમ્યાન એને નિભાવનું સાધન કરી આપવામાં ન આવે ત્યાં સુધી એ ગોઠવણ નિરર્થક છે; કારણ કે સ્ત્રીકામદારોનો મોટો ભાગ બહુજ નજીવ કમાણી કરે છે અને સરકાર કાયદાથી જો આ સમય દરમ્યાનના નિભાવની વ્યવસ્થ ન કરે તો એ ભાગ્યેજ પતિ કે પિતાની કમાણી ઉપર છવી જરૂરી પુષ્ટી મેળવવાની સ્થિતિમાં હોય છે. આ માટે સારામાં સારી સ્થિતિ તો એજ કે સગર્ભા દશાના છેલ્લા કાળમાં અને સુવાવડ પછી લાંબા કાળ સુધી સ્ત્રીને પોતાના ગૃહકાર્ય સિવાય વધારે કામ હોવું જ ન જોઇએ, અગર કારખાનામાં કામ કરવાની ફરજ હોય તો તે ડાકટરી તપાસ હેઠળ જરૂર પ્રમાણે ક્રમશ. નિયત થવું જોઇએ. આ સ્થિતિ અ પણી સરકાર ન હોય ત્યાં સુધી નજદીકના ભવિષ્યમાં તો આકાશકુસુમવત જ રહેવાની. ૧૯૧૯ ની વૉશીંગ્ટનની શાહી મજૂર પરિષદે હિંદી સ્ત્રી કામદારોને સુવાવડના લાભો આપવાની અને સુવાવડ પહેલાં અને સુવાવડને અંતે ૭ ૭ અઠવાડીઆ કામ ન કરાવવાની ફરજ નાંખવાની ભલામણ તો કરેલી છતાં એનો તાત્કાલિક અમલ કરવાનું તત્વ સ્વીકારતાં એને આંચકો શા માટે આવ્યો એ કળાયું નથી જતું. કદાચ હિંદના પ્રબળ અવાજનો અભાવ ! આ ભલામણ ઇ. સ. ૧૯૧૯ માં થઇ હોવા છતાં પછીના દાયકામાં ચાલુ પરિસ્થિતિમાં સંતોષકારક ફેરફાર થયો ન હોય તો તે માટે આપણે ઓછા જવાબદાર નથી. સરકારની હેલ્થ ઓફીસના વડાએ (Director) ઇ. સ. ૧૯૨૧ ના એના

નિવેદનમાં કહ્યું છે કે કાયદાથી સુવાવડ માટેના ખાસ લાભો અપાવવા અગર કામમાંથી એમને મુક્ત રખાવવાની સ્થિતિ હજી પ્રાપ્ત થઇ નહોતી એટલે સરકાર ખાનગી પ્રયાસો અને યોજનાઓને ઉત્તેજન આપવા સિવાય ઝાઝું કંઇ કરી શકે નહિ! આ નકારાત્મક વલણના કારણો શાં આપવામાં આવ્યાં?

**૧ આ ભલામણોના લાભમાં જરૂરી પ્રજામતનો અભાવ.**

**૨ બધા ઉદ્યોગોને લાગુ પાડે એવી યોજના ઉપર નજર રાખવાની અશક્યતા.**

**૩ જે દેશમાં ભટકેલપણાની ટેવ પ્રચલિત હોય ત્યાં છટકબારીના દાખલાઓનો સંભવ.**

**૪ અને સ્ત્રી ડાક્ટરોની તાણ.**

આ નિવેદનની સાથે બંગાળ અને મુંબઇ ઇલાકામાં ડૉ૦ કર્નેલ અને ડૉ૦ બાર્ન્સે કરેલ તપાસનો હેવાલ જોડવામાં આવેલો હતો. સરકારના આ પ્રમત વલણનો પડકાર સ્ત્રી કાર્યકર્તાઓએ કરવો ઘટે છે. એણે આપેલા પહેલાં કારણને દૂર કરવાનું કાર્ય એમનું છે. જો પરિષદ ધારે તો દેશમાં એકજ વર્ષમાં આ લાભો સ્ત્રી કામદારોને મળે એ માટે પ્રબળ પ્રજામત કેળવી શકે અને પરિણામે એ પ્રજામતને નમવાની સરકારને ફરજ પાડી શકાય. હિંદી પ્રજાના પૈસા ખાતા લેબર ઓફીસના એ વડાને જૂદો પાડવાનું કાર્ય ઉપાડવામાં પરિષદે પસાર કરેલા ઠરાવની સાર્થકતા છે. આજ સુધી જે નિરાશાજનક વિરૂધ્ધ વલણ લેવાયું છે એ જોતાં તો એ ઉદાસીન; અનુકંપાહીન સરકારને નમાવવા તો એમણે ભારે પ્રચંડ નાદ ઉઠાવવો પડશે. ઇ. સ. ૧૯૨૧ ની પરિસ્થિતિ કાયમ છે એ બહાના હેઠળ ૧૯૨૪ માં વડીધારાસભા સમક્ષ મી૦ એન. એમ. જોશીએ આણેલું 'મેટરનીટી બેનીફીટસ બીલ' કાયદો થતું અટક્યું હતું. છતાં આ દિશામાં આશાનું ચિન્હ એ છે કે મુંબઇમાં આ પ્રકારનો કાયદો ઇ. સ. ૧૯૨૯ ના જુલાઇથી અમલમાં આવ્યો છે. મધ્યપ્રાંતની કૌંસીલ સમક્ષ પણ આજ ધોરણપર હાલમાં એક બીલ આવ્યું છે; પરંતુ જ્યાં તાત્કાલિક ઉપાયની જરૂર હોય ત્યાં પ્રાંતિક સરકારોદ્વારા કામ લેવાનો તો અર્થ એજ કે અતિ મંદ ગતિએ મળવિલંબ કરવું. આ બાબતમાં મધ્યસ્થ સરકારની ઉદાસીનતા અક્ષમ્ય છે અને એણે પોતાના જવાબદારી અવગણવામાં પ્રજાદ્રોહ કર્યો છે એ વાત અનિશ્ચિત છે એટલુંજ નહિ પણ સાથે એણે સુરાજ્યની નીતિનો પણ ભંગ કર્યો છે.

આનો સાર એ છે કે સરકાર જ્યારે પોતાની જવાબદારી પ્રત્યે ઉદાસીન રહે તો એનો તમામ બોજો દેશના અગ્રણીઓએ ઉપાડવો રહ્યો. પશ્ચિમના દેશોમાં તો આ બાબતમાં કાયદાઓ બહુ આગળ વધેલા છે છતાં ત્યાંની પરિસ્થિતિમાં હજી વધારે સુધારાઓ કરાવવા ત્યાંની મહિલાઓ શું શું કરી રહી છે એનો દાખલો આ દેશના સ્ત્રી કાર્યકર્તાઓએ લેવો ઘટે છે. આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદની બારમી બેઠક આગળ આંતર રાષ્ટ્રીય મજૂર કાર્યાલયના વડાએ જે રિપોર્ટ કર્યો છે તે અતિ પ્રોત્સાહક છે. એ તમામ દેશોમાં સ્ત્રી પ્રવૃત્તિ બહુજ પ્રબળ થતી જાય છે એ સાચું પરંતુ એમાંએ સ્ત્રી કામદારોની પ્રવૃત્તિ તો નિરાળીજ ભાત પાડે છે. યૂરોપના જુદા જુદા દેશોમાં ઉભરાતી ભિન્ન ભિન્ન પરિષદોની માંગણી તો આશ્ચર્યજનક છે, એમણે સ્ત્રીઓની તંદુરસ્તીની





ઠામદારોનાં મકાન (!)

નવયુગ : એપ્રિલ '૩૦.

કામદારોનું ગામડું



બાજુમાં જ ખુલ્લી ગટરો દેખાય છે.

જાળવણી માટે જરૂરી રક્ષણનીતિની માંગણી કરી છે; જન્મનીમાં સુવાવડ પહેલાં ત્રણ અને પછી બે માસની વિશ્રાંતિ માટે ચળવળ ચાલે છે; એમને સગર્ભા સ્ત્રીઓને માટે એ દશાના પાંચમા અને છઠ્ઠા માસમાં ચાર કલાકથી વિશેષ કામ નથી કરવું; એ દરમ્યાન રોજી ગુમાવે તેનો બદલો નિદાન રાજ્ય પાસે એમને લેવો છે, મ્યુનીસીપાલીટી અને ટ્રેડ યુનીઅનના આશ્રય હેઠળ પારણાંગૃહો ઉઘડાવવાં છે, એટલુંજ નહિ પરંતુ સગર્ભા સ્ત્રીને કોઇપણ કારણે કામ પરથી કમી કરવાની નોટીસ આપતાં કારખાનાંદારોને કાયદાથી અટકાવવા છે. આ કાયદો ખેતીમાં કામ કરતાં નોકરોને પણ લાગુ પાડવાની માંગણી એમણે કરવા માંડી છે. સ્ત્રી કામદારો જે રક્ષણ માંગી રહ્યાં છે તે એમના લાભને માટેજ નથી પરંતુ એમાં સમાજનો લાભ પણ એટલોજ સમાયો છે, એવી એમની દલીલ છે.

ઉપર વર્ણવેલી સ્થિતિ આપણને માટે કોઇ રીતે શોભા ભરેલી તો ન જ ગણાય. સરકારે આપણા સ્ત્રી કામદારોને જોઇતું રક્ષણ નથી આપ્યું તેથી તે અપાવવાની આપણી જવાબદારીમાંથી આપણને મુક્તિ નથી મળતી. સુષુપ્તદશા જેવી હીન દશા કોઇ નથી. માટે આપણે સફાળા જાગીએ અને આ કામદાર સૃષ્ટિ તરફની આપણી ફરજનું આપણને ભાન થાય તો એ દયાજનક દશા મટાડતાં વિલંબ ન લાગે. એકાદ મ્યુનીસીપાલીટીની બેઠક કે રડીખડી માનદ મેજીસ્ટ્રેટશીપ થોડાંક શિક્ષિત બ્હેનોને મળે એ તો મામુલી લાભો છે. આપણે તો વધુ વિશાળ ક્ષેત્રો ખેડવાનાં છે; આપણું કાર્યક્ષેત્ર એથી અનેિ ઘણું વિસ્તૃત બનાવવાનું છે એટલે આ નિર્જીવ સિધ્ધિઓથી સંતોષ માને ન પરવડે. વિશાળ કામદાર સૃષ્ટિના વસનારાના જીવન સાથે આપણા જીવન સંકલિત છે, એમને જીવતાં દોજખમાં છોડી મુઠીભર શિક્ષિત બ્હેનો આગળ ન વધી શકે, એટલે એ આવશ્યક બને છે કે પરિષદ આ આવશ્યકતાનું મહત્વ સમજી આ બાબતની તપાસ તુર્તાતુર્ત કરવાની ફરજ પોતાની પ્રાંતિક સમિતિઓ પર નાંખે અને એમની દ્વારા સર્વ પ્રાંતોમાં એવું તો આંદોલન કરાવે કે સરકારને એ તરફ દુર્લક્ષ રાખવું ભારે થઇ પડે.

**પત્નીની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે**
**શ્રી ફાર્બસ ગુજરાતી સભાને**
**શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા**
**તરફથી સવિનય સપ્રેમ ભેટ.**

# આપ આ જાણો છો?

: સંપાદક :

નવયુગ કાર્યાલય

---

હિંદનું લક્ષ અત્યારે જે વિષય તરફ વળ્યું છે, તે સમજવા માટે નીચે આપેલા આંકડાનાં અવતરણો, પોતાની જાતે જ પોતાની કથા સૂર્યના પ્રકાશની માફક કહી આપે છે. 'નવયુગ'ના વાંચકોને તે અત્યારે ઘણી જ ગમશે એમ માનીને આ સંગ્રહ આપીએ છીએ:

તંત્રી

---

## ૧૯૧૯ ના મોંઘા સુધારા

મોન્ટ-ફર્ડ સુધારાના નામે ઓળખાતા ૧૯૧૯ ના નવા રાજકીય સુધારા હિંદી પ્રજાને ઘણા મોંઘા પડી ગયેલા છે. બ્રિટિશ તંત્રમાં એક પણ સુધારો તેની મત વિના મળ્યોજ નથી. આ સુધારા લેવા માટે લડાતી પ્રજાકીય લડતમાં ના માણસોને જે સમય, સંપત્તિ અને શક્તિ ખર્ચાય છે તેની તો ગણતરીજ કરી શકાય તેમ નથી. પરંતુ બ્રિટિશ તંત્રની નીતિ જમણે હાથે થોડુંક આપી ડાબે હાથે વધુ ખેંચી લેવાનીજ હમેશાં રહેલી છે.

૧૯૧૯ ના સુધારા પણ ખર્ચની બાબતમા હિંદનું વિશેષ શોષણ કરનારા નિવડયા છે. પાર્લામેન્ટની આમની સભામાં આ સંબંધમાં થયેલી પડપૂછ પછી ૧૯૨૨ ના જૂન ની ૩૦ મી તારીખે નવા સુધારાથી હિંદને માથે વધેલા વાર્ષિક ૪૬ લાખના ખર્ચનો હિસાબ નીચે પ્રમાણે રજુ થયો હતો, તે ઉપરથી નવા સુધારાની કીંમત કેટલી આપવી પડે છે તે સમજાશે.

તે આંકડા આ રહ્યા:

| | |
|---|---|
| મધ્યસ્થ સરકાર | રૂ. ૯ લાખ |
| મદ્રાસ ઇલાકો | ,, ૫ લાખ ૫૦ હજાર |
| મુંબાઇ ,, | ,, ૫ ,, ૨૫ ,, |
| બંગાળ ,, | ,, ૫ ,, ૭૫ ,, |
| સંયુક્ત પ્રાંતો | ,, ૭ ,, ૭૫ ,, |
| પંજાબ ઇલાકો | ,, ૫ ,, |
| બિહાર | ,, ૨ ,, ૫૦ ,, |
| મધ્ય પ્રાંતો | ,, ૨ ,, ૨૫ ,, |
| આસામ | ,, ૨ ,, ૭૫ ,, |
| એકંદર | રૂ. ૪૫ લાખ ૭૯ હજાર |

...

## બ્રિટિશ તંત્રનો બોજો

બ્રિટિશ તંત્રથી હિંદને લાભ થવાની ઘણી વાતો કરવામાં આવે છે. પરંતુ તેનો કેટલો કચડી નાખનારો ભયંકર બોજો પ્રતિ વર્ષે હિંદને માથે વધતો જાય છે, તે વીસમી સદીના આરંભનાં ૧૯ વર્ષનાં અંદાજ પત્રકોમાં આપેલા ખર્ચના નીચેના આંકડાજ બતાવશે.

| વર્ષ. | હિંદી સરકાર અને હિંદી પ્રધાનનું ખાતું. | પ્રાંતિક સરકારો | એકંદર ખર્ચ |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| ૧૯૦૨–૦૩ | ૮૧,૬૨,૭૫,૯૩૭ | ૨૯,૭૨,૯૦,૯૨૮ | ૧૧૧,૬૫,૬૬,૮૬૫ |
| ૧૯૦૩–૦૪ | ૮૮,૮૦,૭૮,૫૦૭ | ૩૦,૫૩,૮૮,૯૩૩ | ૧૧૯,૩૪,૬૭,૪૪૦ |
| ૧૯૦૪–૦૫ | ૯૧,૧૦,૯૫,૯૧૦ | ૩૦,૬૮,૧૫,૫૮૫ | ૧૨૧,૭૯,૧૧,૫૭૫ |
| ૧૯૦૫–૦૬ | ૭૩,૨૭,૨૫,૨૫૯ | ૩૩,૫૪,૫૬,૩૭૬ | ૧૦૬,૮૬,૯૧,૬૩૫ |
| ૧૯૦૬–૦૭ | ૭૪,૬૩,૧૯,૧૨૯ | ૩૨,૨૩,૨૪,૯૨૬ | ૧૦૬,૮૬,૪૪,૭૫૫ |
| ૧૯૦૭–૦૮ | ૭૩,૨૭,૮૩,૩૮૦ | ૩૪,૨૯,૯૨,૮૪૫ | ૧૦૭,૫૭,૭૬,૨૨૫ |
| ૧૯૦૮–૦૯ | ૭૩,૯૯,૧૦,૧૧૨ | ૩૭,૨૫,૮૮,૭૦૮ | ૧૧૧,૨૪,૯૮,૮૨૦ |
| ૧૯૦૯–૧૦ | ૭૩,૩૭,૨૧,૬૪૫ | ૩૬,૨૬,૭૦,૬૨૫ | ૧૦૯,૬૩,૯૨,૨૭૦ |
| ૧૯૧૦–૧૧ | ૭૪,૮૩,૬૫,૧૦૩ | ૩૭,૩૪,૦૮,૬૫૭ | ૧૧૨,૧૭,૭૩,૭૬૦ |
| ૧૯૧૧–૧૨ | ૭૫,૪૩,૧૬,૩૦૭ | ૪૧,૪૪,૨૨,૬૭૩ | ૧૧૬,૮૭,૯૪,૯૮૦ |
| ૧૯૧૨–૧૩ | ૭૫,૭૮,૧૩,૪૬૦ | ૪૩,૦૮,૦૦,૨૭૦ | ૧૧૮,૮૫,૧૩,૭૧૦ |
| ૧૯૧૩–૧૪ | ૭૭,૮૫,૮૪,૫૭૦ | ૪૬,૯૦,૮૦,૦૬૦ | ૧૨૪,૭૬,૬૪,૫૭૦ |
| ૧૯૧૪–૧૫ | ૭૮,૮૩,૧૩,૭૨૦ | ૪૮,૮૫,૮૩,૬૦૦ | ૧૯૭,૬૯,૯૭,૨૨૦ |
| ૧૯૧૫–૧૬ | ૮૧,૭૯,૨૫,૬૧૦ | ૪૬,૪૧,૪૩,૨૬૦ | ૧૨૮,૨૦,૬૮,૮૭૦ |
| ૧૯૧૬–૧૭ | ૮૭,૩૧,૩૭,૬૫૫ | ૪૮,૫૪,૪૬,૨૪૫ | ૧૩૫,૮૫,૮૩,૯૦૦ |
| ૧૯૧૭–૧૮ | ૧૦૬,૫૭,૫૩,૪૧૫ | ૫૦,૨૮,૭૫,૬૮૦ | ૧૫૬,૮૬,૨૯,૦૯૫ |
| ૧૯૧૮–૧૯ | ૧૩૬,૭૩,૭૨,૯૬૫ | ૫૪,૪૮,૦૦,૩૩૦ | ૧૯૦,૬૧,૭૨,૨૯૫ |
| ૧૯૨૦–૨૧ | ૧૬૧,૬૪,૧૭,૫૬૭ | ૭૦,૫૨,૪૬,૦૧૫ | ૨૩૨,૧૬,૬૩,૫૮૨ |

આ આંકડાજ કહે છે કે બે દશકામાં હિંદી સરકારના તેમજ વિલાયતમાંની હિંદી વઝીરની કચેરીના ખર્ચમાં બેવડો વધારો થયો છે, પ્રાંતિક સરકારોના ખર્ચમાં અઢીગણો વધારો થયો છે. અને એકંદર ખર્ચમાં બેવડા કરતાં વિશેષ વધારો થયો છે. યુધ્ધ પછીનાં અને નવા સુધારાના વર્ષોમાં વધેલા ખર્ચનો તો પારજ નથી.

બીજી તરફ હિંદની દરિદ્રતા તો વધતીજ જાય છે!

...

## કચડી નાંખનારા પગાર

જગતના જે દેશો કરતાં હિંદની આર્થિક દશા ઘણીજ ઉતરતી છે, તે તમામ દેશો કરતાં, હિંદનો કારભાર કરનાર મોટા અમલદારોને ઘણોજ ઉડાઉ પગાર મળે છે લગભગ દરેક ખાતાના ભારે પગારદારોના બોજામાં વધારો થયોજ છે. પરંતુ હિંદી રાજ્યતંત્રનાં અનેક ખાતાંની વિગતોમાં નહિં ઉતરતા માત્ર મોટા અમલદારી પગારોનાજ આંકડા નીચે આપવામાં આવ્યા છે.

| હોદ્દા. | વાર્ષિક પગાર રૂપીઆ |
|---|---|
| ગવર્નર જનરલ | ૨,૫૬,૦૦૦ |
| મદ્રાસનો ગવર્નર | ૧,૨૮,૦૦૦ |
| મુંબાઇનો ગવર્નર | ૧,૨૮,૦૦૦ |
| બંગાળનો ,, | ૧,૨૮,૦૦૦ |
| સંયુક્ત પ્રાંતનો ગવર્નર | ૧,૨૮,૦૦૦ |
| બ્રહ્મદેશનો ગવર્નર | ૧,૨૮,૦૦૦ |

| | |
|---|---|
| સેનાધિપતી | ૧,૦૦,૦૦૦ |
| પંજાબનો ગવર્નર | ૧,૦૦,૦૦૦ |
| બિહારનો ,, | ૧,૦૦,૦૦૦ |
| ઓરીસાનો ,, | ૧,૦૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતોનો ,, | ૭૨,૦૦૦ |
| આસામનો ,, | ૬૬,૦૦૦ |
| વાઇસરોયની કારોબારી કાઉન્સીલના પ્રત્યેક સભ્યને | ૮૮,૦૦૦ |
| મદ્રાસ, મુંબાઇ, બંગાળ, બ્રહ્મદેશ અને સંયુક્ત પ્રાંતોની કારોબારી કાઉન્સીલના પ્રત્યેક સભ્યને | ૬૪,૦૦૦ |
| પંજાબ અને બિહારના કારોબારી સભ્યને | ૬૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતોના પ્રત્યેક કારોબારી સભ્યને | ૪૮,૦૦૦ |
| આસામના પ્રત્યેક કારોબારી સભ્યને | ૪૨,૦૦૦ |
| રાજસભાના પ્રમુખને | ૫૦,૦૦૦ |
| ધારાસભાના ,, | ૫૦,૦૦૦ |
| મદ્રાસ, મુંબઇ, બંગાળ, પંજાબ અને મધ્યપ્રાંતોની ધારાસભાના પ્રત્યેક પ્રમુખને | ૩૬,૦૦૦ |
| આસામની ધારાસભાને પ્રમુખને | ૧૨,૦૦૦ |
| મદ્રાસ, મુંબાઇ, બંગાળ, અને સંયુક્ત પ્રાંતોની ધારાસભાના પ્રત્યેક પ્રધાનને | ૬૪,૦૦૦ |
| પંજાબ, બિહાર અને મધ્ય પ્રાંતોના પ્રત્યેક પ્રધાનને | ૩૬,૦૦૦ |
| આસામના પ્રધાનોને. | ૪૨,૦૦૦ |

આવડા મોટા પગારો ઉપરાંત તેમને મુસાફરી ખર્ચ મળે છે તે જુદો. દાખલા તરીકે વાઇસરોયને તેમનાં પગાર ઉપરાંત દર વર્ષે મુસાફરી ખર્ચના રૂ. ૨,૮૨,૮૦૦ [પગાર કરતાં વધુ!] મળે છે!

...

## બીજા દેશોની સરખામણી

આની સરખામણી બીજા ધનાઢ્ય દેશો સાથે કરી જોવાથી, હિંદમાં બ્રિટિશ કારભાર કેટલો બધો ખર્ચાળ છે તે સમજાશે.

પંજાબ નરકેસરી લાલા લજપતરાયે પોતાના The United States of America નામના પુસ્તકમાં અમેરિકા, જાપાન અને હિંદુસ્તાનના જુદા જુદા હોદ્દેદાર અમલદારોના પગારોના આંકડા નીચે મુજબ આપ્યા છે. બધાં આંકડાં ડોલર (૧ ડોલર=રૂા. ૩–૨–૦) માંજ આપ્યા છે, પણ હિંદુસ્તાનમાં અમલદારોને પગાર ઉપરાંત પગાર જેટલું જ્ભાડું ભથ્થું મળતું હોવાથી તેમના પગારના આંકડા બેવડા ક્યા છે. આ આંકડાઓ સરખાવતી વેળા અમેરિકનના માથાદીઠ વાર્ષિક આવક રૂા. ૬૦૦ છે અને હિંદીની રૂા. ૩૦ છે તે લક્ષમાં રાખવી.

| હોદ્દો | અમેરિકા | જાપાન | હિંદુસ્તાન |
|---|---|---|---|
| ૧ મુખ્ય વજીર | ૭૫,૦૦૦ | ૧૨,૦૦૦ | ૧,૬૦,૦૦૦ |
| ૨ વજીર | ૧૨,૦૦૦ | ૪,૦૦૦ | ૫૩,૪૦૦ |
| ૩ સેનાધિપતિ | ૧૩,૫૦૦ | ... | ૬૪,૦૦૦ |
| ૪ રેલ્વે અધિકારી | ... | ૩,૭૫૦ | ૪૮,૦૦૦ |
| ૫ મુખ્ય મંત્રી | ... | ૨,૫૦૦ | |
| ૬ ગવર્નર | ૧૨,૦૦૦<br>૨,૫૦૦ | ૨,૫૦૦<br>૨,૧૦૦ | ૮૦,૦૦૦<br>૪૨,૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૭ હાઈકોર્ટ જજ | ૧૭,૫૦૦<br>૭,૦૦૦ | ૯,૦૦૦<br>૨,૫૦૦ | ૨૪,૦૦૦<br>૧૪,૦૦૦ |
| ૮ ડીસ્ટ્રીક્ટ જજ | ૮,૦૦૦<br>૬,૦૦૦ | ૧,૮૫૦<br>૩૭૫ | ૧૨,૦૦૦<br>૭,૦૦૦ |
| ૯ પોલિસ ઇન્સ્પે૦ જનરલ | ૩,૫૦૦ | ૨,૫૦૦ | ૨૪,૦૦૦ |
| ૧૦ ડેપ્યુટી ઇ૦ જનરલ | ૨,૨૫૦ | ... | ૧૩,૨૦૦ |
| ૧૧ ડીસ્ટી૦ સુપ્રિ૦ | ૨,૨૫૦ | ... | ૬,૮૦૦ |
| ૧૨ ઇન્સ્પેક્ટર | ૧,૭૫૦ | ... | ૧,૬૦૦ |
| ૧૩ સબઇન્સ્પેક્ટર | ૧,૪૦૦ | ... | ૮૮ |
| ૧૪ પોલિસ | ૧,૧૦૦ | ૭૫ | ૪૦ |
| ૧૫ વિદ્યાધિકારી | ૭,૫૦૦ | ૪,૦૦૦ | ૪,૮૦૦<br>૨,૪૦૦ |
| ૧૬ પ્રોફેસર | ૭૦૦૦<br>૫૦૦૦ | ૨૦૦૦<br>૩૦૦ | ૪૦૦<br>૬૦૦ |
| ૧૭ હાઇસ્કુલના શિક્ષક | ૫,૦૦૦<br>૯૦૦ | ...<br>... | ૪૮૦<br>૧૫૦ |
| ૧૮ પ્રાથમિક શાળા ના શિક્ષક | ૩,૫૦૦<br>૨,૫૦૦ | ...<br>... | ૨૪૦<br>૬૦ |
| ૧૯ અનટ્રેઇન્ડ શિક્ષક | ૧,૫૦૦ | ૧૭૦ | ૫૦ |

હિંદુસ્તાનમાં રેલ્વેના એંજટને સાધારણ કામદારથી ૪૦૦ ગણો પગાર મળે છે, વિદ્યાધિકારીને ૯૬ ગણો પગાર મળે છે, પોલીસ ઇન્સ્પેક્ટર જનરલને ૬૦૦ ગણો મળે છે, જ્યારે અમેરિકામાં તે દરેકને ૩ ગણો ૫ ગણો અને ૩ ગણો મળે છે, ત્યારે જપાનમાં અનુક્રમે ૨૨ ગણો, ૨૪ ગણો અને ૩૩૩ ગણો મળે છે.

...

## હિંદ અને બ્રિટન

હિંદ કરતાં બ્રિટન ઘણોજ ધનાઢ્ય દેશ છે. છતાં હિંદના વાઇસરોયને માસિક રૂ. ૨૧,૯૦૦ કરતાં વધુ પગાર મળે છે ઉપરાંત ભાડા ભથ્થાની તેથીય વિશેષ રકમ મળે તે જુદી. ત્યારે ગ્રેટ બ્રિટનના મુખ્ય પ્રધાનનો વાર્ષિક પગાર ૫૦૦૦ પાઉંડ [અર્થાત્ હાલના હુંડિયામણના દરે માસિક રૂ. ૫,૪૮૦ થી કંઇક વધુ] મળે છે. તે પગાર બન્ને દેશોના વતનીઓની દૈનિક આવક સાથે સરખાવીએ તો હિંદના વાઇસરોયને પ્રત્યેક હિંદની સરેરાશ આવક કરતાં ૫૦૦૦ ગણો વધુ પગાર પડે છે; ત્યારે ઇગ્લંડના મુખ્ય પ્રધાનને તેના દેશવાસીની સરેરાશ આવક કરતાં માત્ર ૯૦ ગણોજ વધુ પગાર પડે છે!

...

## આર્થિક પરિસ્થિતિ

હિંદની આર્થિક જગતની નજરે સ્થિતિ કેવી છે તે જાણવામાં નીચેના આંકડા મદદગાર થશે.

| દેશ. | વાર્ષિક આવક | મૂડી |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| ગ્રેટબ્રિટન | ૬૦૦ | ૪,૫૦૦ |
| અમેરિકા | ૬૦૦ | ૩,૬૫૦ |
| જર્મની | ૪૬૫ | ૨,૪૦૦ |
| ફ્રાન્સ | ૪૦૫ | ૩,૬૦૦ |
| રશિયા | ૧૬૫ | ૯૦૦ |
| હિંદ | ૩૦ | ૧૪૨-૫ |

આ આંકડા છેક તાજા નથી પણ એક દશકા જેટલા જૂના છે. પરંતુ તેમાં હિંદની નજરે ઓછો ફેરફાર થયો છે. હિંદની તુરંગોમાં દરેક કેદીને નિભાવવા પાછળ સરકારને વાર્ષિક સરેરાશ રૂ. ૪૫ નો ખર્ચ થાય છે. એટલે પ્રત્યેક હિંદીને કેદીના જેવું જીવન ગાળવું હોય, તો પણ રૂ. ૧૫ નો ખાડો પડે છે!

...

## લશ્કરી ખર્ચ

ઈ. સ. ૧૯૧૩ માં હિંદમાં લશ્કરી ખર્ચ રૂ. ૩૧ કરોડ ૮૯ લાખનો હતો, તે વધીને ૧૯૨૦ માં ૯૪ કરોડનો થયો હતો. ૧૯૧૩ માં બ્રિટિશ સિપાહીનો પગાર માસિક રૂ. ૩૫ નો હતો, તે વધીને વીસમી સદીના બીજા દશકામાં રૂ. ૧૦૦ જેટલો થયો હતો. ત્યારે હિંદી સિપાહીનો પગાર રૂ. ૧૧ થી વધીને રૂ. ૧૫ નો થયો હતો!

## હિંદ અને યુરોપીય યુદ્ધ

યુરોપીય યાદવી વખતે ન્યાય, નીતિ અને આત્મનિર્ણયની મોટી મોટી વાતો કરવામાં આવી હતી; તે યુદ્ધ પુરૂં થવાને બાર વર્ષ થઇ ગયાં છતાં હિંદને સંસ્થાનો જેવું સ્વરાજ્ય આપવાની પણ વાત નથી!

એ યુદ્ધમાં હિંદનાં ૧૫૦૦,૦૦૦ માણસોને લડાઇમાં મોકલવામાં આવ્યાં હતાં, તેમાંથી ૧,૦૬,૦૦૦ તો મરી ગયાં.

ઉપરાંત હિંદ તરફથી ૪૦ ફીલ્ડ એમ્બ્યુલન્સ, ૭૬ હૉસ્પિતાલ, ૯ દવાખાનાં, ૩૦૪૭ નર્સ-ડાક્તરો અને ૨૦,૦૦૦ મજૂરો એ યુધ્ધમાં ગયાં હતાં તે જુદાં.

તે લડાઇમાં હિંદ પાસેથી દોઢ અબજ રૂપીઆ બક્ષીસ[!] ને નામે લેવાયા, ૭૫ કરોડ લશ્કરીખર્ચ પાછળ ખર્ચાયા, ૪૬ કરોડ ખીજી બક્ષિસો (!) તરીકે, ૭૫ લાખ રાજામહારાજાઓના મળીને કુલ રૂ. ૨ અબજ ૭૧ કરોડ ૭૫ લાખ હિંદમાંથી ગયા. ઉપરાંત હિંદી પ્રજાએ આપેલી ખાનગી મદદ અને યુદ્ધની લોનોદ્વારા તેમજ લશ્કરીખર્ચમાં થયેલો વાર્ષિક ૪૦ કરોડનો વધારો તે તો જુદું જ. આનો બદલો હિંદને કેવો મળ્યો તે વાત કોણ નથી જાણતું?

...

## હિંદનું શોષણ

સન ૧૭૫૭ થી સન ૧૯૨૩ સુધીનાં ૧૬૬ વર્ષમાં અંગ્રેજોએ હિંદુસ્તાનને કેવી રીતે ઉસેડ્યું? તેના આંકડા અંગ્રેજ અમલદારો અને અંગ્રેજ લેખકોએ નીચે પ્રમાણે જણાવ્યા છેઃ

| સન | લેખક | પાઉંડ (=૧૫ રૂપીઆ) |
|---|---|---|
| ૧૭૫૭–૧૮૦૫ | ડીગબી | ૧,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ૧૮૦૫–૧૮૩૫ | મોન્ટગોમરી | ૭૨,૩૦,૦૦,૦૦૦ |
| ૧૮૩૫–૧૮૯૯ | ડીગબી | ૫,૩૫,૭૧,૭૨,૦૨૧ |
| ૧૮૯૯–૧૯૦૨ | મોરિસન | ૧૪,૨૮,૧૩,૦૦૦ |
| ૧૯૦૨–૧૯૧૪ | ,, | ૪૯,૦૦,૨૧,૬૯૪ |
| ૧૯૧૪–૧૯૨૧ | હિન્ડમૅન | ૩૨,૦૦,૦૦,૦૦૦ |
| ૧ રોકડ | કુલ | ૮,૦૩,૩૦,૦૬,૭૧૫ |
| ૨ યુદ્ધની ભેટ | | ૧૦,૦૦,૦૦,૦૦૦ |
| ૩ હુન્નરઉદ્યોગની હાનિ | | ૧૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ૪ સિપાઇઓના બળવાની હાનિ | | ૧૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| ૫ સંસ્થાનવાસી હિંદીઓની હાનિ | | ૫૦,૦૦,૦૦,૦૦,૦૦૦ |
| | કુલ પાઉંડ | ૨,૫૮,૧૩,૩૦,૦૬,૭૧૫ |
| | કુલ રૂપીઆ | ૩૮,૭૧,૯૯,૫૧,૦૦,૭૨૫ |

એટલે વ્યાજ જતું કરતાં આજ દિન સુધી ૩૮૭૨ અબજ રૂપીઆ હિંદુસ્તાનમાંથી ઉસેચાયા છે, આ રકમનું ૫ ટકા લેખે દર સાલનું વ્યાજ ૧૯૩.૬ અબજ રૂપીઆ થાય ને આ રકમ કોઇ પ્રતાપી શક્તિ ઇન્ગ્લેન્ડ પાસેથી વસુલ કરી હિંદુસ્તાનના લોકોને વહેંચી આપે તો નાના બાળકથી માંડીને મોટા માણસ સુધી દરેકને રૂા. ૧૨,૧૩૮ ભાગ આવે અને રૂ. ૬૦૭ દર સાલ તેનું વ્યાજ આવે. એટલે હિંદીની માથાદીઠ આવક અને મુડી બીજા બધા દેશોના કરતાં વધી જાય, હિંદુસ્તાન સૌથી તવંગર દેશ બની જાય અને ઇન્ગ્લેન્ડ ફરી પાછું જેવું હતું તેવું ભુખડીબારસ બની જાય.

આ ૩૮૭૨ અબજ રૂપીયાની રકમથી આપણે ઇન્ગ્લેન્ડનું આજે છે તેના કરતાં પાંચગણું નૌકાબળ, ત્યાંની રેલ્વે, એરોપ્લેન, કારખાના વગેરે તમામ વસ્તુ તેમના મ્હોં-માગ્યા ભાવે ખરીદી શકીએ અને એક મોટી રકમ ફાજલ રહે. આ ફાજલ રકમનાં વ્યાજ-માંથી (મુડીમાંથી નહિ) હિંદુસ્તાનના દરેક-દરેક બાળકને ફરજીઆત કેળવણી મફત આપી શકાય, હિંદુસ્તાનના દરેકેદરેક ખેડૂતને કાંસનું પાણી મફત આપી શકાય અને છતાંયે વ્યાજમાંથીયે રકમ ફાજલ પડે!

આ આંકડાઓ પર વિચાર કરવાની દરેક દેશહિતેચ્છુની ફરજ છે. દેશહિતની વાતો કર્યે કાંઇ વળે એમ નથી. (મરાઠા, જુન ૧૯૨૨, પૃ. ૨૮૩. એચ. છ. મુડગલ, ન્યુયોર્ક.)

...

## મીઠા વેરાની આવક

હિંદી સરકારને મીઠા વેરા ઉપર કેટલી આવક થાય છે, તે પાછલાં થોડાંક વર્ષોના મીઠાં વેરાની આવકનાં આંકડા જોવાથી સમજાશે.

| વર્ષ | આવક |
|---|---|
| | રૂ. |
| ૧૯૨૧–૨૨ | ૬,૪૦,૧૯,૮૦૦ |
| ૧૯૨૨–૨૩ | ૭,૩૧,૪૬,૫૯૨ |

| | |
|---|---|
| ૧૯૨૩–૨૪ | ૧૦,૧૨,૩૮,૦૦૫ |
| ૧૯૨૪–૨૫ | ૭,૮૫,૭૭,૫૭૩ |
| ૧૯૨૫–૨૬ | ૬,૩૭,૦૩,૪૬૦ |
| ૧૯૨૬–૨૭ | ૬,૭૨,૮૬,૨૨૩ |

પરદેશી મીઠાનો વેરો ઇસ્ટ ઇંડિયા કંપનીએ મીરજાફરને ઠગીને માફ કરાવ્યો, ત્યારથી આ દેશની મીઠાની કાંકરીએ કાંકરી ઉપર ગરીબોને વેરો આપવો પડે છે!

...

હિંદમાં દર વર્ષે પરદેશથી ૬ લાખ ટન તૈયાર મીઠું આવે છે.

...

જગતના કોઇ પણ દેશ કરતાં ગરીબ હિંદીઓ મોંઘવારીને લીધે મીઠું ઓછામાં ઓછું વાપરે છે. જુઓ:

| દેશ. | દર વર્ષે માણસ દીઠ મીઠાનો ખપ | |
|---|---|---|
| ઇંગ્લેંડ | ૪૦ | રતલ |
| ઇટલી | ૨૦ | ,, |
| રશિયા | ૧૮ | ,, |
| હિંદ | ૧૦ થી ૧૨ | ,, |

[હિંદી તુરંગોમાં કેદીઓને વર્ષે દહાડે ૧૪ થી ૧૫ રતલ મીઠું અપાય છે.]

...

## હડિયા વેરાથી પણ વધુ ભયંકર

શ્રી. રામનારાયણ પાઠક 'મીઠા વેરો યાને હિંદની પાયમાલીની કરુણ કથા'ની નાનકડી પ્રસ્તાવના લખતાં મીઠા વેરા સંબંધમાં આમ કહે છે:

"મુસલમાન બાદશાહતનો સૌથી જુલ્મી વેરો જજિયાવેરો તે સામાન્ય ભાષામાં 'હેડિયાવેરો' એમ આપણને અંગ્રેજ ઇતિહાસકારો શીખવે છે. આ બોજો ૧૫ કે ૧૮ વરસના માણસ ઉપર એટલે કે માણસ કમાવા જેવડો થાય ત્યારે તેના પર પડતો. સરકારનો વેરો આ કરતાં પણ ખરાબ છે. કારણકે બાળક ખાતાં શીખે ત્યારથી તેના પર પડે છે અને તે મીઠાવેરો. એટલે તેની અમાનુષતા આપણને દેખાતી નથી. પણ... તે હેડિયા વેરાથી પણ વધારે ભયંકર વેરો છે."

# બ્રિટનનું પરરાષ્ટ્રીય તંત્ર

વર્તમાન રાજકારણમાં આંતરરાષ્ટ્રીય સંબંધ અને ખટપટો એ મુખ્ય ભાગ ભજવનારી વસ્તુઓ છે. તેના તંત્ર ઉપર પ્રત્યેક સ્વતંત્ર દેશમાં પરરાષ્ટ્રીય ખાતાની કચેરીનો કાબુ હોય છે. એ પરરાષ્ટ્રીય ખાતાની કચેરી ઉપર મોટે ભાગે ગુપ્તપણાનો અંધારપછેડો ઓઢાડેલો હોવાથી, તેનું બિહામણું અને સ્વચ્છંદી સ્વરૂપ દુનિયા બરાબર જાણી શકતી નથી. પ્રસ્તુત લેખ એ દિશાની આછીપાતળી ઓળખાણ આપે છે.

:લેખક:

રાજકારણનો અભ્યાસી

લોકશાસનના નામે વખણાયલા રાજ્યતંત્રમાં પણ વાસ્તવિક રીતે આમવર્ગનો અવાજ ઓછામાં ઓછો સંભળાય છે. માત્ર વરણી વખતે તેમને પોતાના મતનો ઉપયોગ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા, એ સિવાય રાજાવિહોણાં પ્રજાકીય તંત્રોમાં પણ મઠીભર મૂડીવાદીઓજ સમસ્ત દેશનું તંત્ર પોતાના લાભનીજ દ્રષ્ટીએ ચલાવે છે.

વર્તમાન રાજ્યતંત્રમાં પરરાષ્ટ્રીય કચેરીનું મહત્વ જેટલું છે તેટલું મહત્વ ભાગ્યેજ બીજી કચેરીને હોય, છતાં હાલના રાજ્યદ્વારી ક્ષેત્રનાં પ્રત્યેક અંગને બરાબર તપાસો તો, એકલું પરરાષ્ટ્રીય તંત્ર જ એવું હોય છે કે, જેની ઉપર લોકમતની કે વધુમતે ઠરાવવામાં આવેલી રાજનીતિની ઓછામાં ઓછી અસર પડતી હોય.

હિંદુસ્થાનની પ્રજાને તો હાલની પરાધીન દશામાં, સ્વદેશનો પરદેશો સાથે કશી પ્રકારનો રાજકારણી તેમજ આર્થિક સંબંધ રાખવો તેનો વિચાર જ કરવા દેવામાં આવતો નથી, કેમકે તે ખાતું કેવળ આપખુદ અંગ્રેજ મુત્સદીઓના હાથમાં હોય છે, અને તેમાં ધારાસભાનો કશોયે અંકુશ નથી.

પરંતુ ગ્રેટબ્રિટનની પોતાને સ્વતંત્ર માનિ રહેલી પ્રજાને સુદ્ધાં આ દિશામાં કશાયે વિશેષ અધિકાર હોય તેમ દેખાતું નથી. હા, એ પ્રજાની બહુમતિ ધારે તો તે ખાતાને પણ બે ઘડી ગભરાવી શકે ખરી, પણ તેથી વિશેષ બ્રિટિશ પ્રજા પણ કશુંજ કરી શકે તેમ નથી.

બ્રિટનનું આ પરરાષ્ટ્રીયતંત્ર રાજકારણી ખટપટમાં જગતના કોઇ પણ સ્વતંત્ર દેશને મહાત કરી દે તેવું છે. એટલુંજ નહિં પણ બ્રિટનની પાર્લામેન્ટનાં સૂત્રો કામદાર પક્ષના હાથમાં હોય ત્યારે પણ, એ પક્ષને પોતાના સ્વીકૃત સિદ્ધાંતો છોડાવી, તેથી ઉલટી દિશામાં, શાહીવાદી અને મૂડીવાદી દ્રષ્ટિએ જ ઘડાયલા સિદ્ધાંતો પ્રમાણે ચાલવાની ફર્જ પાડવામાં પણ પરરાષ્ટ્રીય તંત્ર મશહુર થયેલું છે.

એ પ્રમાણે કેમ થઇ શકે, તેનું રહસ્ય સમજવા જેવું છે.

[ ૨ ]

**આ** પરરાષ્ટ્રીય તંત્રની આપખુદી ટકી રહે છે તેનાંયે કારણો છેઃ જ્યાં સુધી પરદેશો સાથેના આંતરરાષ્ટ્રીય સંબંધો સરળતાથી ચાલ્યા કરતા હોય, ત્યારે તો એ ખાતાને લોકજીવનની સાથે કશો મહત્ત્વનો સંબંધ હોય તેમ બહારથી જણાતું નથી. એવે સમયે જનતાનું લક્ષ્ય કેવળ દેશના આંતરિક પ્રશ્નો ઉપરજ ઠરી રહે છે. પરંતુ જ્યારે આંતર રાષ્ટ્રીય સંબંધો બગડે અને યુધ્ધની હોળી એકાએક સળગી ઉઠે, ત્યારે જ લોકસમાજ પરરાષ્ટ્રીય તંત્રની વાતોનો વિચાર કરે છે.

જો કે છેલ્લી યુરોપીય યાદવી પછી યુરોપના બીજા દેશોમાં પરરાષ્ટ્રીય કચેરીના કામ તરફ જનતા કંઇક કાળજી બતાવતી થઇ છે, પરંતુ ઇંગ્લંડમાં જનતા તે દિશામાં સવિશેષ કાળજીવાળી નથી. અને જેવું બ્રિટિશ પ્રજાનું છે તેવુંજ એ પ્રજાના પ્રતિનિધિઓની પાર્લામેન્ટનું ય છે. બ્રિટિશ પાર્લામેન્ટનો પોતાના પરરાષ્ટ્રીય તંત્રની ઉપર જેવો હોવો જોઇએ તેવો અંકુશ જ નથી. નવાઇની વાત તો એ છે કે, ચાલુ સદીમાં પરરાષ્ટ્રો સાથેના બ્રિટનના સંબંધમાં એવ ઘણાંજ અગત્યનાં પરિવર્તનો થયાં છે, કે જેના સંબંધમાં પાર્લામેન્ટની આમની સભાને ખબર સુધ્ધાં પડવા દેવામાં આવી નથી. આ બતાવે છે કે, વર્તમાન રાજકારણમાં અતિ મહત્ત્વના મનાતા જે તંત્ર ઉપર બ્રિટિશ પ્રજાનો ઓછામાં ઓછો કાબુ છે; એ તંત્રના હાથમાં પરદેશો સાથે યુધ્ધ જગાવવાની, સંધી કે તહનામાં કરવાની કે જુના તહનામાં તોડવાની પુરેપુરી સત્તા ધરાવે છે.

અને બ્રિટિશ પરરાષ્ટ્રીય કચેરીના ઘણા મંત્રીઓ પણ એમજ માની બેઠેલા છે કે, તેમના કામકાજનો સંબંધ તો ખાસ કરીને સરકારના કારોબારી ખાતાં સાથેજ છે. એ કારોબારી ખાતું એટલે ૨૦ પ્રધાનોનું પ્રધાનમંડળ. તે મંડળનો પ્રત્યેક અમલદાર પોતપોતાના ખાતાંનાજ કામના બોજા નીચે કચડાઇ રહેલો હોય છે, એટલે તેમને પરરાષ્ટ્રીય ખાતાના કામમાં માથું મારવાની નવરાશ જ હોતી નથી, પરંતુ તેમ હોય તો પણ આખું પ્રધાનમંડળ દેશનું પરરાષ્ટ્રીય તંત્ર ચલાવી શકે એ પણ અશક્ય છે. એટલે પરરાષ્ટ્રીય કચેરીનો મુખ્ય મંત્રી આપખુદ સત્તા ભોગવી શકે છે. કેમકે જ્યારે એના ખાતાનું કામ હોય ત્યારે મંત્રીમંડળમાંના પોતાના બીજા બધાજ સાથીઓ ઉપર તે સરદારી ભોગવે છે. અને અત્યારસુધીના અનુભવ ઉપરથી જણાયું છે કે, પરરાષ્ટ્રીય ખાતાનો મંત્રી બહુ બહુ તો બે કે ત્રણ મહત્ત્વના મંત્રીઓની સલાહ લઇને બીજાઓની બેલાશક અવગણના કરી શકે છે. વળી આખા મંત્રી મંડળની પરરાષ્ટ્રીય મંત્રી ઉપરની સત્તા યે પાર્લામેન્ટની સત્તા કરતાં વિશેષ છે પણ નહિં. એટલે ગ્રેટબ્રિટનને કોઇ દેશ સાથે યુધ્ધમાં ઉતારવામાં કે સુલેહ કરાવવામાં તેનું પરરાષ્ટ્રીય તંત્રજ બધો ભાગ ભજવે છે!

આમ પરરાષ્ટ્રીય કચેરીનો પ્રધાન જનતાની, પાર્લામેન્ટની તેમજ મંત્રીમંડળની ટીકામાંથી મોટે ભાગે બચી જાય છે, અને બીજા પ્રધાનો કરતાં તે વધારેમાં વધારે અંકુશમુક્ત રહે છે. અલબત્ત, તેથી એવું નથી ઠરતું કે તે એકલોજ બધું કામ પતાવી દઇ શકે છે. પચાસ વર્ષ પહેલાં પામરસ્ટન જેવા માણસો તેમ કરી શકતા, પરંતુ અત્યારનું આંતર રાષ્ટ્રીય રાજકારણ એવું ગુંચવણીઉં બની ગયું છે કે, પરરાષ્ટ્રીય પ્રધાન પોતાના બે પાર્લામેન્ટરી ઉપમંત્રી

એની મદદથી પણ એ બધા ક્ષેત્રો ઉપર ચાંપતી નઝર રાખી ન જ શકે. પાર્લમેન્ટે પરરાષ્ટ્રીય રાજકારણની તપાસ રાખવાનું કામ પ્રધાનમંડળને સોંપી દીધું છે, અને પ્રધાનમંડળે તે કામનો બધો આધાર એકલા તે ખાતાના પ્રધાન ઉપર રાખ્યો છે, તેમ તે ખાતાના પ્રધાનનો આધાર તેના કાયમના મુખ્ય અમલદારો ઉપર રહે છે. એ ખાતાનાં વધતાં જતાં કામ અને જવાબદારીઓને લીધે તેનો એમ કર્યા વિના થતો છૂટકોજ નથી. પરરાષ્ટ્રીય ખાતાને પ્રધાન તો પોતાની રાજ્યનીતિનું ધોરણ નક્કી કરે, પણ તેને લગતું ખરેખરૂં વ્યવહારૂ કામ કરવાનું તો પરરાષ્ટ્રીય ખાતાની કચેરીના, તેમજ મુત્સદીમંડળ [Diplomatic Service] નાજ હાથમાં રહે છે. એટલે નવાસવા પ્રધાનને પણ મોટે ભાગે તો પોતાની કચેરીના કાયમી અમલદારોના રમકડાં જેવાજ રહેવું પડે છે.

પરરાષ્ટ્રીય કચેરીની સત્તા જુદા જુદા દેશની પાટનગરીઓમાં રહેતા એલચીઓ ઉપર હોય છે. આ એલચીઓ અંગ મુત્સદીઓ હોય છે. એટલે તેમની દોરવણી પ્રમાણેજ પરરાષ્ટ્રીય મંત્રીની રાજ્યનીતિનું ધોરણ નક્કી થાય છે. ૧૮૫૧ માં આ ખાતું શરૂ થયું તે વખતે એલચીઓ અને પ્રતિનીધિઓની સંખ્યા ૨૨ ની હતી, હાલ તેમાં વધારો થઇને તે સંખ્યા ૧૯૨૯ માં ૪૬ ની હતી. જ્યારે જ્યારે પરદેશો સાથેના સંબંધની આંટીઘુંટીઓ ખડી થાય છે ત્યારે ત્યારે બ્રિટનનો પરરાષ્ટ્રીય પ્રધાન લંડનના તેમજ પરદેશોમાં રહેલા તેના કાયમી અમલદાર સલાહકારો બતાવે તેજ માર્ગે ચાલે છે. એટલે બ્રિટનનું પરરાષ્ટ્રીય તંત્ર તેની મુઠીભર આપખુદ નોકરશાહીની ઇચ્છા પ્રમાણે કામ કરે છે. આ ઉપરથી એટલું નક્કી થયું કે, બ્રિટિશ સનદી નોકરી [B. C. S] નાં બીજાં કોઇપણ અંગો કરતાં તેના મુત્સદીમંડળની નોકરશાહી ઘણીજ સ્વતંત્રતા ભોગવે છેઃ એ ખાતામાં સંસ્થા કરતાં વ્યક્તિનું મહત્વજ વધારે લેખાય છે.

અને એ મુત્સદીમંડળ મોટે ભાગે ગ્રેટબ્રિટનના ઉમરાવ મંડળમાંથીજ પસંદ કરવામાં આવે છે. ૧૮૫૮ માં જ્હૉન બ્રાઇટે તે ખાતાના માણસો માટે આ જાતનો મત ઉચ્ચાર્યો હતો. તે મત બદલવાનું અત્યારની રચનામાં કારણ મળે છે કે કેમ તે હવે આપણે જોઇએ.

[ ૩ ]

બ્રિટિશ તંત્રમાં જ્ઞાનની કસોટીના ધોરણે જવાબદારીભર્યા કાયમી હોદ્દાઓ માટે માણસોને પસંદ કરવાનું તો છેક ઓગણીસમી સદીમાંજ શરૂ થયું. તે પહેલાં તો બધાં અગત્યનાં સ્થાન ઉપર ઉમરાવ કુટુંબના અને રાજકારણ સાથે સમાગમમાં રહેલા માણસોને વંશપરંપરાના વારસાની માફક મુકવામાં આવતા હતા. પરંતુ લોકશાસનની ભાવના વધવા માંડી અને રાજ્યની જવાબદારી પણ વધી ત્યારે પછી એ જુની રૂઢી તરફ લોકોને અણગમો ઉત્પન્ન થયો. એટલે વચલા વર્ગના જે માણસોને તે વખતમાં મતાધિકાર મળ્યો હતો, તેમને માટે બ્રિટિશ સનદી નોકરીનાં દ્વાર ખુલ્લાં થયાં. આ સુધારો ૧૮૫૫ થી શરૂ થયો.

જો કે ૧૮૩૨ ના સુધારા વખતેજ ઉમરાવજાદાઓનો રાજ્યસત્તાનાં તંત્ર ઉપરનો સર્વ સ્વાધીન હક્ક ફેરવવામાં આવ્યો હતો, પરંતુ વચલા વર્ગના માણસોનો તેમાં પ્રવેશ થાય તેવી સગવડ તે પછીનાં પચ્ચીસ વર્ષ સુધી કરવામાં આવી નહોતી. કેમકે બ્રિટિશ સત્તા બધી રૂઢીરક્ષક શાહીવાદીઓ

અને મૂડીવાદીઓના હાથમાંજ કેન્દ્રીત થયેલી હતી* [હજીય છેજ], એટલે ગવર્નરો જેવા પદ માટે સામાન્ય જનતાના માણસોની પસંદગી થાય તો જ કારભારનાં એ કામ સારી રીતે કરી શકાય, તે વિચાર જ બ્રિટિશ પ્રજાને ઘણો મોડો સૂઝ્યો.

છતાં સનદી નોકરીમાં તો કંઈક સુધારો થયો, પણ મુત્સદીઓના ખાતામાં તેમજ પરરાષ્ટ્રીય ખાતાની કચેરીમાં તો એ સુધારો પણ ઘણોજ ધીમો અને મોડો શરૂ થયો. છેક ૧૮૮૦ સુધી એ ખાતામાં દાખલ થવાની 'લાયકાત' પરરાષ્ટ્રીય ખાતાના પ્રધાનની મુન્સફી ઉપરજ રહેતી. તેની મરજી જેની ઉપર ઉતરે તેજ માણસનો એ ખાતામાં પ્રવેશ થતો. છેક ૧૯૧૨–૧૪ માં આ સંબંધમાં વિચાર કરવા અને તે ખાતામાં પ્રવેશવા માટે ઉમેદવારોના ક્ષેત્રને કંઈક વિશાળ બનાવવાનો વિચાર કરવા 'મેકડોનેલ કમિટી' નીમવામાં આવી. પણ છેક ૧૯૧૯ સુધી તે ખાતાના ઉમેદવાર તરીકેની પરીક્ષામાં એજ માણસ બેસી શકતો કે, જેને 'પરરાષ્ટ્રીય ખાતાનો પ્રધાન જાતે ઓળખતો હોય, અથવા તો જે માણસોની ભલામણ અને જેમના નિર્ણય ઉપર એ પ્રધાન વિશ્વાસ મૂકી શકે, તેવા સારી સ્થિતિના ખાનદાન માણસો, પોતાની અંગત ઓળખાણને આધારે કરી શકે.' પરંતુ એટલી બધી વીધી પછી ઉમેદવારની પસંદગી થાય તે પછી પણ ઉમેદવારોને પસંદ કરનારી મંડળી [ Board of Selection ] જ્યાં સુધી તેને મંજુર રાખે નહિં ત્યાં સુધી કોઈપણ ઉમેદવારને પરીક્ષામાં બેસવા દેવામાં આવતો નથી. અને એ મંડળી તો ખાસ કરીને શ્રીમંત તેમજ બડેખાંઓનુંજ બનેલું હોય છે તેનું તો કહેવાપણું જ ન હોય. આમ છતાં પણ રખેને કોઈક સામાન્ય સ્થિતિનો બુધ્ધિમાન યુવક એ મોટામાં મોટા આપખુદ છતાં સામ્રાજ્યની નીતિમાં મુખ્ય મનાતા ખાતામાં પ્રવેશ પામી જાય તે બીકે, છેક યુરોપી યાદવી સુધી એવું ધોરણ ઠરાવવામાં આવ્યું હતું કે: આ ખાતાની પરીક્ષાના ઉમેદવારની પાસે પોતાની ખાનગી એટલી મીલ્કત હોવી જોઈએ કે, જેમાંથી તેની વાર્ષિક આવક કમીમાં કમી રૂ. ૬૦૦૦ [૪૦૦ પાઉન્ડ] ની હોય. ઉમેદવારની પસંદગીની લાયકાતની આ ફરજિયાત કસોટી જ પુરવાર કરે છે કે, બ્રિટિશ તંત્ર મોટામાં મોટું શાહીવાદી તેમજ મૂડીવાદી તંત્ર છે. આ માન્યતાને બેગહોટ પણ ટેકો આપે છે. ૧૮૬૦ માં તેણે લખ્યું હતું કે, બ્રિટનની પરરાષ્ટ્રીય કચેરીમાં અને મુત્સદી નોકરીમાં આવી નીતિ રાખવાનું કારણ એ છે કે: "એ ધંધામાં ઉમરાવોને એક પ્રકારની અનુકૂળતા છે. આ મુત્સદ્દીગીરીનો ધંધો છે......અને યુરોપમાં જૂના વખતથી રાજખટપટોનું સર્જન મુત્સદીઓના પ્રધાનખંડોમાંજ થતું આવ્યું છે અને હજુયે મોટે ભાગે તેમજ થાય છે." કહે છે મુત્સદીઓની રીતભાત અને ભાષા છટાદાર તેમજ વિવેકી હોવાં જોઈએ, અને એ જાતના ગુણ ખાસ કરીને ઉમરાવજાદાઓમાંજ સંભવી શકે છે. આનો બચાવ એ મુદ્દા ઉપર કરવામાં આવે છે કે, પરરાષ્ટ્રોના પ્રધાનો સાથે સમાનતાના ધોરણે મળવા મુકવા તેમજ તેમનો આદરસત્કાર કરવામાં જન્મથીજ ઉમરાવ કુટુંબમાં રહેલાઓને જ ફાવે. [ જેમ હિંદુસ્થાનમાં પોતાને સૂર્ય અને ચંદ્રલોકમાંથી ઉતરી આવેલા માનતા દેશી રાજાઓ કહે છે, કે સ્વતંત્ર હિંદુસ્થાનમાં તો સામાન્ય હિંદીઓ સાથે અમારે કામ પાડવું પડે તે અમારા મોભાને અનુકૂળ ન આવે, પણ બ્રિટિશ તાજ સાથેનાં

સંબંધથી અમારો મોભો સચવાય!] એટલે જે ઉમરાવશાહીની ઇમારત ૧૮૩૨ થી ખરવા માંડી હતી, તેના ખંડેરના સ્મારકસમા આ ખાતામાં છેક ૧૯૧૯ સુધી તો ઉમરાવશાહીનીજ આપખુદી ચાલી શકી. અર્થાત્ ગ્રેટબ્રિટનના રાજ્યતંત્રમાં પ્રજામતની પ્રબળતા સ્વીકારવામાં આવી, તે પછી લગભગ એક સદી સુધી બ્રિટનની પરરાષ્ટ્રીય કચેરીમાં મુત્સદ્દીગીરીના કામમાં પ્રવેશવાનાં દ્વાર બુધ્ધિમાન છતાં ઉમરાવ કુટુંબમાં નહિં જન્મેલાઓને માટે ખુલ્લાં મુકવામાં આવ્યાં નહોતાં; અને યુરોપમાં એક પછી એક રાજાઓનાં તાજ પડવા માંડ્યાં, તેમજ આપખુદ રાજ્યતંત્રોને સ્થાને પ્રજાના હાથમાં સંપૂર્ણ રાજ્યવહિવટ આવ્યો, તેમ છતાં, આજેય બ્રિટનના પરરાષ્ટ્રીય ખાતામાં લોકશાસનનું ધોરણ પુરેપુરું તો સ્વીકારવામાં આવ્યું જ નથી.

[૪]

**આ** પરરાષ્ટ્રીય તંત્રમાં પ્રવેશવા માટે કોને લાયક માનવામાં આવતા હતા, તે સામાન્ય રીતે આપણે જોઇ ગયા; તેમ છતાં હજુ તેની કેટલીક વિગતો વિશેષ બારીકાઇથી તપાસવાની જરૂર છે. એથી બ્રિટિશ તંત્ર માટે બહાર ફુંકાતાં બણગાં છતાં એ તંત્ર ઉપર શાહીવાદ તેમજ મૂડીવાદની સ્પષ્ટ છાપ કેટલી બધી છે તે, તેમજ કહેવાતા કામદાર પક્ષના હાથમાં સત્તાનાં સૂત્રો હોવા છતાં, પરદેશો સાથેનું બ્રિટનનું તંત્ર કેવળ શાહીવાદ તેમજ મુડીવાદનાજ હિતની નજરે કેમ ચાલે છે તે બરાબર જણાઇ આવશે. તે માટે નીચેનાં કોષ્ટકો ખાસ જરૂરી છે. આ ખાતામાં પ્રવેશવા માટે જેમને યોગ્ય માનવામાં આવતા તેની યોગ્યતા આ રીતે જોવામાં આવતી હતી:

[૧] **ઉમરાવજાદાઓ:** એટલે જેમને વંશપરંપરાને ધોરણે એ પદ મળ્યું હોય.

[૨] **બેઠાખાઉ વર્ગ:** એટલે જે વર્ગના માણસોને જીવન ભોગવવાની વસ્તુઓ મેળવવા માટે કશીજ મહેનત કરવી પડતી હોય નહિં. આ વિભાગમાં મોટો ભાગ જાગીરદારોનો તેમજ બેઠી આવક મેળવતા વ્યાજખાઉ શ્રીમંતોનો હોય છે. આવા બેઠાખાઉ વર્ગના માણસોની સંખ્ય મોટી છે, પણ જેઓ સાથે સાથે કશોક પણ ધંધો કરતા હોય, તેમને એ ધંધાના જુદા વર્ગમાં ગણ્યા છે, એટલે બેઠાખાઉઓની સંખ્યા તેના અસલ પ્રમાણ કરતાં નીચે આપેલાં કોષ્ટકોમાં કંઇક ઓછી દેખાય છે.

[૩] **ધંધાદારી વર્ગ:** એટલે પાદરી, ધારાશાસ્ત્રી, જલ અને સ્થલસેનાના અફસરો તેમજ દાક્તરો.

[૪] **ઉપલા વર્ગની સનદી નોકરી કરનારો વર્ગ:** એટલે પરરાષ્ટ્રીય કચેરી, મુત્સદીમંડળ, એલચી ખાતું, અને કારોબારી ખાતામાં કામ કરતા બાકીના સનદી નોકરો.

આ વર્ગીય વિભાગ છતાં પણ મોંઘાખર્ચે ચાલતી શિક્ષણની જુદી જુદી સંસ્થાઓમાંથી ઉપલા વર્ગના બચ્ચાંઓની માનીતી શિક્ષણસંસ્થાઓને ખાસ પસંદગી આપવામાં આવે છે, કોષ્ટકોમાં આથી ઇટન અને હેરોમાં શીખેલાઓની સંખ્યા જુદી આપવામાં આવી છે. અને જ્યાં 'જાણીતી જાહેર શાળાઓ' લખવામાં આવ્યું છે, તેમાં વેસ્ટમીન્સ્ટર, રગ્બી, માર્લબરો,

ક્લીફ્ટન, વીન્ચેસ્ટર, માલવર્ન, ચેલ્ટનહૅમ, ચાર્ટરહાઉસ, અને હેઇલીબરી એ નવ સંસ્થાઓનો સમાવેશ થાય છે. અને 'ઉતરતી પંક્તિની શિક્ષણની સંસ્થાઓ' માં બાકીની ૧૪૦ શિક્ષણસંસ્થાઓનો સમાવેશ થાય છે. જે માણસ એક કરતાં વધુ યુનિવર્સિટીઓમાં શીખ્યો હોય, ત્યાં તે પ્રમાણે લખવામાં આવ્યું છે. જેમણે ઇંગ્લંડની બહારની યુનિવર્સિટીમાં અભ્યાસ કરેલો હોય, તેમની આગળ તે લખ્યું છે, પણ જેમની આગલ 'કોઇ પણ યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો નથી' એવું લખ્યું છે, તેમણે પણ પરદેશની વિદ્યાપીઠોમાં રહીને જુદી જુદી ભાષાઓનો તો અભ્યાસ કરેલો હોય છે જ. આ કોષ્ટકોની ગણતરીમાં બ્રિટનની પરરાષ્ટ્રીય કચેરીના કાયમના મંત્રી, ઉપમંત્રી તેના, હાથ નીચેના મંત્રીઓ, અવલકારકુનો, કાઉન્સીલર્સ અને તેમના ઉપમંત્રીઓનો, તેમજ મુત્સદી નોકરો, અસાધારણ એલચીઓ અને અસાધારણ વકીલોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૫૧ થી ૧૯૨૯ સુધીનાં વર્ષોમાં આ તમામ હોદ્દાઓ ઉપર ૨૪૯ માણસો આવી ગયા; તેમાંથી ૩૯ માણસોએ એકલી પરરાષ્ટ્રીય કચેરીમાં અને ૧૯૨ માણસોએ એકલા મુત્સદીમંડળમાં કામ કર્યું હતું, જ્યારે ૧૮ માણસોએ તે બન્ને ખાતામાં કામ કર્યું હતું.

હવે કોષ્ટકો જોઇએ. પહેલા કોષ્ટકમાં આ ખાતામાં કામ કરી ગયેલા માણસોની કૌટુંબિક અને શિક્ષણની સંસ્થાઓની ઓળખાણ આપવામાં આવી છે.

## કોષ્ટક પહેલું.

### [અ] બાપદાદાઓના ધંધા.

| ધંધાની વિગત. | પરરાષ્ટ્રીય કચેરી. | મુત્સદીમંડળ. | એકંદર. |
|---|---|---|---|
| ઉમરાવો | ૭ | ૮૨ | ૯૩ |
| બેઠાખાઉઓ | ૬ | ૩૬ | ૩૯ |
| પરરાષ્ટ્રીય કચેરી | ૧ | ૩ | ૪ |
| મુત્સદીગિરી | ૪ | ૧૦ | ૧૨ |
| એલચી ખાતું | ૧ | ૧૫ | ૬ |
| બીજી સનદી નોકરીનાં ખાતાં | ૪ | ૬ | ૭ |
| પાદરી [ દેવળ ] | ૨ | ૧૧ | ૧૩ |
| ધારાશાસ્ત્રી [ કાયદો ] | ૩ | ૮ | ૧૦ |
| લશ્કર | ૫ | ૧૯ | ૨૪ |
| નૌકા કાફલો | ૧ | ૩ | ૩ |
| ડાકતરી | – | ૪ | ૪ |
| પાર્લામેન્ટ | ૪ | ૩ | ૬ |
| વ્યાપાર | ૨ | ૯ | ૧૦ |
| સાહિત્ય | – | ૨ | ૨ |
| શિક્ષણસંસ્થાઓ | – | ૧ | ૧ |
| રંગભૂમિ | ૧ | – | ૧ |
| ઉપર જણાવેલા ધંધા સિવાયના | ૬ | ૮ | ૧૪ |

## [અ] શાળાઓ.

| | | | |
|---|---|---|---|
| ઇટન | ૨૭ | ૬૭ | ૮૫ |
| હેરો | ૬ | ૨૩ | ૨૭ |
| આગેવાન જાહેર શાળાઓ | ૬ | ૩૬ | ૩૮ |
| ઉતરતી પંક્તિની જાહેર શાળાઓ | ૪ | ૨૨ | ૨૬ |
| બીજી શાળાઓ | – | ૯ | ૯ |
| લશ્કરી અને નૌકા કોલેજો | – | ૫ | ૫ |
| ખાનગી અભ્યાસ | ૧ | ૧૮ | ૧૮ |
| પરદેશની શિક્ષણસંસ્થાઓ | ૨ | ૯ | ૧૦ |
| તે વર્ગ સિવાયની | ૧૧ | ૨૧ | ૩૧ |
| | ૫૭ | ૨૧૦ | ૨૪૯ |

## [ક] વિદ્યાપીઠો.

| | | | |
|---|---|---|---|
| ઓક્સફર્ડ | ૬૫ | ૬૨ | ૭૨ |
| કેમ્બ્રીજ | ૯ | ૩૧ | ૩૬ |
| લંડન | – | ૨ | ૨ |
| એડીનબર્ગ | – | ૩ | ૩ |
| ગ્લાસગો | – | ૧ | ૧ |
| ડબ્લીન | – | ૫ | ૫ |
| બેલ્ફાસ્ટ | – | ૨ | ૨ |
| પરદેશની વિદ્યાપીઠો | ૩ | ૫ | ૭ |
| યુનિવર્સિટીમાં નહિં ગયેલા | ૨૪ | ૧૦૦ | ૧૧૫ |
| એકપણ વર્ગમાં નહિં આવતા | ૭ | ૫ | ૧૨ |
| | ૫૮ | ૨૧૬ | ૨૫૫ |

આ આંકડાઓ બતાવે છે કે, ૫૩ ટકા માણસો ઉમરાવો અને જમીનદારોના કુટુંબના છે, ૨૨ ટકા એક અથવા બીજા ધંધાદારીઓના છોકરાઓ છે, જ્યારે વ્યાપારી વર્ગના માત્ર ૪ ટકા જ આવે છે. વંશપરંપરાના ધોરણે થતી ભરતીના આંકડા પણ જાણવાજોગ છે. સેંકડે ૧૨ ટકા માણસો પરરાષ્ટ્રીય કચેરી અને મુત્સદીગિરીમાં કામ કરી ગયેલાના વંશજોમાંથી આવે છે, તેમાં એલચી ખાતાને અને બીજા સનદી નોકરોનાં સંતાનોને ઉમેરીએ તો એ પ્રમાણ ૧૭ ટકા જેટલું આવે છે. આ રીતે શિક્ષણની સંસ્થાઓનાં પ્રમાણ પણ શ્રીમંત અને જાગીરદારોની માનીતી સંસ્થાઓ તરફની પસંદગીની નીતિ ખુલ્લી પાડે છે. વળી પરરાષ્ટ્રીય ખાતા કરતાં મુત્સદીમંડળમાં મોટા મનાતા ખાનદાનનાં સંતાનોનું ભરણું વિશેષ [૫૬ ટકા જેટલું] જણાય છે, પરરાષ્ટ્રીય કચેરીમાં તે પ્રમાણ માત્ર ૪૦ ટકા જેટલું આવે છે. આમાં વચલા વર્ગના કે.

ગરીબ વર્ગના બુધ્ધિમાન યુવકો માટે ક્યાંય સ્થાન નથી. અને ૭૯ વર્ષ સુધી, પોતાને પ્રગતિમાન મનાવતા ગ્રેટબ્રિટનમાં આ દિશામાં સહેજ પણ પ્રગતિ થઇ નથી!

[ ૫ ]

પરરાષ્ટ્રીય કચેરી અને મુત્સદીમંડળમાં માણસો લેવાની રીતમાં થોડા થોડા ફેરફાર તો થતા રહ્યા છે, પરંતુ તે ફેરફારીઓમાં સુધ્ધાં લોકશાસનની પ્રણાલી ઉપર તો ઓછામાં ઓછું લક્ષ દેવાયું છે. આ ફેરફારોનું વર્ગીકરણ આમ કરી શકાય: [૧] ૧૮૫૧ થી ૧૮૫૬ સુધીમાં કેવળ પસંદગીનુંજ ધોરણ; [૨] ૧૮૫૭ થી ૧૮૭૯ સુધી અભ્યાસની કસોટી અને [૩] ૧૮૮૦ થી ૧૯૧૯ સુધી મર્યાદિત સ્પર્ધાની કસોટી. આ ત્રણ પગથીયાં પ્રમાણે જોતાં પહેલા પગલે મુત્સદ્દી ખાતામાંના પ્રત્યેક ૩ માણસોમાં બે ઉમરાવજાદાઓ આવતા, બીજા પગલે તેમનું પ્રમાણ ઘટીને દર ૨ માણસે ૧ નું આવ્યું અને પરીક્ષાની મર્યાદિત કસોટીના ત્રીજા પગલે તે પ્રમાણ ઘટીને દર ૩ માણસે ૧ કરતાંયે ઓછું થયું; ત્યારે જેમના પિતાઓને સરકારી નોકરી કે ધંધો કરીને કમાણી કરવી પડતી તેમનું પ્રમાણ આરંભે ૨૦ ટકા જેટલું હતું, વચ્ચે ૩૭ ટકા થયું અને ત્રીજે પગલે વધીને ૪૪ ટકા થયું.

૧૯૧૯ પછી જો કે આ ખાતામાં કંઇક સુધારા મેકડોનેલ કમિટીની તપાસ પછી થયા છે; એમ કહેવાય છે. છતાં ૧૯૨૩ થી ૧૯૨૮ સુધીનાં પાંચ વર્ષોમાં આ ખાતાંની પરીક્ષામાં સફળ થયેલા ૩૧ ઉમેદવારોની શિક્ષણસંસ્થાઓને ધોરણે તપાસ લેતાં તે પ્રમાણ નીચે પ્રમાણે નીકળે છે:

## કોષ્ટક બીજું.

[ અ ] શાળા

| | |
|---|---|
| ઇટન | ૭ |
| હેરો | ૩ |
| આગેવાન જાહેર શાળાઓ | ૧૦ |
| ઉતરતી પંક્તિની જાહેર શાળાઓ | ૯ |
| બીજી શાળાઓ | ૨ |
| | ૩૧ |

[ બ ] વિદ્યાપીઠ

| | |
|---|---|
| ઓક્સફર્ડ | ૧૯ |
| કેમ્બ્રિજ | ૧૧ |
| લંડન | ૧ |
| એકપણ યુનિવર્સિટીમાં નહિં જનાર | ૧ |
| | ૩૨ |

આ આંકડા બતાવે છે કે, ખર્ચાળ સંસ્થાઓમાંથી જ પસંદગીનું ધોરણ હજુ ટકી રહ્યું છે, ત્યારે યુનિવર્સિટીમાં ન ગયા હોય તેવાઓને લેવાનું પ્રમાણ ઘટાડી દેવાયું છે. અર્થાત્ જ સામાન્ય કુટુંબના બુદ્ધિશાળી, છતાં નિર્ધનતાને લીધે ખર્ચાળ શિક્ષણસંસ્થાઓમાં કે વિદ્યાપીઠોમાં ન જઇ શકયા હોય તેમને માટે હજુ આ તંત્રમાં પ્રવેશવાની કશીજ સગવડ નથી. એટલે એ વાત પુરવાર થાય છે કે, બ્રિટનની પરરાષ્ટ્રીય કચેરી અને મુત્સદીઓનું ખાતું માત્ર ઉમરાવ કુટુંબના, એશઆરામ કુટુંબના અને બે ચાર ખાસ ધંધા કરનારાઓના કુટુંબના ફરજંદો માટેજ રાખવામાં આવેલું છે. તેથી એ ખાતાનું દ્રષ્ટિબિંદુ અતિ સાંકડું, સામાન્ય વર્ગ તરફ તિરસ્કારભર્યું, કેવળ સામ્રાજ્યવાદી અને મૂડીવાદી ધોરણે

ચાલનારૂં છે. આમ પરદેશો સાથેના સંબંધમાં એ ખાતું માત્ર બ્રિટનના શ્રીમંત અને જાગીરદાર વર્ગનું તેમજ ઉપલા થરવાળાઓનું જ દ્રષ્ટિબિંદુ રજુ કરી શકે છે, તેમ તે તે દેશોના અમુકજ વર્ગના માનસની સાથે પરિચયમાં આવવાથી તેટલાજ ભાગના લોકોની પરિસ્થિતિનો ખ્યાલ પોતાના દેશના કારોબારી તંત્રને આપી શકે છે. એ સિદ્ધાંતજ લોકશાસનના મૂળમાં ઘા કરનારો છે. અને જ્યાં સુધી એ બે અગત્યનાં ખાતામાં સામાન્ય જનતાના બુદ્ધિશાળી અને લોકશાસનના સિદ્ધાંતને ખરી રીતે વરેલા ગૃહસ્થોનો પ્રવેશ થાય નહિં ત્યાં સુધી જગતની પ્રજાઓ સાથેનો ગ્રેટબ્રિટનનો સંબંધ નિખાલસ અને ઉચ્ચ સિદ્ધાંતને અનુલક્ષનારો ન જ બને. આ દશામાં પછી રામ્સે મેકડોનલ્ડ જેવા માણસના હાથમાં બ્રિટનનું રાજ્યતંત્ર ભલેને ગમે તેટલાં વર્ષો સુધી રહે, અને ભલેને શસ્ત્ર ઘટાડવાની અને શાંતિ તેમજ સુવ્યવસ્થાની કે વિશ્વ સંઘોની મોટી મોટી વાતો કરવામાં આવે, તો પણ તે બધી વાતો મોઢાંના મિથ્યા બડબડાટ જેવીજ રહેવાની. કેમકે તે કામ ખાસ કરીને પરરાષ્ટ્રીય કચેરીનું છે, અને તે કચેરીમાં કાયમના માણસો કામદાર પક્ષના કટ્ટા દુશ્મનો છે એટલે તેઓ જે માર્ગે પરરાષ્ટ્રીય પ્રધાનને દોરવે તે જ માર્ગે તેને જવું પડવાનું. અને કોણ આશા રાખે કે, ઉમરાવજાદાઓ અને બેઠાખાઉઓ, સમાજવાદનાં ધોરણનો કદી પણ સ્વીકાર કરે, તેમજ પરદેશો સાથેના સંબંધમાં શાહીવાદ અને મૂડીવાદના લાભ સિવાયની નીતિને તેઓ કદી પણ દાખલ થવા દે ?

"સામ્રાજ્ય એ શબ્દજ ઐતિહાસિક દૃષ્ટિએ તેમજ તાત્ત્વિક નજરે લશ્કરીવાદ છે. સમ્રાટ એટલે સૈનિક. વર્તમાન સમયનો આખો યે ઇતિહાસ તેમજ પરંપરામાં સામ્રાજ્યો યુધ્ધની સાથેજ ઓતપ્રોત થયેલાં દેખાય છે." લોર્ડ મોર્લી

...

આંબાની જાત સુધારવા એના હૃદયમાં છેદ પાડવો પડે છે. ઘોડાના રક્ષણ માટે એને બેડીઓ રોકવી પડે છે.

"પોતાને સારૂ બીજા કોઇ વિચાર કરે તે મનુષ્ય માત્રને કદીયે રૂચતું નથી; તે પોતાની જાતે વિચાર કરતા થવાનું પસંદ કરે છે. તે માર્ગ બતાવનારની માગણી અવશ્ય કરે છે, પણ રક્ષક થવા આવનારાઓનો તેણે હમેશાં ઇનકાર કર્યો છે અને કરશેજ."

...

"તત્ત્વજ્ઞાનીઓએ દુનિયાને માત્ર જુદીજ રીતે વર્ણવી છે, તેથી અત્યારે તેને ફેરવી નાખવી એ મહત્ત્વનો પ્રશ્ન થઇ પડ્યો છે."

# રણ-આમંત્રણ

ચલો ખેલવા દાવ,
વિરલા! રણે ખેલવા દાવ;
સચોટ સ્હેજે ઘાવ,
વિરલા! ચલો ખેલવા દાવ.

સ્વતંત્રતાના ગિરિઓ ગરવા, ફાટ્યા ભારત માંહ્ય,
અંગારા ઝરતા ઝળહળતા, પૌરૂષ ભરીયા ત્યાંહ્ય.
એવું આતમ હીર બતાવ,
વિરલા! ચલો ખેલવા દાવ.

રણશીંગાનો સાદ સુણતાં, વીર બન્યા તૈયાર,
શીર ધરીને હસ્તમંહિ સૌ ઘૂમે રણ મોઝાર.
એવું તુજ પુરૂષાર્થ બતાવ,
વિરલા! ચલો ખેલવા દાવ.

અડગધૈર્ય ને શૌર્ય ધરીને કરવા રાષ્ટ્રોદ્ધાર,
મનમાન્યું મેળવવા માટે, શૂર સજ્યાં હથિયાર.
લગની દેશની ઉર લગાવ,
વિરલા! ચલો ખેલવા દાવ.

સચોટ દેજે ઘાવ,
વિરલા.

# મુંબઇની મીલો અને સંરક્ષણ

મુંબઇનો મીલ ઉદ્યોગ લેંકેશાયર અને જાપાનની તિવ્ર હરિફાઇથી નાશ પામે છે, એવા દેખાવ નીચે હિંદી સરકાર પાસે સંરક્ષણની જકાત નંખાવી, સામ્રાજ્યના માલની પહેલી પસંદગીનું ધોરણ પરોક્ષ રીતે સરકાર પાસે સ્વીકરાવવા મીલ માલિકો સફળ થયા છે, તો પણ એથી મીલ ઉદ્યોગ સજીવન નહિં થાય, અને આ દેશમાંથી જતા પોલાદ ઉપર જાપાન વળતી જકાત નાખશે તો તેથી હિંદના એ બીજા ઉદ્યોગની પાયમાલી થશે. એટલે મીલ ઉદ્યોગના રક્ષણ માટે યોગ્ય માર્ગ કયા છે, તે જાણવા માટે આ લેખ ઘણા મહત્ત્વનાં સાધનો પુરાં પાડે છે, અને સુંદર તેમજ વ્યવહાર સૂચનાઓ આપે છે.

: લેખક :

**ધીમંત એસ. મહેતા**

મુંબઇનો મીલ ઉદ્યોગ ઘસાતો જાય છે, જાપાનની કાતલ હરિફાઇ ચાલે છે માટે રક્ષણ આપવા માટે જકાત વધારવી એવો પોકાર મુંબઇના મીલ માલિકોએ ઉઠાવ્યો છે જે સમાલોચના કરતાં તથા તુલના કરતાં વ્યાજબી નથી. મુંબઇમાં કામદારો અને માલેકો વચ્ચે સંપ નથી, એખલાસ નથી. મુંબઇના મીલ માલેકો પોતાના ગજવાં ભરવાં જાણે છે, ખર્ચો પારાવાર રાખે છે, મધ્યસ્થ દલાલો એજંટોને ગંજાવર કમીશનો આપે છે ત્યારે મીલ ઉદ્યોગ શી રીતે ખીલે? જો મીલ ઉદ્યોગની પ્રગતિ કરવી હોય તો પ્રથમ કામદારોની ઉન્નતિ કરવી જોઇએ. જો બાહોશ કામદારો બનાવવા હોય તો તેઓને પેટ પુરતું મહેનતાણું આપવું જોઇએ. જાપાનના મીલ ઉદ્યોગનું અવલોકન કરતાં માલુમ પડે છે કે ત્યાંના કામદારો એવા કુશળ છે કે દરેક વરસે પેદાશ વધે જાય છે. તેઓ એવડી શીફ્ટ વડે કામ કરે છે એથી કોઇ હરિફાઇ ચાલતી નથી, પરંતુ કામદારોના પગાર ઘણા વધારે છે એટલું જ નહિં પણ જાપાન હિંદુસ્થાનમાંથી રૂ ખરીદી, નુર અને વીમો આયાત નિકાસનો આપે છે, કાપડ વણે છે, તેના મહેનતના પૈસા આપે છે છતાં પાછો એ જ માલ હિંદુસ્થાનમાં વેચે છે ત્યારે મુંબઇની મીલોના કરતાં સસ્તે ભાવે વેચી શકે છે. આમ શી રીતે બને છે? તેનાં કારણો તપાસવાં જોઇએ. અમેરિકા અને લેંકેશાયરના કારખાનાવાળાઓને પણ જાપાનની હરિફાઇ ચાલે છે તેથી તેઓએ જાપાનની મીલોની મુલાકાત લીધી હતી. તેઓ જણાવે છે કે મીલ ઉદ્યોગની સમાલોચના કરતાં અમોને જણાય છે કે આવી કુશળતાથી અને નકામા ખર્ચની કરકસરથી કોઇ પણ દેશમાં કામ થતું નથી. ત્યાં મધ્યસ્થ પક્ષને મુદલ મહેનતાણું મળતું નથી.

નવી શાળો અને નવા યંત્રોને કુશળતાથી ચલાવવામાં બેહદ પ્રવીણતા જણા

નના કામદારોએ મેળવી છે અને સંઘબળ તથા સંગઠનથી જાપાન સફળતા મેળવી શક્યું છે.

મુંબઇમાં આ બધી વસ્તુઓમાંથી કઇ વસ્તુ જોઇ શકાય છે?

મુંબઇમાં નકામો ખર્ચ, નકામી વસ્તુ નાંખી દઇને મીલ ઉદ્યોગના ખર્ચમાં વધારો મધ્યસ્થ પક્ષોને મોટાં કમીશનો, માલેકોની બેપરવાઇ, માંહોમાંહે ફાટફૂટ, લાગવગવાળાને મોટા પગારો, અને કામદારોને પોષણ પુરતું મહેનતાણું ન મળે તેથી કામની દોંગાઇ જોઇ શકાય છે. મુંબઇમાં કરકસર ક્યાં થઇ શકે તે માલેકો સમજે છે છતાં તેમનાથી યોગ્ય સ્થાને કાપ મુકી શકાતો નથી–મુકતા નથી અને જ્યારે કાપકુપની વાત થાય ત્યારે કામદારોના પગાર કાપવા તત્પર બને છે! જ્યાં સુધી મુંબઇના મીલ માલેકો પોતાના ઘરને સંભાળશે નહિ ત્યાં લગી કદી ઉદ્યોગની ઉન્નતિ થશે નહિ. સરકાર જો કે હાલમાં આયાત માલ ઉપર વધુ જકાત નાખવા તૈયાર થઇ છે, પણ શું તેથી મીલ માલેકો કદી સુધરવાના છે? તેથી તો ઉલટા તેઓ વધુ બેદરકાર બનશે અને ઉદ્યોગને ખોટ જાય છે એવી ફરિયાદ ચાલુ રાખશે. માટે જ્યાં સુધી મીલ માલેકો પોતાના કારખાનાને સુધારે નહિં અને કામદારોને સંતોષ આપે નહિં ત્યાં લગી તેઓ રક્ષણ માગવામાં મુદ્દલ વ્યાજબી ગણાય નહિ. અમદાવાદ તથા હિંદુસ્થાનની બીજી મીલોને જાપાનની હરિફાઇ સાલે નહિ અને માત્ર મુંબઇને જ સાલે છે તેનાં શું કારણો છે? એ પણ વિચારવા જેવું છે. બીજે સ્થળે ખર્ચ બહુ જ ઓછો હોય છે ત્યારે મુંબઇમાં આ ઉદ્યોગની ખીલવણી તરફ ધ્યાન અપાતું નથી અને માત્ર ફરિયાદો કરવામાં જ શુરાતન બતાવે છે. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધીમાં મુંબઇના મીલ માલેકોને જે ગંજાવર નફો થયો તેના આંકડા નીચે મુજબ જોઇ શકાય છે.

**બોંબે ડાઇંગ મીલ:**

| | | |
|---|---|---|
| શેરોની મુડી | રૂ. | ૬૨૭૪૦૦૦ |
| ૧૯૧૯ થી ૧૯૨૨ સુધીનો કુલ નફો | રૂ. | ૨૭૨.૪૬ લાખ. |
| રિઝર્વ ફંડ: | રૂ. | ૧૦૭.૧૦ લાખ. |
| વહેંચણી આપી | રૂ. | ૧૫૯.૮૧ લાખ. |

**કોલાબા મીલ:** શેરોની

| | | |
|---|---|---|
| મુડી | રૂ. | ૨૮ લાખ. |
| કુલ નફો | રૂ. | ૬૪.૧૯ લાખ. |
| વહેંચણી | રૂ. | ૪૦.૪૪ લાખ. |

**ફુરલા મીલ:**

| | | |
|---|---|---|
| શેરોની મુડી | રૂ. | ૧૩ લાખ. |
| નફો | રૂ. | ૪૫.૫૦ લાખ. |
| વહેંચણી | રૂ. | ૨૨.૭૫ લાખ. |

**ફોઝલભાઇ મીલ:**

| | | |
|---|---|---|
| મુડી | રૂ | ૧૮ લાખ. |
| ડીબેન્ચરો | રૂ. | ૧૨ લાખ |
| નફો | રૂ. | ૧૦૫.૮૨ લાખ. |
| વહેંચણી | રૂ. | ૭૩.૪૪ લાખ. |

| | | |
|---|---|---|
| **ફીનલે મીલ:** મુડી | રૂ. | ૨૦ લાખ. |
| નફો | રૂ. | ૭૪.૧૯ લાખ. |
| વહેંચણી | રૂ. | ૪૮.૪૦ લાખ. |

**કોહીનુર મીલ:**

| | | |
|---|---|---|
| મુડી | રૂ. | ૨૦ લાખ. |
| ડીબેન્ચર | રૂ. | ૧૦ લાખ. |
| નફો | રૂ. | ૯૨.૧૧ લાખ. |
| વહેંચણી | રૂ. | ૬૭.૩૯ લાખ. |

**અમદાવાદ**

| | | |
|---|---|---|
| **એડવાન્સ:** મુડી | રૂ. | ૧૦ લાખ. |
| નફો | રૂ. | ૪૯.૭૩ લાખ. |
| વહેંચણી | રૂ. | ૨૩.૬૦ લાખ. |

## લેંકેશાયર અને જપાન



હિંદી અંદાજ પત્રમાં આયાત થતા સુતરાઉ કાપડ ઉપર વધેલા કરથી લેન્કેશાયર અને જપાનના વેપારીઓની થયેલી દશા!

[ હિંદી પંચ: મુંબાઇ. ]

## સનાતની ગુસ્સો



નાશિકના અંત્યજોના સત્યાગ્રહથી સનાતની ભૂદેવોનો ક્રોધાગ્નિ ભડકી ઉઠ્યો છે,

[ હિંદી પંચ: મુંબાઇ

# કરનો છુંદી નાખનારો બોજો




હિંદી કર ભરનાર: પણ આટલો બોજો હું કેમ કરીને ઉપાડું?

શુસ્ટર: હજુ તો મારે બીજો બોજો લાદવાનો છે!

[ હિંદી પંચ: મુંબાઇ. ]

**બેન્ગાળ લક્ષ્મી:**

| | | |
|---|---|---|
| મુડી | રૂ. | ૧૮ લાખ. |
| નફો | રૂ. | ૩૭.૦૭ લાખ. |
| વહેંચણી | રૂ. | ૧૯.૫૬ લાખ. |

**કોઇમ્બતુર મીલ:**

| | | |
|---|---|---|
| મુડી | રૂ. | ૧૦ લાખ. |
| નફો | રૂ. | ૫૪.૧૪ લાખ. |
| વહેંચણી | રૂ. | ૨૧.૫૧ લાખ. |

**સોલાપુર મીલ:**

| | | |
|---|---|---|
| મુડી | રૂ. | ૮ લાખ. |
| નફો | રૂ. | ૧૩૫.૨૪ લાખ. |
| રિઝર્વ ફંડ | રૂ. | ૧૧.૩૧ લાખ. |
| વહેંચણી | રૂ. | ૪૦.૪૦ લાખ. |

આ બધા આંકડા ઉપરથી જોઇ શકાય છે કે ૧૯૧૯ થી ૧૯૨૨ સુધીમાં મુંબઇના મીલ માલેકોએ ગંજાવર પ્રમાણમાં નફો કર્યો હતો છતાં તેમણે એ નફાનો ઉપયોગ ઉદ્યોગને ખીલવવામાં કર્યો નહિ અને જાણે સદાકાળ આવું ઉજળું ભવિષ્ય ચાલુ રહેશે એવી ખોટી માન્યતાથી અનગળ ખર્ચોમાં અને વહેંચણીમાં તેનો દુરૂપયોગ કર્યો . જો મુંબઇના મીલ માલેકોએ નવાં યંત્રો વડે જાપાનની માફક મીલોની રચના કરી હોત, જો કામદારોને નવાં યંત્રો વાપરવામાં કુશળ બનાવ્યા હોત તો હાલમાં ઉદ્યોગમાં મંદીનો જુવાળ આવ્યો છે,. પાયમાલી જોઇ શકાય છે તેવો બારિક વખત આવત નહિ.

અમદાવાદમાં મીલ ઉદ્યોગ ગમે તેવી મુંબઇની પાયમાલી છતાં ખીલ્યો છે એ ત્યાં નવી બંધાયેલી આઠ મીલો ઉપરથી જોઇ શકાય છે. મુંબઇના મીલ માલેકો મુંબઇના બીજા વ્યાપારિઓની માફક મીલો માંજ કામ કરે છે. જેમ કાપડીઆ દુકાન ઉપર સઘળો વ્યાપાર ચલાવે છે તેમ મીલ માલેકો મીલોમાં જાતિ દેખરેખ નીચે મીલનો તમામ વ્યવહાર સંભાળે છે. આથી ચોરી અપ્રમાણિકપણું, વેસ્ટ વગેરે નકામો ખર્ચ બચી જાય છે અને બચત સારી રહે છે. પેદાશ પણ જ્યારે મીલ માલેક ૧૦ કલાક મીલોમાં ફરતા રહે ત્યારે વધે એ દેખીતું છે. ખાતાના ઉપરીઓ પણ મજા માણી શકતા નથી અને ખાતા માં સતત હાજરી આપે છે. મુંબઇમાં માલેકો માત્ર કોટની ઓફીસ સંભાળે છે, પછવાડે પેદાશ વધે છે કે ઘટે તે જોતા નથી અને રિપોર્ટો આવે ત્યારે લાલ ભુરી પેન્સીલ થી નિશાની કરે છે. આ પ્રમાણે કદી મીલ ઉદ્યોગની ઉન્નતિ થવી સંભવિત છે! ૧૯૨૫ થી ૧૯૨૯ સુધીમાં પણ બહાર ગામની મીલોને સારી કમાણી થઇ હતી તેમ જ મુંબઇની મીલોએ પણ સારૂં પેદા કર્યું હતું તે નીચેના આંકડા ઉપરથી જોઇ શકાશે.

**બેન્ગાળ નાગપુર:** ૧૯૨૫ માં ૧૨॥ ટકા, ૧૯૨૬ માં ૧૦ ટકા, ૧૯૨૭ માં ૩૦ ટકા, ૧૯૨૮ માં ૩૫ ટકા, અને ૧૯૨૯ માં અર્ધા વરસના ૨૦ ટકા.

**બકીંગહામ કર્ણાટક:** ૧૯૨૫ માં ૧૫ ટકા, ૧૯૨૬ માં ૧૦ ટકા, ૧૯૨૭ માં ૧૦ ટકા, ૧૯૨૮ માં ૧૦ ટકા, ૧૯૨૯ માં ૧૦ ટકા,

**કોઇમ્બતુર:** ૧૯૨૫ માં ૮ ટકા, ૧૯૨૬ માં ૧૦ ટકા, ૧૯૨૭ માં ૧૨ ટકા, ૧૯૨૮ માં ૧૨ ટકા.

**રનબાર:** ૧૯૨૫ માં ૧૦ ટકા, ૧૯૨૭ માં છા, ૧૯૨૮ માં ૩, ૧૯૨૯ માં ૧૦ ટકા.

**સુઇર મીલ:** ૧૯૨૫ માં ૫૦ ટકા, ૧૯૨૬ માં ૬૦ ટકા, ૧૯૨૭ માં ૬૫ ટકા,

૧૯૨૮ માં ૫૫ ટકા, ૧૯૨૯ ના અર્ધા વરસમાં ૧૦ ટકા.

**મદુરા:** ૧૯૨૫ માં ૨૨ાા ટકા, ૧૯૨૬ માં ૧૮ાા ટકા, ૧૯૨૭ માં ૨૮ ટકા, ૧૯૨૮ માં ૨૨ાા ટકા, ૧૯૨૯ અર્ધા વરસનાં ૧૪ ટકા.

**અમદાવાદ એડવાંસ:** ૧૯૨૫ માં ૨૪ ટકા, ૧૯૨૬ માં ૨૪ ટકા, ૧૯૨૭ માં ૨૨ ટકા, ૧૯૨૮ માં ૨૦ ટકા, ૧૯૨૯ માં ૨૧ ટકા.

**સેંટ્રલ ઇંડીઆ:** ૧૯૨૫ માં ૩૪ ટકા, ૧૯૨૬ માં ૩૨ ટકા, ૧૯૨૭ ૩૦ ટકા, ૧૯૨૮ માં ૨૮ ટકા, ૧૯૨૯ માં ૨૬ ટકા.

**સોલાપુર:** ૧૯૨૫ માં ૧૦૦ ટકા, ૧૯૨૬ માં ૭૦ ટકા, ૧૯૨૭ માં ૫૨ાા ટકા, ૧૯૨૮ માં ૫૨ાા ટકા.

મુંબઇની મોટી મીલોમાં પણ બોંબેડાઇંગ ૨૦ ટકા, સેંચરી ૨૦ ટકા, કોલાબ ૬ ટકા, કુરેલા ૭ાા ટકા, ડાન ૭ ટકા, ફાઝલ ભાઇ ૨૦ ટકા, હિંદુસ્થાન ૧૦ થી ૧૨ાા ટકા, લક્ષ્મી ૪૫ ટકા, સ્વદેશ ૬૦, વીક્ટ્રએ ૬૦ ટકા વહેચ્યંણી આપેલી જોઇ શકાય છે. મુંબઇના મીલ ઉદ્યોગને સુધારવાની આથી ખાસ જરૂર જોઇ શકાય છે. પરદેશીઓની ક્રાતિલ હરિફાઇ છે અને તે તો સદાકાળ ચાલુ રહેશે તેથી હિંમત હારવી જોઇએ નહિ. લેંકેશાયર સંઘબળ અને સંગઠનથી દુનિયાનાં બજારો હાથ કરવા યુક્તિ પ્રયુક્તિઓ કરે છે તે પ્રમાણે મુંબઇના મીલ માલેકોએ સંઘબળ જમાવવું જોઇએ, દેશ પરદેશમાં માલ ની જાહેરાત કરવી જોઇએ, સરકાર ઉપર આધાર નહિ રાખતાં સ્વાશ્રયી બનવું જોઇએ. તે માટે પ્રથમ કામદારોને કુશળ બનાવવા પેટ પુરતું મહેનતાણું આપી વધુ કામ કરવા પ્રેરવા જોઇએ અને તે માટે કામદાર મંડળો સાથે જ સહકાર કરવો જરૂર નો છે. જ્યાં સુધી માલેકો અને કામદારો વચ્ચે ફાટફૂટ ચાલુ રહેશે, ત્યાં લગી મીલ ઉદ્યોગની કદી ઉન્નતિ થઇ શકશે નહિ એ વાત મીલ માલિકોએ ભૂલવી જોઇતી નથી.

# બ્રિટિશ તંત્ર અને હિંદ

: લેખક :

**સુભટ.**

બ્રિટિશ તંત્રની પ્રશંશાનો અતિરેક કરી, હિંદના જૂના તંત્રોને ઉતારી પાડવાનો ધંધો સામ્રાજ્યવાદી બ્રિટિશ પત્રો તેમજ શાહી–મુડીવાદી બ્રિટિશ મુત્સદ્દીઓ, કારખાનાંવાળા અને નિવૃત્ત થયેલા મોટા મોટા અધિકારીઓ ચલાવી રહયા છે. લંડનના 'ટાઇમ્સ' પત્રે પ્રસિધ્ધ કરેલો 'ખાસ હિંદ અંક' એનો સારામાં સારો પુરાવો છે.

મારક્વીસ ઓફ જટલેન્ડે પોતાના લેખમાં હિંદમાં બ્રિટિશોએ કેટલાં ભલમનશાહીનાં કામ કર્યાં તે બતાવવાનો પ્રયત્ન કરતાં, "શાંતી અને આબાદીની મહામૂલી ભેટો" આપી છે અને "આ વિશાળ દેશની ખેતિવાડીની તેમજ વ્યાપારની ખીલવણી" બ્રિટિશ તંત્રમાંજ થઇ છે. બ્રિટિશ તંત્રે હિંદમાં 'પ્લેગ, દુષ્કાળ અને મહામારીની સામે યુધ્ધ જમાવ્યું છે.' આ બીજું કંઇજ નહિ પણ બ્રિટિશ તંત્ર સામે મુકવામાં આવેલા સાધાર આક્ષેપોનો બચાવ કરવાનો, અને આંતરરાષ્ટ્રીય જગતમાં બ્રિટિશ પ્રતિષ્ઠા સાચવવાનો વિકૃત દૃષ્ટિનો પ્રયોગ માત્રજ છે.

આવા લુલા બચાવની સામે જોઇએ તેટલી હકીકતો અને આંકડા રજુ કરી શકાય તેમ છે.

સામ્રાજ્યવાદીઓના આવા લુલા બચાવોના અગાઉના પ્રયાસો વખતે, ગરીબ હિંદી ખેડુતોને કચડી નાખનારા જમીન મહેસુલ સંબંધે લખતાં લાલા લજપતરાયે કહ્યું હતું કે: "હિંદમાં જે પ્રમાણમાં જમીન મહેસુલ નકકી કરવામાં આવે છે, તેવું પ્રમાણ લેવાતું દુનિયાના કોઇપણ ભાગમાં સાંભળ્યું નથી. હિંદના ખેડુત સમુદાયની દિલપીગળાવી નાખનારી નિર્ધનતાનું એકલું નહિ તોપણ મુખ્ય કારણ આ મહેસુલ જ છે.

આ જમીન મહેસુલ શું વાજબી છે? શું તે મધ્યમસરનું છે? શું તે યોગ્ય છે? એ મહેસુલ ભર્યા પછી ખેડુતોને ઠીક ઠીક સારૂં જીવન ગાળવા માટે જોઇતું ફાજલ તેમાંથી બચી શકે છે ખરૂં?

આ કસોટીથી તપાસ કરો તો એ વાતની લગરે શંકા નહિં રહે કે, જે પ્રમાણે જમીનવેરાનું ધોરણ ઠરાવવામાં આવે છે તે અન્યાયી, અયોગ્ય અને અમર્યાદ છે. જે વર્ગનું રાજ્યકાર્યભારની સુધારાવાળી રૂઢીથી રક્ષણ થવું જોઇએ, તેજ વર્ગ ઉપર એ કરનો બોજો કચડી નાખે તેટલો બધો પડે છે."

આપણો મુંબાઇ ઇલાકો બ્રિટિશના તાબામાં ૧૮૧૭ માં ગયો, તે વખતે માઉન્ટસ્ટુઅર્ટ એલફીન્સ્ટને જમીન મહેસુલના સંબંધમાં વિગતવાર ખરીતો લખ્યો હતો, તેમાં તેણે પોતાના દેશભાઇઓને કહયું હતું કે: "આપણી વધારે સંપૂર્ણ ગણાતી સરકારમાં જે ખામીઓ છે તેવી મરાઠ કારભારમાં નહોતી."

પણ બીશપ હેબરે તો ત્યાં સુધી કહયું છે કે: "કરના વર્તમાન પ્રમાણનો વિચાર

કરતાં મને લાગે છે કે, આવા કરના ભારણ નીચે કચડાતો હિંદનો કે યુરોપનો ખેડુત કદી પણ આબાદ થઇ શકે જ નહિં."

સર જહૉન માલ્કમે 'મધ્ય હિંદના ઇતિહાસ'માં દક્ષિણ મહારાષ્ટ્રનાં ખેતિવાડી તેમજ વ્યાપારી ક્ષેત્રોમાં બ્રિટિશોના આગમન પહેલાંના વિકાસની પ્રશંસા કરીને લખ્યું છે કેઃ "આપણા કારભારમાં તેમની ખેતિવાડી અને વ્યાપારની ખીલવણી થઇ શકે તેવું મને લાગતું નથી."

લેફ્ટેનંટ કર્નલ બ્રીગ્સે લખેલ "હિંદમાંની વર્તમાન જમીન મહેસુલ" નામના પુસ્તકમાં લખ્યું છેઃ "ખેડુતને ચૂસી લેનાર જમીન મહેસુલની જે રીત અત્યારે હિંદમાં અસ્તિત્વમાં છે તેવી રૂઢી અગાઉ યુરપ કે એશિયાની કોઇપણ રાજ્યવ્યવસ્થામાં નહતી. આપણે સખ્તાઇથી આપણી મહેસુલ વધારી જનતાની દશા કેવળ દાંડીયા જેવી કરી નાખી છે. જમીન મહેસુલના આપણા આ પ્રમાણથી તેનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે, ખેડુતને ખર્ચ બાદ કરતાં વધે તેટલું બધું આપણે લઇ લઇએ છીએ."

મુંબાઇ સરકારના ૧૮૭૨–૭૩ નાં કારોબારી વૃતાંતના ૪૧ મા પાના ઉપર, ઇલાકાના ૧૮૨૪–૨૮ ના સેટલમેન્ટના પરિણામ સંબંધમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે. સરકારી વૃતાંતો લખનારાઓની ભાષા હમેશાં ઢીલી અને પ્રજાની નાની ભૂલોને મોટી બતાવનારી, તેમજ પોતાની ભૂલોને છાવરી નાખનારી હોય છેઃ એ અનુભવની વાત લક્ષમાં રાખીને નીચેનો ફકરો વાંચવાની જરૂર છેઃ

"નિર્ધન ખેડૂતો પાસેથી વધારેમાં વધારે મહેસુલ કઢાવવા માટે કાનુનસરના અને ગેરકાનુની એવા બધાયે પ્રયત્નો અજમાવવામાં આવ્યાં હતા; અને તેની પાસેથી જે રકમની માગણી કરવામાં આવે તે આપવા જે તે નમી પડે નહિં તો તેમની ઉપર જુલ્મ ગુજારવામાં આવતો હતો, તેમાં કેટલાક પ્રસંગો તો ગમે તેવાને ગુસ્સો ચડાવે તેવા અને અવર્ણનીય હતા. આથી સંખ્યાબંધ માણસો ઘરબાર છોડીને બાજુનાં દેશી રાજ્યોમાં નાશી ગયા હતા. આથી પુષ્કળ જમીન ખેતિ વિનાની પડી રહી અને કેટલાક જીલ્લાઓમાં તો માત્ર ત્રીજા ભાગ જેટલીજ જમીન લોકોના કબજામાં રહી."

અયોધ્યાના નવાબની પાસેથી ગાદી પડાવી લીધા પછી બ્રિટિશ તંત્રમાં જમીન મહેસુલ કેમ વધારવામાં આવ્યું, તે સંબંધમાં, એ વખતના ગવર્નર જનરલના ભાઇ હેનરી વેલેસ્લીએ આ પ્રમાણે લખ્યું છે.

| નવાબના સમયની જમીન મહેસુલ | પાઉંડ |
|---|---|
| બ્રિટિશોના કબજાના પહેલા | ૧૩,૫૨૩,૪૭૪ |
| વર્ષની જમીન મહેસુલ | ૧૫,૬૧૯,૬૨૭ |
| ,, બીજા વર્ષની | ૧૬,૧૬૨,૯૮૬ |
| ,, ત્રીજા ,, | ૧૬,૮૨૩,૦૬૩ |

'વિક્ટોરીઆના યુગનું હિંદ' નામના પોતાના પુસ્તકના ૯૦ માં પાને રે.મેશચંદ્ર દત્ત લખે છેઃ "૧૮૪૭–૪૮ માં પંજાબનું જમીન મહેસુલ ૮,૨૦,૦૦૦ પાઉંડ હતું, પણ બ્રિટિશ તંત્રમાં તેને જોડી દેવાયઃ પછીનાં ત્રણ વર્ષમાંજ તે રકમ વધીને ૧,૦૬૦,૦૦૦ પાઉંડ જેટલી થઇ. *

* ૧૮૪૬ અને '૪૯ માં લોર્ડ હાર્ડીંજ અને લોર્ડ ડેલહૌસીએ પંજાબને બ્રિટિશ તંત્ર સાથે જોડી દીધું.

મધ્યપ્રાંતોમાં જે જમીનની મહેસુલ મરાઠા સરકારના રાજ્યમાં માત્ર ૨૨૭૭ પાઉંડ જેટલીજ લેવાતી, તે જમીન ઉપર ૧૮૨૧ માં ૧૦,૩૫૯ પાઉંડની જકાત મેજર મેકફર્સને નક્કી કરી, અને ૧૮૨૫ માં વળી તેને વધારીને ૧૩,૮૭૭ પાઉંડ કરવામાં આવી.

ઇ. સ. ૧૮૫૭માં સગરના કર્નલ મેક્લીઅને કરેલા કરારમાં વાચકને નીચેની ટીકા વાંચવા મળે છે: "સરકારની માગણીઓ લોકોને એટલી હદ સુધી કચડી મારે છે કે, તમામ જાતની પ્રગતિઓ છુંદાઇ ગઇ, છતાં તેમાં સુધારા કરવાના સહેજ પણ પ્રયત્ન થયા નથી. મેં મારી જાતે કરેલી તપાસમાં જોયું છે કે, ઘણા પ્રસંગોમાં સરકારની મહેસુલની આકારણી કેટલાંક ગામડાંની ઉત્પન્ન કરતાં યે વધારે હોય છે. આથી જનતા એવી હૃદયભંગ થઇ ગઇ છે કે, બાપદાદાની વારસાની જમીનનો પણ કેટલાક લોકો અસ્વીકાર કરે છે."

મિ. એ. ઓ. હ્યુમ જે હિંદી સરકારના એક વખતના ખેતિવાડી ખાતાના મંત્રિ હતા, તેમણે લખ્યું છે કે: "સારી ખેતિવાડી થઇ હોય તેવા સમયને બાદ કરીએ તો અનેક માણસોને પોતાના કુટુંબના પોષણ માટે ય મહિનાઓ સુધી ફાંકાં મારવાં પડે છે."

એનેજ મળતો અભિપ્રાય આસામના એક સમયના ચીફ કમિસ્નર સર ચાર્લ્સ ઇલીયટનો છે. તેમણે ૧૮૮૮ માં લખ્યું હતું કે: "મને એમ કહેતાં જરાય સંકોચ થતો નથી કે ખેડૂતોની લગભગ અડધી વસતિ આખા વર્ષમાં પેટ ભરીને ખાવાનું મેળવી શકતી નથી."

[ ૨ ].

જમીન મહેસુલને માટે આટલા અભિપ્રાયો પુરતા થઇ પડશે. હવે પ્રજાની આબાદી માટે જાણીતા અંગ્રેજોના અભિપ્રાય જોઇ લઇએ.

મિ૦ જે. એસ. કોટન 'કોલોનીઝ એન્ડ ડીપેન્ડીન્સીઝ' નામના પોતાના પુસ્તકના ૬૮ મા પાના ઉપર લખે છે: "નિષ્ણાત પુરુષોનો એવો મત છે કે, નીચલા થરના લોકોની દશા બ્રિટિશ તંત્રમાં ઘણીજ બગડી ગઇ છે."

મિ૦ એચ. એમ. હિંદમેને પોતાના દેશવાસીઓને ઉદ્દેશીને લખ્યું છે: "આપણા કારભારમાં જનતાનું જીવન સત્ત્વ ચુસાઇ જાય છે."

હિંદી સરકારના આંકડાખાતાના ડીરેક્ટર જનરલ તરીકે કેટલાંય વર્ષ કામ કરી ગયેલા સર વિલિયમ હંટરે ખુલ્લે ખુલ્લા શબ્દોથી બતાવી આપ્યું છે કે: "હિંદુસ્થાનની વસતિમાંથી ૪,૦૦,૦૦૦૦૦ લોકો પોતાની ભૂખને ભાગ્યેજ તૃપ્ત કરી શકે છે."

હિંદીઓની વાર્ષિક આવક રૂ. ૩૦ છે એવું તો લોર્ડ કર્ઝન અને ૧૯૦૧ માંના હિંદી વઝીર લોર્ડ જ્યોર્જ હેમીલ્ટને સ્વીકાર્યું છે, પણ લોર્ડ ક્રોમરે તે આંકડો ૨૭ નો જણાવ્યો હતો, અને વિલિઅમ ડીગ્બીએ તો ખૂબજ મહેનત લઇ તપાસ કર્યા પછી જાહેર કર્યું હતું કે હિંદીઓની સરેરાશ વાર્ષિક આવક માત્ર રૂ. ૧૭-૮-૦ છે.

આનું નામ આબાદી !

[ ૩ ]

દુષ્કાળો સામે બ્રિટિશ તંત્રે ખૂબ લડત ચલાવી છે, એવું લંડન 'ટાઇમ્સ'ના ખાસ 'હિંદ અંક'માં જણાવવામાં આવ્યું છે. તે વિષે થોડીક હકીકતો જોઇ લઇએ: લાલાજીએ પોતાના એક પુસ્તકમાં લખ્યું છે કે: "૧૮૫૪થી ૧૯૦૧ સુધીનાં ૪૭ વર્ષોમાં દુષ્કાળોને લીધે કુલ ૨૮,૮૨૫,૦૦૦ માણસો ભૂખથી મરી ગયાં ઉપરાંત ખેતિવાડી નિષ્ફળ જવાથી તેમજ બીજા અકસ્માતોથી થએલું આર્થિક નુકશાન પણ ૧૫૦,૦૦૦,૦૦૦ પાઉન્ડથી તો ઓછું નહિંજ હોય."

છપનીઆ [ ૧૯૫૬ ] દુષ્કાળમાં એકલાં બ્રિટિશ હિંદમાંજ દશ લાખ કરતાં વધુ માણસો માર્યાં ગયાં હતાં.

એજ રીતે રોગચાળા સામે પણ બ્રિટિશ તંત્રે ભારે લડત કરી છે એમ જણાવવામાં આવ્યું છે.

આ સંબંધમાં અમેરિકન પાદરી ડૉ૦ સંડરલેન્ડ જેમનું આંકડા અને વિગતોથી ભરપુર પુસ્તક હિંદી સરકાર જપ્ત કર્યું છે, તેમણે વરસો પહેલાં લખ્યું હતું કે હિંદુસ્થાનમાં વીસમીસદીના આરંભનાં માત્ર ચારજ વર્ષોમાં પા કરોડથી એ વધુ માણસો મરી ગયાં હતાં. તેમણે નીચે પ્રમાણે આંકડાઓ આપ્યા છે:

| વર્ષ | પ્લેગથી મરણ |
|---|---|
| ૧૯૦૧ | ૨૭૨,૦૦૦ |
| ૧૯૦૨ | ૫૦૦,૦૦૦ |
| ૧૯૦૩ | ૮૦૦,૦૦૦ |
| ૧૯૦૪ | ૧,૦૦૦,૦૦૦ |

આમ ઉત્તરોત્તર રોગચાળાનો ભોગ વધતોજ ગયો છે. એટલુંજ નહિં પણ ઇન્ફ્લુએન્જા જેવા નવા રોગો દાખલ થયા છે, જેણે એકજ વર્ષમાં યુરોપીય યાદવી કરતાં વધુ હિંદીઓ [લગભગ ૪૮ લાખ] નો ગંજાવર ભોગ લીધો હતો!

ઝટલેન્ડના મારક્વીસે આનો જવાબ આપવો હજુ બાકી છે; કેમકે તે આપી શકાય તેમજ નથી.




## સ્ત્રીશક્તિનું અપમાન?



હિન્દુ-સમાજ આટલો અધ:પતિત થયો છે તેનું કારણ આપણી સ્ત્રીઓની અવગણના છે. આપણા પુરૂષવર્ગે આપણી નારીને વિલાસની એક વસ્તુ કરતાં કશું વિશેષ મહત્વ નથી આપ્યું. સ્ત્રી એ શક્તિ છે. જગતની જનેતા છે, જીવનના વિકાસમાં તેનો હિસ્સો છે, દેશની ઉન્નતિમાં તેનું સ્થાન છે; એ બધું આપણે વીસરી ગયા છીએ. શક્તિની, જગજ્જનનીની પૂજા કરવાને બદલે આજે આપણે તેનું ડગલે ને પગલે અપમાન કરી રહ્યા છીએ. જે સમાજમાં સ્ત્રીની આવી દુર્દશા હોય તે સમાજનું અધ:પતન તો હજી આથીયે વિશેષ ઉંડું હોય.

શ્રી. સુલોચનાબહેન

# જૂના ટર્કીનાં જનાનખાનાં

:લેખક:

**શાહજાદા અબ્દુલ કાદીર**

**ટર્કીના માજી સુલતાનના શાહજાદા અબ્દુલ કાદીર, સુલતાનના સમયના જનાનખાનાનો પરિચય આપે છે.**

એક યુરોપીઅન વાર્તાનવેશ નાટકકાર કે ફિલ્મ લેખક જ્યારે ટર્કી વિષે કંઇ લખે છે ત્યારે ગમે તેમ કરીને, જરૂર હોય કે ન હોય છતાં તેમાં ટર્કીશ જનાનખાનાના દેખાવને અને વર્ણનને લાવ્યા વગર રહી શકતો નથી. આ લેખકોના મોટા ભાગને તો એક જનાનખાનાની અંદરનું જીવન કેવું હોય છે તેનો જરા પણ ખ્યાલ હોતો નથી, અને યુરોપીઅન સાહિત્યમાં ટર્કીશ રણવાસોના જે ચિતાર રજુ થાય છે તે તદન ખોટા અને ઉંધા હોય છે.

## ગોરાઓનાં ગપ!

યુરોપીઅનો હંમેશા જે પ્રમાણે કલ્પના કરે છે તેમ ટર્કીશ જનાનખાનામાં હદ બહારના મોજવિલાસ ભયંકર કાવાદાવા કે ખૂનામરકી પ્રવર્તતી નથી. અત્યારે હું મારાં સંસ્મરણો લખી રહ્યો છું, એ લખાઇ પુસ્તકાકારે બહાર પડે ત્યારે તે વાંચવાથી વાંચકોને તેમાં ટર્કીશ જનાનખાનાનું યથાર્થ ચિત્ર દેખાશે.

## બે પ્રકારનાં જનાનખાનાં

અમારા જમાનામાં કે જ્યારે ટર્કીમાં સુલતાનોની સત્તા હતી, ત્યારે રાજકુટુંબના દરેક શાહજાદાના મહેલની પાસે તેનું જનાનખાનું આવેલું હતું, મુખ્યત્વે કરીને જનાનખાનાંઓ બે પ્રકારનાં એ હતાં. સંગીતને જ્યાં સ્થાન મળતું હોય તેવાં, અને સંગીત વિહોણાં. જનાનખાનાનો માલેક જો સંગીતનો શોખીન હોય તો તેના રણવાસમાં નાચગાનની છોળો ઉડતી રહેતી, મારા વાલિદ તે ટર્કીશ રિયાસતના છેલ્લા સુલતાન સંગીતના ભારે શોખીન હતા. તેમના રણવાસમાં દિવસના કોઇપણ કલાકે મીઠાં સંગીતનાં સૂરો સંભળાયા કરતા હતા. મારા પેદર ગંભીર ખાસિયતના નર હતા, ક્વચિતજ હસતા ખાતા, છતાં સંગીત પ્રત્યે તેમને એટલી હદ સુધીની અભિરૂચી હતી કે પોતાનાં જનાનખાનાંમાં એ કલાકો સુધી જનાનખાનાંની બાંદીઓ અને ખૂબસૂરત બાંદીઓ તરફથી રજુ થતાં સંગીતનું શ્રવણ કરતા.



શાહજાદા અબ્દુલ કાદીર



જનાનખાનાનાં બાનુ

સંખ્યા રહેતી. ઓસ્માનીઆ વંશના દરેક પુરૂષનો મહેલ સુલતાનના મહેલની નજીક જ રહેતો. અમારામાંના દરેકનો જનાનો જુદો જ રહેતો તે પર દેખરેખ રાખવા ખાસ ખોજાઓ અને બાંદીઓની ફોજ રહેતી હતી.

## ભરતી કેમ થતી

જનાનખાનાંઓ માટેની ખૂબસૂરત બીબીઓ, બેગમો અને બાંદીઓ કયાંથી લાવવામાં આવતી તે આપણે જોઇએ આ કામ માટે ખાસ આડતિયા અને વેપારીઓ તુર્કસ્થાનનાં ગામડાંઓમાં ફરતા, જયોર્જીઆ અને સીરકેશીઅના પ્રદેશોની મુલાકાત લેતા. ત્યાંની છોકરીઓ તેમનાં અદ્ભૂત લાવણ્ય માટે યુરોપ એશિયામાં પ્રખ્યાત હતી. આડતિયા ગામડાંઓમાં જઇ વધારે બાળબચ્ચાંવાળા માબાપોને ત્યાં જઇ તપાસ કરતા, અને કોઇપણ છોકરી દેખાવડી લાગે તેને ખરીદી લેતા. આ ખરીદાયલી છોકરીઓને ઇસ્તંબુલ લાવવામાં આવતી અને ત્યાં તેમના માલેતુજાર માલેકો એ છોકરીઓને જનાનખાનાંના જીવન માટે લાયક અને તૈયાર થવા માટે સારાંમાં સારી તાલીમ આપતા, છોકરીઓનાં ગરીબ માબાપોને એટલો સંતોષ રહેતો.

## સંખ્યાબંધ બેગમો

જનાનખાનાંમાં બેગમો કે બાંદીઓની સંખ્યાનો આધાર તેના માલીકની સત્તા અને સ્થિતિપર રહેતો હતો. સુલતાનના રણવાસમાં જ્યારે સેંકડો ખૂબસૂરત નાઝનીઓ મહાલતી ત્યારે આગેવાન ટર્કના ઘરમાં લગભગ એકસોની અંદર સ્ત્રીઓની

કે તેમની પુત્રીઓ છતંબુલ જઇ દુઃખી નહી થશે, પણ કોઇ ટર્કીશ ઉમરાવ, પાશા, શાહજાદા કે ખુદ સુલતાનના રણવાસ સુધી પહોંચી સુખી અને સંતોષી જીવન ગાળશે. વળી એ ગરીબ માણસોને તેમની પુત્રીઓના બદલામાં સારી જેવી રકમ મળતી તે તેમના ગરીબ ઘર સંસારમાં ઘણી મદદરૂપ થઇ પડતી.



જનાનખાનાની બાનુઓને બહાર જતી વખતે આવા બુરખા ઓઢવાજ પડતા હતા

## અંતઃપુર વિદ્યાલય

ગામડાંઓ અને પહાડી પ્રદેશમાંથી આણેલી ખુબસુરત અને મનોહર છોકરીઓને જાણે કે જનાનખાનાં મદરેસા જેવી કોઇ સંસ્થામાં મુકવામાં આવતી જ્યાં તેમને નૃત્ય અને સંગીતની તાલીમ અપાતી, તે શિવાય તેમને રસોઇ કરતાં, ઘરકામ કરતાં, ભરત ગુંથણ અને બીજી લલિત કળાઓ શીખવવામાં આવતી, ઉપરાંત તેમને કીંમતી ગાલીચા અને શાલો વણવાની કલા પણ બતાવવામાં આવતી. કેટલીક રમણીઓ ટર્કીશ ઓશીકાં બનાવવાની કલામાં પાવરધી બનતી, આ ટર્કીશ ઓશીકાં અને ગાલમસુરીઆં એક સમયે આખા યુરોપમાં મશહૂર હતાં.

## કામ પ્રમાણે કિંમત

જ્યારે છોકરીઓ ચૌદ વર્ષની ઉમ્મરની થતી ત્યારે તેમની તાલીમ પુરી થતી, અને એટલી ઉમ્મર સુધીમાં તેઓ પોતાનાં ભાવિ જીવનને જરૂરની દરેક કળા સંપાદન કરી નાંખતી હતી. ચૌદ વર્ષે છોકરીઓને જુદ જુદા જનાનખાનાંમાં વેચવામાં આવતી, અને ખુબસૂરતીની સાથે કામમાં પ્રવીણતાની વધુ કિંમત અંકાતી તેને લીધે દરેક છોકરી જેટલું બને તેટલું શીખી લેવા હંમેશ આતુર રહેતી. જનાનખાનાની અંદર દાખલ થયા પછી બાબીઓને આળસુ રહેવા દેવામાં આવતી નહિ. પણ દરેકે દરેક છોકરી કે

ઋતુને જે કામ તે બરાબર શીખી હોય કે જે કળામાં તે પારંગત હોય તેમાં આખો દિવસ રચ્યાપચ્યા રહેવું પડતું.

કેટલીક બેગમો સારું નૃત્ય જાણતી, તે પોતાના ખાવંદ અને માલેક સમક્ષ નૃત્ય કરી તેનું દિલ રીઝવતી, કોઇ સંગીત સારું જાણતી, તો કોઇ ભરત ગુંથણના નાદર નમુનાઓ તૈયાર કરતી. આ રીતે જો કે જનાનખાનાંની બીબીઓને આળસુ રહેવા દેવામાં આવતી નહોતી, છતાં તેમનું જીવન બીજી રીતે સંતોષ અને આનંદમાં જતું. ખોરાકી, પોશાકી અને ઘરેણાંની તેમને ચિંતા રહેતી નહી. વળી માલેક ખુશ થાય ત્યારે અવારનવાર કીંમતી ભેટ સોગાદો આપે તે તો જુદી; તેમ મહેલના અને જનાનખાનાના આંગણામાં બોજાઓની શાહ-બરી હેઠળ આ નાઝનીઓ ખુશીથી વિચરી શકતી. ઘણાં ખરાં જનાનખાનાંમાં પાણીના સુંદર હોજ તૈયાર રાખવામાં આવતા, જ્યાં રણવાસની બેગમો જળસુંદરીઓની માફક સ્નાન કરતી અને તરતી તેમજ ડુબકીઓ મારતી જલવિલાસ માણતી.

## અંતઃપુરમાંથી રજા

છોકરીઓ જનાનખાનાંમાં ૨૫ વર્ષની ઉમ્મરની થાય ત્યાં સુધી રહેતી, અને તે પછી તેમને જુવાન ગણવામાં આવતી નહિ, એ ઉમ્મરની થાય ત્યારે તેમને જનાનખાનાંની બહાર મોકલી તેમની જગાએ બીજી જુવાન છોકરી લાવવામાં આવતી. પણ જે નાઝનીઓને અંતઃપુરમાંથી રજા આપવામાં આવતી તેમને એમ ને એમ હાંકી કહાડવામાં નહોતી આવતી. પણ તેમના માલેકો અને ખાવંદો તેમનાથી તલાક લેવા પહેલાં તેમના નિભાવની દરેક વ્યવસ્થા કરતા, તેમને સારી રકમનો કરીઆવર આપતાં અને બનતાં સુધી જનાનખાનાંનો માલેકજ તેમને માટે ખાવંદ શોધી કહાડતો.

જનાનખાનાંમાંથી છૂટી થએલી સ્ત્રીઓને મોટે ભાગે રાજ્યના કોઇ અમલદારને પરણાવી દેવામાં આવતી. એવા અમલદારને પણ આ જાતની ગોઠવણ સામે વાંધો રહેતો નહિ, કારણ સારા કરીઆવર સાથે જનાનખાનાંના સુંદર વાતાવરણમાં ઉછરેલું મનોહર બૈરું તેને મળતું હતું.

## નવા તંત્રમાં ફેરફાર

કમાલ પાશાએ ટર્કીનું રાજતંત્ર હાથમાં લેતાં જનાનખાનાંની પ્રથા સદંતર નાબુદ કરી નાંખી હતી. તેનું પરીણામ એ આવ્યું છે કે ઘણી નાઝનીઓ જેઓ કેળવાયલી અને હુશીઆર હતી તેમને બાર અને સલુનોમાં નોકરી મળી. કોઇ બિચારી હોટેલોમાં વેઇટ્રેસ બની, જ્યારે ઘણીએ બિચારીઓને વેશ્યા બનવું પડયું હતું, કેટલીક બિચારી સ્ટેજપર ગઇ હતી.

## સાહિત્યમાં નિષ્ણાત.

એક ધ્યાન ખેંચનારી હકીકત એ છે કે કમાલે જનાનખાનાંઓ ઇસ્તંબુલમાંથી સદંતર નાબુદ કર્યાં તે પહેલાં એક મોટામાં મોટો જનાનો એક ફ્રેંચ વેપારી ધરાવતો હતો. આ ફ્રેંચ વેપારી વરસો સુધી કોનસ્ટેન્ટીનોપલમાં રહ્યો હતો અને કોઇ ટર્કીશ ઉમરાવ પાસેથી તેનો આખો જનાનો તેણે સસ્તામાં ખરીદી લીધો હતો.

બીજી એક વાત કહેવાની હું ભૂલી ગયો અને તે એ કે ટર્કીશ જનાનખાનાંની કેટલીક સ્ત્રીઓ તો સાહિત્યમાં ઉંડો રસ લે છે, અને તેમાંની કેટલીક તો જુદી જુદી યુરોપીઅન ભાષાઓમાં નિષ્ણાત બને છે, અને ટર્કી ઉપરાંત ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લંડનાં સાહિત્ય તેમ રાજકારણથી જ્ઞાત હોય છે.

યુરોપીયન સ્ત્રીઓને જીવનની લડતમાં એકલાંઅટુલાં રઝળવું પડે છે, જ્યારે જનાનખાનાંની બીબીઓ બહારની દુનીઆને ભલે ગુલામી લાગે, છતાં આરામ અને સૌંદર્યવર્ધક વાતાવરણમાં જીવન ગાળતી હતી.



# તરુલતાની ડાયરી

: લેખક :

જાનકીનાથ પંડ્યા

વસંત પંચમી : ૧૯૮૪

રાત્રીના દસ.

**આ**જે મારી સત્તરમી વર્ષગાંઠ, દુનિયાને નજરે હું એક વર્ષે વધી. ફિલસુફોની દ્રષ્ટિએ જીંદગીમાંથી એક વર્ષ ઘટ્યું! પણ જગત કંઇ ઓછું બધું યે ફિલસુફોથી ભરેલું છે! ફિલસુફીથી જીંદગી જીવી પણ શી રીતે શ

બા, બાપાજી, માશીબા બધાં આજે આનંદમાં છે, બ્હેનપણીઓ યે લહેરમાં છે. અભિનંદનના પત્રો, ભેટો અને મોડાંની મીઠી વાતો, સવારથી સાંઝ સુધી એનું એ જ. ખરેખર આવું જીવન માણવામાં મજા છે.

સુનયના કહી ગઇ કે, "હવે આવતી વર્ષગાંઠને દિવસે તું આટલી સ્વતંત્ર નહિ

'હોય, કદાચ તને તે પહેલાં પરણાવી દીધી હશે!"

નહિં, આજે આનંદના દિવસે હું એના વિચાર કરવા માગતી નથી. ભારે ઓશક -અને સગાં વહાલાં તથા સખિઓને મળી હળીને હવે તો થાક લાગ્યો છે. શ્રમિત શરીર વિશ્રાંતિ માગે છે.

મહા સુદ પુનમઃ '૮૪

બાને આજે શું થયું છે? સવારથી તારા, સુશીલા, હંસા ને વનલીલાના વરની, સાસરીની અને બાળકોનીજ વાતો કરી કરીને મારા માથામાં નવી દુનીયાં ખડી કરવાનો પ્રયાસ શું કામ કરે છે? એમના પતિ સુંદર, સજ્જન કે સારા હોય, એમને સંસારમાં સહુ સારાં વાનાં લાગતાં હોય તેનું મારે શું કામ છે? કદી નહિં ને આજે બાને શું થયું હશે?

જ્યોત્સ્ના કહેતી હતી તેમ, એ મારાં લગ્નની તૈયારી કરવાની અગાઉ પૂર્વ પ્રયાસથી મને તે માટે લગ્ન કરવાથી સ્ત્રી સમાજની મુક્તિ છે. એમ તો ઠસાવવા માંગતા નહિ હોયને?

બધી સ્ત્રીઓએ લગ્ન કરવાં જ એવો આગ્રહ શા માટે? મારે લગ્ન ન કરવાં હોય તો બા કે બાપાજી શું કામ આગ્રહ કરે? લગ્નને કોઇ બંધન માને છે, કોઇ ગુલામી ગણે છે, કોઇ કરાર કહે છે કોઇ એને પવિત્ર સંસ્કાર તરીકે વર્ણવે છે, તો કોઇ એને વ્યભિચાર અટકાવવાનું ઔષધ જણાવે છે. કેટલાક પ્રભુતામાં પગલાં માંડવાં અને લગ્ન કરવાં એવી સરખામણી કરે છે. એમાં જેમ સર્વાંશે સત્ય નથી તેમ સર્વાંશે અસત્ય પણ નથી. લગ્ન એટલે તો સ્ત્રી અને પુરૂષો જીંદગી સુધી જેનાથી સહચાર સાધી શકે તેવો એક મૈત્રી સંબંધ છે.

એ મૈત્રી છે પણ પ્રત્યેક સ્ત્રીને સારૂ ફરજીયાત નથીજ, ન હોઇ શકે.

સુનયના જેટલી મને પુરૂષ જાતી તરફ સુગ નથી કે સરોજના જેટલો લગ્ન સંબંધ તરફ તિરસ્કાર નથી. પણ બા આજે એ વાતમાં આટલો સંકોચ શા માટે બતાવે?

ફાગણ વદ ૧૦ : '૮૪

પ્રાતઃકાળ

બા અને બાપાજીએ જ્યોત્સ્ના મારફત મને કાલના અતિથીની ઓળખાણ કરાવી. થોડા દિવસથી જેની પૂર્વ તૈયારી ચાલી રહી હતી એ વાત કાલે પ્રત્યક્ષ થઇ. ઇરીષને હું કોલેજમાં સારી રીતે ઓળખતી હતી. જ્યોત્સ્નાએ કહ્યું : "અલી! તને ઇરીષ સાથે પરણવું ગમે!" ત્યારે તો મેં ટીખળ જ માનેલું. પણ જો એ ખરૂં બનવાનું હોય તો પણ ઇરીષ નાપાસ કરવા જેવો છોકરો તો નથી જ. દેખાવડો છે, એમ. એ. નો અભ્યાસ કરે છે, લેખક છે અને સુદઢ છે. એની નવલિકાઓ અને મનોહર ઝરણા જેવા રણકાર ભર્યાં એનાં નાનાં, મીઠાં કાવ્યો તો મારી પ્રશંસા પામી ચૂક્યાં છે જ. અને અમદાવાદના સ્ટેશને એક વિધવાની સહાય કરતાં તેણે પેલા મદોંધ યુરોપીયનને મેથીપાક જમાડયો તે દિવસથી એની મર્દાઇ પણ મારે મન વસી છે.

બાપાજીએ કે બાએ મને સીધો પ્રશ્ન કર્યો હોત તો પણ શું? પણ હવે ઇરીષ માટે મારે બરાબર વિચાર ને તપાસ કરવાં પડશે, જ્યોત્સ્નાને મેં ત્યાં સુધી થોભવા કહ્યું છે.

પ્રાતઃકાળનો શાંત વાયુ કેટલો સુખદ, શાંતિદાતા અને સૌરભ ભર્યો છે! લગ્ન માણસને એટલાં સુખદ, શાંતિ દાતા અને સૌરભ ભર્યાં બનાવતાં હશે!

ચૈત્ર સુદ સાતમ : '૮૪
મધ્યાન્હ

હંસા હરીષનાં ખુબ વખાણ કરે છે, એ પવિત્ર છે, સજ્જન છે, ઉદાર છે, સ્ત્રી સન્માનનો ચાહક છે અને દેશભક્ત છે: એની ખાત્રી આપે છે. વનલીલા એને ભલા અને એક માર્ગી તેમજ સ્વમાનવાળા પુરૂષ તરીકે વર્ણવે છે. તો જ્યોત્સ્ના એ ગુજરાતનો ભવિષ્યનો સાહિત્ય ક્ષેત્રનો અગ્રગણ્ય નેતા થશે એમ કલ્પી, એવા લેખકની પત્નિ થવામાં ગૌરવ લેવાનીજ શીખામણ આપે છે.

હરીષ મને પણ સર્વ રીતે યોગ્ય લાગે છે. સ્ત્રી સ્વાતંત્ર્યની ખુબ વાતો કરનાર, સમાજમાં બંડખોર તરીકે પોતાને ગણાવનાર કે સ્ત્રી સમાજની સરદારી લેનાર વિદુષીઓ પણ મોટે ભાગે સંસાર સાગરની સફરમાં પોતાની નૌકાનું સુકાન પુરૂષ જાતિનેજ ધારીને યાત્રા કરી રહી છે. હું પણ લગ્નને બંધન માનતી નથી. એથી સ્ત્રીજાતિ પુરૂષની ગુલામડી બને છે તેમ ધારતી નથી.

જ્યોત્સ્ના મારફત મેં એ વાત માતપિતાને કહેવરાવી છે.

ચૈત્ર સુદ ૧૧ : '૮૪

હરીષ આજે અમારે ઘેર જમવા આવ્યો. બા એ પણ આજે ઠીક મહેમાની કરી. અતિથીઓને રંગોળી પુરવાથી રંગબેરંગી બનેલા, સુગંધીદાર ધુપોથી સુરભિભર્યા બનેલા સ્વચ્છ રસોડામાં, સ્વાદભરી વાનીઓ જમાડી તૃપ્ત કર્યાં. જમી રહ્યા પછી બાપાજીએ અતિથી મંડળીની વચ્ચે હરીષ અને મારા વેવીશાળની વાત જાહેર કરી.

હરીષની સાથે હું ઘણીવાર ફરી છું. ચર્ચા અને વાતો પણ મેં અગાઉ એની સાથે નથી કરી એમ નહિ. પણ આજે સાંઝે અમે બગીચામાં ગયાં ત્યારે મને કેમ નવીજ અનુભવ થયો? ન સમજી શકાય એવી ધ્રુજારી આવવી, કદીય નહિં તેવી લજ્જાની ભાવના જન્મવી, બોલવાનું ખૂબ મન થાય છતાં મ્હોંજ ઉઘડતું ન હોય એવી લાગણી થવી, અને છતાં હરીષની ઉષ્મા ભરી હાજરીમાં ખુબ ફર્યાં કરૂં, એના મીઠા ગળામાંથી નીકળતો મધુમય શબ્દ પ્રવાહ પીધાંજ કરૂં એવું કેમ થયા કર્યું?

પેલી વનલીલા અને જ્યોત્સ્ના અમને જેવાજ ન આવી હોય તેમ અમે 'વસંત કુંજ' માંથી નીકળ્યાં ત્યારે જે અર્થસૂચક હાસ્ય હસી "કેમ તરલિકા! ઠીક છોને?" એટલાજ શબ્દો બોલી, તેથી બહારથી મેં કંટાળો બતાવ્યા છતાં દિલમાં એથી કેટલો સુખકર આલ્હાદ થયો? એ બધું શું હશે ભલા?

આ નવો અનુભવ મને મીઠી ગુંચોથી ગભરાવી રહ્યો છે.

ચૈત્ર વદ ૮ : '૮૪,

હરીષને આજે બાપાજીની જન્મતિથી નિમિત્તે જમવા નોતર્યો હતો. બપોર પછી અમે સાથે ખુબ વાંચ્યું. મારા ખાસ આગ્રહથી હરીષને એનો કાવ્ય સંગ્રહ તથા છાપખાનામાં તૈયાર થતી 'રસ વાર્તાઓ' લાવ્યા હતો. એણે મને કેટલાંક કાવ્યો વાંચી સંભળાવ્યાં તેમજ તેના અર્થ સમજાવ્યા. ભવિષ્યમાં લખવા ધારેલી 'સંસાર સાગર' નામની મોટી નવલકથાની વસ્તુ રૂપરેખા કહી સંભળાવી.

અહો, હરીષ ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં કેવો ચમકતો સીતારો છે? હજી એને સારૂ ઉજ્વલ ભાવી છે. હું એની સહચરી? ખરેખર એ વિચાર પણ કેટલો ઉલ્હાસ ભર્યો, સુખકર અને આલ્હાદક છે! હરીષનો વિજય હો!

અક્ષય તૃતીયાઃ '૮૪.

આજે અમારો લગ્ન દિન. કવિયોની ભવ્ય કલ્પના સમો, રસિકોનાં દિવ્ય સ્વપ્ન સમો, સ્નેહની સતત સ્મૃતિ સમો આ દિવસ. આજના દિવસને હું જીવનભરમાં ભૂલી નહિ શકું, બસ. બહારની ધામધુમ વધુ લખવા નહિ દે.

વૈસાખ સુદ ૫ઃ '૮૪
ઉષઃકાળ.

મધુરજની! ઓહો! શું એ ભવ્ય નામ? સૃષ્ટિમાં સ્વર્ગની કલ્પના કવિને એના સુખદ સ્વાનુભવથીજ સુઝી હશે.

મારા કવિરાજેય મારૂં એક ગીત રચ્યું "હે સહધર્મિણી! તેં આજે મારા ગૃહને, હૃદયને, આત્માને અને જીવનને પાવન કર્યું છે.

"હે રૂપસુંદરી! ગુલાબની ખીલતી કલીમાંથી તેં સૌંદર્ય લીધું છે, ઉષઃ કુમારા પાસેથી તેં કાંતિ લીધી છે. બુલબુલના ગળામાંથી તેં તારા કંઠની મીઠાશ મેળવી છે, રાજહંસ પાસેથી દેહનો રંગ પ્રાપ્ત કર્યા છે.

"હે સુંદરિ! ચંદ્રબિંબના જેવા તેજથી તું મારા ગૃહને અજવાળે છે, મને આજે તેં સ્વપ્ન સૃષ્ટિમાંથી જાગૃત કર્યો, તારી મનોહરતા અને અજય આકર્ષણતાથી મને મુગ્ધ બનાવ્યો.

"હે દેવિ! તું મારા હૃદયનું હૃદય, જીવનનું જીવન. આત્માનું ઓજસ અને સૃષ્ટિનો સાર છે!"

આજનો અનુભવ કાગળ ઉપર શી રીતે ઉતારૂં? કાળ જુની સ્નેહ ગાથાઓ - ભૂતકાળનાં પડ ચીરી ચીરી જાગૃત ન થતી હોય, આશાની પ્રકાશિત પાંખો ઉપર બેશી બ્રહ્માંડની મધ્ય યાત્રા આદરી હોય, નહિ, નહિં, મારી અપૂર્ણતાથી ભરેલી, નિર્બલ. કલમથી એ પ્રથમ મિલનની સ્નેહ રાત્રિને અન્યાય કરવાની ધૃષ્ટતા મારાથી નહિં થાય.

અષાઢની પૂર્ણિમાઃ '૮૪

હરીષ અને હું પર્વતમાળાને શિખરે શિખરે ફર્યાં. કાલીદાસને આ મનોહર દૃશ્ય જોઈનેજ 'મેઘદુત' ની કલ્પના સુઝી હશે, ઓહો! શો આ મનોહર દૃશ્ય?

હરીષ મને કેવો ગમે છે? મારે સારૂ એ કેટલી બધી કાળજી રાખે છે? કોણ કહેતું હતું લગ્ન એ બંધન છે? હરીષના સહવાસ પછી મને તો લાગે છે લગ્ન એ. પાંખ છે. બ્રહ્માંડ ભરમાં એ પાંખથી ઘુમી શકાય છે. સાચેજ લગ્ન એ સ્વર્ગની. સીડી છે.

માગશર વદ : ૯ : '૮૫.
રાત્રિના દસ

હરીષ હમણાં હમણાં કંઇક બેદરકાર બને છે. નવી નવલકથાનાં પાત્રોની ખીલવણી પાછળ તે એટલો તદ્દાકાર બની ગયો છે કે વખતસર ઘેર આવવાનું યે એને યાદ રહેતું નથી, વાર્તાની નાયિકાની એને એટલી કાળજી થઇ છે કે, તે મારી તરફ સહેજ બેદરકાર બને છે એનોય એને ખ્યાલ રહેતો નથી.

વસંત પંચમીઃ '૮૫
સવારના આઠ

સુનયાનાએ ગઇ વસંત પંચમીને દિવસે કહ્યું હતું તે ખરૂં હર્યું. આજે હું ગઇ જન્મગાંઠના દિવસ જેટલી સ્વતંત્ર નથી. ગયે વર્ષે બાપાજી અને બા અતિથિઓની સરભરા કરતાં હતાં, આજે તે બોજો મારી. ઉપર છે.

હરીષ, વાર્તાનું પ્રકરણ પુરૂં કરીને નીચે ઉતરવાનું કહી ગયો છતાં હજી આવ્યો નહિ. મારી ખાતર આજનો દિવસ એને કલ્પના સૃષ્ટિમાંથી જીવતી દુનિયામાં આવવાનું મેં ખુબ કહ્યું, પણ એનું કવિતામય વાતાવરણ સુંથાઇ જાય તે એને ગમતું નથી.

ટેબલ પર ચ્હા ઠરી જાય છે. હજી હરીષનાં પગલાં સંભળાતાં નથી.

ચૈત્ર : સુદ : ૯ '૮૫

નવલકથામાં હુબહુ સ્થળ વર્ણન કરતાં અગવડ ન પડે માટે હરીષ પ્રત્યક્ષ સ્થળ દર્શન માટે બે દિવસથી મુસાફરીએ ગયો છે. આજે એનો કાગળ જરૂર આવવો જોઇતો હતો. પણ પેલો ટપાલી બંગલા આગળથી હમણાંજ ચાલ્યો ગયો.

લેખકની પત્નીથવાની આ ઓછી મજા છે?

વૈશાખ વદ : ૬ : '૮૫.

'સંસાર–સાગર' પ્રસિદ્ધ થઇ. ખુબ પ્રશંસા પામી. હરીષનાં માન સાહિત્ય જગતમાં વધવા લાગ્યાં છે. મળવા આવનારાઓની સંખ્યા વધતી જાય છે. બહારનાં આમંત્રણો પણ બેવડાયાં છે.

અને હરીષ તો બીજી નવલકથાની તૈયારીઓ કરવાના અભિલાષ રચે છે.

સ્હવારમાં ચાર વાગે તે ઉઠે છે. કસરત વગેરેમાંથી સાડાપાંચે પરવારે અને આઠ સુધી નવી વાર્તાનો વિચાર કરે છે. સવા આઠથી નવ ચ્હા–નાસ્તો. તે વખતે સવારનાં વર્તમાનપત્રો જોઇ જાય. એટલામાં પહેલી ટપાલ આવે તે લઇ વાંચન ખંડમાં જાય છે અને સવારની ટપાલ લખે છે. દસથી અગીઆર સુધી મળવા આવનારની મુલાકાતમાં જાય છે. અગીઆરથી પાંચ ઓફિસ. ત્યાંથી ફરવા જવાનું એ બે કલાક અમે સાથે વાતો કરીએ. તે મોટે ભાગે હરીષના એકાદ નવા કાવ્યની કે નવલિકાનીજ વાતો હોય. ઘેર આવ્યા પછી જમવાનું. પછી હરીષને સાંઝનાં પત્રો અને ટપાલ જોવાની હોય, ત્યાર બાદ સાહિત્ય ક્ષેત્રમાં નવીન પ્રસિદ્ધ થયેલ પુસ્તક, કે માસિક ઉપર નજર ફેરવવાની અને સાડાદસ કે અગીઆર વાગે સુઇ જવાનું.

હરીષ મને ચહાય છે, ખુબ ચહાય છે, મને રાજી રાખવા માગે છે, પણ સવારના ચારથી રાત્રિના અગીઆર સુધી એને રોકાયલા રહેવું પડે છે! સાંઝે પણ જો હું એની ઓફિસે ન જાઉં તો સાથે રહી ઘર સંસારની કે બીજી વાતો કરવા સારૂં હું એને મળી શકું એવો બીજો વખત મને મળેજ નહિં!

અમારાં લગ્નને હજી એકજ વર્ષ થયું, ત્યાં અમારાં જીવનનો ક્રમ આવો બની ગયો છે. મારા લેખક મહાશય કીર્તિ દેવીને વરવાની તૈયારીમાં પડયા છે!

હરીષ મને ખુબ વહાલો છે. એના વિચાર માત્રે મને આરામ મળે છે. પણ એના વિનાનું જીવન શુષ્ક લાગે છે. જ્યોત્સ્ના પણ મને હવે નવો માર્ગ બતાવતી નથી કે, લેખકની પત્ની તરીકેનું સાચું સ્થાન જીતવા, મારે શું કરવું?

આશો સુદ ૯: '૮૫

કેટલે બધે દિવસે ડાયરી ઉઘાડી? હરીષને ત્યાંની એકલતાથી કંટાળી એટલે બાપુજીના ઘેર આવી. નવરાત્રિ કેટલી આનંદમાં જાય છે. જૂની નવી બહેનપણીઓ, ગરબાની રમઝટ અને નવાં નવાં કાર્યોની યોજનાઓના વિચાર પાછળ સમય કેટલો સહેલાઇથી પસાર થાય છે!

આશો સુદ પૂર્ણિમાઃ '૮૫

આવતી કાલથી પ્રદર્શન ભરાશે એટલે પંદર દિવસ ઠીક રોકાણ થશે. મને ઈરીષ ભૂલતો હતો હું હવે એને ભૂલી જવા લાગી છું. ગઈ કાલે મહિલા વિદ્યાલયનાં વ્યવસ્થાપિકા મળ્યાં. વિદ્યાલયમાં હું બહુજ સારી રીતે કામ આવી શકીશ એવું એમને લાગ્યું. મને પણ એ વિચાર ગમે છે. ઈરીષને પુસ્તકો લખીને મળતી નામના મારા સહવાસ કરતાં વિશેષ ગમે છે, મને મારી સ્વતંત્રતા અને પ્રતિષ્ઠા એટલાંજ પ્રિય છે. અમે મિત્રો તરીકે એકબીજાને મળીશું, પણ એની પત્ની તરીકેનું એકલવાયું કેદી જીવન મને હવે નહિં રૂચે.

કાર્તિક સુદ ૫ઃ '૮૬

વિદ્યાલયનું વાતાવરણ મને ઠીક લાગ્યું. પણ હું સ્વાશ્રયીને સ્વતંત્ર છું એ વિચારે મારા જીવનમાં જે આલ્હાદક પલટો કરી નાખ્યો છે, તેથી પાછલા જીવનનું સ્મરણ પણ કરવાનું દિલ થતું નથી.

દીવાળીની રજાઓમાં ઈરીષ મળ્યો ત્યારે મારો નિશ્ચય મેં એને જણાવ્યો.—એને ત્યારે સમજાયું કે તે મને અન્યાય કરતો હતો; ફરીથી તેમ નહિં કરવા એ મને વચન આપવા લાગ્યો પણ મને હવે પુરુષનાં વચનમાં શ્રધ્ધાજ નથી, એમ મેં એને સ્પષ્ટ જણાવી દીધું.

હંસા, જ્યોત્સ્ના અને સુનયનાને પરિણિત જીવનનો અનુભવ મળ્યો છે, એટલે તેઓ પણ મારા વિચારને મંજુર રાખે છે.

વનલીલા મેતીજ ગઈ અને 'હું તો કદી પરણીશ જ નહિ" એવું મને મુંબાઈથી દીવાળી પછી લખેલા પત્રમાં લખે છે. ઠીક થયું, બિચારી પુરુષની ગુલામીમાંથી છુટી.

**ભિખારી :** શેઠાણી બાઇ! દયા કરીને ગરીબને મિઠાઇનો ટુકડો આપશો?

**શેઠાણી :** કેમ અલ્યા? રોટલા રોટલી કડવાં લાગે છે?

**ભિખારી :** બાઇ એ તો રોજ ગમે છે, પણ આજ મારે ત્યાં છોકરાનો જન્મ થયો છે!

**વર** [નવ વધૂને] : હું બાજુના ડબ્બામાં બેસવા જાઉં?

**નવ વધુ :** કાંઇક મળવું છે?

**વર :** ના, પણ તારા વિયોગનો વિરહ મારાથી કેટલો સહી શકાય તેમ છે તેનો અનુભવ કરવો છે, એટલે પાછો આવું ત્યારે તને બેવડા બળથી ચાહી શકાય.

# સ્ત્રી સન્માનના ઢોંગ

સ્ત્રી સન્માનના નામે કેવળ બાહ્યાચાર કરનારાઓની આજકાલ ખોટ નથી. હાથીના દાંતની માફક બતાવવાનાં અને વર્તવાનાં જૂદાં જૂદાં આચરણોવાળા આડંબરી સુધારકો અનેક છે. સૌ. મધુરિકા મહેતા તેવાઓને કલમના ચાબકા બરાબર લગાવે છે. એમના જેવી દૃષ્ટિ પ્રત્યેક ગુજરાતણની થાય એ જરૂરનું છે. કુધારાનાં કૌભાંડ અને સુધારાના આડંબરનાં પોલ ટાળવાનો એજ માત્ર ઉપાય છે.

: લેખક :

સૌ. મધુરિકા મહેતા

**જવાદો,** જવાદો; તમારા એ બધા ઢોંગ અને આડંબર જવાદો.

સ્ત્રી સન્માનની તમારી બધી વાતો એ કંઇજ નહિં પણ માત્ર પોલો દેખાવ છે, દંભ છે, ઢોંગ છે. ટ્રામમાં કે ટ્રેઇનમાં તમે વહેલા વહેલા ઉભા થઇને સ્ત્રીઓ માટે જગા કરી આપો છો; અને સ્ત્રી સન્માનની ભાવનાના આડંબરી નામ નીચે, તમે તમારી ભયાનક લાલસા છુપાવો છો. કહોને કે સ્ત્રીને અબલા, નિર્બલ, તમારાથી ઉતરતી માનીને, તેની ઉપર ઉપકાર કરવાના તમારા અભિમાનને પોષવા તમે એ બધું નાટક ભજવો છો!

અને કહેશો, તમે એ ઉપકાર પણ કોને સારૂ કરો છો ? માત્ર ઉપલા વર્ગની ખુબસૂરત, દેદારવાળી કે મધ્યમ વર્ગની રૂપસુંદરી માટે જ. હૃદય ઉપર હાથ મૂકીને કહો, કદી તમે ગરીબ, ગામડીયણ, ઘરડી, કંગાળ બદસુરત બાઇને માટે તમારી જગા ખાલી કરી છે ખરી ? એવાં નિર્ધનોને જોઇને તમે આડું જોયું નથી કે એકાદ ચોપડી કે છાપા પાછળ તમારૂં મુખ છુપાવ્યું નથી, કે મિત્રોની સાથે વાતે વળગવાનો જૂઠો ઢોંગ કર્યો નથી ?

સ્ત્રી સન્માનના સાચી ભાવનાથી તમારૂં હૈયું તરબોળ હોય તો કહો તો ખરા કે, તમે તમારી ઘર ઘાટણ માટે, તમારા રામાની પ્રિય પત્ની માટે, તમારા કારખાનામાં ઢસરડા કરતી મજુરણ માટે શું કર્યું છે ? તમારી સ્ત્રી સન્માનની ભાવના એ વખતે કયાં સુકાઇ જાય છે ?

માટે જ કહું છું : જવાદો, જવાદો; તમારા એ બધા ઢોંગ અને આડંબર જવાદો.

[૨]

સ્ત્રી જાતિને માટે તમારા દિલમાં માન છે એમ શા માટે કહો છો ? એમ કહેવું એ આજકાલ શોભા ગણાય છે, મોટાઇની નિશાની મનાય છે અને તેથી સુધારકમાં ખપાય છે; તેમ ન હોત તો કદાચ તમે સ્ત્રી શત્રુ તરીકે તમને ગૌરવ અને અભિમાન પૂર્વક ઓળખાવતાં પણ શરમાયા ન હોત.

જો તમારા દિલમાં સ્ત્રી જાતિ માટે માન હોય અને તે તમે કહી બતાવો છો તેમ ખરેખરૂં જ હોય, તો અનેક બિચારી

બ્હેનો વેશ્યાગૃહોમાં પુરાઇ રહી છે તેમને માટે તમે આજ સુધી શું કર્યું છે?

તમારૂં સ્ત્રી જાતિ તરફનું સાચું માન બતાવવા માટે અનેક વિધવાઓને જીવનભર સળગતી હોળીમાંથી બચાવી લેવા તમે શું કર્યું?

શા માટે કહો છો કે તમારા દિલમાં સ્ત્રી જાતિને માટે માન છે?–તેમ હોય તો તમારી દૃષ્ટિ, તમારૂં દિલ, તમારો દેહ, તમારી વાસના નિર્મલ અને અવ્યભિચારી રહી કેમ શકયાં નથી?

તમારો ઢોંગ, તમારો આડંબર, તમારો દંભ કોને માટે ચલાવો છો? જે સ્ત્રીઓને રાજી રાખવા તમે એ બધું કરો છો, તેતો તમને બરાબર પારખી ગઇ છે. જે સમાજને ઠગવા તમે આ નાટક ભજવો છો, તે સમાજ તો તમારાં જેવાઓનોજ હોઇ પરસ્પરને ઠગવાનાજ શેતરંજી પાસા ખેલી રહ્યો છે.

માટેજ કહું છું: સ્ત્રી જાતિને માટે તમારા દિલમાં માન છે એમ શા માટે કહો છો?

[૩]

તમારા દંભના તમામ પડદા હવે ચિરાઇ ગયા છે. હવે તમારાં મીઠાં, મધુરાં અને મોહક વાકયોની ઇંદ્રજાળોમાં અમને ફસાવી શકવાના નથી.

સ્ત્રીને પૂજા કરવા લાયક મનાવીને શુદ્રની સાથે બેસાડનાર તમારા મનુ અને તમામ ઋષિમુનીઓ, કે ગીતા ગાનાર કૃષ્ણ અને રામને નામે ઉભા કરેલા પ્રભાવની ઉપરનો દંભી પડદો ચિરાઇ ગયો છે. બધી સારી સારી વાતોની પાછળ, તમારૂં દિલ સ્ત્રીની ગુલામીનું રસીયું છે–એકકે એક પુરૂષનું દિલ એજ લાલસાથી લદબદી રહ્યું છે: તે વાત હવે ઉઘાડી થઇ ગઇ છે.

એટલે સ્વાધીકાર માટે ઉત્સુક થયેલી સ્ત્રીઓને તમારામાંના કોઇ શાસ્ત્રને નામે, કોઇ ધર્મને નામે, કોઇ રૂઢીને નામે ડરાવે તેનો અમને ડર નથી. તેજ રીતે તમારા કેટલાક ડાહ્યા ડમરાઓ મોટા કવિ થઇને અમારાં ગીતડાં ગાય અને આડંબરી ભાષા નીચે સ્ત્રીને ગુલામ રાખવાની પોતાની લાલસાને ઢાંકવા મથે, તેથી પણ અમે લોભાઇ જઇએ તેમ નથી.

તમારા આડંબરના તમામ પડદા હવે ચિરાઇ ગયા છે. તમે આદીકાળથી આજ-સુધી સ્ત્રીઓને તમારી તાબેદાર દાસી બનાવવા ઇચ્છતા આવ્યા છો. અલબત્ત તમે પણ તમારા ઋષિમુનિઓ અને અવતારી પુરૂષોની માફક, તમારી એ ઇચ્છાની આસપાસ સુંદરતાના મોહક ઢોળ ચઢાવવા મથો છો, તેમાં સ્ત્રીઓ બિચારી અંજાઇ અને આજ સુધી પોતાની જાતનોજ તિરસ્કાર કરનારી, તમારી કલ્પનાઓ પ્રમાણે અનુસરી તમને પોતાના પૃથ્વી ઉપરના પ્રભુ-માન્યા, પણ હવે અમારી આંખો ઉઘડી છે. અમે તમારી એ બધી મોહક વ્યાખ્યાઓના મર્મ સમજી ગયાં છીએ, અને હવે અમે વધુ વખત ભોળવાઇએ તેમ નથી.

[૪]

તમે સ્ત્રીઓ માટે 'સતી'ની વ્યાખ્યા યોજી, પણ તમે 'સતા' ક્યારે બનશો?

તમે સ્ત્રીઓ માટે 'શીયળવતી'ની સંજ્ઞા શોધી, છતાં આજ સુધી પુરૂષોને 'શીયળ-વતા' બનાવવા તમે કશુંજ કર્યું નહિં એમ કેમ! પતિ પાછળ ફરજિયાત વૈધવ્ય

પાળનાર બાલકીનો આવતો ભવ સુધરી જશે, એમ મનાવી તમે એના ગત જન્મનાં પાપ આગળ ધરી, નશીબના પડદા પાછળ તેનો આ જન્મ બગાડી નાખવાનાં શાસ્ત્રો રચ્યાં, પણ ૬૫ વર્ષે પાંચમી વખત ૧૫ વર્ષની કિશોરી સાથે પરણવા નીકળેલા બુઢ્ઢા દાદાઓને ફરજિયાત વિધુરાવસ્થાના પાલનથી મુઆ પછી મોક્ષ મળવાના મંત્રોજ પાળવા ક્યારે તૈયાર થશો?'

[૫]

'આ પુરૂષ સમાજ! જવાદે, જવાદે તારા બધા ઢોંગ અને આડંબર જવાદે, હવે તેની ઉપરના તમામ પડદા ચિરાઇ ગયા છે. હવે તારો એકપક્ષી ન્યાય અમે કદી ચાલવા દેવાનાં નથી.

પહેલાંના કરતાં હાલની સરકારો વધુ સત્તાવાન બની છે તે એટલા માટેજ કેઃ (૧) તેઓ યુધ્ધને અર્થે લોકો ઉભી કરી શકે છે; અને (૨) સંદેશા વ્યવહારના સાધનોમાં સુધારો થયા છે."

...

"મહાન વિચારોજ મહાન પુરૂષો સર્જે છે."

...

"રાષ્ટ્રીય શિક્ષણ વિના સાચો રાષ્ટ્ર બનીજ શકતો નથી."

બુધ્ધિજ સર્વત્ર સત્તા ભોગવે છેઃ આત્મા તો બિચારો અદૃશ્યજ બની બેઠો છે.

...

"ગુલામ એ મનુષ્ય નથી, પરંતુ મનુષ્યનું માત્ર જડ સ્વરૂપ છે."

...

"તમારાં ભાંડુઓ ગુલામ હોય ત્યાં સુધી તમે પણ ગુલામજ છો."

"પ્રત્યેક જાતની કલ્પનાઓ જ્યારે જનતા ઉપર અંકુશ ધરાવતી બને છે ત્યારે તે કચડી નાખનારી સત્તાનું સ્વરૂપ ધારણ કરે છે."

...

જ્યારે સત્તા ભોગવવાનો દુર્ગુણ સમાજના ઉપલા થરમાં વ્યાપે છે, ત્યારે બીજાઓમાં ગુલામીની ભાવના વ્યાપક સ્વરૂપ લેતી જાય છે.

...

"માનવજાતિના એકીકરણની શ્રધ્ધા જે ન જન્માવે તેનું નામ ધર્મજ નથી."

...

એક પ્રજાએ બીજી ઉપર જીત મેળવવી એનુંજ નામ ચોરી અને ખુનનો આદીકાળ.

...

'સ્વતંત્ર માનસજ મર્દો સરજી શકે છે.'

જહોન મોર્લી

# મારી કથા

: લેખિકા :

વિશાખા

વાંચક! મારી કથા કહેતા પહેલાં મારા વિચારો જણાવવા દે!

લોકો કહે છે કે સ્ત્રી નિર્બળ છે. અબળા છે. હું કહું છું કે જેટલી શક્તિ સ્ત્રીઓમાં છે એટલી પુરૂષોમાં નથી. અત્યારની સ્ત્રીઓમાં નિર્બળતા આવતી જાય છે. તેઓ હવે પુરૂષો પાસે સ્વતંત્રતા માગે છે. શા માટે? તેમણે સ્વતંત્રતા માગવાની જરૂરજ નથી. તે પોતાના વ્યક્તિત્વથી પુરૂષોને નમાવી શકે. પુરૂષો તમને ગુલામો ગણે છે કારણ કે તમારામાં એટલી શક્તિ નથી, તેથીજ. નહીં તો કોણ સ્ત્રીને ગુલામ ગણી શકે? આપણા પહેલાં ઘણી સ્ત્રીઓ થઇ ગઇ છે કે જેના વગર પુરૂષોને ચાલ્યુંજ નથી તમારે પણ એવાં થવું જ જોઇએ.

∴

વાંચક! હવે હું મૂળ વાત ઉપર આવું છું. મારી કથા અત્યાર સુધી લખતી બ્હેનોથી જુદી છે. તેઓની દુઃખની કથાઓ હોય છે. તો મ્હારા સુખની આ કથા છે.

મારૂં નામ વિશાખા, મારો જન્મ બ્રાહ્મણ જ્ઞાતિમાં સારા સંસ્કારી માબાપને ત્યાં થયો હતો. તેઓ બહુ પૈસાદાર નહોતાં પણ સુધરેલા અને સંસ્કારી હતાં; એટલે તેમના એ ગુણ મારામાં ઉતર્યા.

હું મોટી થયે ગામની કન્યાશાળામાં શીખવા જતી. થોડા દિવસ થયાં ત્યાં અમારી પાસે એક માણસ તેની વિધવા બ્હેન અને માતાને લઇ રહેવા આવ્યો. તે બધાં ભલાં અને સારાં હતાં. ઘણી વખતે અગાશીમાં મને બોલાવતાં, ખાવાનું આપતાં.



"મારૂં નામ વિશાખા..........."

હું પણ જતી. તે માણસનું નામ વિપીનચંદ્ર. તેની જોડે હું પણ વાતો કરતી. તેઓ બધા ગામના ગપાટા મને કહેતા.

અમારા વચ્ચે આમ મિત્રતા બંધાઇ તેમની ઉમર મારા કરતાં છ વર્ષે મોટી હતી, છતાં પણ મને તેની સાથે વાતો કરવી ગમતી.

પણ દિવસો જતા ગયા અને અમારી મૈત્રી તુટી. વિપીનચંદ્રને ખરાબ મીત્રોની સોબત લાગી. તે જુગાર ખેલતા, રેશમાં જતા અને દારૂ પણ પીતા. તેમના બધા પૈસા રેસમાં ખલાસ થઇ ગયા.

ઘણી વખત એમના સ્થિતિ જોઇ મને દયા આવતી, પણ હું શું કરું? એમની માતા અને બહેન પણ બીચારાં એને લીધે દુઃખી થતા હતાં.

મેં અંગ્રેજી છઠ્ઠી ચોપડી સુધી અભ્યાસ કર્યો હતો. હવે આગળ ભણાવવાનો વિચાર મારા પિતાજીનો ન હતો, એટલે મેં નિશાળ છોડી અને ઘરનું કામકાજ શીખવા માંડયું.

એક દિવસે રાતના હું મારા માતાપિતા જોડે ફરીને આવતી હતી ત્યાં મેં વિપીનચંદરને દારૂ પીધેલી હાલતમાં રસ્તામાં પડેલા જોયા. એવામાં એક સીપાઇ આવ્યો. તે તેને મારવા માંડયો. મને તેની દયા આવી, એટલે મેં મારા પિતાને તે વિષે કહ્યું. તેમણે જઇ વિપીનચંદરને છોડવ્યો અને તે અથડાતો કુટાતો પોતાને ઘેર ગયો.

અમે અમારે ઘેર ગયાં, આખી રાત મને એનોજ વિચાર આવ્યો. એ કેમ સુધરે એના યે વિચારો થયાં કર્યા. પડોશમાં રહેલા એટલે સાધારણ રીતે એની તરફ મને લાગણી હતી તે પ્રબળ થઇ.

. . .

બીજે દિવસે હું મારી માતા પાસે ગઇ અને ધીમેથી બોલીઃ "બા, ઓ બા, હું આપણી પાસે વિપીનચંદર છે તેને પરણું તો?

મારી બા તથા બાપા બંને મારા લગ્નની વાત કરતાં જ હતાં, એટલે મેં તેમને આ કહ્યું ત્યારે મારી માતા ગભરાઇ ઉઠી અને બોલીઃ "વિશુ, કાંઇ ગાંડી થઇ છે, તું એક દારૂડીઆને પરણે!"

પછી તો તે દોડતી મારા પિતા પાસે ગઇ અને બોલીઃ "આ વિશુને કાંઇ કહો, ગાંડી થઇ છે."

હું પણ પાછળ ગઇ. બાપે મારી સામે જોયું, હું હસતી હતી. તે બોલ્યાઃ "શું છે?"

"કાંઇ નથી" મેં શરમાતાં શરમાતાં ઉત્તર આપ્યો.

"જે હોય તે ગભરાયા વિના કહે." તેમણે કહ્યું.

"મારે વિપીનચંદર જોડે પરણવું છે" મેં કહ્યું.

મારા બાપ પણ વિચિત્ર રીતે મારી સામું જોઇ રહ્યાં. ત્યાર પછી મને ઘણી સમજાવી, પણ મારા જેવી માથાની ફરેલી છોકરી એમનું માને તેમ ક્યાં હતી? અને મેં તો નિશ્ચય જ કરેલો કે પરણવું તો એનેજ. એટલે હું બોલીઃ ન પરણાવશો તો આવતી કાલે સ્હવાર પહેલાં મરેલીજ સમજજો..

મારાં માબાપ મારો જીદ્દી સ્વભાવ જાણતાં હતાં એટલે ન છુટકે એમને હા કહેવી પડી.

સાંજના વિપીનચંદરની મા અને બ્હેનને બાપે બોલાવ્યાં અને મારી વાત કરી. તે સાંભળી વિપીનની ઘરડી મા બોલીઃ "બેટા નકામી શા માટે દુઃખી થાય છે? અમે તો દુઃખી છીએ અને તેમાં તું ફુલ જેવી છોકરી શા માટે દુઃખી થાય છે?"

મેં એમને ઘણી રીતે સમજાવ્યા અને આખરે નામરજી છતાં તેમને ય કબુલ કરવું જ પડયું.

હવે વિપીનચંદર પાસે હા કહેવડાવવાની હતી, એટલે હું તે લોકોની જોડે એના ઘરમાં ગઇ.

વિપીનચંદર થોડાક મિત્રો જોડે પાનાં રમતા હતા. આજ ઘણે દિવસે એમણે મને જોઇ એટલે બોલ્યા: "વિશાખા, તમે કેમ અહીં આવ્યાં?"

હું જવાબ આપ્યા વગર અંદર ચાલી ગઇ. તે પણ પાના રમવાનાં મૂકી અંદર આવ્યા.

મેં કહ્યું: "વિપીનચંદ્ર, ખબર છે, કાલે આપણાં લગ્ન થવાનાં છે" મને એ કહેતાં કંઇક શરમ લાગી.

"એમ?" જાણે કાંઇ સાપ કરડયો હોય તેમ બે ડગલાં પાછળ ખસી જઇને બોલ્યા "શી ગાંડી વાત કરો છો! તમારાં માબાપ કબુલ કરશે?"

"હા" મેં ઉત્તર આપ્યો.

"અરે, પણ હું તો દારૂડીયો છું, જુગારી છું."

"તે મારે જોવાનું છે, તમારે નહિ. તમે કબુલ થશો?"

તે ગુંચવાયા, શું બોલવું તે ઉત્તર ન આપતાં ચાલી ગયા. હું પણ ઘેર ગઇ.

∴

બીજે દિવસે અમારાં લગ્ન થયાં. મારાં મા બાપ બહુ દિલગીર થયાં, પણ મારી હઠને લીધે મને પરણાવી.

તે રાતના હું એમને ત્યાં રહેવા ગઇ અમારે માટે શયન ખંડ તૈયાર હતો. પણ બાર વાગ્યા સુધી તો ત્યાં વિપીનચંદર કે કોઇ આવ્યું નહીં. મને ફીકર થવા લાગી આખરે તે આવ્યા લથડીયાં ખાતા ખાતા, તેના મ્હોંમાંથી દુર્ગંધ નીકળતી હતી.

તેણે મને જોઇ એટલે બોલ્યા: "વિશુ, તું કેમ અહિં આવી. ત્હારે ત્યાં સુવાની જગા નથી?"

મેં કહ્યું: "છે તો ખરી, પણ આજથી હું અહિં જ રહીશ."

"હા હા હા" તેમણે ભયંકર હાસ્ય કરી કહ્યું: "આપણે આજે પરણ્યા'તાં ખરૂ?"

મેં કોઇ દિવસ દારૂની વાસ સુંઘી ન્હોતી તેથી આજે મારો જીવ ભમવા લાગ્યો.

મેં કહ્યું: "તમે શું કામ દારૂ પીધો છે?"

"એટલે, તું મને કહેનાર કોણ, બોલ?" તેમનો મિજાજ ગયો અને મને મારવા આવ્યા. બે ત્રણ તમાચા જોરથી માર્યા. હજુ સુધી મેં કોઇનો માર ખાધો ન્હોતો એટલે મને બહુ સખત લાગ્યું.

"બોલ, સ્ત્રી થઇને કેટલું બોલે છે, ત્હારે પણ પીવો પડશે. મારો પણ પિત્તો ઉકળ્યો. એટલે કહ્યું: તમારે દારૂ પીવો ન જોઇએ, તમારી માબેન કેટલાં દુઃખી થાય છે, તેમને. તમારે સુખ આપવું જોઇએ."

હું બોલી ત્યાં સુધી તેણે સાંભળ્યા કર્યું, પણ પછી મને પુષ્કળ માર માર્યો.

મને ભાન ન્હોતું, પણ જ્યારે હું જાગી ત્યારે એ પલંગ ઉપર પડયા હતા, હું વચ્ચે જમીન પર પડી હતી. મારૂં આખું શરીર દુઃખતું હતું. એટલે હું ત્યાંજ પડી રહી.

થોડીવાર થઇ ત્યાં તો તે ઉઠયા અને આમ તેમ જોયું. મને એક ખુણામાં પડેલી જોઇ એટલે તે મારી પાસે આવ્યા. મારો શ્વાસ ચાલે છે કે નહિ તે જોયું.

તે છેક મારી પાસે આવ્યા.

હું ઉઠી.

તે બોલ્યા: "વિશાખા મને માફ ન કરે? મેં પહેલે દિવસે જ તને મારી, મને માફ કર."

મેં કહ્યું: પ્રભુ તમને માફી આપે પણ હવેથી કૃપા કરી દારૂ છોડી દો"

તેમણે મને થોડીવાર વિચાર કરી કહ્યું: "વિશુ ત્હારે ખાતર આજથી દારૂ નહિં પીઉં"

બીજે દિવસે ખરેખર તેમણે દારૂ છોડી દીધો. આવી રીતે એમની બધી કુટેવો મેં છોડવી, તેથી મ.રાં માબાપ, સાસુ નણંદ બધાં મારાં પર ખુશ છે.

∴

હવે અમે કલકત્તામાં રહીએ છીએ. તે ત્યાં નોકરી કરે છે. પૈસે ટકે પણ સુખી છીએ. ઘણી વખત અમે ગુજરાતમાં પણ આવીએ છીએ.

હિન્દુ બ્હેનો! મારી તમને એજ વિનતી છે કે તમારા પતિઓ જો આવા હોય તો તે તમે ગમે તેમ કરીને સુધારી શકો છો!

# હિન્દુ સ્ત્રીઓ અને લગ્નના કાયદા

: લેખક :

માણેકલાલ વકીલ

**આ લેખ લગ્નના નવા કાયદા પ્રમાણે લગ્ન કરવાથી હિંદુ સ્ત્રીઓને કેટલા બધા લાભ થાય છે તે બરાબર બતાવે છે. નવા કાયદા પ્રમાણે લગ્ન નોંધાવનારને પોતાની ધાર્મિક માન્યતામાં એ કશો જ બાધ નડતો નથી.**

સામાન્ય જનસમુહને કાયદાનું નિષ્ણાત જ્ઞાન હોતું નથી, છતાં પરસ્પરના વહેવારમાં માણસો કાયદાના કેટલાક નિયમો જાણે છે. આનું કારણ એ છે કે અડોશપડોશમાં જેને જેને કાયદાનો અનુભવ થયો હોય, એવા માણસોના વર્તન ઉપરથી બીજા લોકો ધડો લે છે અને એ પ્રમાણે પોતાનું વર્તન ઘડે છે. દાખલા તરીકે હીંદુ કોમ માટેના વારસાહક્કના કાયદાનો અભ્યાસ, લગ્ન અને તેમાંથી ઉપજતી કાયદેસર જવાબદારીઓનો સીધો પરીચય અને એવી બીજી અનેક બાબતોનો અભ્યાસ સામાન્ય જનસમુહમાંથી ભાગ્યેજ કોઇ કરે છે. એમ છતાં બરાબર કાયદાના કાનુનો પ્રમાણેજ સંયુકત કુટુંબની મીલ્કતની વહેંચણી સૌ કોઇ કરી લે છે. આ બધી બાબતો સાધારણ અને રોજના અનુભવની છે, એટલે એમાં ખાસ જ્ઞાનની જરૂર પડતી નથી. પરંતુ જે કાયદાથી સમાજને વીશાષ્ટ અધિકારો કે સગવડો સાંપડતી હોય એ કાયદા વિષે આવી રોજંદા વ્યવહારની માહિતી બહુ થોડાને હોય છે. એની વાકેફદારી માટે તો ખાસ અભ્યાસની જરૂર પડે છે. એટલેજ ૧૯૨૩ માં લગ્નને લગતો સુધરેલો જે કાયદો પસાર કરવામાં આવ્યો છે, તેનાથી થતા લાભ વીષે આપણાં સ્ત્રી પુરૂષો માહીતગાર નથી. સાધારણ અર્ધ શિક્ષીત કે અશિક્ષીત વર્ગને બાજુએ રાખીએ તો પણ શિક્ષીત લોકોમાંયે આ ખાસ લાભોનું જ્ઞાન નથી. નવા કાયદા નીચે માત્ર રજીસ્ટ્રેશનથી એટલે કે સરકારી દફતરે સ્ત્રી પુરૂષનાં નામઠામ નોંધાવવાથી લગ્ન થઇ શકે છે અને એ ઉપરાંત ધાર્મિક વિધિથી પણ એજ લગ્ન ઉજવી શકાય છે, તે કેટલાં માણસો જાણે છે? આ નવા કાયદા મુજબ લગ્ન કરવાથી પુરૂષ અને સ્ત્રીના કાયદેસરના દરજ્જામાં કેટલો ફેરફાર થઇ જાય છે એની પણ કોને ખબર છે? ધર્મ અને ન્યાતીનાં બંધનો તોડયા વિના પણ આ કાયદાનો લાભ લઇ શકાય છે. જો ઘણા ખરા હીન્દુ માબાપોને આ વિષયનું જરાયે ભાન હોય તો તેઓ પોતાની પુત્રીઓને વધારે ઉંચો દરજ્જો આપતા ધારાઓનો લાભ લેવાનું કેમ ચુકે? આ નવી લગ્નપધ્ધતિથી ભોજન, મંડપ, સરઘસ અને ધર્મવિધિના ફોગટ ખર્ચની બચત થઇ જાય છે, ગોર બાપા અને બ્રાહ્મણોની ગુલામી સેવવી મટી જાય છે અને બીજા અનેક ફાયદા થાય છે. આ બધી બાબતો ઉપર જરા લંબાણથી વિચાર કરીએ:—

## એકપત્નીવ્રત

હિંદુ કોમનો કાયદો પુરૂષને એકથી વધારે પત્નિઓ કરવાનો અધિકાર આપે છે. આથી પારાવાર અનિષ્ટો ઉત્પન્ન થાય છે અને સ્ત્રીપુરૂષોનાં સંસાર જીવનમાં ઝેર ભળે છે. ઘણી વખત એમ પણ બને છે કે સ્ત્રી અને પુરૂષ એક બીજાને ચાહતાં ન હોય છતાં એમને ફરજીઆત લગ્નસંબંધ નિભાવી રાખવો પડે છે. પરિણામે બન્નેનો માનસિક અને શારિરીક વિકાસ અટકી પડે છે. આ સ્થિતિ હીંદુ લો નીચે નભી શકે છે. લગ્નનો નવો કાયદો એનો રામબાણ ઇલાજ પુરો પાડે છે અને સ્ત્રી તેમજ પુરૂષના સુખનો માર્ગ મોકળો કરે છે. 'સીવીલ મેરેજ' નો આ કાયદો પ્રથમતો પુરૂષ ઉપર એક પત્નિ જીવતાં બીજી નહિં કરવાનો અંકુશ મુકે છે. જ્યાં સુધી એક સ્ત્રી સાથે લગ્નસંબંધ ચાલુ હોય ત્યાં સુધી પુરૂષથી બીજી સ્ત્રી કદાપી ન પરણી શકાય એવી વ્યવસ્થા એ કાયદાએ કરી છે. ધારો કે કોઇ માણસ આ કાયદાની રૂએ લગ્ન કર્યા પછી પોતાનો ધર્મ ફેરવી, નવા ધર્મ પ્રમાણે એક ઉપર બીજી સ્ત્રી કરે, તો તે પણ ગેરકાયદેસર ઠરે છે. આ રીતે એક પત્નિત્વના રિવાજથી નવા કાયદા નીચે સ્ત્રીને સંરક્ષણ મળે છે અને તે ઉપરાંત સ્ત્રી કે પુરૂષ અમુક સંયોગો નીચે એક બીજા સામે છુટાછેડા મેળવી શકે છે. આ સંજોગોમાં બેવફાઇ અને વ્યભિચાર કે પરસ્ત્રીગમનનો સમાવેશ થાય છે.

## ફારગતી

૧૮૫૦ નો હિન્દનો ફારગતી (છુટાછેડા)નો કાયદો જોઇએ તેટલો ઉદાર નથી. વીસમી-સદીમાં આવો સંકુચિત કાયદો વ્યતીક્રમ (એના ક્રોનીઝમ) જેવો ભાસે છે. આજે જે કાયદો પ્રચલીત છે તેની નીચે વ્યભિચાર બદલ નુકસાની માગવાનો હકક ખરેખર જંગલી જમાનાનો અવશેષ છે. જુના જમાનામાં પત્નિને પતિની મિલ્કત ગણવામાં આવતી અને એટલેજ એના સચ્ચારમાં વ્યભિચારથી જે કંઇ ખામી આવતી તે નુકસાની તરીકે પૈસા લેવાથી પુરાઇ જતી એવી ભાવના હૈયાત હતી. આજે પણ એજ જુદી ભાવના આપણી વચ્ચે અડ્ડા જમાવીને ઉભી છે. વેવિશાળ તુટવાથી થતા નુકસાન બદલ પૈસા લેવાનો જે રીવાજ છે એ પણ જંગલી જમાનાનીજ એક છે. આ બધી બદીઓથી દૂર રહેવા શિક્ષીત યુવક યુવતિઓએ એક બીજાના ઓળખાણ અને સંવનન દરમીઆન વેવિશાળની જાહેરાત નહીં કરતાં મૌન જાળવવું જોઇએ. આથી નિંદાખોર જમાતોને જુદી અફવાઓ ફેલાવવાનો અવસર નહીં મળે અને યુવક યુવતીઓ પોતાનું જીવનસંગાથીની વાજબી પસંદગી કરી શકશે.

આજે નીચલા વર્ણની હિંદુ કોમોમાં ફારગતી બહુ સહેલાઇથી મેળવી શકાય છે. આ ધોરણ ફારગતીના કાયદામાં દાખલ થવું જોઇએ અને પરિણિત પક્ષોની સંમતિ માત્રથી એકબીજાને છુટા છેડા મળી જાય એવી ગોઠવણ રચાવી જોઇએ. સામાન્ય રીતે બાલકો વિનાના દંપતી ફારગતી લઇ શકે અને એ રીતે પસંદગીની ભુલ સુધારી શકે એવી વ્યવસ્થા થવી જોઇએ.

## વિધવાઓનું પુનર્લગ્ન

ફારગતીના હકકમાં પુનર્લગ્નના અધીકારનો સમાવેશ થઇ જાય છે. એજ રીતે વિધવાઓ

પણ નવા કાયદા નીચે ફરી વખત પરણી શકે છે. એમ છતાં જેમને પુનર્લગ્ન સામે સુગ હોય તેઓને એકલવાઇ જીંદગી ગુજારવાની છુટ રહે છે.

## બાળલગ્નની અટકાયત

રજીસ્ટ્રેશનથી નવા કાયદા પ્રમાણે લગ્ન કરવામાં ઉંમરનું બંધન પણ આવી જાય છે, એટલે કે ઓછામાં ઓછી અમુક ઉમર થઇ નહોય ત્યાં સુધી સ્ત્રી કે પુરૂષથી પરણી શકાયજ નહીં. પુરૂષની ઉમર ઓછામાં ઓછી પુરી ૧૮ વર્ષની હોય, અને સ્ત્રીની ૧૪ વર્ષની હોય તોજ તેઓ લગ્નગાંઠથી જોડાઇ શકે છે. આ ઉમરની નીચેના બાળકોને માબાપ પણ પરણાવી શકે નહિં. જો પરણનાર વ્યકિતઓની વય પુરા એકવીશ વર્ષની હોય તો માતપિતા કે વાલીઓની સંમતિની પણ જરૂર પડતી નથી.

## સ્ત્રીધન

હિંદુ વિધી પ્રમાણે પરણેલી સ્ત્રીને પોતાના પતિની વડીલોપાર્જીત તેમ સ્વોપાર્જીત મીલ્કત પર બહુજ ઓછો હક્ક છે. જો કુટુંબ અવિભક્ત હોય અને એ દરમિયાન પતિ મરી જાય તો તેની વિધવાને માત્ર ભરણપોશણ મળે છે. અને એ દર મહીને મેળવવા માટે પણ પતિના સપીંડ સંબંધીઓ ઉપર આધાર રાખવો પડે છે. પિત જો કુટુમ્બથી છુટો પડયો હોય તો પણ તેના મરણ પછી વિધવાને માત્ર પોતાની જીંદગી દરમિઆનજ પતિની મિલ્કતના ભોગવટાનો હક્ક રહે છે. તેમાંયે આ મિલ્કતની આવકજ તે વાપરી શકે. મુળ મિલ્કતમાં ઘટાડો કરવાનો તેને બીલ્કુલ અધિકાર નથી, શિવાય કે મિલ્કતની આવક (વ્યાજભાડું વગેરે) ભરણપોષણ પુરૂં કરવા જેટલીયે ન મળતી હોય. જો પતિ પોતાની પાછળ પુત્રો મુકતો ગયો હોય તો એ પુત્રોની વિધવા માતાને માત્ર ભરણપોષણ મળે છે અને બધીજ મિલ્કતના માલેક તો પુત્રો બની રહે છે.

## સીવીલ મેરેજના ફાયદા

રજીસ્ટ્રેશનથી સીવીલ લગ્ન કરાવનાર હિંદુ સ્ત્રી એકદમ પતિના ઘરની શેઠાણી થાય છે. આ પદ્ધતી નીચે લગ્ન થતાની સાથેજ આપોઆપ દંપતિ અવિભક્ત કુટુંબથી અલગ થયાં ગણાય છે. એ ઉપરાંત મિલ્કતની વ્હેંચણી પણ થઇ ગઇ ગણાય છે. જો હિંદુ કુટુંબોમાં સંયુક્ત વેપાર ચાલતો હોય તેમને આ રીતનું લગ્ન અગવડરૂપ થઇ પડે, પરંતુ એ શિવાયનાં કુટુંબોને તો તે આશીર્વાદસમાન થઇ પડે છે. શહેરોમાં તો ઘણાખરા યુવકો આવું લગ્ન પસંદ કરે એ સ્વાભાવિક છે. શિક્ષીત પતિ પત્નિને આ નવી રીતથી વિકાસની વધારે સગવડો મળે છે. કુટુંબના વડપણ નીચે એને કચરાવાનું અને ખોટા રિવાજોથી રિબાવાનું રહેતું નથી.

## આર્થિક ભાગીદારી

રજીસ્ટ્રેશનથી પરણેલી હીંદુ સ્ત્રી વિધવ થાય ત્યારે તેને જીંદગીભરનો ભોગવટો અને ભરણપોષણ મળે છે એટલુંજ નહિં પણ તેને પોતાનાં પુત્રપુત્રીઓની સાથે ભાગીદારી મળે છે. જો વિધવાને કંઇ સંતાન ન હોય તો તે પતિની તમામ મિલ્કતની સ્વતંત્ર માલેક બને છે. વીધવાના આ વારસાહક્ક ઉપર પતિ વીલ કરીને અગર જીવન દરમિઆન મિલ્કતની બીજી અવસ્થા કરીને બંધન મુકી શકે છે. આવી વ્યવસ્થા કે વીલમાં તે પોતાની સ્ત્રીને અને

સંતાનોને મિલ્કતથી સદંતર વેગળાં પણ રાખી શકે છે. આ વસ્તુસ્થિતી ઘણી ખરાબ છે. પતિ ફાવે તેમ કરી પત્નિને અને બાલકોને મિલ્કતથી વંચીત રાખી શકે એ વ્યવસ્થામાં ભયંકર અન્યાય રહેલો છે; પરંતુ આ જાતની ગોઠવણ બધાજ દેશોમાં છે. એમાં તો સુધારો ત્યારેજ થાય કે જ્યારે સ્ત્રીઓનો સમુદ મોટી ચળવળ ઉપાડી, પરણતાં પહેલાંજ પત્નિને પતિની મિલ્કતમાં અમુક દરજ્જે સ્વતંત્ર ભાગીદાર ઠરાવે. આવી ગોઠવણ વિવાહ પહેલાંજ થવી જોઇએ અને આમ થયા પછી ઘર ખરચમાં જેમ પુરૂષની જવાબદારી છે તેમ સ્ત્રીનો પણ અમુક હિસ્સો રહે તો કશી હરકત નથી. સ્ત્રીઓનો આર્થિક આધાર પુરૂષો ઉપરજ છે એ સ્થિતિ સામે હજુ મહિલાઓમાં પુરતો અસંતોષ ઉઠયો નથી. આજે તો ધારામંડળો પણ પુરૂષોનાજ હાથમાં છે એટલે લગ્ન પહેલાં અમુક મિલ્કત સ્ત્રીના નામે એલાહેદી કાઢવાની ગોઠવણને ફરજીઆત અને કાયદેસરની બનાવી શકાય એમ નથી. એમ છતાં શિક્ષીત કુમારીકાઓ પરણતાં પહેલાં પતિને આ જાતનો મિલ્કતની ભાગીદારીનો કરાર કરવાની ફરજ પાડે તો તે બની શકે તેમ છે. આવી વ્યવસ્થાથી સ્ત્રી પતિની મરજી મુજબની ઉડાઉગીરી કે ગેરવ્યવસ્થામાંથી બચી શકશે. વળી આર્થિક રીતે તે સ્વતંત્ર બનવાથી ધણી પાસેથી દયા અને સુંવાળી લાગણીને બદલે સાચો પ્રેમ પામી શકશે. પતિની કુલમુખત્યારી નીચે સ્ત્રીની જે દશા હોય તેને બદલે આ ગોઠવણમાં સ્ત્રી પ્રત્યે પતિને વાજબી ધ્યાન આપવાની અવસ્ય ફરજ પડે એવી વેતરણ થાય છે.

## કરીઆવરનું કૌભાંડ

અત્યારે છોકરીઓને જે કરીઆવર, બક્ષીસ, વગેરે વસ્તુઓ મળે છે તેથી કંઇ તેનો શુકરવાર વળતો નથી. એ મામુલી બક્ષીસોથી છોકરીની આર્થિક સ્થિતિ સધ્ધર કે સ્વતંત્ર બનતી નથી. આ ઉપરથી હીંદુ પત્નિને તેના માબાપ ઉપર આવી વારંવારની બક્ષિસો માટે ઓશીયાળી બનાવી રાખવી એ સિધ્ધાન્તની દરષ્ટિએ પણ અતિશય અજુક્તું છે, કારણકે તેને પતિ તેમજ માબાપની બેવડી ગુલામી ભોગવવી પડે છે.

## જાપ્તની બ્હીક નથી

આ ઉપરાંત 'સીવીલ મેરેજ' ના કાયદાનો ખાસ લાભ એ છે કે રજીસ્ટરથી લગ્ન કરવાથી અગાઉ મુજબ બીજાં સગાં-સંબંધીઓનો વારસો મેળવવામાં કશી અડચણ ઉભી થતી નથી. પરણનાર વ્યકિતઓ ધર્મમાં હિંદુ રહી શકે છે, પોતાનીજ જ્ઞાતીમાં પરણીને નાતજાત જાળવી શકે છે, અને તે ઉપરાંત જે સગાં સંબંધી તરફથી તેને વારસો મળ-વાનો હોય તે સંબંધીજનને લાગુ પડતા કાયદા પ્રમાણેજ તે કાયદાનો હક્ક સલામત રાખી શકે છે. એટલે કે નવા કાયદા નીચે પરણનારને બેવડો ફાયદો થાય છે. જુના કાયદાના વાજબી હકો હૈયાત રહે છે અને સાથે સાથે સ્ત્રીને વિશિષ્ટ અધિકારો સાંપડે છે. આ ઉપરથી સહુ શિક્ષીત સજ્જનો સમજશે કે આપણા સામાજીક ઉધ્ધાર માટે રજીસ્ટ્રેશન લગ્નનો જેટલો બને તેટલો પ્રચાર કરવો જરૂરી છે.

[ હિંદુ સમાજનાં સ્ત્રી પુરૂષો આ નવા કાયદાના લાભ સમજતાં થાય અને નવ-યુવકો અને નવયુવતિઓ પોતાનાં લગ્ન વખતે આ કાયદાનો લાભ લઇ શકે, તે માટે 'હિંદુ સીવીલ મેરેજ એસોસીએશન'

નામની એક સંસ્થા કાઢવામાં આવી છે તે સંસ્થાનાં સભ્ય બને તેટલી વિશેષ સંખ્યામાં ગુજરાતના સુવડા બને તે જરૂરનું છે. લગ્નની વર્તમાન રૂઢીથી હિંદુ સ્ત્રીઓને જે ભયંકર અન્યાય થાય છે, તે અન્યાયમાંથી તેમને ઉગારી લેવા હોય તો અત્યારે તો વધારે સારામાં સારો અને સહેલો તેમજ સરળ રસ્તો આ સંસ્થાના સભ્ય બની તેમાં જેમ બને તેમ વિશેષ સભાસદો જોડાય તેમ કરવાની જરૂર છે. તંત્રી

## સંસ્થાના ઉદ્દેશો.

(૧) હિંદુ સીવીલ મેરેજ એસોસીએશનનો ઉદ્દેશ એવો છે કે નવા કાયદા નીચે લગ્નોને ઉત્તેજન આપવું અને એ રીતે એ લગ્નોના ફલ રૂપે સ્ત્રીઓને ઉંચો દરજ્જો અને વધારે અધીકાર સુપ્રત કરવા.

(૨) આંવોજ ઉદ્દેશ ધરાવનારાં જે કોઇ બીજાં મંડળો હોય, તેમને સરક્યુલરો, પત્રિકાઓ, સભાઓ, મંત્રણાઓ વીગેરેથી મદદ કરીને આ સંસ્થા પોતાનો હેતુ પાર પાડવાની ખાયેશ રાખે છે. આવાંજ નવાં મંડળો સ્થાપવાનું અગર પોતાની સાથે જોડી લેવાનું અને પરીષદો ભરવાનું કામ પણ આ સંસ્થા માથે લે છે.

## સભ્યોના વર્ગ.

(૩) આ એસોસીએશનના સભ્યોના વર્ગ નીચે પ્રમાણે પાડવામાં આવ્યા છેઃ—

**આ જીવન સભ્યો**–૧૦૦ રૂપિયા કે તેથી વધારે રકમ ભરનાર વ્યક્તિઓ.

**સામાન્ય સભ્યો**–વરસ દહાડે ચાર રૂપિયાથી ઓછી ન હોય એવી રકમ ભરનારાઓ.

**જોડાયલા સભ્યો**–જે જે સમાન મંડળો આ સંસ્થા સાથે જોડાયલાં હોય તે.

(૪) એસોસીએશનના ઉદ્દેશોમાં રસ ધરાવનારો કોઇ પણ ૨૧ વર્ષની ઉંમરનો હિંદુ આ સંસ્થાના નિયમોને અનુસરીને સભ્ય તરીકે ચુંટાઇ શકશે.

એસોસીએશનના હેતુ પરત્વે હિંદુ આર્યસમાજી, શીખ, બુધ્ધીસ્ટ, અથવા જૈનને હિંદુ ગણવામાં આવશે, કારણ એ બધાજ લગ્નના સુધરેલ ખાસ કાયદાનો લાભ લઇ શકશે. આ લાભ લેવાથી એમના ધર્મ કે સંસ્કારને જરા પણ બાધ આવશે નહિં.

કોઇ પણ સભ્ય, જ્યાં સુધી આ એસોસીએશનનો સભ્ય રહેશે ત્યાં સુધી સ્પેશીઅલ મેરેજ એક્ટ મુજબ રજીસ્ટ્રેશન કરાવવા સિવાય બીજી કોઇ રીતે લગ્ન કરી શકશે નહિં.

એસોસીએશનના સભ્ય હોવા દરમિઆન, કોઇપણ સભ્ય પોતાના ૨૧ વર્ષની નિચેનાં સંતાનોનાં લગ્ન સદહું કાયદા સિવાય બીજી રીતે કરા શકશે નહિં.

રજીસ્ટ્રેશનથી લગ્ન થયા પછી જ કોઇ-પણ પક્ષની ઇચ્છા તેના ધાર્મિક વિધિ પ્રમાણે એ લગ્ન ઉજવવાની હોય તો તેમ કરવાની તેને છુટ છે. પરંતુ વરવહુનો કાયદેસરનો દરજ્જો તો સ્પેશીઅલ મેરેજ એક્ટ પ્રમાણેજ મુકરર થશે.

# સભ્ય બનવા માટે લખવાનો પત્ર

હિંદુ સીવીલ મેરેજ એસોસીએશનના માનદ મંત્રીઓ
રણછોડ ભવન
૫૫, ગીરગામ રોડ, મુંબાઇ નં૦ ૪.

પ્રિય મિત્રો,

હું એસોસીએશનનાં હેતુ અને ઉદ્દેશો સાથે સંપૂર્ણ મળતો થાઉં છું અને તેનો સભ્ય બનવા ઇચ્છું છું. એસોસીએશનના કાયદાઓમાં જે કંઇ સુધારા વધારા જુદા જુદા સમયે થશે, તેને હું બરાબર માન આપીશ.

સભાસદનું લવાજમ જે અગાઉથી લેવાય છે, તેના રૂ. હું આ સાથે મોકલાવું છું.

આપનો

(સહી)

નામ [ અટક પહેલી મુકવી ] ______

ધંધો ______

પત્નીનું નામ ______

૨૧ વર્ષની વયની અંદરનાં બાળકોનાં નામ અને વય.
૧ ______ વય ______
૨ ______ ,, ______
૩ ______ ,, ______

દરખાસ્ત કરનારઃ

અનુમોદન આપનારઃ

નં૦ તા૦ ______ ૧૯૩

દાખલ કર્યા તારીખઃ

સભાના પ્રમુખની સહી.

# મોન્ટેસોરી પદ્ધતિ અને બાલવિકાસ

: લેખિકા :

કુમારી ત્રિશૂલા દરૂ

મોન્ટેસોરી શિક્ષણ પદ્ધતિની ફત્તેહનો ઘણો ખરો આધાર બાળકના દોરનારની બારિક દેખરેખ ઉપર રહેલો છે. શિક્ષકે બાળકને એવી રીતે દોરવવું જોઈએ કે જેથી બાળકને તેના કામમાં બીજાની ડખલની હાજરી લાગવી ન જોઈએ. બાળકને જોઈતી મદદ કરવા હંમેશ તૈયાર હોવા છતાં બાળકના પોતાના બુધ્ધિ પૂર્વક થતા કાર્યની વચ્ચે વિક્ષેપ કરનાર એણે ન થઇ પડવું જોઇએ.

મોટી ઉમરનાની પેઠેજ બાળકના ચીજ વિષેના જ્ઞાનના ઉત્સાહને ભાંગી ન નાખવો એજ ખરા શિક્ષણનું રહસ્ય છે. જો બાળકના કાર્ય તરફ શાંતિ, ધીરજ, અને માનથી જોવામાં આવે તો, અને તેની દિલચાલ અને અનુભવમાં જોઇએ તેમ વર્તવા દેવામાં આવે તો, આવું શિક્ષણ આપવું મુશ્કેલ નથી.

ત્યારેજ આપણને જણાય છે કે બાળકમાં પણ વ્યક્તિત્વ રહેલું છે. તે વિકસવાનો સ્વયમેવ પ્રયત્ન કરે છે. તેનામાં પ્રેરણા છે, તે પોતાની મેળેજ પોતાનું કાર્ય પસંદ કરે છે, અને પોતાને ગમે ત્યારે છોડી દે છે. બાળક પ્રયત્ન કરવામાં ડગતુ નથી પણ એની શોધમાં જ ફરે છે. અને આખરે તેની શક્તિના પ્રમાણમાં નડતી અડચણો સહેલાઇથી દુર કરી શકે છે. એક બાળક પોતાની શોધ, પ્રયત્ન અને છતમાં દરેક જણ ભાગ લે તેમાં ખુશી થાય છે. અને તેથી તેમાં વચ્ચે પડવાની જરૂર નથી "ઝીણી નજરે અવલોકો પણ તે દુરથી જ" એજ આ પધ્ધતિમાં શિક્ષક ને માટે મુખ્ય સિદ્ધાંત છે.

બાળક પોતાના કામમાં જે મુશ્કેલીએ અને આનંદ અનુભવે તેમાં ભાગ લેવાને આપણે તૈયાર રહેવું જોઇએ. તે પોતેજ આપણો સમભાવ માગે છે, અને તેમાં આપણે ખુશીથી પૂરેપુરી સંમતી દર્શાવી શકીએ. તેના ધીમા પણ આગળ વધવાના પ્રયત્નમાં આપણે પૂરેપુરી ધીરજ રાખવી જોઇએ અને તેની ફતેહમાં આપણે આપણા આનંદ અને ઉત્સાહ બતાવવાં જોઇએ. "જો બાળક તરફની વર્તણુંક મોટાંઓ જેમ એક બીજા તરફ માન અને સભ્યતાની દૃષ્ટિથી જુવે છે તેમ રાખીએ" તો આપણે સારી કેળવણીનો એક મહત્ત્વનો સિદ્ધાંત જાળવી સારી કેળવણીનું ઉદાહરણ બેસાડી શકીએ.

આપણે ઇચ્છીએ છીએ કે આપણા કામમાં કોઇ ખલેલ ન કરે, આપણા પ્રયત્નોમાં અડચણ ન આવે, જરૂરની વખતે આપણને મદદ કરવાને સારા મિત્રો હોય, તેઓને આપણે આપણી સાથે ખુશી થતા જોઇએ, તેઓની સાથે આપણે સરખી રીતે વર્તી શકીએ, અને તેઓમાં આપણે વિશ્વાસ રાખી શકીએ. સારી દોસ્તી માટે આપણે આ બધાની જરૂર છે એજ પ્રમાણે બાળકો પણ મનુષ્ય છે તેમનામાં સ્વમાન હોય છે; તેઓ નિર્દોષ હોવાને લીધે, અને ભવિષ્યમાં તેઓ પોતાની પૂરેપુરી શક્તિઓ ખીલવી શકે એમ હોવાથી આપણા કરતાં ચઢીઆતાં છે.

વળી જે આપણે ઇચ્છીએ છીએ તેજ તેજ તેઓ પણ ઇચ્છે છે તેમ છતાં ખરૂં

જેનાં આપણે આપણા બાળકોને માન આપતાં નથી. આપણે તેમને, તેમની પોતાની જરૂરીઆતોની દરકાર કર્યા વગર, આપણને તાબે થવાની ફરજ પાડીએ છીએ તેઓ તરફ ક્રૂર અને અવિનયી રીતે વર્તીએ છીએ અને પછી તેમની તરફથી આજ્ઞાંકિતપણાની આશા રાખીએ છીએ! તેમનામાં નકલ કરવાની ખાસીયત બહુજ હોય છે, તેમજ આપણા તરફની લાગણી અને વિશ્વાસ પણ તેમનામાં ઘણાં હોય છે તેનું યે કેટલાકને તો જ્ઞાન હોતું નથી, પરંતુ જેઓ તે જાણે છે તેઓ પણ તે છતાં તેમની સાથે કડક રીતે વર્તે છે. તેમણે જાણવું જોઇએ કે બાળકો દરેક બાબતમાં મોટાંઓની નકલ કરશે માટે તેઓ આપણી સાથે જેવું હેતાળ વર્તન ચલાવે એવું આપણે ઇચ્છતાં હોઇએ તે રીતે જ આપણે તેઓની સાથે હેતથી વર્તવું જોઇએ.

અહિં હેતનો અર્થ લાડ કરવાનો નથી. આપણને કોઇ પહેલીજવાર મળે અને એકદમ એ આપણને ભેટવા આવે તો આપણે તેને હેત નહિં ગણીએ પણ તેમ કરવા આવનારને જંગલી અને અણસમજુ કહીશું. પણ બીજાની મરજી જાણવી, તેને તાબે થવું અને પોતાની મરજીનો ભોગ પણ જરૂર પડે આપવો—એનું નામ હેત છે. આવી રીતનું હેત આપણે બાળકો તરફ બતાવવું જોઇએ. બાળકોની મરજી જાણવાને આપણે તેઓનું બરાબર અવલોકન કરવું જોઇએ. તેમનું આંતરજીવન કુદરતી કાયદાઓ પ્રમાણે વિકસવા ઇચ્છે છે. બાળકની ઉંડી ભાવનાઓ કેવી રીતે આવિર્ભાવ પામે છે તે વિષે આપણે ઘણું થોડુંજ જાણીએ છીએ. બાળક નૈસર્ગિક રીતેજ વિકાસ પામતું જાય છે. તેના આ વિકાસમાં આપણી મદદ નહિ જેવીજ હોય છે. પણ જે આત્મા સ્વયમેવ આ જગતમાં આવ્યો છે તેના વિકાસમાં મદદ કરવા પુરતાંજ આપણે અહિં છીએ એમ માની આપણે તેના વિકાસ તરફ માનથી જોવું જોઇએ. એ આત્માને આગળ વધવા માટે આપણે સ્વતંત્રતા આપવી જોઇએ. અને એ આંતરજીવન કેવી રીતે વિકસે છે તે જોયાં કરવું જોઇએ. એજ આપણું માત્ર કર્તવ્ય છે.

"અમારા વડવાઓએ પોતાનાં સાણુત કાંડાંના બળે, હિંદુસ્થાનને તેનાં સાધનો ઉપર લુંટ ચલાવવા માટેજ લીધો છે, અને અમે એજ અનિતિભર્યા કારણને માટે હિંદને કબજે રાખી રહ્યા છીએ."

**વી. એચ. રૂથરફોર્ડ**

"જો સુએઝની નહેરનો માર્ગ રૂંધવામાં આવે અથવા તો હિંદ કે ઓસ્ટ્રેલિઆ સાથેના વ્યાપારને અશક્ય બનાવી દેવામાં આવે તો, મેન્ચેસ્ટર કે લીવરપુલની ચોકક્સ શેરીઓનાં બાળકો ભૂખે મરી જાય."

**નોર્મન એન્જેલ**

# સ્મરણીય સૂત્રો

[ગાંધીજીની આખરી કૂચમાં ઠામ ઠામ થતાં ભાષણોમાં અનેક વખતે સ્મરણીય સૂત્રો જેવાં વચનો તેમને મુખેથી નીકળે છે. જેનો સંગ્રહ 'નવયુગ'ના માટે સુયોગ્ય થઇ પડશે.]

જો હિંદુસ્તાન ધણી ઉઠે અને આખું હિંદુસ્તાન સાવનય ભંગમાં જોડાઇ જાય તો ૩૦ કરોડ માણસને એક લાખ અંગ્રેજના પંજામાંથી–દબાણમાંથી–નીકળતાં કેટલો વખત લાગે?

...

૭૦ હજાર ગોરા માણસનું લસ્કર છે, અને બીજા શીખ, પઠાણ, ગુરખા, મરાઠા છે. આપણી બન્ને કાંધપર આ લસ્કર ચડી બેઠું છે; ભલે પછી એ લસ્કર મીરત ઇત્યાદિ છાવણીમાં હોય. આ બધા રાજતંત્ર અને કાયદા તળે આપણે ચગદાઇ રહ્યા છીએ તેની પાછળ લસ્કર સિવાય બીજું કાંઇ જોવામાં આવતુ નથી. લસ્કરનાં બળે અંગ્રેજી નટ આપણને નચાવી રહ્યા છે.

...

આ રાજ્યનો દ્રોહ કરવો એ મારો ધર્મ છે અને એ ધર્મ પ્રજાને શિખવી રહ્યો છું. જે રાજ્યની અંદર જુલમની પરંપરા બંધાઇ રહી હોય, જે રાજ્યની અંદર ગરીબ અને તવંગર ઉપર મીઠા જેવી વસ્તુને વિષે એકસરખો કર નાખવામાં આવતો હોય, જે રાજ્યમાં દરવાન, પોલીસ, લસ્કર પાછળ લખલૂટ ખર્ચ થતો હોય, જે રાજ્યનો મોટો સુબો રૈયતની આવક કરતાં પાંચ હજારગણો પગાર લેતો હોય, જે રાજ્યમાં ૨૫ કરોડ રૂપિયા અફીણ દારૂમાંથી મેળવાતા હોય અને ૬૦ કરોડ રૂપિયાનું કાપડ પરદેશથી આવતું હોય અને જ્યાં કરોડો માણસ બેકાર રહેતા હોય એવા રાજ્યનો નાશ કરવો, એનો દ્રોહ કરવો, અને પ્રતિક્ષણ પ્રાર્થના કરવી કે એ રાજનીતિ બળો એ ધર્મ છે.

...

જે ગુનેગાર નથી તેવાને પકડવાની સરકારે નીત ગ્રહણ કરી છે. જ્યારે પ્રજા કકળી ઉઠે અને ઠેરઠેર હજારો માણસો ભેગા થઇને પોતાની હાય કાઢે તે વખતે સરકારે મીઠાના કર જેવો કર કાઢી નાખવો જોઇએ અને બીજાં દુઃખ પણ દૂર કરવાં જોઇએ. પણ તે આ સરકારને પોષાય તેમ નથી. કરોડ રૂપિયા પ્રજામાં રહે એ સરકારને પરવડતું નથી. એ રૂપિયા તો ઇંગ્લાંડમાં લઇ જવા સારૂં આટલો બધો ત્રાસ છોડવી રહ્યા છે. એ ત્રાસમાંથી છૂટવા સારૂ પ્રથમ પગથિયા તરીકે મીઠાનો કર કઢાવવે છે. મીઠાના કરના કાયદાનો એટલે સુધી ભંગ કરશું કે એમ કરતાં કરનાં આપણને જેલમાં નાંખે, ચાબુક મારે કે જે કંઇ કરવું હોય તે કરે એ સહન કરવા તૈયાર રહીશું.

...

એક સમય હું આ સલ્તનતના તરફ પૂરો વફાદાર હતો અને બીજાને વફાદારી શીખવતો. હૃદયપૂર્વક 'ગોડ સેવ ધ કીંગ' ગાતો અને બીજાં સગાંસાઇને શીખવતો. પણ અંતે મારા આંખનાં પડળ ઉતર્યાં અને ભ્રમણા ભાંગી, અને સમજ્યો કે સલ્તનત વફાદારીને લાયક નથી. તે મને રાજદ્રોહને લાયક લાગી તેથી રાજદ્રોહને મારો ધર્મ કરી બેઠો છું. બીજાને સમજાવું છું કે રાજદ્રોહ એ ધર્મ છે, અને વફાદાર રહેવું એ પાપ છે. આ રાજ્યને

વફાદાર રહેવું એટલે તેનું શુભ ઇચ્છવું એટલે હિંદના કરોડોનું અશુભ ઇચ્છવા સમાન છે. કરોડો રૂપિયા બહાર ખેંચાઇ જાય છે તેના બદલામાં કંઇ નથી મળતું, અથવા મળે છે તો લેંકેશાયરના ચીંથરા જેવું. આ રાજનીતિ કબૂલ કરવી એ ગરીબો પ્રત્યે દ્રોહ છે, તમે એ દ્રોહમાંથી છૂટો. હું માનું છું કે હું છૂટી ગયો છું. તેથી આ સરકારની સામે શાંતિમય યુદ્ધ કરવા તૈયાર થયો છું. ...

હવે આપણે થાક્યા છીએ. આ રાજની ધૂંસરીમાંથી છૂટી જ જવું જોઇએ અને એ સ્વરાજ લેવા સારૂ જે કષ્ટ વેઠવાં પડે તે વેઠવા તૈયાર થયા છીએ. સ્વરાજ લેવું એ આપણો ધર્મ છે—અધિકાર છે.

રાજદ્રોહ ધર્મ હોવાથી આને હું ધર્મ-યુદ્ધ માનું છું આ રાજનીતિનો હું પ્રાતે ક્ષણ નાશ ઇચ્છું છું. રાજકર્તાનો વાળ પણ વાંકો કરવાની ઇચ્છા નથી, પણ તેમની સલામી નહિ જ ભરીએ. કૃપા કરીને હવે તમે તમારી ફરજને સમજો, અને હિંદ પ્રત્યેનું પાપ ધોઇ નાંખો. આજે તો મીઠાંના કાયદાનો ભંગ કરીએ છીએ, પણ આવતી કાલે બીજા કાયદાને પણ ચીંથરાં સમજવાના છીએ. એમ કરીને આપણે અસહકાર એટલો બધો સખત કરી નાંખશું કે પછી રાજ ચલાવી જ ન શકાય. રાજ ચલાવવા માટે ભલે દારૂગોળો ફોડે, જેલમાં લઇ જાય, ફાંસીએ લટકાવે, પણ તે કેટલાને? ત્રીસ કરોડ માણસોને ફાંસી દેતા એક લાખ ગોરાઓને કેટલો વખત જોઇએ એનો હિસાબ તમે જ કાઢો.

...

કોઇ એમ કહેતું નથી કે મીઠાનો કર સાચો છે. કોઇ એમ નથી કહેતું કે લશ્કર અને દીવાની ખર્ચ બરાબર છે. કોઇ એમ નથી કહેતું કે મહેસૂલ ઉઘરાવવાની નીતિ બરાબર છે. કોઇ એમ નથી કહેતું કે ૨૦ થી ૨૫ કરોડ રૂપિયા પ્રજાને દારૂ પાઇ અને અફીણિયા બનાવી તેમના ઘર ભાંગી લે છે એ બરોબર છે. પરદેશીઓ પણ સાક્ષી પૂરે છે અને અંગ્રેજી અમલદારો સાક્ષી પૂરે છે કે વાત બરાબર છે. પણ કરીએ શું? પૈસા જોઇએ, શા માટે જોઇએ? પ્રજાને દબાવવાને. ...

આ જુલમ અને રાક્ષસીનીતિ સામે થવું એ ધર્મ છે. ...

ગુલામીમાંથી છોડવવા જે અંતિમ યુદ્ધ ચાલી રહ્યું છે તે સમયે જે વિદ્યાર્થી કે શિક્ષક ઘરમાં કે શાળામાં ભરાઇ રહેશે તે હિન્દુસ્તાનનો દ્રોહ કરે છે એમ મનાશે. સરદાર જેવા જ્યારે જેલમાં બેઠા હોય ત્યારે શું તમે કવિતા મોઢે કરવામાં કે દાખલા ગણવામાં મચ્યા રહેશો? ઘર બળી જતું હોય અને સૌ ઠારવા જાય છે તેમ તમે આ હિંદનું દુઃખ ઠારવા નીકળી પડો.

...

કરોડોનાં દુઃખ કઢાવવા સારૂ મારા સ.ષ્ટાંગ નમસ્કાર કામ ન આવ્યા. અરજીઓ ઘડવામાં મેં મણા નથી રાખી. વિવેકની ભાષા મને વાપરતાં આવડે છે એમ સહુ કોઇ જાણે છે. પણ જ્યારે વિવેક અને મસલત કામ ન આવ્યાં ત્યારે હું બળવાખોર થયો છું. બળવાખોર તરીકે મારી જાતને ઓળખાવી શાંતી માનું છું. અને એમ કરીને હું કંઇક અંશે ધર્મનું પાલન કરૂં છું.

...

મને દેખાય છે કે આ રાજનીતિનો અંત આવેલો છે, પુર્ણ સ્વતંત્રતાની ઝાંખી થઇ રહી છે, સ્વતંત્રતા દેવી ડોકિયું કરે છે અને વરમાળ પહેરાવવા ઇચ્છે છે. તે સમયે ભાગતા ફરશું તો આપણા જેવા નાલાયક કોણ?

# નોંધ

## આખરી ફેંસલાની કૂચ

સંપૂર્ણ સ્વતંત્રતા માટેની લડત શરૂ કરવાનો મહાસભા સમિતિએ નિર્ણય કર્યા પછી ગાંધીજીએ માર્ચ મહિનાની બીજી તારીખે વાઇસરૉયને પોતાનો અમર પત્ર મોકલાવ્યો. સવિનયભંગની લડત આરંભવા પહેલાં છેક છેલ્લી ઘડીએ પણ જો સમાધાનીનો કોઇ પણ માર્ગ શક્ય હોય તો તે શોધવાની ઉમેદથી તેમણે એ પત્ર લખ્યો હતો અને હિંદમાં બલા જેવા બ્રિટિશ અમલથી આ દેશને જે ભયંકર હાનિ થઇ રહી છે, તે અટકાવવાનો માર્ગ શોધવા માટે વાઇસરૉયને હાથ જોડીને વિનંતિ કરવા જેટલી નમ્રતા એ શૂરા અસહકારી સેનાપતિએ બતાવી હતી, પરંતુ બ્રિટિશ પ્રતિષ્ઠાના ઘમંડમાં વાઇસરૉયે તેનો કશોજ ઉત્તર ન આપ્યો–પોતાના ખાનગી કારભારી મારફત માત્ર બે લીટીમાં જ ધમકી સાથે સ્વીકારની પહોંચ મોકલાવી, એટલે ગાંધીજીએ તા૦ ૧૨ મી માર્ચના પ્રાતઃકાળે જ આખરી ફેંસલાની એ જીવનમરણની ઐતિહાસિક કૂચનો પોતાના ૮૦ સત્યાગ્રહી સૈનિકો સાથે, સાબરમતીના કાંઠેથી આરંભ કર્યો. એ કૂચ જગતના ઇતિહાસમાં અદ્‌ભૂત અને અપૂર્વ છે. સુવ્યવસ્થિત હિંસાવાદની સામે મૂઠીભર અહિંસાવાદીઓ વિજય અથવા તો મૃત્યુના નિશ્ચયથી ધસતા જાય એજ ઇતિહાસમાં અદ્‌ભૂત અને અપૂર્વ બનાવ તરીકે ચિરંજીવી રહેવા માટે પુરતું છે! પણ ગાંધીજીની આ કૂચમાં તો તેના કરતાં એ અનેક વિશિષ્ટતાઓ સમાયલી છે. સત્તાના ઘમંડમાં ભાન ભૂલેલી નોકરશાહીએ સરદાર વલ્લભભાઇને અન્યાયી ધોરણે ત્રણ માસની ટીપ આપી, ગાંધીજીનો જમણો હાથ કાપી નાખવા જેવું કામ કરીને આરંભમાંજ તેમને પરોક્ષ રીતે ધમકી આપ્યો હતો, તેમજ મુંબાઇ અને અમદાવાદની વચ્ચે લશ્કરી ગાડીઓની દોડંદોડ કરાવીને પ્રત્યક્ષ ધમકીનાં યે તમામ પગલાં ભરી દીધાં હતાં, પરંતુ તે કશાનીયે પરવા વિના, પોતાના વજ્રનિશ્ચયને યથાક્રમ અમલમાં મૂકતા, માર્ગમાંના ગામોમાં 'રાજદ્રોહના ધર્મ'નો પ્રચાર કરતા, નોકરશાહીના તંત્રમાં સહુથી યે વધુ અગત્યના એવા મુખી–મતાદારો પાસેથી રાજીનામાં લેતા, સરદાર વલ્લભભાઇને રાસમાં જે હુકમનો ભંગ કરવા માટે સજા કર્યાનું સરકાર કહે છે તેજ હુકમનો છડે ચોક ભંગ કરતા, મીઠાના કાયદાનો ખુલ્લી રીતે ભંગ કરવા, જલાલપુરના માર્ગે તેઓ જાય છે. તેમાં ગાંધીજીની અડગ હિંમત, અટલ નિર્ભયતા અને સર્વસામાન્ય જનતાને 'વફાદારી એ પાપ છે'માં માનતા કરવાની અપૂર્વ પ્રચારનીતિના સીધા હુમલ.નાં સ્પષ્ટ દર્શન થાય છે. એ લડત તેથી દરેક દૃષ્ટિએ ઉપયોગી છે. સંપૂર્ણ સ્વતંત્રતાનો આ સંગ્રામ આમ સર્વાંગી યુધ્ધનીતિને ધોરણે જ શરૂ થયો છે અને અમે ખાત્રી પૂર્વક માનીએ છીએ કે, આ નીતિએ શરૂ થયેલા સંગ્રામનો અંત નજીક હો કે દૂર, પરંતુ તેનું આખરી પરિણામ તો એકજ આવવાનું છે, અને તે હિંદને ફાળે સંપૂર્ણ સ્વતંત્રતા.

...

## વાઇસરૉય ઉપરનો પત્ર

આખરી ફેંસલાની કૂચના જેટલો જ મહત્ત્વનો ગાંધીજીનો વાઇસરૉય ઉપરનો પત્ર પણ છે. આરંભમાંજ તેમણે જણાવી

દીધું છે કે: "અંગ્રેજી રાજ્યને હું એક બલા માનું છું" અને તેના કારણો બતાવતાં સાફ સાફ કહી દીધું છે કે: "આ રાજ્યે એક એવા પ્રકારનું તંત્ર ગોઠવી દીધું છે કે એથી દેશ સદૈવ વધતા પ્રમાણમાં ચુસાયા જ કરે; વળી, એ તંત્રનો લશ્કરી અને દીવાની ખર્ચ એટલો તો સત્યાનાશ વાળનારો છે કે દેશને એ કદી પોસાઇ શકે એમ નથી. આને પરિણામે, હિંદુસ્તાનની રાંકડી કોટ્યવધિ પ્રજા ભિખારી થઇ ગઇ છે.

રાજકીય દૃષ્ટિએ આ રાજ્યે અમને લગભગ ગુલામ બનાવી દીધા છે. અમારી સંસ્કૃતિના પાયા જ એણે ઉખાડવા માંડ્યા છે. અને પ્રજાને નિઃશસ્ત્ર કરવાની એની નીતિએ અમારી માનવતાને હણી નાંખી છે. સંસ્કૃતિના નાશથી થયેલી આધ્યાત્મિક હાનિમાં નિઃશસ્ત્ર દશાનો ઉમેરો થવાથી કાયર, અસહાય અધીનતાના જેવી મનોદશા અમારી પ્રજામાં કેળવાઇ છે."

તે પછી ગોળમેજી પરિષદની પોલી સૂચના પાછળ "હિંદુસ્તાનને તુર્તજમાં 'ડુમિનિયન સ્ટેટ્સ' આપવાની બ્રિટિશ રાજપુરુષોની દાનત જ નહોતી," તે વાત સાધી અને સ્પષ્ટ રીતે કહી નાખીને, હિંદને પીસી નાખનારા તંત્રમાં 'ઇંગ્લંડના હિંદ સાથેના વ્યાપારને જરાય આંચ આવે' એ વાત બ્રિટિશ રાજપુરુષોને રૂચતી જ નથી, અને તેથી તો 'હિંદની. પાયમાલીનો વેગ દિનપ્રતિદિન વધતો જ જવાનો છે' એવો પોતાના દિલમાંનો સાચો ભય ખુલ્લો કરી, જે અન્યાયી હુંડિયામણથી આ દેશની પાયમાલી થઇ રહી છે, તેને 'છઠ્ઠીના લેખ' જેવો મનાવવા છતાં તે 'છઠ્ઠીના લેખને ટાળવા' સત્યાગ્રહ શરૂ થાય ત્યારે 'વ્યવસ્થા'ને નામે શ્રીમંત વર્ગને પોતાની તરફ ખેંચવાની કળા અજમાવવામાં આવે છે, પરંતુ "આ તમારી 'વ્યવસ્થા' તળે તો હિંદના ચૂરેચૂરા થઇ રહ્યા છે" એવું ગાંધીજીએ વાઇસરૉયને જણાવી, હિંદના શ્રીમંતોને પણ સૂચવી દીધું છે કે, હુંડિયામણનાં અનિષ્ટથી તમને જે તંત્ર પાયમાલ કરે છે, તેજ તંત્રને પડખે તમે ભરાશો, તો 'હિંદના ચૂરેચૂરા' કરનારા તંત્રને સાથ આપવાના દોષના તમે ભાગીદાર બનશો. અને એવી ભાગીદારી ઉઠાવ્યા પછી, હિંદીજનો સાથે વ્યાપાર કરવા આવતી વખતે, તમારા દોષ પ્રજા કદીયે ભૂલશે નહિં જ.

ગાંધીજીએ તે પછી 'સાચી સ્વતંત્રતાના મુખ્ય મુદ્દાઓ રજુ કરતાં 'રૈયતને કચડી નાખનાર' જમીન મહેસુલ અને 'કાયમી મહેસુલપધ્ધતિ'ને પ્રજાકલ્યાણના જ ધ્યેયથી ફરી રચવી પડશે, 'રૈયતના પ્રાણને યે ખેંચી કાઢવા માગતી' બ્રિટિશ પદ્ધતિમાં મીઠાવેરાના જે અમાનુષી અત્યાચાર ચાલે છે તે તથા દારૂ અને કેફી ચીજોનાં વેચાણ વગેરે અટકાવવાં પડશે, તેમજ 'હિંદને નામે જે કરજો કાઢવામાં આવ્યાં છે' તેની 'નિષ્પક્ષ પંચ' પાસે પૂરેપૂરી તપાસ કરાવી, એમાંથી જે દેવાં અન્યાયી અને ગેરવાજબી ઠરાવવામાં આવે તે પતાવવાનો ઇનકાર કરવાની સ્વતંત્ર ભારતની ચોખ્ખી ફરજ થઇ પડશે." એ વાત પણ કશોયે પડદો રાખ્યા વિના કહી નાખી છે.

અને પછી 'જગતમાં સૌથી વધારે ખર્ચાળ એવા પરદેશી રાજતંત્રને નિભાવવા માટે જે પાપો ચાલુ રાખવામાં આવે છે' તેની કડક સમીક્ષા કરીને ગાંધીજી જણાવે છેઃ "જે રાજ્ય પધ્ધતિ આવી ઉડાઉ વ્યવસ્થા યોજે છે, તેને તાબડતોબ તિલાંજલિ આપવી ઘટે છે." પ્રજાના મને તો સ્વતંત્રતા એટલે

ચગદી નાંખનારા રાજ્યના ભારમાંથી મુક્તિ એમ ગાંધીજી કહે છે, પરંતુ એ મુક્તિ મેળવવી કેટલી મુશ્કેલ છે તે પોતે બરાબર જાણે છે એ વાતનો નિર્દેશ કરતા હોય તેમ, તુરતજ પોતે કહે છે: "ઇંગ્લંડ જે લૂંટ ચલાવી રહ્યું છે તેનો હિંદ એકમતે વિરોધ કરી રહ્યું છે, છતાં ઇંગ્લંડનો એક મોટો રાજકીય પક્ષ તે લૂંટ છોડી દેવા તૈયાર નથી એમ મને લાગ્યું છે."

તે પછી ગોળમેજી પરિષદ વિષે પોતાનો મત આપતાં ગાંધીજી લખે છે: "હિંદી પ્રજાને જીવતી રાખવા અને ધીમે ધીમે ભૂખમરાથી થતો તેનો વિનાશ અટકાવવા કાંઇક પણ તાત્કાલિક ઇલાજ શોધ્યે જ છૂટકો છે. આપે સૂચવેલી પરિષદ એવો ઇલાજ નથી. દલીલોથી બુદ્ધિને ખાતરી કરાવી આપવાપણું હવે રહ્યું નથી; પણ બે પરસ્પર વિરોધી શક્તિઓનો મુકાબલો કરવાનું જ હવે બાકી રહે છે. વાજબી હોય કે ગેરવાજબી હોય, હિંદનો વેપાર અને હિંદમાં રહેલા સર્વે લાભો પોતામાં રહેલા બળના જોરપર ઇંગ્લંડ ઝાલી રાખવા ચાહે છે. આ યમપાશથી છૂટવા માટે જેટલું બળ આવશ્યક છે તેટલું હિંદે સંપાદન કરવું જ રહ્યું." પણ સૌ માનતા હતા તેમ, ગાંધીજીએ બે હાથ જોડીને કરેલી વિનંતિ સ્વીકારવા જેટલી સ્વતંત્રતા શાહી-મૂડીવાદી બ્રિટિશ તંત્રમાં નહિં હોવાથી, બ્રિટિશ પરંપરા પ્રમાણે તેમણે માત્ર ધમકી આપી, અને તેનો પડઘો બ્રિટનના મૂડીવાદીઓનાં પત્રોમાં યે પડવા માંડયો છે. હવે તેથીજ હિંદને માટે ગાંધીજી જેને 'યમપાશ'ના નામથી ઓળખાવે છે, તેવી પરાધીન દશામાંથી છૂટવા માટે સંપૂર્ણ સ્વતંત્રતાની આખરી લડત લડી લેવી એજ માર્ગ માત્ર બાકી રહેલો હોવાથી, ગાંધીજીએ ઉપાડેલી હાલની લડતમાં પ્રત્યેક પક્ષના હિંદીઓએ જોડાઇ જવાની જરૂર છે.

...

## કેવળ શ્રીમંતોનું અંદાજપત્રક!

વડી ધારાસભાની બેઠકમાં હિંદી સરકારના ખજાનચી સર જ્યોર્જ શુસ્ટરે, રજુ કરેલા ખોટખાઉ અંદાજપત્રકને એકજ વાકયમાં ઓળખાવવું હોય તો અમે તેને 'કેવળ શ્રીમંતોનું અંદાજપત્રક'જ કહી શકીએ. મૂળમાં તો આગલા વર્ષે ખજાનચીએ ૩૩ લાખની સીલક રહેશે એવી ગણતરી કરી હતી, તેને બદલે છેલ્લે સરવાળે રૂ. ૧ કરોડ ને ૬ લાખનોજ ખાડો પડયો. કેમકે ધાર્યા પ્રમાણે જકાતમાં ઉત્પન્ન થઇ શકયું નહિં. સાદી સમજનો માણસ પણ સમજી શકે છે કે, પ્રજાની ખરીદ કરવાની શકિત ઘટે ત્યારે એ ખાતે ખોટ આવે, તેજ રીતે રેલ્વે, ટપાલ અને તારખાતાની કમાણી પણ ત્યારે જ ઘટે, એટલે જો સ્વદેશી સરકાર હોય તો અંદાજ-પત્રકના આવા ખાડા પુરવા માટે દેશને માથે કરોડોનાં નવાં દેવાંનાં ભારણ ન ખડકે, પણ જનતાની આવક વધે તેવા માર્ગો શોધે. પણ પરદેશી સરકારને એ કેમ પરવડે? તેને તો કોઇપણ ભોગે આ ગરીબ દેશ ઉપર લશ્કરી બોજો લાદવો છે અને સનદી સરકારનું ખર્ચ પણ વધાર્યા જવું છે. આમ હોવાને લીધે નવા અંદાજપત્રકમાં ૪ કરોડને ૪૦ લાખનો મોટો ખાડો તો હાલ તુરતજ બતાવવામાં આવ્યો છે. પરંતુ આ તો માત્ર અડસટ્ટો જ છે, એટલે વર્ષ આખરે ઉંટડો કઇ તરફ બેઠો હશે તે તો જણાશે ત્યારે જોવાશે! પણ અત્યારે જે ખોટનો ખાડો બતાવવામાં આવ્યો છે તેને પુરો કરવા માટે ગરીબોને




લશ્કરીવાદનો પૂજારી ખજાનચી

[ હિંદી પંચ: મુંબાઇ ]

મળે જ છુરી ચલાવવાની વાત ગોરા ખજાનચીએ કરી છે. તેણે ગરીબોના ઘાસતેલને મોંઘું કર્યું, ખાંડને મોંઘી કરી, ચાંદી મોંઘી કરી અને કાપડ પણ મોંઘું કર્યું. પૈસાદારો જે ઘાસતેલ વાપરે છે તેની ઉપરની આયાત જકાતમાં ૩ પાઇનો ઘટાડો કરી ગરીબોના ઘાસતેલ પાછળ દર ગેલને ૭ પાઇનો વધારો કર્યો, ખાંડ ઉપર દર હંડ્રેડવેટે દોઢ રૂપીઓ વધાર્યો. ચાંદી ઉપર દર અઢી તોલા પાછળ પાવલીની જકાત નાખી, અને પરદેશથી આવતા કાપડ ઉપરની આયાત જકાત ૧૧ ટકા ઉપરથી વધારી ૧૫ ટકા કરવામાં આવી, ઉપરાંત જપાન તેમજ ઇટાલીના

ગરીબો માટેના સસ્તા કાપડ ઉપર બીજા પાંચ ટકાના વધારાનો ચાંલ્લો ચોટાડવામાં આવ્યો! અને પોષ્ટકાર્ડની ૭ પાઇ તો 'છઠ્ઠીના લેખ' જેવી કાયમ જ રાખી! ત્યારે આવકવેરામાં રૂ. ૧૫૦૦૦ અને તેથી વધુની આવક પાછળ રૂપિયે માત્ર એક પાઇ વધી! આમ ગરીબોનાં ખીસાં ખાલી કરાવી ૪ કરોડ ૪૦ લાખની ખોટનો ખાડો પુરવામાં, શ્રીમંત અને સદ્ધર મીલોવાળાઓને મદદ કરવા સરકાર તૈયાર થઇ છે, તેના બદલામાં પોતાના દેશના લેન્કેશાયરના વ્યાપારને પહેલી પસંદગી મળે તે ધોરણ દાખલ કરી દેવા, તેણે મુડીવાદી મીલવાળાઓ સાથે શરત કરી છે! એક તરફ ખેડૂતો જમીન મહેસુલના ભારે બોજા તળે કચડાઇ રહ્યા છે, બીજી તરફ મુંબાઇની મીલોના કામદારોને પેટ પુરતો પગાર પણ મળતો નથી, એટલુંજ નહિં પણ કામદારોના સંઘબળને તોડવા હલકા પ્રયત્નો મીલમાલીકો કરી રહ્યા છે, તે વખતે ગરીબ વર્ગના ખીસામાંથી લગભગ સાડા ચાર કરોડ રૂપિયા કઢાવવા એ એક પ્રકારનો જુલ્મજ છે,

## અન્યાયી ખર્ચ ચાલુજ!

વરસો પહેલાં ઈંચકેપ કમિટીએ લશ્કર પાછળ ૫૦ કરોડના ખર્ચની ભલામણ કરી હતી, તેમ છતાં હિંદી સરકારના પરદેશી ખજાનચીને હજી ૧૯૩૦–૩૧ માં તે ખાતા પાછળ ખર્ચવા રૂ. ૫૪ કરોડ ૨૦ લાખ જોઇએ છે! કેમકે તેને તો લશ્કર ને યંત્ર-બળથી મારો ચલાવી શકાય તેવાં સાધન ઝટપટ આપી દેવાં છે! આ ખાતામાં રૂ. ૮૦ લાખનો ઘટાડો કર્યાનો દેખાવ માત્ર કરવામાં આવ્યો છે, પરંતુ હાલના હુંડિયામણના ધોરણને ધ્યાનમાં લેતાં લશ્કરી ખર્ચ રૂ. ૬૦ કરોડ જેટલો થવા જાય છે! આ ખર્ચ હિંદને તેના પાડોશીઓના હુમલામાંથી બચાવવા માટે નથી, પણ હિંદને બ્રિટિશ મુડીવાદ અને શાહીવાદના પંજામાં કચડી રાખવા માટે, તેમજ સામ્રાજ્યના સંરક્ષણ માટે જરૂર પડે હિંદી લશ્કરને લડાઇમાં ઉતારવું પડે તેની તૈયારી માટે છે. એટલે ખરી રીતે આ અન્યાયી બોજામાં વધુમાં વધુ કાપકુપ કરવાની જરૂર હતી પણ તેમ થયું નથી. તેજ રીતે મુલ્કીખાતાના ખર્ચમાં ૬૨ લાખનો ઘટાડો બતાવ્યો છે, તોપણ સરકારી નોકરોના પગારમાં ૨૫ લાખ વધવાના છે! ધારાસભાના હિંદી સભ્યોએ સરકારની લશ્કર પાછળ અનગળ ખર્ચ કરવાની જંગલી રીત તરફ પોતાનો ક્રોધ બતાવવા માત્ર ૧ રૂપીઓજ ખર્ચ તરીકે મંજુર કર્યો, પરંતુ એક તો સરકાર જ બેજવાબદાર અને વળી આખા અંદાજપત્રક ઉપર વિચાર ચલાવવાની એ પ્રજાકીય સભ્યોને પરવાનગી નહિં! પરિણામે બધી મહેનત વ્યર્થ જાય છે. લશ્કરી ખર્ચની બાબતમાં પણ તેમજ થયું. દરેક વખત થાય છે તેમ વાઇસરૉયે અપવાદ તરીકે વાપરવાની આપખુદ સત્તાનો ઉપયોગ કરીને લશ્કરી ખર્ચ મંજુર રાખ્યો!

## કેવળ સામ્રાજ્યના હિત અર્થે:

મુંબાઇની મીલો ખોટમાં કામ કરે છે એવા બહાના નીચે જપાન અને ઇટલીના સસ્તા ભાવના કાપડને મોંઘું બનાવી, લૅન્કેશાયરનો હિંદમાં છુટે હાથે વ્યાપાર ચલાવવાનો માર્ગ મોકળો કરવા માટે, કાપડ ઉપર પક્ષપાતભરી જકાત નાંખવામાં આવી છે. બહારથી બતાવવામાં આવે છે કે સરકારને મુંબાઇની મીલોવાળા શ્રીમંત શેઠીયાઓ માટે બહુજ લાગી આવે છે, અને તેથી બદલામાં એ શ્રીમંતો લૅન્કેશાયરના માલને પાંચ ટકાની ઓછી જકાતનો લાભ આપવા તૈયાર થાય છે, ત્યારે હુંડિયામણના અવળા દરથી તેમને કાચા માલમાં સાડા બાર ટકાનું વળતર મળવાની અન્યાયી ગોઠવણ તો ચાલુ જ છે! એમાં મુંબાઇના મીલવાળાઓને માટે ગરીબોનો મરો થાય છે! બાકી ઇંગ્લંડની સ્થિતિ દહાડે દહાડે બગડતી જાય છે. ખુદ લૅન્કેશાયરમાં ત્યાંના કાપડનું જે ખમીસ એક ક્રાઉનથી ઓછે વેચવું પરવડી ન શકે, તેવું સુંદર ખમીસ જપાન લૅન્કેશાયરનાં બજારોમાં અર્ધા ક્રાઉને વેચી શકે છે! આથી બ્રિટનના શાહી મૂડીવાદીઓ ગભરાઇ ઉઠયા છે. દશ વર્ષ પહેલાં આવી કલ્પના પણ કોઇએ કરી હોત તો, લૅન્કેશાયરના કારખાનાવાળાઓએ તેને હસી કાઢી હોત, પણ ૧૯૨૯ માં જપાને હકીકતથી પુરવાર કરી આપ્યું છે કે, ગમે તેવા ગૌરવથી મસ્ત રહેતા એ અભિમાની લૅન્કેશાયરને જપાન નમાવી શકે છે. અને જો આજે નાનકડું જપાન હિંદમાંથી રૂ મંગાવીને ફાવી શકે છે, તો આવતી કાલે સ્વતંત્ર હિંદ પોતાના અઢળક કાચા માલના જોરે સમસ્ત વિશ્વને હરિફાઇના ક્ષેત્રમાં કેમ હંફાવી ન શકે? આ ડરમાંજ હિંદની પરતંત્રતાનું મૂળ રહેલું છે. એથી બ્રિટિશ

મુડીવાદ મુંબાઇના મુડીવાદનો હિંદને પરાધીન રાખવામાં સાથ શોધે છે, અને 'મીલઉદ્યોગ' જેવા મુંબાઇના મુઠીભર શ્રીમંતોના વંશપરંપરાની માલિકીના નફાખાઉ ધંધાને 'રાષ્ટ્રીય ઉદ્યોગ' નું દંભી નામ આપી એ મુઠીભર મૂડીવાદીઓ દેશને દગો દેવા તૈયાર થયા છે. જો એમ ન હોત તો, સર પુરુષોતમદાસ જેવા અમારે ન છૂટકે નેશનાલીસ્ટોને મુકીને સરકારને સાથ આપવો પડે છે એમ કહેવા તૈયાર થયા, તેને બદલે, ૧૮ પેન્સના જે અન્યાયી હુંડિયામણને ગોરો ખજાનચી 'વિધીના લેખ' જેવા મનાવવા મથે છે, તે હુંડિયામણના લેખ ઉખેડી નંખાવવા મુંબાઇના મીલમાલિકોએ પોતાના નિર્ધન કામદારોનો સહકાર સાધ્યો હોત, અને રાષ્ટ્રની સંપૂર્ણ સ્વતંત્રતાની લડતમાં ભળ્યા હોત. પણ તેમને રાષ્ટ્રીય ઉદ્યોગની કે રાષ્ટ્રની કશીજ પડી નથી, પડી છે માત્ર અંગત લાભની, એ વાત તેમના ગમે તેટલા પ્રયત્નો છતાં છૂપાવી શકાય તેમ નથી. અને ખજાનચી શું એટલી ખાત્રી આપવા તૈયાર છે કે જપાન અને ઇટલીનો સસ્તા દરનો માલ હિંદના બજારોમાં આવતો અટકશે તો તેનું સ્થાન લેન્કેશાયર નહિં લે, પણ હિંદી મીલઉદ્યોગને લેવા દેવામાં આવશે? ખજાનચી ખાંડ ઉપર કર વધારી તેમાંથી ઉત્પન્ન થતા ૧ કરોડ ને ૮૦ લાખ આ દેશમાં ખાંડનો ઉદ્યોગ રાષ્ટ્રીય ધોરણે ખીલે તેવી ગોઠવણુ કરવાનાં વચન આપી શકે તેમ છે ખરો? એમ બને તેવું છે જ નહિં, માટે અમે કહીએ છીએ કે, હિંદી સરકારનો ગોરો ખજાનચી જ નહિં પણ ગ્રેટબ્રિટનની કામદાર સરકારનો હિંદી વઝીર પણ, હિંદને આર્થિક બાબતમાં સ્વતંત્રતા અપાઇ છે એવી ખોટી વાતો કરતા છતાં, માત્ર લેન્કેશાયરના મૂડીવાદીઓનાજ બતાવેલા રસ્તે દોરવાય છે, અને મુંબાઇના મિલમાલિકોએ આ દેશના અહિતમાં લેન્કેશાયરના મીલવાળાઓ સાથે સહકાર સાધ્યો છે. એટલે હિંદી પ્રજાનો એ ધર્મ છે કે બ્રિટિશ કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવો, તેટલુંજ નહિં પણ મુંબાઇના પણ જે મિલવાળાઓ મોટાં કમિશનો ઉપર નજર રાખી, પોતાના ગરીબ કામદારોને પજવતા હોય તેમની મીલોના કાપડનો યે બહિષ્કાર કરવા તૈયાર થવું.

...

## શું મીલઉદ્યોગ રાષ્ટ્રીય છે?

મુંબાઇના કે આ દેશના કોઇપણ વિભાગની મીલોના ઉદ્યોગને 'રાષ્ટ્રીય' કહેવો તે હડહડતુ જૂઠાણુ જ નહિં પણ રાષ્ટ્રીયતાનું અપમાન કરનારૂં છે. રાષ્ટ્રની જેની ઉપર સત્તા હોય, જે ધંધાનો તમામ નફો રાષ્ટ્રના હિતમાં વપરાતો હોય તેનુંજ નામ 'રાષ્ટ્રીય ઉદ્યોગ' કહી શકાય. તે નજરે મુંબાઇના મુઠીવાદીઓની માલિકીની મીલોનો ઉદ્યોગ જરાયે રાષ્ટ્રીય નહિં પણ વિદેશી જેવો છે. તે આ કારણથીઃ (૧) તેનો વધારેમાં વધારે નફો થોડાક બેસીખાઉ શ્રીમંતોનાં ખીસામાં જાય છે; (૨) મીલોના ગરીબ કામદારોની ફરિયાદો સાંભળવાને બદલે તેમની હડતાળોને અને એમના સંઘબળને તોડી નાંખવામાં આવે છે; (૩) મુંબાઇના મીલ માલિકો મોટે ભાગે રાષ્ટ્રીય હિલચાલના દુશ્મન અને આ દેશમાં પરદેશી તંત્રને ટકાવી રાખવા માટે ખાસ આગ્રહી છે; (૪) દિવાન ચમનલાલે ધારાસભામાં કહ્યું તેમ તેમનામાં કાર્યકુશળતાનો અભાવ છે તેથી તે ખોટ કરે છે અને તે ખોટનો બોજે વધારાના કર રૂપે દેશ ઉપર નાખવામાં સાધનભૂત બને છે; (૫) મીલોવાળા જાતે પરદેશી મીલોમાં બનેલો માલ વાપરે છે; (૬) રાષ્ટ્રીય લડતમાં ધનથી મદદ કરતાં તેઓ ડરે છે, પણ યુધ્ધો જગાવવાના કામોમાં

તેઓ મદદ કરતાં વાર લગાડતા નથી. એટલું જ નહિં પણ 'સંયુક્ત સામ્રાજ્ય' [United Empire] ની હિલચાલ ઉપાડનારા બેન્કરશુકો અને શેઘરમીઅરો જેઓ હિંદને ભોગે ગોરૂં બ્રિટિશ સામ્રાજ્ય વ્યાપાર ધંધામાં સમસ્ત વિશ્વને થોડાંજ વર્ષોમાં નમાવી શકે તેવો પ્રયત્ન કરી રહ્યા છે, અને જેમનાં વર્તમાન પત્રો હિંદને કાયમની બ્રિટિશ ગુલામીમાં રાખવાની નિર્લજ વાતો દરરોજ કરે છે, તેવા બેન્કરશુકો અને શેઘરમીઅરોની લડતને મુંબાઇના મીલ માલિકો 'શાહી માલની પસંદગી' ની નીતિ સ્વીકારીને પુરેપુરો ટેકો આપે છે. આવા માણસોની મિલ્કતો રાષ્ટ્રીય હોય તેમ હિંદની ગરીબડી પ્રજા ઇચ્છે તોપણ અત્યારે તો તેમ બની શકે તેમ નથી. પણ જે મીલમાલિકો આજે પોતાના કમાણીનાં એ સાધનો માટે મદદ મેળવવા તેને 'રાષ્ટ્રીય' તાની છાપ મારવા તૈયાર થયા છે, તેઓજ એ ઉદ્યોગ ઉપર 'રાષ્ટ્રીય'તાની સાચી છાપ વાગવાની તૈયારી વખતે તેનો વિરોધ કરવા પહેલા બહાર પડ્યા હશે!

...

## સરદારને અન્યાયી સજા:

ગાંધીજીની સીધી લડતને ફટકો મારવાની ઉતાવળમાં સરદાર વલ્લભભાઇને રાસ ગામમાં ભાષણ કર્યા વિના ભાષણ કરવાના ગુન્હાની અન્યાયી સજા કરીને સરકાર જીતી નથી, હારી છે. તેથી ગાંધીજીની લડત તૂટી પડવાને બદલે તેને સારૂં બળ મળ્યું છે, સરદારની તો એટલી નામના છે કે તેમાં નવો વધારો થઇ શકે તેવી ઉણપ છેજ નહિં, છતાં આ અન્યાયી સજાએ એમની કીર્તિને એટલી જ્વલંત બનાવી છે, કે મુંબાઇનાં ધારાશાસ્ત્રીઓએ તેમજ મુંબાઇ અને દિલ્હીમાં ધારા ઘડનારી સભાઓના અનેક સભ્યોએ, ન્યાયને નામે થયેલા ન્યાયના ખુન સામે સરકારને ચાબકા લગાવી દુનિયામાં તેની હાંસીજ કરાવી છે. પણ જે તંત્રમાં આવા અન્યાય ન્યાયને નામે થઇ શકે છે, તે તંત્રમાંથી સંપૂર્ણ છુટા થઇ જવાની લડત હિંદની જનતાએ જ્યારે આરંભી છે, ત્યારે તો આવાં નાટકોની પરંપરા જોવાની આપણને વધુ અને વધુ મળશેજ. અમને માત્ર દુઃખ એટલું જ છે કે, આ અન્યાયી કામનો મુખ્ય નાયક એક હિંદી મેજીસ્ટ્રેટ બન્યો છે.

...

## સ્વાતંત્ર્ય સંગ્રામ વિષે પરદેશમાં પડઘા:

ગાંધીજીની સરદારી નીચે સ્વાતંત્ર્ય સંગ્રામ શરૂ થયો ત્યારથી ઇંગ્લંડમાં ખૂબ ખળભળાટ મચ્યો છે. અને શાહી-મુડીવાદીઓ છેક જ નફ્ફટ થઇને, હિંદુસ્થાનને પોતાના હિત અને વ્યાપાર માટે દબાવી રાખવાની વાતો કરી રહ્યા છે. પણ અમેરિકા આ સંગ્રામ તરફ આતુર નજરે જોઇ રહ્યા છે. જો કે તેની સામ્રાજ્યવાદી અને મૂડીવાદી મનોદશા ઇંગ્લંડ કરતાં ઓછી કે ઉતરતી નથી. તોપણ હિંદવાસીઓને અમેરિકાની સહાનુભૂતિ પોતાના આખરી સંગ્રામમાં ઉપયોગી થઇ પડ્યા વિના રહેવાની નથી; એ વાત તો સાચીજ છે. વર્તમાન જગત આંતરરાષ્ટ્રીય સંબંધોથી એવું સંકળાયલું છે, કે પરાધીન દેશોને પોતાની મુક્તિ માટે લડતી વખતે એ આંતરરાષ્ટ્રીય સંબંધોની અવગણના કરી પાલવે તેમ નથી.

...

## કામદાર સરકારની કફોડી સ્થિતિ:

ઇંગ્લંડમાં કામદાર સરકાર સત્તામાં છે પણ પોતાના બે વિરોધી પક્ષોની સામે

થઈને જીવવા જેટલી બહુમતિ તેને નથી, તેથી દેશની અંદરના પ્રશ્નોમાં પણ કામદાર પક્ષ પોતાનું ધાર્યું કરી શકતો નથી. આથી કામદાર પક્ષને લીબરલોની ગુલામી ભોગવવી પડે છે. જો કે હાલનો કામદાર પક્ષ વધુમતિ ધરાવતો હોત તોપણ તેથી હિંદને ખાસ લાભ થવાનો નહોતો, કેમકે હિંદ સાથેના વર્તનમાં મિ૦ મેકડોનલ્ડ કે તેના સાથીઓ મુડી–શાહીવાદીઓ કરતાં જરાયે વધારે નિખાલસતાથી કામ લઇ શકે તેમ નથી. પણ ઇંગ્લંડને બેકારીનો પ્રશ્ન અત્યારે ખાસ મુંઝવી રહ્યો છે. કામદાર સરકાર સત્તામાં હોવા છતાં ત્યાં બેકારી વધતીજ જાય છે, અને તેથી હાલની સરકાર ક્યારે પડી ભાંગશે તે કહી શકાય તેમ નથી. જો કે લીબરલોની દયાથી અત્યારે તેને નવું જીવન મળ્યું છે, અને બ્રિટિશ મતદારો કોન્ઝરવેટિવોની નીતિથી કંટાળેલા હોવાથી કદાચ મેકડોનલ્ડની સત્તા એકાદ વર્ષ વધુ ટકે, તોપણ મેકડોનલ્ડ સ્વતંત્ર કામદાર પક્ષમાંથી ૩૨ વર્ષનો જૂનો સંબંધ તોડીને છુટો થયો એજ બતાવે છે કે, હિંદુસ્થાનના સંબંધનાં તેનાં બધાંયે આગલાં વચનો ઉપર પાણી ફરી વળે તેની તેને પરવા નથી. એને તો દેશની અંદરની બેકારી કેમ ઓછી થાય, અને નૌકાનિવારણની પરિષદની સફળતાથી બ્રિટિશ સામ્રાજ્યની સંગીનતા કેમ વધે એટલુંજ જોવું છે! અલબત્ત થોડાક કામદારો હિંદના સવાલમાં રસ લે છે, તોપણ સામ્રાજ્યના બજાર તરીકે હિંદ કાયમનું સામ્રાજ્યનું દબાયલું રહે એવા વિચારો તો એ પક્ષના પણ છે જ; એટલે કામદાર પક્ષ ઉપર વિશ્વાસ મુકી ગોળમેજી પરિષદમાં જવાની વાતો કરવાથી હિંદને કશોજ લાભ થવાનો નથી.

## નૌકા પરિષદને નશીબે નિષ્ફળતા

અમે અગાઉ લખી ગયા હતા તેમ નૌકા બલ ઘટાડવાની પાંચ રાજ્યો ગમે તેવી વાતો કરે, તો પણ છેવટે એ પરિષદને નશીબે નિષ્ફલતાજ લખાયલી છે. એની નિશાનીએ અત્યાર પહેલાં જણાય છે, તેમ છતાં બહારથી કરવામાં આવતી સફળતાની બધીયે સુંદર વાતોની પાછળ, સત્તા અને સામર્થ્યની સાચવણી માટે તરફડીયાં મારતો સામ્રાજ્યવાદ એક પણ રાષ્ટ્રને સાચા દિલના નૌકા નિવારણ માટે તૈયાર થવા દે તેમ છે જ નહિં. ભલે આજે ફ્રાન્સ કે ઇટાલીના મુદ્દા બહાના તરીકે આગળ કરવામાં આવે, પરંતુ નકામી નૌકાઓને દૂર કરી, પોતપોતાને ઉપયોગી જણાય તે જાતની લડાયક સામગ્રીવાળી સ્ટીમરો સાચવવાની મનોદશા અત્યારે પાંચે રાજ્યોની છે, અને શાંતિની બધી મોંઢાની વાતો છતાં, પડદા પાછળ પ્રત્યેક દેશ લડાયક સરંજામોની જે પ્રચંડ તૈયારીઓ કર્યેજ જાય છે તે જોતાં, આવી પરિષદોના બહાના પાછળ, પ્રત્યેક રાષ્ટ્રનો લશ્કરીવાદ બળવત્તર થતો જાય છે, એથી જગતમાંથી યુદ્ધ ઓછાં કરવાની એકપણ શાહી મડીવાદી દેશની ઇચ્છા છે જ નહિં, અને હાલની મનોદશા જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી યુદ્ધનો ભય ઓછો થવાનો જ નથી. એ મનોદશામાં પલટો તો ત્યારે જ દેખાય, કે જ્યારે તમામ રાષ્ટ્રો બીજી પ્રજાને કચડવાની ભાવના છોડી દે. પરંતુ તેમ થવું તે તો સિંહને ઘાસ ઉપર જીવતાં જોવા જેવું અશક્ય કામ છે. તે માટે જગતની કચડાયલી પ્રજાઓ શાહીવાદના પંજામાંથી છુટવાના પ્રયત્નો કરે એજ જરૂરનું છે: કેમકે માત્ર તેમાંજ જગતને માટે શાંતિ અને વિકાસનો છૂપો માર્ગ રહેલો છે.

## પતિયાળાની તપાસ થવી જ જોઇએ :

પતિયાળાના 'પ્રભુજી' ના ભયંકર અત્યાચાર અને જુલ્મની જે કથાઓ તપાસ સમિતિના વૃત્તાંતરૂપે પ્રસિધ્ધ થઇ છે, તે વાંચ્યા પછી આપણે વીસમીસદીના સભ્ય મનાતા યુગમાં જીવીએ છીએ કે, અંધાધુંધી અને અવ્યવસ્થાના મધ્યયુગમાં વસીએ છીએ એવો પ્રશ્ન મનમાં સહેજે ઉભો થયા વિના રહેતો નથી. તપાસ સમિતિ જવાબદાર ગૃહસ્થોની બનેલી હતી, તેની સમક્ષ અત્યાચારના ભોગ બનેલાઓએ સાફ સાફ વાતો કહી છે, જેનો ઇનકાર પતિયાળાની પ્રબળ પબ્લીસીટી કચેરી કે હિંદી સરકાર પણ હજી સુધી કરી શકી નથી, કે તપાસ સમિતિની સામે કશાં પણ પગલાં ભરવામાં આવ્યાં નથી; એ બધું જોતાં દરેક માણસને સમિતિનો વૃતાંત ભલે સામા પક્ષની હાજરીને અભાવે ઉલટપાલટ તપાસ વિનાનો હોવા છતાંય સાચોજ લાગશે. એટલે જે સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિઓએ નભા પ્રકરણમાં ખૂબજ ઉલટ બતાવી હતી, તેઓ જો પતિયાળાની સામેના આવા ભયંકર અપરાધોની જાહેર તપાસ કરી, ભૂપેન્દ્રસિંહની ઉપરના આક્ષેપ પુરવાર થાય તો તેને યોગ્ય શિક્ષા કરવા તૈયાર નહિં થાય તો પછી એ સત્તાની સામે જનતા પક્ષપાતપણાનો આક્ષેપ મૂકે, અને પતિયાળાની પ્રજા પોતાને થયેલા અન્યાયના નિવારણ માટે ભૂપેન્દ્રસિંહ સામે સીધી લડત આરંભે તો તેમાં દોષ પ્રજાનો નહિં મનાય. પતિયાળાના રાજા પોતાની સામે મકવામાં આવેલા આક્ષેપો ખોટા હોય તો તે પુરવાર કરવાને બંધાયલાજ છે, તેમ કરવાને બદલે, તેમણે સાક્ષીઓ આપવા જનારાઓને દુર્ભાગ્ની




રાજાઓ લોકશાસનનો પહેલો પાઠ પણ જાણતા નથી

[ હિંદી પંચ; મુંબાઇ ]

લાગણીનું પ્રદર્શન કરે તેવી સજાઓ કરવા માંડી છે, તેથી તો તેમની કલંક કથા ઉપર કળશ ચડે છે. અને આમાં તો એકલું પતિયાળાનીજ નહિં, પણ નરેન્દ્રમંડળની યે ભારે જવાબદારી રહેલી છે. એ મંડળે ભૂપેન્દ્રસિંહને શીરે ભયંકર આરોપ ઉભા હોય તેવે ટાણે તેને પોતાના મંડળના અધ્યક્ષપદે સ્થાપી ને, જેવી તેવી નામોશી વહોરી લીધી

નથી; એ વાત રણજીતસિંહો કે ગંગાસિંહો ય ન ભૂલે. પ્રજામતનું બળ તેમને ભલે અત્યારે અસરકારક ન જણાતું હોય, પણ દુનિયા ભરમાં ઝારો અને કયઝરોના તાઝ ઉતરાવવામાં એ બળ જ કારણભૂત છે; તે વાત સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિઓએ પણ વિસરવી જોઇતી નથી.

...

## ધન્યહો હિંદી વિમાનીઓને

કરાંચીના વૈમાનિક મથકેથી થોડાક દિવસો પહેલાં બે નૌજવાન હિંદીઓએ નાનકડા વિમાનમાં ઇંગ્લંડ જવાનું સાહસ ખેડ્યું. કશી પણ ધામધુમ કે દેખાવ વિના તેમણે પોતાનો નિશ્ચય કર્યો, અને ૧૭ વર્ષના ભાઇ એન્જીનીયરને યાત્રક તરીકે લઇ, પંજાબી નૌજવાન ભાઇ ચાવલાએ અડગ હિંમત અને અપાર સાહસિકતાથી ઇંગ્લંડ પહોંચવાની પોતાની હોંશ સફળ કરી. આથી તેમને જેટલા ધન્યવાદ અપાય તેટલા ઓછા છે. કેમંક પરદેશી તંત્ર નીચે ભારતની જવાનીને કરમાવી નાખવામાં આવી છે, તેને શૌર્ય અને સાહસ બતાવવાની તક અપાતી નથી; પરંતુ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે એ તક મળી છે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે ભારતવાસીઓ પ્રત્યેક ક્ષેત્રમાં જગતની કોઇ પણ પ્રજા જેટલાં પરાક્રમ બતાવી શકે છે, એ વાત આ ક્ષેત્રમાં ભાઇ ચાવલાએ એક વધુ વખત સિદ્ધ કરી છે. તેમની સાથેના ભાઇ એન્જીનીઅર પારસી છે અને અમે જાણીએ છીએ ત્યાં સુધી થોડાક વખતમાં કદાચ એક બીજા ગુજરાતીભાઇ પણ આવું સાહસ ઉઠાવવાનો વિચાર કરે છે. ગુજરાતીઓ માત્ર વ્યાપાર ધંધા સિવાય બીજા ક્ષેત્રમાં સાહસ બતાવી શકતા નથી, એ મહેણું હવે તો ગુજરાતીઓએ ટાળ્યું છે, પરંતુ આ દિશામાં સાધન સંપન્ન ગુજરાતી જવાનો હજુ જોઇએ તેટલા આકર્ષાયા નથી, તેથી અમે ઇચ્છીએ છીએ કે, ગુજરાતમાંથી જાગૃત થયેલા જવાનો વિમાનીઓ તરીકે કુશળતા મેળવવા વધુ સંખ્યામાં બહાર પડે.



વીમાની ચાવલા તથા મી૦ ઇંજીનીયર

# નિર્ધનતા અને નિરક્ષરતા




નિર્ધનતા અને નિરક્ષરતા એ બે મહશત્રુઓ ગુજરાતના દુબળાઓને દાબી રહ્યા છે. જે વૃક્ષે બાળકની ઝોળી બાંધી છે, તે વૃક્ષની તાડી, એ ગરીબ ઝૂંપડીનો અને તેના ભાવી વારસનો નાશ કરે છે: એ નિરક્ષરતાને લીધે નહિં સમજવાથી તેમની નિર્ધનતા વધતી જાય છે.

શ્રી [illegible] ગુજરાતી સમાજે
શ્રીયુત [illegible] આણંદજી ચાવડા
તરફથી [illegible] સપ્રેમ ભેટ.





વર્ષ: ૨ જું.] મે: ૧૯૩૦ [અંક: ૨


# યુગભાવના

: લેખક :

તંત્રી

સમસ્ત વિશ્વમાં પ્રધાનપણે જણાતી યુગભાવના સ્વાશ્રય, સ્વમાન અને સ્વતંત્રતાની છે. એ ભાવનાનાં સર્જન આકસ્મિક સંજોગને આભારી નથી. જે સંસ્કારબળોએ સ્વતંત્રતાની યુગભાવનાને હાલની કોટિએ લાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો, એ ભાવનાના ચમત્કારનાં પ્રથમ દર્શન જેને લીધે થયાં, અને જે જે પ્રેરકબળો વર્તમાનયુગભાવનાનો વિકાસ સાધવામાં કારણભૂત નિવડ્યાં, તેનો ઇતિહાસ વિચારવો જરૂરી છે.

જીવનની વૈજ્ઞાનિક વ્યવસ્થાએ યુગભાવનાને મુર્તિમંત બનાવવામાં વિજય મળે તેની ભરપૂર સામગ્રી પૂરી પાડી છે. એ સામગ્રીમાં સ્વાતંત્ર્યના સિદ્ધાંતો અને વ્યકિતત્વના હક્કો પણ સમાવેશ થાય છે. એ બન્ને બાબતોને શાસ્ત્રીય વૈજ્ઞાનિક પધ્ધતિ સાથે નિકટનો સંબંધ છે. વિજ્ઞાનના વિકાસની સાથે સાથે જ કશાંયે બંધન વિનાની માનવતા ભરી સંસ્કૃતિ તરફ વિચારો ઢળતા જાય એવું વાતાવરણ ખડું થાય છે. એ વાતાવરણ ખડું કરવામાં ચેતનવંતા વિચારોનાં જબરદસ્ત બલ મહત્ત્વનો ભાગ ભજવે છે. તે બળ સ્થિતિચૂસ્ત જીર્ણતામાંથી છુટી જવાને પ્રેરે છે. એને સામાજિક સુધારાના નામે ઓળખો કે મનુષ્યના સ્વાધિકારના નવીન શાસ્ત્ર તરીકે પિછાનો.

મુક્તિ (સ્વતંત્રતા) અપાવે તે વિદ્યા. એ વિદ્યાની જેમ સાચી વ્યાખ્યા હોવા છતાં, ગુલામીને કાયમ કરવાને પણ બીજી પ્રજાને કચડી નાખનારાઓએ વિદ્યાનો દુરૂપયોગ કર્યો છે, તેમ મનુષ્યના બુધ્ધિબળને ખીલવી તેમને મુક્ત બનાવવાં એ વિજ્ઞાનનું પરમ તત્ત્વ હોવા છતાં, અત્યારે તે જ વિજ્ઞાનનો ઘાતકી કામો માટે ઉપયોગ કરવામાં આવે છે; અને

તેની મદદથી મૂઠીભર માણસો માનવ સમૂહનાં મોટા ભાગને અજ્ઞાનનાં અંધારામાં તેમ જ ગુલામીના બંધને માં કચડી નાખીને પોતાની શ્રીમંતાઇ તેમ જ સત્તાને વધારે સંગીન બનાવવાના અમાનુષી કાર્યમાં ફાવી જતાં દેખાય છે. પરંતુ વિદ્યાને દાસી બનાવી માનવતાને હણવા માટે તેનો ઉપયોગ કરવા ગમે તેટલાં ફાંફાં મારવામાં આવે તો પણ, આખરે તેની સુંદર અસરને હમેશને સારૂ ગુંગળાવી નાખી શકાતી નથી, તેમ વિજ્ઞાનની સારી અસરો અને તેથી મનુષ્ય સમાજને મળવા જોઇતા લાભને હમેશને માટે સાંકડા વર્તુળમાં કાયમને માટે પુરી દઇ શકાતાં નથી. કે તેને સદાને માટે મુડીવાદીઓની તેમ જ સત્તાવાદીઓની દાસી બનાવી શકાતી નથી. દોલત, સ્વચ્છતા, આરામ, ફુરસદ, રમત ગમત અને કેળવણી વગેરે સમાજ શરીરને ઉપયોગી એવાં પ્રત્યેક ક્ષેત્રોમાં તેથી જ વિજ્ઞાનની સુંદર અસરની વ્યાપકતા આપણે જોઇ શકીએ છીએ. એ તો શાંત સરોવરનાં એક ખુણામાં કાંકરો નાખતાં જન્મતાં એક વર્તુલની અસરથી જેમ બીજા નાનાં મોટાં અનેક વર્તુલો જન્મે છે, તેના જેટલું જ સ્વાભાવિક છે.

સ્વતંત્રતા અને માનવતાની પ્રાપ્તિ માટે વિશાળ ધોરણે ચાલતી લડતની સાથે વિજ્ઞાનનો કેટલે અંશે સંબંધ હોય છે તે બતાવવા માટે ઐતિહાસિક પ્રસંગો ઠીક મદદ કરે છે. તે નજરે જોતાં ખુલ્લે ખુલ્લું જણાય છે કે, મનુષ્યની રાજકારણી તેમ જ બૌદ્ધિક મુક્તિની સામે જે સત્તાઓ અને સમાજની આપખુદ રૂઢીઓના સંરક્ષકો થાય છે, તેઓ જ વિજ્ઞાનની પ્રગતિના પ્રત્યેક પ્રયત્નનો વિરોધ કરનારા હોય છે. એટલે સિદ્ધ થાય છે કે, વિજ્ઞાનને માટે સહુથી પ્રાથમિક આવશ્યકતા વિચાર સ્વાતંત્ર્ય અને શોધખોળના સ્વાતંત્ર્યની જ હોય છે. આ જાતની સ્વતંત્રતા મંદિરવાદ [ જેમાં બ્રાહ્મણવાદ, આચાર્યવાદ અને શાસ્ત્રવાદનો સમાવેશ થાય છે ] ની તેમ જ આપખુદ રાજ્યની જુની અને જુલ્મગાર પ્રથાઓ ચાલુ હોય ત્યાં સુધી પ્રાપ્ત કરવી મુશ્કેલ થઇ પડે છે. એટલે જેઓ જેઓ સ્વતંત્રતા માટે ઝુઝયા છે અને ઝુઝે છે કે ઝુઝશે, તેઓ બધા ડગલે ને પગલે વિજ્ઞાનવાદ તરફ જ ઢળેલા અને તેની સાથે મોટે ભાગે સંવાદી હોય છે.

આમ છતાં વિજ્ઞાનને સાંકડા વર્તુલમાં પુરી રાખીને તેનો લાભ થોડાક આપખુદ સત્તાવાળાઓને તેમજ શ્રીમંતોને મળે તેવી જે કુવ્યવસ્થા અત્યારે કરવામાં આવેલી દેખાય છે, તેમાંથી વિજ્ઞાનને મુક્ત બનાવી માનવ જાતિને તેનાથી વિશેષમાં વિશેષ લાભ થાય તેવી સુવ્યવસ્થાની સ્થાપનાની પણ ખાસ જરૂર છે. સાદી રીતે કહીએ તો વિજ્ઞાનમાં માનવતાનાં સિધ્ધાંતની મોટામાં મોટી જરૂર છે, તેનો ઉપયોગ અમાનુષિત. માટે ન થવો જોઇએ, અથવા થતો અટકવો જોઇએ, એટલાથી જ કાર્યની પૂર્ણાહુતિ થતી નથી; પરંતુ માનવ જાતિના વિકાસ અને હિતને અર્થે જ તેનો પૂરેપુરો ઉપયોગ થાય તેમ કરવું એ જ જરૂરનું છે. એવું નામ જ સાચી સ્વતંત્રતા છે.

જૂના વહેમો, આધાર વિનાની પ્રાચીન માન્યતાઓ, નશીબવાદ, ઇશ્વરવાદ, વડિલવાદ, રાજ્યશરીરમાં સમાવવામાં આવેલો દૈવી અંશવાદ, પુનર્જન્મવાદ એ બધા વાદો માનવ જાતિને ગુલામ બનાવી રાખવામાં મજબુત બેડીઓની ગરજ સારે છે. વિજ્ઞાન એ બધાં વહેમો અને અંધશ્રધ્ધાથી ચાલી આવતી પરંપરાની માન્યતાઓનાં પોલ

ઉઘાડનારું સબળ સાધન છે. અર્થાત્ વિજ્ઞાન સંપુર્ણ સ્વતંત્રતાનાં સંગ્રામની ભાવના જન્માવનાર મુખ્ય સાધન છે, તે જ રીતે એ સંગ્રામ શરૂ થતાં જ, સહુથી પહેલાં વિજ્ઞાનને જ પેલા વહેમો અને પ્રણાલિકાવાદની સાથે અથડામણમાં આવવું પડે છે. આધ્યાત્મિક કે ભૌતિક આપખુદ સત્તાઓનાં દંભી પોકળો તેથી આપોઆપ ઉઘાડાં પડી જાય છે. તેમની સામે ચળવળ ચલાવવાની કે તેનાં દંભ ઉઘાડા પાડવાની ઇચ્છા ન હોય તો પણ, જેમ દીવો આવતાં જ ઓરડામાંના અંધકારને આપોઆપ પલાયન કરી જવું પડે છે, તેમ વિજ્ઞાનની નક્કર હકીકતો અને કસોટીના સૂર્યપ્રકાશ આગળ, માત્ર અક્કલ વિનાની વહેમી કલ્પનાઓને આધારે ટકી રહેલાં એ આપખુદ સત્તાઓની ધુમ્મસનાં વાદળને આપો આપ ઓગળી જ જવું પડે છે. મધ્યયુગની સમાજ રચનાના દંભી દેખાવોની અને આપખુદ સત્તાવાદની સામે સ્વતંત્રતાની ભાવનાથી પ્રેરિત બુદ્ધિયુક્ત રીતે ચાલતાં ઉદારમતવાદનાં તેમ જ ક્રાંતિનાં મંથનોથી સતત પ્રહારો પડયાં તો કરતા જ હતા, પરંતુ એ ચળવળોને વૈજ્ઞાનિક પધ્ધતિનું સ્વરૂપ અપાતાં જ, તે કાળના વિજ્ઞાનયુગના લડવૈયાઓ પ્રાચીન આડંબર અને આપખુદ સત્તાઓને મૂળમાંથી ઉડાવી દેવા માટે કયાં સાધનો સંગીન થઇ પડશે તે વાત ત્વરિત ગતિએ સમજી ગયા, અને માનવસમાજના એ મહાશત્રુઓની સામે એ સંગીન શસ્ત્રોનો અથવા તો તેવા શસ્ત્રોના ભંડારનો અસરકારક રીતે ઉપયોગ કેમ કરી શકાય તે વાત કળી જતાં એમને લગારે વિલંબ થયો નહિં.

**આથી** જ ગયા એક બે સૈકાઓના પ્રગતિનો ઇતિહાસ જ્યારે આપણે અવલોકીએ છીએ ત્યારે આપણે જોઇ શકીએ છીએ કે, વિજ્ઞાન, સ્વતંત્રતા અને માનવતાની ત્રિપુટીના સંયોગે જ માનવસમાજના સતત વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. સ્વાતંત્ર્યમંથનોમાંથી વૈજ્ઞાનિક વિચારણાનો જન્મ થયો; ત્યારે વિજ્ઞાન સ્વતંત્રતાની ઇમારતને માટે સંગીન પાયારૂપ તેમ જ ઇમારતની બાંધણી સારૂ જોઇતી કીંમતી સામગ્રીરૂપ થઇ પડયું. મધ્યકાલીન જડવાદ અને જરાવાદની સામે જે માનવસંસ્કૃતિ પ્રહાર ચલાવી રહી હતી, તેમણે વિજ્ઞાનના જન્મનો હૃદયપૂર્વક સત્કાર કર્યો અને તે માટે ઘણાં કાર્યોને ઉત્સાહપૂર્વક સહાય આપી, ત્યારે વિજ્ઞાને એ માનવસંસ્કૃતિના ઉંડાણ અને વ્યાપકતાની મર્યાદાઓને અતિ વિસ્તારી બનાવવામાં તેમ જ માનવતાની મુક્તિના સંગ્રામના સૈનિકોની તમામ મહત્વાકાંક્ષાઓને સાચી દિશાનું સૂચન કર્યું, અને તેમને સીધા રાહ પર મૂકી દીધી. અર્થાત્ સાચી સ્વતંત્રતાનો આધાર વિજ્ઞાન ઉપર છે અને વિજ્ઞાનનો આધાર સંપુર્ણ સ્વતંત્રતા ઉપર છે. બન્ને પરસ્પરને આધારે ટકતી અને વિકસતી એવી માનવ જાતિના હિતની મહાશક્તિઓ છે. પરસ્પરના આધાર અને મદદ વિના એ બન્ને શક્તિઓ નકામી બની જાય છે. ઉદાહરણ તરીકે હિંદ પરતંત્ર છે માટે જ તેમાં વિજ્ઞાનનો વિકાસ થઇ શકતો નથી, અને હિંદમાં વિજ્ઞાનનો જોઇએ તેટલો વિકાસ થયો નથી, તેથી જડ માન્યતાઓ અને રૂઢીવાદ સજીવન રહેલા હોવાથી હિંદ સ્વતંત્ર થઇ શકતું નથી એમ કહી શકાય. તે રીતે એવું યે કહી શકાય કે, વિજ્ઞાનનો વિરોધ જેટલે અંશે હિંદુસ્થાનમાં થશે તેટલે અંશે તેની સંપુર્ણ સ્વતંત્રતા અટકશે કે મર્યાદિત બનશે, અથવા તો જેટલે અંશે સ્વતંત્રતા સાધી શકાશે તેટલે અંશે વિજ્ઞાનનો વિકાસ હિંદમાં શક્ય બની શકશે.

એ વાત સમજવા માટે લાગણીવશ ભાવનામયતાને બાજુએ રાખીને જીવનને વિજ્ઞાનની નજરે નિહાળો તો તુરત જ સમજાશે કે, જીવનમાં જેટલે અંશે વિજ્ઞાન સ્થાન લે તેટલે અંશે પ્રાચીનયુગના જડાજીર્ણ, આપખુદ અને સાંકડા વર્તુળોસમા રૂઢીવાદની ઉપર મૃત્યુનો ફટકો પડે. કેમકે આપણું પ્રાચીન સમાજતંત્ર તેની તમામ મહત્ત્વની બાબતોમાં છેક જ અશાસ્ત્રીય [Unscientific] છે. આપખુદી એ માત્ર એટલું ઘાતકીપણું જ નથી, કે બુદ્ધિપુર્વક તેનું પ્રથક્કરણ કરીને જોતાં દેખાય છે તેમ માત્ર તે છેક જ હાસ્યજનક છે એટલું યે પુરતું નથી, પણ બુદ્ધિયુક્ત દલિલોને કે બીજી કોઇ પણ અસરોને નહિં ગણકારતાં, બધું જ પોતાને સારૂ પોતાના જ તાબામાં રાખી મુકવાની, તેની અક્કલ વિનાની સ્વાર્થી બેતમા જ મુજે તો અશાસ્ત્રીય છે. જે રાજ્યતંત્ર કે સમાજતંત્રમાં એવી આપખુદી ચાલતી હોય તે રાજ્ય કે તે સમાજ નિર્બળ, નિર્ધન અને હંમેશા ભયની દશામાં નાશ માટે નિર્માણ થએલી હાલતમાં જીવતાં જણાય છે. તેની સાથે સથે એ વાત પણ એટલી જ સાચી છે કે, આપખુદીની એવી અવ્યવસ્થિત દુર્દશા ઉપર એક જ વખત યુગભાવનાના શાસ્ત્રીય તેમ જ ઉદ રમતવ દના પુર્ણ પ્રકાશની કિરણાવલિનાં અજવાળાં થરાવા માંડે તે પછી એ રાજ્ય કે સમાનાં આપખુદ તંત્ર નીચે દુર્દશા ભોગવી રહેલાં મનુષ્યો અજ્ઞાનતા અને ગુલામીની બેડીઓમાંથી છૂટી ગયા વિના રહી શકવાનાં જ નથી. એ જ્ઞાન મળ્યા પછી પણ જો તેઓ જીવનભરની જ નહિં પરંતુ પરંપરાની બુધ્ધિપુર્વક યોજાયલી ગુલામી ભાવનાને લીધે એટલા પડી ગયા હોય કે તેઓ ઉત્થાન પામી શકે તેવો પ્રયાસ જાતે કરવાને અશક્ત હોય તો પણ, પછી તે સમુહને એવી દશામાં રાખી મુકવો તેના જેવું અશાસ્ત્રીય, અન્યાયી, ભયંકર અને અસહ્ય એવું બીજું કશું જ ન હોઇ શકે.

જે સંસ્કૃતિ મુઠીભર માણસોનાં હાથનું હથિયાર બની ગઇ હોય, જેને મુર્તિઓની અને સિંહાસનોની આસપાસ જ પુરી રાખવામાં આવતી હોય, તે સંસ્કૃતિ કદીપણ ચિરંજીવી સંસ્કૃતિ ન કહેવાય. મુર્તિઓને બુધ્ધિમાનો દુર કરી દે, સિંહાસનોનો ભુક્કો નીકળી જાય અને આપખુદ રાજાનું તંત્ર જનતા સંભાળી લે, તેમ જ મુઠીભર શ્રીમંત કે સત્તાવાદી માણસોને જગતની જનતાનો મોટો ભાગ તેમનાં સ્થાન ઉપરથી ભ્રષ્ટ કરીને નસાડી મૂકે: એટલે એ સંસ્કૃતિનો પણ તેની સાથે સાથે જ ભૂક્કો જ નીકળી જાય. એ જ સંસ્કૃતિ કાયમની તો બની શકે કે જે પોતાના ઉત્થાનની સાથે સાથે જ જનતાને ઉત્થાન આપી શકતી હોય. પ્રગતિનો માર્ગ કદી પણ સાંકડી પરનાળોમાંથી જનારો હોતો નથી, પ્રગતિ તો સર્વસામાન્ય જનસમુહની જ હોઇ શકે. તેનું જ નામ પ્રગતિ–બીજાનું નહિં, એ જ દષ્ટિએ સંસ્કૃતિ તેમ જ પ્રગતિને જોવાં તે જ ખરી શાસ્ત્રીય દષ્ટિ છે. ખોટી લાગણીના ઉકળાટને બાજુએ રાખીને વ્યવહાર નજરે જોઇએ તો જણાશે કે, જીવનની વૈજ્ઞાનિક ધોરણે વ્યવસ્થા રચવા માટે ઉંચાનીચાના બધાએ જુના ભેદભાવોને દૂર કરવા ઘટે, કરોડો મનુષ્યોને ગુલામ બનાવી દેનારી રૂઢીઓની જંજીરને તોડી નાખવી જોઇએ, સારોયે જનસમુહ સંસ્કૃતિનાં સરખાં સંરક્ષણ મેળવીને દીર્ઘજીવી બને તેવા જ્ઞાનના પ્રચારની સરળતાઓ ઉભી કરવી જોઇએ; માનવજીવનોને જુલ્મી રાજાઓની, ધર્માંધ દુરાગ્રહીઓની અથવા તો સ્વાર્થ અને ઉડાઉ

એવી પ્રાણુશોષક સંસ્થાઓની દયા ઉપર કદી પણ છોડી દઇ ન જ શકાય.

માનવસમાજની મુક્તિની સાધના માટે સાર્વજનિક શિક્ષણુની જે સાર્વત્રિક માગણી થઇ રહેલી છે, તેમાં પણ વિજ્ઞાનનું મહત્વ ઓછું કે જેવું તેવું નથી. વિજ્ઞાનની શિક્ષણુનાં કાર્ય તરફ સહાનુભૂતિ છે તેટલા અર્થે નહિ; પણ તેથી યે વિશેષ કારણુને લીધે. તે કારણુ એ છે કે, વિજ્ઞાન શિક્ષણુને માટે સામગ્રી પુરી પાડે છે, વિજ્ઞાન જ મનુષ્યને જે ખરેખરૂં જાણુવા જેવું છે તેવું કશુંક આપે છે. વિજ્ઞાનના વિકાસ પહેલાંના યુગમાં જે જાતનું શિક્ષણુ અપાતું તેનું મૂલ્ય ઓછું આંકવાની જરૂર નથી. તે કાળે તેણે પ્રશંસનીય કાર્ય કર્યું છે. એ શિક્ષણે પણુ આમવર્ગમાં સુંદર તત્ત્વોનાં સર્જન કર્યાં હોત, તે શિક્ષણે પ્રાચીન જ્ઞાનની મર્યાદાઓમાં રહીને જ્ઞાનપ્રચાર કર્યો હોત, સંસ્કૃતિના પ્રચારના એક સાધન તરીકે તે શિક્ષણે મધ્યકાલિન અત્યાચારોને ઉથલાવી નાખ્યા હોત, તો પણુ તે કરતાં તેનાથી વિશેષ કશું થઇ શકયું ન હોત, કેમકે વિજ્ઞાનની પહેલાંના યુગમાં જ્ઞાન જાતે જ અપૂર્ણું હતું. થોડાક પંડિતો જગતને જેમ તેમ જાણુવાના પ્રયાસ કરતા હતા, પણ જેમ એવા પંડિતો ઓછા હતા, તેમ તેમનું જ્ઞાન પણ મર્યાદિત જ હતું. માત્ર વિજ્ઞાનની મદદથીજ માનવસમાજ આજ સુધી નહિં મેળવી શકેલો તેવા અમુલ્ય જ્ઞાનના ખજાનાને શોધીને સુવ્યવસ્થિત રીતે રજુ કરી શકાયો છે. તેની વ્યાપકતા અને વિશદતાઓ વધી છે, તેજ રીતે વિજ્ઞાનને લીધે શિક્ષણુની નવીન અને વધુ માતબર વ્યાખ્યા થઇ શકી છે. એટલે પ્રાગતિક વિચાર ધરાવનારાઓ અને વૈજ્ઞાનિકોની પ્રવૃત્તિઓના ભાગલા પાડવા ન બેસીએ, તો પણ એટલું કહી શકાય કે, જ્યારે પ્રાગતિકો સર્વ સામાન્ય જનતાને શિક્ષણુ આપવાના સિધ્ધાંત માટે લડત ચલાવી રહ્યા હોય છે, તે વખતે વૈજ્ઞાનિકો એ શિક્ષણુનો સંગીન તેમ જ સંપુર્ણું અભ્યાસક્રમ પુરો કેમ પાડવો તેને માટે કામ કરતા હોય છે. એટલે જ્યારે જાગૃત બનેલી જનતા જ્ઞાનની શોધમાં તૈયાર બનીને આવી પહોંચે ત્યારે તેમની સમક્ષ શિખવા જેવી અનેક ઉપયોગી વસ્તુઓ રજુ કરી શકાય. અને વળી એ વિજ્ઞાને પ્રત્યેક ક્ષેત્રમાં પ્રયોગોથી સિધ્ધ થયેલા જ્ઞાનને શોધી કાઢ્યું છે એટલું જ નહિ, પણ પોતાના યુગ પહેલાંના વિદ્વાનો તેમજ પંડિતો કરતાં જુદું જ દષ્ટિબિંદુ જગત સમક્ષ રજુ કર્યું છે.

એટલે વર્તમાન યુગની ભાવના જેટલી શાસ્ત્રીય છે તેટલી જ પ્રગતીશીલ અને માનવતાના દષ્ટિબિંદુવાળી છે; તેમાં માનવવ્યક્તિને વધુ ભવ્ય, વધુ પ્રકાશિત, વધુ જ્ઞાનમય, વધુ વિશુદ્ધ, વધુ વિસ્તારી અને વધુ સ્વતંત્ર બનાવવા માટે જોઇતી તમામ વસ્તુઓનો સમાવેશ થાય છે; તે વાત વિસરવી ન જોઇએ. તેની સાથે સાથે એ પણ ભૂલવું ન ઘટે કે, જે કોઇ પણ લડત કે ચળવળ—પછી ભલે તે સ્વતંત્રતાને કે સંપુર્ણું સ્વતંત્રતાને નામે ચલાવવામાં આવતી હોય તે—માં વિજ્ઞાનનો સ્વીકાર કરવાને બદલે તેનો ઇનકાર કરવામાં આવશે, માનવસમુહ સમક્ષ રજુ થએલા પ્રયોગસિધ્ધ જ્ઞાનસમૂહને ઢાંકવાનો કે તેથી મળતા લાભોની અવગણુના કરવાનો પ્રયાસ કરવામાં આવશે, તે ચળવળ પરિણામે અધૂરી, મર્યાદિત અને ગુલામીનાં પ્રાચીન બંધનોને કાયમ રાખનારી જ નિવડશે. વિજ્ઞાનની શોધ પહેલાં જે કંઇ જ્ઞાનનાં તેમજ ઉત્પત્તિનાં સાધનો અને પ્રગતિના માર્ગો જનતા જાણી શકી હતી, તે તેમની

મર્યાદા પુરતા સારા અને લાભદાયક હતા એ વાત સ્વીકારવા છતાં, વિજ્ઞાનના જન્મ પછી જે જે સાધનો અને સામગ્રી તેમજ જ્ઞાન જગત સમક્ષ રજુ થયેલાં છે, તેની સાથે સરખાવતાં એ જુનાં સાધનો તેમજ જુનું જ્ઞાન અપુર્ણ તેમજ મર્યાદિત છે, એટલે એવા અપુર્ણ ને મર્યાદિત જ્ઞાન અને સાધનો તરફ માત્ર તેના પ્રાચીનપણા તરફની ભક્તિથી જ પ્રેરાઇને અંધશ્રધ્ધા બતાવી વર્તમાન જ્ઞાન અને વર્તમાન સાધનોની ઉપેક્ષા કરવી તે ગમે તેવી સ્વતંત્ર, સબલ અને શ્રીમંત પ્રજાને પણ પાડનારી વૃત્તિ છે, તો પછી પરાધીન, રૂઢીનાં બંધનોમાં જકડાયલી, પ્રગતિ અને વિકાસની તરફ ડગલું ભરતાં હમેશાં શંકાના ભયથી ગભરાતી પ્રજાની તો વાત જ શું ?! એટલે સંપુર્ણ સ્વતંત્રતાના સંગ્રામ વખતે આદીકાળમાં જીવવાની ભાવના ન ખીલે, પણ વર્તમાનમાં સરામાં સારી રીતે સ્વતંત્ર જીવન કેમ ગાળી શકાય એજ ભાવનાની તાલાવેલી લાગે તે જરૂરનું છે. એનું જ નામ સાચી યુગભાવના છે. અને હિંદુસ્થાનની પ્રજા માટે એ જ ભાવના જરૂરી છે.

# સ્વાતંત્ર્ય

યુરોપીય યુધ્ધ વખતે દક્ષિણ આફ્રિકાવાળા જનરલ સ્મટસને ૧૯૧૭ના મેની પહેલી તારીખે લંડન શહેરની સ્વતંત્રતા મળી, તે સમયે ગીલ્ડ હૉલમાં મળેલી સભા સમક્ષ તેણે જે વચનો ઉચ્ચાર્યાં હતાં, તે જ વચનો બરાબર તેર વર્ષે આપણા માટે કેટલાં બધાં ખરાં છે. તેણે લંડનની પ્રજાને કહ્યું હતું : યુધ્ધમાં વિજય મેળવવા માટે આપણે જે બધા ભોગ આપ્યા છે ને આપીએ છીએ તે "માતૃભૂમિને સહાય કરવા અર્થે નહિં પણ જે સ્વાતંત્ર્ય બ્રિટનને તેમજ સંસ્થાનોને સરખું પ્રિય છે તે સ્વાતંત્ર્યને અર્થે જ આપણે સ્વેચ્છાએ અદ્દભૂત પ્રયત્ન કર્યા છે. પ્રત્યેક રાષ્ટ્રની ઇચ્છા પોતાની સ્વાતંત્ર્યસિધ્ધિ માટેની છે." એટલે અત્યારે ભારતવાસીઓ એ જ પ્રેરણાથી પ્રેરાઇને પોતાની સ્વતંત્રતા સિધ્ધ કરવા માટે અદ્દભૂત પ્રયત્ન કરે તો બ્રિટિશ સામ્રાજ્યના સૂત્રધારો જો સત્ય અને ન્યાયને અંશ માત્રે માનતા હોય તો, તેમનાથી તેનો વિરોધ થઇ શકે જ નહિં. જનરલ સ્મટસે કહ્યું હતું તેમજ, હિંદીઓ સંપૂર્ણ સ્વતંત્રતા માટે 'વિજય કે મૃત્યુ'ના નિશ્ચયથી પ્રયત્ન કરે "તેમાં માત્ર તેમનો સ્વાર્થ નથી કે એ નાનકડી બાબત પણ નથી. એ તો છે સકલવિશ્વનો મહાનમાં મહાન પ્રશ્ન. માનવતાના કલ્યાણના મૂળમાં ઘા પાડે તેવા સ્વતંત્રતાની જડનો નાશ કરનારા મૂળભૂત પ્રશ્નની સામે, જેને સારૂ જગતમાં અબજો રૂપીઆ હોમાયા છે અને લાખ્ખો મનુષ્યોનો ભોગ અપાયો છે, તે સ્વતંત્રતાને જ માટે ભારતમાં ભયંકર ભય ઉભો થયો છે," અને સમસ્ત વિશ્વની મહાપ્રજાઓએ જે કર્યું છે, તે જ મોડું મોડું પણ ભારતવાસીઓ કરવા માગે છે. સ્વતંત્રતા વિરૂદ્ધ ગુલામી એ પ્રશ્ન સનાતન છે, તેટલા જ સનાતન પ્રશ્નો લોકશાસન વિરૂદ્ધ આપખુદી, રાષ્ટ્રીય સ્વરાજ્ય વિરૂદ્ધ શાહીવાદી આપખુદીના છે ! એ બન્ને પ્રશ્નોનું આજે હિંદમાં ઘર્ષણ શરૂ થયું છે. તેમાં જેઓ હિંદીઓના સંપૂર્ણ સ્વતંત્રતાના સંગ્રામની સામે થશે, તેઓ ગુલામી, આપખુદી અને સામ્રાજ્યવાદનો જ સાથ કરનારા મનાશે. પણ ભારતવાસીએમાં એવા દગાખોર કોઇ નહિં નીકળે કેમકે, ૧૯૧૭ માં જનરલ સ્મટસે લંડનની પ્રજાને કહ્યું હતું તેમ આજે હિંદમાંય "સ્વાતંત્ર્યનો જુસ્સો ચો તરફ ગતિમાન થઇ રહ્યો છે, સ્વતંત્રતાનો ભગીરથ જુસ્સો ભારતની દશે દિશએ વ્યાપી રહ્યો છે. તેથી જે સ્વાતંત્ર્યને અર્થે આપણે સંગ્રામ માંડયો છે તેમાં આખરી વિજય આપણો જ છે એવા સંગીન વિશ્વાસભરી પ્રેરણાઓ પ્રતિહૃદયમાં ધબકવા દ્યો."

# મુડીવાદની મીમાંસા

:લેખક:

મકુરકેતુ

## : લેખાંક બીજો :

### કીંમતની આંકણી

આ નફાની પ્રાપ્તિનો વિધિ ખરેખર ખુબીદાર છે. પુંજીદાર માલેક કારખાનામાં માલ બનાવે છે, બજારમાં તે વેચાવે છે અને વીક્રયકીંમતમાંથી નાણા રૂપે નફો મેળવે છે. કીંમત મુકરર કરનારાં અમુક તત્વો છે. આજે કાગળની કીંમત રતલ દીઠ બે આના હોય, તે ભવીષ્યમાં ઓછી અગર વધારે થવાનો સંભવ છે. એજ રીતે કારખાનાની ઘણી યે ચીજોની કીંમતમાં વારંવાર પલટા આવ્યા કરે છે. યંત્રોની નવી નવી શોધો અને સુધારણાઓ થયા કરે છે, મુડીદારો એનો ઉપયોગ પોતાના કારખાનામાં કરે છે, અને વધારે વ્યવસ્થિત સંચાઓ વડે મજુરીનો બચાવ થતાં ગયા કાલની કીંમતી ચીજ આજે મામુલી દામથી વેચાય છે. જેની પાછળ મહેનત મજુરીનો વ્યય વધારે થતો હોય એ વસ્તુ સામાન્ય રીતે મોંઘી રહે છે. એટલે કે અમુક વસ્તુની કીંમતનો આધાર એની ઉત્પત્તિ માટે ખર્ચવી પડતી મહેનતુ માનવસમુદાયની શક્તિ ઉપર છે. એક રીતે આ કીંમત મુળ મુડીનું રૂપાન્તર છે. જણસના ઉત્પાદન માટેનો જરૂરી શ્રમ અંગ્રેજીમાં Value–મુલ્ય કહેવાય છે. ઘણીવાર કીંમત અને મુલ્ય વચ્ચે આસમાનજમીન જેવડું અંતર રહે છે, પણ બહુ ભાગે બન્ને સમાનજ હોય છે.

### શ્રમશકતી

શ્રમ કરવાની શકતી પણ આજે તો બજારૂ માલની જેમ વેચાય છે. એ શ્રમશક્તિની કીંમત બીજા માલની જેમજ અંકાય છે. કારખાનામાં નીપજતી વસ્તુની કીંમત તો એની પાછળ ખર્ચયેલ શ્રમથી મુકરર થાય છે પણ શ્રમ કરવાની શક્તિ કારખાનામાં નીપજતી નથી. ત્યારે, એની કીંમતનું માપ શું છે? આ પ્રશ્ન સહુને ઉઠશે. તેનો ઉકેલ બહુ અટાપટો નથી. મુડીવાદી સમાજરચનામાં ચાલી રહેલી જીવનપ્રણાલી ઉપર નજર નાખતાં સઘળું સમજાય જાય છે. ઉદાહરણ તરીકે એક કારખાનું લઇએઃ–દીવસભર મજુરી કરીને કામદારો બહાર આવ્યા છે. દશ કલાકના સતત શ્રમથી તેઓ થાકી ગયા છે. ઘણાને હાથપગ હલાવવાની યે તાકત નથી રહી. એમની કનેથી દીવસને અંતે બીજું કંઇ કામ વસુલ કરી શકાય તેમ નથી. પ્રાણતત્વ સુસાઇ ગયું છે. લગભગ નિશ્ચેતન બનેલું કલેવર બાકી રહ્યું છે. એમાં ફરી ચેતન સીંચવા માટે ખાનપાન, પોશાક અને આરામની આવશ્યકતા છે. એટલું એમને મળશે કે તુરતજ બીજે દીવસે એ માનવો દશ કલાક વહીતરું કરવાને તઇયાર થઇ જશે. આ રીતે શ્રમ કરવાની શક્તિ નીપજે છે–કારખાનામાંથી નહીં પણ જીવનની પ્રાથમીક જરૂરતોની પ્રાપ્તિ અને ભુક્તિ (Consumption)

માંથી. કદી કદી આ શ્રમશક્તીના ઉત્પાદન માટે પુંજીપતિઓ ખાસ ખર્ચ કરે છે. જ્યારે યંત્રોને ચલાવવા માટે અગર અઘરૂં કામ વસુલ કરવા માટે વિશિષ્ટ જ્ઞાનની જરૂરત પડે છે, ત્યારે માલેકો ચુનંદા મજુરોને તેની તાલીમ આપવામાં સમય અને સાધનનો વ્યય કરે છે. આ રીતે ખોરાક, પોશાક, ઉંઘ અને આરામમાં ખર ચવા માટે શ્રમજીવીઓને શ્રીમંતો જે પૈસા આપે છે તે શ્રમશક્તિની કીંમત બની રહે છે. જેમ જુદી જુદી જણ સોનાં મુલ્ય ભિન્ન ભિન્ન હોય છે તેમ મજુરીનાં મુલ્ય પણ તેના ઉંચા નીચા અગર ઉપયોગી નિરૂપયોગી પ્રકાર પ્રમાણે અંકાય છે. મુંબઇની ઇમારતો માટે બ્રહ્મદેશનાં નીબીડ જંગલોમાં લાકડાં કાપતા કઠીઆરાનો શ્રમ, અને એજ ઇમારત માટે બારીબારણાં ને ફરનીચર કો તરતા સુથારનો શ્રમ મુડીવાદી મુલ્યના ધોર ણે એકબીજાથી અત્યંત ચડતો ઉતરતો છે. છાપખાનામાં અક્ષરો ગોઠવતા કોમ્પોઝીટર નું કામ મારીક ચાલીશ પચાસ રૂપીઆ થી અંકાય છે, પણ મગજ અને કલમનો શ્રમ વેઠનારની મહેનત સો બસો કે પાંચ સો રૂપીઆનો બદલો પામે છે. પછી ભલે કંપોઝીટરો દશ વર્ષના વહીતરાને અંતે અંધાપો મેળવી બેકારી અને ભુખ-મરાને બારણે ભેગા મળે, અને તંત્રી સહ-તંત્રી પચીસ વર્ષ પછીયે શરીરે માતેલા, થઇ ફરે. એકની મહેનત અપાર હોવા છતાંયે એની કીંમત લગભગ કોડી જેટલી મુકરર થાય છે. બીજાની મહેનત બે કલા કમાંજ પર્યાપ્ત થવા છતાં એનાં મુલ્ય ઉંચા ચઢે છે. એટલે કે આ મુડીવાદી સમાજરચનામાં મુલ્યનું ધોરણ શ્રમના પ્રમાણ સાથે સંબધ્ધ નથી, પણ અવ્યવસ્થિત ઉત્પાદન પધ્ધતિમાંથી નીપજતાં જુદાં મુલ્ય ઉપરજ અવલંબે છે.

## શોષણનો સંચો

મુડીવાદીઓ કહે છે કે અમે મજુરોને મહેનતનો બરાબર બદલો આપીએ છીએ, પણ નફાશાસ્ત્રના સિધ્ધાન્તપર ગણ-તરી કરતાં, એમની આ વાત સાવ જુઠી ભાસે છે. મજુરોને, અલબત, તેઓ મહે-તાણું આપે છે. એ વાત આખી દુનીઆ કબુલ રાખે છે. એ સંબંધે કોઇને વાંધા વિરોધ જેવું નથી. તકરારી મુદ્દો એટલોજ છે કે મજુરોને એમની મહેનતનાં ફલો મળતાં નથી. પરોપકારી પુંજીદાર ફરી ફરીને બોલે છે કે મને મારા ધંધામાં નુકશાન થાય છે છતાંયે હું કામદારોને ઉદરનિર્વાહ માટે નાણાં આપું છું; ઘણી વાર લાખોની રકમો ઉપર આંધણ મુકવું પડે છે તોપણ કારખાનામાંથી હું કામદારોને કાઢતો નથી. મુંબઇઅમદાવાદના મીલમાલેકોએ આવા પરોપકારી પોકારો વારં-વાર સંભળાવ્યા છે. બીચારા મજુરો ભુખે ન મરે એટલા સારૂ આ પરગજુ લક્ષ્મીનંદનો ખોટની ચેળાએ બહુ બહુ તો શ્રમજીવી-ઓના પગાર જરા ઓછા કરે છે અને કદાચ જરૂરત પડે તો થોડાએક કામદારોને કાઢી મુકે છે! બજારમાં કદી ઉથલપાથલ ઉભી થાય અને નાણાંના ક્ષેત્રમાં આફતના ઓળા ફરવા માંડે, તો કલ્યાણનીષ્ઠ ધનકુ-બેરો થોડાએક મહીના પર્યંત કારખાનાં બંધ કરી બેસી જાય છે. એમા પણ એમને પરોપકારજ પ્રેરે છે, કારણ કે આફત અને ઉથલપાથલ દુર થતાં વળી પાછા 'મજુરોના પેટપોષણ માટેજ' એમને સંચા ચલાવવાના હોય છે! મુડીવાદીઓનું આ ભયાનક છળ મુળમાંથીજ તપાસવા જેવું છે. એમના એ અજોડ પરમાર્થનું પૃથક્કરણ બુખારીન નીચે મુજબ કરે છેઃ—

"મુડીદાર માલેક કાચો માલ, કોલસા, તેલ, સંચા, અને કારખાનાના સંચાલન માટેની બીજી જરૂરી જણસો ખરીદે છે. આટલી વસ્તુએ એકઠી કરયા પછી તે શ્રમશક્તિ ભાડે લે છે, એટલે કે 'કામ કરનાર હથ રોકે છે.'— 'Engages hands.' દરેક ચીજને માટે તે બનતાં સુધી રોકડા પઇસા ભરે છે, અને સર્વ સામગ્રી વ્યવસ્થિત કરીને ઉત્પાદનની ક્રિયાનો આરંભ કરે છે. કામદારો વહીતરૂં કરે છે, સંચાનાં ચક્રો ચાલતાં થાય છે કોલસા અને તેલ બળે છે, મકાન અને યંત્રોને ઘસારો લાગે છે, અને મજુરોની મહેનત હજમ થય છે. પરિણામે કારખાનામાંથી નવીજ વિક્રેય વસ્તુ (commodity) નીપજે છે. બીજી બજાર જણસે ની જેમ આ નવી જણસની પણ કીંમત અંકાય છે. એ કીંમત એટલે શું? પ્રથમ તો એની ઉપજાવટમાં ઉત્પાદનનાં સાધનો ખવાયાં છે. કાચો માલ, યંત્રો અને મકાનનો ઘસારો, તેલ, કોલસા, વગેરેનું રૂપાન્તર નવી જણસની કીંમતમાં થયું છે. બીજું, એ જણસમાં કામદારોનો ભાડુતી શ્રમ દાખલ થયો છે. શ્રમનું માપ સમયથી થય છે, એટલે જો એક જણસના ઉત્પાદન માટે ૩૦ કામદારો એ કામ કર્યું હોય, અને બનાવટ પરિપુર્ણ કરવામાં દરેક દમજુરને ત્રીસ કલાક લાગ્યા હોય તો, એ જણસની કીંમત કુલ ૯૦૦ કલાક + કાચો માલ, કોલસાની વપરાશ, યંત્રોમકાનોનો ઘસારો વગેરે થઇ. કાચા માલ ઇત્યાદિની કીંમતનું રૂપાન્તર ૬૦૦ કલાક ગણીએ તો જણસની કીંમત ૯૦૦+૬૦૦=૧૫૦૦ કલાકના શ્રમ બરોબર ગણાય. પરંતુ એજ જણસની મુળ કીંમત પુંજીદારને કેટલી પડી છે? કાચો માલ વગેરે માટે એણે પુરેપુરૂં એટલે કે ૬૦૦ કલાકના કામ જેટલું મુલ્ય આપ્યું છે. મજુરોની મહેનત કુલ ૯૦૦ કલાકની છે. એ આખીયે મહેનતનું ભરપુર મુલ્ય એમને મળ્યું છે? આ પ્રશ્નના જવાબમાંજ શોષણનીતિનું રહસ્ય સાંપડી જાય છે. ૩૦ કામદારોએ રોજના દશ કલાક લેખે જણસ નીપજાવવા ત્રણ દીવસ સુધી કામ કર્યું છે, એટલે કે દરેકને નામે મજુરીના ૩૦ કલાક ચડે છે. કારખાનાના માલેકે જરૂર એને ત્રણ દીનેસનો પગાર આપ્યો છે, પણ એ તો મજુરને એક દીવસના કામ પછી બીજા દીવસની મજુરી કરવા માટેની ચેતના મળે એટલા પુરતોજ છે. આખરેય મજુરોનો પગાર એમના કામના કુલ ૯૦૦ કલાકમાંથી નીપજતી જણસની કીંમત જેટલો નથી થતો. કીંમતના માપ લેખે શ્રમનો સ્વીકાર કરી ગણતરી કરીએ તો, એક મજુરને એની કામ કરવાની વ્યતીત શક્તિ પાછી મેળવવામાં શ્રમની જેટલી કીંમત જોઇએ તે કરતાં તે ઘણો વધારે શ્રમ કારખાનામાં ખર્ચે છે. દાખલા તરીકે હું રોજ દશ કલાક સુધી સતત કામ કરી શકું છું, પણ દિવસભરનો થાક ઉતારવા અને બીજે દિવસે કામ કરવાની તાકાત મેળવવા મારે માટે, ફક્ત પાંચ કલાકની કીંમતથી જેટલી ખાવાપીવાની ચીજો આવી રહે તેટલીજ બસ છે. માલેક તરફથી મજુરને એટલુંજ મહેનતાણું મળે છે, એટલે કે મજુર જેટલું કામ કરે છે તેનો માત્ર અર્ધ બદલો તેને પુંજીદાર આપે છે. એ હીસાબે ૩૦ કામદારો ત્રણ દીવસમાં જે ચીજ વસ્તુઓ વાપરે તેની કીંમત ૪૫૦ કલાકના શ્રમ જેટલી ગણાય એમ ધરી લઇએ તો માલેકને ચોકખા સાડાચારસો કલાકનો ફાયદો રહે છે. મજુરો કામ કરે છે ૯૦૦ કલાકનું અને એમને બદલામાં મળે છે ૪૫૦ કલાકની કીંમત. જણસની મુળ કીંમત માલેકને ૬૦૦+૪૫૦=૧૦૫૦ કલાક પડી છે પણ એ ચીજને વેચતી વખતે તે ૬૦૦+૯૦૦=૧૫૦૦ કલાકની કીંમત લે છે."

## અવશેષમૂલ્ય

આ રીતે તેને સાડાચારસો કલાકનો ચોખ્ખો નફો મળે છે. મજુરોએ જણસના ઉત્પાદનની કીંમત તો પ્રથમ સાડા ચારસો કલાકના કામથી આપી દીધી છે. બાકીના સાડાચારસો કલાક એમણે કેવળ પુંજીદાર માટે મફત વહીતરું કર્યું છે. આમ ઉત્પન્ન થતા નફાને અર્થશાસ્ત્રની પરિભાષામાં અવશેષ મુલ્ય અથવા વધારાની કીંમત (Surplus Value) કહે છે.

આ તો એકાદ વ્યક્તિગત મુડીદારની વાત થઇ. એવી વ્યક્તિકેન્દ્રિત વ્યવસ્થા સાથે શ્રમજીવી સમાજને બહુ નીસ્બત નથી. એને તો આખી મુડીવાદી સમાજરચના સામે બાથ ભીડવાની છે. આજે જગતમાં મુડીવાદીઓનો એક અતિ સંગીન વર્ગ ઉભો છે. એ વર્ગ શ્રમજીવી સમુદાયને એની વિરાટ સંખ્યામાં ભાડે રાખે છે. હજારો કારખાનાં, ખાણો, જંગલો, ખેતરો અને બીજા ઉદ્યોગોના અંદર કરોડો કામદારો કીડીઓની મીસાલ મજુરી કરે છે. મુડીવાદ એમને ફરી ફરીને સુસવા માટે ઉદરપોષણ પુરતું વેતન આપે છે અને એ વેતનથી અવિરત ચેતના મેળવી મેળવીને શ્રમજીવીઓનો સંઘ મુડીવાદની સેવા ઉઠાવ્યા કરે છે. અમર્યાદ મજુરી વડે કામદારો પોતાના પગારનો પુરો બદલો ભરી આપે છે, એટલુંજ નહીં પણ મુડીવાદના વિકાસ માટે અવશેષ મુલ્યનું નિરંતર સર્જન કરે છે. હજારો ચીલા વાટે આ મુલ્ય પુંજીદારોની તીજોરીઓમાં વહ્યું આવે છે. એનો અમુક ભાગ મુડી રોકનાર માલેકને જાય છે, બીજો ભાગ જમીનના માલેકને મળે છે, ત્રીજો ભાગ કરવેરા રૂપે મુડીવાદી રાજ્યની તીજોરીમાં જમા થાય છે, અને બાકીનો ભાગ નાનામોટા હીસ્સામાં વેપારીઓ, દુકાનદારો, દેવ મંદીરો, કુટણખાનાંઓ વગેરે મુડીવાદનાં વળગણો (Parasites) ને સાંપડે છે. કેવળ આ અવશેષ મુલ્ય ઉપર, માલેકોને મળતા આ નફા ઉપરજ મુડીવાદે સર્જેલા સહારૂપ વળગણો જીવે છે. એ પરોપજીવીઓના સમસ્ત જીવનને આધારજ Surplus Value ઉપર છે.

## નફાનું પુનરાવર્તન

નફાનો અમુક ભાગ પુંજીપતિઓ ફરી ફરીને વિશેષ નફો નીતારવા માટે યોજે છે. મુળ મુડીમાં આ નફો મળે છે, એટલે મુડી વિસ્તાર પામે છે. આમ સતત વધતી પુંજીથી માલેકો એમના ધંધાઉદ્યોગોનું ક્ષેત્ર પહોળું કરે છે, વધારે કામદારોને રોકે છે, સુધરેલાં યંત્રો સ્થાપે છે અને એ બધીયે વ્યવસ્થામાંથી વળી પાછું વૃધ્ધીંગત અવશેષ મુલ્ય ઉપજાવે છે. આમ કાળચક્રના એકેએક ફેરાની સાથે મુડીવાદનો વીકાસ આગળ ને આગળ ધપ્યે જાય છે, શ્રમજીવીઓને વધારે ને વધારે તે ચુસે છે, ઓર ઉભરાતા નફા નીચોવે છે અને મહેનતુ માનવતાને ભોગે મીલ્કતદાર વર્ગને આંગણે ધીકતો ધનરાશિ ખડો કરે છે.

## મુડી એટલે?

મુડીનો અર્થ શો થાય છે, એ ઉપર બતાવેલા અવશેષ મુલ્યના પૃથક્કરણથી બરાબર સમજાય છે. મુડીનો અર્થ એકલું નાણું નથી. તેમ, સોનારૂપા, ચલણી નોટો, સ્થાવર જંગમ મીલ્કત, યંત્રો કે મકાનોથી પણ મુડીની વ્યાખ્યા બાંધી શકાતી નથી. મુડી એટલે તો નિશ્ચત મુલ્ય-Definite value. એ મુલ્ય અનેક રૂપો ધારણ કરે છે. મુડી નગદ નાણારૂપે પૃથ્વી પર પર્યટન કરે છે, અને યંત્ર, અપક્વ

માલ, કારખાનાં, મકાનો વગેરે સ્વરૂપે પણ રહે છે. ભલે એ ચહાય તે રૂપે વિશ્વમાં વિહાર કરે, છતાં એનું એક લક્ષણ તો તે છોડતીજ નથી. એ લક્ષણ મુળ મુલ્યમાંથી અવશેષ મુલ્ય (નફો) ઉપજાવવાનું છે. એટલે મુડીની વ્યાખ્યા આ રીતે મુકરર કરી શકાય, "મુડી એ એવું મુલ્ય છે કે જે નીશ્ચીત વિધિ વડે વધારે મુલ્યનું સર્જન કરે છે." મુડીવાદી સમાજરચનામાં યંત્રો અને મકાનો પણ મુડીનું રૂપ ગ્રહે છે. એમ છતાં આ વસ્તુએ હંમેશાં મુડી રૂપેજ રહે છે એમ તો નજ કહી શકાય. જો આખો માનવસમાજ સહકારી સમુહ બનીને પોતાને માટેજ ખપો માલ બનાવતો હોય તો અમુક અલ્પ વર્ગ માટે અવશેષ મુલ્યનો–નફાનો–અવકાશજ ન રહે. પરીણામે યંત્રો, મકાનો, સાધનો વગેરેનો મુડીવાદી લેબાશ લુપ્ત થઇ જાય. એ ચીજો અમુક પ્રકારની માલેકી વીના આપમેળે 'મુડી' બનતી નથી. જ્યારે એના ઉપર મુંડીવાદી વર્ગની સરનસીન મલેકી સ્થપાય છે ત્યારેજ તે અન્યને નીચોવનાર મુડીનું રૂપ અખત્યાર કરે છે. જ્યારે એ ઉત્પાદનનાં સાધનો પગારદાર મજુરીને ચુસી પારકા પસીના પર તાગડધીન્ના કરનારઓનાં પોષક બને છે, ત્યારેજ તે મુડીની કક્ષામાં મુકાય છે. આ મુડીનું મુગ્ર ગમે તેવા સ્વાંગ સજે, તેથી કંઇ તેનાં સ્વભાવલક્ષણોમાં લગીરે તફાવત પડતો નથી. તેનું રૂપ સોનેરી સીક્કા હોય, કીંમતી કાગળીઆ હોય, ઝગમગતા હીરા હોય, રાક્ષસી સંચ હોય, કાચો માલ હોય, કે પછી એ સર્વના સંચાલનમાંથી ઉત્પન્ન થતો બજારૂ માલ (કોમોડીટી–વીક્રેય વસ્તુ) હોય, એની સાથે આપણે કંઇજ નીસ્બત નથી. ગમે તે રૂપે રમણ કરતું એ મુલ્ય જો વધારાનું મુલ્ય ઉપજાવતું હોય તો તે મુડી છે.

## નવાં રૂપો

ઉત્પાદન, ક્રય, વીક્રય અને વીનીમયની વીધી એટલો બધો અટપટો છે કે એમાંથી સોંસરી નીકળતી મુડી અવનવાં રૂપે દર્શન દે છે. નીરંતર આ મુડીનું રૂપાન્તર થયાજ કરે છે, પણ મુખ્યત્વે તેના પરીવર્તનનો ક્રમ ચતુર્વીધ છે. તેની તપાસ કરીએ:–

(૧) ધારો કે પુંજીપતીએ મજુરોને રોકયા નથી અને ઉત્પાદનનાં સાધનો પણ ખરીદ્યાં નથી. મુડીના વીકાસ માટે તે કારખાનું સ્થાપવા, કાચો માલ લેવા, તેલ કોલસા મેળવવા અને કામદારોને ભાડે રાખવા માત્ર અભીલાષ સેવે છે. અત્યારે તો એની પાસે ફક્ત પૈસા છે, એટલે કે એની મુડી નાણાંરૂપે ઉભી છે. મુડીનું આ એક સ્વરૂપ થયું.

(૨) એ પછી તુરતજ રૂપાન્તરનો વીધી શરૂ થાય છે. નાણાંની થેલી લઇ પુંજીપતી બજારે જાય છે. અલબત્ત, એને જાતે નથી જવું પડતું, કારણ કે તેની કને તાર, ટપાલ, ટેલીફોન, નોકરો, આડતીઆઓ વગેરેનાં પ્રચુર સાધનો છે. આ ચેતનનાઽ-ચેતન ને સ્થાવરજંગમ કાસદો દ્વારા તે ઘર આંગણે બેઠો છતો બજારે પહોંચે છે અને ઉત્પાદનનાં સાધનો તથા શ્રમશક્તી (Labour power) ખરીદે છે. તે પાછો ઘેર આવે છે ત્યારે તેની કને નાણાં નથી હોતાં, પણ નાણાંને બદલે કામદારો, કાચો માલ, ઇંધન (fuel) અને યંત્રો હોય છે. આ બધી વસ્તુઓ મુડીદારના હાથમાં આવતાંજ 'બજારૂ માલ' મટી ગઇ છે, કારણ કે હવે એનું વેચાણ થવાનું નથી. થોડી વાર પહેલાંનો પુંજીદારનો પૈસો હવે ઉત્પાદનનાં સાધનોમાં અને શ્રમ--

શક્તીમાં પરીણમ્યે છે. મુડી ઉપરથી નગદ નાણાંનો કે ચલણી નોટોનો સ્વાંગ દુર થયો છે. એણે હવે બીજી જાતના વાઘા પહેર્યા છે. તેનું રૂપાન્તર થયું છે. નાણાંનો લેબાશ છોડી તેણે ઔદ્યોગીક પુંજી (Industrial capital) ની ઓઢણી પહેરી લીધી છે.

(૩) આ રીતે નવો પોશાક સજી મુડી સક્રીય સ્વરૂપે કામ શરૂ કરે છે. યંત્રો ગતીમાન બને છે, ચક્રો સુસવાટાભેર ફરે છે, સંચાઓ કરમો ખખડાટ કરે છે, કામ કરતા મજુરો પસીને તરબોળ થાય છે, યંત્રો ઘસાય છે, કાચો માલ વપરાય છે અને શ્રમશકતી ભરખાઇ જાય છે. ઉત્પાદનનાં સઘળાં સાધનો અને શ્રમશકતી હવે જથ્થાબંધ તૈયાર માલ રૂપે ખડકાવા માંડે છે. એ બધો માલ બજારમાં જવાનો હોય છે એટલે થોડીવાર પહેલાંની મુડી વીક્રેય વસ્તુ ( Commodity ) બની રહે છે. આ ત્રીજા પરીવર્તનની સાથેજ મુડીમાં બીજો એક જબ્બર ફેરફાર થાય છે. તે એ છે કે પહેલાં કાચા માલ અને શ્રમશક્તીની જે કીંમત હતી, તે કરતાં બજાર માટે તયાર થએલા માલનું મુલ્ય વધી જાય છે. એટલે કે આ પરીવર્તનને અન્તે મુડીએ પોતાની જુની ઓઢણી બદલી છે એટલુંજ નહીં, પણ એ મુડીમાં કંઇક અધીક આવી મળ્યું છે. આ 'અધીક' તે નફો.—અવશેષ મુલ્ય–Surplus Value છે.

(૪) હવે રૂપાન્તરનો ચોથો ક્રમ શરૂ થાય છે. કારખાનાના માલેકે કેવળ પોતાને કાજે બધો માલ બનાવ્યો નથી. એ જથ્થાનું તો એને વેચાણ કરવું છે. એણે બજાર માટેજ કુલઝપટ જણસો તઇયાર કરાવી છે. એટલે હવે તે બજારમાં વીક્રેતા (માલ વેચનાર) તરીકે જાય છે. પહેલાં તે એજ ક્ષેત્રમાં ખરીદનાર તરીકે ગયો હતો. તે વખતે તેના હાથમાં નાણાં હતાં અને તે વડે તેને અમુક વસ્તુઓ લેવી હતી. હવે એજ આદમી કે એનો વગ, બજારમાં તઇયાર માલ સાથે આવે છે અને એને નગદ નાણાં જોઇએ છે. આ ચીજ મળતાંની સાથેજ તેની મુડી વળી પાછું પઇસાનું સ્વરૂપ ધારણ કરે છે. આમ ફરી ફરીને, અવનવા લેબાશો સ્વીકારતી, વારંવાર એ સ્વાંગોને દુર કરતી અને અન્તે પાછી મુળ સ્વરૂપને આશરે આવતી મુડી એના ચોથા ચક્રમાં પોતાની સંગાથે વધારાનું મુલ્ય ઘસડી લાવે છે. મુડીદારે તૈયાર માલના ઉત્પાદન માટે મુળમાં જે કીંમત ભરી હતી તેના કરતાં તેને ઘણું વધારે મુલ્ય વેચાણથી મળ્યું છે.

## ગતિપરાયણ મુડી

પણ મુડીની ગતી આટલેથીજ અટકતી નથી. એની ચાલ તો ચક્રવતી છે. મુળ મુડીની સાથે અવશેષ મુલ્ય આવી મળતાં,તે રૂપાન્તરનો બીજો ચક્રાવો આરંભે છે. કુંડાળાના ચતુર્વીધ ક્રમમાંથી પસાર થઇ તે ફરીવાર વધેલા મુલ્ય સાથે નવેસરથી કુંડાળું શરૂ કરે છે. આ ક્રીયા કાયમને માટે ચાલ્યા કરે છે અને પરીણામે મુડીવાદનો વીકાસ ક્ષણે ક્ષણે અધીક તીવ્રતા ધારણ કરતી ગતીએ આગળ ધપ્યો જાય છે. આમ શ્રમજીવીઓના સીઝાતા પ્રાણમાંથી મુડીદારોની પુંજી નીરંતર નફો ચુસે છે. પ્રતીદીન શોષણક્રીયાનું ક્ષેત્ર એ વીસ્તારે છે. એની લાક્ષણીકતા એની વ્યવસ્થા અને એની કાર્યપધ્ધતી જ એવી છે કે આ રીતે તેનો ગતીમાન ફેલાવો થવો જોઇએ. શોષણક્રીયા આજે નવીન ઉગી નીકળી છે એમ નથી.

એ તો સેંકડો વરસોથી ચાલુ છે. પણ આજની મુડીવાદી નીચોવણી અને આગલા જમાનાની ચુસણ નીતીમાં જબરો તફાવત છે. સદીઓ પહેલાં જમીનદારશાહીના જમાનામાં ધરતીના ટુકડાનો ધણી એને ખેતી કરી આપનાર ચાકરોને ચુસતો. ગુલામગીરીના યુગમાં મનવપ્રાણીઓનો માલેક પોતાના દાસોને દુભાવતો. શ્રમજીવીઓની મહેનત ઉપર એ મધ્ય યુગનો માલેક વર્ગ જરૂર જીવતો. પરંતુ એ કાળે ગુલામો અને ખેડુતો જે કંઇ ઉત્પન્ન કરતા તે બધું માલેકો, એમના નોકરો, બીજાં વળગણો અને ગુલામો પોતે વાપરી કાઢતા. ત્યારે બજારો નહોતાં, બજારૂ હરીફાઇ નહોતી અને બજારૂ માલની બનાવટ પણ નહોતી. માલેક જો જરૂરત ઉપરાંત માલ તયાર કરાવતે તો એ માલ નિરર્થક સડી જતે. અખિલ ઉત્પાદનનું પ્રમાણ માલેકની અને એના સંબંધીજનોની પાશવ ઇચ્છાઓના સાંત્વનથી મર્યાદિત હતું. એ ઇચ્છાઓ પાર પડયા પછી એથી અધિક ઉત્પાદનની આવશ્યકતાજ નહોતી. મતલબ કે માલ બનાવવાનું ક્ષેત્ર અતિ મર્યાદિત હતું. જમીનના ટુકડાઓ ઉપર જીવતા માલેકવર્ગની સંખ્યા ઘણી જબરી હતી, એટલે શોષિત શ્રમજીવીઓનું પ્રમાણ આજના જેટલું વિરાટ અને વ્યગ્ર નહોતું. મુડીવાદ નીચે બધું ઉત્પાદન નફા માટેજ થાય છે અને એ નફાનો ઢગલો રોજ રોજ ધીંગો કેમ થાય તેની અહોનિશ કાળજી પુંજીદારો રાખે છે. કોઇ ઉન્મત્ત પ્રાણીની જેમ આખો યે મુડીવાદી વર્ગ નફાના સુવર્ણમેરૂની શોધમાં દોડધામ કરે છે. એની આકાંક્ષાને કંઇ જાતની સીમ નથી. તેનો લોભ, માઝા કે મર્યાદા જાણતો નથી. મુડીના સંયોજન, સમીકરણ, એકીકરણ અને સંઘટનમાં રાચતો એ વર્ગ માનવતા જેવી લાગણી સમજતો નથી. એ કદિયે શ્રમજીવીઓન સાથ. સંપર્કમાં આવતો નથી. અભેદ્ય અને અવિચળ વ્યવસ્થા દ્વારા તે કુલઝપટ કાર્ય સાધે છે. એમાં કરોડો માણસો કચરાય, નીચોવાય, ભુખમરાને અધીન થાય, અપરાધપરાયણ બને કે અન્તે મરણની મહેમાનગતી કરે, એની સાથે લક્ષ્મીનંદનોને લેવાદેવા નથી. લાલસા, નફા માટે નફ્ટ અને અહોનીશ સળગતી લાલસા એજ એને હરેક પ્રવૃત્તીમાં પ્રેરે છે. આ અશામ્ય-સંતોષમાં કદીજ ન સમજે એવો-ધનલોભ એજ મુડીવાદી ઉત્પાદનનો અવીચળ હેતુ છે. પુંજીદાર વર્ગના જીવન-વ્યવહારનો એ મર્મ છે. ચક્રવર્તી ગતીએ ચાલતા મુડીવાદની એ અચુક ચાવી છે.

# "નીતિ નાશને માર્ગે" (?)

સ્ત્રી અને પુરૂષના જાતીય આકર્ષણના સનાતન પ્રશ્નની મીમાંસા કરતાં, લેખક ગાંધીજીએ 'નીતિ નાશને માર્ગે' નામની લેખમાળામાં રજુ કરેલા કેટલાક વિચારોની પણ માર્મિક ચર્ચા કરે છે.

: લેખક :

બાવચંદ માવજી વરેશ

સ્ત્રી અને પુરૂષના પરસ્પરના જાતીય આકર્ષણ સબંધે અમુક પ્રકારના જુદા જુદા અને ઘણી દૃષ્ટિથી અપૂર્ણ—કે વિકૃત સિદ્ધાન્તો દરેક યુગે નીભાવી લીધા જ છે. મનુષ્યના સમાજ જીવન—કે જેની વ્યવસ્થિતતા કે સમતોલતાને માટે જ આપણી એટલે માનવજાતીની બધી જ પ્રવૃત્તિઓ સંભવે છે એ સમાજ જીવન ઘણે અંશે આવા પરસ્પર આકર્ષણોની અનેક મર્યાદા—અને જુદા જુદા દૃષ્ટિબિંદુથી કલ્પાતી આદર્શ અવસ્થા પર જ ટકે છેઃ અને જીવનના બધા જ તત્વોને પૃથક્કરણ કરી શુદ્ધ સ્વરૂપે નીરખવાનો પ્રયત્ન કરીએ તો બધા જ બિંદુની એકત્રીતતા આ જાતિય—સબંધ પર આવીને જ અટકે છે. જીવનની અનેક નિર્દોષ નિર્વિકારી—કે બાહ્યદૃષ્ટિથી—આવા પ્રકારની વસ્તુથી તદ્દન અલિપ્ત હોય તેવી અવસ્થા પણ ઘણીવાર આ કામવૃત્તિની જ એક યા બીજા પ્રકારની અવસ્થામાંથી ઉદ્‌ભવે છે. મતલબ કે એના વિષેનાં કેટલાક સ્પષ્ટ અને તર્કબદ્ધ વિચારોને પ્રજા માનસમાં ઉતારી પ્રજાની જ માન્યતા તરીકે સ્વીકારવા વિના છુટકો જ નથીઃ જ્યાંથી જીવનનો ઉદ્‌ભવ થાય છે; જે ખાતર જીવન—તેની તદ્દન સ્પષ્ટ અવસ્થામાં—જીવાય છે, અને જે ખાતર જીવન અટકી પડે છે એવી મહાન વૃત્તિ માટેનું આપણું અજ્ઞાન કે ઢાંકપીછોડો અથવા અમુક પ્રકારની સામાન્ય મર્યાદા ગણાતી અવસ્થામાં તેને અતી સંકુચીત બનાવીને સમાવી દેવાનું કોઈપણ રીતે ચલાવી લેવાય તેમ નથી.

આવા બધા સિદ્ધાન્તોની કે બધા મહત્વના સિદ્ધાન્તોની સ્પષ્ટતા અહિં થવી અનેક રીતે અશક્ય છે. માત્ર અમુક પ્રચલીત માન્યતા અગર તો અમુક આદર્શના માપથી અપાતી એટલેકે આદર્શના ચોકઠામાં પરાણે બેસાડેલી માન્યતા આદર્શને ખાતર જ પ્રચલીત થવાની હોય તેવી દશામાં—લઈએ. ગાંધીજીના વિચારો પ્રજા માનસ બહુ જ ઝડપથી ઝીલી શકે છે;—એ વિચિત્ર અવસ્થા—ખાસ કરીને હિંદુ જેવી સંરક્ષણવાદી પ્રજા માટેની વિચિત્ર અવસ્થા—આપણે હજુ પૃથક્કરણ પર નથી લાવી શકયા. પણ તેમાં એટલું તો ચોકસ જ છે કે ગાંધીજી લોકની તૈયાર લાગણીની સાથે આવતા યુગના સિદ્ધાન્તોને અપૂર્વ કલ્પના બળથી સાંધી શક્યા છે. અનેક યુગકારોએ અતિ મહેનતે જમાવેલા લાગણીના આધાર પર જ ગાંધીજીને પોતાની વ્યવસ્થા રચવાની હોવાથી પ્રજા માનસ ગાંધીજીના સિધ્ધાન્તોમાં એક પ્રકારની સમતા અનુભવે છે. 'ગાંધીજીની એ પ્રવૃત્તિ ખોટી છે. કાલાતીન છે. કારણ કે પ્રજા માનસની

આ લાગણી તદ્દન નિર્જીવ થઇ પડી છે." એનું તદ્દન સ્પષ્ટવિધાન કરવા જેટલો અભ્યાસ હું અહિં નહીં બતાવી શકું. પણ મુદ્દે અત્યારે જે વાત સાબીત કરવાની છે, તે તો નિર્વિવાદ જ છે કે, ગાંધીજીન વિચારોની અસર અમુક વર્ગમાં ખૂબ જ ત્વરાથી ને દ્રઢતાથી પડે છે.

ઉપર કહ્યું તેમ જાતિય આકર્ષણ સબંધે અને પરસ્પર અંગ સંબંધ પરત્વે ગાંધીજીના અમુક વિચારો તેની અમુક વર્ગમાં થતી–અસરની દ્રઢતાની નજરે બહુ જ મહત્વના છેઃ એને માટે જે સરલ શબ્દ વાપરું તો તે બહુ જ જોખમી છે. ગાંધીજીના વિચાર પાછળ જેટલું સ્વાનુભવનું બળ હોય છે, તેટલો જ કલ્પનાનો અભાવ–ઘણીવાર–હોય છેઃ એમના આવા કામ મીમાંસાના વિચાર પરત્વે પણ લગભગ આમ જ બન્યું છે. એ વિચારોને પ્રધાનસ્વર લઇએ તો એ જ નીકળી આવશે કે "બ્રહ્મચર્ય એ અતિ કઠીનઃ પણ અતિ આવશ્યક વસ્તુ છે." ચોકખા શબ્દો આમ નહીં મુકાયા હોય પણ બધા જ વિચારોનો જે મુખ્ય સિધ્ધાન્ત કાઢવા બેસીએ તો આ પ્રમાણે આવે. આ એક સામાન્ય વિચાર પર જ તેમની આખી વિચાર સૃષ્ટિ–આટલા પુરતી તો–બંધાઇ છેઃ હું તેમને કે તેમના અનુયાયીઓને એમ નહિં પુછું કે "જીંદગીનો શો હેતુ તમે લાવવા માગો છો?" પણ જીંદગી જીવવા માટે છે એટલું તો તેમને અવશ્ય માનવાનું જ છેઃ અને જીવવાની અવસ્થામાં સ્ત્રીપુરૂષના આકર્ષણનો પ્રશ્ન પણ આવી જાય છેઃ ઉપરાંત બીજી આપણી સંસ્કૃતિએ નક્કી કરી આપેલી અનેક પ્રવૃત્તિનો આપણે જીવવામાં સમાવેશ કરવાનો છેઃ–પણ આ બધી પ્રવૃત્તિનો આપણે છેલ્લો સિદ્ધાન્ત તારવવા માગશું ત્યારે તે કામ-વૃત્તિ-પરજ આવીને ઉભું રહેશે. સંપૂર્ણ બ્રહ્મચર્ય સ્વાભાવિકતા નથી પણ જીવનમાં આવેલી અસ્વાભાવિકતા માટે સંયમ એ આવશ્યક વસ્તુ હશે. પ્રજાજીવન કે માનવ સંસ્કૃતિના અત્યારના ઘણા ભાગો પ્રાથમીક મનુષ્યની કામવૃત્તિમાંથી જ પ્રકટ્યા છે. એમ મનાય તેવું છે. એ અવસ્થામાં આપણે ઉપર કહ્યું તેટલા સંયમ પુરતું તેમનું એટલે ગાંધીજીનું કહેવું માનવું પડે છે. પણ જે બ્રહ્મચર્યની તેઓ વાત કરી રહ્યા છે તેને માટે તો આકરામાં આકરી તપશ્ચર્યા પણ પર્યાપ્ત નથી એટલે કે એ જીંદગી બ્રહ્મચર્યથી લંબાય તે બ્રહ્મચર્ય પાળવાના પ્રયત્નમાં જ ખર્ચી કરવાની છે. એક અતિ સાવચેત અને સબળ માનવતા જ વૃત્તિ પરનો અંકુશ કેળવી શકે છે. અને તે પણ જીવનની આખી અવસ્થા તેનાથી જ ભરી દેવાય ત્યારે. એ શક્તિનો આમ વ્યય થાય. તે આપણે શી રીતે ચલાવી લેવો? ગાંધીજી કહે છે કે પોતે એમ શક્તિનો વ્યય કરવા છતાં બીજું ઘણું કરી શકે છે. હું એમ કહું છું કે, ગાંધીજીમાં દ્રઢતા ને નિશ્ચયબળ અનેકગણું છે. એ આપણે સહુમાં લાવી શકીએ તેમ નથી. બીજું ગાંધીજી સંપૂર્ણ બ્રહ્મચર્યનો આદર્શ પ્રજા પાસે નથી મુકતા– એમ પણ અમુક રીતે કહી શકાય* પણ એને બદલે તેઓ જે મુકે છે તે પ્રજોત્પત્તિની ઇચ્છા વીના સંયોગનો અવરોધ તે પણ એટલી જ અવસ્થાએ વિકટ છે. સંપૂર્ણ બ્રહ્મચર્ય તો પ્રજા સમક્ષ કોઇ દિવસ મુકી શકાય તેમ નથી. આદર્શ તરીકે પણ એ વસ્તુને જીવનમાં સ્થાન ન હોઇ શકે. કારણ કે આદર્શ જો સંપૂર્ણ રીતે સર્વત્ર પાળી શકાય તો પણ તેમાંથી પ્રજા જીવનના

---

*આ વાક્યને ઉપર કહેલ એક બીજા વાક્ય સાથે વિરોધ નથી. એ તો સ્પષ્ટ જ છે

મુળમાંજ ઘા કરે તેવું ન જ નીકળી આવે. આદર્શથી માણસ જીવન ઘડી શકે છે કે કેમ તે બાબત મને શંકા છે. કદાચ એમ પણ હોય કે આદર્શથી ઘડાતું જીવન હું જીવન ન માનતો હોઉં. પણ આદર્શને ન માનવા–માનવાનોજ આ ભેદ નથી. સંપૂર્ણ નીતિમાન જીવન આદર્શ હોઇ શકે: ભલે કષ્ટ સાધ્ય હોય. પણ એક ઘડીએક તો એવું સ્વપ્નું જરૂર ભોગવી શકાય, કે અમુક યુગમાં બધા જ એ આદર્શે પહોંચ્યા હોય! સંપૂર્ણ બ્રહ્મચર્યના આદર્શે બધા પહોંચ્યા હોય એવું કદી નહીં કલ્પી શકાય. કારણ કે એ આદર્શની ક્ષણ પછી જીંદગી નહીં હોય. આદર્શનું એક મહત્વનું બળ લાગણીની જમાવટ કરી મનુષ્યત્વના તત્વોને ઉશ્કેરવામાં રહ્યું છે. આદર્શને માટે પ્રજાને અમુક શ્રદ્ધા હોવી જ જોઇએ: જે આદર્શને માટે પ્રજા માને છે કે તે માત્ર આદર્શ છે અને સર્વત્ર પાલન કરવાનોજ નથી એ આદર્શ લાગણી જમાવી શકે નહી. તેનાથી આદર્શે કરવાનું કામ થઇજ શકે નહીં. એને માટે શ્રદ્ધા પણ ન પ્રકટે. અને તેથી એ જીવનથી છૂટો જ પડી જાય.

'પ્રજોત્પતિની ઇચ્છા વિનાનો સંયોગનો અવરોધ' એ લગભગ બ્રહ્મચર્ય છે. પ્રજોત્પતિની ઇચ્છા, સંયોગની ઇચ્છાથી તદ્દન સ્વતંત્ર રીતે કદી થઇ શકતી નથી: (આપણે અત્યારે સંતતિ નિયમનના કૃત્રિમ અંકુશોને દૂર જ રાખવાના છે: જો એને લાવીએ તો ઉપરનાં આદર્શમાં કંઇક અર્થ આવે. તે આપણે પછીથી જોઇશું.) છતાં પ્રજાના અવરોધને માટે કોઇ પણ પ્રકારની આકાંક્ષા કે સંભવ ન હોય. એટલે કે માત્ર વિલાસવૃત્તિને તાબે બનીને જ થતો સંયોગ કે કૃત્રિમ ઉપાયોનો સાવચેતીથી થતો સંયોગ: એ બન્ને એક રીતે એકજ લીટીમાં આવી જાય છે. અમુક માણસને પ્રજાની ઇચ્છા છે; છતાં અમુક પરાધિન સંજોગોથી કે શારીરિક વિકૃતિથી સંયોગના પરિણામ તરીકે પ્રજા ઉદ્‌ભવ નથી થતો એને પ્રજોત્પતિની ઇચ્છા છે, માટે સંયોગ સદાકાળ ક્ષમ્યજ ગણશોને? ભલે પછી એની સંયોગની વાસના કે સાતત્ય ખૂબ જ અમર્યાદ બન્યું જતું હોય. બીજી બાજુ કૃત્રિમ ઉપાયો છતાં સંયમની દૃઢતાથી સંયોગને અમુક મર્યાદામાં જ માણનાર અક્ષમ્ય વસ્તુ કરી રહ્યો છે! પરિણામને માટે તૈયાર રહીને કાર્ય કરે ને માટે તે ક્ષમ્ય ગણાય એ તર્કદૃષ્ટિથી પણ અસંગત છે. પ્રજોત્પતિની ઇચ્છાથી જ ઉત્પત્તિ નથી થતી. છતાં પરિણામની ઇચ્છા કે પરિણામની તૈયારી જેવી માનસીક અવસ્થા જ આ શારીરિક દુષ્કૃત્યને અતિ સંયોગને બચાવી લ્યે છે.

આપણે જરા કારણને પરિણામની પ્રકૃતીને તપાસીએ: કારણ એ તર્કમાં એક જ વસ્તુ કે એકજ તત્વ નથી. પણ અનેક વિરોધી તત્વોનો સમૂહ છે. એ જ વસ્તુ પરિણામને માટે પણ સાચી છે. હવે શરીર સંયોગ, સંપૂર્ણ આરોગ્યવસ્થા એ સંતતિનું કારણ છે. એ કારણમાં એક વસ્તુ ઉમેરવાથી આપણે સંતતિની અટકાયત પરિણામ તરીકે લાવીએ છીએ. સૂક્ષ્મ દૃષ્ટિથી બંન્ને વસ્તુ સરખી રીતે જ સ્વાભાવિક ને કુદરતી છે. ઝેર ખાવાનું પરિણામ મૃત્યુ છે, માટે ગાંધીજી એવું કહી શકશે કે ઝેર ખાધા પછી મૃત્યુ જ માણસનો ધર્મ થઇ પડે છે? એ પરિણામને અટકાવી શકાતું હોય તો ન અટકાવવું? આ રીતે સંયોગના કુદરતી પરિણામ તરીકે સંતતિનો સ્વીકાર અતાર્કીક છે. શરીરના બંધારણ વિશે પણ એમ જ છે. શરીર પ્રકૃતિ વિરૂધ્ધનું અમુક વર્તન. દાખલા તરીકે અકરાંતીયાપણું તેના બદલામાં રોગ કે અસ્વસ્થતા. એ ભોગવવીજ જોઇએ

એમ પણ છેક આગળ જઇને નહીં માનીએ અને પરિણામને બને તો દૂર કરવા પ્રયાસ કરીશું જ. ગાંધીજીને હું પુછું છું: એમના થયેલા એપેન્ડીસાઇટસ માટે એમણે શા માટે કૃત્રિમ શસ્ત્ર પ્રયોગની સહાય લીધી? જે શરીરની દલીલ ઉપર કહ્યું તેમ સંચાગ કે સંતતિમાં લાવવી હોય તો જ બને ત્યાં સુધી કુદરતી ઉપાયો લેવા એ આપણે માન્ય કરીએ અને અપચાના નિવારણ તરીકે ઉપવાસ સ્વીકારીએ, પણ આ બધા પછી તિવ્ર આવશ્યકતા ને અણીની પળ આપણે સ્વીકાર્યા વિના છૂટકો નથી. એ જ મુજબ અમુક હદથી બ્હાર વધી ગયેલી પરિણામની ભયંકરતા પાછું જીવન ફેરવવાથી પણ નથી અટકાવાતી; અને તે વખતે કૃત્રિમના જો બચાવી શકતી હોય તો આપણે બચી જઇએ છીએ. એપેન્ડીસાઇટસ વખતે શરીરની અવસ્થા, જેટલી તિવ્ર બની જાય છે; તેમ રાષ્ટ્રનું પણ બને છે: એને માટે કુદરતી ઉપાયોની વાતો કરી રહીશું, ત્યાં તો કદાચ એ જીવતું મટી જશે.

પણ એ કૃત્રિમતા કે કુદરતીપણા વચ્ચેનો મુખ્ય ભેદ આપણે ક્યાં રાખીએ છીએ? અને એ ભેદ કોઇ તદ્દન સત્ય સિધ્ધાંત પર જ અવલંબે છે કે માત્ર આપણી મનોદશામાં જ છે? ખરેખર સૃષ્ટિમાં કુદરતી ને કૃત્રિમ એવા બે વિભાગો છે જ? કુદરતનું ક્ષેત્ર ક્યાં સુધી ને કૃત્રિમતા ક્યાં સુધી એવી સ્પષ્ટ મર્યાદા મુકાય તેમ છે? મનુષ્ય જાતીએ મુકી છે? મને તો કૃત્રિમતા અને કુદરતીપણા વચ્ચે ભેદ નથી લાગતો. કૃત્રિમતા જ્યાં હારી જાય છે ત્યાં માત્ર એના ઘડતરમાં જ કંઇક ખામી હોય છે. એમાં વસ્તુ કે ગુણભેદ નથી: માત્ર અંશ ભેદ જ છે: (It's a difference of degree). આપણી મનોદશામાં એ બે વાત બે પરસ્પર સંપૂર્ણ વિરોધી હોય છે. પગે ચાલીને જવું તે કુદરતી છે, મોટર કે રેલ્વેમાં જવું તે કૃત્રીમ; મોંઢામોઢ વાતો કરવી તે કુદરતી છે, પત્ર લખવો કે ટેલીફોન કરવો તે કૃત્રિમ: પણ આ તો આપણી નજર પહોંચે ત્યાં સુધીની વાત છે. અને એ ભેદ કેટલો ક્ષણીક છે તે આથી જણાશે.

સંતતિ નિયમન પરત્વે જ એક બીજી વાત: કૃત્રિમતાને માટે ગાંધીજીનો દુરાગ્રહ તેના આદર્શમાંથી જ પ્રકટે છે. અને ઉપર કહ્યું તેમ આવી જ મનોદશા ઘણે ભાગે એ કૃત્રિમતાના વિરોધને માટે કારણભૂત છે. કૃત્રિમતાને માટે એમણે વાપરેલાં અમુક અમુક વાક્યો સંપુર્ણ રીતે લાગણી ભરેલા છે: ગાંધીજીની વાણીમાં ઘણીવાર સંયમ આપણે જોઇએ છીએ અને વિચાર કરતાં વાણીને વધુ મહત્વ આપવું એમ તે માનતા પણ નથી. જ્યાં મેં ઉપર કહ્યા તે વાક્યો* માત્ર અંતરના ઉંડાણમાંથી જ નીકળે છે, એમાં અભ્યાસ કે વિચાર અથવા તર્કસંબંધના જેવા પણ નથી. સામાજીક માન્યતાનો દાબ માણસના અત્યારના વિલાસ-ભોગમાં કેટલો છે. તે ગાંધીજી પોતે જ જરૂર જાણતા હશે. પ્રથમ તો સમાજનો અતિષ્ઠીત વર્ગ કે જીવનની અમુક બાહ્ય પ્રતિષ્ઠીત અવસ્થા આ વિષય પરત્વે જાહેરમાં વાતચીત, કોઇ પણ હેતુથી કરી શકે તેમ નથી. આપણે અત્યારે

---

*"કૃત્રિમ સાધનો એ દુરાચારને ઉત્તેજન આપવા જેવું છે. પુરૂષને તેમજ સ્ત્રીને ને આંધળા બીંત કરી મુકે છે, અને આ ઉપયોને જે પ્રતિષ્ઠા અપાઇ રહી છે તેથી સામાજીક માન્યતાઓનો જે કાંઇ દાબ માણસ ઉપર રહે છે, તેને પણ ઉઠતાં વાર નથી લાગવાની...(તેના) પ્રયોગથી નપુંશકતા અને નિર્વીર્યતા જ ઉપજે."

'નીતિ નાશને માર્ગે' પા૦ ૫૯.

જીવનનો—જે અર્થ કરીએ છીએ તે અર્થમાં જીવનને—સ્ત્રી પુરૂષના સંબંધ સાથે દેખીતો કંઇ પણ સંબંધ નથી. અમુક મનોદશા કે અમુક વર્ગમાં જ આ વાત ઉતરી શકે છે. અને તે રીતે સમાજમાં ખૂબ જ હાનીકારક ને ખોટી માન્યતાઓ પ્રચલીત છે. કૃત્રિમ રીતીઓને સમાજની માન્યતાઓના દાબની સાથે શું સંબંધ છે તે સમજી શકાય તેમ નથી.

સામાજીક માન્યતાઓ સ્ત્રી કે પુરૂષના અંગ વિલાસની આડે આવી શકતી નથી માત્ર એક જ વસ્તુ આપણા સમાજે સ્વીકારી છે, અને તે એ કે જીવનની અમુક દશામાં એટલે કે આખી દિનચર્યાના બાહ્યજગતના સંબંધમાં આવતા ભાગમાં જ એ વાસનાનો ઉલ્લેખ પણ નહીં કરવાનો: જેવું જીવન બાહ્ય જગતથી છુટું પડયું તેવું જ એની વાસનાને ગમે તે રીતે ગમે તેવી વિકૃત અવસ્થામાં ગમે તેટલા ઉગ્ર સ્વરૂપમાં વિહરતાં કોઇ અટકાવતું નથી. સામાજીક બંધન માત્ર તેના ક્ષેત્રમાં જ રાખે છે. એ ક્ષેત્રમાં એ સંપૂર્ણ સ્વચ્છંદતાથી વિહરી શકે છે. એને માટે જે સામાજીક બંધનથી થવું જોઇએ તે થયું નથી. અત્યારે તો સમાજ તેને પોતાની બીજી અનેક વસ્તુની માફક—જાહેર રીતે કોઇ પણ પ્રકારની શરમ વિના તેને સ્વીકારી લઇ એને જીવનનો જ ભાગ ગણી એના પર સાચી હકીકતો કે વૈજ્ઞાનિક સત્યનો પ્રકાશ પાડવાનો છે. જ્યાં સુધી સમાજ આ વાસનાને કાં તો અપવિત્ર ને કાંતો લજ્જાસ્પદ ગણી તેનાથી બ્હી જઇ—તેને દૂરને દૂર રાખશે ત્યાં સુધી તેને ભયંકરમાં ભયંકર વિકસી આવેલી માન્યતાઓ ઘેરી વળી છે તેનું ફળ આપણે ભોગવ્યા કરવાનું છે. સામાજીક માન્યતાઓના દાબની વાત અત્યારે તદ્દન ખોટી છે

ખોટા દાંત કે ખોટી આંખ પણ કૃત્રિમતા છે. એ સ્વીકારી ગાંધીજી તેનાથી અમુક હેતુ પાર પડે છે તેમ કહી, તેનો બચાવ કરે છે. પણ કૃત્રિમ ઉપાયને માટે કહે છે કે "ભૂખ ભાંગવા નહીં, પણ સ્વાદને અર્થે ખાવા ઇચ્છનાર માણસ દવા ખાય એના જેવોછે." પ્રથમ તો આહાર વિહાર બંન્ને કુદરતી વૃત્તિ છે. છતાં તેમાં અંતર્ગત રીતે સ્પષ્ટ રહેલો ભેદ સમજી લેવાનો છે, અને એ ભેદ જ ઘણીવાર માણસના જીવનની સાથે વધુ સ્પષ્ટ રીતે સંબંધ ધરાવે છે. આહાર એ નિત્ય વસ્તુ છે. અને વિહારના કરતાં પ્રમાણમાં અત્યંત નાની ક્રિયા હોઇ તેની આવશ્યકતા પરિણામ-વિગેરે બધી દશા અમુક ઓછા વખતની અંદર જ અનુભવાય છે. આવશ્યકતા: વૃત્તિ: કાર્ય અને પરિણામ આ બધું બહુ જ થોડા વખતમાં આટોપાઇ જાય છે. અને એ ચારે ક્રિયા દરમ્યાન ભોગવનારની મનોદશા એક જ સરખી રહી શકે છે. વિહાર એવી વસ્તુ નથી: એનું પરિણામ ઘણું લંબાય છે. ઉપરાંત જે પરિણામને ખાતર આપણે સંતતિ પર અંકુશ મુકવા ઇચ્છીએ છીએ તે તો વળી એ પરિણામ કરતાં પણ એટલે કે સંતતિના માત્ર જન્મ કરતાં પણ વધુ દૂર છે અને સર્વગમ્ય પણ નથી. એની ભયંકરતા એ કૃત્ય પછી ઘણે જ લાંબે કાળે આવવાની હોવાથી અનિતિવ્ર મનોવેગવાળા માણસનેજ એ કૃત્ય વખતે સહજ ગમ્ય વસ્તુ છે. મતલબ કે એનાં પરિણામ તાત્કાલિક નથી. માટે વસ્તુસ્થીતી એવી આવી પડી છે કે, એની વૃત્તિ વખતે માણસ એના પરિણામનો વિચાર કરતો નથી. છતાં પરિણામની ભયંકરતા તો કંઇ ઘટતી જ નથી. એટલે માણસનું અંગવિલાસ તરફ આકર્ષવું: અને પરિણામ આવે તો તેની ભયંકરતા

ભોગવવી એ વસ્તુ લગભગ અનિવાર્ય જેવી બની ગઇ છે. વિહારને માટે એટલું એનું પરિણામ દૂર છે એટલું જ એનું કારણ પણ: એટલે ભુખ અને આહારની વચ્ચેનો સંબંધ ત્યાં જરા પણ ટકતો નથી. અતિ આહારમાંથી દવા કાઢી લ્યો એટલે એનું ખરાબ પરિણામ પ્રત્યક્ષજ છે. અને દવા એ પ્રત્યક્ષ પરિણામને જ દૂર કરવા માગે છે: એટલે કે અતિ આહાર અમુક થોડા વખત સુધી પણ દવા વિના શક્ય નથી. અતિ વિહાર દવા વિના પણ એટલે કે અહીં કૃત્રિક અંકુશો સિવાય પણ શક્ય છે અને કૃત્રિમ અંકુશથી જે પરિણામ આપણે નીવારવા માગીએ છીએ, તે પરિણામની ભયંકરતા અવિછિન્ન છતાં, એ ખાતર જ સંયોગથી કોઇ દૂર રહેતું નથી. ભૂખની સાથે પ્રજોત્પતિનો વાસના મુકી આપણે એ દૃષ્ટિથી આહાર વિહારને સરખાવી શકીએ તેમ નથી; કારણ કે જે સંબંધ ભુખ ને આહાર સાથે છે–તે પ્રજોત્પતિની વાસનાને વિહાર સાથે નથી; દરેક ભોજન પછી ભુખ શાંત થાય તેમ વિહારનું દરેક કૃત્ય પ્રજા ઉત્પન્ન કરી શકે તેમ નથી. તેમજ મનુષ્યત્વનો દરેક કૃત્ય વખતે થતો વ્યય પ્રજોત્પત્તીમાં જરૂરી હોય તે કરતાં કરોડો ઘણો વધારે છે. કૃત્રિમ નિયમન દવાની માફક કોઇ પણ રીતે શારીરિક અવસ્થા કે પૂર્વ–આવશ્યકતા (Condition precedent) ને માટે લાગુ પડાય તેમ નથી.

કૃત્રિમ સંતતિ નિયમનનો બચાવ સ્ત્રીના દૃષ્ટિબિંદુથી કરવો તેમાં ગાંધીજીને અમાનુપતા લાગે છે. મને લાગે છે સંતતિ નિયમનનો આર્યવિધિ બ્રહ્મચર્ય તેનો પણ પ્રયોગ આપણા શાસ્ત્રકારોએ માત્ર સ્ત્રી પર જ કર્યો છે. વૈધવ્ય એ સંતતિ નિયમનનો એક પ્રકાર જ છે સંતતિ નિયમનના પ્રયોગો માટે સ્ત્રી શરીર એ જ સાચું ક્ષેત્ર છે. પુરૂષ એક સંતતિ ઉત્પન્ન કરવામાં ભાગીદાર બની એ સંતતિ જન્મે તે પહેલાં અનેક બચ્ચાંઓ ઉપજાવી શકે છે. સ્ત્રીનું શરીર એકી સાથે એકથી વધુ સંતતિ ઉત્પન્ન કરી શકે તેમ નથી. સ્ત્રી માનસને લાગણીનો આવેશ સહજ ગમ્ય છે. આ સ્વાભાવિક કુદરતી સાધનો પર વૈધવ્યની અને શિયળવ્રતની પવિત્રતાની ભાવના આપણે સહેજે સ્થાપી શક્યા છીએ અને સ્ત્રીત્વની આખી આપણી કલ્પનાને આજ અવસ્થામાં પ્રકટાવી છે. સ્ત્રી જીવનને સર્વ રીતે આ ભાવના સ્પર્શી શકે છે અને ચારિત્ર્યનો પ્રધાન સ્વર સંપૂર્ણ સમર્પણ માંથી શમી જાય છે: હવે કદાચ સ્ત્રી જાતિ પોતાના વ્યક્તિત્વની સ્વાધિનતા માગે અને આવા હેતુપૂર્વક પ્રકટાવેલા લાગણી વિલાસ પર છવી આંતરવિકાસને સદાકાળ માટે રૂંધી નાખવાની ના પાડે. કુદરતી રીતે સ્ત્રી શરીરની તે સ્થીતી છે, તે બદલી શકાય તેમ નથી; અને વ્યક્તિગત જીવનના સંપૂર્ણ વિકાસની દૃષ્ટિથી જોતાં કૃત્રિમ ઉપાયો વૈધવ્યના લાગણી ભંડર કરતાં વધુ સરસ છે; પણ આદર્શઘેલા જીવન સર્જકો આ વસ્તુ નહીં કબુલે. એટલે હું એને બીજી જ રીતે મુકું છું: સમાજની પ્રત્યક્ષ ભયંકરતા એમાં જો ખુલ્લી થતી હોય તો, એ સમાજ વિધાયકોને અને એ સમાજ સિધ્ધાન્તોને હજુ પણ દૃઢતાથી વળગી રહેનારને શરમાવનારૂં છે.

એક સ્ત્રી છે:—સામાન્ય રીતે બની શકે તેવી આ વાત છે–એનામાં અનેક યુગો થય। પતિવ્રત અને વ્યકિતત્વના સંપૂર્ણ સમર્પણની ભાવનાભર્યું લોહી ઉતરી આવ્યુ છે, એ ન્હાનપણથી જ દબાએલી રહી છે. એના જીવનને સ્વતંત્ર વિકાસનો અવકાશ કદી મળ્યો જ નથી, ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુથી માંડી આપણા પોતાના વ્યકિતત્વના દૃષ્ટિબિંદુથી અતિ મહાન ગણાતી સર્વ વસ્તુમાં તેણે

પરાધિનતા સ્વીકારી છે, એનું શરીર નબળું હોય, સંતતિનો ભાર ન ખમી શકે તેમ હોય છતાં પણ તેને એના પુરૂષની પશુ વાસનાને તાબે થવું એમ ગાંધીયુગમાં ખુબ જ મહત્વનું સ્થાન પામેલો તેનો 'અંતરાત્માનો અવાજ' કહેતો હોય, ન તાબે થાય ત્યાં પુરૂષની વાસનાનું જોર શારીરિક અત્યાચાર તેના પર કરે: અને એ બિચારી પરાધિન ક્યાંઇ પણ આ વસ્તુની વાત પણ ન કરી શકે. કોઇ રીતે વિરોધ પણ ન કરી શકે, આવી સ્થીતી આટલી ભયંકર દશામાં સર્વત્ર નહીં હોય પણ અમુક અંશે ઘણે સ્થળે હોય છે. મને લાગે છે આ પુરૂષ જો સંપૂર્ણ સંયમ એક પણ સ્ખલન વિના રાખી શકતો ન હોય અને રાખવું લગભગ અશક્ય છે, ત્યાં કૃત્રિમ નિયમન તો શું પણ તેને માટે ગમે તેવી કામ–વિકૃતિ પણ ક્ષમ્ય જ છે. સ્ત્રી તો પવિત્રતાને સંયમની મુર્તિ તરીકે જેની મનોદશામાં બેસી ચુકી હોય તેને આ કૃત્રિમ સાધનો, તેને અપમાનકારક લાગે; પણ એતો માત્ર માનસિક ચિત્ર જ છે. અને સ્ત્રીની કલ્પના સાથે એનો વિરોધ છે. એટલું સાચું; સ્ત્રીની સાક્ષાત અવસ્થા માટે એનો એવો કશો વિરોધ નથી જ.

ગાંધીજી કહે છે: "મદ્ય માંસમાં આજ સુધીની જીંદગી ગાળનારને સારૂ એ વસ્તુનો ત્યાગ જેટલો કઠણ છે. તેટલો તેણે જેનું સેવન કર્યું નથી તેને માટે નથી." શું મદ્ય માંસ ખાવાની ઇચ્છા વિષયવાસના જેટલીજ સ્વાભાવિક અને શરીરની અંદરથી જ કોઇ પણ પ્રકારની બ્હારની અસર વિના જ ઉદ્‌ભવે તેવી વૃત્તિ છે? મદ્યં કે માંસનું નામ નીકળતાં જ સુગાય એવી આખી પ્રજા જીવે છે. કામવૃતિ ન જ ઉદ્‌ભવી હોય એવી પ્રજા ક્યાંઇ જીવે છે ખરી? વાસના તૃપ્તિ પછી જ સંયમ હોઇ શકે એવી દલીલનો આ સામો ઉત્તર છે. અને ઉપમા પણ એ જ દ્દષ્ટિથી જોવાની છે એ ખરૂં પણ મૂખ્ય વાંધો તો ત્યાં છે કે, એ વાસના મદ્ય કે માંસની વાસનાની માફક બાહ્ય જીવનમાંથી નથી આવતી. એ તો શરીરનો સ્વભાવ છે. એની તૃપ્તી અનુભવો કે અતૃપ્ત રહેવા દ્યો એ વસ્તુ બાજુ પર મુકીએ પણ જેણે જીંદગીમાં કદી પણ સ્ત્રી ન જોઇ હોય, વિલાસના સંસ્કાર ન પડવા દીધા હોય. ન્હાનપણથી જ જનનેંદ્રીયો પરત્વે બેદરકારી કેળવી હોય તેને પણ વાસના જાગે છે. મદ્ય કે માંસ ન લેનારને કદી આમ નથી બનતું.

આ સ્વાભાવિક વાસનાનો તમે સામાજીક બંધનની આત્માની ઉન્નતિની શારિરીક ક્ષયની 'પ્રેમ' ની ઉત્કૃષ્ટ લાગણીની મર્યાદ મુકો, તેને સમાજ જીવનનો આદર્શ હોય તે રત્તે વાળો, તેને સંસ્કૃતિમાં સિધ્ધાંત પ્રમાણે દોરવો, મનુષ્ય જીવનમાં તેની લાગણીને સ્પર્શી વાસનાનું અમુક જ સ્વરૂપ બહાર નીકળે તેવું બળ ઉત્પન્ન કરો, વાસનાને મર્યાદીત કરવા માટે અનેક રીતે વ્યક્તિત્વના અંશોને ઉશ્કેરો: એ બધું શક્ય છે. પણ એનો સદંતર નાશ કદી શક્ય નથી. સમાજ જીવનને સમાન્ય રીતે પ્રેરી શકે તેવો એક પણ સિદ્ધાન્ત તેને આખા સમાજમાંથી નાબૂદ કરી શકે તેમ નથી. એક વ્યક્તિ પોતાના સમસ્ત જોરથી-અને વ્યક્તિ ધર્મ તરીકે અતી ઉચ્ચ અને મહાન ગણાતી અવસ્થા પકડી રાખી, મહાપ્રયત્ને તેને ન પ્રકટવા દે તે બને. વ્યક્તિને માટે તે પોતે આંતર વિકાસથી કોઇ એવો સિધ્ધાન્ત સ્વીકારે કે જેથી વાસના છૂપાઇ જાય. આવા સમાજને માટે સૃષ્ટિનું સમસ્ત બળ પણ તેને દૂર કરવા પર્યાપ્ત નથી. સૃષ્ટિ પોતાના જ સાતત્ય માટે ઉદ્‌ભવેલી આ વૃત્તિ વિરૂદ્ધ વર્તવા તૈયાર નથી.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે શરીર આકર્ષણ થાય તે જ સ્વાભાવિક આકર્ષણ છે, એથી

જગતનો પ્રલય થવાની બીતી નકામી છે, આપણે સમાજ રચી છેઃ તેની વ્યવસ્થાના 'યોગક્ષમાં' વાસનાએ સમાઇ જઇ તે કરે તે પ્રમાણે આકર્ષણને મર્યાદીત કરવું તે માત્ર સમાજ વ્યવસ્થા પુરતું જ આવશ્યક છે. સમાજને ટકવું હોય તો આકર્ષણની આ મર્યાદા અનિવાર્ય છે. પણ એ મર્યાદા સ્વાભાવિક નથી. સ્વાભાવિકતા અસ્વાભાવિકતાનો આ ભેદ ઘણે અંશે ગમ્ય નથી. માતાનું પુત્ર પ્રત્યેનું આકર્ષણ, બ્હેનનું ભાઇ પ્રત્યેનું આકર્ષણ, એ માત્ર આ પ્રધાન આકર્ષણમાંથી ઉદ્દ્ભવતી વ્યકિતગત અવસ્થા છે. પુરૂષનો એક ટુકડો સ્ત્રીના બીજા ટુકડા તરફ બીજા ભાવથી આકર્ષાય તે સંભવે છે. સનાતન પુરૂષ ને સનાતન સ્ત્રીનું આકર્ષણ માત્ર ક્ષણભરના અંગ ભોગને માટે સંભવી શકે. આપણી સ્વેચ્છાએ સ્વીકારેલા સમાજ બંધનોની મર્યાદા આપણી આ વાસનાને ગમે તેટલી રીતે વાળી દે' દબાવી દે, અમુક સ્થળે તદ્દન નિર્મુળ કરે, આકર્ષણ જો નિરંકુશ કરે તો સમાજના વર્તુલનો નાશ થઇ, જગતના વર્તુલમાં આપણે પાછા જઇએ. પણ સ્પષ્ટ રીતે અને કોઇપણ પ્રકારનો આઘાત લગાડ્યા વિના સ્વીકારી લેવું જોઇએ કે, એ સમાજ રચના મનુષ્ય વિકાસ માટે ઝેર છે કે અમૃત તે હજુ નક્કી નથી થયું. સમાજ શિવાયનું મનુષ્ય જીવન પણ શક્ય છે જ. ઉપરાંત અનેક યુગોથી પ્રકટેલાં સમાજ સિધ્ધાન્તોની મર્યાદા આ વાસનાને સંપૂર્ણ રીતે અંકુશમાં નથી લઇ શકી. સમાજ મર્યાદાઓની પર થઇને સ્વીકારેલા આદર્શોને તોડી નાખીને અને સંસ્કૃત મનોદશાને આઘાતો લગાડીને પણ વાસના અનેકવાર અયોગ્ય સ્થળે પ્રકટી ગઇ છે. સમાજે થોડી ઘણી અવ્યવસ્થા પછી એ સ્વીકારી પણ લીધું છે. અને પછી એ ઐતહાસિક જીવન વિકાસપર કલ્પનાની પૂજ્ય ભાવના અને બીજી બાજુથી વધુ કડક કરેલી મર્યાદાના બંધનો કરી એ જીવન પણ આપણે સ્વીકાર્યું છે. મહાભારત યુગમાં પાંચ પતિની પત્ની, નિયોગ અને કુન્તીના કૌમાર્યનો ભંગ પણ આપણે બીજી રીતે મહાન બનેલા જીવનમાં નબળી લાગણી પાસે સ્વીકારાયો છે. સમાજ જીવનની અનેક આવશ્યકતાઓ અત્યારે આપણા અંતરાત્માની વૃત્તિ બની બેઠી છે, એની પાછળનું વિચારબળ આપણને પ્રત્યક્ષ નથી હોતું છતાં એ જીવનમાં જ્યારે જ્યારે વાસના ઉદ્દ્ભવે છે, ત્યારે ત્યારે એની સાથે જ ઘોંઘાટ મચાવે છે; એ સિવાય વ્યક્તિ જીવનના આદર્શો પણ ચુપચુપ પોતાનું કામ કરી વાસનાને અમુક રીતે વાળ્યા કરે છે. યુગો થયાં મનુષ્ય જીવનમાં આ રીતે તૈયાર થતું બળ, સદાચાર, પવિત્રતા, મર્યાદા, અમાનુષીયતા અને પશુવાસના વિશુધ્ધ દિવ્ય પ્રેમની અનેક ભાવનાઓનું રૂપ લઇ વાસનાને સર્વ બાજુથી કાપી નાખી તેના સ્વરૂપને ચોકઠામાં સમાવી દે છે. આ બધી જ વસ્તુઓ હેતુપૂર્વક ઉભી કરેલી—શક્તિ છો અને માત્ર વાસનાની ઉગ્રતાને બેરી નાખવ; ખાતર જ એને સર્જાવવી પડી છે. જો અંતરમાંથી આ પ્રેરણા આવે છે તે માણસની સર્જેલી જ છે; અને માણસ જરૂર પડે તો આ બધાનો વિનાશ કરવા સમર્થ પણ છે. હક્કદાર પણ છે. જીવનની એક પણ લાગણીને કંપાવ્યા વીના, માણસે સહુનું પૃથક્કરણ કરવું ઘટે છે.

સમાજને ખાતર વાસનાનો ભોગ આપવો કે વાસના ખાતર સમાજનો એ હજુ માણસને વિચારવાનું બાકી છે.*

---

* ગાંધીજીના આમાં જણાવેલા વિચારો તેમના આ વિષય પરના લેખેલા પુસ્તક "નીતિ નાશને માર્ગે" માંથી લીધા છે. એ પુસ્તકમાં દર્શાવેલા વિચારો પૂરતી મર્યાદા સ્વીકારી હોવાથી લેખનું નામ પણ એજ રાખ્યું છે. લેખક

# સામ્રાજ્યવાદની સમીક્ષા

: લેખક :

## તીરંદાજ

### : લેખાંક બીજો :

## સર્વભક્ષી ઇજારાવાદ

જગતભરમાં આજે યંત્રો અને એની બનાવટો માનવસમાજ માટે અનીવાર્ય થઇ પડયાં છે. જેમ જેમ સમુહના સુખને સારૂ મનુષ્યે ભેજું કસી કસીને કુદરત પાસેથી ખુબ કસ કાઢી લેવાના સંચાઓ શોધ્યા તેમ તેમ ઉત્પાદનના સાધનોની માલીકી ધરાવતો અલ્પસંખ્ય વર્ગ એને ઓળવી જવા લાગ્યો અને સમુહના હીતને બદલે સ્વાર્થ-સાધના અને અંગત દોલત વધારવામાં એ વીકાસ પામેલા તત્વોનો ઉપયોગ કરવા લાગ્યો. પરીણામ એ આવ્યું કે સમુહનું શ્રેય થવાને બદલ શોષણ થવા માંડ્યું અને થોડા લોકોના હાથમાં અનેકના શ્રમનું ફળ એકઠું થવા લાગ્યુ. દ્રવ્ય લાલસાના સંતોષ માટે વ્યક્તીગત અને સંગઠીત યોજનાઓએ આખરે એવું તો કારમું સ્વરૂપ પકડ્યું કે એને કાબુમાં રાખવાનું મુશ્કેલ થઇ પડ્યું. પુંજી, મીલ્કત-માલીકી અને એના ઉપર મુસ્તાક રહી ચાલી રહેલું આર્થીક ઉપાર્જન માનવ સમાજના પ્રત્યેકઅંગોમાં પરોવાઇ ગયું. વ્યાપર, વ્યવહાર, નીતી, ધર્મ રીત રીવાજ અને રાજકારણ આ બધાંય ક્ષેત્રોમાં પુંજીવાદના પ્રચંડબળોએ પ્રસારો કરી દીધો છે. કારણ કે કાર્ટલ, સીન્ડીકેટ અને ટ્રસ્ટો દ્વારા જગતના જરૂરી ઉદ્યોગોનો કાબુ બહુજ થોડા ઉદ્યોગપતીઓના હાથમાં સરી પડ્યો છે. માનવ કુબેરોની કૃપાઉપર અને ફતવાઓ ઉપર આજે આખી દુનીઆ નાચી રહી છે. ઇંગ્લાંડ, અમેરીકા કે જર્મનીના એકાદ બે તેલના ઉદ્યોગનાં કે લોખંડનાં ટ્રસ્ટો અથવા સીન્ડીકેટો ઝલકદાર રોશનીવાળા ઓરડામાં બીરાજી નીર્ણયો બહાર પાડે એના ઉપર આજ આખા જગતના બજારોની ઉથલ પાથલનો આધાર રહે છે. લોખંડ, કોલસા, તેલ, ધાતુ, વીજળી વીગેરે વીસમી સદીના તદન મુખ્ય જરૂરીયાતો પુરી પાડતા ઉદ્યોગો ઉપર ઇજારાવાદના અધીપતીઓ ચડી બેઠા છે. એ બધાનાં ખીસ્સાઓ તર થાય-એમની લક્ષ્મીની ગણત્રી છાપાંવાળાઓ એકડા ઉપર સૌથી વધારે મીંડા છાપીને કરતા થાય-અને એમનાં નામો પબ્લવાડે સીલ્વરકીંગ, કે ઓઇલ મેગ્નેટ જેવા આંજી નાખનારાં ઉપનામો મુકાતાં થાય એટલા ખાતર આખા જનસમુહની જરૂરીયાતોને ફાવે ત્યારે મોંઘી કરી શકવાનો આ અલ્પસંખ્ય અબજ-પતીઓ ઇજારો રાખી બેઠા છે. જે ઉદ્યોગો વીના જગતનો વ્યવહાર અટકી પડે એમ છે એ બધા ઉદ્યોગો આવા ઇજારાવાદી મંડળોના હાથમાં કેટલા વીશાળ પ્રમાણમાં છે એ આંકડાવાર તપાસવાથી આખો સમાજ આ સો બસો શ્રીમંતો ઉપર કેવી રીતે પરાવલંબી થઇ પડયા છે એ સમજાશે. અમેરીકાની અંદર ૧૯૦૦ ની સાલમાં પચાસ ટકા કાપડનો ઉદ્યોગ મોટા ટ્રસ્ટોના હાથમાં હતો, કાચનો ઉદ્યોગ તો ૫૪ ટકા જેટલો સીન્ડીકેટના હાથમાં હતે. આલ્કોહોલનો ઉદ્યોગ ૭૪ ટકા જેટલા જબ્બર પ્રમાણમાં ટ્રસ્ટોના હાથમાં

હતો, ધાતુઓના ઉદયોગોનું ત્રસ્ટના કાબુનું પ્રમાણ ૭૭ ટકા હતું. કેમીકલ ઉદયોગ ઉપર તો આ ઇજારાવાદે લગભગ ૮૧ ટકા જેટલો વીભાગ સર કર્યો હતો. લોખંડના ઉદયોગમાંથી તો આ સીન્ડીકેટો અને ત્રસ્ટોએ ૮૪ ટકા જેટલો ઉદયોગ હજમ કર્યો છે. લડાઇ પછી તો ઘણીયે નાની નાની કંપનીઓ દરેક ઉદયોગમાં નાશ પામી છે અને કેટલાય મુખ્ય ઉદયોગો લગભગ પુરેપુરા અમુક ત્રસ્ટોના હાથમાં આવી ગયા છે. તેલનો ઉદયોગ અમેરીકામાં બે મોટા ત્રસ્ટોના હાથમાંજ મોટે ભાગે હતો. હવે એ બે ત્રસ્ટો પણ એક થઇ ગયાના ખબર હમણાજ પ્રસીધ્ધ થયા છે. ૧૯૦૮ ની અંદર અમેરીકામાં એકલાં ત્રસ્ટોમાં રોકાયેલી મુડી ૩૫ અબજ ડોલરની હતી, એ પછીથી અનેક કારખાનાંઓની મુડીનો પ્રવાહ એમાં ભળતો ચાલ્યો છે, એટલે આજે અમેરીકાના મુખ્ય ઉદયોગો આવા ત્રસ્ટના ડીરેકટરોના હાથમાંજ આવી પડયા છે. જર્મનીમાં પણ લડાઇ પહેલાં લગભગ ૫૦૦ જેટલાં કાર્ટેલો હતા અને નાના નાનાં કારખાનાંઓનું એકીકરણ તો વીજળીની ઝડપે ચાલતું હતું. લોખંડના ઉદયોગનું જર્મન ત્રસ્ટ ૧૯૨૫ માં આખા દેશના લોઢાંના ૫૩ ટકા જેટલું બનાવતું ઉત્પાદન કરતું હતું; અને ૬૨ ટકા જેટલું સ્ટીલ બનાવતું હતું. ૧૯૨૬ માં જર્મનીનો કેમીકલ ઉદયોગ ૮૦ ટકા જેટલો ત્રસ્ટોનાં હાથમાં હતો. આમ દરેક દેશના આંકડાઓ તપાસો તો માલમ પડી આવશે કે સમાજની મુખ્ય જરૂરીયાતો ઉત્પન્ન કરતા ઉદયોગો બહુજ થોડા માલદાર માણસોના હાથમાં છે. સ્વતંત્ર સ્પર્ધા (Free competetion) માટે અજોડ મનાતો બ્રીટનનો મુડીવાદ પણ ઇજારાના ધોરણ ઉપર ઢળતો જાય છે. ટુંકમાં રાજાઓ અને પાર્લામેંટોના કરતાં પણ વધારે સત્તા જમાવે એટલા જબ્બર પ્રમાણમાં જગતના ઉદયોગો થોડા માણસોના હાથમાં કેંદ્રિત થઇ ગયા છે.

આટલા વીશાળ ક્ષેત્રોમાં વીસ્તાર પામેલો ઇજારાવાદ કેવાં શસ્ત્રો વડે પોતાના હરીફોને હંફાવે છે એ કથા તો નઠોરતાના નમુના તરીકે સંગ્રહસ્થાનમાં જાળવી રાખવા જેવી હોય છે. એકજ દેશના અને એક જાતના ઉદયોગ માટે ઉભા થયેલા ત્રસ્ટો અને સીન્ડીકેટો એજ ઉદયોગના બીજા દેશનાં ત્રસ્ટો સાથે જ્યારે જગતની બજાર માટે મયદાને જંગમાં ઉતરે છે ત્યારે આખરે એનું પરીણામ વીશ્વભક્ષી યુધ્ધમાંજ આવે છે. પણ પોતાના દેશનાજ નાના નાના કારખાનાવાળાઓને પોતાની શેહમાં લાવવા માટે જે યુકતી પ્રયુકતીઓ રચવામાં આવે છે એ તો રાજદ્વારેની ખટપટોને પણ ભુલાવે એટલી અટપટી હોય છે.

## ગુંગળાવવાની નીતી

જે કારખાનાંઓ ત્રસ્ટ કે સીન્ડીકેટની શેહમાં આવતાં નથી એને નમાવવા માટે પ્રથમ તો એ છુટાં છવાયાં કારખાનાંઓને કાચો માલ ન મળે એવી વ્યવસ્થા આ સીન્ડીકેટો કરે છે. અથવા કાચો માલ મળે તો પણ મોંઘો પડે એટલે સુધી બજારમાં ખોટી કીંમત વધારી મુકે છે. જબરી મુડી હોવાને પરીણામે આ સીન્ડીકેટો જથ્થાબંધ માલ પણ એક સાથે ખરીદી બજારમાં કાચા ઉત્પાદનોની જુઠી ખેંચ ઉભી કરે છે. આ સ્પર્ધામાં નાના કે મોટા કારખાનાંઓ વચ્ચે શરત નથી રમાતી તેમ સારી મશીનરીવાળા કારખાના સાથે પછાત યંત્રો ધરાવતી ફેક્ટરીની આ હરીફાઇ નથી. આ દરૂણ વીગ્રહ તો પાંચ પચાસ એકત્રીત થયેલા મુડીવાદીઓની બીજા

સ્વતંત્ર અને વ્યક્તીગત માલીકીના-કારખાનાઓને મુંઝવી મારવાની વ્યાપારી–હરીફાઇને નામે માત્ર બાજી છે. આ પરસ્થીતીને લઇને બહુજ ખટપટી ભેજાંઓવાળા મુડીવાદી મંડળેશ્વરો સમુહઉત્પાદનનો રાક્ષસી નફો ઘસડી જાય છે. જંગી પાયા ઉપરની સીન્ડીકેટથી ઉત્પાદન જો કે જથ્થાબંધ અને સસ્તુ થાય છે અને એટલી દ્રષ્ટીએ જગતની સર્જનશક્તી વધે છે પણ સવાલ માત્ર ઉત્પાદનની વૃધ્ધીનો નથી, પણ એની અલ્પવર્ગીય માલીકીનો છે. સમુહની સર્જનશક્તી અને એની વીશાળ પેદાશનો લાભ સમાજને મળવાને બદલે મોટી સીન્ડીકેટના બેંકરો અને મુડીદારોને મળે છે.

કાચા માલની તંગી ઉભી કરીનેજ આ કાર્ટેલો કે સીન્ડીકેટો અટકતી નથી. મજુરોના મુકાદમો સાથે પણ કોલકરારો કરી નાનાં કારખાનાંઓને મજુરો પણ ન મળે એવી હીકમતો આ અબજપતીઓ અજમાવે છે, એટલે મજુરી અને કાચો માલ બંનેમાં આડખીલીરૂપ થઇ પડેલાં કારખાનાંઓને ઇજારાવાદ ગુંગળાવી નાંખે છે.

બીજી અનેક રીતો આ કરોડપતીઓની કુટીલનીતી બળવાખોર કારખાનાંઓ પ્રત્યે વાપરી છુટે છે. વાહનો, રેલ્વેનું નુર, સ્ટીમરો વીગેરેની સગવડતા વિગેરેમાં પણ વ્યક્તીગત કારખાનાનાં માલેકોને મોટાં ત્રસ્ટો હંફાવે છે. વ્યાપારના મધ્યસ્થ સ્થળોમાં પણ ત્રસ્ટો કે સીન્ડીકેટોનોજ માલ વેપારીઓ વેચે એવી શરતે એને પોતાનો માલ વેચવા આપે છે. પોતાના માલની કીંમત કેટલીક વખત હરીફને ત્રાસ પમાડવા જાણી જોઇને ઓછી કરી નાખે છે અને કેટલીક વખત આ સ્પર્ધામાં કરોડોનાં આંધરણ મુકી દેતાં કાર્ટેલો કે સીન્ડીકેટો અચકાતી નથી. બેંકો પાસેથી નાનાં કારખાનાંઓને ક્રેડીટ ન મળે એવી ખાનગી ખટપટો પણ ઉભી કરવામાં આવે છે. આમ અનેક બાજુએથી વ્યક્તીગત માલીકીના કારખાનાઓને ત્રસ્ટ કે સીન્ડીકેટમાં ભેળવી દેવા માટે અથવા ફરજીયાત એવી પરીસ્થીતી ઉત્પન્ન કરવા માટે શયતાન પણ કંપી ઉઠે એવી કારમી બાજીઓ મુડીવાદી મંડળો ખેલે છે.

આ અકળાક મુડી ઉપર બહુ થોડા માણસોનાં સૂત્રસંચાલન રાજકારણમાં પણ સર્વોપરીતા જમાવી બેસે છે, પણ એ પ્રશ્નને અલગ રાખી શ્રમજીવીઓના દ્રષ્ટીબીંદુથી અને મુડીવાદના દ્રષ્ટીબીંદુથી આ ઇજારાવાદ શું પરીણામ લાવે છે એ વીચારી લેવું જરૂરનું છે.

## રક્તશોષણ

જેમ જેમ મોટી મુડીનું ઉદ્યોગ ઉપર આધીપત્ય જામતું જાય છે તેમ પ્રમાણમાં લાભ શ્રમજીવીઓને પણ વધારે મળતો નથી. ઉલટું સ્થાવર મુડી (Fundamental capital) વધે છે અને મજુરી (Variable capital) ઘટે છે. મકાનો અને મશીનરી પાછળ ખુબ પઇસા ખર્ચાય છે, અને મજુરી પાછળ મુડીના વધારાન પ્રમાણમાં ખર્ચ ઘણો ઓછો થતો જાય છે અમેરીકાની અંદર ઇ૦ સ૦ ૧૮૮૦ થી ૧૯૦૫ ના ગાળામાં મશીનરીમાં રોકાયલી મુડી ૩૧૫ ટકા જેટલી વધી જ્યારે મજુરી માં ૧૯૨ ટકા જેટલોજ વધારો થયો. ૧૮૮૦ ની સાલમાં એક ટન રેલ્વેના પાટા ફેરવવા માટે ૧૫ સેંટ મજુરી આપવી પડતી. ૧૯૦૧ માં મજુરી ૧ સેંટ થઇ ગઇ અને આજે તો લગભગ મશીનથીજ એવા કેટલાક ફેરફારો થઇ જતા હશે. આમ યંત્રોમાં પ્રગતી થતાં મજુરોની આવકમાં વધારો થતો નથી અને બહુજ મોટા પાયા

ઉપર ગંજાવર મુડીથી એક ઉદયોગને થોડા ધનપતીઓ હસ્તગત કરે એથી મજુરોને ફાયદો થશે એ વાત પણ વજુદ વીનાની છે. નાનાં મશીનો આગળ જમા થતાં ઘણા માણસોને બદલે આજે મોટાં યંત્રો આગળ વેંતીયાં જેવાં લાગતાં થોડાં માણસો એને ચલાવી શકે છે. એટલે કેંદ્રિત થતી મુડી અને ઝડપથી ઉત્પાદન કરતાં યંત્રોની શોધખોળ, એ બન્નેને પરીણામે સમાજની સામુદાયીક અને સાર્વત્રિક દોલતમાં વધારો થતો નથી. માત્ર હજાર પતીઓને મારીને લાખપતીઓ થાય છે અને લાખપતીઓના મુડદાં ઉપર કરોડપતીઓ પોતની ગગનગામી ઇમારતો ઉભી કરે છે. જેમ વ્યાપારના ક્ષેત્રમાં પણ ધીમે ધીમે વચગાળાના નાના વ્યાપારીએ સાફ થઇ જાય છે એમ ઇજારાવાદને પરીણામે અને યંત્રોની નવી શોધખોળોને લઇને મજુરોમાં બેકારી ફેલાય છે. પચાસ માણસોથી ચાલતું કારખાનું નવાં યંત્રો આવતાં ૩૦ માણસથી ચાલી શકે છે. એમ મુખ્ય ઉદ્યોગોનાં તમામ ઠેકાણે જંગી મશીનરી દાખલ થવાથી કેટલાય મજુરો રોજી વીનાના થઇ પડયા છે. અમેરીકા ઇજારાવાદનું મોટુ ધામ ગણાય છે. એટલે ત્યાં દુનીયાના કોઇ પણ પ્રદેશના કરતાં બેકારોની સંખ્યા વધારે છે અને દીવસે દીવસે એ બળ વધતું જાય છે. હમણાંજ થોડા દહાડા પહેલાં ૭૫૦૦૦ બેકારોએ અમેરીકાના સેનેટ હાઉસ આગળ એકઠા મળી પોતાનો રોષ પ્રદર્શિત કરયો હતો. ઇંગ્લાંડમાં બેકારોની સંખ્યા દર અઠવાડીએ મોટી થતી જાય છે. જર્મની, ફ્રાંસ વીગેરે ખુબ મુડી જમાવી બેઠેલા દેશમાં પણ ઇજારાવાદને પરીણામે બેકાર અને અર્ધબેકાર લોકોનો સમુહ વધતો જાય છે. જેમ ઉદયોગમાં પરસ્પર સ્પર્ધા ઓછી થતી જાય છે એમ નફાનું પ્રમાણ વધતું જાય છે, અને એ વધતા જતા નફાની નવી મુડી વધારે ઉત્પાદન કરવા માટે સ્થાવર સાધનોમાં રોકવામાં આવે છે. શ્રમજીવીઓનાં નસીબમાં તો માત્ર શોષણ અને તેય પણ ઇજારાવાદનું પધ્ધતીસરનું રક્તશોષણ રહે છે.

ટ્રસ્ટો અને સીન્ડીકેટોના નફાનું વધતું જતું પ્રમાણ માપી લેવા માટે થોડા આંકડા ઉથલાવી જોવાની જરૂરત છે. આવી સીન્ડીકેટોને પરીણામે જગતની બજારો થોડા માણસના હાથમાં રમકડું થઇ પડે છે. પોતાની મરજીમાં આવે એવી કીંમતે આ ટ્રસ્ટો પોતાનો માલ વેચી શકે છે અમેરીકન ઓઇલ ટ્રસ્ટ ૧૮૮૨ ની સાલમાં શરૂ થયું ત્યારે એણે સાડાપાંચ ટકા વ્યાજ જાહેર કર્યું હતું ૧૯૧૦ સુધીમાં એનો નફો એટલો બધો વધી પડયો કે એ ટ્રસ્ટે ૪૦ થી ૪૮ ટકા જેટલું વ્યાજ જાહેર કર્યું. ઇંગ્લાંડનું કોટન ટ્રસ્ટ એના શેર હોલ્ડરોને ૨૦ થી ૨૫ ટકા નફો વ્હેંચે છે. તમાકુનું રશીયન ટ્રસ્ટ ૭૦ ટકા સુધી નફો વ્હેંચી શકે એટલી આવક કરતું હતું. આ ટ્રસ્ટોના ગંજાવર નફામાં એકજ વસ્તુ વીઘ્ન નાખે છે. જો ખરીદનારાઓને કીંમત બહુજ આકરી પડે તો એ વસ્તુઓ ખરીદવી બંધ કરે. અને જો ઓછો માલ ખપે તો નફો ઓછો થાય એટલે કીંમત વધારી મુકવામાં અમુક સંયમ તો આ ટ્રસ્ટોને અમુક જાળવવો પડે છે. પણ ઇજારવાદના જમાનામાં આ ટ્રસ્ટો અને સીન્ડીકેટોને ૧૯ મી સદીના સ્વતંત્ર સ્પર્ધાયુગના કરતાં કીંમત વધારી મુકવાની અનર્ગલ સત્તા મળે છે એમાં તો જરાય શંકા નથી. ઉત્પન્ન થયેલા માલની મુળ કીંમત અને એના ઉપર નફાનું અમુક પ્રમાણ એ ઓગણીસમી સદીનું મુડીવાદી ધોરણ આ ટ્રસ્ટો અને સીન્ડીકેટોને જરાય

અંધનકર્તા નથી. એ તો વખત આવ્યે ખોટમાં વેચે અને લાગ ફાવે ત્યારે ખુલ્લી લુંટ પણ ચલાવે.

## સોળે કળાએ ખીલવણી

જ્યારે એક કારખાનાનો માલેક બીજા કારખાનાના માલેક સાથે સ્પર્ધા કરતો ત્યારે વચગાળાનો વેપારી વર્ગ એમાંથી કમાઇ ખાતો, થોડી ઘણી મુડી રોકી કારખાનાઓ નો માલ ખરીદતો અને પોતાનો થોડો નફો શાંતીથી દુકાન ઉપર બેઠાં બેઠાં મેળવી લેતો પણ ઇજારાયુગ દાખલ થતાં આ મધ્યમ વ્યાપારીઓનું લગભગ નીકંદન નીકળવા માંડયું છે. સીન્ડીકેટો તો પોતનાં જ વેચાણ વીભાગો ગોઠવે છે અથવા કમીશન એજન્ટો નીમે છે. પરીણામે મુડીવાદના આરંભ કાળે આખી આર્થીક વ્યવસ્થાના પ્રાણરૂપ મનાતી વ્યાપારી મુડી (commercial capital) ઇજારાયુગમાં ઔદ્યોગીક મુડીની (Industrial capital) ગુલામડી બને છે. એટલે વ્યાપાર મારફત જે નફો ઘણા મુડીવાદીઓ વચ્ચે વ્હેંચાતો એ હવે ત્રસ્ટનાં માલેકોના ખીસ્સામાં એકઠો થાય છે, અને વ્યાપારીઓના નસીબમાં માત્ર દલાલી રહે છે. હીંદુસ્થાનમાં અનેક પરદેશી પેઢીઓના એવા દલાલો મોટી ઓફીસો ચલવે છે પણ હીંદુસ્થાનના ખરીદનારાઓ પાસેથી અઢળક દોલત ઢસડી જવામાં સાધનભુત બનવા માટે દલાલો માત્ર એકાદ બે ટકાનું કમીશન ખાટે છે. મલાઇ તો મુળ કારખાનાવાળાઓ પરદેશમાં ઉઠાવી જાય છે. આમ પરદેશ અને સ્વદેશમાંથી માનવ કલ્પનાને આંટી નાંખે એટલી દોલત અમુક માણસો એકઠી કરી શકે છે. આ ઇજારાવાદમાંથી ફોર્ડ, અને રોકફેલરો પાકે છે. રોથરચીલ્ડ, માલ્ચેટ અને ઇન્ચેક ઉભા થાય છે. અમેરીકાની આર્થીક પરીસ્થીતીનો અભ્યાસ કરનારને જણાશે કે આખા દેશ ઉપર ત્રસ્ટોનું જ રાજ્ય ચાલે છે. એક ડગલું આગળ ચાલીએ કે આપણને ત્રસ્ટની અસર માલુમ પડી આવે છે. એક અમેરીકન લેખક હોટેલના ખાણાનું વર્ણન કરતાં લખે છે કે–

"હોટેલનો છોકરો પીવાનો વ્હીસ્કી લાવે, એ ત્રણ કરોડ અને પચાસ લાખ ડોલરની મુડીથી સ્થપાયલા ત્રસ્ટનો બનાવેલ હોય છે. મટનનો ઓર્ડર આપો એટલે દસ કરોડ ડોલરની મુડીથી ઉદ્યોગ ઉપર ચડી બેઠેલું બીફ ત્રસ્ટ તમારે નજર આગળ રાખવુંજ પડે. જે કોઇ ચીજ ખાવાની માગો એ બધામાં તમને અમેરીકન ફ્લોર કંપની (બ૨ અબજ ડોલરની મુડી), અમેરીકન ફ્રુટ કંપની, અમેરીકન બીસ્કુટ ત્રસ્ટ અને આઇસ્ક્રીમ કંપની વીગેરે અનેક સીન્ડીકેટો અને ત્રસ્ટોનો પંજો કીંમત આપવામાં અચુક જણાઇ આવશે. કોફી પીતી વખતે કે ચીરૂટ ફુંકતી વખતે તમે કોફી સીન્ડીકેટ કે ટોબેકો ત્રસ્ટને ભુલી શકોજ નહીં."

જે સ્થીતીએ આજ અમેરીકન મુડીવાદ પહોંચ્યો છે એ દીશામાં યુરોપ પણ કુચ કદમ કરી રહ્યું છે. ઇંગ્લાંડ બીજા દેશોના ઉદ્યોગો સાથે હવે હરીફાઇમાં ટકી શકતું નથી, કારણ કે ત્યાં હજુ ઇજારાવાદનો આરંભ થાય છે. ત્યારે અમેરિકા જર્મની વિગેરે દેશોમાં ઇજારાયુગ સોળે કળાએ ખીલવા લાગ્યો છે.

પણ ઇજારાવાદથી જેમ બેકારી વધે છે તેમ શ્રમજીવીઓમાં સમુહજાગ્રતિ પણ આવતી જાય છે. રોજ રોજ શોષણનીતિમાં પીસાતો શ્રમજીવી સમજતો થાય છે, કે સમુહનું હિત સાધવા શિવાય એનું એકલાનું કલ્યાણ ગમે તેટલી વફાદારી કે ખુશામતથી થઇ શકવાનું નથી. વળી જેમ જેમ મોટાં કારખાનાંઓ એકઠા થતાં જાય છે એમ એમ મોટી સંખ્યામાં સાથે રહેવ,

નો અને સમાન સુખદુઃખો અનુભવવાનો પ્રસંગ મજુરોને મળે છે. એટલે સમુહ શક્તિનું આત્મભાન પણ મજુરોને થઇ શકે છે. યંત્રો એકલા કંઇજ અર્થના નથી. એ વસ્તુ અનેકના એકત્રિત શ્રમથી ચાલતું કારખાનું જોઇ એને ખાત્રી થાય છે. શ્રમજીવન એ ઉદ્યોગોના ઉત્પાદનમાં મુડી અને કાચા માલ જેટલું જરૂરી તત્વ છે એની એને ખાત્રી થાય છે. પરીણામે ઇજારાવાદના વ્યવસ્થીત શોષણ સામે સંગ્રામ ખેલવા સમુહ બળનું શસ્ત્ર અજમાવવાની કુદરતી સંભાવના શ્રમજીવીઓ સમક્ષ છતી થાય છે. જો કે આ જાગ્રતીને છુંદી નાંખવા ઘણીજ વ્યવસ્થીત દમનનીતી આ સીન્ડીકેટો અને ત્રસ્ટો અખત્યાર કરે છે. હડતાલ તોડનારાઓ, છુપી પોલીસો અને ચડાવદેવ ચળવળખોરોનું લશ્કર આવાં ત્રસ્ટો ઉભું કરી શકે છે. શ્રમજીવીઓની ચળવળમાં ઘુસાડે છે અને આખી સમુહની જાગ્રતીનું સત્યાનાશ વાળે છે.

જેમ શ્રમજીવીઓનું સંગઠન અને સમુહ જાગ્રતી ઇજારાયુગમાં વધારે વ્યવસ્થીત બને છે તેમ પરદેશના ઉદ્યોગો સ.થેની સ્પર્ધા ઘણુંજ ભયંકર સ્વરૂપ લ્યે છે. પોત પોતાના ઉદ્યોગોને રક્ષણ આપવા જગાતની દિવાલો ઉભી કરાવવા માટે રાજસત્તા ઉપર સીન્ડીકેટો દબાણ લાવે છે. પોતાનો માલ પછાત દેશોમાં ઘુસાડવા માટે કરમી હરિફાઇ ઉપાડે છે માલ અને મુડીના પગપેસારા માટે આ ઉદ્યોગપતિઓ આખરે જબરૂં યુદ્ધ નોતરતાં જરાય અચકાતા નથી.

આ ઉદ્યોગવાદની સાથે બેંકોની મુડી કેટલું મહત્વનું સ્થાન ભોગવે છે એ પણ સામ્રાજ્યવાદના સ્વરૂપને બરોબર સમજવા માટે આવશ્યક છે. બેંકોનો વિકાસ અને મુડીવાદના મુખ્ય અંગ તરીકે એનું સ્થાન, એ બન્ને પ્રશ્નો હવે તપાસીએ.

## મૂડીનું મિશ્રણ

નાની મુડી, નાના ઉદ્યોગો અને વ્યક્તીગત માલીકીના વ્યાપારને પાછળ હડસેલી જગતના શ્રમજીવીઓએ સર્જેલા નફો (Surplus Value) ચોડ. અજબપતીઓને સુપ્રત કરતો આધુનીક ઇજારાવાદ આટલી વીરાટ શોષણનીતી કયા બળ ઉપર અખત્યાર કરી શકે છે એ પ્રશ્ન હવે ઝીણવટથી જોવાનો રહે છે. છુટાછવાયાં સ્થળો ઉપર પથરાઇ પડેલા ઓગણીસમી સદીની ઉતરાવસ્થાનો ઉદ્યોગવાદ ધીમે ધીમે ગંજાવર કારખાનાઓમાં એકત્રીત થતો ચાલ્યો અને જુદે જુદે સ્થળે સો બસો ફેક્ટરીઓને બદલે એકજ સ્થળેથી બે ચાર કારખાનાંઓ એથી ઘણું વધારે ઉત્પાદન કરવા લાગ્યાં. જેમ ઉત્પાદન મ ટેનાં નાનાં નાનાંકારખાનાંઓની સંખ્યા ઘટવા લાગી તેમ તેમ મુડીના રોકાણનું પ્રમાણ વધવા લાગ્યું. રાક્ષસી કારખાનાંઓ માટે મુડી પણ અખુટ હોવી જોઇએ, નહીં તો એટલું બધું કેંદરીત ઉત્પાદન તદન અશક્ય થઇ પડે. જેમ સઉથી વધારે ઝડપવાળી મશીનરીની શોધખોળો આવા અઉદ્યોગીક એકીકરણમાં અતીશય જરૂરની છે એમજ એ સ્થવર મીલ્કત માટે અઢળક દઉલત પણ એટલીજ ઉપયોગી છે. કેંદરીત થતા ઉદ્યોગના યુગમાં મુડીની ધીરધાર એ આખી સમાજરચનાનું મધ્યબીંદુ છે—એક બે કે પાંચ દસ વ્યક્તીઓ ગંજાવર ઉદ્યોગો માટે મુડી પુરી પાડી શકે નહી એટલે એવો કોઇ મુડીનો અખુટ ઝરો આ ઇજારાવાદ મ ટે અવશ્ય હોવોજ જોઇએ. નહી તો આટલો એનો અઉદ્યોગીક વીકાસ શક્યજ નથી. મોટી સીન્ડીકેટો, ત્રસ્ટો અને જબ્બરાં કાર્ટેલને જ્યારે જોઇએ ત્યારે કરોડોની દઉલત ધીરનાર બેંકો ઇજારાવાદની ઇમારતનો મુખ્ય પાયો છે

સામ્રાજ્યવાદનું બીજું લાક્ષણીક અંગ બેંકો અને ઉદ્યોગોનું પરસ્પર સંગઠન–અન્નેની મુડીનું સંમીશ્રણ. (Merging of Industrial capital with banking Capital) આટલું મહત્વનું સ્થાન ભોગવતી બેંકો અને એનું સમાજની આર્થીક વ્યવસ્થામાં સ્થાન સમજી લેવું એ સામરાજ્યવાદના અભ્યાસ માટે અનીવાર્ય વસ્તુ છે.

## બેવડી લુંટ

બેંકોની ઉત્પત્તી અને એનાં પ્રાથમીક વીકાસ ઉપર વીવેચન કરવાની અહીં જરૂર નથી. અત્યારે તો આ ઇજારાવાદમાં એ કયું વીશીષ્ઠ સ્થાન ભોગવે છે એ તપાસવું જરૂરનું છે. સમાજની નાણાવીષયક લેવડદેવડમાં મધ્યવર્તી સંસ્થા એટલે બેંક. મધ્ય યુગમાં જે કામ શરાફો કરતા એ કામ ઉદ્યોગવાદના યુગમાં બેંકો કરે છે અને જેમ જેમ ઉદ્યોગોનો કાબુ ઇજારાવાદી મંડળોના હાથમાં સરતો જશે તેમ તેમ ખાનગી શરાફીનો ધંધો પણ નષ્ટ થતો જશે. બેંકો બે કામ કરે છે. ઉપયોગ વીના પડી રહેતી દોલત એકઠી કરે છે અને એને સમાજના જથ્થાબંધ ઉત્પાદન માટે વાપરવા આપે છે, એટલે બેંકોમાંથી ઉદ્યોગના ઉપયોગમાં આવતી મુડી આળસુ મટીને નફો ઉત્પન્ન કરતી થાય છે. કારકુનો, વેપારીઓ, દલાલો, મુકાદમો ઇજનેરો, કલાકારો પ્રોફેસરો સાહીત્યકારો, પત્રકારો અને બીજા અનેક પ્રકારના મહેનતુ માનવોની બચત રકમ અનેક દીશાએથી બેંકોમાં એકઠી થાય છે અને એવી રીતે એકઠી થયેલી મુડી થોડા અબજપતીઓની રાક્ષસી યોજનાઓ ઉભી કરવામાં વપરાય છે. મુડીના રોકાણમાંથી જે નફો પુંજીદારો મેળવે છે એની અધુરી વહેંચણી ઉપર જણાવેલા વર્ગોમાં થાય છે, અને એ મજુરીમાંથી બચાવેલી રકમો એકઠી થઇ બેંકો મારફત ફરી પાછી પુંજીદારોની નવી મુડી બને છે. આમ જગતના શ્રમજીવીઓને ચુસી ચુસીને ઉત્પન્ન કરેલો નફો અલ્પ પ્રમાણમાં પોતના વણગણો અને પરોપજીવીઓ (Parasites) વચ્ચે મુડીવાદ વહેંચે છે અને એ બહેંચણીમાંથી બચત રકમેનો પાછો ઉપયોગ પણ એ મુડીવાદીઓજ બેંકો મારફત કરે છે. મજુરોને તો મુડીવાદ એટલું ઓછું આપે છે કે બચત થવાનો સંભવજ ઓછો રહે છે એટલે મુડીવાદી આર્થીક વ્યવસ્થાને પરીણામે મધ્યમવર્ગોમાં વહેંચાયલું શ્રમજીવીઓન રક્તશોષણનું અવશેષમુલ્ય (Surplus Value) બેંકો દ્વારા ફરી મુડીવાદીઓના લખલુટ નફા માટેની નવી થાપણ બને છે. ઇજારાવાદના ભીષણ સ્વરૂપને આ બેંકો વધારે બીહામણું બનાવે છે; કારણ કે વ્યક્તીઓ માટે એકઠી કરવી મુશ્કેલ પડે એટલી દઉલત બેંકો આ ઇજારાવાદીઓના હાથમાં મુકે છે, જેના બળ ઉપર એ પ્રતીસ્પર્ધીઓને દબાવે છે અને જગત આખા ઉપર આર્થીક સર્વોપરીતા જમાવે છે.

## ઉદ્યોગ પર આધીપત્ય

આ દ્રષ્ટીએ બેંકોનું હાલનું સ્થાન ઘણુંજ મહત્વનું છે. એટલે જેમ ઉત્પાદનમાં અને ઓઉદ્યોગીક મુડીમાં એકીકરણ થવા માંડયું તેમ નાની બેંકોને બદલે મોટી બેંકો ઉભી થવા લાગી અને એમાં પણ ઇજારાવાદના સીધ્ધાંતે પ્રવેશ કર્યો. જેમ જેમ બેંકો પાસે વધારે રકમોની ધીરધાર માટે સીન્ડીકેટો અને ટ્રસ્ટો માગણી કરતાં ગયાં તેમ તેમ ખુણે ખુણેથી અખુટ દઉલત એકઠી કરવાની હરીફાઇ

બેંકોમાં પણ થવા લાગી. નાની નાની બેંકોના જોડાણો થવા માંડ્યાં અને પરીણામ એ આવ્યું છે. કે અમુક દેશોની લગભગ બધી મુડી થોડા બેંકરોના હાથમાં સરી પડી. આ બેંકરો મોટા મોટા ઉદયોગોને ખુબ રકમો ધીરવા લાગ્યા અને એ ધીરવારને પરિણામે ઉદયોગોની વ્યવસ્થા ઉપર પણ કાબુ જમાવવા લાગ્યા. મુડીના દલાલ થવાને બદલે બેંકોએ ઉદયોગો ઉપર જાતે આધિપત્ય જમાવ્યું. ઉદયોગોમાં રોકાયલી મુડી સાથે બેંકોની મુડી ભળી જવા લાગી. આ બધી યોજનાઓને પરીણામે ઇજારાવાદે વધારે ને વધારે આક્રમણકારક રૂપ પ્રકાશવા માંડ્યું.

## ફાઇનેન્સ કેપીટલ

બેંકીંગના વીકાસની સાથે જોઇંટ સ્ટોક કંપનીઓ ઘણીજ મહત્વનો સંબંધ ધરાવે છે. જ્યાં સુધી આવી લીમીટેડ કંપનીઓ ઉભી થઇ ન હોતી ત્યાં સુધી બેંકો મોટી રકમ ઉદયોગોમાં સીધી રીતે રોકી શકતી નહોતી, કારણ કે ઉદયોગોમાં મુડી રોકવી એટલે મશીનરી, મકાનો વીગેરે સ્થાવર મીલકતમાં નાણાં નાખવાં. બેંકને આ સ્થીતી કેમ પરવડે? કારણ કે બેંકમાં નાણાં રોકનારાઓ કદાચ તાતકાલીક પૈસા માગે તો આ સ્થાવર મીલકતમાંથી તુરતજ રકમ ઉભી ન થઇ શકે. પણ લીમીટેડ કંપનીઓ ઉભી થતાં શેરો, ડીબેંચરો વીગેરનું વેચાણ ઘણું ખરું બેંકો મારફત થતું હોવાથી એ પરીસ્થીતીનો લાભ બેંક લઇ લ્યે છે અને એથીજ ઇજારાવાદના યુગમાં એ મોટી રકમો ધીરી શકે છે, કારણ કે મરજીમાં આવે ત્યારે કાગળીયાં ગીરો મુકી એ નાણાં ઉભાં કરી શકે છે. મોટા ઉદયોગોમાં બેંકો નાણાં ધીરે છે; એ કંપનીના શેરો ખરીદી લ્યે છે અને એજન્ટસને બદલે બેંકો ડીવીડન્ડ વીગેરે ખેંચવાનું કામ કરે છે. આમ બેંકો ઉદયોગના વ્યવસ્થાવીભાગ માટે મુખ્ય મથકો બને છે. પોતાના હસ્તકની કંપનીઓને બેંકો વધારે નાણાં ધીરી નવાં કારખાનાંઓ વધુ મોટા પાયાપર કાઢે છે. અને આમ ઉદયોગમાં રોકાયલી મુડી સાથે બેંકની મુડીનું પણ મીશ્રણ થાય છે. આ મીશ્રીત મુડીને ફાઇનન્સ કેપીટલ (Finance Capital) કહેવામાં આવે છે.

## ધરારધણી

આ પરીસ્થીતીનું પરીણામ એ આવે છે કે ઉદયોગમાં મુડી રોકી બેઠેલા પુંજીપતીઓ ગુલામ બને છે અને બેંકો ધરારધણી થઇ બેસે છે. આ મીશ્રીત મુડીના યુગમાં ઉદયોગમાં રોકાયલી મુડી ઘણી વખત બેંકો વાપરે છે અને બેંકોની મુડી ઘણીવાર ઉદયોગોમાં વપરાય છે, એક બેંકર કેટલીયે વાર ઉદયોગપતી પણ બને છે અને ઉદયોગનો અધીપતી કેટલીયેવાર બેંકર બને છે. દુનીઆની સૌથી મોટી મનાતી બેંકોમાં અમેરીકાની નેશનલ બેંક ઓફ કોમર્સ મહત્વનું સ્થાન ભોગવે છે. એના પ્રમુખ મી૦ મોરગન સૌથી જંગી રેલ્વે કંપનીના પણ સરનશીન છે. બીજા ઘણાયે મોટા ઉદયોગના માંધાતાઓ બેંકોની અંદર ડીરેકટર હોય છે અથવા પ્રમુખ હોય છે.

ઉદ્યોગમાં તેમ બેંકોમાં જે કેંદ્રીત વીકાસ થતો આવે છે એને પરીણામે દુનીઆની મુડી અને ઉત્પાદન બન્ને બહુજ થોડી સંસ્થાઓના હાથમાં સરી પડે છે. આંકડાઓ એમ કહે છે કે ૧૯૦૯ ની સાલમાં જર્મનીની નવ મોટી બેંકોએ દેશની ૮૩ ટકા જેટલી દઉલત હસ્તગત કરી હતી. આજ તો એમાં ઘણોજ ઉમેરો થયો છે. ૧૯૧૩ ની અંદર બ્રીટ-

નમાં અગીઆર બેંકો દેશની ૬૮ ટકા મુડી ઉપર કાબુ ધરાવતી હતી. ફ્રાંસની અંદર ચાર બેંકોજ આખા દેશની મુડીને ગુલામડીની પેઠે નચવે છે. જર્મનીની અંદર ૭ બેંકો ૧૯૧૧ માં ૧૦૪ શાખાઓ ઉપર કાબુ ધરવતી હતી. ૨૭૬ એક્ચેંજ બેંકો ઉપર અધીકાર રાખતી હતી, ૬૩ બીજી બેંકોની વ્યવસ્થામાં એન કેટલાક શેરોની માલીકીને લઈને મ થું મારતી હતી. કુલ મળીને આ ૭ બેંકોના ૪૫૦ ખાતાંઓ અને શાખાઓ આખા જર્મની ઉપર પથરાઇ પડી હતી.

### નફાની તૃષ્ણા

ઇંગ્લંડમાં ૧૯૧૦ માં ચાર બેંકો સોળ સો નાની બેંકો ઉપર કાબુ ધરાવતી હતી. આજે તો પ્રમાણ ઘણુંજ વધ્યું છે. આ આંકડાઓ જેમ જર્મનીના અને ઇંગ્લંડના આપી શકાયા છે એમ ફ્રાન્સ, અમેરીકા વીગેરે તમામ મુડીવાદી દેશોના દફતરો તપાસતાં મળી આવે છે. એ ઉપરથી એટલું તો સ્પષ્ટ થઇ શકે છે કે જગતના ખુણે ખુણામાંથી નાણાં વીણી લઇ આ બેંકોની શાખાએ આવાં જોડ.ણોદ્વારા સમસ્ત મુડી થોડા માણસોના કાબુમાં સુપ્રત કરે છે અને આ થોડા માણસોની મંડળી આંતરરાષ્ટ્રીય દ્રષ્ટીબીંદુ વડે એ "રાષ્ટ્રીય મુડી"નો ગંજાવર નફો મેળવવાની તૃષ્ણા પોષવા માટે ખુબ ઉપયોગ કરે છે,

---

## હિંદુસ્તાનમાં દુકાળો

દુકાળ: ૩૫ — મરણ: ૩૨૫ લાખ

| બ્રિટિશ રાજ આવ્યા પહેલાં | | | બ્રિટિશ રાજ આવ્યા પછી | | |
|---|---|---|---|---|---|
| સમય | દુકાળ | સ્થળ | સમય | દુકાળ | મરણ |
| ૧૧ મી સદી | ૨ | સ્થાનિક | ૧૭૬૯–૦૦ | ૪ | ... |
| ૧૩ ” | ૧ | દિલ્હી | ૧૮૦૧–૨૫ | ૫ | ૧૦,૦૦,૦૦૦ |
| ૧૪ ” | ૩ | સ્થાનિક | ૧૮૨૬–૫૦ | ૨ | ૫,૦૦,૦૦૦ |
| ૧૫ ” | ૨ | ” | ૧૮૫૧–૭૫ | ૬ | ૫૦,૦૦,૦૦૦ |
| ૧૬ ” | ૩ | ” | ૧૮૭૬–૦૦ | ૧૮ | ૨,૬૦,૦૦,૦૦૦ |
| ૧૭ ” | ૩ | ” | કુલ... | ૩૫ | ૩,૨૫,૦૦,૦૦૦ |
| ૧૭૦૦–૧૭૪૫ | ૪ | ” | | | |
| વર્ષ ૭૪૫ | | દુકાળ ૧૮ | વર્ષ ૧૩૧ | | દુકાળ ૩૫ |

એટલે કે પહેલાંના કરતાં દુકાળની સંખ્યા ૧૦ ગણી થઇ. ૧૮૭૬ થી ૧૯૦૦ ની પચીસીમાં દર સાલ ૧૦ લાખ માણસ ભૂખથી મરણ પામ્યા, એટલે કે પચીસે વરસમાં, દરરોજ, દિવસને રાત, મિનીટે મિનીટે બે માણસ ભૂખ્યાને તરસ્યા આ દેશ છોડી પરલોક જઇ રહ્યા!



ખેતિના કામથી પરવારી ઘેર પાછાં વળતાં સહકારી ધોરણે ખેત કરતાં રશિયન કામદારો

# રશીઅન ગામડાંમાં અદ્ભૂત પરિવર્તન

—: મુળ લેખક :—
મોરીસ હિન્દુસ

—: અનુવાદક :—
મસ્તફકીર

દુનિયાના બીજા ખેડુતોની મફક રશીયન ખેડુતો અને ગામડીઆઓ પણ રવિવારે પથારીમાંથી રોજના કરતાં મોડ ઉઠે છે. ઘોડાઓને પાણી પાવા અને ચરવા લઇ જનાર છોકરાઓ અને છોકરીઓ આતવારે તો સુરજ ઉગ્યા પછીજ ભાગોળેથી પાછા ફરે છે. અપવાદ માત્ર ગામની સ્ત્રીઓનો; જે ગાયો દોહવા માટે મળસ્કામાં ઉઠે તેમ એ ગાયોને ગામ બહાર ચરવા લઇ જનાર ભરવાડને પણ વહેલાં ઉઠવું પડે. સુર્ય ઉગ્યા પહેલાંજ ગાયોને ખાણ દઇ દોહી લેવી પડે, કારણ તડકો થતાં માખીઓનો બમણાટ શરૂ થતાં ગાયો બરાબર ખાઇ શકે નહિં.

રશીઅન ગામડામાં રવિવારને દિવસે માણસો પુર ઉલ્લાસ અને આનંદમાં આવી જાય છે. પ્રોટેસ્ટંટ દેશોમાં આતવારને દિવસે પરાણે જે ગાંભિર્ય અને પવિત્રતાનું વાતાવરણ જમાવવાનો જે ડોળ કરવામાં આવે છે એવો ડોળ રશીઅન ગામડામાં નથી હોતો. એ દિવસે તો ત્યાં જાહેર જલસાઓ, સભાઓ, ખુલ્લા ચોગાનમાં નાચો, કસરતો, અને મુલાકાતો થાય છે, અને ધ્યાન ખેંચનારી હકીકત એ છે કે આવે પ્રસંગે ગામમાં કોઇ અજાણ્યો ત્રાહિત મુસાફર આવી ચડયો હોય તેનાથી પણ લોકો અતડાં રહેતાં નથી, પણ તેને એ ઉત્સવો અને મોજમજાહમાં સામિલ થવા આમંત્રણ કરે છે. રશીઅન ગામડામાં

દરેક ઘરનાં બારણાં કોઇને પણ માટે હર-હંમેશ ખુલ્લાં જ હોય છે, કારણ કે ત્યાં કંઇ ખાનગી કે છુપાવવા જેવું હોતું જ નથી. ખેદ કે આનંદ, કીર્તિ કે અપકીર્તિ કશું બંધબારણે હોતું નથી.

રશીઆના જે ગામમાં મારો જન્મ થયો હતો ત્યાં હું પાંચ વરસ પછી ગયો ત્યારે ગામવાસીઓની રહેણીકરણી અને વિચારોનું બારીક અને પુરેપુરું અવલોકન કરવા મેં તૈયાર કરી આપી હતી. મને નિંદ્રામાંથી જગાડવા માટે એ ભલા માણસે મારી માફી માંગી, પણ ખુલાસો કર્યો કે તેણે અને તેની પત્નિએ સવારની પ્રાર્થના અને નિત્યકર્મ ક્યારનાં પુરાં કરી નાખ્યાં હતાં અને નાસ્તાને ઇન્સાફ આપવા મારી વાટ જોતાં હતાં. એ એક અજબ જોડું હતું. તેમના ગામમાં જે અદ્‌ભૂત સામાજીક પલટો આવ્યો હતો, એ તોફાનમાંથી એ



**સહકારના ધોરણે ચાલતી ખેતિ માટેનાં ટ્રેક્ટર્સ—જે એકજ ૫૦ માણસો અને તેટલા ઘોડાના કામ જેટલું કામ આપે છે**

રવિવારનો દિવસ પસંદ કર્યો હતો, કરણ એ જ અઠવાડીયાનો એક એવો દિવસ છે, કે જે દિવસે ગામડીઆઓ તેમના મુળ સ્વરૂપમાં પુરેપુરા છુટથી ખીલે છે.

જેને ત્યાં એ ગામડામાં હું ઉતર્યો હતો, તે મારા યજમાને મને જગાડયો ત્યારે સૂર્ય-નારાયણ આકાશમાં ઉંચે આવ્યા હતા. તેમના ઘરની પાછળના ભાગમાં આવેલા કોઠારમાં તેમણે મને તાજા ઘાસની પથારી બંને જાણે ભરદરીયામાં છુટા બે ટાપુ હોય તેમ તેમનું એકલવાયું જીવન શાંતિ અને સંતોષમાં ગાળતા હતાં. બંને બેપટિસ્ટ પંથનાં હતાં, અને એ પંથના આચાર-વિચાર અને ફરમાનોને ચીવટાઇથી વળગી રહ્યાં હતાં, તેઓ કદી તંબાકુ પીતા નહીં, અને તંબાકુ પોતાના ઘરમાં કોઇને પીવા દેતાં નહી. દારૂ કે કોઇ કેફી ચીજ તેમના હોઠ તો શું પણ ઘરના ઉંબરને પણ વટાવી

-શંકી નહોતી. મારફાડ ને ક્રોધથી તે દૂર -નાસતાં, અપશબ્દ કદી બોલતાં નહિ અને પાડોશીઓ જોડે પણ વઢવાડ કરતાં નહિ. પ્રભુની પ્રાર્થના કર્યા વગર અને દાળરોટી આપવા માટે તેનો ઉપકાર માન્યા વગર

કદી પણ ભોજન લેવા બેસતાં નહી. ગ ડીઆઓની ભાષામાં સામાન્ય રીતે અપશબ્દો અને તોછડા શબ્દો આવી છે, તેવું તેમની ભાષામાં ન હોતું. અ ગામમાં તેમનું ઘર સ્વચ્છમાં સ્વચ્છ હ



સહકારના ધોરણે થતી ખેતિના ઉત્પન્નના પ્રદર્શનમાં ભાગ

ગામના બીજાં માણસોના ઘરની માફક તેમનાં ઘરમાં કુકરો ઉંઘતા નહિં કે મરઘાં બતકાં આંટા મ.રતાં નહિ. ગામમાં એ જ એક એવું ઘર હતું કે જ્યાં માખીઓના ત્રાસ વગર જમવા બેસી શકાતું. ઘરમાં હું દ.ખલ થયો ત્યારે ઓરડામાં ટેબલપર નાસ્તો તૈયાર હતો. ખાણું સાદું પણ પોષણકારક હતું. ઉપરાંત એક મોટાં માટીનાં વાસણમાં તાજું દુધ અને બીજી એક રકાબીમાં માખણ હતું. અમે જમવા બેઠાં ત્યાં આડોસીપાડોસીઓ મ.રે માટે કંઇ કંઇ ભેટસોગાદ લઇને આવ્યાં, કોઇ ઇંડાં લાવ્યાં, કોઇ મારા માટે સફરજન લાવ્યું, કોઇ મધ આપી ગયું.

એક બુઢ્ઢા માણસે આવી મને પૂછયું કે મારી પાસે નાખી દેવાનાં કોઇ જુનાં વર્તમાન પત્રો હતાં કે? કારણ કે તેમાંથી તે સીગારેટ બનાવવા માંગતો હતો. કેટલીક યુવાન સ્ત્રીઓએ મને પૂછયું કે મેં તેમના ધણીઓને અમેરિકામાં જોયા હતા કે? મેં જ્યારે તેમને કહ્યું કે મેં તેમના પતિઓને કયાંય પણ જોયા ન હોતા, ત્યારે એ બૈરાંઓ ઘણાં ઉશ્કેરાઇ ગયાં અને ચીડવાઇને બોલવા માંડયાં કે, "મુવાઓને પ્લેગ થાય." એક જણી બોલીઃ "કોઇ અમેરિકામાં તેમને કુહાડીથી વધેરી નાંખે તો સારૂં." બીજી બબડીઃ "અરે તેમને જંઝર પહેરાવી અહિં તેડાવવા જોઇએ, અને પછી ગુંહણભર બેસાડી તેમના બરડા પર આપણે હાથે ચાબખા મરાવવા જોઇએ" રશીઅન ગામડાંની આ ભોળી ગામડીયણો ઉશ્કેરાઇ એટલા માટે ગઇ હતી કે તેમના પતિઓ અમેરિકામાં ગયા ત્યારે શરૂઆતમાં કાગળપત્ર લખતા અને ઘેર તેમને માટે પૈસા મોકલતા, પણ પાછળથી એ લોકોએ એ વાતમાં તદ્દન બખાડા કરવાથી પ્રેમની અર્ધાંગનાઓ ગુસ્સે થઇ હતી.

થોડીવાર પછી યુવાનોનું એક ટોળું મારી પાસે આવ્યું, અને ગામમાં તેમની એક મંડળી સમક્ષ ભાષણ આપવા મને કહ્યું. તેમના કહેવા પ્રમાણે અમેરિકાનાં ગ્રામ્યજીવન વિષે જાણવા તેઓ બહુ આતુર હતા, ત્યાં ખેતીમાં કેવી જાતનાં યંત્રોનો ઉપયોગ કરવામાં આવે છે, કઇ નવી જાતના પાક ઉગાડવામાં આવે છે, સામાજીકસુધારણાનાં શું શું કામો થાય છે અને લોકો ભેગા મળીને કેવી રીતે કામ કરે છે. એ બધું તેમને સાંભળવું હતું.

મેં જ્યારે તેમને કહ્યું કે રશીઅન રીત પ્રમાણે અમેરિકામાં લોકો સરકાર સાથે મળી ખેતી કરતા જ નથી ત્યારે તેઓ તદ્દન આભા જ બની ગયા હતા.

મારા યજમાનના ઘરમાં આવેલા ગામનાં બીજાં માણસો જોડે હું વાતચીત કરી રહ્યો હતો ત્યાં બહાર રસ્તામાં કિલકિલાટ સાંભળી મેં બારીની બહાર નજર કરી તો શાળામાં જવાની ઉમ્મરનાં છોકરા છોકરીઓને એક ઝાડ આગળ રમતાં જોયાં. એક છોકરો ઘાસની ટોપી અને ડગલો પહેરી 'બુરઝુંઆ' એટલે કે મુડીવાદી બન્યો હતો. આ છોકરો પોતાનો કેટલાક સાથીઓ જોડે એક ઝાડ નીચે ઉભો હતો. તેમના હાથમાં ઝાડની ડાળીઓની સોટીઓ હતી. બીજો છોકરો પ્રોલીટેરીઅન એટલે કે જનતાનો પ્રતિનીધી બન્યો હતો, તેના પણ સાથી તેની પાછળ પાછળ ફરતા હતા, પહેલાં બન્ને સેનાપતીએ એ ઝાડ આગળ પોતપોતાનાં નાનકડાં લશ્કર સાથે ચકર ચકર ફેર્યા કર્યા, પછી બંને સામસામા આવી ગયા. સેનાપતીઓએ "ખાલી" એટલે કે ગોળીબાર ચલાવો કહીને બુમ મારી અને છોકરાંઓ સામસામી પેલી ઝાડની ડાળીઓ વીંઝવા માંડયાં,

પેલા 'બુરઝુઆ' બનેલા છોકરો જાણે ઘાયલ થયો હોય એવો ડોળ કરીને પડી ગયો. અને એના સાથીઓ એના પર મુડદાં બનવાનો ઢોંગ કરી પડ્યાં.

રશીયન બચ્ચુકલ્લાંઓની એ રમત જોઇ મને ખાસ બાળપણના દિવસો યાદ આવ્યા, અમે પણ આ પોરીયાંઓની માફક ગામમાં ભેગાં થઇ રમતાં હતાં, પણ અમે લાકડીઓનો બંદુક તરીકે નહિં પણ ઘોડાઓ તરીકે ઉપયોગ કરતાં. અમારી રમતમાં એ જમાનામાં ચાલી રહેલી સામાજીક કે રાજદ્વારી ચળવળની અસર લગરીકે નહોતી, જ્યારે આજ રશીઆનાં આ દૂર દૂરનાં નાનકડાં ગામડાંનાં ટેંગુજી જેવાં પોરીઆઓમાં પણ એ દેશમાં ચાલી રહેલા વર્ગ વિગ્રહની ભાવના પ્રવેશ પામી હતી, અને એ એટલે સુધી કે તેમની હંમેશની રમતમાં પણ તેનો ઉપયોગ થતો હતો. રશીઅન બળવાઓ અને બોલ્શેવીકોનાં જબરદસ્ત પ્રચારકાર્યે તેમના દેશભરમાં કેવો અજબ પલટો આણ્યો હતો! આ ન્હાનાં રશીયન બચ્ચાંઓ પણ માનવસમાજને બે ભાગમાં વહેંચી નાંખતાં હતાં. બુરઝુઆં અને પ્રોલીટેરીઅન–મુડીવાદીઓ અને શ્રમજીવીઓ, એક વર્ગ પાપ અને દુષ્ટતાનાં ચિન્હ રૂપે હતો, ત્યારે બીજો વર્ગ સત્ય અને સાચતું મૂર્તીમંત સ્વરૂપ હતું.

એક નજીવો બનાવ, પણ રશીયન બળવાએ તેની જનતાનું માનસ કેટલી હદ સુધી પલટાવી નાંખ્યું છે એ નજરે વિચાર કરીએ તો જાણે કોઇ અદ્‌ભૂત સ્વપ્ન સમાન ભાસે છે.

નાસ્તાને ઇન્સાફ આપ્યા પછી હું બહાર ગામમાં લટાર મારવા નીકળી પડ્યો, અને થોડા જ વખતમાં અડધું પડધું જામતું લોક મારી આજુબાજુ વિંટળાઇ વળ્યું. આ રશીઅન મુઝીકો એટલે ગામડીઆઓમાં આ વખતે તેમના અત્યારસુધીના ઇતિહાસમાં આગળ કદી પણ નહીં જણાએલી એવી તીવ્ર કુતુહલવૃત્તિ ઉત્પન્ન થઇ હતી. બહારની દુનિઆ વિષે જાણવા તેઓ અત્યંત આતુર હતા, અને મને એવા ખબરોનો જાણે ભંડાર સમજતા હતા.

એ ગામડીઆઓને પ્રશ્નો પુછવાની મેં પોતે જ શરૂઆત કરી. એ રવિવારનો દિવસ હતો એટલે મેં પૂછ્યું કે હાજર રહેલાઓમાંથી કોઇ દેવળમાં જાય છે કે? જવાબમાં તેઓ નકારમાં માથાં હાલવા માંડયાં અને બે ચાર જણ બોલ્યાઃ "નહિં નહિં."

"હવે તો તારા આ દેશબંધુઓ ક્રોસ પણ નથી પહેરતા," એક ખુંધી ડોસી નામે અદ્યા જે ગામડામાં એની તીખી અને ચબાવલી જીભ માટે નામચીન હતી તે બોલી ઉઠી.

"તે પોતે હવે ક્રોસ પહેરે છે કે નહિ તે તો પૂછો!" ટોળાંમાંથી કોઇ બોલ્યું.

અદ્યાની સામે મેં તાકીને જોયું, અને પૂછ્યું: "શું આ ખરી વાત છે કે?"

તેણે વાત ઉડાવવા કોશિશ કરી ને બોલી: "સાચું અને ખોટું બંન્ને છે."

"પણ અદ્યા, યાદ છે પાંચ વર્ષ પહેલાંનો એક પ્રસંગ!" મેં કહ્યું. "હું તારે ત્યાં તારા વરને મળવા આવ્યો હતો. તારો વર ક્રોસ અને બીજી દેવદેવીઓની મુર્તીઓની મશ્કરી કરતો હતો ત્યારે તું એકદમ છેડાઇ પડી હતી, અને એક જાડું બાળવાનું લાકડું સગડી આગળથી ઉંચકી એ ઘરની બહાર ન જાય તો તેનું માથું ફોડી નાંખવાની તેં ધમકી આપી હતી, ત્યારે અમે બન્ને મુઠ્ઠી વાળી ઓરડામાંથી નાઠા હતા. એ જ અદ્યા, તું આજે કેવી બદલાઇ ગઇ?" અને મારી વાત સાંભળી ભેગાં થએલાં લોકો ખડખડાટ હસી પડ્યાં.

આઠપકાથી અચ્યા જરા ય ભોંઠી પડ્યા વગર બોલીઃ "જુઓને, અત્યારે દુનિઆ બધી બદલાઇ ગઇ છે. આગળના જેવું કંઇ રહ્યું નથી, આપણે બધા પલટાઇ ગયાં છીએ, પણ હું બીજાઓનાં જેવી નથી, હું એમ નથી કહેતી કે ઇશ્વર છે જ નહી, નાસ્તીકો ખરા હોય અને ઇશ્વર હોય જ નહીં, અથવા તો તેઓ ખોટા હોય અને તે હોય, અને તે હશે તો નાસ્તીકોને તેમની અશ્રધ્ધા માટે સજા કરશે."

એક વાર એ લોકો આગળ મારાથી ધર્મની વાત નીકળી ગઇ ને મેં એ વિષયમાં વધુ જાણવા પ્રશ્નો કરવા માંડ્યા, તો મને દેખાયું કે ધર્મ સંબંધમાં છેલ્લાં પાંચ વરસમાં રશીઆમાં અજબ પરિવર્તન થયું હતું. કોઇ ભયંકર વંટોળીઆની માફક નાસ્તિકવાદનો ઝંઝાવાત દેશભરમાં વાતો હતો, અને માર્ગમાં જે કોઇ અંતરાયો અને નડતરો આવે તેને જડમુળથી ઉખેડી નાંખતો હતો. અગાઉ ગામની ભાગો-



## રશીઅન ખેતરોમાં પ્રાચીનયુગ આથમી નવયુગ બેઠો છે

"અરે વાહરે, પક્કી ડોસી!" મારી બાજુમાં ઉભેલો એક બુઢ્ઢો દાઢીવાળો મુઝીક બોલી ઉઠયો. "તારે તારી સરજત માટે કંઇ તક નથી લેવી નહિં? અને તેથી જ તું ઇશ્વર અને શેતાન બન્નેના પક્ષમાં છે? બહુ પક્કી બાબા છટ!" આમ બોલી અચ્યા તરફ તેણે તિરસ્કારથી જોયું અને બુઢ્ઢીયો,–સ્ત્રીઓ–અને નાસ્તીકો પ્રત્યે તિરસ્કાર વર્ષાવતો ચાલી ગયો.

ળના બન્ને છેવાડા પર જે નાનકડાં દેવળો હતાં તે અદૃશ્ય થયાં હતાં. મારી આગલી એક મુલાકાત વખતે તે પડતર હાલતમાં તો આવી ગયાં હતાં, અને મુઝીકો તેને સમરાવવાની દરકાર કરતા નહી, પણ હવે તો તેમનાં નામનીશાન સુદ્ધાં રહ્યાં નહોતાં. ગામના પોરીયાઓએ મને મગરૂરીથી કહ્યુંઃ "એક સાંજે તેઓ સઘળાં એ જૂનાં દેવળનો કાટ, ઇંટ વગેરે ઉઠાવી ગયાં હતાં."

"એ દેવળ તો ગામને માટે આંખમાં કણાં જેવું હતું" એક ન્હાનો તોફાની ચેકુસ બોલી ઉઠ્યો.

આંખનું કણું! એક રશીઅન ગામડી-આનો છોકરો એક ખ્રીસ્તી દેવળ માટે 'આ જાતનો શબ્દ વાપરે? આગળના વખતમાં કોઇ ચેપલ કે ચર્ચ આગળથી પસાર થતાં એક રશીઅન મુઝીક પોતાની ટોપી ઉતાર્યા વગર કે પોતાની છાતી પર ક્રોસની નીશાની શંકાએ સ્થાન કર્યું હતું. શરૂઆતમાં તો આ ભોળાંભટાક બૈરાંઓ એવી આગાહી કરતાં કે લોકો પ્રભુને નથી માનતા તે દેશમાં આફત વરસશે, દેશમાં પ્લેગ ફાટશે કે દુકાળ આવશે, પણ એવું જ્યારે કંઇ જ ન થયું ત્યારે એ બિચારાંઓ ખરાબ આગાહીઓ કરી કરીને થાકી ગયાં. ખેતરમાં પાક લોકોમાં ધર્મ ઉપર અશ્રધ્ધા હોવા છતાં સારો ઉતરતો. તદન નાસ્તિક મનના થઇ ગયા



રવિવારે રાત્રે ગ્રામ્યજનતાનો નૃત્યાનંદ

કર્યા વગર રહી શકતો નહિ, પણ અત્યારે તેનામાંથી ભક્તિની સઘળી ભાવના નષ્ટ થઇ હતી, એટલું જ નહિં પણ પોતાના જુના ધર્મ પ્રત્યેની માનની પણ જરાસરખી લાગણી તેનામાં રહી નહોતી.

વધારે વિચિત્ર તો એ હતું કે રશીઅન પ્રમદાઓ જે અગાઉ ધર્મ અને મુર્તીઓ અને ક્રોસ પર મરી ફીટતી તેમાં પણ ધર્મની જરૂરીઆત માટે અને તેની ઉપયોગિતા સંબંધમાં જેનાં છોકરા સાના પકતા. છોકરીઓ પણ નવા જમાનાની તદન બદલાઇ ગઇ હતી. પાંચ વરસ પહેલાં આ રશીઅન બૈરાંઓ જરા અચોકસ હતાં અને ચાલતી આવેલી ક્રીયાઓ અને પંથને માનતાં હતાં. દાખલા તરીકે તેઓ દેવળમાં જ પરણવાનો આગ્રહ કરતાં હતાં. અને તેમનો મહુરતિયો જો દેવળમાં રીતસર ધાર્મીક ક્રીયા કરી પરણવાની ના પાડે, તો તેની જોડે પાણીગ્રહણ કરવા

સાફ ના પાડતાં, ગામડાંના એક યુવાન કોમ્યુનીસ્ટે પોતાની લાડકડી વધુને ધાર્મિક ક્રીયાનો આગ્રહ નહી રાખવા ઘણી સમજાવી હતી પણ તેણે તો દેવળની બહાર પરણવા એ.ખ્ખી ના પ ડી,. આ ઉપરથી તે આખરે નમ્યો, ગામડાંના દેવળમાં ધાર્મિક ક્રિયા કરી તેની સાથે પરણ્યો, પણ પરિણામ એ આવ્યું કે કોમ્યુનીસ્ટ પાર્ટીએ તેને પાર્ટીમાંથી બરતરફ કર્યો.

આજે આજ ગામમાં ચૌદ લગ્નો ગયા વરસ દરમ્યાન થયાં હતાં, તેમાંનાં માત્ર બે જ દેવળમાં થયાં હતાં, બે જોડાં તો એવાં નીકળ્યાં હતાં કે પોતાનાં લગ્ન રજીસ્ટરી ઓફિસમાં નોંધાવવાની પણ તેમણે પરવાહ નહોતી કરી. છૂટથી ગાંધર્વલગ્ન કરી તેઓ પતીપત્ની તરીકે સાથે રહેવા લાગ્યાં હતાં. અને ગામમાંથી કોઇ પણ તેમની તરફ તિરસ્કાર બતાવતું નહોતું કે તેમને તરછોડતું નહિ. આવતા ઓકટોબરથી લગ્નની મોસમ શરૂ થાય છે તે દીવસે ધાર્મિક ક્રીયાવિહોણાં લગ્ન થશે એમ ગામના યુવાન છોકરાઓ મને કહેતા હતા. લોકો દેવળોમાં જઇને પરણવાના ખ્યાલને સદંતર હસી કહાડતાં હતાં. આજ પ્રમાણે મરણ વખતની ક્રીયાઓને પણ નેવે મુકવામાં આવી હતી, લોકો પાદરીને બોલાવ્યા વગર જ જે કોઇ મરી ગયું હોય તેને ઠેકાણે પાડી નાખતાં હતાં.

મારા બચપણના દિવસોમાં જે મુઝીકો ધર્માંધતાથી ભરેલા હતા તેમની અંદર આજે થઇ ગએલું પરિવર્તન અજબ જેવું અને માન્યામાં ન આવે એવું લાગતું હતું. સ્ત્રીઓ પણ ધર્મ પ્રત્યે અને ધર્મનાં ક્રિયાકાંડ પ્રત્યે બેપરવાહ બની હતી. શું નાસ્તિકવાદ રશીઆના આ અંદરના ભાગમાં આવેલાં ન્હાનાં ગામમાં પણ ઘુસી ગયો હતો, અને દેશનાં બીજાં ગામડાંની પણ શું આ દશા હતી? આ દિવસે, દિવસ ખૂશનૂમા હતો, આસમાનમાં સૂર્ય પ્રકાશી રહ્યો હતો, ખેડુતો પોતાનાં ગાડાંઓમાં ફરવા જતા હતા, પણ ગામની બીજી ભાગોળને છેવાડે આવેલાં દેવળમાં કોઇ જતું નહીં.

મને કુતુહલ થયું તે એ દેવળમાં હું દાખલ થયો તો તેમાં માત્ર નવ માણસની હાજરી હતી! પાંચ બૈરાં હતાં, ત્રણ બુઢ્ઢા અને એક ન્હાનું બચ્ચું! એક પણ યુવાન માણસ ત્યાં હતો નહિ. યુરોપનાં મહાભારત યુધ્ધના દિવસો મને યાદ આવ્યા, ત્યારે આ દેવળમાં એટલી મોટી અસાધારણ હાજરી થતી કે પુષ્કળ લોકો તે દેવળની બહાર ઉભાં રહી પ્રાર્થના કરવી પડતી, ત્યારે આજે ત્યાં પેલાં નવમાં એક પણ યુવાન રશીયન નહોતો. મારી સાથે દેવળમાં કેટલાંક યુવાન છોકરા છોકરીઓ દાખલ થયાં હતાં પણ તે હું ત્યાં શા માટે જતો હતો તે જોવા માટે, માત્ર કુતુહલથી ભેગાં આવ્યાં હતાં, દેવળ તદ્દન બિસ્માર હાલતમાં હતું. ઉપરની છતમાંથી પ્લાસ્ટરનાં પોપડા ઉખડી ગયા હતા, અને જમીનમાં કેટલેક ઠેકાણે લાદી ઉખડી જવાથી ગાબડાં પડયાં હતાં, આવાં વેરાન વાતાવરણમાં અંધારા આકાશમાં કોઇ તારો ઝબકે તેમ એક પાદરી ભક્તિભાવથી વ્યાસપીઠ આગળ આંટા મારી રહ્યો હતો. તેણે સોનેરી કોરવાળો રૂપેરી રેશમનો સાલ્લો પહેર્યો હતો. તેને માથે તાજ હતો. એક હાથમાં ક્રોસ અને બીજા હાથમાં ધુપદાની સાથે તે દેવળમાં ફર્યા કરતો હતો, અને બુલંદ અવાજથી પ્રાર્થના લલકારતો હતો. એકલો પડી ગયેલો પણ એ બહાદૂર નર હતે.

દેવળની બહ ર જોવા હું આવ્યો કે યુવાન ટોળું જે મારી ભેગું દેવળમાં દાખલ થયું

હતું, તે મારી આજુબાજુ વીંટળાઇ વળ્યું અને મને પૂછવા લાગ્યું હું તેમના જેવો નાસ્તિક હતો કે નહિં? ખરી સંસ્કૃતિ અને બુદ્ધિવાળાં દરેક લોક શું નાસ્તિક નથી હોતાં? ખરેખર ફોર્ડ અને એડીસનનો દેશ જે દેશમાં ગગનચુંબીત મકાનો હોય અને વિજ્ઞાનની અદ્ભૂત શોધો જ્યાં થઇ રહી હોય તે અમેરિકા, ધર્મને કેવી રીતે સન્માન આપી શકે કે તેની પરવાહ કરી શકે?

મેં એ ટોળાં જોડે દલીલ કરી જ નહિ, કારણ મૂળ સિધ્ધાંતમાં જ જ્યાં મતફેર હોય ત્યાં દલીલ કેમ થઇ શકે? અત્યારે તો રશીઆનાં જુનાં દેવળ અને ધર્મની સંસ્થાઓના પાયા હચમચી ગયા હતા અને તે તદ્દન પડું પડું થઇ ગયાં છે તેમજ જમીનદોસ્ત થવાની અણી પર છે. કંઇ ચમત્કાર થઇ રશીઆમાં પાછી ધર્મની સંસ્થાપના થશે કે? જોઇએ.

રશીઆમાં ગામડે ગામડે સામ્યવાદ અને કોમ્યુનીઝમના સિધ્ધાંતોનો પ્રચાર કરવા યુવાન અને આહોશ કોમ્યુનીસ્ટ પ્રચારકો જાય છે, લોકોની સભાઓ ભરે છે, અને તેમને સંઘબળ જમાવી સાથે મળી કામ કરવાના ફાયદા જણાવે છે. જે રવિવારની હું વાત કરૂં છું તે રવિવારે એક કોમ્યુનીસ્ટ પાર્ટીનો માણસ એ ગામમાં આવ્યો હતો, અને એક ખુલ્લાં ચોગાનમાં તેણે ગામની સ્ત્રીઓની સભા ભરી હતી. ગામનાં જ એક ડોશીમાને પ્રમુખ તરીકે બેસાડયાં હતાં, અને બહારથી આવેલો કોમ્યુનીસ્ટ પાર્ટીનો સભ્ય કોલખોઝ એટલે કે ગામનાં બધાં લોકો સાથે મળી એક જ ખેતરમાં ખેતી કરે, એક જ રસોડે સઘળાં જમે, અને આનંદ માટે સામુદાયીક કલબો વગેરે સ્થાપે તો ગામની બ્હેનોની હાલત કેવી સારી થાય તે હકિકત સમજાવતો હતો. વળી ઘાસલેટના ધુમાડાવાળી બત્તીની જ્યારે વિજળીની બતી આવે તો લોકોને કેટલી રાહત મળે તે તરફ પણ એ ધ્યાન ખેંચતો હતો. એ સભામાં થતા ભાષણને પુરૂષો પણ આસપાસ ઉભા રહીને સાંભળતા હતા.

વક્તાનું ભાષણ પુરૂં થયા પછી પેલા બહારથી આવેલા પાર્ટીવાળાઓ કોઇ બેનોને કંઇ પૂછવું હોય તો પ્રશ્નો પૂછવા માટે આવ્હાહન કર્યું. શરૂઆતમાં તો એક પણ બૈરૂં કંઇ બોલ્યું નહી. પાર્ટીવાળો મુંઝાણો, શું વક્તાની બધી વાત આ ગામડીયણોને ગળે ઉતરી ગઇ હતી? એટલામાં સંખ્યાબંધ ગળામાંથી પ્રશ્નોની પરંપરા ફુટી. પ્રમુખે બૈરાંઓને શાંત રાખવા મીથ્યા પ્રયાસ કર્યો, શ્રોતૃમંડળમાંથી એક બુઢ્ઢી ડોસી આ નવા આવેલા ભાષણકર્તાઓના તદ્દન નવા વિચારો સાંભળી બોલી ઉઠી: "અહિં બધા કુકકરો આવ્યા છે. હું આ ચાલી મારે ઘેર."

રશીઅન ગામડીઆઓ ચીડાય ત્યારે આવી રીતે ટીકા કરે, આગલા વખતમાં તો આ જાતની ટીકાઓની કોઇ પરવાહ કરતો નહિ, પણ આજ જમાનો બદલાયો હતો, પેલા કોમ્યુનીસ્ટને અને હાજર રહેલાંઓને કુકકર જોડે સરખાવવાથી ગામના એક યુવાન કોમ્યુનીસ્ટનું લોહી તપી આવ્યું, તે કાળા વાળવાળો અને કાળી તેજસ્વી આંખોવાળો યુવાન હતો. અગાઉ તે મારો બચપણનો ગોઠીઓ હતો. ઉપલી ટીકા સાંભળી તે એકદમ ટોળાંમાંથી જગા કરી વ્યાસપીઠ પર ધસ્યો અને ત્યાં ચડી તેણે ભાષણ કરતાં પહેલાં તો બાંગ મારી હાજર રહેલી બ્હેનોને શાંત રહેવા વિનંતી કરી જેની તત્કાળ અસર થઇ, તે પછી તે બોલ્યો:

"વ્હાલાં શહેરીઓ, બ્હેનો, મારું બોલ્યું સાંભળો, આપણે અત્રે એક ઘણાં જ મહત્ત્વનાં કામ માટે એકત્ર થયાં છીએ. નવા પ્રશ્નો અને નવી કસોટીઓ આપણી સમક્ષ આવે છે, અને આપણે બધાં નવા જીવનમાં પ્રવેશ કરીએ છીએ. અત્યારે આપણે એક બીજા પ્રત્યે પ્રમાણીક અને નિખાલસ બની કામ લેવાની જરૂર છે. આપણે ગંભીર બનવું જોઈએ, અને દરેક વાત પર ગંભીરપણે વિચાર કરવો જોઈએ. એક આપણી શહેરી, એક ગરીબ ડોશી જેની ખોપરીમાં હજી મુડીવાદની ગંધ ભરી છે, તેણે આપણને સૌને ડુક્કરો કહ્યા, શું આપણે ડુક્કરો છીએ? આપણાં જ એક બ્હેન આપણે માટે આવો શબ્દ વાપરે તે આપણે સહન કરી શકએ નહી. આપણે એક આઝાદ દેશની પ્રજા છીએ, મુડીવાદી જગતના જબ્બર દેશો આપણને કચડી નાખવા ટાંપી રહ્યા છે, અને આપણે આપણને પોતાને અને આપણા પાડોશીઓને ડુક્કર કહેવા જેટલી સંકુચિત મનોવૃત્તિ બનાવશું તો જરૂર આ લોક આપણને ચગદી નાખશે."

તેનું ભાષણ પુરૂં થતા એ યુવાન વ્યાસપીઠ પરથી કુદીને નીચે આવ્યો. તેનાં ભાષણ સામે કોઈએ વિરોધ ન ઉઠાવ્યો, કોઈને ખોટું ન લાગ્યું. ઘણી બ્હેનોને લાગ્યું એ યુવાન બરાબર બોલ્યો હતો.

સભામાંથી મારા ઓળખીતા એક ખેડુતે પોતાના પુત્રને મને બોલાવવા મોકલવાથી તેને ત્યાં હું ગયો. તે ગામના પ્રમાણમાં સારી સ્થિતિનો ગણાતો. તેણે મારી આગળ એ ફરિઆદ કરી કે પોતાના ખેતરમાં કામ કરવા માટે તેને બે ચાર મજુરો રોકવા પડતા તેથી કોમ્યુનીસ્ટો તેને બુરઝુંઆ ગણી કાઢતા અને તેના પુત્રને શાળામાં ઉપલા વર્ગમાં ચડાવવામાં આવ્યો હતો નહિ. બીજા એક ગામના એન. નામના માણસે થોડા પૈસા સંતાડવાથી પાર્ટીના હુકમથી ગામના સહકારી સ્ટોરમાંથી તેને માલ મળતો નહિ. તેને જે કંઈ લેવું હોય તે કોઈની પાસેથી વેચાતું લે અને તેમાં તેને બહુ ભારે દામ આપવું પડતું. સ્વાર્થી અને મુડીવાદી મનોદશા ગામના પોતાના કોઈ ભાઈ કે બ્હેનમાં દેખાતાં કોમ્યુનીસ્ટ પાર્ટીવાળાઓ તેનો સામાજીક બહિષ્કાર કરી તેમની ખોડ ભૂલાવી દેતા હતા.

સાંજે ગામની અંદર આવેલાં એક વિશાળ ચોગાનમાં ગામનાં યુવકયુવતીઓ નૃત્ય કરવા ભેગાં થયાં. બુઢ્ઢા રશીઅનો આગલા જમાના સાથે ચાલુ જમાનાને સરખાવી નાણાંભીડ અને અછતની ફરીઆદ કરતા. પણ એ ફરીઆદ ખોટી હતી, કારણ આગળની માફક પૈસાના જોરે બીજા કરતાં વધારે સુખસગવડ તેનાથી નહોતી મેળવી શકાતી. પણ ગામડાંના યુવાનો અને યુવતીઓ આગલા વખતમા કોઈને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે એ રીતે સારાં વસ્ત્રોમાં સજ્જ થતાં, અને પગમાં તેમને સુંદર ચામડાંના જોડા મળતા. યુવાનો આ નવા જમાનામાં આગળ ધપ્યા જ કરતા હતા. સંગીત શરૂ થયું અને ગામડાંનાં આ તંદુરસ્ત અને જેમને શહેરનો પવન નહોતો લાગ્યો તેવા છોકરાં અને છોકરીઓ મનોહર રીતે નાચવા લાગ્યાં. આ રીતે મોડી રાત સુધી એ લોક નાચ્યા કરતા, પણ ગામમાં મોટાં યાંત્રીક હળો સાથે બે ત્રણ પાર્ટીવાળાઓ આવી પહોંચતાં રમત અને નૃત્યમાં ભંગાણ પડયું. એક બે મોટાં યાંત્રીક હળો શહેરમાંથી બે કોમ્યુનીસ્ટો

લાવ્યા હતા અને આવતાંની વાર તેમણે હાજર રહેલાં આગળ ભાષણ કરવા માંડ્યું કે "કામરેડો, આ ટ્રેક્ટર તરફ જુઓ, ક્યાં તમારા મુડદાલ ઘોડા અને લાકડાંનાં હળો, અને ક્યાં આ જમાનાનું આ ખેતી કરવાનું યંત્ર? તમે કામ્યુનીસ્ટ પાર્ટીમાં જોડાઇ જાવ, અને બધા સાથે મળી ગામની ખેતી સામુદાયીક રીતે કરો તો આખું ગામ આબાદ થાય, અને અગાઉ દરેકને પોતાના જુદા જમીનના ટુકડા માટે વહીતરું કરવું પડતું એવું વહીતરું કરવું ન પડે. તમે કોલખોઝના લાભો જુઓ. તમારા પોતાનાજ લાભ માટે આ યંત્રો છે."

પછી કેટલાક સવાલ જવાબો થયા અને ગામડીઆઓ ટ્રેક્ટર તરફ લલચાયાં.

આ રીતે રશીઅન ગામડાંમાં પણ કામ્યુનીસ્ટ પ્રચારકો સીફતથી પ્રચારકાર્ય કરી જનતાંનું માનસ ફેરવી રહ્યા છે. અને તેથી અત્યારે રશીઆનાં ગામડામાં પણ અદ્દભુત જાગૃતિ આવી ગઇ છે.



ખેતીનાં યંત્રો આવતા પહેલાં હાથે મજુરી કરતો રશીઅન ખેડુત



# આર્ય સંસ્કૃતિના ઇજારદારો !

લેખક :

ભુવાકાન્ત ભટ્ટ

"**આ**ર્ય સંસ્કૃતિની સામે આજ કાલ ખૂબ સપાટા ચલાવવામાં આવે છે. મારા જેવા આર્ય સંસ્કૃતિના પરમ ઉપાસકને તેથી આજ સુધી કશું જ લાગતું ન હોતું, કેમકે હું જાણું છું કે સૂર્યની સામે ધૂળ ઉછાળનારાઓની આંખોમાં જ એ ધૂળ પડવાની છે, હાથીની પાછળ ગમે તેટલા કુતરાં ભસે તેથી એ ગજરાજને જરાકે અસર થતી નથી. તે જ પ્રમાણે આર્યોની પ્રાચીન અને પવિત્ર સંસ્કૃતિના અચલાયતન ગઢના કાંગરાઓમાંથી આજકાલના છોકરાઓના બડબડાટથી એક કાંકરી પણ ખસવાની નથી.

પરંતુ હમણાં હમણાં અમારા કેટલાક સનાતની મિત્રોના અતિ આગ્રહને લીધે હું આર્ય સંસ્કૃતિના કેટલાક ઇજારદારોની તમને ઓળખાણ આપું છું."

એવી પ્રસ્તાવના પછી, અમારા ગામમાં પૈસા લઇને હરિકથા કરવા આવેલા, અમથાશંકર શાસ્ત્રીએ અમને જે મહાપુરુષો અને મહાસતિઓનાં આખ્યાનોથી કેટલાએ દિવસ સુધી મુગ્ધ બનાવી મુકયા હતા, તેમનાં યાદ રહ્યાં છે તેવાં જીવન ચરિત્રો, 'નવયુગ'ના વાચકો સમક્ષ રજુ કરું છું.

## મફતકાકા

**મ**ફતકાકા અમારી ન્યાતના પંચના પટેલ છે. ગામ વસ્યું તે દિવસથી ન્યાતની પટેલાઇ મફત કાકાના કુટુંબના જ હાથમાં રહી છે. અને વંશપરંપરાની બીજી બધી મિલ્કતની વહેંચણી માફક પટેલાઇની એ વહેંચણીની એમના કુટુંબના મુખ્ય પુરૂષને જ મળતી આવે છે.

મફતકાકા અત્યારે એમના કુટુંબમાં મુખ્ય પુરૂષ છે. એમના બીજા બે ભાઇ છે; પરંતુ પટેલાઇનું પદ તો મફતકાકાને જ ફાળે ગયું છે

અને મફતકાકા એ પદ એમના વડીલોની કીર્તિ ઉપર કળશ ચડાવે તે રીતે શોભાવે છે.

જમાનો ખૂબ બદલાઇ ગયો અને વિધર્મી પરદેશીઓના રાજ્યમાં બદનક્ષીની ફરિયાદનો કે જેલમાં જવાનો ડર સ્વયં બ્રહ્માના મુખમાંથી જન્મ પામેલા, આ પૃથ્વી ઉપરના સાક્ષાત દેવ એવા ભુદેવોને પણ છોડતો નથી. એ જાણ્યા પછી, તેમને ન્યાતિલાઓને ટપોટપ ન્યાત બહાર કરવાની અને ન્યાતના ભર્યા પંચમાં ગમે તે માણસને મરવું પડે તેવા શબ્દોથી નવાજી નાખવાની વડીલો-

પાછળ‌્ત સર્વ હક્ક સ્વાધીન સત્તાની દોરીઓને જરાક ઢીલી મુકવી પડી છે, તેજ રીતે ૠષિ મુનિઓના યુગની માફક મૃગચર્મ ઓઢીને ફરવામાં પણ અપ્રતિષ્ઠ: થવાના મહાભયને વહોરી લેવો પડે તેમ હોવાથી તેમને જમાના પ્રમાણે કપડામાં પરિવર્તન કરવું પડયું છે, પરંતુ તે સિવાયની બીજી બધી બાબતોમાં-ખાસ કરીને પોતાને અસર થતી ન હોય ત્યાં-પ્રાચીન સંસ્કૃતિને તેમણે બરાબર સાચવી છે.

સવાર સાંઝ પોતાના ઓટલા ઉપર ખુલ્લા શરીરે પગ બાંધીને મફતકાકા નિયમસર બેઠા જ હોય છે, ત્યારે ભલભલા ભણેલાઓની પણ તેમની સામે થઇને જવાની છાતી ચાલી શકતી નથી. તેમ છતાં જો કોઇ ભુલે ચુકે ત્યાંથી નીકળવાની હિંમત કરે તો મફતકાકાના સપાટામાંથી તેને છટકવું મુશ્કેલ પડે છે. એની બાબરી, ચશ્માં, ત્રિપુંડ વિનાનો ભાલપ્રદેશ, પરદેશી ઢબના કાપનાં કપડાં, અને બુટ મોજાંથી માંડીને, ગોદ્દેમીઆ ભાષા ઉપર મફતકાકાના મુખની તોપમાંથી ઉપરા ઉપરી એવા ગોળાઓ છુટે છે કે, "જો એને લગારે લાજશરમ હોત તો ત્યાંને ત્યાં એ બધા નવા જમાનાના ઢોંગને છોડી પૃથ્વીના ગર્ભમાં સમાઇ ગયા વિના એનો છૂટકો થયો નહોત " એવો અભિપ્રાય ખુદ મફતકાકા જાતે જ્ઞાતિનાં સ્ત્રી પુરૂષો સમક્ષ ઉચ્ચારે છે. અલબત્ત એમની શાપ આપવાની શક્તિ દેશમાં પેઠેલાં ભેળાવાળાથી ઘટી ગઇ છે એ વાતની એમને ખાત્રી થવા પછી, તેમણે શાપ આપવાનું માંડી વાળ્યું છે; તો પણ તે જાતે અને તેમના થોડાક સાથીઓ જીવતા છે, ત્યાં સુધી, પરમપુનિત બ્રહ્મજ્ઞાતિમાંથી આર્યસંસ્કૃતિ વિલુપ્ત નથી જ થવાની એવી એમની દૃઢ માન્યતા છે.

અને એ વાત ખરી છે. જો મફતકાકા જેવા ન્યાતપટેલ અમારી ન્યાતમાં ન હોત તો, વર્ણસંકર સંસ્કારના સુધારકોએ અમારી ન્યાતમાંથી માતાપિતાનાં તર્પણ, શ્રાધ્ધ, અને બ્રહ્મભોજનોને ક્યારનીયે રૂખસદ આપવાનું



મફતકાકા

મહાપાપ વહોર્યું હોત; તેમની હાજરીને લીધે જ હજી આકાશમાં જેમ નિયમસર સૂર્ય અને ચંદ્ર ઉગતા તેમ જ આથમતા હતા, તે જ રીતે આઠ વર્ષની બાલાને ગૌરી માનીને તેને કુંવારી રાખવાનું મહાપાપ કરતાં અનેક ન્યાતીલા ડરતા હતા, તેમની સતત ચોકીને લીધે તો હજી અમારી ન્યાતીમાં કન્યાવિક્રય, વરવિક્રય; સાટાં

તેખડાં, ફરજીઆત વૈધવ્ય પાલન અને રૂઢી, શાસ્ત્ર, ધર્મનો તેમજ ન્યાતના નિયમોનો છડે ચોક ભંગ ન થાય તે સાચવીને મદ્યપાન, વ્યભિચાર, ભૃણહત્યાઓ વગેરે બધું યથા નિયમ ચાલી શકતું હતું. યાવત જ્ઞાતિજનની ઉપર મફતકાકાનો પ્રભાવ હતો, તેથી તો એમના એક સહોદર દેવી કૃપાથી પ્રત્યેક સંધ્યાકાળે સોમરસનું પાન કરી ઋષિઓની સનાતન પ્રણાલીને નિર્વિઘ્ને સાચવી શકતા હતા, અને તેમના બીજા અનુજ જ્ઞાતિની બાલ વિધવાઓની તમામ મર્યાદાઓ સચવાય, તે રીતે તેમને નિયોગના પ્રાચીન માર્ગે પ્રયાણ કરાવી શકતા હતા. "દુષ્ટ સુધારકોની સત્તા ચાલતી હોત તો આવા માણસોને જ્ઞાતિ બહાર કરી દઇને, તેઓ સોમરસના ભોક્તાઓને તેમ જ સનાતન આર્યજાતિના નિયમોના સ્વીકાર કરીને રહેનાર વિધવાઓને છડેચોક ખુલ્લા પાડીને આર્ય સંસ્કૃતીથી વિરૂદ્ધ કાર્યો કરતા કરી દીધી હોત" એવું ખુદ મફતકાકાનું મંતવ્ય છે.

મફતકાકા છે તો ન્યાતના છોકરાને મિષ્ટાન્ન મળે છે, જાનોમા મહાલવાનું મળે છે, અને તેથી તો સમાજમાં જાતિનું સન્માન થાય છે. લાડુના જમણમાં કેટલાં ઘી સાકર નંખાય, શીરા પુરીની સાથે કયી જાતનાં શાક થાય ત્યાંથી માંડીને પરણવા જનાર પ્રત્યેક છોકરાની સ્ત્રી માટે કયી જાતના વસ્ત્રાલંકાર લઇ જવાથી, ગામની અને ન્યાતની આબરૂ સચવાય, તેનું આખું શાસ્ત્ર મફતકાકાને મુખે છે. ગામમાં આવતી જાનો પાસેથી કેવી જાતના કર કરિયાવર વસુલ લેવા, કયા મંદિરમાં કેટલી ભેટ મુકાવવી અને કયા વસવાયાંને કેટલી મજુરી અપાવવી, એ કાયદાના શાસ્ત્રમાં મફતકાકા નિષ્ણાત. એમના વિના વરા વખતે અનેક માણસો મુંઝાઇ પડે, અને ન્યાતની આબરૂ ઉઘાડી પડી જાય."

અમથાશંકર શાસ્ત્રીએ, આટલું કહીને ઉંડા નિસાસો નાખીને અત્રે કહ્યું:

"આમ છતાં હે શ્રોતાજન! જે કહેવાય તે આ કલિકાલને વિષે જ્યારે વર્ણસંકરતા વધતી જાય છે, ધર્મ ઉપરથી શ્રધ્ધા ઘટતી જાય છે, અને ભુદેવોની ય અવજ્ઞા થતી જાય છે, ત્યારે આવા મફતકાકા સમા આર્ય સંસ્કૃતિના કટ્ટર ઇજારદારની સામે પણ વિરોધ ઉઠાવનારા દુષ્ટજનો જન્મ્યા છે, અને તેઓ અનેક રીતે અમારા મફતકાકાની ઠેકડી ઉડાવે છે. છતાં આર્યસંસ્કૃતિની પ્રતિમા સમા મફતકાકા જેવા ઉદાત્તાત્મઓ તેથી ડગતા નથી, અને બળતા નીભામાંથી જેણે માંજરીના બચ્ચાંનું સંરક્ષણ કર્યું, એ ગોવર્ધનનાથ, આ બ્રહ્માંડનો ધણી એમના સતનું રક્ષણ કરે છે.

બોલો શ્રી ગોવર્ધન નાથકી જેએ ..એ...!"

હર્ષ ઘેલા બની ગયેલા શ્રોતૃ સમુદાયે શાસ્ત્રીજીના શબ્દોને ઝીલી લીધા અને એવો જયઘોષ ઉચ્ચાર્યો કે, જેથી સુધારકોના બહેરા કાન પણ ઉઘડી ગયા.

## ગં. સ્વ. મંછાકાકી

આને પછી તેમણે બીજું દષ્ટાંત રજુ કર્યું:

"મારા વ્હાલાની, દીનાનાથની દયા છે, અને આર્યસંસ્કૃતિની અમરતાની એને કાળજી છે, તેથી તેણે મંછાકાકી જેવાં સન્નારીઓને આપણા દેશમાં જન્મ આપ્યો છે અને જીવાડે છે.

મંછાકાકીનું જીવ્યું તો ધન્ય જ છે. એમને તો પુરી કપડાં પહેરવાનીએ શુધ્ધિ

-ન હતી ત્યારે એમને પરણાવવામાં આવેલાં એમની સાત વર્ષની ઉમ્મર હતી ત્યારે તે ગંગાસ્વરૂપ બન્યાં અને અત્યારે પાંસઠમે વર્ષે ફરજિયાત વૈધવ્યના વિરોધિઓને પડકાર -આપતાં તે હજી યે જીવતાં જાગતાં આર્ય -સંસ્કારની મુર્તિ સમાં, સંસારમાં આર્ય -સંસ્કૃતિનાં ચોકીયાત બનીને જીવે છે. એમનું

મંછાકાકી ન હોત તો ગામની કેટલીએ સ્ત્રીઓ રડતાં કુટતાં ભુલી ગઇ હોત, એમને ત્યાં દરરોજ સ્ત્રીઓની મંડળી તો કાયમ ભરાય જ છે. જો કે આજ કાલના ટીખળખોરોએ તે મંડળનું નામ 'નિંદાખોર મંડળ' પાડ્યું છે, પણ એમ કહેનારા લોકો તો આર્યસંસ્કૃતિના જીવતા દુશ્મનો જ છે. તેમને પશ્ચિમની ઢબ ઢબથી ભાષણો કરવા, બૈરાં ભેગાં થાય એની



ગં. સ્વ. મંછાકાકી

માન જેટલું અમારા ગામમાં છે તેટલું તો બીજે ભલભલા રાજાનું એ નહિં હોય.

એમની ન્યાતમાં તો શું પણ આખા ગામમાં એમની હાક વાગે છે. નવી વહુવારૂઓ માટે એ જીવંત શાળા સમાં છે. ગામના નાના બાળકથી ઘરડામાં ઘરડું માણસ મરી જાય તેની કાણ મોંકાણમાં મંછાકાકી પાંસઠમે વર્ષે ય અગ્રભાગ ભજવે છે.

પ્રશંસા કરવી છે, ત્યારે પુર્વના પ્રાચીન સંસ્કારોને સાચવીને, પ્રત્યેક સ્ત્રીના વ્યક્તિત્વને ખીલવવાની તક આપનારા મંછા કાકીના મંડળની મશ્કરી કરવી સુઝે છે. પણ એ લોકોને ખબર નથી કે, એમની વખણાતી સભાઓમાં સ્ત્રીઓ ખુલ્લે મોઢે ગમે તેની હાજરીમાં ખુરશીએ ચઢીને પુરૂષોની

# માનવ વિકાસનાં મૂળતત્ત્વો

ડાર્વિનવાદની દૃષ્ટિએ જીવનસંગ્રામનો જે અર્થ કરવામાં આવે છે, તે અર્થ અત્યારે માત્ર પશુઓની સૃષ્ટિમાં જ વાજબી ઠરે છે, પણ માનવસમાજ માટે તે નિરૂપયોગી છે. લેખક એ દૃષ્ટિએ એ ડાર્વિનવાદની મીમાંસા કરે છે.

: લેખક :

પી. જે. ભટ્ટ

ડાર્વિન એટલે જીવનસંગ્રામના સિદ્ધાંતનો સ્થાપક. કુદરતના વિકાસક્રમ ઉપર અંધાર પછેડો પાથરીને ઉભેલા આધ્યાત્મિક તત્વજ્ઞાનના પડદાઓ ચીરી નાખી, તેણે જગતને જાહેર કર્યું કે પ્રાણીજગતની સર્વ પ્રગતિનો પ્રાથમિક સિદ્ધાંત જીવનસંગ્રામ છે. દરેક પ્રાણીનો વિકાસ, પરિવર્તન અને વિનાશના સિદ્ધાંત–ઉપરજ અવલંબે છે. આ સિદ્ધાંત તે જીવનસંગ્રામ. (Struggle ror existence.)

જ્યારે ડાર્વિને આ મહાસત્ય ઉચ્ચાર્યું, જ્યારે તેણે આ સર્વ ઇશ્વરકૃતિ છે એમ માનવાની ના પાડી, જ્યારે સૃષ્ટિનો સર્વ વિકાસક્રમ માત્ર આ પ્રાથમિક સિદ્ધાંત ઉપર થયો છે એમ જાહેર કર્યું, ત્યારે પાદરીઓ તેમ જ જૂના વિચારવાળાઓ તરત જ તેની સામે ઉકળ્યા. અમેરિકામાં તો કેટલીક શાળાઓમાં તેના શિક્ષણને શિખવવાનું પણ બંધ કરવામાં આવ્યું હતું.

પ્રાણી જગતમાં આ સંગ્રામને આધારે જ પ્રગતિ થઇ છે. એ વસ્તુ નર્યું સત્ય છે. અમીબાથી સીંહ સુધીના સર્વ પ્રાણીઓ આ સિદ્ધાંતના જીવંત પુરાવા છે. તેમના જૂદા જૂદા અવયવોની ઉત્પત્તિ અને વિકાસ, તેમનું વૈવિધ્ય, વગેરે સર્વ એક જ સિદ્ધાંત સિદ્ધ કરે છે. આ સિદ્ધાંત તે જીવનસંગ્રામ.

ત્યારે જીવનસંગ્રામ એ શી વસ્તુ છે? આ સિદ્ધાંતો જે પ્રાણીજગતના વિકાસને સમજાવવા શક્તિમાન હોત તેટલી જ સચોટતાથી માનવજીવનનો વિકાસ સમજાવવા શક્તિમાન છે કે કેમ? જો ડાર્વિનના સિદ્ધાંતો પ્રાણીજગત માટે સત્ય હોય તો માનવજીવનમાં પણ તે સત્ય છે કે કેમ તેની ચર્ચા કરવાનો આ લેખનો આશય છે.

## જીવન્ત રહેવાની વૃત્તિ

ભૌતિક સંજોગોમાં પોતાની જાતમાં પરિવર્તન કરી જીવન્ત રહેવાની વૃત્તિ ('Will to live at the cost of some modifications in the form. See Darvinism' by Huxley) એટલે જીવનસંગ્રામ,

જીવનસંગ્રામના સિદ્ધાંત પ્રમાણે પૃથ્વી ઉપર પ્રગટ થયેલાં સર્વ પ્રાણીઓની શરીર રચનામાં ફેરફાર થયા કરે છે. આ સિદ્ધાંત પ્રમાણે કેટલાંક પ્રાણીઓ તેમની પરિસ્થિતિ પ્રમાણે જ શરીર રચનામાં ફેરફાર કરે છે. તેઓ સ્વરક્ષણનાં સાધનો યોજે છે. જેમકેઃ

હરણોઓના ન્હાના પગ, વાઘના નાખ, અને સિંહની યાળ એ જીવન સંગ્રામને લીધે જ ઉપજેલાં સ્વરક્ષણનાં સાધનો છે. જેઓ આમ નથી કરી શકતાં ને વિનાશ પામે છે.

આમ વિનાશ પામેલાં પ્રાણીઓની સંખ્યા મોટી છે. એટલુંજ નહિં પણ સમય અનુસાર પોતાના અવયવોમાં ફેરફાર કરીને જીવન્ત રાખેલાં પ્રાણીઓની સંખ્યા પણ અતિ ઘણી છે. લગભગ એક જ વાકયમાં કહીએ તો એમ કહી શકાય કે, અત્યાર સુધીના સર્વ પ્રાણીઓ આ પરિવર્તન પામેલાં પ્રાણીઓ છે. જીવનસંગ્રામમાં તેઓ વિજય પામેલાં પ્રાણીઓ છે.

કુદરતી સંજોગોના પરિવર્તન સાથે શરીરની આકૃતિ બદલતાં અને પોતાના રક્ષણને માટે અનેક પ્રકારના ઉપાયો યોજતાં આ પ્રાણીઓનું મુખ્ય લક્ષ્ય 'જીવવું' એ જ હોય છે, તેથી જ શત્રુ તરફથી થનાર હાનિમાંથી રક્ષણ શોધવાને દરેક પ્રાણીમાં સ્વરક્ષણને માટે અવયવ ખાસ માલમ પડે છે.

## ડાર્વિન મતની માન્યતા

અને માનવ જીવન પણ એ જ સિદ્ધાંત ઉપર અવલંબે છે. જ્યાં જ્યાં નજર કરશો ત્યાં ત્યાં આ જ ભયંકર જીવનસંગ્રામ માનવજીવનની રચના કરી રહેલો જણાશે. આધુનિક જીવનક્રમમાં જીવનકલહ જ મહત્વનું સ્થાન ભોગવે છે. તે સનાતન સત્ય છે. અને માનવ વિકાસનો તે જ સિધ્ધાંત છે, એવું ડાર્વિન મતના અનુયાયીઓનું માનવું છે.

ડાર્વિનના અનુયાયીઓ વળી એમ પણ કહે છે કે, પ્રાણીજગતમાં જેમ શકિતમાન જ વિજયી નીવડી જીવવા સમર્થ બને છે, અને બળહીનોનો વિનાશ થાય છે, તે જ પ્રકારે માનવજીવનમાં પણ બળવાન વ્યકિતઓનો અંતિમ વિજય થાય છે, શકિતમાન જ જીવવા સમર્થ બને છે અને બળહીનો વિનાશ પામે છે.

એ સિધ્ધાંતવાદીઓ વ્યકિતગત બળ (Individual strength) ને અગત્યનું માનીને કહે છે કે, વ્યકિતની શકિત અને દક્ષતા તે જ તેના વિકાસની ભૂમિકા છે. સમાજ રચનાને પણ તેઓ વ્યકિતલક્ષી ગણે છે એટલુંજ નહિં પણ તે મતના આંધળા અનુયાયીઓ એમ કહેવા તત્પર છે કે, જીવનસંગ્રામને આધારે થયેલી વર્તમાન સમાજ રચના જ સરસ તેમ જ અનિવાર્ય છે.

આ ડાર્વિન મતને માત્ર માનવ જીવનના વર્તુલમાં રાખવાને બદલે તેના કેટલાક અનુયાયીઓ સાહિત્ય, અને કળામાં પણ એ તાત્વિક જીવન સંગ્રામને જોવાનો યત્ન કરે છે. તેઓ જણાવે છે. સમાજનું વૈવિધ્ય તે જીવનસંગ્રામનું જ પરિણામ છે. તેમના મતે તો સમગ્ર જીવન જ એ સિધ્ધાંતનું અપુર્વ સમર્થન છે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓ અને સર્વ વૃત્તિઓ જીવનસંગ્રામમાંથી જન્મે છે, વધે છે અને વિકાસ પામે છે. ત્યારે શક્તિહીન સ્ત્રી પુરૂષો નાશ પામે છે.

ડાર્વિન મતાનુયાયીઓનું દ્દષ્ટિબિંદુ આથી જાણી શકાય છે. પરંતુ તે દ્દષ્ટિબિંદુ સાચું છે કે ખોટું તે હવે જોવાનું રહે છે. તે માટે આપણે એ દ્દષ્ટિબિંદુની અને તેમની માન્યતાઓની સમીક્ષા કરવી પડશે.

## સિદ્ધાંતોની સમીક્ષા

એ સિદ્ધાંતોની સમીક્ષા કરી તેની વિશ્વના માનવજીવનની સાથે તુલના કરીએ, મનુષ્યના જીવનક્રમને એ સિદ્ધાંતો દ્વારા સમજાવવાનો યત્ન કરીયે અને સમાજ તેમ જ સંસ્કૃતિના બળની સમીક્ષા કરીએ તો ડાર્વિન મતનું તમામ તત્ત્વજ્ઞાન પાનાના

ઘરની માફક એકદમ કકડભૂસ થઇ જાય છે. આદીકાળથી માંડીને વર્તમાન યુગ સુધીનું ઐતિહાસિક નજરે અવલોકન કરતાં, સામ્રાજ્યો અને મહારાજ્યોના ઉત્થાનનો તેમ જ પતનનો અભ્યાસ કરતાં, યુગપરિવર્તનના બલો ઉપર દૃષ્ટિપાત કરતાં, અને વર્તમાન યુગના સમાજલક્ષી યુગધર્મ સાથે ડાર્વિનનાં વ્યક્તિલક્ષી તત્વજ્ઞાનની સરખામણી કરતાં, ડાર્વિન મતના ભુક્કેભુક્કા ઉડી જાય છે અને ત્યારે જ આપણને સમજાય છે. ડાર્વિનનું સર્વમાન્ય મનાતું વિજ્ઞાન માનવજીવનક્રમને સમજાવવા માટે તદ્દન જ અશક્ત છે.

ડાર્વિનનું આ તત્વજ્ઞાન એક વ્યક્તિની આપખુદ માલિકીપણાની ભાવના સમજાવવા અશક્ત છે. કારખાનાંઓની પ્રચંડ માલિકીના સિદ્ધાંતને સમજાવવા તે શક્તિ વગરનું છે. તેમ જ આધુનિક બલોને પ્રતાપે વિસ્તરતી સામ્રાજ્યજાળ સમજાવવા તે તદ્દન અયોગ્ય અને અપૂર્ણ જણાય છે. સામ્રાજ્યોની પ્રાચીન વ્યાખ્યા લક્ષમાં લઇએ, જૂની સમાજ વ્યવસ્થાને સંરક્ષતી સરકારના બળને અવલોકીએ અને અમુક જ એક વર્ગના સ્વામિત્વને સ્વીકારતી સમાજ રચનાના વિકાસ અને પતનને નીહાળીયે, ત્યારે ડાર્વીનના સિધ્ધાંતોમાં રહેલી અપુર્ણતાઓ ખુલ્લી તરવરી આવતી જણાય છે.

ડાર્વિન કહે છે કે જીવનસંગ્રામ એ સર્વ વિકાસનો પાયો છે; તો પછી અત્યાર સુધીની તમામ સમાજ રચનાઓ, તેમ જ અત્યાર સુધીનાં સર્વ સામ્રાજ્યો કાયમ જ ટકવાં જોઇએ. તેમ જ તમામ મહાપુરૂષો જીવનભર મહાન જ રહેવા જોઇએ અને બીજા બાહ્ય કારણોથી તેમની પડતી થવી ન જોઇએ. માત્ર જીવન સંગ્રામ ઉપર જ બધીયે મહત્તાનો આધાર રહેતો હોય તો, પછી સમાજબળ—સરકારબળ, સૈન્ય અને પોલીસ, કોર્ટ અને કારખાનાં એ સર્વ નકામાં છે! કારણ કે, તેઓ વ્યક્તિના સ્વાતંત્ર્યના વિરોધી છે કેમકે તેઓ વ્યક્તિને અમુક હદ સુધી જ સ્વાતંત્ર્ય આપે છે. જ્યારે ક્ષયરોગથી પીડાતા પુરૂષોમાં હવાઇ બોમ્બ દ્વારા હજારો મનુષ્યોનો નાશ કરવાની શક્તિ જોઇએ, જ્યારે રીવોલ્વરના એક જ બારથી બળવાન પહેલવાનને એક નિર્બળ સ્ત્રી મારી નાખતી હોય તે જોઇએ, કે સમાજમાં પ્રવર્તતું આર્થિક શોષણ એક વ્યવસ્થિત વર્ગના અધિકાર તરીકે દેખાય ત્યારે ડાર્વિનનું વ્યક્તિના બળ ઉપર રચાયેલું તત્વજ્ઞાન માનવજીવનના વિકાસનાં તત્વજ્ઞાન તરીકે જણાતું બંધ પડી જાય છે. એટલે માનવજીવન એ સમાજ રચનાના નિયંત્રીત બળથી નિર્માય છે એ સિદ્ધ થયું. સમાજ બળ પણ ડાર્વિનના સિદ્ધાંતોનો સીધો જવાબ છે. એ સમાજ જીવન જ આજે ડાર્વિનના સિદ્ધાંતને અસત્ય ઠરાવવા માટે પુરતું છે. કારણ કે તે સમાજ બળ ઉપર અવલંબે છે.

## આજના સફળ પુરૂષો

જો જીવનસંગ્રામ જ વ્યક્તિના વિકાસનો સિદ્ધાંત હોય તો જુદા જુદા ક્ષેત્રોમાંના આજના સફળ પુરૂષો અદ્વિતીય વ્યક્તિઓ જ હોવી જોઇએ. તે નજરે તો આજના માલિકો, આજના શરાફો, વ્યાપારીઓ, અધ્યાપકો અને ઉદ્યોગનેતાઓ વગેરે બધા આજે પરમ પુરૂષો હોવાં જોઇએ, પણ જ્યારે તેમનાં ચારિત્ર જોઇએ, જ્યારે તેમનાં અનીતિ અને અન્યાયપૂર્ણ આચરણો અવલોકીએ ત્યારે જ માલમ પડે છે કે આજનો સફળ પુરૂષ પુરૂષોત્તમ નથી.

એ જોયા પછી લાગે છે કે આવી સફળતા જો ડાર્વિન મતે 'જીવનસંગ્રામનું' સુંદર પરિણામ હોય, અને તેવી સફળતા જો વિકાસની પરિસીમા ગણાતી હોય તો તે સફળતા અનુકરણીય તો નથીજ.

ખરી રીતે ડાર્વિનના નિયમ પ્રમાણે જીવનસંગ્રામમાં ઉત્તમ વ્યક્તિઓને જ સફળતા મળવી જોઇએ. પણ જ્યારે સમાજના સફળ પુરૂષોનો ઇતિહાસ જોઇએ છીએ, ત્યારે જણાય છે કે ચારિત્ર્યની બાબતમાં આવી વ્યક્તિઓ તદ્દન નિષ્ફળ નીવડી હોય છે. જો આમ છે, તો પછી જીવનસંગ્રામના સિદ્ધાંત પ્રમાણે અપ્રામાણિક,અને અનીતિમાન પુરૂષો જ શ્રેષ્ટ મનુષ્યો ગણાવા જોઇએ; કેમકે જીવનસંગ્રામમાં સફળતા મેળવનાર જીવનના સર્વ ભૌતિક સુખ અને આનંદ મેળવી શકે છે, ત્યારે બીચારા નીતિમાન અને પ્રામાણિક પુરૂષોને માટે તો 'સ્વર્ગમાં બદલો મળશે' એવી માત્ર એક જ આશા બાકી રહેલી હોય છે; અને જો અસત્ય તેમ જ અપ્રામાણિકતા જ સુંદર વસ્તુ હોય અને જીવનસંગ્રામ માટે તે જ અનુકરણીય હોય, તો તો આપણી શાળાઓમાં શિખવાતું નિતીશાસ્ત્ર બંધ કરવું જોઇએ તેમની કેદખાનામાંથી લુચ્ચાઓને મુક્ત કરવા જોઇએ, કેમકે અપ્રમાણિકતા જ જીવનસંગ્રામને માટે સદ્‌ગુણરૂપ મનાય!

મને તો અહિં એ શંકા ઉપસ્થિત થાય છે કે એવા જીવનસંગ્રામ માટે આદર્શ મનાતા ગુણોવાળાઓને સમાજ શા માટે ધિક્કારે છે? તેવાઓને પાંસરા કરવા માટે શા માટે સરકાર પોલીસ અને સૈન્યનો મોટો સમુદાય રાખે છે! અને જીવનસંગ્રામને માટે સારા ગણાતાં ગુણો ધરાવનારી વ્યક્તિઓને કારાગૃહની યાતના શું કામ સહન કરવી પડે છે? વ્યક્તિ અને સમષ્ટિમાં ડાર્વિન મતનાં પણ આધુનિક સમાજ રચના પ્રમાણેના જીવનસંગ્રામને જરા પણ સ્થાન નથી. કેમકે આજની વ્યક્તિનું જીવન ભૌતિક પરિસ્થિતિ ઉપર જ અવલંબે છે.

તેની સર્વ શકિતઓને વર્ગીય પરિસ્થિતિ (class environment) માં કેંદ્રીત કરવી પડે છે.

આજના યુગમાં પુરૂષ કે સ્ત્રીનું જીવન તેના આર્થિક સંજોગો અને તેથી ઉપજતાં ફળ ઉપર જ આધાર રાખે છે; અત્યારે તો મહા બળવાન મનુષ્ય પણ નિર્બળ મનુષ્ય પાસેથી ખોરાક ખુંચવી લેવાની હીંમત કરતો નથી, કારણ કે પેલા શરીરે નિર્બળ દેખાતા છતાં શ્રીમંતાઇથી સદ્ધર મનાતા પુરૂષ પછવાડે સમાજનું તેમજ સરકારનું તમામ બળ ખડકાયલું ખડું હોય છે.

આજે મનુષ્યોના ૯૮ ટકા જેટલા વિશાળ સમુદાયનો આગળ વધવાની તક નથી. કેમકે તેમની પાસે ઉત્પત્તિનાં સાધન કે તેનું સ્વામિત્વ નથી. એટલે તેમને આગળ વધવાની, કે જીવનમાં નીતિમય રીતે સફળ થવાની એક પણ તક મળતી નથી.

આથી જણાશે કે ડાર્વિન મત પ્રમાણેનો જીવનસંગ્રામ એ માનવજીવનને માટે સત્ય વસ્તુ નથી. તેનું અસ્તિત્વ તો માત્ર અત્યારે પ્રાણીવર્ગમાં છે. જ્યાં સમાજ જેવી સંસ્થા નથી, અને કેવળ બળીયાના જ બે ભાગની નીતિ ચાલે છે.

પરંતુ માનવસમાજમાં શારીરિક શક્તિનો વિકાસની દ્દષ્ટિએ કશો જ અર્થ નથી. તેથી તદ્દન નિર્બળ શરીરવાળા માલદારો, અને પહેલવાન જેવા ભુખે મરતાં કામદારો આજે ઠેરઠેર માલમ પડે છે. અર્થાત વ્યક્તિનું સ્થાન આજે વર્ગે લીધું છે.

## વર્તમાન યુગનો પ્રધાન સુર

તેથી વર્તમાન યુગનો પ્રધાન સુર વ્યક્તિનો જીવનસંગ્રામ નથી પણ વર્ગસંગ્રામ છે. આજે તો સમાજના માત્ર બે જ વર્ગો છેઃ માલદારો અને કામદારો. તેથી બીજાની ઉપર વિલાસ માણતા જીવો અને શ્રમજીવીઓ વચ્ચે કારમો કલહ મંડાયો છે. આજે વ્યક્તિનું સ્થાન, અને જીવન ત્હેના વર્ગના સંબંધ ઉપર અવલંબે છે. જે વર્ગ પાસે સત્તા છે તે વર્ગની વ્યક્તિને માટે સુખ અને આનંદ છે અને બીજાઓ દુઃખમાં સડે છે. તેથી જ ઉત્પાદનનાં યંત્રો ઉપર સ્વામિત્વ મેળવવા માટે શ્રમજીવી સમુદાયે ચળવળ ઉપાડી છે. અત્યારનો ઇતિહાસ તે આ વર્ગવિગ્રહનો ઇતિહાસ છે, અને એન્જેલ્સ (Engels) ના શબ્દોમાં કહીએ તો અત્યાર સુધીનો ઇતિહાસ પણ સતત ચાલતા વર્ગવિગ્રહનો જ ઇતિહાસ છે. છતાં ડાર્વિનનું તત્વજ્ઞાન અસત્ય નથી. તે પ્રાણીજગત માટે સત્ય છે. માત્ર માનવજીવનની દષ્ટિએ અથવા માનવ વિકાસને સમજાવવામાં તે અશક્ત નિવડે છે.

૧૯ મી સદીના આરંભમાં ફ્રાન્સમાં ૨ કરોડ ૭૦ લાખ માણસો હતાં અને ઇંગ્લંડમાં માત્ર ૮૦ લાખની વસતી હતી. અત્યારે બન્ને દેશમાં ચાર ચાર કરોડ જેટલી વસતી છે. આથી ઇંગ્લંડમાં લાખ્ખો માણસો બેકાર છે, ત્યારે ફ્રાન્સમાં બધા ધંધાદારી છે. આ ફેરફારી સંતતીનીયમનને જ આભારી છે.

...

અઢારમી સદીમાં ફ્રાન્સમાં ભારે બેકારી ને ભુખમરો હતાં. કેમકે તે વખતે વસતીનો જોઇએ તે કરતાં વીશેષ વધારો હતો. સંતતીનીયમનને લીધે હવે ફ્રાન્સમાં કોઇ બેકાર નથી, પણ કેટલાક પરદેશીઓને પ ત્યાં કામ મળે છે.

...

યુરોપમાં ૨૯ રાષ્ટ્ર છે. તેમાનાં ૨૮ કેટલાંય વર્ષોથી બેકારીના રાહુથી ઘેરાઇ વળેલાં છે.

ફ્રાન્સમાં ૧૯૨૯ ના આરંભમાં બેકારોની સંખ્યા માત્ર ૧૦૬૪ જેટલી હતી, નરમ મોસમ ફેબ્રુઆરીમાં તે સંખ્યા ૩૨૫૭ અને માર્ચમાં ૧૦૭૮ની હતી, ત્યારે જુનથી ઓક્ટોબર સુધી ૪૦૦ની આસપાસ, નવેમ્બરમાં ૫૭૭ અને ડીસેમ્બરમાં ૮૬૭ હતી. ત્યારે ફ્રાન્સની વસતી ૪ કરોડ માણસોની હતી.

...

૧૯૩૦ ના ફેબ્રુઆરીમાં ગ્રેટબ્રીટનમાં ૧,૫૩૪,૦૦૦; જર્મનીમાં ૨,૨૯૩,૭૩૪ અને ઇટાલીમાં ૪૦૮,૭૮૪ માણસો બેકાર હતાં.

...

આખા યુરોપમાં ફ્રાન્સ એકલો જ બેકારીના દર્દમાંથી મુક્ત છે. ત્યાં લગભગ ૧૦ હજાર જાતના જુદા જુદા ધંધા છે.

# નામ મીમાંસા

ફોઇબાઓના સર્વ હક્ક સ્વાધીન વિષયની મીમાંસા કરતાં લેખક તેમના માથાફોડીઆ કામમાં મદદ કરવા ગુર્જર સાક્ષરોને નિમંત્રે છે, આવતા યુગનાં કુમારકુમારિકાઓનો વરવાં નામો સામેનો બળવો થવા દેવો ન હોય તો ગુજરાતની 'ફોઇબા'ઓને આપણા સાક્ષરોએ સહકારની ભાવનાથી સહાયભૂત થવા મદદ પડવાની જરૂર છે.

: લેખક :

ઇશ્વરભાઇ એમ. પટેલ

"**નામ**!"........ ...મનુષ્યદેહનો અલંકાર—ભૂષણ. જેનાથી માણસ દીપે છે—જેનાથી તેની પ્રતિભા પડે છે તે. શા માટે દરેક મનુષ્યને મનપસંદ નામ અર્પવામાં નહિ આવતું હોય? શા માટે 'ફોઇ' જેવી અજ્ઞાન અને મંદ વ્યક્તિના હસ્તક તેનું સુકાન રાખવામાં આવ્યું હશે? કચરાભાઇ અને મરચાભાઇ જેવાં કઢંગાં નામ અસ્તિત્વમાં કેવી રીતે આવવા પામ્યાં હશે? મનુષ્ય ભૂલને પાત્ર હોય છે તેમ થાકને પાત્ર તો નથીને? એમ જ લાગે છે. થાકવાથી જ—કંટાળવાથી જ સાહિત્યકારોએ—"મુકને પડતુ," જે દેખાય તેને ભાઇ પ્રત્યય લગાડને! પત્યું. ભોગવશે ઘણાય જેના ભાગ્યમાં હશે તે... પેલા કમનસીબ પાટીદારો!

થયું! મારા જેવા ઘણાય આ થાકના ભોગ થઇ પડ્યા. ઘણાયને ભાગ માથું ફાટી જાય તેવાં નામ પડ્યાં. પણ આશા! અમર છે. દૂભનાર મરે ત્યાં સુધી જીવવાનાં તરફડીયાં મારે! ઉત્સાહી નવયુવકો આગળ આવ્યા અને વગર વિચારે 'માથે પડેલાં નામોમાં'—કોઇમાં પ્રત્યયમાં તો કોઇમાં જોડણીમાં યોગ્યાયોગ્ય ફેરફાર કર્યા. કેટલાંક 'ઉપનામ'ને એકમાંથી અનેક વર્ગમાં વહેંચી તેની અસરનો અપૂર્ણાંક ઘણો નાનો કરી નાખ્યો. હવે તો?.....એટજ નામ ગુણ અવગુણનો ભેદ રાખ્યા વિના, ઘણી વ્યક્તિઓને લાગુ પડે છે. અંધકાર (Choos)!

હવે 'પારેખ' અટક કચેરીના ટ્રેઝરર કે સોનારૂપાના ચોકસી માટે જ વપરાય છે તેમ નથી, અમારા ગામનો પશલો વાળંદ પણ તે નામથી સંબોધાય છે. કોલેજના અધ્યાપક કે સંગીતવિશારદો એકલાજ 'પ્રોફેસર' કહેવાય છે તેવું નથી. મસ્ત બદનવાળા પહેલવાનો અને પેલા લેભાગુ જાદુગરો પણ પોતાને પોતાની મેળે 'પ્રોફેસર' તરીકે ઓળખાવે છે અને 'પ્રોફેસર આલમ'નું હડહડતું અપમાન કરે છે. અક્ષમ્ય! આ યોગ્યાયોગ્યતાની હદ તો 'માસ્તર' ઉપનામમાં કંઇ ઓર જ વધી જાય છે. ડિગ્રી ધરાવનાર સુશિક્ષિત મનુષ્યો 'માસ્તર ઓફ આર્ટસ' કે 'માસ્તર ઓફ સાયન્સ' કહેવાય તો તેમાં 'માસ્તર' શબ્દનો સદ્ઉપયોગ થતો જણાય છે; અમારા ઉમિયાશંકર કાકા, જે અમારી ગામડી શાળામાં શિક્ષક છે, તે 'માસ્તર' કહેવાય તો કંઇક ન્યાયપુરઃસર છે; ટપાલખાતામાં કાગળ સોર્ટ (Sort) કરનાર કે ડબોડા સ્ટેશનના ટિકિટ આપનારને લોકે,

"માસ્તર શાબ કાળુપરની ટિકટ આલો" કહી સંબોધે તો કર્ણને અપ્રિય નથી લાગતું પણ જ્યારે તે શબ્દ કોઇ હોટેલના કે હેરકટિંગ સલૂનના કેશિયર, સરકસના રિંગ માસ્તર, અથવા છેલ્લે કોઇ મિલના મુકરદમ માટે વપરાય છે ત્યારે હદ વળી જાય છે. અને સૌથી સરસ તો જ્યારે અમદાવાદ ના ગાડીવાળા "એ માસ્તર, સમાલી ચલો" કહી ગમે તેને બૂમ મારે છે ત્યારે તો છગરના ટુકડા થઇ જાય છે.

એક જ નામ, પ્રત્યય માત્રના ફેરફારથી જુદી જુદી વ્યક્તિ માટે જુદો જુદો ભાવ પ્રદર્શિત કરતું, પણ હવે ભાષામાં ઓછું નજરે નથી પડતું. 'ઠાકોર' નામને 'ભાઇ' પ્રત્યય લગાડીએ તો 'ઠાકોરભાઇ' નામ થાય. આ નામ સુરત જીલ્લાના કોઇ અનાવિલ યુવકને લાગુ પડતું હોય તેવો ભાસ થાય છે. તેમાં તેમની વિદ્યાપીઠીયા દેશસેવા અને સ્નાતકતા પણ પ્રદીપ્ત થાય છે. તેને 'લાલ' પ્રત્યય લગાડીએ તો અમદાવાદ ખાડીયાના, કોઇ મંદમતિ, છેલબટાઉ, મોછલા, ચસ્માંધારી, બ્રહ્મક્ષત્રી યુવક, પાન ચાવતા, કંઇપણ ઉદ્દેશ વિના રસ્તા વચ્ચે ટહેલતા કલ્પનામાં ખડા થાય છે. તેને જો 'સાહેબ' પ્રત્યય લગાડીએ તો કોઇ કાઠિયાવાડના બાપુ, બાપુશાહીને વરેલી નાનાવિધિ અજ્ઞાનતાઓ સાથે નજર આગળ તરી આવે છે; અને તેજ નામને 'જી' લગાડીએ તો હિંદુસ્થાનનો સનાતન ધર્મ જેમના ઉપર અવલંબેલો છે તે મૂર્તિ દર્શન દે છે. 'મનોહર' શબ્દને 'રાય' લગાડીએ તો કોઇ નાગર ગૃહસ્થ જુની ટોપી પહેરી, પાનરસ ઢોળતા, હાથમાં પુસ્તક લઇ, હ ઇસ્કુલમાં ભણાવવા જતા હોય તેવી કલ્પના મૂર્તિમંત થાય છે. જ્યારે તેને 'ભાઇ' લગાડીએ તો 'મનોરભાઇ' નામ કોઇ અખર પાટીદાર યુવક તેની પાટીદારશાહી અને તેને અંગે રહેલી કુશાગ્રતા (!) વ્યક્ત કરતો હોય તેમ દીસે છે.

'સુંદર' શબ્દને 'લાલ' લગાડીએ તો કોઇ 'સર' ટાઇટલ ધારણ કરનાર મુંબાઇ હાઇકોર્ટના બેરિસ્ટર કે સોલિસિટર દ્રષ્ટિગોચર થાય છે પણ તેને જ 'સુંદરો' કહી ઓળખીયે તો અમારા ગામનો અંત્યજબંધુ દ્રશ્યમાન થાય છે. 'રેવા' શબ્દને 'દાસ' લગાડીએ તો કડીપ્રાન્તનો કોઇ કણબી મુંબાઇમાં 'પટેલ'ની નોકરી કરતો માલુમ પડશે પણ તેનેજ 'શંકર' પ્રત્યય લગાડીશું તો અમારી કોલેજનો ગુજરાતી કલબનો રસોઇયો રોટલી ઉપર ઘી પીરસતો હોય તેવું ભાન થશે. નરજાતિના નામને 'બેન', 'બાળા' કે કાન્તા અને નારીજાતિના નામને 'ભાઇ' કે 'શંકર' પ્રત્યય લગાડવાથી પરસ્પર જાતિનો (Not Sex) ફેરફાર થાય છે, તે કંઇ ઓછી નવાઇની વાત નથી. મણિબેન, હિરાબેન, ચન્દ્રકાન્તા, સૂર્યકાન્તા, કંદર્પબાળા અને નરેન્દ્રબાળા, એ નામ નરમથીં નારી અને રતિભાઇ, રેવાભાઇ, ઉમિયાશંકર અને નર્મદાશંકર નારીમાંથી નર કેવી રીતે થાય છે તેનું જ્ઞાન કરાવે છે.

એક જ નામમાં, પ્રત્યયમાં નહિ પણ જોડણીમાં કંઇક ફેરફાર કરીશું, તો કંઇ અવનવુંજ રહસ્ય પ્રકાશિત થશે. 'મહારાજ' ઉપનામને જો છેલ્લે એક કાનો ઉમેરીયે તો રસોડા કે મંદિરમાંથી નીકળી સીધુંજ તખ્ત ઉપર બિરાજમાન થશે. 'શેઠ' ઉપનામ જે વાણીઆઓને પોતાની કાપડની દુકાને "રાત્રે ચોર આવ્યો ત્યારે ચતુરાઇથી કેવી રીતે બારીબારણાં બંધ કર્યાં અથવા ફલાણા પાસે વાકચાતુર્યથી આનું બીલ કેવી રીતે ચુકવાવ્યુ" તેવી વાતો કરતા બેઠેલા બતાવે છે તેમાંથી જો માત્રાનો

લોપ કરીએ (શક) તો, તે શબ્દની પ્રાન્ત-ફેર બદલી થાય છે (ગુજરાતથી કાઠિયાવાડ) તેટલું જ નહિ પણ તેમની શકતામાં, વાણીની મીઠાશમાં અને પાઘડીના આંટામાં મોટો વધારો થાય છે. 'સલીમ' નામ મોગલ બાદશાહ જહાંગીર ને ઓળખવા વપરાય છે. પણ જો 'સ'નો 'અ' લોપ થાય અને સ્લીમ (Sleem) વંચાય તો તેમાં યુરોપીઅન બ્લડ (Blood) ની છાંટ આવી જાય છે. અને ભરતખંડનો ચુનંદો મુસ્લિમ ટેનિસ ખેલાડી દડાને ડ્રાઇવ (Drive) કરતો યાદ આવે છે. 'ડેપ્યુટિ' શબ્દ સાધારણતઃ કોટપાટલૂનાલંકૃત, ગોરા મુલકી અમલદારનું દર્શન કરાવે છે જ્યારે 'ડિપોટિ' શબ્દ લંબાઇ કરતાં વધારે પહોળાઇવાળા, વિપુવૃત આગળ મોટામાં મોટા વ્યાસવાળા, જોઇએ તે કરતાં વધારે છોકરાંવાળા, કામ કરતાં પૈસા તરફ વધારે પડતા પ્રેમવાળા, અમલદારીના ફાંકાવાળા, કેળવણીખાતાના એક નાનકડા વર્ગનો ચિતાર રજુ કરે છે.

છતાં કદી પણ અર્થમાં ફેરફાર ન થાય—સંભવ જ ન હોય, તેવાં કદાગ્રહી અને જડભરત નામ હજુ ઘણાં બાકી છે. તેવાં દ્રઢનિશ્ચયી નામમાં નાથી, જડી, મંગુ, શામી, જેકાભાઇ, મુળજીભાઇ, પુંજાભાઇ, વાઘજીભાઇ વિગેરે નામોનો સમાવેશ થાય છે. આવાં નામ સુધારવા સાહિત્યકારો તસ્દી લેશે? હવે તો તેમનો થાક ઉતર્યો હશે. કોઇએ તેમને આશીષ દેશે.

એક માણસ ઘણાં દીવસથી મહેમાન બનેલાં સાસુને સ્ટેશને વળાવવા જતો હતો. સાસુજીનું પોટકું તેના હાથમાં હતું. ટીકીટ લઇને સાસુ પ્લેટફોર્મ તરફ ચાલ્યાં, જમાઇ બીજી તરફ પાસ લેવા ગયો. દરવાજા આગળ ગયો ત્યારે ટીકીટ કલેક્ટરે કહ્યું, "મીસ્ટર અહીંથી તમે જઇ નહીં શકો, કેમકે ગાડી બે મીનીટમાં ઉપડવાની તૈયારીમાં છે.

"પણ બાપુ મારાં સાસુ એ જ ગાડીમા જવાનાં છે અને જો આ પોટકું એમને નહીં પહોંચે તો જરૂર તે વળી પાછાં મારાં મહેમાન બનવા આવશે."

ટીકીટ કલેક્ટરને ગુંદરીઆ મહેમાનોનો અનુભવ હતો. તેને તેથી પેલા ભાઇની દયા આવી. એકદમ તેણે દરવાજો ઉઘાડયો, અને બોલ્યોઃ

"જા ત્યારે તો દોસ્ત જા!"

એન્ગ્લો ઇન્ડીયન પત્રની પ્રેરણાથી એક રાવસાહેબ અસહકારની વીરૂધ્ધમાં ભાષણ કરવા ઉભા થયા.

અસહકાર એ ખરાબમાં ખરાબ વસ્તુ છે. એના જેવું ભયંકર પાપ બીજું એક નથી......"

એક શ્રોતાએ ઉભા થઇનેઃ "પ્રજાએ તો હમણાં જ અસહકાર શરૂ કર્યો, આજ સુધી ગોરા અમલદારોએ આપણી સાથે અસહકાર કર્યો હતો, તે ભયંકર પાપ ખરૂં કે નહીં?"

બીજા શ્રોતાઃ એવું પાપ કરનાર માટે તમે શો ઉપાય બતાવો છો?"

રાવસાહેબ મુંઝાઇ ગયા—તેનાથી આગળ બોલી શકાયું નહીં.

# મૂડદામાંથી મર્દ

[ નવલિકા ]

મુળ
લેખક: પ્રો. ના. સી. ફડકે, એમ.એ.

અનુવાદક:
શિરીષ

"મારે પણ એવો સ્પષ્ટ મત છે કે બધાય દાક્તરોનાં અને વૈદ્યોનાં ગાંસડાં પોટકાં બાંધીને તેમને મહાસાગરનાં ઉંડા જળમાં હોમી દીધા હોય તો તેથી દુનિયાને એક રતિભાર પણ નુકશાન થાય નહિં."

એવું જબરદસ્ત વિધાન કરતાં ત્રિવિક્રમે ચસચસાવીને ચહાનો ઘુંટડો ખેંચ્યો, અને તેની ગરમીનો અનુભવ કરતાં તેણે અમારા બધાની તરફ જોવા માંડ્યું.

અમે બધા મિત્રોજ મળ્યા હતા. રવિવારનો દિવસ અને મિત્રોની મિજબાની; પછી ગમ્મતનાં ગપ્પાંની તો વાતજ શું કરવી? વાતોમાં ને વાતોમાં દવા અને દાક્તરોનો વિષય નીકળ્યો અને ત્રીસ મિનિટના ભયંકર વાદવિવાદ પછી બન્ને પક્ષની દલીલો ખુટી પડી અને કેવળ આતતાયી વિધાનોની મદદ લેવાની જરૂર ઉભી થઇ, ત્યારે ત્રિવિક્રમે પોતાની નવીજ દલીલ આગ્રહપૂર્વક, પોતે બેઠો હતો તે ટેબલ ઉપર જુસ્સાથી હાથ પછાડીને રજુ કરી.

તેનું વિધાન સાંભળીને મેં કહ્યું:

"રસિકલાલ, માફ કરજે આ ચર્ચામાં દાકતર તરીકે ખાસ ઉદ્દેશીને કશું જ કહેવાયું નથી, પણ તું યે દાકતર છે, એટલે અલબત્ત એક ધંધાદારી તરીકે તને પણ..."

"અરે દોસ્ત જવા દેને એ બધી વિનય અને વિવેકની વાતો." રસિક હસતો હસતો બોલી ઉઠ્યો: "એમાં મારી બારી શાની? ગમ્મતની ચર્ચા ચાલતી હોય ત્યાં ખુદ મને ઉદ્દેશીને કંઇક કહેવાયું હોય તોયે શું?"

અમારી મંડળીમાં રસિક દાકતર હતો, તેના ધંધા માટે ટીકાત્મક ચર્ચા ચાલે તેથી રખેને તેને અંગત લાગે એવું કેટલાકોને લાગેલું, પરંતુ તેનો આ ખુલાસો સાંભળ્યો અને અમારી મંડળીનો ઉલ્લાસ કાયમ રહ્યો.

સહુએ ચહાના ઘુંટ તેમજ નાસ્તા ઉપર પોતાનાં ચંચળ ચિત્તડાં ચોટાડયાં એટલામાં કશુંક યાદ આવ્યું હોય તેમ રસિક એકાએક બોલી ઉઠ્યો:

"બાકી તો ત્રિવિક્રમ, તમારી ચર્ચામાં પ્રવેશ ન કરવા છતાં યે એટલું તો કહેવું પડશે કે, દાકતરોની દવાઓ નિરૂપયોગી જણાયાનાં જેમ ઉદાહરણ મળે છે, તેમ જ ખુદ દાકતરોને પણ જેની કલ્પના ન હોય તેવી રીતે દવાના ફાયદા જણાયા હોય એવા બનાવ પણ બનેલા છે જ. એવી ગમ્મતની એક વાત તો ખુદ હું પણ જાણું છું. જોઇએ તો કહું."

"કહે, કહે, રસિક જરૂર કહે."

એમ બધા ચારે તરફથી એકી વખતે બોલી ઉઠ્યા; અને દાકતરની વાત સાંભળવા દરેકે ખુરશી સહેજ આગળ ખસેડાઇ

## શ્રીમંતાઇને શિખરેથી-



નિર્ધનતા ડૂબ્યા સમાજ સામે શ્રીમંતાઇને શિખરે મહાલતી સુંદરીઓ-ય આછકલી દષ્ટિ નાખી તેમની નિર્ધનતાની ક્રૂર મશ્કરી ઉડાવે છે. શ્રીમંત સ્ત્રીને નિર્ધન સ્ત્રી જાતિનીય કશી પરવા નથી.

पत्नश्री स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

[૪]

સુવા અગીઆર થયા અને ડીસોઝા આવતો જણાયો, પટાવાળાને સલામ કરતાં કેશવે જોયો એટલું જ નહિ પણ ચમ્ચમ્ બુટના ચરચરાટ બોલાવતો, હાથમાંની ચીરૂટમાંથી ધુમાડા કાઢતો તે કાચના અર્ધદ્વારને ધક્કેલી પોતાની ઓફીસમાં પ્રવેશ્યો તે પણ કેશવે નજરો નજર નિહાળ્યું.

લગભગ અર્ધો કલાક સુધી કેશવે તે પછી રેમીંગ્ટન ઉપર પોતાની આંગળીઓને વી ચાલુ રાખી, અને 'હવે જવામાં હરકત નથી' એમ વિચાર કરીને તે ખુરશી ઉપરથી ઉભો થયો.

નો મજબુત દુર્ગ લેવા માટે મલો લઇ જનાર સેનાપતિને યુધ્ધે થતું હશે તેની કલ્પના એ કાન્તને થઇ.

કરી કેશવે ડીસોઝાનાં ખંડનું ાડયું અને તે અંદર જઇને ડીસોઝા કંઇક લખવામાં એક હતો. તેથી કેશવને ત્રણ રહેવું પડયું, તેમ છતાં જુવે તેવાં કશાંજ ચિન્હ

ના અંત તો હોય છે જ ગનો યે અંત આવ્યો ને વખતે જ એ અણીના ો લેવા કેશવે એકદમ

(સલામ સાહેબ) : બન્ને હોઠની એ બે શબ્દો જ ડીસોઝાએ તરફ જોયું,

ીવારનો દીવસ અને મીત્રાની ગપ્પાંની તો

રજાના દિવસે પેટ ભરીને મિષ્ટાન્ન જમ્યા પછી મજાની વાતો સાંભળવા મળે તે કોને ન ગમે?

રસિકે વાત કહેવા પહેલાં ખોંખારો ખાધો, ખીસામાં ઊંડીઊંડ કરી રહેલા સ્ટેથોસ્કોપની ઉપર હાથ ફેરવ્યો—કેમ જાણે દાક્તરી ધંધાની વાત કરતી વખતે એને નમન કરવાની જરૂર ન હોય અને પછી વાતનો આરંભ કર્યો.

[ ૨ ]

તેણે કહ્યું:

પણ મને લાગે છે કે રસિકે એ વાત જેમ અમને કહી, તે રીતે વાંચકોને જાણે હું જ એ વાત કહેતો હોઉં તે રીતે અહિં તે રજુ કરૂં તો ઠીક અનુકૂળ થશે. વાર્તાનો જનક હું નથી એટલો ખુલાસો આમ કરી દીધા પછી, આ પદ્ધતિ સગવડ માટે સ્વીકારવામાં કશો જ વાંધો નથી.

ન્યાયશાસ્ત્રના પ્રણેતાઓએ માંજાર–મુષક ન્યાયની યોજના કરી છે કે નહિં તેની મને ખબર નથી, પણ જો તેવી યોજના કરેલી હોય તો લોઇડ્રસ્ટીનો કંપનીના હેડ કલાર્ક ડીસોજા અને અમારા કેશવ–કાન્તની બાબતમાં તો એ ન્યાય પુરેપુરી રીતે લાગુ પડે તેમ છે.

કેશવકાન્ત ટાઇપિંગનાં કામમાં ખુબ પાવરધો હતો, પણ પોતાની એ પ્રવિણતાને ઓળખીને વર્તવા જેટલી તાકાત તેનામાં ન હોતી, એટલે ડીસોજા બહારથી કેશવને માટે ગમે તેટલી બેપરવા બતાવતો હોય, તો પણ કંપનીને તેના કામની કેટલી જરૂર છે, તે વાત ડીસોજા મનમાં ને મનમાં બરોબર સમજતો જ હશે, એટલી કલ્પના પણ તેનાં ભોળા મનમાં જન્મતી જ નહોતી.

પણ તે દિવસે તો કેશવકાન્તે ઓફિસમાં જતી વખતે મન સાથે એવો પક્કો નિશ્ચય જ કર્યો કે, 'ભલે જે થવાનું હોય તે થાય, તો પણ આજે તો ડીસોજાની સામે જઇને બરાબર ઉભા રહેવું અને આગ્રહપુર્વક એજ માગણી કરવી કે, આવતા મહિનાથી પગારમાં દશ રૂપીઆનો વધારો કરી આપવો હોય તો ઠીક, નહિં તો મારે તમારી નોકરી કરવી નથી.'

અને એવો વધારો માગ્યા સિવાય કેશવ-કાન્તનો છૂટકો પણ નહોતો. તેનો બસો રૂપીઆનો પગાર એને માટે એટલો બધો ઓછો હતો કે, મહિને દહાડે સીલકમાં કંઇ ન વધે તો કંઇ નહિં, પણ કોઇનું દેવું ન થાય તો પણ બસ્સ એવો સંતોષ માનવો પડતો. દેશમાં એનાં વૃદ્ધ માતા–પિતા રહેતાં હતાં, તેમને મહિને દિવસે પચાસ રૂપીઆ મોકલવા પડતા હતા, અને મુંબાઇમાં તેનું જાત ખર્ચ લગભગ પચાસ જેટલું થતું. પણ તબિયતનું બરાબર ઠેકાણું ન હોતું તેથી એકાદ બે નોટ તો દર મહિને દાક્તરના ખીસામાં જતી. એ બધાં ખર્ચમાં વધારો કરનારી એક નવીન ઘટના વળી તાજેતરમાં જ બની હતી—!

[ ૩ ]

તે ઘટના આ:

ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક અને પ્રોફેસર ઉપેન્દ્રની સુવાન અને રૂપાળી પુત્રિ ઉષા સાથે થોડાક દિવસથી તેને પરિચય થયો હતો. તે પરિચય કેમ થવા પામ્યો તે વિષે નિશ્ચિત માહિતી મળી શકે તેમ નથી, તો પણ ઉપેન્દ્રને અર્થશાસ્ત્રનો થોડો ઘણો છંદ હતો તેને લીધે તેની પ્રોફેસર ઉપેન્દ્રની સાથે

પહેલાં ઓળખાણ થઇ, અને તે પછી ક્રમે-ક્રમે ઉષાની સાથે તેની ઓળખાણ થઇ હોવી જોઇએ. તે ગમે તેમ હો, પણ ઉષા સમી તરુણ, રૂપવતી બાળાની સાથે ઓળખાણ થઇ, અને તે ઓળખાણ વધારવાની લાલસા મનમાં જન્મી, એટલે શરૂઆતમાં તો ધીરેધીરે હિસા-બજ નહિં લખવાની વૃત્તિ ઉત્પન્ન થઇ, એ બેદરકારીની અસર કેશવકાન્તને અત્યારથી જ જણાવા લાગી હતી, એ વાત ખરી. બાકી કેશવ બે ચાર વખત ઉષાના ઘેર ચહા પીવા ગયો હતો, એક વખત સાથે સીનેમા જોવા ગયો હતો, અને બે ત્રણ વખત ફરવા ગયો હતો; તો પણ, તેના બીકણ અને શર-માળ સ્વભાવને લીધે ઉષાની આગળ એક શબ્દ પણ બોલવાની હિંમત તેનાથી કરી શકાઇ નહોતી. આવા ડરપોક કેશવે પણ આજે હૃદય-માંથી બધા જ ભયને ફગાવી દઇને ડીસોજાની સાથે સીધી વાત કરવાનો નિશ્ચય કર્યો. રખેને છેક છેલ્લી ઘડીએ બધો જુસ્સો નરમ પડી જાય, એ ભય તેના મનમાં રહેતો હતો, એટલે ડીસોજા સાથે વાતનો આરંભ કેવી રીતે કરવો, તેના સવાલના જવાબ કેવી રીતે આપવા, તેની સામે કેવી છટાથી ઉભા રહેવું, એ બધાની તાલીમ, તેણે એકલા એકલા પોતાની ઓરડીમાં દરેક દિવસ પહેલાં બરાબર મેળવી લીધી, અને જેમ જેમ તાલીમનું પુનરાવર્તન થતું ગયું, તેમ તેમ એ કાલ્પનિક સંવાદ ઉપર તેનો કાબુ બરાબર બેસતો ગયો, એટલે આજે તે જ્યારે ઓરીસમાં જવા નીકળ્યો ત્યારે સહેજ છાતીને આગળ કાઢીને જ નીકળ્યો હતો.

ઓરીસમાં ગયા પછી નિયમ પ્રમાણે તેણે ડગલો ટોપી ઉતાર્યાં અને કામનો આરંભ કર્યો, પણ ડીસોજા ક્યારે આવે તે તરફ જ એનું લક્ષ એકતાર બની ગયું હતું.

[૪]

સવા અગીઆર થયા અને ડીસોજા આવતો જણાયો, પટાવાળાને સલામ કરતાં કેશવે જોયો એટલું જ નહિં પણ ચમ્‌ચમ્ બુટના ચરચરાટ બોલાવતો, હાથમાંની ચીરૂટમાંથી ધુમાડા કાઢતો તે કાચના અર્ધદ્વારને ધકેલી પોતાની ઓરીસમાં પ્રવેશ્યો તે પણ કેશવે નજરો નજર નિહાળ્યું.

લગભગ અર્ધા કલાક સુધી કેશવે તે પછી પણ રેમીંગ્ટન ઉપર પોતાની આંગળીઓને નચાવવી ચાલુ રાખી, અને 'હવે જવામાં કશી જ હરકત નથી' એમ વિચાર કરીને તે પોતાની ખુરશી ઉપરથી ઉભો થયો.

દુશ્મનનો મજબૂત દુર્ગ લેવા માટે સેનાનો હુમલો લઇ જનાર સેનાપતિને યુધ્ધે ચડતાં શું થતું હશે તેની કલ્પના એ વખતે કેશવકાન્તને થઇ.

જેમ તેમ કરી કેશવે ડીસોજાનાં ખંડનું અર્ધદ્વાર ઉઘાડ્યું અને તે અંદર જઇને ઉભો રહ્યો. ડીસોજા કંઇક લખવામાં એક ચિત્ત થઇ ગયો હતો. તેથી કેશવને ત્રણ ચાર મિનિટ ઉભા રહેવું પડ્યું, તેમ છતાં ડીસોજા ઉંચું જુવે તેવાં કશાંજ ચિન્હ જણાયાં નહિં.

પણ પ્રત્યેક વસ્તુનો અંત તો હોય છે જ ને ? ડીસોજાના લખાણનો યે અંત આવ્યો અને તેણે ઉંચે જોયું. તે વખતે જ એ અણીના અવસરને બરાબર સાચવી લેવા કેશવે એકદમ આરંભ કરી દીધો :

"ગુડ મોર્નીંગ સર" (સલામ સાહેબ)

ચીરૂટ ઉપર દબાવેલા બન્ને હોઠની મદદથી 'ગુડ મોર્નીંગ' એ બે શબ્દો અસ્પષ્ટ રીતે બોલીને તુરતજ ડીસોજાએ વળી તૈયાર કરેલા લખાણ તરફ જોયું,

અને દ્રષ્ટીને તેની ઉપરજ સ્થાપી રાખીને જ તેણે દમામથી પુછ્યું.

"What brings you here, eh? (કેમ આવ્યા છો, હેં ?)"

એનમા અને આપખુદીથી ઉભરાતા તે એકજ પ્રશ્નને કેશવની દશા વીચીત્ર થઇ પડી. ડીસોઝાને 'સલામ' કહ્યા પછી કયો સવાલ કેવી રીતે પુછવો એ બધાની તૈયારી ઓરડીમાં અનેક વખત કરી રાખી હતી, પણ અત્યારે બધી વાતો તેના માથામાથી ઉડી ગઇ હતી. એટલે ગૌરવ અને છટાથી ઉભા રહી, પ્રશ્નો પુછી પોતાનો પ્રભાવ ડીસોઝા ઉપર પાડવાની તેની તમામ કલ્પના તો તૂટી પડી પણ ઉલટો તે ગભરાયો. શું કહેવું એજ તેને સુઝતું નહોતું. "અં...એ..."એક બે વખત કર્યું, પણ તે પોતાનુંજ ભાન ભુલી ગયો.

"Why do you stand there like an Egyptian Mummy? What's the fun. (મુડદાની માફક ઉભા કેમ રહ્યા છો? આ બધું શું છે?)"

કેશવકાન્ત વિશેષ ગભરાયો. તેનાથી એક અક્ષર સુધ્ધાં ઉચ્ચારી શકાયો નહીં.

એકાદ ક્ષણ પછી ડીસોઝાએ ઉંચે જોઇને વળી કહ્યું: પણ તમે આવ્યા તે એક રીતે તો ઠીક થયું. હમણાં હું તમનેજ પટાવાળા મારફત બોલાવવાનો હતો."

ડીસોઝા તે પછી આગળ શું બોલશે તેની કલ્પના કેશવને થઇ શકી નહીં. ધીરજ રાખવી કે ભયની કલ્પના કરવી તે પણ એનાથી ન સમજી શકાયું. ડીસોઝાની દ્રષ્ટી સામે જોવાની તો તેનામાં હીંમત જ નહોતી. તેના મુળના ડરપોકપણાએ ઉછાળો ખાધો અને સાસરે આવેલી સ્ત્રીની માફક જમીન સામે જોતો તે ઉભો રહયો.

ડીસોઝાએ કહ્યું. "કેશવકાન્ત હમણાં હમણાં તમે કામ તરફ બહુજ બેદરકાર બનતા જાઓ છો, હવે તો તમને ઠપકો આપી આપીને પણ થાકયો. તમને નાહકનું નુકશાન ન થાય તે માટે તો હું સાહેબને વાત કરતો નથી, પણ તમારામાં કશોજ સુધારો થતો લાગતો નથી. કાલે તમે વીલાયતના કાગળો કેવી ગંદી રીતે ટાઇપ કર્યા છે? હલકા કાગળ, બગડેલાં પરબીડીયાં! આ તો કંપનીની આબરૂને હલકી પાડવાનો ધંધો—"

કેશવકાન્તને થયું કે જવાબમાં કહી દઉં: "નોટપેપર ને પરબીડીયાં હલકાં હોય તે કંઇ મારો દોષ નથી. સ્ટોરકીપરને દશ વખત કહ્યું કે સારા કાગળો લાવ પણ તે ખ્રીસ્તી હોવાથી તમે કંઇ બોલતા નથી તેનું શું?" પણ એવો સચોટ જવાબ કેશવના મોઢામાંથી નીકળે તો તો પછી પુછવું જ શું?

તેની હીંમત ચાલી નહીં, ઉલટો તે સ્તબ્ધ જ બની ગયો.

ડીસોઝાએ તે પછી પણ કેટલીક ધમકી આપીને છેવટે સંભળાવી દીધું: "ઠીક છે હાલ તો જાઓ, પણ જો તમારામાં યોગ્ય સુધારા થોડા દિવસમાં નહી જણાય તો તમને કાઢયા સીવાય કંપનીનો છુટકો નહિં થાય."

એ સાંભળીને કેશવ નીચું માથું નમાવી ત્યાંથી ચાલી ગયો. તેણે શું ધાર્યું હતું અને શું થયું? પગાર વધારો નહી, તો નોકરીની પરવા નથી એમ કહેવા જનારને નોકરીમાંથી કાઢી મુકવાની ધમકી મળી!

આત્મશ્રદ્ધા વીનાના માણસની કેવી દશા?

## [ ૫ ]

**સાં**જે જીવતા મુડદા જેવી દશા અનુભવતો કેશવ ઓફીસમાંથી ઘેર જવા નીકળ્યો. તે રાત્રે પ્રોફેસર ઉપેન્દ્રને ત્યાં સતારવાદનના એક વીશારદનો જલસો હતો

તેમાં ભાગ લેવા ઉષાએ તેને આગ્રહભર્યુ નીમંત્રણ આપ્યું હતું, પરંતુ કેશવની સ્થીતી આજે એ નીમંત્રણને માન આપવા જેવી ન હતી. હૈયામાં ચીંતાના ભડકા બળતા હોય ત્યાં સતાર સાંભળવાનું મન કેમ થાય?

કેશવ થાકયો પાકયો પથારીમાં પડયો, પણ પાસાં ઘસવા છતાં ઉંઘ જ ન આવે. ડીસોઝાની ધમકી, તેને જવાબ આપવાની પોતાની અશકતી, એ બીકણપણાની શોધનાં કારણોની પરંપરાની ગડમથલમાં, વળી સાંઝે જમવા ન ગયેલો એટલે ભુખનો ઉમેરો થવાથી પરોઢીયા સુધી ઉંઘ ન આવી, અને છેવટે ઉંઘ આવી ત્યારે ગમે તેવાં સ્વપ્નાં આવવા–શરૂ થયાં.

જ્યારે તે પથારીમાંથી ઉઠયો ત્યારે ડીસોઝાએ આપેલો ઠપકો ખરો હતો એ વાત તેના દીલે સ્વીકારી. અને કામમાં ભુલો થવાનું કારણ વચ્ચે વચ્ચે તબીયત બગડી આવે છે એ જ હોવું જોઇએ એવી તેની ખાત્રી થઇ. તેની સાથે જ કોઇક સારા દાકતરની સલાહ લેવાનો દ્રઢ નિશ્ચય પણ થયો.

સવારનાં કામકાજથી મુકત થઇને તુરતજ તે જાણીતા દાકતર અસ્પંદીયારના દવાખાને ગયો. દાકતરે તેને ખાસ 'રૂમ'માં લઇ જઇ કપડાં કઢાવી ચત્તો સુવાડયો, ઉલટો સુવાડયો, નાડ દબાવી, છાતી અને વાંસા ઉપર આંગળાં મુકી ટકોરા માર્યા, રબરી નળી શરીરના વીધવીધ ભાગ ઉપર મુકી ધબકારા ગણ્યા, જીભ કઢાવી, આંખના ડોળા ઉંચા નીચા કરાવીને તપાસ્યા, એક બે વાકયો તેની પાસે જોરથી બોલાવ્યાં, થુંક લીધું, પેસાબ એક નળીમાં લેવડાવ્યો અને આંગળીઓના ટેરવામાંથી થોડુંક લોહી પણ તપાસ માટે લીધું: અને આ બધી ધામધુમ માટેની મજુરીના રૂપીઆ દશ કેશવ પાસેથી લઇને કહ્યું:

"ટમારી ટબીયટ માટે મારો મટ શું ચ, ટે હું ટમુને આવટી કાલે સાંઝે લખી મોકલાવશ; બાવા ટમે ટમારૂં એડરેસ મારા કમ્પાઉંડરને આપટા જાઓ, એટલે મારો પીઉન આલીને ટમને કાગજ પહોંચાડી જશે. સમજ્યાને! વારૂ ટયારે સાહેબજી, ચાલો બીજો ડરડી કોન છે?"

આથી પ્રકૃતી વીષે જે કંઇ ગરબડાટ હશે તેની ખબર આવતી કાલે સાંઝે પડી જશે, એ જાતનું મનનું વીચીત્ર સમાધાન કરતો કેશવ ઘેર ગયો.

પણ એ આવતી કાલ સાંઝ સુધીનો દીવસ તેણે કેવી ઉત્સુકતા અને અધીરાઇથી પસાર કર્યો તે તો કેશવ જ સમજી શકે.

તે ઓફીસે ગયો હતો પણ કામમાં ચીત્ત નહોતું, સાંઝે ઉષા પાસે જવાનો વીચાર હતો, પણ તે સુદ્ધાં અમલમાં મુકી શકાયો નહીં.

છેવટ બીજે દીવસે સાંઝે તે વહેલો વહેલો ઘેર ગયો અને બારણું ઉઘાડયું તો અંદર એક પરબીડીઉં પડેલું જણાયું. એ પત્ર દાકતરનોજ હતો; તેતો પરબીડીયા ઉપર છાપેલું દાકતર અસ્પંદીયારનું નામ અને તેની નીચે જુદી જુદી ડીગ્રીઓની બે ત્રણ હારો જોઇને જ તે સમજી ગયો.

પરબીડીઉં ફોડીને અંદરથી કાગળ કાઢયો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

"દરદી નંબર ૨૭૪,

કેશવકાન્ત પ્રમોદરાય મહેતા

જણાવવાનું કે, તમારી તબીયતની સંપુર્ણ તપાસ કરતાં, અમારો એવો અભીપ્રાય પડયો છે કે. તમારૂં આયુષ્ય ભાગ્યેજ એકાદ અઠવાડીયા જેટલું લંબાય.

દા. અસ્પંદીયાર ઘોરખોદુ"

એ વાંચતાંજ કેશવકાન્તને ચક્કર આવવા લાગ્યાં, કાનમાં અવાજ થયા અને મુર્છા આવવા જેવું લાગતાં તે પથારી ઉપર પડયો.

બસ્સ, તે પડયો તે પડયો જ. કેટલોક વખત તેના મનની હીલચાલ જ એકદમબંધ થઇ ગઇ–જાણે ભયને લીધે મગજ તદ્દનજ ખાલી થઇ ગયું. એ દશા પસાર થતાંની સાથે તેના મનમાં મૃત્યુની ભયંકર ભુતાવળો તાંડવ કરવા લાગી. આવી મજાની દુનીયા, હેનાળ માતાપીતા, આનંદી સ્નેહીઓની સોબત, ઉષા સરખી મોહક વસ્તુનો સહચાર : એ બધાને છોડીને એક અંધારીઆમાં જવાનું! એ કલ્પનાથી તેનું તરૂણ, કોમળ અને ભોગવિલાસલુબ્ધ અંતઃકરણ પાણી પાણી થઇ ગયું. એ પાણીનો પ્રવાહ તેના બન્ને નેત્રોદ્વારા વહી વહી, જમીન ઉપર પડવા લાગ્યો.

એવી અવસ્થા થોડોક વખત ટકી, તેટલામાં વળી તેના વીચારોએ ઉથલો ખાધો.

[ ૬ ]

"આઠેજ દીવસમાં આ દુનીયાં છોડી જવાનું છે, તો પછી તેની કલ્પનાથી ભયભીત થઇને શોક શા માટે કરવો ?"

કેશવને એ વીચાર ઉદ્દભવ્યો. "શું શોક કર્યાથી કંઇ મરણ આવતું અટકવાનું છે ? તો પછી મરણ આવ્યા પહેલાં મરી જવું, તેના કરતાં મૃત્યુને ભેટવા અગાઉ જેટલા લઇ શકાય તેટલા જીવન લ્હાવ શું કામ ન લેવા ? બસ્સ, હવે દુનીયામાં કોનો ડર છે ? જગતની મારે શું તમા ? હવેતો બસ્સ, આનંદ અને ઉલ્લાસ એજ જીવનનો સાર. ભયભીત દશામાં ધ્રુજતા મરવું તેના કરતાં આનંદ ભોગવતા મૃત્યુનીયે મશ્કરી કરતાં તેને ભેટવું તો શું ખોટું ? તરફડીયાં મારતાં જંતુની માફક જીવન પુરૂં કરવું, તે કરતાં તો જવાંમર્દની માફક મરવું તે વધુ બહેતર છે."

અને એ નવીન વીચારે એનામાં નવોજ જુસ્સો જન્માવ્યો, બકરી જેવો કેશવ એથી સીંહ જેવો બની ગયો.

દરરોજ સાડાદશ વાગે તે ઓફીસમાં જતો, આજે તે સીધો બેન્કમાં ગયો. તેણે જેમ તેમ કરીને લગભગ ચારસો રૂપીઆ બચાવી રાખ્યા હતા, તે બધા ઉપાડી લીધા; અને પછી ઓફીસ તરફ ઉપડયો.

રસ્તામાં તેને એક લાકડી વેચનાર મળ્યો. તેની પાસેથી કેશવે મજબુત લાકડી ખરીદી. લાકડીની કીંમત બાર આના હતી, છતાં કેશવે ફેરીયાના હાથમાં રૂપીઓ મુકયો અને ચાર આના લીધા વીના જ તેણે ચાલવા માંડયું.

મોપલા જાતીના ફેરીયાએ કેશવને બાકીના પૈસા આપવા બુમ મારી.

હસતાં હસતાં દુરથી જ કેશવે કહ્યું: "એ તુમકો બક્ષીસ હય."

મોપલો આશ્ચર્ય અને આનંદથી હસ્યો.

"બહોત અચ્છા! શેઠ!" તેણે કેશવનો આભાર માન્યો.

ઓફીસમાં જઇને કેશવ નીયમ પ્રમાણે પોતાના સ્થાને ગયો નહી, પણ લાકડીને છટાથી હાથમાં ફેરવતો તે સીધો ડીસોજાના ખંડમાં જ પ્રવેશ્યો.

બારણા આગળ બેઠેલા પટાવાળાને તેથી આશ્ચર્ય થયું. તેણે બીજા સીપાહીને ઇશારતથી કહયું: "ચક્કર ફરી ગયું લાગે છે!"

કેશવ હમેશાં ડીસોજા પાસે આવતાં સામે ઉભો રહેતો, આજે તે બાજુમાં પડેલી ખુરશી ખેંચી તેની ઉપર બેઠો. તેનું એ પ્રકારનું વર્તન જોતાંજ ડીસોજાનાં ભવાં ચડી ગયાં, પરંતુ તારા એ ગુસ્સાના આવેશની તેને જરા

પરવા નથી એવા ભાવસુચક દેખાવ સાથે કેશવે ખીસામાંથી એક પત્ર કાઢયો અને ટેબલ પર ડીસોઝાની સામે ખસેડતાં તે બોલ્યો:

"Here is my resignation! Good bye! (આ મારું રાજીનામું! લ્યો ત્યારે રામ રામ!)"

સામેની દીવાલ એકાએક તુટત અને અંદરથી એકાદ વાઘ કે સીંહ નીકળી આવ્યો હોત તોપણ જેટલું આશ્ચર્ય ન થાત, તેટલું આશ્ચર્ય કેશવના આ પ્રકારના વર્તનથી ડીસોઝાને થયું. એક મીનીટ સુધી સ્તબ્ધ બની જઇને તેણે કેશવની સામે જોયાંજ કર્યું. પછી તેણે ધીમેથી પુછ્યું:

"રાજીનામું કેમ આપો છો?"

"મારે હવે અહીં રહેવું નથી."

"એટલે."

"બસ, મારે ચાલ્યા જવું છે."

"અરે, ભલા માણસ, આવું ગાંડપણ શું કામ કરે છે? હું તને કંપની પાસેથી વીસ રૂપીઆનો એકદમ વધારો અપાવું છું."

"જરૂર!"

"તમે ક્યાં જવાના છો?"

"મારી નીમણુંક બીજે થઇ ગઇ છે. વારૂ ત્યારે સાહેબજી!"

એટલું કહીને, ડીસોઝાની સાથે આ રીતે વાત કરવા માટે પોતાની જાતને ધન્યવાદ દેતો, કેશવ હસતો હસતો બહાર નીકળ્યો.

ત્યાંથી તે શેખ મેમણ સ્ટ્રીટમાં ગયો અને નરોત્તમ ભાઉની દુકાનેથી સાડીમાં નાખવાની એક કીંમતી 'પીન' ખરીદી, અને સીધો પ્રોફેસર ઉપેન્દ્રના ઘેર ઉપડયો.

આજે તેના બધા જ પાસા પોબાર પડતા જણાયા.

ઘંટડી વાગતાં જ ઉષાએ બંગલાનાં બારણાં ઉઘાડ્યાં. અને કેશવને જોતાંજ તે આનંદ તથા આશ્ચર્યથી પોકારી ઉઠી: "કેંઇ આ વખતે? — આવો, આવો."

કેશવકાન્ત અંદર જઇ બેઠો તે પછી વળી ઉષાએ કહ્યું: "આજે ઘણે દહાડે નીરાશાના ગમગીન વાદળમાં સુર્યનો પ્રકાશ જણાયો."

કેશવ છેલ્લા ત્રણ દીવસથી આવ્યો ન હોતો, અને મહેફીલમાં યે તે ગેરહાજર રહ્યો હતો, તેથી ઉષાએ તેની મીઠી મશ્કરી કરી.

પણ 'પ્રકાશ' શબ્દનો લાભ લઇને કેશવે ઉલ્લાસથી કહ્યું: *"ઉષાનાં દર્શન થાય એટલે પ્રકાશ જણાયા વિના કેમ જ રહે?"*

"એ...મ...કે?" લાડથી લાવણ્યભર્યા મસ્તકને હલાવીને એ ત્રણ અક્ષરને છુટા પાડીને બોલતાં ઉષાએ નીરીક્ષકની નજરે કેશવ સામે જોયું. આટલા દિવસના પરીચય પછી તેને આ રીતે બોલતાં તેણે પહેલીજ વખતે સાંભળ્યા, એટલે તેને નવાઇ લાગી.

કેટલીક વીપલ શાંત રહ્યા પછી કેશવે પુછ્યું:

"ઉષા, આજે સાંજે મારી સાથે ફરવા આવીશ? આજ હું ઘણોજ આનંદમાં છું, તેમાં વૃદ્ધિ કરવા માટે મારે કોઇક ભાગીદારની જરૂર છે..."

"વાહ! આનંદમાં ભાગ લેવા કોણ તૈયાર ન થાય? પણ કેશવકાન્ત એતો કહે, આજે તને આટલો આનંદ થવાનું કારણ શું છે?"

"હું આજે ગુલામી બંધનમાંથી મુક્ત થયો. મેં મારી નોકરી છોડી!"

કહેતો કેશવ ખડખડાટ હસી પડ્યો.

"નોકરી છુટી એમાં વળી આનંદ?—"

"કેમ નહિ? નોકરી છુટી નથી પણ મેં જાતે નોકરી છોડી દીધી છે."

"કેમ, વારૂ?"

"મને બીજે ઠેકાણે જગા મળી છે."

"કાયમની ?"

"છેકજ નિર્બંધ અને કાયમની." એટલું કહીને પોતાના હીઅથી જવાબને લીધે તેનાથી હસવું ખાળી ન શકાવાથી તે ખડખડ હસવા લાગ્યો.

ઉષાને તેથી આનંદ થયો. પરંતુ તેનાથી કેશવની વાત સમજી શકાઇ નથી. તેણે કેશવને આટલો આનંદમાં કદીજ જોયો નહોતો, એટલુંજ નહીં પણ વાતચીતની તેની આવી ઢબ અને આટલી સ્વતંત્રતા કદી તેણે જોઇ નહોતી; એટલે કેશવમાં એ નવીન ફેરફાર જોઇને તેનું હૈયું હોંશથી ફુલાતું હતું.

કેશવે તે તરફ ન જોતાં પોતાની વાત ચાલુ રાખી. "અને મારા એ આનંદની નીશાની તરીકે હું એક નાનકડી ભેટ તમારે સારૂ લાવ્યો છું, સ્વીકારશોને?" કહીને તેણે ખીસામાંથી સોનાની પીનની ડબ્બી કાઢીને સામે ધરી.

સોનાની પીનને જોઇને ઉષાએ મલકાતે મુખડે કેશવ સામે જોયું.

કેશવને આજે જીવન પહેલીજ વખતે ધન્ય લાગ્યું. તેણે ડબ્બીમાંથી પીન કાઢીને ઉષાના હાથમાં મુકી. અને ઉષાએ તે પીન સાડીના છેડામાં મુકવાનો પ્રયત્ન કર્યો, એટલામાં પીનની અણી તેની આંગળીમાં ભોંકાવાથી, તેનાથી બુમ પડાઇ ગઇ.

તે સાંભળીને કેશવે મશ્કરી કરતાં કહ્યું: "શાબાસ."

"તમારે મન મશ્કરી છે, પણ અહીં તો લોહી નીકળ્યું છે—જોયું—"

એમ કહીને ઉષાએ આવેશથી પોતાનો હાથ કેશવની સામે ધર્યો.

કેશવે નીબીડ પ્રેમથી ઉષાનો નાજુક હાથ પકડ્યો અને તેની આંગળીના ટેરવામાંથી નીકળતા રક્ત બીંદુને જોઇને બોલી ઉઠયો:

"અરેરે!"

પણ ઉષાનો હાથ પોતાના હાથમાં હોવાથી કેશવ ક્ષણાર્ધ ભાન ભુલી ગયો અને રક્ત બીંદુને લુછી નાખવા માટે રૂમાલને બદલે આવેશથી રક્ત બનેલા પોતાના હોઠ તેની ઉપર મુકયા.

પણ ઉષાએ એકદમ હાથ પાછો ખેંચ્યો, એથી કેશવને ભાન આવ્યું, અને તુરતજ તેણે એનો હાથ મુકી દીધો.

એટલામાં પ્રોફેસર ઉપેન્દ્ર કોલેજમાંથી ઘેર આવી પહોંચ્યા.

## [૭]

## "ઓ હો!"

કેશવને જોતાંજ ઉપેન્દ્ર આશ્ચર્યથી બોલી ઉઠયા.

"આનુંજ નામ વીચારસંક્રમણ. રસ્તે આવતાં તમારૂંજ સ્મરણ થતું હતું અને અહીં તમે જાતે મળી ગયા."

ઉષા પીતાને વસ્ત્રો ઉતારવાના કામમાં મદદ કરવા લાગી.

કપડાં ઉતારતાં ઉતારતાં તેમણે કહેવા માંડયું:

"તમારૂં સ્મરણ કેમ થયું તે કહું. જાણે વાત એમ બની કે આજે કેટલાક દીવસ થયાં 'મુંબઇ ઇલાકાનાં હવા ખાવાનાં સ્થળ અને તેની અર્થશાસ્ત્રની દ્રષ્ટીએ તપાસ' એ નામના મારા પુસ્તક માટે, ટર્નર કંપની ના લોકો મારી પાછળ લાગ્યા છે. છેલ્લે આજ તો તેનો મેનેજર આવીને મારે ગળેજ પડયો એટલે દીવાળીની રજાઓમાં ગ્રંથ પુરો કરી આપવાનો કરાર મેં તેની સાથે કરી નાખ્યો. એ કરાર કર્યા પછી મને તમારૂં સ્મરણ થયું. ગ્રંથની તમામ નોંધો તો મારી પાસે તૈયારજ છે, અને જો તમારા જેવા કોઇ પ્રથમ પંક્તીનો શોર્ટ-હેન્ડ ટાઇપીસ્ટ મને મળી જાય તો આવતી કાલથીજ માથેરાન જેવા એકાંત સ્થળે જઇ

એક અઠવાડીયામાં જ ગ્રંથ પુરો કરી નાખું એમ થયું. કેમ મારી સાથે કાલથી માથેરાન આવશો? ઉષા, ખરેખર તારી પણ આમની સાથે પુણ્યાઇ જ લખેલી લાગે છે–કેમ કેશવકાન્ત આઠ દીવસની રજા લઇ શકશો ને?"

"એમણે તો આજે નોકરી જ છોડી દીધી છે." ઉષાએ સસ્મીત વદને કહ્યું.

"એમ કે? વાહ, એ તો ઠીક જ થયું. કેશવકાન્ત, ત્યારે તો કાલે જ ચાલો માથેરાન."

"પણ એમણે તો બીજી સારી જગા મેળવી યે લીધી છે." ઉષાએ કહ્યું.

"ખરી વાત?"

પ્રોફેસરે કેશવની સામે જોઇને પુછ્યું.

"હા." હસતાં હસતાં કેશવે જવાબ આપ્યો.

"પણ આઠ દીવસ પછી નવી જગાએ રજુ થાઓ તો, ચાલે કે નહીં?" પ્રોફેસરે આગ્રહપુર્વક પુછ્યું.

"ચાલશે." કેશવ ગંભીરતાથી બોલ્યો: પ્રોફેસરને એ જવાબથી સંતોષ થયો.

પછી તો માથેરાન ક્યાં ઉતરવું, કઇ ગાડીમાં જવું, કયું 'મશીન' સાથે લેવું વગેરે ચર્ચા કરતાં કેશવની વીચીત્ર સ્થીતી થઇ પડી. કારણ તેના મનની વાત તે એકલો જ જાણતો હતો. પણ અત્યરે તો તે એ વાત પણ ભુલી ગયો હતો. ઉષાના સહવાસમા આઠ દીવસ જશે, એવા આનંદના વીચારથી તેને એટલો આનંદ થયો હતો કે, જમીનથી વહેંત ઉંચો ઉડતો હોય એવું તેને લાગતું હતું, અને તેથી તેની જીભ જવાબ આપતાં મુંઝાઇ ગઇ હતી.

[ ૮ ]

પ્રોફેસરના કામના રગડામાં અને ઉષાના મીઠા સહવાસમાં માથેરાનમાં કેશવકાન્તના ચાર દિવસ કેમ પસાર થઇ ગયા તે પણ તેનાથી ન સમજાયું.

પણ પાંચમા દીવસથી મૃત્યુની કલ્પના વળી તેના માથામાં ઉદય પામી, અને તેના બોલવા ચાલવામાં એ ચિંતાની છાયા દેખાવા લાગી. તેના ઉલ્લાસમાં એકાએક આમ કાળી છાયા કેમ ફરી વળી તેની કલ્પના પણ ઉષાથી થઇ શકતી નહોતી. પણ બારીક રીતે તે કેશવના વર્તનનું નીરીક્ષણ કરતી હતી.

છઠ્ઠા દીવસે સવારમાં તો ચહાનો ભરેલો પ્યાલો એમને એમ રહેવા દઇને, કેશવ પ્રોફેસર પાસે ગયો અને કામે લાગ્યો.

આથી ઉષાની ચીંતા વધી.

એ દીવસે દશ વાગ્યાની ટપાલમાં કેશવકાન્તના નામનું એક પરબીડીઉં આવ્યું, તેની ઉપર દાકતર અરપંદીયારનું નામ જોઇ કેશવ ઘોટાળામાં પડી ગયો. 'દાકતરનો પત્ર શા માટે આવ્યો હશે? — બીલ તો તે વખતે જ ચુકવી આપ્યું હતું?' પરબીડીઉં ફોડતાં ફોડતાં તે વીચાર કરવા લાગ્યો.

અને પછી પત્ર કાઢી ને વાંચવા લાગ્યો. તેમાં આમ લખ્યું હતું:

> "આઠ દીવસ પહેલાં તમારી પ્રકૃતી સંબંધે મારી સહીનો તમારી ઉપર એક પત્ર મોકલવામાં આવ્યો હતો, તેમાં નજરે ચુક થઇ છે. ખરી રીતે તે, તે પત્ર બીજાજ એક વૃદ્ધ દરદી ઉપર મોકલવાનો હતો, પરંતુ થુંક, પેશાબ અને લોહીના ઉપર દરદીનો નંબર ને નામ લખવામાં કમ્પાઉંડરની ભુલ થવાથી આ ઘોટાળો થઇ ગયો; તે માટે તમારી ક્ષમા માગું છું.
>
> તમારી ઉપર મોકલવાનો પત્ર તો આ હતોઃ— "તમારી પ્રકૃતીમાં કશોજ વીકાર નથી. તબીયત નીર્દોષ છે. માત્ર મને કંઇક થયું છે એ જાતના માનસીક ભયને લીધે તમને વીકૃતી

જણાય છે. આ શીવાય તમારૂં આ-
યુષ્ય દીર્ઘકાળનું છે તેમાં કશીજ
શંકા નથી. લી૦

દા. અસ્પંદીયાર

એ પત્ર વાંચતાંજ કેશવથી ખડખડાટ હસી દેવાયું. તે જોતાં પ્રોફેસર તેમજ ઉષા આતુરતાથી તેની સામે જોઇ રહયાં.

"મારી નવી જગા ઉપરની નીમણુંક રદ થઇ." કેશવે તેમની સામે જોઇને કહયું!

પણ એના બોલવાનું ખરૂં રહસ્ય ઉપેન્દ્ર કે ઉષા શા રીતે સમજી શકે?

કેશવકાન્તે આથી બધી વાત ઉપરથી ગુપ્તતાનો પર્દો સરકાવી નાખ્યો, એ વખતે ત્રણેના આનંદનો પારજ ન રહયો.

[ ૯ ]

આટલું કહયા પછી રસીકે ત્રીવીક્રમ તરફ જોઇને પુછયું: "બોલો મી૦ ત્રીવીક્રમ, દાકતર અસ્પંદીયારે પોતાની દવાથી નહીં, પણ ભુલથી કેશવકાન્તનું જીવનભરનું કલ્યાણ કરી દીધું એ વાત તમે કબુલ કરશો કે નહીં? જો દાકતર અસ્પંદીઆરની ભુલ થઇ ન હોત તો કેશવ જન્મભરનો ડરપોક રહયો જ હોત ને? અને પાછળથી તેને ટર્નર કંપનીમાં ચારસોના દરમાયાની જે નોકરી મળી તે પણ મળી ન જ હોતને? એટલું જ નહીં પણ ઉષા સરખી આદર્શ પત્ની પણ તેને કદી પણ પ્રાપ્ત ન જ થઇ હોત ને? કહો, કેશવને આ બધા લાભ દાકતરને લીધે જ થયા કે નહિં?"

"હા ભાઇ. તારી વાત કબુલ છે." ત્રીવીક્રમે કહયું. "દાકતરને લીધે વણકલ્પ્યો લાભ કેશવને મળી ગયો એનું આ અજબ ઉદાહરણ છે એ વાત સાચી—"

"પણ હજી તો વાત પુરી સાંભળી લ્યો". રસીકે કહયું: "અસ્પંદીયારના કમ્પાઉંડરની ભુલથી દરદીઓને એકવડો નહીં પણ બેવડો લાભ થયો."

"તે શું?"

અમારા સહુની જીજ્ઞાસા વૃત્તી ઉછળી આવવાથી સહુ સામટા બોલી ઉઠયા.

રસીકે કહયું:

"કેશવવાળો પત્ર પેલા વૃધ્ધ દરદી ઉપર ભુલથી ગયો અને પેલા વૃદ્ધ દરદીને એ જાતનું આશ્વાસન દાકતર તરફથી મળ્યું, તેથી એને જે શ્રધ્ધા બેઠી, તેથી માનસ-શાસ્ત્રના નીયમ પ્રમાણે એને હીંમત આવી, અને આઠ દીવસમાં મરવા જેવો ધરડો દરદી ડોસો પણ તે પછી વધુ દીવસ જીવ્યો."

"શાહબાસ!" ત્રીવીક્રમ બોલી ઉઠયો.

"બોલો ત્યારે દાકતરોના હાથમાં એકવડો નહીં પણ બેવડો ગુણ છે કે નહીં? હવે તમે બધાઓએ એનું નમુનેદાર ઉદાહરણ જોયું ને?—ત્યારે બોલો હવે દાકતરોની ગાંસડી બાંધીને બીચારાઓને નકામા મહાસાગરમાં ફેંકી દેવાની શા માટે ઉતાવળ કરો છો?"

રસીકની એ વાત સાંભળીને અમે બધા હસી પડયા અને ફરીથી ચહાના કપની સાથે સીગારેટના ધુમાડા જોરથી નીકળવા લાગ્યા.

# લંડનની નૌકા-પરિષદ

: લેખક :

કનૈયાલાલ કોઠારી

દરીઆઇ-પરીષદ ફ્ન્તેહમંદ નીવડતાં 'શસ્ત્રબંધી'નો માર્ગ સુલભ થઇ પડશે, એવાં સ્વપ્નાં સેવનારાઓ, લંડન ખાતે મળેલી પરીષદમાં જે ખેંચતાણુ ચાલી તે નીહાળ્યા પછી, અને પરીષદનું પરીણામ પાંચ રાજ્યોની સંધીને બદલે, ત્રણ રાજ્યોની સમાધાની, અને બે રાજ્યોની ખેંસાતેંસીમાં આવેલું જોયા પછી ખુબ નીરાશ થઇ ગયા છે. પરીષદનાં રક્તવીહોણાં મુડદાલ શરીરમાં સંજીવીનીનાં ઇન્જેક્શન દેવાના બનતા પ્રયત્નો કરવામાં આવે છે, પણ 'મુખમેં રામ ઓર બગલમેં છુરી'ની રમત રમનારાઓ તેમાં સફળ થાય, એવો સંભવ નથી. વસ્તુતઃ દરીયાઇ પરીષદનો ઉદ્દેશ શાન્તી સ્થાપવાનો નહીં, પણ લડાયક બળનાં માપ કઢાવવાનો જ હોવાથી, ઢોંગનાં ફળ ઢોંગમાં આવે એ કુદરતી જ છે. પરદો ઉંચકીને જોવામાં આવે તો, બધાં શાહીવાદી રાજ્યો લડાયક તૈયારીઓમાં પડ્યાં છે, છતાં આવી ઢોંગી પરીષદ શા કારણે ભરવામાં આવી હશે? એ પ્રશ્ન અવશ્ય વીચારવાયોગ્ય થઇ પડે છે; અને તેમ કરવા માટે આપણે સારીયે દુનીયાની આંતરરાષ્ટ્રીય પરીસ્થીતી ઉપર થોડીક ઉડતી નજર નાંખવી પડશે.

## આંતરરાષ્ટ્રીય પરીસ્થીતી

લડાઇ પછીનાં અગીઆર વરસમાં મુડીવાદને ઘણી સખત કસોટીમાંથી પસાર થવું પડ્યું છે, અને ૧૯૧૪ ની માફક જે શાહીવાદી સામ્રાજ્યો છે, તે 'માલ વધારે અને બજારો ઓછી' વાળી સ્થીતીમાં મુકાતાં, ઘણાં અકળાવા લાગ્યાં છે. બીજું મજુરોનો બળવો, રશીયામાં ફ્ન્તેહમંદી સાથે સ્થીર થતાં દુનીઆના એક સામાન્ય નીયમ જેવો થઇ પડ્યો છે, તદુપરાંત સામ્રાજ્યો તથા તેનાં સંસ્થાનો અને તાબાના મુલકોમાં સામાજીક અંતર એટલું વધી જવા પામ્યું છે કે, માનવજાત હવે તે શાંતીથી સહન કરવાને તૈયાર નથી. આ બધી પરીસ્થીતી એવી છે કે જે 'લડાઇ અને બળવા'ના ઓળાજ બતાવી રહી છે, શાહીવાદીઓ તેથી ગભરાય છે, અને એ ભયને ટાળવા માટે તેઓ અગાઉની માફક 'સત્તા તુલા' (Balance of Power) ના સીધ્ધાંત તરફ નહી વળતાં, મૈત્રી, જોડાણુ કે ભપકાભરેલા દેખાવો કરવાનો આશ્રય લેવા લાગ્યા છે. તેઓ મજુરોના બળવાને ગરદન મારવા સારૂ મૈત્રી કરવા માગે છે; અને તેજ વખતે દરેક સામ્રાજ્ય પોતાના સ્વાર્થને પણ જળોની માફક વળગી રહેવા ઇચ્છે છે. યુદ્ધવીરામ પછી કહેવાતા સુધરેલા દેશો આવી ઉલટાસુલટી પરીસ્થીતીમાંથી પસાર થાય છે, અને એ વીચીત્રતાને ખાળવા સારૂજ વારંવાર પરીષદો ભરાય છે, અને સમીતીઓના સુર લલકારાય છે.

## ૧૯૧૯ થી ૧૯૩૦

યુરોપીય યુદ્ધ ઉપર છેવટનો પરદો પડ્યા પછી, ૧૯૧૯ થી ૧૯૩૦ સુધીમાં જે આંતરરાષ્ટ્રીય પરીષદો અને સભાઓ વગેરે મળી તેની ઉપર દ્રષ્ટીપાત કરવાથી દરીયાઇ પરીષદનો આંતરીક ઉદ્દેશ સમજવામાં આપણને

કાંઇક વધારે સરળતા પ્રાપ્ત થાય છે. બધાં રાજ્યો દેખાવ તો મીત્રતાને ગાઢ બનાવવાનો કરે છે, અને એકત્ર બળવડે શ્રમજીવીઓના બળવાના વીચારોનો ઉચ્છેદ કરવા ઇચ્છે છે; ૧૯૧૯ માં 'પ્રજાસંઘ' સ્થાપવામાં આવ્યો. અમેરીકા તેમાં સર્વોપરી બનીને દુનીઆનાં બળવાખોર તત્વોને બળપુર્વક દાબી દેવાની ધારણા રાખતું હતું; અને યુરોપનાં રાજ્યો




**વેતરવું પણ કાપવું નહીં!**

ઇંગ્લંડ, અમેરિકા, ફ્રાન્સ, ઇટાલી અને જપાનના પ્રતીનીધીઓની નૌકા કાફલામાં કાપકુપનો દંભ!

પણ સ્વાર્થની અથડાઅથડીને કારણે, ખરૂં પરીણામ, 'મીત્રતા' નહીં પણ 'યુદ્ધ' નજદીક લાવવા જેવું આવે છે. રશીયાના બળવાને કચડવા માટે કમર કસીને કુદી પડ્યાં હતાં; પણ શાહીરાજ્યો રશીયામાં નીષ્ફળ નીવડયાં, અને યુરોપનાં

રાજ્યોની ઈર્ષા ઉભરાતાં અમેરીકા 'પ્રજા-સંઘ'થી વીખુટું પડી ગયું. 'પ્રજાસંઘ'માં ત્યાર પછી બ્રીટીશ અને ફ્રેન્ચ સ્વાર્થની વારંવાર અથડામણી થતી રહી છે.

૧૯૨૧ માં બ્રીટીશ-અમેરીકન હીત એટલા બધાં અથડાવા લાગ્યાં કે, યુદ્ધના તાત્કાલીક ભયને ટાળવા માટે વોશીંગ્ટન કોનફરન્સ ભરવી પડી. આ પરીષદમાં વગર લડાઈએ બ્રીટનની દરીયાઈ સત્તા ઉપર છીણી મુકવામાં આવી, અને ચીનમાં આર્થીક લુંટ ચલાવવાના સંબંધમાં સમજુતી કરી લેવામાં આવી. આ સમાધાની છતાં લડાયક બારકસોને લગતી તકરાર ચાલુ રહી, અને ચીનમાં બળવો થતો પણ ના અટકયો. માત્ર બળવા પછી તેને દબાવી દેવાના પ્રયત્નોને થોડી ઘણી સફળતા મળી ખરી.

૧૯૨૨ માં જીનોવામાં પરીષદ ભરીને યુરોપનાં રાજ્યોની જગતમાં સર્વોપરી સત્તા સ્થાપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો; અને જર્મનીને સાથે લઈ, રશીયા સુદ્ધાંતને નમાવવાના પ્રયાસો થયા. પણ સર્વ સત્તાધીશ થવાની મહત્વાકાંક્ષાને કે ગમે તે કારણે અમેરીકા વીરૂદ્ધ પડયું, અને ફ્રાન્સ આડું આવ્યું, જેથી એ ઇચ્છા પાર ના પડી, અને જર્મની તથા રશીયા વચ્ચે સ્વતંત્ર રીતે રેપેલોના કરારો થઈ ગયા.

૧૯૨૩ માં ફ્રાન્સના રૂહર ઉપરના હુમલાથી, એન્ગ્લો-ફ્રેન્ચ સંબંધ તુટી જવાની અણી ઉપર આવી જવાથી, અમેરીકા અલગ થઈ જવાથી, અને જર્મનીમાં રશીયાના જેવો બળવો ફાટી નીકળવાનો ભય ઉપસ્થીત થવાથી, મામલો એવો મચી ગયો હતો, કે જેણે તમામ શાહીવાદી રાજ્યોને થથરાવી મુકયાં હતાં. આ ઝઝુમતા ભયને ટાળવા માટે, અમેરીકાની આગેવાની તથા સર્વોપરી પણાંનો તાત્કાલીક સ્વીકાર કરીને, ડોઝની જે યોજનાનો ૧૯૨૪ માં અંગીકાર કરવામાં આવ્યો હતો, તે ઘડી કહાડવામાં આવી અને અમેરીકન શ્રીમંતોની સહાયથી યુરોપના મરવા પડેલા મુડીવાદને સજીવન કરી, શાહીવાદનાં ડુબતાં નાવને તારી લેવામાં આવ્યું!

નાણાં પ્રકરણ સ્થીર થતાં, જે આનંદનું મોજું યુરોપ ઉપર ફરી વળ્યું, તે વધુવાર ટકી શક્યું નહીં, કારણ કે એ સગવડ વધતાં, શાહીવાદી સ્વાર્થો વચ્ચે વધારે તીક્ષણ સ્પર્ધા થવા લાગી, અને તેને ખાળવા માટે લોકારનોની નીતી અખત્યાર કરવાની સાથે, મી ચેમ્બરલેને તો ૧૯૨૫ થી ૧૯૨૮ સુધી રશીયા સામેનાં શાહીબળને એકત્ર કરવામાં જ પોતાની બધી શક્તીઓને રોકી! આમ છતાં પરીણામ શુન્યમાં આવ્યું; કારણ કે ૧૯૨૭ માં જીનોવા ખાતેની દરીયાઈ પરીષદ એન્ગ્લો-અમેરીકન ખેંચતાણને લીધે નીષ્ફળ નીવડી, અને ૧૯૨૮ માં એન્ગ્લો-ફ્રેન્ચ દરીયાઈ કરારથી ફેલાયેલી સનસનાટીનો વીચીત્ર રીતે અંત આવી ગયો!

શાહી સ્વાર્થોની રસાકસીમાં અમેરીકાનો હાથ દીનપ્રતીદીન ઉપર આવતો જતો હોય, એમ ૧૯૨૯ ના કેલોગ કરાર તથા તેજ સાલમાં થયેલી યંગની યોજના ઉપરથી જોઈ શકાય છે. રશીયાથી વીખુટું પાડીને, જર્મનીને અમેરીકાની સરદારી નીચેનાં પાશ્ચત્ય રાજ્યોમાં ભેળવી દેવા માટે જ યંગની યોજના કરવામાં આવી હતી. આ સમયે ૧૯૨૯ માં બ્રીટન અને અમેરીકા વચ્ચે સંદેશા ચાલ્યા, અને ૧૯૩૦ માં દરીયાઈ પરીષદ મળી.

## સંજોગોનું સરવૈયું

યુધ્ધ પછીનાં દશ બાર વરસ દરમ્યાન બનેલા ઉપરના પરીષદો, સમીતીઓ અને સભાઓના બનાવો જોતાં, જે સંજોગોમાં

લંડનમાં દરીયાઇ પરીષદ મળી છે, તેનું સરવૈયું નીચે મુજબ કહાડી શકાય તેમ છેઃ

(૧) શાહીવાદી રાજ્યો વચ્ચે સખત સ્પર્ધા. તેમાં બ્રીટન અને અમેરીકા તો જાણે કે લડ-વાની અણીપર હોય, એવું જણાય છે; અને તેની સાથે બ્રીટીશ-ફ્રેન્ચ, ફ્રેન્ચ-ઇટાલીયન અને જાપાનીઝ-અમેરીકન ખેંચતાણ પણ કાંઇ ઓછી દેખાતી નથી.

(૨) અમેરીકા, યુરોપ અને ખરૂં કહેતાં, આખી દુનીઆની આર્થીક મુશ્કેલી ઘણી જ તીવ્રતર બની ગઇ છે, અને ફ્રાન્સ સીવાય સર્વ સ્થળે તેજી ને બદલે મંદીનાં જાણે કે પુર આવેલાં દીસે છે.

## ક્ષણીક શાંતી

મ્હોટી કંપનીઓનાં જોડાણ, બુદ્ધીશાળી કામદારો રોકીને સુધરેલાં યંત્રો વડે માલ પેદા કરવાની પદ્ધતી, અને મ્હોટા જંગી જથ્થામાં તૈયાર થતા માલને કારણે, જગતની આર્થીક હાલત એટલી તો મુશ્કેલ બની ગઇ છે કે, એ દારૂના ઢગલામાં ક્યાં ચીન-ગારી લાગશે, અને ૧૯૧૪ ની માફક દુનીઆ ક્યારે સળગી ઉઠશે, તે કોઇથી કહી જ શકાય એમ નથી. આવા આર્થીક સંજોગોની રાજ્યદ્વારી અસર, શાહીવાદી રાજ્યો વચ્ચેના વીરોધને વધારનારી થઇ પડી છે, અને દરેક દેશની આંતરીક અવસ્થા પણ તેથી



**અમેરીકન મહત્ત્વાકાંક્ષા**

આટલાંટિકમાં તરતાં બંદરો ઉભાં કરી યુરોપ ઉપર પંજો પ્રસારવાની અમેરિકન બાજી!

(૩) મુડીવાદી દેશોમાં જ્યારે મંદી અને બેકારીના બાહુ પ્રજાને પીડી રહ્યા છે, ત્યારે બળવાખોર બોલશેવીક રશીઆ સપાટાબંધ આર્થીક ઉન્નતીના માર્ગમાં આગળ ધસી રહ્યું છે.

(૪) સામ્રાજ્યો, તેનાં સંસ્થાનો તથા તેના તાબાના મુલકોમાં બળવાનાં જોરદાર મોજાં ઉછળી રહ્યાં છે.

આ બધા સંજોગોએ દરીયાઇ પરીષદ ભરવાની ફરજ પાડી છે, અને તેની બેઠકો દરમ્યાન જુદાં જુદાં રાજ્યોએ જે અનેકવીધ રંગો બતાવ્યા, તેના ભીતરનાં ભેદમાં પણ એ-જ કારણો બીરાજે છે!

ગંભીર બની ગઇ છે. જ્યાં પેટ પુરવાન સાંસા પડતા હોય, ત્યાં "ગરીબ-તવંગર સર્વ દેશ આજે શસ્ત્ર વીકાસના બોજા નીચે કચડાઇ રહ્યો છે" એમ મી૦ મેકડોનલ્ડને કહેવું પડે તેમાં શી નવાઇ? આર્થીક મુસી-બતોની આ આગમાં, શસ્ત્રો વધારવાની કાતીલ હરીફાઇ, ઘી હોમવાની ગરજ સારતી હોવાથી, થોડાંક વરસોને માટે પણ બધાં સામ્રાજ્યો શસ્ત્રો વધારવાનાં કામ પર અંકુશ મુકવાની ઉત્કટ ઇચ્છા રાખતાં હતાં, અને તે પાર પાડવા માટે જ લન્ડનની દરીયાઇ પરીષદ ભરવામાં આવી હતી, એમ કહેવું જરાય ખોટું ગણાશે નહીં.

## રશીયા ઉપર હોળો

દરીયાઇ પરીષદમાં શસ્ત્રબંધીને માટે જે કાંઇ સમાધાની થાય, તેને ગનીમત ગણીને, દમ ખેંચવા માટે મળેલા વખત દરમ્યાન, શાહીરાજ્યો અને ખાસ કરીને ગ્રેટબ્રીટન, બળવાનાં જીવતાં જાગતાં ધામ ગણાતાં રશીયાનાં બળને તોડી પાડવાના ખાસ પ્રયત્નો કરશે, એમ અનુભવી મંડળો માને છે; અને બહારથી રશીયા સાથે વેપારી તેમજ રાજ્યદ્વારી સંબંધ જોડવામાં આવેલા હોવા છતાં, પાદરીઓ કોનઝરવેટીવો તેમજ અન્ય શાહીવાદીયો જે ચાલુ ખટપટો કરે છે, તે ઉપરોક્ત અનુમાનને ટેકો આપે છે. સુલેહ શાંતીને નામે એકઠા મળેલા રાજ્યદ્વારીઓએ, માત્ર ૧૯૩૬ ની સાલ સુધીજ દરીયાઇ કાફલાના વીકાસ ઉપર ચોક્કસ પ્રકારનો અંકુશ મુકવાનો ઠરાવ કર્યો છે, અને તે ઉપરથી પણ આ પાંચ છ, વરસમાં તેઓ શું કરવા માગતા હશે, તેનું સહજ અનુમાન થઇ શકે તેમ છે. લન્ડનની દરીયાઇ પરીષદ માટે, મ્હોટા બાહ્યાડંબર કરીને જે હેતુ બતાવવામાં આવતો હતો, તે તો જાણે કે નીષ્ફળ જ ગયો છે, અને તેમ થાય તેમાં કાંઇ નવાઇ પણ નથી! છતાં આવાં કામચલાઉ થીગડાંથી પાંચ સાત વરસની જે રાહત મળશે, તેનો ઉપયોગ આર્થીક સંજોગોને સુધારવા, અને રશીયાનાં બળને તોડી પાડવા પાછળ જોરદાર પ્રયત્નો કરવા માટે કરવામાં આવશે, એમ નીઃશંસયપણે કહી શકાશે. પાંચને બદલે ત્રણ મ્હોટાં રાજ્યો વચ્ચે સમજુતી થતાં પણ, રશીયાને તથા તેના બળવાના સીધ્ધાંતોને દફનાવી દેવામાં સરળતા પ્રાપ્ત થશે, એમ માનવામાં આવે છે, પણ એવી ભ્રમણામાં ભુલા પડેલાઓએ "Labour Power મજુરોનાં બળને ધ્યાનમાં લીધું હોય, એમ જણાતું નથી! જો દુનીઆના મજુરો એકત્રમળથી કામ કરશે તો, જે રશીયાને તોડી પાડવાની ધારણા રાખવામાં આવે છે, તેની જ સહાયથી તેઓ શાહીવાદને તેના માનીતા મુડીવાદની સાથે કબરની અખંડ શાંતીમાં પોઢાડી દેશે!

# વર્ગીય સમાજ રચના

: લેખક :

એમ ભ્યા સી

## સિંહનો શિકાર

**મા**નવસમાજ આજે કેટલાય વીભાગોમાં વહેંચાઇ ગયો છે. ભુગોલની મર્યાદાઓમાં મુંઝાઇ રહેલો રાષ્ટ્રવાદ પણ એના આંતર વીભાગોની અથડામણી વધારે મક્કમ સ્વરૂપમાં અનુભવી રહયો છે. પ્રત્યેક પ્રજાને એના પોતાના પ્રશ્નો અને એને ખાતર પડેલા પક્ષો એટલી હદ સુધી પીંખી રહયા છે કે સમુહ જાગ્રતીની આશા બાંધવા માટે કલ્પનાને કસવી પડે છે. ભાવીને નીરાશામય બનાવતા આ ભેદભાવો સમાજ વ્યવસ્થાના શુધ્ધ વર્ગીકરણ ને પણ ઢાંકી દે છે. ધર્મ, જ્ઞાતી, પ્રાંત અને પ્રજાના એકીકરણ કે સંગઠનને નામે કેટલીક વખત એકજ વાડામાં સીંહ અને એના શીકાર મનાતાં ઘેટાંઓ સાથે બેસે છે. ખરી વર્ગીયતા ભુલી જઇ મુડીવાદે શીખવેલાં સંગ્રામસુત્રો, નીતીધર્મો અને આત્મલક્ષી અનુભવો ઉપર માનવસમાજ જુદાં જુદાં મંડળોમાં વ્હેંચાઇ જાય છે. પરીણામ એ આવે છે કે સમાજનો આર્થીક પાયો અનામત રહી જાય છે. સીંહ ઘેટાંઓને સુધારવાની અને એની સંભાળ રાખવાની દયા દાખવવાનો દંભ કરે છે. ઘેટાંઓ એનું સ્વરૂપ પારખ્યા વીના સીંહને ચરણે બેસે છે અને પછી અનેક અકળ કારસ્થાનો અને કીમીયાઓનો ઉપયોગ કરી જગતના માલીક બની બેઠેલા હીંસક વરૂઓ શ્રમજીવીઓના લોહી ચુસે છે. તબલીગ અને હીંદુસભા, સનાતન મંડળ અને જ્ઞાતી સંસ્થા, આશ્રમો અને યોગમંદીરો ધર્મસંમતીઓ અને કોમી મંડળો- આ બધાં સમાજના સાચાં વર્ગીકરણ ઉપર અંધાર પછેડો પાથરવાના મુડીવાદી સાધનો છે. કાલ્પનીક ઇશ્વર અને ધર્મના ધતીંગોનું રક્ષણ કરવાને બ્હાને પુંજીવાદીઓ મહેનતુ માનવોની વચ્ચે પોતાની ધર્મીષ્ઠપણાની ઇજ્જત જમાવે છે અને ધર્મ શીવાયના બીજા બધાંય ક્ષેત્રોમાં શ્રમજીવીઓનું ચાલી રહેલું આર્થીક શોષણ આવા પ્રતીષ્ઠાનાં શણગાર સજી ચાલુ રાખે છે. આખા માનવ સમાજના મોટા વીભાગને ભુખમરો અને બેકારી તરફ ધસડી જવાના તમામ સંચાઓમાં સહાયભુત થનારા શ્રીમંતો, માલદારો અને મુડીપતીઓ ધર્મ, જ્ઞાતી, આશ્રમ કે યોગમંદીરના સરનશીન અથવા આશ્રયદાતા બની બેસે છે. મંડળોથી માંડી આખી વસુધાને કુટુંબ માનવાની ફીલસુફી ડોળતાં આવા સફેદ સજ્જનો અચકાતા નથી. માત્ર કોથળી સલામત રાખી બાકીની બધી વાતમાં રાષ્ટ્રીયતા ધાર્મીકતા અને આધ્યાત્મીકતાના અખતરા કરવા કે કરાવવામાં આ ઉદાર મતવાદીઓ ખુબ શુરાપુરા છે.

## શોષણ ધર્મ

ત્યારે સમાજનું વર્ગીકરણ કઇ વસ્તુ ઉપર અવલંબી રહયું છે એ સમજવાની ઘણી અગત્ય છે. જન્મ માણસનો વર્ગ નકકી કરી શકે નહી. તેમ જ્ઞાતી કે ધર્મના વાડામાં માનવ સમાજને વીભકત કરી શકાય નહીં. એક વ્યકતી કયા વર્ગની છે એ સમજવા માટે સમાજના ઉત્પાદનમાં (in the Social Production) એ વ્યકતી શું

સ્થાન ભોગવે છે એ જાણી લેવું જોઇએ. કુદરતના ગુપ્ત ભંડારોમાંથી માનવ સમાજ મહેનત કરી કરીને જેટલી બને એટલી વસ્તુઓ સામુદાયીક ઉપયોગ માટે બહાર કાઢી આપે છે. કુદરતના તત્વો થી ભડકીને ભાગતો પ્રાથમીક કાળનો માનવ આજ એજ કુદરતને કાબુમાં લઇ એનો મનુષ્યોનાં સુખ સગવડ માટે ઉપયોગ કરે છે. એટલે પ્રાથમીક કાળથી માંડી વર્તમાન સુધીનો સમાજ વીકાસ તપાસી જોનારને જણાશે કે જેમ જેમ કુદરતને વલોવીને એમાંથી માનવ સમાજના ઉપ યોગી તત્વો તારવી લેવા માટે નવાં નવાં સાધનો ઓજારો અને મશીનરી યોજાતાં ગયાં તેમ તેમ માનવોનું વર્ગીકરણ પણ રૂપાંતર અનુભવતુ ગયું. જે વર્ગના કાબુમાં કુદરત પાસેથી ખુબ સાધન સંપત્તી શોધ વાનાં હથીઆરો હતાં એ વર્ગે હમેશાં રાજકીય, આર્થીક તેમજ પ્રદેશીય (Political, economic, and territorial) સ્વામીત્વ ભોગવ્યું છે. જ્યારે જમીનમાંથી વસ્તીના પ્રમાણ પુરતુંજ અના જ પાકતું ત્યારે નાની નાની ટોળીના સર દારો પોતપોતાના ઉત્પાદનનાં સાધનોનું સંર ક્ષણ કરતા. ખેતીના ઓજારોમાં સુધારો થતાં આ સરદારો અને મુખીઓએ માલી કીનો સ્વાંગ સજી લીધો. ધીમે ધીમે ઉત્પા દનનાં ઓજારોની પ્રગતી અને એના ઉપર વ્યક્તીગત માલેકોનો કાબુ એ બન્નેમાંથી મધ્યયુગની રાજશાહી જન્મી. આમ વર્ગીય ધોરણોનો વીકાસ થતાં થતાં આજે મશીન રીનાં યુગમાં ઉત્પાદનના સાધનોની માલીકી ધરાવતો વર્ગ મુડીવાદી તરીકે ઓળખાય છે. ટોળીનો સરદાર, ગુલામોનો માલેક ખેડુતોનો મહારાજા અને મજુરોનો આજનો 'અન્નદાતા' એ બધા એકજ વર્ગના જુદાં જુદાં સ્વરૂપો છે. એમાં જ્ઞાતી નથી, ધર્મ નથી, જન્મ દેશકાળ કશુંય નથી. એ વર્ગની નીતીનો વીકાસ ઉત્પાદનના સાધનોની માલીકીની સાથે સાથેજ થતો આવ્યો છે. નથી એને મંદી-રની પડી કે નથી એને મસજીદની પડી. નથી એને વીધવાવીવાહની પરવા (અને હોય તોય પારાવતા પોષવા માટે અને ગરી-બોની સ્ત્રીઓથી નહીં ધરાતાં વૈવીધ્યને ખાતર પોતાના વર્ગમાંજ હૈવાનીયત ખેલવા ખાતર) કે નથી એને સમાજ સુધારાની ધગશ. આ મુડીવાદી વર્ગને એકજ નીતી એકજ ધર્મ એકજ ધોરણ હોય છે અને એ મુડીની સલામતી, એનું રોકાણ અને એમાંથી અનેકના શ્રમજીવન મારફત નફાની આવક. દયાના, દેશ ભક્તીના વીશ્વબંધુત્વના, અને તત્વજ્ઞાનના ગમે તેટલા ઉજળા ઓઢણાં ઓઢવા છતાં એ આખા વર્ગનું ઉપલું સ્વ રૂપ ઉઘાડું પડી જાય છે. કલદારની કોથળી લઇને એ વર્ગ જગતના બજારમાં જાય છે, મશીનરી ખરીદે છે, ફેક્ટરી બાંધે છે અને એને ચાલુ કરવા માટે કાચો માલ અને મજુરી (પાકો માલ) પણ ખરીદે છે અને આમ મશીનરી, માલ અને મજુરી ત્રણેના સંયોજનમાંથી નફો (Surplus value) મેળવે છે. એ નફો લઇને ફરી એ બજારમાં જાય છે. નવાં સાધનો ખરીદે છે નવા સુધારાઓ દાખલ કરી ઉત્પાદન વધારવા કમર કસે છે અને ફરી પોતાની ચક્રી ચલા વે છે. આમ ઉત્પાદન અને પુનઃ ઉત્પાદન ના ધોરણે એ પોતાનો "ધર્મ" બજાવે છે. પછી એમાં એને કોઇ વખત નફો ન પણ મળે એનાં કારણો એની નફા માટેની બેદરકારી અથવા ઉદારતા નહીં પણ પડોશી કે પારકી પ્રજાઓની સ્પર્ધા હોય છે. એટલે ખોટમાં કામ કરવાથી કે દીવાળું કાઢવાથી એક માણસ મુડીવાદી મટી જતો નથી.

એનો હેતુ તો શ્રમજીવીઓ પાસેથી વધારેમાં વધારે કામ લેવાનો અને નફો વધારવાનો હોય છે. જ્યારે જ્યારે લગભગ નીયમીત રીતે મુડીવાદમાં એનાંજ અવરોધોને લઇને ઉથલ પાથલ (crisis) આવે છે ત્યારે ત્યારે મુડીવાદીઓ ફરીથી પોતાનાં શસ્ત્રો સુધારે છે, સ્પર્ધાને પહોંચી વળવા આસમાન જમીન એક કરે છે, બેકારી વધારી મુફીને પણ પોતાનો નફો વધારવા નવા યંત્રો લાવી મુકે છે, અને છેલ્લામાં છેલ્લી શોધખોળોનો લાભ લઇ ફરીથી એ ઉથલ પાથલમાં ગુમાવેલાં નાણાં મેળવી લેવા રોજ રોજ પરસેવો નીતારે છે. પછી એ હીંદુ હોય કે મુસલમાન, પારસી હોય કે અંગ્રેજ કે યાહુદી હોય કે ઇસરાએલ હોય, એ આખો મુડીવાદીવર્ગ પોતાના વર્ગીય વલણોને બરોબર વફાદાર રહે છે. દેશપરદેશની મુસાફરીઓ માણે છે, પરસ્પર ભેટે છે અને આજના ગતીના સાધનોથી સંકળાયલા માનવસમાજને આંતરરાષ્ટ્રીય ધોરણોથી એકત્રીત થઇ લુંટે છે. માત્ર મધ્યમવર્ગો અને શોષીતોને પટાવવા સારૂ ધર્મ ન્યાતી, અને દેશસેવાના આદર્શો પ્રચારે છે. એવા જલસાઓમાં જાતે હાજર પણ રહે છે અને એમાંથી અળગા પડ્યા પછી પોતાનો શોષણધર્મ સંભાળે છે.

## શંભુ મેળો

પ્રાથમીક કાળના મુખીથી માંડી આજના મુડીવાદી વર્ગની સાથે બીજો એક વરગ પણ એનો વીકાસ સાધતો આવે છે અને એ શ્રમજીવીઓનો વર્ગ—એ શોષીતોના વર્ગવીકાસ ઉપર પછીથી વીવેચના થશે. પણ શ્રમજીવી અને મુડીજીવી વર્ગની વચ્ચે એક એવો માનવ 'સમુહ' વસે છે જેને "મધ્યમ વર્ગ" (Petitbourgoise.) તરીકે ઓળખવામાં આવે છે. આવા સમુહને વર્ગ કહી શકાય નહી. એ અનેક રંગી ઇંદ્ર ધનુષ્ય છે. કારણ કે એ રોજ રોજ રંગ બદલે છે મુડીવાદીઓની પેઠે એને પોતાનો લડાયક "ધર્મ" નથી. આ વચગાળાનો સમુહ વર્ગ નહી પણ શંભુમેળો છે. એમાં આદર્શોય વ્યકતીગત છે—વર્ગીય નથી. એટલે વર્તમાન સમાજનાં રાજકીય બંધારણમાં આ મધ્યમ લોકનો મેળો ઘણુંજ વીચીત્ર અને ઉપયોગી સ્થાન ભોગવે છે. શ્રમજીવીઓની સાથે વધારે નીકટના પરીચયમાં આવતો મધ્યમ વર્ગ પોતે પણ મુડીવાદના શોષણ સંચામાં પીસાય છે તો ખરો પણ પાંચ રૂપીઆના પ્રમોશનને ખાતર એ હાજી હા કરતો હોય છે. કારણ કે એનું લક્ષ્ય પોતાનાં પડોશીના કરતાં વધારે સારી રીતે રહેવાનું હોય છે. નાત જાતમાં પ્રભાવ પાડવાની એની મહત્વાકાંક્ષા હોય છે. નાની શી મઢુલી, નાની શી વાડી, નાનુ સરખું બચ્ચું, નાના પાયાપર ફરનીચર પણ બધુંય સુખી, શાંત, અને કલામય રીતે અનુભવવાના આ મધ્યમ વર્ગને સ્વપ્નાં આવે છે. એનો આદર્શ એક વખત શેઠની ખુરશીપર બેસવાનો હોય છે. આખી જીંદગી વૈતરૂં કર્યા પછી જ્યારે વાળ ધોળા થાય ત્યારે પણ એને ઉંચ્ચો ઓધ્ધો મળે એ એની ઝંખના હોય છે. પોતાના સહકર્મચારીઓને ધક્કો મારી પોતાનો સ્વાર્થ સાધતાંય આ મધ્યમ વર્ગનો કમ તાકાત માણસ અચકાતો નથી. માર્ગમાં આવતાં વીઘ્નોને ખટપટ, ખુશામત, કે બુદ્ધી ચાતુર્યથી નઃબુત કરવાની નીચ યુકતીઓને એ વર્ગ "વ્યકતીત્વ" (Personality) માને છે. ઇંગ્લાંડના મુખ્ય પ્રધાન, હીંદના વાયસરોય, પ્રેસીડેન્ટ પટેલ કે સર સુખ્યતાર મુસોલોની થવાની શકયતા વીશે

આ મધ્યમ વર્ગ પાસે આદર્શોનું મોટું ટીપણું હોય છે. દરેક તાજો વકીલ માને છે કે અમુક વરસ પછી એ સેતલવાડ થઇ શકશે. દરેક કારકુન માને છે કે એ Boss થઇ શકશે. જતે દહાડે પોતપોતાના ક્ષેત્રમા ઉંચે બેસણે બેસનારા મુડીવાદી કે મેનેજરની જગ્યાએ દેસી જવાનાં સ્વપ્નાં આ વર્ગને આવ્યાજ કરે છે. આશામાં ને આશામાં લોહીનું પાણી કરીને પણ એ પોતાની દુઃખી જીંદગી પુરી કરે છે. અનેક નીરાશાઓ અનુભવે છે, કેટલીયે વખત પછાત પડે છે છતાં મુડીવાદે પીરસેલા આદર્શોની પછવાડે આ મધ્યમ વર્ગ મરી પીટવાની ટેવ ચાલુ રાખે છે. માલીકોની હાથ ળીઓ ભરવામાં મરતાં સુધી મદદ કર્યા કરે છે અને આખરે જ્યારે ગુજરી જાય છે ત્યારે એનો ભલો શેઠ ઉઠમણામાં હાજર રહે છે, ખરખરાના બે શબ્દો બોલે છે અને છેવટે બીજો બેવકુફ શોધી શેઠ પોતાનો શોષણનો સંચો આગળ ચલાવે છે. આ મધ્યમ વર્ગના આગળ વધવાના આદર્શોમાં ક્યાં ક્યાં તત્વો એને ઉશ્કેરે છે તથા આપઘાત, તત્વજ્ઞાન અને વીપ્લવ એ ત્રણ વચ્ચે શા સારૂ આ વર્ગ ઝોલાં ખાય છે એ આવતે અંકે વીચારીશું.



ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

## પ્રકરણ ૭ મું.

# શ્રમજીવીઓ ઘણું જીવો

સાળાના મણકાની પેઠે એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા અને એમ કરતાં કરતાં મહીનાઓ પણ વીત્યાં. દર શનિવારે રાઘવના મિત્રો એને ત્યાં એકઠા થતા; માનવ-સમાજના કલ્યાણ માટે કોઇ દૂરના ધ્યેય તરફ આ નાની શી મિત્રોની મંડળી એક એક ડગલું દર અઠવાડીએ આગળ વધતી પણ એ અનંત સીડીનું મથાળું હજુ અગમ્ય જ રહેતું.

આ મંડળમાં નવીન દોસ્તોનો પણ ઉમેરો થયા કરતો હતો. રાઘવનો નાનો ઓરડો હવે ચિક્કાર ભરાઇ જતો, મધુરી એકેય શનિવારે આવવાનું ચુકતી નહીં. એના થાકેલા અને થંડા અંગોમાં ય એ તાઝગી અને તેજ ટકાવી રાખતી. અખૂટ ઉત્સાહના ફુવારા જેવી એ મધુરીને માટે રળીયાતે પગના મોજાં ગુંથી મુકયાં હતાં. અતિ ઉમળકાથી એણે મધુરીના. નાના પગમાં એ પહેરાવવા માંડયા. પ્રથમ તો મધુરી હસી પડી પણ પછી રળીયાતના કાન આગળ નમીને ધીમે અવાજે કહેવા લાગી:

"માજી તમારી જેટલી જ મમતા રાખનારી મારી નર્સ મને અત્યારે સ્મરણમાં આવે છે. મંજુરો આવી કઠણ અને કચરાયેલી અવસ્થામાં ઉછરે છે છતાં એમનાં અંતઃકરણ કેટલાં માયાળુ—અહાહા એ દંભી શ્રીમંતોના કરતાં તો હજાર દરજ્જે"—એ વાકય મધુરી પુરૂં ન કરી શકી. એણે માત્ર દૂર દૂર અંધકારમાં એક દિશામાં આંગળી ચિંધી કંઇક નિર્દેશ કર્યો.

રળીયાતના હૃદયમાં વત્સલતા વછુટી, એણે વ્હાલથી મધુરીને કહ્યું "બેટા! તેં તારા કુટુંબનો સર્વસ્વનો ત્યાગ કર્યો છે"—રળીયાત આ વિચાર અને વાકય અધુરા જ રહેવા દઇ એક નિશ્વાસ સાથે મધુરી સામે મુંગી મુંગી જોઇ રહી, મધુરીએ માત્ર સ્મિત કર્યું અને પછી વિચાર વમળમાં અટવાઇ ગઇ.

માથું નીચું નાખી રળીયાતે અધુરી મૂકેલી વિચારસરણીનું મધુરીએ અનુસંધાન કર્યું. "હા મેં મારૂં કુટુંબ છોડયું! પણ એમાં શું? મારો બાપ જડ અને મૂર્ખ છે અને ભાઇ દારૂડીયો છે—અને મ્હારી મોટી બ્હેન—એના

દુઃખોની તો વાત જ શું કરું ?–વૃદ્ધ પતિને પરણેલી. એ બિચારી બ્હેન–એનો પતિ પૈસાદાર છતાં કેવો કંજુસ–એની સાથે અવતાર કેમ પુરો થાય–પણ મારી મા–બસ એને માટે જ મને હજુય આંસુ આવે છે. તમારાં જેવી જ એ માયાળુ હતી હો. સાદી અને સીધી–સૌથી ડરીને ચાલે–કેબતાઇ ગયેલી એ પાતલી કાયાવાળી, મારી માતા હમેશાં ઉંદરની પેઠે ડરી ડરીને ચાલતી. દરેક માણસથી એ ડરે–મને એને મળવાની એક વખત ઝંખના છે.”

માથું ધુણાવી અને રળીયાતે નિશ્વાસ નાખ્યો. મધુરી એકદમ ઉંચું મસ્તક કરીને બોલી ઉઠી: “અહાહા, કયારેક કયારેક મને એવી કો સુખની ઘડી પ્રાપ્ત થાય છે!”

એના વદન ઉપર પ્રીકાશ આવી ગઇ અને એની ભૂરી આંખો ચમકવા લાગી. રળીયાતના ખભા ઉપર હાથ મૂકી હૃદયના ભીતરમાંથી આવતો હોય એવો કરુણ અવાજ કાઢી આનંદના આવેશમાં એણે કહ્યું:

“માજી! અમે બધાં અહીં એકઠાં મળીને કેવું સુંદર કાર્ય હાથ ધરીએ છીએ એ જો તમે સમજી શકો તો તમને મારી એ સુખની ઘડીની કલ્પના આવે.”

આવા નિર્ણયાત્મક રીતે બોલાયલા શબ્દો સાંભળી ઇર્ષામિશ્રિત લાગણી રળીયાતે અનુભવી. વિચાર કરી એ ઉભી થતાં થતાં બોલી: “હું ઘણી અજ્ઞાત અને વૃદ્ધ છું.”

આ મંડળમાં રાઘવ સૌથી વધારે બોલતો, સૌથી વધારે જુસ્સાપુર્વક દલીલો કરતો. આ બધી મનોવ્યથાને લઇને એનું શરીર પણ દહાડે દહાડે સુકાતું જતું હતું. માત્ર મધુરી પ્રત્યે જ્યારે એ નજર નાખતો ત્યારે એ બધી ઉગ્રતા ઓસરી જતી અને હળવું હાસ્ય એના ચ્હેરા ઉપર ફેલાઇ જતું. એના ઉગ્ર અવાજમાં મૃદુતા આવતી. એનો આખો દિદાર મધુરી સાથેના વાર્તાલાપ વખતે બદલાઇ જતો.

રળીયાત આ બધું જોઇ રહેતી અને કલ્પનામાં મધુરીને ભાવિ પુત્રવધુ માની કોઇ ન સાંભળે એમ બોલતી “ઇશ્વર કરેને–”

જ્યારે જ્યારે આવી ચર્ચાઓમાં ખુબ ગરમાગરમ વાતાવરણ જામતું, ત્યારે છેવટે રામપ્રસાદ ઉભો થતો અને ઘડીયાળના લોલકની પેઠે આમથી તેમ હાલતો હાલતો, એ એનો ઘુઘવતા સાગર જેવો ઘેરો અવાજ ઉઠાવતો, સૌને મર્યાદામાં રહી ચર્ચાના હેતુ તરફ વાળી દેતો. કેટલીક વખતે જ્યારે મધુરી ન આવતી ત્યારે શહેરમાંથી બીજા કોઇ દેશી રાજ્યને એક પ્રજાજન પરમાનંદ હાજરી આપતો. એ ચશ્માં પહેરતો અને એની સુંવાળી દાઢી ઉપર હાથ ફેરવીને બોલતો. એના અવાજમાં સંગીત હતું અને એ કોઇ દૂરના પહાડી પ્રદેશમાંથી આવતો હોય એમ એને જોવાથી કોઇ પણ અનુમાન કરી શકતું. એ હમેશાં આવી સાદી વાતો વિશે જ બોલતો, કૌટુંબિક જીવન અને બાલકો વિષે એના વાર્તાલાપમાં અવારનવાર ઉલ્લેખ થયા જ કરતો, વ્યાપાર અને પોલીસ, રોટલી અને દાળ તથા એની ભારે કિંમત વિગેરે વિષે એ અભિપ્રાયો આપતો. આ બધી વસ્તુઓમાં એને દગો, લુંટ, અંધાધુંધી, અને મૂર્ખતા જ દેખાતાં. આવી દિનચર્યાની બાબતોમાં પણ એ એવી હાસ્યમસ્કરી ભરેલી ભાષા વાપરતો કે સૌ કોઇને હસવું આવે, પણ એક વાત એના પ્રહસન અને પ્રહારોમાં પણ તરી આવતી હતી, અને તે એ કે આજની સમાજવ્યવસ્થામાં ઝીણી ઝીણી બાબતો માટે પણ આમવર્ગને તો પીસાવાનું જ રહે છે. રળીયાતને પણ એમ લાગતું હતું કે ભાઇ પરમાનંદ દૂરદૂરના

જે મજુરો અને કચરાયલાં માનવોને આમાંથી એકે બીરાદરે જોયાં પણ નથી એના વિજયમાં આ લોકોને આટલો ઉત્સાહ આવતો જોઇ રળીયાતને આશ્ચર્ય થયું. ફ્રાંસ કે ઇટાલીની ભાષા પણ આ ફેક્ટરીના ગરીબ મજુરો જાણતા નહોતા. કેમ જાણે ફ્રાંસ કે ઇટાલીના શ્રમજીવીઓ આ એમની ઉર્મીલતાના આંદોલનો ઝીલતા ન હોય એમ સમજીને ખૂબ જોશભેર આનંદ પ્રદર્શિત કરતા.

બીજા બધાના કરતાં રામપ્રસાદની આંખમાંથી શ્રમજીવીઓના સંગઠનના સમાચારોથી અજબ નૂર ચમકી ઉઠયું હતું.

"વાહ કેવી સરસ ચળવળ! જગતભરના શ્રમજીવીઓને સાંકળી લેતી આ કેવી મજબુત ભાવના! આપણે એ બીરાદરોને જણાવી દેવું જોઇએ કે અહીં દૂર દૂર બેઠાં છતાં તમારી લડત પ્રત્યે સહાનુભૂતિ રાખનારા કેટલાક શ્રમજીવીઓ દુનીઆના એક ખૂણામાં મોજુદ છે—

તમારા જ ધ્યેય અને ધર્મને માનનારા અને તમારા વિજયમાં ગર્વ લેનારા થોડા રડયા ખડયા બીરાદરો આ કંગાલ દેશમાં પણ છે એમ એ કચરાયલી જનતાના પ્રતિનિધિઓને આપણે જણાવી દેવું જોઇએ."

અને આખા મંડળમાં દેશ પરદેશના શ્રમજીવીઓ અને એની લડત વિશે ચર્ચા ચાલી. હૃદયના સહુથી નિકટના સંગાએ વિશે જેટલી ચીવટ અને કાળજી લેવાતી હોય એટલી આ નહીં જોયેલા, નહીં સાંભળેલા શ્રમજીવીઓ પ્રત્યે આ જુવાનો સહાનુભૂતિ રાખતા હતા. એમની વાતોમાં સસ્મિત રસ લેતા હતા. સમુદ્રને પેલે પાર વસતી મહેનતુ માનવતાના સુખ દુઃખની સાથે આ જુવાનોનું નાનું મંડળ આનંદ અને વિષાદ અનુભવતું.

આ એક નાના ઓરડામાં જગતના શ્રમજીવીઓની એકત્રિત ભાવના જન્મ પામી ચુકી હતી. ગુલામીના સામાન્ય બંધનોએ વગર ઓળખાણે કરોડોની સંખ્યામાં માનવ જાતને એકતાનતા પૂરી હતી. એક જ અવાજ એક જ ધ્વની અને એક જ ધ્યેયના અસંખ્ય શ્રમજીવીઓ એક બીજા તરફ આકર્ષાતાં હતાં અને એ વિશાળ લડતની ચીનગારી રાઘવના નાનકડા ઓરડામાં લાગી ચૂકી હતી. અક્ષરજ્ઞાનથી વંચિત રહેલી રળીયાત પણ આ ઉત્સાહના આંદોલનો ઝીલી રહી હતી. એની બીરુતા એને તજી ગઇ હતી. અને શ્રમજીવીઓને સહજ એવી બેપરવાઇ એના હૃદયમાં ધીમે ધીમે પગપસારો કરવા લાગી. આ સંગ્રામ જનિત લાગણીઓએ રળીયાત જેવી નિરક્ષર બાઇના હૃદયને પણ આવરી લીધું. આ ભાવનાનું બળ, એનો આનંદ, એનો વિજયોન્માદ, અને આશા ભરી ઝંખનાઓએ રળીયાતના આત્માને હલાવી નાખ્યો.

એક દિવસે એણે રામપ્રસાદને કહ્યું "તમે કેવા વિચિત્ર લોકો છો? જે હોય તે તમારા કોમરેડ, અમેરિકન, રશીયન, જર્મન, ઇટાલીયન ગમે તે હોય તો પણ? કોઇ પણ શ્રમજીવીને તમે મિત્ર ગણો છો? તમને દરેક મહેનતુ માણસને માટે શું દુઃખ થયા કરે છે? એ બધાના શોક અને સુખ દુઃખ સાથે તમને કેમ નિસ્બત લાગી રહી છે?"

હા! માજી! હા! જગતભરના મહેનતુ માનવો એટલે અમારા દિલોજાન દોસ્તો આ દુનીઆ જ અમારી છે. અમે જ એની દૌલત સરજી છે. અમારા માટે રાષ્ટ્રીયતા નથી–જાતીયતા નથી. અમારી નીતિમાં તો બીરાદરો અને દુશ્મનો એવા બે જ પક્ષો

છે. દુનીઆભરમાં ખૂણેખૂણે પથરાઇ પડેલાં શ્રમજીવીઓ અમારા દોસ્તો છે. દરેક મુડીવાદી, દરેક સત્તાવાન પુરૂષ અમારો દુશ્મન છે. અમે કેટલી વિરાટ સંખ્યામાં છીએ તે તમને ખ્યાલ છે? અમારા હૃદયમાં ધખધખી રહેલો અગ્નિ એક વખત એ બધી મ્હેલાતો અને મીનારાઓને બાળીને ખાખ કરી નાખશે પણ અત્યારે તો દેર દેર એ બધાં શ્રમજીવીઓ કચરાઇ રહ્યાં છે–પીસાઇ રહ્યાં છે. પણ જ્યારે એ સત્તનશીન થશે ત્યારે માતા! તમારા હૃદયમાં આનંદ સમાશે નહીં. એ શોષિત વર્ગની શક્તિ વિષે તમને એક વખત ખાત્રી થયા પછી નિરાશા તમને અડકી શકશે નહીં. ભાવિના કો ઝલકદાર ચિત્ર તરફ દૃષ્ટિ રાખી તમે શ્રધ્ધાનાં ગીત ગાશો. હું કહું છું એ યાદ રાખો બા! એ જર્મનો, અને એ રશીયનો બધા જ્યારે જીવનને હણાતું જુએ છે ત્યારે કોણ કઇ પ્રજાનો છે એનો વિચાર સરખો ય એ કરતા નથી. સારા યે જગતના શોષિતોની એકદીલી—ઓહોહો કેવી ભવ્ય ભાવના! આપણે બધાં એ એક જ ભાવનાનાં સંતાન છીએ–અજેય અને ઉન્મત્ત–કેવી એ આશાવાદની અપૂર્વ વિચારસરણી. સૂર્યના પ્રકાશની પેઠે આ ભાવના અમારાં અંગમાં પ્રાણસંચાર કરે છે. ન્યાયના આકાશમાં આ અમારી ભાવના એક બીજો સૂર્ય છે. અને આકાશ એટલે અમારાં શ્રમજીવીઓનાં અંતઃકરણ–શોષિત વર્ગની કોઇપણ વ્યક્તિ પછી એ ગમે તે દેશ, ગમે તે જાત ભાત કે ધર્મની હોય પણ સમાજવાદીની દૃષ્ટિમાં તો એ અમારાં નિજજનો છે. આજે અને આવતી કાલે સમસ્ત મહેનતુ માનવતા એ ભાવનાથી અખંડ અને એકત્રિત રહેશે."

આવો ઉન્માદ પણ–નિર્દોષ આનંદ સાથેનો ઉભરો. કેટલી યે વખત મંડળ જામે ત્યારે ઉભરાઇ આવતો. આ ઝલકદાર ભાવિ માટેનો અડગ નિશ્ચય કેટલી યે વાર રાઘવના ઓરડામાં પ્રકટતો, અને આવાં નિવેદનોથી શોષિતોની શ્રધ્ધા વધારે ને વધારે મજબૂત બનતી.

રળીયાત જ્યારે આવો લાગણીનો આવિર્ભાવ જોતી ત્યારે એને એમ લાગતું કે જરૂર જગતમાં કોઇ નવીજ રોશની પ્રકટી છે. નવીન તેજના અંબાર પથરાઇ રહ્યા છે અને પોતે પણ એ અનુભવી રહી છે એમ એને લાગતું.

દરરોજ સાંજે કામ ઉપરથી પરવારી એક કોમરેડ રાઘવની પાસે આવતો. પુસ્તકો વાંચતો અને એમાંથી કંઇક ઉતારી લેતો. રાઘવ અને આ બીરાદર બંને કામમાં એટલા મશગુલ થઇ જતા કે આટલી મજુરી કરી આવ્યા પછી મ્હોં ધોવાનું પણ એમને યાદ ન આવતું. હાથમાં ચોપડીઓ રાખીને જ ખાવાનું કામ આટોપી લેતા. ચર્ચા એવી જાતની ચાલતી કે કેટલીક વખત રાઘવની માતા એમાંથી કશું ન સમજતી.

"આપણે એક છાપું ચલાવવું જોઇએ." રાઘવ વારંવાર કહેતો.

પણ જીવન સંગ્રામ રોજ રોજ વધુ ભીષણ બનતો હતો, અને એટલી ઝડપથી આ મંડળનું પ્રચારકાર્ય ચાલતું હતું કે જેમ એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર માખીઓ ફર્યા કરે. એમ સમાજવાદી સાહીત્યની ચોપડીઓ એક બીરાદર પાસેથી બીજા પાસે એમ સપાટાબંધ વંચાવા લાગી.

"આપણી ઉપર હવે રાજ્યસત્તાની નજર પડી છે હો." રાઘવને એક બીરાદરે આવીને ખબર આપ્યા.

"પણ આપણે નાસી છુટવાની વાત કરવી જ નથી એ તો જાળમાં ફસાવવાની બાજી છે" રામપ્રસાદે સલાહ આપી.

રળીયાતને આ છોકરો બહુ જ ગમતો. એ જ્યારે એને મા કહીને બોલાવતો ત્યારે એને એક નાના બાલકનો હાથ ગાલ ઉપર ફરતો હોય એટલી મીઠાશ એમાં લાગતી. રવીવારે જો રાઘવ કામમાં હોય તો રામુ ઘરનું કામ પણ કરી આપતો. સામાન્ય સમારકામ પણ એ જાણતો એટલે રળીયાતને રામુ તો ઘણી વાર ઉપયોગી થઇ પડતો. કામ કરતાં કરતાં રામુને ગાવાની ટેવ હતી અને રળીયાતને એ બહુ જ ગમતું. અને એ ગીતો એટલે આશક માશુકનાં નહીં પણ શોષિતોનાં મનોમંથનનો પ્રતીઘોષ.

રળીયાત એક દીવસ બોલી ઉઠી.

"બેટા રાઘવ! રામુને આપણે ત્યાં જ રહેવાનું કહીએ તો કેમ? તને પણ ઠીક પડશે. એક્ બીજાને ત્યાં તમારે દોડા દોડી કરવાનું મટી જાય."

"પણ તમને તકલીફ તો નહીં પડને?" રાઘવે કહ્યું.

"મારી તો આખી જીંદગી એમ પસાર થવા આવી બેટા! મારી તકલીફનો શા સારૂ વિચાર કરવો જોઇએ. અને રામુને માટે તકલીફ કેવી!"

"ત્યારે તો બહુ સારી વાત રામુ અહીં સાથે રહે એના જેવું બીજું રૂડું શું?"

અને રામુએ રાઘવની સાથે રહેવાનું નક્કી કર્યું.

(અપુર્ણ)

જેઓ પોતાની સ્વતંત્રતા હાથ કરી શક્યા હોય તેમણે પોતાના દુશ્મનની ઉપર પણ દમનનીતી ન ચલાવે. કેમકે જો તે એ ફરજનો ભંગ કરશે તો તેથી શરૂ થતો રીવાજ એક દીવસ, એને પણ અસર કરનારો થઇ પડશે. **'થોમસ પેઇન'**

...

"હિંદમાં ગ્રેટબ્રિટનના રાજ્યના ઇતિહાસમાં મીઠા વેરો એ કાળામાં કાળું ધાબું છે, એમ કહેતાં મને લગારે ખટકો થતો નથી; અને મને વિશ્વાસ છે કે, જ્યારે એ કરની ભયંકરતાનું જનતાને પુરેપુરૂં ભાન થશે, ત્યારે તેને ટાળી નાખવા માટે ચળવળ શરૂ થશે."

**સી. ગોડફ્રે ગમ્બેલ**

"રાષ્ટ્રનું ભાવી નૌજવાનોના હાથમાં છે. પણ તેમને માથે આવી પડનારા ભગીરથ કામનો બોજો ઉઠાવવા માટે તેમણે શકિત ખીલવવી જોઇએ. માનવતા નવજીવન તરફ ધસે છે. જેથી નૌજવાનોએ પ્રગતિને માર્ગે જ જવું જોઇએ. જે નવી દુનિયાનું સર્જન થઇ રહ્યું છે તેનું પુરેપુરૂં ભાન નૌજવાનોને કહેવું જોઇએ છે."

**ટી. એલ. વસવાની**

...

"આવતાં દશ વર્ષોમાં લેન્કેશાયરનું દુનિયાનાં પરદેશી બજારોમાં ક્યાંય સ્થાન હશે? ક્યાંય નહિં." **'મોર્નિંગ પોસ્ટ'**

# યુદ્ધાહ્વાન

('ધી ઑનર' નામના ઇંગ્લીશ કાવ્યને આધારે)

: પ્રયોજક :

રા. રમેશ શરાફ

શાંતીમય એ સૌ સંતોને,
મુકો ગહન ગુફાઓમાં—
અંતરની કંઇ જ્યોતજગવવા,
છોડો વિલીન કરાલોમાં;
આપણુ સૌએ ન્હાના મનુજો,
જુદ્ધ જગવશું ચેતનના—૧

શુષ્કવત કંઇ એ પ્રલાપ કરતા,
· અર્થવિનાના સત્યો એ!
જાણે નહિરે! સ્વતંત્રતાના,
યુદ્ધ કેમ એ જીતાયે;
સમજે કંઇ નહિ મુસદ્દીગીરીમાં,
હાથ આવ્યું એ સૌ જાયે—૨

માત સુકાઇ, ખૂન ચુસાઇ,
માસ મળે નહિ ખાલી હાડ;
એની ઉપર આજ ઉગ્યા છે,
દુઃખના કંઇ હા! મ્હોટાં ઝાડ;
નીરાશવાદી! આશાવાદી!
ચાલ, ઉઠ, ને જંગજ માંડ—૩

ધૈર્ય હૃદયમાં શૌર્ય બાહુમાં,
ઝુકાવશું, દાવાનળમાં;
દેશ અમારો, પ્રાણ અમારો,
તોડશું બંધન ગુલામીના;
હસતાં હસતાં મરી જઇને,
મુક્તિને રે! વરવાના—૪

વિમાન ગુંજે માથાપર ને,
તોપો ગરજે ધડુમ! ધડુમ!
આજુબાજુના સૈનિક પડતાં,
ડ્રમ ગરજે કંઇ ડડડડુમ;
પાછા પડશું જરી નહિ ને,
બનશું રાતાં જ્યમ કુમકુમ—૫

ગજવો સૌએ દિગન્તરોને,
રાત્રી ગઇને ઉગ્યા ભાણુ;
આંખો પામ્યા કરોડ મનુજો,
ચેતનને રેડાયા પ્રાણ;
રાચ જગત તું કારણ આજે,
યુવાન ઝીલે યુદ્ધાહ્વાન—૬

# ઉઠો !

ઉઠો સાવજ—શૂરાની બેટડી !
બાંધો કેશ લુછો અશ્રુધાર,
જો જો ઝુઝે તમારા કંથડા,
એના કામ ને કીર્તિ અંબાર.

સાદ સુણી સમરાંગણના, દેવા પ્રાણ તણાં બલીદાન,
મૃત્યુના સીંધુ વલોવીને અમૃત વરવા સીધાવ્યા મેદાન રે
બેની ! બંકા આપણા ભરથાર
—ઉઠો૦

દુશ્મન કેરાં નોતરાં બેની ! બથ ભરી મળવા કાજ,
રક્તનાં કેસર છાંટણાં છંટાશે, ખેલાશે રસબસ રાસ રે
કંઠે પે'રી આંતરડાંની માળ
—ઉઠો૦

કાળ તણી એ કચેરી એમાં, બેઠા પછી ન ઉઠાય,
કંથ કોડીલાનાં કાળાં કવચ ત્યાં તો રાતે શોણીતે રંગાય રે
બાજે રણ–રંભાના ઠમકાર
—ઉઠો૦

અંતરની કાળી ઝાળો ઓલવવા, કાળગંગાને ઘાટ,
નણદલવીર એ નીરમાં ન્હાતા ત્યાં સામાસામી દે થપાટ રે
ગાંડાતુર જેવા ગજરાજ
—ઉઠો૦

જીતીને વળશે તો રંગે રમાડશું, મરશે તોયે શા ઉચાટ ?
ખોળે પોઢાડીને ચડશું ચીતા માથે, હસતાં જાશું સુરવાટ રે
એવા ઉગ્રભાગી અવતાર
—ઉઠો૦

ઝવેરચંદ મેઘાણી




# બાળલગ્નની ચિતા



"તલવારનો ઘા એક ઝટકે અંત આણે છે, પણ બાળલગ્નની ચીતા તો જીંદગીભર આપણા બાળકોને સળગાવી મુકે છે. પંડના લોહીથી ઉછરેલાં બાળકોને બાળલગ્નની ભડભડતી ચીતામાં આપણે ફેંકી દઇએ છીએ. આ રીવાજને બહેનોજ વધારે પોષે છે. આથી હું તમને આગ્રહ કરૂં છું કે, આજથીજ પ્રતીજ્ઞા લો કે, સોળ વરસની વયે પહોંચતાં સુધી અમારી છોકરીઓને પરણાવીશું નહી. જો આટલી એકજ પ્રતીજ્ઞા કરશો તો તમે હીંદુસ્તાનના ઉધ્ધારના કાર્યમાં મોટો ફાળો આપશો. ઘરના વડીલો ન સમજે તો કાયદાનો આશ્રય લો. "આપણાથી કોર્ટે જઇને આપણા વડીલો સામે કેમ લડાય" એ ભાવના મનમાંથી કાઢી નાંખો. આપણા ફુલ જેવા બાળકની જીંદગીને રેંસી નાંખવી તેનાં કરતાં વડીલોનો કલહ માથે કરવો ઓછું અનીષ્ટ છે. આપણા વડીલોની આમન્યાએ ઘણા કાટા ઉપજાવ્યાં છે."

**શ્રી. સરોજિની મહેતા**

બી. એ.

# પ્રજોત્પતિ

: લેખિકા :
સૌ. સુધા શર્મા

ખાડીઆ
અમદાવાદ: ચૈત્ર સુદ સાતેમ

**પ્રિય બ્હેન સુનીશા**
મુંબાઇ,

જ્વાલામુખી જેવા ધગધગતા વીચારોથી વાતાવરણને સળગાવી મુકતો તારો પત્ર મળ્યો.

તું સ્ત્રીઓને જીવતા લડવૈયા બનાવવા માગે છે, એ તારા વીચારો હું સમજી શકવાનો ગમે તેટલો પ્રયત્ન કરું તો પણ મારાથી એ ઝીલી શકાતા નથી.

તું કહે છે: "આવતો યુગ સ્ત્રીઓનો બનશે, તે માટે સ્ત્રી જાતીએ અત્યારથી તૈયારી કરવી જોઇએ એ તૈયારી કરવામાં તેઓ જેટલો વીલંબ કરશે, તેટલોજ તેઓ સ્ત્રીઓનો દ્રોહ કરશે," આટલે સુધી હું તારી સાથે મળતી થાઉં છું, પરંતુ તું જે માર્ગ બતાવે છે તે સાથે મારાથી મળતાં થઇ શકાતું નથી.

તું લખે છે, 'પ્રજોત્પ-તીની બાબતમાં હીંદુ સંસારમાં ઘણોજ ઉંધો ખ્યાલ બેસી ગયો છે, તે બાબતમાં સ્ત્રીઓના અસ્તીત્વ કે વ્યક્તીત્વનોજ જાણે ઇનકાર કરવામાં આવેછે, અને માતા બનવું તે સ્ત્રીની અનીચ્છા હોય તોપણ તેની ઉપર લાદવામાં આવે છે: એટલે હવે તો સ્ત્રીઓએ લગ્ન પહેલાં કે પછી તે વીષયમાં પોતાના પુરુષ સાથીની સાથે કરાર કરવાની રીત દાખલ કરવી જોઇએ!

સુનીશા! આ જાતની કલ્પના કરતાંય મારૂં દીલ કંપી ઉઠે છે. હા, સ્ત્રીઓને લગ્ન ન કરવાં હોય તો તેમ કરવાની એમને સ્વતંત્રતા મળવી જોઇએ, એટલું મને સ્વીકાર્ય લાગે છે, પરંતુ લગ્ન થયા પછી સંતાનોત્પત્તિનો જ ઇનકાર કરવો કે, તું કહે છે એ રીતે દંપતીએ મળીને ઓછામાં ઓછાં કેટલાં સંતાનો જોઇએ છે તેનો નીર્ણય કરી લેવો, એમાં તો મને મનુષ્યપ્રાણી તરીકેના સ્વાભાવીક ધર્મની મર્યાદાઓનું પણ ઉલ્લંઘન થતું જણાય છે. તું કહે છે તેમ થાય તો જરૂર આપણા સમાજમાં ટંટા બખેડાનાં જ બી રોપાય એટલું જ નહીં, પણ થોડા જ દીવસમાં સારાયે સમાજનું નખ્ખોદ નીકળી જાય.

અહીંનું આપણું સખી મંડળ સુલોચના માશીના વીચારો કરતાં ઘણું જ આગળ વધી ગયું છે, પરંતુ તેમનેય તે તારા વીચાર અગ્રાહ્ય લાગે છે.

હા, તારા આ જાતના નવા નવા વીચારો માં અને ગગનગામી કલ્પનાઓમાં સ્ત્રી જાતી માટેની તારી ધગશ જણાઇ આવે છે; અને તે માટે અમે તારી તરફ સહેજ પણ નારાજ થતાં નથી, કે તારા વીચાર સ્વાતંત્ર્ય તરફ અસહીષ્ણુ પણ બનતાં નથી.

તને બધાંજ ખુબ યાદ કરે છે.

લી૦-તારી જ
ઇંદીરા

૧૦૫૯, તેપીયનસી રોડ, ફ્લોરા હાઉસ
મુંબાઇ: ચૈત્ર વદ ત્રીજ

**પ્રીય દોસ્ત ઇંદીરા**

અમદાવાદ

તારો પત્ર મળ્યો.

મારા વીચારો ધગધગતા દાવાનળ સમા લાગે તેમાં નવાઇ નહીં. કેમકે તું દેહધર્મે વર્તમાનમાં જીવતી હોવા છતાં, માનસીક દ્રષ્ટીએ તો બસેં પાંચસેં વર્ષ પાછળની દુનીયામાં વસે છે; એવું હું મારા અમદાવાદના છેલ્લા વસવાટ દરમીયાન જોઇ શકી છું.

એમાં તમારા કરતાં તમારી આસપાસના સમાજનો અને વાતાવરણનો દોષ વીશેષ છે, એવી દલીલથી હું સંતોષ પામું તેમ નથી. આગ સળગતી હોય ત્યારે બીજાં બધાં બળતા ઘરમાં છે કે બહાર નીકળી ગયાં છે, એ જોવા કે જાણવા માટે કોણ થોભે છે? તે વખતે તો કેમ કરીને ચારે બાજુએથી ભભુકી રહેલા ભડકાઓમાંથી નીકળીને બચી જાઉં, એજ વૃત્તી પ્રત્યેકની હોય છે. પ્રીયજનની ચીંતા પણ તે ક્ષણભર અળગી મુકે છે, સલામત સ્થાને પહોંચ્યા પછીજ, તે પોતાનાં પ્રીયજનને યાદ કરે છે: તેમ અત્યારે સ્ત્રી સમાજ ચારે દીશાએથી ભડભડી રહેલી સામાજીક અત્યાચારોની ભયંકર હોળીઓની વચ્ચે સીઝાઇ રહેલી છે, તેવે વખતે બીજાંઓ શું કરે છે તે જોવા કે જાણવા રહેવાને બદલે, જેમને એ મુંગી હોળીઓના ભડકાની આંચ સ્વમાન, સ્વાશ્રય અને બુદ્ધીની ખીલવણીને લીધે લાગી રહી છે એવું ભાન થયું હોય, તેમણે તો પહેલાં એ હોળીઓની આંચમાંથી સલામત સ્થાને જઇ, બીજી જે બહેનો અજ્ઞાનતાની નીદ્રાના ઘેરણમાં, આગના ભાન વીના બેફામ રહી સળગી જવાના ભયમાં મુકાઇ હોય તેમને બચાવી લેવાની જરૂર ઉભી થઇ છે.

ઇંદીરા, તું ભડકે છે એ ખોટું છે તે આ ઉપરથી તને સમજાશે. આવતી કાલ સ્ત્રીઓની છે એ વાત હું ખાત્રીથી માનું છું, અને તેથી જ હું તો કહું છું કે હીંદુ સમાજનાં સ્ત્રી વર્ગે એકત્ર બનીને; પોતાને દાબી દેનારી શક્તીઓની સામે લડત ઉપાડવી જોઇએ. તેમ કરવામાં સ્ત્રીઓને માત્ર એમનાં ગુલામી બંધનો શીવાય કશું જ ગુમાવવાનું નથી, ત્યારે મેળવવા જેવું તો ઘણું જ છે. તું આ બાબતમાં મારા કેટલાક વીચારો સાથે મળતી થાય છે, પણ ગુલામીનાં બંધનોમાંથી છુટી જવાના જે માર્ગ હું બતાવું છું તેની સાથે તું મળતી નથી થતી, એ પણ તારી ભ્રમણા જ છે, પણ તેમાં તારો દોષ નથી. મારે ફરી ફરીને તને લખવું પડે છે તે એ જ કે, તું જે વીચારસરણીથી આ બધી બાબતનો વીચાર કરે છે તે વીચાર સરણી જ દોષીત અને અશાસ્ત્રીય છે. અને તેથી જ જે માર્ગે સ્ત્રીઓને સંપુર્ણ સ્વતંત્રતા મળે તેમ છે, તે માર્ગ તને અંધાધુંધી મચાવી દેનારા, મારફાડ અને સર્વનાશના લાગે છે; અને એ ભયની મીથ્યા ભડકામણીથી ગભરાઇને તું કહી નાખે છે કે, એ દીશાએ જવાથી માનવતાના સુસંબંધોને સાંકળનારી તમામ નાજુક લાગણીઓનો સંહાર થઇ જશે.

તારો એ બધો ભય ખોટો છે, હું જે દીશા તને દાખવું છું તેજ સમાજ અને જીવનને સરલ તેમજ સુખદ માર્ગે લઇ જવા માટેનો વ્યવહારૂ માર્ગ છે, એ જ માર્ગ શાસ્ત્રીય છે, અને ઐતીહાસીક વીકાસના પાયા ઉપર તે રચાયલો છે. વ્યવહારૂ જીવનમાં એ શાસ્ત્રને લાગુ પાડવામાં આવે તો જરૂર માનવતાનો વધુ સુંદર વીકાસ સાધી શકાય, અને આપણે જે જગતમાં જીવીએ છીએ એજ જગત બહેતર અને જીવવા લાયક બની જાય.

તારી વીચારસરણી અશાસ્ત્રીય અર્થાત્ છેકજ જુને ચીલે ચાલનારી છે. એ ચીલો સ્ત્રી જાતીની સ્વતંત્રતાના સાચા દુસ્મોનોએ પોતાના લાભ માટે પાડેલો છે, તે માર્ગે જવાથી એમને લાભ અવસ્ય છે, પરંતુ તેથી આપણને તો ભયંકર નુકશાન છે.

દાખલા તરીકે બે સામ સામે ઉભેલી શકતીઓની લડત ચાલી રહી હોય, ત્યારે જે માર્ગ એક પક્ષની છાવણીમાં જતો હેય, તેજ માર્ગ બીજા પક્ષને માટે તો દુસ્મનના પંજામાં ફસાવનારો જ થઇ પડે છે. આમ છતાં તેમને બધાંને મારી વાતો અશકય લાગે છે, કેમકે તમે માનો છો કે દુનીયામાં જેમ ચાલતું આવ્યું છે તેમ જ બધું ચાલવાતું છે; અને વળી સંતાનોનાં સબંધમાં તો નીયમન જ કેમ થઇ શકે ? આ માન્યતા જ જુઠી છે. કેમકે દુનીયામાં કોઇ પણ વસ્તુ અચલ રહી જ નથી ને રહેવાની યે નથી. જીવન જ પલટાથી ભરેલું છે અરે, પલટો એ જ જીવનમાં જરૂરી વસ્તુ છે. માનવ જાતી એક વખત જંગલમાં નગ્નાવસ્થામાં જંગલી દશામાં ફરતી હતી તેમાંથી હાલની સંસ્કૃતી સુધી આપણે આવી પહોંચ્યાં છીએ, અને હાલ જેટલે આવ્યાં છીએ તે માનવ જીવનમાં કંઇ પુર્ણવીરામ નથી, તે તો આગળ અને આગળ જઇ વધુ સુંદર વીકાસ સાધ્યાં જ જશે.

ઇંદીરા, જોને એક વખત પતી પાછળ બળી મરવું એને 'સતી'નું નામ અપાતું, એક યુગમાં એક કરતાં વીશેષ પતી કરનારને 'સતી' કહેવામાં આવતી, તેથી કેટલેક સ્થળે જીવતાં સંતાનોને નદીમાં વહેતાં કરવાં કે દેવાર્પણ કરવાં એને સંસ્કૃતી માનવામાં આવતી. લગ્નની બાબતમાં પણ એવા જ પલટા થતા આવ્યા છે. એક જમાનામાં સ્ત્રીઓનાં હરણ કરી જવાં એને 'લગ્ન'નું નામ અપાતું, વળી બીજી વખત સ્વયંવરની પ્રથાથી 'લગ્ન' થતાં, આજે તેમ કરવા જનારને લોકો જંગલી કહે છે આજે આપણા સમાજમાં માબાપ બાળકોનાં લગ્ન કરે છે. આવતી કાલે સ્ત્રી અને પુરુષ પોતપોતાને અનુકુળ સાથી શોધી લેશે, અને કદાચ તે પછી સ્ત્રી પુરુષ સ્વતંત્ર રહીને ય શરીર સંબંધ રાખી શકશે. તો પછી સંતતી નીયમનની મારી ભલામણથી તારૂં દીલ શું કામ કંપી ઉઠે છે? તું સ્ત્રીઓને કુંવારા રહેવાની કે ઇચ્છા હોય તો લગ્ન કરવાની સ્વતંત્રતા સ્વીકારે છે. તો પછી તારી એ જ વીચાર સરણીને એવીજ નીર્મળ નજરે આગળ લંબાવી સંતનોત્પત્તીની બાબતમાં સ્ત્રીઓની સ્વતંત્રતા શું કામ સ્વીકારી ન શકે? તને એમાં મનુષ્યપ્રાણીના સ્વાભાવીક ધર્મની મર્યાદાઓનું ઉલંઘન ક્યાં થતું લાગે છે?

તારા મનમાંથી જુના વાતાવરણના વહેમી વીચારસરણીને જરાક આઘી ખસેડ અને જો, આજે હીંદુ સમાજ સ્ત્રી વર્ગ તરફ જે વર્તન ચલાવી રહ્યો છે તેમાં તને મનુષ્યપ્રાણી તરીકેના સ્વાભાવીક ધર્મની મર્યાદાઓનું છડેચોક ખુન થતું નથી દેખાતું? અને તો હાલની સમાજ વ્યવસ્થામાં જ સ્ત્રીઓ માટે ચલાવવામાં આવતી ભયંકર અન્યાયની રીતોમાં એ બધું ખુલ્લું દેખાય છે.

આપણા સમાજની માફક યુરોપમાં પણ એક વખતે એમજ મનાતું હતું કે, સ્ત્રીનો કાર્ય પ્રદેશ માત્ર ઘરમાં જ છે, પરંતુ આજે ત્યાં કેટલું બધું પરીવર્તન થઇ ગયું છે? અને શું એ લોકો જ સ્વતંત્રતાનાં સુખનો અનુભવ કરી રહ્યાં નથી? આપણે ત્યાં પણ જોને? સંપુર્ણ સ્વતંત્રતાના અત્યારે જ શરૂ થયેલ સંગ્રામમાં સ્ત્રીઓને ભાગ લેવાની વાતો કોણ કરી રહ્યું છે? તને એમાં

મર્યાદાઓનો ભંગ નથી દેખાતો ? જો સ્ત્રી દેશની સ્વતંત્રતા માટે એ બધી જુની અને વહેમી માન્યતાઓવાળી મર્યાદા ઉલ્લંઘી શક્તી હોય, તો પોતાની જાતની સ્વતંત્રતા માટે શું કામ તેમ કરી ન શકે ? સંપુર્ણ સ્વતંત્રતાની આ દેશવાસીઓની લડત ૩૦ કરોડ માનવીઓની છે, તો હું કહું છું તે લડત ૧૫ કરોડ સ્ત્રીઓની છે. એ ૧૫ કરોડ ગુલામીનાં બંધનોમાં જકડાઇ રહે એને તું શું સંપુર્ણ સ્વતંત્રતા કહીશ એમ ? હું તો કહું છું કે આપણા ગૃહજીવનના સુખની ખાતર જ આપણે આ લડત આરંભવી પડશે. શું આજની સ્ત્રીઓ નાગરીક સ્ત્રી તરીકે સંપુર્ણ સ્વતંત્રતાની લડતમાં જોડાવાની પોતાની ફરજ માને તો પોતાની જાત તરફની ફરજ એ વીસરી શકે ? ખરી રીતે તો સ્ત્રીઓની પહેલી ફરજ મનુષ્ય તરીકેની છે, અને તે ફરજ પોતાની જાતની અને પોતાના સમુદાયની સ્વતંત્રતાની છે.

ઇંદીરા, જરાક તો વીચાર કર, કે અત્યારે સ્ત્રીઓનાં લગ્ન કેવળ તેમના ભરણ પોષણની વ્યવસ્થા માટે થાય છે, એટલે વસ્તુતઃ લગ્ન એ સ્ત્રીઓનો ધંધો થઇ પડ્યો છે, આ ભાવના મુળ આર્થીક દૃષ્ટીબીંદુએ રચાઇ છે, તો પછી આર્થીક નજરે સ્ત્રી જેમ વધું સ્વતંત્ર, વધુ સુખી તેમ વધુ સંતોષી બને એવું શું કામ ન કરવું જોઇએ? એક તરફથી લગ્નને પવીત્ર સંસ્કારનું નામ આપનારાઓએ જ, તેને સટ્ટાબજાર બનાવી મુક્યું છે, પણ એ સંસ્કારની ભાવના સ્ત્રીને આર્થીક નજરે ગુલામ બનાવવાની મનોદશાના પાયા ઉપર જ રચાયલી છે, અને પરણે ત્યાંથી ધરડી થાય ત્યાં સુધી સ્ત્રીએ બાળકોને જન્માવીને ઉછેરવા એ તેને માથે ઠોકાયલી કામગીરીમાં પણ એવી જ સ્વાર્થી ગુલામીની ભાવના રહેલી છે.

તમને ભલે આ વાત અત્યારે સમજવી મુશ્કેલ લાગે કે અગ્રાહ્ય લાગે, પણ સંતતી નીયમન જેમ સ્ત્રીઓની તંદુરસ્તી માટે જરૂરની વસ્તુ છે, તેમ તે આર્થીક દૃષ્ટીએ પણ એની અનીવાર્ય અગત્ય છે. એ અગત્ય પુરુષો નહીં પીછાની શકે—તે માટે સ્ત્રીઓએ જ પ્રયત્ન કરવા પડશે. એમાં ટંટા, બખેડાનાં બી રોપવા જેવું કશું જ નથી, છતાં ક્ષણભર એવું થશે એમ માની લઇએ તો પણ અત્યારે સ્ત્રીઓને કચડી નાખવા માટે આપણા સમાજમાં થતા ટંટા, બખેડા ઓછા નથી, તો પછી સારા કાર્ય માટે થોડોક વખત એવી અશાંતી વેઠી લેવી પડે એમાં મને કશું જ ખોટું દેખાતું નથી.

તમે બધા સ્ત્રી જાતીની ઉન્નતી માટેની મારી ધગશની કદર કરો છો એ ઠીક છે, પણ એવી વાંઝણી કદરથી શું લાભ થવાનો છે ? હજી ય વીચાર કરી જોજે, ત્રીગુણાને કહીને એના વસંતકુમાર મારફત આ વીષયનું કેટલુંક સાહીત્ય મંગાવીને વાંચી જોઇશ તો તારી ખાત્રી થશે, પણ જો વસંતકુમાર પેલી મંદાકીનીના કુલીન વર જેવો સ્વાર્થી ને સાંકડા મનનો હોય તો પછી મને લખજે, હું મારા પ્રીયંવદને કહીશ તે તને થોડાંક પુસ્તકો મોકલાવશે. એજ...

લી૦

તારી દોસ્ત

**સુનીશા.**

તા : ક :

અમદાવાદમાં આજ કાલ સંપુર્ણ સ્વતંત્રતાની વાતો ખુબ સંભળાતી હશે, અહીં પણ કેટલીક બહેનો નાના લોટા લઇ મીઠું બનાવવા દરીયાનું પાણી લેવા જાય છે ખરી, ખાડીઆ ૧૯'૨૧ જેવું ગાજે છે કે નહીં તે તો લખજે.

# સરિતાને તીરે

## [ નવલિકા ]

: લેખિકા :

સૌ. મધુરીકા મહેતા

[ ૧ ]

એ બીચારી રડતી હતી. ભાગ્યેજ વીસ વર્ષ એને થયાં હશે. દેખાવે સુંદર, શરીરે સહજ શામળી છતાં શામળાં માણસને ય સુંદર કહી શકાય તેવો એનો ઘાટ હતો.

માથે મધ્યાન્હનો સુરજ તપતો હતો. સરીતાનો સજીવન કાંઠોય નીર્જન બની ગયો હતો, અને એ નીર્જનતા સાલતી હોય તેમ સરીતજળ અટુલી પડી ગયેલી કો અબળાની માફક મંદ ગતીએ વહતા હતાં.

સંકટે ફસેલી કો શુષ્ક સુંદરીસમી સરીતા યે શુષ્ક હતી. તીર પ્રાંતમાં ઉંચી ઉંચી કરાડો અને શુષ્ક જળપટની પેલીપાર ધગધગતી વેળુનો વીશાળ પટ.

એ બધામાં ચેલી રડી રહેલી સ્ત્રીનો મેળ પ્રસંગની કરૂણતામાં જાણે ઉમેરો કરવા સંવાદીપણું સાધતો ન હોય, તેવું ભાન કવીવૃત્તીના પ્રેક્ષકને થાય એવું હતું.

સરીતાને તીરે આવીને તેણે માથા ઉપરનો ભારે બોજો ઉતારીને હેઠે મુકયો.

'હાસ્ય' કરીને તે થાક ખાવા બેઠી.

એનાં હાડકાં દુઃખતાં હતાં. પરોઢીયે ઉઠીને પાંચ શેર દળણું દળવું શરૂ કર્યું ત્યારથી અત્યાર સુધી જરાયે વીસામો ખાધા વીના તે કામ કરી કરીને થાકી ગઇ હતી. વચ્ચે માત્ર જમવા જેટલી ફુરસદ મળી હતી.

આ તો તેને માટે નીત્યનો કાર્યક્રમ હતો. એનો પતી પરદેશ હતો, ઘેર સાસુ, સસરો, નણંદ અને દીયર હતાં. બધાં બીચારી કુસુમ (એનું એ નામ હતું) ને ત્રાસ આપવામાં જ માનવતાનું સાર્થક માનતાં હતાં.

[ ૨ ]

સરીતાને આરે આસપાસ કોઇ નથી એ જોઇને કુસુમ નીરાંત લેવા બેઠી. કોઇ જોઇ જાય અને તે નદીને કીનારે અમસ્થી બેઠી હતી એવી વાત સાસુને કરે તો તેના બાર વાગી જાય; એટલે કુસુમને ધરાને ધખવી નાખતા મધ્યાન્હનો તાપ પણ એકાંતને લીધે મીઠો લાગ્યો.

નદીના પાટીમાં બે પગ લટકાવીને તે બેઠી. બીચારી એકલી અટુલી દુઃખડાં રડવા માટેનું આ એકજ વીશ્રાંતી સ્થાન માનીને દીલનો ઉભરો ખાલી કરવા લાગી.

કુસુમનાં પીયરીયાં સુશીક્ષીત હતાં, કંઇક સુધારક હતાં, તેથી તેમણે કુસુમને ઠીક ઠીક ભણાવી હતી, કુસુમનો વર–મનોજ–પત્નીના એ શીક્ષણને વખાણનારો હતો, કુસુમના સદ્‌ગુણો [ એ સદ્‌ગુણોથી જ ભરેલી હતી ] નો એ પ્રશંસક હતો; એ બધાને લીધેજ તે સાસુ–નણંદના ક્રોધનો ભોગ થઇ પડી હતી.

કેમકે નણંદનામાં લાયકાત ઓછી હતી અને તેનો વર લાઠ હતો, એટલે તેને પીયર કાઢી મુકી હતી; કુસુમ ઉપર તેનું વેર

એથીજ સાસુ-નણંદ લઇ રહ્યાં હતાં, મનોજની સાથે તેથીજ તેઓ તેને મોકલતાં ન હતાં.

કુસુમે પોતાને ત્યાં સંસ્કૃત કાવ્યોનાં ગુજરાતી ભાષાંતરો વાંચ્યાં હતાં, મનોજે એની સાથે બેસીને મેઘદુત, અનીલદુત, ચંદ્રદુત વગેરે કાવ્યો વાંચ્યાં હતાં. કુસુમને સરીતાના એકાંત તીરે અત્યારે એ પ્રસંગનું સ્મરણ થયું, એની આંખમાંથી ટપકતાં અશ્રુ સરીતા જળ સાથે ભળીને પ્રવાહની સાથે ત્વરીત ગતીએ વહેવા લાગ્યાં.

કુસુમ મધ્યાન્હનો તાપ વીસરી ગઇ, ધોવાનું કામ વીસરી ગઇ, પોતાના અશ્રુને પાણી સાથે ભળી જતાં જોઇ, તેને વીરહી પતીઓના સંદેશા અને એ સંદેશા લઇ જનાર મેઘ, અનીલ, ચંદ્ર જેવા દુતોનું સ્મરણ થયું. તેનેય વરૂણના દુત કાર્યમાં વીશ્વાસ બેઠો, અને અંતરની વેદનાને તેણે બીજી દીશામાં વાળી.

[ ૩ ]

“બ્હેન સરીતા કવીઓ તને નારી રૂપે કલ્પે છે” તેણે સરીતાને ઉદ્દેશીને કહ્યું.

પતીને મળવા તું અધીરી, અધીરી ઉતાવળી ચાલે સતત ચાલ્યાં જ કરે છે. બ્હેન હું ય તારા જેવી વીરહીણી છું. પણ તારા જેવી મારી શકતી નથી. તું તો માર્ગમાંની ભયંકર ભેખડોનેય કાપી નાંખી, તારો માર્ગ કરી લે છે, ત્યારે મારા માર્ગમાં રૂઢીની જે ભેખડો ઉભી છે તેને ઉથલાવી નાખીને, પતી મીલનનો માર્ગ મોકળો કરી લેવાની શક્તી મારામાં નથી.

અને તેથી ઓ સરીત બ્હેન! હું દુઃખીણીની બ્હેન થવામાં તું નહીં લજવાય એમ ધારી લઇને, તારે ચરણે મારાં અશ્રુ રૂપી પુષ્પ ચડાવી તને વીનંતી કરૂં છું કે, મુંબઇમાં વસતા મારો મનોજ અરબ્બી સાગરને કીનારે આનંદ કરવા આવે ત્યારે, મારાં અશ્રુપુષ્પની અંજલી પ્રેમથી તેને અર્પણ કરીને તું મારો ભ્યાટલો સંદેશો એને જરૂર કહેજે.

મનોજને તું કહેજે કે તારાથી દુર રહેવાથી શુષ્ક બની ગયેલી તારી અધીરી કુસુમ નીરંતર તારી જ ઝંખનામાં રત બનીને પોતાની જાતનેય વીસરી ગઇ છે.

બ્હેન! પણ જોજે, તું તારા સાગર પતીના સમાગમથી એટલી વીહવળ બની ન જતી કે મારો સંદેશો કહેવામાં વીલંબ થાય, તેમ એટલા આનંદમાં આવીને તું એને સાગર જળનાં શીકર એટલા જોસથી ઉછાળીને ન અકળાવતી કે મારા પ્રીય મનોજને જરા યે કષ્ટ થાય.

મનોજને કહેજે કે તું તારી કુસુમને જેમને આશરે મુકી ગયો છે એ તારી માતા, ભગીની અને ભાઇ એને હેરાન કરવામાં કશી ય સીમા રાખતા નથી, હું તો એ બધા તારા સ્વજનો છે એમ માનીને, તારી ખાતર એમનાં મ્હેણાં, ગાળો અને વીન વાંક છતાં અપાતા ઠપકાઓને ય તારા સમ પ્રીય ગણીને નીભાવી લેવા મથું છું, પણ ગમે તેમ તો ય મારૂં નીર્બળ મન એ બધું સહી શકવા હવે અસમર્થ છે.

બ્હેન, તું મારી મોટી બ્હેન છે એમ માની ને, તારા એ નાના બનેવીને સમજાવીને કહેજે કે, જો તું કુસમને જીવતી જોવા માગતો હોય, તો દોલત કમાવાની ચીંતાથી કઠોર બનેલા તારા ચીત્તને જરાક કોમળ બનાવ અને મુંબઇવાસી મીત્રોની સંગતિમાં મળતા આનંદને સમયે તારી કુસુમનો સહજ વીચાર કર.

સરીત બ્હેન, તને હીંદુ સમાજની નીષ્ઠુરતાનો કયાંથી ખ્યાલ આવે? પોતાની

પુત્રીનાં દુઃખથી બેફામ બનેલી સાસુ પુત્ર-વધુ ઉપર જે વેરની લાગણીથી વર્તે છે, પોતાના સાસરીઆ ઉપરના રોષથી ભાન ભુલેલી નણંદ, સગા માડીજાયાની પત્ની ઉપર જે રોષ ઠાલવે છે, અને એ મા-દીકરીની ભંભેરણીથી પતીથી વીખુટી પડેલી ભાભી સાથે નાનકડા દીયરીઓ જે જાતનું કઠોર વર્તન ચલાવે છે, તેની ખરી ખબર તો સમસ્ત વીશ્વમાં એકલી હીંદુ નારીને જ પડી શકે તેમ છે.

મારા મનોજને સમજાવીને કહે જે કે તારી કુસુમ જીવે છે તો કેવળ તારા મીલનની મીઠી આશાને જ આધારે, પીતાને ત્યાં કામ કર્યું ન હોય એટલે કામનાં ડુંગર નીચે દટાઇ જનારી સ્ત્રીને કષ્ટ તો થાય, પરંતુ એ કષ્ટને મૌનપણે સહેવાના ગમે તેટલી તૈયારી છતાં અતીરેકના ડુંગર જેવા બોજા નીચે કચડાવા જેટલું શરીર સુદ્રઢ નહીં હોવાથી એ શરીર પડી જાય, તે પહેલાં એક વખત તું આવ, અને વધુ નહીં તો છેલ્લી વખત તારા સહવાસનું સુખ આપ, તો મરતાં મરતાં ય તારે ખાતર મરનારીના જીવને નીરાંત થાય.

બ્હેન, શાળામાં શીખી હતી, પીતાને ઘેર સાહીત્યનાં અનેક પુસ્તકો દ્વારા જાણ્યું હતું કે, સ્ત્રીઓ હવે સમાજ સીતમની ચક્કીમાં વધુ વાર પીલાવા તૈયાર નથી. મારા ય દીલમાં આત્મશ્રદ્ધાની અનેક આશાવેલીઓ ઉગી હતી અને આત્મભાનનાં વારીનાં સીંચન કરી કરી મમતાથી મેં એ વેલીઓ ઉછેરી હતી, પરંતુ અનુભવે મને સમજાયું છે કે લગ્નના બંધનમાં જકડાયલી અબળા ( હા, લગ્ન બંધન જ સ્ત્રી શક્તીનું અખુટ બળ હરી લઇ તેને 'અબળા' બનાવી મુકે છે. ) ની આત્મશ્રદ્ધા ભરી મહત્ત્વાકાંક્ષાની વેલીને ફાલતી ફુલતી રાખવા માટે પતી નામના વૃક્ષની ઓથની જરૂર છે. અત્યારે પતી વીનાની અટુલી બનેલી હું, તેથી જ એ ઓથને અભાવે પડું પડું થઇ રહી છું.

બ્હેન, સાસુ નણંદ તરફથી થતા સંતાપના કષ્ટ તો એટલાં છે કે, જેનાં વર્ણન કરતાંય પાર ન આવે, પણ હું એ બધાં વર્ણન તારી આગળ કરવા બેસીને તને કષ્ટ આપવા માગતી નથી, તું પતી વીરહની વેદનાને બરાબર જાણે છે, સમજુને વધુ શું કહેવુ ? મારા મનોજ ને તેથી તું મારી વ્યથાની કરુણ કથા કહેજે, અને...........

"ભાભી, અહીં ક્યારની શું કરે છે ?"

એકાએક કુસુમને કાને ટંટાખોર નણંદનો કર્કશ સ્વર સંભળાયો, તેની કલ્પના અધુરી રહી ગઇ, તે ચમકી, ઉભી થઇ ગઇ, અને બાજુમાં મુકેલાં કપડાં ધોવા લેવા માટે દોડી.

કુસુમે તે વખતે આસપાસ સભય નજરે જોયું. ત્યાં એની નણંદ નહોતી, માત્ર પવનનો સુસવાટ ભેખડોમાં થઇને નીકળતો હતો, પણ નીત્ય ગભરાતી કુસુમને એ સુસવાટમાં નણંદનાં સ્વરનાં ભણકાર સંભળાયા, અને બીચારી વહેલી વહેલી વસ્ત્રો ધોવા લાગી.

ઓ, આશાભરી હતભાગી હીંદુઅબળાઓ!

# તુર્કસ્થાનનો સ્ત્રીસમાજ

લેખિકા :
ખાદીજા વાય. હસન

તુર્કસ્થાનની ઉન્નતિ અને પ્રગતિમાં સ્ત્રી જાતિનો ફાળો અપૂર્વ છે. પરંતુ તે કોઇ જાતની તાત્કાલિક ચળવળનું પરિણામ નથી; કેમકે સ્ત્રી જાતિને કેટલીય સ્વતંત્રતા તો ત્યાં પરાપૂર્વથી મળેલી જ હતી.

કોઇ પણ પ્રજા તુર્ક પ્રજા કરતાં વધારે કસોટીઓમાંથી-ધાર્મિક નજરે, રાજકીય નજરે અને સામાજીક નજરે-પસાર થઇ નથી. તુર્કસ્થાનના છેલ્લા વિપ્લવ પહેલાં પણ ત્યાંની સ્ત્રીઓ ધાર્મિક નજરે ઘણી ઉંચી કેળવણી પામેલી હતી અને ધાર્મિક તત્ત્વજ્ઞાનની બાજુ પણ કુરાનમાં સમજાવાયલા સાચા અર્થમાં સમજતી હતી. તુર્કસ્થાનનો કાયદો મુસ્લીમ કાયદો હતો, અને ધર્મની બાબતમાં કુરાનની પરંપરાનોજ ત્યાં અમલ થતો.

રાજકીય દ્રષ્ટિએ તુર્કીએ આ સૈકામાં તેના ઇતીહાસના કડવામાં કડવા અને સૌથી ઘેરા દીવસો અનુભવ્યા છે. જેમ સ્ત્રીઓ વધારે કેળવાવા લાગી તેમ તેમને તેમના દેશની પરિસ્થિતિની મુસ્કેલીઓનો વધારે ઉંડો ખ્યાલ આવવા લાગ્યો. તુર્ક સ્ત્રીઓ હમેશાં તુર્કસ્તાનનાં આંતરીક અને બહારના પ્રશ્નોથી હમેશાં પુરેપુરી માહીતગાર રહેતી આવી છે. કેળવાયલી કે વગર કેળવાયલી બધા વર્ગોની અને નહિ કે એકજ વર્ગની-સ્ત્રીઓ રાજ્યતંત્રના પ્રશ્નો અને તેની સામે ખડી થતી પરિસ્થિતિઓ સમજવા શકિતમાન હતી. તુર્કસ્થાનના નાશ માટે બીજા દેશો તરફથી હરહમેશ યોજાતાં કાવતરાંની તેમને ખબર પડતી. જો કોઇ પણ પરદેશનો એલચી તુર્કસ્થાનના પરદેશ ખાતાંના પ્રધાનને મળતો તો તેની ખબર બધી સ્ત્રીઓને હોયજ, અને તે મુલાકાતનાં પરિણામ જાણવા વર્તમાનપત્રો વાંચવા બધી સ્ત્રીઓ આતુરતાથી રાહ જોતી હોયજ. ગમે તે મીનીટે લડાઇ ફાટી નીકળે. અને સ્ત્રીઓને માથે પુરૂષોના કરતાં પણ વધારે જવાબદારીઓ આવી પડે; કારણ કે લડાઇ ફાટી નીકળે તો તેમને તેમનાં પ્રિયજનોને-પતિઓને અને પુત્રોને-રણાંગણમાં વિદાય કરવા પડે, ઉપરાંત કુટુંબ ચલાવવાની જવાબદારી પણ માથે લેવાની હોય.

સામાજીક દ્રષ્ટીએ પણ સ્ત્રીઓની સ્થિતિ તેમના કુટુંબમાં ઘણી ઉંચી હતી. લગ્નની બાબતમાં તે હંમેશાં પોતાની શરતો જાહેર કરી શકતી. ગરીબ કે પૈસાદાર, અનાથ કે પુરેપુરી કાળજીપૂર્વક ઉછેરવામાં આવેલી કોઇ પણ છોકરીને તેની મરજી ન હોય તેવા પુરૂષની સાથે પરણવાની ફરજ પાડવામાં આવતી નહિં. જો કે તેમને પડદામાં રહેવું પડતું છતાં પોતાની મરજી કે, ના મરજી સાક્ષીઓને તેમજ પુરોહીતોને જણાવવી પડતી. તેને તે વિષે ત્રણ વખત પુછવામાં આવતું અને તેનો જવાબ જો ત્રણે વખત નકારમાં આવે તો લગ્ન થતાં નહિં. તેની પોતાની સ્વતંત્ર મરજી વગર લગ્ન થતું નહિં અને

તે માટે તેના ઉપર કોઇ પણ જાતનું દબાણ પણ લાવવામાં આવતું નહિ; જો કે તેને સમજાવવી ને મનાવવાનો પ્રયત્ન કરવામાં આવતો ખરો. તુર્ક સ્ત્રીઓ પોતાના ઘરમાં કુલ મુખત્યાર હતી. પોતાની મરજી પ્રમાણે જ તે પોતાનું ઘર ચલાવતી, અને તેને દરેક બાબતમાં પોતાનો અવાજ સંભળાવવાનો હક હતો, પછી ભલે તે સાસુ સાથે રહેતી હોય કે માની પાસે હોય. જો તેનું પરિણિત જીવન દુઃખી નીવડે તો તુર્ક સ્ત્રીને માન ભરી રીતે છુટા છેડા કરવાની છુટ હતી.

ભવિષ્યમાં છુટા છેડા કરવાનો પ્રસંગ ઉભો થાય, તો તેવે સમયે છોકરીના પોષણને માટે જમાઇને અમુક રકમ આપવી પડતી, અને છોકરીનાં માતા–પિતા તે રકમ લગ્ન વખતેજ નક્કી કરી લેતાં. જો પતિ પત્ની વચ્ચે અણબનાવ ઉત્પન્ન થાય તો પતિ પત્નીને પૈસા આપીને છુટા છેડા કરી શકે. પણ પતિનો તેમાં વાંક હોવો જોઇએ જો સ્ત્રીના વાંકથી છુટા થવું પડે તો લગ્નના વખતે નક્કી થયેલી રકમ આપવા પતિ બંધાયલો નહિં છુટા છેડા કરવા એ કંઇ શરમાવવા જેવું મનાતું નથી. તુર્કસ્તાનની શ્રીમંતથી માંડીને ગરીબમાં ગરીબ વર્ગની બધીએ સ્ત્રીઓ તુર્કસ્થાનમાં મુસ્લીમ કાયદા પ્રમાણે પુરેપુરા હક્કો ભોગવી શકતી.

પોતાની માતૃ ભાષા ઉપરાંત બીજી એક ભાષા ન જાણતી હોય એવી કોઇ પણ સ્ત્રી કેળવાયલી ગણાતી નહિ. ગાઝી અબ્દુલ હમીદે સ્ત્રીઓની કેળવણીને ખુબ ઉત્તેજન આપ્યું હતું. તુર્ક સ્ત્રીઓનો બીજો ઉમદા ગુણ તેના ઘરની સ્વચ્છતા અને વ્યવસ્થા છે. જેમ તે વધારે રૂઢીચુસ્ત અને જુના વિચારોની તેમ તેનું ઘર વધારે સ્વચ્છ રહેતું અને તે વધારે અરોગ્યવાળું જીવન જીવતી. જ્યારથી તેમણે પશ્ચિમનું અનુકરણ કરવા માંડ્યું ત્યારથીજ તેમને રસ્તામાં પહેરેલા ગંદા જોડા સાથે ઘરમાં ફરવાની ટેવ પડી. જુના રીવાજ પ્રમાણે બ્હારથી આવી ઘરમાં પેસતાં દરવાજા પાસેજ જોડા ઉતારવા પડતા હતા. તુર્ક સ્ત્રીઓ કુદરતી રીતેજ સંગીત અને કળાની રસીયણ હોય હોય છે, અને તેથી પોતાની જાતની તેમજ ઘરની ખુબજ સંભાળ રાખે છે. તે ઘણે ભાગે *શીવણ કામ અને લલીતકળામાં ઘણો* રસ લે છે, અને તેના વખતનો મોટો ભાગ તેની પોતાની સુંદરતા ખીલવવા પાછળ ખર્ચે છે.

મુસ્તફા કમાલપાશાએ કરાવેલા સામાજિક સુધારાઓથી સ્ત્રીઓ વધારે સ્વતંત્ર તેમજ સ્વાશ્રયી બની છે. પહેલાં તેમને સરકારી ઓફીસોમાં, ટેલીફોન કંપનીઓમાં બેંકોમાં કે વેપારી પેઢીઓમાં નોકરી મેળવવાની તક ન્હોતી; અત્યારે તેમને તે બાબતમાં પુરુષોની જેટલીજ તક આપવામાં આવે છે. તેમને જર્મન, ફ્રેંચ કે અંગ્રેજી દુભાષીયાની નોકરી પણ આપવામાં આવે છે. જો આમ ન હોત તો થોડાક મહિનામાં પુસ્તકી આ જ્ઞાન આપીને, તુર્કેશ બાનુઓને વિશાળ દુનિઆમાં પોતાનું ફોડી લેવા માટે મોકલાવી દેવાનું, કમાલ પાશાને માટે પણ સંભવિત બન્યું ન હોત. તેમને સ્વતંત્રતા અપાય તે પહેલાંજ તેમણે જરૂર પુરતો આત્મ વિશ્વાસ તો મેળવીજ લીધો હતો. કમાલ પાશાએ તો તુરતજ માત્ર એટલુંજ કહ્યું કે "પડદો દૂર કરો" અને તે પડદો ફેંકી દઇને સ્ત્રીઓ પોતે મેળવેલી સીધ્ધીએ, સાથે પોતાનું ગુજરાન કરીને અને દેશને મદદ કરીને તેમના યોગ્ય ક્ષેત્રમાં આવીને ખડીવા. અત્યારે તેઓ દેશના આંતરીક

પ્રશ્નોમાં પુરેપુરો ભાગ લે છે. પણ એક વાત કહેવી જોઇએ, કે તુર્કસ્થાનમાં સ્ત્રીઓને પોતાના હક્કોના રક્ષણ અર્થે, રાજ્યતંત્રમાં કે પાર્લામેંટમાં પોતાનો પોકાર કરવાની ખરેખરી જરૂર પડીજ નથી કેમકે પુરૂષો ઉદાર વિચારના છે અને સ્ત્રીઓની પ્રગતીના માર્ગમાંની મુશ્કેલીઓ દુર કરવા સદા આતુર છે. કેમકે તેઓ એ સમજી ગયા છે કે જ્યાં સુધી સ્ત્રીઓ રાજ્યની બધી બાબતમાં પુરૂષો સાથે ભાગ લેતી **થાય** નહિ, ત્યાં સુધી કોઇ પણ રાષ્ટ્ર પુર્ણ અને સકલ ગુણાલંકૃત થઇ શકેજ નહિ. એમ છતાં જો સ્ત્રીઓને પાર્લામેંટમાં દાખલ થવાની ઇચ્છા થઇ હોત તો તેનો કોઇ પુરૂષ વિરોધ પણ કરત નહિ એ પણ સાવ સાચું છે.

# પારસીઓ અને સ્વદેશી

: લખનાર :

શીરીન

**આય** મહાત્મા ગાંધીજીએ ઉપારેલી સવીનય અનાદરની રાજદ્વારી ચલવલ માટે હું કશુંબી લખવા નહીં માંગતી. એવી મોટી બાબત પર મત આપવો કે અભીપ્રાય ઉચ્ચારવો તે મારા જેવી છોકરીની કાયનાતની બહારની વાત છે. પણ એવણની એ રાજદ્વારી ચલવલની જોડાજોડ એવણે જે પરદેશી માલના બોયકોટ અને સ્વદેશીની વાત કહી છે. તે મને ઘન્નીજ ગમે છે, અને હું માનુંછ કે અમારી પારસી કોમ જો સ્વદેશી તરફ ઢલે તો તેને ઘન્નોજ લાભ થાય.

## પરદેશી મોંઘો દાટ માલ

આપણા દેશમાં પરદેશી જે પુષ્કળ માલ આવેછ, અને એમાં પણ ખાસ કરીને પરદેશી કાપડ જે લગભગ ૬૦ કરોડનું આ દેશમાં આવેછ તેમાંનો મોંઘો દાટ માલ મોટે ભાગે પારસી કોમ વાપરેછ એમ મારૂં માનવું છ. એક બાજુ પારસીઓ મોંઘવારી અને બેકારીનાં રોદરાં પોતાનાં કોમી છાપાંઓમાં રડે, અને બીજી બાજુ ફેશનની શીશીયારીમાં તણાઇ દેખાદેખીથી નકામાં ખર્ચોમાં પૈસાનો ધુમારો કરે એ જોઇ કોઇ સમજુને તો હસવું જ આવે.

## સ્ટેન્ડર્ડ ઓફ લીવીંગ

પારસીઓમાં કેટલાંક એરાંબી ચીબાવલાં હોય છે કે એ લોકોને આપણે સાદાઇનો બોધ આપવા જરાએ તો નાકનું ટાટકું ચઢાવી કહેશે કે "છી, એવાં દેશી લુગડાં કોન પહેરે? અમારાં લોકોનું સ્ટેન્ડર્ડ ઓફ લીવીંગ આય દેશનાં બીજા નેટીવોથી ચઢીયાતું જો અમને ખર્ચ વધારે થાય તો. આવી વાત કરનારા પોતાની ચઢીયાતી સ્ટેન્ડર્ડ ઓફ લીવીંગની ઢોલકી વજાડયા કરે એ અકક્લના ઓથમીરો એટલુંબી નહીં સમજતા કે તેવણની કમાણીનું સ્ટેન્ડર્ડ સાથોસાથ કહાં વધ્યું છે?

## કઇસરની સેવા

આય સ્વદેશીની બાબતમાં મને જોઇને ઘન્નોજ આનંદ થાય છે કે અમારી પારસી કોમમાં ઘન્નુંજ વંચાતું અને જરથોસ્તી ઓનું એક સધ્ધર વાજીંત્ર ગણાતું એવું કયસરે હીંદ પોતાની કટારો આ પ્રશ્નની ચર્ચા માટે ખુલ્લી મુકે છે. અલબત પારસીઓ વચ્ચે આય સવાલની ચર્ચા શરૂ કરનાર આપણા પેલા જાણીતા દેશભકત મી૰ બરજોરજી ફરામજી ભરૂચા છે. મી૰ ભરૂચાએ ખાદી અને સ્વદેશની ચળવળ તરફ જરથોસ્તીઓનું ધ્યાન ખેંચી બીજી રીતે પણ પારસી કોમની સેવા બજાવી છે અને તે એ રીતે કે બીજી ભાઇબંધ કોમોમાં જે કંઇ એવો ખ્યાલ હોય કે પારસીઓ સઘળા સ્વદેશની વીરૂધ છે, તો આય ચર્ચા વાંચી એ લોકબી જોઇ શકે કે પારસીઓનાં સમજુ નેતાઓ કોમને ફેશનની શીશીઆરી તરફ તણાઇ જતી જોઇ બળાપો કરે છે, અને તેથીજ સાદાઇનો બોધ કરનારી ગાંધીજીની સ્વદેશની ચળવળને તેઓ પારસી માટેની એક મોટી

આશીર્વાદ સમાન લેખે છે. તા૦ ૨૭ મી એપ્રીલનાં કૈસરમાં બી. જે. એસ.ની સહીથી લખનાર ખરૂંજ કહે છે કે પારસીઓએ સ્વદેશી માલની ઉપયોગની ચળવળ ઉપાડી લેવી જોઇએ. આ ચળવળમાં પારસીઓની મોટે કુટું-બની બાઇસાહેબો બહુ મદદ કરી શકે. એજ મોટી બાઇ સાહેબો ઠંડેરા કરીને નીકળીને અને પોતાની આઇઆઇઓનો 'વલગર' દેખાવ કરીને પોતાની ગરીબ બહેનપણીઓને પણ તેઓની નકલ કરવાનું આડકત્રી રીતે દબાણ કરે છે. એ તો બા બઇરૂં કહ્યું કોણ ને? માવદર ફઝને કોમસીંટીકના લેપડા લગાડતાં બાઇ સાહેબે કીધું તે ચહેલી ઉપર રહેતી ગરીમ આંગણે પણ કરવું જ જોઇએ! પારસી ગરીબ કુટુંબની બાઇઓ મોટે ઘેરની અને મોટે ખાંચરેની બાઇ સાહેબોની નકલ કરી પોતાની કેવી હસી કરાવે છે તેનાં ઘણાં હાસ્યજનક નહી પણ દયાજનક દાખલાઓ તો આપણામાંના ઘણાઓએ જોયા છે. પારસી બઇ ઓ સ્વદેશી સાડીમાં ઘણા શોભે છે. સ્વદેશી કાપડ પણ જાતજાતની કુમાસનું ફીંમતનું આવે છે. આપણને એમ નથી કહેવા માગતી કે પારસીઓએ બસ ખાદી જ પહેરવી આંપણે એટલુંજ માનીએ છીએ કે પારસી ભાઇ બ્હેનોએ સાદા, સોજા, ટકાઉ અને સસ્તા સ્વદેશી માલનો ઉપયોગ કરવો જોઇએ.

## મીઠુબ્હેન પીટીટ

ઉપલા ભાઇની જાણ માટે હું એવણને યાદ આપીશ કે બધાં મોટે ઘેરની બાઇઓ ચ્યાક ફેશનેબલ નથી. મીસ મીઠુબ્હેન પીટીટ જેવણ અત્યારે ગુજરાતમાં ગાંધીજીની સેરામાં કામ કરી રહ્યાં છે તે તથા મુંબાઇવાલાં પરીન દાદાભાઇ નવરોજી અને નરગીઝ બહેન ખાદી પહેરે છે. મીઠુંબ્હેને તો ગુજરાતને ગામરે ગામરે ફરી હજારો ગરીબ દુબળાઓ અને બીજી પછાત કોમના લોકને દારૂ તાડીની બદીમાંથી છોરાવી કંઇકંઇ ગરીબ કુટુંબોના આશાર્વાદ લીધા છે. મુંબઇ અને પરામાં પરીનબહેન અને તેમની બ્હેનપનીઓ ઘણું સુંદર કામ બજાવી રહી છે. હવે વખત આવી લાગ્યો છે, જ્યારે મીસીસ ખેપસી સબાવાલા, લેડી જમશેદજી અને એવાં બીજાં મોટે ઘેરનાં પારસી બાનુઓએ હીંમતથી બહાર પડી બીજું કંઇ નહીં તો ગાંધીજીની સ્વદેશી ચળવળનો પારસી કોમમાં પ્રચાર કરવાની જરૂર છે. વળી પારસી બાઇ સાહેબોએ એ પણ વીચારવું જોઇએ કે ચીનાઇ, જેપાનીસ, ફ્રેંચ કે કેટલીક વીલાયતી રેસમી સારીઓ અને બીજું કાપડ એવું તકલાદી આવે છે કે એક વખત ધોવા આપીયું કે પછી ખલાસ, વળી મોંઘીદાટ પોણોસોથી માંડીને દોઢસો બસ્સોની સારી હોય તો તે પાછળ સોનેરી કે રૂપેરી કોરણી ખાસ્સી એવીજ મોંઘીદાટ લગારવી પડે.

## પરદેશી બુટ.

પારસી બાનુઓ ઘરમાં તો મઝેના આપણી સ્વદેશી સપાટ પહેરે છે. તો કાંય નહીં બહાર જતી વેળા તે સુંદર ચંપલ કે ચંપલ ન ફાવે તો ઉત્તર હીંદુસ્તાનની ફેશનની મોજડીઓનો ઉપયોગ ન કરે? પરદેશી બુટ અને શુઝ પાછલ પારસી ખાસ કરીને, પારસી બાઇઓ બહુ પૈસો ફેંકી દે છે. ઘણી ડીઅર બીચારા કોઇ ઓફીસમાં દશ દશ અને બાર બાર કલાક વહીતરં કરી માંડ માંડ મહીને દહાડે પોણોસો સો રૂપીઆ કુટી કહારે, તાંહ ઘેરનાં ઘણીઆણીની બુટની જોરી લેતાંજ ખાસ્સા અઢાર રૂપીઆ આપવા પરે તાંહ બીચારો માતીપ્રે મરે કે માંદો પરે?

## પેલા મે. બા. માદન

પ્રજા મીત્તરના માજી અધીપતી પેલા બેટરન જર્નાલીસ્ટ બુઝોર્ગ મહેરજીભાઇ બામનજી માદન તરફ મને અનહદ માન છે. હું ઇસ્કોલમાં જતી ચોરી ઉતી તાહરથી મુંબાઇ સમાચારના અને પાછળથી પારસી પ્રજામીત્રના એવનના નીડર અને એવનનું રાજદ્વારી વીષયનું ઉંડુ ગ્નાન દેખાડનારા અગ્ર લેખો વાંચી હું ઘની જ ખુશી થતી પણ એવણ બુઢાજીને થયું જ શું કે જ્યારે બી ગાંધીજીનું નામ આવેછ ત્યારે લાલ લુગડું જોઇ ગોધ્ધો ભડકે તેમ આપણા સફેદ દાઢીવાલા મહેરજી બાવા ભડકી ઉઠેછ.. મી૦ બ. ફ. ભરૂચાને જવાબ આપતાં કઇસરમાં આ મહેરજીભાઇ લખે છ કે "ભાઇજી ભરૂચાજી પોતાની ખાદીનો બચાવ કરવા ખાતર પયગમ્બર અશો જરથોસ્ત વગેરેનાં નામને વચ્ચે લાવવાની જે વાત કરે છે તે ખચીતજ ગોનાહ ભરેલી છે."

"ખાદી એટલે શું તે ખરેખર સમજતા નથી અથવા સમજતા નહી હોવાનો દેખાવ કરે છે. કોઇબી શબ્દ કોશમાંથી માલમ પડશે કે ખડબચડાં અને ઘણાં હલકાં પ્રકારનાં કપડાં માટેજ ખાદી શબ્દ વપરાય છે.

* * *

એમ લાગે છે કે ભરૂચાજી પણ ગાંધીજીને પગલે ચાલી સ્વદેશી મીલોના શતરૂ બન્યા છે, અને ખાસ કરીને વીજળીક બળ અથવા ગેસથી ચાલતાં સાંચા કામવાળાં કારખાનાંઓ બંધ કરાવવાની હીમાયતમાં છે, અને ભરૂચાજી ગાંધીજી દોરવે તેમ દોરાય છે અને બીજાઓને દોરવવા નીકલ્યા છે."

## ચકડોલ ભેજું

મહેરજીભાઇએ તો ભરૂચાજી સાથે ધન્તું લંબાણુ ટાયલું લખી તેમની મશકરી કરી છે, પણ એવનની આરગ્યુમેન્ટો વાંચતાં ચોક્કસ એમ લાગી આવે છે કે બુઢ્ઢાપાને લીધે એવનનું ભેજું ચકડોળ બની ગયું છે. કઇસરના એજ અંકમાં એટલે કે તા૦ ૨૭ મી એપ્રીલના અંકમાં બીજા ચર્ચાપત્રીઓ ખુલ્લું જાહેર કરે છે કે જરથોસ્તી પયગમ્બર જે સફાઇ અને સાદાઇનો અને જે પવીત્ર જીંદગી ગાલવાનો બોધ કરી ગયા છે એજ બોધ ગાંધીજી આપે છે.

## ચલણી રૂપીયો શું કહે છે?

આય સ્વદેશની બાબતમાં પારસી પ્રજા મત કેટલું જાગૃત થયું છે તે કઇસરનાં ચર્ચાપત્રો વાંચવાથી સમજાય છે આ સંબંધમાં મજકુર પત્રનો પેશો નામીચો મામીંક લખનાર ચલણી રૂપીએ. જેણે પોતાની તીખી તમતમતી કલમથી પારસી કોમની અંદર પેવશ થએલાં કંઇ કંઇ અતેરા અને ખોટા ડોળ ડીમંફ અને ઢોંગ ધતુરોને દુર કર્યા છે તે લખે છે કેઃ—

"પારસીઓને તમે જાડી ખાદી તો પહેરાવી રહ્યા પણ હાલ કપડાંની બાબતમાં જે એશકાત ફેશનો, અને પૈસાની ધુળધાણી ચાલી રહી છે તે તો અટકાવો? આજની કરકસર અને દોઢીયાંનો રૂપીઓ જાણી બારીક વખતમાં પહેરવેશ પાછળ પારસીઓમાં જે ઉડાઉ અને આકરા ખરચો ચાલી રહ્યા છે તે તો બચાવો સઉએ 'ખાદી જ પહેરવી જોઇએ. એ કંઇ ફરજીઆત કે જરૂરી નથી. પણ આંગને બંધ બેસે અને શોભે તથા તેનું પોષણ કરે એટલાં જ સાદાઇ સ્વદેશી કપડાં પહેરતા હોય તો કેટલો બધો વ્યર્થ જતો પઇસો બચે?

* * *

આગળ ચાલતાં ભાઇ ચલણી રૂપીઓ લખે છે કે એ માટે જે કેટલાંક પારસી બાનુઓએ હાલ સ્વદેશી સુતરાઉ સાડીઓ પહેરવાની પહેલ કરી છે તેઓને હું ખાસ શાબાશી આપું છું. હાલ અહીં આવતી સ્વદેશી હીંદી સાડીઓ દેખાવમાં ટકાઉ, ભપકા ભરેલી, સફાઇદાર, અને બંધબેસ્તી કોરો સાથે ઘણી શોભા ભરેલી દેખાય છે. કોઇબી આંગ ઉપર નાંખતાં આંગને દીપક આપે છે. તે સાથે ઘણી સસ્તી અને ધોવા-પલી પહેરી શકાય છે.

તે દરેક મનપસંદ રંગોની પણ આવે છે. પગનાં મોજાંને સદાની ટીલાંજલી આપવા સાથે મોંઘીદાટ સાડીઓને બદલે આવી સાદી શોભાઇની અને ટકાઉ સાડીઓ પારસી કોમમાં આમે જ થાય તેને મોટું અને ખાસ ઉત્તેજન આપવાની જરૂર છે. થોડાં બાનુઓએ પ્રથમ પોતપોતાનાં મીત્ર મંડળ વચ્ચે આવી સાદી સસ્તી હીંદી સાડીઓનો પગપેસારો કરવો, તેને પોતાના ઘર, કુટુંબ, અને સહીમાટીમાં ઉલટ સાથે દાખલ કરવી, સઉએ તે પહેરી બહાર ફરવા માડવું એટલે ઉડતા પવનની માર્ફત તે રુઉ લઇ દોડશે. પીટીરો, રેડીમર્નીઓ, કાંગાઓ, તાલ્યારખાનો, વહા-ડયાઓ, દાવરો અને સોસાયટીની બીજી બાનુઓ તમે આ પહેલ કરો અને પછી જુઓ કે મધ્યમ તથા ગરીબ વર્ગો પણ મેંઢાંનાં ટોળાં માફક તે પાછળ કેવી તુટાતુટ કરે છે!"

* * *

આય બધી ચર્ચા આય નાનકડા લેખમાં કરી હું મારી હીંદુ બ્હેનપણીઓને ખાતરી આપવા માંગું છું કે પારસી કોમનો સમજદાર વર્ગ હવે સ્વદેશી તરફ ઢળવા માંડયો છે, અને પારસીઓની ઇરાની ખાસીયત એ છે કે એક વખત એક વાત મગજમાં લીધી તો પછી તેને છેવટ સુધી નહી છોડે, અને પારસી ઘરાકો જ્યારે સ્વદેશી વસ્તુઓ લેવા માંડશે ત્યારે વીલાયતી માલ અને વીલાયતી કાપડ મંગાવનારા વેપારીઓની આંખો પોતીકી મેળે ઉઘડી જશે.

* * *

## વીલાયતી બંગડીઓ

હું ભુલતી ન હોઉં તો હીંદુસ્થાન પત્રમાં એક ચર્ચાપત્રીએ ધ્યાન ખેંચ્યું હતું કે હીંદુ બ્હેનપણીઓએ પરદેશી કાચની બંગ-ડીઓનો બાયકોટ કરવો જોઇએ, અને ભુલે-શ્વર આગળ આવેલા ત્રીજા ભોઇવાડા આગળ જ્યાં બંગડીવાળા અને વીલાયતી વાયલ મલ-મલ વગેરે કાપડના વેપારીઓની દુકાન છે ત્યાં પીકેટીંગ કરવું જોઇએ. આપણી હીંદી બ્હેનો માત્ર ઉપરના દેખાવ વાળી પરદેશી કાચની બંગડીઓ પહેરવાને બદલે આપણાં મમ્મઇઓ અને બપઇઓ જુના જમાનામાં પહેરતાં હતાં તેમ સોનાની પહોંચી, ચીપવાળા હાથીદાંતના ચુડાઓ પહેરે તો શું ખોટું? પહોળા ચુડા કોઇ નાજુક હાથવાળીને ન ગમે તો પતલા હાથી દાંતના દડા બંગડી જેવા અને જોઇએ તેવા રંગના આવે છે. જેઓની ગુંજાશ હોય તેઓ સોનાનાં કડાં કે બંગડીઓ પહેરે તે સામે મને વાંધો નથી.

એ રીતે ઘરેણા મારફત એટલું સુનું એટલી દોલત આપણા દેશમાં રહે છે. ઘાટણો, ભઇયાઓ, અને એવી બીજી પછાત કોમની બ્હેનો રૂપાનાં કડાં અને કલ્લાં પહેરે છે, તેમને તે કાચની જરામાં ભાંગે તેવી બંગડીઓથી વધુ ગમે છે.

# રૂસિયાની નારી

: લેખક :

સુબુદ્ધિ

સમસ્ત જગતની જનતામાં સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની ચળવળ ચાલે છે પરંતુ રૂસીયામાં સ્ત્રીઓને સામાજીક, આર્થીક અને રાજકીય ક્ષેત્રમાં જેટલી સમાનતા મળી છે તેટલી દુનીયામાં કોઇ સ્થળે જોઇ શકાતી નથી. રૂસીયામાં ગમે તે મંડળમાં, વેપારમાં, કે અધીકારમાં સ્ત્રીઓ માટે ઉઘાડી બારી રાખી છે, એટલુંજ નહીં પણ નાવીક તરીકે, ઇજનેરી કારખાનામાં પણ યુવાનો સાથે બરાબર પડખે રહી કુમારીકાઓ કામ કરે છે, અને મહેનતાણામાં જેટલું યુવકને મળે તેટલોજ પગાર કુમારીકાને અપાય છે. આથી કામદારોમાં સ્ત્રીઓ માટે દુનીયામાં બીજે સ્થળે ફર્યાદીથી રક્ષણ મેળવવા તજવીજ થાય છે જ્યારે રૂશીયામાં સ્ત્રીઓ માટે નીરાળા ધારા ધોરણ જોઇ શકાય છે.

આ સમાનતા આપોઆપ મળી નથી, બહુ ઝુંબેશ વહોરવી પડી હતી. રૂસીયાની એક મીલમાં ૧૮,૦૦૦ કામદારો છે. ત્યાં કારખાનાની કમીટીનો પ્રમુખ સ્ત્રી છે. પ્રથમ પુરૂષવર્ગ આ સ્ત્રીને જોઇ હસતો પરંતુ હવે માન આપે છે. ગામડામાં પણ લોકલ બોર્ડની કમીટીમાં સ્ત્રી સભ્યો છે. પહેલાં પુરૂષોએ મશ્કરી ખાતર આ મંડળમાં તેઓને ચુંટી અને તેઓ ધારતા હતા કે સ્ત્રીઓથી કામ થશે નહીં. પરીણામ એ આવ્યું કે પુરૂષો કરતાં સ્ત્રીઓ વધુ કાર્યદક્ષ, મહેનતુ અને ચંચળ હોઇને હવે દરેક ચુંટણીમાં સ્ત્રીઓને જ પસંદગી મળે છે. રૂસીયામાં રાજ્યપરીવર્તન થયું તેમાં સ્ત્રીઓએ સંગીન ફાળો આપ્યો હતો અને સમાનતાની લડતમાં વીજય મેળવી હાલમાં દરેક કાર્યમાં પુરૂષની સ્પર્ધા કરે છે.

સમાજમાં સ્ત્રીઓને ઉંચી પદવી કે સ્થાન મળે તે માટે તેઓએ લડત ચલાવી ન હોતી અને મીલ્કતના માલેક સંબંધી કાયદાઓમાં જ્યારે બેઉ જાતીને સરખા હક્ક સંપાદીત થયા ત્યારે સમાજમાં સ્થાન વીવેની વાતો ભુલાવા લાગી અને રૂસીયાની કાયદાપોથીમાં મીલ્કતની માલેકી વીષે જે ઝઘડો અને ચર્ચા થતી હતી તે સોવીયેટ કાયદાથી સમાનતાના ધોરણે રચાયા, અને લાંબા વખતનો વીવાદગ્રસ્ત પ્રશ્ન બંધ થયો. સ્ત્રીઓ પુરૂષની માલેકીની વસ્તુ છે એ ખ્યાલ દરેક દેશમાં પ્રચલીત છે તેને બદલે રૂસીયામાં સ્ત્રીઓ તો ઉદ્ધાર જોઇ શકાય છે અને ઇતીહાસમાં ઉજળે અક્ષરે નોંધાશે કે મનુષ્ય જાતીમાં સ્ત્રી અને પુરૂષ બેઉ સરખે દરજ્જે સમાન છે, કોઇ કોઇનો ગુલામ નથી.

આથી એમ સમજવું નહી કે રૂસીયામાં સ્ત્રીઓની પદવી સ્થાપીત થઇ છે કારણ કે તેઓ હજી નીર્ણય કરી શકી નથી કે પતી અને બાળકો સાથેનો સંબંધ કેટલો અને કેવો છે. હમણા તો ઔદ્યોગીક વીપ્લવને પરીણામે દરેક સ્ત્રી ઉદ્યોગોની ઉન્નતીમાં ભગીરથ પ્રયાસ કરે છે એટલે કુટુંબસ્થાન વીગેરે પ્રશ્નો ગૌણ બને છે. જ્યારે ઉદ્યોગ ઉન્માદ શમાશે ત્યારે સ્ત્રીઓ પુરૂષો માફક કારખાનામાં કે બીજે સ્થળે કાર્યવાહી ઉપર જશે, અગર ઘેર રહી ગ્રુહરાણી બનશે કે શું કરશે, એ પ્રશ્ન માત્ર રૂસીયામાં જ નીર્ણીત થશે એમ નહી પરંતુ સમસ્ત

જગત માટે સળગતો પ્રશ્ન હોઇને તે માટે નીશ્ચીત યોજના થવી અગત્યની છે.

પશ્ચીમની બીજી નારીઓ કરતાં રૂસયાની નારી નોખીજ છે. રૂસીયામાં બહુધા પરીણીત છે. ઉદ્યોગમાં સ્ત્રીઓનો ભાગ આવશ્યક છે એ હેતુથી ક્રેચો, કીંડરગાર્ટન, રમતગમત, વીગેરે દરેક સ્થળે તેઓની તાલીમ સમાનતાના ધોરણે આપવામાં આવે છે. બાળકો તરફ સ્ત્રીઓ બેદરકાર છે, અગર વહાલ ધરાવતી નથી એવું ધારવું ભુલભરેલું છે. જેટલી બાળકો માટે રૂસીયામાં સગવડો આપવામાં આવે છે તેટલી યુરોપમાં કે દુનીયામાં કોઇ સ્થળે અપાતી નથી. અને તેથી શીશુ સંસ્થાઓમાંજ બાળકોને ઉછેરે છે કેમકે ઘરમાં તેટલી કેળવણી આપી શકાતી નથી એમ સ્ત્રીઓ સારી પેઠે સમજે છે. રૂસીયામાં અનેક ગામડાં એવાં છે કે જ્યાં સંગઠન અને એકતા જોઇ શકાય છે. વસ્તી આ મંડળની માલેકીના ઘરો વાપરે ઉદ્યોગ કરે, નફો થાય તે મંડળને મળે અને દરેકને અંગત ખર્ચ માટે ચોક્કસ રકમ મળે. શીશુ ઓનું સંગોપન સંસ્થા મારફત થાય અને એ રીતે આખી વસ્તીની ઉન્નતી કરવામાં આવે છે. આ આદર્શ અમેરીકાનો છે, જેનો ઉદ્દેશ ખે - વાડીનો સંગઠનથી ઉદ્ધાર કરવાનો છે જે ને હમણાં હમણામાં બહુજ પ્રોત્સાહન મળ્યું છે તેથી દરેક સ્થળે આવી યોજનાઓ ઉભરાવા માંડી છે. આ યોજનાનું આકર્ષણકાર સ્ત્રીઓ જ છે. તેઓએ પતીઓને આ મંડળમાં જોડાવા આગ્રહ કર્યો. કેમકે ઘરમાં બાળકોને ઉંચી તાલીમ ગરીબાઇને કારણે આપી શકાય નહીં, અને દરેક કામ કરે ત્યારે સ્ત્રીઓને આરામ કે આસાયેશ વધુ મળે. રૂસીયાની રાજ્ય નીતીમાં પણ આગ શીશુ સંગોપનોને વધુ મહત્વ અપાયું છે અને યતીમખાનાને બદલે અધ્યાપકોની જાતી દેખરેખ નીચે દક્ષીણામુર્તી વીદ્યાર્થીભવનોમાં તાલીમ ઉંચા પ્રકારની આપી શકાય છે, એવા ઉદ્દેશથી ઠેકાણે ઠેકાણે આવી સંસ્થાઓ ખોલીને, પુરૂષો અને સ્ત્રીઓની જવાબદારી રાજ્યે ઉપાડી લીધી છે. ૧૯૨૫ માં આવી સંસ્થાઓ માત્ર ૧૫૬ હતી તે ૧૯૨૭ માં વધીને ૨૧૬૭ થઇ તે રાજ્યની કાળજી અને સ્ત્રીઓની પ્રેરણાનેજ આભારી કહી શકાય. ૧૮ વરસનું બાળક થાય ત્યાં લગી બેઉ માતા અને પીતા, ભલે તેઓ પછી લગ્ન બંધનથી જોડાયા હોય, કે ન હોય, છુટા છેડા થયા હોય કે ન થયા હોય છતાં બાળકોનું પાલન કરવા બંધાયા છે એવું સોવીએટ કાયદો જણાવે છે. ગેરકાયદેસર કોઇ બાળક હોતું નથી અને દરેક શીશુને પીતા કે માતાની મીલ્કતનો તથા સમાજમાં સ્થાનનો કાયદેસર હક હોય છે. બીજા દેશમાં મીલકતના વાંધા વખતે બાળકની ઉત્પત્તી માટે વીરોધ થાય છે અને રૂસીયાએ ઉકેલ આવો ઉત્તમ કાઢયો હોઇને કોઇ જાતનો વીરોધ જાગતો નથી. યતીમખાના ૧૯૧૩ માં ૭૦૦૦૦ હતાં તે ઘટીને ૧૯૨૭ માં આથી ૮૬૭૫ થયાં એજ કાયદાની ઉત્તમ અસરનું પરીણામ બતાવે છે.

આથી સ્ત્રીઓ ઉપર પણ ઉમદા અસર થઇ છે. જ્યારે દરેક બાળકને બટ્ટો કે ડાઘ હોય નહીં ત્યારે સ્ત્રી ગમે તે અવસ્થામાં– બાળક પેદા કરી શકે છે. રૂસીયાના આ અભીપ્રાયને સંમત થવું કે નહી એ દરેક દેશને વીચારવાનું છે; કેમકે નીતીના સીદ્ધાંતો દરેક દેશને પોતાને ઘડવાના છે અને રૂસીયામાં આવી રીતે નીરીક્ષણ થાય છે તે અન્ય દેશોએ માન્ય કરવા કે કેમ તેનો સ્થાનીક વાતાવરણ અને સંજોગો જોઇને ઉકેલ કાઢવો જોઇએ. પ્રજા કદી રૂસીયામાં બાળકની માતા પરણી છે કે કેમ

એવો પ્રશ્ન પુછતી નથી. માતાને હમેશા સન્માન મળે છે અને માતા થવામાં સ્ત્રી કદી શરમ માનતી નથી.

બાળકોની ઉત્પત્તી અને સંખ્યાના પ્રશ્નનો પણ સમાજ નીશ્ચય કરે છે, અને રૂસીયાના સન્તતિનિયમન સ્ત્રીઓને આ કામમાં પુરેપુરી પરવાનગી આપી છે. રૂસીયાની એવી માન્યતા નથી કે ભવીષ્યની પ્રજા ઓનીકા બને, તો પણ રૂસીયામાં પ્રજોત્પત્તી પુર ઝડપે આગળ ધસે છે એટલે આ હીસાબે પ્રતીબંધ અગત્યનો છે, છતાં હજી સુધી આ જાતની ચળવળ જોઇએ શકાતી નથી. સંતતી નીયમન જ્યાં જ્યાં તંદુરસ્તીને આડખીલી થાય ત્યાં ફરજીયાત કરવામાં આવે છે તેથી કેટલેક સ્થળે પ્રજોત્પત્તીનું પ્રમાણ થોડું ઘટ્યું છે.

નાનકડા પુત્રે ઘાટીને રામા સાહેબ કહીને બોલાવ્યો તે જોઇ શ્રીમંત પીતાનું માથું ફરી ગયું. તેણે પુત્રને ધમકાવવા માંડયો:

"બાબુ! એ ઘાટીને સાહેબ કહેવાય કે? એ તો આપણો નોકર છે."

"નોકરને સાહેબ કહીએ તો?"

"આબરૂ જાય" બાપે તીરસ્કારથી કહ્યું.

"ત્યારે બાપુજી તમે પેલા કલેકટર આવે છે તેને સાહેબ સાહેબ કરીને સલામો કેમ ભરો છો?" ચાલાક બાબુએ પુછ્યું: "અમારા શીક્ષક તો કહે છે કે કલેકટર પણ આપણો નોકર છે."

બીચારો શ્રીમંત પીતા બાબુ સાથે વધુ બોલી શકયો નહીં.

**રમણ:** દોસ્ત, થાપણ રોકવી અને સટ્ટો કરવો તેમાં શું ફરક?

**નાનુ:** જોતું શ્રીમંત હોય તો તેનું નામ થાપણ રોકવી કહેવાય, પણ ગરીબ હોય તો સટ્ટો કરનારો ગણાય.

...

**શીક્ષક:** બોલ જો મનુ, લુટારાઓનું શું કરવું જોઇએ?

**મનુ:** તેમને સમાજમાંથી હાંકી કાઢવા જોઇએ.

**તનુ:** સાહેબ, કાલે ઓવારાની સભામાં એક વકતા કહેતો હતો કે, અંગ્રેજો હીંદમાં લુંટ ચલાવે છે, તો તેમનું શું કરવું?

**શીક્ષક:** ચુપચુપ—બેસી જા, ગધ્ધા!

# સત્યયુગની ભ્રમણા

: લેખિકા :

કુમારી જયવતી દેસાઇ

કેટલાકો કહે છે કે સત્યયુગ આવી ગયો: હવે કળીયુગ ચાલે છે. એ યુગના નામ સાથે કોઇને કશી લેવા દેવા ન હોય, પરંતુ સત્યયુગ એટલે ઘણોજ પવીત્ર અને સર્વાંશે પરીપુર્ણ યુગ અને કલીયુગ તે અધમ યુગ: આવી વ્યાખ્યા જ્યારે કરવામાં આવે છે: ત્યારે ઘણાંઓ ને તેની સામે વાંધો છે. કેમકે પ્રાચીન સમયના અનેક પ્રસંગો એ પુરવાર કરી શકે છે કે, જેને સત્યયુગ માનવામાં આવે છે, તે યુગ ખરો સત્યયુગ નહોતો, પરંતુ સાચો સત્યયુગ હવેજ આવે છે.

એના થોડાક હીંદુમાન્ય પુરાવાએ જોવાથી ખાત્રી થશે:

ઇંદ્ર તેમજ ઇંદ્રાસનની પ્રશંસા હીંદુઓમાં પારાવાર થાય છે, એ ઇંદ્ર કોઇપણ તપસ્વીના જાતીકલ્યાણના તપથી ગભરાઇ જતો અને સંકુચીત વીચારના અદેખા માણસની માફક એ તપસ્વીનું તપ તોડાવવા માટે અપ્સરા જાતીની સ્ત્રીઓની મદદ માગતો. તે સ્ત્રીઓને પોતના શીયળ કે ચારીત્ર્યની લેશ માત્ર પણ પરવા નહોય, તેમ ઇંદ્રની આજ્ઞા થતાંજ જોઇએ તેટલી સ્ત્રીઓ વ્યભીચારી ભાવનાથી દોડી જતી!

વર્તમાન યુગનો કોઇ નાનો ઠાકેર સુધ્ધાં પોતાની ગાદીને બચાવવા આવું અધમ કૃત્ય કરવા તૈયાર નહી થાય. અને જો કોઇ એવી બેશરમી કરવા તત્પર બને તો સમાજમાં તેનું જરા પણ માન નહી રહે.

એજ ઇંદ્ર રાજાનાં વર્તન તપાસો એ દેવાધીદેવ અહલ્યાના રૂપમાં મુગ્ધ બન્યો, મોહાંધ દશામાં તે કેટલોબધો અધમી બને છે? દેવોનો રાજા કુકડો બને છે. ગૌતમ રૂપી બનાવટી કુકડાના પોકારથી ભાન ભુલે છે, અને ગૌતમ સમા રૂપીનાં પત્ની અધમાધમ સ્ત્રીની માફક ઇન્દ્રની વીકારી વાસના પુર્ણ કરે છે!

આ જાતની મનોદશાવાળા રાજાઓને આધુનીક સમાજ નીંદે છે, ઇન્દોરના રાજા જેવાને ગાદીએથી ઉઠાડી મુકે છે, પતીયાળાના પાપાચાર સામે પોકારો કરી દે છે, તેનું ગૌરવ કરવા તૈયાર થતો નથી. ત્યારે કહેવાતા સત્યુગના લોકો વ્યભીચારી ઇન્દ્રને દેવોનાયે દેવને સ્થાને સ્થાપે છે!

બ્રહ્મા સમા વીશ્વને રચનારા ભાન ભુલી પોતાની પુત્રી સામે કુદ્રષ્ટી કરે છે, શાન્તનુ જેવા મત્સ્યગંધાને જોતાંજ મોહાંધ બને છે, અને પોતાની મોહ વાસનાને પુર્ણ કરવા માટે આશાભર્યા પુત્રની પાસે મહાત્યાગ કરાવે છે; બ્રહ્મા, વીષ્ણુ અને મહેશ જેવી સમસ્ત વીશ્વની સર્જક, પોષક તેમજ સંહારક શક્તીઓ જેમનામાં આરોપવામાં આવી છે તેવા દેવો, અનસુયા પાસે ભીક્ષાના નીમી-તે જાય, અને અધમમાં અધમ વામમાર્ગી પણ માગણી ન કરે તેવી માગણી પરસ્ત્રી પાસે કરે, જમદગ્ની ઋષીનાં પત્ની રેણુકા સુંદર દેખાવના રાજાને જોઇને મોહાંધ બને, શંકર જેવા કામદેવને પણ ક્રાણુમાં રાખતા કહેવાતા એક ભીલડી જેવી સામાન્યાને જોતાંજ, મોહાંધ બને અને પાર્વતીજીને તેની દાસી બનાવવાની વાતો કરવા લાગે, એ જોતાં જરૂર

એમ લાગે છે કે, જે યુગને સત્યયુગના નામે ભારે અભીમાન અને ગૌરવથી ઓળખાવવામાં આવે છે, તે યુગના મશહુર પુરૂષોનાં ચારીત્ર્યનું બંધારણ પણ પુરેપુરૂં ઘડાયું નહોતું.

વેદવ્યાસ, કર્ણ, એકલશૃંગી, હનુમાન અને પાંડવો જેવાઓની ઉત્પત્તીનો ઇતીહાસ પણ એજ બતાવે છે કે, વર્તમાનમાં નીતીનું જેવું બંધારણ ઘડાઇ ચુક્યું છે, તેવું પ્રાચીન યુગમાં નહોતુંજ. તે યુગની અનેક કથાઓ જુઓ, યુદ્ધનાં કારણો તપાસો, તો તેમાં લડનારાઓની કામવાસના કે મોહાંધપણુંજ મુખ્ય કારણભુત છે. ઉપરાંત કોઇની પણ પાસે સારી વસ્તુ જોઇ તો તે ગમે તે રીતે પડાવી લેવાનીજ વાતોથી પ્રાચીન દંતકથાઓ ભરપુર છે.

વામમાર્ગનો ઇતીહાસ, શક્તીપુજા, દેવીનાં ચીન્હ અને તેમનાં વાહનોને લગતી પૌરાણીક કથાઓ તો વર્તમાનમાં કોઇ સભ્ય સમાજ સાંખી પણ ન શકે, તેવી ગંદી ભાવના અને વીચારોથી ઉભરાઇ જાય છે. આ બધા ઉપરથી એકજ સર નીકળે છે કે, તે યુગમાં સ્ત્રી જાતી તરફ સન્માનની જોઇએ તેવી વૃત્તી કેળવાઇજ નહોતી.

જે થોડી ઘણી સતીઓની વાતોથી સમાજનો સનાતની વર્ગ ફુલી જાય છે, તેમની કથાઓ પણ શું બતાવે છે? સ્વયંવરની પ્રણાલીકામાં સ્ત્રીઓના સ્વાતંત્ર્ય કરતાં પીતાની આપખુદ સત્તા, અને પશુબળને લીધે સ્ત્રીઓને ઉંચકી જવાની ભાવનાજ પ્રાધાન્યપણે જણાઇ આવે છે. રામાયણ તેમજ મહાભારતમાંથી એવા અનેક પ્રસંગો અને અનેક પાત્રો તારવીને બતાવી શકાય તેમ છે. દ્રૌપદીને પાંચ ભાઇઓની સત્તા જે યુગમાં ગણવામાં આવતી હોય તે યુગની નીતીભાવના કેવી હોવી જોઇએ? પોતાનાજ કુળની કામીનીઓને ભર દરબારમાં નગ્ન કરવા એનાજ દીયરો અને જેઠો તૈયાર થાય, અને જેમનાં સન્માન આજેય હીંદુ સમાજ કરી રહ્યો છે, તેવા યોદ્ધાઓ તેમજ રૂષીઓ અને આચાર્યો એ બધું સાંખી લે, તે જોતાં કોને એમ નહીં લાગે કે સ્ત્રી જાતી તરફ એ કહેવાતા સત્યયુગમાં સન્માનની ભાવનાજ નહોતી?

રામાયણના યુગમાં પણ સ્ત્રીઓના હરણ કરવામાં આવતાં હતાં તે સીતાજીના દ્રષ્ટાંતથી પુરવાર થાય છે. મહાભારત અને રામાયણ યુગની પૌરાણીક કથાઓ પ્રમાણે ઉષઃકુમારી (ઓખા) ને કોઇની પણ પરવાનગી વીના અનીરૂદ્ધ ઉંચકી જાય, અર્જુન જેવો શુરો મનાતો યોધ્ધો પણ સુભદ્રાનું હરણ કરે, કૃષ્ણ જેવા પરસ્ત્રીઓ બની ચુકેલી ગોપસ્ત્રીઓ સાથે દાણલીલામાં ગવાય છે તેવી છુટ લે, યાદવ કુળની સ્ત્રીઓને કાબા નામની લુટારૂ જાતી લુંટીને વહેંચી લે, એ તમામ હકીકતો પુરવાર કરે છે કે, કહેવાતો સત્યયુગ એ બીજું કશુંજ નહીં પણ ખોટી ભ્રમણાજ છે પરંતુ જો સત્યયુગ જેવી કોઇ વસ્તુ હોય તો તે હવેજ આવે છે.

જેમને મર્યાદા પુરૂષોત્તમ કહેવામાં આવે છે તેવા રામચંદ્ર, પોતાની પત્નીને ન્યાય આપવાની યે કાળજી કરવાને બદલે માત્ર એક માણસની ક્રોધીત દશામાં ખાનગી વાત સાંભળીનેજ, ગર્ભધાન સ્થીતીમાં જંગલમાં મોકલાવી દે, લક્ષ્મણ કે જેને સીતાજી માટે અતીશય માન હતું એમ કહેવાય છે, તે વળી તેને બારોબાર અરણ્યમાં ગમે ત્યાંજ મુકીને ચાલી જાય, એ પ્રસંગે. ઉપરથી ઇતીહાસ તારવનાર એ કહેવાતા સુવર્ણયુગને માટે શું કહી શકે તેમ છે?

તે પછી પણ મહાન રાજાઓ સુધ્ધાં પોતાની પુત્રીઓને, બળવાન રાજાઓને ભેટ તરીકે આપી પોતાનાં રાજ્યને સાચવે,

સામાન્ય માણસો પૈસા સાટે પુત્રીઓને વેચે, તેમજ દુધપીતી અને ભુપીતી કરે કે શહેરનો દરવાજો ઉઘાડતાં જે કોઇ સહુથી પહેલો પુરૂષ દાખલ થાય તેને રાજપુત્રી પરણાવી દેવાની તેમજ રાજપદે સ્થાપવાની કલ્પનાઓ તે યુગના કવીઓ કરે, એ જમાનાને માટે વીષેશ શું કહી શકાય?

તમામ પ્રાચીન પ્રજાઓના ઇતીહાસમાંથી આ જાતની દંતકથ ઓ મળે છે. ગ્રીસ, રોમ, બાબીલોન ઇજીપ્ત તમામ દેશનો ઇતીહાસ આવીજ હકીકતોથી ભરેલો છે. એટલે કે પુરૂષવર્ગે સ્ત્રીઓ ઉપર પોતાનું આધીપત્ય જમાવીને ટકાવી રાખવા માટે કઇ જાતની આપખુદી, કઇ જાતના અત્યાચાર નથી ર્ક્યાં તે કહેવાય તેમ છેજ નહીં.

આમ આદીકાળથી દંતકથાઓ, ધર્મ કથાઓ અને ઉપલબ્ધ ઇતીહાસ તેમજ પૌરાણીક કથાઓ જોતાં એ વાત તો સર્વથા સીધ્ધ છે કે, સ્ત્રીજાતી ઉપર સારાયે સંસારમાં પારાવાર વીપત્તીઓ પુરૂષવર્ગે નાખી છે, તોપણ પશ્ચીમનો પુરૂષવર્ગ પોતાની ભુલ જોઇ શક્યો છે, અને એ જુનાં પાપોનું પ્રાયશ્ચીત કરી રહ્યો છે, ત્યારે પણ આ પવીત્ર મનાતા આર્યાવર્તમાં વીક્રમના ૧૯૮૬ મા સંવત્સરમાં પણ બ્રહ્માના મુખમાંથી પ્રકટ થયેલી બ્રાહ્મણ જાતીના પુરૂષો સુધ્ધાંત પોતાની પુત્રીઓના દેહને પૈસા સાટે વેચી શકે છે, અને પારકી પુત્રીઓને પૈસા આપીને પત્ની તરીકે ખરીદી શકે છે, બાલીકાઓને જન્મતાં દુધપીતી કરવી એ ગુન્હો મનાયો છે. તેથી તેમ કરતાં સમાજના માણસો ડરે છે; છતાં બીજી બધી રીતે પુત્રી, પત્ની કે માતા તરીકે સ્ત્રી વર્ગને અધમ માની, તેની તરફ લગાર શોભીતું જંગલીપણું તો બતાવીજ રહ્યા છે! વીદ્વાન ગણાતા દેશના બ્રહ્મકુમારો કાશીનગરીને વીષે એકઠા થઇને સ્ત્રીઓની ઉપર જંગલીઓ પણ ન કરે તે જાતના અત્યાચારો ચાલુ રાખવા માટે શાસ્ત્રોના આધારોની વાતો કરે છે, બાળલગ્ન અટકાવનારા સારદા કાયદાની સામે તેઓ ધર્મને નામે આડંબરી લડતો ઉપાડે છે, ખુદ બ્રાહ્મણના દીકરાઓ દીકરીના બદલામાં બાયડી લાવવાનું–જીવતી સ્ત્રીઓનો અદલોબદલો કરવાનું સાટાપેટાનું અધમાઅધમ કૃત્ય કરે છે! તેથીજ પશ્ચીમના સંસર્ગથી સારાસાર તેમજ ન્યાયાન્યાયને સમજતાં થયેલા સ્ત્રીપુરૂષો, સ્ત્રીજાની તરફની મનોદશા ફેરવવા માટે કાયદાની મદદ માગી રહેલાં છે, કેમકે બીજા જડવાદી દેશો તો સમય અને સંજોગોને પારખવા જેટલીએ શક્તી અને સહીષ્ણુતા બતાવી શકે છે ત્યારે આર્યોની આ પવીત્ર ભૂમીના સાત્વીક તેમજ ધર્મપ્રેમી પુરૂષો, પોતાનાં અન્યાયી કાર્યોમાંથી તલમાત્રે ચસવા માંગતા નથી. કદાચ અધ્યાત્મવાદ અને ધર્મપ્રીયપણાની એવી વ્યાખ્યા થતી હશે! પરંતુ પુરૂષો ભલે એ વ્યાખ્યાઓ પ્રમાણે વર્તવાનો દેખાવ કરે. સ્ત્રીઓની આંખો હવે બરાબર ઉઘડી છે, અને તેઓ હવે વધુ વખત, ધર્મનાં નામે ઉભાં કરવામાં આવેલાં સુવર્ણપીંજરોમાં પુરાઇ રહેવા તૈયાર નથી.

# ગુર્જરી વીરાંગના

(શ્યામ રંગ સમીપ ન જાવું-એ રાગ)

કાયરાની નાર શું ગણાઉં?
ઉઠો, સ્વામી મારા!
કાયરાની નાર શું ગણાઉં?-(ધ્રુવ)
સારી ગુજરાત આજ ખળભળી છે ઉઠી,
હું જ બેસી હાલેરા શું ગાઉં?
ઉઠો, સ્વામી મારા! ૧
શેરી ફેરી નાર બધી ટુંપાં ટુંપી ખાશે,
ફટ રે અલી! માટી તારો બ્યાઉં!
ઉઠો, સ્વામી મારા! ૨
ગગડ્યાં નીશાન, વાગે શૂર રણતુર આ,
હાક બધે સુણી અકળાઉં:
ઉઠો, સ્વામી મારા! ૩
કેસરીની નાર હું કે કેસ ખાતી લોંકડી,
વેશ આવો દેખી લજવાઉં:
ઉઠો, સ્વામી મારા! ૪
હોય વીર શોણીત તે ઉનું ઉનું ઉછળે,
હું તે શું આ હીમમાં થીજાઉં?
ઉઠો, સ્વામી મારા! ૫
પાઘ બાંધું કેસરી ને કમર બાંધું કસકસી;
ધસમસી ઝુકાવો, હું હુલાઉં!
ઉઠો, સ્વામી મારા! ૬
અંગના ભલે હું તોય વીરની વીરાંગના,
વીરનાજ વ્હાલમાં ગુંથાઉં
ઉઠો, સ્વામી મારા! ૭
વીરની ઘડી ખરી, ન કાયરાની જીંદગી:
વધો, સ્વામી જય ગીતો હું ગાઉં!
ઉઠો, સ્વામી મારા! ૮

અરદેશર ફરામજી ખબરદાર

# વિધવાઓના રક્ષક: સર ગંગારામ

: લેખક :

**મણીલાલ કેશવલાલ પરીખ**

**સ**ર ગંગારામના રાજદ્વારી વીચારો ગમે તે હો, સરકારી તંત્રના તે ગમે તેવા પુજક કે સહાયક હો, તે જોવાની અહીં ઇચ્છા નથી. તેમણે સામાજીક સેવા માટે શું કર્યું તેજ બતાવવાનો માત્ર પ્રયાસ કરવાનો જ અહીં ઉદ્દેશ છે. અને તેજ પ્રેરણાથી પ્રેરાઇને સર ગંગારામના જીવનની કંઇક ઝાંખી 'નવયુગ'ની વાચક બહેનોને કરાવવા માટે પ્રસ્તુત લેખ છાપ્યો છે.

**સ**ર ગંગારામનો જન્મ ઇ. સ. ૧૮૫૧ માં પંજાબનાં શેખપુરા જીલ્લામાં આવેલા મંગતવાળા ગામમાં થયો હતો. તેમના પીતા લાલાં મંગતરામ અમૃતસરમાં કોર્ટ ઇન્સ્પેક્ટર હતા. પોતે રૂરકી કોલેજ-માંથી એન્જીનીયરીંગની પરીક્ષા પાસ કરીને સને ૧૮૭૩ માં આસીસ્ટન્ટ એન્જીનીયર નીમાયા. સને ૧૮૯૫ માં બ્રીટનના યુવરાજ હીંદમાં આવ્યા તે વખતે લાહોરમાં તેમનું સ્વાગત કરવાની સઘળી વ્યવસ્થા કરવાનું કામ સર ગંગારામને સોંપવામાં આવ્યું હતું. અને ૧૯૦૩ ના દીલી દરબારની સંપૂર્ણ વ્યવસ્થાનું કામ પણ તેમનેજ સોંપવામાં આવ્યું હતું. તે પ્રત્યેક વખતે તેમણે ઘણો સારો પ્રબંધ કર્યો હતો. તેથી તેમને રાય બહાદુરનો ઇલ્કાબ આપીને સરકારે ખુશ કર્યા હતા. સને ૧૯૦૩ માં તેમણે પેન્શન લીધું. પછી પતીયાળા રાજ્યમાં ચીફ એંન્જીનીયર તરીકે નીમાયા. ત્યાં સ. ૧૯૧૧ સુધી કામ કરીને નોકરી છોડી દીધી. તેવામાં એન્જી-નીયરીંગ પર પુસ્તક લખ્યું જે કોલેજના પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે. તેમણે પશ્ચી-મના દેશોની માફક ખેતીવાડીની ઉન્નતીપર વીશેષ ધ્યાન આપ્યું. તેમણે ૨૦ વીઘા જમીનમાં વૈજ્ઞાનીક પધ્ધતીથી ખેતી કરી તેમાં ખુબ સફળતામળી. પંજાબની સરકા-રની પાસે મોંટગોમરી જીલ્લામાં ૮૦ વીઘાં જમીન નકામી પડી હતી. તે જમીન પટાથી રાખી, વરાળ અને વીજળીનાં યંત્રોદ્વારા એવી તો ફળદ્રપ બનાવી કે આજે તે જમીનમાં હજારો રૂપીયાનો પાક ઉતરે છે. સરકાર પણ તેમનું આ સાહસ જોઇને ચકીત થઇ ગઇ અને એ જમીનના માલીક તેમનેજ બનાવી દીધા છેલ્લા મહાયુદ્ધ વખતે પંજાબના અનેક સીપાઇઓને સરકારે જમીન આપવાનાં વચન આપ્યાં હતાં. એટલે સર ગંગારામની સહા-યથી પડતર જમીન વૈજ્ઞાનીક યંત્રોવડે સારા પાકને યોગ્ય બનાવી તે સીપાઇઓને આપ-વામાં આવી. સર ગંગારામે આ વખતે ૮૦ હજાર એકર એટલે ૧૨૦૫ ચોરસ માઇલ જમીનનો પટો સરકાર પાસેથી લીધો. જેના પર ૩૦ લાખ રૂપીયાનો ખર્ચ કરવામાં આવ્યો હતો. આ કોન્ટ્રાક્ટમાં તેમને સંપુર્ણ સફળતા મળી. આ પ્રકારે તેમણે પોતાની વીદ્યાના બળે અખુટ ધન સંગ્રહ કર્યો. અને હીંદભરમાં ભારે નામ કાઢ્યું. સરકારે પણ તેમણે કરેલી સરકારી સેવાના બદલામ·

# સ્વાધીનતા માટે સમરાંગણમાં

વીદેશી વસ્ત્રનો બહીષ્કાર અને મદ્યપાન નીષેધનું ક્ષેત્ર શક્તી દેવીઓને સોંપવામાં આવ્યું છે. મુંબઇ, અમદાવાદ અને અન્ય શહેરોમાં દયાની દેવીઓએ આ કાર્ય ઉત્સાહભેર ઉપાડી લીધું છે.



શ્રીમતી સરોજીની



શ્રીમતી ઇન્દુમતી દીવાન



કુમારી મણીબેન કારા



શ્રીમતી લીલા મુનશી

**(૫) અનાથ આશ્રમ:**-રાવી નદીના કીનારે ૧lll લાખ રૂપીઆના ખર્ચે સને ૧૯૨૬ માં સ્થાપવામાં આવ્યું હતું એમાં હીન્દુ અનાથો કે, વૃધ્ધો સ્ત્રીઓને તેમજ બાળકોને રાખવામાં આવે છે. અહીં ૧૫૦ માણસને રહેવા જેટલી સગવડ છે. આ આશ્રમમંજ સર ગંગારાવના સ્મારક તરીકે તેમની સમાધી બનાવવામાં આવી છે.

**(૬) હાથ કામની દુકાન:** હીંદુ વીધવાએ હાથ સુતર અને બીજી ચીજો તૈયાર કરે છે તેનું વેચાણ કરવાને માટે અને તેમને કાચો લાલ પુરો પાડવાને માટે રૂ. ૧૦ હજારની થાપણથી આ સંસ્થા સને ૧૯૨૬ માં ખોલવામાં આવી હતી.

**(૭) વીશાળ કુલા ભવન:** રૂ. ૧૮ ૮૨૦૦ ના ખર્ચે લાહોરના લોઅર માલવર આ ભવન તૈયાર કરાવીને સરકારને સોંપી દેવામાં આવ્યું છે. તેમાં હીંદુ વીધવાઓને કારીગરી શીખવામાં આવે છે. એમાં શીક્ષણ લેનારી વીધવાને ત્યાંજ રહે છે તેમને માસીક રૂ. ૧૨, ની શીષ્ય વૃતી આપવામાં આવે છે. ત્યાં અત્યારે ૮૩ વીધવાઓ અભ્યાસ કરે છે અને અત્યાર સુધીના બે વર્ષમાં ૮૭ વીધવાઓ અભ્યાસ કરી લઇને બીજી શાળાઓમાં કામ કરે છે. ખરેખર એક ઘણીજ ઉપયોગી સંસ્થા છે.

**(૮) લેડી મેનીયાર હસ્તકૌશલ્યની શાળા:** રૂા. ૭૭ હજારના ખર્ચે સ્કૂલ હીંદુ અને શીખ સ્ત્રીઓ તેમજ કન્યાઓને માટે સ્થાપવામાં આવી છે. એમાં ગૃહીણીઓ તૈયાર કરવામાં આવે છે, તેની વ્યવસ્થા સરકારનાં સ્વાધીનમાં રાખવામાં આવી છે.

**(૯) હેલી વ્યાપાર વીદ્યાલય:** લાહોરમાં રૂા. ૧૬૦૦૦૦ એક લાખ સાઠ હજારના ખર્ચે ૧૯૨૭ માં વેપાર શીખવવાને માટે સ્થાપવામાં આવી છે. આનો વહીવટ પણ સરકાર હસ્તક રાખવામાં આવે છે. તે ઉપરાંત પોતે રૂા. ૨૫ હજારની એક શીષ્ય વૃત્તી ખેતી કામના સંશોધન માટે કાઢીને તે રકમ પંજાબ સરકારને સોંપી છે. લાહોરની દયાનંદ એંગ્લો વૈદીક કોલેજને અને સનાતન ધર્મ કોલેજને પણ તેમણે સારી મદદ આપેલી છે. જે ગુરૂદ્વારામાં તેમનો જન્મ થયો હતો. તેનું મકાન પાકુ બનાવીને તેની બાજુમાં એક ધર્મશાળા બાંધવામાં આવી છે. તેમજ સીમલા અને લાહોરમાં પણ તેમણે બે વીશાળ ગુરૂદ્વારા અને ધર્મશાળાઓ બંધાવી છે. જેટલી સંસ્થાઓ તેમની દ્વારા ચાલી રહી છે તેમાં કોઇ પણ પ્રકારની ફી લેવામાં આવતી નથી. તેમના ટ્રસ્ટ સોસાયટી અને ઠેકાણું: મેકડોનલ રોડ-લાહોર; એમ છે.

આ ટ્રસ્ટનો સને ૧૯૨૮ નો રીપોર્ટ બહાર પડી ચુકયો છે. તે વર્ષમાં નીચે પ્રમાણે રકમો મંજુર થઇ હતી:

| | |
|---|---|
| વીધવા વીવાહ સહાયક સભા. | રૂ. ૩૦ હજાર |
| ગંગારામ ફ્રી હસ્પીતાલ. | રૂ. ૪૦ હજાર |
| હીંદુ વીદ્યાર્થી-સ્કોલરશીપ | રૂ. ૧૫૩૮૫, |
| પુસ્તકાલય | રૂ. ૭૨૫૦, |
| અનાથા આશ્રમ | રૂ. ૯૧૦૦, |
| હસ્તકળાની દુકાન. | રૂ. ૫૦૦૦, |
| ગરીબ હીંદુઓને | રૂ. ૩૬૦૦, |

આ સંસ્થાના મંત્રી લાલા લજપતરાય સાની કોઇપણ જાતનું વેતન લીધા સીવાય કાર્ય કરે છે. તેઓ ઓફીસમાં ઘણો વખત આવે છે આ વર્ષમાં ૪૩૩૯ વીધવાઓનાં લગ્ન કરાવ્યાં છે. જેમાંથી ૨૫ વર્ષની નીચેની વીધવાઓની માહીતીનું પત્રક નીચે પ્રમાણે છે.

| પ્રાંત. | કુલ વીધવાઓ | ૨૫ વર્ષની અંદરની | લગ્ન થયાં ૧૯૨૭ માં | ૧૯૨૮ માં |
|---|---|---|---|---|
| પંજાબ સીંધ : | ૮૭૭૧૦૭ | ૪૦૭૫૭ | ૧૮૦૮ | ૨૨૨૫ |
| સંયુક્ત પ્રાંત અને મધ્ય પ્રાંત: | ૩૫૭૯૭૪ | ૨૫૯૧૨૨ | ૧૭૭૬ | ૬૮૯ |
| રજપુતાના : | ૭૫૨૨૫૦ | ૪૪૪૮૯ | ૧૬૫ | ૬૪૫ |
| મુંબઇ ઇલાકો : | ૧૯૫૮૩૧૯ | ૧૪૩૨૫૮ | ૫૪ | ૩૫ |
| મદ્રાસ અને નીઝામ : | ૩૯૪૩૯૭૧ | ૨૯૯૩૧૬ | ૭૬ | ૩૧ |

ઉપરના પત્રકથી જણાય છે કે પંજાબ-માંજ ઘણા વીધવા વીવાહ થયા છે. મદ્રાસ, મુંબઇ, રજપુતાના અને યુક્ત પ્રાંતોમાં થોડા થયા છે. આ ઉપરથી સંસ્થા તરફથી આ પ્રદેશમાં વીશેષ પ્રચારની આવશ્યકતા જણાય છે.

સને ૧૯૨૭-૧૯૨૮ માં કઇકઇ જાતોમાં વીધવા વીવાહ થયા તેની માહીતીનું પત્રક

| કઇ જાતીમાં | સને ૧૯૨૭ માં | સને ૧૯૨૮ માં |
|---|---|---|
| બ્રાહ્મણ | ૭૩૯ | ૫૩૩ |
| ક્ષત્રી | ૬૨૯ | ૫૩૧ |
| અરોડા | ૩૫૭ | ૫૪૧ |
| અગ્રવાલ વૈશ્ય | ૬૩૨ | ૬૨૬ |
| કાયસ્થ | ૧૮૯ | ૩૪૯ |
| રજપૂત | ૩૬૪ | ૩૨૪ |
| સીખ | ૪૦૨ | ૩૪૩ |
| અન્ય કોમો | ૧૯૪ | ૧૦૯૨ |
| | ૪૨૦૬ | ૪૩૩૯ |

આ વર્ષમાં આ કાર્યની વ્યવસ્થામાં રૂ. ૨૪૭૭૬૬-૮ નો ખર્ચ થયો છે જ્યારે ૧૯૨૭ માં રૂ ૨૮૦૯૯.૪-૪ થયો હતો. સર ગંગારામ ઇસ્પીતાલ દ્વારા સને ૧૯૨૮ મા ૯૨૩૩૭ બહારના અને ૮૫૧ અંદરના દરદીઓની સારવાર કરવામાં આવી હતી. એકંદર નવા રોગી ૨૪૫૦૨ આવ્યા જેમાં ૧૫૨૮૧ હીંદુ અને ૯૨૨૧ મુસલમાન હતા. તે ખાતે વર્ષમાં રૂ. ૨૪૭૭૩-૯-૧૧ નો ખર્ચ થયો હતો.

આ ઉપરથી વીચારવા જેવું આ છે કે, અંગ્રેજી ભણેલો એક વીદ્યાર્થી કયે પ્રકારે પોતાની યોગ્યતાથી આર્થીક ઉન્નતી કરી શકે છે? એ બાબેનું એક ઉત્તમ ઉદાહરણ સર ગંગારામના આ અલ્પ પરીચયથી મળી જાય છે. આપણા દેશના શ્રીમંતોએ પણ ખોટાં ખર્ચી બંધ કરીને ઉદ્યોગ ધંધાના પ્રચારાર્થે અને વીધવાઓનાંજીવન સુધારના કાર્ય માટે અને શીક્ષણ પ્રચારાર્થે પોતાના ધનનો સદુપયોગ કરવો જોઇએ નવયુગના ઘડતરમાં શ્રીમંતો એટલો ફાળો તો સહેલા-ઇથી આપી શકે.

# સ્ત્રી : સ્વતંત્ર વ્યક્તિ

: લેખક :

સીતારામ જે. શર્મા

મનુષ્યથી જગત છે. સ્ત્રી અને પુરૂષ બન્ને મનુષ્ય છે. બન્નેના સહકાર અને સંબંધથી જગત સરજાયું છે. બન્નેના પરસ્પરના સંબંધ તેમજ સહકારથી જગત ચાલે છે. અર્થાત્ વીશ્વના સર્જનમાં, વીકાસમાં અને અસ્તીત્વમાં સ્ત્રી અને પુરૂષ બન્નેની સરખી અગત્ય છે.

આમ છતાં પુરૂષ જાતીએ સ્ત્રી જાતીની એ અગત્યની એકપક્ષી અવગણના આદી કાળથી કરવી ચાલુ રાખી છે સ્ત્રી એ મનુષ્ય છે એટલું સ્વીકાર્યા વીના પુરૂષ વર્ગનો છુટકો નથી થતો તેટલા માટે સ્ત્રીને મનુષ્ય માનવાની પુરૂષોએ છુટ બક્ષી. પણ એના વ્યકતીત્વનો સ્વીકાર ન કર્યો. સ્ત્રીને આમ વ્યકતીત્વજ ન હોય તો પછી એ વ્યકતીત્વ સ્વતંત્ર રીતે કેવી રીતે વીકસી શકે? અને જ્યાં આવી દુર્દશા પ્રવર્તી રહી હોય ત્યાં પછી સ્ત્રીનો સ્વતંત્ર વ્યકતી તરીકે સ્વીકાર પણ ક્યાંથી થઇ શકે?

## સ્ત્રી: સ્વતંત્ર વ્યકતી છેજ

પુરૂષ જાતીએ હાથ કરેલી સર્વહક્ક સ્વાધીન સત્તાને લઇને ભલે શાસ્ત્રોમાં, કાનુનોમાં, સમાજના તંત્રમાં સ્ત્રી જાતીને અપમાન કરવા માટે, તેના સ્વતંત્ર વ્યકતીત્વનો ઇનકાર કરવા માટે ભારેમાં ભારે, અને ભયંકરમાં ભયંકર કાવતરાં કર્યાં હોય, તો પણ સ્ત્રી જાતીને વ્યકતીત્વ છે, અને તે સ્વતંત્ર છેઃ અર્થાત્ સ્ત્રી સ્વતંત્ર વ્યકતી છેજ. એના વ્યકતીત્વને કે એની સ્વતંત્રતાને કોઇ છીનવી શક્યું નથી કે મીટાવી શક્યું નથી, એટલુંજ નહીં પણ, છીનવી કે મીટાવી શકે તેમ છે પણ નહીંજ, પરંતુ પુરૂષ જાતીએ પોતાનાં બળ અને સત્તા તેમજ બુદ્ધીના યુકતી ભર્યા પ્રાબલ્યથી જે ભ્રમણાની વાડ સ્ત્રીજાતીના માનસની આસપાસ સફળતાથી ઉભી કરી છે, તેને લીધે સ્ત્રીઓ જાતેજ પોતાના સ્વતંત્ર વ્યકતીત્વને વીસરી ગઇ છે. તેઓ પતીને પૃથ્વી ઉપરનો પોતાનો પ્રભુ, ગુરુ, વડીલ, રક્ષક, પોષક, શાસક, ઉદ્ધારક, સંહારક અને સર્વસ્વ માનીને, એના અસ્તીત્વમાં પોતાનાં વ્યકતીત્વનો શાંતીથી સમાવેશ કરી દેવામાં સુખ તેમજ સંતોષ માની, જીવતાં જીવત તેથી સ્વર્ગ સાંપડયાનું સમાધાન માને છે! તે એટલે સુધી કે, પતીથી પોતે જુદું વ્યકતીત્વ ધરાવતી હોવાને લીધે તેના માનવ શરીરને સ્વતંત્ર ભૂખ લાગે છે. સુખ દુઃખની સ્વતંત્ર લાગણી પણ તેને થાય છે, એટલે તેને આધીન થયા સીવાય એનો છુટકો થતો નથી નહીં તો પુરૂષવર્ગે રચેલી યુકતી તો એવી ભયાનક તેમજ વરવી છે કે, પતી જમે તો સ્ત્રીને જમવાનીયે જરૂર ન રહે અને પતી ઉંઘે તેથી સ્ત્રીને માટે નીદ્રાની વીશ્રાંતીની જરૂર પણ ગણવામાં ન આવે! તેમ છતાં યુક્તીબાજ આર્યોની એક પક્ષી કુટીલતાએ તે દીશામાં પણ પોતાનાથી બને તેવા નીયમો અને ઉપનીયમો તો દાખલ કર્યા છેજ. તેથી સ્ત્રીથી પતીના પહેલાં જમાય નહીં, પતી પહેલાં સુવાય નહીં કે બીજી કોઇ જાતની વીશ્રાંતી પણ લઇ શકાય નહીં. તેમ કરે તો સ્ત્રીને તેના

એ ભયંકર ગુન્હા માટે આ દુનીયાને પુરૂષ જાતીનાં હીત માટે ચલાવી રહેલ પ્રભુ (કેમકે જો તે મનુષ્ય જાતીના હીત તરફ દ્રષ્ટી રાખતો હોય, તો સ્ત્રી જાતીયે મનુષ્ય તો છેજને? એથી તેણે સ્ત્રી પુરૂષનો સમાન ન્યાય કરવો પડે; પણ ધર્મ તેને એવું કરવાની ના પાડે છે, શાસ્ત્ર એટલી તટસ્થતા તેને સાચવવા દેતાં નથી!) તેવી સ્ત્રીને મુઆ પછી આખો દીવસ આંબલીના ઝાડની ડાળીએ ઉંધે મસ્તકે લટકી રહેનાર વનવાગળીનો અવતાર આપે, ઉપરાંત નર્કમાં પણ નાખે! ઉપરાંત જીવે ત્યાં સુધી સમાજમાં એવી સ્ત્રી અસતી મનાય!

## આર્યોની યુક્તિ !

આર્યો બુધ્ધીમાન જાતીના પુરૂષ હતા પરંતુ ઘરમાં અને બહાર પોતાની સત્તા ટકાવી રાખવાની એમની લોલુપતા અપાર હતી બ્રાહ્મણ, ક્ષત્રીય વૈસ્ય અને શુદ્ર એ ચાર વર્ગની કલ્પનામાંજ તેમની એ સત્તા લોલુપતા તરવરતી જણાય છે. કોઇપણ સ્મૃતી લ્યો, અને તેમાં બ્રાહ્મણ જાતીનું મહત્ત્વ વીશેષ આંકેલું, તેમજ શુદ્રોને દબાવી રાખવાની વ્યવસ્થા કરેલી જણાશે. આતો સમાજની વાત. પણ પોતાનાજ ઘર અને કુટુંબમાં આર્ય પુરૂષની સત્તાલોલુપતાએ ઘર કર્યું: તેથી સ્ત્રી જાતી ઉપર પોતાની સત્તા સર્વ રીતે અબાધીત રહે તેવી તમામ પ્રકારની વ્યવસ્થા તેણે કરી, જો કે તેની બુદ્ધીએ સ્ત્રી જાતીના મહત્વને બરાબર પ્રીછયું હતું, તેથી તેની શક્તિનો મૌખીક સ્વીકાર કરવા છતાં, તે મન, વચન અને કર્મથી પુરૂષ જાતીનીજ દબાયેલી રહે તેવી યુક્તીઓ રચવામાં તેણે કશીયે કચાશ રાખી નથી.

મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની ત્રીપુટીની કલ્પનામાં સ્ત્રી શક્તીનો સ્વીકાર છે પુરૂષજાતીનું અસ્તીત્વ શક્તિ, સંપત્તી અને બુધ્ધી ઉપર છે. તે ત્રણેયના પ્રતીનીધી તરીકે પુરૂષજાતીએ સ્ત્રીજાતીની કલ્પના કરી; એટલુંજ નહીં પણ બીજી કેટલીક ઓછી શક્તીઓના પ્રતીક તરીકે પણ સ્ત્રી જાતીની કલ્પના પ્રાંતે પ્રાંતમાં વીધવીધ સ્વરૂપે, છતાં સામાન્ય રૂપે એકજ ભાવનાથી પ્રેરાઇને કરવામાં આવી છે. તેમ છતાં એ પ્રત્યેક દેવીને માથે પણ પતીની પરાધીનતાની બેડીઓ ઠોકી બેસાડી, સ્ત્રી જાતીને વીના પ્રયત્ને પોતાને કબજે રાખી મુકવાની યુક્તી આબાદ શોધી કાઢી. આથી સામાન્ય બુધ્ધીની સ્ત્રીઓ સમક્ષ એ મહાદેવીઓની તેમજ કહેવાતી સતીઓની કાલ્પનીક કથાઓ રજુ કરીને એવું ઠસવવામાં આવે છે કે, "આવી આવી દેવીઓ અને સતીઓ પણ પતીની ભક્તીથી તરી ગઇ તો પછી સામાન્ય સ્ત્રીઓની તો વાતજ શું!"

## ખ્રીસ્તી સંપ્રદાયમાં સ્ત્રી

અને આવું માત્ર હીંદુ ધર્મમાંજ છે તેવું યે નથી. દુનીયાભરની પુરૂષજાતીમાં આદીકાળથીજ આવી ભયંકર મહત્વાકાંક્ષા અમર્યાદ રીતે વ્યાપેલી જણાય છે. તેથી પૃથ્વી ઉપરના સર્વ ધર્મો તેમજ સંપ્રદાયોમાં સ્ત્રી જાતીને દબાવી રાખવાની, તેની અવગણના કરવાની જોઇએ તેટલી વીપુલ વ્યવસ્થા કરેલી જણાય છે. બુધ્ધ જેવા અહીંસાના સ્થાપક અને પુજકે પણ પોતાના સંપ્રદાયમાં સ્ત્રીજાતીની અવગણના ઓછી કરી નથી.

ખ્રીસ્તી ધર્માનુયાયી ગોરાઓ વર્તમાનમાં પોતાની સંસ્કૃતીના નામે ભયંકર અત્યા

ચારો અને અસંસ્કૃત કાર્યો કરી રહેલા છે તેઓ જે ધર્મ અને જે સંસ્કૃતીનાં બહુ બણગાં ફુંકી, એ બન્નેના ફેલાવા અને અસ્તીત્વ માટે. એકલી રંગીન પ્રજાઓ ઉપરજ નહી પણ સફેદ ચામડીની ખ્રીસ્તી પ્રજા ઉપર પણ સ્વારથી જુલ્મો. ગુજારી રહયા છે; તે ગોરાઓના ખ્રીસ્તી સંપ્રદાયમાં સ્ત્રીઓને ઓછાં અપમાન સહન કરવા જેવું નથી. અમેરીકાની રાષ્ટ્રીય સ્ત્રી મત.ધીકારીણી સંસ્થા (ધી નેશનલ અમેરીકન વુમન સફ્રેજ એસોસીએશન)નાં, તેમજ જગતની આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધીકારીણી મંડળી (ધી ઇન્ટર નેશનલ વુમન સફ્રેજ એલાયન્સ) નાં પ્રમુખ મીસીસ કેરી ચેપમેન કેટ કહે છેઃ "ખ્રીસ્ત સંપ્રદાય જગતમાં આવ્યો અને પશ્ચીમ યુરોપમાં વીસ્તાર પામ્યો. તે સંપ્રદાયે સ્ત્રી જાતીના સંબંધમાં પ્રાચીન વીચારોનોજ સ્વીકાર કર્યો, એટલુંજ નહીં પણ વધારામાં તે સંપ્રદાયે તો વળી એવા વીચારતું તેમાં ઉમેરણ કર્યું કે, સ્ત્રી જાતીની ગુલામી પ્રભુ ઇચ્છાની આજ્ઞાનેજ આભ.રી છે, અને ઠરાવ્યું કે, સ્ત્રી જાતીજ આ વીશ્વમાં પાપને જન્માવવામાં કારણભુત હોવાને લીધે, તે જાતીએ પોતાના જીવનનો સમય સ્વેચ્છાએજ પાપના પ્રાયશ્ચીત તરીકે તેના કરતાં વધારે સદ્ગુણશાળી જાતી (પુરૂષ!) ની તાબેદારીમાં ગાળવોજ રહ્યો."

ખ્રીસ્તી સંપ્રદાયના સ્ત્રી જાતીના વીરોધી આવા મતને લીધે એકલા કેથોલીકોએ જ નહીં પણ પ્રોટેસ્ટંટોએ પણ સ્ત્રી જાતીને ભયંકર અન્યાય કર્યો છે, એટલુંજ નહીં પણ ખુદ માર્ટીન લ્યુથર જેવા પણ એવું માનતા હતા કે, શયતાનની સાથે પુરૂષ કરતાં સ્ત્રી જાતી વધુ નીકટનાં સંબંધમાં છે! આમ પ્રોટેસ્ટંટો કેથોલીકો કરતાં બીજી બાબતમાં ભલે વધારે વીચ.ર સ્વાતંત્ર્ય ભોગવતા હોય, છતાં પુરૂષ જાતીને સ્ત્રી જાતી ઉપર સર્વ સત્તા ભોગવવા માટે પ્રભુએ સરજી, એ માન્યતામાં તો ખ્રીસ્તી સંપ્રદાયના બન્ને વીભાગોની વીચારસરણી સમાનજ છે. તેથી બન્ને સંપ્રદાયના પાદરીઓ 'નવી સ્ત્રી'. New Woman] ની કલ્પનાથી ભડકે છે, અને સ્વાધીનતા તેમ જ સ્વમાનને ચહાનારી એ સ્ત્રીથી પોતાને બચાવવા નીરંતર પ્રભુને પ્રાર્થના કરીને, જે પ્રભુને તેઓ પૃથ્વીનો સરજનહાર તેમજ સર્વશકતીમાન સંચ.લક માને છે તેને પણ સ્વાર્થી અને અમુકજ પક્ષને ચહાનાર પક્ષપાતી બનાવવાનો મીથ્યા પ્રયાસ કરે છે!

## સ્ત્રી સ્વાતંત્ર્યની લાગણી

આમ ધામીક તેમજ શાસ્ત્રીય દ્રષ્ટીએ સ્ત્રી જાતીને પુરૂષોએ ભયંકર અન્યાય કર્યો, અને ધર્મ તેમ જ શાસ્ત્રના એકપક્ષી વલણવાળા પુરૂષો જ મોટે ભાગે પ્રાચીન આર્યાવર્તમાં તેમ જ ખ્રીસ્તી મતાનુયાયી યુરોપમાં રાજકર્તાઓ ઉપર બહુ લાગવગ ધરાવતા હોવાથી, રાજ્યના કાયદા કાનુનોમાં પણ સ્ત્રી જાતીને માટે એવા જ ભયંકર અન્યાય જેમના તેમ દાખલ થઇ ગયા! આથી સ્વતંત્ર વીચારની બુધ્ધીમાન સ્ત્રીઓના મનમાં સ્ત્રી સ્વાતંત્ર્યની લાગણી જન્મી, અને જે ધર્મ, શાસ્ત્ર, રાજ્યતંત્ર અને સમાજ તેમને દબાવી રાખવામાં કારણભુત છે, તે દરેકની સામે થઇ, મનુષ્ય તરીકે, પુરૂષની માફક જ પોતાના સ્વતંત્ર વ્યકતી-ત્વનો સ્વીકાર કરાવવાની લાગણી તેમનામાં જન્મી.

આવી લાગણી છુટક છુટક તેમ જ જુદે જુદે સમયે તો સ્ત્રી જાતીમાં વીધવીધ રૂપે દેખાયાં કરી છે જ. અસ્ખલ્ત સ્વમાનની અને સ્વતંત્રતાની નીર્ભેળ ભાવનાથી શુદ્ધ લડત સ્ત્રી સમાજે આદીકાળમાં તો શું પણ

આર્યાવર્તમાં તો છેક ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના આરંભમાં જ શરૂ કરી. પરંતુ પશ્ચીમમાં વ્યક્તીગત સ્વતંત્રતાની તેમ જ રાજકીય, સામાજીક તેમ જ ધાર્મીક સ્વતંત્રતાની જ્વલંત જ્યોત જેમ અનેક વર્ષોથી પ્રકટી ઉઠી છે તેમ, સ્ત્રી સમાજની સ્વતંત્ર વ્યક્તીત્વની લડત પણ ત્યાં ઘણી વહેલી શરૂ થઇ હતી. જ્યારથી પશ્ચીમનો ઇતીહાસ લખાવો શરૂ થયો, ત્યારથી સ્ત્રીઓએ પોતાની અપાર પરાધીનતાની સામે છુટાછવાયા પોકારો તો ત્યાં શરૂ કર્યા હતાજ, પરંતુ મુલ્કી કાયદામાં, દેવળોના સાંકડા સીધ્ધાંતોમાં, પ્રણાલીકાવાદના પાયા ઉપર રચાયલા રૂઢીવાદમાં, માત્ર એકજ પ્રકારનો સંયુક્ત સુર શરૂ રહ્યો કે, ઘરમાં દેવળમાં કે રાજ્યમાં માત્ર પુરૂષો જ એકલે હાથે વહીવટ કરવાનો અધીકાર ધરાવે છે, અને સ્ત્રીઓની ફર્જ તો કેવળ તે પુરૂષોની આજ્ઞાંકીત દાસી બનવા પુરતીજ છે, ત્યારે પછી પોતાના વ્યક્તીત્વનો સ્વીકાર કરાવવા અર્થે સ્ત્રીસમુહમાં એકપક્ષી પુરૂષવાદની સામે બંડ ઉઠાવવાની લાગણી અનીવાર્ય થઇ પડી. આવી ભાવનાથી વ્યવસ્થીત લડત આરંભમાં ગ્રીસમાં શરૂ થઇ તે લડત બસો વર્ષો સુધી ચાલી એ એપ પછી તો વીસ્તારી બનતો ગયો. કેથોલીક સંપ્રદાયની કાશી સમી રોમનોની પાટનગરી રોમમાં તે પછી સ્ત્રીઓનો બળવો ફાટી નીકળ્યો. જોકે તે વખતે લડતનો મુખ્ય મુદ્દો કેળવણીની જ માગણી પુરતો હતો, છતાં ધીરે ધીરે એ લડતે વધુ ઉગ્ર અને રાજકારણી સ્વરૂપ ધારણ કર્યું હતું. ક્રાઇસ્ટના આગમન પહેલાં બે વખત નારી જગતને થતા પુરૂષજાતી તરફના અન્યાયો માટે વીરોધ જાહેર કર્યો હતો. તેમ કરવા માટે સ્ત્રીઓની મોટી સંખ્યા રોમના ફોરમ (Forum) સમક્ષ એકઠી થઇ, એ સભા સ્થાનના પ્રવેશનાં તમામ દ્વારો બંધ કરી દીધાં હતાં. આમ મુસોલીનીની જન્મભુમીએ સ્ત્રીઓની વર્તમાન જાગૃતીના બીજારોપણમાં મહત્વનો ભાગ ભજવ્યો હતો, પણ ૧૩ મી અને ૧૪ મી સદીમાં એ લડતે વધુ જોસ પકડયું ત્યારથી તો તે અનેક સ્વરૂપે ચાલુ જ રહી છે.

અને એ લડતને હરકોઇ બહાને તોડી પાડવા માટે પુરૂષ વર્ગે કંઇ ઓછા પ્રયાસો કર્યા નથી. સ્ત્રીઓનો શીક્ષણ સંસ્થાઓમાંથી પણ બહીષ્કાર કરવાના નીચ પ્રયત્નો યુરોપમાં ૧૩૭૭ ની સાલમાં થયા હતા, અને તેમાં ખ્રીસ્તી દેવળોએ શરમાવનારી હદે સાથ પુરાવ્યો હતો. પણ એ અન્યાયની સામે સ્ત્રીઓએ લડત ચાલુ રાખી હતી અને છેવટે ૧૮૫૩ માં અમેરીકાની ઓબરલીન કોલેજમાં કાળા અને ગોરા બાળકો અને કન્યાઓને દાખલ કરાવવામાં એ લડતને ફત્તેહ મળી હતી.

ઓગણીસમી સદીમાં સ્ત્રી જાતીએ યુરોપ, અમેરીકામાં ગુલામી પ્રથા, દારૂ તેમ જ લડાઇની સામે વીરોધ કરવાની લડતમાં સાથ આપવા ઉપરાંત, રાજકારણમાં સમાન મતાધીકારની લડત શરૂ કરી હતી, એટલું જ નહીં પણ જે મુલ્કી કાનુનો સ્ત્રીઓને મીલ્કત, પગાર, સંતાનોનાં વાલીપદ અને બીજા સંરક્ષણીય અધીકારોની બાબતોમાં અન્યાય કરતા હતા તેની સામે લડત શરૂ કરી હતી. આ લડતમાંથીજ મતાધીકારની લડતનો જન્મ થયો. કેમકે એ લડતથી તેમને બરાબર સમજાઇ ગયું કે, રૂઢીને લીધે થતા અન્યાયો તો શીક્ષણના પ્રચારથી તેમ જ રૂઢીવાદ સામે બંડ ઉઠાવવાથી દુર કરાવી શકાય છે, પરંતુ કાયદામાં થતા અન્યાયો દુર કરાવવા માટે તો ધારા ઘડનારી સંસ્થાઓમાં જઇને લડવાની જરૂર છે. અને તે

માટે મતાધીકાર મેળવવો એજ માત્ર એકલો માર્ગ રહયો છે. એ લડત અધુરી હતી તેવામાં યુરપની વીશ્વવ્યાપી યાદવી સળગી. તેમાં મતાભીલાંષી સ્ત્રીઓએ ખુબ મદદ કરી, પરીણામે ગ્રેટબ્રીટનની સ્ત્રીઓને હમણાં મનવાંચ્છીત મતાધીકાર મળ્યા.

## હીંદી સ્ત્રીઓ બંડ કરશે?

આ લડત પાછળ સ્ત્રીઓની ૬૦૦ વર્ષની સતત લડતનો ઇતીહાસ રહેલો છે. એજ બતાવી આપે છે કે ગમે તેવા સુધારાવાળા અને સ્વતંત્ર દેશમાં પણ પુરૂષો પોતાનો સ્વાર્થ છોડવા જલદી તૈયાર થઇ શકતા નથી. તો પછી હીંદુસ્થાન વીષે શું કહેવું?

એ પ્રશ્નનો જવાબ સહેલો અને સરળ છે. જેમ બીજી બધી બાબતોમાં બને છે તેમ, પશ્ચીમની સ્ત્રીઓને પોતાના સ્વતંત્ર વ્યક્તીત્વનો પુરૂષ વર્ગ પાસે સ્વીકાર કરાવવા માટે ૬૦૦ વર્ષ લડવું પડ્યું, માટે હીંદી સ્ત્રીઓને પણ તેટલાં વર્ષ થોભવું પડે કે લડવું પડે તેમ નથી. એન્જીનની શોધ પાછળ અને તેને હાલની દશાએ લાવવા પાછળ જેટલાં વર્ષ લાગ્યાં તેટલાં વર્ષ પ્રત્યેક નવા એન્જીનને બનાવવા માટે ન જ લાગે; તેમ હીંદુસ્થાનની સ્ત્રીઓને પણ પોતાના સ્વતંત્ર વ્યક્તીત્વનો સ્વીકાર કરાવવા માટે વધુ વખત રાહ જોવી પડે તેમ નથી. તેનું બીજું કારણ પણ છે. પશ્ચીમની સ્ત્રીઓએ પોતાના દેશની સ્વતંત્રતાની લડતમાં હીસ્સો આપ્યો તે ઉપરથી તેમના સ્વતંત્ર વ્યક્તીત્વની યોગ્યતાની પીછાન પશ્ચીમના પુરૂષવર્ગે કરી તેજ રીતે ભારતવર્ષની મહીલાઓ અને ખાસ કરીને ગુજરાતની સ્ત્રીઓ રાષ્ટ્રીય સ્વતંત્રતાના સંગ્રામમાં અત્યારે જે રીતે હી હીસ્સો આપી રહેલ છે, તે યુધ્ધમાં સ્ત્રીઓ જે હીંમત, ઉત્સાહ અને દેશભક્તીનાં દર્શન કરાવી રહેલ છે, તે જોયા પછી તો હીંદુસ્થાનનો પુરૂષ વર્ગ તેમને વધુ વખત ગુલામીમાં રાખી શકે તેમ છે જ નહીં. કેમકે તેમ કરવા જતાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં સાથ આપનારી સ્ત્રીઓ, પોતાની ગુલામીની સામે બંડ ઉઠાવ્યાં વીના નહીંજ રહે. જો કે ભારતનો પુરૂષવર્ગ છેકજ દુરાગ્રહી બનીને, આ દેશની મહીલાઓને તેટલી હદે જવાની ફરજ નહીજ પાડે, પરંતુ જો દુર્ભાગ્યે પુરૂષવર્ગ પોતાના સ્વાર્થની સગવડ સાચવવા માટે ટુંકી નજર રાખીને, સ્ત્રીઓને સગવડભરી સુધરેલી દાસીની નવીન આવૃતીજ બનાવી રાખવા જીદી બનશે, તો રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટે ઝુઝનારી સ્ત્રીઓ જરૂર પુરૂષોના એ એક પક્ષી દુરાગ્રહની સામે ઝુઝતાં નહીંજ ડરે: એ વાત ભારતના પુરૂષોએ બરાબર લક્ષમાં રાખવાની જરૂર છે. તેની સાથે સાથે હીંદુસ્થાનના તેમ જ ખાસ કરીને ગુજરાતના સ્ત્રી સમાજે પોતાના વ્યક્તી સ્વાતંત્ર્ય માટે જરૂર પડે ત્યા સંગઠીત રીતે ઝુઝવા અને સ્વાધીનતાનાં સાચાં 'ધર્મ યુધ્ધ' પોકારવામાં પાછી પાની નહીં કરવાની મક્કમ તૈયારી આજથી જ વીચારી રાખવાની તેટલી જ જરૂર છે.

# સૌંદર્યનો શત્રુ—ચરબી

**કુ**સરત અને અપવાસના અખતરાઓએ માનવ સમાજને સુચવેલી દીશા.

: લેખિકા :

**હસુમતી મહેતા**

**જ**ગતભરમાં એવો દીવસ આવશે કે જ્યારે મનુષ્યના શરીરમાં વધુ પ્રમાણમાં ચરબી હોવાના કારણે જે બેડોળપણું દેખાય છે તેનો સદંતર નાશ થશે?

વીશ વર્ષ અગાઉ આવો પ્રશ્ન કોઇએ કર્યો હોત તો તેનો ઉત્તર નકારમાં વળત ખરો. પણ આજે આમ બનવું શકય છે. વીશ વર્ષ અગાઉ આ પ્રશ્નનું નીરાકરણ નહતું પણ આજે તે સ્હેલાઇથી ઉકેલી શકાય છે. ફીઝીકલ કલ્ચર મેગેઝીન તરફથી "ચરબી ઓછી કરવાની હરીફાઇ"માં જે ૪૮ હરીફોએ ઇનામ જીત્યાં હતાં તેમણે દુનીયામાં સાબીત કરી દેખાડી આપ્યું છે કે "દરેક મનુષ્ય પોતાના શરીરમાં રહેલી ચરબી ધારે તો ઘટાડી શકે તેમ છે."

ચરબી કેમ ઘટાડી શકાય એ પ્રશ્નના નીરાકરણમાં આ હરીફાઇએ ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો છે. આ હરીફાઇમાં આ પ્રશ્નને લગતી ઘણી મહત્વની અને ઉપયોગી ખબરો મળી આવી છે. ઇનામ જીતનારાઓના જુદા જુદા રીપોર્ટનો સાયન્ટીફીક અભ્યાસ કરી તે રીપોર્ટમાંથી જે સુચનાઓ બહાર પાડવામાં આવી છે તે સુચનાઓ "અંગ કસરત અને સારા ખોરાક"ને લગતી છે, કઇ કઇ જાતનો ખોરાક ચરબી ઘટાડવામાં ઉપયોગી છે અને કઇ જાતનો ખોરાક ચરબી ઘટાડવાના પ્રયોગમાં હરકત નાખે છે તથા કઇ જાતનો ખોરાક વધુ પ્રમાણમાં ન લેવો જોઇએ અને કયો ખોરાક વધુ પ્રમાણમાં લેવાય તો પણ હરકતકર્તા નથી તે વીષે નીર્ણય કરવામાં આવ્યો છે.

મેરી પોટીજર અને બેલી હેરોલ્ડ નામની બે કુમારીકાઓનાં અનુભવના રીપોર્ટમાંથી આ પ્રસંગને લગતી અગત્યની માહીતી મળે છે. પરંતુ એ રીપોર્ટ ઘણા લાંબા હોવાથી તેના સારાંશજ આ જગ્યાએ આપવા ઠીક પડશે.

મીસ પોટીજર જેની ઉમર ૨૦ વર્ષની હતી તેનું વજન તેણ હરીફાઇમાં ઉતરી તે અગાઉ ૨૪૨ રતલનું હતું. તેણીની ઉંચાઇ ૫ ફીટ ૧ ઇંચની હતી. આ વજને આ ઉમરે તેણીને બેડોળ બનાવી મુકી હતી છતાં કુમારાવસ્થા અને તંદુરસ્તીએ તેણીને તેના આ કાર્ય (ચરબી ઉતારવાનું) ને સફળ કરવામાં ઘણી સહાય કરી. મેરી પોટીજરે શરૂઆતમાં અપવાસના અખતરા શરૂ કર્યા અને એ અપવાસ દરમ્યાન તેણીએ ફક્ત નારંગીના રસ સીવાય કાંઇજ લીધું નહીં. કેટલાક દીવસના અપવાસ પછી તેણીએ સાદો અને હલકો ખોરાક લેવો શરૂ કર્યો. આ ખોરાક સાથે તેણી હંમેશા એક નારંગી પણ લેતી. પાછળથી તેણીએ નાસ્તામાં દુધ અને થોડો પાંઉ લેવો શરૂ કર્યો. જો કે આ ખોરાકની તેણીની પસંદગી સારી હતી છતાં

આ ખોરાકમાં શાક ભાજીનું પ્રમાણ જોઇએ તે કરતાં ઓછા પ્રમાણમાં હતું એવો અભીપ્રાય ઇનામ જાહેર કરનાર તરફથી દર્શાવાયો હતો. સોળ અઠવાડીયાનાં આ પ્રયોગ દરમ્યાન તેણીનું ટોટલ વજન ૬૬ શેર ઘટયું હતું. પણ સાથે સાથે તેણીમાં કામ કરવાની શકતી, જોર અને અજબ સ્ફુર્તી પ્રગટેલાં માલુમ પડયાં હતાં.

ખોરાકની પસંદગીમાં દુધ, નારંગી, શાકભાજી અને થોડા પાઉંનો ઉપયોગ ચા, કોફી, બ્રેડ વીગેરેની સરખામણીમાં સારો ગણાય છતાં તે ઉત્તમ કોટીનો તો નથીજ.

મીસ બેલી હેરોલ્ડનું વજન જ્યારે તેણીએ પોતાનો પ્રયોગ શરૂ કર્યો તે વખતે ૨૬૭ા શેર હતું. સાડા ત્રણ મહીના પછીથી તેનું વજન ૨૬૭ા શેરથી ઘટીને ૧૩૪ શેર થયું હતું. તેણીએ શરૂઆતમાં એક અઠવાડીયા સુધી અપવાસ આદર્યા અને ત્યાર પછીથી ત્રણ



મેરી પોટીન્જર જેણે કસરત અને અપવાસના અખતરાથી ચરબીથી વધેલું પોતાનું વજન ૬૬ રતલ ઘટાડયું હતું. ચીત્રમાં અખતરો શરૂ કર્યા તે પહેલાંનો અને અખતરાની પુર્ણાહુતી કર્યા પછીનો તેણીનો ફોટો આપેલો છે. ઉપલું ચીત્ર જોતાંજ આ અખતરાઓની કીંમત અને તેની સફળતા જોઇ શકાય છે,




મીસ બેલી હેરોલ્ડ કે જેણે સાડા ત્રણ માસમાં લગભગ ૭૩ રતલ વજન ઘટાડ્યું હતું. અખતરાની આખરે તેણીના બદનમાં અજબ જાતનો ફેરફાર થયો છે.

અડવાડીયા સુધી ખેતરોમાં અને ડુંગરો ઉપર ચડવા ઉતરવાની કસરત શરૂ કરી તથા ચરબી ઘટાડવાના પ્રયોગ સાથે તેણીએ પોતાનાશરીરના જુદા જુદા અવયવોના સ્નાયુઓ મજબુત કરવા તરફ પણ ખુબ ધ્યાન આપ્યું હતું. પ્રયોગ શરૂ કર્યો તે પહેલાં મીસ હેરો હતું. બદન તંદુરસ્ત અને મજબુત હતું ખરૂં તથા તેણીની ચપળતા અને શરીરના બાંધા ઉપરથી કોઇ જોનારને તેના આ પ્રયોગની જરૂરીયાત ન જણાય એમ લાગે છતાં નોરમલ વજન કરતાં તેણીનું વજન લગભગ ૭૩ શેર જેટલું વધારે હતું. પ્રયોગ આખરે તેણીનો બાંધો એટલો તો સુંદર અને સુદ્રઢ બન્યો હતો કે એ બાંધાએ તેણીની સુંદરતામાં કાંઇ અજબ ઉમેરો કર્યો તથા તેણીમાં કાંઇ અજબ જોર અને શક્તી હોવાં જોઇએ એમ તેણીને પ્રથમ જોનારને પણ કહ્યા વગર ચાલે નહીં.

કસરત અને અપવાસનાં અખતરાંઓના આ અનુભવ માનવ જાતી માટે સદાને માટે આશીર્વાદરૂપ છે એમ કહેવું હવે અસ્થાને નથી વધુ પ્રમાણમાં બદનમાં રહેલી ચરબી શક્તીની અને સૌંદર્યની શત્રુ બને છે અને એ શત્રુનો સંહાર કરવામાં "કસરત અને અપવાસ" નાં સાધનો સૌથી મોટો અને અગત્યનો પાઠ ભજવે છે. માનવ જાતીને અને ખાસ કરીને સ્ત્રી જાતી માટે આ સાધનોની ભેટ અમુલ્ય છે. કુદરતથી મળેલી સૌંદર્યની ભેટના આ શત્રુને સંહારવામાં સૌંદર્યના ઉપાસકોએ "કસરત અને અપવાસ" કરવાની વધુ માહીતી મેળવી પહેલી તકે જનતા સમક્ષ રજુ કરવી ઘટે છે.

તરફ હંમેશાં સાંકડી મનોદશા બતાવનારા ગોરા સનદી નોકરોનીજ પ્રેરણાને વાઇટ-હોલમાં તેમજ દીલ્હીમાં મહત્ત્વ મળે છે.

હીંદુસ્થાન જેવા પરાધીન દેશમાં ખાસ કરીને દેશી વર્તમાનપત્રોને મોટી મુસ્કેલીમાં કામ કરવું પડે છે. પ્રજા અને પરદેશી સરકારની વચ્ચે વર્તમાનપત્રો પુલની ગરજ સારે છે. તેમના માથે કાચા સુતરને તાંતણે સદાય બેધારી તલ્વાર લટકતી તો હોય છેજ, સરકાર રાષ્ટ્રમતવાદી પત્રોને જાહેર ખબરો આપતી બંધ કરે છે, તેને બીજી કોઇ રીતે અનુકુળતા કરી આપતી નથી; એ બધી મુસ્કેલીઓ ઓછી હોય તેમ; હાલના કટોકટીનાં અણીનાં અવસરે એ જુના ગોઝારા કાયદાને જીવતો કરીને, સત્તાવાળાઓએ બતાવી આપ્યું છે કે, તેઓ હીંદી પ્રજામત તેમનાં પોતાના વર્તમાનપત્રો દ્વારા જાણવા માગતા નથી, એટલુંજ નહીં પણ રાષ્ટ્રીય વર્તમાનપત્રો મારફત જગતની જનતા સમક્ષ રજુ થતાં સત્ય દર્શનની આડે પણ તેઓ આપખુદ સત્તાના આધારે આવરણ રજુ કરવા મથે છે!

દમન નીતીથી લોક જાગૃતીને કદી પણ દાબી શકાતી નથીં, પરંતુ એક રીતે તો આવી દમનનીતિ હિંદીઓ જેવી પરાધીન પ્રજા માટે ઉપકારજ થઇ પડવાની છે. ગ્રેટ બ્રિટનમાં અત્યારે કામદાર સરકાર સત્તા ઉપર છે, એ કામદારોમાં હિંદુસ્થાનના કેટલાય પક્ષોને અત્યંત શ્રદ્ધા હતી–છે; એ કામદારોને ખુદ બ્રિટનમાંજ આપખુદીઓની સામે લડતો લડવી પડી છે, મિ૦ રામ્સે મેકડોનલ્ડ જે અત્યારની સરકારના મુખ્ય સુત્રસંચાલક છે, તેમણેજ હિંદુસ્થાનનાં છાપાંને મોઢે ડુચો મારનારા ૧૯૧૦ ના ગોઝારા કાયદાની સામે પોતાનાં પુસ્તકોમાં પોકાર ઉઠાવ્યો હતો, પરંતુ દુર્દૈવની વાત એ છે કે, અત્યારે એજ મિ૦ મેકડોનલ્ડ સત્તામાં હોવા છતાં હિંદને માથે એ અત્યાચારી કાયદો ઠોકી બેસાડવામાં આવ્યો છે!

અમે લોર્ડ ઇરવીનને ખાત્રી આપીએ છીએ કે, ૧૯૧૦ ના છાપખાનાને ગુંગળાવી નાખનારા કાયદાનું અસ્તીત્ત્વ છતાં, રાષ્ટ્રીય પત્રો પોતાની ફર્જ ચુક્યાં નહોતાં, તેમજ એ આપખુદ કાયદા નીચે અનેક વર્ષો સુધી અત્યાચાર ચાલુ રહ્યા છતાં, તેથી લોકજાગૃતીના ચડતા જુવાળને અટકાવી શકાયો નહોતો. તેજ રીતે સંપૂર્ણ સ્વતંત્રતા માટે રણે ચડેલા હિંદીઓ છાપાંનાં મુખે આ જાતનો ડુચો દેવાયાથી ડરી જશે કે પાછા પડી જશે એમ માનવાનું પણ કશુંજ કારણ નથી.

લોર્ડ ઇરવીન ભલે થોડોક વખત આ કાયદાને જોરે રાષ્ટ્રીય પત્રોને દબાવી શકે, દિલ્હીનાં પત્રો ઉપર એ કાયદાના જોરે જે દંડકો અત્યાર પહેલાં ઉગામવામાં આવ્યો છે, તે જોતાં સમસ્ત દેશનાં રાષ્ટ્રીય પત્રોને દબાવવાનો પ્રયત્ન થશે એમ લાગે છે, પણ તેથી એન્ગ્લો ઇન્ડીયન પત્રો સ્વચ્છંદે હીંદ હીતવીરોધી ચળવળ ચલાવવામાં ફાવશે અને જગતમાં હીંદવાસીઓની ન્યાયી લડતને ખોટા સ્વરૂપમાં રજુ કરી શકાશે એમ પણ કોઇ સત્તાવાદી ન માની લે, એન્ગ્લો ઇન્ડીયન પત્રોએ આજ સુધી આ દેશને માટે અનેક જુઠાણાંનો આ દેશમાં તેમજ પરદેશમાં નફટ રીતે પ્રચાર કર્યો છે; અને આ કાયદાની આપખુદી નીચે હીંદનાં રાષ્ટ્રીય પત્રોને દબાવવામાં આવશે, અને એન્ગ્લો ઇન્ડીયન પત્રો નફટ તાંડવ કરતાં થશે, તો આ દેશની જનતા રાષ્ટ્રીય પત્રોની સ્વતંત્રતાને અભાવ, ગમે તેવી ખબરો માની લે, અને તેથી દેશમાં અંધાધુંધી ફેલાવાને ઉત્તેજન મળે, તો તેની તમામ

જવાબદારી આપખુદ સત્તાનો અમલ કરવા તત્પર થયેલાઓને શીરે રહેશે.

આત્મનીર્ણયના જે સુત્રની ૧૯૧૮ માં ખુબ વાતો કરવામાં આવતી હતી, તે વાતો જો સાચા દીલની હોય, તો હીંદીઓની સંપુર્ણ સ્વતંત્રતાની લડતને કમીમાં કમી, બ્રીટનનો કામદાર પક્ષ તો ટેકો આપવા તત્પર બન્યોજ હોત, પણ અત્યારે એજ કામદાર પક્ષ હીંદીઓની રાષ્ટ્રીય મહેચ્છાઓ ને જે રીતે કચડી નાખવા તત્પર બન્યો છે, તેજ પુરવાર કરે છે કે, આત્મનીર્ણયની મોટી મોટી વાતો સાચી નહોતી, માત્ર શાબ્દીક ખેલ અને આત્મવંચના જ હતી. એમક રીથી લોર્ડ ઇરવીનને ભલામણ કરીએ છીએ કે, હીંદ અને બ્રીટન વચ્ચેના સંબંધને મીઠો અને સુયોગ્ય બનાવવા માટે તેમણે લીધો છે તે માર્ગ સાચો નથી—અવળો છે. સાચો માર્ગ તો શ્રી. વીઠ્ઠલભાઇ પટેલે બતાવ્યો છે તે જ છે.

...

## ધન્ય છે એ મુત્સદ્દીને

રાષ્ટ્રને માટે અણીનો અવસર ઉભો થશે ત્યારે શ્રી. વીઠ્ઠલભાઇ પટેલ ધારાસભાની ખુરશી ઉપર એક ક્ષણને માટે પણ વધુ વખત રાહ જોવા બેસી રહેવાના નથી. એવી અમારી માન્યતાને શ્રી. વીઠ્ઠલભાઇ પટેલના રાજીનામાએ પુરવાર કરી આપી છે. એ રાજીનામા વખતનો પત્ર અને તેના લોર્ડ ઇરવીનના જવાબ પછી પ્રસીદ્ધ થયેલ પત્ર શ્રી. વીઠ્ઠલભાઇના હીંદભક્ત દીલના પ્રબળ પુરાવા રૂપ છે. એ બહુ ભાભાદાર મનાતી ખુરશી ઉપર શ્રી. વીઠ્ઠલભાઇ પટેલ જેવા કુશળ અને ચાણાક્ય સમા મુત્સદ્દી પુરૂષ હોય, અને તે ખુરશી ઉપર રહીને રાષ્ટ્રના ભોભાને સલામત રાખવાની જીવ સટોસટની લડત મુંગે મોઢે ચલાવવી પડતી હોય, ત્યારે આ દેશની આપ ખુદ ગોરી નોકરશાહી, તેવા પ્રમુખના સુંવાળા આસનને કેવું કાંટાળું બનાવી મુકે છેઃ તે વાત શ્રી. વીઠ્ઠલભાઇ પટેલના પ્રકટ થયેલા પત્રોની લીટીએ લીટી પોકારી પોકારીને કહી રહેલી છે. આમ છતાં પણ લોર્ડ ઇરવીન જેવા સજ્જન રાજપુરુષના હીંદ માટેના પ્રયત્નોને નીખાલસ માની, દેશનું ભલું કરવાના ઇરાદે શ્રી. વીઠ્ઠલભાઇએ કાંટાવાળી ખુરશી ઉપર, નોકરશાહી તરફથી પડતી



શ્રી. વીઠ્ઠલભાઇ પટેલ

અનેક વીડંબનાઓ તેમજ અંગત બહીષ્કારને પણ સાંખી લઇને બેસી રહ્યા. એવા પુરુષનું ય દીલ જ્યારે ફરી ગયું, એમને ય લોર્ડ ઇરવીનના તેમજ બ્રીટીશ મુત્સદ્દીઓના કાર્ય તરફ અશ્રધ્ધા ઉત્પન્ન થઇ, એમની ગોળમેજી પરીષદ માટેની બધીયે ભ્રમણાઓ ભાંગી ગઇ, અને "તાબા નીચેની પ્રજાઓ તરફના વ્યવહારમાં બ્રીટનને દલીલોથી સમજાવ્યાનું પરીણામ આવે છે, એ વાતમાં હું

કદી શ્રધ્ધા રાખતો નથી. બ્રીટન કદી માનભરી રીતે અથવા તો ઉદાર મનોવૃત્તી રાખી ન્યાયી કારણ માટે પણ તાબે થતું નથી, અને જ્યારે તે તાબે થાય ત્યારે તો તેને સંજોગોને આધીન બનીને તેમ કર્યા વીના છુટકોજ નથી હોતો. તેથી જે જે ચળવળ બ્રીટીશ સરકાર પર સખ્ત દબાણ લાવી શકે, જે જે ચળવળ બ્રીટીશ સત્તાવાળાઓને હેરાનગતીમાં મુકી દઇ શકે અને આ દેશમાં બ્રીટીશ રાજકર્તાઓ માટે મોટી મુસ્કેલી ઉભી કરે તેવી ચળવળને મારો સંપુર્ણ સાથ છે" એ વીચારો અત્યારે પણ ચાલુ રહ્યા, એટલે તુરતજ તેમણે ધારાસભાના પ્રમુખપદનું રાજીનામું આપી, પ્રજાસમુહ વચ્ચેના પોતાના સ્વાભાવીક સ્થાનને અપનાવી લીધું તે માટે અમે શ્રી. વીઠ્ઠલભાઇ પટેલને અભીનંદન આપીએ છીએ.

...

## એ સુચના ઉપાડી લ્યો:

શ્રી. વીઠ્ઠલભાઇ પટેલે રાજીનામું આપ્યા પછી પંડીત માલવીયાજીને રાષ્ટ્રસંઘની પાટનગરી જીનીવામાં પ્રચારકામ કરવાની જે અપુર્વ સુચના કરી છે તેને અમે અંતઃકરણ પુર્વક ટેકો આપીએ છીએ, અને આ દેશની મહાસભા સમીતીને એ સુચના ઉપાડી લેવાની અમે આગ્રહભરી ભલામણ કરીએ છીએ. પંડીત માલવીયજીએ આ જાતના વીચાર અગાઉ ધારાસભામાં જ જાહેર કર્યા હતા. હિંદ રાષ્ટ્રસંઘનું સભાસદ છે. રાષ્ટ્રસંઘ લડાઇને અટકાવવા તેમજ પ્રજા પ્રજા વચ્ચેનાં ઝઘડાના નીવારણ માટે સ્થપાયો છે એવું આજ સુધી રાષ્ટ્રસંઘના હીમાયતીઓ કહેતા આવ્યા છે. અને હીંદી વઝીરે બ્રિટિશ પાર્લામેન્ટમાં જણાવ્યું છે કે, હિંદ તો સંસ્થાનોસમું સ્વરાજ ભોગવે છે. તે તમામની કસોટી માટે જ નહીં પણ વીશ્વના લોકમતને હિંદીઓની તરફેણમાં વાળવા માટે પણ જીનીવામાં ખુબ પ્રચારકામની જરૂર છે. પ્રચારકામ એ વર્તમાનમાં મોટામાં મોટું સાધન અને પ્રબળ હથિયાર મનાય છે. બ્રિટિશતંત્રનો મોટો આધાર પ્રચારકામ ઉપર છે. યુરોપીયાદવી વખતે જર્મનીની સામે તેણે પ્રચંડ પ્રચારના ઝંઝાવાત જમવી દીધા હતા, હીંદની વીરૂધ્ધમાં અમેરિકામાં તેમજ બીજે ગંદો પ્રચાર કરવામાં બ્રીટીશ મુત્સદીઓએ કશીજ મણા રાખી નથી. મીસ મેયો જેવી ભાડુતી લેખીકાને જ નહીં, પણ અનેક જુદા પાદરીઓનાં ભાડુતી ભાષણોનો અને વાનપ્રસ્થ થયેલા ગોરા સનદી નોકરોનો ઉપયોગ હીંદની વીરૂદ્ધમાં કરતાં તેણે જરાયે શરમ રાખી નથી, કે પાછી પાની કરી નથી, પણ હીંદુસ્થાનને તો પોતાની સ્વતંત્રતા માટે લોકમત કેળવવા અને હીંદ વીરૂદ્ધ ચાલતાં જુઠાણાંના સચોટ રદીઆ આપવા માટે પ્રબળ પ્રચારની જરૂર છે. તે કામ માટે અમારે મને તો શ્રી. વીઠ્ઠલભાઇ પટેલજ સર્વથા યોગ્ય પુરુષ છે. અત્યારે એમના જેવા ભડવીરોની ભારતમાં અનીવાર્ય આવસ્યકતા છે; પરંતુ તેથી યે વધુ આવસ્યકતા જીનીવા જેવા કેન્દ્રસ્થાનમાં પ્રચાર કરવા માટે છે. અમે વારંવાર આગ્રહ કરી ગયા છીએ કે, પરદેશોમાં મહાસભાના એલચીઓ આ કામ માટે નીમવાની જરૂર છે. અગાઉ એક વખત આવું કામ શ્રી. વીઠ્ઠલભાઇને સોંપવામાં આવ્યું હતું, આ વખતે પરદેશમાં પ્રચાર કરવા માટે મહાસભાના તંત્ર નીચે એક વીપુલ એલચી ખાતું ઉઘાડવાની અને તેનું તમામ તંત્ર શ્રી. વીઠ્ઠલભાઇના હાથમાં મુકવાની જરૂરીયાત બીજા કોઇ પણ સમય કરતાં સવીશેષ ઉભી થઇ છે, એવું અમારું માનવું છે, તેથી મહાસભાસમીતીને તેની વ્યવસ્થા તાબડતોબ કરવાની અમે ફરી ફરીને ભલામણ કરીએ છીએ.

જીવનનો કુટ પ્રશ્ન



નીર્ધન જીવનની સંધ્યા

નવયુગ: જુન '૩

# કેવળ પેટને ખાતર



બાલ, કીશોર અને વૃદ્ધ નીર્ધનનો જીવન ઉલ્હાસ માત્ર મજુરી જ છે.




વર્ષ: ૨ જું.]　　જુન: ૧૯૩૦　　[ અંક: ૩

# વિશ્વશાંતિ

: લેખક :

તંત્રી

મહાન સામ્રાજ્યોના સુત્રધારો જ્યારે જ્યારે 'વીશ્વશાંતી'ની મોટી મોટી વાતો કરે છે, ત્યારે ત્યારે એમના એ પોલા પોકારો માટે જગતના પ્રત્યેક બુદ્ધીમાનને હસવું આવ્યા વીના રહ્યું નથી. કેમકે તેમની એ બધી વાતો સીંહને શીકાર ઉપર જીવતો રહેવા દીધા છતાં, પશુસૃષ્ટીમાં શાંતીનું સામ્રાજ્ય સ્થાપવાની વાતો જેવી પોકળ અને ખ્યાલી છે, કારણ કે સામ્રાજ્ય એ નામનીજ પાછળ બીજી પ્રજાઓને પોતાના લાભ અને હીત માટે દબાવીને ચુસવી એ ભાવ તેના વાસ્તવીક અને સક્રીય અર્થમાં જીવંત ખડો જ રહેલો છે. અર્થાત્ એક તરફ સામ્રાજ્ય ચલાવવું અને તેની સાથે સાથે જગતભરમાં શાંતી ફેલાવવાની વાતો કરવી, તે બીજું કશું જ નહીં પણ વદતોવ્યાઘાત જ છે.

ત્યારે છેલ્લા મહયુદ્ધ પછી અનેક સ્થળેથી વીશ્વશાંતીની જે વાતો થાય છે, તે શું? એ પ્રશ્ન પ્રત્યેક મનુષ્યના દીલમાં સ્વાભાવીક રીતેજ ખડો થશે. તે જાણવા માટે મહાયુદ્ધનાં કારણો, તે બંધ પડ્યું તે સમયે યુદ્ધમાં ઉતરેલા બન્ને પક્ષોની પરીસ્થીતી, પ્રતીપક્ષીઓ વચ્ચે થયેલી સમાધાનીની શરતો, મીત્રરાજ્યોના નામે ઓળખાતાં રાજ્યોના એક સમુહની સામે યુદ્ધમાં લડનાં દુશ્મન રાજયોને નામે ઓળખાતા સમુહની પાસેથી લેવાયલા યુદ્ધદંડો, અને તેમણે યુક્તા પ્રયુક્તીઓથી તાબે કરેલા પરદેશી મુલ્કો ઉપર પંજો ફેલાવવા, સમાધાનીની શરતોમાં મીત્ર રાજયોએ ઉભી કરેલી 'મેન્ડેટ'ની પદ્ધતી એ તમામ વીગતોનો બારીક દૃષ્ટીએ તુલનાત્મક અભ્યાસ કરનારાઓ બરાબર સમજી શકશે કે ૧૯૧૪માં શરૂ થયેલું

મહાયુદ્ધ પશુબળ ઉપર આધાર રાખનાર સામ્રાજ્યોની મુડીવાદી ભુખને તૃપ્ત કરવા માટે જ હતું, એના સમાધાનમાં પણ એ જ મુદ્દો મહત્વનો મનાયો હતો, અને તે પછી 'વીશ્વશાંતી'ની પોકળ પરીષદોના નામે મળતી મંડળીઓની મનોદશા એજ મુદ્દાના ઘડતરથી ઘડાયલી હોવાનું સીદ્ધ પણ થયું છે. ૧૯૧૪–૧૮ના યુદ્ધ પછી સામ્રાજ્યવાદના પુજક એક સમુહે, એજ ભાવનાથી નભતા બીજા સમુહના પોતાના દેશને તો દંડીનેજ જવા દીધો, પરંતુ જે પ્રજા એ યુદ્ધ પહેલાં સામ્રાજ્યવાદના ભયંકર ભુખમરાનો ભોગ બની પરાધીન બની હતી, તે રંગીન પ્રજાઓએ "નબળાઓના રક્ષણ માટે, અનીતી અને અન્યાયને સ્થાને નીતી અને ન્યાયની સ્થાપના" માટે, વીના કારણે વૃથા રક્ત વહાવ્યાં, છતાં તેમને નશીબે તો માત્ર માલીકના પલટા વાળી પરાધીનતાની ગુલામી એની એજ રહી! મીત્ર કે શત્રુ કહેવાતાં મહારાજ્યોની વીકરાળ મહત્ત્વાકાંક્ષાનો પ્રબળ પુરાવો એમાંથી જ મળી જાય છે.

ઉમદા વીચારકો અને શાંતીના પ્રખર પ્રચારકોએ વીશ્વની શાંતીને સારૂ જે માર્ગો શોધી કાઢ્યા છે, જે માર્ગો પ્રયોગોની કારમી કસોટીઓ પછી પણ સાચા પુરવાર થયા છે, તે તદ્દન સાદા અને સહેલા છે. વીશ્વની પ્રજાઓમાં ભ્રાતૃભાવ અને સહકારનો પ્રચાર કરો એજ તત્ત્વ ઉપર એ પ્રયોગો રચાયા છે. કોઇ પણ એક પ્રજાને બીજી પ્રજા દબાવે નહીં, પોતાના સ્વાર્થી હીત માટે એક પ્રજા બીજી પ્રજાને ચુસે નહીં, વીશ્વની અખંડ શાંતી સચવાઇ રહે તે રીતે પ્રત્યેક રાષ્ટ્રની પ્રજા સંપુર્ણ સ્વતંત્રતા ભોગવી શકે, તેવી વ્યવસ્થામાં જ સકળ વીશ્વની અખંડ શાંતી રહેલી છે; પરંતુ એ વ્યવસ્થાના મુળમાં જ કુઠારાઘાત કરનાર સામ્રાજ્યવાદ છે. છતાં આશ્ચર્યજનક એ છે કે, એ વાદના પુજારીઓજ વીશ્વશાંતીની પોકળ વાતો કરી રહ્યા છે!

સંપુર્ણ સ્વતંત્રતા એ માનવી માત્રની સ્વાભાવીક ઇચ્છા હોય છે. ના, એટલી ઇચ્છાનો જ એ વીષય નથી, તે તો મનુષ્ય માત્રનો નૈસર્ગીક હક્ક છે. એ હક્ક ઉપર જેઓ ત્રાપ મારે છે, તેઓ જ વીશ્વની શાંતીના ખરેખરા દુશ્મનો છે. ત્યારે પોતાની હરાયલી સ્વતંત્રતાને હસ્તગત કરવા માટે જેઓ મથે છે તેઓ જ વીશ્વશાંતીના સાચા પ્રચારકો છે.' કેમકે એ ભાવના સ્વાભાવીક હોઇ, તેને સફળ બનાવવા માટે આરંભવા પડતા જંગમાં પડનારાઓ કોઇ પણ પ્રજાસમુહ પ્રતી શત્રુવટ કરતાં પોતાની સ્વતંત્રતા માટેના પ્રેમથી જ વધુ પ્રેરાયલા હોય છે.

સામ્રાજ્યવાદ એ માનવ જાતીના નૈસર્ગીક વીકાસના સંવાદી સુરમાં ભંગ કરનાર વ્યવસ્થા છે. એ વાદ જ જગતમાં ગુલામી, અંધાધુંધી, અવ્યવસ્થા, પક્ષાપક્ષ, ભેદાભેદ, અને એવા બીજા અનેક દુર્ગુણોને જીવાડવામાં કારણભુત બને છે. સામ્રાજ્યવાદ જાતે પડે છે ને તેના સકંજામાં સપડાયલાઓને પાડે છે. તેથી વીશ્વની શાંતી માટે, જગતમાંથી યુદ્ધને સદાને માટે નાબુદ કરવા સારૂ સહુથી પહેલી જરૂર જગતની તમામ પ્રજાઓ પોતપોતાની સરહદની અંદર સંપુર્ણ સ્વતંત્ર બને તે જ હોઇ, સકળ વીશ્વની શાંતીને ચહાનારી પ્રત્યેક પ્રજાએ, પરાધીન પ્રજાઓને સ્વતંત્ર બનાવવામાં મદદ કરવી જોઇએ.



લડવૈયા: અર્લ હેગ, યુરોપીય યાદવી વેળાનો ફ્રાન્સમાંનો બ્રીટીશ લશ્કરનો સેનાધીપતી

# જગત કોને નમે?

: લેખક :

ગીલ્બર્ટ ફ્રેન્કો

અધકચરા બુદ્ધીમાન વર્ગમાં એક આગળ વધેલી અને જીવનમાં ફ-તેહ પામેલી વ્યક્તીને ઉતારી પાડવાની ફેશન થઇ પડી છે. આ લોકો દલીલ એ કરે છે કે એક પ્રજાની ખરી કીંમત તેના નેતાઓ કરતાં તેના સામાન્ય માણસોપરથી થાય છે. પણ આ વાત તદ્દન ખોટી છે, અને એ બોલનારા ઢોંગી છે. એક પ્રજા, તેનું સૈન્ય, તેનો કાફલો તેની રેલ્વે, તેની રંગભુમી, તેનું સાહીત્ય, તેનું વીજ્ઞાન અને તેનું પત્રકારીત્વ સામાન્ય જનતાને દોરનાર નેતાઓ તૈયાર કરે તેટલા પ્રમાણમાંજ પ્રગતી કરે છે, એટલે કે

હોય તો એકલી બુધ્ધી અને અક્કલ નકામાં છે. બીજાઓ ઉપર ફ-તેહ મેળવવા માટે એક વ્યકતી પ્રથમ પોતાની જાતપર ફ-તેહ મેળવવી જોઇએ; પોતાની જાતપર કાબુ મેળવવો જોઇએ.

## ઢોળીઆ

આ આઠ ચ્હેરા તમે જોશો તો તમને જણાશે કે તેઓના દરેકના ચ્હેરા એક ય બીજી રીતે કડક છે. કલબો અને ઓફી‑ સોમાં આપણને ઘણા મળતાવડા અને ધપ્પો મારીએ તો બોલે નહી એવા ઢોળીયા ફેશ‑ નના માણસો મળે છે પણ આ તેવા કોઇ નથી. કોઇ પડતી છુટ લઇ ચ્હેરામાં એ

નથી. તેમાંનો કોઇ પણ કોઇ સ્થાનમાં કે માનવોના સમુહમાં બ્હીતો બ્હીતો કે ગભરાતો નહી જાય, તેમ આ આઠમાંના કોઇને પણ કોઇ બીજી વ્યકતી આગળ દબાઇ ગએલો કે કોઇની મહેરબાની મેળવવા કોઇની ખુશા‑ મત કરતાં આપણે કલ્પી પણ નથી શકતા. એડમીરલ બીટી કોઇને ત્યાં ચાહ પીવા ગયો હોય અને શરમાઇને તે ચાહનો કપ કે રકાબી ફોડી નાંખે, યાતો ફડયાર્ડ કીપ્લીંગ કંઇ જેમ તેમ બોલાઇ ગયું હોય તો કોઇની



રાજદ્વારીઃ ડેવીડ લોઇડ જ્યોર્જ, મહાન યુધ્ધ અને સંધી સમયનો બ્રીટનનો વડો વજીર

અમર કર્યું છે, નોર્થક્લીફે એક સામાન્ય રીપોર્ટર તરીકે જીવનની શરૂઆત કરી. પત્રકારીત્વની દુનીઆમાં અદ્દભુત સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

## બચપણથી

આ આઠે જણાઓમાં બચપણથીજ ફત્તે‑ હનાં બી તેમના સ્વભાવમાં અને મગજમાં વવાયાં હતાં, અને ન્હાના બુચાઓ હશે ત્યારથી તેમની આજુબાજુના બીજા છોકરાઓ કરતાં એ પોતાની જાતને ચડીયાતી માનતા હશે. જીવનમાં ફ-તેહ નશીબથી નથી મળતી, પોતાનાં ક્ષેત્રમાં બીજાઓથી આગળ વધી જવાની ધગશ જેનામાં હોય એજ માણસે ફ-તેહ પામે છે.

## બુદ્ધી

ફ-તેહ પામવામાં એકલી બુધ્ધી કામ નથી આવતી, તમારા એકલા બુધ્ધીમાન લોકો સેંકડે નવાણું ટકા જીવનની લડતમાં સદંતર નીષ્ફળ જાય છે. બુધ્ધીની સાથે ચારીત્રનું બળ ન હોય, અને આગળ વધવાનો, બીજાઓ કરતાં, પોતાના જોડીદારો અને સમકાલીનો કરતાં ઉપરવટ થવાની હોંશ અને વૃતી ન

તો કાળા સખત કાળમીંઢ પત્થર જેવું છે, તેમાં કંઇક છાપ પાડવી હોય તો આત્મશ્રધ્ધા અને આત્મવીશ્વાસની લોખંડની હથોડીથીજ એ કાર્ય સીધ્ધ કરી શકાય છે. કોઇ રૂઢી, કોઇ તત્વજ્ઞાન કામ આવતાં નથી, જગત જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી તેના ફ્તેહમંદ નરો જ તેને દોરવવાના છે.

## જવાબદારી

બીજું તમે એ જોશો કે આ આઠે માણસો જ્યારે વખત આવ્યો છે ત્યારે જવાબદારી લેવા હંમેશાં તૈયાર રહ્યા છે, જ્યારે જવાબદારીનો બોજો શીરપર ઉપાડવાનો હોય ત્યારે આ આઠમાંનાં કોઇએ પણ ઢીલાપણું નહી દાખવ્યું હોય કે બ્હાનાં નહી કાઢયાં હોય, વધારે કામ કરવું પડે એવું બ્હાનું કહાડી કાર્ય કરવાની એરીક ગેડીસે ના પાડી હોય એ તમારી કલ્પનામાં પણ ન આવે. તમારા સામાન્ય નીષ્ફળ માણસને ફ્તેહ જોઇતીજ નથી હોતી, તેને પોતાનાં સુખ સગવડ જોઇએ છે. તેને પોતાની રજાઓ, પોતાની મઝા, અને પોતાનું ઉંઘવાનું જોઇએ છે. આવાં માણસો ફ્તેહની સીડી પર ચડી નથી શકતા, તમારાં ફ્તેહમંદ માણસોને પણ આ બધી વસ્તુઓ જોઇએ છે તો ખરી, પણ તેમનું ધ્યેય આગળ વધવાનું હોય છે, પોતાની આગળની વ્યકતી અને સંજોગોથી ઉપરવટ અને પર થવાની તેમને અભીલાષ હોય છે, અને જીવન સામે જ્યારે આટલી હોડ તેઓ ખેલે છે, જગત સામે જ્યારે આવા કારમાં જુધ્ધ તેઓ આદરે છે, ત્યારે જગત પોતે તેની આગળ નમે છે.*

---

*મી. ગીલ્બર્ટ ફ્રેન્કો જે ઇંગ્લંડનાં પ્રખ્યાત વાર્તાનવેશ છે તેમનાં પર એક માસીકવાળાએ થોડો વખત પહેલાં આ લેખમાં આપેલા આઠ ફોટોગ્રાફો મોકલાવ્યા હતા, અને મી૰ ફ્રેન્કોને પુછ્યું હતું કે તેમના ચ્હેરામાં ફ્તેહની કંઇ નીશાની કે લક્ષણ દેખાય છે કે? મી૰ ફ્રેન્કોએ જ્વાબ આપ્યો હતો કે આઠે ફોટોગ્રાફોમાં એ ફોટોગ્રાફો જેમના છે તેમના ચ્હેરાપર આત્મશ્રદ્ધા અને દ્રઢનીશ્ચય સ્પષ્ટ દેખાઇ આવે છે. એ ફોટાઓ જોઇનેજ મી૰ ફ્રેન્કોએ આ લેખ લખી નાંખ્યો હતો.

# પ્રજાતંત્ર કે મુડીતંત્ર?

: લેખક :
શ્રીયુત રમણીક વી. મહેતા
બી. એસ. સી.,

આજે દુનીઆના લગભગ દરેક સ્વતંત્ર દેશોમાં પ્રજાતંત્રની સ્થાપના કરવામાં આવી છે એમ કહેવાય છે. આ વાતમાં કેટલું સત્ય છે તે તો રાજતંત્ર કેમ ચાલે છે તથા પ્રજાના કહેવાતા પ્રતીનીધીઓ કેવી રીતે અને કેટલે દરજ્જે પ્રજાને ઠગીને તેની આપપાસ ઇંદ્રજાળ ગોઠવે છે તેની સમીક્ષા કર્યેજ જણાય.

પ્રજાતંત્ર (Democracy) ની વ્યાખ્યા કરીએ તોજ પ્રજાતંત્ર અને મુડીતંત્ર (Plutocracy) વચ્ચેના ભેદભાવો જણાઇ આવે. પ્રજાતંત્ર એટલે કે જે તંત્ર પ્રજાનું હોય, જે પ્રજાને માટે હોય અને જે પ્રજાથી ચલાવાતું હોય. પ્રજાતંત્રના ઓઠા હેઠળ આજે સોવીયેટ રશીયા શીવાયના સારાયે જગતમાં મુડીવાદનું તંત્ર પ્રવર્તી રહેલું છે. જગતના ભુતકાળના ઇતીહાસમાં દ્રષ્ટીપાત કરીએ તો જણાય છે કે જ્યારે રાજ્યની પ્રથા અસ્તીત્વમાં આવી ત્યારે રાજસત્તા એકજ વ્યકતીના હાથમાં મુકાઇ હતી. એ એકજ વ્યકતીની મરજી મુજબજ સર્વ રાજ્ય કારભાર ચાલતો. વીકાસક્રમ પ્રમાણે સમાજમાં જન્મ પામતાં નવીન બળો જે આ રાજસત્તાનાં વીરોધી હોય તે બળોનો ઉચ્છેદ કરવા આ એકહથ્થુ રાજસત્તા જરાય પણ ચુકતી નહી. પણ યુગબળ હંમેશાં સમાજના વીકાસની તરફેણમાં જ હોય છે. યુગબળે આ એકહથ્થુ આપખુદ અમલનો નાશ કર્યો ખરો, પણ રાજસત્તા એક હાથમાંથી જઇ સમાજના એક નાના વર્ગ પાસે આવી, આ વર્ગ તે સરદારો અને જમીનદારોનો વર્ગ કહેવાયો. વીકાસક્રમમાં આ વર્ગે પણ પોતાનો ફાળો આપ્યો છે, પણ વીકાસનો પ્રવાહ તો હંમેશ વધતોજ જાય છે. અને એ વધતાજ પ્રવાહને અવરોધનાર કોઇપણ બળ કે સત્તાનો તે હંમેશાં નાશ કરી તે પોતાનો માર્ગ મોકળો કરી આગળ ધપે છે. એ સરદારો અને જાગીરદારોના હાથમાં રહેલી રાજસત્તા પાછળથી વેપારી વર્ગના હાથમાં આવી. આ વર્ગ તે આજે મુડીવાદી વર્ગ કહેવાય છે. આ વર્ગે પણ વીકાસના ક્ષેત્રમાં તેનો જબરો ફાળો આપ્યો છે, પણ આજે વીકાસનો એ વર્ગ અવરોધ કરી રહયો છે. રાજસત્તા આ વર્ગના હાથમાં હોઇ એ વર્ગે પોતાનાજ વર્ગનાં હીત અને સ્વાર્થ સાધ્યાં છે અને સાધે છે, મુડીવાદી વર્ગોનાંજ હીત અને સ્વાર્થ સધાય તે તરફજ તેનું પહેલું અને છેલ્લું લક્ષ જાય છે. કળા કે સાહીત્ય, ધર્મ કે નીતી વીગેરે ઉપર પણ એજ વર્ગનાં હીત સચવાય તેની તે ખાસ તપાસ રાખે છે. મુડીના પ્રતાપે એ વર્ગે રાજસત્તા ઉપરજ પોતાનો કાબુ જમાવ્યો છે, એટલુંજ નહીં પણ ધાર્મીક, આર્થીક અને સામાજીક ક્ષેત્રો ઉપર પણ પોતાનો કાબુ એટલોજ મજબુત રાખ્યો છે. એટલા કારણે માટે તો પાર્લામેંટ કે એવી બીજી કોઇ ધારાસભામાં જવાના હક આર્થીક ધોરણ ઉપર સ્થાય

છે. અમુક આયપનવેરો ભરનાર વ્યક્તી જ ધારાસભામાં જઇ શકે અને અમુક વેરો ભરનારને જ મત આપવાનો હક્ક મળે—જો કે હવે આ દીશામાંથી અવરોધો ધીમે ધીમે નાબુદ થતા જાય છે—પણ સાથે સાથે એ વર્ગજ સત્તામાં રહે તેને માટે એક નહીં તો બીજા ઉપાયો અજમાવવાના તેમના પ્રયત્નો તો ચાલુ જ છે. આજે લગભગ દરેક સ્વતંત્ર દેશોમાં સર્વ મતાધીકાર (Universal suffrage) ની પ્રથા ચાલુ થઇ છે. પણ આ હક્કો પ્રજાને કાંઇ આ મુડીવાદી વર્ગે દયા કે દાનની ખાતર આપ્યા નથી. એ હક્કો તો તેમણે બળથી સંપાદન કર્યા છે. લગભગ બધાજ દેશોમાં આ સર્વ મતાધીકારનું સ્થાપન (Establishment of Universal Suffrage) એ સામાન્યોની ચળવળને આભારી છે, અથવા તો શ્રમજીવીઓના શ્રમને આભારી છે. ફ્રાંસમાં આ અધીકાર પહેલી જાતની ચળવળથી સંપાદન કર્યો હતો; જ્યારે બેલ્જીયમ, સ્વીડન, ઓસ્ત્રીયા અને ઇંગ્લાંડમાં શ્રમજીવીઓનાં સરઘસો, હડતાળો અને બીજી કેટલીક હીલચાલોનું એ ફળ છે.

આમ સર્વ મતાધીકારનું સ્થાપન શરૂ થયું ખરૂં, પણ ખરેખરી રાજ્યસત્તા તો મુડીવાદી વર્ગો પાસેજ રહી, અને તેથીજ આજનાં પ્રજાસત્તાક રાજતંત્રો એ ખરેખર પ્રજાતંત્રો નથી પણ મુડીતંત્રો છે. પ્રજાતંત્રનું નામ એતો ખાલી શબ્દજાળ છે, જનતાને મોહમાં નાખી મુડીવાદીઓએ આ ઇંદ્રજાળ પાથરી છે. એ ઇંદ્રજાળમાં જનતા કેટલોક વખત તો ફસાયલી રહી, પણ હવે એનું મીથ્યાપણું તેને જણાવા લાગ્યું છે.

સર્વમતાધીકારનું સ્થાપન થયું ખરૂં, પણ જો આ અધીકાર પ્રમાણે પ્રજા જો તો મતાધીકારનો બરાબર ઉપયોગ કરે તો મુડીવાદને અને જમીનદારશાહીને સખ્ત ફટકો લાગ્યા વીના રહે નહીં. અત્યાર સુધી ભોગવેલા ખાસ હક્કો ઉપર પાણી ફરી વળે તે સહન કરવાનું તેમને પાલવે તેમ ન હતું, ત્યારે અધીકાર ઉપર કાબુ કેમ મેળવી શકાય અને મુડીવાદના સત્તામાંથી આઝાદી મેળવવા અધીરા બનેલા વર્ગો ઉપર પોતાનો કાબુ ચાલુ કેમ રહે તે માટેની યોજનાઓ ઘડાઇ.

લઘુમતીમાં હોવા છતાં પણ મુડીવાદીએ તેમની આ ધારેલી યોજનામાં ફાવ્યા. સર્વ સાધનસંપન્ન હોય તેમણે સામ, દામ, દંડ, ભેદ વીગેરે સર્વે સાધનોનો છુટથી ઉપયોગ કરવા માંડયો. અભણ પ્રજામાં તેમણે તેમની અજ્ઞાનતાનો લાભ લીધો; ધર્માંધ લોકોમાં ધર્મ અને દેવળની મદદ લીધી; ગરીબ લોકોમાં છુટથી નાણાંનો ઉપયોગ કરી તેમને પોતાના કરી લીધા. પ્રજાનાં મત કેળવવાનાં સાધનો જેવાં કે પ્રેસ, સ્કુલ, કોલેજ વીગેરે ઉપર તો તેમનોજ કાબુ હતો. આવા અને આવી જાતનાં બીજાં કેટલાંએ સાધનોથી તમણે પ્રજાના મત ખરીદવા માંડયા એમ કહીએ તો ચાલે. વળી, જેમ જેમ આ મુડીદાર વર્ગ સીવાયના બીજા વર્ગોને તેમના ખરા હક્કોનું ભાન થવા લાગ્યું, તથા તેમની આસપાસ નાખેલી ઇંદ્રજાળનું છળ તેમને દેખાવા લાગ્યું, કે તરતજ આ વર્ગોના હીતનું રક્ષણ કરવાના ઢોંગ નીચે નવી પાર્ટીઓ ઉભી કરવામાં આવી. પહેલાં તો એમ લાગ્યું કે આ પાર્ટીઓના આશરા હેઠળ સઘળા નીચલા વર્ગોના લાભ અને હીત સચવાશે, પણ વખતના વહેવા સાથે એ ભ્રમ પણ હવે લગભગ ભાંગી ગયો છે. બ્રીટનની લેબરપાર્ટી અને જર્મનીની "સોસીયલ ડેમોક્રેટીક પાર્ટી" વીગેરે-

એ આજે તેમનું પુરેપુરૂં પોત પ્રકાસ્યું છે. આ પ્રજાના કહેવાતા પક્ષોએ આડકતરી રીતે મુડીવાદીઓને રાજસત્તા ઉપર રહેવા દીધા છે; અને તેમનાં સ્વાર્થ અને હીતનું હંમેશાં બન્યું તેટલું રક્ષણ કર્યું છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ કે, જો કે શબ્દોમાં તો રાજતંત્ર એ પ્રજાનું તંત્ર છે પણ એ તંત્ર નીચે પ્રજાનો ખરો અવાજ સંભળાતો નથી, વીશાળ જનસમુદાયનાં દુઃખો ટળાતાં નથી, આનાં કારણ સહેલાઇથી જોઇ શકાય છે. અજ્ઞાનતા, ભોળપણ અને નીધનતાને લીધે તથા પ્રેસના અભાવે, મુડીવાદીઓ ફાવી જાય છે. સ્વદેશાભીમાન એ પણ મુડીવાદીઓની સત્તા કાયમ રાખવા માટે એક અણમુલ શસ્ત્ર થઇ પડયું છે. સ્વદેશાભીમાનના શસ્ત્રથી મુડીવાદીઓ તેમનાજ દેશની પ્રજાનું શોષણ કરી રહ્યા છે, એટલુંજ નહીં પણ બીજા દેશો ઉપર પણ તેઓ આજે સામ્રાજ્ય ભોગવી રહ્યા છે. વીશ્વયુધ્ધનો દાખલો તો હજુ તાજોજ છે. સામ્રાજ્યો અને સામ્રાજ્યો વચ્ચેના સંગ્રામમાં કરોડો નીર્ધન માનવીઓ મરી ફીટયા, છતાં તેમના વર્ગનાં દુઃખ અને દારીદ્રતા હજુ ફીટી નહીં. એક સામ્રાજ્યનો સંહાર કરી બીજાં સામ્રાજયોના માલદાર વર્ગો એનાં ફળ ભોગવે છે. પણ આનું કારણ શું? કારણ ફકત એટલુંજ છે કે રાજતંત્ર ચલાવનાર લગભગ માલદાર વર્ગોનાજ માણસો હોય છે. બેલ્જીયમના "ઇન્ડીપેન્ડન્સ" નામના એક ન્યુસપેપરમાં ખુલ્લા શબ્દોમાં આ બાબત ટીકા થઇ હતી, તે પેપર લખે છે કે, "પ્રજાના પ્રતીનીધી થવાને લાયકાત કે જ્ઞાનની જરૂર નથી, પણ ફકત પઇસાનીજ જરૂર છે." અને જ્યારે માલદાર વર્ગમાંનાજ પ્રતીનીધીઓના હાથમાં સત્તા હોય ત્યારે તે કયા વર્ગનાં હીત અને લાભ જાળવે એ પ્રશ્નનો ઉત્તર સહેલાઇથી આપી શકાય.

બીજું કારણ મુડીવાદીઓ પાસે રહેલું પ્રેસનું અજોડ સાધન છે. મોન્ટેસ્કયુઇ કહે છે કે, "પ્રજાસત્તાક રાજતંત્રમાં, પ્રજામત પ્રમાણેજ સંસ્થાઓ ચાલી શકે, જો એમ ન હોય તો એ સંસ્થાઓનો કંઇ અર્થ નથી." પણ આ પ્રજામત કેળવવાનું પ્રેસ એક મોટામાં મોટું સાધન છે. અને ફકત થોડા કજ અપવાદો સીવાય લગભગ બધાજ દેશોમાં પ્રેસ એ મુડીવાદીઓનાજ હાથમાં હોય છે. જ્યાં મજુર મંડળો ઘણાં બળવાન હોય છે, ત્યાં હવે તેઓએ પણ પ્રેસ કાઢવા માંડ્યા છે. પરંતુ મુડીના પ્રતાપે માલદાર વર્ગ હમેશાં તેમના પેપરનું મુલ્ય ઘણુંજ ઓછું રાખે છે; અને તેથી તેમના પેપરનો ફેલાવો ઘણો બહોળો થાય છે. જેમાંજ અંતીમે તેમને લાભ છે. હમણાં થોડાક દીવસ ઉપરનીજ વાત છે કે જ્યારે ઇંગ્લાંડમાં બે મુડીવાદી પત્રો "ડેલીમેલ" અને "ડેલી એક્સપ્રેસ" જેઓનો અનુક્રમે ફેલાવો વીશ લાખ અને પંદર લાખનો છે તે બે પત્રો હાલમાં એકઠાં કરી દેવામાં આવ્યાં છે. જ્યાં આમ ચાલતું હોય ત્યાં પ્રજામત એ કોનો મત હોઇ શકે? જો ભુલતો ન હોય તો લગભગ બે એક વર્ષ ઉપર મીસીસ બીસાન્ટ જેવા મવાળ નેતાએ પણ જ્યારે તેઓ ઇંગ્લાંડથી પાછાં ફર્યાં ત્યારે અહીંના તેમના એક ભાષણમાં જણાવ્યું હતું કે "આજે લગભગ દરેક પત્રો મુડીવાદીઓના કબજામાં છે" આમ પ્રેસ એ મુડીવાદીઓનું એક અમુલ્ય શસ્ત્ર છે.

અમેરીકા તરફ નજર કરીએ તો ત્યાં પણ એમજ જણાય છે અમેરીકાના મુડીવાદીઓએ પણ પ્રેસ, કોલેજ, યુનીવરસીટીઓ અને દેવળો વીગેરે સર કર્યાં છે. કોલેજ કે યુનીવરસીટીના પ્રોફેસરો જો માર્કસના સીધ્ધાંતો અર્થશાસ્ત્રમાં શીખવતા જણાય કે તરતજ તેમને નોકરીમાંથી બર તરફ કરવામાં આવે છે એ ઉપરાંત અમેરીકામાં તો મત મેળવવા માટેનાં ખાસ મંડળો પણ સ્થપાયાં છે.

આમ આજે સર્વત્ર મુડીનુંજ રાજ્ય નજરે પડે છે. અને તેથી અ.પણાથી કહ્યા વગર રહેવાતું નથી કે આજનું રાજતંત્ર એ પ્રજાતંત્ર નથી પણ મુડીતંત્ર છે.

# સંતતિ નિયમનના પ્રણેતાઓ

: લેખક :

પી. જે. બી.

ખરેખર માનવબુદ્ધીમત્તા માટે શોકપુર્ણ શબ્દોમાં કહેવું જોઈએ કે સાંપ્રત સમય સુધીની પ્રગતીની કીંમત માનવે દુઃખ અને આંસુથી આપી છે. વીચાર પરીવર્તનોનું જન્મસ્થાન જેલ બન્યું છે. ફાંસીના માંચડા ઉપરથી માનવ સ્વાતંત્ર્યના આદેશ અપાયા છે.

સમાજ વીજ્ઞાનની એ વીલક્ષણતા છે કે નવા વીચારો સામે ધર્મે જંગ માંડયો છે. સરકારની સત્તાથી પણ વીશેષ ત્રાસ અને સંતાપ માનવને ધર્મે આપ્યાં છે. જે કંઈ નવું સર્જાય છે, નવું જન્મ પામે છે, તેનો તીરસ્કાર કરી, 'પ્રભુને નામે' ત્યાગ કરવાની સલાહ આપનાર પ્રથમ પાદરી કે પુરોહીતજ હોય છે.

અને રક્તબલીદાન આપી વીર ગેલેલીઓએ સીદ્ધ કરી આપ્યું કે પૃથ્વી ફરે છે. તેમજ બળીયા સામે વેક્સીનેશનની શોધ કરનાર મી૦ જેનરને પણ ઉન્હા લોહીના ભોગથીજ તે આ શોધને સીદ્ધ કરવી પડી હતી. અત્યાર સુધીનો ઈતીહાસ શીખવે છે કે પૃથ્વી ઉપર આશીર્વાદ સમી ગણાતી અનેક વસ્તુઓના શોધકોને બદલામાં ત્રાસ અને સંતાપજ મળ્યાં હતા.

તો પછી સંતતી નીયમનનું વીજ્ઞાન આ સર્વ સામાન્ય નીયમને અપવાદરૂપ હોય એ અશક્ય છે. જો કે આ પ્રકારના વીચારો માટે કોઈને મૃત્યુદંડની આકરી શીક્ષા નથી થઈ, પણ અનેક પ્રણેતાઓને આ વીચારના પ્રચારને માટે કારમી જિલ્લાતના તો સહન કરવીજ પડી છે.

## માર્ગેરેટ સાંજેર

અત્યારે પણ આ વીજ્ઞાનના સૌથી પ્રખર વીરોધકો તો નીતીમાનો અને વીતંડાવાદમ રસ લેતા પાદરીઓ અને ધર્મપુજકો છે. આ પાદરીઓ અને નીતીમાનોના પ્રબળ ઘુમરાટથી સંતતી નીયમનના અનેક પ્રણેતાઓને જેલની જંજીરો પડી છે. અને તેમાં પ્રથમ નંબરે વીરાજનાર તો માર્ગેરેટ સાંજેર છે.

આ બાનુને અમેરીકાએ વીજ્ઞાનના પ્રચાર કરવાના આરોપ માટે એક માસની સખત કેદની સજા આપી હતી. આ સજા તો ઈશ્વરી આશીર્વાદ સમાનજ નીવડી. કારણ કે આ કેસને અંગે ઉભી થયેલી પરીસ્થીતીમાં અમેરીકાની વડી અદાલતે નીર્ણય આપ્યો કે 'જનતાની સુખાકારી માટે કોઈ પણ ડોકટરને સંતતી નીયમનની સલાહ આપવાનો હક્ક છે.' આ ઐતીહાસીક નીર્ણયમાં આ વીજ્ઞાનના પ્રચારમાં અમેરીકાએ કરેલી પ્રગતીનું મંડાણ રહેલું છે.

હજુ પણ અમેરીકામાં આ વીચારો સામે પ્રખર વીરોધ કરનાર ધર્મસંપ્રદાય છે. તેઓ સતત રીતે આ વીજ્ઞાન સામે પ્રબળ ચળવળ ચલાવે છે. તેમજ તેમના મંતવ્ય પ્રમાણે આ પાપમય વીજ્ઞાન અમેરીકાના પ્રદેશમાં પ્રવેશી, તેની સંસ્કૃતીને કલંકીત ન કરે તેટલા માટે પ્રબળ ચળવળ ચલાવવામાં ઈશ્વરી સાર્થક સમજે છે.

## એ 'અનીતીમય વીજ્ઞાન'

હીંદમાં પણ જ્યાં ધર્મ અને વહેમોનું મહાત્મ્ય પ્રવર્તતું હોય, ત્યાં પણ સંતતી નીયમનના વીચારો સામે વીરોધ કરનાર મહાત્માઓ અને ધર્મપુજકોજ મુખ્ય છે. આ અપુર્વ વીજ્ઞાનને 'અકુદરતી', 'અનીતીમય', વીગેરે ઉપનામો આપનારા આ વર્ગના વીચારકો પણ 'હીંદની દ્રષ્ટીએ તે અસ્વીકાર્ય છે' એક પ્રકારના શબ્દોનો ઉચ્ચારમાં સવ સાર્થકતા સમજે છે.

## યુરોપમાં શરૂઆત

સત્તાવાર ઇતીહાસને અભાવે આ વીજ્ઞાન યુરોપમાં ક્યારે પ્રસર્યું તેની કલ્પના કરવી અશક્ય છે, છતાં પણ લગભગ સાતસો વર્ષથી આ વીજ્ઞાનની હસ્તીના પ્રમાણો હવે તો મળી આવે છે. ચીનમાં તો આ પ્રકારના ઉપાયો બહુજ વપરાતાં, એ પ્રકારની સ્પષ્ટ સાબીતીઓ મળે છે. તેમજ ફ્રાંસ, જર્મની, અને અન્ય દેશોમાં પણ આ વીજ્ઞાનનો અપુર્વ પ્રચાર હતો તેમ હવે સીધ્ધ થયું છે.

પણ આ ચળવળની પ્રથમ શરૂઆત તો ૧૭૯૮ માં થઇ. આ વર્ષે આ વીજ્ઞાનના પ્રચારનો સત્તાવાર પ્રારંભ થયો એમ ગણી શકાય. કારણકે તે વર્ષમાં યુરોપના મહાન વીચારક માલ્થસે તેનું અદ્વીતીય પુસ્તક 'વસ્તીવીકાસ'નાં સીદ્ધાંતો બહાર પાડ્યા.

આ પુસ્તકના પ્રકાશનથી અનેક અર્થવીશારદો ચમક્યા. કેટલાકે તેને ખોટો ભય ઉપજાવનારો (*Alarmist*) કહ્યો. કેટલાક તેના આ પુસ્તક ઉપર વરૂ પ્રમાણે કુદી પડી, તેણે દર્શાવેલા સીદ્ધાંતોની આડી અને ઉભી સમીક્ષા શરૂ કરી. પણ આમ ઉગ્ર વીરોધ છતાં, તેના વીરોધી અર્થ વીશારદોને પણ સ્વીકારવું પડ્યું હતું કે તેના દર્શાવેલા વીચારોમાં ઘણે અંશે તથ્ય રહેલું છે.

## વસ્તી અને પોષણનું પ્રમાણ

આ વીચારકે ઘોષણા કરી કે 'જગત ઉપર વસ્તી તો કુદકે અને ભુસકે વધતી જાય છે. દરેક પળે વધુ બાલકો જન્મે છે અને તેથી ઓછાં બાલકો મૃત્યુ પામે છે. પૃથ્વીના પટ ઉપરનો માનવ સમુદાય વધતોજ જાય છે અને છતાં પૃથ્વી ઉપર પાકતું ધાન્ય તેટલી ઝડપથી કે તેટલી ત્વરાથી વધતું નથી. અને તેથી જો આ અપ્રમાણ ચાલુ રહેશે, અને વસ્તીના વીકાસ ઉપર કંઇક અંકુશ નહીં મુકવામાં આવે તો જરૂર પૃથ્વી ઉપર ભુખમરો પ્રગટશે.'

ઇતીહાસની એ વીચીત્રતા છે કે વીચારક માલ્થસે સંતતીનીયમન માટે એક શબ્દ પણ લખ્યો નહીં હોવા છતાં તેના વીચારો એ આ વીજ્ઞાનનું જન્મસ્થાન મનાય છે. સંતતીનીયમનના વીજ્ઞાન સાથે વીચારક માલ્થસનું સ્થાન એટલું તો સખત રીતે સંકળીત છે કે એના સીધ્ધાંતોની સમીક્ષા વગર કોઇ પણ પુસ્તક શરૂ થઇ ન શકે.

આ વસ્તીવીકાસના પ્રશ્નના ઉકેલ ઉપર લગભગ મૌન રાખી માલ્થસે માત્ર વસ્તુસ્થીતી અતી સ્પષ્ટતાથી રજુ કરી હતી. તેના વીચારોએ અનેકોને પ્રેરણા આપી, અને શોધકોનું સર્વ ધ્યાન ગર્ભધાન નીરોધક વસ્તુઓની શોધ ઉપર રોકાયું. આ સતત યત્નમાં અત્યારે વપરાતી 'ચેક પેસરી' જન્મ પામી.

આ શોધકોએ સર્વ હીંમત એકઠી કરીને ઉદ્ઘોષણા કરી કે 'ચેક પેસરી' જેવા સામાન્ય

ઉપાયો ઉપરથી સંતતીને ઉત્પન્ન થતી અટકાવવી શક્ય છે. તેમણે હર્ષનાદ કર્યો હતો કે કુદરતના આ અરાજક યંત્ર ઉપર પણ આખરે મનુષ્યે સ્વામીત્વ મેળવ્યું છે. હવે કુદરતની ઇચ્છા પ્રમાણે બાલકો ઉત્પન્ન થવાને બદલે માત્ર જ્યારે વ્યક્તી ઇચ્છે ત્યારેજ સંતતી ઉત્પન્ન થશે.

## જેમ્સ મીલ

આ ઉકેલને પ્રથમ પ્રકાશમાં મુકનાર જેમ્સ મીલ નામની એક ઇંગ્લીશ વ્યક્તી હતી. 'એન સાઇક્લો પીડીયા બ્રીટાનીકા'માં આ વ્યક્તીએ બહુજ સાવચેતીથી લખ્યું હતું કે 'જો ખાલી વહેમોને તજી દેવામાં આવે અને શક્યતાના શીધ્ધાંતોને વળગી રહેવામાં આવે તો વસ્તીવીકાસના ઉકળતા પ્રશ્નનું સમાધાન બહુ દુર નથી.'

ત્રણ વર્ષ પછી આજ મીલે 'રાજકીય અર્થશાસ્ત્રના પ્રાથમીક સીદ્ધાંતો' નામનું પુસ્તક પ્રગટ કર્યું. આ પુસ્તકમાં તેમણે સ્પષ્ટ લખ્યું હતું કે 'આ ક્ષણે સૌથી અગત્યનો પ્રશ્ન તો અગણીત સંખ્યામાં જન્મતા બાળકોને કેવી રીતે અટકાવવાનો છે.' અને પછી બહુજ ટુંક સમયમાં 'સંતતી નીયમન'ના વાવટા નીચે માલ્થસના સર્વ અનુયાયીઓ એકત્ર મળ્યાં.

## પ્રથમ સલાહ

૧૮૨૧ની તે સાલ હતી. લગભગ એક સૈકા પહેલાં ફ્રાંસીસ પેરે 'વસ્તીના સીદ્ધાંત' નામના પુસ્તકમાં લખ્યું હતું કે—

"જો પરણેલા દંપતીને એમ શીખવવામાં આવે કે ગર્ભાધાન નીરોધક વસ્તુઓને વાપરવામાં કોઇ પણ પ્રકારની માનહાની કે શરમ નથી, તો પછી આ અતી ગભરાવનારા પ્રશ્નનો ઉકેલ સાદો, સીધો અને સરળ છે, સમાજમાં જે ભયંકર ભુખમરો પ્રસરી રહ્યો છે, અને ત્રાસ અને સંતાપથી માનવજાતીની જે દશા થઇ રહી છે તે આ સીધા ઉપાયથી જરૂર અટકી શકશે. આ પ્રકારની પોતાની પસંદગીના બાલકને ઉત્પન્ન કરવામાંજ સુંદર ભાવી સમાયેલું છે તેની મ્હારી ખાત્રી છે.'

## ફ્રાંસીસ પ્લે

પછીથી તો ફ્રાંસીસ પ્લેનું 'વસ્તી વીકાસના સાદ્ધાંતોનું' પુસ્તક વાણી સ્વાતંત્ર્ય માટે લડતા વીરનર રીચાર્ડ કાર્લાઇલના હાથમાં આવ્યું. તે વખતે આ મહાચીંતક જેલમાં હતો 'પેન'ના પુસ્તકોને પ્રગટ કરવા માટે ઇંગ્લાંડની સરકારે તેને જેલ આપી હતી. અને જેલમાંજ આ પુસ્તકની પ્રાપ્તી થતાં, તરતજ તે નવા વીચારોનો પરમ ભક્ત બન્યો. તેણે નવી વીજ્ઞાન પદ્ધતી ઉપર આ વીચારોને તપાસ્યાં, અને મ્હોટા ચીંતન પછી 'Every women's Book' દરેક સ્ત્રીની ચોપડી નામનું અદ્વીતીય પુસ્તક બહાર પાડ્યું. આ પુસ્તકમાં તેણે ગર્ભાધાન નીરોધક વસ્તુઓ કેમ વાપરવી તેનું વીગતવાર વર્ણન કર્યું હતું. એટલુંજ નહીં પણ 'સંતતી નીયમન શા માટે' એ પ્રશ્નનો તેમાં સ્પષ્ટ જવાબ આપવામાં આવ્યો હતો.

## સ્ટુઆર્ટ મીલ

જેમ્સ મીલ પછી આ વીજ્ઞાનના પ્રચારમાં અગ્રભાગ લેનાર તેનો પુત્ર જોન સ્ટુઆર્ટ મીલ હતો. તેણે અતી ચીંતન પછી મુકેલી તેની સચોટ દલીલો અત્યારે પણ સંતતી નીયમનના આધુનીક વીજ્ઞાનના અનેક પુસ્તકોમાં પાછી રજુ કરવામાં આવે છે. પણ એ કોઇ ન વીસરે કે તે શતકના સમાજે આ નવા વીચારોના પ્રણેતાઓ ઉપર સીતમ

વરસાવવામાં મણા નહોતી રાખી. તેમનો બહીષ્કાર કરવામાં આવ્યો હતો. અને સમાજના કહેવાતા સજ્જનો તેમની સાથે વાર્તાલાપ કરતાં પણ શરમાતાં!

## હીંદમાં પણ-

સંતતી નીયમનની શરૂઆતનો આ ઇતીહાસ છે. લગભગ એક સૈકાના આ ગાળામાં આ ચળવળ એટલી તો પ્રબળતાથી આગળ વધી છે; અને તેનો વીકાસ એટલો તો વેગવન્ત થયો છે કે પૃથ્વીના પ્રત્યેક ભાગમાં આ વીચારો માટે પુસ્તકો લખાયાં છે. જગતની લગભગ દરેક ભાષામાં આ વીજ્ઞાનને ચર્ચતું પુસ્તક રચાયું છે. ધર્મ પુજકો વીરોધ કરે કે ન કરે, આપણા દેશના સત્ય અને નીતીના ઇજારદારો ભલે આ અપુર્વ વીજ્ઞાનને તરછોડી દે, કે નીરાશાવાદીઓ તત્વજ્ઞાનીઓ ભલે તેને ન સ્વીકારે, કે ભુતકાલના ભકતો તેને ત્યાજ્ય ગણે. છતાં પણ નવી ભાવના અને નવા વીચારો જે આવતાં અટકાવી શકાય એવું કોઇનું પણ સામર્થ્ય નથી. જે ત્વરાથી આ વીજ્ઞાન ભુતકાળ પુજક હીંદમાં પણ પ્રસરતું જાય છે તે ગતી તપાસતાં અનેકને અજાયબી થાય છે.

તેની ગતીએ તો નીતીભાવનાના જુના અને જડ બંધનોને પણ ફરી તપાસવાની ફરજ પાડી છે. આજના યુવકોમાં નવી ભાવના પ્રગટાવી છે. અને સ્ત્રી અને પુરૂષોના સંબંધમાં રહેલી વીજ્ઞાન ઉપર નવી દ્રષ્ટી રજુ કરી છે. ટુંકમાં કહીયે તો સમગ્ર માનવ જીવનને નવી રીતે જોવાની હવેજ એક તક પ્રાપ્ત થઇ છે.

માણસ જે કંઇ જ્ઞાન ધરાવતો હોય તેની પછી જગતમાં કંઇ જાણવા જેવું છેજ નહીં, એવું તે માનવા માંડે ત્યાં થોડું જ્ઞાન એ ભયરૂપ થઇ પડે છે. પણ જ્ઞાન અખુટ છે અને જ્યાંથી મળે તેનો ખુલ્લા દીલે સ્વીકાર કરવો એવું માનનારનું ગમે તેટલું થોડું જ્ઞાન ભલે હો, તે કદી ભયકારક થતું જ નથી.

...

જેઓ જીવનને પુરેપુરી રીતે માણી શકે છે તેમને મૃત્યુની વ્યાખ્યાઓ શોધવાની આથાકુટમાં પડવુંજ પડતું નથી.

જીવન એ સ્વપ્ન છે એમ કહેવું એ માત્ર કવીની કલ્પના સમુ છે. છતાં તે કલ્પનાની સરખામણી એક રીતે થઇ શકે કે સ્વપ્નામાં કેટલાક જેવી મુર્ખાંતા કરે છે તેવી મુર્ખાઇનાં કામ જીવનમાં જેઓ કરતા હોય તેમને માટે જીવન એ સમણા જેવું છે, બીજાઓ માટે જીવન એ જીવંત વસ્તુજ છે.

...

માનવસમાજ સુખની શોધમાં નહીં પણ સુખની વ્યાખ્યા બાંધવામાં નીરંતર રોકાયલો રહે છે!

# સામ્રાજયવાદની સમીક્ષા

: લેખક :

તીરંદાજ

## : લેખાંક ત્રીજો :

ઉદ્યોગોમાં રોકાયલી મુડી જ્યારે છેલ્લામાં છેલ્લી ઢબથી પુનર્વીધાન (rationalization) કરવા માટે પુરી પડતી નથી ત્યારે ગંજાવર મશીનરી માટે જોઇતાં નાણાં બેંકો ધીરે છે પણ બદલામાં એ બેંકો ઉદ્યોગ ઉપર પોતાની દેખરેખ, કાબુ અને કેટલીક વખત સર્વોપરી સત્તા રાખે છે. ૧૯૧૩ માં જર્મનીની ૭ મોટી બેંકો ૭૫૦ ઉદ્યોગોની પેઢીઓમાં પ્રતીનીધીત્વ ધરાવતી હતી. બેંકોના ૧૭૯ ડીરેક્ટરો અને એના પ્રતીનીધીઓ જુદી જુદી ૨૯૧૮ ઉદ્યોગીક પેઢીઓના વ્યવસ્થાવીભાગમાં બીરાજતા હતા. ૧૯૦૮ માં અમેરીકામાં ૮૯ બેંકોના પ્રતીનીધીઓ ઉદ્યોગોમાં ૨૦૦૦ ડીરેક્ટરોની જગ્યાઓ સાચવી બેઠા હતા. એમાંના કેટલાક તો લગભગ ૭૫ ઉદ્યોગો જાતે ચલાવતા હતા. તેલ, સોનાની ખાણો, ધાતુ, મશીનરી, સીમેંટ, રેલ્વે, સ્ટીમરો અને એવાં કેટલાંય મુખ્ય ઉદ્યોગો અને વ્યાપારોમાં બેંકોની દેખરેખ મહત્વનો ભાગ ભજવે છે. આનું પરીણામ એ આવે છે કે જો ઉદ્યોગોમાં અવ્યવસ્થા હોય અને નફો ઓછો થાય તો બેંક આંખ ફાડીને પોતે ધીરેલા નાણાંની સલામતી માટે ઉદ્યોગને દીશાસુચન કર્યા કરે છે અને એની સુધારણા માટે કેટલીયે વખત આંતરવ્યવસ્થામાં ડખલગીરી કરે છે, કારણ કે ઉદ્યોગોમાં નફો ઓછો થાય તો બેંકોને પણ નુકશાન જાય, જેને લઇને ધીરેલાં નાણાંની સલામતી ખાતર ઉદ્યોગમાં બેંકો અનહદ રસ લ્યે છે. પોતાનો કાબુ બેંકો અનેક રીતે ઘુસાડે છે. કાં તો એ વ્યવસ્થાવીભાગમાં પોતાનો પ્રતીનીધી ઘુસાડે છે અથવા જે ઉદ્યોગમાં બેંકે નાણાં ધીર્યાં હોય છે એ ઉદ્યોગના પ્રતીસ્પર્ધીઓની સ્પર્ધા હળવી કરવા પ્રયત્ન કરે છે. એટલે આડકતરી રીતે બેંકો જ મોટી મોટી સીન્ડીકેટો ઉભી કરી આપસ આપસની સ્પર્ધા રાખવામાં સહાયભુત થાય છે, કારણ કે નવાં ધોરણો ઉપર ઉદ્યોગની પુનર્ઘટના માટે જો નાણાં જોઇતાં હોય તો બેંકો તાત્કાળીક ધીરી શકે છે. આ પરીસ્થીતીને લઇને બેંકો ઉદ્યોગની અંદર વધારે ને વધારે મહત્વતા મેળવતી જાય છે અને છેવટે જ્યારે જગતની મુખ્ય જરૂરીયાતો પુરી પાડતાં લગભગ બધા ઉદ્યોગોની બેંકો મારફત પુનર્ઘટના થઇ જાય ત્યારે બેંકો પછી એ કેન્દ્રીત ઉદ્યોગવાદના રક્ષણ માટે અને એના ઉત્પાદનની નીકાસ સારૂ પરદેશી બજારો મેળવવા માટે રાજસત્તાનું ગળું દબાવે છે. બેંકોના હાથમાં ઉદ્યોગોની એટલી અનીયંત્રીત સત્તા આવી પડે છે કે પછી એ બેંકોના માંધાતા મનાતા અમુક અબજપતીઓ આખી રાજસત્તાને ખુબ નફો ઉત્પન્ન કરવા ખાતર નચાવે છે. જે ઉદ્યોગો ઉપર હજારો ટુંકી મુડીવાળા કાબુ ધરાવતા હતા એ બધા ઉદ્યોગો બેંકોની મદદથી બહુજ થોડા ટ્રસ્ટ કે

સીન્ડીકેન્ટના સંચાલકોના હાથમાં સરી પડે છે. ખાનગી શરાફી પેઢીઓ અને નની નાની બેંકોને બદલે સેન્ટ્રલ બેંકો અઢળક ધનનો ઉપયોગ કરતી થઇ જાય છે; એટલે ઉદ્યોગ અને થાપણુ બંનેના આ મીશ્રણથી જગતનું ઉત્પાદન બહુજ થોડા માણુસોની ઇચ્છાને આધીન બને છે અને નફો મેળવવાની તૃષ્ણાને લઇને આ અલ્પસંખ્ય વર્ગનો સર્વદેશીય ણુ જગતમાં રાષ્ટ્રો વચ્ચેની કારમી સ્પર્ધા ઉભી કરે છે. ઇંગ્લાંડના અબજપતીઓ પોતાના ઉદ્યોગોમાંથી અને નાણાંનાં રોકાણમાંથી ખુબ ધન લુંટવા માટે જર્મનીના માલને જગતની બજારમાંથી હાંકી કાઢવા મથતા હતા અને પરીણામે એમાંથી ૧૯૧૪ ની ભયંકર લડાઇ સળગી. આજે અમેરીકન મુડી સાથે ઇંગ્લાંડના પાઉંડનું ભારે તુમુલયુધ્ધ જગતના બજારોમાં જામી પડયું છે અને એમાંથી ૧૯૧૪ ના જેવુંજ ભીષણુ યુધ્ધ ઉભું થશે એમ ઇતીહાસવેત્તાઓ આજે કહી રહયાં છે. ૧૯૧૪ ની લડાઇ પહેલાં ઇંગ્લંડ અને જર્મની શબ્દોમાં ખુબ મીઠાશ વાપરી એકબીજાને ભેટતા હતા અને છતાંય માત્ર વ્યાપારની સ્પર્ધાને ખાતર બંને દેશના મુડીવાદીઓએ કરોડોની કતલ ચલાવે એવું યુધ્ધ રાષ્ટ્રીય સલામતીને નામે જનતાને ઉશ્કેરીને મચાવ્યું હતું. જર્મનીએ Father land—પીતૃભુમીને નામે અનેક શ્રમજીવી સઇનીકોને રણમેદાનમાં રોળી નાખ્યા. ઇંગ્લાંડે બેલજ્યમના રક્ષણને નામે, આત્મનીર્ણયને નામે અને પરાધીન પ્રજાના પક્ષકારને નામે—આખા સામરાજ્યના સાધનોને એ જગદવ્યાપી જંગમાં હોમી દીધા હતાં. ખરી રીતે એમાં ઇંગ્લાંડ કે જર્મની, ફ્રાંસ કે રશીયા, કોઇ પણુ દેશના ...વર્ગને વૈમનસ્ય હોવાનું કંઇજ કારણુ નહોતું. માત્ર એ દેશોમાંથી કયા દેશના મોટા મોટા બેંકરો અને ઉદ્યોગપતીઓના ખીસ્સામાં વધુ ને વધુ નફો એકઠો થાય છે એજ આખી લડાઇનું મુખ્ય અને એકજ કારણ હતું. એ નફાની રાક્ષસી તૃષ્ણાને ખાતર ઇંગ્લાંડમાં જર્મની સામે વ્યવસ્થીત પ્રચારકાર્ય થયું હતું, તેમજ જર્મનીમાં ઇંગ્લાંડ અને ફ્રાંસ સામે ઝેર પ્રચારવાનો ધંધો ત્યાંના મુડીવાદીઓએ વરસોથી માંડી દીધો હતો. આ બેંકરો અને ઉદ્યોગપતીઓ વધારે નફો મેળવે તો એના મજુરેને વધુ ફાયદો થાય એમ કેટલાક મુડીવાદના વળગણો દલીલ કરે છે, પણ વધારે નફો મેળવવા માટે ઉત્પાદનનું ખર્ચ ઓછું કરવા હમેશાં કોઇપણ મુડીવાદી મથે છે. મુડી અને એના રોકાણમાંથી આજની સમાજ વ્યવસ્થામાં એ સ્થીતી અનીવાર્ય છે. એક જર્મન સીપાહીનું અંગ્રેજ સીપાહીએ કશુંજ બગાડયું હોતું નથી. ઉલટું એ બન્નેને પીસી રહેલી સમાજવ્યવસ્થા એકજ સીધ્ધાંત ઉપર—શ્રમજીવીઓના શોષણ ઉપર—નીભર્ર છે. છતાં એક બીજાની ગરદન કાપવા કેટલું—પોતાના શ્રમજીવીબંધુને હણી નાખવા જેટલું—ઝનુન આ સીપાહીઓમાં કોણ ફેલાવે છે? સર્વસામાન્ય રક્તશોષણના સંબંધથી સંકળાયેલા કરોડો મહેનતુ માનવોને પરસ્પર અથડાવી મારવાનું શીક્ષણ કોણ આપે છે? દરેક દેશની રાજસત્તા શા માટે આટલાં લશ્કરો, આવડાં નઉકાસૈન્યો અને જબર હવાઇ વીમાનો નીભાવે છે? આ પ્રશ્નોનો ઉત્તર ઉદ્યોગો અને બેંકોએ ઓળવેલા સમાજના ઉત્પાદનનો અખત્યાર સાફ સાફ શબ્દોમાં આપે છે. જગતને આંગળીના ટેરવા પર નચાવી રહેલા આ કરોડપતીઓ ... સત્તાના બળ ઉપર આટલા

મુસ્તાક છે એ સમજવા માટે, મુડીવાદ, અને એનો આજનો વીકાસ અવસ્ય સમજી લેવાની જરૂર છે; એટલે જગતમાંથી જ્યાંસુધી આ સામરાજ્યવાદ ન ઉપડે ત્યાંસુધી પ્રજા પ્રજા વચ્ચેના વઇમનસ્ય કદી મટવાનાં નથી. તત્વજ્ઞાન, અહીંસા, સત્ય, નીતીન્યાય વીગેરે ગમે તેટલા અખતરાઓ સંતમહંતો અજમાવે છતાં ખાનગી મુડી, મીલ્કત માલીકી અને આજનો વીકાસ પામેલો યંત્રવાદઃ એ ત્રણે સાથે હોય ત્યાં સુધી કદી આં દુઃખદાયક ઘટના અસંભવીત થઇ શકેજ નહી. એકલા યંત્રવાદને આજની વીષમતાએનું કારણ માનવું એ મુર્ખતા છે. યંત્રવાદની આટલી વીકાસ પામેલી સ્થીતીમા ખાનગી મીલ્કતની માલીકી અને મુડીના રોકાણ માટે સદર પરવાના આટલી ઉથલપાથલ મચાવે છે. અને એથીજ સામરાજ્યવાદ એટલે લોર્ડ ઇરવીન નહીં, પાર્લામેંટ નહીં, હુવર કે બ્રીયાં નહીં, પણ એ દેશના મુડીવાદી બેંકરો અને કારખાનાંનાં માલેકોની શોષણનીતી છે, એમ કહેનારા વીવેચકો આખા પ્રશ્નને બહુજ મુદ્દાસર મુકે છે એમ કહેવાય. જે પાંચ પ્રશ્નો આ લેખમાળામા ચર્ચવામાં આવે છે એ પ્રશ્નો ઉપર ઉભેલી આખી ઇમારતના પાયામાં અસંખ્ય શ્રમજીવીઓની નીર્વેતન મજુરી (unpaid labour) છે. લક્ષ્મીનંદનોનો નફો એટલે મહેનતુ માનવતાની નીર્વેતન મજુરી (Surplus Value is nothing but unpaid labour) અને એ નફાની તૃષ્ણામાંથીજ આટલી ઉગ્ર લડાઇઓ જન્મે છે.

આ આર્થીક સમાજવ્યવસ્થામાંથીજ આજની રાજકીય સત્તાનાં જુદાં જુદાં ધોરણો અને બંધારણો ઘડાય છે અને એ આર્થીક સમસ્યાઓને ઉકેલ્યા વીના આજની મુડીવાદી રાજસત્તાઓનું પ્રથક્કરણ કરવું એ તદ્દન અશક્ય છે. આટલું મહત્વનું સ્થાન ભોગવતી આર્થીક પરીસ્થીતીનો પાયો એ આજના ઉદ્યોગો અને બેંકોની મીશ્રીત મુડી ઉપર રચાયો છે; એટલે જુદી જુદી દીશામાં બેંકોએ જમાવેલા ઉદ્યોગનો કાબુ મુડીવાદના સ્વરૂપને વધારે ઉગ્ર બનાવે છે અને જેમ જેમ બેંકોનું આધીપત્ય (Hegemony) ઉત્તરોત્તર વધતું જશે એમ એમ પ્રજાઓની પરસ્પર અથડામણી નજદીકમાં આવતી જશે. કદાચ એવી એકાદ બે સામરાજ્યવાદી લડાઇઓમાંથીજ એ આખી આર્થીક સમાજવ્યવસ્થાના નાશનું પગરણ મંડાય એ બનવાજોગ છે.

દરેક રાષ્ટ્ર પોતાનાં ઉત્પાદનને જગતમાં બજાર બનાવવા માટે ખુબ કાળજી રાખે છે. પોતાના દેશમાં ઉત્પન્ન થતો કાચો માલ બીજા દેશમાં જતો અટકાવવા એના ઉપર જગાત નાંખે છે અને બહારના દેશાવરોમાં તઇયાર માલ આવી ન પડે એટલા ખાતર 'રાષ્ટ્રીય ઉદ્યોગ'નું રક્ષણ મોટી મોટી જગાતની દીવાલો ઉભી કરીને આજની દરેક મુડીવાદી પ્રજા કૃત્રીમ સ્પર્ધા ખેલે છે. જ્યારે ઇંગ્લાંડની સાથે જર્મની અને અમેરીકા સ્પર્ધામાં ઉભા રહી નહોતા શકતાં ત્યારે પોતપોતાના દેશોમાં પરદેશી માલ સામે રક્ષણની જગાત દાખલ કરી, એટલે સ્વદેશના ઉદ્યોગને પગભર થવાનું સુગમ પડે પણ જ્યારે ઉદ્યોગનો વીકાસ પરદેશની હરીફાઇમાં ટકે એવો થાય ત્યારે આ રક્ષણ માટે ઉભી થયેલી જગાત નીકળી જવી જોઇએ. પણ એમ થવાને બદલે એ દીવાલો યંત્રોનું ટેકનીક સુધર્યા પછી અને ઉદ્યોગ પગભર થયા પછી પણ ઉલટી વધારે મજબુત બનતી ચાલી છે

સીન્ડીકેન્ટના સંચાલકોના હાથમાં સરી પડે છે. ખાનગી શરાફી પેઢીઓ અને નની નાની બેંકોને બદલે સેન્ટ્રલ બેંકો અઢળક ધનનો ઉપયોગ કરતી થઇ જાય છે; એટલે ઉદ્યોગ અને થાપણ બંનેના આ મીશ્રણથી જગતનું ઉત્પાદન બહુજ થોડા માણસોની ઇચ્છાને આધીન બને છે અને નફો મેળવવાની તૃષ્ણાને લઇને આ અલ્પસંખ્ય વર્ગનો સર્વદેશીય ણુ જગતમાં રાષ્ટ્રો વચ્ચેની કારમી સ્પર્ધા ઉભી કરે છે. ઇંગ્લાંડના અબજપતીઓ પોતાના ઉદ્યોગોમાંથી અને નાણાંનાં રોકાણમાંથી ખુબ ધન લુંટવા માટે જર્મનીના માલને જગતની બજારમાંથી હાંકી કાઢવા મથતા હતા અને પરીણામે એમાંથી ૧૯૧૪ ની ભયંકર લડાઇ સળગી. આજે અમેરીકન મુડી સાથે ઇંગ્લાંડના પાઉંડનું ભારે તુમુલયુધ્ધ જગતના બજારોમાં જામી પડયું છે અને એમાંથી ૧૯૧૪ ના જેવુંજ ભીષણ યુધ્ધ ઉભું થશે એમ ઇતીહાસવેત્તાઓ આજે કહી રહ્યાં છે. ૧૯૧૪ની લડાઇ પહેલાં ઇંગ્લંડ અને જર્મની શબ્દોમાં ખુબ મીઠાશ વાપરી એકબીજાને ભેટતા હતા અને છતાંય માત્ર વ્યાપારની સ્પર્ધાને ખાતર બંને દેશના મુડીવાદીઓએ કરોડોની કત્તલ ચલાવે એવું યુધ્ધ રાષ્ટ્રીય સલામતીને નામે જનતાને ઉશ્કેરીને મચાવ્યું હતું. જર્મનીએ Father land—પીતૃભુમીને નામે અનેક શ્રમજીવી સઇનીકોને રણમેદાનમાં રોળી નાખ્યા. ઇંગ્લાંડે બેલજ્યમના રક્ષણને નામે, આત્મનીર્ણયને નામે અને પરાધીન પ્રજાના પક્ષકારને નામે—આખા સામ્રાજ્યના સ.ધનોને એ જગદ્વ્યાપી જંગમાં હોમી દીધા હતાં. ખરી રીતે એમાં ઇંગ્લાંડ કે જર્મની, ફ્રાંસ કે રશીયા, કોઇ પણ દેશના સમુહવર્ગને વઇમનસ્ય હોવાનું કંઇજ કારણ નહોતું. માત્ર એ દેશોમાંથી કયા દેશના મોટા મોટા બેંકરો અને ઉદ્યોગપતીઓના ખીસ્સામાં વધુ ને વધુ નફો એકઠો થાય છે એજ આખી લડાઇનું મુખ્ય અને એકજ કારણ હતું. એ નફાની રાક્ષસી તૃષ્ણાને ખાતર ઇંગ્લાંડમાં જર્મનીની સામે વ્યવસ્થીત પ્રચારકાર્ય થયું હતું, તેમજ જર્મનીમાં ઇંગ્લાંડ અને ફ્રાંસ સામે ઝેર પ્રચારવાનો ધંધો ત્યાંના મુડીવાદીઓએ વરસોથી માંડી દીધો હતો. આ બેંકરો અને ઉદ્યોગપતીઓ વધારે નફો મેળવે તો એના મજુરેને વધુ ફાયદો થાય એમ કેટલક મુડીવાદના વળગણો દલીલ કરે છે, પણ વધારે નફો મેળવવા માટે ઉત્પાદનનું ખર્ચ ઓછું કરવા હમેશાં કોઇપણ મુડીવાદી મથે છે. મુડી અને એના રોકાણમાંથી આજની સમાજ વ્યવસ્થામાં એ સ્થીતી અનીવાર્ય છે. એક જર્મન સીપાહીનું અંગ્રેજ સીપાહીએ કશુંજ બગાડયું હોતું નથી. ઉલટું એ બન્નેને પીસી રહેલી સમાજવ્યવસ્થા એકજ સીધ્ધાંત ઉપર—શ્રમજીવીઓના શોષણ ઉપર —નીર્ભર છે. છતાં એક બીજાની ગરદન કાપવા જેટલું—પોતાના શ્રમજીવીબંધુને હણી નાખવા જેટલું—ઝનુન આ સીપાહીઓમાં કોણ ફેલાવે છે? સર્વસામાન્ય રક્તશોષણના સંબંધથી સંકળાયેલા કરોડો મહેનતુ માનવોને પરસ્પર અથડાવી મારવાનું શીક્ષણ કોણ આપે છે? દરેક દેશની રાજસત્તા શા માટે આટલાં લશ્કરો, આવડાં નઉકાસૈન્યો અને જબર હવાઇ વીમાનો નીભાવે છે? આ પ્રશ્નોનો ઉત્તર ઉદ્યોગો અને બેંકોએ ઓળવેલા સમાજના ઉત્પાદનનો અખત્યાર સાફ સાફ શબ્દોમાં આપે છે. જગતને આંગળીના ટેરવા પર નચાવી રહેલા આ કરોડપતીઓ ' ' સત્તાના બળ ઉપર આટલા

મુસ્તાક છે એ સમજવા માટે, મુડીવાદ, અને એનો આજનો વીકાસ અવસ્ય સમજી લેવાની જરૂર છે; એટલે જગતમાંથી જ્યાંસુધી આ સામરાજ્યવદ ન ઉપડે ત્યાંસુધી પ્રજા પ્રજા વચ્ચેના વઇમનસ્ય કદી મટવાનાં નથી. તત્વજ્ઞાન, અહીંસા, સત્ય, નીતીન્યાય વીગેરે ગમે તેટલા અખતરાઓ સંતમહંતો અજમાવે છતાં ખાનગી મુડી, મીલ્કત માલીકી અને આજનો વીકાસ પામેલો યંત્રવાદઃ એ ત્રણે સાથે હોય ત્યાં સુધી કદી આ દુઃખદાયક ઘટના અસંભવીત થઇ શકેજ નહી. એકલા યંત્રવાદને આજની વીષમતાએનું કારણ માનવું એ મુર્ખતા છે. યંત્રવાદની આટલી વીકાસ પામેલી સ્થીતીમા ખાનગી મીલ્કતની માલીકી અને મુડીના રોકાણ માટે સદર પરવાના આટલી ઉથલપાથલ મચાવે છે. અને એથીજ સામરાજ્યવાદ એટલે લોર્ડ ઇરવીન નહીં, પાર્લામેંટ નહીં, હુવર કે બ્રીયાં નહીં, પણ એ દેશના મુડીવાદી બેંકરો અને કારખાનાંનાં માલેકોની શોષણનીતી છે, એમ કહેનારા વીવેચકો આખા પ્રશ્નને બહુજ મુદ્દાસર મુકે છે એમ કહેવાય. જે પાંચ પ્રશ્નો આ લેખમાળામા ચર્ચવામાં આવે છે એ પ્રશ્નો ઉપર ઉભેલી આખી ઇમારતના પાયામાં અસંખ્ય શ્રમજીવીઓની નીર્વેતન મજુરી (unpaid labour) છે. લક્ષ્મીનંદનોનો નફો એટલે મહેનતુ માનવતાની નીર્વેતન મજુરી (Surplus Value is nothing but unpaid labour) અને એ નફાની તૃષ્ણામાંથીજ આટલી ઉગ્ર લડાઇઓ જન્મે છે.

આ આર્થીક સમાજવ્યવસ્થામાંથીજ આજની રાજકીય સત્તાનાં જુદાં જુદાં ધોરણો અને બંધારણો ઘડાય છે અને એ આર્થીક સમસ્યાઓને ઉકેલ્યા વીના આજની મુડીવાદી રાજસત્તાઓનું પ્રથઃકરણ કરવું એ તદન અશક્ય છે. આટલું મહત્વનું સ્થાન ભોગવતી આર્થીક પરીસ્થીતીનો પાયો એ આજના ઉદ્યોગો અને બેંકોની મીશ્રીત મુડી ઉપર રચાયો છે; એટલે જુદી જુદી દીશામાં બેંકોએ જમાવેલા ઉદ્યોગનો કાબુ મુડીવાદના સ્વરૂપને વધારે ઉગ્ર બનાવે છે અને જેમ જેમ બેંકોનું આધીપત્ય (Hegemony) ઉત્તરોતર વધતું જશે એમ એમ પ્રજાઓની પરસ્પર અથડામણી નજદીકમાં આવતી જશે. કદાચ એવી એકાદ બે સામરાજ્યવાદી લડાઇઓમાંથીજ એ આખી આર્થીક સમાજવ્યવસ્થાના નાશનું પગરણ મંડાય એ બનવાજોગ છે.

દરેક રાષ્ટ્ર પોતાનાં ઉત્પાદનને જગતમાં બજારૂ બનાવવા માટે ખુબ કાળજી રાખે છે. પોતાના દેશમાં ઉત્પન્ન થતો કાચો માલ બીજા દેશમાં જતો અટકાવવા એના ઉપર જગાત નાખે છે અને બહારના દેશાવરોમાં તઇયાર માલ આવી ન પડે એટલા ખાતર 'રાષ્ટ્રીય ઉદ્યોગ'નું રક્ષણ મોટી મોટી જગાતની દીવાલો ઉભી કરીને આજની દરેક મુડીવાદી પ્રજા કૃત્રીમ સ્પર્ધા ખેલે છે. જ્યારે ઇંગ્લાંડની સાથે જર્મની અને અમેરીકા સ્પર્ધામાં ઉભા રહી નહોતા શકતાં ત્યારે પોતપોતાના દેશોમાં પરદેશી માલ સામે રક્ષણની જગાત દાખલ કરી, એટલે સ્વદેશના ઉદ્યોગને પગભર થવાનું સુગમ પડે પણ જ્યારે ઉદ્યોગનો વીકાસ પરદેશની હરીફાઇમાં ટકે એવો થાય ત્યારે આ રક્ષણ માટે ઉભી થયેલી જગાત નીકળી જવી જોઇએ. પણ એમ થવાને બદલે એ દીવાલો યંત્રોનું ટેકનીક સુધર્યા પછી અને ઉદ્યોગ પગભર થયા પછી પણ ઉલટી વધારે મજબુત બનતી ચાલી છે

એટલું જ નહી પણ એ જગાતના દરો દર વરસે વધતા જાય છે. અત્યારે અમેરીકાનું ટેરીફ બીલ આંતરરાષ્ટ્રીય પ્રશ્ન થઇ પડયો છે. ઇંગ્લાંડનો સામ્રાજ્ય સંઘ અને ઇમ્પીરીયલ પ્રેફરન્સનાં તુત પણ એ જગાતી દીવાલોનાં જુદાં સ્વરૂપો છે. આમ એક બીજા દેશોની ઉંચી થતી જતી જગાતી દીવાલોમાંથી જગતને ભરખી જાય એવું યુધ્ધ જન્મે છે.

## સંહારના શસ્ત્રો

યંત્રવાદના આરંભથી માંડી એના આજના વીરાટ વીકાસ સુધીનો ઇતીહાસ અવલોકનારને જણાશે કે યંત્રોની ઉત્પાદન શકતી વધવાની સાથે માનવસમાજના મોટા ભાગનું સુખ વધ્યું નથી પણ ઉલટું બેકારી, ભુખમરો અને કંગાલીયતે ૯૮ ટકા જેટલી મહેનતુ માનવતાને ઘેરી લીધી છે. વસ્તીનું પ્રમાણ વધ્યું, શહેરો વધ્યાં, વીલાસ અને આરામના અનેક સાહીત્યોથી જગતનું બજાર ઉભરાતું ચાલ્યું છતાં એ એશઆરામનો અલ્પભાગ પણ એના સર્જનહારોના નસીબમાં નથી, એ વાત વેધકદષ્ટી ફેંકનારને અચુક દેખાઇ આવશે. મુડીવાદી સમાજ વ્યવસ્થાનો સ્વીકૃત આર્થીક ધોરણો એ ઉત્પાદન અને વીક્રય બન્નેમાં એવી અંધાધુંધી ફેલાવી છે કે સમાજના પ્રાણ રૂપ મનાતા એ બન્ને વીભાગોની વ્યવસ્થામા કશો ધ્યેય કે હેતુ દેખાતાં નથી. જે ઉત્પાદન થઇ રહયું છે એ કોને માટે અને કેટલા પ્રમાણમાં થાય છે એ કોઇ પુછતું નથી. ખરેખરી જરૂરીયાતોની કોઇને પરવા પડી નથી. માત્ર નફો મેળવવાની આસુરી લાલસાને પરીણામે માનવસમાજને જરૂર લગી ચીજો ઓછી ઉત્પન્ન થાય છે અને થોડા લોકોના મોજશોખની વસ્તુઓ ઉત્પન્ન કરવા પાછળ કેટલાય લોકોનું શ્રમજીવન વેડફાઇ જાય છે. યંત્રોમાં થતા ફેરફારો અને નવી શોધ ખોળોને લઇને મુડીવાદના સર્જનબલો અવીરત વધ્યે જાય છે. ઉત્પાદનનો જથ્થો દીનપ્રતીદીન અઢળક બનતો જાય છે પણ સીન્ડીકેટો અને ટ્રસ્ટો દ્વારા આખા ઉદ્યોગવાદના ધરાર ધણી થઇ બેઠેલા ધન કુબેરો એ ઉત્પાદનની કીંમત એટલી વધારી મુકે છે કે સામાન્ય લોકોને માટે એવો માલ ખરીદવો મોંઘો પડે છે. દેશની આસપાસ મોટી જગાતી દીવાલો ઉભી કરીને એ ધનપતીઓ નફાની તૃષ્ણાને તૃપ્ત કરી રહયા છે. એ મુડીવાદીઓને નથી પડી માનવ જીવનની કે નથી પડી એમની જરૂયાતોની. રાક્ષસી કારખાનાંઓમાંથી બહાર ઉભરાઇ પડતો માલ અને એની આકરી કીંમત સામાન્ય લોકોને પરવડશે કે કેમ એ દષ્ટીબીંદુ એમના વીક્રય વીભાગને હોતું જ નથી. કીંમતમાં કેટલીકવાર ઘટાડો જાહેર થાય છે ખરો પણ એ કોઇ પ્રતીસ્પર્ધીને બજારમાંથી હાંકી કાઢવા માટે હોય છે. એ વીરોધક તત્વ પરાજય પામે અથવા સમાધાન સાધે કે તુરતજ વેચાણ વીભાગમાંથી સારા યે બજારમાં ભાવની વરૃદ્ધીનાં વાજાં વગાડવામાં આવે છે. જુદાં બ્હાનાં અને કેવળ પોકળ તુતો ચલાવી જગતને છેતરવામાં આવે છે. અને છેવટે લેવાય તેટલો નફો લક્ષ્મીનંદનો લ્હેરથી લુંટે છે. કીંમતની આ અવીશ્રાંત ઉથલપાથલ માંથી એક વસ્તુ અચુક ઉત્પન્ન થાય છે. ઉત્પાદનનું પ્રમાણ બહુ વધી પડે છે અને સ્વદેશમાં વીક્રય માટે કીંમત આકરી પડે છે. આ પરીસ્થીતી ટાળવા માટે બહારના પ્રદેશોમાં પોતાના માલ સારૂ બજારો ઉત્પન્ન કરવાની ધડમથલમાં પ્રત્યેક દેશના તાલેવરો મશગુલ બને છે. ઉત્પાદન અનેક

ગણું વધી જાય છે. પણ જગતની બજારોનું પ્રમાણ મર્યાદીત હોય છે કારણ કે દુનીઆમાં દેશો તો અમુકજ સંખ્યામાં છે. એટલે આફ્રીકા, બેલજીયન કોંગો, ટર્કી, પરશીયા, સીરીયા, પેલેસ્ટાઇન, હીંદ, ચાઇના વીગેરે અનેક "અર્ધ સંસ્કારી કે અસંસ્કારી" પ્રદેશોમાં પોતાનાં માલનો પગ પેસારો કરવાનું મહાભારત કામ આ ઇજારાવાદન અધીપતીઓ ઉઠાવે છે. પૃથ્વીની સપાટી ટુંકી હોય છે અને આ ઉદયોગીક ઇજારાવાદન માંધાતાઓની ધનતૃષ્ણા અપરીમીત થતી જાય છે. એટલે દરેક દેશના ત્રસ્ટો અને સીન્ડીકેટો જુદા જુદા પ્રદેશો સર કરવાને ખાંતર પરસ્પર આથડી પડે છે. "શાંતીમય સ્પર્ધા" ને નામે એક બીજા સામે ઘુરકી રહેતા આ આંતરરાષ્ટ્રીય દોસ્તો પડદા પાછળ સંહારના કારમા શસ્ત્રો અને લશ્કરી બળોનો જમાવ કર્યા કરે છે.

## ઉત્પાદન અને વીક્રય

આવા સબળ સામરાજ્યવાદના બે મુખ્ય અંગો અઉદયોગીક ઇજારાવાદ અને બેંકોની કેંદ્રીત મુડી. જેમ નાના નાના ઉદયોગો અને કારખાનાઓનો કાબુ મુડીવાદના વીકાસને લઇને થોડા અબજપતીઓના હાથમાં આવી પડયો છે એમજ ખુણેખુણેથી એકઠું થએલું ધન પણ થોડાજ બેંકરોની વ્યાપારી રમતનું સાધન થઇ રહયું છે. આમ એક બાજુ ઉપ્પાદનનાં સાધનોનો કાબુ શ્રીમંતોના નાના સમુહની માલીકી બની રહે છે ત્યારે બીજી બાજુ એ ગંજાવર યંત્રોને ખરીદવા માટે જોઇતી કરોડોની કોથળીઓ થોડા સંચાલકોની સત્તાનો વીષય થઇ પડે છે, ઉદયોગના અધીપતીઓ અને બેંકોના સંચાલકો બંને મળીને જગતના ઉત્પાદન અને વીક્રયને કેમ કાબુમાં લે છે એ વાત વીસ્તારથી ચર્ચી લેવામાં આવી છે એટલે હવે એ બંનેનો કાબુ જમાવી બેઠેલા અબજપતીઓ શા સારૂ આટલી જહેમત ઉઠાવી રહયા છે અને એમાંથી કેવાં કારમાં પરીણામ આવશે એ વીચારવાનું રહે છે.

## મુડીનું પર્યટન

યુરોપ અને અમેરીકાના કરોડપતીઓ આજે કાચો માલ ઉત્પન્ન કરતા કેટલાય પ્રદેશો ઉપર આર્થીક કે રાજકીય સર્વોપરીતા જમાવી બેઠા છે. એક બાજુ કાચો માલ ઉઠાવી જવામાં અનેક અર્થીક આંટીઘુંટીઓ પાશ્ચમના સંસ્કારી અને સફેદ સજ્જનો ઉભી કરે છે. ચલણ, હુંડીયામણ, અને જગાત આ ત્રણ બાબતોમાં પછાત પ્રજાઓને આ બાજીગરો ખુબ ઉઠાં ભણાવે છે. કાચા માલનું સ્વરૂપ બદલી સફાઇદાર ચીજ બનાવવાના ઉદયોગો પછાંત પ્રજાઓના પ્રદેશમાં પણ આ પરદેશી મુડીવાદીઓ સ્થાપે છે. સ્થાનીક મુડીદારોને એવા ઉદયોગો ઉભા કરવાની પરવાનગી પણ મહેરબાનીની રાહે સપતીમાન સરતશીનો આપે છે. જો કે મોટે ભાગે તો એ મહેરબાની ફરજીયાતજ હોય છે. મુખ્યત્વે કરીને આ પ્રદેશો સર કરવામા પોતાનાં કારખાનાંઓ માટે કાચા માલનોં બંદોબસ્ત કરવાનો હેતુ હોય છે અને તઇયાર થયેલી ચીજો વેચાણ માટે વ્હેતી મુકવાનો આશય પણ સ્પષ્ટ હોય છે. જેમ ઉદયોગોના ઇજારામાંથી થતું અઢળક ઉત્પાદન સાફ કરવા જગતની બજારોની જરૂરીયાત રહે છે એમ બેંકોમાં એકઠી થયેલી મુડીને માટે આંતરરાષ્ટ્રીય રોકાણની આવસ્યકતા રહે છે. થોડા માણસોના હાથમાં ઉદયોગોમાં અને બેંકોમાં રોકાયલી મુડીનું

સંયુક્ત આધીપત્ય આવવાથી માલની પેઠે મુડીનાં નીકાસ (Export of Capital) પણ અતી મહત્વનો પ્રશ્ન થઇ પડે છે. ઉત્પાદન, અને પુનઃ ઉત્પાદન,ના ન્યાયે નફો એ નવી મુડી બનતો જાય છે અને આમ આખરે શ્રમજીવીઓની નીર્વર્તન મજુરીમાંથી માનવ કુબેરોની મુડી ખડી થાય છે. દેશદેશાવરના રાજકીય કે આર્થીક કાબુને પરીણામે દેશમાં ખુબ ધન એકઠું થાય છે પણ મુડીને આળસુ રહેવું પરવડતું નહીં હોવાથી એ પુંજી વ્યાજ માટે પોકાર ઉઠાવે છે. વ્યાજ મેળવવા માટે પુંજીનું રોકાણ થવુંજ જોઇએ અને એ પુંજીના રોકાણ માટે સ્વદેશમાં સ્થાન ન હોય તો એને પરદેશમાં રોકીને પણ આળસુ મુડીને ઉદ્યોગી બનાવવી જોઇએ જેમ કારખાનાંઓનો માલ સ્વદેશની ખપત કરતાં ખુબ વધી પડે એટલે એને પરદેશની બજારોમાં વેચવોજ પડે છે એમ એકઠી થયેલી, અઢળક છતાંય આળસુ મુડીને સ્વદેશાભીમાનના સીમાડા વળોટી મેક્ષીકો, આફ્રીકા, કેનેડા, જર્મની, ઇજીપ્ત, હીંદ, ચીન અને બીજા અનેક દેશોમાં પરીભ્રમણ કરવું પડે છે સામ્રાજ્યવાદના આ ત્રીજા અંગને મુડીનો નીકાસ (export of Capital) કહેવામા આવે છે. લક્ષ્મીનું આ પર્યટન એટલે માત્ર કલદારોની કોથળીઓજ એક દેશમાંથી બીજા દેશમાં ફર્યા કરતી નથી મુડીના નીકાસ માટે અનેક માર્ગો યોજ્વામાં આવે છે કેટલીક વખત પછાત પ્રદેશોમાં ઉદ્યોગવાદ પ્રસારવાનો દંભ કરીને સ્થાનીક મુડીવાદ પાસે એ પ્રદેશો ઉપર કાબુ ધરાવતી પ્રજા પોતાનાં મશીનો યંત્રો૦ વગેરે ખરીદાવે છે. અને પ્રજાનાં સુખ સગવડને બ્હાને રેલ્વે બાંધે છે અને આમ સ્વદેશના શ્રમજીવીઓએ ઉત્પન્ન કરેલાં અવશેષ મુલ્ય (Surplus value) ને પછાત પ્રજાઓનાં લોકસમુહનું શોષણ કરવા સારૂ રોકવામાં આવે છે; આમ નીકાસ પામેલી મુડી નહેરો બાંધવામાં, રેલ્વે ઉભી કરવામાં, ખાણો ખોદવામાં, દરીયો પુરવામાં, નદીઓનાં બંધ બાંધવામાં અને એવાં અનેક સ્થાનીક ઉદ્યોગમાં પેસી જાય છે. અને આમ પરાધીન અને અર્ધસંસ્કારી પ્રજાના" "રાષ્ટ્રીય ઉદ્યોગો" મારફત સ્વદેશના શ્રમ જીવનમાંથી ઉભી થયેલી દઉલત ઘર આગણે નવો નફો વાળે છે. આ પરીસ્થીતીનું પરીણામ એ આવે છે કે જે દેશો પાસે ખુબ નાણું છે એ દેશો પોતપોતાની મુડીનું રોકાણ કરવા આવા પ્રદેશોના ઉદ્યોગમાં નાણાંની ધીરધાર આદરે છે. રેલ્વે કે ખાણોને માટે ખાસ પરવાના મેળવે છે. તાર અને ટપાલના વ્યવહારો સ્થાપે છે અને પોતાની મુડીની સલામતી માટે ખાસ હક્કો મેળવે છે. કાં તો આવી પ્રજાઓને રાજકીય અધીનતા અનુભવવી પડે છે અને કાંતો મુડીના રોકાણને લઇને આર્થીક સર્વોપરીતા નીચે ગુંગળાવું પડે છે. દરેક મુડીવાદી અને નાણાંવાળો દેશ બીજા બળવાન દેશ સાથે આવા પ્રદેશોના રાજકીય કે આર્થીક કાબુ માટે ખુબ ઝુમેશ ઉઠાવે છે. અને આ માલ અને મુડાનાં નીકાસમાંથી સામ્રાજ્યવાદીઓ જગત આખાને સળગાવી મુકે એવું યુધ્ધ જગાડે છે. આજના મુડીવાદનાં એ મુખ્ય લક્ષણો બરોબર સમજાય તો ઉદ્યોગનાં ઉત્પાદન અને મુડીનાં એકીકરણ માટે બજારો મેળવવીજ જોઇએ એ પણ સહેજ સમજી શકાય. જેમ માલ ઉત્પન્ન થાય એ વેચાવોજ જોઇએ તેમ મુડી એકઠી થાય એ કોઇ પણ રીતે રોકાવીજ જોઇએ. બન્ને

-વસ્તુ નીરૂપમી રહી શકે નહીં. અને -વર્તમાન મુડીવાદ એટલે ઉદ્યોગ અને -બેંકની મીશ્રીત મુડીનું (Finace Capital) સર્વોપરી સ્વામીત્વ. યંત્રોમાં જેમ વરાળ અને વીજળી એ ગતી માટે -અનીવાર્ય વસ્તુઓ છે એમ મુડીવાદ માટે -આ મીશ્રીત પુંજી એ સઉથી મહત્વનું ગતીબલ છે.

## ભયાનક સ્વરૂપ

મુડીનો નીકાસ જેમ દુનીઆના પ્રદેશોમાં -અઉદ્યોગીક મુડી પુરી પાડવાથી શક્ય થાય છે એમ એક મુડીવાદી દેશ બીજા દેશની સરકારને નાણાં ધીરીને પણ સાધી શકે છે. આ લોન આપતી 'વખતે મુડીવાદીઓ સધ્ધર વ્યાજ એકાવે છે એટલું જ નહીં પણ કેટલીક વ્યાપારી શરતો પણ આ ધીરનાર પુંજીપતીઓ ગરજવાન પ્રદેશ પાસેથી કરાવી લ્યે છે. અમુક જાત-નોજ માલ આયાત કરવાની કલમ પણ -આવી શરતોમાં ઘણી વખત હોય છે. કેટ-લીક વખત રક્ષણને બહાને પોતાનું લસ્કર નીભાવવાની પણ મુડીવાદીઓ કબુલાત કરાવે છે આ વાત અનેક ઉદાહરણોથી સીધ્ધ કરી શકાય. હમણાંજ પોલાંડને જ્યારે નાણાંની ભીડ હતી ત્યારે અમેરીકન બેંકરોએ દીવાસળીના ઇજારા માટે ખાસ કન્સેશનની માગણી કરી. ચાંગ --સો લીનને મંચુરીયામાં નાણાંની મદદ કર-વામાં જપાને રેલ્વે બાંધવાનો અધીકાર એના બદ-લામાં મેળવ્યો હતો. નાણાંની ધીરધારના બદલામાં આખા જર્મની ઉપર આર્થીક પંજો પ્રસારતી ડોવે ની પ્લેન અને યંગ પ્લેન આ મુડીના નીકાસનું સઉથી ભયાનક સ્વરૂપ છે.

લોન ધીરવા સીવાય પણ મુડીના પર્ય--ટન માટે એક સીધો માગ દઉલતમંદ દેશો અખત્યાર કરે છે. દુનીયાના કેટલ દેશોનાં આ માતબર મુડીવાદીઓ દેશ પરદેશ પોતાની બેંકો સ્થાપે છે. અથવા સ્થાનીક બેં સાથે સીધો વ્યવહાર સાધે છે. આ.મ માર્ગે મુડીનો નીકાસ થાય છે એક રોકડ ધ ધારથી અને બીજા ઉદ્યોગોમાં મુડીના રો ણથી. પ્રથમ માર્ગમાં વ્યાજ ઉપરાંત વ્યાપ માટે સગવડો મળે છે અને આર્થીક કબુ મ છે અને ઉદ્યોગમાં મુડી રોકવાથી વ્યાજ બદલે ખુબ નફો મળે છે. ચીનના સૌ મુખ્ય ઉદ્યોગો બ્રીટન, જપાન અ અમેરીકાની મુડીથી ઉભા થયેલા હીંદમાં બ્રીટીશ મુડીનું પ્રમાણ લગભ ૮૩ ટકા જેટલું છે. યંત્રવાહતા આધુનીક વી સમાં પછાત પડેલ. દેશોની આર્થીક સમસ્યા આ પરદેશી મુડીના પ્રપંચોથીજ ભરપુર ભરી

## સંપતીની સત્તા

સંપ-તીના સાંણસામાં લગભગ આપ દુનીયાને ઝકડી લેવાના પ્રયાસો આ કાલ અમેરીકા આદરી રહ્યું ૧૯૧૪ ની લડાઇ પહેલાં જે જે પ્રદેશો બ્રીટીશ મુડી પ્રસાર પામી હતી ત્યાં આજે અમેરીકન ડોલરનો ડંકો વાગે મુડીનો નીકાસ કેવું ભયાનક સ્વરૂપ પક છે એ એંગ્લો--અમેરીકન વીગ્રહના ઘેરા વાદળાંઓ ઉપરથી સમજી શકાય છે. કેનેડા જર્મની અને ચીનમાં અમેરીકન મુડીનુ પ્રમાણ અને પગપેસારો ખુબજ વધ પડયાં છે, રશીઆ અને હીંદમાં પણ ડોલ ડોકીયાં કરી રહયો છે. પોલાંડ, ઇટાલ અને મધ્ય યુરોપમાં બ્રીટીશ મુડી સા અમેરીકન પુંજીએ મોરચા માંડયા છે. દક્ષી અમેરીકામાં તો યુનાઇટેડ સ્ટેટનો વીજ વાવટો ફરકે છે ફ્રાંસ અને ઇંગ્લાં પોતાને સુપ્રત થયેલા પ્રદેશો પર વાલ પણું અજમાવી મુડી પ્રચાર અને કાર

માલ માટેજ બધી કરામત આદરે છે. જર્મનીની રેલ્વે લગભગ અમેરીકાને ત્યાં ગીરવી છે એમ કહી શકાય. આમ મુડીના પર્યટનદ્વારા આખા જગતના ઉત્પાદન ઉપર સો બસો મુડીવાદીઓ કાબુ જમાવી અઢળક લક્ષ્મી એકઠી કરે છે. જેમ જેમ ફોડ રોકફેલર, મોર્ગન, કાર્નેગી, મેલ્બેટ, રોથરમીયર અને બીવરબ્રુકોને આંગણે અબજો એકઠા થાય છે તેમ તેમ લાખો માણસો બેકાર બનતાં જાય છે.—કરોડો માનવો અરધા ભુખ્યાં અને અરધાં ઢાંક્યાં મુશીબતો વેઠીને જીવન વીતાવે છે. નાના નાના વ્યાપારીઓ અને ઉદ્યોગોના સંચાલકો સાધારણ વર્ગના મામુલી માણસો બની જાય છે અને આમ અસંખ્ય જનસમુહના માનસીક અને આર્થીક મડદાં પર આવા થોડાક અબજપતીઓ પોતાના તાંડવ નૃત્ય ખેલે છે.

## સંસ્થાનો માટે ઝંખના

માલ અને મુડી એ બન્નેનું અલ્પસંખ્ય અબજપતીઓના હાથમાં સુત્રસંચાલન આવતાં એનો નીકાસ કરવા અને એ નીકાસદ્વારા ફરી નફો લુંટવા આ સંપતીમાન સજ્જનો આધુનીક યુગનાં શાંતીમય સંગ્રામ શસ્ત્રો સજે છે. ઉત્પાદન અને નાણાં બન્નેને ઠેકાણે પાડવા બે યોજનાઓ આજનો ઇજારાવાદ અજમાવે છે દરેક મુડીદાર દેશ સંસ્થાનો મેળવવા માટે ખુબ મથે છે. એટલે એનો અર્થ એ થયો કે આર્થીક લુંટને માટે પછાત પ્રજાઓ ઉપર જેમ બને તેમ વધારેમાં વધારે પ્રમાણમાં આધીપત્ય જમાવવું. ખાસ કરીને અણખેડયા ક્ષેત્રોમાંજ ઉદ્યોગવાદને માટે સ્થાન હોઇ શકે છે એટલે યંત્રવાદથી અપરીચીત વીસ્તારમાં મુડીનો નીકાસ કરવાથી એ દેશોમાં સસ્તી મજુરી મળવાને લઇને નફો ખુબ મેળવી શકાય છે. આમ મુડીના રોકાણ માટે પછાત પ્રજાઓમાં અને અસંસ્કારી પ્રદેશામાં આ મુડીવાદીઓને ખુબ સગવડતા મળી રહે છે. ઉપરાંત આ અણખેડયા પ્રદેશોમાં કાચો માલ પણ ખુબ પાકે છે એટલે જગતના દેશો ઉપર રાજકીય આધીપત્ય જમાવવા માટે દરેક મુડીવાદી દેશ તલપાપડ થઇ રહે છે. કાચો માલ ખાસ કરીને ખેતી પ્રધાન દેશોમાંથી મળી આવે છે. ઓદ્યોગીક પ્રગતીમાં ખુબ આગળ ધપ્યે જતા દેશમાં ખેતીનો વીકાસ સાધવો અશક્ય પડે છે અથવા એ ઉદ્યોગ જેટલી ઉંચી કક્ષાએ તો નથીજ પહોંચી શકતો કારણ કે ઓદ્યોગીક પરીવર્તન પામેલા દેશોમાં જમીનનો વેરો વીગેરે ઘણી બાબતો ખેતીનાં વીકાસમાં આડખીલી રૂપ થઇ પડે છે. પણ ઉદ્યોગો જેમ જેમ વધતા જાય તેમ તેમ કાચો માલ પણ વધારે પ્રમાણમાં જોઇએ. એટલે મુડીના નીકાસ ઉપરાંત કાચો માલ મેળવવા માટે પણ સંસ્થાનો મેળવવા પાછળ સામ્રાજ્યવાદી વરૂઓ પોતાની બધીયે શક્તીઓ ખરચી નાખવા તત્પર બને છે. ઇતીહાસ અને ભુગોળ બન્ને દ્રષ્ટીએ મુખ્યત્વે કરીને બધાય મુડીવાદી પ્રદેશો સમશીતોષ્ણ હવામાનમાં આવેલા છે અને કાચો માલ ઘણું ખરૂં અર્ધ ઉષ્ણ અથવા તદ્દન ઉષ્ણ પ્રદેશોમાંજ પાકે છે. ખાસ કરીને રૂનો દાખલો લઇએ તો કાપડના ઉદ્યોગ મા અતીશય જરૂરનો આ કાચો માલ ઇજીપ્ત; હીંદુસ્થાન, એશીયા માઇનોર, ચીન, તુર્કસ્તાન વીગેરે દેશોમાં ખુબ પાકે છે આ બધાય દેશો યંત્રવાદમાં પછાત છે એ વાત તો સૌ કોઇ સમજી શકે એવી છે. રબ્બર માટે પણ એજ પરીસ્થીતી છે અને એથીજ

આ પછાત પ્રદેશો ઉપર મુડીવાદી માંધાતાઓ હમેશાં લાલ ડોળા રાખે છે. લોખંડ કોલસો, અને તેલ આ ત્રણે કુંચી ચીજો આજના ઉદ્યોગવાદ માટે અનીવાર્ય છે આ ચીજો એકલા પછાત પ્રદેશોમાંજ પાકતી નથી કેટલાય મુડીવાદી દેશોમાં તેલના કુવાઓ, અને લોખંડની ખાણો મળી આવે છે; પણ સમાનશત્રર પાસેથી આવા પ્રદેશો ઝુંટવી લેવા એ સહેલી વાત નથી અને એ ઉપરાંત એ પ્રદેશોના મુડીવાદીઓએ એ ક્ષેત્રોનો ખુબ વીકાસ સાધી લીધો હોય છે. પણ પછાત દેશોમાં તે આ ક્ષેત્રો અણખેડયાંજ હોય છે. કેટલીક વખત લોખંડની ખાણો કે તેલના કુવાની સંભાવના હોવા છતાં એની શોધ ખોળજ આ દેશોમાં કોઇએ કરી હોતી નથી. આમ મુડીના વીકાસ માટે તેમજ કાચો માલ મેળવવા માટે પ્રદેશો સર કરવાની વૃત્તી પ્રત્યેક મુડીવાદી દેશમાં જન્મે છે. જગતના બળવાન રાષ્ટ્રોની મુડીપ્રચારની ઝંખનાએ કેટલીયે પ્રજાઓના નીકંદન કાઢી નાખ્યાં છે. મુડીવાદના વીકાસનો અને પછાત પ્રદેશોમાં એના પ્રચારનો ઇતીહાસ કરોડોના લોહીથી લખાયો છે.

## લોહીના અક્ષરો

અર્ધસંસ્કારી કે અસંસ્કારી દેશોમાં પ્રજાનું માનસ બનતાં સુધી છેકજ પ્રાથમીક હોય છે આર્થીક ધોરણો અને જીવન વ્યવહાર પણ તદન જુના જમાનાનાંજ પ્રચલીત હોય છે. એટલે સાધારણ રીતે યંત્રવાદ સામે એને સુગ હોય છે. જુનાં ઉત્પાદનનાં સાધનોને પકડી રાખી પોતાની ચાલતી આવેલી ઘરેડ પ્રમાણે જરૂરીઆતો ઉભી કરવામાં આ પછાત પ્રજાઓ મશગુલ રહે છે. મુડીવાદના વીકાસ માટે જમીન વીગેરેનો કબજો એ મુખ્ય વસ્તુ છે કારણ કે આ પ્રાથમીક ધોરણો પ્રમાણે ચાલતા પ્રદેશોમાં સહેલાઇથી ઉત્પાદનનાં સાધનો લોકો સુપ્રત કરતાં નથી. આવી પ્રજાઓ પાસેથી ઉત્પાદનનાં સાધનો પડાવી લેવા મુડીવાદે જે સીતમો વરસાવ્યા છે એ માનવતાને પણ કંપારી લાવે એવા છે. સુધરેલા દેશો તરીકે જગતના ચોકમાં ખુબ શોરબકોર કરતા આ માનવ રાક્ષસોએ તદન પછાત પ્રજાનાં માત્ર રૂધીર પાન કર્યાં છે એમ કહેવામાં જરાય અતીશયોકતી નથી. શીદીઓ, રેડ ઇન્ડીયનો અને બીજી એવી અનેક જાતો ઉપર સફેદ શયતાનોએ આચરેલા અત્યાચારો મુડીવાદની ભીષણતાનેય લોહીનાં રંગથી વધારે કારમી બનાવે છે. હીંદુસ્થાનના ગૃહ ઉદ્યોગોનો નાશ પણ એવીજ કરૂણ કથા સંભળાવે છે. કેટલાય લોકોની જમીનો આંચકી લઇ એને રઝળતા મુકી દીધાનાં દ્રષ્ટાંતો અણનોંધ્યો ઇતીહાસ આપે છે. કાંતો એ બીચારા જમીનના મુળ પુર્વ માલેકો મટી ગુલામ બને છે અથવા તો ભુખે મરે છે. મોટાં મોટાં પ્લેન્ટેશનોમાં ગુલામી નહીં તો બીજું શું પ્રવર્તે છે? જે મહેનતાણું આ મજુરોને આવા ઉદ્યોગોમાં મળે છે એ મજુરી શબ્દનેય લજાવે એટલું ઓછું હોય છે અનાજ પણ મોઘું થાય છે કારણ કે જમીનો આ મુડીવાદીઓ પોતાના ઉદ્યોગ માટે આંચકી લ્યે છે. લશ્કરી બળ વડે સંસ્થાનોનો કબજો લીધા પછી એ લશ્કરના નીભાવનો ખર્ચ પણ સંસ્થાનો ઉપર લાદતાં આ મુડીવાદીઓ અચકાતા નથી. આમ ચારે બાજુએથી પછાત પ્રજાઓને મોટાં મોટાં મુડીવાદી મહારાજ્યો જેટલી બને તેટલી રીતોથી પીસી નાખે છે. અને છતાં આતંરરાષ્ટ્રીય પ્રચારના સાધનો ઉપર પણ માલેકી ધરાવતા આ

મુડીવાદીઓ જગતને સંભળાવે છે કે અમે પછાત પ્રજાઓમાં "સંસ્કૃતી પ્રચાર" કર્યો છે. પાનાંઓનાં પાના ભરાય એટલો ઇતીહાસ આ "સંસ્કરૂતી પ્રચાર" ની પાછળ છુપાયલો છે સીરીયાની અંદર ફ્રાંસે ડેમાસ્કસ ઉપર તોપના ગોળા પણ સંસ્કરૂતીનાં ફેલાવા માટેજ છોડયા હતા. મોરોકકોની પ્રજા ઉપર ફ્રેન્ચ સઇનીકોને ભુખ્યા વાઘની પેઠે છોડી મુકવામાં પણ ઉપર જણાવેલા સંસ્કારીતા ફેલાવવાનોજ ઉમદા હેતુ હશે! બેલજીયમે કોંગોમાં મનવશીકાર કરેલો એમાં પણ એનો હેતુ કેવો ઉદાર! સંસ્કરતીના ફેલાવા માટે કેવી એની ધગશ! વેસ્ટ ઇન્ડીઝ અને ક્યુબામાં શેરડીનો રસ મેળવવા આ મુડીવાદીઓએ શ્રમજીવીઓનાં લોહી નીચોવ્યાં છે એ પણ સંસ્કરૂતીની સુગંધ પ્રસારવાં માટેજ હશે? ત્રીપોલીના આરબો ઉપર ઇટાલીએ ગુજારેલો સીતમ સંસ્કરૂતી પ્રચારની કરૂણ કથની જગતને છાપરે ચડીને પોકારે છે. દક્ષીણ અમેરીકા અને ફીલીપાઇન્સના ઇતીહાસમાં ડોકીયું કરનારને અમેરીકાની સફેદ સંસ્કરૂતીનો કેવો ઉજળો પ્રકાશ છે એ સ્પષ્ટ દેખાઇ આવશે અને મુડીવાદી મહારાજ્યોમાં મોખરે રહેતું ગ્રેટબ્રીટન એના આદર્શો અને સંસ્કરૂતીને પરાધીન પ્રજાઓનાં લોહીથી હરહમેશ રંગીન રાખે છે. એ વાતની તો ઇતીહાસ પણ સાખ પુરે છે.

અમેરીકા શ્રીમંત દેશ છે, ત્યાં ૬૦ લાખ માણસો બેકાર છે, જર્મની ઉદ્યોગી દેશ છે, ત્યાં ૩૦ લાખથી વધુ માણસો બેકાર છે, મુસોલીનીના ઇટલીમાં ૫ લાખથી વધુ માણસો બેકાર છે, બ્રીટીશ સામ્રાજ્યની મોટી નામના છતાં ત્યાં ગ્રેટબ્રીટનમાં ૨૫ લાખ માણસો બેકાર તેમજ સંકટનીવારણ ફંડો ઉપર જીવનારાં છે. સામ્રાજ્યવાદનું આ ફળ!

...

મનુષ્યની મર્દાઇ અને માનવતાની ખરી કસોટી માતૃભુમીની મુક્તીના સંગ્રામમાં જ થાય છે.

દોલત માટેનાં બે કુદરતી સાધનો છેઃ પૃથ્વી અને સાગર. તે બન્નેમાંથી એક પણ હાથમાંથી જાય તો તેટલે અંશે નીર્ધનતા આવે. ત્યારે અત્યારે હીંદના હાથમાં તો બન્નેમાંથી એક પણ સાધન નથી. તો એની નીર્ધનતાની સીમા ક્યાંથી હોય?

...

સત્યાસત્ય પારખવાની. વીવેકબુદ્ધિનોજ જેઓ ત્યાગ કરી બેઠા હોય, અને જેમનું તત્ત્વજ્ઞાન માનવતાની તરફના તીરસ્કારમાંજ પરીણમતું હોય, તેની સાથે દલીલ કરવી તે તો મુડદાને દવા પાવા જેવું છે.

**થોમસ પેઇન**



# ભીખારણ

## [ નવલિકા ]

: લેખક :

રામુ પરમાનંદ ઠક્કર

[૧]

"અરે, ભગવાન! એ શેઠ, એક આ બાલકને કોઇ દોઢીયું આપો. તમારું પરમેશ્વર ભલું કરશે."

ચોપાટી પર સાંઝને વખતે લોકોની ઠઠ જામેલી હતી. જાતજાતના લોકો આમ તેમ ફરતા હતા. એ વખતે એક ભીખારણ પોતાના હાથમાં એક ન્હાના બાલકને ઉચકીને ઉભેલી-જતા આવતા માણસો પાસે ઉપરના શબ્દો બોલી કંઇ દાન માગતી હતી.

ભીખારણ જુવાન હતી, મ્હોં સુંદર હતું, અને માથે કાળા વાળ હતા. પણ તે અવ્યવસ્થિત અને મેલા દેખાતા હતા. શરીર પર ફાટાં-તુટાં મેલાં વસ્ત્રો હતાં અને એથી આખું શરીર બરાબર ઢંકાતું ન્હોતું. પહેરેલું પોલકું કોઇક શ્રીમંત શેઠાણીના અંગ પરનું ઉતરેલું હોય તેવું તેની ફેશનેબલ સીવણી પરથી લાગતું હતું, પણ તે ઘણે ઠેકાણેથી ફાટેલું હતું. તેના હાથના ગોળ કાંડાઓમાં કાચની એકેક બંગડી હતી, એ સિવાય આખા શરીર પર એકે આભુષણ ન્હોતું.

મેલાં અને જુનાં વસ્ત્રોમાં વિંટાળેલું છએક માસનું એક બચ્ચું તેના બે હાથ પર તેણે તેડેલું હતું. બાલક બહુ સુંદર હતું. માથે કાળા રેશમી વાળ અને ખુલ્લી વિશાલ આંખો તરફ જતા આવતા માણસો ઘડીભર જોઇ રહેતા.

ભીખારણ આશરે સત્તર અઢાર વર્ષની હતી. મ્હોં પર ગમગીની અને ઉંડા વિચારની છાયા છવાયલી હતી. ભીખ માગતાં કેમ જાણે કે અચકાતી હોય તેમ નીચું મ્હોં રાખી જમીન તરફ જોઇને જ ઉભી રહી હતી. જતું આવતું કોઇ એના બચ્ચાંના ન્હાનકડા હાથમાં એક સીક્કો મુકી દેતું ત્યારે "ભગવાન્ તમારું ભલું કરશે." એટલા શબ્દો બોલતી વખત માત્ર સહેજ ઉંચું જોતી હતી.

બે જુવાનો સુંદર પોશાકમાં સજ્જ થઇને ચોપાટી ઉપર આમ તેમ ફરતાં વિધવિધ નરનારીઓને નિહાળી રહ્યા હતા, ફરતાં ફરતાં બન્ને ભીખારણ પાસેથી પસાર થયા. તેવીજ પેલી ભીખારણ બોલીઃ

"ઓ શેઠ! એક આ બાલકને કોઇ દોઢીયું આપો. તમારૂં પરમેશ્વર ભલું કરશે."

મુંબઇમાં ભીખારીઓની બહુ છત છે. જાહેર રસ્તા ઉપર, હરવા ફરવાના અને રમત–ગમતના સ્થાન ઉપર જ્યારે જોઇએ ત્યારે ભીખારીઓ ઉભેલા જ હોય છે. એમના

"ભગવાન તમારૂં ભલું કરશે," એ આશિર્વાદ ઉચ્ચારતાં ભીખારણે જરા ઉંચું જોયું–અને યુવાનની સાથે નજર મળતાં. "ઓ ભગવાન" કરીને મોટી ચીસ પાડી ધબ દઇને નીચે બેસી ગઇ, અને બે હાથ. વચ્ચે પોતાનું મ્હોં સંતાડી દીધું.



**બે યુવાનો સુંદર પોષાકમાં ભીખારણ પાસેથી પસાર થવા**

તરફ ઝાઝા માણસો ધ્યાન આપતા નથી. બે યુવાનોમાંથી એકને તો ભીખારણના શબ્દોની કંઇ અસર થઇ નહિ, પણ બીજાનો હાથ તરત જ ખીસા તરફ વળ્યો. અંદરથી એક બેઆનીનો સિક્કો કાઢ્યો, અને બચ્ચાના ન્હાનકડા હાથમાં મુકી દીધો.

બન્ને મિત્રો જરા થમચ્યા–અને પછી. તરત જ ચાલવા લાગ્યા. બેઆનીનું દાન કરનાર યુવાન જરા બ્હેબાકળો દેખાતો હતો અને એનો શ્વાસોચ્છ્વાસ ઉતાવળો ચાલતો. હતો, એ જરા ઉતાવળે કદમે આગળ જતો. હતો.

થોડેક આગળ ચાલ્યા પછી બીજા મિત્ર બોલ્યો : "ન્હાનુ! તું જરા વધારે પડતી ઉદારતા બતાવે છે, હો?"

"વિનોદ! મ્હને ફરીથી એ વાત યાદ કરાવીશ માં–હો." એમ બોલતાં બોલતાં ન્હાનુની આંખમાં આંસુ આવી ગયાં.

વિનોદ સમજ્યો નહિ. કે ન્હાનુના ઉપર ભીખારણે શું અસર કરી હતી. ન્હાનુની આંખમાં આંસુ શા માટે આવ્યાં? શું ભીખારણની એને એટલી બધી દયા આવી તેથી? કદાચ તેમ હોય. પણ ભીખારણ ન્હાનુને જોઇને કેમ બેસી ગઇ–શા માટે મ્હોં છુપાવી ગઇ અને ચીસ પાડી ઉઠી? ભીખારણ સુન્દર હતી. ભીખારણ આવી સુન્દર હોઇ શકે ખરી? એનું બાલક પણ કેવું સુંદર હતું?...વિનોદના મનમાં આ બધા વિચારો ઘોળાવા લાગ્યા. અને બધી વાતમાં એને કૈંક ભેદ જણાવા લાગ્યો–એક બે પ્રશ્નો ન્હાનુને પૂછ્યા, પણ ત્હેની જવાબ આપવાની વૃત્તિ ન જણાઇ તેથી મનમાંને મનમાં ગુંચવાતો ગયો અને છેવટે એ વાત મનમાંથી વિસારી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

ન્હાનુના ઘર પાસેથી બન્ને મિત્રો જુદા પડ્યા.

[૨]

બીજે દિવસે સ્હાંજે એજ વખતે વિનોદ ચોપાટી ઉપર ગયો. ભીખારણ એજ સ્થળે બાળકને તેડીને નીચું મ્હોં રાખી ઉભેલી હતી. વિનોદ તેની પાસે ગયો અને બાળકના હાથમાં પાવલી મુકી. ભીખારણે આશિર્વાદ આપવા ઉંચું જોયું. વિનોદ ઉભો રહ્યો અને ભીખારણને પૂછ્યું:

"બાઇ, તું કોણ છે?"

બહુ નાખુશીથી જવાબ આપતી હોય તેમ ભીખારણ બોલી: "ભીખારણ છું, શેઠ."

"આ બાળક કોનું છે?"

"મારૂં પોતાનું."

વિનોદને ઘણા વધારે પ્રશ્નો પુછવાના હતા, પણ ગીરદીવાલા રસ્તા ઉપર ઉભા રહીને જુવાન ભીખારણની સાથે વાતચીત કરતાં તે અચકાયો. તેણે ભીખારણને પૂછ્યું:

"બાઇ! તું મ્હારી સાથે આવીશ?"

ભીખારણ થોડા વખત વિનોદના સામું જોઇ રહી. એની અસ્થિર આંખોમાં ભયની લાગણી દેખાવા લાગી–પછી બોલી:

"માફ કરો શેઠ. મ્હને લાલચમાં ન નાંખો–મ્હારે ત્હમારા પૈસા નથી જોઇતા–ત્હમારી પાવલી પાછી લઇ જાઓ." આમ કહીને પાવલીનો સીક્કો વિનોદ તરફ ફેંક્યો.

વિનોદે એ સીક્કો પાછો લઇ બાલકના હાથમાં મુક્યો અને બોલ્યો:

"બ્હેન! હું ત્હને લાલચમાં નાંખી અનીતિને રસ્તે લઇ જવા નથી માંગતો. મ્હને ત્હારી બહુ દયા આવે છે. મ્હારે ત્હને કેટલાક સવાલો પૂછવા છે. તું મારી સાથે આવીશ તો ત્હને હું મારી બ્હેન ગણીને તારી સાથે વર્તીશ એ ખાતરીથી માનજે.'

ભીખારણને કૈંક વિશ્વાસ આવ્યો. વિનોદની સાથે જવા ત્હેણે હા કહી, અને વિનોદથી થોડું અંતર રાખીને પાછળ પાછળ ચાલવા લાગી.

વિનોદ પોતાને ઘેર આવ્યો, અને પોતાના બેસવાના ખંડમાં એક ખુરસી પર ભીખારણને બેસારી, પોતાની પત્નીને બોલાવી લાવ્યો અને ભીખારણને કહ્યું:

"બ્હેન! જરાય સંકોચ વગર હું પૂછું તે વાતના જવાબ આપજે હો. હું ત્હારૂં શ્રેય જ કરવા માગું છું."

ભીખારણ શ્રીમંતના ઘરમાં આવીને બેઠી હતી–ફરનીચર વગેરેનો એ ઘરમાં ઠાઠ હતો.

આવું બધું જોઇને ભીખારીઓને જે અજાયબી થવી જોઇએ તેવી એને જરાય થઇ લાગતી ન્હોતી. જાણે કે એવા દ્રશ્યોથી પરિચિત હોય તેવી રીતથી એ બેઠેલી લાગતી હતી અને ખુરસી પર બેઠી ત્યારે જાણે ખુરસીથી સારી રીતે પરિચિત હોય તેવી રીતે બેઠી હતી. વિનોદને જવાબ આપતાં તે બોલીઃ

"શેઠ દિલના દર્દીઓને દિલ ખોલી ભાર ખાલી કરવા જેવું આશ્વાસન નથી. પણ પાત્ર વગર દિલ કયાં ખોલવું? મ્હારા પર આપે આટલી બધી દયા બતાવી છે તો હું મ્હારા દિલની વાત આપને કહીશ. પૂછો ત્હેના હું જવાબ આપીશ. અને આશા રાખું છું કે મ્હારા વિશ્વાસનો આપ દુરુપયોગ નહિ કરો."

"વારૂ, બ્હેન! તું ન્હાનુને ઓળખે છે?"

ભીખારણના શરીરમાં સ્હેજ કમ્પ જણાયો.

"હા."

"કાલે એણે ત્હને બેઆની આપી—"

"એ ત્હમને ક્યાંથી ખબર?"

"હું સાથે હતો."

"મ્હને સરત નથી. વારૂ–પછી?"

"એ વખતે ત્હેં ચીસ શા માટે પાડી?"

"શેઠ બધી વાત લાંબી અને દુઃખભરી છે. ત્હમને વિસ્તારથી સાંભળવા ઇચ્છા હોય તો હું જ કહી જઉં. મ્હને થોડું પાણી પીવા આપશો?"

વિનોદની પત્નીએ સ્વચ્છ પ્યાલામાં ત્હેને પાણી આપ્યું, અને ત્હેના સુન્દર બાલકને તેડી લીધું. બાલક ત્હેના ખોળામાં રમવા લાગ્યું.

[૩]

**પાણી** પીધા પછી ભીખારણે પોતાની વાત શરૂ કરીઃ

"શેઠ! હું કુલવાન અને શ્રીમંત માબાપની પુત્રી છું, અને ઉચ્ચ જ્ઞાતિની છું. મ્હારૂં નામ માલતિ. અમારા ગામમાં મ્હારા પિતાની સારી પ્રતિષ્ઠા હતી. મ્હને તેણે થોડીઘણી કેલવણી આપી હતી. તે શ્રીમંત પણ જુના વિચારોના અને રૂઢિના બન્ધનોમાં સજ્જડ બંધાઇ ગયેલા હતા. પરમેશ્વર એમના આત્માને શાન્તિ આપો!

"મ્હારૂં વેવિશાળ હું ઘોડીઆમાં રમતી ત્યારનું થઇ ચુકયું હતું. કન્યાદાનનું સમ્પુર્ણ પુણ્ય લેવાની ખાતર મ્હને સાત વરસની ઉમરે મ્હારા પિતાએ પરણાવી દીધી. મ્હારા લગ્નની મ્હને અત્યારે તો બહુજ ઝાંખી યાદ છે. ઝોકાં ખાતી ખાતી હું કન્યાના વેશમાં પરણવા બેઠી હતી એવું કૈંક સાંભરે છે.

"મ્હારા વરની અને મ્હારી ઉમર વચ્ચે, છ વર્ષનો તફાવત હતો. હું પરણી ત્યારે તે તેર વર્ષના હતા. પરણ્યા પછી કોઇ કોઇ વાર મ્હને સાસરેથી તેડું આવતું અને જતી ત્યારે ફળીયાના છોકરાઓ સાથે ભમરડે રમતા અને કોડીએ રમતા પતિને જોઇને હું લાજ કાઢતી!

"મ્હને ચૌદમે વરસે સાસરે મોકલવામાં આવી. એ વખતે હું સમજણી થઇ હતી અને આસપાસના લોકો પાસેથી મ્હારા વર સંબંધે વાતો સાંભળતી હતી. એની ઉમર એ વખતે વીસ વર્ષની થઇ હતી અને એટલી ઉમરમાં તો એ દુરાચારના ફંદમાં ફસી ચુકયા હતા. હલકા સોબતીઓના સહવાસથી ભ્રષ્ટ થઇ ચુકયા હતા. એ બધું હું જાણતી હતી. સાસરે જઇને પતિને સુધારી સંસાર મીઠો બનાવવાનો મ્હેં સંકલ્પ કર્યો હતો–પણ વિધાતાએ બાજી કૈંક ન્યારીજ રચી રાખી હતી.

"મ્હને રાતના સાસરે મોકલવામાં આવી–મ્હારા શયનખંડમાં જઇને હું બેઠી અને

પતિના આવવાની રાહ જોવા લાગી. ગમે તેવા કમઅક્કલ અને મુઢ પતિને પણ પ્રથમ રાત્રે પત્નીને મળવાની કૈંક ખાસ અધીરતા રહે છે–પણ મ્હારા પતિ કમઅક્કલ કે મુઢ સુદ્ધાં ન્હોતા. તેમને મ્હારી પરવા ન્હોતી. તે રાત્રે પણ એ હમેશની માફક દુરાચારી સ્ત્રીઓમાં રખડવા ચાલ્યા ગયા હતા. મ્હેં મધરાત સુધી એમના આવવાની રાહ જોઇ, અને છેવટે નિરાશ થઇને થાકીને સુઇ ગઇ, ઉંઘી ગઇ!

"મોડી રાત્રે મ્હારા પતિ આવ્યા હશે–હું તો ઉંઘતી હતી–મ્હને જગાડવાની એમને જરૂર ન લાગી. સ્હવારે ઉઠી ત્યારે એક જૂદી શય્યામાં એ ઉંઘતા હતા.

"મ્હારી નિરાશાની હદ આવી રહી–મ્હને મોટો આઘાત લાગ્યો. રાતના સુઇ જવા માટે પસ્તાવા લાગી. મ્હેં આસ્તે રહીને મ્હારા પતિને જગાડયા, પણ તે અર્ધ-જાગ્રત અવસ્થામાં એટલા જ શબ્દો બોલ્યા કે: "મ્હારે ત્હારૂં કામ નથી. મ્હને સુઇ રહેવા દે."

"અને મ્હારા પરણેલા સંસારની આશાભરી પ્રથમ રાત આવી નિરાશામાં સમાપ્ત થઇ. મ્હારા બધા હવાઇ કિલ્લાઓ હવામાં જ રહી ગયા.

"શેઠ! જરા શરમ મુકીને વાત કરૂં છું પણ માફ કરજો. ભીખ માગવા માંડી ત્યારથી જ શરમને ક્યારનીયે રૂખસદ આપી દીધી છે. હવે જ્યારે જિંદગીનો ઇતિહાસ કહેવા બેઠી છું–પાપ પ્રકટ કરવા બેઠી છું ત્યારે શરમ શા માટે રાખું?

"મ્હારા સાસરીયામાં સ્ત્રીવર્ગમાં કોઇ જ ન્હોતું–તેથી ઘર સંભાળવાની ફરજ પણ મ્હારે માથે હતી. મ્હારા પતિરાજને ને વૃદ્ધ સસરાને હું રાંધીને જમાડતી. પણ એ વખતે બન્ને સાથે જ હોય તેથી પતિની સાથે એક શબ્દ બોલવાનું બનતું નહિ. દિવસ આખો તે ઘરમાં રહેતા નહિ. અને મોડી રાત્રે ઘેર આવતા. હું હમેશાં તેમની આવવાની રાહ જોઇને જાગતી બેસતી. પણ આવીને તરત તે પોતાની વાસ્તે જુદી શય્યા નાંખવાનું મ્હને કહેતા અને પછી નિદ્રાવશ થઇ જતા. કોઇક વાર હું વાત કરવાનો પ્રયત્ન કરતી તો "મ્હને હમણાં ઉંઘ આવે છે–ગરબડ ન કર." કહી સુઇ જતા. એકાદ બે વખત વાતચીત કરવાનો વધારે આગ્રહ રાખવા જતાં મ્હને શિક્ષા મળી હતી. અને ત્યાર પછી હું મ્હારા દુર્ભાગ્યને રડતી–પ્રથમથી જ એમને માટે જૂદી પથારી કરી એ આવ્યા પહેલાં સુઇ જતી.

"શેઠ ભરજુવાનીમાં સ્ત્રીને વાજબી ભોગો ભોગવવાની ઇચ્છા થાય, તેમાં એનો દોષ નથી. પણ મ્હારી તો બધી આશાઓ અને ઇચ્છાઓ અપુર્ણ જ રહેવા લાગી. એક અઠવાડીયું–એ અઠવાડીયાં એમ ને એમ વીતી ગયાં પછી હું બહુ મુંઝાઇ. સાસરામાં તો સ્ત્રીવર્ગમાં કોઇ હતું જ નહિ, એટલે મ્હારી ફરીયાદ મ્હારે કોને કરવી તે સમજાયું નહિ. પીયેરમાં માને વાત કરતાં શરમાઇ. અને અંતરની દાઝ જાણે તેવી કોઇ સખી હતી નહિ. એટલે મનની પીડા મનમાં જ સમાવી હું બેસી રહી.

"પણ એમ બેસી રહેવાથી પાર આવે તેવું ન્હોતું. છેવટે એક દિવસે અંતઃકરણે બુદ્ધિ સુઝાડી તે પ્રમાણે સસરાને મ્હોંયે બધી વસ્તુસ્થિતિ નિવેદન કરી ન્યાય માંગવાનો વિચાર કર્યો. પણ હિંદુસંસારમાં સસરાની સાથે બોલવાની વહુને છુટ નથી. અંતઃકરણે વધુ અવળી બુદ્ધિ સુઝાડી અને એથી સસરાને પત્ર લખી બધી વાત જણાવવા ઇચ્છા કરી અને એક રાતે હું તેમને લાંબો પત્ર લખવા બેઠી.

"મ્હારાં દુર્ભાગ્ય ત્યાંય ફરી વળ્યાં. પત્ર લખતી હતી તેવામાં પતિદેવ પધાર્યા, અને એમને જોઇને મ્હેં પત્ર પથારી તળે છુપાવ્યો. એથી એમને કૈંક શક પડયો. મ્હારી પાસે પત્ર જોવા માંગ્યો. ફરીયાદ કરૂં છું એ જાણી કદાચ આપોઆપ ઠેકાણે આવી જશે એમ માની પત્ર મ્હેં જોવા આપ્યો. અને પરિણામે મ્હને પુષ્કળ પ્રહાર મળ્યો. ખુલાસો કરવા જતાં ઉલટો વધુ પ્રહાર મળ્યો. અને તે જ રાતથી મ્હારા પરણેલા સંસારનો લગભગ અંત જ આવ્યો. પતિ મ્હને પોતાના માર્ગમાંથી દૂર તો કરવા માગતા જ હતા. આ તક મળેલી જોઇ એમણે મ્હને પોતાના ઘરમાંથી કાયમને માટે રૂખસદ આપી—અને મ્હારા વર્તનને માટે શંકા પડી છે એવું કારણ બીજાઓને જાહેર કર્યું. ફરીયાદ ફરીયાદને ઠેકાણે રહી. અને હું પાછી મ્હારા પિતાને ઘેર જઇને રહી.

"આ છેલ્લો અન્યાય મ્હારાથી સહન ન થઇ શકયો—અને મ્હેં શરમ મુકીને બધી વાત મ્હારી માને જણાવી. મ્હારા પિતાએ ધાર્યું હોત તો મ્હારા સસરાને બધી વાત કહી શકયા હોત. મ્હારા વરને કોઇ પણ રીતે સમજાવી શકયા હોત. પણ તેમના મગજમાં શ્રીમંતાઇનો ખોટો ગર્વ હતો. તેમને પોતાની 'વટ'નો ભારે ખ્યાલ ઘરી ગયો હતો. "આપણે ઘેર રોટલો છે. દીકરી ન તેડે ત્યાં સુધી હું ત્હને સાસરે મોકલવાનો નથી. જોઉં છું કેટલોક વખત તેડું નથી કરતો તે એની મેળે ઠેકાણે આવશે. તું ત્હારે ખાઇ પીને મજા કર." પીતાની 'વટ'ને ખાતર હું ઇન્સાફ મેળવ્યા વગર બેસી રહી—અને ગામમાં મ્હારી બદનામી થઇ.

"શેઠ! પિતાને ઘેર રોટલો હતો. બીજું બધું સુખ હતું—પણ એથી મ્હને સંતોષ ન થતો. રોટલાના દુઃખે કૈં માબાપ છોકરીને પરણાવતા નથી. ઘરડા બાપને જુવાન દીકરીની અંતરની વેદનાનો ખ્યાલ કોણ જાણે કેમ ન જ આવ્યો. અને મારૂં દુર્ભાગ્ય મારા ભવિષ્યો દુઃખોને પાસે લાવતું ગયું.

"વસ્તુતઃ મ્હારા પતિને માટે મ્હને અંતરનો પ્રેમ તો કદી પ્રકટયો જ ન્હોતો. દુરાચારી પતિના તરફ કઇ સ્ત્રીને પ્રેમ રહે? જ્યાં સામેથી જરા પણ લાગણી બતાવવામાં આવતી ન હોય ત્યાં આપણું અંતર કેટલુંક ઘસે? ફક્ત એક હીંદુ બાળા તરીકે મ્હારે મ્હારૂં ઘર બનાવવું હતું—અને સંસાર સુધારવો હતો—તેથી પતિને કોઇ પણ રીતે ઠેકાણે લાવવાની મ્હારા મનમાં મુરાદ હતી—પણ જ્યારે આ સ્થિતિ આવી ત્યારે પછી મ્હારા મને ઉલટો જ રસ્તો લીધો. "પતિએ તે પોતાનો માર્ગ પહેલેથી જ કરી લીધો છે. એને મ્હારી કશી પરવા નથી—તો પછી મ્હારે મ્હારો રસ્તો શા માટે ન કરી લેવો? એવો વિચાર આવ્યો. જુવાનીની ઝોંકમાં ઝુકી ગઇ. શેઠ! એ અપરાધ મ્હારો એકલીનો જ ન્હોતો—હો! મ્હારા માબાપનો, આપણા સમાજની રૂઢીયોનો અને આથી વિશેષ તો મ્હારા વરનો જ અપરાધ હતો. કદાચ હું ભુલ કરતી હઇશ—પણ મ્હને લાગે છે કે એ મ્હારો અપરાધ તો સૌથી ઓછે અંશે હતો. મ્હારા જેવી કેટલી અબળાઓનાં જીવન આમ રદ જાય છે. ત્હમે જાણો છો ખરા, શેઠ?

"ભ્રષ્ટ થવાનો સંકલ્પ કર્યો તેની સાથે અનુકુલ સંજોગો મળવા માંડયા. ન્હાનુ શેઠ ત્હમારા મિત્ર છે ખરૂં? તે મ્હારા પાડોશી હતા. એની ઉમ્મર મ્હારાથી બહુ મોટી નથી. નાનપણમાં અમે સાથે રમતાં—મોટપણે સાથે ભણતાં—ન્હાનુ શેઠ પરણેલા હતા. તેમના અને મ્હારા પિતાની વચ્ચે પણ પાડોશી વ્યવહારે જુનો સમ્બન્ધ હતો. ન્હાનુ શેઠ વારંવાર

મ્હારે ઘેર આવતા અને હું તેમને ઘેર જતી. હું એ વખતે બહુ રૂપાળી હતી. મ્હારી જુવાની ખીલી હતી–અને વિલાસો ભોગવવાની વૃત્તિ જાગ્રત થઇ હતી. મ્હારા પાપની કથા હું વધારે લંબાવવા માગતી નથી. મ્હારૂં જીવન મ્હેં ભ્રષ્ટ કર્યું–અને ન્હાનુ શેઠ મારા પાપના અર્ધ ભાગિદાર થયા.

"આજથી બે એક વર્ષ પહેલાંની એ વાત છે. અમારૂં પાપ વરસ સુધી તો ઢાંક્યુ રહ્યું, પણ છેવટે પ્રકાસ્યું કદિ પાપ છુપું રહેતું નથી. દુરાચારથી હું ગર્ભવતી થઇ-અને એ વાતની માહિતી થતાં જ ન્હાનુ શેઠ મ્હને છોડીને ન્હાસી ગયા: મ્હને બેવડો ફટકો લાગ્યો. ન્હાનુ શેઠને મ્હેં મ્હારા હૃદયનો બધો પ્રેમ અર્પણ કર્યો હતો અને મ્હારા સ્વામી મ્હેં એમને જ માન્યા હતા. એ છોડી ગયા એથી મ્હને આઘાત થયો અને પાપનો પ્રકાશ થઇ જ્વાથી દુઃખમાં વધારો થયો.

મ્હારાં માતા પિતાને મ્હારા પાપની ખબર પડી અને બંનેનો ક્રોધ હદ ઉલ્લંઘી ગયો. ન્યાત જાતમાં અને ગામમાં આબરૂ જશે એ વિચારથી મ્હારા પિતા ગાંડા જેવા થઇ ગયા. "એ પાપણીનું મ્હારે મ્હોં જોવું નથી એને ઝેર પાઇ ધો." એ શબ્દો બોલ્યા. હું તો મરવાની જ રાહ જોવા લાગી.

"જીન્દગી બહુ વ્હાલી લાગતી હતી, અને હજીએ વ્હાલી લાગે છે. શેઠ! જિન્દગી વ્હાલી ન લાગતી હોત તો તો આ હાલતનો હાથે જ અંત આણ્યો હોત. મ્હારા પિતાનો મ્હને ઝેર પાવાનો ઇરાદો સાંભળી હું તો ચમકી જ ગઇ. તે ખરેખર ઝેર પાઇ દેત. આબરૂ અને 'વટ' સાચવવાની ખાતર દીકરીને વ્હાલી કરે તેવા ન્હોતા.

"પણ મ્હને તો મરવાની ઇચ્છા ન્હોતી, એટલે ઘરમાંથી ન્હાસી જ્વાની તક શોધવા લાગી. અને એક વખત લાગ જોઇ મ્હારા અંગ ઉપર જે થોડું ઘણું ઘરેણું હતું તે સહિત નીકળી ગઇ, જુવાન અબળા એકલી ક્યાં જ્હાશ એ વિચાર તરત તો ન આવ્યો. કોઇ પાછળ શોધ કરવા આવશે તો પકડાઇ જઇશ તો શું થશે એ વિચાર પણ ન સૂઝ્યો. હું તો અંધારી રાતે ટ્રેનમાં બેસી ગઇ. ટ્રેનમાં કોઇ સાથે વાત કરવાની હીંમત કરતી નહોતી, પણ સવાર થતાં, મારા ડબ્બામાં એક ડોશી બેઠી હતી તેણે મારી સાથે વાત કરવા માંડી, અને હળવે હળવે મારો બધો વિશ્વાસ મેળવી લીધો. હું ભોળવાઇ ગઇ અને મારી બધી ખરી વાત તેને જણાવી દઇ મને તેની સાથે રાખવા કહ્યું. ડોસીએ ખુશીથી મને રહેવાની બધી સોઇ કરી આપવા હા પાડી. ડોસી મને મુંબઇ લઇ આવી, અને પોતાના ઘરમાં મને રાખી.

"થોડા દિવસમાં મને ખબર પડી કે ડોસીનું ઘર તો દુરાચારનો એક અખાડો છે. કેટલાક દુરાચારી સ્ત્રી પુરૂષો ત્યાં આવતા જતાં અને ડોસી એમના દુરાચાર પર ગુજરાન ચલાવતી.

"બસ. બધી વાત હું સમજી ગઇ. મારે માટે બે રસ્તા હતા. કાં તો વેસ્યા બનીને સુખચેનથી જીવન વીતાડવું, અને કાં તો એ ડોસીની પાસેથી યે વળી ન્હાસી છૂટવું. ન્હાસી ને ક્યાં જવું એ ખબર નહોતી. મુંબઇથી હું અજાણી હતી. એક વાર આવેશમાં આવી જઇને ઘર તો છોડ્યું, પણ હવે એ માટે બહુ પસ્તાવા લાગી. પાછી ઘેર જવા હવે મન થતું ન્હોતું. આવી મુંઝવણમાં થોડા દહાડાં તો એમ જ વીતી ગયા:

"એક વાત મ્હારા લાભમાં હતી. હું ગર્ભવતી હતી, એટલે નીતિભ્રષ્ટ થતી બચી ગઇ. ડોસી જાણતી હતી કે હું ગર્ભવતી છું. તે મ્હારી બહુ કાળજી રાખતી. તેના જ ઘરમાં મારા આ દીકરાનો જન્મ થયો. અને જન્મ થતાં સુધી ડોસીએ મ્હારી સગી

માતાની જેવી સંભાળ રાખી. પણ, છોકરો જન્મતાની સાથે જ ડોસીએ તેને ગુંગળાવી નાખવા ઇચ્છા બતાવી. હું એ વાત સાંભળી ત્રાસી ગઇ. ડોસીને પગે પડી કાલાવાલા

ઉપરનું તમામ ઘરેણું આપી દેવાની શરતે મ્હારા દિકરાને જીવતો રહેવા દેવાનું કબુલ કર્યું, અને મ્હેં માંડમાંડ વિનંતી કરીને આઠ દહાડા ત્યાં વધુ રહેવાનું માગી લીધું.



**હાનુ આગળ વધ્યો, ગાંડા માણસની પેઠે આવેશમાં ભીખારણનો હાથ પકડયો**

રવા લાગી, પણ એ રાક્ષસીને દયા આવવી બહુ મુશ્કેલ હતી. છેવટે તેણે મને તરત જ પોતાનું ઘર છોડી જવાની અને આટલો વખત રહેવા દેવાનાં બદલામાં મ્હારા અંગ

"આઠમે દહાડે મ્હારૂં બે હજાર રૂપીઆનું ઘરેણું ડોસીને ઉતારી આપ્યું. અને આ દીકરોને લઇને ડોસીના ઘરમાંથી ચાલી નીકળી. પહેલો વિચાર દરીઆમાં પડવાનો

આવ્યો, પણ મ્હારા બચ્ચાનું કોણ? બચ્ચાને પ સાથે જગતમાંથી ઉપાડી જવાનો વિચાર તો ત્રાસજનક લાગ્યો. રસ્તે ચાલતાં બહુ અચકાતી હતી. "કોઇક મ્હને જોશે તો શું ધારશે?" એવો વિચાર આવવા લાગ્યો, પણ તમારા મુંબઇ શહેરમાં કોણ કોની પરવા કરે છે? લોકોનાં ટોળાઓ વચ્ચેથી ચાલી જતી છતાં કોઇ મ્હારી સ્થિતિ પુછવાની પરવા કરતા નહિ. ફક્ત કોઇક મ્હારા મ્હોં સામું જોતાં–અને વગર માગ્યે દોઢીયું આપતા. મ્હારાં કપડાં ફાટયાં તુટયાં છે છતાં મ્હારી ખુબસુરતી હજી કંઇક બાકી રહી ગઇ લાગે છે.

"શેઠ! આવી વાત શાની શું લખ્યાવું? આજ છ મહીના થયા આ સ્થિતિમાં ફરૂં છું, અને હવે તો ભીખ માંગતાયે આવડી ગયુ છે. તમારા મુંબઇનાં ભીખારીઓનાં કેટલાકના શા હાલ છે એ કોઇ જાણો છો? કદી તેમને માટે કોઇને દયા આવે છે? કોઇ તેમના દુઃખો જાણી કદિ તે ટાળવા પ્રયત્ન કરો છો?

"રસ્તે જતા આવતા લોકો મ્હારા કાલાવાલા સાંભળી કંઇક સીકકો ફેંકી દે છે. કોઇક શેઠાણી કોઇક વાર ઘરની બારી એથી કંઇક વસ્ત્ર ફેંકે છે અને આજ છ મહિના થયાં લાખો માણસની વચ્ચે રહેતી છતાં કોઇની સાથે એક શબ્દ પણ બોલ્યા વિના હું ભટકું છું અને મ્હારા કર્મોની શિક્ષા ભોગવું છું શેઠ! આ સ્થિતિમાં મ્હને કાલે ન્હાનુ શેઠનાં દર્શન થયાં અને મ્હારા દુષ્કર્મોનો એ અર્ધ ભાગીદાર છટકી જઇને આમ સુખચેનથી ફરે અને મ્હારી આ સ્થિતિ હોય એ વિચારથી ઇશ્વરના ન્યાય પરથી મ્હારી શ્રદ્ધા ઉઠી ગઇ, અને હું ચીસ પાડી બેસી ગઇ,"

આટલું બોલી ત્યાં એ ભીખારણ થાકી ગઇ લાગી. તેની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યા જવા લાગ્યાં; વિનોદની પત્નિ ઉઠી અને ભીખારણને છાતી સરસી ચાંપી પોતાના સુન્દર સ્વચ્છ વસ્ત્રથી તેનાં આંસુ લ્હોવા લાગી. ચોતરફનું વાતાવરણ ગમગીન બની રહ્યું હતું એવામાં દ્વારમાં કોઇક નવા માણસે પ્રવેશ કર્યો.

સૌની આંખો નવા આવનાર તરફ પ્રેરાઇ, અને સૌએ તેને ઓળખ્યોઃ ન્હાનુ. દેખાવ જોવા જેવો થઇ રહ્યો, અને ઘડી વાર તો સૌની જીભ તાળવે ચોંટી ગઇ.

એકાએક ન્હાનુ આગળ વધ્યો અને ગાંડા માણસની પેઠે આવેશમાં આવી જઇને ભીખારણનો હાથ પકડયો. "માલતિ! ત્હારી આ દશા!" એટલા શબ્દો બોલીને તેને નજીક ખેંચી; એક પળ વધુ વીતી અને માલતિ ન્હાનુની છાતીમાં માથું સમાવી ધ્રુસકો મુકી રડી. બીજી ક્ષણ વધુ વીતી અને જમીન પર પછડાઇ પડી.



# મુડીવાદની મીમાંસા

:લેખક:

મકરકેતુ

## : લેખાંક ત્રીજો :

### રાજસત્તાનું હથીઆર

મુડીવાદી સમાજરચનાની આખીયે ઇમારતમાં મજુરોના હાડમાંસ ખડકાયાં છે. એના પાયામાં શ્રમજીવીઓનું શોણીત સીંચાયું છે. એની નીંગ હ નીચે ઉત્પાદનની પધ્ધતી નફો નીચોવવાનું જ કામ કરે છે. એ પધ્ધતીજ મુડીવાદનું અમુક હથીઆર છે. એની ગતી અને ક્રીયાપ્રક્રીયા અવીરત ચાલ્યા કરે છે. મહેનતુ માનવોને તેના ચક્ર નીચે ચગદાવું પડે છે. શ્રમ સેવનારાઓને પેટ પુરવા અનાજ પણ સાંપડતું નથી, ત્યારે મુડીદાર માંધાતાઓને મહેનત વીના એશઆરામ મળે છે. આવી એકપક્ષી અન્યાયી વ્યવસ્થા ક્યા બળને પ્રતાપે ટકી રહે છે? સંપત્તીનું સર્જન કરનારાઓને અનન્ત હાડમારીઓ કેમ સહી લેવી પડે છે? આવી અળખામણી વસ્તુસ્થીતી નભે છે, તેનાં મુખ્ય બે કારણો છે. એક તો એ કે મુડીવાદીઓનો વર્ગ વ્યવસ્થીત છે, અને બીજું એ વર્ગ મહેનતુ માનવવર્ગની બુધ્ધી ઉપર આર્થીક અંકુશ ભોગવે છે. શ્રમજીવીઓને સદકાળ કચડાયલા રાખવા માટે પુંજીપતીઓનું સૌથી સીતમગાર શસ્ત્ર રાજવ્યવસ્થા છે. આ વ્યવસ્થા ઉપર લગભગ બધાજ દેશોમાં મુડીદાર વર્ગની કુલમુખત્યારી છે. અમેરીકા, બ્રીટન, ફ્રાન્સ, જાપાન, ઇટલી, હીન્દ વગેરે તમામ સ્થળોમાં રાજસત્તા મુઠ્ઠીભર માલેકોના સંધનીજ બનેલી છે. એકેએક દેશમાં મંત્રીઓ, મોટા અમલદારો, પાર્લામેન્ટના સભ્યો અને પ્રધાનો માત્ર મુડીદારો—જમીનદારો—ધનપતીઓના વર્ગમાંથીજ નીમાય છે. કદી કદી અન્ય વર્ગના આદમીઓ આ હોદ્દાઓ ઉપર આવી જાય છે. ઘણીવાર મધ્યમ વર્ગના શંભુમેળામાંથી પણ માણસો અમલદારી દરજ્જા માટે ચુંટાય છે. એ ઉપરથી અવળમતીઓ કહે છે કે લોકશાસનના આ સુવર્ણયુગમાં સઉને ઉંચે ચઢવા માટે અવકાશ છે. આના સમર્થનમાં તેઓ લુહારના છોકરા બેનીટો મુસોલીનીનો દાખલો આપે છે. ગરીબીમાંથી તાલેવરીમાં તણાયેલા બીજા અનેક માણસો આ મુડીવાદીઓને ઓઠાં તરીકે ખપ લાગે છે. ખરું જોતાં સત્તાને આસને મુડીવાદીઓ શીવાય બીજું કોઇ આવતું નથી. બીજા વર્ગમાંથી જો કદાચ કોઇ માણસો આવી જાય છે તો તેઓ મુડીવાદનાં વળગણોજ હોય છે. કાં તો મુડીવાદ એ આડતીઆઓને મોટા પગાર આપી હોળીના શ્રીફળ તરીકે વાપરતો હોય છે, અથવા તો એ લોકો મુડીવાદીઓને દરજ્જે આવવાની આશાએ પોતાના વર્ગને દગો દેતા હોય છે. આ દગાખોર ટોળીમાં વકીલો, ધર્મગુરૂઓ, પ્રોફેસરો, બેન્કોના મેનેજરો, લશ્કરી અમલદારો, પંતુજીઓ, શાંતીવાદીઓ અને પ્રભુભક્તોનો બહુરંગી મેળો એકઠો થાય છે. આશાની અટારીએ બેસી તેઓ મુડીવાદની ગુલામગીરી સ્વેચ્છાથી સેવે છે. કોઇક વાર તેઓ પુંજીપતીઓના ભયથી અને ઉંચે

ચડવાની આશાથી વર્ગદ્રોહ કરે છે, પણ બહુ ભાગે તો એમનું ભવીત ભેળુંજ એમને મુડીવાદના વીશ્વાસુ સેવકો બનાવી શ્રમજીવીઓ સામે ખડા કરે છે.

## એવડું ધ્યેય

**આ** મુડીવાદીઓ અને તેમના સહાયકો વગગણોનો સંઘ એટલેજ રાજસત્તા. એ સંઘ પોતાના હાથમાં પ્રત્યેક સાધન રાખે છે અને સ્વસત્તાને દેશભરમાં વ્યાપક બનાવે છે. પોતાની નજર સામે એ બે જાતનું ધ્યેય રાખે છે. તેનો એક હેતુ અસંતુષ્ટ શ્રમજીવીઓની જાગૃતી સંહારવાનો, એમનું બંડ દાબી દેવાનો અને એ રીતે નફાની નીચોવણી માટે માર્ગને નીષ્કંટક કરવાનો છે, એનો બીજો હેતુ પોતાના જેવીજ બીજી વ્યવસ્થાઓની હરીફાઇ સામે બાથ ભીડવાનો છે. એક રાજ્ય અમુક રીતે જબરો નફો નીપજાવતું હોય તો તેની સામે હરીફ સાધનો ઉભાં કરી બીજું રાજ્ય વધારે નફો ઝડપવા મથે છે. આજે અમેરીકા અને ઇન્ગ્લાંડ વચ્ચે ચાલી રહેલી અથડામણી આ વાતની સાબીતી આપે છે, પેટ્રોલના ઉદ્યોગ પરત્વે 'અંકલ સેમ' અને 'જોહન બુલ'ના વીગ્રહનો ઇતીહાસ કોણ નથી જાણતું ? અમેરીકામાં ઉદ્યોગોનું ચાલી રહેલું સંગઠન અને એકીકરણ યુરોપને ભડકાવે છે, એટલેજ યુરપ અમેરીકા સામે સાધનો અને ઉપાયોની જમાવટ કરે છે. જર્મની સામેનો આખા યુરપનો ખુનખાર વીગ્રહ મુડીવાદીઓના અમુક સઘોનો હેતુ સાધવા માટેજ મંડાયો હતો. ઘરઆંગણે જ્યારે મજુરો માથું ઉંચકે છે ત્યારે લોકશાસનને નામે મુડીવાદી રાજસત્તા એમના ઉપર બંદુકો છોડે છે. આ વર્ષના માર્ચ મહીનામાં જ્યારે સમુહવાદી મંડળોએ બેકારીનો દીવસ ઉજવી મુડીવાદી શોષણ સામે વીરોધ-સરઘસો કાઢ્યાં હતાં, ત્યારે અમેરીકા, જર્મની અને ફ્રાંસમાં શ્રમજીવીઓના એ સંગાથીઓને પોલીસે સંગીનની અણીઓ અને બંદુકની ગોળીઓથીજ વીખેર્યા હતા. આ કંઇ એકલવાયો દ્રષ્ટાંત નથી. મહેનતુ માનવતાનો વીરોધ ટાળવા જગતની મુડીવાદી રાજસત્તાઓ દર સાલ કેટલાયે માણસોનો ક્ચ્ચરઘાણ કાઢે છે.

## બચાવ

**મુ**ડીવાદી રાજ્યવ્યવસ્થાના આ પૃથક્કરણ સામે પુંછડીઆરોના પ્રતીનીધીઓ ડોળા ધુરકાવે છે. રાજ્યનું આખુંયે તંત્ર કેવળ તાલેવરોના હીતને પોષે છે એ સત્ય સ્વીકારવા તેઓ સાફ ના કહે છે. બધાજ મુડીવાદી દેશોમાં કારખાનાને લગતા કાયદા છે, સ્ત્રીઓ અને બાળકોના મજુર તરીકેના રોકાણ સામે નીયમો છે, કામના કલાકો મર્યાદીત કરનારી વ્યવસ્થા છે, એ ઉપરથી પ્રતીપક્ષીઓ રાજ્યવ્યવસ્થાને નીષ્પક્ષ અને ન્યાયપરાયણ લેખાવે છે. જર્મનીમાં ઠેઠ વીલીયમ બીજાના સમયમાં કામદારો માટે વીમા ઉતરવવાની વ્યવસ્થા હતી. ઇન્ગ્લાંડમાં અથંગ મુડીવાદી મંત્રી લોઇડ જ્યોર્જે વીમા અને વૃધ્ધાવસ્થના પેન્શન માટે કાયદાઓ કરાવ્યા હતા. મુંબઇમાં સર વીક્ટર સાસુન પોતાની મીલોને આંગણે મજુરોના બાળકો માટે રમતગમતો અને શાળાઓની યોજના કરી રહ્યાં છે. અમદાવાદમાં અંબાલાલ સારાભાઇએ પણ એવીજ સગવડો મજુરો માટે ગોઠવી છે. મુડીવાદનાં તમામ મથકોમાં કામદારો માટે હોસ્પીટલો, દવાખાનાં, આરોગ્યગૃહો અને અન્ય સાધનો છે. રાજ્ય રેલ્વે બાંધે છે અને તેનો લાભ મુડીદારો તેમજ મીસ્કીનોને મળે છે. પાણીના નળ, જાહેર રસ્તા, મ્યુનીસીપાલીટીની પ્રવૃતીઓ, ટ્રામગાડીઓ, બાગબગીચાઓ......

આવું તો કેટકેટલું રાજ્યે સહુના સ્વાસ્થ્ય માટે ઉભું કર્યું છે? આ બધું નજરે જોયા પછી રાજવ્યવસ્થા માત્ર મુડીવાદીઓનેજ પંપાળે છે એમ કેમ કહી શકાય? રાજસત્તા તો ઉલટી કારખાનાના કાયદાનો ભંગ કરનાર માલેકોને શીક્ષા ફરમાવે છે, મજુરો આગળ મુકરર કલાકોથી વધારે કામ કરાવનાર મુડીદારનો દંડ કરે છે, અને શ્રમજીવીઓને ચડત પગારે દર અઠવાડીએ એક દીવસની રજા અપાવે છે. આમાં મુડીદારો પ્રત્યે પક્ષપાત કયાં જણાય છે? મુડીવાદના પક્ષકારોની આ 'નીષ્પક્ષપાતી' દલીલો છે.

## મુડીવાદના હીત માટેજ

પણ એ દલીલોમાં ખીલકુલ દમ નથી. દેખીતી રીતેજ એ સઘળાં વીધાનો જુઠાં છે. એની આરપાર દંભ દેખાઇ આવે છે. મુડીવાદી સત્તા કવચીત, કામદાર વર્ગનું કલ્યાણ થાય, એવા ધારા ઘડે છે એ વાત સચી છે, પણ એમાં એની મઉલીક મતલબ તો પુંજીદારોનું હીત સાધવાનીજ હોય છે. આગગાડીઓનો દાખલો લો. એમાં અલબત મજુરો પ્રવાસ કરે છે અને એટલા પુરતી તે શ્રમજીવીઓને કલ્યાણકર છે; પણ કેવળ શ્રમજીવીઓની સગવડ સારૂજ કંઇ રેલરસ્તા બંધાતા નથી. એ રસ્તા અને આગગાડીઓની ખરી જરૂર તો મુડીવાદી વર્ગને છે. ઉદ્યોગપતીઓ, વેપારીઓ અને કારખાનાંના માલેકોને એમના માલની અવરજવર માટે ઉગ્ર ઝડપે દોડતાં વાહનો જોઇએ છે. એમની મીલકતો રક્ષવા અને અસંતોષની વેળાએ દેશના મોટા વીસ્તાર ઉપર લશ્કરી ટુકડીઓ પહોંચાડવા માટે ત્રેનો ઉપયોગી છે. મુડીને રેલરસ્તા વીના ક્ષણવાર પણ ચાલે તેમ નથી. એનું જીવન મોટરો અને તાર–ટેલીફોનનાં સાધનો વીના લાંબું ટકી શકે તેમ નથી. એટલેજ એ જળસ્થળના વહેવારને પહોંચી વળવા આગગાડીઓ એરોપ્લેનો અને ઝડપી જહાજો બાંધે છે. એવીજ રીતે મુડીવાદ આરોગ્યવ્યવસ્થા ઉભી કરે છે. શહેરોના રસ્તાની સાફસુફી, 'જનસુખાકારી'ની ગોઠવણ અને મજુરો માટેની ખાસ ચાલીઓ પુંજીપતીઓના હીત માટેજ રચાય છે. શહેરોમાં કારખાનાંના માલેકો મજુરો માટે ઇસ્પીતાલો અને આરોગ્યભુવનો ઉભાં કરે છે, તે પણ પોતાનાજ કલ્યાણ માટે. શ્રમજીવીઓના જીવનની બીજી જરૂરતો કરતાં આ બાબતોમાં મુડીવાદી જમાત જરા વીશેષ લક્ષ આપે છે, એનું કારણ એ છે કે જો તે આટલું યે ન કરે તો મજુરો માંહે ગંદકીને લીધે પ્રસરતા રોગો પુંજીપતીઓને આંગણે આવી ઘર કરે. શ્રમજીવીઓ વચ્ચે પ્લેગ, કોલેરા કે ઇન્ફ્લુએન્ઝા જેવા ઉપદ્રવ અડ્ડા જમાવે તો માલેકોનાં કારખાનાં બંધ થાય અગર એમની મહેલાતોમાં એ દર્દો પ્રવેશ કરે, એ બ્હીકે એમને આરોગ્યવ્યવસ્થા જાળવવી પડે છે. એમ છતાં મજુરોના લતા માલેકોના રહેઠાણોથી સેંકડો ગણા મલીન રહે છે. મોટરો દોડી શકે એટલા સારૂ મુડીવાદીઓ મુખ્ય રસ્તા બંધાવી એ ઉપર સાફસુફી જાળવે છે, પણ અંદરની ગલીકુંચીઓમાં કામદારો કચરામાં સડતા હોય તોયે તેમની સંભાળ કોઇ લેતું નથી. 'પરોપકારી પુંજીદારોનું' ચાલે ત્યાં સુધી તો તેઓ મજુરોને માનવપ્રાણી ગણવાનીજ ના પાડે છે અને પશુઓ કરતાં પણ કપરી સ્થીતીમાં રહેવાની 'સગવડો' એમને આપે છે. હોર્નબી રોડ ઉપર રોલ્સરોઇસમાં ફરતા મીલમાલેકને પેઇબાવડી, પરેલ અને મતરપાખડી પર રહેનારા મજુરોની અનારોગ્ય ખોલીઓ સુધરવાની

કંઇએ તમા નથી. આ માંધાતાઓએ મ્યુની-સીપાલીટી મારફત થોડીએક ચાલીઓ બંધાવી છે, એથી એમની સુસણુનીતી ઉપર પડદો પડી શકતો નથી. મુડીવાદીઓ જે કંઇ કરે છે તે કેવળ પોતાના હીત માટેજ કરે છે. એમનાં જીવદયાનાં તુતો, કામદારોનું આરોગ્ય રક્ષવાનાં બણગાં, મજુરોને શીક્ષણ આપવાના બકવાદ અને તે બધા 'પરમાર્થી' ઉદેશોની સીધ્ધી માટે તેમના તરફથી ઉભાં થતાં સાધનો માત્ર એમના સ્વાર્થને પોષે છે.

## નમવું પડયું છે

ઘણી ખરી બાબતોમાં મુડીવાદીઓએ સ્વાર્થ સારૂજ પરોપકારી જણાતી યોજનાઓ કરી છે, પણ કોઇ કોઇ વેળાએ એમને જાગ્રત થએલા શ્રમજીવી સમુદાયના દાબ નીચે સુધારા કરવા પડયા છે. કારખાનાને લગતા લગભગ તમામ કાયદા મુડીવાદી રાજસતાએ મજુરોની ધમકીઓને વશ થઇનેજ ઘડયા છે. પહેલાં મજુરોનાં સંગઠીત મંડળો ગેરકાયદેસર ગણાતાં, તેને બદલે આજે મજુરમહાજનો-Trade unions-નું બંધારણ માલેકોને મંજુર રાખવું પડે છે તેનું કારણ પણ શ્રમજીવીઓની વીગ્રહી પ્રવૃતીઓજ છે. ઇન્ગ્લાંડમાં દૈનીક કામના સઉથી પહેલા દશ કલાકો મુકરર કરાવવા માટે કામદારોને જંગી જેહમત ઉઠાવવી પડી હતી. રશીઆમાં ઝારની રાજસતાએ કામદારોની હડતાળોથી કંપીનેજ કારખાનાના ધારા પસાર કર્યા હતા. આવી અણીની વેળાએ મુડીવાદ સ્વાર્થની નજરે વીચાર કરે છે અને શ્રમજીવીઓ વચ્ચે અસંતોષનો આતશ વધવા દેવાને બદલે એમને થોડી એક સગવડોથી શાન્ત કરી નાખવાનું પસંદ કરે છે. આમ નમતું આપવામાં તે અમુક હદ સુધીજ જાય છે. એથી આગળ મુડીવાદ મજુરોના બળને અંશમાત્ર મચક આપતો નથી, પણ બળજબરીથી કામદાર-ચળવળને દાબી દે છે. આવતી કાલે અધીક આપવું પડે એવી પરીસ્થીતી હોય ત્યાં તે આજેજ અડધું આપી અસંતોષને શમાવે છે. પણ એથી મુડીવાદ મુડીવાદ નથી મટતો કે નથી માલેકનાં લક્ષણોનો જરાયે લોપ થતો. મુડીવાદની સરમુખત્યારી નીચે ચાલતું 'લોકશાસન' મજુરોની ઉગતી ચળવળને ડામવા લાલચના ટુકડા ફેંકે, અથવા તો એ ચળવળના આરંભથી ચેતી શ્રમજીવીઓને થોડી સગવડે આપે તેથી પુંજીપતીઓનું રાજ્ય 'ધર્મરાજ્ય' બનતું નથી. એટલે કે આજની રાજ્યવ્યવસ્થા અને સમાજરચનામાં મુડીમજુરીને સરખો ન્યાય સાંપડે છે એ વાત સદંતર જુઠી છે.

## મુડીવાદની સઉથી મોટી વ્યવસ્થા

વિકાસ પામેલા મુડીવાદે અનેક જાતની વ્યવસ્થાઓ શ્રમજીવીઓને ચુસવા માટે અને એ ચુસણક્રીયા નીભાવી રાખવા માટે યોજી છે. પણ એમાં સૌથી વીરાટ વ્યવસ્થા તો રાજવહીવટની છે. એ વ્યવસ્થા બીજી બધી યેતરણો કરતાં વધારે બલવતી છે એટલુંજ નહીં પણ તે સઉથી વધારે આંટીઘુંટીવાળી પણ છે. એનાં અનેક અંગો, ઉપાંગો, અને શાખાપ્રશાખાઓ છે. એકજ જંગી થડમાંથી નીસરતા એના નીષ્ઠુર નહોરીઆ (Tentacles) ચોગરદમ પ્રસરે છે અને જીવનના કુલઝપટ ક્ષેત્રોને જોતજોતામાં આવરી લે છે. શાળાઓ, ધર્મમંદીરો, વેસ્યાગ્રહો, મદીરામથકો, નાટકો, સીનેમાઓ, કલાભુવનો, શારદામંદીરો, એ સર્વ સ્થળે એનો પંજો ફરેલો વળે છે. પ્રોફેસરો, પંતુજીઓ, મુલ્લાંઓ, મોલવીઓ, આચાર્યો, ઉપદેશકો અને કલાકારોને એ એકજ વીરાટ વ્યવસ્થા પોતાનાં

ઓજારો તરીકે વાપરે છે. માનવજીવનની જોડે નીસ્બત ધરાવનાર એકે એક તત્વને મુડીવાદી રાજશાસન હાથ કરે છે અને એના વડે શ્રમજીવીઓના શોષણને અમર અને અબાધીત બનાવે છે.

## પશુબળનો પરચો

શ્રમજીવીએના સમુદાય સામે રાજ્ય મુખ્યત્વે બે પ્રકારના હથીઆરો ચલાવે છેઃ (૧) પશુબળ અને (૨) આધ્યાત્મીક ઝેર. રાજ્યના આ બે સૌથી અગત્યનાં શસ્ત્રો છે. એનાથી એ, શોષીતોના સંઘને સદા દબાયલો રાખે છે. પશુબળનાં સાધનોમાં એની કને મુખ્ય બે સંસ્થાઓ છેઃ (૧) લસ્કર અને (૨) પોલીસ, અદાલતો અને તુરંગો. પશુબળનાં પ્રતીક ઓજારોનું સુચીપત્ર આટલેથી અટકતું નથી. એમાં વધારાનાં હથીઆરોની મોટી હારમાળા ઉમેરી શકાય તેમ છે. જાસુસો, ઉશ્કેરણી કરનારાએ Agents provocateur), હડતાળો તોડનાર શ્યામપાદો (Blacklegs), ભાડુતી ખુનીઓ, કટર કોમવાદીઓ, વગેરે વગેરે આ કલામાંજ ઉભા રહે છે. એ સહુનું કામ મુડીવાદ માટે શોષણનો માર્ગ સાફ રાખવાનું છે. આડે આવનારને શામ દામ, દંડ અને ભેદથી ભોંય ચાટતો કરવાની તેમની 'પવીત્ર' ફરજ છે. એ આખીએ જમાત જબરદસ્તીથી જનસમાજમાં બ્યવસ્થા અને સુલેહશાન્તી જાળવે છે.

## લશ્કર

મુડીવાદી રાજ્યની લશ્કરી વ્યવસ્થા સાચેજ અજબ છે. આખી સેનાના સરનસીનો તરીકે ગણતર અધીકારીઓનું મંડળ ગોઠવાય છે. આ જુલમી ટોળીની ચુંટણી અમીરો અને મુડીવાદીઓની જમાતમાંથી કરવામાં આવે છે. ક્યારેક વળી ધંધાદારી બુધ્ધીજીવીઓમાંથી પણ આ અમલદારી ટોળીમાં ભરતી થાય છે. અધીકારને આસને બેસનારી આ મંડળી જાગ્રત શ્રમજીવીઓ સામે હંમેશાં ધખધખતો ધીક્કાર સેવનારી હોય છે. જન્મે, શીક્ષણે અને સંસ્કારે આ બધા સાહેબો તુંડમીજાસી અને તીરસ્કારમુર્તીઓજ હોય છે. બચપણથીજ એમને એલાહેદી લશ્કરી નીશાળોમાં બીજાઓ ઉપર અધીકારનો દોર કેમ ચલાવવો તેની તાલીમ આપવામાં આવે છે. માનવમગતરાંઓને જેમ ફાવે તેમ અપમાનવાં, એમના તરફથી વીરોધ કે સ્વમાનનું જરાકે પ્રદર્શન થતાં તેમને જમીનદોસ્ત કરવાં, અને સર્વ સ્થળે ને સર્વ કાળે 'લશ્કરી પોષાકની પ્રતીષ્ઠા' ગમે તે જોખમે સ્થાપવી, એ બાબતોમાંજ એમનું શીક્ષણ સમાવીષ્ટ થાય છે. આવી 'વીશીષ્ટ' કેળવણીના પ્રતાપે તેઓ મુડીવાદના સશસ્ત્ર વીગ્રહોમાં સીપાહીઓનો ફાવે તેવો ઉપયોગ કરી શકે છે. સ્હેજ પણ વીરોધ કે વીસંવાદ દાખવનાર સામાન્ય સોલ્જરને તેઓ કશાયે માનુષી વીચારથી વ્યાકુલ બન્યા વીના લશ્કરી કાયદાની રૂએ ઠાર કરી શકે છે. ઉંચાઇના આ દરજ્જામાં ગરીબ વર્ગનો આદમી કદી પ્રવેશ કરી શકતો નથી. એ વર્ગના લડાયક માણસો માટે તો વગર વીચારે તોપોનો ખોરાક બની જનાર સામાન્ય સઇનીકો થવાનું મુડીવાદી રાજસતાએ નીમીં રાખ્યું છે. એમને કશો અવાઝ મળતો નથી. એમને કંઇ વાંચવા, વીચારવા કે જોવાનું હોતું નથી. કોના ઉપર શા માટે ગોળીઓ છોડવી છે એ ખ્યાલ સરખોય એમના મગજમાં ન જોઇએ. એમણે તો અમલદારોના આદેશ ઝીલવા માટે કાન અને અંતઃકરણ આઠે પહોર તઇયાર રાખવા જોઇએ. શોષીત સમાજમાં ઘુમતા અને ઘણીવાર

વીપ્લવી ઘમસાણ જમાવતા જાતભાઇઓને પણ એમણે તો અંતરના આંચકા વીના હણ્યા રહ્યા. પશુબળના આવા પ્રચંડ સાધનનો ઉપયોગ મુડીવાદી રાજસત્તા મુખ્યત્વે શ્રમજીવીઓના સંઘ સામે કરે છે. એ સંઘ ભલે સ્વદેશી હોય કે પછી પર દેશી હોય, પણ ખાસ એની વીપ્લવશીલ જાગ્રતી સામેજ મુડીવાદ લશ્કરી વ્યવસ્થા િભાવે છે.

## શ્રમજીવીઓ સામે લશ્કરી બળ

વર્ગીય જાગૃતીમાં ઝંપલાવતા શ્રમજીવીઓ સામે રાજસત્તા લશ્કરી બળનો ઉપયોગ કઇ રીતે કરે છે, તેના દાખલા દરેક દેશની રાજ્યવ્યવસ્થાના ઇતીહાસમાંથી મળી રહે છે. રશીઆમાં ઝારની સત્તા હતી, ત્યારે કામદારો અને કૃષીકારો ઉપર એના અત્યાચારી સૈનીકો સીતમ વરસાવતા. ઝાર અલેકઝાંડર બીજાના સમયમાં, ગુલામગીરીની પ્રથા નાબુદ થયા પહેલાં, ખેડુતોએ અનેકવાર એ પ્રથા સામે બળવો કર્યો હતો અને દરેક વખતે એમને લશ્કરી દોરદમામથી દાબી દેવામાં આવ્યા હતા. ૧૯૦૫ માં મોસ્કોમાં કામદારોએ કફોડી સ્થીતીના નીવારણ માટે વીરોધદર્શન કર્યું ત્યારે, ઝારના પોલીસોએ તેમના પર ગોળીઓ ચલાવી હતી. એજ રીતે બાલ્ટીક પ્રાન્તોમાં, કોકેસના પ્રદેશોમાં અને સાઇબીરીયામાં જાગેલા શ્રમજીવીઓને શીક્ષા આપવા અલેકઝાંડરે સેનાઓ મોકલી હતી. આવા અનેક દૃષ્ટાન્તો એક રશીઆમાંથીજ સાંપડે છે. ૧૯૦૬–૧૯૦૮ માં જમીનદારોના હીત માટે રશીઅન લશ્કરે ખેડ કરનાર મજુરો પર આચરેલા જુલ્મો, છેલ્લી લડાઇ દરમીઆન ઇવાનોવ અને ક્રોસ્ત્રોમાંના મથકો ઉપર કામદારોપર મંડાયલી તોપો; અને ઠામ ઠામ રશીઆમાં શ્રમજીવીઓની જાગૃતી સામે અજમાવાયલાં દમનનાં ચક્રો, રાજ્યવ્યવસ્થાના મુડીવાદી પક્ષપાતનો પ્રતીધ્વની પાડતાં હતાં. અને ઝારના જમાનાના રશીઆનીજ વાત શા માટે કરીએ? જર્મની, ફ્રાન્સ, બ્રીટીશ સામ્રાજ્ય, સ્વીટ્ઝર્લાંડ, હંગરી, અમેરીકા, બધેજ એ સ્થીતી હજુએ પ્રવર્તે છે. યુરોપના મહાયુધ્ધ વખતે બર્લીન, હૅમ્બર્ગ, મ્યુનીચ અને બીજાં જર્મન શહેરોમાં કામદારોએ માથું ઉંચકતાંજ એમને લશ્કરી શસ્ત્રોનો પરચો રાજસત્તાએ દાખવ્યો હતો. ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયા પછી પણ શ્રમજીવીઓની જાગ્રતી સામે લશ્કરી બળના અખતરા સતત ચાલુ રહ્યા છે. ફ્રાંસમાં તો હડતાળ પાડનારા કામદારોને પણ ગોળીથી ઠાર કરવામાં આવે છે. થોડા સમય પહેલાં ફ્રાન્સની રેલ્વેઓ ઉપર સમાજવાદીઓએ વ્યાપક હડતાળ પાડવા યોજના કરેલી ત્યારે મશીનગનો અને સોલ્જરોના સંચાલનથીજ ફ્રાન્સના 'પ્રજાતંત્રે' એ ચળવળને ચગદી નાખી હતી. 'હયુમાનીટી' જેવાં અખબારના છાપખાનાને પણ એણે જપ્ત કર્યું હતું. સમાનતાના સીધ્ધાંતોમાં રાચતી (!) ફ્રેન્ચ રાજ્યવ્યવસ્થા સામે સમાજવાદી છાપું કંઇએ પ્રચાર ન કરી શકે એટલા સારૂ બેન્કો માંહેની એની મુડી પણ 'પ્રજાસત્તાક રાજ્યે' જપ્ત કરી હતી. બ્રીટીશ રાજતંત્રનું મુડીવાદી સ્વરૂપ તો સાવ ખુલ્લુંજ છે. આયર્લાન્ડ, મીસર, ચીન, હીંદ વગેરે સ્થળોનો એનો અમલ જગજાહેર છે. ખુદ ઇંગ્લાંડમાં કામદારો સામેની એની નીતી શ્રમજીવીઓમાં કારણ અસંતોષ સળગાવી રહી છે. ખાણની અને ગોદીની હડતાળો તોડવાની એની મુડીવાદી રીતોનો ઇતીહાસ તાજોજ છે. જગતભરની 'સંસ્કૃતી'ઓ અને

રાજસત્તાઓને પોતાને આંગણે જીનીવામાં એકત્રીત કરતું સ્વીટ્ઝર્લાંડ પણ પ્રત્યેક હડતાળને પ્રસંગે કામદારો સામે મશીનગનો માંડવામાં પાછી પાની કરતું નથી. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોએ કામદારોનાં મકાનો બાળી મુકવા સુધીની અધમતા આચરી છે. કાકા સેમની સેનાએ શ્રમજીવીઓના પ્રાણ હરવામાં આજ સુધી એકેમવાર આંચકો ખાધો નથી. યુરોપની યાદવાસ્થળીને અંતે હંગરીમાં સમાજવાદી શાસનના પાયા નંખાતાં હતા, ત્યારે બધા દેશોના લશ્કરોએ સંયુક્ત થઇ હંગરીના પરિવર્તનને કચરી નાખ્યું હતું. આજે રશીઆના સમુહવાદી તંત્ર સામે આખો યુરપ, અમેરિકા અને જાપાનની સંગાથે, ઘોર તઇયારી આદરી બેઠો છે. આમ, જ્યાં જુઓ ત્યાં કહેવાતાં પ્રજાકીય તંત્રો પ્રજાના વીરાટ શ્રમજીવી વીભાગ સામે મુડીવાદના સ્વાર્થપોષણ માટે મોરચા માંડી રહ્યા છે.

## બીજાં સાધનો

મુડીવાદી રાજસત્તા લશ્કર ઉપરાંત પશુબળનાં બીજાં બહુવીધ સાધનો યોજે છે. શયતાનીઅત અને ક્રુરતામાં કાબેલ બનેલા બદમાશોનો સંઘ આ સત્તા હરદમ તઇયાર રાખે છે. એ સંઘને તે 'પોલીસ ખાતા' નું નામ આપે છે. રાજસત્તા કહે છે કે પ્રજાના જાનમાલની સલામતી જાળવવા માટેજ આ સંઘની યોજના અમે કરી છે. મુડીવાદીઓની માલમત્તા પુરતી આ વાત સાચી છે, કારણ કે શ્રમજીવીઓને ચુસી એમણે ઘર આંગણે મીલ્કત ખડી કરેલી હોય છે, એટલે એમનેજ પોલીસખાતાની ખાસ જરૂરત પડે છે. પ્રજાના એંશી ટકા જેટલા શ્રમજીવી વીભાગને તો કંઇ પુંજી કે મીલ્કત હોતી નથી. ઉલટા એ લોકો મુડીદારો સામે કંઇએ ચળવળ ચલાવે તો તેમને 'લુટારૂં', હીંસક, ચોર, બદમાશ' તરીકે પોલીસખાતું દંડાથી વધાવે છે. અસંતુષ્ટ શ્રમજીવીઓને પકડી પકડી, એમના સામે કેસો ઉભા કરવા, એમને મારવા, અને સદાકાળ પશુબળનાં પ્રયોગો નીચે દબાયલા રાખવા એ આ ખાતાની મુખ્ય ફરજ બની રહે છે. એને મદદ કરનાર જાસુસી ખાતું વળી એનાથી એ અધમતામાં ચઢી જાય છે. ખોટા ખબરો આપી, જુઠા પુરાવા ઉભા કરી, બનાવટી દસ્તાવેજો સર્જી સફેત પોષાકવાળા ગુપ્તચરો મુડીવાદના સ્થાપીત સ્વાર્થોની સલામતી માટે શ્રમજીવીઓ સામે દીન રાત ચોકી કરે છે. અનેક સ્વરૂપો અને સ્વાંગો નીચે તેઓ જનસમુહમાં ભળી પોલીસ ખાતાને મદદ આપે છે. હડતાળો તોડવામાં, વ્યક્તીગત હીંસા કરાવવામાં અને જાગૃત સમુહને અવળે માર્ગે ઉશ્કેરવામાં આ 'સફેદ સજ્જનો' ભયાનક ભાગ ભજવે છે.

## અમેરીકાનું જાસુસ ખાતું

આ દીશામાં અમેરીકાની છુપી પોલીસની વ્યવસ્થા બીજાં બધાં મુડીવાદી રાજ્યોની લીલાને વટી જાય તેવી છે. ત્યાંનાં મુડીવાદી મંડળો ખાનગી 'જાસુસ મંડળો' (Detective Bureaux) નીભાવે છે. અર્ધસરકારી જાસુસ સંસ્થાઓનો પણ ત્યાં પાર નથી. આ બધા 'પ્રજાપ્રેમી' સદ્ગૃહસ્થો સરકારની છુપી પોલીસની સહાયતામાં અહોનીશ કામ કરે છે. થોડાં વર્ષો પહેલાંનું એ નામચીન 'નાટ પીંકરટન' પ્રકરણ સૌને યાદ હશે. એ આખુંયે કાવતરૂં કામદારોની સામેજ રચાયું હતું. જાસુસોએ પોતેજ કામદારોની લડતમાં સહભાગી બની

મજુર નેતાઓને સંખ્યાબંધ બોમ્બ સુપ્રત કરી, અમુક વ્યક્તીઓનાં ખુન કરવા ઉશ્કેરણી આપી હતી, અને પછી તુરતજ એ નેતાઓને ગીરફતાર કરાવી, મોતને માર્ગે ધકેલી દીધા હતા. મજુરોના મહામંથનોમાં પગપેસારો કરી આ ચડાવદેવો (Agents- Provocateurs) કામદારદળમાં હડતાળ તોડનાર સ્વામપાદોની જાળ પાથરે છે, અને અણીનો અવસર હાથમાં આવતાં હથીઆરબંધ બદમાશો મારફત કામદારોની કતલ ચલાવે છે. પ્રજાસત્તાક રાજતંત્રે રોકેલા એ શાંતીના સંરક્ષકોના શબ્દકોષમાં પ્રામાણીકતા અને ન્યાયનીતીને સ્થાનજ નથી. ઘોરમાં ઘોર અને વીકાળ કરતુકો કરવામાં એમનાં અતઃકરણને જરાયે ક્ષોભ થતો નથી.

## ન્યાય ખાતુ

જેમ પોલીસ ખાતુ, તેમ ન્યાયખાતુ પણ પ્રજાસત્તાક રાજ્યોમાં માત્ર મુડીવાદી વર્ગના રક્ષણ માટેજ જીવે છે. મુડીવાદી સમાજરચના સામે ઉંચી આંગળી કરનારને અદાલતો સખ્ત શીક્ષા ફરમાવે છે. મુડીવાદની મીલકત પર હાથ નાખનારને જેલની બરદાસ્ત કરવી પડે છે. જર્મનીમાં 'પ્રજાસત્તાક રાજ્યે' સમાજવાદી કાર્લ લીબનેટને કારાવાસમાં મોકલ્યો, કારણ કે મુડીવાદની ખાનગી મીલકતો સામે તે સંગ્રામ ખેલતો હતો. પણ એજ લીબનેટનું ખુન કરનાર શયતાનને પ્રજાસત્તાક ન્યાયમંદીરોએ નીર્દોષ ઠરાવ્યો. રાજ્યનાં કેદખાનાં પણ પૈસાદારોને પંપાળે છે અને ગરીબોનાં ગળાં રહેંસે છે. મુડીવાદની રક્તશોષક યોજનાઓએ અને અદાલતોએ શોષીતોને પીડવામાં જે કાંઇ બાકી રાખ્યું હોય તે આ કેદખાનાં પુરું કરે છે. રોજ રોજ જગતમાં કરોડો કામદારોને લુંટનાર, ટટકાવનાર, ભુખ્યા રાખનાર અને ઘણાનું મોત લાવનાર મુડીવાદીઓને અદાલતો આંગળી સુદાં ચીંધતી નથી, ત્યારે વીષમ સમાજ–વ્યવસ્થાને લીધે ભુખે મરતા મજુરને રોટીનો ટુકડો ઝડપવા બદલ ઇન્સાફની ઇમારતો સખ્ત કેદમાં જકડી શકે છે. આજનાં લોકશાસનોનો આ ન્યાય છે.

## આધ્યાત્મીક ઝેર

એકલા પશુબળથી મહેનતુ માનવસમુહને ઘણીવાર ઘુંટણભર પછાડી શકાતો નથી. મુડીવાદીઓ એ વસ્તુસ્થીતીથી બરાબર વાકેફ છે, એટલે તેઓ પોલીસ, જાસુસ અને લશ્કરની પુર્તી રૂપે ધાર્મીક અને આધ્યાત્મીક ઓજારોનો ઉપયોગ કરે છે. શ્રમજીવીઓને સંપુર્ણ રીતે અધીન બનાવવા માટે એમના માનસ ઉપર વીષનું આવરણ ઓઢાડવાની જરૂરત ઉભી થાય છે. એમના મગજને, એમની બુધ્ધીને, અને એમની ઉર્મીઓને મુડીવાદી વફાદારીની એક અભેદ્ય જાળમાં જકડી લેવાની પચરંગી યોજના પુંજીપતીઓએ ઉભી કરી છે. એ યોજનામાં રાજ્યની નીશાળો, રાજ્યાશ્રયે ચાલતી ધર્મસંસ્થાઓ અને મુડીવાદની મદદથી નભતાં છાપખાનાંઓનો સમાવેશ થાય છે. કામદારોને એમના માલેકો એક પ્રકારના જાનવરો ગણે છે. આ જાનવરોએ નીયમીત રીતે વર્તીતરું કરવું જોઇએ, પરંતુ કદી પણ કરડતાં શીખવું ન જોઇએ. અને ન કરડવાનું શીક્ષણ માલેકો એમને મંદીરો, શાળાઓ અને ધર્મસંસ્થાઓ મારફત આપે છે. શ્રમજીવીઓ પાળેલાં આજ્ઞાધીન ઢોર જેવા બની જાય, અને પાંજરાપોળનાં પશુઓની મીસાલ મુંગે મ્હોએ કામ કર્યા કરે, એટલા માટે મુડીવાદી પ્રજાસત્તાક રાજ્યો ખાસ ખર્ચે ઉપદેશકો, શાક્ષકો, પંડીતો, પ્રોફેસરો અને ધર્મગુરૂઓનાં ધાડાં નીભાવે છે. આ પરોપકારી પુરૂષો મહેનતુ માણસોને

વફાદારીના આદર્શોથી સદંતર રીતથીત બનાવે છે, મુડીવાદે સર્જેલી એકદેશીય નીતીના માચડા ઉપર તેમને ફાંસીએ લટકાવે છે, અને 'અન્નદાતા' ની અહોનીશ સેવા કરવાની શીખ આપે છે. આ રીતના આધ્યાત્મીક વીષપ્રચારમાં મુડીવાદી લેખકો અને પરોપજીવી (Parasitical) પત્રકારો પુરા દીલથી મદદ કરે છે. શાળાઓમાં, ધર્માલયોમાં, દેવળોમાં જાહેર ભાષણોમાં, પુસ્તકોમાં, અખબારોમાં અને પત્રીકાઓમાં બધેજ મહેનતજીવી મજુરોને એકજ જાતનો ઉપદેશ મળે છે. બચપણથી એમના મગજ ઉપર આ પ્રકારની બીમારી લાદવામા આવે છે અને જીવન પર્યંત તેનું પોષણ કરવામાં આવે છે. નીશાળોમાં પંતુજીઓ બાલકોને મુડીવાદી રાજ્યવ્યવસ્થા આગળ વંદના ઝુકાવતાં શીખવે છે અને એ વ્યવસ્થા સામે માથું ઉચકનાર 'બળવાખોરો' પ્રત્યે તીરસ્કારના પાઠ ભણાવે છે. રાજાઓ, સમ્રાટે, અમીરો, મુડીદારો અને ઉદયોગપતીઓની પ્રશસ્તીઓ પાઠય પુસ્તકોમાં ગીચોગીચ ભરવામાં આવે છે અને એ બધોયે સડો બાલકોના કોમળ મગજમાં જડ ઘાલી બેસે છે. દેવળોમાં અને ધર્મ મંદીરોમાં મુડીવાદી વર્ગ અને મુડીવાદી રાજસત્તાના પઇસે નભતા પાદરીઓ અને આચાર્યો સમુહને સમજાવે છે કે મુડીદારોની બધી સત્તાનું ઇશ્વરે નીર્માણ કર્યું છે અને એમાં કાળા માથાના માનવીઓથી કંઇએ ફેરફાર થઇ શકે નહીં. સૌ સૌનાં કર્યાં કરમ ભોગવે છે અને શ્રી પ્રભુ સહુને 'જેવી કરણી તેવી પાર ઉતરણી' આપે છે, એ એમના પ્રચાર કાર્યનો પ્રધાન સુર હોય છે. આ સઘળાં જુઠાણાંઓ અને ઝેરી પ્રચારોને મુડીવાદી વર્તમાનપત્રો પોતાની કટારો દ્વારા બેવડા જોશથી અવીચળ સત્ય તરીકે બહાર મુકે છે. શ્રમજીવીઓનું કોઇ રડયું ખડયું અખબાર જો સાચી દ્રષ્ટી રજુ કરવા મથે છે તો તેને રાજસત્તા 'ફીતુરી, બળવાખોર' ગણીને દફનાવી દે છે. ચોમેર પ્રસરી રહેલી આવી વીષમય વસ્તુસ્થીતીમાંથી અલગ રહેવાનું મજુરો માટે મુસ્કેલ બને છે. આખી સમાજ વ્યવસ્થા, દેશેદેશનું આખું રાજતંત્ર, મુડીવાદની સઘળી ગોઠવણીજ એવી છે કે શ્રમજીવીઓના જીવનના અણુએ અણુમાં ગુલામી અને નામર્દાઇનાં તત્વો પોષયા કરે. આમ કામદારોને પશુવત બનાવવાને કાજે મુડીવાદ સુક્ષ્મ અને જડ એવા તમામ ઉપાયો અજમાવે છે અને અમર્યાદ આર્થીક શોષણને માટે માર્ગ મોકળો કરે છે.

# બંધારણની બેડી

: લેખક :

જીતેન્દ્ર મહેતા

## કાયદા કાનુન

મનુષ્યની સંસ્થાઓના હેતુઓને પાર પાડવામાં કાયદા મુખ્ય ભાગ ભજવે છે. ખાસ કરીને કાયદેસરની સંસ્થાઓની તો એ ચાવી છે. દેશનાં બંધારણમાં આખી જ્ઞાતી તેમજ દરેક જણનો સંગીન લાભ લેનાર સંસ્થાજ હોવી જોઇએ.

સમાજને વ્યવસ્થીત રાખવા માટે કાંઇક રીત કે નીયમ તો હોવાંજ જોઇએ, માટેજ કાનુનો ઘડવામાં આવ્યા છે. પણ એ કદી હસ્તી ધરાવતા નથી.

ભુતકાળમાં આપખુદીથી બધો કારભાર ચાલતો. એ એક પ્રકારનું ચોક્કસ સ્વરૂપ હતું. પણ એ કાંઇ ફ્ન્તેહમંદ ના થયું એટલુંજ નહીં પણ તેનો તરતજ અંત આવી ગયો. પછીથી મનુષ્યોએ આપખુદી સામે પોકાર કર્યો અને લોકશાસનની વાતોનો ઉહાકાર મચી રહ્યો. તેમાં મુકેલ વીશ્વાસના જ થડકા ઠેરઠેર સંભળાવા લાગ્યા, પરંતુ એ લોકશાસનના નામ નીચે પણ મુડીવાદનાં દર્શન થાય છે.

## બીજું સ્વરૂપ

લોકશાસનનું નામ ભલે રહે તેમાં લોકને લાગતું વળગતું કાંઇ જોવામાં આવતું નથી અને એ પણ એક જાતનું સરકારનું બીજું સ્વરૂપ છે. તે કોઇ દીવસ શ્રમજીવીઓના સ્વાર્થને જોતું નથી. એટલુંજ નહીં પણ તેની અવગણના કરવામાં એક્કો હોય છે. જે લોકો મોં ફાડીને લોકશાસીત દેશોની વાત કરે છે તેઓનીજ સામે એક દાખલો ધરવા જેવો છે. અમેરીકા એ લોકશાસનના બંધારણથી ચાલતો દેશ છે–પરંતુ ત્યાં મજુરો, શ્રમજીઓનો બંધારણમાં શો હીસ્સો છે! અમેરીકા સામે કેટલાયે આરોપો મુકવામાં આવે છે, અને પુરવાર કરી આપવામાં આવે છે કે તે દેશ ચુસણુશકતીમાં જબરો છે! મજુરોના પરસેવા પર તે દેશ ઇમારત ચણે જાય છે.

## આંખમાં ધુળ

દરેક મનુષ્યની આર્થીક સ્થીતીને ધ્યાનમાં લઇને કાયદાકાનુન ઘડાતા હોય કે એવા બંધારણ પર સંસ્થા ચાલતી હોય તેજ નભવી જોઇએ અને એજ નભે છે. આજે કોઇપણ સરકારની પરીક્ષા કરવી હોય તો એમ જોવાનું જોઇએ કે દરેક જણની આર્થીક સ્થીતીનો તે વીચાર કરે છે કે નહીં?— દરેક સરકારના બારામાં એમ કહેવાય છે કે તેણે કાયદા અને નીયમનું કડક પાલન કરવું જોઇએ અને એને એક સરખાં નભાવવાની તેની ફરજ છે. આ સાચું છે પણ સરકાર કઇ રીતે આનું પાલન કરે છે એ જોવાનું છે. કાયદા અને નીયમ કોને માટે જોવાય છે? ઘણું ખરૂં અયોગ્ય જગ્યાએ આવા કાયદાકાનુનોના ઉપયોગ કરવામાં આવે છે એટલે એ નામનાજ કાયદા નીયમો છે, અને સરકાર તેને મમે તેમ કરી પકડી રાખે છે. બીજાઓને જોવાની આંખ છે, સાંભળવા માટે કાન છે એ સરકારને ખ્યાલજ નથી આવતો, એટલે સરકારની કાયદાની પોકળ વાતોની અન્યને શું ખબર પડે, એમ તે માને છે!

જુના જમાનામાં જુલ્મી રોમન રાજ્ય પણ આવી ભમણા નીચે હતું કે ત્યાં કડક નીયમન અને શીસ્ત જળવાય છે એટલે દુનીયામાં બધે આલબેલ છે, અને રાજ્યનો પાયો મજબુત છે. પણ ઇતિહાસ શું દેખાડી રહ્યો છે–રોમની જંગી ઇમારતો, એશઆરામ મ્હાણવાના મહેલો વી.નો ભુકકો થઇ ગયો. લોકોનાં રક્તશોષણથી બંધાયેલ રોમના પાયા હચમચી ગયા. અને તેનો નાશ થયો, ખુરદો થઇ ગયો.

## નવા નોખા રંગ

હીંદી સરકારમાં પણ ફેરફાર થતા આવ્યા છે, બ્રીટીશ મુસદીઓ તથા વકીલોના હાથે તેનું બંધારણ કરવામાં આવ્યું છે. અનેક રંગો બદલાયા કર્યા છે, પણ એણે શું બતાવી આપ્યું છે?

નામદાર સરકારે અંધાધુંધી અટકાવીને કાયદાનું રાજ્ય શું નથી સ્થાપ્યું? અલબત્ત પોતાની ધાક બેસાડી છે, પણ કાયદાની વાત તો અબરાઇએ મુકાણી છે. આ કાયદાઓમાં લોકોનો તો અવાજ નથી, હીસ્સો નથી, લોકો તે સામે માથું ઉંચકે છે કે તે બાબે અવાજ કાઢે છે તો તેમને અટકાવવામાં આવે છે. એ કાયદાઓ કેવા!

ઇંગ્લાંડમાં એ કાયદાનું રાજ્ય છે. મુખ્યત્વે કરીને હાઉસ ઓફ કોમન્સ તરફ ધ્યાન અપાય છે. એટલે ઇંગ્લાંડના લોકોના સુર ત્યાં સુધી પહોંચી શકે છે, પણ બ્રીટીશ હીંદમાં કેમ આવી સ્થીતી નથી? આંહીતો ઇંગ્લાંડના કરતાં સોમા ભાગ જેટલો પણ લોકોને બંધારણમાં હક નથી. હીંદી સરકાર સાંકળે જકડેલ સ્વતંત્રતા જેવી વાત કરે છે અને હૈડાપર અંકુશની વાત કરે છે. આ પરથી ખાત્રી થાય છે કે. ૧૮૫૮ પહેલાની ઇસ્ટ ઇંડીયા કંપની અને આજની સરકારમાં કશોજ ફેર નથી. એમાંથી કોનો નંબર આગળ આવે એજ વીચારવા જેવું છે.

## તૈયાર ભાણું

૧૮૫૮ પહેલાંની ઇંગ્લાંડની સરકાર છડે ચોક કહેતી કે હીંદુસ્થાનમાં જે ઇસ્ટ ઇંડીયા કંપની ગઇ છે તે પોતાનો પગ સ્થીર કરવા તેમજ પૈસા કમાવા માટે ગમે તેવાં ત્યાં પગલાં ભરે એ વ્યાજબી છે. શરૂમાં તો ઇસ્ટ ઇંડીયા કંપની તરફ શંકાની નજરે બહુ જોવાયું નહોતું પણ વખત જતો ગયો તેમ માલુમ પડી ગયું કે આ ઇસ્ટ ઇંડીયા કંપની સરકારનુંજ શસ્ત્ર છે. તે વખતથીજ કંપનીએ પોતાનો સીક્કો સારી દીધો અને અડડો જમાવ્યો. આ લોકોનું રાંધેલું આ સરકાર ખાય છે. બળવા પહેલાં એમ કહેવામાં આવતું કે સરકાર હિંદી લોકોની ટ્રસ્ટી છે–પણ જ્યારથી ઇસ્ટ ઇન્ડીયા મટીને "ગવર્નમેંટ ઓફ ઇંડીયા" નામ ધારણ કરવામાં આવ્યું અને સરકારે પોતાના આડતીયા વી.ને ઇસ્ટ ઇંડીયા કંપનીમાં મોકલાવ્યા ત્યારથી હીંદનું કમભાગ્ય શરૂ થયું. શરૂઆતમાં તો આ સરકારી આડતીઆઓના હેતુ તરફ કોઇને ખાસ શંકા ગઇ નહીં–અને ઇસ્ટ ઇંડીયા કંપની કરતાં આ શખ્સો તરફ સારી નજરે જોવાયું. સને ૧૮૫૮ પછી ૫૦ વર્ષ સુધી તો બધું ઠીક ઠીક ચાલ્યું. ઇંગ્લાંડમાં રહેનારા ઘણાને હીંદમાં સારી નીમણુંક મળી–પછીથી પહેલાંની માફક બળવો થયો નહીં પણ હીંદના લોકોના હૈયામાં ભારે અસંતોષ ઘર કરી બેઠો.

## સ્વતંત્રતાની સાંકળ

૧૯૧૯ માં સરકારે જે એક્ટ બહાર પાડયો તેથી હીંદના લોકોના જીવનમાં પહેલા,

કરતાં શો ફેર પડયો છે? શી સ્વતંત્રતા મળી છે? ૧૯૧૯ ના કાયદાનું તંત્ર મોટી ખામી-વાળું છે છતાં પણ તેને બરાબર ચલાવવા માટે કેટલાયે ઉભા થાય છે. ભારે કુનેહથી આ કાયદો રચવામાં આવ્યો છે. આ તંત્ર ચલાવવામાં જોરનો પણ ઉપયોગ થઇ શકે તેવી બારી છે.

આ તંત્રથી સ્વતંત્રતા બેરી થવાની હતી, એમ સમજાવવામાં આવ્યું હતું પણ એની પર તો કયારની સાંકળ નાંખવામાં આવી છે. હવે તો પીંજરામાં પકડાયેલા ઉંદર જેવી હીંદની હાલત ખડી થઇ છે. આખા પીંજરામાં દોડી વળતો ઉંદર આખરે હારી પટકાય છે કે ખુલ્લી હવાની, સ્વતંત્રતાની હવે આશા રાખવી એ નકામી છે. હીંદુસ્થાન મારના આડતીઆઓએજ તેનું ભાવો હાથમાં રાખ્યું છે. જો કે રાજતંત્રની અંદર સરકારની હકુના અને પ્રધાનોની હસ્તકનાં એવાં ખાતાંઓના ભાગ પાડવામાં આવ્યા છે છતાં પણ હીંદી પ્રધાન અને તેના આડતીઆઓના હાથમાંજ તંત્રની આખી લગામ છે. આ લોકોજ સરકારનો માર્ગ દોરે છે—અને દાવપેચ કર્યા કરે છે. સરકારની ભુલો માટે પણ આ શખ્સોજ જોખમદાર છે.

## એકલું ખોખું

ઇંડીયન સીવીલ સરવીસની ઇચ્છા એ સરકારનીજ ઇચ્છા હોય છે. કૌન્સીલમાં અનેક ખેલો ભજવાય છે અને સરકાર પોતાનું ધાર્યુંજ કરે છે. આ તંત્ર પાછળ એટલી જહેમત ઉઠાવાઇ છે કે એને આબાદ રાખવા માટે પહેલેથીજ પુષ્કળ પ્રયાસો ખરચાયા છે. આ તંત્રને એવું ઘડવામાં આવ્યું છે કે એ બરોબર ચાલ્યુંજ જાય. આજે તો આ તંત્ર તરફ કોઇ જોતુંયે નથી, અને તેના મહત્વને ગણકારતુંયે નથી.

આ તંત્રમાંથી આત્મા ઉડી ગયો છે, માત્ર તેનું ખોખું રહી ગયું છે. ધારાસભાએ મંજુર કરેલ ખરડાને ગવર્નર કે વાઇસરોય ખાસ સત્તાની રૂએ નામંજુર કરી શકે છે કે ધારાસભાએ નામંજુર કરેલ ખરડાને અમલમાં મુકી શકે છે. આંહી પણ એક રસીક નાટક ખડું થાય છે. તેમાં કાવત્રાંને પણ સ્થાન છે. પહેલેથી આપણે જોતા આવીએ તો ખાત્રી થશે કે ગવર્નમેંટ ઓફ ઇંડીયા એકટથી હીંદુસ્થાનને કોઇ જાતનો ફાયદો થયો નથી. ઉપર જણાવ્યા પ્રમાણે ગવર્નર અને વાઇસરોયને નામંજુર કરેલ ખરડો ખાસ સત્તાની રૂએ અમલમાં મુકવાની અને મંજુર થયેલ ખરડો નામંજુર કરવાની સત્તા જાણે કે કેમ અધુરી હોય તેથી સાઇમન કમીશન પાસે લઘુમતીના રક્ષણ માટે અને હીંદી રાજા મહારાજાઓની સાથે થયેલ સંધીપત્રો પ્રમાણે તેઓનુ રક્ષણ કરવાને મધ્યસ્થ અને પ્રાંતીક સરકારને ખાસ સત્તા આપવાની ઘણી ભલામણ કરવામાં આવી છે. આ બધા તંત્રમાંથી આશાનું કીરણ કયાં અને કેમ નજરે પડે?

## ભયંકર રોગ

અત્યારે તો સાધારણ અકલવાળા લોકો પણ કહી શકે છે, જોઇ શકે છે કે હીંદુસ્તાનની સરકારને ભયંકર રોગ લાગુ પડયો છે. વીચાર અને વર્તન ઉડી ગયાં છે, અને આ જાતને લકવો શરૂ થયો છે. છતાં પણ આ રોગીષ્ટ સ્થીતીને તે પકડી રહી છે. ખાલી તે દીવસો ગુજારે છે પણ પ્રગતી તરફ કુચ કરવાનું સુજતું નથી. તેના શરીર પર અનેક વાગાડો જળોની માફક ચોંટી રહ્યા છે તેને પણ તે ખંખેરી શકતી નથી. આજે તો તે લોકોનો સદ્ભાવ તેમજ લાગણીને ખોઇ બેઠી છે.

જ્યાં ત્યાં ચકમક ઝરતી દેખાય છે, ઘર્ષણના તણખા તડતડતા ઉડે જાય છે. આવી મશીનરીને ચલાવવા માટે તેના ઇજનેરો માને છે કે તેઓ સીવાય કાંઇ ચાલવાનું જ નથી અને જેમ જેમ ઘર્ષણ વધતું જાય તેમ તેમ ઇજનેર માને છે કે તેની હાજરી તો જરૂરની જ છે. જેઓ પોતાના ગળામાંથી જ મોટા ઘાંટા પાડીને બરાડે છે કે અમારા વીના તો ચાલવાનું જ નથી તેઓ નાહકનો શક્તીનો વ્યય કરે છે. જ્યારે ગોળમેજી પરીષદ એકઠી થાય ત્યારે એટલું જોશે કે આવા પોતાનું જ મહત્વ જોનાર મહાપુરૂષો જે મતભેદો ઓચરવાના છે તેમાં સત્યનો છાંટો નથી, અને જુદાણાંમાં મીઠું મરચું છાંટવાથી કાંઇ તેઓનું મહત્વ વધી જવાનું નથી.

**પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે**
**શ્રી ફાર્બસ ગુજરાતી સભાને**
**શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા**
**તરફથી સવિનય સપ્રેમ ભેટ.**

જગતનાં રાજધાનીનાં મુખ્ય શહેરોમાં બધ મળીને કમીમાં કમી ૨ કરોડ માણસો બેકાર છે, અને દરેક માણસ ઉપર બે માણસ આધાર રાખે છે એમ માનીએ તો અત્યારે બેકારીથી ભૂખે મરનારાંની સંખ્યા ૭ કરોડની થઇ. સંસ્કારી જગતને મુડીવાદની આ ભેટ છે.

...

મર્દોનાં મકાન સ્વતંત્રભુમીમાં જ હોઇ શકે. પરતંત્રભુમીના જ્વાજલ્યમાન મહેલાંમાં ગુલામીની હોળીઓજ ભડભડી રહી હોય છે.

બ્રીટનની કામદાર સરકારના કારભારના આરંભના મહીનામાં [૧૯૨૯ નો જુન] બ્રીટનમાં ૧,૧૬૫,૩૦૨ માણસો બેકાર હતા પણ જાન્યુઆરી ૧૯૩૦ માં તે સંખ્યા વધીને ૧,૫૩૩,૭૦૯ જેટલી થઇ હતી. આ સંખ્યામાં દરેક અઠવાડીયે ૧૨ થી ૧૫ હજારનો વધારો થાય છે.

...

જગત તે મારો દેશ છે. સારૂં કરવું તે મારો ધર્મ છે. **થોમસ પેઇન**

पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.







# ઉદ્યોગવિકાસ અને વસ્તીવિપર્યય

## અમેરિકાની વસ્તુસ્થિતિનું દિગ્દર્શન.

: લેખક :

અમૃતલાલ જોશી

બી. એ.

યુનાઇટેડ સ્ટેટસમાં વસ્તીનો પ્રવાહ પશ્ચીમના પ્રદેશો તરફ ગતી કરી રહ્યો છે. આ પ્રવાહ બહુવીધ આર્થિક કારણોને લઇને વખતો વખત અટકતો હતો અને વળી ચાલુ થતો હતો. અમેરીકામાં, શરૂઆતનાં તેર સ્ટેટોનું જ્યારે જોડાણ થયું ત્યારે તેના વતનીઓ એલેઘેનીઝ (Alleghanies) પર થઇને પશ્ચીમ તરફ આગળ વધતા હતા. ઓગણીસમી સદીની મધ્યમાં તો વણઝારો યુનાઇટેડ સ્ટેટસમાં થઇને પાસીફીકના કીનારા સુધીની મજલો કાપતી હતી. જો પુર્વ તરફ ઔદ્યોગીક અને વ્યાપારીક મથકોની ખીલવણી ન થઇ હોત તો આ પશ્ચીમ તરફનો પ્રવાહ ચાલુ રહેત, પરંતુ પુર્વ તરફ ઔદ્યોગીક મથકોની જમાવટની સાથે ઘણી જગ્યાએ વસ્તીનો પ્રવા પાછો પુર્વ દીશામાં વળતો લાગે છે.

જન સમુહનો પ્રવાહ હંમેશ આર્થિક વિકાસને જ્યાં વધારેમાં વધારે તક મળતી હોય છે તે દીશા તરફ વહે છે. પહેલાંના વખતમાં પશ્ચિમ તરફના પ્રાંતો તરફ તે પ્રવાહ ઢળ્યો હતોઃ કારણ કે નવીન પ્રદેશમાં અણખેડયાં ક્ષેત્રોમાં વસાહત કરવાને માટે જનસમુદાય કુદરતી રીતેજ આકર્ષાય છે. પશ્ચીમનાં અણવસેલ વીશાળ ક્ષેત્રોનાં સ્વપ્નો સાહસીકોને એ દીશાએ ખેંચી જતાં. હવે તે પ્રદેશોની ખેતીની પેદાશ જરૂરીઆત કરતાં એ વધારે થઇ પડી છે. પરીણામે ખેતીવાડીમાં કામે લાગેલ જનસમુહનો ઘણો ભાગ ઔદ્યોગીક મથકો તરફ વળે છે. વહેવારનાં સાધનો અને કાચો માલ ઉત્પન્ન કરતાર પ્રદેશનાં સાનિધ્યને લઇને ઔદ્યોગીક મથકોની ખીલવણી થાય છે. જથ્થાબંધ માલ ઉત્પન્ન કરનારાં કારખાનાં આવાજ પ્રદેશોમાં શરૂ થાય છે અને આબાદ થાય છે. જે જે સ્ટેટોની વસ્તી વધતીજ જાય છે અને આબાદ થયાં છે તે તે સ્ટેટો આવાજ પ્રદેશમાં આવેલાં છે. વસ્તી ગણત્રીના છેલ્લા વીસ વરષના આંકડા બતાવી આપે છે કે અમેરીકા દીવસે દીવસે વધારે ને વધારે ઔદ્યોગીક બનતું જાય છે.

ખેતીવાડીને લાયક પ્રદેશના ભોગે મોટાં શહેરો આબાદ થતાં જાય છે, એ બીના જાણીતી છે. પરંતુ આ પ્રવાહના વીસ્તારનો ખ્યાલ ઘણુંકરીને આપણને હોતો નથી. જ્યારે ૧૯૨૯ માં કોંગ્રેસે પ્રતીનીધી સભાની ફરી ગોઠવણી કરવાનું કામ હાથ ધર્યું ત્યારે બેઠકોની જુની વહેંચણી થઇ ત્યાર પછીથી કેટલા મહાન ફેરફારો થયા છે તેની ખબર પડી. પ્રતીનીધી સભાની બેઠકોની નવી વહેંચણી આર્થિક પરિવર્તનની સાક્ષી પુરે છે. અમુક પ્રાંતમાં પ્રતીનીધીની સંખ્યામાં એકાદના વધારો કે એકાદના ઘટાડાના કારણરૂપ ખેતીવાડીના પ્રદેશમાંથી ઔદ્યોગીક મથકો તરફનો વસ્તી પ્રવાહ છે.

જ્યારે છુટાં છુટાં રાષ્ટ્રોનાં જોડાણને લઇને યુનાઇટેડ સ્ટેટસ એક રાષ્ટ્ર બન્યું.

ત્યારે બાલ્ટીમોર (Baltimore) ની પુર્વે વીસ માઇલ પર વસ્તી પ્રવાહ હલવાતો હતો, અને રાષ્ટ્રની વસ્તીનું મધ્ય બીંદુ તે પ્રદેશ હતો. સો વર્ષો પછી આ મધ્યબીંદુ સીનસીનાટી (Cincinnati) થી થોડા માઇલ દુર હતું, અને ૧૯૨૦ માં ઓવન કાઉન્ટીમાં (Own County Ind) તે ખસીને આવ્યું હતું. આ બીના બતાવી આપે છે કે ૧૯૧૦ સુધી પ્રવાહ પશ્ચીમ તરફ હતો, અને તેનું પ્રમાણ દર દસ વરસે સરાસરી છેતાલીસ માઇલ હતું. ૧૯૧૦ થી ૧૯૨૦ સુધીમાં વસ્તીનું મધ્ય બીંદુ દસેક માઇલ પશ્ચીમ તરફ આવ્યું છે, એટલે કે હવે પશ્ચીમનો પ્રવાહ ધીમો પડયો છે. છેલ્લાં દશ વરસના આંકડા, પ્રવાહ એ કરતાંયે વધારે ધીમો પડયો છે એ બતાવી આપશે—કેલીફોર્નીઆના દક્ષીણ ભાગ સીવાય પશ્ચીમના કોઇ પ્રદેશમાં વસ્તીનો અસાધારણ વધારો થયો નથી. દક્ષીણ કેલીફોર્નીઆની વસ્તીનો વધારો પુર્વનાં શહેરો કરતાં પ્રમાણમાં વધારે નથી.

ચાલીસેક વર્ષો પહેલાં અમેરીકાની ખેતી કરતી પ્રજા શહેરોની પ્રજા કરતાં લગભગ બમણી હતી. ૧૯૧૦ માં ખેતી કરતી વસ્તીની સંખ્યા ૪૯, ૮૦૬,૧૪૬ હતી અને તે શહેરોની વસ્તી કરતાં ૭,૦૧૦૦,૦૦૦ કે તેથીએ વધારે હતી. ત્યાર પછીનાં વસ્તી ગણત્રી પત્રકમાં ૩૦,૦૦૦,૦૦૦ માણસોની સંખ્યા વધી છે. પરંતુ વધારામાંનો ઘણો ભાગ તો શહેરોની વસ્તીમાં થએલ છે. ૧૯૩૦ ની વસ્તી ગણત્રી પહેલાં આધારભુત આંકડાઓ મળી શકે તેમ નથી પણ આશરે વસ્તીનો ૬૦ ટકા ભાગ શહેમાં રહેનાર છે.

જ્યારે પ્રતીનીધી મંડળની બેઠકોની નવી ગોઠવણી થશે ત્યારે ફકત દસજ સ્ટેટમાં પોતાનું અત્યારનું પ્રતીનીધીત્વ જળવાઇ રહેશે. સત્તર સ્ટેટો એક કે તેથી વધારે બેઠકો ગુમાવશે, અને અગીઆર સ્ટેટોને બેઠકોમાં ફાયદો થશે. બેઠકો ગુમાવનારાં સ્ટેટો નેબ્રાસ્કા (Nebraska) ની પશ્ચિમની સરહદની પુર્વ દીશામાં આવેલાં છે, અને છતાંએ પશ્ચિમનાં ત્રણ સ્ટેટોને વધારે બેઠકો મળશે. કેલીફોર્નીઆ, વોશીંગ્ટન અને એરીઝોના સ્ટેટ સીવાય પશ્ચીમના સ્ટેટોમાં વસ્તી નીયમીત રીતે વધતીજ ગઇ છે, અને ફેરબદલી કરતો જનસમુહ પશ્ચિમના મધ્ય પ્રદેશ અને પુર્વનાં પ્રદેશમાં રહે છે.

જે સ્ટેટોની બેઠકોમાં ફેરફાર થવા વકી નથી તે પહાડી પ્રદેશોમાં આવેલાં છે. આમાંના કોઇ સ્ટેટો ખાસ કરીને ખેતીવાડી ઉપર આધાર રાખનાર નથી. આ પ્રદેશોની ખીલવણીનાં કારણોમાં મુખ્ય તો ખાણોનો વિસ્તાર, થોડાં એક કારખાનાંઓ અને સફર કરવા આવનારઓની સંખ્યામાં થતો દિનપ્રતીદીન વધારો એજ છે. આ સ્ટેટો હજી ઔદયોગીક મથકો નથી થયાં કારણ કે તેની વસ્તી ઓછી છે તથા તૈયાર માલને મારનાં બજારો ત્યાંથી ઘણાંજ દુર છે. પણ તેનાં મુખ્ય શહેરો, જેવાં કે ડેન્વર અને સોલ્ટલેઇકસીટીની આર્થીક ખીલવણી સારી થએલ છે. ઉપર કહેલ સ્ટેટોમાં મોન્ટાના, ઇડાહો, વ્યોમીંગ, ઉતાહ, નીવેડા, કોલોરેડો, અને ન્યુ મેક્ષીકોનો સમાવેશ થાય છે.

એ ઉપરાંત જે બીજા સ્ટેટોમાં પ્રતિનીધિત્વ નહિ ફરે તેમાં મીનેસોટા, વીસકોન્સીન, લીનોઇસ આવેલાં છે. પહેલાં બે સ્ટેટોમાં ખેતી કરતી પ્રજાની વસ્તી લગભગ ૫૦ ટકા છે પરંતુ ઇલીનોઇસમાં શહેરોમાં રહેતી વસ્તીનું પ્રમાણ ૭૦ ટકા છે. આ શહેરો પોતાનું

અત્યારનું પ્રતિનીધિત્વ સાચવી રાખશે. આનું ખાસ કારણ તો એ છે કે તેઓની ખેતી કરતી પ્રજાનો જે ભાગ શહેરો તરફ વળે છે તે તે સ્ટેટમાંનાંજ ઔદ્યોગીક શહેરોમાં આવી વસે છે. ચીકાગોમાં છેલ્લા અઢાર વર્ષમાં ૧,૦૦૦,૦૦૦ મનુષ્યની વસ્તીનો વધારો થયો છે. મીલવોકીની વસ્તી ૩૭૩,૮૦૦ થી વધીને ૫૪૪,૨૦૦ અને મીનીએપોલીસની વસ્તી ૩૦૧,૪૦૦ થી વધીને ૪૫૫,૯૦૦ થઇ છે.

બેઠકો ગુમાવતા સ્ટેટોની વસ્તીનું પૃથઃકરણ કરીએ તો ઔદ્યોગીક ખીલવણીનો વધારે ભરોસાદાર અને ખાત્રી કરાવી આપનાર પુરાવો આપણી નજર સામે તરી આવે છે. બેઠકો ગુમાવનારાં સ્ટેટોમાં મીસીસીપીની ખીણના પ્રદેશોમાં આવેલા સ્ટેટોને સૌથી વધારે ખોટ ખમવી પડશે. તે સ્ટેટો ખાસ કરીને ખેતીપ્રાધાન્ય છે. આમાં મીસુરી, કાન્સાસ, આયોવા, નેબ્રાસ્કા, ઇન્ડીઆના, કેન્ટુકી, ટેનેસી, વર્જીનીઆ, આલ્બામા, મીસીસીપી, અને રૂસીઆના આવેલાં છે. આ સ્ટેટોની ખોટ ઔદ્યોગીક મથકો તરફ વસ્તી ખેંચાઇ જાય છે એ બતાવવા માટે સઉથી સરસ દાખલો છે.

સૌથી વધારે ખોટ તો મીસુરીને જશે. તેના સોળ પ્રતિનીધિમાંથી ત્રણનો ઘટાડો થશે. છતાં આ ઘટાડો ૧૯૧૦ પછીથી ખેતી કરતી પ્રજાની વસ્તીમાં થએલ ઘટ બતાવી શકે તેમ નથી, કારણકે ખેતી કરતી પ્રજા તેજ સ્ટેટના ઔદ્યોગીક શહેરોમાં આવીને વસે તો પ્રતિનીધિ તત્વને આંચ ન આવે.

મીસુરીમાં ખેડુત પ્રજાની વસ્તીમાં ઘણો ઘટાડો થયો છે, પરંતુ મીસુરીનાં શહેરોની વસ્તી મોટા પ્રમાણમાં વધી છે. ૧૯૧૦ માં સેંટલુઇની વસ્તી ૬૮૭,૦૦૦ ની હતી અને તે વધીને ૧૯૨૮ માં ૮૪૮,૦૦૦ થઇ હતી. કાન્સાસની વસ્તીમાં પણ એજ અરસામાં ૬૦ ટકાનો વધારો થયો હતો.

એ ઉપરાંત જે સ્ટેટોની ખેડુત પ્રજા ઘણી ઘટી ગઇ છે છતાં કુલ વસ્તી પ્રમાણમાં વધારો થયો તેવા સ્ટેટોમાં ઔદ્યોગીક મથકોનો વીકાસ સારો થયો છે. ઇન્ડીઆનાએ બે બેઠકો ગુમાવી છે, છતાં તેનાં મુખ્ય શહેર ઇન્ડીઆનાપોલીસની વસ્તી ૨૩૩૦૦૦ થી વધીને ૩૮૨,૦૦૦ થઇ છે. એજ પ્રમાણે આયોવા અને કેન્ટુકીએ પણ બે બે બેઠકો ગુમાવી છે ડેમોઇન્સ અને સીઓસીટીની વસ્તીમાં ૬૦ ટકાનો વધારો થયેલ છે. લુઇવીલેની વસ્તી ૨૨૩,૯૦૦ થી વધીને ૩૨૯,૪૦૦ થએલ છે.

ફકત એકજ સ્ટેટ (મીસીસીપી) ની કુલ વસ્તીમાં ઘટાડો થએલ છે. તે પ્રદેશમાં ઔદ્યોગીક શહેરોનો સંપુર્ણ અભાવજ આ ઘટાડાનું કારણ છે. જરૂરીઆત કરતાં વધારાના ખેડુતો બીજાં સ્ટેટોમાં આવેલ ઔદ્યોગીક મથકોમાં સ્થળાંતર કરે છે. મીસીસીપીની વસ્તી ૧૯૧૦ માં ૧૭૯૭૧૧૪ હતી અને ૧૯૨૯ માં તે ઘટીને ૧૭૯૦૬૧૮ થઇ ગઇ હતી. મીસીસીપીનાં મોટાં શહેરો મીરીડીઅન અને જેકસન છે. તેની અનુક્રમે વસ્તી ૨૦,૦૦૦ અને ૨૫,૦૦૦ માણસોની છે. આખાં સ્ટેટમાં લોકોનો ધંધો ફકત ખેતીનોજ છે.

બેઠકો ગુમાવનારાં બીજાં બાર સ્ટેટો ફકત એક એકજ બેઠક ગુમાવશે. તેમાંના ઉત્તર ડાકોટા, કાન્સાસ, નેબ્રાસ્કા, અને વર્જીનીઆ ખેતી પ્રાધાન્ય પ્રદેશો છે. ઉત્તર ડાકોટામાં મોટાં શહેરોજ આવેલાં નથી. બાકીનાં ત્રણ સ્ટેટોનાં ઔદ્યોગીક અને વેપારી સ્થળોનું વસ્તીપ્રમાણ ઝડપથી વધતુંજ જાય છે. ઓમાહામાં ૧૯૧૦ પછી

૧૦૦,૦૦૦ માણસોનો વધારો થયો છે. નોરફોકની વસ્તી ફક્ત ૬૮,૦૦૦ હતી અને તે અત્યારે ૧૮૪,૦૦૦ છે.

આલાબામાની વસ્તીમાં બહુ વધારો થયો નથી.. પણ વસ્તીપ્રવાહ ઔદ્યોગીક મથકો તરફ વળેલો તો જણાય છે. પોલાદ અને લોઢાંના ઉદયોગને લઇને બરમીંગહામને દક્ષિણનું પીટસબરો કહે છે. બરમીંગહામની વસ્તી ૧૩૨,૬૮૫ થી વધીને ૨૨૪,૦૦૦ થઇ છે તે લોઢાના ઉદયોગને આભારી છે. મોન્ટગોમેરી અને મોબાઇલની વસ્તીમાં પણ ઝડપથી વધારો થતો જાય છે. છેલ્લા દસકામાં સુતરાઉ કાપડ બનાવવાના ઉદ્યોગને સારી સફળતા મળી છે પણ હજુ સુધી પ્રજાને ખેતીમાંજ રસ પડે છે. ટેનેસીમાં તો લોકો ખાણમાં ખોદકામ કરવાનાં ખેતીનાં અને કારખાનામાંના કામ માં વહેંચાઇ ગએલ છે. નોકસવીલની વસ્તી માં સારો વધારો થયો છે અને મેમ્ફીસની વસ્તી ૧૩૧,૧૦૫ થી વધીને ૧૯૦,૨૦૦ થઇ છે.

લુસીઆનામાં ઔદયોગીક મથકોનો વીકાસ થતો જાય છે પરંતુ તેને ખેતીપ્રાધાન્ય પ્રદેશજ ગણી શકાય. શરેવેપોર્ટની વસ્તીમાં ૬૦ ટકાનો વધારો થયો છે અને ન્યુઓર્લીન્સની વસ્તી ૩૩૯,૦૦૦ થી વધીને ૪૨૯,૪૦૦ થએલ છે.

બાકી રહેલ સ્ટેટો કે જેઓ બેઠકો ગુમાવશે તેઓ સંપુર્ણ ખેતી પ્રાધાન્ય પ્રદેશો નથી. તેઓનાં મોટાં શહેરો તદ્દન ઔદયોગીક મથકો છે. ન્યુયોર્ક અને પેન્સીલવેનીઆ ઉપર કહેલ પ્રકારનાં સ્ટેટો છે. સંચાથી બનેલ માલનો સૌથી મોટો જથ્થો અહીંજ ઉત્પન્ન થાય છે. ન્યુયોર્ક સ્ટેટની વસ્તી ૧૯૧૦ માં ૯,૧૧૩,૬૧૪ હતી અને તે ૧૧,૫૫૦,૦૦૦ થઇ છે. એકલા યોર્ક શહેરની વસ્તી ૪,૭૬૬,૮૦૦ થી વધીને ૬૦૦૦,૦૦૦ થી પણ વધારે થયેલ છે.

મેઇન અને વરમોન્ટ બેઠકો ગુમાવે તેમાં કંઇ નવાઇ જેવું નથી. કારણ કે તે પ્રાંતોનું ભૌગોલીક સ્થાન એવું છે કે જ્યાં ઔદયોગને વીકાસનું સ્થાનજ મળે નહીં. માસાચુસેટસમાં સ્થિતિ જુદીજ છે. વસ્તીનો ૯૫ ટકા ભાગ શહેરોમાં રહે છે. અહીંનો મુખ્ય ઉદયોગ સુતરાઉ કાપડ બનાવવાનો છે અને હવે તો કાપડની મીલો રૂ ઉગાડતા પ્રદેશમાં ખોલવામાં આવેલ હોવાથી ન્યુ ઇંગ્લાંડના મીલવાલાઓને મુશ્કેલી પડતી જાય છે.

આજ સુધી દક્ષિણના પ્રાંતો કૃષિ પ્રાધાન્યજ હતા અને એ પ્રાંતોએ પોતાનાં સુતરાઉ કાપડ વણવાનું શરૂ કર્યા દીધું છે. પહેલાં તો આ પ્રાંતો ન્યુ ઇંગ્લાંડને માટેજ રૂ ઉત્પન્ન કરતા હતા. ૧૯૧૦ પછીથી વીન્સટનની વસ્તીમાં ૪૦૦ ટકાનો વધારો થયો છે અને શારલોટની વસ્તી ૩૪,૦૧૪ થી વધીને ૮૨,૦૦૦ ની થઇ છે. હજુ સુધી ઉતર કેરોલીનામાં મોટાં શહેરો નથી પણ વસ્તીનો ઘણો એવો ભાગ શહેરોમાં વસનારો બનતો જાય છે.

જે જે સ્ટેટોની બેઠકોમાં વધારો થયો છે તે આંતરરાષ્ટ્રીય સીમાની ઉપર (દરીયા કાંઠે) આવેલા છે. આથી માલ લાવવા, લઇ જવામાં વધારે સવડતા પડે છે અને તેથી વેપાર ઉદયોગને વધારે ઉત્તેજન મળે એ રહેલાઇથી સમજાય તેમ છે. વાશીંગ્ટન, કેલીફોર્નીઆ, ટેક્સાસ, ફ્લોરીડા, નોર્થ કેરોલીના, ન્યુજર્સી, કનેક્ટીકટ, ઓહીઓ અને મીચીગન પ્રાંતોમાં શહેરમાં રહેનારાઓની સંખ્યામાં ઘણો સારો વધારો થયો છે.

કેલીફોર્નીઆની મુળ અગીઆરજ બેઠકો હતી તે વધીને સત્તર થઇ છે. આ આંકડ

બતાવે છે કે આખા કેલીફોર્નીઆ પ્રાંતની વસ્તીમાં ૧૯૧૦ પછી ૧૦૦ ટકાનો વધારો થયો છે. રૂતુ રૂતુના જુદા જુદા પાક, અને સારાં હવાપાણીને લઇને કેલીફોર્નીઆમાં ખેતીવાડીનો પણ બીજા પ્રાંતો કરતાં સારો વિકાસ થયો છે. તે ઉપરાંત તેલના ઉદ્યોગનો વિકાસ અતીશય થયો છે. વળી ચલીતચીત્રોના (Motion picture) ઉદ્યોગને લઇને હજારો માણસો કેલીફોર્નીઆની મુલાકાત લે છે. ૧૯૧૦ માં લોસ એન્જેલીસની વસ્તી ૩૧૯,૧૯૮ હતી અને વધીને ૧,૫૦૦,૦૦૦ થઇ છે અને અત્યારે તે શહેર વીસ્તારમાં આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં મોટામાં મોટું છે. તેની વસ્તીનો લગભગ ૭૦ ટકા ભાગ શહેરોમાં રહેનાર છે.

દક્ષીણ કેલીફોર્નીઆના વીકાસની સાથેજ ખીલવણી શરૂ થઇ હતી. તે સ્ટેટની વસ્તી છેલ્લાં અઢાર વર્ષમાં બમણી થઇ હતી પરંતુ તેની કુલ વસ્તી ફકત ૪૭૪,૦૦૦ માણસોની છે.

વોશીંગ્ટન સ્ટેટમાં ૫૦ ટકા વસ્તી ખેતી કરતા લોકોની છે, પરંતુ તે સ્ટેટમાં આવેલાં શહેરોની વસ્તીમાં જે વધારો થયો છે તેને લઇને વોશીંગ્ટનનું પ્રતીનીધીત્વ વધશે. એકલા સીએટલની વસ્તીમાં ૧૫૦,૦૦૦ વધારો થયો છે.

ટેકસાસ ખેતી પ્રાધાન્ય પ્રદેશ છે પરંતુ ઉદ્યોગના વીકાસને લઇને વસ્તીનું પ્રમાણ વધ્યું છે અને તેને કોંગ્રેસમાં બે બેઠકો વધારે મળશે. ફ્લોરીડા અને કોનેકટીકટ એકેક અને ન્યુ જર્સી બે બે પ્રતીનીધીઓ વધારે મોકલી શકશે.

ન્યુ જર્સીનો ભૌગોલીક વીસ્તાર ઘણોજ થોડો છે છતાં અડતાલીસ સ્ટેટોમાં તે ઔદ્યોગીક ઉત્પત્તીમાં તે છઠ્ઠું આવે છે.

મીચીગન ચાર પ્રતીનીધીઓ વધારે મોકલી શકશે. એ રીતે બેઠકો છતવામાં કેલીફોર્નીઆ પહેલું અને મીચીગન બીજું આવે છે. મીચીગનના વીકાસનું કારણ મોટર બનાવવાનાં કારખાનાંઓ ત્યાં આવેલ છે, તે છે.

ઓહીઓની શહેરોના વસ્તીમાં ૨૧૦૦૦૦૦ માણસોનો વધારો થયો છે કારણ કે આખાં સ્ટેટમાં અનેક જુદાં જુદાં ઔદ્યોગીક અને વેપારનાં મથકો આવેલાં છે.

આર્થીક સંક્રાંતીકાળમાં થતો ફેરફાર એકદમ દેખાઇ આવે એવો હોતો નથી, તેથી લોકોનો પ્રવાહ કઇ દીશામાં વહે છે તે સહેલાઇથી ખબર નજ પડે.

# સુધારક

**આ**ડંબરી સુધારક અને સાચા સુધારાશત્રુની આછી આંખી કરાવતી નવલીકા.

:-લેખક :

રઘુનંદન દેસાઇ

[૧]

"હું તમારી દલીલને સ્વીકારી શકતો નથી; કેમકે જ્ઞાતીઓના નાશમાંજ સમાજનું કલ્યાણ સમાએલું છે એ વીષે મારી પુરેપુરી ખાત્રી થઇ ગઇ છે." ડાબા હાથની હથેલીમાં જમણા હાથની મુઠી પછાડતાં પ્રીયશંકર પંડયાએ જ્ઞાતીસંસ્થાઓ ઉપર પુણ્યપ્રકોપ વર્ષાવ્યો.

તે બોલતા હતા ત્યારે ક્રોધથી એકાએક ઉઘડી ગએલી ઉઘાડવાસ થતી ત્રીપુરારીની ત્રીજી આંખની માફક પ્રીયશંકરની ૭ ઇંચીયા શીખા ઉંચી નીચી થતી હતી. એમની ફીકી ફીકીઓ પણ રાતી થવા મથતી હતી, હોઠ આગળના ભાગમાં પ્રમાણમાં વધુ પહોળાં એવાં એમનાં નસ્કોરાં બહેચર લુહારની ધમણની માફક સંકુચીત-વીકસીત થયા કરતાં હતાં, એમના ભાલપ્રદેશનો નીચલો ભાગ સાંકડોબની ગયો હતો.

એ ઉપરથીજ એમના મીત્ર ભાનુશંકર શર્મા પ્રીયશંકરની વ્યાકુળતા પારખી ગયા. જ્યારે તેમની શીખા નીચી ઉંચી થવા લાગે, એટલે તેમના મીત્રો સમજી જતા કે પ્રીયશંકરના મસ્તીષ્કમાંની ગરમીનો પારો ઉંચે ચડવા માંડયો છે. પ્રીયશંકરના મીત્રોએ તેથી એની શીખાને 'પારાશીશી'નું ઉપનામ આપ્યું હતું.

"પ્રીયભાઇ-એમના મીત્રો તેમને એ લાડીલા નામે બોલાવતા હતા-તમે આમ ઉકળ્યા વીના બોલશો તો પણ તમારી દલીલોમાં રહેલી ગરમીનું માપ હું કાઢી શકીશ." ભાનુશંકર પોતાની શાંત પ્રકૃતી પ્રમાણે ધીરેથી કટાક્ષ કરતાં બોલ્યા. "તમારી દલીલ ભલે તમને સંગીન દેખાતી હોય પણ મને એમાં વ્યવહારૂપણાની ખામી લાગે છે..."

"મારી દલીલમાં ?—વ્યવહારૂપણાની ખામી?...આ શું બોલો છો ભાનુભાઇ?...આ પ્રીયશંકરની દલીલને..."

"પણ તમે મને પુરૂં બોલવા તો ધો, આમ નકામા વચ્ચે કાં તૂટી પડો ?" ભાનુશંકરે, પ્રીયશંકરની પંજાબમેલને વચ્ચે જ રાતો વાવટો બતાવી અટકાવીને કહ્યું: "તમારી મોટામાં મોટી ભુલ અહીંજ થાય છે. તમારી દલીલમાં ભુલ જ ન હોય, તેનું સ્થાન તમને બાદ કરીને. આખી દુનીયામાં હોય, એ માન્યતા જ ભયંકર ખામીવાળી છે. પ્રીયભાઇ, ભુલ તો માણસ માત્રની થાય. તમે કંઇ તેમાં અપવાદ નથી."

આ જાતનો ઉપાલંભ સાંભળીને ખમી લેવાની પ્રીયશંકરને ટેવ નહોતી. પણ ભાનુભાઇના તેમના ઉપર અનેક ઉપકાર હતા, એટલે જેમ તેમ કરી, મહામહેનતે તેમણે મૌન સેવ્યું. પણ ત્યારેય તેમની



પ્રીયશંકરનાં પત્ની માનકુંવર રસોડામાંથી દીવાનખાનાનાં બારણામાં આવીને ઉભાં રહ્યાં [પૃષ્ઠ ૩૦૯]

એકેકે એક નસ ગુસ્સાને લીધે થયેલા ગરમ રક્તની દોડાદોડથી ધમધમી ઉઠી.

ભાનુશંકર એ સમજી શક્યા હતા' પરંતુ તેની તરફ જરાયે ધ્યાન આપ્યા વીના જ તેમણે પોતાની દલીલાનું ગાડું હાંકયે જ રાખ્યું હતું.

"પ્રીયભાઇ, હવે હું મુળ વાત ઉપર આવું છું. જ્ઞાતીઓના નાશમાં જ સમાજનું

કલ્યાણ સમાયલું છે એ કહેવું સહેલું છે, પણ તે પ્રમાણે વર્તન કરવું તે ઘણું જ મુશ્કેલ છે. એટલેજ હું કહું છું કે તેમાં વ્યવહારતાની ખામી છે!"

પ્રીયશંકુરને પોતાના મીત્રની વાત ખરી લાગી. પરંતુ જો તેની દલીલના ખરાપણાને સ્વીકારે તો એમની પ્રતીષ્ઠા જાય, અને પ્રતીષ્ઠાને સહેજ પણ ઘસાવા નહીં દેવા માટે તો પ્રીયશંકર અનેક સ્થળે અપ્રીય થઇ પડયા હતા, એટલે ભુલનો સ્વીકાર કરી લેવાને બદલે તે ગર્જી ઉઠયાઃ

"આપણા લોકો પારકા દીવાઓને વખાણશે પણ ઘરના સુરજના તેજનો સ્વીકારે નહીં કરે. માફ કરજો, ભાનુભાઇ! મને તમારે સારૂ બહુ માન છે છતાં કહેવું પડે છે કે, તમે તમારી સામે બેઠેલા સદ્ગૃહસ્થની નૈતીક હીંમત, આપભોગ અને વીચાર--આચારની એકતાને હજી સુધી સમજી જ શકયા નથી..."

અને તંદ્રામાંથી એકાએક જાગૃત થયા હોય તેમ ચમકીને ભાનુશંકરે કહ્યું:

"પ્રીયભાઇ, તમારી વાત ને? ખરેખર હું ભૂલીજ ગયો. મને માફ કરજો."

પણ ભાનુશંકર તે વખતે મનમાં પ્રીયશંકરની મુર્ખાઇ માટે હસવા લાગ્યા.

"એમાં માફ કરવા જેવું તો શું છે, પણ આ તો......"

"અરે, નારે ના, મારી આવડી હીમાલય જેવડી ભુલ તમે સુધારી તે માટે હું તમારી ક્ષમા ન માગું તો મારા શિષ્ટાચારની ખામી ગણાય......"

"જુઓને, મારી જ્ઞાતીના માણસો કેટલી ટેંટેં કરે છે, પરંતુ આપણે તો ન્યાતજાતતોડક મંડળના સભાસદ થયા, અને પંકતીપ્રપંચ વીનાના તેના ભોજનસમારંભમાં પણ ભાગ લઇ આવ્યાજ ને?"

ભાનુશંકર બીજી વાતોમાં પોતાની પ્રશંસા કરવાનું મોકુફ રાખશે, એ ભયથીઃ પ્રીયશંકરે આત્મપ્રશંસા--જે તેમનો મહાન ગુણ અને પ્રીય વીષય હતો--નું પુરાણ વાંચવું શરૂ કર્યું.

"એ ખરૂં, પણ આજકાલ લોકો હવે પંકતીવ્યવહારની વાત તરફ ઘણું લક્ષ આપતાં નથી. કોલેજોની હોસ્ટેલોમાં, હોટેલોમાં, લોજીંગોમાં અને ખાનગીમાં ઘેર અનેક વર્ષોથી એ જાતના ભોજનસમારંભો તો દરરોજ થયેજ જાય છે. જ્ઞાતીજનોએ પણ હવે તે બાબતમાં ટકટક કરવાનું જ છોડી દીધું છે."

"છતાં મારી માફક જ્ઞાતીસત્તાની છડેચોક અવગણના કરીને જનારા ઓછાજ હશે.' પ્રીયશંકરે જમણા હાથે મુછને વળ આપો'

"ચર્ચા અહીં તુટી ન પડે તે માટે દલીલને ખાતર એમ માની લેવામાં મને કંઇ વાંધો નથી."

"તો પછી એજ રીતે અમારા જેવા નીડર અને બુદ્ધીમાન સુધારકો જ્ઞાતીસંસ્થાઓનો પણ વીનાશ કરી શકશે."

"મારાથી એ માની શકાશે નહીં."

"કેમ વારૂ?"

"જમવું તે કામ જુદું છે અને લગ્નાદી વ્યવહાર કરવા તેમજ જ્ઞાતીજનોની સાથેના બીજા બધા સંબંધોને તોડી નાખવા તે કામ જુદું છે."

"એ તો મીથ્યા વહેમ."

"તે અનુભવે સમજાય. બાકી એક માણસ ક્યાંક જઇને જમી આવે તેમાં ને ક્યાંક જઇને પરણી આવે તેમાં ફરક."

"નામનોય નહીં. ભાનુભાઇ તમે ખોટી જીદ કરો છો."

"તો મને એક પ્રશ્ન પુછવાની છુટ આપશો? જરા અંગત છે, પણ પુછયા વીના છુટકો નથી."

પ્રીયશંકર વીચારમાં પડી ગયો. તે પોતાના આડંબરને બરાબર જાણતો હતો, પણ હવે હીંમત રાખીને તેને ઢાંકયા વીના છુટકો નહોતો.

"કંઇ નહીં, પુછોને જે પુછવું હોય તે?" ગભરાતા હૈયે, છતાં મોંઢા ઉપર મક્કમતા બતાવવાનો દેખાવ કરતાં પ્રીયશંકરે કહ્યું.

"તમારા વીચારો આવા છે, તો તમારાં પત્ની થોડાક સમય પહેલાં ગુજરી ગયાં તે વખતે, કેમ એ પ્રયોગ ઘેરથીજ બતાવ્યો નહીં?"

કાપ્યો હોય તો લોહી ન નીકળે તેવી દશા પ્રીયશંકરની બની ગઇ, તેના મોંઢા ઉપર કાલીમા છવાઇ ગઇ, હોઠ ફીકા પડી ગયાં, હૈયું ધ્રુજવા લાગ્યું. એની નબળાઇ બરાબર ઉઘાડી પડી ગઇ હતી.

"ભાનુભાઇ, મેં નહોતું માન્યું કે તમે છેકજ આવી અંગત ટીકામાં ઉતરી પડશો." વઢકણા સ્વભાવની સ્ત્રીની માફક પ્રીયશંકરે ભાનુશંકરને છોભા પાડી દેવાના ઇરાદે કહ્યું. "લગ્ન એ કંઇ સામાન્ય રમત નથી. એ તો દીલના સોદા છે, એ આત્માના એકીકરણનો મહાપ્રયોગ છે, તેમાં જ્ઞાતીજાતીને કશો જ સંબંધ ન હોઇ શકે. મારાં લગ્ન કંઇ જેમ તેમ નથી થયેલાં, એ તો પસંદગીનાં છે; પણ તમે ધર્મની મોટી મોટી વાતો કરવા છતાં ધર્મનું કેટલું પાલન કરી શકો છો તે હું બરાબર સમજું છું, માત્ર મીત્રધર્મે ન બોલીએ તેટલું જ......"

"કંઇ નહીં ભાઇ, ખોટું લાગ્યું હોય તો માફ કરજો. મેં તો તમને આગળથી પુછીને સરળ ભાવે જ દલીલની ખાતર પ્રશ્ન કર્યો, તેમાં તમે આટલું ખોટું લગાડો છો શું કામ? જવા દો એ વાત, નકામી પંચાત થઇ પડે. ચાલો, ત્યારે અત્યારે તમારું મગજ શાંત નથી એટલે રજા લઇશ."

## [૨]

**ભા**નુશંકર ગયા, અને પ્રીયશંકરે બાજુમાં પડેલા છાપાને હાથમાં લીધું, તેટલામાં તેમનાં પત્ની માનકુંવર રસોડામાંથી એકાએક આવીને દીવાનખાનાના બારણામાં ખડાં થઇ ગયાં.

"તમારી ટેવ આવી ને આવી કયાં સુધી રહેશે?" નીયમ પ્રમાણે ગૃહલક્ષ્મી તાડુકયાં.

પ્રીયશંકર બહારથી ખુબ હીંમત રાખતા, ચાર માણસમાં પત્નીને બહુવચનથી સંબોધતા, માનકુંવર પણ એવે સમયે પતીનું સન્માન રાખતાં, પરંતુ ખાનગીમાં પ્રીયભાઇ પત્ની આગળ શીયાળ બની જતા.

"શાની ટેવ?"

બરાબર વાત સાંભળી ન હોય તેવો દેખાવ કરી પોતાના બચાવ માટે સમય શોધી લેવાની યુકતી પ્રીયશંકરે રચી.

"આ ભાનુભાઇને ચીડવ્યા તેની જ સ્તો. એમને લીધે તો તમારે સારા સારા માણસોમાં ઓળખાણ થઇ, તમને નોકરી અપાવવામાં એમણે મદદ કરી, તમને બધી રીતે એ બરાબર ઓળખે, છતાં તમે એમની આગળ પણ તમારું મીથ્યાભીમાન ચાલુજ રાખો છો."

"સ્ત્રીએ ને એ વાતમાં સમજ ન પડે. પુરૂષોને પોતાની પ્રતીષ્ઠા માટે અનેક રમતો રમવી પડે ને પ્રપંચો આદરવા પડે."

"કદાચ તે ખરું હશે, પણ અનેક ઠેકાણે વળખાં મારીને મારી સાથે લગ્ન કરવા તમે કેટલાઓની ખુશામદ કરેલી, તેને બદલે પ્રેમલગ્ન અને પ્રીતીલગ્નને નામે, દોસ્તોને ઠગવા એમાં કંઇ પ્રતીષ્ઠા નથી."

બીચારા પ્રીયશંકર પત્નીનાં આ વચનામૃત સાંભળીને ઠંડાગાર બની ગયા. 'રખેને કોઇ સાંભળતું તો નથી ને?' એ ભયે તેમણે આમતેમ જોવા માંડ્યું.

"અને તમે ન્યાતનેય કેટલા નથી માનતા તે શું હું નથી જાણતી?"

માનકુંવરે બીજો છણકો કર્યો.

પ્રીયશંકર તેનો કંઇક પ્રત્યુત્તર આપવાનો પ્રયત્ન કરતા હતા, તેટલામાં બે માણસો તેમના ઘર આગળ આવીને ઉભા રહ્યા, એટલે માનકુંવર અંદર ચાલી ગયાં.

[ ૩ ]

"કેમ ફેગટશંકર પછી શું કર્યું તમે?"

મળવા આવનારાઓનું નીયમસર સ્વાગત કર્યાં પછી પ્રીયશંકરે પ્રશ્ન કર્યો.

"હું એજ વીષયમાં વાત કરવા આવ્યો છું, પુછો આ વીશ્વનાથને."

"ખરૂં છે. અમે આપને ત્યાં એજ કારણસર આવ્યા છીએ."

વીશ્વનાથે, ફેગટશંકરની વાતને અનુમોદન આપ્યું.

"મારી ખાત્રી જ હતી કે ફેગટશંકરે હાથમાં લીધેલું કામ પુરૂં થયા વીના ન જ રહે."

પ્રીયશંકરે પોતે ખુશામદ કરે છે તેવું ન દેખાય એ ઢબે ફેગટશંકરની ખુશામદ કરવા માંડી.

તેટલામાં માનકુંવર રસોડામાંથી બારણામાં ઝળક્યાં;

"મારા ભાઇને તમે જોયા નથી. એની સાથે તમારી સળીની ગોઠવણ થશે તો તે હમેશને માટે સુખી થશે." તેમણે સુખ મલકાવતાં ફેગટશંકર સામે જોઇને ભાઇની ભલામણ કરવા માંડી.

"એ તો બધું એ જાણે છે, અને બાકી હશે તે હું કહીશ. તમે મહેમાનોના સત્કાર માટે જરા ચહા બનાવી લાવોને?"

એકાએક માનકુંવર એવી સીધી વાત કરે એ નહીં રૂચવાથી પ્રીયશંકરે મખમલી મોજામાં પતીપણું સાબીત કરનાર આજ્ઞાનો ઓર્ડીનન્સ કાઢ્યો.

"તે તો કરૂં જ છું, એમાં કંઇ તમારે કહેવાપણું નથી. પણ સ્ત્રી દાક્ષીણ્યના હીમાયતી થઇને તમે આવા અગત્યના કામમાં અમને એક અક્ષર પણ બોલવા ન દો તે કેવું કહેવાય? બહાર ભાષણો કરતાં અને લેખો લખતાં તો મોટી મોટી વાતો કરો છો અને..."

"એ બધું પછી પણ કહી શકાશે, તમે કૃપા કરીને વેળાસર ચહાની ગોઠવણ કરો તો ઠીક."

પત્નીની જીવ્હા 'ફ્રન્ટીઅર મેલ'ની ઝડપે કેટલાં ક્ષેત્રોમાં ફરી વળશે, એનો અનુભવ હોવાથી પ્રીયશંકર ફરીથી વચ્ચે તુટી પડ્યા. અને મોં મચકોડી માનકુંવર સંકોચાતે દીલે રસોડામાં સીધાવ્યાં.

તેમના જવાની ફરીથી દષ્ટીદ્વારા ખાત્રી કરી લીધા પછી પ્રીયશંકરે કહ્યું:

"ફેગટશંકર ભાઇ, શું ત્યારે તમારા સાસરેથી પત્ર આવ્યો છે?"

"હાજી ગઇ કાલેજ આવ્યો."

"તેમાં શું લખે છે?"

એ પ્રશ્નનો સીધો જવાબ આપવાને બદલે ફેગટશંકર વીચારમાં પડી ગયા.

"કેમ કંઇ બોલ્યા નહીં?"

પ્રીયશંકરને વહેમ પડવાથી તેમણે ફરીથી પુછ્યું.

"લગાર વીચાર કરવા જેવી વાત છે." વીશ્વનાથ મીત્રની મદદે જઇ પહોંચ્યો.

"તે...શું...?"

"સાહેબ, વાત જરા એવી છે કે..."

"ગમે તે હોય કહોને ?"

"આપ તો કટ્ટર સુધારક રહ્યા એટલે કહેતાં વીચાર થાય છે." વીશ્વનાથે કહ્યું.

"સુધારક તો ખરાજ" જાણે પોતાની પ્રતીષ્ઠાનું સ્મરણ થઇ આવતાં તેનું રક્ષણ કરવા તુટી પડતો હોય તેમ પ્રીયશંકરે નેતાગીરીની આડંબરી ભાષામાં તેવા અભીનયથી કહ્યું.

"માટેજ વીચાર થાય છે ને" ફોગટશંકરે દીલની વાત કહી.

"પણ આમાં વીચાર કરવા જેવું કંઇ નથી. આ કંઇ મારી અંગત બાબત નથી."

"છતાં, આપ જેને દીલથીજ ખોટું માનતા હો તે કેમ કરી શકો ?"

વીશ્વનાથ બોલી ઉઠયો.

"પણ એવું છે શું ?"

"આપના સાળાના લગ્ન માટે પૈસા આપવા પડે તેમ છે."

વીશ્વનાથે ધીમે રહીને કહી નાખ્યું.

"જો કે મેં મારા સસરાને લખી નાખ્યું છે કે, પ્રીયશંકર પંડ્યા સારાયે ગુજરાતમાં કટ્ટર સુધારક તરીકે નામચીન છે, અને કન્યાવીક્રયના તો એ કટ્ટા દુશ્મન છે, એટલે તે આ વાત માનવાના તો નથી જ......"

"એવું લખવાની ઉતાવળ શું કામ કરી ?" પ્રીયશંકર વચ્ચેજ અધીરાઇથી બોલી ઉઠયો. "બહાર કહેવાનું જુદું હોય, પણ ભાઇ શું કરીએ ન્યાતમાં કામ કરવાનું હોય ત્યાં કંઇ એકદમ આપણું જ ધાર્યું થઇ શકે છે ?"

"તો પછી સોનામાં સુગંધ મળ્યા જેવું. આજે જ લખી નાખું."

"હા, જુવોને આપણે બરાબર વીચાર કરીને લખીશું. એમને એમ લાગે નહીં કે હું ગરજમાં છું, મારો સળો મોટો થઇ ગયો છે અને આ તરફનાં ન્યાતનાં ગામમાંથી કન્યાનો પત્તો ખાતો ન હોવાથી હું કન્યાવીક્રયને ટેકો આપવા તૈયાર થયો છું. અને બીજું, આ વાત આપણા ત્રણનીજ વચ્ચે છાની રાખવાની છે. બહાર કોઇ જાણે નહીં. નહીં તો અમારી આબરૂના કાંકરા થઇ જાય..."

"અરે, એ શું બોલ્યા સાહેબ !" ફોગટશંકર બોલી ઉઠયો: "આપને માટે તો અમને કેટલું માન છે. આપ તો અમારી ન્યાતમાં એકલાજ વીદ્વાન અને બુદ્ધીમાન છો, બહાર તો આપને માટે અમે કેવું કેવું કહીએ છીએ."

"સજ્જનોનું એજ કર્તવ્ય છે. હું, જુવો ત્યારે આપણે એવું વલણ લઇએ કે, જાણે તમે મારી ઇચ્છા ન હોવા છતાં મને અતી આગ્રહ કર્યો, અને કન્યા ખાનદાન, કુળવાન, ગુણવાન, સૌન્દર્યવાન હોવાની ખાત્રી આપવાથી મારી અનીચ્છા છતાં, તમારા અત્યાગ્રહને લીધે મેં કેવળ તમારો શબ્દ રાખવા હા પાડી..."

"હા."

"અને, તમારે એવું પણ લખવું કે એ ભાઇને તો અહીંના સારામાં સારા કુટુંબોની જોઇએ તેટલી લાયક કન્યાઓ મળે છે, પરંતુ આંતરપ્રાંતીય લગ્નવ્યવસ્થાને ઉત્તેજન આપવા માટેજ શ્રીયુત પ્રીયશંકર ભટ્ટે આ માગું કબુલ રાખવાની ઉદારતા બતાવી તમારી ઉપર ઉપકાર કર્યો છે..."

"ઠીક."

"સાથે સાથે તમને જે વાજબી લાગે તે મારે માટે બે શબ્દો લખવા. તેમાં તો તમને કંઇ કહેવું પડે તેમ નથી. પણ હું સંસારસુધારક મંડળનો મંત્રી, સુધારાપત્રીકાનો તંત્રી, હીંદુ સભાનો ઉપસભાપતી,

વ્યાખ્યાનવાચસ્પતી, કવીમાર્તંડ, બ્રહ્મ-ભોજનસમારંભનો માનનીય પ્રમુખ ઇત્યાદી ઇત્યાદી છું તે વખતે તમે ભુલી ગયા હો તો......"

"નારે ના, એ તો મેં છેલ્લી વખતે તમે લખાવેલું ત્યારથી મારી ડાયરીમાંજ નોંધી રાખ્યું છે."

"તો પછી કશોજ વાંધો નથી. બાકી કંઇ બીજું...?"

"ના."

"અને એમ પણ જોઇએ તો લખજો કે" ચહાના પ્યાલા લઇને આવી પહોંચેલાં માન-કુંવરે બાકી રહેલી ત્રુટી પુરી કરતાં કહેવા માંડ્યું: "મહુરતીયાનાં બહેન આખી ન્યાતમાં બુધ્ધીમાન તેમજ સુધારક મનાય છે. તે તમારી પુત્રીને એકદમ સુધારી દેશે."

"એમાં મને કંઇ સમજાવવા જેવું નથી." ફોગટશંકરે સ્મીતભર્યા વદને ચહાનો ઘુંટડો ભરતાં ભરતાં કહ્યું.

[૪]

## "જોયું?"

ફોગટશંકરના ગયા પછી પ્રીયશંકરે પત્નીને ઉદ્દેશીને કહ્યું. "અમારે તારા ભાઇ માટે કેવાં કામ કરવાં પડે છે તે?"

"એમાં શું નવાઇ કરો છો? તમે તમારે માટે શું શું નહોતું કર્યું એજ વીચારોને?"

"પણ આ કન્યાવીક્રયની વાત કોઇ જાણી જાય તો મારે માટે કેવું બોલાય?"

"તે શું તમે જે કહો છો તે પ્રમાણે જ ચાલો છો એમ માનો છો? અને તે પણ બીજા કોઇને નહીં ને મને સમજાવવા માગો છો.? તમે માનતા હશો કે તમે કહો છો તેજ પ્રમાણે કરો છો એમ બીજાઓ માની લે છે?"

"તું દહાડે દહાડે છેકજ આગળ જતી જાય છે હોં," પોતાના સીધા અપમાનથી—જો કે માનકુંવરની વાત અક્ષરસઃ સાચી હતી, પરંતુ જગતમાં સાચી વાતથી અપ-માન માનનારા સત્યના અનેક હીમાયતીઓ જીવે છે, પ્રીયશંકર—તેમાંનાજ એક હતા—તપી ગયા, "હવે ઝાઝી ટકટક રહેવા દે નહીં તો થઇ જશે જોવા જેવી."

આ ટંટો જોત જોતામાં દારૂખાનામાં પડેલી ચીનગારીની માફક વધુ વીકાસ પામ્યો હોત, પરંતુ બન્નેને સદ્‌ભાગ્યે થોડાક જુવાનીઆ-ઓની એક ટોળી આવી પહોંચી, એટલે પ્રીયશંકરે એકદમ અભીનય બદલી નાખી, મોંઢા ઉપર હાસ્યના ભાવ લાવીને કહ્યું: "ગુર્જર મહીલામંડળમાં ભાષણ કરવા માટે તમને ઇનામ મળ્યું તે વાત મને એના મંત્રીએ કહી ત્યારેજ મેં તો જાણી, એવી વાત પણ તમે મને ન કરો, તમારૂં આ તે કેવું સૌજન્ય?"

પણ માનકુંવર તેનો જવાબ વાળ્યા વીના બડબડાટ કરતાં પોતાના સામ્રાજ્ય—રસોડા-ખંડ—માં સીધાવી ગયાં.

"તમે બધા આવી પહોંચ્યા તે ઠીક થયું." પ્રીયશંકરે મહેમાનોના સ્વાગતની પ્રસ્તા-વના કરતાં કહ્યું.

"એમાં શું?" ટોળીનાં આગેવાન જેવા જણાતા યુવકે કહ્યું: "ગંગાશંકરે અમને કહ્યું કે તુરંત અમે આવી પહોંચ્યા. કેમ શું કામ સેવા છે?"

"કામ સેવા તો શું; સામાન્ય મળવા." અને પછી એકાએક સ્મરણ થયું હોય તેવો દેખાવ કરીને પ્રીયશંકર બોલ્યોઃ "તમારૂં એક મંડળ છેને?"

"હા, અમારૂં સ્નેહીમંડળ. તેના કાય-મના મંત્રી ગંગાશંકરજ છેને?"

"હા, એ વાત એમણે મને કરેલી. એ મંડળમાં આવવાની અને ભાગ લેવાની મને અનેક વખત ઇચ્છા થયેલી, પણ હદ કરતાં વીશેષ કામના દબાણે આજ સુધી આવી શક્યો નહીં..."

"અને વળી આપ તો સંસારસુધારક તેમજ જ્ઞાતીસંસ્થાઓના વીરોધી પણ છો જ ને?" એક સ્પષ્ટબોલો યુવક વચ્ચે બોલી ઉઠ્યો.

"ના, ના, એવું તો ખાસ કંઇ નહીં." ગંગાશંકર જે પ્રીયશંકરનો દુરનો પીત્રાઇ અને પડોશી હતો તે તુરત બોલી ઉઠ્યો.

"મેં છાપામાં પ્રીયશંકરભાઇનું ભાષણ વાંચ્યું હતું તે ઉપરથી કહું છું." પેલા જવાને દૃઢતાથી કહ્યું.

"ખરૂં છે." નકામી વાતને વંડી જવા ન દેવી એ ઇરાદે પ્રીયશંકર બોલી ઉઠ્યોઃ "એ તો પાંચ સારા માણસોમાં બેઠા હોઇએ ત્યારે એમ કહેવું પડે, પણ ન્યાતો કંઇ એમ તુટવાની યે નથી અને તેને કોઇ તોડી કે છોડી શકાનું યે નથી."

"બરાબર છે." ટોળીના આગેવાને કહ્યું.

"આજે તો તમને બોલાવવાનું કારણ એટલું જ કે, આપણી ન્યાતનું ભયંકર અપમાન કરવામાં આવ્યું છે, અને તેનો બચાવ કરવાનો છે. બોલો તે કામ કરવા તમે તૈયાર છો?"

"કેમ નહીં, સહુ તૈયારજ છે." ગંગાશંકર સહુની વતી બોલી ઉઠ્યો.

"ગંગાશંકરે તમને વાત તો કરીજ હશે. આપણી ન્યાતને ભયંકર હીણું લાગે તેવો લેખ પેલા રામશંકરે છાપામાં લખ્યો છે એ તમે જાણો છો ને?"

"ના, પણ અમને ગંગાશંકરે કહ્યું છે."

"જુઓને, હું ન્યાતજાતમાં એટલો બધો આવતો નથી એમ હમણાંજ આ ભાઇએ કહ્યું, છતાં મારું ય રક્ત ઉકળી આવ્યું એવું એ લખાણ છે, એ ઉપરથી તમે સમજી શકશો કે, ન્યાતનું કેવું અપમાન થયું હશે."

"અરે, પ્રીયશંકરભાઇએ મહામહેનતે આપણી ન્યાતને અજવાળામાં આણી છે, ત્યાં આ રામશંકર હમેશાં ન્યાતને લાંછન લગાડવા તૈયાર થાય છે."

ગંગાશંકરે આગમાં ઘી હોમવા માંડ્યું.

"તેનો કંઇક ઉપાય કરવો જોઇએ."

ટોળીના આગેવાને કહ્યું.

"તમે કહો તે?"

પ્રીયશંકરે તે નેતાને મોટે માને ચડાવવા માંડ્યો.

"સાહેબ, અમે તે શું? આપ તો વીદ્વાન છો, આપ કહો તેમ કરવા અમે તૈયાર છીએ."

"હા, પ્રીયશંકરભાઇ, આ કામની આગેવાની તો આપેજ લેવી પડશે." ગંગાશંકરે આગ્રહ કર્યો.

"મારી વૃત્તી તો નથી, કેમકે રામશંકરને અને મારે કેટલીક બાબતમાં મતભેદ છે, એટલે કોઇ કહેશે કે હું વેરની લાગણીથી આ કામમાં પડ્યો છું, છતાં જ્યારે તમારો અતી આગ્રહ છે અને ન્યાત જેવી ન્યાતનું ગૌરવ જાહેરમાં હણાવાનો પ્રસંગ ઉભો થયો છે, 'આ ન્યાતના માણસો ખુલ્લી રીતે મદ્યપાન, કન્યાવીક્રય અને પુનર્વીવાહ કરે છે.' એવું તેણે લખ્યું છે તેથી આપણી ન્યાતની આબરૂ જાહેર પ્રજામાં કેટલી બધી ઘટી જશે, એનો વીચાર કરું છું ત્યારે મારાં રોમરોમ કંપી ઉઠે છે, માટે જરૂર તમારી સાથે જોડાઇશ."

"ત્યારે આજે સાંજેજ અમારા મંડળની સભા રાખીશું:" ગંગાશંકરે અગાઉથી નક્કી કરેલી ગુપ્ત યોજના અનુસાર કહી નાખ્યું: "પણ પ્રમુખસ્થાન તમારે લેવાનું."

"હા, હા," મંડળના માણસોએ તેમાં સુર પુરાવ્યો.

"ભલે."

"એ રામશંકરને આ વખતે તો બરાબર બતાવી દેવું જોઇએ." ગંગાશંકરે નવો વીષય છેડયો.

"તમે તમારે જુવોને. સભા વખતે હું બધું કરીશ. એને બરાબર બતાવી દઇએ ત્યારેજ ખરા. વર્તમાનપત્રોમાં લેખો અને ચર્ચાઓ મોકલવાની વ્યવસ્થા કરીએ, ગામેગામ તેની વીરૂધ્ધમાં ઠરાવો કરાવીએ અને એકદમ તેનો બહીષ્કાર કરાવી નાખીએ."

પ્રીયશંકરે પુલકીત વદને પોતાની યોજના રજુ કરી.

"તો બીજાઓને ધડો મળે."

ગંગાશંકરે તે યોજનાને અનુમોદન આપ્યું.

"અને ન્યાતની આબરૂનું રક્ષણ થાય." મંડળમાંના એકે કહ્યું.

"એજ માટે તો મેં તમને બોલાવ્યા હતા."

એ વાતચીત પછી મંડળ વીખરાયું.

થોડેક સુધી તેમની સાથે જઇ ગંગાશંકર પાછો આવ્યો.

## [૫]

"કેમ ગંગાશંકર, હવે રામશંકરનું આવીજ બન્યુંને?"

પ્રેમશંકરે ફીનાખોર હાસ્ય હસીને કહ્યું.

"તમેય ઠીક છો હો. ન્યાતતોડક મંડળમાં યે તૈયાર અને ન્યાતજોડક મંડળમાં યે તૈયાર. મેં તમને પહેલથી જ કહ્યું હતું કે, ન્યાતની સામે પડવા કરતાં સાથે રહેવામાં જ માલ છે."

"એ ખરૂં, પણ અમારે તો બન્ને સાચવવાં રહ્યાં. જો ન્યાતની વાતો કર્યા કરીએ તો બહાર પ્રતીષ્ઠા કેમ જળવાય?"

"પણ, રામશંકર તમારી વાતો જાહેર નહીં કરે?"

"તો આપણે એની સામે લેખો લખી, પેલા આવ્યા હતા તેવાઓમાંથી જુદાજુદાઓની સહીઓથી જવાબ અપાવીશું. એવા મુર્ખા તો પછી ઘણા યે મળી રહેશે."

"ખરૂં: એથી બે લાભ થશે. એક બચાવ અને બીજી પ્રશંસા. 'મોસાળે મહાલવું અને મા પીરસનારી' તેમ જાતે લખવું અને જાતનાં વખાણ કરવાં...!"

"ગંગાશંકર, દુનીયાં એમજ ચાલે."

"દુનીયાને ક્યાં ચલાવી રહ્યા છો પ્રીયશંકર?" તેમના એક પડોશીએ ફુરસદની વેળા ગાળવા પ્રીયશંકરના ઘરમાં પગ મુકતાંજ તેમના છેલ્લા વાક્યને ઉંચકી લઇને વાતના વીષયનું અનુસંધાન શરૂ કર્યું.

"અમારા જેવાઓ વીના દુનીયાએ ક્યાં ચાલી શકે છે ભાઇ! અમારૂં તો જીવનજ લોકસેવામાં જવાનું."

"સાચી વાત, જોઉં, પેલું સવારનું 'હીંદુસ્થાન' છે કે, લાવોને એ શું કહે છે?"

પ્રીયશંકરના પાડોશી વર્તમાનપત્ર વાંચવામાં ગુંથાયા, અને એમના દીવાનખાનામાં ગંભીર મૌન છવાયું.

# અફીણ અને બ્રિટિશ રાજનીતિ

: મુળ લેખક :
જી. ડબલ્યુ. એલ. કે.

: અનુવાદક :
સમાજ સુધારક.

સીમલામાં ગઇ તા. ૫:૫:૩૦ ના દીવસે લોર્ડ ઇરવીનના અધ્યક્ષપણા નીચે અફીણ પરીષદ મળી અને હીંદુસ્થાનમાં જ્યાં વીશેષ અફીણ વપરાય છે એવા 'કાળાં ધાબાં' જેવા કલંકિત પ્રાંતમાં અફીણનો વપરાશ કેમ ઘટાડવો એનો સરકારી રીતે વીચાર કર્યો. તે સંબંધમાં બ્રીટનની કામદાર સરકારના મુખપત્ર 'ડેલી હેરલ્ડ'માં તા. ૨૧:૩:૩૦ ના દીવસે મી. કે એ "વ્યસની વસ્તુઓમાંથી નફો મેળવતો બ્રીટીશ હીંદ," "કેફી વસ્તુઓના વ્યાપારના ભયની પાછળ રહેલું સત્ય" એવાં મથાળાં નીચે નીચે આપેલો મહત્ત્વનો લેખ પ્રસીદ્ધ કરાવ્યો હતો. તેની ઉપર 'ડેલી હેરલ્ડ'ના તંત્રીએ એવી ટીકા કરી હતી કે: "બ્રીટીશ હીંદની સરકાર હીંદમાં અને ચીનમાં કેફી વસ્તુઓના ઉત્પાદનને ઉત્તેજન આપે છે એટલુંજ નહી, પણ તેમાંથી સારો જેવો નફો મેળવે છે!" સીમલાની પરીષદ કદાચ આ લેખને આભારી હશે.

---

એક અંગ્રેજ સ્ત્રી જે થોડાજ સમય પહેલાં હીંદુસ્થાનની મુસાફરીએ ગઇ હતી, તે દીલ્હીની સરકારી પરવાનો ધરાવતી એક અફીણની દુકાન સામે ગમગીન ભાવે ઉભેલા અફીણી ટોળાને નીરખી રહી હતી. એ બાઇની સાથે જે માણસ હતો તે દીલ્હીમાં મશહુર છે. તેણે પેલા લોકોને કહ્યું: "આ બાઇ જે દેશમાંથી આવે છે તે દેશમાં અફીણ વેચવાનો પરવાનો કોઇપણ દુકાનને આપવામાં આવતોજ નથી."

ગમગીન ભાવે પેલા અફીણીઓએ એ બાઇ તરફ પોતાની અફીણ ઘેરી દ્રષ્ટી નાખી. એ ટોળામાંથી એક માણસે કહ્યું:

"મેમ સાહેબ, જ્યારે તમે તમારે દેશ પાછાં જાઓ; ત્યારે તમારા લોકોને અમારી દુર્દશાની વાત કરજો. તેમને અહીંની આ દુકાનો બંધ કરાવવા આગ્રહ કરજો. અમે તો અસંયમી બની ગયા છીએ, એટલે જ્યાં સુધી આ દુકાનો અહીં ઉઘાડી છે ત્યાં સુધી અમારાથી સંયમ રાખી શકાશે નહીં."

## બાળકો માટે અફીણ!

ત્યાં એક છોકરો કમરે નાનકડા બાળકને તેડીને આવ્યો.

"તું તો જરૂર આ ઝેર ખરીદવા નહીં જ જતો હોય બાપુ?" પેલી મડમના સાથીએ પુછ્યું.

"અરે નહીં રે?" છોકરાએ અણસમજભરી બાલીશતાથી કહ્યું: "હું તો આ બાળક માટે અફીણ ખરીદવા આવ્યો છું!"

પેલી અંગ્રેજ બાઇએ તે સાંભળીને વીસ્મયતાભર્યા ગભરાટની લાગણી બતાવી.

પરંતુ એ બાઇએ જો મુંબાઇના મકાનોની સ્થીતીને લગતા થોડાજ સમય પહેલાં પ્રસીદ્ધ થયેલા વૃતાંતને જોયો હોત, તો તે જોઇ શકત કે મીલોમાં કામ કરનારી

સ્ત્રીઓમાંની સેંકડે ૯૮ સ્ત્રીઓ પોતે મજુરીએ જાય ત્યારે ઘરમાં બાળક શાંતીથી પડયું રહે, તે માટે પોતાનાં સુકુમાર સંતાનોને અફીણ આપતી જાય છે!

## માનવજાતીના મહાદોષ સમો ધંધો.

આ દશા માટે શું ગ્રેટબ્રીટન ઠપકાને પાત્ર છે? હીંદુસ્થાનમાંની આપણી [અંગ્રેજોની] અફીણની નીતી બે વીભાગમાં વહેંચાયલી છેઃ [૧] નીકાશની [૨] દેશની અંદરના વપરાશને લગતી.

લોકમતના દબાણને લીધે આપણે ૧૯૩૫ થી દવાને કારણે માત્ર ગ્રેટબ્રીટનમાં થોડુંક અફીણ મોકલવા ઉપરાંત, હીંદમાંથી બીજા કોઇપણ દેશમાં અફીણની નીકાશ નહીં કરવાનું સ્વીકારવું પડયું છે. પરંતુ હીંદુસ્થાનમાં તો આપણે એ માનવજાતીના મહાદોષ સમા ધંધામાંથીયે નફો મેળવવાનું ચાલુજ રાખ્યું છે.

બ્રીટીશ હીંદમાં અફીણનું જેટલું વાવેતર થાય છે તેની ઉપર સખ્તમાં સખ્ત જાપ્તો રાખવામાં આવે છે. હીંદી સરકાર તે તમામ અફીણ ખરીદી લે છે અને પ્રાંતીક ગવર્નરો દ્વારા પરવાનાવાળી દુકાનોના માલીકોને તે વેચે છે. [અહીં એ જણાવવું જરૂરનું છે કે ખેડુતો પાસેથી ઓછામાં ઓછા દામે સરકાર અફીણ ખરીદે છે, ત્યારે દુકાનદાર પાસેથી વધુમાં વધુ ભાવ પડાવે છે. તંત્રીઃ નવયુગ]

## સરકારી ઉત્તેજન!

સામાન્ય રીતે તો આ પરવાના જાહેર લીલાઉથી વેચવામાં આવે છે. આ માટે સરકારના દલાલો બધે ફરે છે, લીલાઉમાં ભાગ લેનારાઓને વધુ રકમ બોલવા પ્રોત્સાહન આપે છે અને જે જીલ્લાઓ બાકી હોય તેવા જીલ્લાઓનું પણ એમને સુચન કરે છેઃ એ તો હીંદમાં સામાન્ય બનાવ છે.

એટલે બીજા અર્થમાં કહીએ તો હીંદી સરકાર અફીણનો વપરાશ વધારવા માટે ઉત્તેજન આપે છે.

આમ છતાં જો અફીણીઓ પ્રત્યેક પ્રાંતમાં સરેરાશ સપ્રમાણ વહેંચાયલા હોય તો પણ, તેમનું પ્રમાણ ખાસ કરીને ગંભીર બાબત ગણવા જેવું ન લાગે. પરંતુ દુર્ભાગ્યે તેમ નથી. હીંદમાં ચોક્કસ 'કલંકીત જીલ્લાઓ' [Black Districts] છે કે જ્યાં અફીણનો વપરાશ વધારેમાં વધારે થતો હોય છે.

રાષ્ટ્ર સંઘે ઔષધને કારણે પ્રત્યેક ૧૦૦૦૦ માણસ દીઠ વરસે દહાડે ૧૨ શેર અફીણ વાપરવા દેવાની ઉદાર છુટ આપી છે. પણ પંજાબમાં ૧૦૦૦૦ દીઠ વરસે દહાડે ૪૦ શેર અફીણ ખપે છે, આસામમાં તે ખપત ૭૦ શેર જેટલી છે, ત્યારે અજમેર-મેરવાડાના પ્રાંતોમાં ૧૪૦ શેર અફીણ વપરાય છે. પ્રાંતોની માફક કેટલાંક મોટાં શહેરોનો ઇતીહાસ પણ ખરાબમાં ખરાબ છે. રંગુનમાં આ વપરાશ ૧૭૦ શેર જેટલો છે, ત્યારે કલકત્તામાં ૧૮૦ શેર અફીણ ખપે છે.

## સરકારી બહાનાં

આને માટે હીંદી સરકાર કંઇ કંઇ બહાનાં બતાવે છે. તેનું કહેવું એવું છે કે, આમાંથી ઘણું ખરું અફીણ તો ગાયોને તેમજ હાથીઓને ખવડાવામાં આવે છે. તે એવો એ બચાવ કરે છે કે, હીંદીઓ અફીણના બંધાણી બની ગયા છે, અને મલેરીઆની સામે રક્ષણ મેળવવા માટે પણ તેમને એ 'અમલ'ની જરૂર છે. હીંદી સરકાર

આવાં બહાનાં બતાવીને કહે છે કે જો, અફીણની ઉપર અંકુશ મુકશો તો ગેરકાયદે ચાલતા અફીણના વ્યાપારને ઉત્તેજન આપવા જેવું થશે.

આમાંથી ભલે ગમે તેટલું વધુ અફીણ જાનવરોને ખવડાવવામાં આવતું હોય, છતાં એમાં તો જરાયે શંકા નથી કે, હીંદમાં દર વર્ષે હીંદી સરકાર જે ૫ લાખ શેર [૧૨૫૦૦ મણ] અફીણ વેચે છે, તેમાંનો ઘણો મોટો ભાગ માણસોના પેટમાં જાય છે- અને તેની માઠી અસર કેટલી થાય છે, તે વાત સરકારી અમલદારો સ્વીકારે કે ન સ્વીકારે, પરંતુ લશ્કરી સત્તાવાળાઓની તો અફીણથી માનવ શરીર ઉપર થતી માઠી અસરની પુરેપુરી ખાત્રી થયેલી જ છે; એટલે હીંદી લશ્કરમાં જો કોઇ પણ માણસ અફીણ લેતો જણાય તો તેને તાબડતોબ નોકરી ઉપરથી દૂર કરવામાં આવે છે.

અને મલેરીઆમાંથી બચવા માટે હીંદીઓને અફીણના બંધાણની જરૂર છે, એવા સરકારી બચાવના સંબંધમાં જણાવી શકાશે કે, પેસ્ચ્યુરની પ્રયોગશાખાએ બતાવી આપ્યું છે કે અફીણ માણસની શક્તીની એટલી બધી ઘટાડી દે છે કે, તેના બંધાણી તાવ જેવા રોગચાળામાં પણ પહેલાજ મરણને શરણ થાય છે.

## છુપો વ્યાપાર

પરંતુ ગેરકાયદેસર અફીણનો વ્યાપાર ચાલતો અટકાવવો મુશ્કેલ થશે, એવી સરકારની દલીલ વીચારવા જેવી છે. કેમકે રાજપુતાનામાંથી આસામની ખાણોના પ્રદેશમાં તેમજ, વધુ અફીણ ખાતા બીજા 'કલંકીત પ્રાંતો'માં સુધ્ધાં છાની રીતે જવું ચાલુ છે. આમ ગેરકાયદેસર રીતે મોકલવામાં આવતા અફીણના ગોટાઓને ઘીના કે તેલના ડબ્બાઓમાં, ફળો કે મીઠાઇનાં કરંડીઆઓમાં અથવા તો તેની વાસ ન આવી શકે તે રીતે સંતાડીને રેલ રસ્તે, ગાડાવાટે, ગધેડાં, ઉંટ કે ટપાલ મારફત મોકલવામાં આવે છે, ઉપરાંત રાજપુતાનામાંથી આ રીતે અફીણ મુંબાઇ આવે છે અને ત્યાંથી દક્ષીણ આફ્રીકા, ઓસ્ટ્રેલીઆ તેમજ બીજા દુરના દેશોમાં દરીયા વાટે પણ ખુબ મોકલવામાં આવે છે. આવી રીતે છાની રીતે આવતું અફીણ જુદે જુદે સ્થળેથી માળવામાં એકઠું કરવામાં આવે છે. ૧૯૦૭ માં જ્યારે હીંદી સરકારે ચીનમાં અફીણ મોકલવાનું એકાએક બંધ કરી દીધું, ત્યારે એ અફીણનો જથ્થો માળવામાં ભરાઇ પડયો: તે અફીણ ઘણાં વર્ષ પડી રહ્યું અને હવે આમ છાની રીતે પુષ્કળ નફો લઇને તે વેચવામાં આવે છે.

અફીણની ખપત અને છાની રીતે ચાલતો [વ્યાપાર એ બન્ને બાબતોમાં બ્રહ્મદેશ વળી જુદાજ કાયદા] જેવો બની ગયા છે. ગયે વર્ષે ત્યાં રીતસર નોંધાયલાં ૧૩,૩૧૪ બંધાણી હતા- જેમાં ૯૫ ટકા ચીના હતા.

ચીનના ખરાબમાં ખરાબ પ્રાંત સમા મનાતા યુનાન પ્રાંતમાં અફીણની મોટા જથ્થામાં ખેતી કરવામાં આવે છે, અને વચલા માણસને દુર કરી બહોળો નફો કરવાની લાલચે, સરકારે ગેરકાનુની અફીણની લાવ લઇ જાવ કરવા માટે વીમાની વ્યવહાર શરૂ કર્યો છે!

પણ ગેરકાયદેસર આવતા અફીણ કરતાં યે વધારે ખરાબ તો કોકેનની છાની આયાતનું કામ છે. દુરના પુર્વના પ્રદેશોમાંથી મોટા જથ્થામાં કોકેન લાવવામાં આવે છે, અને રંગુન, મુંબાઇ તેમજ કલકત્તાનાં બંદરોમાં તે દાખલ કરવામાં આવે છે; અને ભીષણ

ચેપી રોગની માફક તે હીંદનાં અનેક શહેરોમાં વ્યાપી ગયું છે એમ કહેવાય છે.

## બ્રીટીશ હેતુ

પુર્વ વાસીઓના દીલમાં એવી પ્રબળ લાગણી ઘર કરી બેઠી છે કે, પશ્ચીમ વાસીઓ અને જપાનના વતનીઓ કેફી ચીજોથી પુર્વના કરોડો લોકોનો નાશ કરીને શ્રીમંત બને છે: અને તેથી ગેરકાયદેસર ચાલતા અફીણના વ્યાપારને દાબી દેવાના બ્રીટીશ કામની પાછળ, એવા હેતુનું આરોપણ કરવામાં આવેછે કે, તેમ કરવામાં આપણો [બ્રીટીશોનો] માલ ખપાવવાનો કે પછી તૈયાર કેફી વસ્તુઓને સારૂ વધારે સારૂં બજાર શોધવાનોજ હેતુ છે. અને દુર્ભાગ્યે આ માન્યતામાં કંઇક સત્ય પણ રહેલુંજ છે. ઉદાહરણ તરીકે હોંગકોંગનો પ્રસંગ લો. ત્યાં ગેરકાયદેસર રીતે થતો અફીણનો વેપાર મોટા પ્રમાણમાં ચાલે છે, અને તેની ઉપર અંકુશ મુકવો અશક્ય છે. ૧૯૨૭માં સરકારે છાની રીતે વેચાતા અફીણના ભાવ હરીફાઇમાં ટકીજ ન શકે, તેટલી હદ સુધી અફીણના ભાવ ઘટાડી દીધા. પરીણામે સરકારી જથ્થો એટલી ઝડપે વેચાવા લાગ્યો કે જોત જોતામાં તમામ માલ ખલસ થઇ ગયો! ગેરકાનુની અફીણ રાખવાના ગુન્હા માટે દર વર્ષે હોંગકોંગમાં સેંકડો માણસોને તુરંગમાં ધકેલવામાં આવે છે. છતાં, દરેક માણસને ખબર છે તેમ સજા અફીણ વેચવા માટે થતી નથી, પરંતુ જે અફીણનો વેપાર સરકાર જાતે કરવાનું પસંદ કરે છે, તે વ્યાપારમાં છાની રીતે માથું મારવાના ગુન્હા માટે તે સજા થાય છે!

## દંભી વલણ

એટલે ગેરકાયદેસર ચાલતા અફીણના [illegible] પણ દંભી વલણ વીશેષ દેખાય છે. આ રીતે ચાલતા ધંધાનું અર્ધો અર્ધ અફીણ ચીનમાં દાખલ થાય છે તેમ છતાં અત્યારે એજ ચીન પોતાના પ્રદેશમાં કોઇ પણ જાતની કેફી ચીજને પ્રવેશતી સંપુર્ણ અટકાવવા માટે ભગીરથ નીખાલસ પ્રયાસ કરી રહેલ છે. દક્ષીણ ચીનમાં ખાસ કરીને ઇરાનનું અફીણ મોટા પ્રમાણમાં દાખલ થાય છે. જ્યારે બીજી કેફી વસ્તુઓ યુરોપ અને જપાનમાંથી ત્યાં જાય છે. પરંતુ ચીનને ખાસ પ્રદેશોમાં પરદેશી સ્ટીમરોની જડતી લેવાનો અધીકાર નથી કે એ રીતે ચીનમાં કેફી વસ્તુઓ ઘુસાડનારને પકડવાનીયે સત્તા નથી, તે માટે ચીન એજ કારણે તીવ્ર વીરોધ ઉઠાવી રહ્યા છે. ચીનના અફીણ વીરોધી કાયદાઓમાંથી છટકી જવા એ ધંધો ચલાવનારાઓને તક મળે તે માટે, પરદેશીઓ તરફથી તેમને જુદા જુદા દેશના વતની હોવા વીષેની પરવાનગીઓ વેચવામાં આવેછે! આવી આવી અતી મુશ્કેલીઓ વચ્ચે ચીનનાં જકાતી ખાતાને કામ કરવું પડે છે, તેમ છતાં ૧૯૨૭-૨૮ માં એ ખાતાએ ૩૩૬, ૬૩૫ આઉંસ (અધોળ) આફીણ અને ૧૪૩૩ અ.ઉંસ મોરફીન ગેરકાયદેસર આવતાં પકડ્યાં હતાં. આ જથ્થો તો ચીનમાં ગેરકાયદેસર દાખલ થતી કેફી વસ્તુઓનો એક સોમો ભાગ પણ નહીં હોય. એટલે ત્યાં દરવર્ષે લગભગ ૫૬૦૦૦ મણ અફીણ અને ૨૫૦ મણ મોરફીન (અફીણનું તત્વ) ખોટી રીતે પ્રવેશે છે. ઉપરાંત હેરોએન, કોકેન વગેરે તો ચીનનાં બંદરોમાં દર વર્ષે કેટલાં આવે છે તેનો તો હીસાબ નથી. અલબત્ત આમાંનો કેટલોક ભાગ વળી ત્યાંથી બીજે મોકલવામાં આવે છે, પણ તેમ તો વળી સૈબીરીઅ અને અફઘાનીસ્તાનની હદમાંથી આવતા અફીણના મોટા જથ્થાની [illegible] કરી નથી

## નવી જાતની ઠગવીદ્યા

ચીનની બીજી ફરીયાદ એ દેશમાં પરદેશથી મોટા જથ્થામાં જતી રાતી ગોળીઓ માટે છે. ગોળીઓનો વેપાર મોટા પ્રમાણમાં ચાલે છે. પરદેશી વ્યાપારી મંડળીઓ અફીણ છોડાવનારી ગોળીઓને નામે મોટી મોટી જાહેર ખબરો આપે છે, પણ ખરી રીતે એ ગોળીઓ અફીણ અને કેફીનની બનાવેલી હોય છે. આ ગોળીઓ ચીનમાં આજ કાલ ખુબજ વેચાય છે ચાનસેનમાંનો એકજ ગોળી બનાવનારો ફેરીઆઓની નાનકડી ફોજની મદદથી દરરોજની આપી ૫૦૦,૦૦૦ ના હીસાબે ગોળીઓ વેચવા માટે મશહુર થયેલો છે.

આથી પોતાના દેશમાંથી ઝેરી તત્વને બીલકુલ નાબુદ કરવા તત્પર થયેલ ચીન, હોંગકોંગમાં આપણે (બ્રીટીશો) અફીણના હુક્કા પીનારાઓ માટે સગવડનાં સ્થાન નીભાવીએ છીએ તે માટે સ્વાભાવીક રીતેજ આપણને ઠપકો આપે છે.] બ્રીટીશહીંદમાં પણ પ્રજાના ઘણાજ મોટા સમુહની સામે થઈને, દારૂડીઆઓની સ્વતંત્રતાના રક્ષણના બહાના નીચે દેશમાં પીઠાં ચાલુ રાખવાની દલીલ ગોરી નોકરશાહી અનેક વખત કરે છે. **તંત્રીઃ નવયુગ]**

પણ અફીણીઆઓને અપાતી એ સગવડમાંથી ૧૯૨૮ માં હોંગકોંગની સરકારે ૨૫ લાખ ડોલર અથવા બધી મહેસુલના ૧૦માં ભાગની રકમ એકઠી કરી હતી, એ વાત ચીનની સરકાર કટાક્ષભરી નજરે બરાબર જોઇ રહી છે.

[ હીંદમાં પણ જનતાને દારૂ પીવડાવી કરોડોની આવક હીંદી સરકાર કરે છે, એ વાત પ્રજા બરાબર જોઇ જાણી શકે છે. **તંત્રી]**

પછી ભલેને આપણે ગમે તેટલા જોરશોરથી કહ્યાં જ કરીએ કે આર્થીક બાબતના વીચારથી અમે આ ધંધો ચલાવી રહ્યા નથી, પરંતુ આપણી તે વાત પુર્વનાં આપણાં સંસ્થાનો કે તાબાના દેશો જરા પણ સ્વીકારે તેમ નથી, કેમકે ૧૯૨૮ માં એકલા અફીણના ધંધામાંથી આપણે [બ્રીટીશ તંત્રી] મલાય ટાપુઓમાંથી કુલ જકાતના ૧૨ ટકા જેટલી, સારાવાકમાંથી ૧૮ ટકા જેટલી, બ્રુનેવમાંથી ૨૨ ટકા જેટલી અનફેડરેટેડ મલાય ટાપુઓમાંથી ૨૦ ટકા કરતાં વધારે અને સ્ટ્રેઇટસ સેટલમેન્ટસમાંથી ૩૨ ટકા જેટલી આવક કરી હતી; તે વાત તેઓ બરાબર જાણે છે.

## બ્રીટનનો વચન ભંગ

ઇ. સ. ૧૯૧૨ માં હેગની પરીષદમાં ગ્રેટબ્રીટને એવું વચન આપ્યું હતું કે, તે અફીણનો વપરાશ સદંતર બંધ કરવાનું માથે લે છે. શું આપણે આપણા એ વચનનું બરાબર પાલન કર્યું છે ખરૂં ? ૧૯૨૪ માં સીંગાપોરની સરકારે આ સંબંધમાં તપાસ કરવા માટે કમીશન નીમ્યું હતું, તે કમીશને એવો મત આપ્યો છે કે, જે ચીનાઓ સ્ટ્રેઇટસમાં અને મલાયાના ટાપુઓમાં અફીણ પીએ છે, તેઓમાંના અર્ધા કરતાંયે વીશેષ ભાગના માણસો સંસ્થાનમાં રહીને અફીણની બદીના ભોગ બન્યા છે. તે વાતનેય હવે તો ૭ ૭ વર્ષનાં વહાણાં વાઇ ગયા છે, તેમાંના ઘણાય ઘરડા બંધાણીઓ મરી પરવાર્યા હશે. પણ આપે હેગ પરીષદમાં સહી સીક્કા કર્યા તે પછીય સ્ટ્રેઇટસમાંના અને મલાયાના ટાપુઓમાંના ૩૦ માં ૨૦ ચીનાઓને અફીણ પીવાનું શીખવ્યું છે અને તે માટે જોઇતું અફીણ પુરૂં પાડયું છે વાસ્તવીક રીતે તો આ

સંસ્થાનોમાં કશાયે. અપવાદ વીના તમામ લોકો અફીણને ધીક્કારે છે. રબરના બગીચાઓ અને ટીનની ખાણોમાં મજુરો એટલા બંધા છે કે, અફીણીઆઓને એક તરફ પડીજ રહેવા દેવામાં આવે છે. ત્યારે રીક્ષા ચલાવનારાઓ પોતાની કમાણીના ૧૦ માંથી ૬ રૂપીઆ અફીણ પીવામાં ખર્ચી નાખે છે આ અફીણીઆઓમાંનો ઘણો મોટો ભાગ એ બલામાંથી છુટવા એટલો આતુર છે કે, તેમની આતુરતા જોઇને આપણને કરૂણાની લાગણી થાય. થોડાંક વર્ષો પહેલાં સેરેમ્બાંનાં જંગલમાંથી એવો છોડવો શોધી કાઢવામાં આવ્યો હતો કે, જેની મદદથી અફીણની લત છોડવી શકાશે એમ લાગ્યું હતું. એ ખબર દાવાનળની માફક સંસ્થાનોમાં ફેલાઇ વળી. અને સ્ટેઇટસ તેમ જ મલાયાનાં પ્રત્યેક બંદરેથી લાખો માણસોએ તે છોડ મેળવવા માટે આજીજી ભરી અરજીઓ કરી હતી.

## અફીણીઆઓની અવદશા

આવી દશા પુર્વનાં આપણાં તમામ દેશી સંસ્થાનોમાં પ્રવર્તી રહેલી છે. અફીણની જીવલેણ બદીના ભીષણ પંજામાંથી છુટવા તે દરેક સ્થાનના માણસો વલખાં મારી રહ્યા છે. અને તેમ છતાં આપણે એકાએક સંપુર્ણ બહીષ્કાર કરી દેવો જોઇએ એમ તો કોઇ ધારી ન શકે, પણ ૧૯૧૨ માં આપણે આપેલું વચન પાળીશું એવી આશા તો દરેક રાખી શકેજ. આ કામમાં મુશ્કેલીઓ તો હીમાલય જેવડી ઉભી છે. પરંતુ જ્યાં સુધી આપણે [બ્રીટીશ] સાફ સાફ ભાષામાં એ વાતનો સ્વીકાર ન કરીએ કે અફીણનો ધંધો બધી રીતે ખરાબમાં ખરાબ છે, ત્યાં સુધી પૌર્વાત્ય પ્રજાઓમાં આપણે જે વીશ્વાસ ગુમાવ્યો છે તે પુનઃ સ્થાપીત કરી શકવાના નથી.

મતભેદ એટલેજ માનસભેદ. જ્યાં એક બીજાના લાભ જુદા હોય, જ્ઞાન જુદાં હોય, માનસીક વીકાસ જુદો હોય ત્યાં મતભેદને માટે જોઇએ તેટલાં કારણ ઉભાં થાય છે.

જે વીષયના સંબંધમાં પોતાને કંઇક પણ જ્ઞાન હોય તેવો ગમે તે માણસ, તે તે વીષયમ વધારે સારી રીતે વીચાર કરીજ શકે. વીચાર એ કોઇ મનુષ્ય કે સમુહના [illegible] નથી.

જેમનું ધ્યાન જીવનને બદલે મૃત્યુ પછીના જીવન તરફજ નીરંતર લાગેલું હોય છે, તેઓ લૌકીક જીવનની ખુબીઓ જાણી કે સમજાવી શકેજ શી રીતે? એવા તત્વચીંતકોએ તેથીજ જગતને મીથ્યા માનવાની ભુલ કરી છે.

...

યુધ્ધ કરતાં શાંતી વધારે ઉપયોગી છે એ તત્વ હજુ માનવસમાજ બરાબર જાણ તાંજ શીખ્યો નથી.

# પ્રાર્થના

## : : એકાંકી નાટક : :

: લેખક :

કીશોર

### પ્રવેશ પહેલો

[ બ્રહ્માંડની અટારીની આથમણી દીશા તરફની છેક છેલ્લી ધાર આગળ ભગવાન અને જીસસ દષ્ટીદોરને લંબાવી શકાય તેટલો લંબાવતા ઉભા છે ]

ભગવાન

[ સાશ્ચર્ય એકાએક ચમકીને ]

મારા શ્રવણપટ ઉપર આ શાનો પ્રહાર થયો, એકાએક?

જીસસ

[ વીચાર કરીને ]

પ્રાર્થના.

ભગવાન.

એ કોણે ફેંકી?

જીસસ

[ નીચી દષ્ટી ઢાળીને ]

તે પૃથ્વી ઉપરથી આવી

ભગવાન

પૃથ્વી ઉપરથી? [ વીચાર કરીને ] હાં હાં, મને સ્મરણ થયું. તમારી પૃથ્વી. પણ ત્યાંથી પ્રાર્થના કોણે ફેંકી?

જીસસ

ગ્રેટબ્રીટનના કેટલાક લોકોએ, [સચીંત] પીતા, કહેતાં મને દીલગીરી થાય છે કે તેઓ પોતાને ખ્રીસ્તી મનાવે છે.

ભગવાન

[ નીખાલસ તટસ્થતાથી ]

પણ એ લોકો કોણ છે?

જીસસ

પીતા! હું પણ તેમને ઓળખતો નથી. તેઓનાથી હું સાવ અજાણ છું.

ભગવાન

તેઓ શું કહે છે?

જીસસ

ઓ સર્વ સત્તાવાન, દયાળુ અને ડહાપણના સાગર, પ્રભો! અમારી ઉપરની તારી દયા માટે અમે તારા આભારી છીએ. તેં કૃપા કરીને અમારા અધીકારને જગતની રંગીન પ્રજાઓ ઉપર એટલો વીકસાવ્યો છે કે, જેની ઉપર કદી સુર્યાસ્ત થતો નથી. અમે એ માટે તારો આભાર માનીએ છીએ કેમકે, હે ભલા ભગવાન! તારી અમારી ઉપરની ખાસ કૃપાથી અમારા દેશમાં દોલતના ઢગલા થયા છે. તેને લીધે અમે અમારી પાસે એવાં પ્રબળ લશ્કરો, સબળ નૌકા તેમ જ વીમાની કાફલા અને કાતીલ દારૂગોળો એકાં કરી શક્યા છીએ કે, જેથી અમારાં ઘર, ગામ અને દેશ સલામત રહે છે એટલું જ નહીં, પણ અમારી સત્તા નીચેના દેશોને પણ અમે સલામત રાખી શકીએ છીએ, અમારા આ જાતના પવીત્ર સંરક્ષણ માટે

અમે તારા [ઋ]ણી છીએ; વળી તારી એ કૃપાને લીધે અમે અમારાં કારખાનાંને ધીખતો ઉદ્યોગ બનાવી શક્યા છીએ. માટે આજે અમે [ત]ને પ્રાર્થના કરીએ છીએ કે..."

**ભગવાન**

[ ચ્હેરા ઉપરના ચીન્હોથી જણાઇ આવે તેટલા કંટાળાને]

બસ, બસ, હું એ ધીખતા ઉદ્યોગવાદને જાણું છું. એ ઉદ્યોગજ અનેક પ્રજાને ગુલામીમાં રાખે છે, કરોડોની સ્વતંત્રતાને કચડી નાખે છે અને દુનીયામાં સદાય યુધ્ધોના ભયને જીવંત રાખે છે, તેઓ માત્ર નફા માટેજ મરે છે. એ માણસ સાચેજ બહુ ચાલાક લાગે છે, પણ તે મને બનાવી શકશે નહીં.

**જીસસ**

કયા માણસની વાત કરોછો, પીતા?

**ભગવાન**

શયતાનની. આ પ્રાર્થના તેની છે.

**જીસસ**

[ વીચારમાં પડી જતાં ]

તમે એમ માનો છો?

**ભગવાન**

તે સીવાય આ જાતનાં દંભની'આ જાતનાં સ્વાર્થની વાત [!]તારા માણસોના મુખમાંથી નીકળે ખરી?

**જીસસ**

[ સાશ્ચર્ય ]

ઓ પીતા! મારાં માણસ:

**ભગવાન**

[ ગંભીર વદને, તેવાજ ભાવે

મને ક્ષમા કર, મારા પ્રીય પુત્ર! પણ 'આબાદી' કોને કહેવામાં આવેછે તે તું અને હું બન્ને બરાબર જાણીએ છીએ. તોપો, દારૂ અને ગોળા મનુષ્યોના અવયવોને, તેમનાં માથાંનો અને તેમનાં આંતરડાંને રજ રજ જેટલા ટુકડા કરી હવામાં ઉડાડી મુકવાનાં, તેમજ વીધવા સ્ત્રીઓ, નાવારસ બાળકો, અપંગ મનુષ્યો અને અનેક પ્રકારનાં વેદનામય સંકટો ઉત્પન્ન કરવાનાં એ સાધન. તેજ રીતે 'સામ્રાજ્ય'ની વાત પણ હું હવે તો બરાબર જાણું છું. કરોડો મનુષ્યોને તેમના જ ઘરમાં ગુલામ બનાવી, તેમના હક્કની વસ્તુઓ પેલા બળના જોરે લુંટીને પોતાના ઘેર લઇ જઇ, ખરા માલીકોને ભીખારી અને ગુલામ બનાવી કાયમના અપમાનમાં દાટી રાખવાનું એ સાધન છે. બધું નફા'ને માટે થાય છે અને એ 'નફો' થોડાક મુડીવાળાઓનાં ગજવામાં જાય છે. છતાં "તમારા શત્રુઓ તરફ પ્રેમ રાખો," "તમારૂં પહેરણ પકડે તેને અંગરખું પણ આપી દો." "તમારા પડોશીને તમારા જે માનો," "શાંતીના સ્થાપકોનું કલ્યાણ થાઓ," "અપકારને બદલે ઉપકાર કરો," "સહકાર અને બંધુભાવનો ફેલાવો કરો," "બીજા તમારી તરફ જે રીતે વર્તે તેવું તમે ઇચ્છો, તેવુંજ વર્તન તેમની તરફ ચલાવો." ઓહ! એ બધાં મીથ્યા–પોકળ વચનોની ભડીમાર મને મુંઝવે છે. બે હજાર વર્ષ પછી પણ તારા નામે પોકાર કરનારા એ બધાઓ માટે તું શું માને છે મારા પુત્ર?

**જીસસ**

[ સંકોચ અને શરમ અનુભવતાં, બે હાથ જોડી, ધીરેથી ]

પીતા! પીતા! મને આટલી બધી નીષ્ફળતા કેમ મળી?

**ભગવાન**

[ ટટાર થઇ, જીસસની દ્દષ્ટીમાં સીધી દ્દષ્ટી સ્થાપી, ]

કહી દઉં તે કેમ થયું?

જીસસ

તે માટે મારી આપને પ્રાર્થના છે.

ભગવાન

પુત્ર! તું જ કહે, મેં કદી પ્રલયનાં પુરને, જ્વાલામુખીના ઉકળતા રસને, ભયંકર ભુકંપને, ગૃહોની ગતીને કે કુદરતના બીજા કોઇપણ તત્વને, અસંખ્ય માનવ-જીવોના સંરક્ષણ અર્થે કે પછી તને, મને અથવા બીજા કોઇને રાજી રાખવા માટે પણ વચ્ચે પડીને અટકાવ્યાં છે ખરાં?

જીસસ

[ગંભીર ભાવે]

ના, પીતા; આપના નીયમ તો સ્થીર અને અચળ છે.

ભગવાન

તેજ રીતે જીવનનો મારો કાનુન 'જાતીય સ્વાર્થ' છે. થોડા માણસોને સત્તા આપો એ થોડા જ સમયમાં ટુંક નજરવાળો જાતીય સ્વાર્થ તે સત્તાને આપખુદી, લુંટ અને યુદ્ધના રૂપમાં ફેરવી નાખશે. થોડાક સત્તા ધારી સમળાઓ બીજા બધાઓને ગુલામ બનાવી, પોતાની સત્તા નીચે કચડાયલા રાખશે, અને હરીફાઇ તમારે અંદર અંદર લડવા લાગશે. એટલેજ કહું છું કે "શાંતીદાતાઓનું કલ્યાણ થાઓ," "તમારા દુશ્મનો તરફ પણ પ્રેમ રાખો" એ બધી ધુમો મીથ્યા, વાંઝીયણ અને હગારી છે. મારા પુત્ર! જ્યાં સુધી તમામ લોકો એમ માનતા ન થાય કે પ્રેમ એજ સારામાં સારો જાતીય સ્વાર્થ છે, ત્યાં સુધી એમજ થવાનું. શાંતી એ પૃથ્વીનાં મનુષ્યો માટે મહાન આશીર્વાદ છે; પરંતુ જ્યાં સુધી પૃથ્વી ઉપરનાં યુધ્ધો સમી ન જાય. ત્યાં સુધી આપમતલબનો વીચાર કરનારા ડાહ્યામાં ડાહ્યા માણસોથી પણ એ વાત સમજાવાની નથી. અને જ્યાં સુધી એવાં યુધ્ધોથી થોડાક મુઠીવાળાઓનો વધુમાં વધુ સ્વાર્થ સરે છે ત્યાં સુધી યુધ્ધો અટકવાનાંયે નથી. એટલે સહુથી પહેલાં એ મુઠીવાળાઓને બરાબર શીખવવું જોઇએ કે, તમારો મોટામાં મોટો સ્વાર્થ વીશ્વવ્યાપી શાંતી અને આબાદીમાં છે, અને આ પૃથ્વી તેમજ તેની અંદરની અને ઉપરની તમામ સમૃધ્ધી ઉપર તમારી માફક મુઠીભર માણસોની નહીં. પણ જગતના તમામ મનુષ્યોની માલીકી છે. તો જ પ્રથ્વી ઉપર શાંતી સ્થપાશે.

જીસસ

પણ જે બીચારા પામર જીવાનો આવા સંગ્રામોમાં મરે છે, તે તો એ રીતે મરવું એને ઉમદા કાર્ય માનીને જ તેમ કરે છે ને?

ભગવાન

તે હશે. પણ જેઓ શાંતીના સમયમાં પેટનો ખાડો પુરવા બીજાના ગુલામ બને છે અને યુદ્ધના સમયમાં લડવૈયા બને છે, તેઓ હંમેશાં અક્કલ વીહોણા હોય છે. એ જાતનાં મુર્ખાઇભર્યા આત્મબલીદાન એ ભુલ જ છે. અને ભુલ ત્યાં તો મૃત્યુ નીર્માયું જ છે.

જીસસ

પણ પીતા! તેઓ કેટલી ધીરજથી બધું દુઃખ સહન કરે છે?

ભગવાન

ગુલામો બનવામાં ધીરજ રાખવી એનાથી વધુ મુર્ખતા બીજી કશી પણ ન હોઇ શકે.

જીસસ

ગરીબ બીચારાઓ! એમને કદી તક જ મળી નહીં.

ભગવાન

અને જ્યાં સુધી તેઓ પોતાના સાચા સ્વાર્થને સમજતા થશે નહીં ત્યાં સુધી

તેમને તક મળવાની પણ નથી. એવાઓને મરવા દો. મુર્ખતા તો સદા મરવી જ ઘટે. જે પ્રથાઓથી માલીકો સરજાય છે, એ પ્રથાની સામે થવા માટે દુનીયાભરના સામાન્ય મનુષ્યોમાં સમલાગણી જાગૃત થઇ હોત, અને એ એક જ કારણને પોતાની લડતનું લક્ષ્ય બનાવ્યું હોત, તો દુનીયામાં અત્યાર અગાઉ ક્યારનો ય સાચો ભ્રાતૃભાવ ફેલાયો હોત, અને તેમને બચાવવાનો મેં વીચાર કર્યો હોત. અરે કહો કે ત્યારે તો હું પણ તેઓનામાંનો જ એક હોત, અને તેઓ પોતે જ પોતાનું સંરક્ષણ કરી શક્યા હોત. પણ તેમની આ લડતોમાં મને જરાય રસ નથી, તેથી તેમને માટે મારા નીશ્ચીત કાનુનોને પોતાના યથાક્રમે ચાલવા દેવા ઘટે. ટુંકી નજરનું સ્વાર્થીપણું જીવંત રહેશે, અને મુઠીભર લાલચુ માણસો પૃથ્વીની માલીકી માટે લઢશે ત્યાં સુધી પૃથ્વી ઉપર યુધ્ધો અટકવાનાં નથી.

### જીસસ

[ સંચીંત ગંભીર ભાવે ].

એ લોકો કદી એટલાં મુર્ખ ન બનો. પીતા ! જગતનાં નીર્ધનો તો મારાં ભાંડુ છે.

### ભગવાન

તેમને તારી જરૂર છે, પણ તેઓ ચાલે છે તેમના ‘ માલીક ’ની આજ્ઞા પ્રમાણે. એ પ્રાર્થનાનું તું શું કરવાનો ?

### જીસસ

[ કશુંક સંભળાતાં ].

કોઇક આવતું લાગે છે.

### ભગવાન

દાનવને જ્યારે પણ યાદ કરો ત્યારે તે આવીને ખડો જ થાય છે.

[ બન્ને પોતાની પાછળના દ્વાર તરફ દ્ર્ષ્ટી નાખે છે ]

## પ્રવેશ બીજો

[ સામેથી શયતાન આવતો લાગે છે. એની વીકરાળતા અને તેના સ્વભાવના' લક્ષણ, તેના પોશાક ઉપરથી અને તેની મુખાકૃતી ઉપરથી જણાય છે ]

### જીસસ

એકાએક તે અહીં ક્યાંથી આવી પહોંચ્યો? મને તો એને આમ આવતો જોઇને નવાઇ લાગે છે.

### ભગવાન

[ સસ્મીત વદને ]

એમાં નવાઇ જેવું શું છે? તે આવેછે જરૂર તારી પૃથ્વી ઉપરથી.

### જીસસ

આપ શું કહો છો ? અને અહીં શું કામ હશે ?

### ભગવાન

પહેલાં એની પ્રાર્થના આવી, હવે તેની પાછળ પાછળ તે આવે છે !

[ શયતાન છેક આવી પહોંચે છે. કંઇક કરડાકીથી સામે ઉભો રહીને ]

### શયતાન

કેમ છો ? આપ બન્નેની પ્રકૃતી તો સારી જ હશે. તમને મળવાથી મને ઘણો જ આનંદ થયો.

[ વીકરાળ હાસ્ય હસે છે ]

ભગવાન

એ આનંદ તો પરસ્પરને માટે સમાન જ હોય છે. અને વળી તમને મળવાથી તો એક પ્રકારે મનનું રંજન થાય છે. તમારી પ્રકૃતી તો ઠીકજ હશે.

શયતાન

હાલના જેવી પ્રકૃતી સારી કદીયે નહોતી. હમણાં તો ઠીક મજા પડે છે. આજકાલ ફળદાયક દીવસો ચાલે છે.

ભગવાન

[ સાશ્ચર્ય ]

ફળદાયક?

શયતાન

હાસ્તો. પૃથ્વી ઉપર ધમાધમી શરૂ થઇ છે. પણ હું તો આપને ખાસ કામે મળવા આવ્યો છું.

જીસસ

તે તો અહીં પહોંચી ચુકેલ છે.

ભગવાન

થોડા જ વખત પહેલાં તે મારા કાનમાં પ્રહારની માફક પછડાઇ. તે તમે ફેંકી હતી?

શયતાન

મને તે બરાબર યાદ નથી. પણ એ વાત ખરી છે કે, હું કોઇ કોઇ વખત તમારા કાનનો ક્યનો મેળવવા પ્રયાસ કરૂં છું. જોઉં તે શું છે?

ભગવાન

[જીસસ તરફ જોઇ]

એમને આપો તે.

શયતાન

નહીં, નહીં મારે તે નહીં જોઇએ. તમે મારે માટે ભલે ગમે તે કહો, છતાં તમે એમ તો નહીં કહી શકો કે હું એવો છેકજ અધમ છું કે, જે બહારથી પવીત્ર-તાનો આડંબર કરીને પછી આ જાતનો દંભ કરૂં.

ભગવાન

પણ, એ પ્રાર્થના તમારી રીતની છે. તમે જ્યારે ધર્મની સાથે રમત કરો છો અને ખ્રીસ્તી બનવાનો દેખાવ કરો છો ત્યારે એમ જ કરો છો.

શયતાન

[ કંઇક કચવાટથી ].

એમ કહીને આપ મને ઘણો જ અન્યાય કરો છો. આ પ્રાર્થના તો એવા ખ્રીસ્તીઓ તરફની છે કે જેઓ સામ્રાજ્યવાદમાંથી લાભ મેળવે છે. તેઓ માત્ર મારી રીતનું અનુકરણ કરે છે. છતાં એટલું તો મારે સ્વીકારવું પડશે કે, હું તેમની સાથે જ છું. અને અત્યારે તો તેટલા માટેજ આપને મળવા આવ્યો છું.

[ તે વખતે જ દુરથી પીતર દોડતો આવતો જણાય છે. તે જોઇ ]

ભગવાન

સબુર કરો. પીતર કંઇક કામે દોડતો આવે છે.

સંત પીતર

[ શ્વાસ ભર્યો દોડતો આવી થોભી એકદમ બોલવાની શરૂઆત કરે છે ]

ઓ, પ્રભો! [ શ્વાસ ચડે છે તેથી જરાક થોભી ] આપની વચ્ચે બોલવા માટે મને ક્ષમા કરશો. [ વળી શ્વાસ ચડે છે ] મને કળ વળે ત્યાં સુધી એકાદ પળ થોભો [ શ્વાસ લઇ ] મને ભય હતો કે, આ દાનવ, માનવ જાતીનો મહાશત્રુ, આ નીષ્ઠુર. પાપી......

શયતાન

[વચ્ચેજ].

આજ કાલ તો આવાં માન અકરામ અને ખીતાબો નકામા થઇ પડયા છે, પીતર!

**ભગવાન**

ખરૂં છે, પીતર

**સંત પીતર**

આપને એ છેતરશે, ભગવાન!

**ભગવાન**

છેતરશે? કોને, મને?

**સંત પીતર**

આપને વાસ્તવીક રીતે તો તે ઠગી ન જ શકે. કેમકે આપતો સચરાચર વ્યાપી છો પ્રભો! પણ મને લાગ્યું કે, મારે આપને એ વાત કરી નાખવી જોઇએ કે, થોડા વખત પહેલાં, તે સ્વર્ગના દ્વાર પાસે આવ્યો......

**ભગવાન**

[વચ્ચેજ]

અને અત્યારે દ્વારા આગળ કોણ છે?

**સંત પીતર**

તેને મેં તાળું માર્યું છે.

**ભગવાન**

ભલા પીતર, એ દરવાનની મમતા તમે હજીય નથી છોડી શકતા?

**સંત પીતર**

પ્રભો! પૃથ્વી ઉપર સંગ્રામ ચાલતા હોય છે, ત્યારે અહીં ભાતભાતના લોકોનાં ટોળાં આવી ચડે છે. [શયતાન તરફ આંગળી ચીંધી] તેણે મને કહ્યું, એને એ જ બાબતને લગતું કશુંક કામ હતું.

**શયતાન**

ખરી વાત.

**સંત પીતર**

તેણે કહ્યું પૃથ્વી ઉપરના રાજાઓ, મહારાજાઓ, સમ્રાટો, પ્રમુખો, પ્રધાનો, ઉમરાવો, ધનવાનો, કારખાનાવાળાઓ, આપખુદ સત્તાવાદીઓ એ દરેકની સાથે તે આવેલો છે. અને જો આપ તેને તેમ જ તેના મીત્રોને બીજાં થોડાંક વધારે વર્ષ અંધાધુંધી ચલાવવા દો, તો તે આપના પુત્રને અનગંળ દોલત આપી શકે...

**શયતાન**

[ખુશી થયો હોય તેમ બતાવતો.]

બરાબર એમ જ. એક જ વખતની તક જીવનભર આનંદ આપે તેમ છે......

**સંત પીતર**

[વચ્ચેજ જરા આગળ આવીને]

મેં એને નર્કનો માર્ગ બતાવ્યો અને કહ્યું તારૂં અહીં કામ નથી.

**ભગવાન.**

[સસ્મીત વદને]

સંત પીતર! તમે તો કાયમ રૂઢીરક્ષક રહ્યા.

[પીતર અને જીસસ હસી પડે છે]

## પ્રવેશ ત્રીજો

[તંબુરો અને કરતાલ વગાડતાં નારદ પ્રવેશ કરે છે. બ્રહ્માંડની અટારીના છેક છેલ્લા છેડા સુધી ભગવાનને શોધવા આવવાની તસ્દી લઇ ભગવાનને ટોળામાં ઉભેલા જોઇ વીસ્મયતા બતાવતાં]

**નારદ.**

આપને ખુબ શોધ્યા પ્રભો!

**ભગવાન.**

એટલી તસ્દી માટે ક્ષમા. પણ તમે મને દરરોજ સચરાચર વ્યાપી કહીને મારી મશ્કરી કરો છો, એટલે તમારી ભુલ ભાગવા માટે એમ થવાની જરૂર હતી.

**નારદ.**

[શયતાન તરફ જોઇ]

આ બધું આજે કંઇ અહીં? [શયતાનને ઉદ્દેશીને] ભુલા તો નથી પડયા ને?

શયતાન

ના રે ના.

ભગવાન

ખાસ કામે આવ્યા છે.

શયતાન

હા જી. [ અને મુળ વાત શરૂ કરતાં ] ભગવાન, મારી છેલ્લી વાત સાંભળી લ્યો. મારી માગણી ખાસ કરીને ખ્રીસ્તીઓ માટે છે. દુનીયામાં થોડાક સાચા અને નીર્મળ ખ્રીસ્તીઓ એટલા નીર્ધન છે કે ન પુછો વાત!

જીસસ

[ ગમગીનીભર્યા આશ્ચર્યથી ]

શું તેઓ ખરેખરા ખ્રીસ્તભકત છે?

નારદ

ખ્રીસ્તીઓની વાત ચાલે છે?—પૃથ્વી ઉપર તેઓ એકઠા મળી પ્રાર્થના કરે છે એવી વાત મેં સાંભળી.

જીસસ

તે પ્રાર્થના અહીં આવી ગઇ!

નારદ

તેઓ મનુષ્યોના એક વર્ગને ગુલામીમાં કચડાયેલા રાખવા, પોતાની ચામડી અને સંસ્કૃતીનું અભીમાન પોષવા, પોતાના સ્વાર્થ માટે તેમને ચુસવાના હક્ક માટે એ પ્રાર્થના કરે છે. બીજી પ્રજાને નીર્બલ બનાવવા એ પ્રાર્થના?

ભગવાન

પણ મારો પુત્ર જીસસ એ લોકોને ઓળખ તો નથી.

શયતાન

ખ્રીસ્તીઓને સારૂ પણ તેમણે થોડા દીવસ ઉપર પ્રાર્થના કરી હતી.

જીસસ

ક્યા?

શયતાન

રશીયાના

ભગવાન

એ વળી શું છે?

શયતાન

તે એક ખ્રીસ્તી દેશ છે. એ દેશના લોકો ખ્રીસ્તીઓને દુઃખ દેછે, તેની સામે થવા માટે પ્રાર્થના કરી હતી.

જીસસ

મનુષ્યોની સામે થવા પ્રાર્થના?

નારદ

ખ્રીસ્તીઓને દુઃખ દેનારાઓને સુધારવા કે દુઃખ ખમનારાઓને મજબુત બનવા માટે? [ હસે છે ]

શયતાન

ભગવાનને યાદ હશે?

ભગવાન

મારે મન બધાં મનુષ્ય સરખાં છે.

શયતાન

પણ પેલા નાસ્તીકો...

નારદ

[ વચ્ચેજ હસતા હસતાં ]

અને તમારા મીત્રો?

ભગવાન

તે વળી શું છે?

નારદ

આપના નામનાં બહાના નીચે દુનીઆના લોકોમાં અનાચાર ને અત્યાચાર ચલાવનારા લોકો.

ભગવાન

તેમની સામે ખ્રીસ્તીઓ ક્રોધ કરે છે?

જીસસ

ઓહ! [ તેમનું હૃદય ઘવાય છે ]

નારદ

ભગવાન! વચ્ચે દુનીયાના બધા સારા ખ્રીસ્તીઓ નફાની હરીફાઇના સ્વાર્થની

જંગી લડાઇમાં પડયા, ત્યારે તે દરેક વર્ગે બીજા વર્ગના નાશ માટે આપની ઉપર પ્રાર્થનાઓ ફેંકી હતી; યાદ છે?

[જીસસનું કષ્ટ વધતું જાય છે શયતાન માર્મીક હાસ્ય હસે છે]

પણ હાલ પોલાંડમાં જર્મન નામના ખ્રીસ્તીઓ ઉપર ભયંકર ત્રાસ વર્તાઇ રહ્યો છે. કૅથોલીકોની પ્રાચીન નગરી રોમમાં સાચા ખ્રીસ્તીઓ મુસોલીનીના હાથે કષ્ટ ખમી રહ્યા છે, હંગરી અને જ્યુગોસ્લાવીઆનાં કેદખાનાનાં નીર્દોષ ખ્રીસ્તીઓથી ઉભરાઇ રહ્યાં છે, પેલેસ્ટાઇનમાં વળી આરબો અને યાહુદીઓ પણ પોતપોતાના ધર્મને માટે લડે છે, અને પેલા સાચા ખ્રીસ્તીઓ જુદા જુદા વર્ગનો પક્ષ લઇ રહ્યા છે; એવી એવી વાતો પૃથ્વી ઉપર ભ્રમણ કરતાં મેં સાંભળી.

**શયતાન**

એ બધી જુદી વાતો. આ તો હીંદના અનેક ન્યાતો જાતોમાં વહેંચાઇ ગયેલા, સરહદ ઉપરની પ્રજાના હુમલામાંથી પોતાનો બચાવ કરી ન શકે તેવા લોકો, પોતાના અંગ્રેજ માલીકોની સામે થઇ આપત્તીમાં ફસવા તત્પર બન્યા છે, એમની શુદ્ધી બુધ્ધી ઠેકાણે લાવવાની પ્રાર્થનાની વાત છે.

**નારદ**

[હસીને]

એવા જીદ્દી લોકોને કુદરતના કાનુનના ભોગ થવા દો.

**શયતાન**

સાચા ખ્રાસ્તીઓથી એ કેમ બને?

[જીસસને વળી હૃદયવ્યથા વધે છે]

એમનાં મોટાં મોટાં કારખાના અને લશ્કર તેમની ઉપર નભે છે. તેમને એમને મોતે મરવા દેવાથી અનેક ખ્રીસ્તીઓ બેકાર થઇ જાય. હું પણ એ બધાં દારૂગોળાનાં, વીમાનોનાં, સ્ટીમરોનાં, કાપડનાં કારખાનાનો ભાગીદાર છું. ખ્રીસ્તના ઉપદેશકો પણ લગભગ બધા અમારી સાથે છે. જેઓ અમારી સાથે ન હોય તેઓ તુરંગમાં કે પ્રજાના ધીક્કારમાં જીવે છે. પણ તેમની રોટલીને માખણ કયે માર્ગે મળે છે તે વાત બધા જાણે છે. ઉપદેશકને આચાર્ય થવું હોય છે, અને તેને એ કામમાં હુંજ મદદ કરૂં છું. ભગવાન! તેથી મારૂં આ કામ થોડોક વધુ વખત ચાલુ રહેવા દો, પછી હું આપના જીસસને જોઇશે તો ઘવાયેલા માટે એકસો ઇસ્પીતાલો, ગાંડાઓ માટે એકસો દીવાનાશાળાઓ, પાંચસો અનાથાશ્રમો, મોટા ઘંટાવાળા અને પુરતા ઉપદેશકોવાળાં એકસો દેવળો આપીશ અને જીસસની ઇચ્છા હશે તે સ્થાને હું એને મુકી આપીશ.

**જીસસ**

[એમની હૃદયવ્યથાએકદમ વધે છે]

પીતા! ઓ પીતા! શું તું પણ મને છોડી દેવા તૈયાર થયો?...

**ભગવાન**

[કંટાળા ભરી દૃષ્ટીએ શયતાન તરફ જોઇ]

ભાઇ શયતાન, માફ કરો. પણ જીસસની તબીયત ઠીક નથી. માટે કૃપા કરીને અમને છોડીને આપને યોગ્ય રસ્તે જાઓ. પીતર, આ ભાઇને એમનો માર્ગ બતાવ.

**સંત પીતર**

નર્ક તરફનો ને?

[ભગવાન અને નારદ જીસસને પકડીને અંદર લઇ જવામાં રોકાય છે. સંત પીતર શયતાનને સ્વર્ગના દ્વારની બહાર લઇ જાય છે.

—પડદો પડે છે—

## હિન્ડોચા ફાર્મસીની વખણાયેલી દવા !!!

**કુમજોરી મયડી નબળાં જ્ઞાનતંતુઓમાં નવી તાકાત લાવી લોહી તથા વીર્યને વધારી ઉત્સાહ પ્રદીપ્ત કરનાર સર્વોત્તમ દવા.**

# (૧) ચંદ્રકળા યાકુતી!!

**( રજીસ્ટર્ડ )** [ચમત્કારીક દેશી ઔષધ]

અસલ ચંદ્રોદય રસનો ગુણ તથા પ્રભાવ કેવો અલૌકીક તથા ચમત્કારીક છે, તે તો તેને વાપરનાર રાજા મહારાજા, અમીર ઉમરાવ અને શ્રીમંત લોકોજ જાણે છે. પણ તેની કીંમત એટલી તો ભારે છે કે, ગરીબ અને સાધારણ માણસો હંમેશાં તેના ઉપયોગથી દુરજ રહે છે. તેથી અમોએ અદ્ભુત શક્તિ આપનાર ઉત્તમોત્તમ ઔષધીઓ સાથે શાસ્ત્રોક્ત રીતે કાર્યકુશળતાથી ઉપર જણાવેલા ઉમદા રસનું તેના અનુપાન સાથેજ મીશ્રણ કરી તેનું **ચંદ્રકળા યાકુતી** એવું ઉત્તમ નામ આપ્યું છે, અને તેનાજ પ્રતાપથી આ ગોળીઓ પાસે કેસર, કસ્તુરી, અમ્બર, શીલાજીત, સુવર્ણ અને મૌક્તિક મીશ્રીત ગોળીઓ, પાકો, મોદકો અને ચુર્ણાદિક કોઇપણ દવાઓનું બીલકુલ તેજ પડતું નથી, એમ અનુભવે સાબીત કરી આપેલ છે. ફક્ત એકજ ડબીના સેવનથી વીર્યશ્રાવ, મુખધાત, સ્વપ્નાવસ્થા, પેશાબ અને દસ્ત વખતે ધાતુનું જવું, અશક્તિથી નીરાશ થવું વીગેરે ધાતુના વીકારથી થતા તમામ દર્દોને તત્કાળ નાબુદ કરી લોહીને લાલ, વીર્યને ઘટ્ટ અને જઠરાગ્નીને સતેજ કરી ફીક્કા તેમજ તવાઇ ગયેલા ચહેરાને પુનઃ ગુલાબી તથા કાંતિમાન બનાવે છે.

ફક્ત એકજ પખવાડીયાના પુરા સેવનથી શરીરની તમામ પ્રકારની બાંધાઓની નસોને, લોહીને, માંસને, હાડકાને તથા ખાલી પડેલા મગજને સારી રીતે પુષ્ટી આપી શરીરના દરેક અવયવોના બળમાં આશ્ચર્યકારક વૃદ્ધિ કરી નબળી પડેલી તેમજ બેસી ગએલી છાતીમાં બેહદ જુસ્સો આપી તદ્દન અશક્ત અને નિર્માલ્ય થએલા શરીરને પણ રૂષ્ટ પુષ્ટ, મજબુત, બળવાન, તથા કદાવર બનાવે છે.

કિં. ગોળી ૨૪ ની ડબીના રૂ. ૩ ત્રણ, નમુનાની ૮ ગોળીનો રૂ, ૧.

**આ દવામાં કમીશન કોઇને પણ આપી શકાય તેમ નથી,**

# હિન્ડોચા ફાર્મસી

કાલબાદેવી રોડ, ભાંગવાડી સામે, પહેલે માળે—મુંબાઈ નં. ૨.



# આર્ય સંસ્કૃતિના ઇજારદારો

**: લેખાંક બીજો :**

---

પ્રાચીન આર્યસંસ્કૃતીના સંરક્ષક તરીકેનો દાવો કરનારાં કોણ અને કેવી જાતનાં મનુષ્યો હોય છે, તેનો આછો પરીચય નવયુગમાં જીવનારાં નવીનોને માટે ઠીક ઉપયોગી થઇ પડશે, તેટલુંજ નહીં પણ આર્ય સંસ્કૃતીનો ઇજારો પોતાને હાથ કરી બેઠાનો આડંબર કરનારાઓને પણ આ લેખરૂપી દર્પણમાં પોતાનું યોગ્ય પ્રતીબીંબ જોવા મળશે.

---

: લેખક :

**સુધાકાન્ત ભટ્ટ**

અમથાશંકર શાસ્ત્રીએ સંભળાવેલાં બીજાં જીવન-ચરીત્રોમાંથી ત્રણ અતી મહત્વનાં આ લેખમાં આપીને આર્ય સંસ્કૃતીના ઇજારદારોની ઓળખાણવાળા પુરાણની પુર્ણાહુતી કરીશ.

## લછમનદાસ બાવો

લછમનદાસ બાવો ખાકચોકના મંદીરનો મહંત. ગામમાં આબાલવૃદ્ધ સૌ એને ઓળખે. કદી મહેનત–મજુરી કરવી પડે નહીં, કોઇ દીવસ ગામમાં ભીક્ષા માટે ભ્રમણ કરવું પડે નહીં, છતાં લછમનદાસને ખાકચોકના મૃગ-ચર્મ પાથર્યા એટલા ઉપર બેઠે બેઠે જોઇએ તેટલાં ગાંજો, તમાકુ અને કાળી રોટી મળેજ જાય છે. એમના ગુરૂ રામચરનદાસજીની તો આસપાસનાં પચીસ પચીસ ગાઉ સુધીનાં ગામોમાં હાક વાગતી.

ખાકચોક એટલે નાનકડું રજવાડું. કેટલાંય વીઘાં જમીન એને મળેલી છે. મહંતના અખાડામાં સાધુઓની નાનકડી જમાત તો નીરંતર પડેલીજ હોય છે, ભંડારમાં કોણ જાણે શું છે પણ કદી કશાનો તોટોજ નથી. બાવાજીને કંઇ નહીં તો એક સો તો ગાયો હશે. ઉપરાંત બે હરણ, એક વાંદરૂં, પંદર સસલાં એ બધાં જનાવરોને લછમનદાસ પોતાના ગુરૂની પ્રસાદી માનીને પ્રેમથી પાળે છે.

ભણેલાઓ કહે છે, એવા તો બાવનલાખ તગડાઓ આ દેશના મફતના માલમલીદા ઉડાવીને દેશની નીર્ધનતામાં અને આળસમાં ઉમેરો કરે છે, પણ તેવી ટીકાઓ કરનારા-

એને ઘરનાં બે પાંચ માણસોનું પોષણ કરવા માટે જીવનભર વૈતરાં કરી કરીને મરી જવું પડે છે, છતાં પાર આવતો નથી, પેટના છોકરાનેય પૈસો આપતાં પાંચ વખત માણસ વીચાર કરે છે, તો બાકચ્યોકનું આવડું મોટું ખર્ચ કંઇ એમને એમ ચાલતું હશે?

શ્રોતાજનો! ભણેલાઓ ભલે ગમે તેમ કહે, પણ નક્કી માનજો કે એ પ્રભુનીજ



લછમનદાસ બાવો

કૃપા અને તેના બહ નાર્નાજ ભજનને લીધે બધું ચાલે છે. કોઇને સમજણ પડે નહીં તે રીતે દેશ દેશાંતરોમાંથી લછમનદાસજીને માટે સીધાં ચાલ્યાં આવે છે. અને બાવાજી પણ મહાત્મા માણસ છે. બાઇ માણસોને જુવે ત્યાંથી આંખો મીંચે, છતાં તમે જાણીને અજબ થશો કે ગામનીજ નાનામાં નાની બાળકીથી માંડીને તમામ યુવતીઓ તેમજ વૃદ્ધાઓને બાવાજી બરાબર ઓળખે છે! એનુંજ નામ ચમત્કાર!

લછમનદાસજીને જ્યારે જુવો ત્યારે વાતો જ કરતા હોય, કોઇએ એમને ધ્યાન ધરતાં, પ્રાર્થના કરતાં કે પોથી પુસ્તક વાંચતાં જોયા નથી. જેવો માણસ તેવી વાત. આથી નવા જમાનાના માણસો કહે છે, "બાવાને વાંચતાં આવડતું હોય ત્યારે કંઇક વાંચેને? મફતના મલીદા ઉડાવવા છે, ગાંજાની ચલમો ફુંકવી છે અને હલકાં માણસો ભેગાં કરી ગમે તેવા ગપ્પાં મારીને દહાડા પસાર કરે છે." પણ એતો નાસ્તીક અશ્રદ્ધાળુઓની મનોદશા સુચવે છે. બાકી તો લછમનદાસજી જેવાઓને લીધે તો શેષનાગના માથા ઉપર પૃથ્વી ટકી રહી છે, વીનાસ્થંભે આકાશ લટકી રહ્યું છે, અને સુરજ તેમજ ચંદ્ર નીયમીત તથીજ પોતાનું કામ કરે છે. એવા સાધુ મહાત્માઓનાં તપ જગત જોઇ શકે નહીં, તેમજ તેના પ્રભાવને જાણી શકે નહીં: એતો અગમ્ય બાબત છે. શ્રદ્ધાની દૃષ્ટીથી જેઓ જુએ તેને લછમનદાસજી જેવાઓના પ્રભાવની સમજ પડે.

આજેય બાવાજીને હાઝર હજુર મહાત્મા તરીકે ઓળખનારા અનેક માણસો છે. એમને લીધે તો સનાતન ધર્મની મહત્તા

એ હજારો મનુષ્યોમાં જળવાઈ રહી છે. જ્યારે લછમનદાસ જેવા બાવાઓ નહીં હોય, તે દહાડે દુનીયામાંથી હીંદુધર્મ રસાતળમાં પહોંચી ગયો હશે, હીંદુનું નામ કે નીશાને રહ્યું નહીં હોય, અને આ પૃથ્વીના પટ ઉપરથી આર્યાવર્ત સમુળગો ઉખડી ગયો હશે.

આવા પ્રભાવશાળી સાધુઓના પ્રતાપ તો એમને ઓળખવાથી જ સમજાય. ગમે તેવો કઠણ હૈયાનો કંજુસ એમની પાસે એકજ વાર જાય તો ખાકચોકના ભંડારમાં જોઇએ તેટલાં નાણાં આપી દે એવો એમનો પ્રભાવ છે. અનેક વાંઝીયાને ઘેર તેમણે ચપટી ભસ્મની પ્રસાદીથી પારણાં બંધાવ્યાં છે, સમાધીમાં બેસે ત્યારે ખુદ રામચંદ્રજી તેમની સમક્ષ આવીને ખડા થાય છે અને બન્ને એકબીજાની સાથે વાતો કરે છે. એમના એ સામર્થ્યને લોક જાણે છે, બાવોજી ઘટઘટની વાત સમજી જાય છે એ પણ લોકો સમજે છે, એટલે બાવાજીની બ્હીકે આર્યસંસ્કૃતીએ બાંધેલી મર્યાદા ઉલ્લંઘવાની હીંમત કોઇ કરી શકતું નથી. માટે લછમનદાસજી જેવા બાવાઓ આ દેશમાં ઠામ ઠામ પાકો, અને તેથી આર્યાવર્તનો ઉદ્ધાર તેમજ આર્યસંસ્કૃતીનું સંરક્ષણ થાઓ, એવી પ્રાર્થના આપણે સહુએ નીરંતર કરવી જોઇએ.

## ગોરધનદાસ ગોર

ગોરધનદાસ ગોર એટલે આર્ય સંસ્કૃતીનીજ જીવતી જાગતી પ્રતીમા. એમને લીધે તો શ્રાદ્ધ, સજ્જા, સંવત્સરી વગેરે ક્રીયાઓ તરફ યાવત્સનાતની પ્રજામાં શ્રદ્ધા રહેલી છે.

આર્ય સંસ્કૃતીની મુર્તીસમા ગોરધનદાસ ગોર માત્ર પંચીઉં, પાઘડી અને ઉપવીત ઉપરના ઉપરણા સાથે, જમણી બગલમાં પોથી સ્તક લઇને, જ્યાં જુવો તો કેવળ આર્ય સંસ્કૃતીના સંરક્ષણ માટે સમાજમાં ઠામ ઠામ ફરતાજ હોય છે. કોઇને ઘેર બાળકનો પ્રસવ થાય કે સીમંતની વીધી હોય ત્યાં ગોરધન ગોર મોખરેજ દેખાવાના, ન્યાત એકઠી કરવાનો સાદ પોકારવો હોય કે ન્યાતને જમવા આવવાનાં નોતરાં દેવાં હોય તે કામ પણ ગોરધન ગોરનુંજ, યજમાનની પુત્રીના સાસરે જવું હોય કે પુત્રવધુને તેડી આવવી હોય તો એ વીશ્વાસનું પરમ સનાતની કાર્ય ગોરધન મા'રાજનેજ યજમાનો સોંપવાના. નવરાત્રીનું હવન, દેવદેવાળીના પુર્વજનું જમણ, કાળી ચૌદશની દેવીપુજા, ધનતેરસની ધનપુજા, નવા વર્ષનાં ચોપડા પુજન, લગ્નોત્સુક વરકન્યાનાં લગ્ન, નાગપંચમીનાં નાગપુજન, શીતળા સપ્તમીનાં શીતળાપુજન, ગોરોનાં ગૌરી પુજન એ પ્રત્યેક પ્રસંગે સનાતન હીંદુ ધર્મયુક્ત વીધી કરાવી આર્યસંસ્કૃતીનું સંરક્ષણ કરવા માટે ચોકીઆતની માફક ગોરધન ગોર પ્રત્યેક યજમાનને બારણે બારણે ઉભાજ હોય! અરે, એતો ઠીક પણ એકી વખતે સાત યજમાનને ત્યાં શ્રાદ્ધ હોય, તેવે વખતે પોતાને શીરે આવી પડતા ધર્મસંકટના ભયંકર બોજાને પણ નહીં ગણકારતાં, યજમાનના પુર્વજની શાંતીને અર્થે પોતે સાતે સ્થળે જમી, સાત દક્ષીણાઓ ગજવામાં મુકવાની ઉદારતા બતાવવાનું સનાતની ધર્મકૃત્ય કરવા માટે પણ ખડે પગે તૈયારજ હોય છે.

યાવત્સનાતની પ્રજા માટે ષોડશ સંસ્કારની વીધી આવશ્યક તેમજ મોક્ષને માટે જરૂરની છે, એ વાત ગોરધન ગોર પ્રત્યેક યજમાનના દીલમાં ભારપુર્વક ઠસાવે છે, એટલુંજ નહીં, પણ ભાષણો કરતાં સક્રીય કાર્યમાંજ પોતે વીશેષ શ્રદ્ધા રાખતા હોઇ, તેવાં પ્રત્યેક કાર્ય પ્રસંગે નાચવંત તેમજ



ગોરધનદાસ ગોર

પડ્યું છે, તો પણ અઢી વર્ષનો વર અને દોઢ વર્ષની કન્યાને લગ્ન સંસ્કારની આર્ય સંસ્કૃતીની સમજણ આપવા પોતે ધસી જતાં અટક્યા નથી, કે સીત્તેર વર્ષે સાતમી વખત સાત વર્ષની કન્યા સાથે પરણવા આવનારા ઘરડા વરરાજાને પોંખાવવાના આર્ય કૃત્યમાંથી, મીથ્યા ટીકાખાણોથી ગભરાઈને પાછા હઠયા નથી.

ભોજનાદી કાર્યોમાં સનાતની પ્રજાજનો આર્ય સંસ્કૃતી તરફ હમણાં હમણાં ભારે શીથીલતા બતાવે છે, તે ગોરધન ગોરને બરાબર સમજાયું ત્યારથી, યાવતસનાતની આર્યપ્રજાની પ્રાચીન સંસ્કૃતીના સંરક્ષણ માટે, તેમણે સત્યાગ્રહી કરતાં પણ વધારે હીંમતપુર્વક કમર કસી છે. અને એ પવીત્ર કાર્ય માટે આપભોગ આપીને છ વખત પાંચમા ધોરણમાં નપાસ થનારા પોતાના જ્યેષ્ઠપુત્રને ગામના અગ્નીરથ સ્થંભક સ્થાને, યાત્રાળુઓનું સનાતનત્વ સાચવવા "ભેમણીયા ચહા" નો સર્વ હક્ક સ્વાધીન ઇજારો અપાવ્યો છે, પોતાન દ્વીતીય પુત્રને અમદાવાદના એક પ્રતીષ્ઠીત આર્ય ક્ષુધા શાંતી ગૃહના ભોજન વ્યવસ્થા વીભાગમાં પીરસણીયાના પદે નીયોજ્યો છે અને તૃતીય પુત્રને 'વૈષ્ણવ બ્રાહ્મણાચે ઉપહારગૃહ'માં આર્યસંસ્કૃતીના સંરક્ષણ સારૂ છેક મોહમયી નેટલે દુર ગોકલી આપવાનું સાહસ ખેડ્યું છે: એટલુંજ નહીં પણ તેમણે જાતે ચંચળ લક્ષ્મીના ક્ષણીક મોહમાં ફસી, સનાતન આર્યધર્મના પાયા ઉપરથી ડગવા માંડતા અનેક યજમાનોને તેમણે તે પાયા ઉપર 'સ્થીર બનાવી, આર્ય સંસ્કૃતીની અમરતા સાધી બતાવી છે.

આમ કરતાં તેમને નવા જમાનાના અનેક જવાનીઆઓની ટીકાને પાત્ર થવું

પણ પોથી પુસ્તક બાજુએ મુકી યજમાનોમાં આર્યસંસ્કૃતી સચવાઈ રહે તે અર્થે અનેક વખતે હાથમાં કડછો અને વેલણ સુદ્ધાં લીધાં છે!

આવા પુરૂષો હજુ ભારતવર્ષને વીષે પડ્યા છે એ આ દેશનાં નશીબ છે. એવા પુરૂષો જ સાચા ભુ–દેવો છે. ભલે તેમને વીષે આજકાલના ભણેલાઓ ગમે તેમ કહે પણ બ્રહ્માના મુખમાંથી જન્મ પામેલા, આ પૃથ્વીમાં આ સંસ્કૃતીમાં હમેશના સંરક્ષકો તો ગોરધન ગોર જેવાઓજ છેઃ એ વાત જે કે'વાય તે સહુ શ્રોતાજનોએ લક્ષમાં રાખવા જેવી છે.

## રધો રાત

વાળંદ કોમને ઘણા લોકો હસે છે, છતાં આર્યસંસ્કૃતીના ઉદ્ધાર અને સંરક્ષણ માટે એ કોમનો ફાળો જેવો તેવો નથી. એમ તો "પશુમાં પડી એક તકરાર" વાળી કવીતામાં ગધેડાંની ફરીયાદમાં કવીએ ગાયું છે તેમ, ગધેડા જેવી મનુષ્યોપયોગી પ્રાણીની જાતીનેય, ટુંક નજરીયાં માણસો અનેક રીતે અન્યાય ક્યાં નથી કરતાં? તેથી શું, એ અતી ઉપયોગી પ્રાણીની સેવાનું મુલ્ય ઘટે છે કે તે જાતી મનુષ્ય જાતીની સેવા કરતાં અટકે છે? નહીંજ.

તેજ રીતે વાળંદ કોમે આર્ય સંસ્કૃતીના સંરક્ષણ માટે આપેલા–અને હજી આપતા ફાળાની કીંમત જરાયે ઘટતી નથી.

પ્રભુ શ્રીકૃષ્ણે ગીતામાં સ્વમુખે ગાયું છે તેમ ભગવાનની દ્રષ્ટીમાં વીદ્વાન બ્રાહ્મણ અને ચાંડાલ તેમજ શ્વાન બધાં સમાનજ છે, એ રીતે વાળંદ જ્ઞાતીની યોગ્યતા આર્ય સંસ્કૃતીની નજરે વીદ્વાન બ્રાહ્મણથી જરાયે ઉતરે તેમ નથી. જે કામ મફતકાકા કરે છે, મંછાકાકી કરે છે, લછમનદાસ બાવો



રધો રાત

કરે છે કે ગોરધન ગોર કરે છે, તેજ કામ આર્યસંસ્કૃતીના રક્ષણ અર્થે અમારે ત્યાં રધો રાત કરે છે. જન્મ, મરણ, લગ્ન અને બીજાં પ્રત્યેક નાનાં મોટાં કાર્યો વખતે ગોરધન ગોરની સાથે રધા રાતનો સક્રીય સહકાર

સોએ સો ટકા હોય છેજ. તે એટલે સુધી કે એમાં કોનો ફાળો વીશેષ, અથવા આર્ય સંસ્કૃતીના સંરક્ષણની નજરે કોનું કામ વીશેષ કીંમતી, તે બારીક નજરે જોવા જતાં પણ પારખી શકાય તેમ નથી.

જો રંધો રાત ન હોત તો નાના બાળકોની બાબરી કોઇક માતા કે દેવોની આગળ ધાર્મીક વીધી પ્રમાણે પહેલવહેલી કોણ લેત? અને તેમ ન થતાં દેવ દેવીઓની બાલસમાજ ઉપરની સત્તાનો સ્વીકાર પણ કોણ કરત?

રંધો રાત હોય તો જ ઉપવીત આપતી વખતે બટુકનું મુંડન થઇ શકે, સુતક વખતે ગામના ડોસાડોસીઓના કેશનું વપન પણ રંધા રાત વીના કોણ કરે? અને તે સીવાય, આજકાલ અંગ્રેજ સરકારના રાજ્યમાં પરદેશી કેળવણીથી ધર્મ અને આચાર વીચારનો લોપ થવાને લીધે ઘરડાં માબાપ પહેલાં જુવાન દીકરાઓ મરતા થયા છે, તેવે પ્રસંગે એમની પાછળ રહેતી નવજુવાન વીધવાઓ—જેમને હવે તો હીંદુ ધર્મના નીયમ પ્રમાણે બાળી નાખીને સતી પણ કરી શકાતી નથી—નાં માથાં બોડકાં બનાવી આર્યસંસ્કૃતીના સંરક્ષણ અર્થે ફરજીયાત વૈધવ્યના મુળ નીયમોમાંના મહાનમાં મહાન અને પ્રાધાન્ય નીયમનું પાલન કેમ કરીને કરી શકાત? અને જો તેમ થયું ન હોત તો એ સુતકી વાળવાળી વીધવાના પ્રત્યેક ડગલે ડગલે તેના મૃત પતીની આંખોમાં એ વાળ વજ્રના ભાલા થઇને ખુંચત, તેથી આર્ય પતીની તેની પત્ની અવજ્ઞા કરત; અને એ રીતે આર્યસંસ્કૃતીનો ધ્વંસ થતાં પૃથ્વી ઉપર મહાપ્રલય એકાએક ફેલાઇ જાત.

રંધા રાતની બીજી સેવાઓ પણ ઓછી નથી, અને પ્રાચીન સંસ્કૃતીની નજરે એની કીંમત પણ અમુલ્ય છે. દાખલા તરીકે મશાલ: અંધારૂં હોય ત્યાં પ્રકાશ પાડવાનો એકલો ઇજારો આર્યોએ વાળંદ કોમનેજ આપ્યો છે, એમાં ઘણો ગુઢ અર્થ રહેલો છે. જે કોમના હાથમાં સજૈયા જેવું તીક્ષ્ણ હથીયાર આપ્યું છે, તેના વીશ્વાસે આર્યો મસ્તક સોંપે અને બ્રાહ્મણથી માંડીને શુદ્ર સુધીના સહુ, તે કાર્ય પુરતા વાળંદ કોમની સમક્ષ પોતાનું મસ્તક નમાવે; તેજ રીતે લગ્ન જેવા મહત્વના પ્રસંગે અનેક મનુષ્યના સાજનને સલામત માર્ગે લઇ જવાનું પરમ વીશ્વાસનું કાર્ય પણ એજ કોમને સોંપે. અર્થાત, શસ્ત્ર, જ્ઞાન અને માર્ગદર્શન એ ત્રણે મહત્ત્વનાં કાર્યો વાળંદ જાતીને સોંપાય, તે કોમનો વંશજ રંધો રાત આર્યસંસ્કૃતીનો રક્ષક નહીં તો બીજો કોણ મનાય?

આર્યોએ પ્રાર્થના ગાઇ છે.

ઉંડે અંધારેથી, પ્રભુ! પરમ તેજે તું લઇજા. એ તેજ હાલની ગેસની બત્તીનું નહીં કે વીદ્યુત દીપકનુંય નહીં, તે તો રંધા રાતના પુર્વ પુરૂષની મશાલનું. એ મશાલનું મહત્વ હજીય મહાપુરૂષ ગાય છે, ભલેને થોડાક વીજ્ઞાનવાદીઓ મશાલને પ્રાથમીક દશાનું દીપસાધન માનીને હસતા હોય, તેમ છતાંય રંધો રાત એથી શરમાતો નથી; એ તો હીમાલય શો અડોલ અને અડગ રહી, પોતાની કોથળી, સજૈયો, ટપટપીયું નરેણી અને મશાલ જેવાં પ્રાચીન સંસ્કૃતીના સ્મરણ ચીન્હોને સંરક્ષક તો એ સંસ્કૃતીના સબળ અને સફળ હીમાયતી શો અમારે આંગણે જીવંત છે. એજ આર્યસંસ્કૃતીની સંગીનતાનો પ્રબળ પુરાવો છે. માટે હે પ્રાય ભગવદીય શ્રોતાજનો! આજે એક ચીત્ત બની ભગવાનને પ્રેમપુર્વક પ્રાર્થો કે આ દેશમાં ગામેગામ અને ઘેરેઘેર રંધા રાત જેવા આર્યસંસ્કૃતીના સંરક્ષકો તે પ્રકટાવે, અને ભારતવર્ષમાં નાશ પામવા બેઠેલી પ્રાચીન આર્ય સંસ્કૃતીનું સંરક્ષણ કરે.

સંપુર્ણ.



## ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

### પ્રકરણ ૮ મું.

# આંતર–મંથન

રાઘવનું નાનકડું ઘર હવે તો આખા ગામમાં ચર્ચાનો વીષય થઇ પડ્યું હતું. કેટલાય લોકો એના ભીતરમાં ચાલતી ભયાનક ઘટનાઓથી ખુબ ભડકી ઉઠ્યા હતા. કેટલાક એ પ્રવૃત્તી તરફ શંકાની નજરે જોવા લાગ્યા હતા અને કેટલાક ગ્રહસ્થોએ એ ઘરની દીવાલો પાછળ ચાલતી વાતચીતો વીષે અનેક આક્ષેપભર્યાં ગપગોળા ચલાવવા માંડ્યા હતા. અનેક વખત વીઘ્નસંતોષી વર્ગે આ જુવાનીઆઓના મંડળમાં શું ચાલે છે એની જુઠ્ઠી બાતમી ફેલાવી હતી. બહુજ ઉત્સુક અને અવગતીયા લોકો અનેકવાર છુપાઇ છુપાઇને આ મંડળનો વાર્તાલાપ સાંભળી જતાં. બારીમાં ડોકીયું કાઢી જવાના કીસ્સાઓનો તો પારજ નહતો. કોઇક વખત છાનાંમાનાં તપાસ કરનાર વ્યકતી પકડાઇ પણ જતી. બારીમાં જડેલા કાચમાંથી રાઘવનાં ઘરમાં ચાલતી આ જુવાનોની પ્રવૃત્તી રાતના અંધકારનો આશરો લઇ કેટલાક લોકો લપાઇને પણ જોઇ લેતા. આમ અનેક રીતે રળીયાતનું ઘર ગામના ચકોર અને ચતુર તત્વોનું કેંદ્રસ્થાન બની ગયું હતું.

મજુરોના લત્તામાં એક નાનીસરખી હોટેલ પણ હતી. એ આરામગૃહના માલેકને એક દીવસ માર્ગમાં અચાનક રળીયાત ડોશી મળી ગયાં. આખા ગામની ચીંતા માથે વ્હોરીને બેઠેલા આ હોટલવાળા શેઠે ઠાવકું મ્હોં કરીને રાઘવની માને પુછવાની હીંમત કરી. આજ સુધીની એની જીંદગીની કમાણી એણે બની શકે એટલા બધાય અંગોમાં આભુષણો ધારણ કરીને પ્રદર્શીત કરી દીધી હતી, અને એમ પૈસાના ગર્વની તુમાખી સહીત એણે રળીયાતને જરા વ્યવહારકુશળતાનો દંભ કરીને કહેવા માંડ્યું. ગંગાના પ્રવાહની પેઠે જવાબની આશા કે અવકાશ રાખ્યા વીના એણે વાણીપ્રયોગ આદર્યો

"કેમ છો રળીયાત ડોશી? છો તો મજામાંને? તમારો દીકરો શું કરે છે? કેમ, એને હવે ઠેકાણે પાડવાનો કૈં વીચાર રાખ્યો છે કે નહીં? એ તો ઉમ્મરમાં આગળ

વધતો જાય છે અને તમે તો કંઇજ વીચાર કરતાં નથી, એનાથી બે વરસે નાના કેટલાય મુરતીયા આજે પરણી ચુક્યા છે. જુઓ અમે તો એટલું જાણીએ કે આજકાલના છોકરાઓને જેમ વેળાસર ડાળે વળગાડી દીધા હોય એમ વધુ સારૂં. હવેના છોકરા પરણાવીએ નહીં તો વંઠી જાય વંઠી—ગળે બૈરી વળગે એટલે એની મેળાએ ઘર સાચવીને બેસી રહે. તમારી જગ્યાએ હું હોઉં તો મેં એને ક્યારનો પરણાવી દીધો હોય! આજકાલના એ ફાટેલા જુવાનો ઉપર તો ખુબ નજર રાખવી પડે છે હવેના લોકોના વીચારો જ ઓર ભાતના થઇ પડ્યા છે, ગમે તે ખાવું, ગમે તે બોલવું, ગમે તેમ કરવું, પાપપુણ્યનો વીચાર સરખો ય નહીં! ખરેખર કળજુગ આવ્યો છે. ન ફેરવવી માળા કે ન જવું દેવદર્શને; તેમ નાતજાતમાં તો જવાનું નામજ નહીં. બહુ થાય તો સભાઓ ભરીને તાળીઓ પાડે! અને તમારો રાઘવ તો વળી ખાનગીમાં કૈંક ધંધા કરી રહ્યો છે-ઠીક, ઘણીને ગમે તે ઢાંકણીમાં આપણને તો એક જુનાં માણસ તરીકે ઠીક લાગ્યું તે કહી દીધું. ખોટું ન લગાડજો રળીયાત ડોશી!"

રળીયાત ઉત્તર આપે એ પહેલાં તો આરામગૃહના અધીપતી અદ્રશ્ય થઇ ગયા.

આ ભાઇએ કહેલી વાતોના ભણકારા હજુ તો રાઘવની માતાના કાનમાં વાગી રહ્યા હતા એટલામાં એનાં પડોશમાં રહેતાં ઉજળી ડોશી એને ભેટી ગયાં. આ વૃદ્ધ પડોશણ બહુજ ગરીબાઇમાં ઉછરેલાં હતાં અને આખરના વરસોમાં ય એની સ્થીતી એવી ને એવીજ રહી. રોજ બપોરના ઉજળી ડોશી મીલની આસપાસ ખાવાની ચીજો વેચવાની ફેરી કરતાં. એક નાનકડી રેંકડી રાખીને પોતાનો તાજો મશાલેદાર માલ એક શેરીએથી બીજી શેરીએ ફેરવતાં. મજુરોમાં ઉજળી ડોશી "પ્રમાણીક વેપારી" નું માન ખાટી ગયાં હતાં, અને આ પ્રતીષ્ઠા ઉપર બીચારાં ભલાંભોળાં ડોશીમા ગુજરાન ચલાવતાં હતાં. રળીયાત અને ઉજળી ડોશી વરસોથી સાથે રહેલાં એટલે એક બીજા વચ્ચે ખુબ માયા બંધાઇ હતી. જેવી રળીયાત સામે આવીને ઉભી કે તુરત ઉજળીમાએ આખ્યાન માંડ્યું,

"તમે તમારા છોકરાની હવે જરા સંભાળ રાખતાં જાવ!"

"પણ, છે શું ઉજળીબેન."

"તમારે મ્હોંમાં આંગળાં નાખીને બોલાવવું હોય તો લ્યો કહી નાખું: તમારા દીકરા રાઘવ વીશે લોકો અનેક જાતની વાતો કરે છે. પેલી કોણ રોજ રોજ તમારે ત્યાં આવે છે? મને તો એવું અટપટું નામ યાદ રહેતું નથી. એ વાત તો ઠીક, પણ કંઇ રાજ્ય વીરૂદ્ધની ટોળીમાં ય રાઘવનું નામ બોલાય છે. રળીયાતબેન ખરી વાત કહું તો ખોટું ન લગાડશો, પણ હમણાંનો કાળ કઠણ છે અને સત્તા આગળ શાણપણ કોઇનું ચાલ્યું છે તે રાઘવનું ચાલશે?"

"ઉજળીબેન, એતો બધું હું બહુ સાંભળું છું, એમાં કાંઇ નવીન તમે નથી કહેતાં."

"હું તમને સાવ હીતની વાત કહી રહી છું તે તમને ગળે ઉતરતી નથી તો તમારી મરજી. હું મજુરોમાં ખુબ ફરૂં છું એટલે આટલી વાત જાણું છું! જીવ ન રહ્યો એટલે તમને આટલી વાત કહી!"

ઉજળી ડોશી તો ચાલ્યા ગયાં પણ એણે રેડેલું રાઘવ વીરૂદ્ધનું ઝેર રળીયાતના મગજમાંથી ચાલ્યું ગયું નહીં. ઘેર આવીને એણે પોતાના પુત્રને બધી હકીકત કહી નાખી. રાઘવ તો બેદરકારીમાં ખભ્ભો હલાવીને ચુપ બેસી રહ્યો પણ રામપ્રસાદ તો ખડખડાટ હસી પડ્યો.

રળીયાતથી રહેવાયું નહીં. એણે હળવે રહીને લગ્નની વાત કાઢી: "તમે બન્ને ઉમ્મર લાયક છો—જુવાન છો. શા સારૂ પરણી લેતા નથી? લોકો કહે છે કે અહીં જે છોકરીઓ આવે છે એ બહુ સારા વર્તનવાળી નથી."

"તેની બીજાને શી પંચાત પડી છે?" રાઘવે ભવાં ચડાવીને કરડાકીમાં પુછ્યું.

"ગંધાતાં ખાબોચીયાંમાં રહેનારાઓને સુગંધ ક્યાંથી આવે?" રામુ બોલી ઉઠયો: "બા તમે એ છોકરીઓને સમજાવો તો ખરાં કે પરણવામાં શું લાભ કાઢવાનો છે? ધણી માથાનો મળે તો હાડકાં ભાંગી નાખે—"

રળીયાતને જુની સ્મૃતીઓ તાજી થઇ. રોજ રોજ રાઘવના બાપા આવીને સોટા લગાવતા એ સાંભરી આવ્યું. ગરીબોના લગ્નો એટલે બૈરાંઓ માટે વૈતરું અને ગુલામી શીવાય બીજું શું છે?

"અમે બધું ય સમજીએ છીએ બેટા, પણ પરણ્યા વીના ભવ કેમ નીકળે? આજે કેટલી યે છોકરીઓ ભાવી પીટ'બણાઓ સમજવા છતાં પરણી નાખે છે."

"ભારે સુંદર સમજણ!" રાઘવ વચ્ચે તાડુકી ઉઠયો: "કુંવારી રહે તો શું હરકત આવી જાય?"

રળીયાતને આ બધા વીચારો મુંઝવે એવા લાગ્યા. એ રાઘવના કડક ચ્હેરા સામે જોઇ જ રહી, પણ રામુ જરા મશ્કરીમાં વાતને ફેરવવા મથતો હતો. પણ રળીયાત તો વીચારમાં ગરકાવ થઇ ગઇ. એને એમ લાગ્યું કે રાઘવ લગ્ન નહીંજ કરે, એનું અતડાપણું એટલું બધું વધતું જતું હતું કે કોઇ છોકરી એના મોહમાં પડે એ પણ સંભવીત નહોતું. કોઇ પણ એની પાસે આવતા પહેલાં એની પ્રતીભાથી અચકાઇ જતું.

એક દીવસ રામુ અને રાઘવ બન્ને રાતના મોડે સુધી હળવે હળવે વાતો કરતા હતા અને રળીયાત પણ છાની છાની એ વાર્તાલાપ સાંભળતી હતી.

"મને તો મધુરી બહુજ ગમે છે" રામપ્રસાદે હળવે અવાજે રાઘવના કાનમાં કહ્યું.

"હું જાણું છું" રાઘવે ટુંકો ઉત્તર વાળ્યો.

"પણ મધુરીનું મન મારા ઉપર ઢળ્યું છે કે કેમ એ તું કહી શકશે?"

"મને એમ લાગે છે ખરું, અને એથીજ હવે એ આપણી મંડળીમાં આવતી અટકી ગઇ લાગે છે." રાઘવે ટુંકે કલેજે જવાબ આપ્યો.

રામુ ઓરડામાં આમથી તેમ આંટા મારવા માંડયો અને એના જમીન પર અથડાતા ભારે પગનો અવાજ વાતાવરણને ધ્રુજાવી રહ્યો હતો.

"ત્યારે હું તો મધુરીને કહું કે—" રામુ હજુ વાક્ય પુરું કરે એટલામાંજ રાઘવ બોલી ઉઠયો,

"શું કહે?"

"કે હું તને—"

"કેમ અટકી ગયો, ગભરાય છે શા સારૂ, કહી નાખને કે "હું તને ચાહું છું."

"બસ બરોબર રાઘવ! જો હું કોઇ છોકરીના પ્રેમમાં હોઉં તો મારે એને કહેવું જ રહ્યું કે "હું તને ચાહું છું" એમ પુછી ન શકીએ તો એનો કશો અર્થ નથી."

રાઘવે ચોપડી જોરથી બંધ કરી રામુને કહ્યું,

"અને એમ પુછવામાં યે શું અર્થ છે?"

લાંબો વખત સુધી બન્ને મુંગાજ બેસી રહ્યા.

આખરે રાઘવે મૌનભંગ કર્યો,

"પણ રામુ! ધારો કે મધુરી તને ચાહે છે તો પણ શું? બહુ થાય તો તમે પરણો એટલુંજ ને? એ કેવો વીચીત્ર સંયોગ, એક બુધ્ધીમાન છોકરી અને સામાન્ય

કામદારનું જોડું કેવું વીચીત્ર લાગે? પરણ્યા એટલે છોકરાંય થાય, કુટુંબ જામે, આખો દીવસ એના ભરણપોષણ માટે વૈતરૂં કરવાનું—ભાઇ પછી જીવનનીર્વાહ માટે જે કારમું જુદ્ધ ચલાવવું પડે છે એ તો જેને વીતી હોય તે જાણે. અને આમ પેટ ભરવામાં સંડોવાઇ ગયેલો માણસ "સીદ્ધાંતભક્તી" કેમ જાળવી શકે? ધ્યેયને માટે કામ કરવાની એને ફુરસદ જ રહેતી નથી."

થોડો વખત શાંતી પ્રસરી રહી. વળી રાઘવે શરૂ કર્યું,

"માટે ભાઇ રામુ! પરણવાની વાત માંડી વાળ અને મધુરીને પણ આપણું કામ કરવા દે. આપણા ધ્યેયને માટે એ વધારે પ્રમાણીક માર્ગ છે."

"તને યાદ છે રાઘવ! પેલો પુરાણી લગ્ન વીષે કેવાં ગપ્પાં હાંકતો હતો—દેહ અને આત્મા વીષે અને લગ્નદ્વારા દૈવી સંયોગ વીષે એ કેવું તત્વજ્ઞાન ડોળતો હતો?"

"એ બધામાં આપણને શું રસ હોઇ શકે. મોક્ષ મેળવવાની તો માત્ર વાતો છે. એક માણસ કઇ રીતે પુર્ણતા પ્રાપ્ત કરી શકે એ સમજાતું જ નથી. ખેર! જો ઝળકદાર ભાવીની તમે આશા રાખતા હો તો આજે આ બધા ઢોંગનો ત્યાગ કર્યેજ છુટકો છે. વર્તમાનમાં તો આપણા સુખનો અને આત્માની પુર્ણતાનો દંભ કેમ પરવડે?"

"એ બહુજ આકરી વાત છે બીરાદર!"

"પણ ત્યારે બીજું શું થઇ શકે?"

જીવનની વીતી જતી પળોને કાળના મ્હોંમાં મોકલતું ઘડીયાળ એના લોલકનો ટક ટક અવાજ કરી રહ્યું હતું અને સવાલ-જવાબ પીતા બન્ને મીત્રોનું મૌન વાતાવરણની ગંભીરતામાં ઓર વધારો કરતું હતું. માત્ર વચ્ચે વચ્ચે રાઘવ જ્યારે ચોપડીનું પાનું ફેરવતો ત્યારે જરા ક અવાજ થતો, રામુથી આ સ્મશાન જેવી શાંતી સહન ન થઇ શકી. એ ત્રાડુકી ઉઠયો,

"અધું હૃદય પ્રેમ માગે છે અને અધું હૃદય ધીક્કાર તરફ ધપે છે; આવી ચીજને 'હૃદય' જેવું નામ અપાયજ કેમ?"

"પણ હું તને ફરી પુછું છું કે બીજો કોઇ માર્ગ તું શોધી આપી શકે?"

ફરી રાઘવે ચોપડીમાં માથું ઘાલી વાંચવા માંડયું. રળીયાત ઠેઠ સુધી આ વાર્તાલાપ સાંભળતી હતી. એણે આંખો બંધ રાખી હતી પણ કાન ઉઘાડા રાખ્યા હતા. એના અંતરમાં રાઘવને પરણાવવાનાં સ્વપ્નાં ખુબ મંથન મચાવતાં હતાં. આજે એ ભાવી સુખની ઇમારત આખી ભાંગીને ભુક્કો થઇ જતી જોઇ એના હૃદયમાં ખુબ આઘાત થયો.

વળી મીત્રોનો વાર્તાલાપ ચાલ્યો: "ત્યારે મારે પ્રેમનું નામ ન લેવું એમને?"

"આપણા ધ્યેયને પ્રમાણીક રહેવું હોય તો એ એકજ માર્ગ છે."

"ઠીક ત્યારે મેં તો નીશ્ચય કરી લીધો રાઘવ! કે પ્રેમના સુંવાળા માર્ગ તરફ ન જ જવું, પણ તું જ્યારે લપસી પડીશ ત્યારે હું તારા કરતોય નીષ્ઠુર થઇશ એ ધ્યાનમાં રાખજે."

"હું પણ અત્યારે એ કડક નીયમનમાંથી પસાર થઇ રહ્યો છું."

"એમ?"

"હા હું, ખરૂં કહું છું."

રાઘવની પણ પોતાના જેવી જ દશા જોઇ ઘડીભર રામુને પોતાના એકલવાયાપણામાંથી છુટકારાનો દમ ખેંચવાની તક મળી.

ઘડીયાલ કાળની ક્ષણોને ગળી જવાનું કામ ચાલુ રાખતી હતી અને પવનના સુસવાટા દીવાલો સાથે અથડાવાનું કામ પણ

ચાલુ રાખતા હતા. વળી રામપ્રસાદથી બોલી જવાયું,

"એમ ત્યારે તો તું પણ પ્રેમના સપાટામાં ચડી ચુકયો છે, બહુજ ખરાબ દેવ! રાઘવ!"

રળીયાત આ બધું સાંભળી રડી પડી. ઓશીકામાં મ્હોં છુપાવી આખરે એણે પણ ઉંઘવાનો પ્રયત્ન કર્યો.

* * *

યુવાનોના સ્વપ્નાંઓ જેવું સુંદર પ્રભાત પ્રકટયું, આખી રાતના ચીંતન પછી રામુના ચ્હેરા ઉપર નીયમીત સ્ફુર્તી યે નહોતી અને કામ આટોપી ધંધે લાગી જવાની ઇચ્છા ય નહોતી. પ્રેમના ઉગતા અંકુરને હૃદયમાંથી સાવ ઉખેડી નાખતાં કેટલાં મંથનો થાય છે એ રામપ્રસાદનું મુખાવીંદ સ્પષ્ટ કહેતું હતું, પણ રાઘવની સ્થીતી એથી તદ્દન વીપરીત હતી. થોડી જેટલી ઉંઘ પછી પણ એના આખા ય શરીરમાં ઉષા જેવી તાઝગી અને તાફાદ હતાં. રળીયાતને આ વાતનું રહસ્ય ન સમજાયું. એને તો રામુનું દયામણું મ્હોં જોઇ લાગી આવ્યું.

"રામપ્રસાદ, તમે કપડાં પહેરી લ્યો, હવે કામ પર જવાનો સમય થતો આવે છે. વળી રૂતુ ઠંડી છે, એટલે શરદી થવાનો પણ સંભવ ખરો."

"માતા! તું ખરેખર મારી સગી જનની જેવી માયાળુ છે. તું મને તારો દીકરો કહેતાં અચકાય છે કારણ કે હું જરા બદસુરત છું!"

રળીયાતે ઉત્તર આપ્યા વીના એની પીઠ પર હાથ ફેરવવા માંડયો. એના હૃદયમાં અનેક ઉર્મીઓ એક સાથે ઉભરાઇ આવી, પણ એને એ વાણીમાં વ્યક્ત કરી શકી નહીં.

ધીમે ધીમે સુર્યનો પ્રકાશ ઉગ્ર બનવા લાગ્યો અને લાગણીઓને બદલે હૃદયમાં વ્યવહાર એનું સ્થાન લેવા લાગ્યો.

* * *

દીવસે દીવસે આ સમાજવાદીઓનું મંડળ પ્રગતી કરતું ચાલ્યું. દેશપરદેશમાં ચાલતી મહેનતજીવી જનતાની જાગ્રતીનો અહેવાલ પત્રીકાઓદ્વારા વહેંચવાનું કામ આ મંડળે જોશભેર ચલાવવા માંડયું હતું. મીલના કામદારોમાં આ સાહીત્યનો ખુબ દેખાવ થવા લાગ્યો. જર્મની, ફ્રાંસ વીગેરે સ્થળે પડતી હડતાળોના ખબરો મજુરો વીગતવાર વાંચતા. સારો પગાર ખાતા મેનેજરો અને ઓધ્ધેદારો પણ આ સાહીત્ય વાંચતા—વાંચ્યા પછી ગુસ્સે થઇ એકદમ અભીપ્રાય આપી દેતા: "બેશરમ બળવાખોરોનાં જ આ બધાં કારસ્થાન છે. આ સમાજવાદીઓને સખ્ત શાસન આપવું જોઇએ."

કેટલાક ઉત્સાહી અધીકારીઓ તો મીલના વડા સાહેબ પાસે આ પત્રીકાઓ લઇ ગયા. એમણે પોતાની ફરજ બરોબર બજાવી! પણ જુવાનીયાઓ તો આ બધું વાંચીને સાફ કહેતા કે આવાં લખાણોમ આવતી હકીકતો સાવ સાચી છે, પણ કામથી થાકીને લોથપોથ થઇ ગયેલા કામદારો મુખ્ય ભાગે એમજ કહેતા કે "આમાં કંઇ આપણો શુક્રવાર વળે નહીં. આપણાં દુઃખનો કોણ જાણે ક્યારે અંત આવશે, ભગવાન કરે તે ખરૂં."

પણ આ ચોપાનીયાઓએ ખળભળાટ તો જરૂર મચાવ્યો અને અઠવાડીયાં પછી જ્યારે એક દીવસ પત્રીકા પ્રસીદ્ધ ન થઇ કે તુરત મજુરો અને કામદારો એકબીજાને પુછવા લાગ્યા કે આજે કેમ કંઇ આપણુ

ખીરાદરોએ છપાવ્યું નથી, કાં તો રાજ્ય-સત્તાએ છપાવવાની જ મના કરી હશે."

પણ એક દીવસ રહીને વળી પાછું મજુરોનું છાપું નીકળ્યું, અને ફરીથી આખા કામદાર વર્ગમાં ખળભળાટ મચ્યો.

પણ આ ચોપાનીયાંના પ્રચાર પછી ગામમાં કેટલાક અજાણ્યા માણસો દેખાવા લાગ્યાં. હોટલમાં અને જાહેર રસ્તામાં મુઢના જેવો દેખાવ કરી પરીસ્થીતીનો ખાનગીમાં અભ્યાસ કરતા હોય એમ એવા માણસોના ચ્હેરા ઉપર ચકોર નજર રાખનાર જરૂર પારખી જાય. કેટલીક વખત વગર ઓળખાણે કોઇ ભોટ મજુર સાથે આ લોકો વાર્તાલાપ શરૂ કરતાં, કેટલીક વખત પ્રશ્નો પણ પુછતા. કેટલાક નવા ગ્રહસ્થો તો ખુબ ઉત્સાહમાં આવી જઇ લડતમાં અજબ રસ લેતા હતા. આખા મજુર-લત્તામાં આ લોકોના આગમન વીષે અનેક તર્કવીતર્કો ચાલતા હતા, પણ રળીયાત બરોબર સમજી ગઇ હતી કે આ બધી ધમાલનું કારણ એનો પુત્ર રાઘવ છે. ઘણાખરા કામ કરનારાઓ પણ ચેતી ગયા હતા અને રોજ રોજ રાઘવને મળી જતા, એટલે રળીયાતને પણ આશ્વાસન મળતું કે આ લડતમાં રાઘવ એકલો નથી પણ એને સાથ આપનાર અનેક ખીરાદરો છે. એક બાજુથી એને પોતાનો પુત્ર આવા કામમાં આગેવાની લે એ જોઇ ગર્વ આવતો ત્યારે, બીજી બાજુ એ પ્રવૃત્તીના જોખમોનો વીચાર માત્ર રળીયાતના માતૃસહજ ગર્વને ગાળી નાખતો. એ બરોબર સમજતી હતી કે અનેક રાત્રીઓની ખાનગી મસલતોને પરીણામે આજે લોકલાગણીનો આટલો અમોઘ-પ્રવાહ એકઠો થઇ શકયો છે.

સંધ્યાના આથમતા પ્રકાશની આસપાસ આકાશમાં પથરાયલા ઝલકદાર રંગો મીલના ભુંગળાંની બદસુરતી સાથે સ્પર્ધા ખેલી રહ્યા હતા. રળીયાત એના ઓરડાનું બારણું ઉઘાડી આ કુદરત અને માનવ વચ્ચેનો વીચીત્ર વીરોધ નીરખી રહી હતી, એટલામાં અચાનક ઉજળી ડોશી લપાતાં લપાતાં આવી પહોંચ્યાં. કોઇ ભયંકર સમાચારની આગાહી એના ગભરાયલા ચ્હેરા ઉપર દુરથી પણ સ્પષ્ટ દેખાતી હતી.

"રળીયાતબ્હેન, હું ખરું કહું છું, મને ખરેખર ખબર મળી છે—બહુજ ભરોસાદાર માણસ પાસેથી સાંભળ્યા પછીજ હું અહીં દોડી આવી છું—"

રળીયાતને મુખ્ય વાત અને પ્રસ્તાવના વચ્ચે જતો વખત ભારે વસમો લાગ્યો. એણે ઉજળી ડોશીનો ખભ્ભો હલાવી ઉતાવળથી કહ્યું: "વાત હોય તો પહેલી કરી નાખો, મને તમે ખુબ ગભરાવી ના મુકો."

"તમારા બધા ઘેલા છોકરાઓ આખરે સપડાઇ ગયા છે. તમારા ઘર ઉપર પણ હમણાં ઝડતી આવશે. બીજા કામદારોને ત્યાં પણ પોલીસનો દરોડો પડશે. આ વાત તદ્દન પાકે પાયે સાંભળ્યા પછી જ હું તમારી પાસે દોડી આવી—"

રળીયાતે પ્રથમનાં બે વાકયો સાંભળી લીધા પછી ઉજળી ડોશીનો આગળ ચાલતો વાર્તાલાપ સાંભળવાની એને શુધ્ધી ન રહી. પડોશણના હોઠનું હલનચલન કેટલો વખત ચાલુ રહ્યું એનું એને ભાન પણ ન રહ્યું. ગામગપાટાને મીઠું મરચું ઉમેરી એને અભીનય સહીત પ્રચારવા માટે ઉજળી ડોશી આસપાસના ગામડાંઓમાં પણ પંકાતાં હતાં.

"પણ જો જો રળીયાતબ્હેન, આ ખબર તમને આપી છે એમ કોઇને ન કહેતાં તમને કાંઇ ખાસ વાત કહેતીજ નહીં મજ્યાંને? મારૂં નામ ક્યાંય ન આપશો"—

આમ બેબાકળી બનેલી ઉજળી ડોશી કામ શ્રોતાને બને એટલું સંભળાવી રવાના ઇ ગઇ. રળીયાત કેટલોય વખત ત્યાંને ાં ઉભી જ રહી. પછી બારણું બંધ કરી ાક ખુરશીપર પડી. એના શરીરમાં ઉભા હેવાની તાકાત નહોતી, એના મગજમાં ીચારવાની શક્તી ન રહી, પણ રાઘવના ાપર ઝઝુમતો ભાવી ભયની સંભાવનાએ એના આખાય માનસને આવરી લીધું હતું. અચાનક એ ઉભી થઇ, કપડાં પહેર્યાં અને ાઘવ પાસે લગભગ નીયમીત આવતા એક 'કોમરેડ'ને ત્યાં એ જઇ ચડી. રાઘવનો ીવ્ર માંદગીને લઇને પથારીમાં પડયો હતો. રળીયાતે એને આ બધા સમાચાર કહ્યા, અને શું કરવું એની સલાહ માગી.

પણ આ બીચારો મજુર બધી હકીકત સાંભળીને જાતે ગભરાઇ ગયો. રળીયાતે પોતાનો પસીનો કપાળપરથી લુછી નાખતાં નાખતાં પુછ્યું,

"તું પણ ગભરાઇ ગયો કે શું?"

"હું સાવ અશક્ત"—એના હોઠ ધ્રુજી ઉઠયા. ચ્હેરા ઉપર લાલી પ્રસરી રહી અને ભીતીથી એના શરીરમાં કંપ આવી ગયો. "મારામાં થોડું બાયલાપણું હજુ બાકી રહી ગયું છે. રળીયાતમા! સમજવા છતાંય આજે કાયરની પેઠે હું અહીં પડયો છું! ખેર, પણ રાઘવને આ બધા સમાચાર કોઇ રીતે પહોંચાડવા જોઇએ—ખેર, ગમે તેમ થાય, વીપ્લવના વીચારોને જગતની કોઇપણ શક્તી સંહારી શકશે નહીં."

જ્યાં બધી બાબતમાં પોલંપોલ હાંકે રાખવામાં આવતું હોય, ત્યાં માનસીક અંધાધુંધીને ખીલવા માટે પુરેપુરી તક મળે છે.

...

મનુષ્યને માટે એ જરૂરનું છે કે તેણે મનસ્વી ધુનો ઓછામાં ઓછી રાખી, બુધ્ધીનો વીકાસ સાધવો અને કૃત્રીમ જીવન છોડી સાચું જીવન જીવતા બનવું.

બે અન્યાય મળીને એક ન્યાય બની ન શકે, બે જુઠાણાં મળીને એક સત્ય બની ન શકે, પણ સંખ્યાબંધ જુઠાણાં મળીને એક ધર્મ ઉભો થઇ શકે!

...

ફીલોસોફી [તત્વચીંતન] એ કેટલાકોને તર્ક લડાવવાની રમત લાગે છે ત્યારે બીજા કેટલાક ફીલોસોફી એટલે બુધ્ધીપુર્વક જીવવું એમજ માનતા હોય છે.

# કાળ પડખું ફરે

ગાજતા સાગરો છોળછોળે ભર્યા,
ગીરી બધા ડોલતા ખળભળે સામટા;
પડું પડું થાય, પડશે, દીસે, એમ કાં?

કાળ પડખું ફરે; ક્રાન્તીની નોબતો ગડગડે જીવનમાં શાન્તી ભરવા.

વર્ષથી એ ઘડી, જીવનમાં એ વણી,
આજ તૂટે ગુલામી દશા જો!
કાલનો સુરજ તો ઉગશે સોનલો,
જીવન મુક્તતણો ઘોષ કરતો;

આજ છેલ્લી ઘડી તું મરે કે જીવે, અમર આત્મા અમર એમ થાતો.

વર્ષથી વાટડી જોઇ, ખોઇ જાતડી,
આજ ખપ્પર મહીં રક્ત માગે;
નસેનસ ખેંચીને રક્ત તું રેડજે,
માતના આખરી વેણુ કાજે,

ખુટતાં રક્ત તું, શરીર પીસાવી દે, એમ તારૂં બધું તેજ ભરજે.

કાળ પડખું ફરે, અડગ તું ના ડરે,
નિશ્ચયે સ્થાન ત્હારૂં ગ્રહી લે;
ગભડતા એ બધા, દૂર બહુ નાસતા,
કાળને જીતી તું મુક્તિ જીતે;

મરણ એ જીવનમાં લ્હાવ છે જો મળે મુક્તી આ વીશ્વમાં એય રીતે.

બલદેવ મહેતા

હાલ દેશભરમાં ફાટી નીકળેલી પરદેશી કાપડના બહિષ્કારની ચળવળથી અત્યાર સુધી વીલાયતી કાપડ મંગાવી નાગડધીન્ના કરનાર મોટી ફાંદવાળાની સુરતો ઉપર પ્રમાણે રડતી બની ગઇ છે. (હીંદી પંચના બંધુકૃત્યથી)



પરદેશી સીગારેટો તરફ પણ આજકાલ લોકોને અણગમો આવવા લાગ્યો છે. દેશી

શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય



જેમને મુંબઇ સરકારે સખ્ત નવ માસની કેદની સજા કરી છે




# રણચંડીની રણગર્જના

"સામાન્ય રીતે તો મારૂં સ્થાન મારા ઘરમાં હતું. પરંતુ જે સમયે મારી માતૃભુમી જીવન-મરણના સંગ્રામમાંથી પસાર થતી હોય, તે વખતે તો માદીની મુક્તીના સંગ્રામમાંજ મારૂં સ્થાન, હીંદમાંની મારી હજારો બહેનોની માફકજ હોઇ શકે. રાજ્યદ્રોહી ભાષણ કરવા માટે મારી પાસેથી જામીનગીરી માગવામાં આવી છે, પણ જે પરદેશી સત્તાવાદે હીંદની સ્ત્રીઓને તેમની ઘરમાં ભરાઇ રહેવાની રૂઢીઓ ફગાવીને હીંદના જન્મસીદ્ધ હકકની લડતમાં ભળવાની ફર્જ પાડી છે, તે સત્તાવાદ સામેની એતો સામાન્ય લાગણી છે. મને આજે ભલે તુરંગમાં ધકેલવામાં આવે, પણ પરદેશી સત્તાવાદની તપાસ તો લોકમતનાં ન્યાયમંદીરમાં ક્યારનીયે થઇ રહી છે. અને પરદેશી સત્તાવાદની દમનનીતી જ્યારે છુંદી નાખનારી હદે પહોંચી છે ત્યારેજ માત્ર હીંદની સ્ત્રી મયદાને પડી છે. મહાન લક્ષ્મીબાઇ પછી પરદેશી બંધનોમાંથી માતૃભુમીને મુક્ત કરવા સ્ત્રીઓ પોતાનાં ઘર અને બાળકોને મુકીને પહેલીજ વખત બહાર પડી છે, અને અમારી જાત તરફની તેમજ ભાવી પ્રજા તરફની અમારી ફર્જમાંથી તમારી જેલો, ગોળીઓ કે દયાહીન રીતે પડતી લાઠીઓની ઝડીમાર અમને જરાયે ચલાવી શકે તેમ નથી."

સત્યવતી દેવી

[દિલ્હીના મેજીસ્ટ્રેટની અદાલતમાં કરેલા એકરારમાંથી].

# સ્ત્રીઓની તંદુરસ્તી

:લેખક:

દાકતર ગમન

ગુજરાતની નૌજવાન સ્ત્રીઓ—ખાસ કરીને શહેરોમાં વસતી ઉપલા અને મધ્યમ વર્ગની—માં પ્રમાણમાં શારીરીક નબળાઇ અને નની નાની માંદગીઓ વીશેષ પ્રમાણમાં જણાય છે.

ભુખ ન લાગવી, માથું દુઃખવું, બેચેની રહેવી, અશક્તી લાગ્યાં કરવી, કોઇ કામ તરફ પ્રીતી ન ચોંટવી, એથી માંડીને હીસ્ટીરીઆ, કમળઆત, ક્ષય, દમ વગેરે રોગોની પરંપરા ઠામ ઠામ દેખાયાં કરે છે.

ત્યારે ગામડાંમાં અને શહેરોમાં વસતા નીર્ધન વર્ગની વસતીમાં જોઇએ તો આ જાતની માંદગીનું પ્રમાણ ઘણુંજ ઓછું જણાય છે.

દીવસે દીવસે વાત વધતી જાય છે, વસ્તુ સ્થીતી વીફરતી જાય છે, અને જો હજુ થોડાક વર્ષ સમાજ આ દશા તરફ હાલના જેટલાજ આંખમીંચામણાં ચાલુ રાખશે, તો જુવાન સ્ત્રીઓનું મરણ પ્રમાણ હજુ વધતું જશે; એટલુંજ નહીં પણ, ભવીષ્યની પ્રજાની ઉપર તેની ભયંકર માઠી અસર ઝડપે વધારે જણાશે.

યુરોપ, અમેરીકામાં સરકારની મદદ વીના કેટલાંય સાહસીક સ્ત્રી પુરૂષો સમાજોપયોગી કાર્યોમાં બહુજ રસ લે છે; અને પ્રજાજીવનને લગતા અનેક પ્રશ્નોની તપાસ તેઓ જાતેજ ખંતથી ઉપાડી લઇ, પરીણામ જનતા સમક્ષ જાહેર કરી, પ્રજાજીવનને લાગેલા સડા વારંવાર બતાવી, જનતાને સીધા રાહ બતાવવા ઉપરાંત રાજ્યસત્તાને તે માર્ગે જવાની પ્રજામતને બળે ફરજ પાડે છે.

આપણા દેશમાં—કે ગુજરાતમાં એવા સાહસીક દાકતરોનો જ અભાવ છે. તેઓ કમાણી સીવાય બીજા કંઇપણ કામ તરફ કાળજી ધરાવતા હોય, તો માત્ર મોજશોખ અને વૈભવ વીલાસ. પરદેશી શોધખોળ, પરદેશી દવાઓ અને પરદેશી બુદ્ધીની આડતનો જ તેઓ ધંધો ચલાવીને સંતોષ માને છે. તેને બદલે અનેક ધીકતા ધંધાવાળાં પુરુષ દાકતરો કે સ્ત્રી દાકતરો પોતાના અનુભવનો લાભ પોતાના દેશવાસીઓને મળે તેવાં પુસ્તકો લખતા હોય, સમાજ શરીરને હાની કરનારા અનેક પ્રકારના રોગો જે સમાજમાં ઘર કરી રહ્યા છે, તે વીષે તપાસ

કરવા તૈયાર થતા હોય, તો તેઓ પોતાના ધંધા ઉપરાંત સહજે સમાજસેવા તેમજ સ્વદેશસેવા બજાવી શકે.

અહીં એ પણ કહેવાની જરૂર છે કે આપણો સમાજ પણ આ જાતની સ્વતંત્ર તપાસને માટે તૈયાર નથી થયો. અનેક પ્રકારનાં દર્દોને ગુપ્તવાતની માફક છાનાં છાનાં સાચવી રાખવાં એ વૃત્તી આપણામાં બહુજ મોટા પ્રમાણમાં જણાય છે. જ્યાં પુરૂષોમાં આ વૃત્તી બહોળા પ્રમાણમાં હોય ત્યાં સ્ત્રીઓની શરમનું પુછવું જ શું?—એટલે એ દીશામાં સમાજના નેતાઓએ યોગ્ય પ્રચાર કામ કરવાની જરૂર છે.

આને અંગે એક લાક્ષણીક ઉદાહરણ આપીને હું મુળ વીષય તરફ વળીશઃ થોડાક મહીનાઓ પહેલાં અમેરીકાના એક દાક્તરે લગ્ન સંબંધથી જોડાયલાં ૨૦૦ સ્ત્રીઓને તેમજ ૨૦૦ પુરૂષોને પ્રત્યેકને એકસો પ્રશ્નો પુછ્યા હતા. તેમાં મુખ્ય પ્રશ્નો આ હતા:

(૧) તમારૂં પરણીત જીવન સુખી છે કે દુખી? દુખી હોય તો શા માટે?

(૨) લગ્ન પહેલાં તમે બીજા કોઇની સાથે પ્રેમમાં પડેલાં ખરાં કે? તે પ્રેમે શરીર સંબંધનું રૂપ પકડેલું?

(૩) લગ્ન પછી એ જુનો પ્રેમ અને શરીર સંબંધ હજુ ચાલુ રહ્યાં છે ખરાં?

(૪) પ્રથમ લગ્નથી તમને સંતોષ થયેલો કે દ્વીતીય?

અને આપણા જેવી પ્રકૃતીનાં મનુષ્યોને જાણીને કદાચ નવાઇ પણ લાગશે કે, એ ચારસેં સ્ત્રી પુરૂષોએ પોતાને પુછવામાં આવેલા તમામ પ્રશ્નોના ઉત્તર સમાજનાં હીત માટે આપેલા. જેમાં જેમણે લગ્ન પછી પણ બીજાં સ્ત્રી પુરૂષની સાથે શરીર સંબંધ ચાલુ રાખ્યો છે, તેમણે તે વાત પણ નીખાલસ ભાવે જણાવી હતી.

આનું કારણ પશ્ચીમના લોકોની આપણા કરતાં જુદી મનોદશા જ છે. આપણે અહીં બધું ઢાંકયું રાખવાની વૃત્તિજ પ્રાધાન્યપણે જણાય છે. પોતે જે કંઇ કરતો હોય તે સમાજમાં અપ્રતીષ્ઠાને યોગ્ય મનાતું હોય તો, તેટલા ખાતર તે કામ બંધ નહીં કરે, પણ એવી સફાઇથી ઢાંક પીછેડો કરશે કે સમાજનાં ઘણાં મનુષ્યો ઘણા વખત સુધી તેનું એ કૃત્ય જાણી ન શકે. ત્યારે પશ્ચીમ વાસીઓ પાપ કરીને તેને છુપાવવાનો ઝાઝો પ્રયાસ કરતાં નથી. એથી તેમનામાં દંભ ઓછો છે—આપણે એ દીશામાં તેમનું અનુસરણ કરવાની જરૂર છે.

## [૨]

પ્રસ્તુત છતાં કંઇક અપ્રસ્તુત જણાય તેવી આટલી સામાન્ય ચર્ચા પછી, આપણે આપણા મુળ મુદ્દા ઉપર આવીએ.

આગળ કહ્યું તેમ ગામડાની સ્ત્રીઓની તંદુરસ્તી અને શહેરોમાં વસતી કામદાર જનતાના સ્ત્રીવર્ગની તંદુરસ્તી સારી રહે છે, તેનું કારણ કસરત. એ કસરત વ્યાયામ તરીકે કરવામાં આવતી નથી, પરંતુ ઘરનાં તમામ કામ તેઓ જાતે કરે છે તેમાંથીજ મળી રહે છે. દાખલા તરીકેઃ વીશાળ ઘરમાં નીચા નમીને કે ઉભા પગપર બેસીને ફરતા જઇને વાસીદું વાળવું, કુવામાંથી પાણી ખેંચવું અને માથે એ બેડું મુકીને ઘેર આવવું, કપડાં ધોવાં, દળવું, ખાંડવું, ઘાસ

કાપી લાવવું. એ કર્મોમાં ખુલ્લી હવાનો લાભ અને વ્યાયામ બન્ને મળે છે.

શહેરોમાં રહેતી શ્રીમંત સ્ત્રીઓ તેમજ મધ્યમ વર્ગની સ્ત્રીઓ, આ જાતની કસરત કરતીજ નથી એટલે તેમનું શરીર નીર્માલ્ય થઇ જાય છે.

શહેરોમાં રહેતી કામદાર સ્ત્રીઓને ગ્રામ્ય-સ્ત્રીઓ જેવી ખુલ્લી હવા અને પાણી ખેંચવા વગેરે ઉપયોગી વ્યાયામ મળતો ન હોવા છતાં, મને પેટનો ખાડો પુરવા માટે મજુરી જ કરવાની હોય છે; અને તેમાં તેને ઘણી વખત શરીર સહન કરી શકે તે કરતાં પણ વીશેષ શ્રમ ઉઠવવો પડે છે.

પરંતુ તે કરતાંયે વીશેષ ગેરલાભ તો બાળલગ્નને લીધે થાય છે. આ દીશામાં પણ કામદાર વર્ગ અને ગ્રામ્યજનતા કરતાં શહેરોમાં વસતા શ્રીમંત તેમજ મધ્યમ વર્ગની સ્થીતી ભીષણ બનતી જાય છે. ગામડાંમાં રહેનારી અનેક કોમો શહેરોમાં રહેનારાઓ કરતાં નાની વયનાં બાળકોનાં લગ્ન કરી નાખે છે, એ વાત ખરી; પરંતુ પતી–પત્ની તરીકે તેમની વચ્ચેનો શરીર સંબંધ ઘણોજ મોડો શરૂ થાય છે; એટલુંજ નહીં પણ સંયુકત કુટુંબની વ્યવસ્થાને લીધે, તેમજ ગામડાની સમાજ વ્યવસ્થાના ધોરણને લીધે વર–વહુ પરીપકવ વયનાં થાય નહીં ત્યાં સુધી તેમને થોડાક દીવસો કે મહીનાઓથી વધુ સહવાસમાં રહેવા દેવામાં આવતા નથી.

દાખલા તરીકે ઉત્તર ગુજરાતમાં કડવા કણબી કોમની વસતી ઝાઝી છે. તે કોમમાં કડી પ્રાંતના ઉંઝા ગામમાં રહેતી ઉમીયા દેવી આજ્ઞા આપે તેજ દીવસે બારેક વર્ષમાં એકજ વખત લગ્ન કરવાની છુટ અપાય છે: તેથી એક દીવસથી અગીઆર વર્ષની ઉમ્મરનાં તમામ બાળકોને એકજ રાતમાં 'ધુમાડીયાં'* કરી નાખવામાં આવે છે. પરંતુ વહુને પહેલ વહેલી સાસરે મોકલતી વખતે લગભગ અર્ધા લગ્ન જેવી 'આણા' ની વીધી કરવામાં આવે છે. અને એ 'આણું' ત્યારેજ થાય છે કે જ્યારે વહુની ઉમ્મર ઓછામાં ઓછી ૧૫–૧૬ અને કવચીત તેથીયે વધુની થઇ હોય. આ રીતે સાસરે જવા પહેલાં ખુલ્લી હવામાં ખેતરોમાં અને વાડાઓમાં કામ કરવાથી પતી–પત્ની બન્ને તંદુરસ્ત બનેલાં હોય છે; તેમ છતાં વહુને પહેલી વખત વધુમાં વધુ ૧૫, ૨૦ કે ૩૦ દીવસ જ સાસરે રહેવા દેવામાં આવેછે, તે પછી ૭, આઠ કે બાર મહીને વળી તેને સાસરે વળાવામાં આવે છે. કાયમ સાસરે રહેવાનું આ કોમમાં ઘણી મોટી ઉમ્મરેજ બને છે.

શ્રીમંત તેમજ મધ્યમ વર્ગમાં આથી ઉલટુંજ ધોરણ નજરે પડે છે. ઘણાં શહેરોમાં ૧૪ વર્ષ કે તેથી વધુ ઉમ્મરની છોકરી અને ૧૬ કે તેથી વધુ ઉમ્મરના છોકરાને પરણાવવો એ સામાન્ય છે. પરંતુ લગ્ન પહેલાં 'વીવાહ' [વાગ્દાન] કરવાની રીતને લીધે વર–કન્યાને એક બીજાના પીતાને ત્યાં જવાનું, પરસ્પરને મળવાનું, એકાંતમાં જુવાનીયાંને ગમે તેવી વાતો કરવાનું મળે છે! અને લગ્ન પછી મોટે ભાગે કન્યાને પીયર રાખવા દેવામાં આવતી નથી. શ્રીમંતો શ્રીમંતાઇને લીધે તેમ કરે છે, ત્યારે મધ્યમ વર્ગના છોકરાઓને નોકરી અર્થે બહારગામ કે દેશાવર રખડવું પડતું હોવાને લીધે એમને નાની વહુને પુત્ર જોડે રાખવાની ફરજ પડે છે. પરીણામ એ આવે છે કે, જુવાનીના આરંભથીજ લગભગ સરખી ઉમ્મરનાં

---

* લગ્ન વખતે થતા યજ્ઞમાંથી ધુમાડો નીકળે તે અડે એટલે લગ્ન થઇ ગયાં એ અર્થમાં આ શબ્દ વપરાય છે.

પતી-પત્નીને છેક જ એકલાં રહેવાનું બને છે. પતીને રજા મળે તેટલો વખત પત્ની દેશમાં જાય, તેમાંય થોડોક વખત પીયર 'એકલાં' ગાળી બાકીનો સમય સાસરીમાં-પતીના સહવાસમાં જ ગાળવાનો હોય છે. સંસાર વ્યવહારની બીન આવડત, ઉછળતું યૌવન, શારીરીક વીષયને લગતા જ્ઞાનનો અભાવઃ એ બધાનું કાતીલ પરીણામ એ આવે છે. તેની માઠી અસર શરીર ઉપર જણાવા માંડે છે.

[3]

કામદાર વર્ગની સ્ત્રીઓને તેમજ પુરુષોને દીવસનો મોટો ભાગ શરીરને થકવી નાખે તેવા કામ પાછળ ગાળવો પડે છે. છતાં તેથી આવક એટલી ઓછી થાય છે, અને સામાજીક રૂઢીઓનાં કુટીલ બંધનોને લીધે-માબાપની પાછળની ન્યાતો, દીકરા દીકરીનાં લગ્ન, સ્ત્રીનું સીમંત, પુત્રની જનોઇ વગેરે ખર્ચ માટે તેવડ કરવાની હોવાથી, નીરંતર કરકસર કરી, જીવન નીર્વાહનું ધોરણ ઘણું જ ઉતરતું રાખવું પડે છેઃ આથી સત્વવાન ખોરાક, તેમજ ખુલ્લાં હવા ઉજાસને અભાવે તેમનાં શરીરમાં સ્વાભાવીક રીતે જ ચેતન ઓછું થઇ જાય છે. તેથી પુરુષ વર્ગ દારૂ વગેરે વ્યસન તરફ વળે છે. એ બધું ખરૂં; પણ એ વર્ગની રહેણી કરણી વગેરે જોતાં પણ તેમનામાં સ્ત્રીપુરૂષના શરીર સંબંધનો જે અતીરેક શ્રીમંત તેમજ મધ્યમવર્ગમાં થાય છે તેવો થતો જણાતો નથી.

ગ્રામ્યજનતાને પણ શારીરીક શ્રમનું કામ વર્ષનો મોટો ભાગ કરવાનું હોય છે, તેમજ ઘણી વખત નાની જગાઓમાં સંયુક્ત કુટુંબનો સમાવેશ કરવાનો હોય છે, આથી શારીરીક સંબંધનો અતીરેક તેમનામાં જરા જેટલોય થતો નથી, તેટલુંજ નહીં પણ ઘણે ભાગે તો દીવસે પતી-પત્નીને વાત કરવાનીયે તક કે સમય મળતાં ન હોવાથી, શ્રીમંત તેમજ મધ્યમ વર્ગનાં જુવાન સ્ત્રી-પુરુષોમાં દીવસે ય એકાંત મળતાં ચીત્તને ચંચળતા, કામોદ્દીપનતા અને સંવનની લાલસા ઉત્પન્ન થતાં, વીના કારણે રક્તની ઉષ્ણતા વધવાના અને શરીરના ગ્રાયદાથી ચેતનને ઘટવાના જે પ્રસંગ બને છે, તેવું કશું જ ત્યાં થતું નથી. એટલે નીર્ધનતા, નીરક્ષરતા અને બીજી અનેક જાતની પ્રતીકુળતાઓ છતાં ગ્રામ્યજનતા તેમજ કામદારવર્ગની શારીરીક તંદુરસ્તી સરસ જળવાઇ રહે છે.

બીજુંઃ સામાન્ય દર્દોમાંય બીન અનુભવી ગ્રામ્ય સ્ત્રીઓને વૃધ્ધોની સલાહનો લાભ તુરત મળે છે; તેમનાં બાળકોના ઉછેરમાં પણ વૃદ્ધાઓની મદદ તેમને સારી રીતે મળે છે. પ્રસુતી પછી લાંબા સમય સુધી 'વહુને' પીયર રાખવાની પ્રથા, તેમજ પ્રસુતી પહેલાં કેટલાક મહીનાઓ અગાઉથી તેને પીયર તેડી જવાની રીતને લીધે, 'માતા' બનનારીની શારીરીક સંપત્તી સારી રીતે જળવાઇ રહે છે, અને 'પીતા'નું પદ પામનારને મહીનાઓ સુધી ફરજીઆત બ્રહ્મચર્યનું પાલન કરવું પડે છેઃ તેથી બન્નેને લાભ થાય છે. જે લાભ શ્રીમંત તેમજ મધ્યમ વર્ગનાં સ્ત્રી પુરુષોથી લઇ શકાતો નથી. એટલે તેમનું શરીરધન લુંટાઇ-વેડફાઇ જાય છે.

શ્રીમંત વર્ગના યુવકને કમાવાની ચીંતા નથી. ભણવાની ય ચીંતા હજી એ વર્ગમાં ઓછામાં ઓછી જણાય છે. પોષક પદાર્થોની વીપુલતાને લીધે શરીર સુદૃઢ નહીં છતાં સ્વાસ્થ્ય પુરતું સારૂં હોય છે. કામોદ્દીપન સાધન સામગ્રીની યે વીપુલતા એને પરણીને આવેલી બીનઅનુભવી બાળા નેય

'ઘરકામની ચીંતા નહીં'; એટલે બાળ લગ્ન કરતી કહેવાતી કોમો કરતાં આ વર્ગનાં સંતાનો બાળલગ્નની તમામ બદીઓનો ભોગ મોટા પ્રમાણમાં બને છે.

મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ શહેરોમાં માત્ર રસોઇ સીવાય કશુંજ કામ કરતી નથી. બન્ને–પતી–પત્ની–સાથે રહેનાર, વચ્ચે કોઇની ડખલ નહીં એટલે એમની સ્થીતી પણ મોટે ભાગે શ્રીમંત વર્ગનાં દંપતી જેવીજ બને છે. શરીર સહવાસના અતીરેકથી આમ સ્ત્રીઓનું સ્વાસ્થ્ય બગડે છે, કસરતના અભાવે સુવાવડના પ્રસંગોમાં તેમને રોગ લાગુ પડે છે; તેમનાં સંતાન પણ નીર્માલ્ય અને માઇકાંગલા જેવાં રહે છે.

આમાં શ્રીમંત વર્ગ કરતાં મધ્યમ વર્ગની સ્ત્રીઓની દશા વધુ વીચીત્ર થઇ પડે છે. દાકતરી સગવડ પાછળ ખર્ચવા પુરતાં નાણાંની સગવડ નહીં એ તેમને માટે મોટામાં મોટી અડચણ. આથી તેમનો દુઃખ સહન કર્યા વીના છુટકોજ થતો નથી. વળી એકલાં રહેવાનું અને સાજાં–માંદાં બાળક સાથે પોતાની બગડેલી પ્રકૃતીને લીધે રસોઇ પુરતુંય લક્ષ્ય આપી શકાય નહીં, છતાં ગમે તેમ કરીને શ્રમ ઉઠાવવાનો એટલે પણ શરીર દુર્બલ બને. પરીણામ ક્ષય, હીસ્ટીરીયા તેમજ સુવાવડને લગતા બીજા જીવલેણ રોગ લાગુ પડે!

[૪]

પરંતુ જે રોગ ગ્રામ્ય સ્ત્રીઓને કે ગરીબ વર્ગની બહેનોમાં નથી જણાતા તેવા સામાન્ય નબળાઇ, અશકતી, હીસ્ટીરીઆ અને ક્ષય કે દીવાનાપણા જેવા રોગો શ્રીમંત તેમજ મધ્યમ વર્ગની ગૃહીણીઓમાં લાગુ પડે છે તેનાં વળી જુદાંજ કારણ છે. તે સામાન્ય રીતે આ હોય છે

(૧) વધારે પડતું કોમળપણું;

(૨) લાડીલાપણાનો અતીરેક;

(૩) ઓછું ભણતર;

(૪) સામાન્ય નવલકથાઓનું વાચન;

(૫) સામાન્ય કોટીનાં નાટકો તેમજ સીનેમાઓનો શોખ,

(૬) જાહેર ખબરીઆ દવાઓનું સેવન.

આ વર્ગની સ્ત્રીઓ જરા પણ વ્યાયામ કરતી નથી. કોમળતાની ખુદી વીનાની માન્યતાએ તેમનામાં એવી ઉંધી સમજણ પેસાડી દીધી હોય છે, કે ઘરનું કામ જાતે કરીએ તો કુટુંબનું ખરાબ દેખાય! તેથી સામાન્ય રીતે તે ખોરાક લે છે, અપચો અને કબજીયાત કે ઝાડા થાય છે, માથું દુઃખે છે, બેચેની રહે છે અને આળસુવેડાને લીધે નીરંતર ગમગીની રહે છે.

પતી અને માબાપ સમક્ષ થોડા દુઃખને મોટા સ્વરૂપમાં રજુ કરવાનું લાડીલાપણું આ વર્ગમાં વધુ પ્રમાણમાં હોય છે, આથી સ્વભાવીક રીતેજ તેઓ માનસીક અસ્વસ્થતા અને નકામા ભયનાં ભોગ બને છે.

ઓછા શીક્ષણને લીધે તેઓ ત્રીશંકુ જેવાં રહે છે. સ્ત્રીના અધીકારની વાતો કરતાં થાય, પણ જવાબદારીનો વીચાર ન કરે, પતીની દરેક વાતમાં ભુલ જુવે, પોતાનો વાંક એને ક્યાંય જણાય જ નહીં. એટલે પતીના સામાન્ય શબ્દોનાય અવળા અર્થ કાઢી તેને લગતા અનેક અવળચંડા વીચારોની પરંપરામાં ગુંથાઇ, પોતાનું માથું તેમજ જાત ઘસની નાખે.

અધુરીયા ભણતરને લીધે જેમાંથી તત્વ મળે તેવા ગ્રંથો વાંચી શકાય નહીં, અને

પુરસદના વખતમાં કંઈક વાંચવું એ શરૂઆતમાં 'ફેશન' માનીને અને પછી વ્યસન તરીકે, સામાન્ય નવલકથાઓના વાચન પાછળ એમનો ઘણો સમય જાય છે. તેમાંનાં કલ્પનાત્મક ચીત્રોને કોઈને કોઈ રીતે પોતાના જીવનપ્રસંગ સાથે ઘટાવી, પ્રતીકુળ વીચારોની પરંપરામાં ગુંથાયલાં રહી, કૃત્રીમ માંદગીનાં આપોઆપ ભોગ બને છે. તેવું જ પરીણામ હલકી કોટીના નાટક સીનેમાઓથી પણ આવે છે.

તીખા તમતમતા, તેલવાળા અને તળેલા પદાર્થો હદ કરતાં વીશેષ જમવાથી પણ આંતરડાં અને હોજરી ઉપર ખરાબ અસર થાય છે.

આ બધાને લીધે આવેલી નબળાઈને અને ત્યાં સુધી છુપાવવા માટે જાહેર ખબરીઆ દવાઓનું સેવન શરૂ કરે છે, તેથી અધુરૂં હોય તેટલું પુરૂં થાય છે.

આ દશામાં વળી જેમને સંતાન પ્રાપ્તી થતી ન હોય, તેમની સ્થીતી તો વીચીત્ર જ થઈ પડે છે. હીંદુ સમાજની રૂઢી, નીઃસંતાન સ્ત્રી ઉપર શોક્ય આવવાનો ભય, પતી તેમજ સાસરીયાંની ઘતરાજીઃ એ બધાં કારણે નીરંતર તે શોકમય વાતાવરણમાં જ રહે છે.

ઉપરાંત જુવાન દંપતી એકલાંજ રહેતાં હોવાથી નાના નાના મતભેદો, નાના નાના પ્રણયકલહો, નાના નાના ઝઘડા, કંઈ કંઈ બોલાચાલીના પ્રસંગો પણ ઘણા ઉભા થાય છે. બન્ને નવલોહીયાળ, બન્ને બીન અનુભવી, બન્ને ન નમવાની, સ્વમાનશીલ વૃત્તીવાળાં, તેમાં સ્ત્રીનો સ્વભાવ નૈસર્ગીક રીતેજ કંઈક જીદ્દી અને પુરૂષનો માનીઃ એથી કલહ પરંપરાનો અંત આવતો નથી; અધુરીયા શીક્ષણવાળી સ્ત્રીઓ તેથી ખુબ વીચાર કરી કરીને હીસ્ટીરીઆનો ભોગ બને છે.

## [ ૫ ]

**આ** સ્થીતીમાંથી બચવા માટે સામાન્ય રીતે આટલું તો કરવુંજ જોઈએઃ

[૧] શરીરને શ્રમ પડે તેવી ખુલ્લી હવા અજવાળામાં નીયમીત કસરત–અથવા પાણી ભરવું, દળવું, ધોવું વગેરે ઘરકામ.

[૨] ભુખ લાગે ત્યારેજ જમવું; પેટ ઉપર દબાણ થાય તેટલું કદી પણ જમવું નહીં; સારી રીતે ચાવીને, પચાવી શકાય તેટલુંજ જમવું. ખોરાક બહુ તીખો તમતમતો કે ઘી, તેલ અને દુધ મસાલાથી લદબદ હોય તેજ પૌષ્ટીક હોય એમ સમજવું નહીં.

પ્રકૃતી અનુકુળ ઘી, દુધ, ફળ, લીલાં શાકભાજી અને ઘઉં, બાજરી, ચોખા, કઠોળ વીગેરે લેવું.

[૩] જેમ બને તેમ મનને હંમેશાં આનંદમાં રાખવું. નીરાશાને જીવનમાં સ્થાન જ ન હોવું જોઈએ. હંમેશાં આશા અને મહત્ત્વાકાંક્ષાની ભાવના રાખી, આનંદપ્રાપ્તી, મીઠો વાર્તાલાપ, મીત્રમંડળી સાથે રમતગમત વગેરેમાં સમય વીતાડવો. આવતી કાલના દુઃખની કલ્પનાથી આજે દુઃખી થવાની વૃત્તીજ નાના મોટા રોગનું બીજ છે, જેમ બને તેમ અનાથી દુરજ રહેવું.

[૪] પતી, સ્વજનો અને પાડોશીઓ સાથે નીરંતર મીત્રભાવે વર્તી, પ્રત્યેક વસ્તુમાંથી ગમ્મત અને આનંદ મેળવવાનો સ્વભાવ પાડવો.

[૫] હલકી નવલકથાઓનું વાચન, તેમજ સામાન્ય કોટીનાં નાટક, સીનેમાઓનો

સહવાસ લાભ કરતાં નુકશાન વધુ કરતો હોઇ તેનો ત્યાગ કરી, જેથી વીચારસરણીને યોગ્ય પલટો મળે તેવી જાતના વાચનની ટેવ પાડવી. અને;

[૬] બડબડીઓ સ્વભાવ, બીજાઓ તરફનો ઇર્ષ્યાભાવ સદંતર કાઢી નાખી, આપણે જેમ બને તેમ સારાં, સુખી, સંતોષી અને સુદૃઢ કેમ થઇએ તેનાજ નીરંતર વીચાર કરવા.

શ્રીમંત અને મધ્યમ વર્ગની બહેનો માટે આ કામ મુશ્કેલ નથી; છતાં અનેક દાક્તરોની દવા જે કરી ન શકે તેથી વીશેષ લાભ આ સાદી રીત જીવનમાં ઉતારવાથી મળી શકે તેમ છે.

# હિન્દુ સમાજમાં છુટાછેડાની જરૂર

: મુળ લેખક :
બ્હેન છ. સુમતીબાઇ
બી. એ. એલ. ટી.

: અનુવાદક :
શ્રી. પુરુષોત્તમ સખારામ રોટક

લગ્નના બંધનેથી હીંદુ પત્ની ગુલામીની જંજીરમાં એવી જકડાએલી હોય છે કે કોઇપણ સંજોગોમાં તે ગુલામીની એ શંખલા તોડી શકતી નથી. છંદગી સુધીની કેદની સજા પામેલો ગુન્હેગાર સ્વપ્નામાંય સ્વતંત્રતા જોઇ શકે; પણ પરણેતર છવનમાં જકડાએલી સ્ત્રી કદીપણ સ્વતંત્ર થવાની આશા રાખી શકે નહી.

અહીં એવો પ્રશ્ન ઉભો થાય છે કે "શા માટે તે છુટાછેડા મેળવી ન શકે?" પણ તે વીચાર જ કોઇપણ ધર્માંધ હીંદુને ઝેર જેવો લાગે છે અને હીંદુ કાયદો તેને કદાપી સાંખી શકતો નથી. નજીવા કારણસર પણ પુરૂષ બધી રીતે સ્ત્રીનો ત્યાગ કરી શકે અથવા તેની રજાથી કે વગર રજાએ બીજીને પરણી શકે, પણ સ્ત્રી ધણીને ત્યજી દે, તો એ મોટો ગુન્હોજ ગણાય. અરે, અસાધારણ સંજોગો શીવાય બીજા કોઇપણ કારણસર સ્ત્રી જુદા થવાની માગણી સરખીયે કરી શકે નહી. થોડાંક વરસો થયાં ખાસ પ્રસંગોમાં સ્ત્રીને પતીથી જુદા થવાની રજા આપવા માટે હીંદુ કાયદાને સહેજ નરમ બનાવવામાં આવ્યો છે. પરંતુ પત્નીને નુકસાનની ભરપાઇ કરી આપવા વખતે એ કાયદો તે સવાલનો માત્ર શારીરીક દ્દષ્ટીથીજ વીચાર કરે છે, માનસીક દ્દષ્ટીથી નહીં. ત્યારે સહજે પ્રશ્ન થાય છે કે, શું હીંદુ કાયદાની નજરે શરીર કરતાં મન શ્રેષ્ઠ નથી? જો એમ નહોય તો પછી મનની બાબદમાં શા માટે ભયંકર બેદરકારી રાખવામાં આવેછે? ધણીની સાથે રહેવાની ના પાડતી સ્ત્રી જો એવું કારણ આપે કે દાંપત્યધર્મ માટે પોતે શારીરીક દ્દષ્ટીથી નાલાયક છે; તો ઘણા લોકો તેને માટે દીલસોજી બતાવશે અને તેનો પક્ષ પણ લેશે. પણ જો સાંસ્કૃતીક કારણોસર પેલી બાઇ પતીની વીરૂદ્ધમાં આક્ષેપ કરે, તો સમાજ તેને હસી કાઢે છે અને તેની નીંદાય કરે છે. જ્યાં સુધી પુરૂષ તેની પત્નીને ખોરાક અને કપડાં આપે છે, તેમજ તેની બીજી શારીરીક જરૂરીયાતોની અને સુખોની સગવડ કરી આપે છે, ત્યાં સુધી તેણે પોતાની બધી ફરજો અદા કરી છે એમ ધારવામાં આવે છે. આટલું કરવામાં આવે એટલે સ્ત્રી સુખી અને સંતુષ્ટ થવીજ જોઇએ. એમ માનવામાં આવે છે! કદાચ "માણસ ફક્ત રોટલો ખાઇનેજ રહેતો નથી" એ બાઇબલનું વાક્ય સ્ત્રીને લાગુ પડતું નહીં હોય!

## સ્ત્રી અને મન

આ વખતે આપણો સમાજ એ વાત સાફ ભુલી જતો લાગે છે, કે સ્ત્રીને શરીર ઉપરાંત મન અને આત્મા પણ હોય છે. જો તેમ ન હોય તો માબાપ અને પતી શું કામ ફક્ત પુત્રી કે પત્નીના શરીરની જરૂરીયાતો સંતોષવાનીજ સંભાળ રાખે? શા માટે તેઓ તેના મનની ઇચ્છાઓ પુરી પાડતા નથી? શું સ્ત્રીને રૂચી અરૂચીની

લાગણી નથી હોતી? જે પત્નીને પતીની સંસ્કૃતી અને રૂચી ગમતાં ન હોય તેને છંદગીભર એવા ધણી સાથે જકડાવામાં શી મજાહ આવે?

આમ છતાં આપણા સમાજના ડાહ્યા કહેવાતા લોકો પણ સમજતા નથી કે, મન ખાસ કરીને દાંપત્ય સુખમાં સરળતારૂપ કે અંતરાયરૂપ થઇ પડે છે, પક્ષીઓમાં અને પશુઓમાં માદાજ પોતાનો ભાગીદાર પસંદ કરવાનું કામ કરે છે; કારણ પોતાની જાતનાં પ્રાણીઓની પરંપરા જાળવવી અને તેમની વંશવૃદ્ધી કરવી એ માદાનું જ કામ છે. જ્યારે કુદરત જાતે પણ આવા મોટા બોધપાઠો આપી રહી છે ત્યારે અફસોસની વાત છે કે હીંદુ પુરૂષ તે તરફ ધ્યાનજ આપતો નથી!

## અંતરનું દુઃખ અને બહારનો ડોળ!

છુટાછેડાને આપણા દેશમાં શું કામ ધીક્કારવામાં આવે છે તે જોવા જેવું છે. તેની સામે એક આક્ષેપ એવો છે કે જો છુટાછેડાની રજા આપવામાં આવે તો લગ્નની સંસ્થાને કાટ ચઢે અને લોકો તદ્દન નજીવા કારણ માટે લગ્નની ગ્રંથી તોડવાનો પ્રયત્ન કરે. જો એવી બીના હોય તો હીંદુ લગ્નમાં કશી કીંમત જ ન રહે અને લગ્નનો અર્થ એવો થાય કેઃ બે અજાણ્યાં માણસો એક બીજાને પતીપત્ની તરીકે ગણે અને તે માટે પ્રેમનાં આકર્ષણથી નહી, પણ અર્થશુન્ય કાયદા અને રૂઢીની ઘાતકી સાંકળોથી જ જકડાએલાં રહે! તેમ ન હોય અને જો બે હૃદયો જાતે જ પ્રેમથી જોડાએલાં હોય તો પછી કયો કાયદો તેમને છુટાં પાડવાનો મોહ પમાડી શકે તેમ છે?

વળી બીજા લોકો એવી પણ દલીલ કરે છે કે, છુટાછેડાથી સમાજની અધોગતી અને દેશની પાયમાલી થશે. અહીં એ વાતનો ખાસ વીચાર કરવાનો છે કે, હીંદુ-સમાજમાં કન્યાઓ લગ્નનો અર્થ અને પોતાની રૂચી તેમ જ વલણ સમજી શકે એટલી મોટી થાય, તે પહેલાં જ તેમનાં લગ્ન કરી દેવામાં આવે છે! તેથી તે કન્યાઓને મોટી થતાં અને સાસરે જતાં પોતાની રૂચીથી પ્રતીકુળ હોય એવા પતી સાથે રહેવું મુસ્કેલી ભર્યું લાગે તો તેમાં કશી જ નવાઇ નથી. છતાં અણસમજુ અને પૈસાની બાબતમાં નીરાધાર હોવાથી તેઓને પોતાની લાગણીઓને ફરજીયાત દબાવી દેવાની ફરજ પડે છે. ઘણી પત્નીઓ સારી દેખાવાને વરતું બુરું ન જણાય તેથી ઉપરથી મલકાતું મ્હોં રાખે છે. કારણ કે તેઓ જાણતી હોય છે કે એ કષ્ટ સહન કર્યા વગર છુટકો નથી! પણ અંતરનું આવું દુઃખ અને બહારનો આવો ડોળ કેટલો વખત ટકી શકે? આવી સ્થીતી પતી પત્ની વચ્ચે કાયમના કંકાસ ઉપજાવે છે અને પછી તેઓ પોતાનાં કમનશીબ લગ્નને માટે પસ્તાવો કરે છે. તેના કરતાં, લગ્નના બોજા નીચે છંદગીભર ચગદાઇ જવા કરતાં, પતી પત્નીએ છુટાછેડા કરી સુખી થવું એ શું સારૂં નહીં? તેમ કરવાથી સમાજની અને દેશની પાયમાલી થશે એમ કહેતા હોય તેવાઓએ યાદ રાખવું ઘટે છે કે, પુર્વ અને પશ્ચીમમાં જાપાન અને અમેરીકા સૌથી વધારે આબાદ છે અને એજ દેશોમાં છુટાછેડા બહુ લોકપ્રીય છે. ત્યારે પછી હીંદની બાબતમાં જ ખોટો ભય રાખવાની શી જરૂર?

છુટાછેડાનો રીવાજ આપણા દેશમાં જાણીતો નથી એવી દલીલ આગળ કરી

કેટલાક લોકો તેનો વીરોધ કરે છે. તેઓ એમ કહે છે કે જમાના સુધી આપણે છુટા-છેડા વગર ચલાવી શકયા છીએ તો હવેજ તે રીવાજ દાખલ કરવાની શી જરૂર છે? પણ હીંદમાં વીવીધ સંસ્કૃતીઓનાં સંઘર્ષણોએ શું અનેક જાતનાં પરીવર્તન નથી કર્યાં?

આજનો જ સમાજ દશકાં પહેલાનાં સમાજ જેવો નથી, તો પછી સૈકા પુર્વેના સમાજ જેવો તો તે હોય જ કયાંથી? કુદરતી ક્રમ પ્રમાણે જુની સમાજરચના નાબુદ થઇ તેને સ્થાને નવી રચના ઘડાય એ સાવ સ્વાભાવીક છે. મનુષ્ય સમાજનું કલ્યાણ થાય તે માટે, માણસે કાયદા ઘડયા છે. તો પછી માણસ માટે કાયદા કે કાયદા માટે માણસ હોય છે તેનો વીચાર કરવો ઘટે. વળી હીંદુ રાષ્ટ્રે છુટાછેડાનો આશરો અત્યાર પહેલાં ન લીધો હોય તો યાદ રાખવું જોઇએ કે ત્યારે તેની જરૂર નહીં પડી હોય; કારણ તે વખતનાં લગ્નો જુદી જ રીતે થતાં હતાં. વેદના વખતનો એકે દાખલો આપણે જોતા નથી કે જેમાં કોઇપણ કન્યાને તેની મરજી વીરૂધ્ધ લગ્ન કરવાની ફરજ પાડવામાં આવી હોય અને તે વળી બહુ કાચી વયમાં. આજકાલ સ્ત્રીઓમાં જણાતાં હીસ્ટીરીઆ અને બીજાં દર્દો દબાવી દીધેલ કામોદ્દીપનનું અને શોક તેમ જ દુઃખનુંજ પરીણામ છે. હાલની લગ્ન રૂઢીની સખ્તાઇ અને અર્થશુન્યતાને લીધે દુઃખની ભોગ થએલી કેટલી બધી હીન્દુ સ્ત્રીઓ આપણા સમાજમાં પીડાય છે? આવાં કાયમના દુઃખમાંથી સ્ત્રી જાતીને ઉગારવાની શું જરૂર નથી? પુરૂષોની વીરૂધ્ધમાં નહી પણ હૃદય વીહોણા શયતાન પતની વીરૂદ્ધના બંડ તરીકે જ સ્ત્રીઓને બચાવવાની અત્યારે જરૂર છે. ઘણા પતી પોતાની સ્ત્રી ઉપર જુલ્મ કરે છે. કારણ તેમ કરવાથી તે ન્હાસી જઇ શકતી નથી કે જુલ્મનો પ્રતીકાર કરી શકતી નથી. છતાં આપણા ઘણા દેશ બંધુઓ બડાઇ મારે છે કે, આપણી ઘરરખુ સામાજીક જીંદગી એટલી સંપીલી છે કે આપણે ત્યાં છુટાછેડાનો એક પણ પ્રસંગ બનતો નથી! પણ છુટા-છેડા થતા નથી તેનો અર્થ શું એવો છે ખરો કે સમાજમાં છુટાછેડાને અનુકુળ સંજોગો નથી. સંજોગો તો છે જ પણ સ્ત્રીઓ અભણ અને નીરાધાર હોય ત્યારે કાયદાની મદદ કેવી રીતે માગી શકે એજ મહત્વનો પ્રશ્ન છે. એટલે આપણા સમાજની શાંતી સુખી અને સંતોષી એવા જીવંત માનવોની નથી, પણ મુર્દાની સ્મશાન સમી શાંતી છે!

## સ્ત્રી જાતીના હકક

જ્યાં સુધી રાષ્ટ્રની પત્નીઓ અને માતાઓને આવી રીતે ગુલામ બનાવવામાં આવે છે, ત્યાં સુધી દેશને માટે ઉન્નત અને મુકત થવાની આશા ઓછી છે. ભલે ઉપલ કીયા સુધારા જોઇએ તેટલા કરવામાં આવે, તો પણ તેથી સ્ત્રીના દુઃખનું ઉંડાણ કદી શકાશે નહી, તો પછી તેનું દુઃખ દુર તો કયાંથી જ થાય? એટલે હીંદુ પુરૂષે જીવન અને વીચારનું નવું પાનું ઉથલાવવું જોઇએ, સ્ત્રીને તેના હકો આપવા જોઇએ એટલે તેને ઉદાર કેળવણી આપવી જોઇએ. તેમ ન થાય ત્યાં જે કોઇ પોતાને માટે સ્વતંત્રતાની વાતો કરતો હોય, પણ બીજાઓને સ્વતંત્ર થવા દેવાની ના પાડતો હોય તે સ્વતંત્રતા શબ્દનો અર્થજ સમજ્યો નથી એમ કહેવું જોઇએ. તેના અર્થ પ્રમાણે સ્વતંત્રતા એટલે એકપક્ષી બેહદ છુટાપણું–પ્રગતી કરનારી શકતી નહી, પણ જીવનના લ્હાવા લેવાની મુક્તી જ છે.

એવાઓએ ભુલવું નહીં જોઇએ કે "જે હાથ ઘોડીયાની દોરી ઝાલે છે તેજ હાથ દુનીયા ઉપર રાજ્ય ચલાવે છે" અને જ્યારે તે હાથને સ્વતંત્ર જીંદગી અને ઉદાર આદર્શો આપવામાં ન આવે ત્યારે નવા જન્મેલા બાળકને સદ્‌ગુણ અને બળનું દાન તે હાથ કેવી રીતે આપી શકે? જ્યારે તે હાથ હૃદયવીહોણી રૂઢીથી બંધાએલા હોય ત્યારે ગુલામગીરીના ગાયન વગર બીજું તે શું શીખવી શકે? અનુભવથી આગળ કોણ જઇ શકે તેમ છે? એટલે જે સ્ત્રી ગુલામી, ચેતન વીહોણા ત્યાગ અને દૈવવાદના કાયરધર્મને અનુભવતી હોય તેવી સ્ત્રી પોતાનાં બચ્ચાંઓને શું પ્રેરણા આપી શકવાની હતી? શું આવી સ્ત્રીઓના ખોળામાં ભવીષ્યના કીર્તીવંત હીંદુસ્થાનની ઇમારત ચણાશે?

# સ્ત્રી શક્તિમાં જાગૃતિ

: લેખક :

**સૌ. મધુરીકા મહેતા**

સંપુર્ણ સ્વતંત્રતાની હાકલ પડી, ત્યારથી જ હીંદુસ્થાનની સ્ત્રી શક્તીમાં જાગૃતી આવી ગઇ છે. સ્ત્રી શક્તીની આ જાગૃતી કંઇ છેક જ નવી નથી, હીંદુસ્થાનનો સ્ત્રી સમાજ છેલ્લાં દશ વર્ષથી રાષ્ટ્રીય ચળવળોમાં મોટા પ્રમાણમાં ભાગ લેતો આવ્યો છે. બારડોલીના કરભંગની લડતમાં સ્ત્રીઓનો ફાળો જેવો તેવો નહોતો એ વાત ખરી; પરંતુ લાહોર મહાસભાના ઠરાવ પછી આરંભાયલા યુદ્ધમાં સ્ત્રીઓએ જે ભાગ ભજવવા માંડયો, તેનો સ્વીકાર તો સલ્તનતના પ્રતીનીધીઓને વીરમગામમાં, ધરસાણામાં, મુંબાઇમાં, મદ્રાસમાં, દીલ્હીમાં એમ અનેક સ્થળે કરવો જ પડયો છે. કોઇક સ્થળે તેમણે સ્ત્રીઓ ઉપર હીચકારા હુમલા કરવાની દશાએ ઉતરી પડીને વીરમગામની માફક એ સ્વીકાર કરવાની ફરજ પડી છે, કોઇક સ્થળે સ્ત્રી જાતના સ્ત્રીત્વને આગળ કરી, તેની સરદારી નીચે લડતા સત્યાગ્રહીઓને અનેક ઉપાલંભ આપ્યા પછી, સ્ત્રી સન્માનના પોતાના બધા જ ઢોંગને ફગાવી દઇ ધારાસણામાં કર્યું તેમ સરોજીની નાયડુ જેવાં, પોલીસની લાઠી ઝીલવા તૈયાર થયેલી વીરાંગનાને કેદ કરીને, કોઇક સ્થળે એ શક્તીનાં પ્રાબલ્યના પુરને ખાળી નહીં શકવાથી બહાવરી બનીને મુંબાઇમાં કમલાદેવી ચટ્ટોપાધ્યાયને, દીલ્હીમાં સત્યવતી દેવીને અને મદ્રાસમાં રૂકિમણી લક્ષ્મીપતીને પકડીને સજા કરી, પોતાની અશક્તી સ્વીકારવા સીવાય તેનો છુટકો થયો નથી.

આ સ્ત્રી શક્તી તેમ છતાં ડગી કે ડરી ગઇ નથી, વીરમગામમાં ભયંકર અત્યાચાર ના ભોગ થવા છતાં ગુજરાતમાં ઠામેઠામ દારૂ અને પરદેશી કાપડની ચોકીમાં સ્ત્રીઓ પ્રશંસનીય કાર્ય કરી રહી છે, મુંબઇમાં તો સ્વદેશ સેવીકાઓએ કેસરીયાં જ કર્યાં છે, મુંબાઇનાં પરામાં પણ દારૂ–તાડીની દુકાનો પર એ શક્તીની જ ચોકી છે, દીલ્હીમાં અન્યાયી હુકમોનો સવીનયભંગ તેમણે ફરી ફરીને નીર્ભયતાપુર્વક કર્યો છે.

એ જાગૃત સ્ત્રી શક્તીના કાર્યની કસોટી તો હવે જ થશે. લોર્ડ અરવીને કેવળ સ્ત્રીઓ-દ્વારા ચાલતી વીદેશી કાપડની દુકાનોની તેમજ દારૂ–તાડીનાં પીઠાંની ચોકીની સામે ઓર્ડીનન્સનું વીકરાળ શસ્ત્ર ઉગામીને, બ્રીટીશ સલ્તનતના હીંદમાંના મોટામાં મોટા પ્રતીનીધી તરીકે, તેમની શક્તીનો સ્વીકાર કર્યો છે. હીંદુસ્થાનના સ્ત્રી વર્ગ માટે આ ખરેખર પ્રશંસનીય છે.

અત્યાર સુધી હીંદુસ્થાનનાં બાળકો તેમ જ આ દેશના યુવકો પરદેશી સ્ત્રીઓએ જુદ્ધમાં બતાવેલાં પરાક્રમો તેમજ દેશભક્તી માટે આપેલા ભોગોનાં વર્ણનો વાંચીને સંતોષ માનતા, તેમાંના કેટલાક લાગણીવાળાઓ પોતાના દેશની સ્ત્રી શક્તી માટે એવું ઉજ્વલ ભાવીને કલ્પના કરતા. તેમની કલ્પનાઓ આજે ફલીત થાય છે, આજે આ દેશના વાચકને માટે, ભારતવર્ષની સ્ત્રી શક્તી નવો જ ઇતીહાસ રચે છે. અલબત્ત પ્રાચીન કાળે તેમજ થોડાંક વર્ષો પહેલાં છુટી છુટી

સ્ત્રી શક્તીની ચીનગારીઓ ચમકી ચમકીને ભારતના ઇતીહાસને દીપાવી ગઇ છે, પરંતુ આવડી મોટી સલ્તનત સામેની લડતમાં હીંદુ, મુસલમાન, શીખ, પારસી–તમામ કોમોની સ્ત્રીઓ સામુદાયીક ઢબે લડવા નીકળે તેવો પ્રસંગ તો આ પહેલો જ છે.

આ બહેનોએ મીસ મેયો જેવી ભાડુતી ગટર મુકાદમનાં અનેક જુઠાણાંનો, તેમ જ બ્રીટનના શાહી તેમ જ મુડીવાદી વર્ગ તરફથી તેમના દેશમાં હીંદુસ્થાનની સ્ત્રીઓ માટે જે તીરસ્કાર ભરી ગંદી ચળવળ વર્ષોથી ચલાવે રાખી છે તેનો, સુંદરમાં સુંદર જવાબ વાળ્યો છે. તેમની આ જાગૃતીથી ભારતવર્ષની મહીલાઓને જગતના તમામ દેશોમાં ગૌરવથી ચાલવાનો હક્ક પ્રાપ્ત થયો છે, એટલું જ નહીં, પણ તેથી હીંદુસ્થાનના પુરૂષ વર્ગને સુદ્ધાં ઉંચે મસ્તકે વીશ્વની કોઇ પણ પ્રજાના મર્દો સાથે વાત કરવાની તક તેમણે આપી છે.

હીંદુસ્થાનની સ્ત્રી શક્તીમાં આટલી જાગ્રતી ન આવી હોત તો સારોય હીંદ જાગ્યો છે એમ કહી ન શકાત, પણ હીંદનું અધું અંગજ જાગ્યું છે એમ કહેવું પડત; અને ત્યાં સુધી સંપુર્ણ સ્વતંત્રતાનો હીંદનો દાવો અધુરો મનાત. શાહીવાદીઓનાં દીલમાં ત્યાં સુધી થથરાટની લાગણી ઉત્પન્ન થાત નહીં.

સ્ત્રી શક્તીની આ અપુર્વ જાગ્રતીની અસર માત્ર વર્તમાનયુદ્ધ પુરતી જ નથી, પણ ભાવી પ્રજા સુધી તે લંબાવાની છે. જે માતાઓ આજે આ યુદ્ધમાં જોડાઇ હશે, તેનાં સંતાનો શું કાયર રહી શકશે, શું પરતંત્રતાને પ્યારી ગણી ગુલામી દશામાં જીવી શકશે? જે કીશોરીકાઓ કેસરીયાં કરી નીકળી છે, તેમના પતીઓ પારકી ગુલામીની ધુંસરી ખાંધે લઇને જીવંતમુર્દાની દશાનું જેવું જીવન ભોગવી શકશે? જે બાલાઓની નજર સમક્ષ સ્ત્રી શક્તીની અપુર્વ જાગ્રતીનો આજનો ઇતીહાસ રચાઇ રહ્યો છે તે જ્યારે ઉમ્મરલાયક થશે ત્યારે, શું કોઇ ગુંડો, કોઇ કાયર તેની સામે ફાટી આંખે જોવાની હીંમત કરી શકશે? તે શું સ્વતંત્ર દેશની પુત્રીઓમાં તેના સમાન હક્કથી બીરાજવાને માટે અપાત્ર રહેશે? નહીં, નહીં અને નહીં જ.

કોઇપણ પરાધીન દેશને સ્વતંત્રતાની પ્રાપ્તી માટે જે તપ, જે આપભોગ અને જે કષ્ટમાંથી પસાર થવું પડે છે, તે આજે હીંદમાં બની રહ્યું છે એમ થયું ન હોત તો ભારતની સ્વતંત્રતા દુર ગઇ હોત.

ત્યારે, જે સ્ત્રી વર્ગે દેશની સ્વતંત્રતા મેળવવામાં આટલી જાગૃતી બતાવી છે, જે સ્ત્રીસમાજની જાગૃતીથી 'સાબુત કાંડાં બાવડાં,' માટે જાતે અભીમાન લેનારી એક સામ્રાજ્યસત્તા પણ ધ્રુજી ઉઠી છે, તે સ્ત્રી શક્તીને શું હીંદુઓનો સમાજ, પોતાના જરાજીર્ણ વીચારોના, સળી ગએલાં રૂઢીનાં પાંજરામાં કેદ રાખી શકશે? આનો જવાબ સાદામાં સાદી બુધ્ધીનું માણસ તો નકારમાં આપશે. પણ હીંદમાં તેનો જવાબ હકારમાં વાળે, તેવી મનોદશાવાળો એક સમુહ હજી પડેલો છે. એ સમુહની હઠ, જીદ, દુરાગ્રહ અનીષ્ઠ રૂઢીપ્રીયતા, ખોટી પ્રતીષ્ઠાનું ઉં–હું, દુર કરાવવા, અને જાગૃત સ્ત્રી શક્તીને ઘરમાં અને બહાર મનુષ્યની માફક સ્વતંત્ર બનાવવાના કામમાં સાથ આપવો તે, આ કારણને લઇને જ ફર્જ સમાન થઇ પડે છે, સ્ત્રીઓની જાગૃતીનાં, તેમની કામગીરીનાં, એમના આપભોગનાં વખાણ કરવા નીકળનારાઓ માત્ર આ એકજ વાત યાદ રાખશે, તો તેમણે મનુષ્ય તરીકેની પોતાની જવાબદારીનો ડહાપણભરી રીતે વીચાર કર્યો હતો, એવું એમના સમયની અને તે પછીની દેશ તેમજ પરદેશની જનતા કહેશે. તેમાં તેઓ જેટલે અંશે ચુક કરશે, તેટલે અંશે સ્વાર્થી સ્વતંત્રતાવાંચ્છુઓ તરીકે તેમની ચારે તરફ નીંદા થશે.

# નોંધ

## સમાધાનીના સુર

સાબરમતીના સંત મહાત્મા ગાંધીજીએ લાહોર મહાસભાએ પસાર કરેલા સંપુર્ણ સ્વાતંત્ર્યના સંગ્રામનો આરંભ મીઠાના કરભંગથી શરૂ કર્યો, અને તે માટે જ્યારે અમદાવાદથી ઐતીહાસીક કુચનો આરંભ કર્યો,—તે પહેલાં જોકે સમાધાનની ૧૧ શરતો તેમણે હીંદમાંના બ્રીટીશ સામ્રાજ્યના પ્રતીનીધી સમક્ષ સ્વાતંત્ર્ય સંગ્રામનો આરંભ અટકાવવાના ઉપાય તરીકે રજુ કરી હતી, અને વાઇસરોયે તે સ્વીકારી નહોતી, એટલું જ નહીં પણ વીવેકભર્યો પ્રત્યુત્તરે વાળ્યો નહોતો—ત્યારે જણાવ્યું હતું કે, હવે તો સંપુર્ણ સ્વતંત્રતાને મેળવ્યા વીના હું કદી યે સાબરમતીના ઉદ્યોગાશ્રમમાં પાછો વળવાનો નથી. તે વાતને પુરા અઢી મહીના થયા નથી, તેટલામાં મહાત્માજીએ યરવડાની જેલમાં 'ડેલી હેરલ્ડ'ના પ્રતીનીધી સાથેની મુલાકાતમાં વળી પાછા સમાધાનીના સુર કાઢયા છે. અને તે માત્ર નીચેની ચાર શરતો જ આગળ ધરી છે:

[૧] ગોળમેજી પરીષદના કામકાજની રીતોની જે શરતો પ્રસીદ્ધ કરવામાં આવે તેમાં હીંદને 'સ્વતંત્રતાનું તત્વ' મળે તેવું બંધારણ ઘડવાની શરત દાખલ કરવી;

[૨] મીઠાવેરો રદ કરવાની બાબતમાં, દારૂની બંધીની બાબતમાં અને પરદેશી કાપડ ઉપર અટકાવ મુકવાની બાબતમાં ગાંધીજીની જે માગણીઓ છે તે વીષે તેમને સંતોષ મળે તેમ કરવું;

[૩] સવીનય ભંગની લડત અટકે તેની સાથે સાથેજ રાજદ્વારી કેદીઓને છોડી મુકવા.

[૪] ગાંધીજીએ વાઇસરોય પર લખેલા પત્રમાં બાકી રહેલા સાત મુદ્દાઓની ચર્ચા ભવીષ્યમાં ઉપાડી લેવા ઉપર મુલતવી રાખવી.

સમાધાનીની ગાંધીજીની આ શરતો, જેમાં માત્ર પહેલી શરત શીવાયની બીજી શરતોની અત્યારે ખાસ ગણના કરવામાં આવે તેમ છેજ નહીં, તે જોતાં, અને બીજી બાજુ દેશ તરફથી સંપુર્ણ સ્વતંત્રતાના સંગ્રામમાં ગાંધીજીને પ્રજાને દીધેલા સાથને સરખાવતાં કોઇ પણ માણસને નીરાશા થવા સીવાય નહીંજ રહે.

કેમકે 'ડેલી હેરલ્ડ'ના પ્રતીનીધી મી૰ સ્લોકોમ્બ સાથેની વાતચીતમાં ગાંધીજીએ, પોતાની સ્વાભાવીક સરળતાથી એ વાત પણ સ્વીકારી લીધી છે કે, 'સંસ્થાનો જેવું સ્વરાજ્ય' એનો અર્થ આ દેશની નોકરશાહી કંઇક જુદો કરે છે માટે મેં સંપુર્ણ સ્વતંત્રતા એ શબ્દ વાપર્યો છે, અર્થાત્ તેમણે હવે 'સંપુર્ણ સ્વતંત્રતા'ની પોતાની વ્યાખ્યાને પણ ઘણી જ મર્યાદીત બનાવી છે. કેમકે "સંપુર્ણ સ્વાતંત્ર્ય"નો ઠરાવ મહાસભાના લાહોરના અધીવેશનમાં રજુ કરતી વખતે, તેમણે જ કહ્યું હતું કે:

"આ ઠરાવ કરો છો તેથી તમારા પ્રતીનીધીઓ કોઇપણ 'રાઉંડ ટેબલ કોન્ફરન્સ'માં કદી જઈ ન શકે એવો અર્થ નથી. એવો પ્રસંગ આવે પણ ખરો કે જ્યારે એ લોકોને પુરી પડમાં જવાપણું હોય. એટલી વસ્તુ ઠરાવમાં નાંખવામાં હું કશું માઠું નથી જોતો. હા, જયાં 'ડુમીનીયન સ્ટેટસ'ની જ ચર્ચા થવાની

સ્ત્રી શક્તીની ચીનગારીઓ ચમકી ચમકીને ભારતના ઇતીહાસને દીપાવી ગઇ છે, પરંતુ આવડી મોટી સલ્તનત સામેની લડતમાં હીંદુ, મુસલમાન, શીખ, પારસી–તમામ કોમોની સ્ત્રીઓ સામુદાયીક ઢબે લડવા નીકળે તેવો પ્રસંગ તો આ પહેલો જ છે.

આ બહેનોએ મીસ મેયો જેવી બાહુતી ગટર મુકાદમનાં અનેક જુઠાણાંનો, તેમ જ બ્રીટનના શાહી તેમ જ મુડીવાદી વર્ગ તરફથી તેમના દેશમાં હીંદુસ્થાનની સ્ત્રીઓ માટે જે તીરસ્કાર ભરી ગંદી ચળવળ વર્ષોથી ચલાવે રાખી છે તેનો, સુંદરમાં સુંદર જવાબ વાળ્યો છે. તેમની આ જાગૃતીથી ભારતવર્ષની મહીલાઓને જગતના તમામ દેશોમાં ગૌરવથી ચાલવાનો હક્ક પ્રાપ્ત થયો છે, એટલુંજ નહીં, પણ તેથી હીંદુસ્થાનના પુરૂષ વર્ગને સુદ્ધાં ઉંચે મસ્તકે વીશ્વની કોઇ પણ પ્રજાના મર્દો સાથે વાત કરવાની તક તેમણે આપી છે.

હીંદુસ્થાનની સ્ત્રી શક્તીમાં આટલી જાગ્રતી ન આવી હોત તો સારોય હીંદ જાગ્યો છે એમ કહી ન શકાત, પણ હીંદનું અર્ધું અંગજ જાગ્યું છે એમ કહેવું પડત; અને ત્યાં સુધી સંપુર્ણ સ્વતંત્રતાનો હીંદનો દાવો અધુરો મનાત. શાહીવાદીઓનાં દીલમાં ત્યાં સુધી થથરાટની લાગણી ઉત્પન્ન થાત નહીં.

સ્ત્રી શક્તીની આ અપુર્વ જાગ્રતીની અસર માત્ર વર્તમાનયુદ્ધ પુરતી જ નથી, પણ ભાવી પ્રજા સુધી તે લંબાવાની છે. જે માતાઓ આજે આ યુદ્ધમાં જોડાઇ હશે, તેનાં સંતાનો શું કાયર રહી શકશે, શું પરતંત્રતાને પ્યારી ગણી ગુલામી દશામાં જીવી શકશે? જે કીશોરીકાઓ કેસરીયાં કરી નીકળી છે, તેમના પતીઓ પારકી ગુલામીની ધુંસરી ખાંધે લઇને જીવંતમુર્દાંની દશા જેવું જીવન ભોગવી શકશે? જે બાલાઓની નજર સમક્ષ સ્ત્રી શક્તીની અપુર્વ જાગ્રતીનો આજનો ઇતીહાસ રચાઇ રહ્યો છે તે જ્યારે ઉમ્મરલાયક થશે ત્યારે, શું કોઇ ગુંડો, કોઇ કાયર તેની સામે ફાટી આંખે જોવાની હીંમત કરી શકશે? તે શું સ્વતંત્ર દેશની પુત્રીઓમાં તેના સમાન હક્કથી બીરાજવાને માટે અપાત્ર રહેશે? નહીં, નહીં અને નહીં જ.

કોઇપણ પરાધીન દેશને સ્વતંત્રતાની પ્રાપ્તી માટે જે તપ, જે આપભોગ અને જે કષ્ટમાંથી પસાર થવું પડે છે, તે આજે હીંદમાં બની રહ્યું છે એમ થયું ન હોત તો ભારતની સ્વતંત્રતા દુર ગઇ હોત.

ત્યારે, જે સ્ત્રી વર્ગે દેશની સ્વતંત્રતા મેળવવામાં આટલી જાગૃતી બતાવી છે, જે સ્ત્રીસમાજની જાગૃતીથી 'સાબુત કાંડાં બાવડાં,' માટે જાતે અભીમાન લેનારી એક સામ્રાજ્યસત્તા પણ ધ્રુજી ઉઠી છે, તે સ્ત્રી શક્તીને શું હીંદુઓનો સમાજ, 'પોતાના જરાજીર્ણ વીચારોના, સળી ગએલાં રૂઢીનાં પાંજરાંમાં કેદ રાખી શકશે? આનો જવાબ સાદામાં સાદી બુધ્ધીનું માણસ તો નકારમાં આપશે. પણ હીંદમાં તેનો જવાબ હકારમાં વાળે, તેવી મનોદશાવાળો એક સમુહ હજી પડેલો છે. એ સમુહની હઠ, જીદ, દુરાગ્રહ અનીષ્ઠ રૂઢીપ્રીયતા, ખોટી પ્રતીષ્ઠાનું ઉં–હું, દુર કરાવવા, અને જાગૃત સ્ત્રી શક્તીને ઘરમાં અને બહાર મનુષ્યની માફક સ્વતંત્ર બનાવવાના કામમાં સાથ આપવો તે, આ કારણને લઇને જ ફર્જ સમાન થઇ પડે છે, સ્ત્રીઓની જાગૃતીનાં, તેમની કામગીરીનાં, એમના આપભોગનાં વખાણ કરવા નીકળનારાઓ માત્ર આ એકજ વાત યાદ રાખશે, તો તેમણે મનુષ્ય તરીકેની પોતાની જવાબદારીનો ડહાપણભરી રીતે વીચાર કર્યો હતો, એવું એમના સમયની અને તે પછીની દેશ તેમજ પરદેશની જનતા કહેશે. તેમાં તેઓ જેટલે અંશે ચુક કરશે, તેટલે અંશે સ્વાર્થી સ્વતંત્રતાવાંચ્છુઓ તરીકે તેમની ચારે તરફ નીંદા થશે.

# નોંધ

## સમાધાનીના સુર

સાબરમતીના સંત મહાત્મા ગાંધીજીએ લાહોર મહાસભાએ પસાર કરેલા સંપુર્ણ સ્વાતંત્ર્યના સંગ્રામનો આરંભ મીઠાના કરભંગથી શરૂ કર્યો, અને તે માટે જ્યારે અમદાવાદથી ઐતીહાસીક કુચનો આરંભ કર્યો,—તે પહેલાં જોકે સમાધાનની ૧૧ શરતો તેમણે હીંદમાંના બ્રીટીશ સામ્રાજ્યના પ્રતીનીધી સમક્ષ સ્વાતંત્ર્ય સંગ્રામનો આરંભ અટકાવવાના ઉપાય તરીકે રજુ કરી હતી, અને વાઇસરોયે તે સ્વીકારી નહોતી, એટલું જ નહીં પણ વીવેકભર્યો પ્રત્યુત્તરે વાળ્યો નહોતો—ત્યારે જણાવ્યું હતું કે, હવે તો સંપુર્ણ સ્વતંત્રતાને મેળવ્યા વીના હું ફરી યે સાબરમતીના ઉદ્યોગાશ્રમમાં પાછો વળવાનો નથી. તે વાતને પુરા અઢી મહીના થયા નથી, તેટલામાં મહાત્માજીએ યરવડાની જેલમાં 'ડેલી હેરલ્ડ'ના પ્રતીનીધી સાથેની મુલાકાતમાં વળી પાછા સમાધાનીના સુર કાઢ્યા છે. અને તે માત્ર નીચેની ચાર શરતો જ આગળ કરી છે:

[૧] ગોળમેજી પરીષદના કામકાજની રીતોની જે શરતો પ્રસીદ્ધ કરવામાં આવે તેમાં હીંદને 'સ્વતંત્રતાનું તત્વ' મળે તેવું બંધારણ ઘડવાની શરત દાખલ કરવી;

[૨] મીઠા વેરો રદ કરવાની બાબતમાં, દારૂની બંધીની બાબતમાં અને પરદેશી કાપડ ઉપર અટકાવ મુકવાની બાબતમાં ગાંધીજીની જે માગણીઓ છે તે વીષે તેમને સંતોષ મળે તેમ કરવું;

[૩] સવીનય ભંગની લડત અટકે તેની સાથે સાથેજ રાજદ્વારી કેદીઓને છોડી મુકવા.

[૪] ગાંધીજીએ વાઇસરોય પર લખેલા પત્રમાં બાકી રહેલા સાત મુદ્દાઓની ચર્ચા ભવીષ્યમાં ઉપાડી લેવા ઉપર મુલતવી રાખવી.

સમાધાનીની ગાંધીજીની આ શરતો, જેમાં માત્ર પહેલી શરત શીવાયની બીજી શરતોની અત્યારે ખાસ ગણના કરવામાં આવે તેમ છેજ નહીં, તે જોતાં, અને બીજી બાજુ દેશ તરફથી સંપુર્ણ સ્વતંત્રતાના સંગ્રામમાં ગાંધીજીને પ્રજાને દીધેલા સાથને સરખાવતાં કોઇ પણ માણસને નીરાશા થવા સીવાય નહીં જ રહે.

કેમકે 'ડેલી હેરલ્ડ'ના પ્રતીનીધી મી૦ સ્લોકોમ્બ સાથેની વાતચીતમાં ગાંધીજીએ, પોતાની સ્વાભાવીક સરળતાથી એ વાત પણ સ્વીકારી લીધી છે કે, 'સંસ્થાનો જેવું સ્વરાજ્ય' એનો અર્થ આ દેશની નોકરશાહી કંઇક જુદો કરે છે માટે મેં સંપુર્ણ સ્વતંત્રતા એ શબ્દ વાપર્યો છે, અર્થાત્ તેમણે હવે 'સંપુર્ણ સ્વતંત્રતા'ની પોતાની વ્યાખ્યાને પણ ઘણી જ મર્યાદીત બનાવી છે. કેમકે "સંપુર્ણ સ્વાતંત્ર્ય" નો ઠરાવ મહાસભાના લાહોરના અધીવેશનમાં રજુ કરતી વખતે, તેમણે જ કહ્યું હતું કે:

"આ ઠરાવ કરો છો તેથી તમારા પ્રતીનીધીઓ કોઇપણ 'રાઉંડ ટેબલ કોન્ફરન્સ'માં કદી જઈ ન શકે એવો અર્થ નથી. એવો પ્રસંગ આવે પણ ખરો કે જ્યારે એ લોકોને પરી ષદમાં જવાપણું હોય. એટલી વસ્તુ ઠરાવમાં નાંખવામાં હું કશું ભાડું નથી જોતો. હા, નયા 'ડુમીનીયન સ્ટેટસ'ની જ ચર્ચા થવાની

હોય ત્યાં તમારા પ્રતીનીધીઓ નથી ભાગ લઈ શકતા, જ્યાં 'આઝાદી' ની ચર્ચા થવાની હોય ત્યાં જ તેઓ જઈ શકે છે."

[નવજીવન: તા૦ ૫ : ૭ : ૩૦]

એ ઠરાવ પસાર થયો ત્યાર પહેલાં ગાંધીજીની સાથે તે વીષે ચર્ચાઓ થઇ હતી. તે વખતે કોઇએ તેમને પુછ્યું કે: "આવા વાતાવરણમાં એવો [સંપુર્ણ સ્વતંત્રતાનો] ઠરાવ કરવો એના કરતાં 'રાઉંડ ટેબલ કોન્ફરન્સ' માં જવું શું ખોટું? તેના જવાબમાં ગાંધીજીએ આમ કહ્યું હતું:

"ત્યાં જઇને આપણે કેવું પ્રદર્શન કરીએ તેની તમને કલ્પના છે? એક આમ તાણશે અને એક તેમ તાણશે અને આપણા ભુક્કા થઈ જવાના છે. [નવજીવન: તા૦ ૧ : ૨ : ૩૦]

વળી મી૦ બી. ડી. લાઇટ નામના હોલંડના એક અહીંસાવાદીએ ગાંધીજીને પત્ર લખ્યો તેમાં તેણે પુછાવ્યું હતું કે: "આપનો દેશ 'ડુમીનીયન સ્ટેટસ' મેળવશે એટલે એને સામ્રાજ્યાંતર્ગત રહેવું પડવાનું, અને એ શસ્ત્રસજ્જ થશે એટલે તે માટે પરદેશી ધન ઉપર, પરદેશી બેંક ઉપર એને આધાર રાખવો પડવાનો, અને પરદેશી ધનીકો આજે વીશ્વનું સાંસ્રાજ્ય મેળવવાનું બીડું ઝડપીને બેઠા છે એ તો આપ જાણો છો... આજે તો બધી પીડીત પ્રજા અને કોમોનું સંગઠન કરીને પીડનારી પ્રજાના પંજામાંથી તેમને છોડવાની લડત લડાવી જોઇએ."

તેનાં જવાબમાં ગાંધીજીએ કહ્યું હતું કે: "'ડુમીનીયન સ્ટેટસ'ની વાત જ હવે ઉડી ગઇ છે એટલે તેમાંથી ઉપજતા મુદ્દાની આજે ચર્ચા કરવાની જરૂર નથી."

[નવજીવન: તા૦ ૨ : ૧ : ૩૦]

આમ લાહોરની મહાસભા મળી ગયા પછી અનેક વખત ગાંધીજીએ જાહેર કર્યું હતું કે, 'ડુમીનીયન સ્ટેટસ' ની ચર્ચા કરવા હવે મહાસભાવાદીઓ લંડન કદીજ નહીં જાય. અને એમનાં એ વચનો ઉપરના વીશ્વાસને લીધે જ, હીંદી પ્રજાએ સંપુર્ણ સ્વાતંત્ર્યના સંગ્રામના પહેલા પગલા સમી મનાયલી મીઠાના કરભંગની લડતમાં આટલા મોટા પ્રમાણમાં સાથ આપ્યો હતો. તેમ છતાં અગાઉ અનેક વખત બની ગયું હતું તેમ, ગાંધીજીએ આ વખતે પણ એકાએક પોતાની સમાધાનશીલ વૃત્તીનો પરચો પ્રજાને બતાવી આપ્યો છે. અમને આથી લગારે અજાયબી થઇ નથી, અમે તો એમ માનતા જ હતા કે, બારડોલીમાં ચૌરી-ચૌરાના નીમી-તે તેમણે જેમ પ્રચંડ લડતને એકદમ અટકાવી, આખા મામલાને હીંદની વીરુદ્ધ પલટાવી નાખ્યો હતો, તેવું આ લડતમાં યે થવા સીવાય રહેવાનું નથી જ. પરંતુ જેઓ એમ જ માની બેઠા હતા કે, 'હવે તો બાપુજી સંપુર્ણ સ્વતંત્રતા લીધા વીના આશ્રમ તરફ પાછા આવવાના જ નથી,' તેવા અનેક શ્રદ્ધાળુ માણસોને આથી જરૂર નીરાશા થશે જ.

## સમાધાનીનું ભયંકર પરીણામ:

અલબત્ત આ લડતમાં લાખ્ખો માણસો ભાગ લઇ રહ્યા છે, પરંતુ તે વાસ્તવીક અર્થમાં જનતાની લડત છે જ નહીં. ગામડાંના આમવર્ગનો મોટામાં મોટો ભાગ હજુ આ લડતથી અલીપ્તજ રહેલો છે. એટલે વધુમાં વધુ આ લડત વચલા વર્ગના મુડીવાદીઓથી માંડીને વચલા વર્ગના મગજના મજુરો સુધી વ્યાપી છે. અને તેથી અમને ભય રહે છે કે, બાપુજીની ચાર શરતોમાં સંપુર્ણ સ્વરાજ્યનો સર્વસાર જોવાની એ વર્ગની શ્રદ્ધાળુ વૃત્તી હવે ઉપર તરી આવે, અને હાલ તુરત તેથી મળતા લાભ તરફ

ગોળમેજી પરીષદ માટે જે ભય બતાવ્યો હતો તેજ ભય અત્યારે પણ ખરો પડશે, અને હીંદીઓએ આપેલા ભોગ નીષ્ફલ નીવડશે. મવાળ પક્ષના રાજ્યદ્વારીઓનો સારો યે ઇતીહાસ ઉદ્દામ વીચારના રાજદ્વારીઓના આપભોગથી તૈયાર થયેલી તકનો લાભ લેવામાં જ રચાયલો છે. હીંદમાં જ આમ બને છે કે બનવું જોઇએ તેમ પણ નથી, દુનીયાના તમામ મવાળ રાજ્યદ્વારીઓનો ઇતીહાસ એજ બતાવે છે. પરંતુ મહાસભાના નૌજવાન સભ્યો આજ સુધીના પોતાના અનુભવને દગો નહીં જ દે, અને ગાંધીજીએ જે માંગણી સમાધાની માટે આગળ ધરી છે, તે તો આટલા ભોગ આપ્યા વીના પણ મળી શક્યું હોત તે ખ્યાલમાં રાખીને, તેટલાથી ગોળમેજી પરીષદની ચર્ચામાં કંઇ પરીવર્તન થવાનું નથી, કે સમસ્ત હીંદીઓનું ભયંકર અપમાન કરનાર 'સાયમન સાનડી' ના રીપોર્ટનું મહત્વ સ્વીકાર્યા વીના છુટકો થવાનો નથી. એમ થયું એટલે તો, સાદી ભાષામાં કહેતાં એજ અર્થ થયો કે, સાયમન સાતડી સામેનો હીંદીઓનો વીરોધ, સંપુર્ણ સ્વતંત્રના માટેની હીંદીઓની લડત અને તે માટે અપાયલા ભોગ બધું જ ધુળમાં ગયું છે. અને બ્રીટીશ મુત્સદ્દીઓનું જ ધાર્યું આખરે સફળ થયું છે.

## મહાસભા સમીતીનું અપમાન?

અલાહાબાદમાં મળેલી મહાસભા સમીતી એક તરફથી તા૦ ૧૩ મી મેના દીવસે ઠરાવ પસાર કરીને "કર નહીં ભરવાની લડત આરંભવાનો સમય હવે આવી પહોંચ્યો છે" એમ જાહેર કરી, પ્રાંતીક સમીતીઓને તેની પ્રચંડ તૈયારી કરવાની ભલામણ કરે છે, બીજી તરફથી કામદાર પક્ષ તરફથી "હીંદમાં રાજ્ય ચલાવવા" માટે ગમે તે પગલાં ભરવાની હીંદી વઝીર પોતાની તૈયારી બતાવે છે, હીંદમાં વાઇસરોય પોલીસના જુલ્મી અત્યાચારોનો બચાવ કરી, કાયદો અને વ્યવસ્થા સખ્ત રીતે ચલાવવાની હીમાયત કરે છે, [અમે યંત્ર ઉપર જઇએ છીએ તે વખતે કર નહીં ભરવાની લડતની સામે, તેમજ કાપડ અને દારૂની દુકાનોની ચોકીની સામે વાઇસરોયે બે ઓર્ડીનન્સરૂપી હથોડા ઉગામી પણ દીધાનું હવે તો જાહેર સુદ્ધાં થઇ ગયું છે] ઉમરાવોની સભા મહાસભા સમીતીની સંસ્થાઓને કચડી નાખવાની ધમકીઓ આપે છે. આ દેશમાં પોલીસ અહીંસાત્મક રીતે લડતા સ્વયંસેવકોને ગેરકાયદેસર રીતે લાઠીઓ અને બંદુકના કુંદા ઠોકી ઠોકી ઘાયલ કરી રહી છે. આમ આપખુદી અને અત્યાચારનો પાર નથી, પેશાવર તેમજ સોલાપુરમાં પ્રજાકીય તપાસનો અસ્વીકાર થઇ રહ્યો છે, મુંબાઇમાં વ્યાપારી મંડળ જેવાઓના સરઘસને જાહેર રસ્તાઓ ઉપરથી પસાર થવા દેવાની ના પાડવામાં આવે છે, તેવે સમયે સમાધાનીની વાત કોઇપણ સ્વમાનશીલ અને ખાસ કરીને મહાસભાવાદી હીંદી કરી જ શકે નહીં. તેમ કરવું એટલે મહાસભા સમીતીનું ભયંકર અપમાન છે, એટલે પર્યાયે રાષ્ટ્રની મહાન મનાવવામાં આવતી રાષ્ટ્રીય મહાસભાનું જ અપમાન છે. એ અપમાન ગાંધીજીને લીધે થતું હોય કે સરકારી તંત્ર તરફથી થતું હોય, બન્ને સરખું જ છે. મહાસભા અને પાર્લામેન્ટ એ બે સંસ્થાઓની પ્રતીષ્ઠાનાં ઘર્ષણ શરૂ થયાં છે. તેવે વખતે હીંદના કરોડો નૌજવાનો, તેમજ મધ્યમવર્ગના રાષ્ટ્રભક્તો રાષ્ટ્રીય મહાસભાનું હાથે કરીને અપમાન થવા દેશે ખરા?

## વાંઝીયા ખુલાસાઃ

થોડાક સમય દરમીયાન હીંદુસ્થાનના વાઇસરોયથી માંડીને પાર્લામેન્ટની બન્ને સભાઓમાં હીંદી વઝીર તેમજ ક્ષમદાર સરકારના પ્રતીનીધી અને બ્રીટનના મુખ્ય પ્રધાને ગોળમેજી પરીષદને લગતા વાંઝીયા ખુલાસા કર્યા છે. તેમાં સાયમન વૃતાંતની પ્રસીદ્ધીની તીથીઓ, તેની કીંમત અને ગોળમેજી પરીષદની બેઠક મળવાના દીવસની જાહેરાત સીવાય, રાષ્ટ્રમતવાદી હીંદીઓને ધમકી આપવાના ખુલ્લા પ્રયત્ન ઉપરાંત વીશેષ કશું જ નથી. તેથી ઢીલામાં ઢીલા મવાલ મનોદશાનેય સંતોષ થયો નથી. આ તકનો લાભ લઇને બીકાનેરના મહારાજા પણ દેશી રાજાઓના હીતની વાત કરતાં બ્રીટીશ હીંદની પ્રજાએ ક્યાં સુધી આગળ વધવું, તેની પોતાની મર્યાદા બહારની કેટલીએ વાતો કરી છે. પરંતુ તે બધા ખુલાસા પછી પણ હીંદી રાજકારણનું ગુંચવાયલું કોકડું ત્યાંને ત્યાંજ ઉભું છે. આ જાતના રાજદ્વારીઓથી અથવા તો, 'પેરીસ પરીષદ' જેવાઓને રાષ્ટ્રની લાગણીને ઓળખવાના પ્રયાસ વીનાની માથાકુટો કરનારા મવાળોથી એ કોકડું ઉકલે તેમ નથી. હીંદુસ્તાનને સંપુર્ણ સ્વતંત્રતા જોઇએ છે અને તેની પ્રાપ્તી વીના આરંભાયલી લડત હવે અટકવાની નથી.

## લોકમતની અવગણના

હીંદી સરકાર સત્યાગ્રહની લડતની સામે જે આપખુદ રીતે કામ લેછે તેટલાથીજ તેણે લોકમતની અવગણના કરી છે એમ નહીં, પણ શ્રી વીઠ્ઠલભાઇ પટેલ જેવાની શાણી સલાહની અવગણના કરીને, મહાસભા સમીતીએ નીમેલી પેશાવર સમીતીને, તેમજ સંકટોથી પીડાતી જનતાને મદદ કરવા પેશાવર જતા પં. માલવીયાજીને ત્યાં જતા અટકાવીને, સોલાપુરમાં વીના કારણે લશ્કરી કાયદાનો એકદમ અમલ શરૂ કરીને, તેમજ રાષ્ટ્રીય વાવટાનું અપમાન કરાવીને, વર્તમાનપત્રોને મોંઢે આપખુદીથી ડુચા મારનારો આપખુદ હુકમ કાઢીને, પીકેટીંગ સામે ઓર્ડીનન્સ જાહેર કરીને અને છેવટે પતીયાળાની પાપ કથાને જાણી જોઇને ઢાંકી દેવા જેવી લાગતા વળગતા અમલદાર [પંજાબનાં સંસ્થાનોના ગવર્નર જનરલના એજંટ] ની આગેવાન નીચે ખાનગી રીતે તપાસ કરવા નીમેલી સમીતીથી હીંદી સરકારે હવે તમામ રીતે લોકમતની અવગણના કરવા માંડી છે. અને શ્રી વીઠ્ઠલભાઇ પટેલે જાહેરમાં અનેક વખત જણાવ્યું છે તેમ, લોર્ડ અરવીન અંગત રીતે ભલા માણસ હોવા છતાં, અમલદારી તંત્રની ઇંદ્રજાળમાં ફસીને તેમણે ટર કરોડ જનતાના આગેવાનોની સલાહની ખુલ્લી અવજ્ઞા કરી છે, તેજ બતાવે છે કે હીંદુસ્થાનની પ્રજાની ધીરજની ખુબ કસોટી કરવાનો નોકરશાહીનો ખાસ ઇરાદો છે. સત્તાવાદીઓની આવી મનોદશા વખતે સમસ્ત રાષ્ટ્રની લડતને ઢીલી પાડી નાખે તેવાં સમાધાનના સુર આવીજ પ્રજાપક્ષ તરફથી નીકળે તે રાષ્ટ્રના સ્વમાનને જ નહીં પણ, ગોળમેજી પરીષદ વખતે રાષ્ટ્રના હીતને નુકશાન કરનાર થઇ પડયા વીના નહીં જ રહે.

## હુંડીયામણને નામે અન્યાય

હીંદુસ્તાનને બ્રીટીશ સંબંધથી જે આર્થીક નુકશાન થયું છે ને થતું જાય છે, તેથી અર્થશાસ્ત્રીઓ પોકારી પોકારીને કહે છે કે, હીંદ જેથી સંપુર્ણ રીતે આર્થીક બાબતમાં સ્વતંત્ર થાય, તેવી યોજના 'ડુમીનીયન સ્ટેટસ'માં કે 'સ્વતંત્રતાનાસાર'માં

ન મળે, તો પછી હીંદને એ સ્વતંત્રતા કંઇ કામની નથી. અત્યારે બ્રીટીશ સંબંધને લીધે હીંદમાં બ્રીટનનો દર વર્ષે લગભગ સવા અબજ રૂપીઆનો માલ આવે છે. [૧૯૨૮ માં ૮૪૦ લાખ પાઉન્ડનો માલ આવ્યો હતો] જે પરદેશથી હીંદમાં આવતા માલના લગભગ ૫૦ ટકા જેટલો છે. અને ગ્રેટ બ્રીટનમાંથી નીકાશ થતા તમામ માલના ૧૧॥ ટકા જેટલો થાય છે. બ્રીટનનું જે સુતરાઉ કાપડ સ્ટીમર રસ્તે પરદેશ જાય છે તેના ૨૮ ટકા જેટલું કાપડ એકલા હીંદમાં આવે છે, લોખંડ અને પોલાદનો સામાન તેની કુલ દરીયાઇ નીકાશના ૧૬ ટકા જેટલો અને યાંત્રીક સામાન કુલ નીકાસના ૧૯ ટકા જેટલો હીંદમાં આવે છે. અને હજી હીંદી સરકારનો સીનીયર ડ કમીશનર મી૦ એઇન્સ્કફ તો કહે છે: "320,000,000 buyers waiting for British goods" [હીંદના ૩૨ કરોડ લોકો બ્રીટીશ માલ ખરીદવાની રાહ જોતા બેઠા છે!] અને પછી તે બ્રીટીશમાલદારી વ્યાપારીઓને કહે છે: "આપણા ઉદ્યોગવાદની આબાદીજ માત્ર નહીં પણ ખુદ તેનો આધાર, હીંદમાંની આપણી તાબાની ૩૨ કરોડ પ્રજાની માલ ખરીદકરવાની શકતી ઉપર અવલંબી રહેલો છે." પરંતુ હીંદુસ્થાનવાસીઓની એ શકતી ઉપર, ૧૮ પેન્સના હુંડીયામણથી ૧૨॥ ટકાનો કર નાખીને કેવો ભયંકર કાપ મુકવામાં આવ્યો છે, તે વાત વ્યાપારીઓ અને ધારાસભાના પ્રતીનીધીઓ ૧૯૨૦ થી કહેતા આવ્યા છે, છતાં ગરીબોનું ભલું કરવાની અને વ્યાપારીઓના મીત્ર હોવાની વાતો કરનારી સરકાર તે સાંભળતી નથી. આ હુંડીયામણને લીધે પહેલે જ વર્ષે હીંદમાં આવતા પરદેશી માલમાં ભયંકર ઉછાળો આવ્યો અને નીકાશમાં તેટલીજ ખોટ આવી, પરીણામે એકજ વર્ષમાં હીંદીઓના ખીસામાંથી ૧૮ પેન્સના હુંડીયામણે રૂ. ૨૦૦ કરોડ ઘસડી લીધા! હીંદીઓએ સ્વતંત્રતા માટે શરૂ કરેલા સત્યાગ્રહની સામે થતાં, દેશની સુવ્યવસ્થીત ખીલવણીનો જેઓ ઉપદેશ આપી રહ્યા છે, તેઓ હીંદની સામાન્ય જનતાને એ જવાબ આપશે ખરા કે, ૨૦૦ કરોડ રૂપીયાથી આ નીર્ધનદેશમાં ઉદ્યોગવાદને કેવો ખીલવી અને પગભર કરી શકાત, આ રોગચાળાથી ભરેલા દેશમાં કેટલી ઇસ્પીતાળો ઉભી કરી શકાત, અને ફરજીયાત કેળવણી માટે જે સરકારને પૈસા મળી શકતા નથી, તે રૂ. ૨૦૦ કરોડથી આ કામમાં કેટલી પ્રગતી સાધી શકત? પણ આ તો એક વર્ષની જ વાત થઇ. એન્ગ્લો ઇન્ડીયન પત્રો હીંદ નીર્ધન થઇ ગયું છે એ વાત સ્વીકારતાં શરમાય છે. પરંતુ છેલ્લાં આઠ વર્ષની આયાત–નીકાશના આંકડા જોતાં એકલા હુંડીયામણથી જ હીંદની ગરીબ જનતાને કેટલું નુકશાન થયું તે જોવાથી, પણ બ્રીટીશ સબંધના લાભાલાભ સહજે સમજી શકાશે.

| વર્ષ | આયાત કરોડમાં | નીકાશ કરોડમાં | પુરાંત કરોડમાં |
|---|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૩૧૪ | ૨૩૩ | ૮૧ |
| ૧૯૨૩–૨૪ | ૩૬૨ | ૨૨૮ | ૧૩૪ |
| ૧૯૨૪–૨૫ | ૩૯૮ | ૨૪૭ | ૧૫૧ |
| ૧૯૨૫–૨૬ | ૩૮૫ | ૨૨૬ | ૧૫૯ |
| ૧૯૨૬–૨૭ | ૩૦૯ | ૨૩૧ | ૭૮ |
| ૧૯૨૭–૨૮ | ૩૨૯ | ૨૫૦ | ૭૯ |
| ૧૯૨૮–૨૯ | ૩૩૮ | ૨૫૩ | ૮૫ |
| ૧૯૨૯–૩૦ | ૩૧૮ | ૨૪૧ | ૭૭ |

ઉપર જણાવેલા આંકડાઓ પુરવાર કરે છે કે, ૧૯૨૨–૨૩ થી ૧૯૨૯–૩૦ સુધીનાં આઠ વર્ષમાં રૂ. ૮ અબજ ૪૪ કરોડ હીંદના

આયાત નીકાશ વ્યાપારમાં હીંદને ફાળે રહે છે. હવે જો ૧૬ પેન્સનો રૂપીઓ હોત તો, હાલના ૧૮ પેન્સના હુંડીયામણ કરતાં ગરીબ હીંદીઓનાં ખીસાંમાં એ આઠ વર્ષમાંજ ૧ અબજ ૫ કરોડ ૫૦ લાખ રૂપીઆ રહ્યા હોત. જો દર વર્ષે સરેરાશ દર માણસ દીઠ રૂ. ૨૧ જેટલા થવા જાય છે હવે હીંદીઓની કમાણી સરેરાસ વાર્ષીક રૂ. ૩૦ ની ગણીએ તોપણ હુંડીયામણથી આવતી આ ખોટ દરેક હીંદીની ત્રીજા ભાગની કમાણી ઘસડી જાય છે. એક તરફથી બ્રીટીશ મુત્સદ્દીઓ અને વ્યાપારીઓ હીંદી પ્રજા દર વર્ષે એક ધોતીઉ ખરીદે તેટલી તેની આવક વધે તો લેન્કેશાયરનાં કારખાનાંને આખા વર્ષ જેટલું કામ મળે તેવી વાતો કરે છે, ત્યારે બીજી તરફથી તેમનાં ખીસ-માંથી રૂ. ૧૧ દર વર્ષે હુંડીયામણને રસ્તે લેવાની સરકારી યોજના ચાલુ રાખે છે, એ હીંદને જેવો તેવો અન્યાય નથી. અને તેથી બ્રીટીશ માલના બહીષ્કારનીજ અત્યારે હીંદ માટે ખાસ જરૂર છે.

## પ્રજામતવાદની મશ્કરી

જર્મની સાથેની છેલ્લી યાદવીમાં લાખ્ખો મનુષ્યોને હોમવા માટે જુદા જુદા બ્રીટીશ રાજ્યદ્વારીઓએ અનેક પ્રકારનાં લાંબાં પહોળાં સુત્રોનો પ્રચાર કર્યો હતો, પરંતુ એ લડાઇ બીજું કંઇ નહીં પણ માત્ર વ્યાપારી હરીફાઇનુંજ પરીણામ હતું. એ લડાઇમાં લાખ્ખો માણસોનો અને કરોડો રૂપીયાનો ભોગ લેવાયો હતો; પરંતુ પડદા પાછળ મુઠ્ઠીભર મુડીવાદીઓ અને શાહીવાદીઓના સુત્ર સંચાલનનું એ ખુલ્લું કાવતરું હતું; એ વાતનો જનતાનો મોટો ભાગ હવે માને છેજ. પરંતુ વેલ્સના જાદુગર ડેવીડ લોઇડ જ્યોર્જે હમણાં એક ગુપ્ત વાત પહેલીજ વખત પ્રસીદ્ધ કરી છે, તે ઉપરથી બ્રીટીશ મુત્સદીઓ ખુદ પોતાનીજ ભુમીમાં પ્રજામત વાદની કેવી ભયંકર મશ્કરી કરે છે તે બરાબર પુરવાર થાય છે.

લંડનમાં મળેલી નૌકા પરીષદ પ્રસંગે મી૦ રામ્સે મેક્ડોનલ્ડે, સરકારના બન્ને વીરોધી પક્ષના નેતાઓ મી૦ બાલ્ડવીન અને મી૦ લોઇડ જ્યોર્જની સાથે તમામ જાતની વાટાઘાટ કરવાનો ક્રમ રાખ્યો હતો, જેથી સરકારના પ્રતીપક્ષીઓ નૌકા પરીષદની ચર્ચાથી અજાણ્યા રહે નહીં. અને મી૦ મેક્ડોલ્ડની એ રીતની પ્રશંસા કરતાં ગયા એપ્રીલની ૭ મી તારીખે મી૦ લોઇડ જ્યોર્જે ૧૯૧૪ માં ઇંગ્લંડ યુદ્ધમાં કેવી રીતે ઉતર્યું, તેને લગતી એક ગુપ્ત-વાત ઉઘાડી પાડી દીધી હતી. તેણે મી૦ મેક્ડોનલ્ડની પ્રશંસા કરતા કહ્યું:

> "આપણે કઇ જાતની જવાબદારી-ઓથી બંધાઇ જઇએ છીએ તે આપણે જાણવું જોઇએ. કારણ કે એ જાતની બંધનગીરી શાંતી તેમજ યુદ્ધને માટે હોય છે. ૧૯૧૪ માં યુરોપી યાદવીમાં ઉતરવા માટે આપણે જવાબદારીથી બંધાયા હતા કે નહીં તે સંબંધમાં પુષ્કળ ચર્ચા ચાલી ગઇ છે. આપણે જો બંધાયલા હતા તો આપણે કંઇક એવા માટે બંધાયા કે જે વસ્તુ ઘણીજ અચોક્કસ હતી. પરંતુ ત્યાં પ્રતીષ્ઠાનો પ્રશ્ન ઉભો થયો હતો, આપણે ખરેખર રીતે બંધાઇ ચુક્યા હતા કે કેમ તે નક્કી નહોતું, એટલે આપણે શંકાનો લાભ બીજા-ઓને આપ્યો એ સ્થીતી ફરીથી ઉભી થાય તેવું આપણે જોઇતું નથી. આપણે એવી કશીય બંધનગીરીમ

પડવું નથી કે જેથી ફ્રેન્ચો એમ માની લે કે આપણે અમુક પ્રકારની જવાબદારીઓથી બંધાયા છીએ, જ્યારે ખરી રીતે તેમ કરવાની આપણી ઇચ્છા પણ નહોય."

આ શબ્દોમાં જગતને એક એવા માણસ તરફથી એક ગુપ્તવાત જાણવા મળી છે કે જે યુદ્ધ સમયના ઇગ્લંડના પ્રધાનોમાંનો એક લોકપ્રીય મુખ્ય પ્રધાન હતો. સર એડવર્ડ ગ્રેએ તેમજ એસ્કીથની સરકારે ઇગ્લંડને વીશ્વવ્યાપી મારામારીની નર્કયાતનામાં ધકેલી મુકી, ૧૦ લાખ બ્રીટીશ પ્રાણોને નકામા હોમ્યા હતા એવી તેમની કડકમાં કડક ટીકા કરનારાઓને વેલ્સનો જાદુગાર આ વાક્યોથી ભારેમાં ભારે ટેકો આપે છે. યુદ્ધ સમયેજ એ વાત તો જાહેર થઇ ગઇ હતી કે, ફ્રાન્સની સાથે જવાબદારીનાં બંધનમાં ઇગ્લંડને બાંધી લેવામાં આવ્યું, તે વાત બ્રીટીશ પ્રજાથી અને તેની પાર્લમેન્ટથી ગુપ્ત રાખવામાં આવી હતી, એટલુંજ નહીં પણ પ્રધાન મંડળના ઘણા મોટા ભાગથી પણ એ વાત છુપાવવામાં આવી હતી. એટલુંજ નહીં પણ એ વાતની પડપુછ કરતાં મુત્સદીઓની રીતે તેનો ઇનકાર કરવામાં પણ આવ્યો હતો. માત્ર અંદરખાનેનું એક નાનકડું મંડળજ એ વાત જાણતું હતું. પરંતુ જ્યારે યુદ્ધમાં ઉતરવાની દુર્ભાગી પળ આવી પહોંચી તે વખતે સર એડવર્ડ ગ્રેએ અને મુખ્ય પ્રધાને પેતાના દેશને એવી ખાત્રી આપી કે, ફ્રાન્સ સાથે કરવામાં આવેલા કરાર પવીત્ર તેમજ ઇગ્લંડને બંધનકારક છે અને હવે યુદ્ધમાં ઉતરવાની બાબતમાં નીર્ણય કરવાનો કે વાંધા સાંધા કાઢવાનો માર્ગજ નથી. તેમણે જનતાની લાગણીને પંપાળનાં કહ્યું, ઇગ્લંડની પ્રતીષ્ઠાનો અહીં પ્રશ્ન છે, અને લડાઇના પ્રશ્નની સાથે તે બધી રીતે ગુંથાઇ ગયેલીજ છે. પણ અત્યારે યુદ્ધ સમયનો એક લોકપ્રીય મુખ્ય પ્રધાન આપણને તેજ બ્રીટીશ પાર્લામેન્ટના ઐતીહાસીક ભવનની વચ્ચે ઉભો થઇને કહે છે, એ બધી વાતો 'કેવળ અચોક્કસ' હતી. અને તેમાં 'પ્રતીષ્ઠાનો પ્રશ્ન' સમાયલો હતો કે કેમ તેને માટે શંકા હતી એટલુંજ નહીં પણ "ઇગ્લંડ ખરેખરી રીતે બંધાઇ ગયું હતું કે કેમ?" તે પણ શંકાસ્પદ હતું. છતાં તે વખતે સરકારનાં સુત્રો જેમના હાથમાં હતાં તે રાજદ્વારીઓ પેતાની માતૃભુમીના લાખ્ખો મનુષ્યોને મૃત્યુની શીક્ષા ફરમાવવા તૈયાર થયા હતા. તેટલુંજ નહીં પણ ખુદ ગ્રેટબ્રીટનના અસ્તીત્વને પણ જોખમમાં નાખવા તત્પર બન્યા હતા.

આ સંબંધમા ટીકા કરતાં અમેરીકાનું 'નેશન' વાજબી રીતે કહે છે કે: "આથી અમારી એ માન્યતાને વીશેષ ટેકો મળે છે કે, જે માણસોએ ભયંકર જવાબદારી તરફની આટલી બધી બીન જવાબદારીથી ઇગ્લંડને યુદ્ધમાં ધકેલ્યું, તેમને તો વર્તમાન યુગના મોટામાં મોટા અપરાધીઓની હારમાં બેસાડવા જોઇએ" 'નેશન'ના આ મત સાથે અમે મળતા થઇએ છીએ, તેટલું નહીં પણ અમે તો એમ પણ માનીએ છીએ કે, તેમણે પ્રજાંમતવાદની ક્રૂર મશ્કરી કરવા ઉપરાંત, મુત્સદીઓ સમય આવે પોતાના દેશને પણ કેમ ઠગે છે તે બતાવી પ્રજામત વાદના રૂપાળા નામ નીચે, અમુક વર્ગનાંજ હીત જાળવતી સરકારોની વ્યવસ્થામાં પુરેપુરા મુળભુત સુધારા થવાની તે જરૂર બતાવે છે. એટલુંજ નહીં પણ હીંદુસ્તાનની પ્રજા તો આપખુદ રાજ્યતંત્રનોજ અનુભવ કરતી આવી છે, ત્યારે બ્રીટનમાં

તો પ્રજામતને માન મળે છે એવાં અભીમાન વચનો ઉચ્ચારનારી બ્રીટીશ જનતાને અમે જણાવીએ છીએ કે, ખુદ ઇંગ્લંડમાં પણ બ્રીટીશ જનતાની સંમતી પ્રમાણે નહીં, પણ મુઠીભર શાહી–મુડીવાદીઓનાં વહેણાં પ્રમાણે ભયંકર આપખુદ કારભાર ચાલી રહયો છે. અમે તો માનીએ છીએ કે 'યુદ્ધ' જેવી જવાબદારી ઉપાડવા પહેલાં, દરેક સરકારે પોતાની તમામ પ્રજાનો મત લેવો જોઇએ, અને સમગ્ર પ્રજાની વધુમતીએ જે ઇચ્છા જણાય તે પ્રમાણે વર્તવું જોઇએ. એમ થાય તેનું જ નામ પ્રજામતવાદનું સાચું પાલન છે. પરંતુ આજના બ્રીટનમાં એવો પલટો થાય એવી આશા રાખવી તે અત્યારે તો આકાશમાં ઇમારતો બાંધવા જેવી વાત છે!

## પેલેસ્ટાઇન રીપોર્ટ

કોઇપણ બ્રીટીશ શાહી કમીશનનો રીપોર્ટ ભાગ્યે જ એવો હોય છે કે જે સહુને સંતોષી શકે, તેજ સ્થીતી ગયા ઓગસ્ટમાં પેલેસ્ટાઇનમાં થયેલા તોફાનને લગતા 'શૉ કમીશન'ના રીપોર્ટની પણ થઇ છે. કમીશને ઓગસ્ટના તોફાનનાં પ્રાથમીક કારણોની વીગતોમાં ઉતરતાં એવો અભીપ્રાય દર્શાવ્યો છે કે, "જ્યુ લોકો તરફ દુસ્મનાવટની અને વેરની આરબોની લાગણી, તેમને રાજકારણમાં અને રાષ્ટ્રીય મહત્વાકાંક્ષાઓમાં મળેલી નીરાશાને અંગે, તેમજ ભવીષ્યમાં નીર્ધનતાનો જે ભય તેમની ઉપર લટકી રહ્યો છે તેને આભારી છે." આથી જ્યુ લોકોને તેમજ તેમને ટેકો આપનારા શાહીવાદીઓને શૉ રીપોર્ટ તરફ અણગમો થયો છે. કેમકે તેમણે શાહીવાદીઓની હમેશની રીત પ્રમાણે ધાર્મીક મતભેદના બાઉને આગળ કર્યો હતો, પણ 'શૉ કમીશને' તે બાઉને બદલે આર્થીક બાબતની તેમજ રાજકારણી મહત્વાકાંક્ષાની આરબોની સાચી લાગણી રજુ કરી છે. એટલે શાહીવાદીઓ તેમજ જ્યુ જનતાનો વીરોધ શૉ કમીશને સત્યને આપેલા ટેકા માટે છે. આરબ લોકો અત્યારે સ્વાભાવીક રીતે જ તેમના ભાવી માટે ચીંતામાં પડ્યા છે. તે ચીંતા બેવડી છેઃ "જ્યુ લોકોને મોટી સંખ્યામાં વસાહત તરીકે લાવવામાં આવે છે તેથી, તેમજ તેઓ આરબો પાસેથી મોં માગ્યાં દામ આપીને જમીન ખરીદે છે તેથી, એકતો તેમના જીવનગાળાનું સાધન હાથમાંથી ચાલ્યું જાય તે ડર છે, અને રાજકારણમાં જ્યુ લોકો ચડી વાગે તે બીજો ડર છે." એટલે ઓગષ્ટ મહીનાના તોફાનનું તાત્કાલીક કારણ વેઇલીંગ વોલ ભલે હોય, છતાં તેનું મુળ અને ખરેખરૂં કારણ કેવળ આર્થીક અને રાજદ્વારીજ છે. જ્યુ લોકો પૈસા આપીને જમીન ખરીદે છે તેમાં શા માટે વાંધો લેવાવો જોઇએ એવું કોઇ પ્રથમ દ્રષ્ટીએ કહેશે, તેમ તો દક્ષીણ આફ્રીકામાં અને કેનીયામાં હીંદીઓને જમીન ખરીદતાં શા માટે અટકાવવામાં આવે છે તે પ્રશ્ન તુરત ખડો થશે. આરબ લોકોના જમીનદાર વર્ગને વધારે પૈસા મળે છે તેથી સ્વાભાવીક રીતે જ અત્યારે તો એ વર્ગ, સામાન્ય કોટીના આરબોથી જુદો પડી, જ્યુ લોકોના આગમનને વખાણે એ બને તેવું છે—એક વખત તો એ આરબોની યે અવદશા થશેજ, પણ અત્યારે ગરીબ આરબોની જમીન જવાથી તેઓ જીવનગાળાનું સાધનજ ગુમાવી બેસે છે, ઉપરાંત યુદ્ધ પછી જ્યુ લોકો જે મોટી સંખ્યામાં પેલેસ્ટાઇનમાં વસવા ગયા છે, તેમણે જમીન ખરીદવા મોટી મોટી કંપનીઓ ઉભી કરી છે, અને વર્તમાન યુગની ચુસણનીતીના તમામ વ્યવસ્થીત નીયમો પ્રમાણે પેલેસ્ટાઇનના આરબોને ભુમી વીહોણ

બનાવવાની તેમની યોજના ધમધોકાર ગતી કરી રહી છે. આથી અસંતોષ ઉભો થયો છે. આ અસંતોષ આર્થીક છે. પણ રાજકારણી બાબતમાં આરબો સ્વરાજ માગે છે, ત્યારે બ્રીટીશ સત્તાવાળાઓ પોતાના 'મેન્ડેટ'ને આગળ ધરી, આરબોની એ સ્વાભાવીક ભાવનાઓની વચ્ચે આડખીલીઓ ઉભી કરે છે. ૧૯૨૨ માં ગ્રેટબ્રીટનના કુશળ મુત્સદ્દીઓ એ આ આરબોને ચર્ચા ચલાવવા માટે ધારાસભાનું રમકડું આપવા માંગ્યું હતું, પરંતુ આરબોને એ રમકડાથી સંતોષ નહોતો. ગમે તેમ, તેમને તો સ્વરાજ્ય જોઇએ છે, અને એ માગણીમાં બધાજ આરબો એકમત છે. એટલે કામદાર સરકારના અગ્રણી 'પેલેસ્ટાઇનની પ્રજાના તમામ ભાગને સમાન ન્યાય' આપવાની પાર્લમેંટમાં ગમે તેટલી વાતો કરે, તો પણ આરબોના મનનું તેથી સમાધાન થવાનું નથી.

## સુદાન અને ઇજીપ્ત

આખરે સહુ ધારતા હતા તેમજ સુદાનના પ્રશ્નના ગુંચવાડાને લીધેજ બ્રીટનની કામદાર સરકારના પરદેશખાતાના મંત્રી મી૦ હેન્ડરસન અને ઇજીપ્તના વફદપક્ષના સરદાર તેમજ ઇજીપ્તની હાલની સરકારના વડાવઝીર નહાસ પાશા વચ્ચેના સમાધાનીના સંદેશા પડી ભાગ્યા છે. એકતરફથી બ્રીટનનો કામદારપક્ષ વીશ્વશાંતીની વાતો કરે છે, અને બીજી તરફથી હીંદ તેમજ ઇજીપ્ત સાથે શાહી-મુડીવાદી મનોદશાનું પ્રદર્શન કરે છે તે ખાસ નોંધવા જેવું છે. પરંતુ વીશેષ લક્ષ આપવા જેવું તો એ છે કે, જ્યારે સમાધાનીના સંદેશા તુટી પડવાની વાત મી૦ હેન્ડરસને ગઇ તા. ૬ ઠી મેએ આમની સભામાં જાહેર કરી, ત્યારે કોન્ઝરવેટીવ મતના અનેક શાહી-મુડીવાદીઓએ તે માટે હર્ષધ્વની કાઢયા હતા! ગ્રેટબ્રીટન ઇજીપ્ત સાથે સમાધાની સાધી ન શકે તેનું મુળ કારણ અહીંજ રહેલું છે. બ્રીટીશ મુડીવાદીઓને માટે સુદાન એ ધન કમાવાનું મોટામાં મોટું સાધન છે, અને તેથીજ તે તેમને માટે સારામાં સારૂં આકર્ષણ પણ છે. મુંબાઇના માજી ગવર્નરે ઇજીપ્તમાં ગયા પછી ત્યાં જે બાંધકામ શરૂ કર્યાં હતાં, તેમાંથી બ્રીટીશ કારખાનાં માટે પુષ્કળ કામ અને બ્રીટીશ મુડી માટે પુરતા નફાની સગવડ મળી રહે છે, અને 'સુદાન પ્લેન્ટેશન સીન્ડીકેટ'નો તેમ જ તેને અંગે ચાલતી બીજી કેટલીએ સંસ્થાઓનો સુદાનમાં કેટલાંએ વીઘાં જમીન ઉપર કાબુ છે. આ સીન્ડીકેટે ૧૯૨૮ માં ૨૫ ટકાનું ડીવીડંટ પોતાના ભાગીદારોને વહેંચ્યું હતું, એ સીન્ડીકેટની મુડીમાં તાજેતરમાં ૫૦ ટકાનો વધારો પણ કરવામાં આવ્યો છે. આથી ઇજીપ્ત સાથે સુદાનના મુદ્દા ઉપર સમાધાનીના સંદેશા પડી ભાંગ્યા તેથી કોન્ઝરવેટીવ સભ્યોએ આમની સભામાં હર્ષનાદ કર્યા, તે બીજા કશાની સાથે નહીં પણ તેમની થેલી સાથે સંબંધ ધરાવે છે. એટલે કહેવાતી કામદાર સરકારે કોન્ઝરવેટીવોનીજ ચાલે ચાલીને વફદ પક્ષના વઝીર સાથે સમાધાની કરવાની ના પાડી, તેમાં બ્રીટીશ કામદાર પક્ષની મોટામાં મોટી નીષ્ફલતા અને કોન્ઝરવેટીવ શાહી-મુડીવાદીઓની ભવ્ય જીત રહેલી છે. વફદ પક્ષ સત્તામાં આવ્યો તે પહેલાં ઇજીપ્તમાં મહમદપાશાની નામની સત્તા ચાલતી હતી, કેમકે એ ભલોજીવ પોતાના માલીકનો સુર સંભળાવવાની યંત્ર જેવી દશા ભોગવતો હતો. તે સ્થીતીમાં સુદાનને માટે ગમે તેવી શરતો કરવી લીધી હોય અને સર લી સ્ટેકનું ૧૯૨૪ માં ખુન થયું તે તકનો લાભ લઇને સુદાન ઉપર બ્રીટનની સર્વ હક્ક સ્વાધીન સત્તા સ્થાપી દેવામાં આવી હોય,

તે શાંતીના વાતાવરણમાં કાયમ રહી નજ શકે. અને તેનું બીજું મહત્વનું કારણ પણ છેઃ મહમદપાશાની સત્તા જ્યારે ચાલતી હતી ત્યારે એવું ઠરાવવામાં આવ્યું હતું કે સુદાનના સવાલનો નીકાલ ઇજીપ્ત તેમજ બ્રીટનની સરકાર કરે નહીં, ત્યાં સુધી નઈલને લગતા સમાધાનમાં ફેરફાર થાય નહીં. આમ કરવામાં આશય એ છે કે, નાઇલ નદીનાં પાણીની સુદાનની ખીલવણી માટે અત્યાર સુધી જેટલી જરૂર હતી, તે કરતાં પણ હવે વીશેષ જરૂર છે. આને લીધે ખાર્તુમની દક્ષીણ તરફ ત્યાંથી ૩૦ માઇલ પર આવેલા ગેબેલ એલીઆ આગળ પાણીનો બંધ તેમજ એબેસીનીયામાં ટાના સરોવર આગળ 'બેરેજ' બાંધવાની શરતો કરવામાં આવી હતી. હવે સુદાનમાં થઇને જતી નાઇલ નદી ઉપર જેની સત્તા હોય તે સત્તાની અસર નાઇલના નીચલા પ્રદેશ ઉપર પણ થાય છે, અને નાઇલના નીચલા પ્રદેશ ઉપર ઇજીપ્તની ખેતીવાડીનો તમામ આધાર છે. અર્થાત્ જ ઇજીપ્તની સ્વતંત્રતા માટે સુદાનનો પ્રશ્ન ભારેમાં ભારે અગત્યનો છે. મહમદપાશાએ આ બાબતમાં ગમે તેમ કર્યું હોય, પણ સુદાન ઉપર બ્રીટને જે રીતે સત્તા જમાવી છે, તે રીતની સુદાન ઉપરની બ્રીટીશ સત્તાનો ઇજીપ્તના નેશનાલીસ્ટોએ એટલે કે વફદીએ કદી પણ સ્વીકાર કર્યોજ નથી. એટલુંજ નહીં પણ મહમદપાશા સાથેના તે સંબંધના કરાર થયા, ત્યારે પણ વફદ પક્ષે તારથી સર ઓસ્ટેન ચેમ્બરલેનને કહી દીધું હતું કેઃ "પ્રજાના સત્તાધારી પ્રતીનીધીઓ સાથે મસલત કર્યા વીના, નાઇલ નદીનાં પાણીના સંબંધમાં, કોઇ-પણ જાતના કરાર થાય તેની સામે અમે ઇજીપ્તવાસીઓને નામે વીરોધ ઉઠાવીએ છીએ." અને ઇજીપ્તનો વફદપક્ષ એટલે હીંદનો મહાસભા પક્ષ, ત્યારે મહમદપાશાનો પક્ષ તે મુઠીભર હજુરીઓનો પક્ષ એ સ્થીતી છે. આ સંજોગોમાં બ્રીટીશ મુત્સદ્દીઓએ તેમની હમેશની રીત પ્રમાણે સુદાનીઓને ઇજીપ્તવાસીઓ સામે ઉશ્કેરીને છુટા પાડવાની યુક્તી અજમાવી છે; અને વફદ પક્ષને ઉતારી પાડવા માંડયો છે. પરંતુ તેમની એ યુક્તી અમેરીકામાં, દ. આફ્રીકામાં આયર્લેન્ડમાં અને બ્રહ્મદેશમાં નીષ્ફળ નીવડી છે, તેવીજ રીતે ઇજીપ્તમાં પણ છેવટે તો નીષ્ફલ જશેજ; તો પણ રામ્સે મેકડોનલ્ડનો કહેવાતો કામદારપક્ષ, જે પોતાની હયાતીમાંજ જગતમાં સમાજવાદને સફળ બનાવવાના મોટા દાવા સાથે સત્તા ઉપર આવ્યો છે, તે પક્ષે ઇજીપ્ત અને હીંદમાં શાહીવાદીઓને ધોરણે કામ લઇને પોતાની આબરૂ જરૂર ગુમાવી છે. હીંદુસ્થાન અને ઇજીપ્તની પરાધીનતાના પ્રશ્નો પરસ્પર સાથે સંકળાયલા છે, અને તેની છેલ્લી સમાધાની વખતે બ્રીટીશ મુત્સદ્દીઓને આ બન્ને દેશોની ગુલામી પરસ્પર મુંઝવે છે, તે માટે પણ હીંદીઓએ સંપુર્ણ સ્વતંત્રતાના, પોતાના મુદ્દાને બરાબર વળગી રહેવાની જરૂર છે.

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# સ્વાતંત્ર્ય સંગ્રામને મોખરે



કસ્તુરબા ગાંધી
[જે વીરાંગનાની માફક યુદ્ધમાં ઝુમે છે]



પેરીન બહેન કેપ્ટન
[મુંબાઇ કોન્ગ્રેસ કમીટીનાં પ્રમુખ]



લીલા મુનશી
[મુંબાઇ કોન્ગ્રેસ કમીટીનાં ઉપપ્રમુખ]



કુમારી મીઠુબહેન પીટીટ
[જે સુરત જીલ્લામાં દારૂનીષેધનું કાર્ય કરે છે]




વર્ષ : ૨ જું.] જુલાઇ : ૧૯૩૦ [ અંક : ૪

# હવે શું?

: લેખક :

તંત્રી

**પ્રાર્થનાપત્રો,** પરીષદો અને પ્રતીષેધોથી જગતમાંના મોટામાં મોટા અને અપુર્વ સંગઠીત સામ્રાજ્યવાદને તેના પોતાના હીતથી જુદે માર્ગે વાળી શકાશે; એવી જે હીંદીઓની શ્રદ્ધા હશે; તે શ્રદ્ધાની આસપાસ ઉભા કરાયલા આશાવાદના આડંબરી તેજોમંડળને આવરી લેનારો સાયમન સમીતીનો પહેલો રીપોર્ટ જુનની ૧૦ મીએ હીંદ તેમજ ઇંગ્લંડમાં પ્રસીદ્ધ થયો. તેના બીજા ભાગમાં એ ગોરા પંચે હીંદની ઝોળીમાં કેટલા ટુકડા ફેંક્યા તેની ભલામણો કરી છે; પરંતુ એ ભલામણો ઉપર હીંદીઓ ઉતાવળીઓ મત બાંધી ન બેસે તે માટે જાણીજોઇને એ પુસ્તકની પ્રસીદ્ધીને પખવાડીઆનો વીલંબ કર્યો છે. તેમ છતાં એનો પહેલો ભાગ બીજા ભાગમાં શું છે તે બરાબર બતાવી દે તેવો હોવાથી, બીજા ભાગને જોવા સીવાય, પહેલા ભાગની ભાષા, લેખકનું વલણ, અને રીપોર્ટના વસ્તુનું મુળ: એટલાનો વીચાર કરીને, બીજા ભાગમાં શું આવશે તે કહી દેવા માટે બહુ બુદ્ધીબળની જરૂર નથી.

**આ**ખા લશ્કરનો ભેદ તેના આગેવાનને જોતાં પામી શકાય, તે રીતે પહેલા પુસ્તક ઉપરથી બીજામાં શું ભલામણો કરવામાં આવી હશે તે એકજ વાક્યમાં કહેવું હોય તો અમે સાયમન કમીશનમાં શ્રદ્ધા રાખનારા વર્ગને કહી દઇશું કે: "લુગડાં ઉતારીને નાહી નાખજો!" અમે તો કદી આ 'ગોરા પંચ'ના રીપોર્ટમાં શ્રદ્ધા રાખી જ નહોતી, બે કારણથી: એક તો બ્રીટનનાં ત્રણે રાજદ્વારી પક્ષો પોતાના દેશની અંદરના પ્રશ્નોને બાદ કરતાં બાકીની બધી જ બાબતમાં સામ્રાજ્યવાદને જ સંગીન બનાવીને

ચીરંજીવી રાખવાના મતના હીમાયતી છે, અને બીજું કારણ એ કે, તે પંચ જે મતની સરકારના વખતમાં નીમાયું હતું તે સરકાર શાહી–મુડીવાદીઓની હતી, તેથી આ 'ગોરાપંચ'માં એ વીચારવાળાઓની બહુમતી હતી. એટલે તે પંચ હીંદુસ્થાનની પ્રજામાં કોઇ પણ બહાને ફાટફુટ પડાવી, તેમના પક્ષમાં ભળનારાઓને થોડાક ટુકડાઓની લાલચ આપીને. હીંદમાં સામ્રાજ્યવાદનાં તમામ હીત સચવાઇ રહે તેવી ભલામણ જ કરશે એની અમને પુરેપુરી ખાત્રી હતી. પૃથ્વીના પટ ઉપર કોઇ પણ શાહીવાદી પ્રજાએ તાબાની પ્રજાને પંચ નીમીને સંપુર્ણ સ્વતંત્રતા તો શું પણ સંસ્થાનોસમું સ્વરાજ્ય આપ્યું હોય તેવું બન્યું જ નથી; અને તેથી ઉલટું સાયમન પંચના સંબંધમાં બને તેનાં કશાં કારણ હતાં જ નહીં. કેમકે હવે તો કામદાર વર્ગની કહેવાતી મેકડોનાલ્ડની સરકારના હીંદખાતાના વઝીરે પણ પાર્લામેન્ટની વચ્ચે ઉભા રહીને જગતની પ્રજાઓને છડે ચોક સંભળાવી દીધું છે કે: "હીંદમાં તેઓ કોઇ પણ ભોગે રાજ ચલાવવા મક્કમ બનેલા છે."

સાયમન પંચની ભલામણો ઉપર કશીજ આશા નહીં રાખવાનું ત્રીજું છતાં ઘણુંજ મહત્વનું કારણ એ છે કે; આ દેશની મહા સભાએ તેમજ વીનીતોએ સુદ્ધાં એ 'ગોરા પંચ'નો સંપુર્ણ બહીષ્કાર કર્યો હતો. એ બહીષ્કારની અસર સાયમન સાહેબને એટલી થઇ હતી કે, [પોતાના રીપોર્ટમાં બહીષ્કારની કશી અસર થઇ નથી એમ તેને પોતાની પ્રતીષ્ઠાને ખાતર તેથી જ વારંવાર કહેવું પડયું છે] તેની આગળ દેશનો એક પણ પ્રતીષ્ઠીત રાજદ્વારી પોતાના અનુભવનો લાભ આપવા ગયો નહોતો, ઉપરાંત એ સાતે સભ્યો હીંદના સંબંધમાં સંપુર્ણ અજ્ઞાન હતા [નોકરશાહીને માટે એ મોટા લાભ હતો, તેથી તો એમની એ અજ્ઞાનતાને મોટા સદ્ગુણ તરીકે મનાવવાના અનેક મીથ્યા પ્રયાસો થયા હતા], તેની આગળ માત્ર એક જ પક્ષના દલીલો રજુ થઇ હતી, અને તે દલીલોની સબળ ઉલટપાલટ તપાસ લેનાર કોઇ હીંદી હતો નહીં.. આથી તે રીપોર્ટ કેવળ સરકારી મતનો જ પડઘો પાડનાર એક પક્ષી જ નીબંધ બન્યો છે. એટલું જ નહીં પણ જે પંચનો સમસ્ત રાષ્ટ્રે બહીષ્કાર કર્યો હોય તેની ભલામણોને લેખામાં લેવી, તે બહીષ્કાર ઉપર હરતાલ મારવા જેવું કામ અમે લેખીએ છીએ, અને તેથી પણ અમે તે ભલામણો ઉપર એકે મુરાદનો મહેલ ઉભો કરવાની સ્વમાનનો ભંગ કરનારી તજવીજ કરી જ નહોતી.

આ બધાં કારણોને લીધે સાયમન કમીશનની ભલામણો કોડીની કીંમતની યે નથી. તો પણ, આપણા વીનીતમીત્રો જે પંચના બહીષ્કારમાં સામેલ હતા, તે પંચની ભલામણોમાં છુપી શ્રદ્ધા સેવતા હતા અને હજીય એ ભલામણોના જ પાયા ઉપર ચર્ચા કરવા મળનારી ગોળમેજી પરીષદમાં તેઓ ખુલ્લી શ્રધ્ધા ધરાવે છે. તો પણ એ વર્ગના રાજદ્વારીઓનો સુદ્ધાં સાયમન રીપોર્ટની પોકળતા સ્વીકાર્યા વીના છુટકો થયો નથી.

આમ છતાં કામદાર સરકારે, હીંદના વઝીરે, હીંદી સરકારે તેમ જ એન્ગ્લો-ઇન્ડીયન પત્રકારોએ એ ભલામણો માટે એટલાં ઢોલત્રાંસાં પીટવા માંડયાં છે કે, જેને લઇને એ ગોરા પંચની પોકળપોથીમાંની પાંગળી દલીલોની સમીક્ષા કરી જવ'ની તેની પોકળતા બનાવવા પુરતી જરૂર અમને લાગે છે. ઉપર અમે કહી ગયા તેમ સાયમન પંચ હીંદ

વીષે છેક જ અજ્ઞાન માણસોનું બનેલું હતું, તેની સમક્ષ નોકરશાહીએ તેથી પોતાનો પક્ષ વીશદ રીતે રજુ કર્યો હતો, તેમજ તે પંચની સમક્ષ જે થોડા ઘણા કોમીવાદીઓ દેશનો દ્રોહ કરીને સાક્ષી આપવા ખડા થયા હતા, તેમણે ય માર્લીકના મતનો પડઘો પાડવા જેવી, સામ્રાજ્યવાદને ટેકો આપનારી જ દલીલો રજુ કરી હતીઃ આ બધાને લીધે તેની ભલામણો, મવાલમતનું પ્રતીપાદન કરતા એક પત્ર [ ડેઇલી મેલ–મુંબાઇ ]ના ગોરા તંત્રી [મી૦ એફ. ડબલ્યુ. વીલ્સન] એ વાજબી રીતે કહ્યું છે તેમ, હીંદી સરકાર તરફથી દરવર્ષે હીંદની પરીસ્તીથીની જે સમાલોચના લંડનની પાર્લામેન્ટ માટે પ્રસીદ્ધ થાય છે તેની, અને આમની સભાની આગલી પાટલી ઉપરથી લોર્ડ વીન્ટરટને હીંદ વીષે કરેલાં શાહીવાદની દ્રષ્ટીનાં ભાષણોની દલીલોના ખીચડા જેવી બની છે. એટલે તેમાં નવું કશું છે નહીં અને નોકરશાહીએ ઉભી કરેલી જુની પોકળ દલીલોમાંથી એકેને વીસરવામાં આવી નથી. એ કારણને લીધે સાયમનની ભલામણ હીંદને કશીજ ઉપયોગી તો નથી. પણ હીંદનું ભયંકર અપમાન કરનારી છે. લંડન ટાઇમ્સનો ખાસ હીંદ અંક [જેમાં હીંદની પ્રત્યેક મહત્વાકાંક્ષાનો વીરોધ કરી, તમામ કાળું ચીત્ર રજુ કરવામાં આવ્યું છે] વાંચી જાઓ, અથવા રોથરમીઅર અને ઓડવાયરની લેખમાળા જોઇ જાઓ, એટલે સાયમન રીપોર્ટનું વલણ એજ ધોરણ ઉપર રચાયલું છે. તે વીષે કોઇને શંકા નહીં જ રહે.

એ ચવાઇને કુચો બની ગયેલી અને કોડીનીયે કીંમત વીનાની જુની દલીલોના મુખ્ય પાયા આટલા છેઃ

(૧) હીંદ એક રાષ્ટ્ર નથી;

(૨) હીંદના રાજદ્વારીઓ જનતાના મતનો પડઘો પાડનારા નથી અને જનતાને રાજકારણનું કશું જ્ઞાન કે ભાન નથી;

(૩) હીંદુ–મુસલમાનના મતભેદ એ ઘણો ગંભીર તેમજ મુશ્કેલ પ્રશ્ન છે;

(૪) હીંદના લશ્કરમાં હીંદી તત્ત્વ દાખલ કરવામાં જે ધીમી રીત સ્વીકારવામાં આવી છે તે રીતમાં જરાયે વધુ ગતી મુકી શકાય તેમ નથી.

(૫) હીંદનો મોટો જનસમુદાય નીરક્ષર છે, અનેક કોમો અને પેટા કોમોથી તે વીભક્ત બનેલો છે, એટલે મતાધીકારનું પ્રમાણ પણ હાલ તુરત વીશાળ બનાવી શકાય તેમ નથી;

(૬) હીંદની આંતરીક લશ્કરી વ્યવસ્થા એ જો કે હીંદનો પ્રશ્ન છે, પણ હીંદની બહારના પ્રશ્નો સામ્રાજ્યની નજરે વીચારવા જેવા છે; હીંદ પોતાનું સંરક્ષણ જાતે ન કરી શકે તેવી આંતરીક લશ્કરી વ્યવસ્થા ન થાય ત્યાં સુધી સ્વરાજ અશક્ય છે. પણ હીંદી લશ્કર ગોરા અમલદારો વીના અસરકારક કામ આપી શકે તેટલો વીશ્વાસ તેની ઉપર ન મુકવો જોઇએ;

(૭) હીંદુ મુસલમાનોના મતભેદને કોમી મતાધીકારથી ઉત્તેજન મળે છે એ વાત ખરી, પણ એ જાતની મતાધીકારની વ્યવસ્થા ચાલુ તો રાખવી જ જોઇએ;

(૮) હીંદને રાજદ્વારી સ્વતંત્રતાને રસ્તે આગળ લઇ જવું હોય તો તે ૧૯૧૭માં નક્કી થયેલા રાજરસ્તે જ લઇ જવું.

આમાં એકથી સાત સુધીની દલીલો હીંદીઓ નોકરશાહીને મુખે એટલી બધી વખત

સાંભળી ચુકયા છે, કે સાયમન પોતાના શબ્દોમાં તેનોજ પ્રતીધ્વની કાઢે છે એ સમજી જતાં કશી વાર લાગે તેમ નથી. અને એ બધીએ કૃત્રીમ દલીલોના ડાચાંતોડ જવાબ અત્યાર અગાઉ એટલી બધી વખત અપાઇ ચુકયા છે કે તે કામ ફરીથી કરવાની તક્લીફ ઉઠાવવાની ય કશી જરૂર નથી. તેજ રીતે આ મા મુદ્દાને બ્રીટીશ રાજદ્વારીઓ ગમે તેટલી વખત ભયે આગળ ધરતા રહે, છતાં મહાસભાવાદીઓએ ૧૯૧૭ ના એ જાહેરનામાના મથાળાની સામે આરંભથી જ તીવ્ર પ્રતીષેધ ઉઠાવ્યો છે: એટલે એ ધોરણ પણ હીંદને માટે સર્વથા ત્યાજ્ય છે.

આમ છેકજ માલ વીનાની સાયમની ભલામણોને ફેંકી દેવા જેવી જાહેર કર્યા પછી, હીંદના રાજદ્વારીઓ માટે એકજ મહાપ્રશ્ન ઉપસ્થીત થાય છે [અને વીનીતોએ સાયમન ભલામણોને જે સ્પષ્ટ ભાષામાં નીષેધ કર્યો છે તે જોતાં તે વર્ગ પણ એ જવાબદારીમાંથી છુટી જઇ શકે તેમ નથી], તે એ કે હવે શું કરવું ? જવાબદાર બ્રીટીશ મુત્સદ્દીઓની વલણ હવે તો છેક જ જાહેર થઇ ગઇ છે, એટલે ગોળમેજી પરીષદમાં જવાથી પણ હવે કશોજ લાભ નથી એ વાત હીંદમાંના પ્રત્યેક જવાબદાર રાજદ્વારીએ નક્કી કરી લેવી જોઇએ; તેની સાથે સાથે એ વાત પણ ખાત્રી પુર્વક સમજી લેવાવી જોઇએ કે, બ્રીટીશ રાજદ્વારીઓમાંનો કોઇ પણ, હીંદને તાત્કાલીક સંસ્થાનો જેવું સ્વરાજ આપવાની ભલામણ કરવા યે તૈયાર નથી. કામદાર પક્ષની ડાબી પાંખના ઉદ્દામ મનાતા ફેનર બ્રોકવે જેવા પછી તે માટે હીંદને દશ વર્ષ થોભવવાની ડાહી ડાહી વાતો કરે છે, માત્ર શાહીવાદ વીરોધી મંડળના સભ્યો હીંદને ન્યાય આપવાની દાનતવાળા જણાય છે, પણ તેમની કશીજ લાગવગ આજના બ્રીટનના શાહી–મુડીવાદી પક્ષ ઉપર નથી; રામ્સે મેકડોનાલ્ડ, જેમણે સત્તામાં આવ્યા પહેલાં હીંદને થોડાક મહીનાઓમાં સાંસ્થાનીક સ્વરાજ આપવાની ખાત્રી ભરી આશાવાણી ઉચ્ચારી હતી, તે ભાઇ પણ હવે એ વાતને સગવડ ભરી રીતે વીસરી ગયા છે: આ સ્થીતીમાં ગોળમેજી પરીષદમાં જવાથી કશોજ લાભ થવાનો નથી. ત્યાં હીંદીઓના જુદા જુદા પક્ષો વચ્ચે રસાકસી કરાવી, બ્રીટનનો મુત્સદી વર્ગ જગતની પ્રજાઓમાં હીંદીઓની હાંસી કરાવશે, અને પછી પોતાની ભયંકર લાગવગ નીચેનાં પત્રોદ્વારા જાહેર કરાવશે કે: 'બ્રીટન હીંદને સાંસ્થાનીક સ્વરાજ આપવા તત્પર છે, પણ હીંદીઓ તે માટે છેકજ નાલાયક છે. જુઓ, અમે તેમને પોતાને માટે મનગમતી યોજના ઘડવાની છુટ આપી અને સગવડ પણ કરી આપી, ત્યારે તે લોકો તો લંડનમાં આવીને ય લડાલડી કરે છે: તેથી અમે એ કહેવામાં વાજબી છીએ કે, હીંદમાં અંગ્રેજોની લાગવગની જરૂર છે જ. અને તેના એ સુરમાં પોતાનો ગુલામી અવાજ પુરવા જેટલા અમીચંદો તો તેને જરૂર મળી શકે તેમ છે જ.

ત્યારે કરવું શું ? એજ મોટો પ્રશ્ન બાકી રહે છે. શું તે માટે બ્રીટીશ પાર્લમેન્ટ ઉપર આધાર રાખવો ? બ્રીટીશ પ્રજામતની આગળ ભીક્ષાપાત્ર ફેરવવા જવું ? બીજા દેશોની પ્રજાની સહાનુભુતી મેળવવી, કે પ્રજાસંઘ પાસે જવું ? અમે એ મતને માનવાની ના પાડીએ છીએ. કેમકે: પાર્લમેન્ટ એતો કેવળ શાહી–મુડીવાદી મુત્સદીઓનું રમકડું છે; બ્રીટીશ પ્રજામતને હીંદની કાચો માલ સગવડભરી રીતે ખરીદવા તૈયાર માલ સામ્રાજ્યવાદના હીતને ધોરણે વેચવા, હીંદમાં રોકાયલી મુડીનું સારામાં સારૂં વ્યાજ કરીય

ચંડચણુ વીના ઉપજાવવા અને આપત્તીકાળે સામ્રાજ્યના સંરક્ષણુ માટે હીંદનાં નાણાં તેમજ મનુષ્યોનો ઉપયોગ કરવા શીવાયની બાબતમાં કશીજ પડી નથી [અને એટલી સગવડ પણુ શાહીવાદીઓ કરી લે છે]. બીજા દેશો—જેમ કે અમેરીકાની સહાનુભુતીની હીંદને અવસ્ય જરૂર છે, એકલા અમેરીકાની જ શું કામ, સમસ્ત વીશ્વની પ્રજાઓની સહાનુભુતીની તેને જરૂર છે, પણુ જેઓ જાતે સામ્રાજ્યવાદ અને મુડીવાદની આંટી ઘુંટીની ઘાણીઓમાં જોડાયલા છે, તેઓ કચડાયલી પ્રજાઓને એ વાદના પંજામાંથી છુટવામાં કેટલી સહાય અને સહકાર આપી શકશે? એ વીચારવા જેવું છે. બાકી રહ્યો પ્રજાસંઘનો પ્રશ્ન. પરંતુ એ સંઘ હીંદીઓની વેદના સમભાવપુર્વક સાંભળી તેને ન્યાય અપાવે એમ અમે કદી માન્યું જ નથી. ખુદ બ્રીટનના મુત્સદ્દીઓએ અનેક વખત તેને ઘેટાના ચામડામાં છુપાયલા વરૂના ટોળાની ઉપમા આપી છે, અમેરીકન મુત્સદ્દીઓ તેને બ્રીટનની દાસી માને છેઃ એ દશામાં માત્ર એકજ માર્ગ બાકી રહે છેઃ અને તે આપણું પોતાનું ઘર પહેલાં વ્યવસ્થીત કરવું તે. એટલું થતાં દુનીયાનો લોકમત જરૂર આપણી વાત સાંભળશે, પણુ તે પહેલાં તો બ્રીટીશ મુત્સદ્દીઓ જ આપણી વાત સાંભળવા તૈયાર થયા હશે.

એટલે હવે એ મુદ્દો તપાસવાનો રહ્યો કેઃ આપણા ઘરને વ્યવસ્થીત કેવી રીતે કરવું? તેના માર્ગની રૂપરેખા આમ દોરી શકાયઃ

[૧] લઘુમતીના પ્રશ્નનો નીવેડો ઉદાર દીલથી આપણે જ કરી લેવો;

[૨] દેશી રાજાઓ અને દેશી રાજ્યની પ્રજાના પ્રશ્નનું સમાધાનીભર્યું નીરાકરણુ આપણે મુત્સદ્દીની રીતે કરવું;

[૩] સ્વતંત્રતાની [અથવા કહો કે સર્વમતને અનુકુળ થાય તેવી સ્વતંત્રતાની] લડત, હીંદના ૩૨ કરોડ મનુષ્યોના હીતની છે, એ જાતનું ભાન સમસ્ત પ્રજામાં જાગૃત થાય તેવી રીતે રાજકીય અને આર્થીક લડત શરૂ કરવી;

[૪] સ્વરાજમાં અંત્યજ, મુસલમાન, પારસી, શીખ, ઇસાઇ, હીંદુ એ તમામનું હીંદી તરીકે હીત છે, એમાં ખેડુત, મજુર વીદ્વાન, ધનવાન સહુનો સમાન લાભ રહેલો છેઃ એવી ખાત્રી પ્રત્યેક વર્ગને ઉત્પન્ન થાય, પ્રત્યેક વર્ગ સંગઠીત રીતે તે માટે લડત ચલાવી શકે તેવી તેમાં વ્યવસ્થા થાય, અને લઘુમતીના હીતને યોગ્ય મહત્ત્વ મળે; છતાં લઘુમતી દેશના અથવા તો મોટી બહુમતીના સામુદાયીક હીતની આડે ન આવે તેવી ગોઠવણુ થાય એમ કરવું.

તે સીવાય ગોળમેજી પરીષદમાં દોડયા જવા તૈયાર થવું અને ત્યાં હીંદની નબળાઇનાં તેમજ મતભેદનાં પ્રદર્શન ભરવાની બ્રીટીશ મુત્સદ્દીઓને તક આપવી, તે આપણી સ્વતંત્રતાને હાથે કરીને અનેક વર્ષ પાછી ધકેલવા જેવું છે. એવું જે કરશે તે રાષ્ટ્રદ્રોહી મનાશે. એટલે તેવો દેશદ્રોહ કરવા કોઇ હીંદી તૈયાર ન થાય એમાંજ સમસ્ત હીંદનું તેમ જ હીંદીઓનું હીત રહેલું છે. અને એકસો સાયમન પંચો કે તેટલીજ ગોળમેજી પરીષદો કરતાં એજ માર્ગ હીંદને તેના લક્ષ્યસ્થાને વહેલો લઇ જનારો છેઃ એવી ખાત્રી સહુએ રાખવી ઘટે છે.

[તા૦ ૧૧ : જુન]




[ નાટક ]

:: લેખક ::

" દાંડીઓ મજુર "

પાત્રો

સરકારી વકીલ       લોકોનું ટોળું

જનબંધુ જગુ

## અંક પહેલો

### પ્રવેશ પહેલો

**સમય:** વર્તમાન

**દશ્ય:** કારાગ્રહમાંની ઓફીસ

[રંગભુમીને મોખરે, પ્રેક્ષકોની છેક નજીક નાનો ખંડ દેખાય છે. તેની અતીશય સાદાઇ ખાવા ધાય છે. ભયંકર એકાંત ડરાવે તેવું છે. ખંડની વચ્ચે સાદું ટેબલ અને તેને બે પડખે, લાકડાની બે ખુરશીઓ છે. ખંડની મધ્યે પ્રવેશદ્વાર અને જમણી તરફ એક સાદી બારી છે.

પડદો ઉપડતાં જ સરકારી વકીલ ટેબલ ની પાછળની ખુરશીમાં બેઠેલો દેખાય છે. એનો દેખાવ જ એ વકીલ છે તેવું કહી આપે છે.

ટેબલની આગળ કામદારોનો નેતા જનબંધુ પ્રેક્ષકો સામે મુખ કરીને ઉભો છે. સુકાઇ ગયેલો, શ્રમથી દબાઇ ગયેલો, જુવાન છતાં ફીક્કા ચહેરાવાળો, મજુર, ગરીબ માણસો પહેરે તેવાં વસ્ત્રો પહેરેલો ઉભો છે. તે વકીલની સામે જોતો નથી, પણ સીધી વેધક દષ્ટી ફેંકે છે. ઓફીસની બહાર લોકોનું ટોળું એકઠું થયું છે તે જમણી બારીમાંથી દેખાય છે. તેઓ બધા ગાય છે]

લોકોનું ટોળું:

અમે બધા મજુરો છીએ:
મીલોમાંથી, ખાણોમાંથી
રેલ્વેનાં કારખાનામાંથી

દુર દુરથી, દરીયાને સામે કાંઠેથી
અહીં બધા આવ્યા છીએઃ
કામે કામ અમે અભીમાનથી
કહીએ છીએઃ
અમે બધા એકત્ર બનેલા છીએ.

[રંગભુમીના છેલ્લા છેડા આગળની કારાવાસની કોટડીઓમાંથી અને એકાંત ભોંયરામાંથી, હડતાળીઆ કેદીઓ, બહારના ગીતનો જવાબ વાળે છે.]

બહાર રહેલા અમારા દોસ્તો!
એટલું માં વીસર જો,
અમારે સારૂ તમે બહાર છો,
તમારે સારૂ અમે કારાવાસમાં છીએ.

સરકારી વકીલઃ આતે હડતાળીઆઓની તુરંગ છે કે નાટકશાળા? [કેદી કંઇ જવાબ આપતો નથી] તમારૂંજ નામ જનબંધુ જગુ?

જનબંધુઃ બધા મને એમ કહીને બોલાવે છે.

સ-વઃ ધારૂં છું તમારૂં નામ જગતભાઇ છે.

જન-: હા.

સ-વઃ તમે કયા મંડળના સભાસદ છો?

જન-: ટેબલ ઉપર મારૂ કાર્ડ પડેલું જ છે.

સ-વઃ મને સીધા જવાબ આપો.

જન-: હું મ. સં. નો સભાસદ છું.

સ-વઃ તમને ખબર છે કે, હું અહીંનો સરકારી વકીલ છું અને તમે જે કંઇ મને કહેશો, તેનો ઉપયોગ તમારી સામે થવાનો છે?

જન- (પહેલી વખત સરકારી વકીલ તરફ લક્ષપુર્વક જોતાં): સીંહને કદી ધાસ ખાતો તમે સાંભળ્યો છે ખરો?

સ-વઃ ત્યારે તો નામના મેળવવા માટે જ બહાર પડયા લાગો છો નહીં, વાહ! (અર્ધ વીપલ મૌન)

હડતાળના નેતા ત્યારે તો તમે જ છો, કેમ ખરૂં ને?

જન-ઃઅમારા સંઘમાં કોઇ નેતા નથી.

સ-વઃ છતાં તમે થોડી ઘણી આજ્ઞાઓ તો આપી જ છે.

જન-ઃ તે વાત કુહાડીના હાથા બનેલા તમારા કાંધીયાઓ પાસેથી જ જાણી લેજો.

સ-વઃ તમને કંઇ વેદના થાય છે?

જન-ઃ જ્યાં જ્યાં બહુ વાગ્યું છે ત્યાં. સાંઝે જ પોલીસ કમીશ્નરે મારો હાથ આમળી નાખ્યો છે.

સ-વઃ કદાચ તેની પાસેથી છટકી જવા મથ્યા હશો?

જન-ઃ તમે જાણોજ છો, કે અમે કદી નાસી જવા મથતા જ નથી, માત્ર અમને કહો કે તમે પકડાયા છો એટલે બસ છે.

રેં.ગું [બહાર વળી લોકો ગાવા લાગે છે.]:

અમારી એ પ્રતીજ્ઞા છે,
કે કોઇ પણ જાલીમ શાહી
અમને કદી નમાવી નહીં શકે;
આવો આવો ઓ મજુરો,
સંઘમાં ભળો અને
મુક્તી માટે મંથન ચલાવો.

કેદીઓ [એક સામટા ગાય છે]:

બહાર રહેલા અમારા દોસ્તો?
એટલું માં વીસરજો,
અમારે સારૂ તમે બહાર છો,
તમારે સારૂ અમે કારાવાસમાં છીએ.

સ-વઃ પણ એટલું તો ખરૂંજ કે, ગયા અઠવાડીઆમાં તમે તમારી મરજીમાં આવે તેમ વર્ત્યા છો.

જન-[ હસે છે ]: અમારી મરજી શું છે તે તમે જાણતા નથી! એક દીવસ તમને તે બતાવીશું!

સ-વઃ નીર્ધનોને સર્વ સત્તા સોંપવા તમે માગો છો, કેમ ખરૂં ને? હું તમને એનીજ સગવડ કરાવી આપીશ! પણ ભાઇ તે દરમીયાન તમે સ્ટીમરોને રોકી રાખી છે.

જન–;ના, તમે દરરોજ બાર સ્ટીમરોને માલથી ભરાવો છો જ ને.

સન–વઃ તમે એ ક્યાંથી જાણ્યું?

જન–: મેં આજે સવારે 'ટાઇમ્સ'માં વાંચ્યું.

સન–વ : તમારા લોકો કારાવાસમાં આવવા છતાં ગીત લલકારવામાં જેટલી હીંમત બતાવી રહ્યા છો, તેટલી હીંમત સત્તાવાળાઓએ પણ કાયદો અને વ્યવસ્થા સાચવવા માટે બતાવવી પડશે.

ટોળું [બીજું ગીત લલકારે છે]:

કાયમની એકતા!
કાયમની એકતા!
કાયમની એકતા!
સંઘ કરે છે સુદૃઢ અમને!

જન–: આપને ખાસ શું પુછવું છે? તમે મને અહીં વર્ગ વીગ્રહ વીષે વાર્તાલાપ કરવા સારૂ તો બોલાવ્યો નથી ને?

સન–વ [યાદ આવ્યું હોય તેમ]: તમે બેસોને. [જનબંધુ સામેની ખુરશી ઉપર બેસે છે. સરકારી વકીલ સીગારેટ કાઢે છે] તમે પીઓ છો?

જન–: જી ના. ઉપકાર થયો.

સન–વ : સીગારેટ પીતા નથી?

જન–: પારકી મહેનત ઉપર જીવતા પેટભરાઓ સાથે તો નહીંજ.

સન–વ [ભોંઠો પડવા છતાં તેમ નથી થયું એવો દેખાવ કરીને]: આમ તકરાર કરવાનું કંઇ કારણ નથી, જનબંધુ. આપણાં બન્નેનાં દ્રષ્ટીબીંદુ જુદાં છે. હું માનું છું કે અહીંના બંદરમાં જાહેર પ્રજાને પણ કંઇક હક્ક તો છે જ.

જન–: મીસ્ટર વકીલ, તમારે જો મારી સાથે વાત કરવી જ હોય તો તમારા ઉપદેશીયા વેડા છોડી દો. જાહેરપ્રજા આવીને રોજની બાર સ્ટીમરોમાં માલ ભરતી નથી, એ તો ભરે છે સ્ટીમર કંપનીઓના માલીકોનું તમારૂં મંડળ. તેણે જ તમને ટેલીફોનથી હુકમ કર્યો છે, તે વીષે મને સહેજ પણ શંકા નથી [જરા થોભી] મુડીવાદીઓના હાથમાં જ સરમુખત્યારી છે એ વાત તો હું આ રીતે જાણું છું જ.

સન–વઃ એ બધું ઠીક છે. સરમુખત્યારી હશે તો તે માત્ર સ્ટીમરો ભરી નાખવા પુરતી જ.

જન–: પણ બધા મજુરોને પકડવામાં આવશે તો પછી એ કામ કોણ કરશે? તમે આજે રાત્રે જ કંઇ નહીં તો હજારેકને તો પકડ્યા હશે.

સન–વઃ અમારો આંકડો ૬૦૦ નો છે.

જન–: કંઇ વાંધો નહીં. તમે ગોદીમાં જાઓ, ઝાડુ લો, બંદરને વાળી ઝુડી, પાણી કાઢી નાખી સાફ કરો, અને પછી કામદારોના અસંતોષને ઠેકાણે પાડી દો.

સન–વઃ અમે તો ઠેકાણે કરવા માગીએ છીએ ચળવળીઆઓને તેમજ તોફાન કરાવનારાઓ—

જન–: તોફાન કરાવનારાઓ! તો તો પછી જેઓ સ્ટીમરોના માલીકોને માણસો પુરાં પાડવાના ધંધા કરે છે તે બદમાસોને જ પકડો. એ લોકો માણસોને કેવી રીતે લુંટે છે તે તમે પોતે જાણો છો—ગુલામોના એ બજારમાં તેઓ અમો કામદારોનાં ટોળાને એકઠાં કરે છે, અને ગુલામો રાખનારા શ્રીમંતોની આગળ અમારી માંસ પેશીઓનાં પ્રદર્શન કરાવનારા એ, નોકરી માટે અમારી ગરીબાઇનો તેમજ બેકારીનો લાભ લઇ, અમને એક બીજા ઉપર પડાપડી કરાવે છે તે તમે જોયું છે! તેને બદલે તમે તોફાન જગાડવા માટે બીજા જ કોઇને શોધી રહ્યા છો! પણ, મારી ભુલ થઇ,—તમારે મારી પાસેથી કંઇ ઉપદેશ સાંભળવાની જરૂર નથી. અરે! તમે તો બધી યે

પીગતો બરાબર જાણો છો. પણ મને અહીં બોલાવ્યો છે શું કામ? એ મુદ્દા ઉપર જ આવો ને.

સ–વઃ ધારો કે, મારે મારા મર્દ દુશ્મનની સાથે પરીચય પાડવો હોય તો?

જનઃ કેવળ નકામી કુતુહલતાની ખાતર? ના, તેમાં ય કંઇક રહસ્ય હશે, અને તે પણ તમારા હીતનું, મારા નહીં. મીસ્ટર વકીલ હું કંઇ ગઇ કાલનું બાળક નથી.

સ–વઃ નારે ના, તમે તો બહુ જબરા લાગો છો.

જનઃ જબરા તો ઠીક. મારો બાપ બીચારો મજુરી કરતો હતો અને મારી બા બીજાંનું ઘરકામ કરતી હતી. તે દશામાં તમારા જેવા વર્ગના માણસો એમને પોતાનાં બાળકોને જબરાં બનાવી શકાય તેટલા ખોરાકની સગવડ ક્યાં આપે તેમ હતાં?

ટોળું [બહાર મોટેથી ગાય છે]:

સંગીન એકતા!
સંગીન એકતા!
સંગીન એકતા!
આપણો સંઘ જ આપણને
બળવાન બનાવશે.

જનઃ તમારે જે ખાસ વાત કરવાની હોય તે મુદ્દા ઉપર ઝટ આવો ને?

સ–વઃ તમારી આખી એ કારોબારી કમીટીને અમે પકડી છે તે જાણો છો?

જનઃ મેં મારી કોટડીમાં કેટલાકને જોયા છે ખરા.

સ–વઃ બાકીના બધાઓને અમે પકડયા છે.

જનઃ કંઇ વાંધો નહીં. બીજી કમીટી તૈયાર થશે.

સ–વઃ પણ તેઓ કામદારોને માટે હુકમ બહાર પાડશે તે વખતે અમે જાણ્યા વીના રહેવાના નથી.

જનઃ ઓહો! એમાં તે શું? બહુ બહુ તો તમે અમારી હડતાળ તોડાવી પાડશો એજ ને? તમે માત્ર એટલુંજ કરી શકો છો.

સ–વઃ એ વાત ભુલી ન જતા કે એ રીત વળી પોલીસો માટે ય છે.

જનઃ [સાવધ થઇને]: તમે મને તમારી તરફ વાળવા મથતા લાગો છો, નહીં? જુના જમાનાના કામદાર નેતાઓની માફક મારી સાથે શું સોદો કરવાની ઇચ્છા છે?

સ–વ [કંઇક નરમ અવાજથી]: તમે રામા માધુને ઓળખો છો, કેમ ખરૂં ને?

જનઃ એ તો મારો જુનો સાથી.

સ–વઃ આગલી હડતાળમાં તમે બધા સાથે જ હતા ને?

જનઃ બરાબર.

સ–વઃ તે પાછો જેલમાંથી છુટ્યો છે.

જનઃ એવું મેં સાંભળ્યું છે.

સ–વઃ તે પાછો અહીં તમારી સાથે આવવાનો છે ખરો?

જનઃ તે વાત તો તમારા છુપા દુતોને જ પુછી લેજો. મારી પાસેથી તમે તે માટે એક અક્ષર પણ જાણવા નહીં પામો.

સ–વઃ રામા માધુ! અનાજની વખારો સળગાવી દેનારી તમારી ટોળકીનો એ એક સભાસદ છે!

જન– [આશ્ચર્ય અને ક્રોધથી]: અનાજની વખારો બાળનાર? તમારી જીભ બંધ કરો.

સ–વઃ ત્યારે તમે શું ભજનીયા મંડળીના ભક્તો લાગો છો. તેમાં આખો વખત ગાયાં કરો છો નહીં? હં, પણ તમને આ આરોપસર કેટલી સજા થશે જાણો છો? ગુન્હેગારોની ટોળીના તમે સભાસદ છો; હો.

જનઃ અઠ્ઠાવીસ વર્ષની સજા થશે, હં, તેમાં શું?

સ–વઃ ત્યાં સુધી તમે જીવતા રહેશો.

જન: તેથી શું ?

સન્વ [તેને નખશીખ ઓળખવા પ્રયત્ન કરતાં]: એથી તમે શું લાભ મેળવશો, એ જ હું સમજી શકતો નથી.

જન–: તમે તે સમજી શકતા નથી અને હું તમને તે સમજાવી શકું તેમ નથી [હસે છે]. તુરંગની મારી ગુંગળાવી નાખનારી કોટડી કરતાં અહીં વધારે સગવડ ભલે રહી, પણ તેથી તમે મારી પાસેથી કંઇ ભાષણ સાંભળવાની આશા રાખતા હશો તો જરૂર નીરાશ જ થશો. તમે મારા બંધુઓને ગમે તેવા હલકા નામે ભલે સંબોધો, હું છેલ્લાં ત્રણ વર્ષથી તેમનામાં જેને તમે 'નેતાગીરી'ના નામે ઓળખાવો છો, તે છું. મેં આખા પ્રાંતનો પ્રવાસ કર્યો છે, અને તેમની ઝુંપડીએ ઝુંપડીએ રખડયો છું. મેં તેમની સાથે દીલ ખોલીને વાતો કરી છે અને તેમની વાતો સાંભળી છે. કંઇ નહીં તો મારા દશ હજાર ભાઇઓ તો મને બરાબર ઓળખે છે, અને હું મારાં ગજવાં તર કરવા માટે આ કરી રહ્યો નથી તે વાતની એમને ખબર પણ છે. આજે રાત્રે જ મને પકડવાની ખબર ઠામેઠામ ફેલાઇ જશે. તેઓ એ પણ જાણી લેશે કે, તમે મને તમારી ગંદી અદાલતમાં ઉભો કરશો, તમારા ટુકડા ખાઉઓને તેમ જ ખુશામદખોરોને મારે વીષે જુઠી વાતો કહેવા બોલાવશો. સ્ટીમર કંપનીઓના માલીકનો વકીલ મને આગ લગાડનારાઓની ટોળકીમાંનો એક કહીને મારી ઉપર આક્ષેપ મુકશે. બસ, ખલ્લાસ મને ઓછામાં ઓછા ૨૮ વર્ષને માટે જેલમાં ધકેલી દેવામાં આવશે, ત્યાં ઘાણી અને ઘંટી ફેરવાવીને મને જીવતાં મુઓ બનાવી દેવાશે, મને ક્ષય લાગુ પડશે. કામ નહી થઇ શકે તેથી મને અંધારી એકાંત કોટડીમાં નાખવાની સજા થશે, મારા બંધુઓને જેલમાં ક્રુર રીતે મારવામાં આવતા હશે, તે મારાથી નહી જોવાય, હું મારો ક્ષીણ થઇ ગયેલો અવાજ તે સામે ઉઠાવીશ, તમે તે નહી સાંભળો, હું અપવાસ શરૂ કરીશ. થોડાક દીવસ વધુ જશે અને બહારની જનતા જાણશે. કે જનબંધુ મરી ગયો! એ બધી વાતની તેમને કલ્પના છે. પણ મી० વકીલ એટલું યાદ રાખજો, હું મરી જઇશ ત્યારે મારા હજારો બંધુઓ એટલું માનશે જ કે "જન બંધુ અમારે સારૂ મુઓ છે!" અને ત્યારે જ તેઓ તેનો બદલો લેવા તત્પર બનશે. મી० વકીલ તમે શું એમ માનો છો કે એ બધા કાયર કે ડરપોક બની ગયેલા છે. અરે! મને તમે આ બધી યાતનાંમાં નાખશો ત્યારે પણ મારું સ્થાન પુરવા એક નહી પણ એક હજાર જનબંધુઓ નીકળી આવશે એટલી ખાત્રી તો જરૂર રાખજો જ.

ટોળું [મહાર સામટું ગાય છે]:

લાંબા વાળ વાળો એ ઉપદેશક,
પ્રત્યેક સંધ્યા પછી આવે છે;
શું સારૂં ને શું ખોટું એની,
પાપ પુણ્યની તે વાતો કરે છે,
પણ જ્યારે તમે એને કહો છો,–
બાપુ અમે ભુખે મરીએ છીએ,
અમને કંઇક ખાવાનું અપાવો.
ત્યારે તે મધુર સ્વરે કહે છેઃ

કેદીઓ [જેલના એક ભાગના]:

ધીરે ધીરે તમને.
સ્વર્ગની ભવ્ય ભુમીમાં—
ખોરાક મળી રહેશે.
મજુરી કરો, પ્રાર્થના કરો,
જે મળે તેથી સંતોષ માનો;
મરશો ત્યારે સ્વર્ગમાં
તમને ઇંદ્રનું રાજ્ય મળશે!

સ–વ: આ પણ એક ભવાઇ જ છે ને? પણ ઠીક, તેથીય જરા મનને બહેલાવવાનો આનંદ મળે છે.

જન: ઇચ્છા હોય તો તો તમને આ ગીત-માંથી ઘણું ય શીખવાનું મળે તેમ છે. એ ગીતનો લેખક અમારામાંનો જ હતો. તેનાં ગીતોથી નીર્ધન વર્ગમાં નુતન ચેતના આવી, શ્રીમંતોથી એ કંઇ જોયું જાય? તેની ઉપર ભયંકર તહોમત મુકાયું; તેને કાળાપાણીની સજા થઇ. ત્યાં એને ભીષણ યાતનાઓ વેઠવી પડી, તેથી એનું મૃત્યુ થયું. તમારા માલીકો એ એને લુચ્ચો, બદમાસ, ચોર કહ્યો—તમનેય આ ભીષણ સત્ય બતાવતા ગીતમાં ભવાઇ ક્યાં નથી દેખાતી? બાપુ! એનાં ગીત તો આજે દેશવ્યાપી બની ગયાં છે, અને ન્યાત જાત કે દેશના ભેદ વીના, તમામ નીર્ધનોનાં હૈયાંમાં તે નુતન પ્રેરણા મુકે છે, "નીર્ધનોનો એક જ મહાસંઘ" બનાવવાની ભવ્ય ભાવના તેણે જ અમને આપી. અમે આજે તેથી જ અમારા જેવા નીર્ધન મજુરોની એકતા અને એક સંઘ ચલાવી રહ્યા છીએ. એ એક જ વસ્તુમાં એવી શક્તી છે કે જે અમારા ઉપરના દુઃખના તમામ પહાડોને તોડી શકશે.

રાણું [બહાર ગાય છે]:

અંદર રહેલા અમારા દોસ્તો!
એટલું માં વીસરજો
અમારે સારૂ તમે કારાવાસમાં છો,
તમારે સારૂ અમે બહાર છીએ.

જન: મી० વકીલ, તમે તમારી આ દમનનીતીથી અમારૂંજ પ્રચાર કામ કરી રહ્યા છો તે આથી નથી જોઇ શકતા?

સ–વ: ત્યારે તમે મારે માટે કંઇ જ નહીં કરો એમજ ને?

જન: ના.

સ–વ: તમારે એ જાણવું જોઇએ કે, મારૂં કહેલું કરવાથી તમારે માટે મુક્તીનો માર્ગ મોકળો થશે. અમે કંઇક યુક્તી કાઢીશું અને તમને આમાંથી છટકાવી શકીશું—

જન [આશ્ચર્ય તેમજ દુઃખથી ચમકીને]. ઓહ! છેવટે ત્યારે તમે આ જ કહેવાને હતા કેમ?

સ–વ: અમે તમને સારા જેવા પૈસા સાંપડે તેવી ય વ્યવસ્થા કરીશું.

જન: જહાન્નમમાં જાઓ એ તમારા પૈસા.

સ–વ: અરે, તમારામાંના કેટલાય એ રીતે પોતાનો હીસ્સો મેળવી રહ્યા છે. અરે! ખુદ તમારી કાર્યવાહક કમીટીના ત્રણ સભા-સદોને અમારી તરફથી નીયમીત પગાર મળે છે.

જન: તે ખરૂં પણ હોય, તેમ મને ઢીલો બનાવી દેવાની હરામખોરી ભરી યુક્તી યે હોય.

સ–વ: અને તેથી તેઓ પાળેલા કુતરા જેવા ઢીલા અને સંકુચીત મતના બની જાય છે.

જન: તદ્દન ખોટું. તેઓ તો ઉલટા વધુ મક્કમ અને ક્રાંતીકારી બની જાય છે—પછી તેમને કોઇ જાતનો ભય રહેતો નથી. તેઓ કશુંક કરવા તલસી રહે છે. પછી ભલે તે કામ અનાજના ભંડાર બાળવાનું હોય કે બીજું! [સસ્મીત]—મી० વકીલ, અમો કુંગળી ને રોટલા ઉપર ઉછરેલાઓ ભલે આઠ વર્ષની ઉમરથી મજુરી કરવા જતા હોઇએ, છતાં તમો મલાઇ ને માવા ઉપર ઉછરેલા અને કોલેજમાં જનારાઓની માફક મસ્કરી તો અમે ય સમજી શકીએ છીએ. અને કરી પણ શકીએ છીએ.

સ–વ: ત્યારે મી० જનબંધુ તમે અમારી સામે ઝુઝવા માટે જ નીકળ્યા છો!

જનઃ અમારે તો જુના ખોખામાં નવો સમાજ રચવો છે. પણ રૂઢીની ગુલામીને મુળમાંથી ઉખેડી નાખવી છે.

સ-વ [સ્વાભાવીક ઉમળકાથી]: તમે તો બુદ્ધીમાન માણસ દેખાઓ છો, જનબંધુ- અને તેની સાથે સાથે બહુ જ ઉંડા યે છો. પણ મારી એક વાત માનશો? આ બધા ધાંધલીઆ ટોળાને માટે ભોગ આપવો તે તમારા જેવા માણસ માટે યોગ્ય નથી.

જનઃ ભલે તમે એમ માનો. હું તો તેમનામાં સામાન્ય માનવસમુદ્રમાં જેવાં તત્વો હોય છે તેવાંજ જોઉં છું. અલબત્ત તેઓ એકદમ નમી પડે તેટલા ઢીલા નથી; તેમાં કેટલોક કચરો યે છે. પરંતુ તેઓ સંઘબળ ખીલવવાનો મહાન પાઠ શીખી રહ્યા છે; અને તે પાઠ એમને કોઇકે શીખવવો તો જોઇએ જ ને.

સ-વઃ મને લાગે છે, તમે પહેલેથી ચળવળીઆ નહીં હો.

જનઃ ના. હું એક પ્રામાણીક મજુર હતો. આ શહેરમાં સારી નોકરી મળશે, કહીને તમારો એક શ્રીમંત મને લઇ આવ્યો. લડાઇ ચાલતી હતી ત્યારે તે લોકો ખુબ કમાયા ત્યારે અમને કંઇ આપ્યું નહીં, પણ જ્યારે લડાઇ પુરી થઇ અને મંદી આવી, ત્યારે અમારા પગારમાં કાપકુપ કરવામાં આવી!

સ-વઃ પરણેલા છો?

જનઃ ત્યારે હતો.

સ-વઃ તમારાં પત્ની ક્યાં છે?

જનઃ તમે મને ક્યાં મુકવા માગો છો?

સ-વઃ કારાગ્રહમાં.

જનઃ ના--તેની સાથે સ્મશાનભુમિમાં.

સ-વઃ હં, ત્યારે તમારાં પત્ની મરી ગયાં છે નહીં? પણ મેં સાંભળ્યું છે કે તમારે કંઇક છોકરાં હતાં.

જનઃ હા. એક છોકરો અને એક છોકરી.

સ-વઃ તેઓ હમણાં ક્યાં છે?

જનઃ એમની યોગ્ય કાળજી લેવાય છે.

સ-વઃ તમારા વડે?

જનઃ ના, બીજાઓની પાસે તેઓ છે.

સ-વઃ એમનું પોષણ તમે કરો છો?

જનઃ તેમને એની જરૂર નથી.

સ-વઃ ત્યારે તો એમ જ કહોને કે તમે એમને ત્યજી દીધાં છે!

જનઃ એવી બનાવટી વાત તમને કોણે કરી?

સ-વ [સાંભળ્યું ન હોય તેમ]: તમે બીજી કોઇ સ્ત્રીએ સાથે ફરી હરી શકો માટે તમે એમને બીજે રાખ્યાં છે નહીં?

જન [એકાએક ગુસ્સો ચડતાં]: બદમાશ, ભામટા! તું મારા દુઃખ ઉપર ડફામ દેવા અહીં આવ્યો છે?

સ-વ [ખંધી દ્રષ્ટી ફેંકતાં]: બરાબર રગ પકડાઇ ગઇ કેમ?

જનઃ જો તું બાયલો નહોત તો આવી વાત અહીં મને કેદમાં નાખ્યા પછી ન કરી હોત, પણ બહાર કરવાની હીંમત કરી હોત, કે જ્યાં હું તેના બદલામાં તારૂં માથું જ ભાંગી નાખત. બદમાસ, તું એમ સમજે છે કે બધા જ તારા જેવા હશે? તું તારી ટાઇપીસ્ટ છોકરી સાથે વર્તે છે તેમ [જાણે તેને મારવા માગતો હોય તેમ વકીલ સામે મુક્કો ઉગામે છે] બધા કરતા હશે? પેલી બીચારી વીધવાનું સત્યાનાશ કાઢી નાખ્યું અને છેવટે જ્યારે તેના સગાએ તને અદાલતમાં ઘસડવાની ધમકી આપી ત્યારે તેને બદલાની રકમ તેં ઓકી આપી, તે વાત કોઇ નથી જાણતું એમ તું માને છે? આમ છતાં તું મારા જીવનના કરૂણ પ્રસંગની અણછાજતી મસ્કરી કરવાની હીંમત કરે છે?

સ-વ [દેખીતી રીતે ઠંડો પડી જઈ]: જનબંધુ, મને લાગે છે, આપણે આ જાતની ચર્ચાને વધુ ન લંબાવીએ તો ઠીક.

જન : ના. જ્યાં સુધી તમને તમારા બધા ગંદા રસ્તા પુરા થતા ન લાગે ત્યાં સુધી તેમ નહીં કરી શકો.

સ-વ: કાયદો પોતાનો માર્ગ બરાબર જાણે છે.

જન: ખાડામાં પડયો તારો એ કાયદો અને તું! તારા જુઠા સાક્ષીઓને અને મારાઓને બોલાવ! આગ લગાડનારાઓની ટોળીના સભાસદ બનવાના આરોપ માટે મને જેલમાં મોકલાવ—અથવા જોઈએ તો ગુંગળાવીને મારી નંખાવ. શ્રીમંતોના પગચાટુ તારા જેવા માણસોની મને સહેજ પણ પરવા નથી. એ તમારો કાયદો? ગંદી—મલીન રમતોવાળી મુક્તી! એ તમારો કાયદો—લાંચ અને લાંચ લેનારા—

સ-વ [ચીડાઈ]: બસ થયું, તારું ગંદું મોઢું બંધ કરે છે કે નહીં? [તે ટેબલ ઉપરનું વીજળીનું બટન દબાવે છે]

જન: ભલે, તમે મારું મોઢું બંધ કરી શકશો; પણ બીજાં એવાં અનેક મુખ છે કે જેને તમે બંધ કરી શકવાના નથી. [એકદમ તે સામી બારી તરફ ધસી જાય છે, અને સળીઆમાંથી બહારના ટોળા સામે હાથ કાઢી હવામાં હલાવતો, બુમ મારે છે] મજુર ભાઈઓ એક બનો, સંઘ-બળ સ્થાપો, મજબુત થાઓ!

ટોળું: ઓહો, આ તો જનબંધુ! જન-બંધુ છે એ! ઓહો એ જનબંધુ! જન-બંધુનો વીજય હો!

[જનબંધુ ગાવા લાગે છે, બહાર ટોળું તે ઝીલે છે.]

અમો મજુરસંઘના છસેં મનુષ્યો,
આજે જેલમાં રહીને કહાએ છીએ;
શ્રીમંતોના કાયદાને લીધે
અમને આજે અહીં ધકેલવામાં આવ્યા છે,
એ કાયદા જગતમાં ગુલામી ટકાવે છે.

[બે પોલીસ અમલદારો દાખલ થાય છે. સરકારી વકીલ જમણા હાથના અંગુઠાને હવામાં હલાવી જનબંધુને ચીંધે છે, પોલીસો જઈ તેને પાછળથી પકડે છે અને તે ખંડમાંથી ધસડતા ધસડતા લઈ જાય છે. જનબંધુ ગાતોજ રહે છે. બહારનું ટોળું અને અંદરના કેદીઓ તેની સાથે ગાય છે.]

બહાર રહેલા અમારા દોસ્તો!
એટલું માં વીસરજો:
અમારે સારૂ તમે બહાર છો,
તમારે સારૂ અમે કારાવાસમાં છીએ.

અમે બધા મજુરો છીએ
મીલોમાંથી, કારખાનાંમાંથી
દુર દુરથી આવેલા અમે
હામે હામ કહી રહ્યા છીએ:
અમે એકત્ર બનેલા છીએ.

અમે હસીએ છીએ, ગાઈએ છીએ
અમને કશાનો ભય નથી;
અમે જાણીએ છીએ કે
દરેક સાચો મજુર
સંઘબળ માટે લડત ચલાવશે.

અમારી એ પ્રતીજ્ઞા છે
કે કોઈ પણ જાલીમશાહી
અમને કદી નમાવી નહીં શકે;
આવો આવો ઓ મજુરો!
સંઘમાં ભળો અને
મુક્તી માટે મંથન ચલાવો.

લાંબા વાળ વાળો એક ઉપદેશક
પ્રત્યેક સંધ્યા પછી આવે છે;
શું સારૂં ને શું ખોટું—એની,
પાપ પુણ્યની તે વાતો કરે છે;

પણ જ્યારે તમે એને કહો છો:
બાપુ! અમે ભુખે મરીએ છીએ,
અમને કંઇક ખાવાનું અપાવો.
ત્યારે તે મધુર સ્વરે કહે છે:
ધીરે ધીરે તમને,
સ્વર્ગની દીવ્ય ભુમીમાં

મજુરી કરો, પ્રાર્થના કરો,
જે મળે તેથી સંતોષ માનો,
મરશો ત્યારે સ્વર્ગમાં
તમને ઇંદ્રનું રાજ્ય મળશે

ભુખે મરતા લોકો સાથે તેઓ રમે છે,
ગાય છે. વાંચે છે ને પ્રાર્થના કરે છે,
તમારી પૈસેથી તેઓ દાન માગે છે
ને તમે નીર્ધન બનો ત્યારે છોડી જાય છે.

ધર્મને નામે, પ્રભુને નામે
તેઓ પૈસા માગે છે.
'ભગવાન તમારાં દુઃખ દુર કરશે'
એ એમનું મહાસુત્ર છે.

તમારાં સ્ત્રી પુત્રો માટે
તમે સખ્ત મજુરી કરો,
તેમાંથી જીવનનો આરામ શોધો
તો જરૂર તમે પાપી છો,
ખરાબ છો એમ તેઓ કહેશે
ને મરવા પછી નર્કમાં જશો
એવો તે શાપ આપશે.

[ગાન ચાલુ હોય છે અને પડદો પડવા માંડે છે.]

**પહેલી બાઇ** [જે ગુજરાતના એક જાણીતા વકીલનાં પત્ની છે]: મારે જો કોન્ગ્રેસનું મીઠું ખાવાનું હોય તો હું તેને બદલે સીંધવ ખાવાનું પસંદ કરૂં.

**બીજી બાઇ** [સરળ ભાવે]: પણ સ્વરાજ મળશે ત્યારે તો...

**પહેલી બાઇ** [ચમકીને]: ત્યારે તો હું આપઘાત જ કરૂં.

**બીજી બાઇ**: લોકો તમારે માટે એ વધુ પસંદ કરશે!

**પુરાણી** [ગુસ્સાથી]: તમારા લેનીનથી યે પહેલાં અમારા શ્રી કૃષ્ણે સામ્યવાદનો ઉપદેશ આપ્યો છે. પોતાના ભોજનમાંથી કોઇ અતીથીને જમાડ્યા સીવાય જમવું તેને તેણે ચોરી કહી છે, અને ભોજન આપવાની ક્રીયાને યજ્ઞ કહ્યો છે. માત્ર ભાષામાં કે કહેવાની રીતમાં જ ફેર છે.

**સામ્યવાદી** [સસ્મીત]: પણ દુર્ભાગ્યે તમે બેમાંથી એકેના વીચારોને માનતા નથી, ત્યારે હું એકને તો બેશક માનું જ છું.

# મુડીવાદની મીમાંસા

:લેખક:

મકરકેતુ

જગત સમસ્તના વીસ્તાર ઉપર આજે લક્ષ્મીલાલુપ મુડીવાદ પોતાનો શોષક પંજો પ્રસારી રહ્યો છે. એનું છેલ્લામાં છેલ્લું ભીષણ સ્વરૂપ સામ્રાજ્યવાદમાં દર્શન દે છે. દીને દીને એ પોતાનાં ઓજારો સજ્જ અને સુવ્યવસ્થીત કરી મહેનતુ માનવસમાજની જાગૃતી સામે સંહારક પગલાં ભરી રહ્યો છે.. આ ઉદ્યોગમંડીત મુડીવાદ પૃથ્વીના પટ ઉપર અસ્તીત્વમાં કેવી રીતે આવ્યો, ક્યા કારમા ઉપાયોથી એણે ઉત્ક્રાન્તી સાધી, અને પોતાની આંતરીક અસંગતીઓથી તે વીનાશને પંથે કેમ પ્રયાણ કરી રહ્યો છે, એ વીષેની અભ્યાસજન્ય મીમાંસા લેખક અહીં રજુ કરે છે.

## : લેખાંક ચોથો :

### મૌલીક અસંગતીઓ

ઉપલક દ્રષ્ટીએ મુડીવાદની ઇમારત અતીશય સંગીન ભાસે છે. એ આખીયે રચનાનો અંકુશ જગતની મહેનતજીવી જનતા ઉપર એટલો જામેલો છે કે પ્રથમ નજરે એ રચના અભેદ્ય દેખાય છે. એની રાજ્યવ્યવસ્થા, એની પોલીસ, એનાં જાસુસ ખાતાં, એની મહેસુલપધ્ધતી, એની વ્યાપક સુસણુનીતી અવ્યવસ્થીત મગજને ભરમાવી નાખે છે. પણ વસ્તુતઃ એ રચના, જેટલી બહારથી જણાય છે, તેટલી અવીચળ કે અછેદ્ય નથી. એના ગર્ભમાં અનેક નીર્બળતાઓ ભરી છે. તેની આંતરસ્થીતી અસંગતીઓથી સળગી રહી છે. તેનાં મર્મોમાં આત્મવીરોધો ઉકળી રહ્યા છે. પ્રથમ તો મુડીવાદી સમાજમાં માલનું ઉત્પાદન અને વહેંચાણ વ્યવસ્થારહીત છે. રોજ રોજ કારખાનાંઓમાંથી થોકબંધ માલ બહાર પડે છે, પણ એ બધોયે માલ ખપી જશે તેની કોઇને ખાતરી નથી. એક કારખાનાં સામે અથવા કારખાનાઓના એક સંઘ સામે બીજાં કારખાના અને અન્ય સંઘો બજારમાં ખુલ્લી હોડ ખેલે છે. ઉત્પાદનમાં પહેલેથી છેલ્લે સુધી અવ્યવસ્થા પ્રસરી રહી છે, એટલે કે બધા મુડીવાદીઓ કે મુડીવાદી મંડળો એકબીજાથી અળગાં રહીને માનવસમાજની સાચી જરૂરતોનો ખ્યાલ કર્યા વીના જણસોના જથા નીપજાવે છે. ખરું જોતાં માનવસમાજે પ્રથમ પોતાની આવશ્યકતાઓનો અડસટો મુકરર કરીને પછી ઉત્પાદનનો વીધી અખત્યાર કરવો જોઇએ. તેને બદલે કારખાનાના મુડીવાદી માલેકો એમને કઇ ચીજમાંથી વધારેમાં વધારે નફો મળશે, અને કઇ રીતે હરીફ કારખાનાં હાથ ઘસતાં રહેશે, એ ગણતરી ઉપર ઉત્પાદનનો વ્યવહાર ચલાવે છે. આનું

પરીણામે એ આવે છે કે ઘણીવાર માણસોની આવશ્યકતા ઉપરાંત માલનો જથ્થો બજારમાં જમા થાય છે. અયશઆરામની વસ્તુઓનું બહુ ભાગે એમજ બને છે. પછી એ વસ્તુઓ વેચાતી નથી. પ્રજાનો મોટો ભાગ રોકીને પડેલા શ્રમજીવીઓ એ ચીજો ઘર આંગણે વસાવી શકતા નથી, કારણ કે એમની કને નાણાં નથી. એટલે બજારમાં અને ઉદ્યોગમાં અણીની વેળા ઉભી થાય છે. તેમાંથી ઉપસ્થીત થતી અંધાધુંધી આફત અને વીષમ સ્થીતીના પ્રતાપે કારખાનાં બંધ થાય છે, કામદારો બેકાર બને છે અને ભુખમારો ને અસંતોષ સળગી ઉઠે છે આવા અવ્યવસ્થીત ઉત્પાદનને લીધે બજારમાં એવો સંપ્લવ આવે છે કે દરેક કારખાનાંવાળો બજારમાંથી બીજાને મારી હઠાવવા મહેનત કરે છે. ગ્રાહકો માટે પડાપડી અને પ્રચંડ ઉથલપાથલો ઉભી થાય છે. અમુક માલ 'કોરનર' કરી તેનો ભાવ ઉંચે ચઢાવવાની મુડીવાદી લીલા અસ્તીત્વમાં આવે છે. વીક્રય માટેનો આ વીગ્રહ અનેક સ્વરૂપો ધારણ કરે છે. એનું પ્રાથમીક સ્વરૂપ કારખાનાંકારખાનાં વચ્ચેની સ્પર્ધા છે અને અંતીમ રૂપ સશસ્ત્ર લડાઇ છે. મુડીવાદી રાજ્ય પોતાને આંગણે આંતરીક સ્પર્ધા ઓછી કરવા ઉદ્યોગોનું ને મુડીનું સંયોજન—એકીકરણ—'ટ્રસ્ટીફીકેશન' વગેરે ગોઠવે છે, પણ એથી અન્ય રાજ્યની હરીફાઇ પર અંકુશ મુકી શકાતો નથી. આખી આલમના બજારો સર કરવાં માટે આ રાજ્યો એક બીજા સામે અફળાય છે અને એમાંથી સામ્રાજ્યવાદી સંગ્રામનો વીનાશક દાવાનળ ભભુકી ઉઠે છે. આ ઉપરથી સીધ્ધ થાય છે કે મુડીવાદની ઇમારતના અંગો એકબીજાની પ્રવૃતી અને પ્રગતીનો અવરોધ કરે છે, અને એથીએ આગળ વધીને એ અંગોમાંના પ્રત્યેક અંગમાં એના પોતાનાજ ઘટક અવયવો વચ્ચે નીરંતર વીગ્રહ ચાલ્યા કરે છે.

## વર્ગીય રચના

આ રીતે મુડીવાદની એક અસંગતી એની અવ્યવસ્થીત ઉત્પાદનપધ્ધતીમાંથી ઉભી થાય છે, અને સામ્રાજ્યવાદી વીગ્રહમાં પરીણમે છે. એની બીજી અસંગતીનું મુળ વર્ગીય સમાજરચનામાં છે. મુડીવાદી સમાજ, ખરૂં જોતાં, એક સમાજ નથી પણ બે પરસ્પરવીરોધી સમાજોનો બનેલો છે. એક બાજુ આ સમાજમાં મુડીવાદીઓ છે અને બીજી પાસ તેમાં નીષ્કીંચન કામદારો અને શોષીત કૃષીકારો છે. આ બે વર્ગોની વચ્ચે નીરંતર વીરોધ અને વીગ્રહ ચાલ્યા કરે છે. ઘણી વાર એ વીગ્રહ સુરેખ ને સ્પષ્ટ ભાસતો નથી, છતાં યે એનું અસ્તીત્વ તો હોય જ છે. આ વર્ગો વચ્ચે સમાધાન સંભવતું જ નથી, કારણ કે એમનો સંબંધ શોષકશોષીતનો છે. શ્રમજીવીઓના અજ્ઞાનને લીધે કોઇ કોઇ સ્થળે આપણને વીરોધી વર્ગોમાં સહકાર અને એખલાસ દેખાય છે, પણ એ સ્થીતી તો અલ્પજીવી છે. આર્થીક શોષણને લીધે અને અવ્યવસ્થીત ઉત્પાદનના પરીણામોના પ્રતાપે શ્રમજીવીઓ રોજ રોજ મુડીવાદની ચકકીમાં પીસાતા જાય છે, એટલે એમના જથ્થામાં વર્ગીય જાગ્રતી અનીવાર્ય છે. આમ શોષક અને શોષીત સંઘ એના પરસ્પરવીરોધી હીતમાં અન્યોન્ય સામે શત્રુ તરીકે ઉભા છે. દરેક પોતાની સ્થીતી મજબુત બનાવવા મથે છે અને એ મથામણીમાં દયા, ધર્મ, હૃદય, ઉર્મી ને હીંસાઅહીંસાની લાગણીઓને સ્થાન રહેતું નથી.

## નીશ્ચળ કે નશ્વર?

જો મુડીવાદી સમાજની સ્થીતી આ પ્રકારની છે, તો તે અજર અમર રહેવાની છે કે એનો ભાંગીને ભુકકો થવાનો છે? આ પ્રશ્નનો પ્રત્યુત્તર મુડીવાદના આજ દીવસ સુધીના વીકાસનો અભ્યાસ માગી લે છે. જો એના પ્રારંભ કાળ પછી મુડીવાદની મૌલીક અસંગતીઓ ઓસરી હોય તો જરૂર એનું આયુષ્ય અતીશય લાંબું છે; પણ જો એનાં અંગોની એક બીજા સાથેની અથડામણી વધારે ઉગ્ર બની હોય અને આંતરીક ચીરાડ વખત જતાં વધારે વીસ્તૃત થઇ હોય તો અવશ્ય તેનો અન્ત નજદીક છે. મુડીવાદની ઉત્ક્રાન્તીનો ઇતીહાસ તપાસવાથી આ સમસ્યાનો ઉકેલ એકદમ થઇ શકશે.

*　　*　　*

[૨]

## અલ્પ અને જથ્થાબંધ ઉત્પાદનનાં સામસામાં સંઘર્ષણ

મુડીવાદનો આરંભ થયો ત્યારે આજના જેવાં વીરાટ કારખાનાં નહોતાં. એ વખતે અપરીમીત શક્તીનાં સંચય સમા રાક્ષસી યંત્રો નહોતાં અને દશ દશ ને વીસ વીસ હજાર કામદારોને એકેક સ્થળે રોકનાર જંગી ઉદયોગો નહોતા. આ બધી જંગી વસ્તુઓ તો હાથકારીગરીનાં ઉત્પાદનની ભસ્મ ઉપર ઉભી થઇ છે. અલ્પ ઉત્પાદનનો યુગ આથમતો હતો ત્યારે એના વીનાશમાંથી જથ્થાબંધ ઉત્પાદનની વ્યવસ્થા ખડી થતી હતી. તેનો વીકાસ ક્રમશઃ ચાલ્યો આવતો હતો. હાથકારીગરી અને અલ્પ ઉત્પાદનના વીનીપાતનું કારણ શું? ઉત્પાદનનાં સાધનો ઉપર વ્યક્તીગત કે ખાનગી માલેકીનો પંજો પ્રસર્યો હોય ત્યાં માલના વેચાણ માટે બજારમાં વીગ્રહ થયા વીના રહેજ નહીં. આ વીગ્રહમાં જે માલેક ગ્રાહકોને અવનવી રીતે આકર્ષી શકે અને હરીફને હાની પહોંચાડી શકે તે વીજયને વરે છે. ગ્રાહકોને ખેંચવાનું સાધન જો કોઇપણ હોય તો તે હલકી કીંમત છે. અને હલકી કીંમતે માલ કોણ વેચી શકે? જેને આંગણે જથ્થાબંધ માલ નીપજતો હોય એજ એ માલનું મુલ્ય હળવું રાખી શકે એ દેખીતી વાત છે. ઓછું ઉત્પાદન કરનાર માલેકને એ કીંમત રાખવી પોષાય નહીં, કારણ કે જથ્થાબંધ ઉત્પન્ન કરનાર પુંજીદાર કાચા માલનો મોટો જથ્થો ખરીદી, સોંઘે ભાવે ઉત્પાદનનાં સાધનો મેળવી શકે છે. પરીણામે એને તૈયાર માલની વીક્રયકીંમત હળવી રાખવી પાલવી શકે છે. આ ઉપરાંત જથ્થાબંધ માલ બનાવનારને બીજી અનેક સગવડો સાંપડે છે. મોટી મુડીને લીધે તે વધારે સારાં યંત્રો કારખાનામાં સ્થાપી શકે છે અને ઉત્તમ ઓજારોના ઉપયોગથી મજુરીનો ખર્ચ ઓછો કરી સોંઘું સર્જન કરે છે. આવા પુંજીદારોની સ્પર્ધામાં એકલા અટુલા કારીગરને અને અલ્પ મુડીવાળા આદમીને ઉભા રહેવું મહામુશ્કેલ થઇ પડે છે. જુનાં યંત્રોથી એને ચલાવી લેવાનું રહે છે. જબરાં 'પાવર-પ્લાન્ટો' તે ઉભાં કરી શકતો નથી. નવાં કાર્યસાધક યંત્રોનું તેનાથી નામ પણ લઇ શકાતું નથી, કારણ કે તેની કને ગંજાવર ગરથ નથી. આની સામે મોટાં કારખાનાંઓ મુકો. આ જંગી કારખાનાંઓમાં માલેકો અનેક દીશાઓમાં કરકસર કરે છે. મોટાં મકાનોની બાંધણી, જંગી યંત્રોની સ્થાપના, જથ્થાબંધ કાચા માલની ખરીદી, પ્રકાશ-અગ્નીની એક

સામટી સગવડ, મજુરીનો ખર્ચ, તઇયાર માલમાંથી ઘસાઇને નીકળતા કે વધઘટ રહેતા માલનો (Waste Product) વ્યવસ્થીત ઉપયોગ—આવી અસંખ્ય બાબતોમાં તેઓ અલ્પ મુડીદાર અને મહેનતુ હાથકારીગર સામે સરસાઇ ભોગવે છે. એક હજાર નાની વર્કશોપો બાંધવા કરતાં એકજ જંગી કારખાનું ખડું કરવામાં ઘણી સગવડો સાંપડે છે. નાનાં નાનાં કારખાનાંઓમાં કાચા માલનો 'ઘસારો' વીશેષ પ્રમાણમાં થાય છે. દીવાબત્તી, અગ્ની, ઇન્ધન વગેરેમાં પણ વધારે વ્યય થાય છે. સાફસુફી, દેખરેખ, રીપેર, જેવી બહુવીધ બાબતોમાં એક હજાર નાની છુટીછવાઇ 'વર્કશોપો'માં જેટલો ખર્ચ લાગે તે કરતાં એક હજારનું સામટું કામ આપનાર એકજ ગંજાવર કારખાનામાં બહુ ઓછા પઇસા વપરાય છે. એટલે અલ્પ ઉત્પાદન સામે જથ્થાબંધ નીપજ દરેક રીતે વીજયવંત નીવડે છે.

## બંધાયેલી મુડી

જથ્થાબંધ માલ ઉપજાવનારને નાનાં કારખાનાં કરતાં બીજી અનેક સગવડો મળી રહે છે સારાં યંત્રોને લીધે તે ઉંચી જાતનો અને જથ્થાબંધ માલ બજારમાં મુકી શકે છે. બજારના રંગોથી તે એટલો વાકેફ હોય છે કે કઇ ક્ષણે કેવો દાવ ખેલવો એ તે બરાબર જાણે છે. દેશવીદેશ પ્રવાસ કરનારા નોકરો રોકવી, તે કાચા માલનાં મથકો ઉપર ગીધના જેવી ચકોર નજર રાખે છે. એનો આખો ધંધો લેવડદેવડના મથકમાંજ ચાલતો હોય છે. ત્યાં બેઠે તેને આખી આલમની તમામ ચીજોના ભાવ તાર મારફત મળે છે. એ ઉપરાંત આફતની વેળાએ તે પોતાનો માલ અનામત રાખીને આરામ પણ લઇ શકે છે. ભાવ ગગડી ગયા હોય ત્યારે, બજાર તેજ થતાં સુધી તે વખારમાં જથ્થો જમા રાખી શકે છે, કારણકે તેની પાસે નાણાંની પ્રચુરતા છે. અલ્પ ઉત્પાદકને આમ રાહ જોવી પાલવે નહીં. એણે પોતાની નાની મુડી ધંધામાં રોકેલી હોય છે એટલે માલ તઇયાર થતાંજ તે વેચી નાખ્યાં શીવાય તેને છુટકો થતો નથી. ભાવ ગમે તેટલો ગગડયો હોય તો પણ તે વાટ વીલોકી શકે નહીં કારણ કે ધંધો ચાલુ રાખવા તેને તત્કાળ પઇસાની જરૂરત રહે છે. એનાં નાણાં જો જરાયે રોકાઇ રહે તો ધંધો ધુળમાં મળે અને ઘર આંગણે ભુખમરો ખડો થાય. એટલે ગમે તે સંજોગોમાં એણે માલ વેચી બંધાયેલાં નાણાં છુટાં કરવાંજ જોઇએ. આ રીતે અલ્પ ઉત્પાદકને ચોમેર અગવડો વચ્ચે ઉભા રહેવું પડે છે.

## આંટ અને ધીરધાર

જથ્થાબંધ ઉત્પાદક, આંટ અને ધીરધારના ક્ષેત્રમાં ખાસ અનુકુલતા ભોગવે છે. મોટા મુડીદાર ગમે તેવું સાહસ ખેડે ત્યારે તેને ચોમેરથી નાણાં સાંપડી રહે છે. એના માટે બેન્કો બારણાં ખોલી નાખે છે. તેને 'સધ્ધર પેઢી' ગણી બેંકો ઉલટું ઓછું વ્યાજ વસુલ કરે છે. 'માલદાર આસામી'ને પૈસા ધીરવા માટે ઘણાયે શરાફ મંડળો ટાંપ માંડીને બેઠાં હોય છે. નાનકડા ઉત્પાદકનો કોઇ ભાવ પણ પુછતું નથી. એને 'સધ્ધર પેઢી'ની આંટ નથી હોતી, એટલે જામીનગીરી ઉપરજ નાણાં લેવાં પડે છે. કદાચ કોઇ વ્યાજે પૈસા આપે તો વ્યાજનો દર હંમેશાં અતી ઉંચો હોય છે. એટલે ભવીષ્યમાં થનારો નફો નાણાના વ્યાજમાંજ ડુબી જાય છે.

## વીરાટ મુડીની મહત્તા

આ સંજોગોનું અમુક પરીણામ એ આવે છે કે જોતજોતામાં અલ્પ ઉત્પાદક જથ્થાબંધ જણસવાળાની હરીફાઈમાં જમીનદોસ્ત થાય છે. મુડીવાદી સમાજમાં એના માટે ઉભવાનીયે જગ્યા રહેતી નથી. મોટો મુડીદાર આંખના પલકારામાં છોટા માલદારને કચડી નાખે છે, એના ગ્રાહકોને ખેંચી જાય છે; અને આખરે અલ્પ ઉત્પાદકને શોષીત શ્રમજીવીઓના સમુદાયમાં ધકેલી મુકે છે. કોઈવાર એ મરણીઓ બની ધંધાને વળગી રહે છે. ગમે તે ઉપાયે મુડીવાદ સામે ટકી રહેવા તે ફાંફાં નાખે છે. કારખાનામાં જઈ તે પોતે મજુરી કરે છે, કામદારો અને એમનાં કુટુંબો પાસે વધારેમાં વધારે કામ કરાવે છે અને બજારમાં જથ્થાબંધ માલ સામે બાથ ભીડવા મથે છે. પણ અંતે તો તેને જથ્થાબંધ જણસો નીપજાવનાર પધ્ધતી આગળ નમવું પડે છે. ઘણીવાર સ્વતંત્ર ભાસતો નાનો માલેક વસ્તુતઃ વીશાળ મુડીવાદનો ગુલામ માત્ર હોય છે. પોતાને માટે મથતો છતો તે અંતે તો મોટા મુડીદારનું હીત સાધતો હોય છે. એની આજ્ઞા વીના તેનાથી એક ડગલું પણ ભરી શકાતું નથી. કોઈ સધ્ધર પેઢીએ એને પૈસા ધીરેલા હોય છે, એટલે કાંતો એને એ ધીરનારના આદેશ પ્રમાણેજ માલ બનાવવો પડે છે, અથવા તો મરજી મુજબ બનાવેલો માલ લેણીઆતને પાણીને મુલે પરખાવી દેવો પડે છે. બહુ ભાગે તેને વ્યાજખાઉ મુડીદાર માટેજ બધું વહીતરૂં કરવાનું હોય છે. એ કરોળીઆની જાળમાં એકવાર ફસાયા પછી તેના માટે મુક્તીનો માર્ગ ખુલ્લો રહેતો નથી. માલ ખરીદનાર ઉપર પણ તેને ઘણીવાર આધાર રાખવો પડે છે.

આમ સુસાતો સુસાતો તે મોટા કારખાનાનો ગુલામ બની રહે છે. કોઈ વાર મોટા કારખાનાવાળો તેને કાચો માલ અને ઉત્પાદનનાં અન્ય સાધનો પુરાં પાડી, એની મહેનતથી ઉત્પન્ન થએલો માલ ઉધડો ખરીદી લે છે. મુડીવાદી રચનામાં ઘણા ખરા ગૃહઉદ્યોગોની દશા આવીજ છે. શ્રમજીવીઓનું શોષણ વ્યાપક બનાવવા મુંજીપતીઓ હાથકારીગરોને ઘેર બેઠા સાધનો પુરાં પાડે છે અને પછી આખુંયે ઉત્પન્ન ખરીદી લે છે. હીંદમાં ખાદી ભંડારો એજ ધંધો આદરી બેઠા છે. ગામડાંના માણસો પાસે મુડીવાદી સંસ્થાઓ કંતાવે છે, વણકરો પાસે વણાવે છે, અને મજુરોને ઓછામાં ઓછું મહેનતાણું ચાપી, ઉંચામાં ઉંચા ભાવે ખાદી વેચે છે. શ્રમીત જેજંઓને ગામડાનો કાંતનાર અને વણનાર સ્વતંત્ર ભાસે છે. ખરૂં જોતાં તે આ શહેરના ખાદી ભંડારનો ગુલામ છે. આ રીતે ગૃહઉદ્યોગની આખાયે પ્રથા મુડીવાદની અધીન મદદગાર તરીકે ફાલેફુલે છે. મોટાં કારખાનાંની આસપાસ નાની નાની સમારકામની વર્કશોપો ઉભી થાય છે. એ પણ સ્વતંત્ર ઉદ્યોગગૃહ જેવી જણાય છે. ઘણીવાર એમ પણ બને છે કે નાના મુડીદારો, કારીગરો, ધંધાદારીઓ, મધ્યમ વેપારીઓ અને ઘર ઉદ્યોગના આચરનારાઓ જથ્થાબંધ ઉત્પાદનતીની અમુક શાખામાંથી હડધુત થઈ બીજી કોઈ નીબંલ શાખામાં પ્રવેશ કરે છે. અહીં મુડીની સત્તા જરા શીથીલ હોવાથી તેઓ સ્વાધીન ઉદ્યોગ ચલાવવાનો દેખાવ માત્ર કરી શકે છે, પણ ત્યાંયે અન્તે તો જથ્થાબંધ મુડીવાદનું આધીપત્ય સ્થપાય છે. કારીગરો, નાના કારખાનાં અને મધ્યમ વેપારીઓના વીનાશનો આ વીધી અવીરત ચાલ્યા કરે છે. ઉત્પાદનની

રાક્ષસી વીરાટ યોજનાઓ અસ્તીત્વમાં આવે છે, એની ચકકીમાં હજારો ને લાખો શ્રમજીવીઓ ચગદાય છે, અલ્પ ઉત્પાદકો દબાય છે અને ત્વરીત ગતીએ મહામુડીનું સામ્રાજ્ય જગત પર જામે છે.

## ખેતીમાં ખુવારી

જેમ યંત્રમંડીત ઉદયોગોમાં તેમ ખેતીમાં પણ મુડીવાદની વ્યવસ્થા નીચે અલ્પ ઉત્પાદકોની ખુવારી થાય છે. કારખાનાના પુંજીદાર માલેકની પેઠે જમીનદાર પણ પોતાની જમીન મીલ્કતનો વહીવટ કરે છે. દરેક દેશની ખેતીમાં કૃષીજીવી જનતાના ચાર ચોકખા વીભાગો પડી ગયા છે. સૌને મોખરે જમીનનો મુડીદાર માલેક ઉભો છે. એ બીજા ખેડુતોને પૈસા ધીરી અમર્યાદ વ્યાજ ચુસે છે. એ પછી મધ્યમ ખેડુતનું સ્થાન આવે છે. ત્રીજો વર્ગ ગરીબ ખેડુતનો છે, જે બહુ ભાગે ધનાઢ્ય અગર મધ્યમ વર્ગના ખેડુત નીચે નોકરી કરે છે અને જમીન ખેડનાર મજુરો પાસેથી વધારેમાં વધારે કામ કઢાવવામાં માલેકને મદદ કરે છે. ચોથો વીભાગ ખેતી કરનાર મજુરોનો છે. આ વર્ગની સ્થીતી કારખાનામાં શ્રમશકતી ભાડે આપનાર ગુલામ કામદારના જેવી છે. શહેરમાં જેમ જંગી કારખાનાંએ નાનાં ઉદયોગગ્રહોને સુવાડી દે છે તેમ ગામડાંઓમાં પણ જમીનની જથ્થાબંધ માલેકી નાના ખેડુતોને ખાનાખરાબીના શીકાર બનાવે છે. જમીનના જંગી વીસ્તાર ઉપર યંત્રો લાવી ઓછી મહેનતે અધીક ઉત્પન્ન કરી શકાય છે. આ ઉત્પાદનમાં સરવાળે ઓછો ખર્ચ આવવાથી મધ્યમ ખેડુત કરતાં મોટો જમીનદાર હલકે ભાવે અનાજ વેચી શકે છે; અને છતાં વીશેષ નફો નીતારે છે. ટ્રેકટરો, વીજળીક હળો, ખોદકામના સંચા, બોરીંગો, ડ્રીલરો, કાપણીના સંચા, ભુંસા જુદાં પાડનાર યંત્રો વગેરે ઓજારો મોટો જમીનદાર જલદી વસાવી શકે છે અને એટલેજ નાના ખેડુતને ખુવાર કરી શકે છે. વીજળી કે વરાળથી કામ કરતું હળ થોડી જમીનના ખેડનારને શું ખપ લાગે? આ ઓજારો માટે ધરતીના વીશાળ ખંડો જોઇએ, માઇલોનાં માઇલો પર વીસ્તરતાં ખેતરો જોઇએ. નાના ટુકડા ઉપર તે તદન નકામાં નીવડે. કદાચ નાનો કૃષીકાર પોતાના ખેતર પર ટ્રેકટર લાવે તો તેનો ઉપયોગ તેને જરૂર માથાભારે પડી જાય. વરાળથી ચાલતાં હળ માટે ઓછામાં ઓછી ત્રણ હજાર એકર જમીન જોઇએ. વીજળીનાં હળ માટે એથી પણ વધારે વીશાળ ધરતીની જરૂરત પડે છે. જથ્થાબંધ અનાજના ઉત્પન્ન માટે નહેરો, ગટરો, નાના રેલ રસ્તા અને એવું બીજું ઘણુંયે બાંધવું પડે છે. આને લીધે એકંદર ઉત્પાદન ખર્ચ ઓછો આવે છે. વળી નાનાં નાનાં ખેતરોની વચ્ચે સીમાડા ને શેઢા ઉપર જે જગ્યા નકામી જાય તે વીશાળ ખેતીમાં ઉપયોગમાં આવી જાય છે. વીસ્તૃત જમીન ઉપર વાડ બાંધવાનો ખર્ચ પણ એકંદર ઓછો લાગે છે, બીઆંનો બગાડો થોડો થાય છે, ખાબોચીઆં અને ઢોરા જેવા ખરાબો બહુ રહેતા નથી; અને સામુદાયીક મજુરીના ને યંત્રોના પ્રયોગથી કામ ઝડપી અને ઉત્પન્ન ઉત્તમ બને છે. છેલ્લામાં છેલ્લી ઢબનું ખાતર, શીક્ષીત કૃષીશાસ્ત્રીઓનો નીયોગ, વૈજ્ઞાનીક પધ્ધતી મુજબ ખેડણુ—વાવણી—અને લણી એ બધું આવા વીશાળ પાયા ઉપરની ખેતીમાંજ સંભવીત છે.

## ખેતીમાં મુડીવાદ

ધીરધાર, આંટ, ઉધાર અને બ્યાપારની જે સગવડો કે અગવડો ઉદ્યોગોને સ્પર્શે છે એજ સગવડો-અગવડો ખેતીના ક્ષેત્રમાં પણ દર્શન દે છે. જંગી જમીન ઉપર ખેડ કરાવતો જમીનદાર મોટા ઉદ્યોગપતીની જેમ બજારના રંગથી વાકેફ હોય છે, એટલે તે સાનુકુળ સંજોગો માટે રાહ જોઇ શકે છે, અને ચીજ વસ્તુઓની સોંઘી ખરીદ કરી ઉત્પન્નનું વેચાણ ઉંચે ભાવે કરે છે. ખેતીના ક્ષેત્રમાં નાના માલેકને નસીબે એકજ વસ્તુ રહે છે—કાળી મજુરી. પોતાની તમામ તાકાત એકઠી કરી આ અદના કૃષીકાર જીવન ટકાવવા વલખાં મારે છે. રોજ રોજ તે 'વધારે ને વધારે વહીતરું' કરે છે, જીવનની જરૂરતો ઓછી કરે છે, ખોરાક પોષાક ઉપર પણ કરકસરનો કાપ મુકે છે, અને જાતે ભુખે મરીને મોટા જમીનદારનો સામનો કરવા મથે છે. ખેતીમાં ખુબ ઉંડા પેઠેલા મુડીવાદની હરીફાઇમાં હૈયાત રહેવાનો તેના માટે આ એકજ ઉપાય છે. પણ એના ઉપર ચોમેરથી આફતો આવી પડે છે. રાજ્યે મુકરર કરેલું જમીનમહેસુલ તેને અતીશય આકરું પડે છે. સામાન્ય રીતે નાના ખેડુતને રાજ્ય વધારે વજનદાર જમીનવેરાથી કચરે છે, એટલે એની હેરાનગતીનો આરો આવતોજ નથી. ઘણીવાર દામવાસણ, રાસરસીલું નેઘરવખરી વેચીને પણ એને રાજ્યના ખપ્પરમાં કર હોમવો પડે છે. એમ છતાં ખેતીના ક્ષેત્રમાં અલ્પ ઉત્પાદકને મોટા માલેક સામે ટકી રહેવું કંઇક વધારે સહેલું પડે છે. અહીં એને યાંત્રીક ઉદ્યોગ જેવી મહામુશ્કેલીઓ નડતી નથી. શહેરોમાં વસતા કારીગરોનું કાસળ આ યંત્રયુગમાં એકદમ નીકળી જાય છે, પણ ગામડાઓમાં સબડતો ગરીબ ખેડુત ગમે તેમ કરી નીભાવ કરે છે. મુડીવાદના પંજામાં પડેલા બધાજ દેશોમાં ખેડુતોની દશા હજુ કારખાનાના કામદારો જેટલી ભયાનક નથી બની. અલબત, અંતે તો એ ખેડુતોનીયે એવી ખાનાખરાબી થવાની છે. દીવસે દીવસે દેશે દેશનો કૃષીકાર કંગાળ, સાધનહીન, ક્ષુધાક્ષુબ્ધ બનતો જાય છે.

## ભયંકર ભક્ષણો

ઘણીવાર ખેતી માંહેનો મુડીવાદ પહેલી નજરે એના નગ્ન સ્વરૂપમાં દેખાતો નથી. ખાસ કરીને શહેરોની આસપાસના બાગબગીચા, આંબાવાડીઆં અને ઉદ્યાનોમાં આ પ્રચ્છન્ન મુડીવાદ એની ગોઝારી લીલા ખેલે છે. એની ઉપર મોટી મુડીનું રોકાણ થયેલું હોય છે અને સમૃધ્ધ ખાતર, પાણી તથા પીતનાં પ્રચુર સાધનોથી તેમાં જથ્થાબંધ માલ ઉત્પન્ન થાય છે. આવા નાના છતાં સમૃધ્ધ ટુકડાઓ ઉપર પુંજીદાર માલેક અનેક આદમીઓને કામ માટે રોકે છે અને ઓછામાં ઓછા ખર્ચથી વધારેમાં વધારે નફો નીપજાવે છે. શહેરમાંજ ઉત્પન્ન થતી આ ખાદ્ય વસ્તુઓ સાથે ગામડાંનો ગજબ મહેનતે પેદા થએલો માલ હોડ કરી શકતો નથી. નાના ખેડુતો બહુ ભાગે મહેનતાણા બદલ કામ કરનારા ગુલામોજ હોય છે. તેઓ સ્વતંત્ર માલેક સમા ભાસે છે, પણ વસ્તુતઃ શહેરના બ્યાજખાઉ પુંજીદારના ભાડુત માત્ર છે. વરસના અમુક માસ ખેતર ખેડી, જમીનના આ મજુરો બાકીના સમય મોટા જમીનદારના 'વાડીવજીફા ઉપર ભાડુતી કામ કરવામાં ગાળે છે, અથવા તો શહેરોમાં જઇ કારખાનાનું કામ સ્વીકારે છે. જે સ્થીતી મુડીવાદ નીચે હાથકારીગરોની થાય છે એજ અળખામણી દશા એ

કુતોને ગ્રસે છે. સમૃધ્ધ સાધનવાળો જમીનદાર મુફલીસ માલેકોને ભરખી જાય છે. કેટલાક મધ્યમ વર્ગના ખેડુતો વળી નીચલા થરના કૃષીકારોને ચુસી થોડા ઘણા માલેતુજાર બને છે, પણ અન્તે તેઓનેય મુડીવાદી ખેડાણના રાક્ષસી જડબામાં ખપી જવું પડે છે. આ આખાયે વીધીનું પરીણામ એ આવે છે કે લાખો કૃષીકારોને પોતાનાં તમામ સાધનો વેચી રઝળુ જીંદગીનો સંગ શોધવો પડે છે. આ રીતે બેકાર બનેલી ગામડી જનતા શહેરને આંગણે જમા થાય છે અને યાંત્રીક મુડીવાદની શોષણનીતીનું સોગઠું બની રહે છે.

## હીન્દની ખેતી

જાતમહેનતથી ખેતી કરતા ખેડુતોની આ પ્રકારની અવદશા હીંદમાં ક્યારની શરૂ થઇ ચુકી છે. ગામડે ગામડે નાના ખેડુતને પોતાની જમીન વેચી નાખવી પડે છે. આ જમીન મુડીદારની સમૃધ્ધીમાં આવી મળે છે અને પરીણામે માલેતુજાર માણસ ઉત્પાદનના વીધીમાં બીજા બધા મુફલીસ ખેડુતોને હેરાન કરી શકે છે. સીંધમાં બંધાઇ રહેલા વીરાટ સક્કર બંધની આસપાસના પ્રદેશો માલદાર આસામીઓને સોંઘી કીંમતે સાંપડી રહયા છે. આ ધનપતીઓ બે પાંચ વર્ષમાં સીંધના નાના ખેડુતોની પાયમાલી કરી પોતે બધીજ જમીનના માલેક બની જશે. ગુજરાતભરના ખાતેદારો આજે દુબળાઓની મજુરી ઉપર તાગડધીન્ન કરી રહયા છે. ભુખમરામાં ભીંસાઇ રહેલા દુબળાઓનો સમુહ જમીન ઉપર દીનરાત કાળી મજુરી કરે છે, એના ખેડુત માલેકોને ઘરઆંગણે ગુલામની પેઠે વહીતરું સેવે છે, અને માલેક પોતે આ તમામ મહેનતનાં ફળો ઉચાપત કરી જાય છે. આ રીતે એકઠી કરેલી મુડીમાંથી ખાતેદારો મુંબઇ અને આફ્રીકામાં વેપાર ખેડે છે, અને સંવર્ધીત ધન વડે વાળી પાછા દુબળાઓના જમીનના ટુકડા ખરીદી લઇ એમને ગળે ગુલામીનો ભરડો વધારે ભીષણતાથી દાબે છે. કાઠીઆવાડના કાઠી દરબારો, ભરૂચ બાજુના તાલુકદારો, બંગાળના જમીનદારો, અને દક્ષ્ખણના ને મધ્ય પ્રાંતના મહેસુલ ઉઘરાવનારાઓ આવી શોષણનીતીથીજ વીશાળ જમીનની માલેકી ઝડપી બેઠા છે. એમની નીચે કે એમના સાનીધ્યમાં ખેતી કરતા ખેડુતો માટે મુક્તીનો કોઇ માર્ગ નથી. મોટી મુડીના આધીપત્ય નીચે આવ્યા શીવાય એમનું જીવતર અશક્ય બને છે. અને જેમ જેમ માલેતુજાર મુડીના છત્ર નીચે તેઓ આવતા જાય છે તેમ તેમ ભુખમરો અને મુફલીસી વધતાં જાય છે. મોટા માલીક વગવસીલાને લીધે જમીનની આકારણીમાં ને મહેસુલના દરમાં નાના ખેડુત કરતાં ઘણી રીતે લાભ મેળવી શકે છે. કોઇવાર તે તમામ મુફલીસ કૃષીકારો પાસેથી મહેસુલ ઉઘરાવવાનું કામ માથે લે છે. અને એ કાર્યમાં રાજ્ય પ્રત્યે 'પુરેપુરી' વફાદારી દાખવી કલ્યાણ સાધક કૃપા સંપાદન કરી લે છે. પણ હીંદનો મુડીવાદ વીલાયતના મુડીવાદ જેટલો વ્યવસ્થીત નથી અને મુળમાંજ પરદેશની પુંજીને અધીન છે, એટલે યુરપઅમેરીકામાં જે ઝડપથી ખેતી ઉપર પુંજીપતીઓનો પંજો અફળાઇ રહયો છે, એ ઝડપ અને એ વીરાટ વ્યવસ્થાનું નામનીશાન અહીં દેખાતું નથી.

## અમેરીકા ઉપરથી ધડો

આજે અમેરીકામાં ખેતીનું આખુંયે ક્ષેત્ર માલેતુજાર મુડીવાદના અંકુશ નીચે આવી ગયું છે. ગામડાંઓમાં કોઇ કોઇ સ્થળે નાના ખેડુતો સ્વતંત્ર રીતે હળ

હંકારી રહ્યા છે. પણ ક્ષણે ક્ષણે એમની જમીનદારતીનો માર્ગ ટુંપુટલો થતો આવે છે. અમેરીકામાં અનાજ ઉપજાવનારાં મુડીવાદી મહામંડળો (Trusts) છે. આખી આલમને માંસ પુરું પાડનારાં મોટાં બીફ ત્રસ્ટો છે. ચીકાગોનું એકજ કતલખાનું સંયુકત મુડીવાદની દેખરેખ તળે અમેરીકાને દરેક જાતનું ખાદ્ય માંસ પૂરું પાડે છે. મુરઘાં બતકાં ઉછેરવાને પણ મુડીવાદી મંડળોએ ઇજારો રાખ્યો છે. બીસ્કીટો, રોટલીઓ, પાઉં, ચોકોલેટ વગેરે તમામ ખાવાની વસ્તુઓનું ઉત્પાદન રાક્ષસી પુંજીદાર કંપનીઓના અંકુશ નીચે છે. જમીનની મોટી મોટી મીલ્કતો, અમેરીકામાં ધનપતીઓના ધીકતા નાણાંથી વીજળીનાં ત્રેક્ટરો નીચે ખેડાય છે. શહેરોનાં કારખારખાનાંની જેમ જુદા જુદા વીશાળ પૃથ્વીપટો ઉપર ભાડુતી મજુરી વડે મુડીવાદ વાવેતર અને લાણી કરે છે. જુદા જુદા ટુકડા ભીન્ન ભીન્ન જાતનાં અનાજો માટે અલગ રાખવામાં આવે છે. ઉત્પાદન સસ્તુ અને જથ્થાબંધ થાય એટલા સારૂ અમુક જમીન ઉપર છેલ્લામાં છેલ્લી ઢબના વૈજ્ઞાનીક સાધનાથી અમુક જાતનુંજ વાવેતર કરવામાં આવે છે. માઇલોના માઇલો પર વીસ્તરતાં કેટલાંક ખેતરો એકલા ઘઉંજ ઉત્પન્ન કરે છે, અને બીજા કેટલાક પ્રદેશો ઉપર ફળોનોજ ફાલ ઉતરે છે. વ્યવસ્થીત અને સંગઠીત મુડીવાદની માલીકી નીચેના આ પ્રદેશોમાં યંત્રોથીજ ખેતી અ.ધળ ધપે છે. અમુક કંપનીઓના આધીપત્ય નીચે અમુકજ જાતની ખેતી હોય છે એટલે એ કંપનીઓને પોતાના વીષય પ્રમાણે વીશીષ્ટ નામો સાંપડે છે. આ રીતે અમુક મુડીવાદીઓનું મંડળ 'માંસનો રાજા' કહેવાય છે, બીજુ મંડળ 'મુરઘાની મહારાણી' ને નામે ઓળખાય છે, ત્રીજાને વળી 'ઘઉંરાજ'નો ઇલ્કાબ અપાય છે. આ ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે કે અમુક ગણુતર મુડીવાદીઓના હાથમાં ખેતી માટેની જમીન, એનાં સાધનો, ઓજારો, બીઆં, ઢોર, ઢાંખર, યંત્રો, વગેરે જમા થાય છે. એમની શોષક માલેકી તળે લાખો ખેડુતો જમીન પર મજુર તરીકે જહેમત કરે છે અને આખરે બધોજ ફાયદો પુંજીપતીઓની તીજોરીને તર કરે છે. આ જાતના ઉત્પાદનની સામે ગામડાંનો નાનો ખેડુત ઘડીભર પણ ટકી શકતો નથી. એનું ઉત્પન્ન કોઇ ખરીદતુંજ નથી, કારણ કે વધારે સારો અને છતાં સસ્તો માલ મુડીવાદની ખેતીમાંથી દેશના ખુણેખુણામાં પહોંચી વળે છે. મુડીવાદના તંત્ર નીચે વ્યકતીગત ખેડુતોની ખાનાખરાબીનું આ સાદુ અને સ્પષ્ટ પૃથક્કરણ છે. ઇશ્વરને આધારે આશા સેવનારાઓની અંધ આંખોને તે દેખતું નથી એટલે તેઓ ખેડુતોનાં દૈનીક જીવનનાં પાપો આગળ ધરી, પ્રભુ પ્રાર્થના અને આંતરશુધ્ધીનો અવળો માર્ગ બતાવે છે.

## નવયુગ આપને ગમે છે?

તો આપની મિત્ર મંડળીને તે વાંચવા ભલામણ કેમ કરતા નથી?

# પારસી સમાજ અને સ્વતંત્રતા

: લેખક :

પારસીઓનો પડોશી

સ્વતંત્રતાની લાગણી પારસી સમાજના મોટાં સમુહમાં હોવા છતાં, તેઓ રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતમાં જોઇએ તેટલો રસ નથી લેતા તેનું કારણ શું? એ પ્રશ્નની લેખક અહીં ચર્ચા કરે છે.

સ્વતંત્રતા મનુષ્ય માત્રનો જન્મ સીદ્ધ હક્ક છે. સ્વતંત્રતા એ પ્રાણી માત્રની સ્વાભાવીક ઇચ્છા છે.

એમ કહેવાય છે કે સ્વતંત્રતાની ભાવના શીક્ષણના સંસ્કારવાળાં મનુષ્યોમાં વધુ તીવ્ર હોય છે.

જો તેમ છે તો હીંદુસ્તાનમાં વસતી પારસી કોમ, સ્વતંત્રતાની લડતમાં, સામુદાયીક દ્રષ્ટીએ ભાગ કેમ લેતી નથી? એ પ્રશ્ન ખાસ વીચારવા જેવો છે.

## દાદાભાઇ, ફીરોજશા અને વાચ્છા

દેશની સ્વતંત્રતા અને પારસી સમાજને લગતી જ્યારે પણ વાત નીકળે છે, ત્યારે એ સમાજના લોકો, તેમજ તે કોમના પત્રકારો એકદમ એકજ દલીલ આગળ ધરે છે કેઃ "અમારા દાદાભાઇ નવરોજી, અમારા ફીરોજશા મહેતા અને અમારા દીનશા વાચ્છાએ નેશનલ કોન્ગ્રેસ [રાષ્ટ્રીય મહાસભા] માં શું ભાગ નહોતો લીધો? અરે તમુ [હીંદી] લોકને સવરાજ્ય અને સવટંટરટાનો પહેલો મંતર 'શીખવનારા તો તેઓજ હતા."

કબુલ, બાવા! કે એ પારસી પુરૂષોની ત્રગડીએ હીંદુસ્થાનની પ્રજાને સ્વતંત્રતાનો પ્રથમ મંત્ર શીખવ્યો અને હીંદીઓના દીલમાં સ્વરાજની ધગશ પેદા કીધી; પરંતુ તેટલા ઉપરથી શું એમ ઠરે છે કે, પારસી કોમે સામુદાયીક નજરે હવે રાષ્ટ્રીય ચળવળમાંથી સદાને માટે દુરજ રહેવું?

પારસી કોમ તરફથી રજુ થએલી ઉપરની દલીલને સ્વીકારીએ, તો પણ બીજા કેટલાક પ્રશ્નો તેમાંથી ઉપસ્થીત થાય છે. દાખલા તરીકે એ દલીલ સાંભળીને કોઇ પારસી સમાજના એ આગેવાનોને પુછે કેઃ

(૧) દાદાભાઇ નવરોજજી, ફીરોજશા મહેતા અને દીનશાહ એદલજી વાચ્છાને એમના જમાનામાં તમારી કોમ કેટલું માન આપતી હતી તે જણાવશો?

(૨) જો પારસી કોમ પોતાના એ ત્રણ સમર્થ રાજદ્વારીઓને પુરેપુરૂં માન આપતી હોય, તો અત્યારે પારસી સમાજમાં એ ત્રણે પુરૂષના અનુયાયીઓ કેટલા છે?

(૩) "હીંદની ગરીબાઇ અને હીંદમાં બ્રીટીશ નીતીથી ઉલટી રીતે ચાલતો કારભાર" એ પુસ્તકમાં દાદાભાઇએ જે હીંમતપુર્વક દલીલો કરી હતી અને કલકત્તા-કોન્ગ્રેસમાં સ્વરાજનો મંત્ર પહેલી વખત ઉચ્ચારવામાં તેમણે જે નીડરતા



સત્યાગ્રહ તરફ સમભાવ બતાવનારું આ સરઘસ મુંબાઈમાં નીકળ્યું ત્યારે તેમાં માત્ર મધ્યમવર્ગના પારસી સમાજે સાથ આપ્યો હતો.

અને આપભોગની વૃત્તી દેખાડી હતી, તેટલી હીંમત અને તેટલી આપભોગની વૃત્તીથી, આજે દાદાભાઇના કેટલા પારસી અનુયાયીઓ પાર્લામેન્ટમાં અને કોન્ગ્રેસમાં કામ કરે છે?

(૪) અંગ્રેજોની મ્યુનીસીપલ કારભારમાંની આપખુદીને અને તેમના છાના કાવતરાંને તોડી પાડવા ફીરોજશાહ મહેતાએ જે લડત ચલાવી હતી, એન્ગ્લો-ઇન્ડીયન પત્રકારોની આપખુદી તોડવા તેમણે 'બોમ્બે ક્રોનીકલ'સમું રાષ્ટ્રમતવાદી પત્ર શરૂ કર્યું હતું, અને દેશનું અપમાન થતું દેખાતાં તેમણે ધારાસભામાંથી જે 'વોક આઉટ' કર્યો હતો, તે ફીરોજશા મહેતાના કેટલા પારસી અનુયાયીઓ આજે મ્યુનીસીપલ કોરપોરેશનોમાં, ધારાસભાઓમાં અને રાષ્ટ્રીય પત્રકારીત્વમાં, તેમની ઢબે પણ દેશસેવા કરી રહ્યા છે?

(૫) દીનશાહ એદલજી વાચ્છાએ સરકાર તરફથી પ્રસીદ્ધ થતા હેવાલો તેમજ પુસ્તકોનો, અને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરી, ધારાસભાઓમાંથી નોકરશાહીની ઉડાઉગીરીની જે રીતે કડક સમીક્ષાઓ કરવી ચાલુ રાખી હતી, તેટલો અભ્યાસ અને નોકરશાહીની તેટલી કડક ટીકા કરનારા, એમના કેટલા પારસી અનુયાયીઓ આજે પ્રાંતીક તેમજ હીંદી ધારાસભાઓમાં દેખાય છે?

અને મારી સંપુર્ણ ખાત્રી છે કે પારસી કોમ તરફ ગમે તેટલી મમતા, રુહાનુભુતી કે ઉદારતાની કોમળ લાગણી ધરાવનારાં ભાઇ કે બહેનથી આ પાંચ પ્રશ્નોના સંતોષકારક જવાબ આપી શકાય તેમ નથી.

એ પ્રશ્નોની સાથે થોડાક બીજા પ્રશ્નો પણ સાથે સાથે પારસી સમાજ સમક્ષ મુકવા જેવા છે. તે આ:

[૧] પારસી સમાજ સામુદાયીક રીતે કોન્ગ્રેસમાં અથવા બીજી રાજકીય ચળવળોમાં ભાગ લે છે ખરો?

[૨] પારસી સમાજ સરકારી દેખરેખ નીચે ઉપાડવામાં આવતી જાહેર પ્રવૃત્તીઓમાં જેટલો સામુદાયીક રીતે ભાગ લે છે, તેટલો ભાગ પ્રજાકીય રાજદ્વારી ચળવળોમાં નથી લેતા એ વાત ખરી છે

[૩] પારસી કોમ પ્રજાકીય રાજદ્વારી ચળવળો તરફ એકલી ઉદાસીનતા જ સેવતી નથી, પરંતુ ઘણી વખત તેની સામે થવા જેવા, કે તે ચળવળની ટેકડી કરવા જેવા પ્રયત્નોય કરે છે તે ખરું છે?

[૪] પારસી સમાજના પત્રકારો મોટે ભાગે રાષ્ટ્રીય દ્રષ્ટીબીંદુની વીરૂદ્ધમાંજ રાજદ્વારી પ્રચારકામ કરે છે, એ આક્ષેપમાં કંઇ વજુદ છે ખરું?

અને આ પ્રશ્નોના ઉત્તર પણ રાષ્ટ્રીય નજરે જોતાં પારસી સમાજની તરફેણ કરનાર, નહીં જ મળી શકે, એનીયે મને પુરેપુરી ખાત્રી છે.

## પારસી સમાજની ઉદાસીનતાનું કારણ

ત્યારે રાષ્ટ્રીય ચળવળ તરફની પારસી સમાજની આટલી ઉદાસીનતાનું કારણ શું હોવું જોઇએ? તે પ્રશ્નની ચર્ચા કરવાનું અત્રે ઉપસ્થીત થાય છે.

તેમ કરતાં, પારસી સમાજની રહેણીકરણી, તેની વીચારપ્રણાલી, તેની આસપાસનું

વાતાવરણ અને તે સમાજની આર્થીક સ્થીતીઃ એ તમામ વીષયની તપાસ લેવી જરૂરની છે.

પારસી સમાજની રાજકારણ પ્રત્યેની આ ઉદાસીનતાનું મુળ, તે સમાજના નેતાઓ અને પત્રકારોએ ફેલાવેલી કેટલીક ઉંધી નીતીની અંદર રહેલું છે. તેમાં સહુથી પહેલાં એ વીચાર મુખ્ય-ત્વે જણાય છે કેઃ "પારસી કોમ સંખ્યાબળની નજરે ઘણીજ નાની કોમ છે, તેથી તેણે રાજકારણી બાબતોથી હંમેશાં દુર રહેવું જોઇએ" એવો વીચાર ખાસ કરીને તેમનામાં પ્રચલીત છે. પરંતુ જો તે વીચાર ખરો હોય તો, પછી દાદાભાઇ, ફીરોજશા અને દીનશા વાચ્છા અમારી કોમ તરફથી રાજકારણમાં ભાગ લેતા હતા, તેઓ ખાસ કરીને હીંદીઓમાં 'પાયોનીયર' [આગેવાન] હતા, વગેરે વીચારપ્રણાલીને માટે સ્થાન જ રહેતું નથી. જો આજ વીચાર ખ.સ મુદ્દાનો હોય તો, પારસી સમાજના નેતાઓએ ખુલ્લે ખુલ્લી રીતે તેમ કહેતાં લગારે સંકોચ રાખવાની કશી જરૂર નથી. પરંતુ દરેક વખતે આપણે વીચારસરણીનું આ મીશ્રણ જોઇએ છીએ.

એમ તો કોઇ એમ કહેશે કે; તમારા ટાટા કુટુંબે વ્યાપાર–ઉદ્યોગમાં આગેવાની ભર્યો પ્રયાસ કર્યો હતો, શા માટે તેટલાથી પારસી કોમ સંતોષ નથી માનતી, અને હંમેશાં વ્યાપાર–ઉદ્યોગમાં ટાટા કુટુંબે આરંભેલા કામનો વીકાસ કેમ થતો રહે, તે નજરે સતત કામ કરવામાં આવે છે? જો વ્યાપારી નજરે તેમ થવાની જરૂર મનાય, તો રાજકારણી નજરે દાદાભાઇ, ફીરોજશા અને દીનશા વાચ્છાએ કરેલા કામને વ્યાપક બનાવવા માટે પણ, પારસી કોમે તેટલુંજ સતત કામ કરવાની જરૂર છે. પરંતુ એક બાબતમાં જ્યારે તેમ કરવામાં આવે છે ત્યારે, બીજી બાબતમાં પાંગળી દલીલો જ રજુ કરીને સંતોષ માનવામાં આવે છે, અને છતાં જેઓ એ જાતનો સંતોષ ફેલાવવાની મનોદશા બતાવે છે તેઓ જ 'ગોળમેજી પરીષદ' માં અને બીજા· રાજકારણી સ્થાનોમાં પારસી કોમનો સ્વાભાવીક હીસ્સો માગવાની લડત ઉપાડવા માટે જાણીતા થયેલા છે. જે બન્ને બાબતો દેખીતી રીતે જ એક બીજાથી વીરૂદ્ધ જનારી છે.

પણ આપણે ચર્ચાના મુખ્ય મુદ્દાથી આમ કંઇક વેગળા જઇએ છીએ. એટલે મુળ મુદ્દા તરફ વળતાં જોઇએ કે, પારસી કોમ નાની સંખ્યામાં હોવાથી તેને રાજકારણી બાબતથી અલગ રહેવાની જરૂર છે કે કેમ? હું તો એકદમ આ પ્રશ્નનો એજ જવાબ આપીશ કે તેવી જરૂર લગારે છે જ નહીં.

શા માટે પારસી કોમે રાજકીય ચળવળથી અલગ રહેવું? અને તેમ છતાં જો દલીલને ખાતર એમ માનીએ કે બધી મોટી કોમોમાં પારસી કોમનું હીત સાચવવા માટે તે જરૂરનું છે, તો પછી સ્વાભાવીક રીતે જ એ સવાલ ઉભો થશે કે, રાજકીય ચળવળથી અલગ રહેવું એ જ જો સાચું હોય, તો પછી બધી જ જાતની ચળવળથી અલગ રહેવું જોઇએ, પણ ખરી રીતે તેમ નથી.

એક તો બ્રીટીશતંત્રની વર્તમાન વ્યવસ્થા જ એવી છે કે, જેમાં એકે કોમને રાજકારણથી અલગ પાડી શકાય કે દુર રાખી શકાય તેમ નથી જ. એટલે જો પારસી સમાજની ઉપરની દલીલને માનીએ તો પછી એ કોમથી એકે જાહેર હીલચાલમાં ભાગ લઇ શકાશે નહીં. કેમકે એકલા વ્યાપાર ઉદ્યોગમાં જ નહીં, પણ 'રેડ ક્રોસ સોસાઇટી' જેવાં પરોપકારી કામ કરનારી સંસ્થાઓમાં, ઇસ્પીતાળોમાં અને શાળાઓ જેવી શીક્ષણ સંસ્થાઓમાં સુદ્ધાં રાજકારણને મુખ્ય સ્થાન અપાતું આપણે બરાબર જોઇ શક્યા છીએ.

અને વળી પારસી સમાજનો ઘણો મોટો ભાગ, રાષ્ટ્રીય રાજકારણની સામે સીધી રીતે નહીં, તો પણ આડકતરી રીતે થતો આવ્યો છે, એવી જે સામાન્ય માન્યતા પ્રસરેલી છે, તેને ય કંઇ કારણ તો હોવું જ જોઇએ ને?

વળી પારસી કોમ સંખ્યાબળમાં નાની હોવા છતાં, તેની સામાજીક રચના તેમજ તેના વસવાટનાં સ્થાનોની નજરે જોઇએ તો, જ્યાં જ્યાં તે વસે છે, ત્યાં ત્યાં પારસી કોમ ગણતરીમાં લઇ ન શકાય તેટલી નાની સંખ્યામાં નથી. એટલે પણ એ દલીલ ખરી ઠરી શકતી નથી.

## પારસી કોમના મનમાં ખોટો ભય

સંખ્યાબળને ધોરણે આ રીતે ઉભો કરવામાં આવેલો ભય તદ્દન જ પાયા વીનાનો છે, તેનાંય ઘણાં કારણો રજુ કરી શકાય તેમ છે.

દાખલા તરીકે જાહેર સંસ્થાઓની ચુંટણીની જ બાબત લો: પારસી કોમ અલગ મતદાર મંડળ ધરાવતી નથી, છતાં કોઇ એમ બતાવી શકશે ખરૂં કે, તે કોમના જોઇએ તે કરતાં [ સંખ્યાબળનીજ એકલી નજરે જોતાં] ઓછા પ્રતીનીધીઓની વરણી થઇ છે? અનુભવ તો તેથી ઉલટું પરીણામ બતાવે છે. અને તે એ કે, દરેક સ્થળે પારસી કોમના પ્રતીનીધીઓને બીજી કોમના પુષ્કળ મત મળતા આવે છે.

બીજું ઉદાહરણ વ્યાપાર ઉદ્યોગનાં સાહસોનું લો: જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે પારસી કોમ તરફથી આવાં સાહસો ઉભાં થયાં છે, ત્યાં એ કોમની નાનકડી સંખ્યાને લીધે તે સાહસ તુટી પડ્યાં હોય તેવું દેખાયું છે ખરૂં? ના, ઉલટું બીજી કોમો તરફથી તેવાં સાહસોને આર્થીક નજરે સારામાં સારો ટેકો મળેલો જ છે. એ પણ શું પુરવાર કરી આપે છે?

ત્રીજું ઉદાહરણ સામાજીક સંબંધનું લો: પારસી સમાજનાં તમામ સામાજીક કાર્યોમાં બીજી બધી કોમો હોંશથી ભાગ લે છે, તેજ રીતે બીજી કોમો પોતાને ત્યાંના સામાજીક કાર્યોમાં પારસી સમાજને તેટલી હોંશથી સત્કારીને ભાગ આપે છે. ઉપરાંત પારસી કોમની ધાર્મીક રીત રસમોને પણ તમામ પ્રજા સમભાવ પુર્વક સત્કારતી તેમજ સન્માનતી આવી છે.

આમ કોઇ પણ નજરે પારસી કોમને તેના ઓછા સંખ્યાબળને લીધે હરકત પડી હોય તેવું દેખાયું નથી. તો પછી ઓછી સંખ્યાની દલીલને આગળ કરવી તે બીલકુલ વાજબી કે વાસ્તવીક નથી.

## વાતાવરણનો દોષ

એટલે પારસી સમાજને રાષ્ટ્રીય ચળવળથી અલગ રાખવામાં, તેની આસપાસ ઉભા કરેલા વાતાવરણનો જ ખાસ દોષ છે, એ સીદ્ધ થાય છે.

પારસી કોમની રહેણી કરણી અને સામાજીક સુધારાની બાબતમાં તેની ઉદાર વલણનો હું પ્રશંસક છું. જીવન ગાળવાનું પારસી સમાજનું ધોરણ જે કક્ષાએ છે, તે ધોરણ એ સમાજની આર્થીક સ્થીતીને સુધારવામાં મુખ્ય મદદગાર છે. પરંતુ પારસી સમાજને રાજકારણથી દુર રાખવા માટે જે પ્રતીકુળ વાતાવરણ સરજાવવામાં આવ્યું છે, તેમાં એ અર્થીક દરાજ મુખ્ય દોષની ભાગી છે: એમ કહીએ તો લગારે ખોટું નથી.

પારસી કોમની ઉદારતાનો પાર નથી. એની દાનશીલવૃત્તીને લીધે, આ દેશમાં તેઓ ગમે તેટલી ઓછી સંખ્યા હશે

તોપણ, જાહેર પ્રજાને ઉપયોગી એવી અનેક સંસ્થાઓની ભેટ પારસી સમાજે બહુ જ મોટા પ્રમાણમાં કરેલી છે. તેની સાથે સાથે એ કોમના શ્રીમંત વર્ગે પોતાના બંધુઓ માટે પણ પ્રમાણમાં ઉદારતાથી દાન આપેલાં છે. અહીં જ કોમના શ્રીમંત વર્ગની બીજા ભાઇઓ ઉપરની લાગવગની ચાવી રહેલી છે. આ ઉદારતા ભલે અનેક રીતે પારસી સમાજને ઉપયોગી થઇ હોય—કે થતી હોય, પરંતુ સામટી રીતે જોતાં પારસી સમાજ ઉપર તેની માઠી અસર મોટા પ્રમાણમાં થઇ છે. લગભગ દશેક વર્ષ પહેલાં ગાંધીજીએ 'સાંજ વર્તમાન' ના ખાસ અંકમાંના એક લેખદ્વારા પારસી સમાજનું તે વીષે ધ્યાન પણ ખેંચ્યું હતું.

એક રીતે કહીએ તો પારસી સમાજ આંતરરાષ્ટ્રીય જીવન જીવનારી કોમ છે. દેશ પરદેશમાં તે કોમના ગૃહસ્થોએ વસવાટ કર્યો છે, અને જ્યાં જ્યાં તેઓ વસ્યા છે ત્યાં ત્યાં તેઓ સારી રીતે ફાવ્યા છે. પણ હીંદુસ્થાનને તો તેમણે પોતાની માતૃભુમી જ બનાવી છે, ત્યાં પ્રત્યેક કોમોના ઉત્સવો અને તહેવારોમાં ય પારસી સમાજ છુટથી ભળે છે અને ભાગ લે છે. પારસી કોમના સ્ત્રીપુરૂષોના પોષાકમાં અને તેમના પાકશાસ્ત્રમાં અને તેમના ઘરઘરાણગારમાં આમ આંતરરાષ્ટ્રીય દ્રષ્ટીબીંદુની સ્પષ્ટ છાપ પડેલી તરવરતી જણાય છે, હાસ્યરસને તો એમણે જીવનમાં વણી લીધો છે. રમત ગમત અને સાહસોમાં પારસી સમાજે બીજી મોટી સંખ્યાબળવાળી જાતીઓને માટે અનુકરણીય ઉદાહરણ જેવી ખંત બતાવી છે; તેમ છતાં આવી ચાલાક, બુદ્ધીશાળી અને સાહસીક કોમ બીજી રીતે જોઇએ તો કોમીવાદી કોમ છે: અને તેમાં ય તેમના શ્રીમંત વર્ગની દાનવૃત્તીએ, એમને હદ કરતાં જ્યાદે પરાધીન બનાવી દીધા છે, એ જ કારણ મુખ્ય ભાગ ભજવતું દેખાય છે.

સ્વરાજની સરકાર નીચે પારસી કોમ સુરક્ષીત રહી શકશે નહીં, એવો એક જાતનો ભય, પારસી સમાજનાં આબાલ વૃધ્ધોના મોટા ભાગના મનમાં ઉભો કરવામાં આવ્યો છે; તેમાં શ્રીમંત વર્ગે ઉભી કરેલી ભડકાવનારી ભયની નીતીનો જ દોષ છે. આ ભય કેટલો નીરાધાર છે, તે સામાન્ય નજરે વીચાર કરનારાઓ પણ જોઇ શકે તેમ છે. જુઓ: પારસી સમાજને ગુજરાતમાં પગ મુકયાને લગભગ ૧૩૦૦ વર્ષ થયાં, ત્યારે પહેલામાં પહેલા યુરોપીયનને હીંદમાં આવ્યાંને માત્ર ૩૧૫ [સર ટોમસ રો ૧૬૧૫ માં આવ્યો હતો તે જોતાં પણ] વર્ષ જ થયાં છે. અને બ્રીટીશ તંત્રના સીધા સંબંધને તો ભાગ્યે જ પોણોસો વર્ષ થયાં છે; * પણ ઇસ્ટ ઇંડીયા કંપનીના સંબંધને ગણીયે તોયે બ્રીટીશ સંબંધને પુરાં ૨૦૦ વર્ષ થયાં નથી. શું ત્યારે પારસી સમાજની ઉન્નતી એ ૨૦૦ કે ૭૨ વર્ષમાં થઇ છે? શું તેઓ ઇરાનથી નાસીને આવીને સંજાણ ઉતર્યા ત્યારથી તેમને બ્રીટીશ છત્ર છાયા નીચે રહેવાનું મળ્યું છે? અથવા તો બ્રીટીશ સંબંધ પહેલાં પારસી સમાજને ગુજરાતમાં—અને હીંદમાં દુઃખ ભોગવવાં પડયાં છે? આ બધાનો ઝીણી અને તટસ્થ નજરે વીચાર કર્યા પછી કોણ એમ કહી શકે તેમ છે, કે પારસી સમાજ હીંદસ્વરાજના તંત્ર નીચે સુખી નહીં થાય? અને જો તેમ ન જ કહી શકાય તેમ હોય તો પછી, શા માટે એમ કહી ન શકાય કે, એ દલીલ પોકળ છે, અને તેનું તુત ઉભું કરવા—કરાવવામાં

*ઇસ્ટ ઇન્ડીયા કંપનીનો નહીં પણ તાજનો સીધો સંબંધ ૧૮૫૮માં થયો તે નજરે લેતાં.

કોઇક જાતની ગંભીર ગફલત, કે વીચીત્ર તરકીબ કરવામાં આવી નથી? તેમ છતાં એ ભુલભરી માન્યતાને સમાજનો બુદ્ધીમાન વર્ગ, કે તે સમાજનાં વર્તમાનપત્રો વીના કારણે પોષ્યાં કરે અને ભવીષ્યનાં બાળકોના મન ઉપર એ જ જાતના સંસ્કાર નાખ્યાં કરે તે કેટલું ખોટું?—આને જ હું વાતાવરણનો દોષ કહું છું.

## એ દોષનાં કારણ

એ દોષનાં કારણ એક કરતાં વીશેષ છે. પરંતુ સહુથી મોટું અને મહત્ત્વનું કારણ પારસી કોમની વર્તમાન રાજકારણને તટસ્થ દ્રષ્ટીએ અભ્યાસક નજરે વીચારવાની ખામી છે. બીજાં બધાં ક્ષેત્રોમાં પારસી કોમે સાહસ બતાવ્યું છે, પરંતુ આ દીશામાં તેમણે ઘણો જ કંગાલ દેખાવ કર્યો છે એમ કહ્યા વીના ચાલે તેમ છે જ નહીં.

રમત-ગમત, મોજ—શોખ, આનંદ—ઉત્સાહઃ તમામ બાબતમાં પારસી સમાજે અનુકરણીય ઉત્સાહ અને હીંમત બતાવ્યાં છે. તેમણે પોતાની રીતે સાહીત્ય પણ સર્જ્યું છે, પત્રકારીત્વમાં પણ તેમણે આગેવાની લીધી છે, સંગીત અને કલામાં પણ તેણે ખંત તેમજ ઉમંગથી રસ લીધો છે, પરંતુ જે સમાજ ખુબ મોજ—શોખમાં ડુબે છે તે રાજકારણી દ્રષ્ટીએ પડી જાય છે, એ કહેવતને પારસી સમાજે સાચી પાડી બતાવી છે; તે ખરેખર દીલગીર થવા જેવું છે. એથી ખુદ પારસી સમાજને જ ગેરલાભ થાય છે, તેમ નહીં પણ સમસ્ત હીંદને તેથી નુકશાન થાય છે એવું મારું માનવું છે.

## કેવળ શ્રીમંત—ખીતાબધારીઓને માટે!

અહીં બીજા પણ કેટલાક મુદ્દા ખાસ વીચારવાના છે તે આ: શું પારસી સમાજમાં સરેરાશ નીર્ધનતા અને બેકારી નથી? શું પારસી સમાજને હાલની રાજકારણી પરતંત્રતાથી નુકશાન થતું નથી? જગતમા હીંદીઓને તેમની પરતંત્રતાને લીધે જે ગેરલાભ થાય છે તેની અસર શું પારસી સમાજને થવાની નથી? મીસ મેયો જેવી હીંદને ઉતારી પાડનારું પુસ્તક લખે, તેમાં કદાચ પારસી સમાજનાં થોડાંક વખાણ કરે, તેથી શું અમેરીકામાં હીંદીઓને નુકશાન કરનારા જે ધારા થયા છે તેમાંથી પારસી સમાજના સભ્યોને મુક્ત રાખવામાં આવે તેમ છે?—કે પછી કેટલાકો કહે છે તેમ, પારસી સમાજ હીંદમાંથી ઉચાળા ભરીને ઇરાનમાં વસવાટ કરવા જઇ શકે તેમ છે? તેવું કશુંજ બને તેમ નથી, ત્યારે પછી પારસી સમાજ હીંદીઓની સામુદાયીક રાષ્ટ્રીય લડતમાં, સામુદાયીક નજરે ભાગ કેમ લેતો નથી? [અહીં પારસી કોમનો કેટલોક ભાગ હાલની હીલચાલમાં છુટા છવાયો ભાગ લે છે તેની, કે તેમણે કાઢેલા સરઘસની અવગણના કરવાનો લેખકનો જરાયે આશય નથી; પરંતુ એ સરઘસમાંથી પારસી કોમનો જે મોટો ભાગ જાણી જોઇને અલગ રહ્યા હતો, તેમજ નરીમાન, ચોકસી કે ભરૂચા જેવા પારસી ભાઇઓને, એમની જ કોમનો ઘણો મોટો ભાગ હજુય તેમના રાજદ્વારી વીચારોને લીધે ઉતારી પાડે છે, તે વાત ઉપર ઢાંક પીછોડો કરવાથી પણ કશોજ લાભ નથી.]

આ દેશમાં અંગ્રેજ કોમ લઘુમતિમાં છે, તે કોમ હીંદી રાષ્ટ્રીય ચળવળથી અલગ રહે તે સમજાય તેટલું સરળ છે, પરંતુ પારસી કોમને માટે તેવાં કારણો નથી. તેમને અંગ્રેજોના જેવી ખાસ સગવડ [ privileged position ] અહીં નથી, અથવા તો હીંદીઓ કરતાં પારસી સમાજના આર્થીક કે રાજ્યદ્વારી લાભ જુદાયે નથી; કે પારસી સમાજ

સામટી રીતે જોતાં હીંદી સમાજની ઉપર કોઇપણ રીતે શોષણનીતી ચલાવી શકે તેવી તેમને સગવડ સાધન કે સત્તા પણ નથી, ઉલટું પારસી સમાજનો મોટો ભાગ મધ્યમ વર્ગનો તેમજ ગરીબ સ્થીતીનો છે, અને ખુદ પારસી માલીકીની ઓફીસોમાં, મીલોમાં અને કારખાનાંઓમાં પણ, તેમની સાથે તેમના શ્રીમંત પારસી 'શેઠ.ઓ' કંઇ ખાસ જુદી જાતનું વર્તન બતાવતા નથી.

હા, પારસી કોમનો એક વર્ગ રાજકારણી બાબતમાં અને નોકરશાહી સાથેના સંબંધમાં કંઇક વધુ સંબંધ અને સમાગમ ધરાવે છે ખરો,–જો કે તેમ કરવામાં તે વર્ગ માત્ર બ્રીટીશ સામ્રાજ્યવાદને હીંદમાં સંગીન બનાવવામાં અને તેટલે અંશે હીંદની સ્વતંત્રતાની વચ્ચે આડખીલી ઉભી કરવામાં કારણભુત બને છે; અને બદલામાં મોટા મોટા ઇલ્કાબો, ગવર્નરો અને વાઇસરોયની સેવામાં જમવા જવાનાં આમંત્રણો, ઉચ્ચાધીકારીઓની દોસ્તીનો હક્ક અને વ્યાપાર ઉદ્યોગનાં ક્ષેત્રોમાં દેશનાં આર્થીક સાધનોને ચુસવાનો લાભ તેવાઓને મળે છે, પરંતુ તેવું તો હીંદુ–મુસલમાન અને બીજી કોમોના સંબંધમાં યે કહી શકાય તેમ છે. એટલે સામટી રીતે જોતાં પારસી સમાજના મુઠીભર શ્રીમંત તેમજ ખીતાબધારીઓને બાદ કરતાં, બાકીના સમાજને રાજકારણથી નીરાળા રહેવાનું કશું જ કારણ છે નહીં. તેમ છતાં પેલા શ્રીમંત વર્ગ, કોમને માટે કરેલાં દાનોને લીધે તેમજ જુની ઢબની સમાજ રચનાને અંગે પોતાના સમાજના મોટા વર્ગને અવળે માર્ગે દોરી જાય છે, અને તે કામ માટે નોકરશાહી તરફથી પ્રશંસાના શબ્દો તેમજ ખીતાબો મેળવે છે, ત્યારે પેલા બીજા વર્ગને તો કશોજ લાભ થતો નથી.

## હીંદી તરીકેની ફરજ

તેમ છતાં સંતોષની વાત છે કે, વચલા વર્ગનાં તેમજ ગરીબ વર્ગના પારસી ભાઇ બ્હેનો, વસ્તુસ્થીતીને સમજતાં થયાં છે, તેથી તેઓ રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતમાં, પહેલીજ વખત સામુદાયીક રીતે સરઘસો, કાઢીને, સભાઓ ભરીને, તેમજ સત્યાગ્રહની લડતમાં જોડાઇને પોતાનો મત બતાવવા લાગ્યા છે, અને પોતાને નામે રાજકારણી અભીપ્રાયો ઉચ્ચારવાનો આડંબર કરનારા પેલા પત્રકારોને તેમજ સામાજીક ક્ષેત્રના આગેવાનોને, સીધી વાત સાંભળાવી દેવાની શુભ શરૂઆત કરવા માંડી છે. પરંતુ તેમ કરવામાં તે વર્ગ, હીંદુસ્થાનની પ્રજાના કોઇપણ વર્ગ ઉપર ખાસ ઉપકાર કે મહેરબાની કરતો નથી, એ વાત બરાબર સમજાવવાની જરૂર છે. હીંદની રાજકીય પરાધીનતાનાં બંધન તુટતાં, હીંદીઓને જે લાભ થવાનો છે, તે લાભ પારસી સમાજને પણ થશે, એજ કારણથી તેઓ રાજકારણમાં ભાગ લે છે અને લેવો જોઇએ; એ વાત રાજકારણમાં પડેલા પારસી આગેવાનોએ તેમને સમજાવવાની જરૂર છે. કેમકે કોમ તરીકે ભલે તેઓ પારસી હોય, પણ તેઓ પણ હીંદી છે અને હીંદનાજ ભલામાં તેમનું હીત સમાયેલું છે. વળી બીજી પણ એક ચેતવણી પારસી સમાજના મધ્યમવર્ગને આપવાની જરૂર છે. તે એ કે, પોતાનાં સ્વાધીન હીત ધરાવનારો વર્ગ, તેમને માત્ર સ્વદેશીની જ લડત પુરતા સંકોચી રાખવા માગે છે, જ્યારે બીજી લડતથી અલગ રહેવાની શીખામણ આપે છે. આ માત્ર એક પ્રકારની ભુલભરી યુક્તી જ છે; અને હવે જાગૃત થયેલાં જરથોસ્તી બહેનો તેમજ ભાઇઓએ તેમાં ફસાવું જોઇતું નથી.

# સામ્રાજ્યવાદની સમીક્ષા

: લેખક :

તીરંદાજ

: લેખાંક ચોથો :

## સંપત્તીની સહેલગાહ

મુડીનો આંતરરાષ્ટ્રીય વીકાસ અને નીકાસ એ સામરાજ્યવાદનું ત્રીજું લાક્ષણીક અંગ છે. મુડીવાદના પ્રાથમીક પ્રચાર વખતે અને વ્યક્તીગત મુડીવાદીઓ વચ્ચેની સ્પર્ધાના સમયે માત્ર માલનો દેશપરદેશમાં નીકાસ એ સંપત્તીવાદનું ખાસ તત્વ ગણાતું. એ પુંજીવાદમાંથી જ્યારે ક્રારમો ઇજારાવાદ પ્રકટ્યો ત્યારે સંપત્તીએ પણ ઉત્પાદનોની પેઠે સહેલગાહ શરૂ કરી અને મુડી પણ માલની પેઠે અવરજવર કરવા લાગી. આજના સામ્રાજ્યવાદનું સૌથી મહત્વનું અંગ આ પુંજીનું પર્યટન છે. જે જે પ્રદેશો પાસે આજે પુષ્કળ પૈસા અને ઉત્પાદનના ઇજારો છે એ દેશો વધારે પડતી પુંજી ખેતીના અણખેડયા ક્ષેત્રમાં રોકતા નથી કારણ કે યંત્રવાદના અતી પ્રચારથી સ્વદેશી શ્રમજીવીઓનું જીવન ધોરણ ઉંચું બની ગયું હોય છે. એટલે જેટલો નફો પરદેશમાં રોકાણદ્વારા મળે એટલો પોતાના પ્રદેશની મોંઘી મજુરીવાળી ખેતીમાંથી મેળવવો મુસ્કેલ પડે. વળી વધારે નફો મળે ત્યાં રોકાણ કરવું એ તો મુડીવાદનું ખાસ સુત્ર છે. એટલે સ્વદેશની ખેતીને પછાત રહેવા દઇને પણ મુડીવાદીઓ પોતાની મુડી પરદેશમાં રોકવા મથે છે. ઉદ્યોગવાદમાં સઉથી પ્રથમ ઇંગ્લાંડે પગલાં માંડેલાં અને સ્વતંત્ર વ્યાપારની નીતી અખત્યાર કરીને એ દેશે પોતાનાં અઉદ્યોગીક ઉત્પાદનો જગતની દરેક બજારોમાં ઘુસાડી દીધાં હતાં પણ વીસમી સદીની શરૂઆતમાં બીજા મુડીવાદી દેશોએ આર્થીક દીવાલો ઉભી કરીને પોતાનો ઉદ્યોગવાદ હરીફાઇમાં ટકી શકે એટલો પ્રગતીમાન બનાવ્યો. ૧૯૧૪ ની લડાઇ પછી અમેરીકા વીગેરે કેટલાક દેશોમાં મુડીની પ્રબળતા ખુબ પ્રમાણમાં વધી પડી છે. અને એટલાજ પ્રમાણમાં એ મુડીના રોકાણમાંથી નફાની તૃષ્ણા પણ વીકાસ પામી છે જે દેશોમાં મજુરી સસ્તી હોય, જમીનના ભાવ પણ ઓછાં હોય અને સ્થાનીક મુડી ઓછી હોય ત્યાં આ ઉભરાઇ જતાં નાણાં રોકવા માટે મોટી પ્રજાઓ મથે છે. મુડીવાદનો આ આંતરરાષ્ટ્રીય પુંજી પ્રચાર એટલે સામ્રાજ્યવાદનું એક સૌથી વીશીષ્ટ અને અનીવાર્ય અંગ. આ પરીસ્થીતી સમજાય તોજ સામ્રાજ્યવાદ અને એની પ્રકૃતીમાં રહેલું વીકરાળ રક્તશોષણ યથાર્થ સ્વરૂપમાં સમજી શકાય. જગતના પછાત દેશો ઉપર કાબુ મેળવવા માટે આજે મોટાં મોટાં સામ્રાજ્યવાદી રાજ્યો જે ધડ મથલ કરી રહ્યા છે એના ઉંડાણમાં ઉતરનાર જોઇ શકશે કે શાહીવાદના માંધાતાઓને સીંહાસનો ઉપર બેસી છડી પોકરાવવાનો શોખ નથી. મોટા મોટા રાજમુકુટો પહેરી સત્તાના પ્રદર્શનો કરવાનો એનો ઇરાદો નથી તેમ ભપકેદાર

દરબારો અને ઠેરાઓથી કોઈને આંચ નાંખવાની એમને ઇચ્છા નથી. ભુતકાળના સમ્રાટોની પેઠે ચક્રવર્તી પદનો આ સામ્રાજ્યવાદીઓને જરાય શોખ નથી. આ મુડીવાદના કીડાઓને સલામો નહી ભરો તોય ચાલશે. ઝુકી ઝુકીને ખુશામત નહી કરો તોય ચ લશે. એ પુંજીપતીઓને પોતાના ખીસ્સામાં ખુબ વધી પડેલા પઇસા રોકવા માટે પરવાના જોઇએ છીએ. એના ઉત્પાદનો માટે બજારો જોઇએ છીએ અને એ બે વસ્તુ ટકાવી રાખવા માટે રાજકીય સત્તા અથવા આર્થીક લાગવગ જોઇએ છીએ એટલે સામ્રાજ્યવાદનો સહુથી મજબુત કીલ્લો નાણાં છે; અને એની લોખંડી દીવાલો ઇજારા વાદ અને મુડીનું પર્યટન છે.

## જગતની વહેંચણી

મુડીવાદી પ્રદેશોમાં જેમ જેમ ઉદ્યોગ વાદની પુનઃરચના થતી જાય છે તેમ તેમ માલનું ઉત્પાદન ખુબ પ્રમાણમાં થતું જાય છે અને બહુ થોડા લોકોના હાથમાં લક્ષ્મી કેંદ્રીત થતી જાય છે. આ બન્નેને માટે સંસ્થાનોનો કબ્જો એ આવસ્યક વસ્તુ છે. આજ સુધીમાં જે જે પ્રદેશોની શોધ થઇ શકી છે એ બધાયને આપસ આપસમાં વહેંચી લેવાની વૃતી આ ઇજારાવાદીઓમાં જન્મે છે. જેમ જેમ અમુક દેશો પાસે ઉત્પાદન વધતું જાય છે, અને સંસ્થાનોના રકતશોષણ દ્વારા નાણાંની રેલમછેલ થાય છે તેમ તેમ એ પ્રદેશોને વધારે ને વધારે બજારો જોઇએ છીએ એટલે આ બજારોની વહેંચણીમાંથી આખરે સામ્રાજ્યવાદી રાજ્યો પરસ્પર આથડી પડે છે.

પહેલાં તો આ બધાય મુડીવાદીઓ સ્વદેશની બજાર ઉપર જગાતી દીવાલોના જોરે પોતાનો માલ લાદે છે અને એ ઉપરાંત આખા જગતના બજારો ઉપર ડોળો રાખે છે. પરીણામે પૃથ્વીનો ગોળો આ થોડા પુંજીવાદીઓ પચાવી પાડે છે. આજે દુનીઆ લગભગ આવા થોડા મુડીવાદી દેશો વચ્ચે વહેંચાઇ ગઇ છે. પૃથ્વીની સપાટીનું માપ ૧૪૦,૦૦૦,૦૦૦ સ્કવેર કીલોમીટર છે. એકલા બ્રીટન પાસે લડાઇ પહેલાં પણ ૩૪,૦૦૦,૦૦૦ કીલોમીટર જેટલી જમીન હતી એટલે લગભગ ચોથા ભાગની સૃષ્ટી ઉપર ઇંગ્લાંડ એનાં ઉત્પાદનો અને મુડી ઘુસાડી રહ્યું છે. આ નાનકડો ટાપુ જે કે ક્ષેત્રફળમાં તો ૩૦,૦૦૦ કીલોમીટરના માપનો છે પણ એનો કાબુ ૪૪૦,૦૦૦,૦૦૦ માણસોની વસ્તી ઉપર લાગી રહયો છે. આટલી વીરાટ સંખ્યાના માનવ સમુહ ઉપર સંપત્તી અને ઉત્પાદનો વડે સરસાઇ ભોગવતો બ્રીટીશ મુડીવાદ આજે અમેરીકાના સંપત્તીશ્રો સામે બાથ ભીડી રહયો છે એના પ્રચંડ પ્રતીસ્પર્ધીને હસી હસીને બોલાવી રહયો છે. પણ આ બધા બંધુકૃત્યની પછવાડે બન્ને મહારાજ્યો જગતની બજારોમાં જે યુધ્ધ જમાવી રહયા છે એનો ઇતીહાસ જ્યારે લખાશે ત્યારે ભાવી પ્રજા ચોંકી ઉઠશે. ફ્રાંસ, જાપાન, જર્મની, ઇંગ્લાંડ અને રશીયા આટલા રાજ્યોએ લગભગ ૨/૩ પૃથ્વીને કબજે કરી લીધી છે. ચીન પણ મોટે ભાગે ત્રણ ચાર સામ્રાજ્યવાદી રાજ્યોના આર્થીક હલ્લાઓ માટે કેંદ્રસ્થાન હતું અને હજુય છે. આ દ્દષ્ટીએ જે પ્રદેશો ઉપર આ રાક્ષસી રાજ્યોએ પંજો પ્રસાર્યો છે એના શોષણનાં ઇતીહાસ તપાસી જોનારને જણાશે કે માત્ર નફો ઘસડી જવાની લાલસા સીવાય બીજો એકેય પ્રમાણીક હેતુ આ પાવરધા થઇ પડેલા માપાવાદીઓનો નથી. કરોડો માનવીઓનાં

શ્રમજીવનથી પોતાનાં ખીસ્સાં તર કરવા માટે આ મુડીવાદીઓએ જે જે માર્ગો લીધા છે એને ટુંકમાં સમજવાની જરૂર છે. જે ધનકુબેરોના હાથમાં જગતના બજારોનો કાબુ છે એનાં વીશાળ સાધનો જોતાં, અમાપ સત્તા વીચારતાં અને મુડીવાદનું ધ્યેય લક્ષ્યમાં લેતાં શાંતીથી આ પછાત પ્રદેશો સર થયા છે એમ માની શકાય નહીં. મુડી અને માલના સ્વદેશ તેમજ પરદેશમાં પ્રચાર કરવા માટે ધનપતીઓએ માનવ કલ્પનાને મુંઝવે એવા કાતીલ પ્રયોગો કરી લીધા છે.

## સમુહનો સંહાર

પોતાની જન્મભુમી ઉપર પણ આ મુડીવાદી જમાતને જરાય વ્હાલ આવતું નથી સ્વદેશના શ્રમજીવીઓ અને મધ્યમવર્ગોમાં પોતાના ઉત્પાદનો ઠસાવવા માટે પરદેશથી આવતા માલને જગાતો નાખીને અટકાવે છે એટલે પોતાનાજ પરીશ્રમથી ઉત્પન્ન કરેલો માલ મુડીવાદીઓના નફાની તૃષ્ણાને ખાતર શ્રમજીવીઓને મોંઘો મળે છે. આ જગાતી ધોરણોને પરીણામે બીજા રાજ્યો સાથે અથડામણી થાય છે અને એ રાજ્યો પોતના દેશોમાં પણ પ્રત્યુતર રૂપે પ્રતીસ્પર્ધીના માલ સામે જગાતનો દુર્ગ ખડો કરે છે એટલે માત્ર મુડીવાદીઓની ધનલોલુપતાને પરીણામે જગતના શ્રમજીવીઓએ સર્જેલું ઉત્પાદન એમને જ મોઘું મળે છે. માનવ અને મશીન બન્નેના સહકારથી વૈજ્ઞાનીક યુગમાં આગળ ધપેલું જગત માત્ર મુડીભર માણસોની સર્વદેશીય સત્તા અને મુડી વધારવાની લાલસાને પરીણામે અનેક જાતની યાતનાઓ સહન કરી રહ્યું છે. આ જગાતી કીલ્લાઓને પરીણામે ભયંકર યુધ્ધો થાય છે, કરોડોનો સંહાર થાય છે અને આખા માનવસમાજમાં અંધાધુધી પ્રવર્તે છે. પોતાના સ્વાર્થોને ખાતર થોડા મુડીવાદીઓ જે આર્થીક ધોરણો રચે છે એનાં રક્ષણ માટે આમવર્ગ હોમાય છે. જનસમુહને આ પુંજીપતીઓ રાષ્ટ્રીયતાનો ડોઝ પાય છે. આમવર્ગમાં પ્રતીસ્પર્ધી પ્રદેશ સામે વેરની આગ પ્રકટાવે છે અને જન્મભુમીના રક્ષણની હાકલ પાડી પોતાના સ્થાપીત સ્વાર્થોને અનામત રાખવા સારૂ આખા સમુહને પ્યાદાંની માફક નચાવે છે.

## સ્પર્ધાના ઘોડા

પ્રતીસ્પર્ધીને પાછળ હઠાવવા માટે દરેક વખતે શસ્ત્રોનોજ સંહારક માર્ગ લેવામાં આવતો નથી. આ યુધ્ધમાં રચનાત્મક કાર્યક્રમને પણ પુષ્કળ સ્થાન છે સ્વદેશમાં જગાતનું રક્ષણ મેળવી આ મુડીવાદીઓ માલ મોંઘો વેચે છે પરદેશમાં પોતાનો માલ ખપાવવા માટે એને બીજા દેશોના માલ સામે સ્પર્ધામાં ઉભું રહેવું પડે છે એટલે હરીફના માલને હઠાવવા માટે આ મુડીવાદીઓ પરદેશમાં કીંમત ખુબ ઓછી રાખે છે અને ઉત્પાદનોનો પ્રચાર કરે છે. કેટલીક વખત ખોટખાઇને પણ જગતના અમુક બજારો ભરી દે છે. માર્કેટમાં મહત્વનું સ્થાન મેળવવા સારૂ આ મુડીવાદીઓ પોતાના જાતભાઇઓનું લોહી ચુસે છે. સંસ્થાનોના શ્રમજીવીઓ ઉપર સીતમનો કોરડો ચલાવે છે અને આમ શોષણમાંથી મેળવેલા સત્વ ઉપર બીજા નવા બજારો સર કરવા મથે છે આ મુડીવાદનો રચનાત્મક કાર્યક્રમ જ્યારે પોતાના પ્રયત્નોમાં પાછો પડે છે ત્યારે તોપના ગોળા છુટે છે જગતને ભરખી જાય એવું યુધ્ધ જન્મે છે અને એમાં રાષ્ટ્રીયતાને નામે કરોડો માનવનાં સંહારનો યજ્ઞ મંડાય છે. લક્ષ્મીપતી લુટારાઓ જ્યારે

આક્રમણ નીતી અખત્યાર કરે છે ત્યારે જી સર ક્રાઇસ્ટ કે ભગવાન કૃષ્ણ એમાં વચ્ચે આવી શકતા નથી.

સારાયે જગતમાં આજે આ વર્ગ વીગ્રહ ચાલી રહયો છે. સ્થાપીત સ્વાર્થોની ભુતાવળો આખા માનવ સમાજના શ્રમજીવનને સતાવી રહી છે. અસંખ્ય સમુહબળને ચુંથી નાખી, પરાધીન પ્રજાઓમાં પક્ષભેદના ડારમાં શસ્ત્રો વીંઝતો. ઉન્મત શાહીવાદ નથી જોતો જાત કે ભાત, સ્વદેશ કે પરદેશ—એના ખપ્પરમાં તો લક્ષ્મી લાવો એટલે એથી વીશેષ એને કશું જોઇતું નથી પછી એ લક્ષ્મી સ્વદેશી શ્રમજીવીઓના લોહીથી ખરડાયેલી હોય કે પરદેશનાં પસીનાથી ભીની થયેલી હોય. આ એના ઉગ્ર સ્વરૂપને સમજવા માટે મુડીવાદી રાષ્ટ્રોએ જે નીઃશસ્ત્ર અને સશસ્ત્ર લડાઇઓ આજ સુધીમાં અજમાવી છે એનું દીગ દર્શન કરવાથીજ પારખી શકાશે. પછાત પ્રદેશોમાં ખાલસા નીતી (annexations) નો કાળો ઇતીહાસ આ નાણા ભુખ્યા વરુઓની આખી બાજી ઉઘાડી પાડે છે. સામ્રાજ્યવાદ એ આખા સમાજની આજની આર્થીક વ્યવસ્થામાં વ્યાપક વસ્તુ છે. એને એક પ્રજા કે પ્રદેશ સાથે લેવા દેવા નથી તેમ એક વ્યકતીના સીંહાસન સાથે એને નીસ્બત નથી. આખા માનવ સમાજના મુળ ખાઇ જતી આર્થીક વ્યવસ્થા ન બદલાય ત્યાં સુધી માત્ર રાજકીય પરીવર્તન વડે સામ્રાજ્યવાદ હટી શકશે નહી.

## શસ્ત્રોની સજાવટ

ઉદ્યોગના યંત્રોમાં જેમ જેમ વધારે ઉત્પાદન કરવાની શકતી શોધખોળદ્વારા ઉમેરવામાં આવી તેમ તેમ થોકબંધ માલ જગતની બજારોમાં ઉભરાવા લાગ્યો. યાંત્રીક વીકાસ અને સમુહઉત્પાદનમાં જેટલા પ્રમાણમાં વીપુલતા સાંપડી એટલા પ્રમાણમાંજ આ રાક્ષસી ઉદ્યોગો ઉપર માલીકી ધરાવતું મંડળ સંખ્યામાં નાનું થવા માંડયું. એટલે ઉત્પાદનમાં સમુહભાવનાએ આધીપત્ય મેળવ્યું અને એની માલીકી વધારે ને વધારે વ્યકતીગત થતી ચાલી. સામ્રાજ્યવાદના અંતીમ વીકાસનું આ સૌથી મોટામાં મોટું વીનાશક સ્વરૂપ છે. ગંજાવર યોજનાઓ દ્વાર. આજે ઓછા માણસોની મદદથી વધારે માલ ઉત્પન્ન થઇ શકે છે. જે જગ્યાએ ચાર મજુરો કામ કરતાં ત્યાં આજે એક મજુરથી એટલુંજ ઉત્પાદન થઇ શકે એવાં યંત્રો ગોઠવાતાં જાય છે. દરેકે દરેક ઉદ્યોગમાં આ નવી પુનઃરચના ચાલી રહી છે. ઉત્પાદન વધારી મુકવા પાછળ આજનો મુડીવાદી વર્ગ ગાંડો તુર બની ગયો છે, કારણકે ટ્રસ્ટ સીન્ડીકેટ કે કાર્ટેલોદ્વારા એ વર્ગે બજારોનો આર્થીક કાબુ હાથમાં લઇ લીધો છે. જગતના કેટલાય પ્રદેશો ઉપર રાજકીય આધીપત્ય પણ જમાવી દીધું છે; અને કાચો માલ ઉત્પન્ન કરનારા દેશો ઉપર પણ આ પ્રગતીશીલ મુડીવાદે પોતાનો પંજો પ્રસારી દીધો છે. આંતર રાષ્ટ્રીય સમજુતી, કોલકરારો અને સુલેહો મારફત આ મુડીવાદી વર્ગએ આખા જગતને આપસ આપસમાં વહેંચી લીધું છે, એટલે થોકબંધ ઉત્પાદનોને સારા જગત ઉપર ફેલાવવાની યુકતીઓ સામ્રાજ્યવાદી સુત્રધારોએ ક્યારનીએ ગોઠવી મુકી છે. એક બાજુ અનેકને બેકાર બનાવી મુકી ઉદ્યોગોની પુનઃરચના શરૂ થઇ ચુકી છે, ત્યારે બીજી બાજુ સંસ્થાનો, પરાધીન પ્રદેશો અને પછાત દેશો ઉપરનો રાજકીય તેમજ આર્થીક સકંજો વધારે મજબુત બનાવવાના પ્રયાસો થઇ રહયા છે. ઇજીપ્ત, હીંદ, પેલેસ્ટાઇન, ફીલીપાઇન્સ,

નીકારાગુઅ', દક્ષીણ અમેરીકા, આફ્રીકા વગેરે અનેક દેશો ઉપર આજે સત્તાનશીન સામ્રાજ્યવાદ જે જુલ્મો આચરી રહયો છે એ બધાં ઉપર દ્રષ્ટીપાત કરનારને જણાશે કે પોતાના ઉત્પાદનો માટે બજારો અનામત રાખવા શાહીવાદના સંચાલકો તનતોડ પ્રયત્ન કરી રહયા છે. મોટાં મોટાં લશ્કરો, દરીયાઇ કાફલાઓ અને વીમાની સૈન્ય સજ્જ કરવામાં સામ્રાજ્યવાદ આજે કરોડો રૂપીઆ દર વરસે ખરચે છે. પરાધીન પ્રજાને બીજી પ્રજાના આક્રમણમાંથી બચાવવાનો આ પરોપકારી મંડળ ખુબ દાવો કરે છે, દેશી- ઓનાં જાનમાલ અને મીલ્કતના રક્ષણ સારુ કાયદો અને વ્યવસ્થા બન્ને બરાબર સાચવવાની સામ્રાજ્યવાદીઓ ખુબ જોરશોરથી બુમ મારે છે. પણ નથી એમને પછાત પ્રદેશો માટે સલામતીની પડી કે નથી એમને જાનમાલ માટે રક્ષણની લેશમાત્ર પરવા. આ બધાય સામ્રાજ્યવાદી લુંટારાઓને તો જગતનાં બજારો એમનાં ઉત્પાદનો ઠસાવી દેવા માટે જોઇએ છીએ. એમને કારખાનાંઓમાં ઓરવા માટે કાચો માલ જોઇએ છીએ અને વરસોની લુંટ વડે જમા કરેલું ધન રોકવા માટે સ્થાન જોઇએ છીએ. આ ત્રણ હેતુને ખાતર એ કેટલાક દેશોના વાલી બની બેસે છે. કેટલાકના ધરાર ત્રસ્ટી થઇ બેસે છે. કેટલાક પ્રદેશોને તલવારથી જીતવાનો દંભ કરે છે. અને આમ ગમે તેવા હલકટ પ્રયાસો કરીને પણ આ હારાજ્યો.ના મુડીવાદી મંડળો જગતના પછાત ભાગ ઉપરનો કાબુ સલામત રાખે છે.

## .ીપણ જ્વાલા

ત્યારે સામ્રાજ્યવાદના અંતીમ વીકાસનું પાંચમું લક્ષણ સંસ્થાગે ઉપરનો એનો મજબુત કાબુ—જો કે જગત આખાને રાજ- કીય કે આર્થીક દ્રષ્ટીએ દુથી આપસખાપ- સમાં વહેંચી લેવાથી સામ્રાજ્યવાદ સાવ સલામત બની જતો નથી. એને એના પોતા નાજ સ્વયંભુ અવરોધો સામે બાથ ભીડવાની રહે છેજ. પણ જ્યાં સુધી એ અવરોધો ઉગ્ર સ્વરૂપ ન પકડે અને કાબુ બહાર ન બને ત્યાં સુધી શ્રમજીવનના આ ક્રૂર વીરોધીઓ પોતાનાં ઉત્પાદનો માટે જામી ગયેલી બજારોને લોહીનાં છેલ્લાં ટીપાંથી પણ બચાવવા ભારે જંગ મચાવશે. સામ્રાજ્ય વાદી રાજ્યોની પરસ્પર અથડામણીને અટ- કાવવા માટે પણ ખુબ મંથન કરી લેશે. જો કે નાશને આરે ઉભેલો મુડીવાદ ગમે તેટલા પ્રયાસો કરે તોપણ એણે પોતે ઉત્પન્ન કરેલા અવરોધોને એ રોકી શકશે નહી. પણ સત્તાની દોરી સુપ્રત કરી દેવાનો સમય આવી પહોંચે એ પહેલાં ઓલવાઇ જતા દીપકના માફક સામ્રાજ્યવાદ એની ભયંકર જ્વાલાઓ આખા જગતને ભરખી જાય એટલી ભીષણતાથી પ્રકટાવી મુકશે એમાં લેશ માત્ર શંકા નથી.

## શાંતીનો ઝભ્ભો

જગતના રાજકારણમાં અત્યારની પરી- સ્થીતી ઉપર દ્રષ્ટીપાત કરનારને સહેજ સમજાશે કે મોટાં મોટાં પાંચ છ સામ્રા- જ્યવાદી મહારાજ્યો આજે ખુબ સંકડામણમાં આવી પડયાં છે. કોઇ સામ્રાજ્ય પાસે પુષ્કળ ઉત્પાદન જમા થઇ ગયું છે તો કોઇ પાસે અઢળક મુડી એકઠી થઇ ગઇ છે. કોઇક રાજ્યો પાસે ઉદ્યોગને ખીલવવાનાં સાધનો ખુબ પ્રમા- ણમાં મોજુદ છે, પણ સંસ્થાનોના અભાવે એ બળી ઝળી રહેલ છે. ઇટાલીનો સર મુખત્યાર મુસોલીની હાક પાડી રહયો છે કે "બીજાં સામ્રાજ્યવાદી રાજ્યોએ સમજુતી

ફરી જગતને વહેંચી લીધું છે, માટે ઇટાલી સાવ મુંગું બેસી નહી રહે, આકાશમાં પ્રકાશી રહેલા સુર્ય નીચે ઇટાલીને પણ સ્થાન જોઇએ છીએ." ફ્રાંસ પણ સંસ્થાનો માટે ટળવળી રહ્યું છે. અમેરીકા પાસે અનર્ગલ દઉલત ઉભરાઇ રહી છે, બ્રીટન પાસે એના ઉદ્યોગોની પુનર્રચના માટે જોઇતાં નાણાંય નથી; અને એના ઉત્પાદનો જગતની બજારમાંથી પાછાં હઠતાં જાય છે. આમ ઇંગ્લાંડના હાથમાંથી જો એના આશ્રીત અને શાસીત રાજ્યો સરી પડે તો બીજાં બજારોમાંથી હડધુત થતું બ્રીટન એના આખાય મુડીવાદી માળખા સહીત છીન્ન ભીન્ન થઇ જાય. એટલે ઇંગ્લાંડ પોતાના સઘળા બળ સમેત આ બધા પ્રદેશોને કાબુમાં રાખવા કટીબધ્ધ થશે. બીજી બાજુ અમેરીકા એની મુડી અને માલ બન્ને માટે નવી બજારો મેળવવા મથી રહ્યું છે કારણ કે થોકબંધ ઉત્પાદન અને અઢળક મુડી બન્નેને માટે એણે મથવું જ રહ્યું. જર્મની યુરોપના "મીત્ર રાજ્યો" ની ઉપકારક યોજના નીચે અતીશય અસંતોષ અનુભવી રહ્યું છે અને એના ઔદ્યોગીક વીકાસને ડગલેને પગલે સંકડામણમાં નાંખતી "યંગપ્લેન" એને ખુબ અળખામણી થઇ પડી છે. આમ જે જે સામ્રાજ્યવાદી સત્તાઓ આજે જગતભરના પછાત પ્રદેશો ઉપર સીધો કે આડકતરો કાબુ ધરાવી રહી છે એમને આંગણે ખુબ નવા નવા પ્રશ્નો ખડા થઇ રહયા છે. પ્રત્યેક મુડીવાદી પ્રજાને એનો પડોશી આંખનાં કણાની માફક ખુંચે છે એટલે આપસ આપસમાં ધુરકી રહેલા સામ્રાજ્યવાદીઓ ક્યારે એમનો શાંતીનો ઝભ્ભો ફેંકી દેશે એ કહેવું મુશ્કેલ છે.

## સફળતાનાં બણગાં

ત્યારે પ્રશ્ન એ થાય છે કે આટલી આટલી ઇર્ષા અને સ્પર્ધા હોવા છતાં શા સારૂ આ મુડીવાદી મહારાજ્યો પ્રજાસંઘ સ્થાપે છે, શાંતી માટે પરીષદો ભરે છે શસ્ત્રનીવારણ માટે શ્રમ ઉઠાવે છે અને આંતરરાષ્ટ્રીય સમજુતીના પ્રયત્નો કરે છે? જપાન અને બ્રીટનના આર્થીક સ્વાર્થો પરસ્પર અથડાતા હોવા છતાં શા સારૂ બન્ને નૌકા પરીષદમાં એકબીજાને અટલા હેતથી ભેટી રહે છે? દરેક પ્રદેશમાં કાચીયાં કરતા પાઉંડ અને ડોલર ઇંગ્લાંડની શીતળ હવામાં કેમ સુવાળી ભાષાના શબ્દ પ્રયોગો કરે છે? આ પ્રશ્નો સહજ ઉત્પન્ન થાય છે. આ બધી શાંતીની વાતો સંગ્રામની તૈયારીઓ ઢાંકવા માટે જગતની આંખમાં નાખવાની ધૂળ છે. દરેક સામ્રાજ્ય શસ્ત્રો સજી રહ્યું છે અને છતાં જગતને કહી શકે છે કે હમણાં તો અમે લશ્કરો વધારીએ છીએ મનવારો બાંધીએ છીએ વીમાનો ઉડાડીએ છીએ પણ અમે લંડનમાં મળ્યા હતા, અને અમે એક બીજાની સ્પર્ધા કરવાનું છોડી બધાયે એક સરખો વધારો કરવાનું નક્કી કર્યું છે! એટલે હવે કોઇએ ડરવાનું કારણ નથી. જગતના શ્રમજીવીઓ માટે તૈયાર થતાં સંહારક શસ્ત્રોનું બાંધકામ તો ધમધોકાર ચાલી રહ્યું છે પણ દુનીઆનું લક્ષ્ય એ નગ્ન સત્ય તરફથી હઠાવવા માટેજ આવી જંગી શાંતી પરીષદો ભરવામાં આવે છે. કંઇજ પરીણામ આવવાનું નથી એમ જાણવા છતાં નાણાં અને સમયનો ભોગ આપતાં આ સામ્રાજ્યવાદીઓ શરમાતા નથી. એક બીજા ઉપર છુપી નજર રાખતા આ મહારાજ્યો

ખુબ પ્રચાર અને શોરબકોર પછી જુઠી શરતો અને સમાધાનો રજુ કરે છે. નીષ્ફળતાને પણ સફળ સમાધાન તરીકે વર્ણવે છે અને આમ પ્રચાર પ્રકાશન અને પ્રવચનો દ્વારા જગત આગળ સફળતાનાં બણગાં પણ ફુંકી શકે છે.

## આથીંક ઉથલપાથલ

સામ્રાજ્યવાદીઓની આ શેતરંજ જો કે હવે ઉઘાડી પડી ગઇ છે, છતાં પ્રેસ અને બીજાં પ્રચારનાં પ્રચંડ સાધનો એના કાબુમાં હોવાથી સામ્રાજ્યવાદ ખુબ ગડબડ કરી શકે છે પણ ખરી રીતે જે અવરોધો સામ્રાજ્યવાદના લાક્ષણીક અંગો સાથેજ જન્મે છે એના ઉપર આચ્છાદન નાખવા માટે એ આટલી જહેમત ઉઠાવે છે. પોતાના પ્રદેશમાં વ્યાપેલી બેકારીને હઠાવવા સામરાજ્યવાદ "વીમા વીગેરેને લગતી યોજનાઓ" ઘડે છે, પેન્શનો અને છુટક મદદના સોગઠાંગોઠવે છે પણ—રેશનાલીઝેશન—ઉદ્યોગની પુનઃ રચનાદ્વારા બીજી બાજુ એને બેકારની સંખ્યા વધારી મુકયા શીવાય આરો નથી. પોતાના પ્રદેશના સ્વદેશી શ્રમજીવીઓને સંતોષવા માટે પરદેશની બજારોમાંથી ખુબ નફો સામ્રાજ્યવાદને મેળવવો જોઇએ. પરદેશના આવતા નફા ઉપરજ મજુરીના દર વધારવાનું મુડીવાદને પરવડી શકે એમ છે કારણ કે ઉદયોગના પુનઃ રચના દ્વારા ખુબ જથ્થાબંધ માલ ઉત્પન્ન થાય છે અને એ ઉત્પન્ન થયેલો માલ જો જગતની બજારોમાં ઝપાટાબંધ ન ખપે તો માલની પડતર રહે અને એથી તો કારખાનાંઓ ઓછા કલાક ચલાવીને ઉત્પાદન ઓછું કરી નાંખવું પડે. આ પરીસ્થીતીમાં પરાધીન પ્રજાઓ ઉપરનો આર્થીક કાબુ વધારે મજબુત બનાવવા સામ્રાજ્યવાદને કમર કસવીજ પડે. બીજી બાજુ સંસ્થાનોમાં અને પરાધીન પ્રજાઓમાં પણ સ્થાનીક મુડીવાદ સાથે રાષ્ટ્રીયવાદ જાગ્રત થઇ ચુકયો છે એટલે એ પ્રદેશોમાં પણ સામ્રાજ્યવાદ સામે સંગ્રામો શરૂ થયા છે. આ પરીસ્થીતીમાંથી સામ્રાજ્યવાદ છટકી શકે એમ નથી કારણ કે પછાત પ્રદેશોમાં મુડીના રોકાણદ્વારા એણેજ અઉદયોગીક યુગ દાખલ કર્યો છે એટલે સંસર્ગ, સંપતી અને વીજ્ઞાનયુગ ત્રણેનાં સંગમ વડે પછાત પ્રજાઓનો મુડીવાદ પણ પડકાર આપવા લાગ્યો છે. આમ સામ્રાજ્યવાદ જગતની બજારોમાં પણ હવે સામનો અનુભવવા લાગ્યો છે. એક બાજુ સ્વદેશી શ્રમજીવીઓમાં ઉદયોગની પુનઃરચનાને પરીણામે બેકારી વધ્યે જાય છે. સંસ્થાનો અને પછાત પ્રદેશોમાં આવેલી થોડી ઘણી જાગ્રતી અને બીજા સામ્રાજ્યવાદી પ્રદેશોની સ્પર્ધા એ બન્નેને પરીણામે નફાનું પ્રમાણ ઓછું થતું જાય છે એટલે કામદારોને એના મજુરીના દર વધારી આપવાનું પણ હવે બહુ શકય નથી ઉલટું બ્રીટનમાં તો ત્યાંના કેટલાક ઉદયોગોમાં મજુરીના દર ઘટાડવા પડયા છે. આમ સામ્રાજ્યવાદ સ્થાનીક પ્રશ્નોનો નીકાલ પણ કરી શકે એમ નથી અને પરદેશોમાં બીજાં રાજયોની વધતી જતી સ્પર્ધાને પરીણામે પોતાનો માલ ખુબ ખપાવી શકે એમ પણ નથી. આ બધી પરીસ્થતીમાંથી અઢળક ઉત્પાદન દ્વારા ગોડાઉનમાં માલ વધી પડે છે, ખપત ઓછી થાય છે અને આખરે એમાંથી જબ્બર આર્થીક ઉથલપાથલનો પ્રસંગ આવી પડે છે.

## માયા મંદીરો

આખા જગત ઉપર અજબ સત્તા જમાવી બેઠેલા સામ્રાજ્યવાદ એટલો વ્યવસ્થીત અને

વ્યાપક ભાસે છે કે એના અતુલ સંગઠન અને શક્તી સામે જરાક જેટલો અવરોધ કરનારને આજે એનો પ્રચંડ હીંસાવાદ ઉગતાંજ ડાંભી દે છે. માનવ જીવન સમક્ષ રોજ રોજ ખડા થતા દરેક પ્રશ્નમાં કાલ્પનીક ઇશ્વરના કરતાંય ડગલેને પગલે આડે આવતો વીરાટ મુડી સંપ્રદાય કરોડોના ભુખમરા અનેભીષણ કંગાલીયત ઉપર આજે તાંડવનૃત્ય કરી રહેલો છે. સંસ્કૃતી, કલા, સાહીત્ય, તત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, રાજકારણ, વ્યવહાર અને ધાર્મીક માન્યતાઓ સુધ્ધાં આ અંતર્યામી મુડીવાદના આગળાં ઉપર નાચે છે. ઉપલક નજરે જોનારને આ જબ્બર વ્યવસ્થામાં ક્યાંય આંગળી ખુંચે એવું પોલાણ દેખાતું નથી. એક તસુભાર પણ ચસી શકાય એટલી જગ્યા અસંખ્ય માનવોને માટે આ મુડીવાદે રહેવા દીધી નથી. વીજય અને માલીકીના ગર્વથી ઉન્મત થયેલો ઇજારાવાદ વધારે ને વધારે દ્રવ્ય સંચય કરવામાં મશગુલ થઇ ગયો છે પણ આ અટક્યા વીના અવીરત ચાલતા સંચામાં ક્યારે એકાએક ઘર્ષણો ઉભાં થશે અને ક્યારે એના અજબ યુક્તીથી ગોઠવેલાં માયા મંદીરોમાં દાવાનલ સળગી ઉઠશે એવું બરોબર અનુમાન કરવું મુશ્કેલ થઇ પડે છે. છતાં જે લાક્ષણીક મુદ્દાઓ ઉપર આ સમર્થ સામ્રાજ્યવાદની ઇમારત ઉભી છે એ બંધારણીય ઘટનામાંથીજ કેટલીક અથડામણી અને અવરોધો ઉભા થશે એટલું અનુમાન તો જગતની આજની પરીસ્થીતી ઉપર આંતર રાષ્ટ્રીય દ્રષ્ટીબીંદુ રાખનાર જરૂર કરી શકે છે. એક બાજુ બહુજ ટુંકા કુંડાળામાં ગોઠવાઇ ગયેલા ઇજારાવાદી શ્રીમંતો જગતના શ્રમ- જીવીઓએ સર્જેલી દઉલત કેંદ્રીતકરતા થયાં છે જ્યારે બીજી બાજુ ઉદ્યોગવાદની પ્રગતી સાથે મહેનતજીવી જનતામાં સંગઠન અને સમુહ જાગ્રતી પ્રચાર પામતાં જાય છે. કામદારો અને મજુરો ખુબ ગીચતામાં સાથે વસતા હોવાથી અને મોટાં કારખાનાઓમાં જબરી સંખ્યામાં એક સાથે કામ કરતા હોવાથી એમનામાં સામુદાયીક ભાવના વીશેષ પ્રમાણમાં જાગ્રત થતી જાય છે ઉપરાંત મશીન સાથે રોજ રોજ માથાકુટ કરતો મજુર બરોબર સમજે છે કે એના એકલા અસહકારથી કારખાનું કદી અટકવાનું નથી તેમ એક મજુરને ખુબ વફાદારી ખાતર બીજાના કરતાં વીશેષ મહેનતાણું પણ આપી શકાય એમ નથી એટલે મજુરને એટલું અજબ આત્મભાન એની અમુક પરીસ્થીતીમાંથીજ ઉત્પન્ન થાય છે કે જેથી એ હમેશા સમુહ કાર્યક્રમ કે યોજનામાં વીશ્વાસ ધરાવતો થાય છે એટલે જેમ જેમ ઉદ્યોગમાં વૃધ્ધી થતી જાય છે એમ એમ કામદારોનો વર્ગ વધતો જાય છે અને ખેડુતોમાં સામાન્યપણે દેખાતું "વ્યક્તીત્વ" મજુરોમાંથી અલોપ થતું જાય છે. મજુરો બધાના સામુદાયીક કલ્યાણમાંજ રાચે છે એને માટેજ મથે છે અને એને માટે હડતાલનું હથીયાર ઉગામે છે. ખુબ કેંદ્રીત થતા ઉદયેગવાદનો આ એક અનીવાર્ય અવરોધ છે.

# પરાધીન પ્રજા: એક કથા

: લેખક :

કથાકાર

લંડનમાં એક સંસ્થા સ્થપાઇ છે. હિંદનો સંબંધ સામ્રાજ્ય સાથે જળવાઇ રહે અને હિંદને સંસ્થાનોસમું સ્વરાજ મળે તે માટે તે લડત કરે છે. એ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલી 'પરાધીન પ્રજાની કથા' કેટલાક સુધારા વધારા સાથે લેખકે તૈયાર કરી છે.

---

એક વખત એક ચાંચીઓ રહેતો હતો તેની પાસે પોતાના દેશમાં વસવા માટે ભુમી હતી; છતાં તે વીદેશમાં દરોડા પાડતો. મુસાફરી દરમીયાન તેનો એક સમૃદ્ધશાળી ભુમી સાથે ભેટો થઇ ગયો. તેમાં તેણે વ્યાપાર ખેડયો, યુક્તી પ્રયુક્તીઓ ચલાવી અને દ્રવ્ય પણ લુંટયું. તેને લુંટીને અવ્યસ્થીન બનાવી મુક્યા પછી તેણે તે ભુમી ઉપર પોતાના રાજાને સત્તા સ્થાપવા તેમજ પેલી ભુમી માટે રાજકર્તાઓ નીમવા માટે સમજાવ્યો.

જેમ જેમ વરસો વીતતાં ગયાં તેમ તેમ પેલા રાજાની ભુમીમાં પ્રચંડ ઉદ્યોગવાદ વીકાસ પામ્યો, અને કામદારોની જીવન ગાળવાની રૂઢીને વધારે ખર્ચાળ બનાવવા, તેમજ જનતાને શીક્ષણ આપવાને માટે મોટી મોટી સંસ્થાઓ સ્થપાઇ; પણ પેલી હાથ કરેલી ભુમીની જનતા તો ભુખી–દુ:ખીજ રહી. તેમના દેશની રાજ્ય વ્યવસ્થામાં એમનું બોલ્યું કોઇ સાંભળતું ન હતું, અને વીદેશી હુમલા નીચે તેમની પોતાની શાળાઓનોય ભાગી તોડીને ભુક્કો ઉડાડી મુક્વામાં આવ્યો હતો.

...

દરમીયાન વીદેશી રાજ્યકર્તાએ ફરમાવ્યું: "આ નીર્ધનીયાં લોક પોતાની જાતે રાજ્ય વહીવટ ચલાવી શકે તેમ નથી, માટે એમની ઉપર રાજ ચલાવવાનું કામ આપણે કરવું જોઇએ; એથી એમણે પેલા લોકો ઉપર વેર નાખ્યા અને રાજ ચલાવવાની મહેનતનો બદલો જાતેજ તેમાંથી લેવા માંડયો, ઉપરાંત પુષ્કળ પૈસા પોતાની ભુમીમાં રોકવા માટે તેમજ પોતાના સગા સંબંધીઓના ઉપયોગ માટે ય મોકલવા માંડયા.

અને પછી તેઓ વદ્યા: "આ બીચારા અરક્ષીત માણસો છે, આપણે એમનું રક્ષણ પણ કરવું જોઇએ." એ માટે પોતાના દેશમાંથી લડવૈયા લાવવામાં આવ્યા, અને તેમનું ખર્ચ આપવા માટે પરાધીન લોકો ઉપર કર નાખ્યા. એમાંથી પણ પુષ્કળ નાણું રાજ્ય કરનારાઓના સ્વદેશ તરફ વહી જવા લાગ્યું.

એ ભુમીનો પોતે જે રીતે કારભાર કરી રહ્યા હતા, તેને માટે તેઓ ઘણાજ ગૌરવ લેવા લાગ્યા. પછી તો પોતાના સનદી તેમજ લશ્કરી નોકરોની કાર્યકુશળતાનાં વખાણમાં તેઓ ભાષણો કરવા લાગ્યા અને ગ્રંથો લખવા લાગ્યા; એમ કરી પેલી ભુમીના લોકોને તેમણે કહેવા માંડયું: તમે કેટલા બધા ભાગ્યશાળી છો, જુઓ અમે તમારી

કેટલી સરસ કાળજી રાખીએ છીએ? પણ માણસોએ સામે એ બતાવવા માંડ્યું કે, ભાઈઓ, એ વાત ખરી, પણ તેના બદલામાં કારભારીઓને કેવાં મોંઘાં મહેનતાણાં અમારે ભરવાં પડે છે? આવો કારભાર તો અમે અમારી જાતે તમારા કરતાં ખુબ સસ્તામાં ચલાવી શકત. અને વળી કારભારીઓને જે થોડા પૈસા આપત તે પણ અહીં—અમારી ભુમીમાંજ તેઓ ખર્ચત, એટલે તેનો લાભ પણ અમનેજ થાત. એ લોકોનું આવું નગુણાપણું જોઈને કારભારીઓની લાગણી ઘણીજ દુભાઈ. આથી રાજસત્તાને તેમને મનાવવા પગારમાં અને સગવડમાં વળી વધારો કરવો પડ્યો.

એ લોકોના દેશમાં શરીર ઢાંકવા માટે ખહુ સારૂં કાપડ નહોતું થતું, તે કાપડ પરાધીન ભુમીમાંથી પહેલાં જતું, પણ તે ભુમીનો કારભાર કરવા માંડ્યા પછી પરાધીન પ્રજાના વ્યાપર ઉપર સજ્જડ કર નાખીને તેને તોડી નાખ્યો. પછી તો એમના દેશમાં યંત્રની શાળો નીકળી, વરાળનાં કારખાનાં થયાં, એટલે કાપડ ખુબજ વણાવા લાગ્યું. પરાધીન પ્રજાને કાપડ વીના કંઈ ચાલવાનું હતું? એટલે કારભારીઓ પોતાના દેશનું કાપડ લાવવા લાગ્યા. જેમની પાસે પૈસા હતા તેમણે તો એ કાપડ ખરીદવા માંડ્યું. પણ જે બીચારા નીર્ધન થઈ ગયા હતા, તેવા ઘણાએએ કહ્યું: "અમનેય આ કાપડ ખરીદવાની ઘણીય ઈચ્છા થાય છે, પણ શું કરીએ? અમારી પાસે તો પેટનો ખાડો પુરવા પુરતાય પૈસા નથી રહ્યા."

આ પછી કારભારીઓએ પૈસા ધીરવા બેંકોની વ્યવસ્થા કરી અને દુનીયાના લોકોને છાપરે ચડીને કહેવા માંડ્યું કે, અમે તો દરીયાપારની અમારી નીર્ધન તેમજ નાગી પ્રજાનાં શરીર ઢાંકીએ છીએ. પણ પેલી પ્રજાએ કહ્યું: "એ ખરૂં પણ ભાઈ, અમે તે માટે તમને પૈસા આપીએ છીએ. વળી અમારા કાપડના ઉદ્યોગનો તમેજ નાશ કર્યો છે; અને હવે તો યંત્રોથી તૈયાર થતા પરદેશના સસ્તા કાપડને હરીફાઈમાં અમારા દેશમાંથી હાંકી કાઢીને, અમારા નાશ પામેલા ઉદ્યોગને અમે સજીવન કરી શકીએ તેમ નથી."

કારભારીઓએ કાપડ બનાવવાના પોતાના ધંધાને હવે તો બરાબર જમાવી દીધો હતો; તે માટે આરંભમાં તેમણે પરદેશથી એ ભુમીમાં આવતા તમામ કાપડની સામે બંધનો મુકી દીધાં હતાં, પણ જ્યારે તેમના ઉદ્યોગનો સારો વીકાસ થયો ત્યારે એમને નવું ડહાપણ સુઝ્યું. એ ડહાપણનાં પ્રકાશ પછી તેમણે પરાધીન પ્રજાને કહેવા માંડ્યું: "તમારી આબાદી નીર્બંધ વ્યાપારમાંજ રહેલી છે."

એમના દેશમાં યંત્રોય મોટા પ્રમાણમાં બનાવવામાં આવતાં હતાં. કારભારીઓએ જોયું કે આ પરદેશીઓની ભુમીમાં યંત્રોને લઈ આવવાં તે વધુ સગવડભર્યું થશે એટલુંજ નહીં પણ તેથી નફો સારા પ્રમાણમાં લઈ શકાશે; પણ પરાધીન દેશના લોકોની તીજોરીમાં –રાજકોષમાં– પૈસા રહેવા દીધા નહોતા, તેથી તેઓ યંત્રો કેમ ખરીદી શકે?

કારભારીઓએ વીચાર કર્યો અને વળી કહ્યું: "જુઓ તમારા ભલા માટે અમે તમારે નામે, અમારા દેશમાં અમારા મીત્રો પાસેથી નાણાં ઉધાર લઈશું; તે દેવાનું વ્યાજ તમારે કર આપીને ભરી આપવું પડશે." તે દીવસથી પરાધીન દેશમાંથી દર વર્ષે કારભારીઓની ભુમીમાં, પેલા દેવાના વ્યાજની રકમની નીક વહેવી શરૂ થઈ. તે દેવામાંથી પરાધીનોના દેશમાં રેલ્વેઓ, કારખાનાં અને કારભારીઓના

દેશના ઇજનેરોને પુષ્કળ પોષણ મળે, તેમજ તેમનાં યંત્રો મોટા પ્રમાણમાં જેથી ખપી શકે તેવા કામોનો આરંભ થયો.

કારભારીઓએ પોતે આમ અજાયબીભર્યું કામ કર્યું છે; એવાં બણગાં ફુંકવા માંડ્યાં અને જગતની પ્રજાઓને જણાવ્યું કે, જુઓ અમે આ ભુમીને કેવી પલટાવી નાખી છે? પણ પરાધીન ભુમીના લોકોએ તેની સામે પોકાર પાડીને કહ્યું: "અમે તે બધાને માટે પુરેપુરી કીંમત આપીએ છીએ, અને તેથી અમે નીર્ધન તેમજ નીર્માલ્ય બનતા જઇએ છીએ, અમારા પાંચમાંથી એક માણસને ભુખમરો ભોગવવો પડે છે."

કારભારીઓએ દેશમાં ક્યાંક ક્યાંક શાળાઓ ઉઘાડી, અને વળી કહેવા લાગ્યા: "જુઓ! જે નીર્ધન પ્રજા પોતાના ઘરનોયે કારભાર ચલાવી શકે તેમ નથી, તેને અમે કેવી કેળવીએ છીએ.?"

પણ પછી તો પેલી પ્રજાએ તેનોય પ્રત્યુત્તર સંભળાવી દીધો: ભાઇઓ, જે યુગમાં તમારા પુર્વજો જંગલી દશામાં હતા ત્યારે અમારા પુર્વજો અમારા દેશનો વહીવટ ઘણીજ કુશળતાથી ચલાવતા હતા. તેમની સંસ્કૃતીયે ઉજળી હતી. અરે! જે વખતે તમારા વડવાઓ કક્કાને કુહાડે મારતા હતા ત્યારે અમારા વડીલો વીશ્વવીદ્યાલયો ચલાવતા હતા. તમે અહીં પધાર્યા તે પહેલાં અમારી કેટલીયે શાળાઓ અને પાઠશાળાઓ ચાલતી હતી; પણ તમેજ તેનો નાશ કર્યો હતો. અત્યારે તમે અમને કેળવવાની મોટી મોટી વાતો કરો છો, પણ તે કેટલી પોકળ છે તે તો એટલાજ ઉપરથી સમજાશે કે તમારી ભુમીમાં જ્યારે તમે પ્રત્યેક બાળકને મફત શીક્ષણ આપો છો, ત્યારે અમારી ભુમીમાં બારમાં અગીઆર જણને લખતાં કે વાંચતાંયે નથી આવડતું અને છતાંયે તમે જે કર અમારી પાસેથી વસુલ કરો છો તેમાંથી અર્ધાં કરતાંયે વધારે નાણાં તમારા લશ્કર ની પાછળ ખર્ચો છો!"

...

**આ** દશામાં વર્ષો વીતવા લાગ્યાં, પણ પરાધીન પ્રજામાં પોતાની એ દશા તરફ ગુસ્સો વધવા લાગ્યો. એટલે કારભારીઓએ વીચાર કરીને કહ્યું: "જુઓ, તમે તમારા ઘરનો વહીવટ સંભાળી લ્યો એવું અમે તો ઇચ્છીએ છીએ; પણ જ્યાં સુધી તમે ભણી ગણીને પુરતા તૈયાર ન બનો, તેમજ તમારું પોતાનું સંરક્ષણ કરવા માટે યોગ્ય થઇ ન જાઓ ત્યાં સુધી બધું કેમજ બની શકે?"

આથી ઘણા નૌજવાનો વીદ્યાપીઠોમાં દાખલ થયા—દેશની અને પરદેશની. ત્યાં જઇને તેમણે પદવીઓ પ્રાપ્ત કરી; તો પણ તેમના દેશની મહત્ત્વની જગાઓ ઉપર તો પેલા કારાભારીઓનાજ દેશવાસીઓ કાયમ રહ્યા, અને પરાધીન પ્રજાના સ્નાતક [ગ્રેજ્યુએટ] બનેલા યુવકોને ભાગે માત્ર રેલ્વે સ્ટેશનો ઉપર ટીકીટો એકઠી કરવાનુંજ રહ્યું!

એટલામાં એમના દેશમાં તેમના જેવા ધંધાદારીઓ સાથે કારભારીઓને ઝગડો જામ્યો. એ ઝગડામાં મદદ કરવા પરાધીન દેશના લોકોની પાસે પૈસાની અને માણસોની માગણી કરવામાં આવી. પરાધીનોની ય કારભારી મંડળના મોટા મોટા માણસોએ પ્રશંસા કરવા માંડી, અને એ ઝગડો પતી જાય એટલે દરેક પ્રજા પોતાને વહીવટ પોતે કરે તેવી વ્યવસ્થાનાં વચનોના ધોધમાર શરૂ થયા. પણ ઝઘડો પત્યો, અને તુરતજ પેલી પરાધીન પ્રજાને રોટલીને બદલે પત્થર આપવામાં આવ્યો!

આથી તો પરાધીન પ્રજાનો ગુસ્સો પારાવાર વધી પડ્યો, તે એટલો બધો કે પેલા



**બ્રિટિશ:** "મિ૦ ગાંધી અમારાં શસ્ત્રો તમારા કરતાં જુદાં છે, પણ અંતે તો આપણા બન્નેમાંથી એકનો વિજય થવાનો જ છે."

[ શીમ્પલીસીસીમસ: મ્યુનિચ ]



યુરોપની શાંતિની હિલચાલમાં ફ્રાન્સ શાંતિ અને યુધ્ધનો બેવડો ભાવ ભજવે છે. જર્મનીનું એક પત્ર કટાક્ષ કરતાં કહે છે: બ્રાયાં સુલેહ માટે અને ટારડયુ યુધ્ધ માટે મેંચામેંચી કરી રહ્યા છે.

[ક્લેડરેડેટ્સ્ચ: બર્લિન.]

# સાયમન રિપોર્ટનો સાર્વત્રિક તિરસ્કાર



શ્રી. વીઠ્ઠલભાઇ પટેલ એને જોવાની જ
ના પાડે છે.



શ્રી. શ્રીનીવાસ શાસ્ત્રી વીલાયત
એનો વીરોધ કરે છે.

[ હિંદીપંચ : મુંબાઇ



નવયુગ : જુલાઇ '૩

કારભારીઓનેય લાગ્યું કે, એ ગુસ્સો ભારે પડી જશે. એટલે તેમણે પુષ્કળ વીચાર કરીને ફરમાવ્યું: "જુઓ, જ્યાં સુધી તમે સ્વતંત્ર રીતે તમારો કારભાર ચલાવી શકો તેવા થયા નથી, ત્યાં સુધી, તમે તમારાં દેશનો કારભાર અમારી સાથે રહીને ચલાવો." અને પછી પરાધીનોમાંથી કેટલાકોને બહારથી રૂડા–રૂપાળા દેખાય તેવા ઇલકાબો સાથે હોદ્દા આપ્યા. પણ કારભારની લગામો તો પોતાનાજ હાથમાં રાખી મુકી. દેશના વહીવટની વાતો ઉપર ચર્ચા ચલાવવા માટે એક મંડળી ચાલતી હતી, તેમાં પ્રતીનીધી મોકલવા માટે ૨૦ માણસો વચ્ચે ૧ મતનો અધીકાર આપ્યો. એ ચર્ચા સભામાં પરદેશી કારભારીઓને ગમે તેવા વીષય ઉપર જ્યારે બધા એકમત કે વધુમતના થઇને ચર્ચા કરે ત્યારે એમના નીર્ણયને કાયદાનું સ્વરૂપ આપીને કારભારીઓ ઉચ્ચરે: "જુવો, જુવો–તમે તમારો વહીવટ કરતા થયા છો." પણ જ્યારે એમનો નીર્ણય કારભારીઓને ગમે નહીં ત્યારે તેઓ મોં ફેરવીને કહી દે: "અમે આ વાત પસંદ કરતા નથી." અને પછી પોતાના દેશને લાભ કરે, તથા પોતાને ફાવે તેવા કાયદા બનાવવા લાગ્યા.

લોકોએ આ બધાનો વીચાર કર્યો અને પછી તેમણે સ્પષ્ટ ભાષામાં કહી નાખ્યું: "આ તો માત્ર ભવાઇ છે, અને આ કારભારીઓ બધા દંભી છે."

...

એ ચર્ચામંડળીનીય કારભારીઓ પરીક્ષા લેવાના હતા. એ પરીક્ષાનો સમય આવી ચડયો. પેલા કારભારીઓના દેશના કારભારીઓએ ચર્ચામંડળીની રૂઢીની પરીક્ષા કેવી રીતે લેવી તેનો નીર્ણય કર્યો. તેમાં ઠરાવ્યું કે, ઓછામાં ઓછી સત્તા અનેમોટાં મોટાં નામવાળા અમલદારો, અને તેમની સાથેના માણસો, જેમને આપણે થોડીક સત્તા આપી છે, તેનો કારભારીઓનું હીત સંપુર્ણ રીતે જળવાય તે રીતે ઉપયોગ કરી શકે તેવો વીશ્વાસ તેમની ઉપર રાખી શકાય તેમ છે કે નહીં, તે બરાબર તપાસવું. આ માટે કારભારીઓના દેશમાંથી પરાધીન ભુમીમાં એક પંચને વાજતે ગાજતે મોકલાવામાં આવ્યું. તે લોકોએ પરાધીન પ્રજાના પ્રતીનીધીઓને કહ્યું, તમે અમારા કામમાં મદદ કરવા આવો. પણ પ્રજાએ ચોખ્ખી વાત સંભળાવી દીધી: "અમને દગો દેવામાં આવ્યો છે, અમે તમને મદદ કરવાના નથી."

અને પ્રજાના પ્રતીનીધીઓએ મદદ આપવાનો આમ ઇનકાર કર્યો, એટલે કારભારીઓએ નવી યુક્તી શોધી કાઢી. પેલી ચર્ચા મંડળીઓમાંથી પોતાના ચરણસેવકોને શોધી કાઢયા. અને જગતમાં જણાવવામાં આવ્યું કે, પરાધીન પ્રજાના પ્રતીનીધીઓ અમને મદદ કરવા તઇયાર થયા છે. પરાધીનોના નામે ટોપી બેસાડેલા એ પ્રતીનીધીઓને પછી તો કારભારીઓના દેશમાં લઇ જવામાં આવ્યા અને ત્યાં એમની સારી મહેમાની કરવામાં આવી. પણ પરાધીન પ્રજાએ તેની સામે પ્રબળ વીરોધ ઉઠાવીને કારભારીઓની યુક્તીઓ ઉઘાડી પાડી. છતાં તેમના એ વીરોધનો પડઘો પરદેશમાં ઓછો પડયો, કેમકે સંદેશા મોકલનારી કંપની કારભારીઓની લાગવગ નીચેની હતી, અને કારભારીઓના દેશના પત્રકારો જાણીજોઇને પરાધીન દેશની વાતોને કાંતો દબાવીજ દેતા કે પછી અવળા અને વરવા સ્વરૂપે રજુ કરતા. એમને મન કરોડો માણસોના પ્રશ્નો કરતાં કલા, નાટક, સાહીત્ય, સંગીત વસ્ત્રાભુષણના ઢોરા વગેરે પ્રશ્નો મહત્વના મનાતા! આથી પરાધીન પ્રજાને ખુબ ગુસ્સો ચડયો, અને પેલી કહેવાતા પ્રતીનીધીઓની ટોળીને

અટલે, પોતાનો વીચાર કરવા દેશના સાચા પ્રતીનીધીઓનું પંચ નીમ્યું.

દરમીયાન પરાધીન દેશમાં જે નવું ચેતન આવ્યું તેથી કારભારીઓના દેશના લોકોના, તેમના પત્રકારોના, તેમના રાજદ્વારીઓના કાન ઉઘડયા. તેમણે પોતાની ભુલ જોઇ અને પોતાના પંચના નીર્ણયને છેવટનો નીર્ણય નહીં માનતાં, બન્ને દેશવાસીઓ વચ્ચે ચર્ચા કરવાના સાધન તરીકે માનવાની વાતો જાહેર કરનારા ખુલાસા કરવા પડયા. પરંતુ તે વખતે તો પરાધીન પ્રજાએ પોતાના જે હળવા નીર્ણયો કર્યાં હતા, અને જેને પરદેશી કારભારીઓએ તેમજ તેમના પત્રકાર મીત્રોએ વધોડયાંજ કર્યા હતા, તે નીર્ણયને છોડી, સંપુર્ણ રીતે સ્વતંત્ર થવાનો નીર્ણય પરાધીન પ્રજાના પ્રતીનીધીઓએ કરી નાખ્યો.

તે પછી પરદેશીઓના ત્યાંથી આવતા માલનો બહીષ્કાર કરવા, તેમના કારભારીઓએ નાખેલા અન્યાયી કરો નહીં આપવાની મક્કમ લડત પરાધીન દેશના માણસોએ શરૂ કરી. પરંતુ કારભારીઓના દેશના લોકોને પરાધીન પ્રજાના નીર્ણયની એ નીર્ણય પાછળ રહેલા ભગીરથ આપભોગની ખરી ખબરજ ન પડી. કારભારીઓએ પરાધીનોના દેશમાં ખુબજ અંધાધુંધી ચલાવવા માંડી, અને પોતાના દેશમાં ઉલ્ટીજ ખબરો આપવાનું ચાલુ રાખ્યું. પરાધીનોના અનેકને માર્યા અનેકને જેલમાં નાંખ્યા અને એ રીતે તેમને દબાવી દેવાના કારભારીઓએ પ્રયત્ન કરવા શરૂ કર્યા. પણ એ બધા પ્રયત્નો ને પરાધીન પ્રજાએ, નીષ્ફલ બનાવી દીધા.

છેવટે કારભારીઓના દેશના કેટલાક તટસ્થ જેવા દેખાતા માણસો પરાધીન દેશમાં આવી ચડયા, તેમણે પોતાના દેશના કારભારીઓની અવળચંડાઇની વાતો, દેશવાસીઓને જણાવવા માંડી, અને પરાધીનોને સમજાવી પટાવી તેમની સાથેનો વ્યાપાર કરવાનો તેમજ તેમની ઉપર બીજાં કેટલાંક વર્ષ રાજ્ય કરી શકાય તેવી વ્યવસ્થા કરવાનો ઉપાય શોધવાની માથાકુટ શરૂ થઇ. દરમીયાન પેલા પંચની ભલામણોનાં પુસ્તકો પ્રસીદ્ધ કરી તેને પરાધીનોના દેશમાં તેમજ જગતમાં મોકલાવી આપવામાં આવ્યાં. તેમાં પરદેશી પંચે પરાધીનોની સ્વતંત્ર બનવાની લાયકાત નહીં સ્વીકારવાની પોતાના દેશવાસીઓએ ઉપજાવી કાઢેલી જુની વાતોજ ફરી ફરીથી રજુ કરી હતી. અને "ભાઇ! લાયક થાઓ એટલું જોઇ લઇશું!" એવો સંદેશો પરાધીનો માટે મોકલાવ્યો હતો.

પણ પેલી પ્રજા પછી તો છેકજ મક્કમ અને એકજ નીર્ણયવાળી બની ગઇ હતી. તેને એ 'પંચપોથી'ની ભલામણોની કશી જરૂર નહોતી. તે તો સંપુર્ણ રીતે સ્વતંત્ર જ થવા માટેની તમામ તૈયારી કરી બેઠી હતી......



# આજનું સાહિત્ય કેવું હોવું જોઇએ ?

: લેખક :

રમણીક વી. મહેતા,

બી. એસ સી.

સારા યે વીશ્વમાં વીપ્લવનાં વાદળ ઘેરાયાં છે. અસંતોષ અને અરાજકતા રૂપી અંધકાર ચારે દીશામાં પ્રવર્તેલા છે. અસમાનતા અને અન્યાયના ગોઝારા સુરોથી અવનીપટ ગાજી રહ્યો છે. ઘેરાયલા વાદળમાં જેમ વીદ્યુત અહીંતહીં ચમકારા મારી પાછી છુપાઇ જાય, તેમ વીશ્વની રંગભુમી ઉપર પરીવર્તન માટે અહીંતહીં થતી અથડામણોની વાતો રોજ સાંભળીએ છીએ. પરીવર્તનના દરેક લક્ષણો તેમાં જણાય છે. ચાતક પક્ષી જેમ વર્ષાદની રાહ જુએ છે તેમ જનસમુદાય કાયમી પરીવર્તનની ફાટી આંખે રાહ જોઇ રહ્યો છે.

દ્રષ્ટીપથ લંબાવતાં જણાય છે કે, ઠેરઠેર આર્થીક, રાજકીય, સામાજીક વીગેરે ક્ષેત્રોમાં મહાન ઉથલપાથલ થઇ રહી છે. વેપાર-ઉદ્યોગમાં મંદી જણાય છે; સેંકડો નાના વ્યાપારીઓ અને ઉદ્યોગવાદીઓના ભોગે એક કુબેરભંડારી વધુ માલેતુજાર બને છે; ઉત્પાદનમાં એટલી અરાજક્તા વ્યાપી છે કે માગણી કરતાં માલ વધારે થાય છે અને છતાં પણ કરોડો માનવીઓ અર્ધભુખ્યા, અર્ધવસ્ત્રે, મૃત્યુની રાહ જોતા જીવન ગુજારે છે. દરેક દેશમાં આંતરવીગ્રહની તૈયારીઓ ચાલી રહી છે. રાજસત્તા પચાવી પડેલા માલેતુજારો સામે આમવર્ગે ખુલ્લા મેદાનમાં ઝંપલાવ્યું છે; પરાધીન પ્રજાઓએ પરતંત્રતાની બેડીઓ તોડી નાખવા સામ્રાજ્યો સામે પડઘર કર્યો છે. સમાજની કુરીતો અને કુરૂઢી સામે, તેમજ રૂઢીપુજક વૃધ્ધો સામે નવયુગના નવયુવાનો બંડ આદરી બેઠા છે. ધર્મના નામે ચાલતાં ધતીંગોને નીભાવી લેવા હવે તેઓ સાફ ના પાડે છે. આમ ચારે દીશામાં મહાન પરીવર્તન થઇ રહ્યાં છે; નવયુગના નોબત વાગી રહી છે.

આવા પ્રસંગોએ અને આવા સંજોગોમાં સાહીત્યકારોની ફરજ શું હોઇ શકે ? તેઓ કેવું સાહીત્ય ઉપજાવી શકે ? નવયુગની રચનામાં તેમનો ફાળો શું હોય ? એ પ્રશ્ન સ્વાભાવીક ઉઠે છે. તેનો જવાબ એક જ છે અને તે એ કેઃ તેઓ પરીવર્તનની વર્તમાન ભાવનાને જ પોષે તેવું સાહીત્ય સર્જાવે. આમાંજ તેમની ફરજનો અને તેમના ફાળાનો સમાવેશ થાય છે. સારા યે માનવસમાજની—સમાજના કોઇ એક વર્ગની નહીં—ખરી વસ્તુસ્થીતીનું દીગ્દર્શન કરાવતું અને સમાજના દોષો સ્પષ્ટપણે દેખાડી, આદર્શ સમાજજીવનની રૂપરેખા દોરતું સાહીત્ય જ સમાજને ઉપયોગી છે. એથી જ વર્તમાન સમાજ પોતાના દોષો જોઇ, ભવીષ્યના સમાજને સુખી જીવનના માર્ગે વાળી શકે છે. આર્થીક પરતંત્રતાની લોખંડી બેડીઓ નીચે કચડાતો, ધન, ધાન્ય અને જીવનની જરૂરીયાતોનો સર્જનહાર હોવા છતાં પણ નીર્ધન, ભુખ્યો અને જીવનસંગ્રામનું ભીષણ યુદ્ધ ખેલતો સમાજનો વીરાટ મજુરવર્ગ આજે કેવી યાતના ભોગવી રહ્યો છે, સમાજમાં એનું સ્થાન ક્યાં છે, કોણ એનું રક્ત ચુસી રહ્યું છે, ક્યાં બળો એના વીકાસને અવરોધે

છે? વીગેરે પ્રશ્નોની સમીક્ષાનું આજના સાહીત્યમાં સ્થાન હોઇ શકે. આવા સાહીત્યથી જ સમાજના વીરાટ સમુદાયની આર્થીક પરતંત્રતા ઉપરનો પડદો ઉંચકાય અને એ પડદા પાછળ રહેલી આર્થીક સ્વતંત્રતાની દીવ્ય રંગભુમી નજરે પડે. સામ્રાજ્યોના સુસણનીતીના સાંચાઓ હેઠળ ચુસાતી પરાધીન પ્રજાઓમાં સ્વતંત્રતાનો શંખ કોણ ફુંકી શકે? નવયુગના આદેશ ઝીલનારે સાહીત્યકારો અને સાહીત્યવીલાસીઓ જ. તેમની પાસે એ આશા રાખવી એ શું વધારેપડતું છે?

સમાજમાં, માનવવીકાસની સીદ્ધીના કાર્યમાં સાહીત્યનું સ્થાન પહેલું છે એની કોઇ ના પાડી શકે તેમ નથી. હંમેશ સાહીત્યે જ નવયુગની પ્રથમ નૌબત વગાડી છે. સાહીત્યે જ નવરચનાનું દીશાસુચન કર્યું છે. માનવવીકાસના પથમાં સાહીત્યનું સ્થાન હમેશાં મોખરેજ રહ્યું છે.

અને તેથી જ આપણે ઇચ્છીએ કે, આજનું આપણું સાહીત્ય પણ તેવુંજ હોવું જોઇએ. જ્યાં કરોડો માનવીઓ સામ્રાજ્યવાદના સાંડસા નીચે કચડાતા હોય, જ્યાં કરોડો માનવજીવો આર્થીક ચુસણનીતીના ભોગ થઇ પડી, ભીષણ ભુખમરાની યાતના સેવી રહ્યા હોય, જ્યાં કરોડો ખેડુતો ધાન્ય ઉપાર્જન કરવા છતાં સુકો રોટલો અને મીઠું ખાતા હોય, જ્યાં કરોડો કામદારો સમાજની જરૂરીયાતો પુરી પાડવા સવારથી સાંજ સુધી લોહીનું પાણી કરી કામ કરવા છતાં તેમના દુર્ભાગ્યમાં મજુરી સીવાય કાંઇ જ રહે નહીં એ દશા પ્રવર્તી રહી હોય, જ્યાં લાખ્ખો નવયુવાનો અને યુવતીઓના રૂઢીરક્ષક માતાપીતાના હસ્તે સમાજની વેદી ઉપર બલીદાન દેવાતાં હોય, ત્યાંના સાહીત્યમાં, સામ્રાજ્યોના કુબેરભંડારીઓનાં વીલાસી જીવન આલેખવાનાં ન હોય, મોટી મીજબાનીઓનાં વર્ણન કરવાનાં ન હોય, પકવાનપોથી કે પાકશાસ્ત્રના પાઠ પઢાવવાના ન હોય, રાજામહારાજાઓ કે ઠાકોર ઠકરાંઓના સ્વાર્થની વાર્તામાંથી સાર શોધવાના ન હોય, આરામ ખુરશીમાં બેસી, ઉપર પંખો ચલતો હોય અને મોટી ફાંદ વધારીને હજારોના ભોગે તાલેવંત બન્યા હોય એવા શેઠીઆઓના જીવનને આદર્શ જીવન ગણવાનાં ન હોય, અને લંડન કે ન્યુયોર્કની જાહોજલાલીનાં સવીસ્તર બ્યાન કરવાનાં ન હોય. અત્યારે પ્રાચીન સંસ્કૃતીમાં ગૌરવ માની, પ્રાચીનતાની પુજા કરવા પ્રાચીનકાળની ગાથાઓનાં સંસ્મરણો કરાવવાની જરૂર નથી કે વ્યક્તીપુજાના પાઠ પઢાવવાની યે આવશ્યકતા નથી. આજે તો સહીત્યમાં નવયુગની સંસ્કૃતીની રૂપરેખા દોરવાની જરૂર છે. સમાજમાં નવયુગનાં આંદોલનો ફેલાવવાની આવશ્યકતા છે. તેવે વખતે ભવભુતી ચઢીય તો કે કાલીદાસ, ન્હાનાલાલ કે નરસીંહરાવ? જેવા નજીવા પ્રશ્નોથી અને પ્રેમલા પ્રેમલીઓનાં નાટકો અને રમુજી સ્કેચોથી પાનેપાનાં ભરી, સાહીત્યસૃષ્ટીમાં ફલશુન્ય પીષ્ટપેશણ કરવું એ આજે આપણને પાલવે તેમ નથી. અને તેથી અત્યારે મૌલીક પરીવર્તન એજ સાહીત્યનુ લક્ષ્યબીંદુ હોવું જોઇએ.



## : નિર્જન ટાપુમાં પરિષદ :

**પૈસો એજ પરમેશ્વર છે, એવું પુષ્કળ વિચાર અને ચર્ચાને અંતે ઠરાવનારી પરિષદનો ખીનસત્તાવાર છતાં યે ઉપયોગી વૃતાંત.**

: લેખક :

ચિત્રગુપ્ત

સમાજવાદની પ્રગતી જેમ જેમ વીશેષ અને વીશેષ થતી જાય છે, તેમ તેમ મીલ્કતીવાળાઓના મનની શાંતીનો ભંગ થતો જ જાય છે. છતાં સમાજવાદીઓના હાથમાં ક્રીટીશ સામ્રાજ્યનાં સુત્રો આવ્યાં, એ જોઇને તો મીલ્કતધારીઓ પુષ્કળ ગભરાટમાં પડી ગયા. એટલે એટલેન્ટીક, ભુમધ્ય તેમજ અરબ્બી સાગરના ત્રીભેટા વચ્ચેના એક નીર્જન ટાપુમાં વીનાશકારી એ સમાજવાદના મુંઝાવનારા વીકાસની સામે અટકાવ મુકવાનો વીચાર કરવા માટે મુડીવાદીઓ અને તેમના મદદગારોની એક પરીષદ ગોઠવવામાં આવી, તે પરીષદમાં દેશદેશની વીધવીધ વીષયમાં હીત ધરાવનારી સંસ્થાઓના પ્રતીનીધીઓ આવીને એકઠા થયા.

### વીશ્વાચાર્યનું વ્યાખ્યાન

પરીષદમંડપને મધ્ય ભાગે રત્નજડીત સુવર્ણ આસન ઉપર દેશદેશના ચલણી નાણાની એક થેલી ભરીને નગદદેવને પધરાવવામાં આવ્યા, અને તેની બન્ને બાજુએ માલધારીઓ તેમજ તેમના મદદગારોનાં આસન ગોઠવવામાં આવ્યાં.

પરીષદના મંગલ પ્રારંભે વીશ્વાચાર્યે નગદદેવની પુજા કરી; પ્રાર્થના કરી અને છેવટે આરતી ઉતારી, સર્વ સંપત્તીના મહાપ્રતીનીધી તરીકે એક સુવર્ણ લગડીને પંચામૃતમાં સ્નાન કરાવી, ચરણામૃત તરીકે, પરીષદમાં પધારેલા તમામ પ્રતીનીધીઓને તે આચમનીદ્વારા ગંભીર તેમજ પવીત્રભાવે વહેંચવામાં આવ્યું.

પછી પ્રસંગોચીત ગાંભીર્ય જાળવી, વીશ્વાચાર્યે ધીરે સાદે પોતાના પ્રભાવશાળી વ્યાખ્યાનનો આરંભ કર્યો:

"માનવસમાજ ઉપર આધ્યાત્મીક તેમજ શારીરીક એમ બે પ્રકારનાં બળોની મદદથી સત્તા ચલાવવામાં આવે છે. છેક હમણાં સુધી એવું બનતું હતું કે, જેને આપણે ધર્મનું નામ આપીએ છીએ, તે એક શુદ્ધ બલ મનાતું હતું અને તેની અસર તમામ સામાન્ય માનવસમાજ ઉપર ઘણી જ હતી. એ અસરને લીધે માનવસમુહનાં મગજ ઉપર એવું ગાઢું વાતાવરણ જામી રહેતું હતું કે જેથી તેઓ સારતત્વને છોડીને છાંયડાની વાંસે ભટકતા હતા. તેઓ ધર્મને નામે આચાર્ય વર્ગને, શ્રીમંત વર્ગને અને સત્તાવાન વર્ગને ચરણે આળોટવામાં જરા યે નાનમ માનતા નહીં; અને મૃત્યુ પછી મળનારા સ્વર્ગના અગમ્ય આનંદમાં એમને એટલા મસ્ત બનાવી દેવામાં આવતાં હતા, કે તેઓ પૃથ્વી ઉપરનાં તમામ કષ્ટોને વીસરીજ જતા. પરંતુ વર્તમાન યુગના દાનવસમા આ ભયંકર સમાજવાદે, આપણા હીતની એ બધી જ સગવડોને ઉંધી વાળી દીધી છે. એ ભીષણ દાનવ સામાન્ય માનવસમુદાયને એવું સમજાવે છે કે મૃત્યુ પછી કશું છે જ નહીં, તો પછી સ્વર્ગ અને સ્વર્ગનાં અદ્ભુત સુખોની ભ્રમણામાં તમે બધા શું કામ પડયા છો? એ સ્વર્ગ તો આપણે પૃથ્વી ઉપરજ સ્થાપી શકીએ તેમ છીએ અને તેનો ઉપભોગ પણ આ જીવનમાં–અહીંજ કરી શકીએ તેમ છે. આથી તેણે માનવસમુદાયની લાગણીઓમાં પરીવર્તન કરવા માંડયું છે, તે સાથે એ વાદના જન્મ પહેલાંના પ્રચલીત વીચારોને સ્વાર્થી વર્ગ તરફથી ઉભી કરવામાં આવેલી ભ્રમણાઓ તરીકે જણાવીને, તે વીચારોથી મુક્ત એવી વીચારસરણી ઉપર તેમની મનોદશાને નવું વલણ આપવા માંડયું છે. આ જાતની વીનાશક ભાષામાં એ દાનવ નીર્ધન માનવસમુદાયના કાનમાં ઝેર રેડતાં કહે છે: "તમને લુંટવામાં આવે છે; જાગૃત થાઓ અને સ્વાશ્રયથી સ્વતંત્ર બનો!" આ રીતે જે માનવસમુદાય એક વખતે નમ્ર, ડરપોક, આજ્ઞાંકીત અને શ્રદ્ધાળુ હતો, તેને સમાજવાદ સ્વાભીમાની, હીંમતવ ન, મર્દ તેમજ શંકાશીલ બનાવી, મુક્તીસંગ્રામ ખેડવા તત્પર બનાવે છે. એમ કરીને તેઓ માલમીલકતવાળા, સત્તાવાળા, વંશપરંપરાથી ચાલ્યા આવતા સ્થાપીત હક્કો નીર્વિઘ્ને ભોગવતા પવીત્ર, કુળવાન અને ઉચ્ચવર્ગને અદ્રસ્ય કરી નાખવા માગે છે, ધનવાનો ધનદોલત લઇને નીર્ધનોને વહેંચી દેવા ઇચ્છે છે, તેઓ ધર્મને તેના આસનેથી ઉથલાવી નાખવા માગે છે, કૌટુંબીક વ્યવસ્થાને છીન્નવીછીન્ન કરી દેવા ઇચ્છે છે, કલા અને વીજ્ઞાનનો વીનાશ વાંચ્છે છે, એટલું જ નહીં પણ, આ પૃથ્વીની પાટ ઉપર ફરીથી તેઓ જંગલીપણાને સીંહાસનારૂઢ કરવા માગે છે.

સજ્જનો! તેથીજ હું કહું છું કે સમાજવાદ એ બીજું કંઇજ નથી પણ સંસ્કૃતી અને વીકસનો ભયંકર દુશ્મન છે. એ દુશ્મનને કેવી રીતે હંફવવો? તેનો આજે આપણે સહુએ મળીને વીચાર કરવાનો છે. આ ભયાનક દુશ્મનની સામે આપણે કયાં શસ્ત્રાસ્ત્ર યોજવાં એની કલ્પના કરવામાં જ આપણી બુદ્ધીની આજે કસોટી થવાની છે. આવો સબલ અને નીડર પ્રીન્સ બીસ્માર્ક જે સારાયે યુરપને એક વખતે પોતાના બુદ્ધીબળથી કંપાવતો હતો, જેણે ઓસ્ત્રીઆ, ડેન્માર્ક અને ફ્રાન્સને ગોથાં ખવરાવી દીધેલાં, તેને એક વખતે સમાજવાદી મોચીઓ અને દરજીઓનાં ટોળાંએ હઠાવી દીધો હતો!

ભલા બીચારા રૂઢીરક્ષક ફ્રેન્ચોએ ૧૮૪૮ અને ૧૮૭૧ માં હજારો સમાજવાદીઓને રહેંસી નાખી પેરીસને ભયમુક્ત કર્યું હતું, પણ લંકાના પેલા અહીરાવણ અને મહીરાવણની માફક, એ લોકોના રક્તના પ્રત્યેક બીંદુમાંથી નવો સમાજવાદી જન્મ્યો અને તે પછી, સારીયે દુનીયામાં તે પ્રસરી ગયો છે. એ એવો રાક્ષસ છે કે તેને છુંદી નાખો તેમ તે નવીન બળથી જન્મ પામે છે. ગમે તેવા પશુબળની તેની ઉપર અસર થતી નથી. ત્યારે હવે શું કરવું?"

## સ્વામી સ્વયંપ્રકાશનો પોકાર

તે પછી એ ગુંચવણનો નીકાલ કરવા માટે અનેક તત્ત્વચિંતકો અને તેટલા જ સ્વતંત્ર વીચારકો ઉઠ્યા, લાંબા લાંબા ભાષણો કર્યાં અને એવી દલીલ રજુ કરી કે, સમાજવાદને વીજ્ઞાનથી જ વશ કરી શકાશે.

સ્વામી સ્વયંપ્રકાશ અને તેમના સાથીઓનું મંડળ આ બધી દલીલોને અપુર્વ શાંતીથી સાંભળી રહેવાનો પ્રયાસ કરી રહ્યું હતું, પરંતુ તે ટોળીમાંના એકથી હવે ઝાઝીવાર શાંત રહી શકાયું નહીં. એટલે તે એકદમ ઉભો થયો અને પોકારી ઉઠ્યો: "એ તમારાં દુર્ભાગી વીજ્ઞાન જ સમાજવાદને કેટલીએ અકાટ્ય દલીલો આપવામાં કારણભુત થયેલ છે."

"જુવાન દોસ્ત! તને હજી આવી ગંભીર ચર્ચામાં ભાગ લેવાને વખત જોઇશે. અમે જે નૈસર્ગીક તત્ત્વજ્ઞાનનું શીક્ષણ ફેલાવી રહ્યા છીએ, તેથી તું સાવ અજ્ઞાન છે." હર્બર્ટ સ્પેન્સરના એક અનુયાયીએ પેલા જુવાનીઆને ટાણો માર્યો. "ઉત્ક્રાંતીવાદની અમારી કલ્પના શીખવે છે કે, મહેનતમજુરી ઉપર જીવનારા લોકોનો સમાજમાં જે ઉતરતો દરજ્જો છે, તે કુદરતી કાનુનનું અનીવાર્ય પરીણામ જ છે; વળી ઉપલા દરજ્જાના લોકો ઉત્ક્રાંતીવાદના નીયમાનુસાર નુતન જાતીના રૂપમાં પરીણમશે ત્યાં સુધી ઉંચે અને ઉંચે જ ગતી કરતા જશે. ત્યારે નીચલા દરજ્જાના લોકો મનુષ્યાકારનાં પાશવી પ્રાણીઓની સ્થીતીમાં પરીણામ પામશે અને તેમની ઉપર તો હાથમાંના ચમચમતા ચાબુક સીવાય બીજી કોઇ રીતે સત્તા ચલાવી શકાશે નહીં."

## વીદ્વાન ભુદેવની ભવ્ય કલ્પના

"ભગવાન એવો વખત કદી ન લાવો." એક ઉપલા થરના થવા મથતા વચલા વર્ગના વીદ્વાન ભુદેવ ગૃહસ્થ અત્રે ઉભા થતાં થતાં બોલી ઉઠ્યા: "ઉત્ક્રાંતીવાદની તમારી આ કલ્પના જો કદી પણ પેલા કામદારોને કાને પહોંચી, તો યાદ રાખજો કે તેઓ તો ભડભડી જ ઉઠશે; એટલું જ બસ નથી, તેઓ બધી આશા છોડીને મરણીઆ થઇ બેસશે. અને સામાન્ય જનસમુહની એવી ભાવનામાંથીજ જગતમાં ક્રાંતીનો જન્મ થયો છે. એ વાત આપણે વીસરવી જોઇતી નથી. સમાજવાદની હીલચાલે સામાન્ય જનસમુહના મનમાં સમસ્ત માનવસમુહને માટે ધનપ્રાપ્તીની જે આશા ઉભી કરી છે, તેમજ પ્રત્યેક માનવીને સંપુર્ણ શારીરીક, અને માનસીક વીકાસની તક મળવાની જે ભાવના જન્માવી છે, તેને શું તમારા અવળે રસ્તે દોરવી જનારા વીજ્ઞાનથી અટકાવી શકાશે? ભલા ભાઇ! જો તમે એવું માનતા હો તો મારે કહેવું જોઇએ કે, કાંતો તમે બહુ જ ભોળા છો અથવા તો ખોટી ખાંડ ખાઓ છો. જો આપણે વંશપરંપરાથી ચાલતા આવેલા ખાસ લાભ ધરાવનારા વર્ગ તરીકે કાયમ રહીને, ગરીબ વર્ગના ભોગે જીવતા રહેવું હોય તો, આપણે તેમની કલ્પનાઓને



મુડીવાદીઓના ટોળામાં બેઠેલા નામચીન આંકડાશાસ્ત્રી મેલોક ઉભો થયો

[પુષ્ઠ ૪૨૩]

પંપાળવી પડશે. સાદી સમજના બાળકના હાથમાંથી કલ્લી કાઢી લેવી હોય તો, કમીમાં કમી તમે તેને કોઇક દીવસ મીઠાઇ અપાવશો એટલી લાલચ તો બતાવવી જ પડશે. તે રીતે સામાન્ય જનતાની ઉપર તમારી લાગવગ કાયમ રાખવા માટે, તમે આ જીવનમાં એમને કંઇ ન આપો, તો મૃત્યુ પછી મળનારા દીવ્ય સ્વર્ગનાં સુખોની ભવ્ય કલ્પનાઓ તો તેમની આગળ રજુ કરવી જ પડશે. પણ તમારા જેવા સ્વતંત્ર વીચારકો તો બધું જ પરવારી બેઠા છે. એ બધી કલ્પનાઓ માટેની તમારી શક્તી તો તમે જાતેજ ગુમાવી દીધી છે."

## પ્રોફે. વીનાશચંદ્રનું નીતીશાસ્ત્ર

"બીલકુલ નહીં." પ્રોફેસર વીનાશચંદ્ર આળસશંકર વચ્ચે બોલી ઉઠ્યા: "તમારી એ ટીકા સાધાર નથી. એમાં અર્ધ અસત્યનો આભાસ છે અર્થાત્ સત્યાભાસ જણાય છે. જો તમે એમ કહેતા હો કે કેટલાક

સ્વતંત્ર વીચારકોએ સામાન્ય જનસમુહને ચુસવા માટે મોંઢે મીઠું બોલીને પંપાળવાની પોતાની શક્તી જાતેજ ગુમાવી દીધી છે, તો તમરા કથનમાંથી અસત્યાભાસનો આરોપ ઉડી જઇ શકશેઃ કેમકે અમો તમામ સ્વતંત્ર વીચારકો એ કોટીમાં જઇને ઉભા નથીજ. ઉદાહરણાર્થ: અમારામાં એવા કેટલાય સ્વતંત્ર વીચારકો છે, કે જેઓની ગણના નીતીશાસ્ત્રીઓમાં થાય છે; તેઓ તમે જણાવ્યું તેવા મુશ્કેલ છતાં અગત્યના કામ માટે સર્વાંશે યોગ્ય બનેલા છે. અમો નીતીશાસ્ત્રીઓ—નીતીશાસ્ત્રીઓના વર્ગના માલદાર સ્વતંત્ર વીચારકો—એ એવું સુત્ર પ્રચારમાં મુક્યું છે કે, 'જનતાની ભૌતીક સ્થીતી સુધરે તે પહેલાં તેમનું ચારીત્ર્ય સુધરવુંજ જોઇએ.' અને સમાજવાદની ચળવળને કચડી નાખવા માટે અમારૂં એ સુત્ર ઘણુંજ ઉપયોગી થઇ પડે છે. સમાજવાદની જે હીલચાલ સબળમાં સબળ જ્ઞાનદાયી શક્તીથી સુસજ્જીત છે, અને તેની ખાસ ખુબી એ છે કે, એ શક્તીનો ઘણીજ સુયોગ્ય ઉપયોગ કરવામાં આવે છે, જેથી જનતાને જ્ઞાનવાન બનાવવામાં તેની ચમત્કારીક અસર નીપજાવી શકાય છે; એ હીલચાલ પ્રતી માનવહૃદયે ભવ્ય અને ઉદાત્ત ભાવનાનો ઉદ્‌ભવ કરે છે; અને એ ભાવનાને સામાન્ય જનસમુહ માટે શક્ય બનાવવા માટે સહુથી પહેલાં તેમની આર્થીક સ્થીતી સુધારવાની કેટલી બધી જરૂર છે, તે બતાવે છે. તે પછી કોઇ પણ જાતની ભુલ ન થાય તેટલી સાવધાનીથી વળી પાછું આગ્રહ પુર્વક સમજાવે છે કે, જેને સામાન્ય અર્થમાં ચારીત્ર્યની સુધારણા કહે છે, તેને માટે પણ સહુથી પહેલી જરૂર, મનુષ્યની આર્થીક સ્થીતી સુધારવી તે છે: તે બધાને દાબી દેવા માટે "પહેલાં ચારીત્ર્ય સુધારો પછી તમારી આર્થીક સ્થીતી સુધરશે" એ અમારૂં સુત્ર અસરકારક નીવડે છે.

"એ વાત તો સોએ સો ટકા સાચી છે કે, સામાન્ય જનસમુહના ચારીત્ર્ય ઉપર તેમની નીર્ધનતાની અસર થયેલી છે, એમનાં ચારીત્ર્યને તેમની આર્થીક પરીસ્થીતી સાથે કશોજ સંબંધ નથી. પરંતુ અમે તેની આગળ જાણી જોઇને ઉલટીજ વાત કરીએ છીએ, કેમકે તેમ કરવાથી—ભલેને અમે ગમે તેટલા સ્વતંત્ર વીચારકો અથવા નીરીશ્વરવાદી હોઇએ, છતાં અમે જરૂર જુઠુંજ બોલી એ છીએ—,અને જનતા સમક્ષ પહેલાં ચારીત્ર્ય સુધારોનું સુત્ર રજુ કરવાથી, સમાજવાદના રાક્ષસની ઉપર ખરેખર મૃત્યુપ્રહાર જ કરીએ છીએ. જ્યારથી અમે મોટા નીતીમન તેમજ સમર્થ કેળવણીકાર ગણાઇએ છીએ, અને વળી ખાસ ધ્યાનમાં રાખવા જેવું તો એ છે કે, અમે અમારી એ નીતીનો પ્રચાર આધીભૌતીક શીક્ષણના પ્રત્યેક સાધનદ્વારા કરીએ છીએ, એથી અમે અમારા શ્રોતાજનો ઉપર તેની અદ્દભુત અસર ઉપજાવી શકીએ છીએ. અને આપણા સહુના પ્રયાસને વીજય અપાવવા માટે, સહુથી અગત્યનો અને મોટામાં મોટો મુદ્દો એજ છે.

"આ બધાને લીધે, સમાજવાદના ચાલત રથના ચક્રમાં ફાચર માટે અમો નીતીશાસ્ત્રીઓની જ યોજના બરાબર ગણત્રીપુર્વક થયેલી છે. સમાજવાદ એ પ્રચંડ શીક્ષક છે—અમે એ શીક્ષકની વસણને જ પ્રાણદાયી ફટકા મારીએ છીએ, અને એ શીક્ષણમાં જે કંઇ તત્ત્વ રહેલું છે તેને છેક ભવ્ય પોકળતાની હદે લઇ જઇને નકામું બનાવી મુકીએ છીએ; અમે એવું બતાવીએ છીએ કે, સમાજવાદના અંતીમ ધ્યેયની સાથે તો અમે મળતા જ છીએ—છતાં આચારમાં અમે તેનાથી છેકજ ઉલટા ચાલીએ છીએ, અને એમ કરીને સમાજવાદની વ્યવહારૂ રીતોના માર્ગથી જનતાને ઉંધે પાટે દોરવી

જાઇએ છીએ. વર્તમાન સ્થીતીમાંથી નાશી છુટવા માટે ઇચ્છા ધરાવતા હોઇએ તેવો અમે દેખાવ કરીએ છીએ, તેથી અમે તેની સામે વીરોધ બતાવીએ છીએ, તેના એ વીરોધ માટે અમે રૂડી-રૂપાળી અનેક સુત્રાવલીઓ યોજીએ છીએ-છતાં અમે જનતાને સુધારાનાં નાનાં નાનાં અને નીરૂપયોગી કામોમાં રચ્યા પચ્યા રહેવા માટે લલચાવીએ છીએ, સમાજવાદે ચેતાવેલી સ્વાતંત્ર્યની ભવ્ય ભાવના તેમજ નીતીનાં ઉચ્ચતમ શીખર તરફ આંગળી ચીંધી, ત્યાં પહોંચવાની અમારી વૃત્તીનો દેખાવ કરીએ છીએ-છતાં જે રસ્તે જતાં જનતા નીરક્ષરતા, વહેમ અને ધર્માંધતાના વીચીત્ર જંગલમાં અને કાંટાઓમાં ભુલી પડીને ગુંચવાયા કરે એવી અમારી ખાત્રી હોય છે, તેવા દુઃખદાયક માર્ગે વળવા અમે તેને આગ્રહ ભરી ભલામણો કરીએ છીએ. કોઇ પણ ચળવળમાંથી તેના અનુયાયીઓને અવળે રસ્તે લઇ જવા હોય, તો તેમના મીત્ર બનવું, તેની સરદારી લેવી અને પછી તેનો ભાગી ભુક્કો થઇ જાય તેવે માર્ગે તેને દોરી જવી, એના જેવી બીજી સરસ રીત કોઇજ નથી.

"ઓ રૂઢીરક્ષક બ્રહ્મવાદીઓ! તમે તે કામ પાર ઉતારી શકો તેમ નથી; કેમકે તમે તો પૃથ્વી ઉપર મનુષ્યને સુખ મળી શકે છે એ વાતનીજ ના પાડો છો. તમે નશીબવાદ, પુનર્જન્મ, મૃત્યુ પછીનું સ્વર્ગ અને એવી બીજી અનેક કલ્પનાઓને પકડી રાખીને જગતને મીથ્યા જણાવી, જીવતાં સુધી નીર્ધનતાના ગુલામ બનવાનો ઉપદેશ આપ્યા કરો છો, પણ હમણાંના લોકો એ બધા પ્રણાલીકાવાદથી એટલા બધા કંટાળી ગયા છે, તેઓ તમારી એ વાત સાંભળશે નહીં, તેમ તે પ્રમાણે ચાલવાને તૈયાર પણ થશે નહીં. અને ઓ સ્પેન્સરમતના તત્વચીંતકો તેમજ નીરીશ્વરવાદીઓ! તમે પણ આ ભગીરથ કાર્યની સફળતા સારૂ અયોગ્યજ છો, કેમકે તમે 'નીર્ધનોને 'નર્કયાતનાના ભય બતાવી તેમના સ્વાભીમાન અને તેમની આત્મશ્રદ્ધા ઉપર જ પ્રહાર કરો છો,-પણ જનતા એ બધી વાતોનાં પોલ સમજી શકે તેટલી જ્ઞાનવતી બની ગઇ છે. એટલે અમે નીતીશાસ્ત્રીઓની કક્ષામાં આવતા મીલ્કતધારી સ્વતંત્ર વીચારકો જ માત્ર એ ઇચ્છીત કાર્યસાધનાની સીદ્ધી માટે સર્વ રીતે સુયોગ્ય છીએ. કેમકે તમારા બન્ને વર્ગમાં જે કંઇ સારૂં છે તેનો અમે સ્વીકાર કર્યો છે, અને જે ખરાબ વસ્તુઓથી તમે બન્ને વર્ગ પીડાઇ રહ્યા છો તેનો અમે ત્યાગ કર્યો છે; પૃથ્વી ઉપર રહીને આ જીવનમાંજ સ્વર્ગસુખ મેળવી શકાય એવી શકયતાનો અમે સ્વીકાર કરીએ છીએ, એથી જનતાને અમે અમારે પક્ષે વાળી શકીએ છીએ; અને પછી તેમને ખોટે માર્ગે વાળી દઇને એમની બધી શકયતાઓને અશકયતાઓમાં ઉથલાવી પાડીએ છીએ. સામાન્ય જનસમુહમાં પશુતાજ રહેલી છે અને તે દુર કરી શકાય તેમજ નથી, એ વાતનો ઇનકાર કરીને અમે જનતાનાં હૃદય જીતી શકીએ છીએ, અને પછી એ પશુતાને નીવારવાના કામમાંથી તેમને ખોટી રીતે અટકાવી રાખીને, તેમનામાં બહુ જ ત્વરાથી તેમજ ચોક્કસપણે પશુતા ખીલી નીકળે એવી બધી તજવીજ કરીએ છીએ. આમ "નૈતીક સંસ્કૃતી"ની અમારી યોજના તે બીજી અનેક યોજનાઓમાં સારામાં સારી યોજના છે."

આમ બ્રહ્મવાદીઓ અને તત્વચીંતકોના શાબ્દીક સંગ્રામમાં સ્વતંત્ર વીચારકો ભળ્યા. અને એ સંગ્રામ એથી કેટલોયે વખત વધુ લંબાયો. તેમ તેમ ત્રણે પક્ષો વચ્ચે ફાટફુટ પડવાનો સંભવ વધતો જતો દેખાયો.

પણ તે વખતે વીશ્વાચાર્યે વચ્ચે પડીને જણાવી દીધું કે, આપણે અત્યારે કયા પક્ષના વીચાર અને રીતો અસરકારક છે અને કયા પક્ષના બીનઅસરકારક છે તેનો વીચાર કરવા મળ્યા નથી, આપણે તો એકઠા થયા છીએ આપણા ઉપર ઝઝુમી રહેલા સામાજીક ભય વીષે વીચાર કરીને તેને અટકાવવાના કાર્યનો આરંભ કરવા.

## આંકડાશાસ્ત્રી મેલોકનો નગદ-ધર્મ

આ પછી મહાપ્રયત્ને શબ્દોના સંગ્રામરસીયા શુરવીરોને શાંત પાડી શકાયા, તે પછી દેશદેશાંતરના મુડીવાદીઓના ટોળામાં બેઠેલો નામચીન આંકડાશાસ્ત્રી મેલોક ઉભો થયો. આ ટોળું અત્યારસુધી છેકજ મૌન ધારીને આચાર્યો અને તત્ત્વચીંતકોના ઝઘડાને જોઇ રહ્યું હતું; એટલે આંકડાશાસ્ત્રી મેલોકની તરફ સારીયે પરીષદની દ્રષ્ટી ખેંચાઇ રહી.

મેલોકે સંપુર્ણ ગંભીરતાનો આવીર્ભાવ ધારણ કરી, અસરકારક ભાષામાં તે પછી પોતાનું ભાષણ શરૂ કર્યું. તેણે કહ્યું:

"જનસમાજને સંયમમાં રાખવા માટે આપણે ધર્મની જરૂર છે, એ વાત નીર્વીવાદ. પરંતુ તે ધર્મ કેવો હોવો જોઇએ? મને લાગે છે કે દુનીયાના જુના અને તેથી જીર્ણ થઇ ગયેલા ધર્મ હવે કામ આવશે નહીં. તે માટે છેક છેલ્લામાં છેલ્લી ઢબનો, વર્તમાનને બરાબર અનુકુળ થાય તેવા ધર્મની આપણે શોધ કરવી પડશે. મેં તે વીષે વીચારો કરવાં પુષ્કળ રાતોના ઉજાગરા કર્યા છે, અને એ બધા વીચાર તેમજ ચીંતનને પરીણામે મને લાગ્યું છે કે, વર્તમાન યુગની તમામ જરૂરીયાતોને બરાબર પહોંચી વળી શકે તેવો ધર્મ તો **નગદધર્મ** જ હોઇ શકે.

"સજ્જનો! વીચાર કરો અને તુર્તજ તમે સમજી શકશો કે **નગદનાણું** એજ માત્ર સાચો અને એકલો સચરાચરવ્યાપી મહાપ્રભુ છે. તે પ્રત્યેક વસ્તુમાં પોતાના અસ્તીત્વનું દર્શન કરાવે છે, સુવર્ણના ચમકારમાં અને લોખંડની કાળાશમાં તેનાં દર્શન થઇ શકે છે; ઢોરોના ટોળામાં અને અનાજના ઢગલામાં, પવીત્ર શાસ્ત્રીય ગ્રંથો વેચનાર પુસ્તકાલયમાં અને નગ્ન ચીત્રો વેચનાર ફેરીયામાં, અણનમ પોલાદમાંથી બનેલા પ્રચંડ યંત્રાલયમાં અને કુંભારના ચાક ઉપર વાસણનું સ્વરૂપ લેતા માટીના ઢીલા લોંદામાં તમે એ ભગવાનને ભાળી શકશો. એટલે કહું છું કે એ નગદપ્રભુ સર્વવ્યાપી છે. એ **નગદનાણું** જ એક એવો ઇશ્વર છે કે જેને સમસ્ત વીશ્વ જાણી શકે, જોઇ શકે, સુંઘી શકે, ચાખી શકે. જગતના તમામ બુદ્ધીમાનોની બુદ્ધી કરતાં તે વીશેષ બુદ્ધીમાન છે; કારણ બુદ્ધીમાનોય એની શક્તી આગળ હાથ જોડે છે. એ એકજ એવો ઇશ્વર છે કે જેની આજ્ઞાથી વીરૂદ્ધ દુનીયાનો કોઇ નીરીશ્વરવાદી પણ વર્તી શકતો નથી. સમસ્ત વીશ્વને માથા જણાવ્યા પછીય પુજારીઓ એની ભક્તી કરે છે, પાંડવો જેવા પ્રામાણીક, સાચા અને ન્યાયી પુરૂષો, જેને પડખે શ્રી કૃષ્ણ જેવા હતા, તેમનો પક્ષ નહીં કરતાં વીદુર જેવા ભક્તથી માંડીને દ્રોણાચાર્ય અને અશ્વત્થામા સમા શુરવીર, નીતીમાન અને બુદ્ધીમાન પુરૂષોએ દુનીયામાં દુષ્ટતા માટે મશહુર બનેલા દુર્યોધન તેમજ એના ભાઇઓનો સાથ શોધ્યો તે માત્ર એ નગદધર્મ તરફની ભક્તીને લીધેજ! તત્ત્વચીંતક શોપનહોર દુનીયાની તમામ વસ્તુઓથી નીરાશ થઇ ગયો, તે પછી પણ એ ઇશ્વર તરફ અતુલ પ્રેમાકર્ષણના કાચા તાંતણે બંધાઇને ખેંચાયો હતો; હર્બર્ટ સ્પેન્સર

તત્ત્વજ્ઞાનની અનેક ગુંચવણોમાં અસ્થીર શ્રદ્ધા વાળો બની ગયો હોવા છતાં, આ એકજ વીષયમાં તેની શ્રધ્ધા ડગી નહોતી; દરેકે વસ્તુમાં ભયંકર મીથ્યાવાદ જોનારા જગતના મશહુર મનુષ્યોએ પણ એ એકજ વસ્તુમાં મીથ્યાવાદ જોવો મુલતવી રાખ્યો છે." વક્તાના આ મુદ્દાને શ્રોતાજનોએ તાળીઓની ગગનભેદી ગર્જનાથી વધાવી, તેના મંતવ્યને અનુમોદન આપ્યું. તેમાં તમામ સત્તાધારીઓ અને સુવર્ણ ચમકારના આંતરરાષ્ટ્રીય બંધુ ભાવથી જોડાયલા તમામ મીલકતધારીઓ વીશીષ્ટપણે તરી આવતા હતા.

"મેલોકનું કથન સોએ સો ટકા સાચું છે."

"**નગદ નાણું** એજ માત્ર આ દુનીયાનો જીવતો જાગતો પ્રભુ છે!"

એવા એવા કંઇ કંઇ પોકારો તેમણે હર્ષનાદ સાથે કર્યા.

એ ઉત્સાહનાં પુર લગાર ઓસર્યાં એટલે, આંકડા શાસ્ત્રી મેલોકે પોતાના શબ્દ પ્રવાહને ફરી તરતો મુક્યો:

"એ પ્રભુની હાઝરી કેટલેક સ્થળે કઠોર પ્રકારની જણાય છે, તો કેટલેક સ્થળે તે માતૃહૃદય જેવો મમતાળુ દેખાય છે. જ્યારે નગદ નાણું કોઇ દેશની યાત્રાએ જઇ ચડે છે, ત્યારે ભયંકર ઝંઝાવાત જેવી તેની અસર થાય છે, તેની વચ્ચે જે કાંઇ આવે તેને તોડી ફોડી મુળમાંથી ઉખડીને તે આગળ વધે છે.– પછી ભલે વચ્ચે આવનાર માણસ હો કે પ્રાણી, ભલે તે જીવંત હો કે મુર્દા. આફ્રીકા, ઓસ્ટ્રેલીઆ, અમેરીકા, એશીયા દરેક દેશને તેનો અનુભવ થયો છે. યુરપમાંથી **નગદ** પ્રભુ જ્યાં જ્યાં ગયો છે ત્યાં ત્યાં તે તે દેશના પ્રત્યેક તત્વ ઉપર જ નહીં, પણ જડ વસ્તુઓ ઉપર, એકલા વર્તમાન ઉપર જ નહીં પણ ભુત અને ભવીષ્ય ઉપર તેની ભયંકર અસર થવા સીવાય રહી નથી. તેણે પોતાના પોલાદી પંજામાં એ તમામ તત્વોને કચડી, પોતાની ધુંસરી નીચે તેમનાં ડોકાંને ફરજીયાત ઘોંચી ઘાલ્યાં છે. પછી ભલે તેઓ સુર્યના પ્રખર તાપ નીચે રોકાઇ જાય. ભુખની પીડાથી ભલે તેઓ આકુળવ્યાકુળ બની જાય, તરસના કષ્ટે ભલે તેમના કંઠે શોષ પડે, રોગચાળાને લીધે ભલે તેઓ નીવીર્ય બની જાય; છતાં તેમને પેલી ધુંસરી આગળ નમાવેલું મસ્તક નીચું ને નીચું રાખવું જ પડે છે. આ **નગદદેવ** અનેક સ્વતંત્ર, તંદુરસ્ત, સુદૃઢ અને સુખી મનુષ્યોને પોતાના પંજામાં પકડે છે, અને તેમને સેંકડો તેમજ હજારોની સંખ્યામાં મીલોમાં, કારખાનાંમાં તેમજ ખાણોમાં પુરી દે છે. ત્યાં એ સર્વશક્તીમાન દેવ તેમનાં રક્ત શોષે છે, અને જ્યારે તેઓ અકાળે વૃદ્ધ બને છે, ક્ષયરોગી બને છે, પાંડુરોગી બને છે કે છેકજ અશક્ત બને તે રીતે પોતાનાં અંગ યંત્રમાં ગુમાવી બેસે છે, ત્યારેજ તેમને છુટા મુકે છે. જ્યારે ગુસ્સે થાય છે ત્યારે તે મનુષ્યની કલ્પનામાં યે ન આવે તેટલો ક્રૂર, ભયંકર અને દયાહીણુ બની જાય છે. છતાં પોતાનાંઓની તરફ તે *માતા જેવો માયાળુ, નમ્ર અને ઉદાર જ* હોય છે! ખુદ પૃથ્વી પણ એ નગદ પ્રભુની જ માનીતી રાણી છે, અને પોતાના એ પતીને પસંદ રાખવા માટે જ તે નીત્ય નવી નવી વસ્તુઓ સરજાવે છે. જેમની ઉપર તેની મમતા છે તેમને સારૂ મોજશોખ તેમજ ભોગવીલાસ અર્થે તે નીરંતર નવાં નવાં સાધનો શોધ્યાં જ કરે છે; નવાં નવાં ફળ અને ફુલોની જાતો તે ઉત્પન્ન કરે છે; તેમની જીહ્વાના વીલાસ માટે ભોજનની વીધવીધ સામગ્રીઓ તે લાવી આપે છે. ટુંકામાં: કુદરતમાં જે કંઇ છે તે બધું યે તે એના માનીતાઓને અર્પણ કરે છે."

## નગદ ધર્મની સ્થાપના

આ ભાષણ આમ પુરૂં થયું તે વખતે સારીયે પરીષદ આનંદની ઉર્મીઓમાં ભાન ભુલીને હસતી, નાચતી, કુદતી ઉભી થઇ ગઇ; ભારે ખમ વીદ્વાન ભુદેવો, સમર્થ તત્વચીંતકો અને સ્વતંત્ર વીચારકો પણ આંકડાશાસ્ત્રીએ વહેવડાવેલી લાગણીના પ્રવાહમાં તણાવા લાગ્યા. હર્ષનાદેઃ અને તાળીઓના ગડગડાટથી તો વાતાવરણ પણ ગર્જી ઉઠ્યું હતું અને તેમાં સહુનો સરખો સહકાર અને સાથ હતો. કેટલાય હર્ષોન્માદમાં આવી જઇને તાળીઓ પાડતા પાડતા ગર્જી ઉઠતાઃ

"પઇસો એજ પરમેશ્વર છે!"

"તેને રાજકારણી સીમાબંધનો નડતાં નથી, તે સંકુચીત રાષ્ટ્રીયતામાં મગ્ન નથી, એને કોમી કે શારીરીક ભેદનું નડતર નથી; એ એકજ માત્ર આંતરરાષ્ટ્રીય પ્રભુ છે; એ એકલોજ આપણા સહુનો ભગવાન છે."

"માનવ સંતાનોને તે પોતાના કાયદા પ્રમાણે ચાલવાની ફરજ પાડી શકશે."

"અત્યાર પહેલાંના તમામ જરીપુરાણું ધર્મોનાં બંધન ફગાવી દો, એ ધર્મભેદોએ આટલા દીવસ મતભેદોની જે મારામારી ઉભી કરી છે, તેને આવો આપણે બધાય ભુલી જઇએ."

"આપણે હવે માત્ર એકજ **નગદ ધર્મ**ના ભક્તો બન્યા છીએ"

"બોલો શ્રી નગદ નારાયણકી જય"

આંકડાશાસ્ત્રી મેહોકે ઉભા કરેલા લાગણીના એ ઉન્માદી ઉછાળાને શમતાં કેટલોક સમય લાગ્યોઃ તે પછી જ બીજું કામ આગળ ચલાવી શકાયું. ખુબ હોકારા પાડીને જ્યારે પરીષદના માણસોનાં ગળાં ઘસાઇ ગયાં, અને તાળીઓ પાડી પાડીને તેમના ખભા રહી ગયા ત્યારેજ તેઓ બધા શાંત થયા.

પરીષદ આમ સર્વાનુમતે પોતાના ઉદ્દેશની સ્થાપના કરી શકી, એટલે તે પછીનું કામ પ્રમાણમાં સરળ હતું પછી તો **નગદધર્મ**ના ખાસ સુત્રો તૈયાર કરવા માટે એક સમીતી રચવામાં આવી, તેમાં દરેક દેશ અને જાતીના નગદધર્મીઓના પ્રતીનીધીઓ લેવામાં આવ્યા. એ સમીતીએ પરીષદ સમક્ષ પોતાનો વૃતાંત દશ દીવસ પછી રજુ કરવો, એવું ઠરાવી, સમીતીની સગવડ માટે પરીષદની બેઠક દશ દીવસ સુધી મુલતવી રાખવામાં આવી.

નગદધર્મ સમીતીએ નવા ધર્મનાં સુત્રો, પ્રાર્થના વગેરેની રીતો બતાવનારો પોતાનો જે વૃતાંત પરીષદ સમક્ષ રજુ કર્યો, તેનો રસીક ભાગ આવતા અંકમાં જરૂર જોજો.

**શીક્ષક**: ખર્ચ ગયેલી શકતી કોને કહે એનો તમે દાખલો આપશો?

**કીશોર**: હા સાહેબ, માથાના વાળ ઉભા થઇ જાય તેવી વાત ટાલીઆ માણસ ને કહેવી તે.

**રસીક**: ડાહ્યા પુરૂષો પોતે શું કહે છે તેનો વીચાર કરે છે, ત્યારે મુર્ખાઓ જે વીચારતાં હોય તેજ બોલી નાખે છે.

**રમણ**: તું એમજ વીચારે છે?

**રસીક**: હા.



પેલેસ્ટાઇન: ત્રણ ધર્મોનું સંગમસ્થાન

# પેલેસ્ટાઇન

: લેખક :

ચીત્રગુપ્ત

પેલેસ્ટાઇનનો પ્રશ્ન બ્રીટનના સામ્રાજ્યવાદ માટે હીંદથી બીજે નંબરે આવે છે. હીંદીઓએ એ પ્રશ્ન ઉપર બે કારણથી દ્રષ્ટી રાખવી ઘટે છેઃ ઇસ્લામી આરબોનો એ પ્રશ્ન છે તેથી અને સ્વતંત્રતા માટે મથતી પ્રજાનો એ સંગ્રામ છે તેથી. હમણાં વળી મેન્ડેટને મજબુત બનાવવાની ય નવી પેરવીઓ ચાલે છે અને શૉ કમીશને કંઇક ઉદારતા બતાવી છે તેથી સાયમન કમીશન પેલેસ્ટાઇન માટે નીમવાની વીલાયતમાં વાતો થાય છેઃ એ બધાં કારણોને લઇને હીંદીઓએ આ પ્રશ્નને લક્ષપુર્વક જોવો જરૂરનો છે.

પેલેસ્ટાઇનના રાજકારણી આંટીઘુંટીવાળા પ્રશ્નને, ગયા ઓગષ્ટના તોફાની બનાવોને આગળ ધરી, ધાર્મીક ઝઘડા તરીકે જણાવી સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓ જગતની નજર ચુકાવવા મથે છે. એ વાત ખરી છે કે 'વેઇલીંગ વોલ' ના ઝઘડાની પાછળ અમુક અંશે ધાર્મીક ભાવના અને રાષ્ટ્રવાદની લાગણીના ઉછાળા આરબોમાં દેખાયા હોય, તો પણ તે બધાની પાછળ મુખ્ય સુત્ર રૂપે કાર્ય કરવામાં બ્રીટનની શાહીવાદી રાજનીતી, બાલ્ફરનો ઢંઢેરો, સાહસીક જ્યુ લોકોનો મોટી સંખ્યામાં પગપેસારો અને તેથી આરબ જીવન તેમ જ તેમની સ્વતંત્રતા ઉપર થતી અસર એ મહત્વના તેમ જ તપાસવા લાયક મુદ્દા છે.

મહાયાદ્ધની પછી પેલેસ્ટાઇન શાર્દવાદીઓ-ના હાથમાં ગયું અને યુરોપમાંથી હદપુત થતા સંખ્યાબંધ જ્યુ લોકોને ત્યાં વસવવાની નીતી [Zionist Policy] 'મેન્ડેન્ટ' ના અધીકારવાળી બ્રીટીશ સરકારે સ્વીકારી, ત્યારથીજ 'પેલેસ્ટાઇનના મુળવતનીઓના સામાજીક બંધારણમાં મુળભુત પરીવર્તન થઇ ગયું છે. જો કે બ્રીટીશોની તેમ જ જ્યુ લોકોને ત્યાં વસાવનારાઓની ઇચ્છા આરબોના સામાજીક વીભાગોને જેમના તેમ રહેવા દેવાની હતી. પણ ખરી વાત એ છે, કે ટર્કીની સત્તા નીચે પેલેસ્ટાઇન હતું ત્યારે કચડાતા આમ-વર્ગના રાજકીય કોમ સાથે જેવો સંબંધ હતો, તે કરતાં હાલના જુદી રીતે સત્તાવાળા પોતાની વધુ મહત્તા સ્થાપીત કરવા માગે છે. કારણ તેમને આરબો ઉપર રાજ ચલાવવું છે અને તેથી આરબોનો દરજ્જો નીચો રહે તેમ કરવું એમને જરૂરનું લાગે છે. હાલની કામદાર સરકાર સમાજવાદી [Socialist] છે, છતાં એ પક્ષના પત્રકારો પણ પેલેસ્ટાઇન ઉપર રાજ્ય ચલાવવાની હીમાયત અતી આગ્રહથી કરે છે [જુઓ : સોસ્યલીસ્ટ રીવ્યુ ના મે ૧૯૩૦ના અંકમાં Spy નો 'પેલેસ્ટાઇનના કેટલાક પ્રશ્નો'વાળો લેખ].

આ પ્રશ્નને બે દ્રષ્ટીબીંદુથી તેઓ જુવે છે : [૧] બ્રીટીશ સામ્રાજ્યવાદનું હીત અને [૨] ઝાયોનીસ્ટ નીતી. જ્યુ લોકો યુરોપ અને અમેરીકામાં ફેલાયલા છે, અમેરીકાના ધનવાન જ્યુ પેલેસ્ટાઇનમાં પોતાના ધર્મભાઇઓને મદદ કરવા તેમજ વ્યાજ અને નફો મેળવવા એમ બે રીતે ખુબ આર્થીક મદદ કરે છે. એટલે એ બધા દેશોના વતનીઓને આરબો માટે નાખુશ કરવા બ્રીટીશ મુત્સદ્દીઓ તૈયાર નથી.

પેલેસ્ટાઇનમાં ખ્રીસ્તીઓની વસતી પણ ઠીક ઠીક છે. તેમાં ઓર્થોડોક્ષ, આર્મીનીયન, કેથોલીક અને પ્રોટેસ્ટંટ એમ ચારે પંથના ખ્રીસ્તીઓનો સમાવેશ થાય છે. એથી ફ્રાન્સ અને ઇટાલીની કાળજીની પણ બ્રીટીશોને પરવા કરવી પડે છે. ફ્રાન્સને 'મેન્ડેન્ટ' ને ધોરણે સીરીયાનો પ્રદેશ સાંપડેલો છે, અને તેથી બીજાં રાજકરણોની ગુંચો માટે બ્રીટીશ મુત્સદ્દીઓ ઉપર ફ્રાન્સની વીશેષ અસર પડે છે.

બ્રીટીશ શાહીવાદીની દ્રષ્ટીએ આટલા મુદ્દા અગત્યના છે. અને શ્રીમંત જ્યુ લોકોની નજરે પેલેસ્ટાઇનની ભુમીની પેદાશ એ મહત્વનો પ્રશ્ન છે. તેમની અસર પેલેસ્ટાઇનના થોડી થોડી જમીન ધરાવતાં આરબ ખેડુતોની ઉપર તેમજ બદાયુને ઉપર થાય છે. જ્યુ લોકો પેલેસ્ટાઇનમા ખેતીને લાયકની જમીન મોટા પ્રમાણમાં હસ્તગત કરવા માગે છે અને તે કામમાં મોટા આરબ જાગીરદારોની તેમને મદદ મળે છે, પણ નાના ખેડુતો પાસેથી જમીન છોડાવવી એ મુશ્કેલ કામ છે. જો કે નાના આરબ ખેડુતો કચડી નાખનારા કરના ભારણ નીચે દબાયલા છે અને વળી તેઓ નીર્ધન છે, તેમ છતાં ખેતી એ જ તેમના જીવનગાળાનું એકનું સાધન હોવાથી, તેઓ ન છુટકે જ ખેતરો વેચવા તૈયાર થાય છે.

મોટા જાગીરદારો પોતાની જમીનને બરાબર ખીલવીને પુરતો પાક ઉતારી શકતા નથી, પણ શ્રીમંત, બુદ્ધીમાન અને વીજ્ઞાનની મદદથી ખેતી કરી જાણનારા જ્યુ લોકો તેમાંથી મોટો લાભ ઉઠાવી શકે તેમ છે, એટલે તેઓ જમીનની સારી રકમ આપે છે. આથી જાગીરદારો જમીન વેચી નાખે છે. પણ તેની અસર 'હરાત' [આરબ ખેડુતો] ઉપર થાય છે. કેમકે તેઓ 'હમરોલ' [પાંચમો ભાગ જમીનદારને આપવો તે ધોરણ] ની

રીતે તેમની જમીન ખેડવા લે છે, પણ જ્યુ લોકોના હાથમાં તે જમીન જતાં તેમને તે ખેડવા મળતી નથી, એટલું જ નહીં પણ તેમને ત્યાંથી હાંકી કાઢવામાં આવે છે.

આથી જમીનદાર આરબોના હાથમાં સારી જેવી મુડી આવે છે. તેઓ આમ એકઠી થયેલી દોલતને ઉદ્યોગમાં અને વ્યાપારમાં રોકે છે. પરીણામે પેલેસ્ટાઇનમાં નવો મુડીવાદી વર્ગ ઉભો થયો છે, જે આરબોની આજ સુધીની સમાજવ્યવસ્થાથી તદ્દન નવું જ રાવોની સત્તા રાજકારણી બાબતમાં વધારી અને મજબુત કરી, ત્યારે જ્યુ લોકોએ તેમનામાં નવો બેકાબાઉ મુડીવાદી વર્ગ ઉત્પન્ન કર્યો. પરીણામ એ આવ્યું કે ઉમરાવ વર્ગના તેમ જ મુડીવાદી વર્ગના આરબોની મારફત જ, તેમના ગરીબ દેશવાસીઓને ખુબ જ કચડાવું પડે.

'સુપ્રીમ મોસ્લેમ કાઉન્સીલ' નામની વકફની ગંજાવર મીલ્કતનો વહીવટ કરનારી સંસ્થા બ્રીટીશ શાહીવાદે ત્યાં ઉભી કરી, તેનાં સુત્રો



પેલેસ્ટાઇનની એક શેરી

છે. આમ આરબ જમીનદારો અને મુડીવાદીઓની રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાની શક્તી પણ કંઇક અંશે વધી છે, અને બ્રીટીશ શાહીવાદે પોતાના હીત માટે તે નવસર્જન કર્યું છે. બ્રીટીશ અમલદારની દેખરેખ નીચે રહેવાની શરતે આરબોના સત્તા ચલાવનારા વર્ગને ધારાસભાઓમાં તેમ જ ત્યાંના બીજા કારભારમાં ભાગ લેવા દેવામાં આવે છેઃ આમ ગરીબ આરબોના મોટા સમુહના ભોગે બ્રીટીશ શાહીવાદે આરબ ઉમ- આરબ ઉમરાવોના હાથમાં મુક્યાં, આથી ગામડે ગામડાંમાં એ જ સત્તાવાદ પ્રસરી ગયો. બીજી તરફ એવી વ્યવસ્થા થઇ કે, કાઉન્સીલને અપાતી રકમ સરકારે લેવા માંડી, અને કાઉન્સીલરોને સરકારી તીજોરીમાંથી મહેનતાણું આપવા માંડ્યું; એટલે તે વર્ગ સરકારની સીધી દેખરેખ નીચે આવી ગયો.

ગામડાંની ઉપર સત્તાનો આ પંજો જમાવ્યા પછી, શહેરોમાં વસતા શ્રીમંતો અને મકાનોવાળાઓ ઉપર સત્તા જમાવવા ૧૯૨૭

માં સ્થાનીક સ્વરાજ્યની સંસ્થાઓ સારા યે પેલેસ્ટાઇનમાં દાખલ કરી. દેખીતી રીતે તો આ કામ શોભીતું લાગે છે, પણ તેના મતાધીકાર માત્ર પાંચ જ ટકાના હાથમાં મુકી, બાકીના ૯૫ આરબોને કંઇ જ સત્તા આપવામાં આવી નથી, એ જાણીએ ત્યારે અંદરનો ભેદ જણાઇ આવે છે. જેની પાસે મકાનો હોય અને જે વધુમાં વધુ કર ભરતો હોય તેને જ મતાધીકાર અપાયા, અને તેવા આરબોને જ્યુ લોકોની મદદથી મ્યુનીસીપલ જ નહીં, પણ પ્રત્યેક વખતે જુના જમાનાના સંકોરો, જાગીરદારો અને આચાર્યોના વર્ગોના હક્કોને કાળજીપુર્વક સુરક્ષીત રાખવાની તજવીજ પણ કરી.

એટલું જ નહીં પણ સત્તાવાળાઓએ પોતાની સત્તાને વધુ સંગીન, વીસ્તૃત અને ઉંડાં મુળ નાખનારી બનાવવા માટે બ્રીટીશ દેખરેખ નીચે ચાલનારી એક ધારાસભા [પાર્લમેન્ટ?]ની રચના કરી, તેમાં પેલા શ્રીમંત અને જાગીરદાર આરબો ઉપરાંત



પેલેસ્ટાઇનમાં જમનોનું સંસ્થાન

કાઉન્સીલોમાં લેવામાં આવ્યા, આથી શહેરના ઉમરાવો અને મોટા વ્યાપારીઓ ઉપર તેમની લાગવગ વધી. પણ મ્યુનીસીપલ સંસ્થાઓને સરકારી તંત્રની સીધી દેખરેખ નીચે કામ કરવાનું હોવાથી સરકારી કબજો તો તેમની ઉપર વધુ મજબુત બન્યો. આ બધી વ્યવસ્થામાં જાગીરદારો, ધાર્મીક નજરે સત્તાવાળા મનાતાઓ અને શ્રીમંતોના અધીકાર ઉપર સહેજ પણ અસર ન થાય તેની બ્રીટીશ સરકારે ભારેમાં ભારે કાળજી રાખી એટલું જ્યુ લોકોના સંઘને લેવામાં આવ્યો. આ જાતની વ્યવસ્થામાં પહેલાં ઉપલા જ બન્ને વર્ગના આરબોએ વાંધો ઉઠાવ્યો હતો, અને સરકારની સામે ૧૯૨૨–૨૬ માં અસહકાર પણ કરવામાં આવ્યો હતો. કેમકે સરકારની નીતી જ્યુલોકો તરફ ઢળતી હતી અને તેથી આરબોએ કરેલી માગણી સ્વીકારવાની તેણે ઘણીએક ના પાડી હતી. પણ ૧૯૨૮ ના જુલાઇમાં મળેલી સાતમી આરબ કોંગ્રેસે અસહકારની લડતને છોડી દેવાનો ઠરાવ કરી, પાર્લમેન્ટની

માગણી કરી સંતોષ માન્યો. આથી હાલની ધારાસભા સ્થાપવાની તક સરકારને મળી ગઇ. ૧૯૨૯ના ઓગષ્ટમાં જ્યારે પેલેસ્ટાઇનમાં આરબોએ બળવો કર્યો તે વખતે પણ આ પ્રશ્નની વાટાઘાટ ચાલુ જ હતી.

પેલેસ્ટાઇનના પ્રશ્નમાં અગત્યનો ભાગ બદાયું જાતીનો છે. આરબ વસતીનો પાંચમો ભાગ એમનો છે. તેઓ ઠામ ઠામ રખડતા રહે છે. આ લોકોને પોતાનાં પ્રાણીઓને સારૂ ગોચરોની જે સગવડ હતી, તે સગવડ હવે તેમના પાસેથી બળાત્કારે છીનવી લેવામાં આવી છે. હવે તેમને માટે જંગલમાં રખડવાનું રહ્યું છે. પણ ત્યાં ઉંટો તેમ જ ઘોડાને ચારવા માટેનાં ગોચર ભાગ્યે જ સાંપડે તેમ છે. તેમ ન કરે તો 'ફેલાહીન' [ખેડુત-મજુર] તરીકે તેમને ગમે ત્યાં રહેવું એ જ માત્ર ઉપાય છે. પણ બદાયુંને માટે એ કામ કરવું ઘણું મુસ્કેલ છે. કેમકે એવું કામ કરવાની એમને ટેવ જ નથી. આથી આ ભયંકર જાતી મરણીયાની સ્થીતીમાં આવી ગઇ છે. તે ભયની બ્રીટીશો કે સીરીયાનો કારભાર ચલાવનારા ફ્રેન્ચો પણ અવગણના કરી શકે તેમ નથી: એટલે ઇરાક તેમ જ સીરીયાની રખડતી જાતો માટે સંસ્થાનની ગોઠવણ કરવામાં આવી છે. કાગળ ઉપર તે રૂપાળી દેખાય છે, પણ તે ગોઠવણ ઘણી જ અધુરી અને પ્રતીકુળ તેમ જ મોટે ભાગે દેખાવ પુરતી છે. પણ બ્રીટીશ કારોબારીઓને તો પેલેસ્ટાઇનમાં શ્રીમંત જ્યુ લોકોની મદદથી લાક્ષણીક પ્રકારની શાહીવાદી વ્યવસ્થા ઉભી કરવી છે, એટલે બદાયુંનોને ફાવે તેમ ફોડી લે તેવી નીતી તેમની છે. ઉલટું બીજી રીતે તેમને દબાવવામાં આવે છે.

પેલેસ્ટાઇનમાં અત્યારસુધી વાહનના સાધન તરીકે ઉંટોનો ઉપયોગ થતો; હવે રેલ તેમ જ મોટર દાખલ કરવામાં આવ્યાં છે, એટલે ઉંટોની કીંમતમાં ઘણો જ ઘટાડો થઇ ગયો છે, અને ઉપરથી જુની (ટર્કીશ) સરકાર કરતાં હાલની (બ્રીટીશ) સરકારે કર વધારીને ત્રેવડો કર્યો છે. બદાયુંનોને વળી રખડવા માટે મોકળાશ જરૂરતી છે, ત્યારે અત્યારે તો ઠામ ઠામ તેના માર્ગોમાં કૃત્રિમ અંકુશ ઉભા થયા છે, અને તે લોકોને તંબુઓ ઠોકવા માટે જે જમીનો અનુકુળ હતી તેવી સપાટ જમીનો હવે શ્રીમંત જ્યુ લોકોની મંડળીઓએ ખરીદી લીધી છે. એ વાત ખરી છે કે શેખલોકોને કુનેહભરી રીતે આર્થીક લાંચો આપીને તેમની મારફત આ લોકોને અંકુશમાં રાખવાની તજવીજ કરવામાં આવી છે, તેમજ કર્નલ લોરેન્સ જેવાની મુત્સદ્દીગીરીનો આ કામ માટે સરસ ઉપયોગ કરવામાં આવે છે. તેવું પણ લંડનનું એક જાણીતું માસીક જણાવે છે.*

---

*અરબસ્તાનમાં કર્નલ લોરેન્સે કેવા કાવાદાવા કર્યા છે તે જાણવા માટે લોવેલ થોમસ નામના અમેરીકન લેખકે લખેલ "અરબસ્તાનમાં લોરેન્સ સાથે"-With Lawrence in Arabia નામના પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળે છે. લેખક જોકે લોરેન્સનો ભકત જ બની ગયો છે, અને તેની પ્રશંસા માટેજ પુસ્તક લખાયું હોય તેમ લાગે છે, છતાંપણ તે કહે છેઃ યુરોપી યાદવીમાં તુર્કસ્થાનના સામ્રાજ્યનો નાશ કરવામાં કર્નલ લોરેન્સે ઘણો મોટો ભાગ ભજવ્યો છે. [જુવો: 'દમાસ્કસમાં કર્નલ લોરેન્સ સત્તા ચલાવે છે' તે ૨૫મું પ્રકરણ, પાનું. ૨૩૭] રાજા હુસેન અને તેના પુત્રોને ગાદી આપવવામાં તેમજ પેલેસ્ટાઇનમાં આમવર્ગને દબાવવા માટે નવો ઉમરાવ અને મુડીવાદી વર્ગ ઉત્પન્ન કરવામાં પણ તેણેજ પોતાની અપાર યુક્તી અજમાવી છે. [જુવો: પ્રકરણ ૨૮ અને ૩૨]

પેલેસ્ટાઇનના ગરીબડા ફેલાહીન (ખેડુત)ની દશા પણ સારી નથી. જ્યુલોકનું ચકચકતું સોનું તેને લાભ કરતું નથી, પણ તેના નાશનું કારણ બન્યું છે. ત્યાંની આરબ-વસ્તીનો ૬૦ ટકા જેટલો ભાગ દેશનાં ૮૦૦ ગામડાંઓમાં પથરાયલો છે, અને શહેરોમાં રહેતી પ્રજાનો સીધો સંબંધ પણ ઓછે કે વધતે અંશે ખેતીવાડી સાથે જ સંકળાય છે. સરકારી મહેસુલનો મોટો ભાગ આથી ગામડાંમાં રહેતા ફેલાહીનો જ જમીનવેરાના રૂપમાં આપે છે. એ વાત ખરી છે કે જુના વખતની કરની પ્રથામાં સુધારો કરવામાં આવ્યો છે અને તેમાં સારો જેવો ઘટાડો પણ થયો છે, પણ અત્યારે ઉભા પાકની આનાવારીનું લાગુ થયેલું ધોરણ અને નાણાંના રૂપે ભરવો પડતો કર, એને લીધે ફેલાહીનને માટે એ કર કચડી નાખવા જેવો થઇ પડે છે, તેથી એ માટે ખેતીવાડીના વીકાસનું કામ તો અશક્ય થઇ જ જાય છે, પણ ઘણે ભાગે તો છવન સુદ્ધાં મુશ્કેલ થઇ પડે છે. તેમાં વળી લડાઇ પહેલાંના ભાવમાં અને અત્યારના ભાવમાં એટલો ફેરફાર થઇ ગયો છે કે જેથી ગરીબ આરબ ખેડુતની દશા વીચીત્ર થઇ છે. ભાવની આ મોંઘવારી જ્યુ લોકોના આગમનને જ આભારી છે. તે તો જ્યુ લોકોને પણ સ્વીકારવું પડે છે. આ મોંઘવારી છ ગણી વધી હતી, અને અત્યારે પણ ૧૯૧૪ કરતાં બેવડી મોંઘવારી તો છે જ. [જુવો : Bonne Statistical Archine of the German Statistical Society, 1929, P.392] આ દશામાં ખેતીવાડી કરનારાઓની પુરેપુરી ખાનાખરાબી થઇ જાય તેમાં શું નવાઇ! અહીં એ ધ્યાનમાં રાખવાનું છે કે, ખેતીની ઉત્પન્નના ભાવ ત્યાં હમેશાં ઓછામાં ઓછા હોય છે. એથી પરીણામ એ આવ્યું છે કે, બદાયું તેમજ ફેલાહીનોને ભારેમાં ભારે કરકસર કરવી પડે છે. અને સંખ્યાબંધ લોકો ગામડાં છોડી શહેરોમાં મજુરી શોધવા જાય છે, પણ ત્યાં એવો ઉદ્યોગ ખીલ્યો નથી કે જેથી તેમનો સમાવેશ કરી શકાય. આ સ્થીતીમાં કોઇ પણ બદાયું કે ફેલાહને રોજ્યા મજુરી મળે તે પણ પોતાને નસીબદાર માને છે. આ મજુરી કાં તો ધનવાન જ્યુ વસાહતોના બગીચાઓમાં કે વ્યુહ રચનાની દ્રષ્ટીએ સરકારે શરૂ કરેલા જાહેર બાંધકામો [જેવાં કે: રેલ્વે, પુલ, રસ્તા, જાહેર મકાનો લશ્કરી છાવણીઓ, બંદરો વગેરે]માં મળે છે. આમ સરકાર અને જ્યુ લોકોએ પેલેસ્ટાઇનના ફેલાહીનોને તેમ જ બદાયુંઓને પુરે પુરા નાશને માર્ગે મુકી, પોતાને સારૂ તેમ જ મોટા પાયા ઉપર ખેતી કરાવનારા શ્રીમંત આરબો માટે, સોંઘામાં સોંઘા દરે મજુરો મેળવવાની સગવડ ઉભી કરી છે. કેમકે આવા બેકારો ત્યાં રોળાબંધ દેખાય છે. આ સંબંધમાં કર્નલ વેજવુડે પણ 'સાતમું સંસ્થાન' નામની પોતાની ચોપડીમાં ટીકા કરી છે, એટલું જ નહીં પણ મી. રામ્સે મેકડોનાલ્ડે સુદ્ધાં ૧૯૨૨ની પોતાની મુસાફરી વખતે લખેલા લેખોનાં ટીકા કરી હતી. આ મજુરો માટે કોઇ જાતના કાયદાકાનુન નથી. એટલે કામના ગમે તેટલા કલાકો સામે કોઇ વાંધો ઉઠાવી શકે નહીં, તેમ જ દશ વર્ષના જુના કામદારને સુદ્ધાં એક પાઇનો યે બદલો આપ્યા સીવાય ઘડીના છઠ્ઠા ભાગમાં દુર કરી શકાય. ત્યાં એવા પણ બનાવ બન્યા છે કે, ચાર કલાક કામ કરી અકસ્માતથી માર્યા ગયેલા આરબ મજુરના કુટુંબીઓને, એણે કરેલી મજુરીના કલાકો પુરતી જ મજુરી ગણી આપ્યા ઉપરાંત કશો જ બદલો અપાયો નથી. આ દશામાં આરબ કામદારોના સંઘની વ્યવસ્થા થઇ શકે તેમ નથી, અને તેમ

કરવા જતાં સરકાર તેમ જ જ્યુ લોકોના કહે-વાતા કામદારનેતાઓ જ તેમના માર્ગમાં વીઘ્નો ઉભાં કરે છે.

આ જાતના આર્થીક નાશને લીધે આરબોએ ૧૯૨૯ ના ઓગસ્ટમાં દંગો મચાવ્યો, ત્યારે તેમની સામે ચળવળ કરનારાઓએ ત્યાં પણ 'કામ્યુનીઝમ'ની પરીઓની કથા જેવી વાતો શરૂ કરી દીધી, અને અસંતોષનાં સાચાં કારણો આડી અવળા પ્રચારની ઢાલ ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો. તેમ જ તોફાનીઓને ભયનીતીથી દાબી દેવા ભારેમાં ભારે સજાઓ કરી. જેમાં અનેકને પ્રાણદંડની સજાઓ થઇ, સંખ્યાબંધ લોકોને કેટલાય વર્ષો સુધીની જેલ અપાઇ અને ગરીબડાં ગામડાં ઉપર કચડી નાખનારા દંડ નાખવામાં આવ્યા.

એટલે હવે ચળવળનું ક્ષેત્ર ગામડાંમાંથી બદલાઇને શહેરોમાં આવ્યું છે, અને ફરીથી વળી મુડીવાદી મનોદશાના વ્યાપારીઓએ, જ્યુ લોકોને આરબ જમીનોમાંથી હાંકી કાઢવાના નામ નીચે, તેમના માલનો બહીષ્કાર કરવાની ચળવળ ઉપાડી લીધી છે. પણ જનતાને તેથી સંતોષ નથી. તેમની હવે તો ખાત્રી જ થઇ ચુકી છે કે, તેમનો નાશ કરનાર બીજું કોઇ જ નહીં પણ શાહીવાદ છે; એટલે છુટી છુટી મોટી હડતાળો પડવી શરૂ થઇ છે, તેટલું જ નહીં પણ તા. ૧૬ મી ઓકટોબર અને ૨૭ નવેમ્બરે તો ત્યાં અસાધારણ હડતાળો પણ પાડવામાં આવી હતી.

૧૯૨૯ ના ઓગષ્ટના બળવાની તપાસ માટે જ્યારે શૉ કમીશન ગયું ત્યારે તેની સામે શેરીઓમાં સરઘસો કાઢીને વીરોધ બતાવવામાં આવ્યો હતો. આમ હવે પેલેસ્ટાઇનમાં ઉદ્દામ વીચારનો બુદ્ધીમાન વર્ગ અને કામદાર વર્ગ બન્ને આર્થીક તેમ જ રાજદ્વારી ઉન્નતી માટેની લડતમાં સંયુક્ત બનવા લાગ્યા છે. જોકે ત્યાં પણ હીંદની માફક રાષ્ટ્રીયમત ધરાવનારા નેતાઓ કામદારોની ચળવળને વ્યાપક બનતી જોઇને સરકારના પક્ષમાં ઢસવા માંડયા છે, કેમકે તેમને પણ હીંદના મધ્યમ વર્ગના માણસોની માફક 'કામ્યુનીઝમ'ના ભુતથી ડરાવવામાં આવે છે; તેની સાથેસાથે શાંતી ફેલાવવાના અને બ્રીટીશ ન્યાય તરફ વીશ્વાસ વધરાવવાના પ્રયાસ કરવામાં એ વર્ગનો સત્તવાળાઓ ઉપયોગ કરી રહ્યા છે. ઉપરાંત કોઇપણ રીતે સમાધાન કરવાની તજવીજો શરૂ થવાથી, 'બાલ્ફર ઢંઢેરા'નો વીરોધ કરનારા રાષ્ટ્રમતવાદી આરબો તે ઢંઢેરાનો સ્વીકાર કરવા સુધી તૈયાર થયા છે. માત્ર તેમની એક જ શરત છે કે, તેના બદલામાં બ્રીટીશ સરકારે તેમને પાર્લમેન્ટની બક્ષીસ આપવી. આ કામમાં ધનવાન જ્યુ લોકોની મદદથી નીર્ધન જ્યુ લોકોને જુદા કરી મતભેદ પડાવીને રાજ ચલાવવાની ગોઠવણ પણ સારી રીતે પાર ઉતારવામાં આવી છે. અને તેમની લાગણીઓને ઉશ્કેરવા માટે "વસવાટના સ્થાન વીનાના લોકોને વસાવવા માટે જમીન" મેળવવાની મધલાળ ભરી લડતની લાલચ લગાડવામાં આવી છે. આ લાલચ મજબુત અને અને તેની સાથે શ્રીમંત જ્યુ લોકોને વધુ નફો મળે તેટલા માટે વળી "જ્યુ નો માલ જ ખરીદો," "જ્યુ લોકોનો ઉદ્યોગ સદ્ધર બને તે માટે મદદ કરો." "ખરા પસીનાની મહેનત જંગલી લુટારના હાથમાંથી બચાવો." એવાં સુત્રો વ્યાપક બનાવી, આરબોની સામે આવી લાગણીથી ઉશ્કેરાયલા ભાવનાવાદી જ્યુ લોકોને લડવા માટે પણ તૈયાર કરવામાં આવે છે. એથી પોતે બીચારો ગુલામ જેવા હોવા છતાં, નીર્ધન આરબોને કચડવાના કામમાં મદદગાર બને છે.

સાગરના નાના દેવો: "ત્રિશૂળ ગોળ ફેરવવું ઘટે."
મહાદેવ બ્રિટન: "તો તો પછી હું સીધુંજ પકડી રાખીશ."

[ક્લેડરેડેટસ્ચ: બર્લિન]

## નૌકા પરિષદ: અંગ્રેજ નજરે



નેશનાલીસ્ટોની ચળવળને ઠંડી પાડી દેવામાં બીજી પણ એક વીચારસરણી મદદગાર થઇ છે. તે એ કે, બ્રીટીશ એંપીનેટની મદદથી પુર્વમાં એક વખત જ્યુ લોકોનું સંસ્થાન (State) સ્થપાયું, એટલે જ્યુ કામદારોની મુક્તી માટેનું કામ સાવ સરળ થઇ પડશે. આ અને બીજી યુક્તીઓથી આરબ તેમજ જ્યુ કામદારો વચ્ચે મતભેદ પડાવવામાં આવ્યો છે. આમ છતાં પેલેસ્ટાઇનમાં દીવસે દીવસે આમવર્ગ મજબુત બનતો જાય છે એ વાત તો નીર્વીવાદ જ છે. પરંતુ મી૦ રામ્સે મેકડોનાલ્ડની કામદાર સરકારનો સંસ્થાન ખાતાનો મંત્રી એ જાગૃતીને કોઇપણ ભોગે કચડી નાખવા દરેક જાતનાં પગલાં ભરી રહ્યો છે. 'એમરજન્સી લૉ' તે માટે પસાર કરવામાં આવ્યો છે, પોલીસ અને છુપી પોલીસને વધુ મજબુત બનાવવામાં આવી છે. તે ઉપરાંત જાગીરદાર અને ધનવાન આરબોની સાથે શ્રીમંત જ્યુ લોકોનો સંબંધ વધારી, તેમના સંયુક્ત બળને પણ આમવર્ગની સંગીન એકતાની સામે મુકવામાં આવ્યાં છે. આ સંબંધમાં જ્યુ દ્રષ્ટીબીંદુથી લખતાં છતાં ડૉ. એલીસ રીંગ 'સોસ્યાલીસ્ટ રીવ્યુ' [ માર્ચ : '૩૦ ]માં એટલું તો સ્વીકારે છે કે: "પુર્વમાં દરેક સ્થળે યુરોપ પાસેથી તેના આદર્શનો અને તેની સંસ્કૃતીના ભૌતીકવાદનો સ્વીકાર થતો જાય છે. અને પેલેસ્ટાઇનમાં પણ એ જ ધોરણે થતી પ્રગતીને હવે કંઇ અટકાવી શકાય તેમ છે. કેમકે વર્તમાન અર્થશાસ્ત્રીની પ્રગતી જ એ ધોરણે થયેલી છે કે કોઇ પણ પ્રદેશને તેનાં સાધનોનો ઉપયોગ કરતાં કે તેની ખીલવણી કરતાં એકલો પાડી દઇ શકાશે નહીં જ." છતાં પશ્ચીમની શાહી–મુડીવાદી મનોદશાવાળાઓની દોરવણીથી ચાલતી પ્રજા આ વાત સમજી ન શકે, તે રીતે તેમને નામે, શાહીવાદી મુત્સદીઓ જાગૃતીનાં ઘોડાપુરને જ અટકાવી નાખવાનો મીથ્યા પ્રયાસ કરે છે. અને જગતની આંખે પાટા બંધાવવા માટે આરબોની ધર્માંધ ભાવનાની આ લડત છે એવી વાતો ફેલાવવામાં આવે છે!



**મવાળ વકતા :** હું એમ નથી કહેતો કે સરકારની ભુલો થઇ નથી, પણ મીઠાના સત્યાગ્રહીઓની લડત ભુલભરી જ છે...

**શ્રોતા** [વચ્ચે જ]: ત્યારે પછી તમે સરકારને એની ભુલો બતાવવા કેમ જતા નથી?

**મવાળ વકતા :** [ગુંચવાય છે, હાથમાંની તૈયાર નોંધમાં આવા પ્રશ્નનો શું જવાબ આપવો તે ન હોવાથી, માથું ખંજવાળતાં] : તે હું નક્કી કરીને કહીશ:

**શ્રોતાઓ** [સામટા]: તો પછી બધું નક્કી કર્યા પછી જ ભાષણ કરવા આવજો.

**મોર્નીંગ પોસ્ટ :** ગાંધી તો ખંધો વાણીઓ છે.

**મોર્ડન રીવ્યુ :** ખરૂં છે. પણ ભાઇ એ ભુલી ન જતો કે સારીએ અંગ્રેજ પ્રજા એવા ખંધા વાણીઆનીજ બનેલી છે.

...

**બહેન:** સાક્ષરો પ્રેરણા કોને કહેતા હશે?

**ભાઇ:** લખવા પહેલાં તેઓ જે લેતા હોય તેને. કોઇને દારૂનો ઘુંટ, કોઇને સીગારેટની ફુંક, કોઇને સોપારીનો કટકો, કોઇને સડેલું સંતરૂં તો કોઇને કોહેલા ચણામાંથી પ્રેરણા મળે છે.

# બ્રીટન અને રશીઆ

—પરિચય—

યુરોપના આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આજે રશીઆ અને ઇંગ્લાંડના રાજદ્વારી સંબંધનો પ્રશ્ન સૌથી ઉગ્ર સ્વરૂપ પકડી રહ્યો છે. રશીઆના નીત્ય પાંગરતા સમુહવાદથી જોનબુલ ભડકે છે, અને સોવીએટ સરકાર જોડે ઇંગ્લાન્ડે ફરી એકવાર વ્યવહાર જોડયા છતાં, મજુર સરકારના અગ્રણી પુરૂષો રશીઆ ઉપર ધગધગતી વરાળ કાલવે છે. ઇંગ્લાન્ડના મુડીવાદી મંડળો એમના ચર્મચુસ્ત પ્રતીનીધીઓદ્વારા રશીઆ સામે ધર્મયુદ્ધ આરંભવાના જે સુર કાઢે છે, તેને આ 'સમાજવાદી' સરકાર હર્ષભેર ઝીલે છે અને અવનવા તુતો નીચે ઇંગ્લાન્ડમાં રશીઆ વીરૂધ્ધ વીગ્રહશીલ વાતાવરણ ઉભું કરે છે. આખા ગ્રેટબ્રીટનના રાજકારણમાં આજે જાણે કે લાલ સોવીએટ સરકારપર લડાયક આક્રમણ કરવાના ભણકારા વાગે છે. નીચેનો લેખ એ વીષમ વસ્તુસ્થીતીનું સબળ પૃથક્કરણ કરે છે.

—લેખક: છેલશંકર દ. વ્યાસ—

## સામ્રાજ્યવાદનો મુંઝારો

લડાઇ—બીજી ભીષણ સામ્રાજ્યવાદી લડાઇ—ના ભણકારા વાતાવરણમાં ગાજી રહ્યા છે. ઇંગ્લેન્ડ અને અમેરીકા, જપાન અને જર્મની, ફ્રાન્સ અને ઇટલી, સહુ કોઇ આગામી વીગ્રહના ભાગીદાર બનવા સરંજામ એકઠો કરી રહ્યાં છે, આ આગામી મહાયુધ્ધ ઉપર આવરણ નાખવા જગતના પાંચે મહારાજ્યોએ પ્રયાસ કરી જોયો છે, અને તેમાં તેમને નગ્ન નીષ્ફળતા સાંપડી છે. લંડનમાં મળેલી નૌકાપરીષદનો અંજામ એ ઢાંકેલા સત્ય ઉપરથી અચુક બુરખો ઉચકી લે છે. અંગ્રેજી અખબારો કહે છે કે આ પરીષદને વીજયની વરમાળ વરી છે. બ્રીટનની મુડીવાદી મજુર-પ્રધાન-મંડળી પંચમસુરે એની પ્રશસ્તીઓ સંભળાવે છે. મુખ્ય પ્રધાન મેકડોનાલ્ડ અવીચળ સ્થપાએલી વીશ્વશાન્તીની વાતો ઉચ્ચરે છે. નૌકાનીયમન પરીષદની પોકળતા ઢાંકવાના આ બધા મીથ્યા પ્રયાસો છે. મહીનાઓ સુધીની નીરર્થક માથાઝીકને અન્તે, ફ્રાન્સ અને ઇટલીના ભરપુર ઝઘડાઓને છેડે, ઇંગ્લાંડ અને અમેરીકાના સામસામા શક્તા-ખેલન પછી, માંડમાંડ આ મહારાજ્યો માલ વીનાના સંમત કરારનો કરૂણ દેખાવ રજુ કરી શકયાં છે. પણ એજ એમની દીનેદીને પાંગરતી સ્પર્ધા અને વૈરવાસનાનો નીર્દેશ છતાં કરે છે. પરીષદની આખીયે કાર્યવાહીમાંથી એકજ સંવાદી સુર ઉઠે છે કે સામ્રાજ્યવાદી સત્તાઓ, હવે પ્રતીક્ષણ વધતી ગતીએ કોઇ મહાવીગ્રહના મુખ ભણી પ્રયાણ કરી રહી છે. પળે પળે આખી આલમની આર્થીક વીષમતા એના અજબ વેગમાં વૃધ્ધીંગત થતી જાય છે. તેના ઉકેલ માટે મુડીવાદી મહાસત્તાઓ આજે અશક્ત થઇને ઉભી છે. એમનાં દ્રષ્ટીપથમાં લોહીલોહાણ લડાઇ સીવાય અન્ય ઇલાજ દેખાતો નથી. અવ્યવસ્થીત ઉત્પાદનમાં સબડતી એ સત્તાઓ ચીસો નાખે છે કે

હવે અમારા ઉદ્યોગોમાં ઉત્પન્નનો અતારેક થયો છે. ઘઉં, તેલ, રબ્બર, કાપડ, ખાંડ, પોલાદ, વહાણો, તમામ જાતનો તૈયાર માલ, એ સર્વ ક્ષેત્રોમાં ગંજના ગંજ વીક્રયના અભાવે ખડકાઇ રહ્યા છે, એવી એમની સતત ફરીયાદ છે. યંત્રો, કારખાનાં, ઉદ્યોગગૃહો અને પ્લાન્ટસ એટલા વધી ગયેલાં ભાસે છે કે એમને પોતાની પ્રચંડ શકતીને પહોંચી વળે એટલું કામ મળતું નથી. મુડીવાદની આરાધનામાં મગ્ન રહેતાં રાજ્યોને પૃથ્વીના પટ ઉપર વસતાં માનવોની સંખ્યામાં પણ અતીરેક લાગે છે. 'મજુરો વધી પડ્યા છે, એમના માટે જગતમાં કયાંય જગ્યા નથી,' એ એમની બહુવાર ચવાયલી બુમ છે. અન્નવસ્ત્રના સાંસાંમાં સીઝાતા લાખો-કરોડો-બેકર માનવો લંડનમાં ને ન્યુ યોર્કમાં, પેરીસમાં ને બર્લીનમાં, ટોકીઓમાં ને ત્રીપોલીમાં, મુંબઇમાં ને કલકતામાં, જગતના આખાયે ચોકમાં આથડે છે. શહેરોની શેરીએ શેરીએ આ વ્યગ્ર માનવતા ભુખમરાને ભેટે છે. એમાંથી ઉત્થાન પામતો અસંતોષનો દાવાનળ દીવસે દીવસે અધીક ઉગ્રતા ધારણ કરે છે. એ અસંતોષને ઉગતો ડામવા સામ્રાજયવાદી રાષ્ટ્રોના સુત્રધારો અનેકવીધ ઓજારો વાપરી રહ્યા છે. બ્રીટનની મજુર સરકારનો કહેવાતો 'સમાજવાદ' શ્રમજીવીઓ ઉપર શોષણ અને દમનના સાણસા ઔર જોરથી ચાંપે છે. બીજા બધા દેશોમાં શોષીત સમુહની જાગૃતી સામે પીડનનાં નવાં શસ્ત્રો રોજ રોજ યોજાય છે. સામ્રાજયવાદની આ વીષમ વસ્તુસ્થીતી સામે સમુહવાદી રશીઆનું ચીત્ર જનતાને અતી જ્વલન્ત ને ભવ્ય ભાસે છે. જાણે કે વીનીપાતમાં ધસડાતા મુડીવાદની સામે પ્રગતીમાન સમુહવાદનાં અશ્વો યશસ્વી કુચ કરતાં હોય એવું દશ્ય ત્યાં ખડું થાય છે. સામ્રાજ્યવાદથી આ ભાવી સૃષ્ટીનું સોહાગી સર્જન ખમાતું નથી, કારણ કે એ સર્જનને પગલે પગલે આજે દીન સુધીની શોષણનીતીનો અંત ઉભો થાય છે. એટલે એ મુંઝાયલો-અકળાયલો સામ્રાજ્યવાદ આજે સોવીએટ રશીઆ સામે બંદુકો તાકી રહ્યો છે. ઘોર વીગ્રહનાં ધમસાણની ઝાંખી સાવધાન દ્રષ્ટીને ચોમેર દેખાય છે.

## એ પવીત્ર જીહાદ!

આને એ સમુહવાદ સામેના વીગ્રહની ઝંખનામાં ઇંગ્લેંડ સહુને મોખરે દોડે છે. રશીઆ ઉપરની સામ્રાજ્યવાદી ચઢાઇનો એ ચોપદાર બને છે. 'જીહાદ-પવીત્ર જીહાદ-અનીવાર્ય ધર્મયુધ્ધ'! એજ આજના ઇંગ્લેંડની 'ટેક' છે. એનાં અખબારો, વૃત્તવીવેચનો અને વર્તમાનપત્રો એકજ એ સંગ્રામધુન અહોનીશ લલકારે છે. મુડીવાદી સામ્રાજ્યવાદની પવીત્રતા અભંગ જાળવવા આગળ પડેલાં રવીવારનાં 'પવીત્ર પત્રો' રશીઆ સામે નીરંકુશ રીતે ધગધગતી વરાળ ઠાલવે છે. ચાર કોલમના ચમકાવનારા મથાળા નીચે ૧૯૩૦ ના ફેબ્રુઆરીની ૧૬ મી તારીખનું 'સન્ડે એક્ષપ્રેસ' ધર્મના નામે નીચે મુજબ ઉન્માદક પીણું પીરસે છે:

"બોલ્શેવીક રશીઆ ઉપર નવીન ધર્મયુધ્ધનો હલ્લો લઇ જવા માટે આપણી પ્રજાને હવે આવાહન કરવાની વેળા શું નથી આવી પહોંચી? ધર્મ ઉપર ધાડ પાડનાર રશીઆ સામે આ રવીવારના પવીત્ર દીને ભગવાન ખ્રીસ્તના તખ્ત ઉપરથી આખા જગતમાં રોમન કેથોલીકથી માંડી પ્રોટેસ્ટન્ટ સુધીના અને રાજયસંવર્ધીત દેવળોથી માંડી નોનકોન્ફોર્મીસ્ટ સુધીના તમામ સંપ્રદાયો પ્રચંડ વીરોધ પોકારશે; અને પ્રજાને કર્તવ્ય માટે સજ્જ બનવાનો

એવો આદેશ આપશે કે જે જાણી મોસ્કોના ઇશ્વરહીન સુવર્ણમંડીત મીનારા ધ્રુજી ઉઠશે. આપણી મહાસત્તાઓએ પાક દીનના રક્ષણને કાજે તાબ.તોબ માર્ગ શોધવો ઘટે છે, અને એવો માર્ગ તેઓ અવશ્ય ઘડશે. આજે ખરેખર ઇટલીના લશ્કરવાદી મુસોલીની માટે પ્રહાર કરવાનો અનુપમ પ્રસંગ આવ્યો છે. એ જવાંમર્દે કંઇએ ધ્યેય વીના ઊંડા પાતળમાંથી જે સેનાઓ ઉભી કરી છે, તેમના ત્વરીત ઉપયોગ માટે રશીઆનું ક્ષેત્ર ખુલ્લું થયું છે. રશીઆને રોમ રોમ ધીક્કારનાર એ પ્રતાપી પુરૂષ, ઇટાલી પર એક ચક્રે શાસન ચલાવતો એ નીડર નર, ધારે તો આજે અજરામર ધર્મના જતન માટે પવીત્ર જીહાદનો પ્રણેતા બની શકે તેમ છે. વર્તમાનયુગના એક ભવીષ્યમાન વીરાટ આંતરરાષ્ટ્રીય યુધ્ધના આરંભ કાળે આપણે સહુ આવી ઉભા છીએ."

એજ રીતે 'સન્ડે પીકટોરીઅલ' એના લાખો વાંચનારાઓને પોકાર સંભળાવે છે કે, "હવે સમીપનાજ સમયમાં, ઇતીહાસમાં કદી નહીં બનેલી એવી અતી ઉદ્દામ લડાઇ આખી આલમને આવરી લેશે. આ લડાઇ, માનવજાતી હવે પછી પ્રગતીના પંથ પર ચાલતી રહેશે કે નીરીશ્વરવાદી પશુતાના ખપ્પરમાં હોમાશે, તેનો આખરી નીર્ણય કરી આપશે. રશીઆના લાખો ઇશ્વરસીરોધી જુવાનો એમની નાપાક લાલસાઓ બર લાવવા માટે અત્યારે ધમપછાડા મારી રહ્યા છે."

વર્તમાનપત્રોની આ કટારોદ્વારા આમ-વર્ગને મુડીવાદ પોતાનો સ્વાર્થી સંદેશ સંભળાવે છે. આવાં સહસ્ત્રમુખ વાજીંત્રો બાલ્ડવીનો અને હેન્ડરસનોના અવાજને ઉચ્ચારીત બનાવી સામ્રાજ્યના ખુણેખુણામાં લઇ જાય છે. કરોડોના કાળમાં આ અખબારોજ-ક્ષણે ક્ષણે- માનવસમુહની અંદર મુડીવાદના સ્વાર્થોનું ઝેર ફેલાવે છે. એ આખાયે પ્રચાર કાર્યનું પુનરાવર્તન ઉજળીઆત વર્ગના વૃત્તવીવેચનમાં (Journalism) થાય છે. એનો પ્રતીધ્વની પાદરીઓ અને મુત્સદ્દીઓની પ્રવૃત્તીમાં પડે છે. ધર્મગુરૂઓ, શાક્ષકો અને ઉપદેશકો સુંવાળા વાક્યોમાં એનું ભાષાન્તર કરી પ્રજા આગળ પીરસે છે, અને એ રીતે સોવીએટ રશીઆ સામે વીષનો પ્રવાહ અજબ ગતીથી આગળ વધે છે.

## ધાર્મીક હથીઆર

લોહીલોલુપ મુડીવાદનું સહુથી સમર્થ હથીઆર ધર્મ છે. સમુહવાદી રશીઆના સ્વાધીન મહેનતજીવીઓ સામે ઇંગ્લાંડના આમ વર્ગને સંગ્રામક્ષેત્રે ખેંચવામાં એ બહુજ ખપ લાગે છે. મુડીવાદથી મંડીત થએલા અંગ્રેજી સામ્રાજ્યવાદનાં મુખ્ય બે ઓજારો, ધર્મમંદીરો અને સનાતનસીન મજુરપક્ષ છે. જનસમુહને મુડીવાદના સ્વાર્થની સોગઠી બનાવવામાં ધર્મ શીવાય બીજું સાધન પણ શું હોઇ શકે? જે માલમતા પોતાની નથી એને માટે અન્ય સાથે આખડવા લોકો થોડા તૈયાર થવાના હતા? લાખો શ્રમજીવીઓને નીરંતર તંગીમાં તાવનાર મુડીવાદી સમૃધ્ધીના રક્ષણ ખાતર તેઓ હથીઆરો કેમ ઉપાડે! તેમ લાલચરોનાં હીત પોષનાર અને મજુરોને એડી નીચે કચરી નાખનાર પાર્લામેંટ માટે પણ એ મહેનતુ માનવો કંઇ ઓછા મરી ફીટવાના છે? એટલે મુડીવાદે કોઇ અગમ્ય, આધ્યાત્મીક, ધાર્મીક ભાવો ઉપરજ મહેનતજીવીઓને નચાવવા રહ્યા. માનવસમુહની વચ્ચે શીક્ષણના અભાવે જે કંઇ અજ્ઞાન, વહેમ, ને જુઠાં તુતો રહી ગયાં હોય; આકરી ને વીષમ



છેલ્લી લડાઈમાં ક્રાઈસ્ટને નામે સામ્રાજ્યવાદી દેશો ઝેરી ગેસથી માણસોને મારી નાખવાની હીમાયત કરતા, એવા ધર્મ સામે રશીઆ આ યુધ્ધ અટકાવવા ઉપર પ્રમાણે ગેસમાંથી બચવાના મ્હોરાવાળા ક્રાઈસ્ટનું ચીત્ર દોરી પ્રચારકાર્ય કરે છે

વાસ્તવીકતાના નાશક સ્પર્શમાંથી શ્રમજીવીઓની જે જે અણુઘડ ઉર્મીઓ અસ્પૃષ્ટ જળવાઈ રહી હોય—એ સર્વના ઓઠા નીચે જનસંઘને વીપ્લવથી વીરકત રાખવા માલેતુજારો જાળ બીછાવે છે માનવસામાન્યની જરીપુરાણી માન્યતાઓને, અજ્ઞાનજન્ય કંકાસોને, મુફલીસ મતીવીભ્રમોને, આધ્યાત્મીક ઉન્માદોને આ ધંધાદાર ધનીકો પોતાનાં પ્રચંડ ઓજારો બનાવે છે અને એના વડે વીપ્લવશીલ શ્રમજીવીઓની જાગૃતી સંહારે છે. આ જલ્લાદગીરીમાં એમને ધર્મગુરુઓ, ઉપદેશકો, પાદરીએ,

અને પવીત્ર પુરૂષો સદ્‌ધ' સાથ આપે છે. કાળમુખાઓની એ આખીય જમાત સ્વભાવેજ પ્રગતીની વીરોધી હોય છે. ઇતીહાસ આપણને સાફ સાફ કહે છે આ સ્વાર્થી સંઘે ગુલામી વ્યાપારના જંગલી જમાનાથી માંડીને વીકસીત મુડીવાદના આધુનીક યુગ સુધીના સઘળા સમયમાં શોષક વર્ગનેજ સહાયતા આપી છે. ધર્મધુરંધરોના આ સમુદાયે સામ્રાજ્યવાદની તમામ પશુતાઓને પંપાળી છે. આજે માંધાતા મ્યુસોલીનીની પાસેથી તે કરોડ પૌંડનો ઉપહાર લઇ સીતમગાર ફેસીઝમ માટે શોષણક્ષેત્ર સલામત બનાવે છે, બીજે દીવસે તે રાજામહારાજાઓના અમર જીવન માટે પ્રભુને પ્રાર્થે છે, આગળ જતાં તે મુડીવાદને મદદ કરવા લડાઇ માટે શ્રધ્ધાળુ માણસોમાંથી લશ્કર ઉભું કરે છે, અને એવી બીજી અનેકવીધ બાજીઓથી જાગેલા સમુદની આંખોમાં ધુળ નાખવા મથે છે. ખરેખર, ઔદ્યોગીક મહેનતકશીઓને નીષ્ક્રીયતાનાં ઝેર પાવા મુડીવાદ પોતાના અનામત શસ્ત્રોના ઓક્ષરતા ભંડારમાંથી છેલ્લામાં છેલ્લાં હથીઆરો વાપરી રહ્યો છે.

## ઝેરની પીચકારીઓ

પણ શસ્ત્રોની સજાવટ માટે વાતાવરણને અનુકુળ બનાવવાના બાજીમાં ધર્મ કરતાંય વધારે કારમો હીસ્સો બ્રીટનની મજુર સરકાર પુરે છે સત્તાના સીંહાસને આરૂઢ થએલો કામદારપક્ષ ઇગ્લાંડની ધર્મસત્તાને અભંગ નીભાવે છે. વસ્તુતઃ એ બન્નેને એક બીજા જોડે અવીભાજ્ય સંબંધ છે. એમની વચ્ચે મુડીવાદના આધાર રૂપ ત્રીજો સ્તંભ અખબારો કે મુદ્રણમંદીરોનો છે. મજુર સરકારની સરદારી નીચે આ ત્રણે સાથે મળી આમવર્ગને ઔદ્યોગીક શાંતી, 'સ્વદેશાભીમાન' અને સામ્રાજ્યસંરક્ષણની ઝેરી પીચકારીઓ આપે છે. સત્તાનસીન મજુરમંડળીના ઘણાખરા વૃધ્ધ નેતાઓ ઇંગ્લાંડના ધર્મોપદેશકોને આસને ચઢે છે. આ ટોળીના હેન્ડરસન અને કલાઇન્સથી માંડીને લાન્સબરી અને બ્રીટકી સુધીના તમામ સભ્યોને એંગ્લીકન, નોનકોન્ફોર્મીસ્ટ કેથોલીક, થીએસોફીસ્ટ, વગેરે સઘળા ધર્મધુરંધર મંડળો જોડે સીધો સંબંધ છે. આ ગાઢ સંબંધ ઉપર તો ઇંગ્લાંડની આધુનીક પ્રતી–સોવીએટ પ્રવૃત્તીઓની ઇમારત ખડી છે. રશીઆ સામેના ષડયંત્રમાં બ્રીટનનો કોન્ઝર્વેટીવપક્ષ, ચર્ચવાળો ધાર્મીક પક્ષ અને કામદાર સરકાર એ ત્રણે સાથે મળી બહુરંગી છતાં એકજ ધ્યેય પર ધપનારા પાસા ફેંકે છે. કોન્ઝર્વેટીવો રશીઆ વીરૂધ્ધ સીધો રાજદ્વારી રણસંગ્રામ ખેલે છે, ધર્મમંદીરો નીતીવાદના ધોરણે આગ ફેલાવે છે, અને મજુર સરકાર અનીચ્છાના આડંબર નીચે આ બંનેના પ્રચારકાર્યમાં બળ પુરે છે કોઇ વાર એ 'સમાજવાદી' સરકાર મુડીવાદના દબાણ આગળ માથું નમાવે છે, કોઇવાર રશીઆ વીષે તપાસ કરવાનાં મધુર વચનો આપે છે, અને ઘણી વાર અણીનો અવસર ઉભો થતાં સખ્ત પગલાં ભરવાની પ્રતીજ્ઞા ગ્રહે છે. એ સર્વ સંચલનો લડાઇની અમુક દીશા તરફ દોરાયલાં છે. ૧૯૦૬ થી ૧૯૧૪ સુધી બ્રીટનની મુડીવાદી લીબરલ પ્રધાન મંડળીએ આજના જેવોજ પ્રચારસંગ્રામ ચલાવ્યો હતો. આધુનીક વીગ્રહશાસ્ત્રે ઉભી કરેલી એ માત્ર અનુપમ કલા છે.

## આંખનાં અંજન

મજુર પક્ષની સત્તાના આ વેળાનાં મંડાણથીજ એક વસ્તુ સૌને સ્પષ્ટ સમજાઇ ગઇ છે, કે પુરોગામી મુડીવાદી સરકારના

પરદેશમંત્રી ચેમ્બરલેને જે વીદેશનીતી નીણીંત કરી રાખી હતી તેને અભંગ રીતે આગળ ચલાવવાનો ધર્મ આ મજુરપક્ષે સ્વીકાર્યો છે. ૧૯૨૪ ના ઝીનોવીફ પત્રનું જુઠાણું ખુલ્લું થયા પછી, ફરી એકવાર સોવીએટ સત્તા જોડે રાજદ્વારી સંબંધ બાંધવા અને આખરે કોઇ નવીન તુત શોધી કાઢી પુનઃ રશીઆને તલ્લાક આપી, લડાઇ માટે અનુકુળ વાતાવરણ સર્જવું, એ બાલ્ડવીન-ટોળીની નીશ્ચીત નેમ હતી. એ નેમનું વફાદાર અનુષ્ઠાન મજુર સરકારે કરી બતાવ્યું છે. એણે શાસનતંત્રની લગામ હાથમાં લીધા પછી થોડાજ દીવસોમાં મુખ્ય પ્રધાન મેકડોનલ્ડે જુઠાણી ઝીનોવીફ પત્રનો ઉલ્લેખ કર્યો હતો, અને પ્રથમ પગથી રશીયા જોડે મંત્રણા કરવાની વાત વીસારે મુકી હતી. સૌથી વધારે સુચક નાટક તો આ મજુર ટોળીના મુખ્ય પુરુષોએ સાથે મળી ભજવ્યું હતું. મેકડોનાલ્ડ, હેન્ડરસન, થોમસ અને સ્નોડનના હાજરીમાં એક બનાવટી સોવીએટ બંદર ઉભું કરવામાં આવ્યું હતું અને તેના ઉપર ઉંચા આકાશમાં હવાઇ જહાજમાંથી બોંબ ફેંકવામાં આવ્યા હતા. લીગ ઓફ નેશન્સનું આધીપત્ય સ્વીકારવા રશીઆ ઇનકાર કરે છે એટલા સારૂ મજુરટોળીના મહાજનોએ આ કૃત્રીમ નાટકી લડાઇનું પ્રદર્શન ભર્યું હતું. એ પછી મજુર સરકારે નવીન યુગના નીદર્શન તરીકે રશીયા સાથે રાજદ્વારી સંબંધનું પુનર્વીધાન કરવાની વાત અજબ શોરથી ચોકારી હતી. આથી ઘણાયે ઉદ્દામ મતવાદીઓને ખુશાલી ઉપજી હતી, પણ દુરંદેશ વીચારકોએ તો શરૂઆતથી સમજી લીધું હતું કે, આ બધું ઉત્સાહદર્શન કેવળ દંભ અને દગલબાજીથી ભરપુર છે. પાછળના બનાવોએ મજુર સરકારના મુખ ઉપરથી સોનેરી ઓઢણી ખસેડી નાખી છે અને એની બાજીગરીને નગ્ન સ્વરૂપમાં છતી કરી છે. પાર્લામેન્ટમાં હેન્ડરસન, પારમુર અને થોમ્સને રજુ કરેલા નીવેદનો, રશીયા સામે જીવનભર પ્રચારકાર્ય કરનાર નામચીન મી૦ ઓવેની રશીઆમાં એલચી તરીકે નીમણુંક વગેરે ઘટનાઓએ ઘણાની આંખોનાં અંજન સાફ કર્યાં છે.

## સોવીએટ રશીઆ સામે વરાળ

અને મજુર સરકારે એક વરસના અસ્તીત્વ પછી આ સોવીએટવીરોધી જુવાળ એટલો ઉંચો ચઢાવ્યો છે બ્રેલ્સફર્ડ જેવા મજુરપક્ષી પીનીત સમાજવાદીને પણ ‘ ખામોશ ’ ઉચ્ચારવાની જરૂરત જણાઇ છે. ‘ન્યુ લીડર ’ના ૭ મી માર્ચ ના અંકમાં ‘રશીયન રીંછની છેડતી–મજુર પક્ષ માટે મુડીવાદી ટોળીએ બીછાવેલી *જાળ*’ નામક અગ્રલેખમાં તે ચેતવણીનો સુર કાઢે છે કે:

> “સ્પીતીસુરત ટોરી પક્ષની નેમ રશીઆ સાથેનો સંબંધ કાયમને માટે કાપી નાખવાની છે. આ નેમ પાર ઉતારવાનો એકજ ઉપાય છે, અને તે એ કે મજુર સરકારને રશીયા સામે કોઇ પણ ઉપાયે છંછેડવી. જો ટોરી પક્ષ પોતે કંઇ કૌભાન્ડ કરે તો તેની અસર લાંબો વખત ટકે નહીં, માટે જો કોઇ પણ રીતે મજુર સરકારને ઉંડા પાણીમાં ઉતારી લંડનમાંથી રશીયન એલચીને એ પક્ષના હાથે શ્રીફળ અપાવી શકાય તો પછી કમમાં કમ આગામી ત્રીશ વર્ષ સુધી રશીયા સાથે બ્રીટનનો મેળ બંધાયજ નહીં, એવી ટોરી ટોળકીની

ગણતરી છે. આ બન્ને જો સફળ થાય અને મજુર સરકારને રશીયનો સામે તીરસ્કાર વછુટે તો બરાબર કટોકટીને વખતે ટોરી મંડળને વચ્ચે પડવાની સગવડ સાંપડે અને લડાઇની તયારી સામેનો વીરોધ શમી જાય."

પરંતુ બ્રેઇલ્સફર્ડ પે.તે આઇ. એલ.પી. (સ્વતંત્ર મજુર મંડળ) નો સભ્ય છે અને આ મંડળે આદીથી અંત સુધી મજુર સરકારની પરદેશનીતીને સંપુર્ણ અનુમોદન આપ્યું છે, એટલે એનાથી પણ રશીઆ સામે કાદવ ઉરાડયા શીવાય રહી શકાતું નથી ટોરીપક્ષના સુત્રસંચાલન સામે અણગમો દાખવીને અંતે તે. આ મહાશય મજુર સરકારને આગ્રહ કરે છે કે, આપણી સરકારે સોવીયટ સરકાર અને કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલ વચ્ચે અભેદભાવ ગણવો જોઇએ. આ રહ્યા બ્રેઇલ્સફર્ડનાજ શબ્દો :

> "જો કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલ ઇંગ્લાંડ સામે પ્રચાર કરવાનો ગુન્હો કરે તો તે માટે રશીઆની સરકારને આપણે જવાબદાર લેખવી જોઇએ. પરદેશ મંત્રી મી० હેન્ડર્સન આજે એટલું તો જરૂર કબુલ કરશે કે રશીઆએ આપણી સામે પ્રચાર ન કરવાનું વચન ભાંગ્યું છે અને પરીણામે પરસ્પર પુનઃ શરૂ થએલા રાજદ્વારી સંબંધની ભુમીકા નષ્ટ થઇ છે. જો હેન્ડર્સનને પોતાના શબ્દોની કંઇએ કીમત હોય તો તેણે પુરોગામી પરદેશમંત્રી સર ઓસ્ટીન ચેંબરલેનને પગલે ચાલી રશીઆ સાથેનો વ્યવહાર બંધ કરવો જોઇએ."

## બખ્તરધારી હુંકકો

બહારના કેટલાક માણસો એમ ધારે છે કે ઇંગ્લાંડનો સ્વતંત્ર મજુરપક્ષ અતીશય ઉદાર, આદર્શવાદી અને સમાજવાદી છે. પણ એજ પક્ષના મુખપત્ર લીડરમાં તંત્રીસ્થાનેથી ઉપર મુજબની નીતી છડેચોક અખત્યાર થયા પછી એના પ્રતીસમાજવાદી વીનીપાત વીષે કોઇને શંકા સરખીયે રહેશે નહીં. મેકડોનાલ્ડની ટોળીએ સ્વીકારેલી વીઘાતક રાજનીતી સામે ઇંગ્લાંડના શ્રમજીવીઓનો અસંતોષ ઉગ્રતર ન બને એટલા સારૂ આ સ્વતંત્ર કહેવાતી રાજદ્વારી મજુરટોળી મુડીવાદી ટોરીમંડળ સામે ઉપલકીઓ અણગમો દાખવે છે અને એ રીતે મજુર સરકારની તેમજ પોતાની સોવીએટ-નીરોધી નીતી પર પડદો ખીંચાવે છે. રશીઆ ઉપર સંગ્રામ લઇ જવાને માત્ર બાલ્ડવીનનો પક્ષ આતુર છે, એ જંગી જાળ ખીંચાવે છે, તેમાં મેકડોનાલ્ડ અને હેન્ડર્સન અજાણતાં અટવાઇ જાય છે, એમ જો મજુરપક્ષનું વાજીંત્ર ન વદે, તો મજુર સરકારનાં સીધાં કુકર્મોને લીધે તેના ઉપરથી શ્રમજીવીઓનો વીશ્વાસ ઉઠી જાય ને? આ બધા બાજીગરીમાંથી, આ કારમી કાબેલીઅતમાંથી શું અનુમાન ખેંચી શકાય છે? વાત દીવા જેવી સ્પષ્ટ છે. મજુર પક્ષના પ્રતીનીધીઓને નહીં જેવા બહાના નીચે રશીઆ સામે મોરચા માંડવા નથી પણ કોઇ ગંભીર તુત ઉપસ્થીત કરવું છે. એટલેજ તે પોતાના મુખપત્ર 'લીડર' દ્વારા બોલે છે : "રશીઆ પોતાની ભુમી ઉપર કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલને મીત્ર રાજ્ય સામે જે કંઇ વીરોધી ચળવળ ચલાવવા દે તેને આપણે આપણી સામેની સોવીએટ દુશ્મનાવટ તરીકે ગણ્યા શીવાય છુટકો નથી," આ રીતે પ્રચારકાર્યની મનસ્વી વ્યાખ્યા

બાંધી ઓઈઙલસફર્ડ રશીઆને આ પ્રમાણે આવ્હાન આપે છે:

"મોસ્કોએ હવે સાફ સમજી લેવું ઘટે છે કે ઇન્ગ્લાંડ સાથે રશીઆનો સબંધ ભવીષ્યમાં નીભાવી રાખવો કે નષ્ટ કરવો, એનો બધો આધાર તેના પોતાના ઉપરજ છે. રશીઆમાં રાજ્ય કરતી ટોળીએ કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશન લને દુશ્મનાવટ ઉભી કરતી અટકાવવી જોઈએ. આ શરત મંજુર રાખીનેજ રશીઆ આત્મવીકાસ માટેની આવશ્યક શાન્તી અનુભવી શકશે."

આ અલ્પ વાકયોની ભાષામાંથી બખ્તર ધારી મુક્કા બહાર નીકળી આવે છે. એ ઉપરથી સંપુર્ણ રીતે સીધ્ધ થાય છે કે, શાંતીનો સ્વાંગ સજી વીચરતી સ્વતંત્ર મજુર મંડળી, સમાજવાદનો દંભ સેવતી કામદાર સરકાર, એ સરકારની પરદેશનીતી જાળવનાર હેંડરસનનો રસાલો, અને ટોરીમંડળનો પ્રતીક પ્રતીનીધી સર ઓસ્ટીન ચેમ્બરલેન રશીઆ સામે એકધારો નીરપાવદ વીગ્રહનીતીમાંજ માને છે.

## સહુ સંમત છે

આમ વીદેશનીતીમાં મજુર સરકાર, ટોરી મંડળ કે બીજા કોઇ પક્ષની જાળમાં સપડાઇ નથી, પણ એકજ નીશ્ચીત ધ્યેયની સીધ્ધી માટે માલેતુજાર મુડીવાદ જોડે તે સહકાર કરે છે. બાલ્ડવીન અને તેના શાગીર્દો રશીઆ સામે જે જે બોલે છે તેનો મજુર સરકાર અમલ માત્ર કરે છે. ગયા ફેબ્રુઆરીમાં બાલ્ડવીને એના પોલીસીઅમ-પ્રવચનમાં રશીઆનો ઉલ્લેખ કરતાં કહ્યું હતું,

"અમારો પક્ષ મજુર સરકારનો ગમે તેટલો કટ્ટર વીરોધી હોય, છતાં એક વાત ચોકકસ છે કે સત્તાને આસને બીરાજનાર કોઇ પણ સરકાર બ્રીટીશ સરકાર છે. પરીણામે, હાલની મજુર સરકાર સામે રશીઅન રાજ્યના વર્તમાનપત્રોમાં રશીઆનાજ રાજપુરુષોની કલમથી થતા આક્ષેપો વાંચીને મારું લોહી ઉકળી ઉઠે છે."

એટલે કે રશીઆ ઉપર મોડો વહેલો હલ્લો કરવામાં સામ્રાજ્યવાદી મજુરપક્ષ અને માલેતુજાર ટોરીપક્ષ એકમત છે. ટોરીઓએ ૧૯૧૪ માં જર્મની સામે જે નીતી અખત્યાર કરી હતી તેજ નીતી આજે રશીઆ સામે પુનરાવર્તન પામી રહી છે. આ મંડળના મોવડી સર હ્યુ સેસીલે એ વખતે 'લંડન ટાઇમ્સ'ના એક અંકમાં (૨૯ એપ્રીલ ૧૯૧૬) લખ્યું હતું કે, ૧૯૧૪ની લડાઇ માટે થએલો નીર્ણય નથી આમની સભાનો કે નથી એ સભાને ચુંટનાર મતદાર મંડળનો. પણ લડાઇ લડવાનો તે નીશ્ચય તો સત્તાવાન પ્રધાનોએ માજી પ્રધાનો સાથે મળીને જ ઘડયો હતો. એ વખતે એસ્કવીથ ઇંગ્લાંડનો મુખ્ય મંત્રી હતો. તેને તમામ રાજદ્વારી મંડળોએ લડાઇમાં ઝુકાવવાની નીતીમાં સંયુકત અનુમોદન આપ્યું હતું. એજ રીતે આજે મજુર સરકારનો પ્રતીપક્ષી બાલ્ડવીન બહારના બધા દેશો સામે ઇંગ્લાંડના મંત્રીઓ અને માજી મંત્રીઓની સંયુકત વીગ્રહનીતીના વાજાં બજાવે છે. અત્યારે એ વાજાંના સુર રશીઆ ઉપર એકસરખા બનીને જામી રહયા છે.

કાન્ઝર્વેટીવ એટલે કે ટોરી પક્ષની આ રશીઆલક્ષી રાજનીતીને ખરું જોતાં મજુરપક્ષના મુખ્ય પુરૂષો મેકડોનલ્ડ—હેન્ડર્સને ઉત્કટતા આપી છે. એ કઇ રીતે? આ સમસ્યા સમજવા જેવી છે. પ્રથમ તો રશીઆની સરકારે મેકડોનાલ્ડની સરકારને

પ્રચારકાર્યના પ્રશ્ન પરત્વે કંઇજ વચન આપ્યું નથી. એમ છતાં એ કલ્પીત વચનનાં વમળો ઇન્ગ્લાંડના આ બે ચકોર રાજપુરૂષો જ્યાં ત્યાં ઉભા કરી રહ્યા છે એ ઉપરથી રશીઆ વીશે ટોરીપક્ષના ચાબખાઓ વારંવાર પાર્લામેંટમાં પ્રશ્નો પુછે છે અને હેન્ડર્સન તેના પ્રત્યુત્તરમાં રશીઆ સામેની ટોરીપક્ષી રાજનીતીનો આડકતરો સ્વીકાર કરે છે. પ્રચારકાર્ય પરત્વે વસ્તુતઃ રશીઆએ જે 'વચન' આપ્યું છે તે તો માત્ર ઇન્ગ્લાંડના આંતરીક વહીવટમાં માથું નહીં મારવા પુરતું જ છે. એની સાથે કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલને કંઇજ સ્નાનસુતક નથી. તેમ આ સંસ્થાના કાર્ય માટે સોવીએટ સરકારે કંઇ જવાબદારી પણ જાહેર કરી નથી. પરંતુ મેકડોનલ્ડ, હેન્ડર્સન અને બાલ્ડવીનને કોઇ પણ બાબતની સંબધ્ધતા કે અસંબધ્ધતા સાથે નીસ્બત નથી. એમને તો હરકોઇ બહાને રશીઆ ઉપર આળ ચઢાવવું છે. અને આ અજબ્ય લીલામાં એમને હીંદ શીવાય બીજું કયું ક્ષેત્ર હાથ લાગે તેમ હતું ? એટલે એમણે હીન્દમાં રશીઆ તરફથી સામ્યવાદી કાવત્રાં ચાલે છે એવું તુત સીફતથી ઉભું કર્યું છે. ઇન્ગ્લાંડમાં, ઓસ્ટ્રેલીઆમાં, કેનેડામાં, ન્યુઝીલાન્ડમાં, હીન્દમાં, અફઘાનીસ્થાનમાં, હીન્દી સરહદના પ્રાંતોમાં, અને ખુદ રશીઆમાં એમ બધેજ બ્રીટીશ સામ્રાજ્ય સામે ષડયંત્રો રચાઇ રહ્યાં છે, એવો એકધારો સુર ઇંગ્લાંડના સ્થાપિત મુત્સદ્દીઓ જોર શોરથી ઉચ્ચારે છે. આના જવાબમાં સોવીએટ સરકાર જે કંઇ ખુલાસા, ખબરપત્રો, સમજુતીઓ અને નીરસનો મોકલે છે તે ઉપર બ્રીટનનાં સામ્રાજ્યવાદી માંધાતાઓ વર્તમાનપત્રો-દ્વારા પ્રકાશનું એક કીરણ સરખુંય પડવા દેતા નથી. કદી જો આવાં નીવેદનોને પ્રકાશ મળી જાય છે તો મજુર સરકારનાં માણસો કોલાહલ મચાવી છાપાંઓને સંદેશા પાઠવી દે છે કે આ બધા લાલ ખુલાસા તો રશીઆના ખાનગી મંડળોએ રજુ કરેલા છે, સોવીએટ સરકારે એનો સ્વીકાર કર્યો નથી અગર કર્યો હોય તોપણ તે એક જાતની છેતરપીંડી છે...વગેરે. રશીઆથી છુટાછેડા કરી નાખવાની મજુર સરકારની આ અનોડ રીત છે.

**પત્ની** [રડતાં રડતાં] : તમે મને આપેલું વચન આખરે તોડયું જ ને ?

**પતી** : રડ નહીં મારી વ્હાલી ! હું તને એવું બીજું વચન આપીશ !

* * *

**પત્ની** [ગુસ્સે થવાથી] : તમારી કબર પર હું નાચીશ.

**પતી** [શાંતીથી] : ભલે. હું દરીયામાં ટાવાનો છું.

"તમારા સંબંધમાં બોલાતાં એ બધાં જુઠાણાં તમે કેમ સાંખી શકો છો ?"

"તેઓ સાચું બોલતા નથી, એટલે હું તેમની પરવા જ કરતો નથી."

* * *

**દુકાનદાર** : તારે બીસ્કીટ જોઇએ છે કે ગળી ગોળીઓ ?

**બાળુ** : બન્ને. પણ બાએ મને થોડો સાબુ ખરીદવા મોકલ્યો છે.

# શ્રદ્ધા અને સ્વતંત્ર વિચાર શક્તિ

: લેખક :

બાવચંદ માવજી વડેરા

શ્રદ્ધા અને વીચાર કરવાની સ્વતંત્ર મનોભાવના, એ બન્ને સામસામા છેડા પર છે. બંન્ને વસ્તુ સાથે સંભવી શકતી નથી, એટલુંજ નહીં. પણ એકબીજાના ક્ષેત્રમાં એ વસ્તુ જ્યાં પ્રવેશ કરે છે ત્યાં બીજાનો હંમેશા અભાવ જ હોય છે. બંન્નેને માટે જો સાદી વ્યાખ્યા મુકીએ તો જીવનના કોઇ પણ સીધ્ધાન્ત કે પ્રવૃત્તી માટે-વીચાર કરવાની આપણામાં શકતી નથી. એવા નીર્બળ આત્માએ પરાધીનતાથી, કોઇપણ વ્યકતી કે કોઇપણ બીજી વસ્તુને પોતાના કરતાં વધુ શકતીવાન માની તેને પોતાના વૃત્તી વશ જીવનનું કરેલું સમર્પણ તે શ્રધ્ધા. જીવનની મહત્વાકાંક્ષા. તો વૃત્તીને સ્વાધીન વીકાસ આપવામાં-અને સંસ્કાર જે વસ્તુ વાંચ્છે-તેને કોઇપણ ભોગે જીવનમાં લાવવા દેવામાં છે. જીવન સ્વાસ્થ્ય (Balanced life) પણ જીવન લંબાવવાની અનુકુળતા પર જ નભે છે. એટલે શરીરમાંથી પ્રકટતી કોઇપણ વાસનાને તેનો સંપુર્ણ વીજય મેળવવા દેવામાં જ સ્વાભાવીકતા રહેલી. પણ આ બધી વાસનાઓ જો તૃપ્ત થવા માગે તો માનવીનું રચેલું સમાજજીવન ભુકકો થઇ બેસી જાય. એટલે આપણે બે રીતો ઉપજાવી છે. વાસના પર સંયમ મુકવામાં મનુષ્યના સામર્થ્યનો સદુપયોગ કર્યો છે, અને બીજી અનેક યુકતી પ્રયુકતીથી-આવેશનો લાગણી. ભર્યો જમાવ કરી વાસનાના ઉદ્દ્ભવને પણ અમુક રીતે ખેંચી રાખ્યો છે. સમાજનો નાશ કરે તેવી સર્વોપરી માનવવાસના ભાગ્યે જ ઉદ્દ્ભવે છે. ઉદ્દ્ભવતાંજ-અંતઃકરણનું હેતુપુર્વક તૈયાર કરેલું બળ. અનેક બાજુથી અનેક રીતે તેને દાબી દયે છે. એ વાસના અશુધ્ધ છે. અપવીત્ર છે, અમાનુષીય છે, અસંસ્કારી છે. વીગેરે અનેક વીધવીધ બંધનો તેના પર તાત્કાલીક આવી પડે છે. અંતઃકરણ-એટલે કે અનેક યુગોથી થતી વીચરણનો એક અનીયંત્રીત સમુહ-સામાન્ય રીતે ઘોંઘાટ મચાવી મુકે છે. અને મનુષ્ય તરીકેની મહત્તનું અત્યાર પુર્વે તૈયાર થયેલું મ.પ- માણસને આવી સમાજદ્રોહી માન્યતા પરથી દુર ધસડી જાય છે.

કેટકલીવાર વાસના પ્રકટે છે-ત્યાર પછી તેને અંકુશમાં લાવવા કે તેની ઉગ્રતા બેરી નાખવામાં આવે છે. આપણે ઉપર કહેયું કે અત્યારના માનવજીવનમાં એવા અનેક સીદ્ધાન્તો તૈયાર થઇ ગયા છે, કે જે સર્વ બાજુથી સમાજપીનાશક મનુષ્યવાસનાને શાંત કરી દયે છે. દાખલા તરીકે સ્ત્રી અને પુરષ સ્વાભાવીક રીતે અંગતું આકર્ષણ અનુભવે-એવી વાસના જો સમાજમાં નીરંકુશ ફરતી હોય, તો સમાજ આવતી કાલે વીખરાઇ જાય. એ વીખરાઇ જવો જોઇએ કે કેમ, એ સમાજે મનુષ્યજાતીનો વીકાસક્રમ સરળ બનાવ્યો છે કે કેમ તે જુદો પ્રશ્ન છે. અને તેનો જવાબ કાળની મર્યાદામાં છુપાયેલ છે. મનુષ્યની શરીરલાલસા જો એટલી બધી પ્રચંડ હશે તો સમાજના આવા અતી હલકાં અને આધાર વીનાના બંધનોને તુટી જતાં વાર લાગવાની નથી-પણ જો ઉપર કહી તે વાસનાને બંધન ન હોય-એ વાસનાને શુદ્ધ પ્રેમના અતી

લાગણીભર્યા આકર્ષક પણ એક જબ્બર બંધન જેવા સીદ્ધાન્તથી બાંધી લઇ વ્યક્તીગત નં બનાવી હોય તો સમજ જરૂર નાશ પામે.

બીજી બાજુથી વાસનાનું જોર પ્રકટ્યા પછી ખેરી નંખાય છે અને તેમાં શ્રદ્ધા મુખ્ય કામ કરી જાય છે. નીર્બળ માણસ પાસેથી તેની કોઇપણ સામાન્ય લાગણી ઉશ્કેરીને વ્યક્તી સમર્પણ કરાવી લેવું તેનું નામ શ્રદ્ધા. માણસ પોતાની મેળે વીચાર કરતો અટકી જાય, અગર પોતે વીચાર કરી શકે છે તેવી શક્તી તેનામાં છે એમ માનતો જ બંધ થઇ જાય—અને પછી બીજી કોઇ રીતે આકર્ષક કે અત્યંત મહાન લાગતી વસ્તુ તરફથી જે મળે તે લેવા તૈયાર થઇ જાય. જેમકે ધર્મ. એ માણસની અત્યંત સામાન્ય લાગણી પર નભે છે. હવે એ લાગણીથી ધર્મને માણસે અત્યંત પવીત્ર અને દૈવી વસ્તુ માની છે એને બુધ્ધી પર માની બુધ્ધી પર સદાકાળનાં બંધનો નાખી દીધા છે. એટલે અત્યારે ધર્મને નામે કોઇપણ સીધ્ધાંત માણસ કબુલ કરી લ્યે છે. કારણ કે પોતાના સ્વતંત્ર વીચાર કરતાં ધર્મ કહે છે તે વધુ સારું છે—એમ તે સનાકાળ માનતો જ આવ્યો છે. આવી જ શ્રધ્ધા વ્યક્તીમાં પણ હોય છે. કોઇ સીધાન્ત કે આદર્શમાં પણ હોય છે.

શ્રધ્ધાથી માણસ આત્મવીશ્વાસ ગુમાવે છે. દરેક બાબતમાં એની પ્રીય વસ્તુનો સ્વર શોધવા એ મથે છે. ન મળતાં નીરાશ થઇ નીષ્ક્રીય બની જાય છે. ન્હાની ન્હાની વસ્તુ પરત્વે પણ—વ્યક્તીગત ખાનગી જીવન પરત્વે પણ, પોતે પોતાની મેળે નીર્ણય લાવી શકશે એમ તે માની શકતો. માટે એ જેમાં શ્રધ્ધા હોય તેને પુછે છે. એ શ્રધ્ધા પ્રેરનાર જો વ્યક્તી હોય તો બને તેટલા અભ્યાસપુર્વક જવાબ આપી શકે. પણ જો જડ સંસ્થા હોય તો સર્વને લાગુ પડે તેના જ જવાબો તેની પાસેથી મળે. વ્યક્તીગત વીશીષ્ટતા કે જે ઘણીવાર તો બહુ જ મહત્વની વસ્તુ હોય છે. તેને અવગણી માત્ર કાયદાની ચુસ્તતાની માફક તેને સીધ્ધાંત લાગુ પાડી આપે. અને તેથી રાચી શ્રદ્ધાભર્યો માણસ પોતાની સુક્ષ્મ ગુલામીમાં એક બંધન ઉમેરી સ્વતંત્ર જીવન માટે એકવાર વધુ નાલાયક બની હર્ષપુર્વક પાછો ફરે છે.

સ્વતંત્ર વીચારશક્તી એ શ્રધ્ધાની બરોબર સામી બાજુ છે. એમાં માણસ પોતાની મેળે ગુંચો ઉકેલે છે, પોતાની મેળે પોતાનો માર્ગ નક્કી કરે છે. ઉપર કહી તેવી વાસનાને આમાંયે અંકુશ તો છે જ, પણ એ અંકુશ બુધ્ધીપુર્વકના પૃથક્કરણથી આવતો હોવાથી એને બહુજ સજ્જડ રીતે કદી નથી પકડી શકતો. જ્યારે જ્યારે કારણ નાબુદ થાય છે. ત્યારે આકાંક્ષાને સફળ થવાની એ છુટ આપે છે, અને પરીણામે માણસ સ્વાધીન વ્યક્તીત્વ મેળવી શકે છે. શ્રદ્ધાનો આધાર આવેશ કે ઉશ્કેરાટ પર છે. વીચારશક્તીમાં સમતોલતા હોય છે. શ્રધ્ધાથી ગમે તે એક વાત સંપુર્ણ રીતે કબુલવી પડે છે; ત્યારે વીચાર શક્તીમાં બધીજ માન્યતાઓમાંથી વ્યક્તીગત ને પ્રસંગ પરત્વે જુદો જુદો નીર્ણય તારવાય છે. શ્રદ્ધાથી માણસ જડ—પરાધીન યંત્રવત અને એકમાર્ગી બની રહે છે. ત્યારે વીચાર શક્તીથી એ જીવન્ત સ્વાધીન મનુષ્ય બનતો જાય છે.

છતાં શ્રધ્ધાનું મનુષ્ય જીવનના ઘડતરમાં આટલું બધું મહત્વનું સ્થાન શા માટે? શા માટે મહાન ગણાતા માનવ આત્માઓ પણ શ્રધ્ધાથી પર નથી બની શક્યા? અને શા માટે તેઓ પણ શ્રધ્ધાના મહત્તા વારંવાર

પ્રજા સમક્ષ મુકયાં કરે છે? આનું કારણ માત્ર એક જ છે. શ્રધ્ધાથી જીવન સ્વાસ્થ્ય બહુજ સુલભ બની જાય છે. આપણે જોયું કે જીંદગીનો હેતુ ગમે તે હોય, પણ પ્રાણી માત્રમાં જીવન લંબાવવાની વૃત્તી બહુ જ સ્વાભાવીક હોય છે (Instinct to Survive). પ્રાણી માત્રની સર્વ પ્રવૃત્તીનું મુળ આવા જીવન માટેના વીગ્રહમાં (Struggle for existence)માં જ છે. માત્ર શારીરીક કે સ્થુળ જીવનને જ આ સીદ્ધાંત લાગુ પડે છે તેમ નથી. સંસ્કૃતી આગળ વધતાં અને માનવજાતીનો કંઇક વીકાસ થતાં ધીમે ધીમે માનસીક જીવન પણ સર્જાય છે. અને તેને પણ આજ નીયમ લાગુ પડે છે. જેમ શરીર ટકાવવા માણસ જાગ્રત કે અજાગ્રત અવસ્થામાં પણ પ્રયાસો કર્યાં કરે છે, તેમ માનસીક સ્વાસ્થ્ય માટે પણ માણસ એટલી જ સ્વાભાવીકતાથી પ્રવૃત્તી કર્યે જાય છે. એટલે અત્યારની માણસની બધીજ ક્રીયાઓ કાં તો શારીરીક સ્વાસ્થ્યને માટે કાં તો માનસીક સ્વાસ્થ્ય માટે હોઇ બન્નેનું મુળ જીવન ટકાવવાની કુદરતી આકાંક્ષા પર જ આવી જાય છે. આ માનસીક સ્વાસ્થ્ય શ્રધ્ધાથી બહુજ સુલભ થઇ પડયું છે. આપણે સામાન્ય જીવનમાં પણ જોઇ શકીએ છીએ કે, એક નજીવી જેવી વાતમાં પણ આપણે માથે જવાબદારી આવે છે ત્યારે આપણે શાંત રહી શકતા નથી. અને બીનજવાબદારી–કોઇ પણ જાતની ચીંતામાંથી મુકતી–એ આપણને સુખપ્રદ થઇ પડે છે. આ શ્રધ્ધા તે માણસમાંથી પોતાના કૃત્ય માટેની જવાબદારી ખેંચી લ્યે છે. એ રીતે માણસ માત્ર લશ્કરી શીસ્ત પ્રમાણે હુકમને તાબે થતાં શીખે–એટલે જીંદગીના સર્વકૃત્ય માટેની પોતાની જવાબદારી એ તજી શકે છે. બીજી કોઇ પ્રચંડ લાગણીના જોર પર જેને માટે માણસે વીશ્વાસ કેળવ્યો છે તેને ચરણે જીવન સમર્પણ કર્યું, એટલે માણસને માટે માનસીક શાંતી અત્યંત સુલભ બની જાય છે. એ પોતાને માટે વીચાર નથી કરતો. કારણ કે પોતે વીચાર કરી શકે છે એમ તેણે કદી માન્યું નથી હોતું. પોતાની જીંદગીના નીર્ણયો પણ પોતાની મેળે નથી તારવતો. કારણ કે એ શકતી પોતાનામાં પણ છે અને પોતેજ એ કાર્ય માટે જગતનો સૌથી લાયક માણસ છે એમ તેને નથી સમજાયું હોતું. પછી એ અત્યંત નીર્બળતાને સંપુર્ણ પરાધીનતામાંથી પોતાની કાર્યશકતી પ્રકટાવવા માટે એ બીજાનો આશ્રય લ્યે છે. અને શ્રધ્ધાપુર્વક બીજાના નીર્ણયો કબુલ રાખી–એ નીર્ણય કરનારને સંપુર્ણ માની. તેના નીર્ણયોમાં ચુક નજ હોય તેવો વીશ્વાસ રાખી કાર્ય કરે છે. એનું માનસ સદા શાંતજ રહે છે.

પછી આવી શ્રધ્ધા કોઇ વ્યકતીમાં હોયાં ધર્મમાં હોય, ઇશ્વરમાં હોય, કોઇ આદર્શમ, હોય, કોઇ પુસ્તકમાં હોય ગમે ત્યાં હોય. માત્ર એની શરૂઆત વખતે મનુષ્ય લાગણીનો પ્રચંડ આંચકો આવે, માણસ જેમાં શ્રધ્ધા મુકવાનો છે તેના તેજ આગળ અંજાઇ જાય, એટલે પછી એ પરવશતાનાં બંધન નીરંતરના બની જાય છે.

આ શ્રદ્ધા એ અનુવીચારકની માન્યતાથી જુદી વસ્તુ છે. માણસને હકીકતના અજ્ઞાને કે બીજા કોઇ કારણને અંગે પહેલાં એક વીચાર ન સુઝે, પણ બીજાએ એ રસ્તે વીચાર કર્યા પછી એ વીચારસરણી એને પણ મળે અને પોતે પણ એજ રીતે વીચાર કરી પ્રથમ વીચારકે દોરેલે માર્ગે જાય એ વસ્તુ એ શ્રદ્ધા નથી. એમાં તો માત્ર વીચાર કરવા માટેનાં પોતાનાં સાધનો

ઓછાં છે એટલું જ. બુદ્ધી કાંતો બહુ જ સુચક કે તીવ્ર નથી. કાંતો અભ્યાસ નથી. કાંતો હકીકતનું જ્ઞાન ઓછું કે અધુરું છે અને પરીણામે એ વસ્તુ બીજાના વીચારમાંથી મળી આવતાં પોતાની શક્તીને એ સંપુર્ણ અજમાવે છે. શ્રદ્ધામાં આમ નથી. એમાં તો વીચારશક્તીનું સીધું સમર્પણ છે. એમાં આખી વીચારશ્રેણી નહીં પણ માત્ર નીર્ણયોજ ઉછીના લેવાય છે અને તે બુદ્ધીગમ્ય બન્યા હોય યા નહીં પણ તેને તાબે થવાનું હોય છે.

એ શ્રદ્ધાએ પરીણામે કેવો માણસ ઉપજાવ્યો છે? સદાકાળ પોતાની જવાબદારી ફેંકી દેવા તૈયાર, જીવનની સુંદરમાં સુંદર વસ્તુને સ્વાધીન રાખી તેના ઉપભોગથી તૃપ્ત નહીં, પણ સર્વ રીતે બીજાને તાબે બની રહેનાર, સંજોગના પલ્ટા પ્રમાણે જીંદગીનાં સ્વરૂપો બદલી શકે તેવો જીવન્ત નર નહીં, પણ ગમે તે કાળે જે ગમે તે સંજોગોમાં એકનો એક ધ્વની કાઢયાં કરે તેવું યંત્રઃ શ્રદ્ધાથી જડ થઇ ગયેલી બુદ્ધીને અંગે એ કોઇપણ વસ્તુ સ્વીકારી લે છે; એને પોતાનામાં વીશ્વાસ નથી–ઘણીવાર તો આખી માણસજાતમાં વીશ્વાસ નથી–મનુષ્યની શક્તી એને મન કંઇ નથી. મનુષ્ય જીવન એને સૌથી નીચે મુકી શકાય તેવી વાત લાગે છે. એની મનોદશામાં જ્યાં ત્યાં મનુષ્ય કરતાં વધુ પવીત્ર, શકતીશાળી અને મુલ્યવતી વસ્તુઓ અથડાયા કરે છે! એના પરાધીન જીવનમાં માત્ર મૃત્યુ સમી અખંડ શાંતી છે. આંચકા ભોગવ્યા પછીની લાગણી મીઠી બનતી સમતોલતા. રમણીય મુંઝવણો મધુરી અશાંતી એના જીવનમાં ક્યાંઇ નથી. એના મનુષ્યત્વનો છેલ્લો વીકાસ સંપુર્ણ પરાધીનતા છે. જેટલે અંશે એણે બીજાની સાચી કે કાલ્પનીક શકતીપર જીંદગી છોડી દીધી છે, એટલે અંશે એણે સ્વાતંત્ર્ય હણ્યું છે. એટલે અંશે એણે ગુલામી કબુલી છે.

હવે આ પરાધીનતા, આ ગુલામી વધુ સૌમ્ય, અને ભાવના ભરી બને માટે એ હંમેશાં શ્રધ્ધાનાં ગુણગાન ગાયાં કરે છે. બુધ્ધીને વખોડયા કરે છે. પવીત્ર માનેલી વસ્તુઓની પવીત્રતા ચોક્કસાઇથી જાળવ્યા કરે છે. જેમાં શ્રધ્ધા મુકી છે તે સહુથી ઉત્કૃષ્ટ વસ્તુ છે એમ સદાકાળ પોતાના મનમાં અને બીજે બધે ઠસાવ્યા કરે છે. અને પોતે કબુલી લીધી છે એ પરવશતા, કોઇ પણ રીતનું બંધન નથી પણ માનવજીવનની મહત્તાની પરાકાષ્ટા છે એમ કાયમ વીચાર્યા કરી, એ પોતાના મનને છેતરે છે. એથી પરવશતાનું દુઃખ શાંત થતું જાય છે અને માણસ એને એ રીતે સદાકાળ જીવી મરી જતો લાગે છે. કલ્પનાથી, ભાવનાના ઉછળ્યા ભર્યા જોરથી, એક બીજી કલ્પનાને સ્વીકારી, આવા નીબળા સ્થંભપર પોતાની જાત ટકી છે એમ માનનાર અને એ આધાર વીના પોતે નકામો છે એમ માનનાર મનુષ્ય જાતીની ઉત્કૃષ્ટતા કે વીકાસમાં શું ફાળો આવી શકે, કે મનુષ્યની શક્તીને મહત્તાને કેવી નીર્જીવ કરી નાખે તે સ્પષ્ટ છે.

માત્ર સુખની ક્ષણીક લાલસા માટે, માત્ર પોતાની જીંદગીને છેતરીને મેળવેલી બીન જવાબદારીમાંથી ઉદભવતી સ્વસ્થતાને ખાતર, આખી જીંદગીની અનેકવીધતાનો ભોગ આપવો તે મનુષ્યની શક્તીના વીકાસ માટે ઝેર સમાન છે. સમાજની વ્યવસ્થા ખાતર આપણા અનેક સમાજસ્ત્રષ્ટાઓએ આવી શ્રધ્ધા પોતાનાં વચનો માટે પ્રકટાવી છે; તેમણે સુંદર દેખાતા આદર્શો, મોહક લાગતી ભાવનાઓ, આવેશ ભર્યા સીધ્ધાંતો ઉપજાવી એમાંથી એના નીર્ણયો સદાકાળ લોકોમાં

જાગ્રત રહે માટે, અંતઃકરણ જેવું લોકોમાં ઉપજાવી, પ્રજાને નબળી બનાવી દીધી છે. પ્રજા અંતઃકરણની વૃત્તીમાં, વાસનામાં, સ્વાભાવીક ને કુદરતી બળ છે એમ ધારી માને છે તેને બદલે ત્યાંથી મનુષ્યકૃત સીદ્ધાંતો મળી આવે છે. શ્રદ્ધા એને સ્વીકારે છે. બુદ્ધી સુપ્ત બને છે, સ્વતંત્ર વીચારશક્તી તો અગાઉથીજ કાઢી દીધી હોય છે. પણ માણસ એ પ્રમાણે વર્તે છે તેમાં માનવતા ચોકખી હણાઇ રહી હોય છે. તે કોઇ સમજતું નથી.

સાચી માનવતા એટલે સ્વાધીનતા-સંપુર્ણ વીચારશક્તીનો વીકાસ. સ્વયંસીદ્ધ તરીકે ખપતી કંઇપણ વસ્તુનો અસ્વીકાર અને વૃત્તી કે વાસનાને નીરંકુશ ઉપજવા દે તેવા સંયોગોનું સર્જન એ શ્રદ્ધાથી નથી થતું. શ્રદ્ધા તો જીવનપર ભયાનક બંધન મુકી દે છે. શ્રદ્ધા એટલે પોતાના કરતા કોઇપણ વસ્તુ વધુ પવીત્ર વધુ શક્તીશાલી કે મહાન છે તેમ કારણ વીના માનવું તે એથી માનવવીકાસ રૂંધાય છે. એટલે જીવનમાંથી એ શ્રદ્ધા જેટલી દુર જાય તેટલો સ્વતંત્ર વીકાસ શક્ય બનશે.

# તણખા

દુનીયામાં જોઇએ તેટલા ઘઉં છે અને જોઇએ તેટલો બાજરો છેઃ તેમ છતાં આજ દુનીયામાં લાખ્ખો મનુષ્યો એવાં છે કે જેમને ખાવા માટે ખોરાક મળતો નહી.

...

ઓ મારાં બાળકો! ચાલો ચાલો મારી સાથે રૂપાળું શહેર જોવા. એ અલબેલી અને પવીત્ર નગરી છે. જ્યાં ક્ષુદ્ર બુદ્ધીનો માણસ શ્રીમંત બની જાય છે, અને બુદ્ધીમાનો શ્રીમંતોની સેવા કરતા ખત્તા ખાય છે.

...

રસોઇમાં સ્વાદ નથી, પણ એ વાંક રસોઇનો નથી. ઓ મારા માલીક? ખરો વાંક રસોઇઆનો જ છે. તારે ઠપકો આપવો હોય તો તેને ઠપકો દે, રસોઇને ન નીંદ, કેમકે તેમાં મીઠું નાખવું રસોઇઓ જ ભુલી ગયો છે.

...

જેની પાસે સુખે રાત ગાળી નાખવા માટે ફાટીતુટી ગોદડી એ નથી, તે ચંદ્રીકાનું સૌન્દર્ય જોઇને શું કરવાનો? જે સાધુ ભુખ્યા પેટને માટે પુરી ખરીદવા ગીતા વેચી દેતો હોય, તેને શ્રીકૃષ્ણનો ઉપદેશ શું કામનો?

...

દુનીયા ઉપરનાં તમામ દેવળો, ઇસ્પીતાલ કે શીક્ષણમંદીરના સ્વરૂપે પરીવર્તન પામતાં હોય, તો મારી ખાત્રી છે કે, ભગવાનને તેથી વધારેમાં વધારે આરામ થાય.

...

વર્ષાઋતુનું આ તોફાન નથી. મેઘના ગડગડાટથી અને વીજળીના ચમકારથી કોઇ રખે ગભરાતા. એ તો આચાર્ય વીના ઇશ્વરનાં પૃથ્વી સાથે લગ્ન થાય છે; એ લગ્નસમારંભમાં કુદરતી તત્વો જાનૈયા થઇને મહાલે છે.

...

નીરખ ઓ માનવસમાજ! રણભુમીમાં પડેલાં મુર્દાંની ઉજાણી હીંસક પંખી કરી રહ્યાં છે, સ્મશાનનાં મુર્દાંને શીયાળવાં ચુંથી રહ્યાં છે, તેજ રીતે પુજારીઓ મંદીરોમાં ઉજાણી મ્હાણી રહ્યાં છે! હ. ચ

# પડકાર!



બસ યુદ્ધ, હવે ન વીરામ!
રાષ્ટ્રીયતાની ભભુકે જ્વાલા,
શીથીલ બને કો આમ?—બસ યુદ્ધ હવે ન વીરામ!

પ્રગતી પથના થવા પ્રવાસી,
ધાશું ધરીને હામ—બસ યુદ્ધ, હવે ન વીરામ!

સમરાંગણમાં રગદોળાશું,
એજ અમારૂં કામ—બસ યુદ્ધ, હવે ન વીરામ!

દેશ દુ:ખ નીવારણ અર્થે,
થશે અમર આમ નામ—બસ યુદ્ધ, હવે ન વીરામ!

આત્મશ્રદ્ધાનાં શસ્ત્ર સજ્યાં ત્યાં
ખડું મુક્તીનું ધામ—બસ યુદ્ધ, હવે ન વીરામ!

ભારતભુમી અમારી કાજે,
હો કુરબાન તમામ—બસ યુદ્ધ, હવે ન વીરામ!

બીપીન વૈદ્ય

# શબ્દોની રમત

: શોધક :

**રમતીયાળ**

**સા**મ્રાજ્યના પત્રકારોની પરીષદ સમક્ષ ઉભા રહીને હીંદના વઝીર મી૦ વેજવુડ બેને લંડનમાં જુનની ત્રીજી તારીખે કહ્યું: "લોકોમાં મતભેદ પડાવીને હીંદમાં રાજ્ય ચલાવવું તે બ્રીટીશ રાજનીતી નથી." પરંતુ બીજે જ દીવસે સીમલામાં વાઇસરોયે પંજાબના મુસલમાન જમીનદારોના પ્રતીનીધીમંડળને ખાત્રી આપી હતી કે, સરકારી નોકરીઓમાં કોમી તત્ત્વના ધોરણની યોગ્ય જાળવણી કરવાનાં તમામ પગલાં લેવામાં આવે છે!

મુંબાઇનું 'ડેઇલી મેલ' જે એક અંગ્રેજના તંત્રીપણા નીચે પ્રસીદ્ધ થાય છે, તે તા: ૫ મી જુનના પોતાના અંકમાં 'સ્ક્રુટેટર'ની સહીથી લખતાં કહે છે: "હીંદુઓની સામે મુસલમાનોને અથડાવવા તે હીંદમાંની નોકરશાહીની જુની અને માનીતી રમત છે!"

પત્રકારોની એજ પરીષદ સમક્ષ મી૦ બેને એવું પણ કહ્યું હતું કે: "હીંદના હીત તરફ અમે પ્રથમ લક્ષ આપીએ છીએ." તેને બીજે જ દીવસે લંડનના 'ડેઇલી મેલ'માં એક લેખ લખતાં લોર્ડ રોથરમીયરે લખી નાખ્યું હતું કે: "બ્રીટનવાસીઓની આવકના પ્રત્યેક પાઉંડમાં ૪ શીલીંગ જેટલી આવક હીંદ સાથેના બ્રીટીશ સંબંધને આભારી છે" અને તે આવક માટે જ તેણે સામ્રાજ્યના પંજામાં હીંદને દબાવી રાખવાની પોતાના વાંચકોને આગ્રહભરી ભલામણ કરી છે!

* * *

મુંબાઇના ભીંડી બજારમાં કુતરા ઉપરથી તોફાન થયું અને અનેક માણસોના જાન ગયા, તે વીષે મુંબાઇ સરકારના ખબરખાતાએ જે હકીકત વર્તમાનપત્રો ઉપર મોકલાવી તેમાં લખ્યું કે, "એક મુસલમાન એક કુતરાને લાકડીથી ઘાતકી રીતે મારતો હતો, તે એક ગોરા સાર્જન્ટે જોયું—અને તેણે મુસલમાનને મુક્કો માર્યો." પણ એ મુસલમાન [જે પઠાણ હતો] કુતરાને શા માટે મારતો હતો તે વાત એ ખાતાએ છુપાવી છે. તે ઉપર ટીકા કરતાં 'ઇન્ડીઅન સોસ્યલ રીફોર્મર' વાજબી રીતે ટીકા કરે છે કે: "આ ખબરખાતાનો અધીકારી એવું માનતો લાગે છે કે, મુસલમાન માટે કુતરાને મારવો તે સ્વાભાવીક છે, અને સાર્જન્ટને માટે કુતરાને મારવા સારૂ માણસને પીટવો તે સ્વાભાવીક છે."

* * *

ભાઇ ફેનર બ્રોકવેની વીલાયતી કામદાર સરકાર માટે ફરીયાદ છે કે, તે સરકાર જોઇએ તેટલી હીંમતવાન નથી. જો તેમ હોત તો હીંદને તેણે ૭ મહીના પહેલાં સંતોષ આપ્યો હોત અને તે મામલો આટલો બગડત નહીં. અને રોથીમીઅર, ડાયર, બ્રેવરબ્રુકર પણ એજ વાત કરી રહ્યા છે કે: કામદાર સરકાર જોઇએ તેટલી હીંમતવાન નથી. જો તેમ હોત તો ૭ મહીના પહેલાં દમનનીતી શરૂ કરી, તેણે હીંદને કચડી નાખ્યું હોત, તો મામલો આટલો બગડત નહીં!—કદાચ આ બન્ને પ્રકારની મનોદશા વચ્ચે મેકડોનાલ્ડના વફાદાર મીત્રોની દશા ત્રીશંકુ જેવી થઇ પડી હશે!

* * *

પતીઆળાના પરરાષ્ટ્રીય ખાતાના મંત્રી મી૦ રશબ્રુક વીલીયમ હાલ વીલાયતમાં છે. તેમણે ત્યાંના "ઇવનીંગ સ્ટાન્ડર્ડ" સાથેની વાતચીતમાં હીંદની સ્વરાજ્યની યોગ્યતાની વીરૂદ્ધમાં કહ્યું: "હીંદમાં ૬૦,૦૦૦,૦૦૦ અસ્પૃશ્યો નીર્ધનતા અને અધપતનમાં સડે છે." એમને માત્ર એકજ પ્રશ્ન છે કે, દોઢસો વર્ષ થયાં હીંદમાંની બ્રીટીશ સલ્તનતે તેમને માટે કેમ કશું કર્યું નહીં? અસ્પૃશ્યો તરફના પ્રેમનો ઝરો હમણાં જ તેમના દીલમાં ક્યાંથી ફુટી નીકળ્યો?

* * *

આપણા વીનીત યોદ્ધા(!)ઓએ સરકારને તેમ જ મહાસભાને પ્રાર્થનાપત્રો પાઠવવાનો આરંભ કર્યો છે. પહેલાં તેઓ સરકારને પ્રાર્થતા ને મહાસભાને ધીક્કારતા. હાલના ઉગ્ર વાતાવરણે એમનામાં એટલો પલટો કરાવ્યો લાગે છે. તેમ છતાં તેમના છેલ્લા પ્રાર્થનાપત્રમાં ચીમનલાલ સેતલવાડ અને કાવસજી જહાંગીર (નાના) લોકજાગૃતીની આ રીત માટે "શોક કરી ગયા હતા અને હજી શોક કરી રહ્યા છે" અને તેથી 'સત્યાગ્રહની ચળવળમાંથી સારા માણસો નીકળી જાય' તે માટે સરકારને ગોળમેજી પરીષદની સાફ વાતો કરવાની ભલામણ કરે છે. એમને દેશના મીત્રો કરતાં ઇંગ્લંડના મીત્રો માટે બહુ કાળજી છે, એટલે સત્યાગ્રહીઓને તેમની લડત અટકાવવાની વીનંતી કરતાં કહે છે: "અમે પહેલાં તેમને એ માટે કરેલી ભલામણ ધ્યાનમાં લેવાઇ નથી. અમે તેમને દેશના ભલા માટે ફરીથી ભલામણ કરીને આશા રાખીએ છીએ કે અમારી વાતને તેઓ આ વખત બરાબર સાંભળે." શા માટે? એમની પહેલી અને હાલની ભલામણ વખતે તેમનામાં શું ફેર પડયો છે? એમની ભલામણ સરકારને માટે તો બીજી નથી જ. પહેલાં સત્યાગ્રહ અટકાવો, પછી સરકાર દમનનીતી અટકાવશે; એ એમની જુની મનોદશા કાયમ છે. છતાં તેઓ સત્યાગ્રહીઓને એમની ભલામણ માનવાનો આગ્રહ રાખે છે!–કેવા ભલાભોળા આપણા વીનીત ભાઇઓ છે?

* * *

આપણા ભલાભોળા વીનીત ભાઇઓ ઉતાવળ હોય તો જમવાનું ભુલે, માથે પાઘડી કે ટોપી મુકવાનું ભુલે, પણ સંસ્થાનો સમા સ્વરાજની માગણી વખતે "With safeguards" [અંકુશોવાળું] એ શબ્દો કહેતાં ભુલવાના નથી. સારૂં છે કે ત્યાંસુધી આ દેશની વસતી એમને જ યાદ કરવાની નથી!

* * *

ઓક્ષફર્ડના 'અન્ડરગ્રેડ્યુએટસ'ની મંડળીએ હીંદ વીષેની ચર્ચામાં એવો ઠરાવ કર્યો કે: "હીંદને તાત્કાળીક સ્વરાજ આપવાની તરફેણમાં અમે નથી." એ ચર્ચામાં ઠરાવનો વીરોધ કરનારા ઘણા નીકળ્યા હતા, પણ હીંદના ગ્રેડ્યુએટસોએ તેમજ અંડરગ્રેડ્યુએટસોએ ઠરાવ કરી નાખ્યો છે કે: "હીંદને તાત્કાલીક સ્વરાજ અપાવવાની તરફેણમાં અમે છીએ." બન્ને દેશના કોલેજીઅનો આમ સામસામે ખડા છે; બન્નેની કસોટી છે. હાર કે જીતનો નીર્ણય તેમના વચનપાલનની તૈયારી જ આપશે–પરીણામ તો ત્યારે જણાશે.

* * *

સોલાપુરના લશ્કરીરાજમાં કરવામાં આવેલી સજાઓને "જંગલી અને વેરની ભાવનાવાળી" કહીને લંડનના કામદાર પક્ષનું 'ન્યુ લીડર' એવી ટીકા કરે છે કે: "આકુળવ્યાકુળ મનોદશાનું આ કામ છે અને જવાબદાર સરકારને માટે તે શરમભરેલું છે." જ્યાં 'માર્શલ લૉ' ચાલતો નથી ત્યાં ચાલત.

'લાહોરજ' માટે કદાચ 'ન્યુ લીડર' હવે ટીકા કરવાનું હશે. કામદાર પક્ષના તંત્રીઓ અને મુત્સદ્દીઓનાં મગજ વચ્ચે આટલો તફાવત કેમ?

* * *

પંજાબવાળા આપણા પેલા દીવાન ચમનલાલે લાહોરના 'પાયોનીયર' પત્રના લંડનના પ્રતીનીધી સાથેની વાતચીતમાં કહ્યુંઃ "બ્રીટીશ માલના બહીષ્કારના કાર્યક્રમથી ઇંગ્લંડની બેકારીના રાષ્ટ્રીય પ્રશ્નની ગુંચ વધી છે, અને તેણે બ્રીટીશ વ્યાપારને અને તીજોરીને અસ્તવ્યસ્ત બનાવી મુકયાં છે" તેથી હવે કામદાર સરકાર હીંદ સાથે સંધી કરવાનો વીચાર કરે છે. ખરૂં છે. એક લેખકે બ્રીટીશ પ્રજાને જાતીય અભીમાન, સત્તા અભીમાન અને શ્રીમંતાઇના અભીમાનમાં ભાન ભુલેલી જાતી કહી છે. તેથી તેના એ અભીમાનને અસર કરે તેવી ચળવળ આગળ તે સંધીના પ્રશ્નો કરવા પહેલી તૈયાર થાય છે.

* * *

મીસીસ બેઝંટે 'ગોળમેજી'નું નોતરું સ્વીકાર્યું. કહે છે સાયમન વૃતાંતનો પાયો સડેલો છે એવું એમનું માનવું છે, છતાં મીસીસ બેઝંટ હમણાં એ વૃતાંતનો બારીક અભ્યાસ કરી રહ્યાં છે!–માટે તો તેમને મીસીસ બેઝંટ કહેવામાં આવે છે!

* * *

શ્રીનીવાસ શાસ્ત્રીજીએ વીલાયતી 'સ્પેક્ટેટર'માં લેખ લખ્યો છે. 'અમારા ગયા પછી હીંદનું શું થશે?' એવી ચીંતા બતાવનારા ગોરાઓને તેમણે એક જ વાક્યમાં કહ્યું છેઃ "તમારાથી જે કંઇ બાંધી શકાય તે ભેગું કરી લો, હીંદમાંથી હઠી જાઓ અને હીંદને તેના ભાગ્ય ઉપર છોડી દો." [Gather up what you can, retreat and leave India to her fate]. શાસ્ત્રીજીની બીજી સલાહોનાં વખાણ કરનારા બ્રીટીશ મુત્સદ્દીઓ આ સલાહ સ્વીકારવા કેટલા તૈયાર છે, તે ખબર હજી રૂટરે મોકલાવી નથી!

* * *

હીંદુસ્થાનની ખબરો ઉપર સેન્સરશીપ લાગુ કરવામાં આવી છે. તેની સામે વીરોધ કરતાં લંડનમાં મી૦ આર. પી. સ્કીપ્સ નામના જાણીતા અમેરીકન પત્રકારે કહ્યુંઃ "જે અમેરીકનો હીંદ વીષે કંઇ જાણવા માગે છે તેમના માર્ગમાં હીંદનો સેન્સર અડચણો ઉભી કરે છે, તેથી તેમના દીલમાં ત્યાં જતા સંદેશા માટે એટલો વસવસો ઉભો થાય છે કે, જ્યારે તેઓ વર્તમાનપત્રમાં વાંચે કે, બે માણસો માર્યાં ગયાં છે, ત્યારે તેઓ માની લે છે કે, ઘણું કરીને ૨૦ માર્યાં ગયાં હશે અને ત્યાંની ઇસ્પીતાલો ઉભરાઇ જાય છે." એમ કરીને સેન્સરે કરેલા હીંદ ઉપરના ઉપકાર માટે તેનો આભાર માનવો જોઇએ.

* * *

'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ'માં ગઇ તા૦ ૧૪ મી જુનના દીવસે "હીંદ અને સામ્યવાદ" નામનો અગ્રલેખ પ્રસીદ્ધ થયો છે, તેમાં આપેલાં અવતરણો અને સામ્યવાદી પત્રોના આધારો ઉપરથી માનવાને કારણ મળે છે કે, તે પત્રની ઓફીસમાં મોટા પ્રમાણમાં સામ્યવાદી સાહીત્ય આવતું હોય. કેટલાક એને સરકારી મુખપત્ર કહે છે, તેથી તો તેના તંત્રીને સામ્યવાદી સાહીત્યના સમાગમમાં રહેવા દેવામાં આવતા નહીં હોય?

# રાજકારણની ભઠ્ઠી [બે પત્રો]

બાજવાડા
વડોદરા, તા૦ ૨૦ : મે.

**પ્રીય સુમન**

**લંડન**

ગયા મેલમાં તારો પત્ર મળ્યો તે પછી રાષ્ટ્રીય ચળવળ અને જાગૃતી અપાર વધી પડયાં છે. અમને બધાને એમ થાય છે કે તું આ વખતે અહીં હોત તો તારા કેટલાક જડ વીચારો જરૂર ફરી ગયા હોત.

લોકો ગમે તેટલા અત્યાચાર સહન કરે છે, અને ભારેમાં ભારે ઉશ્કેરણી સામે પણ અહીંસક રહીને જોનારાઓને દીંગ કરી નાખે છે.

મીઠાની આ લડત તો હવે ચોમાસું બેસતાં બંધ થશે, પણ તે પછી વીદેશી કાપડના બહીષ્કારની ચળવળ ઉપાડી લેવામાં આવનાર છે. લોકો ખાદી તરફ ખુબ વળ્યા છે, પણ ઠામે ઠામ ભરાતાં સ્વદેશી બજારોને જે લોકો ઉત્તેજન આપે છે તે જોયા પછી તો એમ જ થાય છે કે હવે થોડા જ દીવસમાં આ દેશમાંથી પરદેશી કાપડનો ટાંટીઓ જ ટળી જશે.

મને લાગે છે હવે તો તારામાં આશાવાદ ઉત્પન્ન થશે અને સ્વદેશીના સંબંધના તારા વીચારો પણ કંઇક પલટાશે ખરા. ધનસુખ માને છે કે સુમનમાં સુધારો થવો જ અશક્ય છે, કનુ તો કહે છે, 'એ ભાઇને રાષ્ટ્રની પડી નથી અને આંતરાષ્ટ્રીયતાની વાતો કરે છે! બન્નો દેશ સુધરે તોય સુમન સુધરે એવું મને લાગતું નથી.' પણ દુંદુ એકલો આપણી મંડળીમાં તારો પક્ષ કરનારો નીકળે છે. તે હંમેશાં એક જ દલીલ કરે છે અને તે એ કે: "સુમનની વીચારસરણીને સમજવાનો પ્રયત્ન કર્યા વીના જ આપણે તેને અન્યાય કરીએ છીએ."

વીલાયતમાં આજકાલ તને અહીંના સમાચાર બરાબર વાંચવા મળતા હશે. કેમકે ત્યાંના ઘણા વર્તમાનપત્રોના પ્રતીનીધીઓ અહીં આવ્યા છે. કહે છે કે એક તો ખાસ કામદાર સરકારના પત્રનો પ્રતીનીધી આવ્યો છે, અને તેના મોકલાવેલા સંદેશાઓ ઉપર ત્યાંની સરકાર ખાસ વીચાર કરી, હીંદને સાંસ્થાનીક સ્વરાજ જેમ બને તેમ જલદી આપવાનો વીચાર કરશે.

આપણા દેશી રાજાઓ બ્રીટીશ હીંદથી પોતે જુદા હોવાની ગમે તેટલી વાતો કરે પણ જો તું અહીં હોત તો જોઇ શકત કે ગાંધીજીની દાંડી તરફની કુચ શરૂ થઇ ત્યારથી લાલ-પીળા રંગોનો ભેદ માત્ર નીર્જીવ નકશાઓ પુરતો પ્રાથમીક નીશાળોના વીદ્યાર્થીઓને શીખવવા સારૂ જ રહેલો છે.

તારે તો ત્યાં કેટલાય અંગ્રેજ વીદ્યાર્થીઓ સાથે દોસ્તી બંધાઇ હશે, એ લોકો આપણી આ લડત માટે શું ધારે છે તે તો લખજે.

તને જાણીને નવાઇ લાગશે કે ગાંધીજીની સામે થવામાં જાણીતા થયેલા વીનીત રાજદ્વારીઓ પણ હવે તો તેમની તરફેણ કરી રહ્યા છે, અને મહાત્માજી વીનાની ગોળમેજી પરીષદ જ નકામી છે એવી વાતો પણ તેઓ કરવા લાગ્યા છે.

લી૦
તારોજ
**નાનુભાઇ**

બીઝસ્ટ્રીટ, આર્થર રોડ,
હેમ્પસ્ટેડ
લંડન [N.W.] તા૦ ૫: જુન.

વ્હાલા દોસ્ત નાનુભાઇ
વડોદરા

તારો પત્ર મળ્યો. આટલે દુર રહેનારને આવે સમયે,—જો કે વર્તમાનપત્રોમાં દેશની તમામ વાતો દરરોજ જાણવા મળે છે તો પણ–સ્વજનોનો પત્ર મળવાથી કેટલો બધો આનંદ થાય છે, તે તો માતૃભુમી છોડી પાંચ હજાર માઇલના અંતરે જઇને વસ્યા વીના ન સમજાય તેવું છે.

હીંદુસ્થાનની જનતામાં ખરેખર અપુર્વ જાગૃતી આવી છે, એ તો હીંદ વીષે ઓછામાં ઓછી દરકાર કરનારા અહીંના પત્રકારો, હીંદની ખબરોને જે સ્થાન આપે છે તે ઉપરથી પણ કલ્પી શકાય છે. અલબત્ત એ ખબરોને હું સાચી માનતો જ નથી, કેમકે અહીંથી ત્યાં આવેલા વર્તમાનપત્રોના ખબરપત્રીઓ માત્ર હકીકત આપતા નથી, પણ પોતપોતાના રાજકીય દ્રષ્ટીબીંદુ પ્રમાણે તેને રંગ ચડાવીને ખબરપત્રો મોકલાવે છે. પરંતુ એમના એ ખબરપત્રોમાંથી કેટલા ટકા ગાળી કાઢવા તે હું બરાબર શીખી ગયો છું. અહીંની પ્રજા હીંદને સામ્રાજ્યની દુઝણી ભેંસ માને છે, એટલે અત્યારે તેઓ અંદર અંદર એજ પ્રશ્નોની ગંભીર ભાવે ચર્ચા કરતા દેખાય છે. આવે સમયે હું મુંબાઇ કે વડોદરામાં હોત તો ઘણું જ સારૂં એવું તો મને ય લાગે છે. પણ આટલે દુર છતાં યે, હું હીંદમાં જ હોઉં તેટલી કાળજીથી માતૃભુમીની સ્વતંત્રતા માટે શરૂ થયેલી લડતને જોઇ રહ્યો છું.

આપણા લોકો ઉપર થતા અત્યાચારને હળવા સ્વરૂપમાં અહીં રજુ કરવામાં આવે છે. પાર્લમેન્ટની એક બેઠકમાં હું ગયો હતો, ત્યાં મી૦ બેન બ્રીટીશ સામ્રાજ્યના પ્રતીનીધીઓ સમક્ષ, હીંદના સમાચાર જે રીતે રજુ કરતા હતા તે જોઇને મને એમ લાગ્યું કે, સત્ય ઉપર સફાઇબંધ આવરણ મુકી, વ્યવસ્થીત જુઠાણાને કેમ ખીલવી શકાય તે શીખવું હોય તો વધારે સગવડભર્યું સ્થાન માત્ર આજ છે. એ બીચારો શું કરે? બ્યુરોક્રેસીના કાંધીઆઓ તેને માટે જે યાદી તૈયાર કરે તે જ એને વાંચી જવી પડે છે! અહીંની કહેવાતી કામદાર સરકાર એશીઆના પ્રદેશોની સાથે કામ પાડતાં કોન્ઝરવેટીવ સરકારને જ પગલે બરાબર ચાલે છે, એટલે તે પક્ષ સત્તા ઉપર હોવાથી, હીંદને કશો જ લાભ થાય તેવું રખે કોઇ માનતા.

અહીંસક સત્યાગ્રહીઓ ઉપર થતા જુલ્મી હુમલા એ બીજું કંઇ જ નહીં પણ, પશ્ચીમની પ્રજા હીંસાબળની કેટલી ભક્ત છે, એનું પ્રતીક માત્ર છે. છેલ્લી યાદવી વખતે એમ કહેવાતું હતું કે Might is Right [બળ એજ ન્યાય] ને બદલીને Right is Might [ન્યાય તેજ બળ] ની સ્થાપના માટે આ યુદ્ધ લડાય છે. અને આપણા દેશના અનેક ભદ્રીક સજ્જનોએ વેલ્સના જાદુગરનાં એ વચનોને શાસ્ત્રવચન જેવાં માન્યાં હતાં; પરંતુ એ તો બધી લોકલાગણીને વશ કરવાની વાતો જ હતી; અહીંનો મારો અનુભવ એ સુચવે છે કે, યુરોપ, અમેરીકા, જપાન બધાં આજે ય Might in Right ના સુત્રમાં ૧૯૧૪ ના ઓગષ્ટમાં જર્મનીને જેટલી શ્રદ્ધા હતી તેટલી જ શ્રદ્ધા ધરાવે છે.

વીરમગામ, ધરસાણા અને વડાલાના બનાવો ઉપરથી તમે બધા એટલું જોઇ શકો તો સારૂં કે, સત્યાગ્રહીઓનો પક્ષ સત્યનો, ન્યાયી અને સ્વાભાવીક હોવા છતાં, સામ્રાજ્ય-

વાદના પ્રતીનીધીઓ લાઠીના જોરે તેમની ઉપર વીજય મેળવી રહ્યા છે. એટલે વીજય હમેશાં ન્યાયની તરફેણમાં પોતાનું પલ્લું નમાવે છે તેવું કશું જ નથી. એને તો પશુબળથી જ અત્યારે નમાવવામાં આવે છે, અને પછી એ જીતની સાથે 'પ્રભુની કૃપા'નું વીશેષણ જોડવામાં આવે છે! પરંતુ 'જીત' એ શબ્દમાં જ superior power નો ધ્વની રહેલો જ છે. આ ખંડના લોકોની તો એ જ મનોદશા છે; અને દુનીઆમાં જે પક્ષ નીર્બલ હોય તે જીત્યો હોય એવો એક પણ પ્રસંગ તો બતાવો? અહીં નીર્બલતા એટલે પશુબળની નજરે જ હું કહેતો નથી, પણ દરેક દ્રષ્ટીએ તેને વ્યાપક અર્થમાં કહું છું. જેમકે અત્યારે સત્યાગ્રહીઓ અને તેમના કામને ટેકો આપનારા સંખ્યાબળમાં વીશેષ છે, એટલે તેઓ પોતાના ચડીયાતા સંખ્યાબળને લીધે, તેમનાથી જુદા વીચાર ધરાવનારા—દાખલા તરીકે વીનીતો—ઓને ફાવવા દઈ શકતા નથી. તે જ રીતે બુદ્ધીબળમાં ચડીયાતી એક પ્રજા તેનાથી ઓછા બુદ્ધીબળવાળી બીજી પ્રજાને દબાવી, તેની ઉપર પોતાની સત્તા સ્થાપી શકે છે. અર્થાત્ તે બળ બુદ્ધીનું હોય, વ્યવસ્થાશક્તીનું હોય, ધનનું હોય કે લડાયકવૃત્તીનું હોય: પણ બધામાં એ બલનો સ્વીકાર તો મુખ્ય છે. તે રીતે સત્યાગ્રહીઓમાં આત્મબળ, આપભોગનું બળ કે અહીંસક રહેવાનું બળ હોય, તે પણ એક રીતે તો બળજ છેને?

અત્યારે અહીંસા ઉપર હીંસા ફાવી જાય છે, તેનો પદાર્થપાઠ હીંદીઓને ધરસાણામાં અને બીજે મળે છે, અને તે અર્થમાં ગાંધીજીના એ સુંદર મનાતા તત્ત્વનો વીરોધ અત્યારે સત્તાવાદીઓ કરી રહ્યા છે, તેમાં રહેલા ભયનું એમને આજની વ્યાકુળતામાં ભલે ભાન રહ્યું નહીં હોય, પણ થોડા સમય પછી વળી ગાંધીજીની જરૂર પડશે ત્યારે, હીંદી પ્રજાને શાંત કરવા માટે એજ સત્તાવાળાઓ, ગાંધીજીનો તે સુત્રના પ્રચાર માટે વળી ઉપયોગ કરવાયે તૈયાર થશે. એ તો સત્તા અને સામ્રાજ્યને સાચવવાની યુક્તીઓ માત્ર છે.

મીઠાની લડત લોકજાગૃતી પુરતી ઘણીજ સરસ છે. પરંતુ હીંદી પ્રજા પરતંત્રતાનાં ફળથી કંટાળી ગયેલી છે, અને તેથી તેનામાં અપુર્વ જાગૃતી તો આવેલી જ છે. તેનો સદુપયોગ કરનારા યોગ્ય નેતાઓની જરૂર છે. ગાંધીજીમાં એવા નેતા બનવાના ઘણા ગુણ છે, પરંતુ એમની વીચારસરણી સાધુની હોવાથી, જનતાની અપુર્વ જાગૃતીનો તેઓ કુશળ મુત્સદ્દીની રીતે ઉપયોગ કરી શકતા નથી. તેમને 'સાધુસંતો' સાથે કામ હોત તો સારૂં, પણ મુત્સદ્દીઓ—અને તે પણ જેવા તેવા નહીં, અથંગ—ની સાથે કામ છે, એટલે પરીણામ લોકજાગૃતીને અનુરૂપ આવતું નથી, એવો મારો વીચાર હજી યે પલટાયો નથી.

પણ વીદેશી માલના બહીષ્કારનો, અને મેં અહીંનાં પત્રોમાં વાંચ્યું છે તેમ, કર નહીં ભરવાની લડતનો કાર્યક્રમ, રાજકારણી નજરે મને વધુ સંગીન લાગે છે. તેમ છતાં મારી એવી માન્યતા છે કે, બ્રીટીશ પ્રજા વ્યાપારી પ્રજા છે, અને તેના વ્યાપાર ઉપર અસર થાય તો જ તે દબાયલી પ્રજાનાં દુઃખ સમજવા તત્પર થાય છે, એ વાત ભુલવા જેવી નથી. હીંદમાં પરદેશથી જેટલો માલ આવે છે તેમાં ગ્રેટબ્રીટનનો માલ એક રૂપીએ આઠ આના જેટલો છે, પરંતુ ગ્રેટબ્રીટનનો જે માલ દુનીયામાં જાય છે, તેની સાથે સરખાવતાં દર સો રૂપીઆના નીકાશવ્યાપારમાં, બ્રીટન હીંદ સાથે ૧૬ાા રૂપીઆનો વ્યાપાર કરે છે. પરંતુ બ્રીટનનો કાપડનો વ્યાપાર હીંદ સાથે વધારે છે. સ્ટીમર રસ્તે

પરદેશ જતા તેના કુલ સુતરાઉ કાપડમાં સેંકડે ૨૮ નો માલ તે હીંદમાં મોકલાવે છે, એટલે કાપડના બહીષ્કાર ઉપર જો ચીત્ત રોકવામાં આવે તો, જરૂર લેન્કેશાયર ખળભળી ઉઠે. એ તો વાઇસરૉયના ઓર્ડીનન્સથી તેમ જ જાપાનની ઉપર નંખાયલી વીશેષ જકાત ઉપરથી પણ તમે જોઇ શક્યા હશો.

હીંદમાંથી પરદેશી કાપડનો પગ કાયમનો નીકળી જાય એ જમાનો ઘણો નજીક તો નહીં જ હોય એમ હું માનું છું. એટલે દીલગીર છું કે, તમો સહુ મીત્રોની સાથે હું એ બાબતમાં મળતો થઇ શકતો નથી. કોઇ પણ સ્વતંત્ર દેશ અત્યારના યુગમાં સર્વથા સ્વાશ્રયી [તમામ માલના ઉત્પાદનની નજરે] બની શકે એ અશક્ય જ છે. સ્વતંત્ર હીંદને પણ અનેક જાતનો પરદેશી માલ લેવો પડશે. પણ તે વખતે તેની રાજકીય અને આર્થીક સ્વતંત્રતા તેને લુંટાવા કે ચુસાવા નહીં દે એ ખ્યાલમાં રાખવું ઘટે છે. એટલે હીંદનો મહાપ્રશ્ન રાજકીય અને આર્થીક સ્વતંત્રતાનો જ છે. તે નજરે બ્રીટીશ માલ—ખાસ કરીને કાપડ—નો બહીષ્કાર સંગીન બનાવવા તરફ હાલ તુરત ખુબ ધ્યાન અપાય તે મને વાજબી લાગે છે.

સ્વદેશી માલનો પ્રચાર જેમ બને તેમ વધે તે ઘણું જ જરૂરતું છે. પરંતુ તેથી મળતો નફો જો ખાનગી ખીસામાં જાય તો તે દેશને કે દેશના નીર્ધન વર્ગને લગારે મદદગાર થાય નહીં. તેથી તો થોડાક મીલવાળાઓને નફો થશે અને સ્વદેશીની ખપત વધતાં તેઓ ભાવ વધારી દઇ, પોતાના ભાગીદારોને નફામાંથી મોટા ફાળા આપશે; ત્યારે સામાન્ય વર્ગને તો નુકસાન જ થશે. મીલવાળાઓ અને મોટા વ્યાપારીઓ દેશની સ્વતંત્રતાની લડતમાં ભળે તેથી વધુ આનંદજનક બીજું શું હોય? પણ જો તેમનું એ કામ દેશને સ્વતંત્ર કરવાને બદલે, સમય પુરતો અર્થલાભ મેળવવા પુરતું હોય તો, દેશભક્તિને નામે તેઓ મધ્યમ વર્ગના તેમજ ગરીબ વર્ગના માણસોની પાસેથી મોટ. નફો જ મેળવી જશે. મેં છાપાંમાં વાંચ્યું છે કે, મોટા વ્યાપારીઓએ અમુક વખત માટે જ પરદેશથી માલ મંગાવવો બંધ કર્યો છે. એ તો વ્યાપારી ચાલાકી જ કહેવાય. ભલે ધનસુખ કે કવુ મારે ચાર ગમે તેમ માને, પણ આજના જમાનામાં આંતરરાષ્ટ્રીય દ્રષ્ટી બંધ રાખવાથી લાભને બદલે હાની જ વીશેષ થવાની છે.

મારી માન્યતા ભલે તમને અવળી દેખાય, પણ તમે જો શાંતીથી થોડાક મુદ્દાઓનો વીચાર કરશો તો મારી વીચારસરણીનો પાયો સહજે સમજી શકાશે. તે મુદ્દા આ છેઃ

(૧) દેશના ગરીબ મજુરોને લાભ થાય તે માટે સ્વદેશી માલ લેતા હોઇએ તો, મીલોવાળાઓ પોતાને મળતા નફામાંથી મજુરોને કેટલો હીસ્સો આપવા તૈયાર છે તે નક્કી કરી લેવું જરૂરતું છે.

(૨) જે મીલોવાળા સ્વદેશીને નામે પોતાનો માલ ખપાવવા તૈયાર થયા છે, તેઓ જાતે અને તેમનું કુટુંબ, તે માલનો કેટલો ઉપયોગ કરે છે? તે તપાસવું જોઇએ. ઘણું તો, આપણા અનેક મીલમાલીકોને તેમ જ તેમના કુટુંબોને પરદેશી કાપડ જ વાપરતાં જાણ્યા છે. એટલે સ્વદેશીને નામે મળતા નફાને તેઓ જાતે તો પરદેશી વસ્તુઓ ખરીદવા પાછળ જ ઉપયોગ કરશે.

(૩) જે મીલવાળાઓ આજે સ્વદેશીનો લાભ મેળવશે, તેમની ભુતકાળની મનોદશા અને તેમનાં કામ, દેશને લાભ કરનારાં હતાં કે ગેરલાભ કરનારાં? ધારાસભાઓમાં તેમના

પ્રતીનીધીઓએ દેશના હીતના પ્રશ્નોમાં કેટલી વખત પ્રજાપક્ષે મત આપ્યા અને કેટલી વખત સરકારનો સાથ શોધ્યો તે જોવું જોઇએ છે. પણ ગઇકાલે એમણે ગમે તેમ કર્યું હોય, આજે તેઓની મનોદશા પલટાઇ છે એમ કોઇ કહેતું હોય તો, તે સંબંધમાં એમની પાસેથી સીધા પુરાવા માગવા જોઇએ.

મારી તો અચળ માન્યતા છે કે, પૈસાદારો જરૂર પડે બ્રીટીશ મુડીવાળાઓ સાથે ધંધાની ભાગીદારી કરી, હીંદમાંથી નફો મેળવવાના કામમાં એમને મદદ કરવા પણ તૈયાર થવાના જ; વળી તેમની મીલો તે દેશભક્તીને માટે નહીં પણ સારા નફા માટે છે. એ મીલોમાંથી જો સારો નફો ન મળે, અને અમેરીકા, ઓસ્ટ્રેલીઆ અથવા મેક્સીકોના એકાદ ખુણે પૈસા નાખવાથી એમને નફો મળતો હોય તો, હીંદમાંથી મીલો બંધ કરી તેઓ પોતાની મુડી ત્યાં લઇ જશે. કેમકે તેમને તો નફો જ જોઇતો હોય છે. તેથી તો રાષ્ટ્રના તમામ ઉદ્યોગોને રાષ્ટ્રની માલીકીના બનાવવાની ભલામણ રામ્સે મેકડોનાલ્ડના વીચારબંધુઓ પણ અહીં કરે છે.

એકજ દાખલોઃ જુવોને ઇંગ્લંડમાં કેટલી બધી બેકારી છે, છતાં અહીંના લોકોની કેટલી બધી મુડી પરદેશોમાં નફા માટે ગયેલી છે?

એટલે મારા મતે તો બ્રીટીશ માલ સીવાય, બજારમાંથી જે માલ સસ્તો મળે તે લેવાની પ્રથાથી, ગરીબ અને મધ્યમ વર્ગને અર્થ લાભ વીશેષ છે. તમને કદાચ મારા આ વીચારો ઠીક નહીં પણ લાગે, પણ મીલવાળાઓ જેઓ પોતાના મજુરોને ઓછી મજુરી અને ઓછો સંતોષ આપવા માટે જાણીતા છે, તેઓ ગરીબ મજુરોને લાભ આપે તે મારાથી તો માની શકાતું જ નથી. હા, જો આપણા નેતાઓ તેમની પાસેથી એવી શરતો કરાવી શકે તેમ હોય, તો જુદી વાત. પણ તેમ થવું મને તો અશક્ય દેખાય છે.

વીલાયતના લોકોને હીંદની કશી જ પડી નથી. તેમને એમના નફાની અને માલ માટેના બજારની વધારે પડી છે. તેથી અહીંના વર્તમાનપત્રોમાં હીંદ માટે કેવા લેખો પ્રસીદ્ધ થાય છે, તે જાણવા આ સાથે અહીંના 'ડેઇલી મેલ' અને 'મોર્નીંગ પોસ્ટ'માંથી થોડીક કાપલીઓ મોકલાવું છું, તેમાં રોથરમીઅર, ઓડવાયર વગેરેના લેખો બહુ ધ્યાનપુર્વક વાંચવાની મારી ભલામણ છે.* 'ડેઇલી મેલ'નો મુંબાઇ આવેલો ખાસ ખબરપત્રી કેવી ઢબના સંદેશા મોકલાવે છે, તેનાય કેટલાક નમુના આ સાથે બીડયા છે. તે ઉપરથી જાણી શકશો કે હીંદને સાંસ્થાનીક સ્વરાજ જલદી આપવાની અહીં કોઇ પણ પક્ષના રાજ્યદ્વારીઓની ઇચ્છા નથી. થોડાક ટુકડાઓ આપવા એ અહીંના લોકોની મનોદશા છે.

તેં દેશીરાજાઓ વીષે લખ્યું અને તેમની પ્રજા વીષે પણ મત બતાવ્યો, પરંતુ એમની પ્રજાઓ, પોતાના ઉદ્ધાર માટે જો બરાબર તૈયાર નહીં થાય તો, એ નફ્ફટનાં પીળાં ધાબાં જ, હીંદની ગુલામીના પાયા ઉંડા ઉતારવામાં મદદગાર બનવાનાં છે તેનો ખ્યાલ રાખજે. રાજાઓ સંગીન એકતા સાધી રહ્યા છે, તેમને અહીંના પ્રખર શાહીવાદીઓનો અને તેમનાં પત્રોનો ટેકો છે; અને રાજાઓને અંગત મોજશોખ તેમજ ભોગવીલાસની અબાધીત છુટ સીવાય બીજા કશાની પડી નથી; તે વાત દેશી રાજ્યોની પ્રજાએ બરાબર સમજીને, પોતાનો સંગીન મત સુવ્યવ-

---

* વાયકાઉન્ટ રોથરમીઅરનો 'ડેઇલી મેલ'માં પ્રકટ થયેલો એક લેખ, પ્રસ્તુત અંકમાં આગળ આપ્યો છે, તે જુવો.

સ્પીત બનાવવો પડશે એમ મને લાગે છે, હીંદની લડતનું નબળામાં નબળું બીંદુ નકશાનાં પીળાં ધાબાંમાં જ રહેલું છે તે કદી ન વીસરતા.

મારે અંગ્રેજ વીદ્યાર્થીઓ સાથે દોસ્તી છે. એ બીચારા હીંદને સ્વતંત્ર શા માટે થવું જોઇએ તે જ સમજતા નથી. સાયમન રીપોર્ટ તેમની આગળ જે વાતને મોટા સ્વરૂપે રજુ કરી છે, તેજ કથા તેઓ માડીના ખોળામાંથી સાંભળતા આવે છે. તેઓ માને છેઃ હીંદ અનેક ન્યાતોજાતોથી વહેંચાઇ ગયેલો દેશ નહીં પણ ખંડ છે; હીંદુ મુસલમાન એક બીજાના દુશ્મન છે; ૭ કરોડ અંત્યજોનો કોઇ ભાવ પુછતું નથી, સરહદ ઉપરની લડાયક જાતો અને હીંદી રાજાઓ માત્ર અંગ્રેજોની હાઝરીને લીધે જ શાંત છે, નહીં તો હીંદમાં એકે કુંવારીકાનું શીયળ કે શ્રીમંતનો એક રૂપીઓ સલામત ન રહે. આથી હીંદીઓની મનોદશા તેઓ સમજી જ શકતા નથી. ટુંકામાં કહું તોઃ અહીં હીંદ વીષે ભયંકર અજ્ઞાન પ્રવર્તે છે. એટલે હીંદીઓએ સ્વાશ્રયને હજી વધુ હદ સુધી ખીલવવો પડશે.

આપણા દેશના વીનીત રાજદ્વારીઓ માટે તેં જે લખ્યું તે સ્વાભાવીક જ છે. પરંતુ તેમના હેતુ માટે મને વીશ્વાસ નથી બેસતો. મેં આગળ કહ્યું તેમ પ્રજામતના બળને લીધે તેમને નમવાનો કે ગાંધીજીની મહત્ત ગાવાનો આડંબર કરવો પડે છે એટલું જ. બાકી તેમનામાં મારો જરાયે વીશ્વાસ નથી. એ વર્ગ જ આપણા દેશમાં સાચી રાષ્ટ્રીય ભાવના ખીલે તેનો દુશ્મન છે.

આમ છતાં 'ગોળમેજી'ના વખત સુધીમાં મામલો પલટાશે અને હીંદને 'સ્વતંત્રતા'થી અનેક ગાઉ દુર લઇ જવાની પેરવીમાં આપણા નેતાઓ ફસાઇ જશે એવો વસવસો મને તો રહે છે જ.

તમામ સ્નેહીઓનું સ્મરણ વારંવાર કર્યા જ કરૂં છું.

લી॰

સ્નેહાધીન

**સુમન**

## જો તમે ૫૦ વર્ષના હો તો—

તમે ઉંઘવામાં ૬૦૦૦ દીવસ ગુમાવ્યા છે, કામ કરવામાં ૬૫૦૦ દીવસ ગાળ્યા છે, ચાલવામાં ૮૦૦ દીવસ ગાળ્યા છે, આનંદ મેળવવામાં ૪૦૦૦ દીવસ ગાળ્યા છે, જમવામાં ૧૫૦૦ દીવસ ગાળ્યા છે, ને માંદગીમાં ૫૦૦ દીવસ ગાળ્યા છે. તમે ૯૪૦ મણ ખોરાક જમ્યા છો, અને ૭૦૦૦ ગેલન પ્રવાહી તમારા પેટમાં ગયો છે; એવી ગણતરી એક ફ્રેન્ચ આંકડાશાસ્ત્રીએ કરી છે.

તમામ જાતના વહેમોને મનમાંથી દુર કરવા તે પોતાના મનને માન આપવાનો સરળ તેમજ સુંદર માર્ગ છે.

**થોમસ પેઇન**

...

**માતા**: ભાઇ કેમ રડે છે?

**પુત્રી**: બા, એને કંઇજ શીખવું નથી. મેં એના હાથમાંનો પેંડો લઇને તે કેમ ખાવો એ મેં પ્રત્યક્ષ પ્રમાણથી બતાવ્યું તેટલા માટે બાણુ રડે છે તે!



**ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'**

## પ્રકરણ ૯ મું.

## પોલીસનો પંજો

ચોમેર વ્યાપેલી સનસનાટીથી રળીયાત એવી અકળાઇ ગઇ કે ઘેર આવીને તુરત જ એણે રાઘવની બધી ચોપડીઓ એકઠી કરી અને એનું બંડલ બાંધી છાતી-સરસું ચાંપ્યું, બેબાકળી બની ગયેલી વૃદ્ધ માતા ચોપડીઓને લઇ આમથી તેમ ઓરડામાં આંટા મારવા લાગી. એને લાગ્યું કે રાઘવ હવે મીલમાંથી છુટી હમણાં જ આવશે, પણ કોણ જાણે કેમ હજી સુધી એ આવ્યો નહીં. કંટાળી જઇને છેવટે ઘર વચ્ચે ચોપડીઓનો થોકડો મુકી એના ઉપર રળીયાત બેસી ગઇ. આમ પુસ્તકોની ચોકી કરતાં કેટલો વખત ગયો એની એને ખબર જ ન રહી. બહુ જ મોડેથી રાઘવ અને રામુ આવી પહોંચ્યા.

"રાઘવ, તેં બધું જાણ્યું ?"

"મને બધી ખબર છે બા! પણ તું ગભરાઇ ગઇ લાગે છે?"

"હું તો ખુબ અકળાઇ ગઇ છું–ખુબ મુંઝાઇ ગઇ છું."

"તમારે ગભરાવાની બીલકુલ જરૂર નથી. આ જાતની નીર્બળતા અમને લેશમાત્ર મદદ કરી શકશે નહી" રામુએ કહ્યું:

"તેં કંઇ-ખાવાનું યે તૈયાર કર્યું લાગતું નથી."

"તું જોતો નથી, તારાં પુસ્તકોનું હું જીવથી યે વધારે જતન કરતી બેઠી છું ?"

રામુ અને રાઘવ ખડખડાટ હસી પડ્યા, એમનું મુક્તહાસ્ય જોઇ રળીયાતને કંઇક શાંતી વળી. રાઘવે એમાંથી થોડી ચોપડીઓ ઝડપથી ઉપાડી લીધી અને મકાનના પાછળના ભાગમાં દાટી આવ્યો અને રામુ રસોઇમાં રળીયાતને મદદ કરવા લાગી ગયો.

"આજના બનાવોમાં કશુંય અસાધારણ નહોતું. લોકોને તો નહાક ચર્ચા કર્યા કરવાની ટેવ પડી ગઇ છે" રામુએ રળીયાતને વધારે મક્કમ બનાવવા વાર્તાલાપ શરૂ કર્યો.

સફેદ અને લીલાં પીળાં કપડાં પહેરીને આવા અમલદારો એમનાં હથીયારો સહીત આવે છે અને જ્યારે જ્યારે એમનું ધાડું પડે

છે ત્યારે ઘરની દરેકે દરેક ચીજો તેઓ તપાસી લ્યે છે. પથારી ફેંદી નાખે છે, પુસ્તકો, કાગળીયાઓ અને ઝીણી મોટી તમામ વસ્તુ-ઓને બારીકીથી જુએ છે. એમને ય આ કામ કરવું ઘણું આકરૂં પડે છે, પણ શું કરે? એટલે તો એ અમારી સામે આટલા બધા ધુંધવાય છે. ઘણું જ ગંદું કામ-એ બધા મનમાં તો સમજે છે પણ એમનો શો ઉપાય? એક વખત મારા ઘરની ઝડતી લીધી હતી ત્યારે પણ આખું ઘર ફેંદી નાખવામાં આવ્યું હતું. બીજી વખત જ્યારે ફરીથી આ અમલદારોની પધરામણી થઇ ત્યારે મને પક-ડવામાં આવ્યો હતો. ચારેક મહીના જેલ પણ ભોગવી લીધી છે. પકડી જાય ત્યારે બજાર વચ્ચે આપણું પ્રદર્શન કરે, કોર્ટમાં કલાકો સુધી બેસાડી મુકે, નામ પોકારે ત્યારે ઉઠવાનું-પાંજરામાં ઉભા રહીને પુછે એનો જવાબ આપવાનો-બસ વળી પોલીસ હુકમ મુજબ હાજર થાય-કેદીને જેલમાં લઇ જાય-અને આમ એનો અવતાર પુરો થાય. બેવ-કુફોને પણ પોતાનો પગાર વ્યાજબી ઠરાવવા કેટલી જહેમત ઉઠાવવી પડે છે!"

"તને વાત કરવાની કેવી સરસ ટેવ પડી ગઇ છે રામુ!"

ચુલાની અંદર ફુંક મારીને દેવતા ચેતા-વતાં ચેતાવતાં રામુએ પાછું ફરીને રળીયાતને પુછ્યું,

"હું એવી કઇ રીતે વાત કરૂં છું, કે જે તમને બહુજ ગમે છે?"

"તને કોઇએ અત્યારસુધીમાં દુઃખ આપ્યું હોય એમ તને લાગતું જ નથી."

"આ વીશાળ જગતમાં એવું કોઇ જીવન્ત પ્રાણી છે કે જેને જરા ય અન્યાય થયો જ ન હોય? પણ મને તો એટલી બધી વીતી છે કે હવે હું દુઃખ વીશે ફરીયાદ કરવાનું ય ભુલી ગયો છું. જે લોકોને સીતમ વરસા-વવાની ટેવ પડી છે એની સામે ગણગણાટ કર્યે શું દહાડો વળે? જે અન્યાયો હું વેઠી રહ્યો છું એ મને મારા કાર્યમાં ઘણું વીઘ્ન નાખે છે પણ એ અનીવાર્ય છે, પણ એટલા ખાતર કામ કરતાં અટકી જવું અથવા એનો જ વીચાર કર્યા કરવો એ સમયનો નકામો વ્યય છે. પહેલાં મને આ અન્યાયો સામે શું પ્રચંડ રોષ હતો? પણ હવે હું વીચારૂં છું કે આસપાસ બધે લોકો હતાશ થઇ ગયા છે. દરેકને પોતાનો પડોશી એની પાસેથી કંઇક ઝુંટવી લેશે એવી દહેશત લાગ્યા કરે છે, એટલે દરેક હમેશાં પહેલો ઘા મારવાનો પ્રયત્ન કરે છે. આમ જીંદગી ચાલી જાય છે બા!"

રામુનો વાકપ્રવાહ ગંભીરતાથી આગળ ચાલ્યો એણે રાઘવના ઘર ઉપર ભવીષ્યમાં આવનારી ધાડ વીશે રળીયાતની ધાક હળવી કરી નાખી. એની આંખમાં ચળ-કાટ હતો, ભાષામાં વેગ હતો અને વીચારોમાં બળ હતું. રળીયાતને એમ લાગ્યું કે એ પડછંદ માણસ કદાચ એવું જેમ ધીમું પાડતો હશે પણ નીરાશાને કદી એના હૃદયમાં સ્થાન આપશે નહીં.

"ઇશ્વર તને સુખી રાખે" રળીયાતે ગદ્-ગદ અવાજે કહ્યું.

"વારૂ! જો ઇશ્વર મને સુખ આપશે તો હું ના નહીં પાડું, પણ એને માટે માગણી તો નહીં જ કરૂં, તેમ સુખની શોધ માટે મારી પાસે સમય જ ક્યાં છે?"

આ વાર્તાલાપ ચાલતો હતો એટલામાં રાઘવ ચોપડીઓ સંતાડવાની વ્યવસ્થા કરી અંદર આવ્યો.

"હવે એના શા ભાર છે કે પુસ્તકો શોધી કાઢે?"

રાઘવે એનું મ્હોં અને હાથપગ ધોઇ નાંખ્યાં અને રળીયાતને કહ્યું,

"જો તું ગભરાટથી ધ્રુજી ઉઠીશ તો પોલીસ એમ સમજશે કે ઘરમાં જ કંઇક છુપાવવામાં આવ્યું છે. પણ તું જાણે છે કે અમે એક પણ ખરાબ કામ તો નથી જ કર્યું. અમે તો સત્યને વળગી રહેનારા છીએ અને એને માટે જાન કુરબાન કરવા પણ અમે તૈયાર છીએ, પણ સત્યની ઝંખના એ જ અમારો ગુન્હો છે—ત્યારે આપણે શા સારૂ ડરવું જોઇએ?"

"ના, ના, બેટા! હું હીંમત રાખીશ, જરાપણ નહીં ગભરાઉં, ભલે આવતી પોલીસ."

પણ એ રાત્રે પોલીસની ધાડ ન જ આવી. અને સવારમાં રામુ કે રાઘવ એની મશ્કરી શરૂ કરે એ પહેલાં જ રળીયાતે ગઇ કાલની વાત હસી કાઢવાનું શરૂ કરી દીધું.

... ... ... ...

ઝડતીઓનો જમાનો આવ્યો ખરો, પણ ધારેલે સમયે નહીં. લગભગ એક મહીના પછી પોલીસનું ધાડું આવ્યું. રાઘવ, રામુ અને બીજા કેટલાક નવું વર્તમાનપત્ર ચલાવવાની ચર્ચા કરતા હતા, લગભગ રાત્રીના બાર વાગ્યા હશે, રળીયાત તો ક્યારની ઉંઘી ગઇ હતી. ક્યારેક ક્યારેક ઉગ્ર ચર્ચાના અવાજથી અર્ધજાગૃત બનતી પણ પાછી ઉંઘને અધીન થઇ જતી. અચાનક રામુએ લોખંડના ખીલાવાળા પગનો અવાજ નજદીક આવતો સાંભળ્યો. એ ઉઠીને રસોડાનું બાર એકદમ ઉઘાડી અંદર ગયો અને બુમ મારી, "મને પોલીસ આવતા હોય એમ લાગે છે." રળીયાત જાગી ગઇ. સફાળી ઉઠીને પોતાનો પહેરવેશ સરખો કરવા લાગી પણ રાઘવે આવીને કહ્યું કે "તમે પથારીમાં જ સુઇ રહેજો. તમારી તબીયત પણ બરોબર નથી."

ધીમા પણ મક્કમ પગલાં ઘરની વધારે નજદીક આવતાં હોય એમ અવાજ ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. રાઘવે બારણા આગળ જઇ પુછ્યું,

"કોણ છે ત્યાં?"

એ પ્રશ્નની સાથે જ એક સફેદ વસ્ત્રધારી ઉંચો આદમી ઘરમાં ધસી આવ્યો અને એની પછવાડે જ બીજો એક અમલદાર હતો. બન્નેએ રાઘવની આજુબાજુ ગોઠવાઇ જઇ ઉત્તર આપ્યો.

"તમે આશા રાખતા હશો એવા મહેમાન તો અમે નથી જ."

ગામના પોલીસ હવાલદારે રસોડામાં જઇ રળીયાતને જગાડી.

"સાહેબ, આ રાઘવની મા રળીયાત."

"અને આતું નામ રાઘવ."

"તારૂં નામ રાઘવ કે?" ભવાં ચડાવીને કાળી મુછોથી ભરાવદાર લાગતા ચ્હેરાવાળા અમલદારે પુછ્યું.

"મારે તારા ઘરની ઝડતી લેવાની છે. બુઢી! તું આમ નીકળ!"

રળીયાત તો વીમાસણમાં પડી ગઇ. આ કઇ જાતના લોકો હશે કે જે રાત્રે માણસોને સુતા જગાડે છે! વીચારમાળા અધુરી રહી જાય એવો અવાજ ઓરડામાં મચી રહ્યો. આમથી તેમ બધું પોલીસે ફેંદવા માંડ્યું. પુસ્તકો તપાસવા માંડ્યાં, ખુણેખુણો શોધવાની પોલીસઅમલદારોએ તકલીફ લઇ લીધી. ખુરશીઓ ઉથલાવી નાખી, ડબ્બા વીંખી નાખ્યાં અને અભરાઇ ઉપરની નાની મોટી ચીજો આમ તેમ ફેંકી દીધી. રાઘવ અને રામુ બંને એક બાજુ બેસી આ તમાસો જોતા હતા, અને રળીયાત પણ એ બન્નેના સામું જોઇ હસ્યા કરતી હતી. રળીયાતને એમ લાગ્યું કે પોતે ગભરાટમાં છે એમ રાઘવને જણાવા દેવું નહીં જોઇએ. હમેશની પદ્ધતી પ્રમાણે રળીયાત એક બાજુ નમીને ચાલતી, પણ અત્યારે તો એ આવેડ વયની

બાઇ પણ પોલીસ સામે ટટ્ટાર રહીને ચાલવા લાગી અને પગ પણ પૃથ્વી પર ભાર દઇને મુક્તી. મુખ્ય અમલદાર એક પછી એક ચોપડી તપાસતો હતો, પાનાં ઉથલાવી નકામી જણાય તો બહુ ચાલાકીનું પ્રદર્શન કરીને ફેંકી દેતો હતો. કેટલીક વખત જમીન ઉપર આમથી તેમ ચોપડીમાં તપાસ્યા પછી એ ફેંકતો હતો. બધી તપાસ કરતાં પોલીસને પણ પરસેવો નીતરવા લાગ્યો.

રાઘવથી આમ ચોપડીઓની દુર્દશા થતી જોવાઇ નહીં. એણે ઓફીસરને પુછ્યું.

"તમે પુસ્તકો શા સારૂ આમ ફેંકી દો છો?"

રુખીયાત ધ્રુજવા લાગી. એને એમ થયું કે પોલીસ અમલદાર ઉશ્કેરાઇ જશે તો રાઘવને કોણ જાણે શું યે સજા કરી નાખશે. ઓફીસરને આ જાતનો તુમાખી પ્રશ્ન પીઠ ઉપર ઘા પડ્યો હોય એવો આકરો લાગ્યો. એણે કરડાકીથી રાઘવ સામે નજર તાકી અને ફરી પાછાં પુસ્તકોના પાનાં વધારે ઝડપથી ફેરવવામાં એ રોકાઇ ગયો, પણ પાના ફેરવતો ફેરવતે એ પોતાનો હોઠ કરડતો હતો. એને રાઘવના પ્રશ્નથી ખુબ રોષ ચઢ્યો હતો, એટલામાં રામુએ એક સીપાઇને કહ્યું,

"આ બધી ચોપડીઓ એકઠી કરી આપ."

સીપાઇઓએ આ નવો હુકમ આપનારા સામે આંખ ફેરવી અમલદાર સામે જોયું.

પોલીસ ઓફીસરે ફરીથી એટલી જ તુમાખીથી રામુ સામે આંખ કાઢી અને સીપાઇને પુસ્તકો એકઠાં કરવાનું કહ્યું. રખીય તને આ બન્ને છોકરાઓ પોલીસને ચીડવતા હતા એ જરાય ન રૂચ્યું, પણ એનું અત્યારે કોણ સાંભળે? એણે રાઘવને અને રામુને આજીજી કરીને કાનમાં કહ્યું કે "તમે હવે મુંગા રહેશો કે?"

"કોણ ત્યાં ગણગણાટ કરે છે?" પોલીસ-અફસરે પુછ્યું, "શાંતી રાખો, ત્યાં કોણ પુસ્તક વાંચે છે?"

"હું" રાઘવે કહ્યું.

"અને આ ચોપડીઓ કોની છે?"

"મારી"

"એમ!" અફસર સાહેબ મીજાજમાં ખુરશી પર બેઠા. પગ લાંબા કરી ટેબલ ઉપર હાથથી ટેકો દઇ નામદાર બોલ્યા.

"અને તારૂં નામ રામપ્રસાદ?"

"હા, પણ મને બધા રામુ જ કહે છે."

"એ મારે જાણવાની જરૂર નથી, લવારો બંધ કર!"

બહાર ચંદ્રમા એની શીતળતાથી પૃથ્વીને આલ્હાદદાયક બનાવતો હતો, જ્યારે રાઘવના ઘરમાં પોલીસ અફસર એની આંખમાંજ સત્તાની ખુમારીના તણખા વેરી રહ્યો હતો.

"તને પહેલાં પણ રાજદ્વારી ગુન્હા બદલ પકડવામાં આવ્યો હતો ખરૂંને?"

"હા, મારી ઝડતી તો બે વાર લેવામાં આવી હતી, પણ ત્યાંના પોલીસ અમલદારો મને શ્રીયુત કહીને બોલાવતા. તમારી પેઠે તુંકારે નહીં."

"હં!" ત્યારે શ્રીયુત રામુ, આપ નામદાર જાણો છો કે અહીંની મીલમાં કોણ બદમાશો રાજ્યવીરોધી લખાણો છપાવીને વહેંચે છે?"

રામપ્રસાદ કંઇક ઉત્તર આપે એ પહેલાં એક કોમરેડ ખુણામાંથી બોલી ઉઠ્યા.

"પણ બદમાશોને તો આ ગામમાં આજે-જ જોયા! પહેલાં કદી આવતા નહીં."

"એ કુતરાને બહાર નીકાલો" અફસર સાહેબનો પારો ઉંચી ડીગ્રી સુધી પહોંચી ગયો.

આમ આખું ઘર અને પરસાળ સુદ્ધાં અમલદારો અને સીપાઇઓએ શોધી પણ બહારથી યે કશું ઉપયોગી હાથ લાગ્યું નહી—

"જરૂર આ ટોળીમાં કોઇક અનુભવી માણસ લાગે છે" અમલદાર સાહેબ બોલી ઉઠયા. રળીયાતને આ અમલદારો કડવા ઝેર જેવા લાગતા હતા. દુશ્મનને કદાચ દયા આવી જાય પણ પોલીસને દયા આવે જ નહીં એ વાતની રળીયાત ડોશીને ખાત્રી થઇ ગઇ. ઝડતી વખતની એ બધાની વર્તણુંક જોઇ એ આભીજ બની ગઇ.

એટલામાં અચાનક પોલીસ અફસરે રામુનો હાથ પકડયો અને કહ્યું,

"તમને ગીરફતાર કરવામાં આવે છે."

"શા સારૂ પણ ?"

"એ હું પછી કહીશ" આટલું વાક્ય પુરૂં કરી અમલદાર સાહેબે રળીયાત તરફ નજર કરી.

"તમે લખી વાંચી જાણો છો ?

રાઘવે ઉત્તર આપ્યો "ના."

"ચુપ કર ! મેં તને નથી પુછ્યું, કેમ બુઢ્ઢી તું બોલતી નથી ?"

રળીયાતને આ પ્રશ્નો પુછવાની ઢબથી ભારે ગુસ્સો ચડયો હતો, એને ધ્રુજારી વછુટી, છતાં મક્કમપણે એણે કહી દીધું,

"બહુ બુમ નહીં મારો, હું સાંભળી શકું છું."

રાઘવ અને રામુ બન્નેએ રળીયાતને શાંત રહેવા કહ્યું પણ એ ડોશીનો મીજાજ તો ગયો. એણે અમલદારની સામે જઇને હાક મારી,

"પણ તમે આવા લોકોને શા સારૂ પકડી જાઓ છો ?"

"એની તારે પંચાત કરવાની જરૂર નથી. બહુ થયું, હવે લવારો બંધ કર."

"કેદીને બહાર કાઢો" આખરે અમલદારી હુકુમ નીકળ્યો. રામુની આસપાસ દોસ્તો ફરી વળ્યા. એક જણે રળીયાતને આશ્વાસન આપવા માંડયું. બીજી બાજુ પોલીસે વોરંટ વાંચી રામુને મીત્રોમાંથી અળગો પાડી પહેરા નીચે મુકયો.

હવે રળીયાતથી રહેવાયું નહીં. એની અત્યારસુધી જાળવી રાખેલી અક્કડતા ઓસરી ગઇ અને માતાના હૃદયમાં સ્નેહનાં કુણા અંકુરો ફુટયાં. એની આંખમાં અશ્રુઓ વહેવા લાગ્યાં. અશક્તી અને અપમાન બન્નેની મીશ્રીત લાગણીઓ એના બદન ઉપર છવાઇ રહી. છેલ્લાં વીસ વરસ સુધી એણે રડવા શીવાય જીવનમાં બીજું સુખ ભાળ્યું નહોતું, પણ એ રડવામાં અને આજના રડવામાં કેટલો તફાવત !

"બુઢ્ઢી એક સાથે બહુ રોઇ નાખીશ તો પછી ભવીષ્યમાં આંખમાંથી આંસુ ખુટી જશે," અફસરે જરા બેપરવાઇભરેલી નીર્દયતાથી રળીયાતને મેણું માર્યું.

"માતાની આંખમાં તો આંસુઓનો ઝરો હોય છે ઘેલા ! તારે મા હોય તો એને પણ પુછજે, એ તને મારા જેવો જ ઉત્તર આપશે."

લાંબું વીવેચન કરવાની રાહ જોયા વીના પોલીસ અમલદારે કુચ કરવાનો હુકમ આપ્યો. રાઘવે રામુનો હાથ પકડી ખુબ હલાવ્યો,

"ત્યારે હવે સાહેબજી ફરી મળશું ત્યારે–"

"હું જ ફરી મળવા આવીશ" પોલીસ અમલદારે કહ્યું.

"ઇશ્વર હમેશાં સત્યનો બેલી છે એ યાદ રાખજે" રળીયાતે કહ્યું.

પણ ઇશ્વરનો સાદ સંભળાય એ પહેલાં તો પોલીસ અને અમલદારો બધા પલાયન થઇ ગયા, માત્ર એના પૃથ્વીપર પડતાં પગલાંનો ધીમો થતો જતો અવાજ રાઘવના ઓરડાની દીવાલો સાથે અથડાવા લાગ્યો, અને રાઘવ પાછળ હાથ બીડીને આમથી તેમ લોટવા લાગ્યો. આખાય ઓરડામાં ચોપડીઓ અને ચીજો અસ્તવ્યસ્ત સ્થીતીમાં પડયાં હતાં. રળીયાત આ બધું જોતી ઉભી હતી.

"જોયું ને! કેવાં કડવાં અપમાન ગળી જવાં પડે છે. મને ન પકડી ગયા!"

"તને પણ કેમ છુટો રહેવા દેશે, હું તો જરૂર માનું છું કે તારો વારો જલદી આવશે."

"હા, હું પણ એમ જ માનું છું."

"તેઓ આવ્યા" "રામુને પકડી લઇ ગયા"–એમ બબડતી બબડતી રળીયાત રસોડામાં ગઇ. રાઘવે બધી ચોપડીઓ એકઠી કરીને ઠેકાણે મુકવા માંડી, પણ રળીયાતનું ચીત્ત સ્થીર થયું નહીં. રામુ એને 'બા' કહીને બોલાવતો એ યાદ આવ્યા જ કરતું.

"તને અપમાન જેવું શું લાગ્યું રાઘવ?"

"કેમ! મને પકડયો નહીં એ જ મારું અપમાન!"

રાઘવની આંખમાં રોષનાં આંસુ આવી ગયાં. રળીયાતે એને સાંત્વન આપવા પ્રયત્ન કર્યો, પણ વૃથા ગયો. રાઘવને ક્યાંય ચેન પડયું નહીં.

"હા! હા! મને પણ પકડશે તો ખરાજ."

"ત્યારે તું પણ જઇશ, રાઘવ!"

"બા! હવે તારે મારા માટે એવી લાગણી હોય તો પણ કાઢી નાખવી જોઇએ. કઠણ થવાની પણ ટેવ પાડવી પડશે—"

... ... ...

બીજે દીવસે સવાર પડતાંની સાથે શહેરમાં સમાચાર પ્રસરી ગયા કે રામુ અને બીજા કેટલાય મજુરચળવળખોરોની ધરપકડ કરવામાં આવી છે અને કેટલાયના ઘરની ઝડતી લેવામાં આવી છે. જ્યાં જુઓ ત્યાં મજુરોમાં અને મધ્યમ વર્ગમાં, અમલદારોમાં અને ઉજળીયાતોમાં ગઇ રાતની ધરપકડો ચર્ચાનો મુખ્ય વીષય બની રહી હતી. સુર્યોદય થતાંની સાથે જ એક મજુરનેતા જેનું ઘર પોલીસે પાછલી રાતે તપાસ્યું હતું એ રાઘવ પાસે દોડતો દોડતો આવ્યો. એનું ઘર તપાસવા જેટલી એને મહત્તા મળી એથી એને નેતૃત્વનો નશો ચડયો હતો. જેવો એ ઓરડામાં દાખલ થયો કે તુરત જ એણે કેમ ઝડતી થઇ, એને કેવા પ્રશ્નો પુછ્યા અને એણે કેમ ઉત્તર આપ્યા એ આખું પારાયણ શરૂ કર્યું, પણ રળીયાત એને બરાબર પીછાણતી હતી, એટલે એણે વચ્ચે જ એક પ્રશ્ન કરી લીધો,

"તું મનમાં તો ગભરાઇ ગયો હોઇશ, ખરુંને?"

સીધો પ્રશ્ન આમ અચાનક આવશે એમ આ કામદારબંધુએ ધારેલું નહીં, એટલે જરા વર્ણનાત્મક ઉત્સાહને બદલે એના ચ્હેરા ઉપર ફીક્કાશ આવી ગઇ અને નસ્કોરાં ફુલી ગયાં.

"મને બીજી કાંઇ બીતી નહોતી વ્યાપી, માત્ર અમલદાર વખતે હાથ અજમાવે તો હું નબળા શરીરનો રહ્યો એટલે બ્હીતો હતો. તમે એ અમલદારને નજરે જુઓ તો પણ ડરી જાવ, કાળી દાઢી, ભરાવદાર મુછો અને મ્હોં ઉપરની ઉગ્રતા તો જાણે જુના જમાનાના રાક્ષસની–એના રસ્માનો રંગ પણ એવો બુરો અને ભયાનકતામાં ઉમેરો કરે એવો હતો–અરે શું એણે ધમાલ મચાવી મુકી, રળીયાત મા! એ તો મને એમ પણ ધમકાવતો હતો કે તું જેલમાં ને જેલમાં સડી જઇશ તોય પત્તો નહીં લાગે. ખરું કહું તો મને મારા માબાપે કદી ટપલી સુદ્ધાંય મારી નથી. હું એકનો એક દીકરો એટલે બહુ લાડમાં ઉછર્યો છું. એવો ભાગ્યે જ કોઇ હશે જેને એના માબાપ નહીં મારતાં હોય"—

અહીં એ અટકી ગયો, એણે આંખો બંધ કરી દીધી, ડોક ગુસ્સામાં હાખી દીધા, અને રાઘવ સામે ફરીથી આંખ ટેકવી એણે કહ્યું,

"અને જો પોલીસ મારા શરીર ઉપર આંગળી પણ લગાવે તો હું કાતીલ છરીની પેઠે મારૂં આખું શરીર એનાપર ઝીંકી દઇ આક્રમણ કરીશ અને બચકું જ ભરી જાઉં."

"તારો બચાવ કરવો એ જરૂર આવશ્યક છે પણ પહેલો હુમલો તું કદી ન કરી બેસતો" રાઘવે ચેતવણી આપી—

"વળી તું પાતળો અને શરીરે દુબળો છો એ પણ ખ્યાલમાં રાખવું ઘટે છે. તારે શા માટે ખાસ અથડામણીમાં આવવું જોઇએ?" રળીયાતે ઉમેર્યું.

"નહીં નહીં, હું લડીશ જ." નીશ્ચયાત્મક વાક્યના ભણકારા રાઘવના ઓરડામાં રહેવા દઇ એ કામદાર ખીરાદર એકાએક ચાલ્યો ગયો.

એ કામદાર ગયો ત્યાં પડોશમાં રહેતા આધેડ વયના કેશવકાકા આવ્યા.

"કેમ છો રાઘવ, હું કાલે તો પોલીસનો તેડાવ્યો પંચનામા માટે તારે ત્યાં આવ્યો હતો, આજે મારી મેળાએ આવું છું. કાં રળીયાત કોશી ચ્હા તો પાવ."

રાઘવ એના ભવ્ય ચહેરા સામું જોઇ રહ્યો. જો કે ગઇ કાલે એને પોલીસ પગણે પકડી લાગી હતી છતાં આજે એના વદન ઉપર વીશ્વાસ મુકી શકાય એટલી ગંભીરતા હતી. રળીયાત ચ્હા તૈયાર કરવા રસોડામાં ગઇ એટલે કેશવકાકાએ ખુરશી રાઘવ નજીક લીધી અને દાઢી ઉપર હાથ ફેરવતાં ફેરવતાં વાર્તાલાપ શરૂ કર્યો,

"એ તો એમજ ચાલે રાઘવ" જાણે ચાલુ વાર્તાલાપ ફરી શરૂ કરતા હોય એમ કાકાસહેબે ચલાવ્યું. "તારી સાથે મારે ખુલ્લા દીલથી વાત કરવી છે. તારે ત્યાં કેટલાય લોકો આવે છે અને જાય છે. મજુરો અને કામદારોનું તો આ આશ્રમ લાગે છે, છતાં કદી કોઇ દારૂ પીતા હોય કે મસ્તી કરતા હોય એવું મેં તારા ઘરમાં કદી જોયું નથી. હું તો સાવ પડોશમાં રહ્યો એટલે બધું જોઇ શકું અને જ્યારે મજુરો દારૂ ન પીએ અને નીયમીત એકઠા મળે ત્યારે જરૂર ધ્યાન તો ખેંચાય જ. અને એથી રાઘવ! તારા ઉપર આખા ગામની નજર ઢળી છે. મારા શેઠ તો કહેતા હતા કે તું નાસ્તીક છે, તમે મંદીરમાં પ્રાર્થના કરવા પણ જતા નથી. એમ તો હુંય ક્યાં જાઉં છું, પણ તમે તો પેલા છાપાં વ્હેંચ્યા ને? એમાં આટલું બધું લક્ષ્ય ખેંચાયું એ બધાં તેં જ લખ્યાં હતાં રાઘવ!"

"હા, મેંજ લખ્યાં હતાં!" રળીયાતને આ બધી જવાબદારી એકલો રાઘવ લ્યે એ રૂચ્યું નહીં, એણે તરત જ ઓરડામાં આવીને કહ્યું,

"તું એકલો ક્યાં લખતો હતો, બીજા ઘણાય એમાં શામીલ છે."

"કેશવકાકા પણ લખી આપતા હતા" રાઘવે મશ્કરીમાં ઉમેર્યું.

રળીયાતને એની વાત રાઘવે આમ ઉડાડી દીધી એ રૂચ્યું નહીં, એટલે રોષમાં ને રોષમાં પાછી રસોડામાં ચાલી ગઇ.

"એ ચોપાનીયાનું લખાણ ઘણું જ વીચારપુર્વક લખાયું હતું" કેશવકાકાનું પુરાણ પાછું આગળ ચાલ્યું, "તમે બારેક દીવસ વહેંચ્યાં હતાં, નહી વારૂ?"

"હા."

"હું એ બધાં બરોબર વાંચી ગયો છુ. કોઇ વખતે વીચારોનું ગાંભીર્ય દેખાતું નથી, કોઇક વખત પુનરાવર્તન પણ આવી જાય છે, પણ જ્યારે માણસને ખુબ કહેવાનું હોય છે ત્યારે આવી ભુલો થયા જ કરે છે."

કેશવકાકા વચ્ચે વચ્ચે ખુબ હસી હસીને વાત આગળ ચલાવતા હતા.

"પણ રાઘવ! જ્યારે ઝડતી લેવાનું ગઇ રાત્રે બની ગયું, ત્યારે મને વીચાર થયો કે હું વીચારોમાં રાઘવનાં મંડળ સાથે મળતો

ચાઉં છું તો ત્યાં કેમ સહાયભુત ન થઉં? રાજ્યસત્તાએ તમારો નીશ્ચય પારખી લીધો છે. તમે તમારૂં કામ પ્રમાણીકપણે કર્યે જાવ છો એ એણે બરોબર જોઇ લીધું છે, એટલે હવે સરકારે એનું કામ બરોબર બજાવવું જોઇએ. રામુ તો ખરેખર ભડ પુરૂષ છે. હું એને જ્યારે જ્યારે જોતો ત્યારે ત્યારે એમ થતું કે આ માણસ કોઇથી ગાંજ્યો જાય એમ નથી—માત્ર મૃત્યુ જ એની આમવર્ગના હીત આડેની પ્રવૃત્તીઓ અટકાવી શકશે. સરકારી કાયદાઓ નહીં—ખરેખર બહાદુર માણસ! મારી સામે શું જોઇ રહ્યો છે રાઘવ, તને મારામાં હજુય શ્રદ્ધા બેસતી નથી કે શું?"

"તમારા ઉપર મને ભારે વીશ્વાસ છે કેશવકાકા" રાઘવે તુરતજ કહ્યું.

"જો, મને ચાળીશ વર્ષ થયાં એટલે તારા કરતાં મેં લગભગ વીસ દીવાળી વધારે જોઇ છે. મેં લશ્કરમાં પણ નોકરી કરી છે. બે વખત મેં લગ્ન પણ કરી લીધાં છે. હું પહાડી પ્રદેશો અને સપાટ મેદાનોમાં ખુબ આથડ્યો છું, એ બધા લશ્કરો અને તોપો જીવનરક્ષણ માટે નથી હો! એ તો બધા આપણાં સંહારનાં શસ્રો છે."

રળીયાતને આવા અનુભવી માણસની વાતો સારી લાગી અને રાઘવ એ સાંભળે એમ પણ એ ઇચ્છતી હતી; પણ ગધવ ટુંકામાં પતાવવા માંગતો હતો.

"ત્યારે રાઘવ; તને એમ જ લાગે છે કે જે રીતે જીવન ગાળવું જોઇએ એ રીતે લોકો વર્તન ચલાવતા નથી?"

"જે થાય છે તે બરોબર છે કાકા, આવી પરીસ્થીતી ન હોત તો તમારા જેવા રીઢા માણસ કદી અમારી સંભાળ લેવા આવત કે? જેમ જેમ અમે અમારાં કાર્યમાં જીવન રેડતા જઇશું એમ એમ અમારૂં સંગઠન મજબુત બનતું જશે. અમારે માટે તો આખી જીંદગી અન્યાયી રીતે યોજાઇ છે—જીવન એ અમારે માટે તો એક ભારે બોજો છે, અને છતાં આ નઠોર જીવન જ અમને આટલું અજવાળું આપે છે. કઠોરતામાંથી જ આટલો જીવનનો વેગવંત પ્રવાહ અમે મેળવીએ છીએ."

"બરોબર કહ્યું રાઘવ, પણ જીવનને ઉજાસ આપવા માટે એને જરા સાફ તો કરવું જોઇએને? ઉપરનો મેલ તો દુર કરવો જોઇએને?"

અને આ અંતરનો મેલ દુર કરવાની વાત સાંભળી ગધવ ઉછલી પડયો. એણે ઇશ્વર અને ધર્મને ખુબ ગાળો ચોપડી અને પછી રાજ્સત્તા સામે ઉખળ્યો. દેશ પરદેશના શ્રમજીવીઓ મુડીવાદી સામે કેમ મોરચા માંડે છે એનું એણે વર્ણન કરવા માંડયું કેશવકાકા ક્વચીત ક્વચીત હસતા હતા, ક્યારેક ક્યારેક ગંભીરતાથી સાંભળતા હતા. છેવટે એણે કહ્યું,

"ભાઇ રાઘવ, ગમે તેમ તોપણ તું હજુ બાળક છે!"

"હવે એ વાત છોડી દો. ઉમરલાયક હોય એથી જ માણસની કીંમત વધી જતી નથી. કોના વીચારો સત્ય છે એજ જુઓને?" રાઘવથી રહેવાયું નહીં એટલે વચ્ચેથી જ કેશવકાકાની સુરબ્બીવટને કાપી નાખી.

"તારી વાત સાવ સાચી છે. ઇશ્વર અને ધર્મ વીશે તો વડીલોએ જ આખી દુનીઆને અત્યારસુધી અંધારામાં જ રાખી છે" કેશવકાકાએ કબુલ કર્યું.

રળીયાતથી આ ઇશ્વર વીરૂદ્ધનો વાર્તાલાપ સાંભળી રહેવાયું નહી. ધર્મ અને ઇશ્વર ઉપર એને આસ્થા હતી એટલે જ્યારે એનો એકનો એક પુત્ર આવી નાસ્તીકતાની વાતો કરતો ત્યારે રળીયાતને બહુ જ લાગી આવતું. એમાંય જ્યારે કેશવકાકાએ રાઘવનાવીચારોમાં

પુરવણી કરવા માંડી ત્યારે એનું મગજ ઉકળી આવ્યું. એણે તુરતજ કહ્યું,

"તમે જ્યારે ઇશ્વર વીષે વાત કરો ત્યારે શબ્દો જરા સંભાળીને વાપરો તો સારૂં. તમે તમારૂં કામ કર્યા કરોને! એની તન્મયતામાંથી તમને આનંદનો અખુટ ઝરો મળશે. ઇશ્વરને ગાળો ભાંડવામાં તમને ખાસ શું રસ પડે છે? અને હું તો હવે વૃદ્ધ ડોસી થઇ ગઇ. મારે બીજું કામ પણ શું હોય? એટલે ઇશ્વર એકજ મારા આશ્વાસનનું સ્થાન છે. તમે ઇશ્વર મારી પાસેથી લઇ લ્યો તો દુઃખમાં મારો વીસામો કોણ?"

રળીયાતની આંખમાં આંસુઓ આવી ગયાં. રકાબી પણ હાથમાંથી પડી ગઇ અને ઘડીભર અવાક્ ઉભી જ રહી.

"તું અમારો કહેવાનો અર્થ સમજી નથી, બા," રાઘવે જરા મૃદુતાથી ઉમેર્યું.

[અપૂર્ણ].

# થોભો

આ સૌરભભર્યાં ગુલાબો! અહીં હતાશ થયેલા સુદૃઢ મનુષ્યો મરી રહ્યા છે, ત્યાં તારી મઘમઘતી સુગંધને અમારે શું કરવી છે? બાપુ! હમણાં અટકાવ તારી સુગંધને.

પર્વતમાલાઓ ઉપર તારી કીરણાવલીનાં આખરી તેજ વેરતા ઓ ભાનુ! કારખાનાંઓમાં મનુષ્ય જેવા મનુષ્યના જુસ્સાને કચડી નાખવામાં આવે છે, ત્યાં તારી આથમતી કીરણાવલીના દેદીપ્યમાન પ્રકાશને કોણ જોવા નવરૂં છે. બાપુ! હમણાં તું તારી એ જ્વલંત કીરણાવલીને અટકાવ.

રૂપેરી રસદોર્યાં ઓ યુગયુગથી વહેતાં ઝરણાં! અમારી પૃથ્વી, અનેક જાતનાં કષ્ટોથી રીબાતી સન્નારીઓના અશ્રુ જલથી તરબોળ થઇ રહી છે, તે જુવો અને બાપુ! તમારા વહેતા પ્રવાહોને અટકાવો.

મધરાત્રીએ આભની અટારીએ ચડી, વીશ્વને તારી ચંદ્રીકાથી ભરી દેતા ઓ શશીરાજ! આજે એ વીશ્વમાં મનુષ્યો પેટનો ખાડો પુરવા માટે તેમજ પૈસા સારૂ, પોતાની જાતને વેચી રહ્યા છે, તે માટે બાપુ! તું થોભ અને તારી ચંદ્રીકા વર્ષાવતો અટક.

ઓ વસંતદુતી કોયલ! બીચારાં બાળકો અહીં ભુખે રોટલી માટે ટળવળે છે; તેવે કરુણ પ્રસંગે તને તારાં વસંતગીત લલકારવાં સુઝે છે? બ્હેન! હમણાં બંધ કર એ મીઠાં ગાનને!

અને ઓ વીશ્વની સુંદરતા! સુકુમાર બાલકોનાં નાનકડાં ઉદરને, મનોહર નયનોને અને કોમળ ઓષ્ઠને પેલી ભીષણ ભુખ પોતાના વીકરાળ પંજાથી ભચડી નાખે છે, ત્યાં તને તારૂં સૌન્દર્ય વેરવું કેમ રૂચે છે? ઓ બ્હેન! કૃપા કરીને હમણાં તું તારી એ ઉદારતાને થોભાવ.

જેણે ભુખે મરતાંઓની ફીકી પડી ગયેલી મીંચાતી આંખોનાં દર્શન કર્યાં છે, તેને માટે તો એ બધાં ગાનતાન, બધા આનંદોત્સવો અને પૃથ્વી ઉપરનાં તમામ સૌન્દર્યો ભીષણ અસત્યો સમાંજ ભાસે છે.*

શીરીષ.

* હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના 'ધી આઇઝ ઓફ હન્ગર' એ કાવ્ય ઉપરથી.

# બ્રિટનમાં હિંદ વિરૂદ્ધ ઝેરી પ્રચાર

: પ્રચારક :

વાયકાઉન્ટ રોથરમીઅર

---

લંડનનું 'ડેઇલી મેલ' હીંદુસ્થાનની પ્રજાની રાજદ્વારી અભીલાષાની સામે ભયંકર પ્રચારકામ કરી રહેલ છે. હીંદુસ્થાનમાં આવેલો તેનો ખાસ પ્રતીનીધી પણ તમામ સંદેશા 'ડેઇલી મેલ'નાં ચશ્માંમાંથી જોઇને મોકલાવે છે. અને વાયકાઉન્ટ રોથરમીઅર લંડનમાં ભયંકર પ્રચારકામ કરે છે. તે ભાઇએ એક 'સંયુક્ત સામ્રાજ્ય પક્ષ'–The United Empire Party–સ્થાપ્યો છે. તેના સભાસદોની સંખ્યા બહુ મોટી છે. એ પક્ષ રોથરમીઅરના લેખોને પત્રીકા સ્વરૂપે છાપીને ખુબ જ પ્રસીદ્ધી આપે છે. એવી એક પત્રીકા [નંબર ૪] "What India means to us"–હીંદ આપણે માટે કેવું ઉપયોગી છે–તો વીલાયતમાં ખુબ ફેલાવો કરવામાં આવ્યો છે. તેમાં જણાવેલા વીચારો ઉપરથી બ્રીટીશ પ્રજાનો મત સર્જાવનારાઓના દીલની વાત સારી રીતે જાણી શકાય તેમ છે. તે લેખ 'નવયુગ'ના વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ.

---

## એક ચેતવણી

આપણામાંના એક એવા વર્ગને હું પીછાનું છું કે, જે વર્ગ એવું માને છે કે, આપણે ડહાપણ વાપરીને હીંદમાંથી ચાલ્યા જવું જોઇએ અને હીંદીઓને તેમના દેશની વ્યવસ્થા કરવા દેવી જોઇએ. જો તેમ કરીએ તો આપણે તેમને માટે કરીએ છીએ તેના કરતાં તેઓ પોતાના દેશની વ્યવસ્થા સારી રીતે રાખી શકે. પરંતુ જો એવું વીઘાતક પગલું આપણે ભરીએ તો હીંદમાં અંધાધુંધી પ્રવર્તે અને ઠામઠામ લોહી રેડાય.

આ શબ્દો મારા નથી, પરંતુ તે ઉદાર-મતવાદી જહોન મોલીના છે. તે હીંદના વઝીર હતા અને પોતાની જવાબદારીના સંપુર્ણ ભાન તેમજ હીંદને લગતા પુરેપુરા જ્ઞાન સાથે આજથી ૨૩ વર્ષ પહેલાં આમની સભામાં આ વચનો ઉચ્ચારવામાં આવ્યા હતા. હું આ શબ્દોને અક્ષરે અક્ષર સાચા માનું છું અને આજે આપણા તાબાના એ પ્રદેશની સત્તાનાં સુત્રો મોલી જેવા ડાહ્યા અને તેના જેવા ખમીરવાળા પુરૂષના હાથમાં હોત તો, આપણું હીંદી સામ્રાજ્ય બળવા તરફ ધસી જતું ન હોત અને એશીયામાં કટોકટીનો ભયંકર સમય ઉભો પણ થયો ન હોત।

## બ્રીટીશ મતદારોની જવાબદારી

હાલના આપણા સમાજવાદી મંત્રીઓની માફક જહોન મોલીના સ્વચ્છ માનસમાં સંતોષપ્રદ માન્યતાઓનાં આવરણ ઉભાં થયાં ન હતાં, પણ તે તો ૨૫૦ વર્ષથી પુર્વના એ વીશાળ દેશને સંસ્કાર શીખવનારા બ્રીટીશોના ભવ્ય કારભારનો જે વારસો તેને વંશપરંપરાગત મળ્યો હતો, તે અનુસાર ધીરજથી પોતાની મહાન ફર્જ બજાવવાથી જ

સંતોષ માનનાર હતા. તેનું વ્યવહાર, માનસ, અચોક્કસ લાગણીઓના શંકાશીલ વાદળોથી ઘેરાયલું નહીં, પણ હકીકતોથી ભરપુર હતું. અને આમની સભાના બન્ને પક્ષના સમાજવાદી તેમજ અર્ધસમાજવાદી રાજદ્વારીઓ હીંદને જલદી છોડી દેવાની જે રાજનીતીને મહાન મુત્સદ્દીગીરી તરીકે મનાવી રહેલા છે, તે રાજનીતીમાં રહેલા ભયને બરબર પીછાનતા હતા. એક વખતે જ્હોન મોર્લીએ બ્રીટીશ મતદારમંડળની એક સભા સમક્ષ કહ્યું હતું: "જો આપણે આપણી (હીંદ તરફની) ફર્ઝ અને મહાભારત કામ તરફ ઉદાસીનતા બતાવીએ, તો સંસ્કારી જગતમાં આપણે શું મોહું બનાવી શકવાના? તેવે વખતે જરૂર હીંદમાં અંધાધુંધી અને કાપાકાપી ચાલશે અને તેની ચીસો અને આર્તનાદો જ્યારે આપણે સાંભળીશું ત્યારે આપણે આપણા ડંખતા આત્માની વેદનાઓ શી રીતે સહન કરી શકીશું?"

આ લેખ વાચનારાં સ્ત્રી-પુરૂષોને હું ચેતાવી દઉં છું કે, બ્રીટીશ મતદારો તરીકે, અને તેથી હીંદમાં રાજ ચલાવનારાઓ તરીકે, તમારી જવાબદારી આજે કોઇપણ કરતાં ભારેમાં ભારે અને ઘણીજ મહત્ત્વની છે.

## સંગીન સામ્રાજયનો વારસો

હીંદુસ્થાનમાંથી આપણને દરરોજ ભયંકર સમાચારો નીરંતર મળ્યાં કરે છે. જેમાં બ્રીટીશ સોલ્જરોનાં ખુન, વફાદાર મુસલમાન, પોલીસોને મરણતોલ પડતા લાઠીના ફટકા, અથવા તેમને જીવતા ને જીવતા બાળવા, બ્રીટીશ સ્ત્રીઓ અને બાળકોનું કીલ્લાઓમાં ભરાઇ જવું અથવા રેલ રસ્તે નાશી જવું, જે હીંદી બળવાખોરો સરહદ ઉપરના પ્રાંતો પર હુમલા લાવવા અફઘાન સરહદની પેલી પારના તાયફાવાળાઓને મધલાળ લગાડે છે. તેવાઓના હાથમાં પેશાવરના કીલ્લાનો કેટલાય દીવસો સુધી કબજો રહેવો, કાયદાનો છડેચોક ભંગ, યુનીયન જેકને પગ નીચે કચડવો, વાઇસરોયની ગાડી ઉપર બોમ્બ નાખવા, છુપાવેલા હથીયારોના ભંડારો જડવા, તેમજ બીજાં હથીયારો આવવાં, લડાયક વૃત્તીના શીખો જે જાતીમાંથી હીંદી લશ્કરની અનેક ટુકડીઓ ઉભી કરવામાં આવે છે તે જાતીનું ગાંધીની બળવાખોર ચળવળને સાથ આપવો વગેરે અસ્પષ્ટ છતાં ગંભીર પ્રસંગો, એ કોઇ સીનેમાફીલ્મના બનાવટી પ્રસંગો નથી કે નાટકીય બનાવો નથી, પણ બ્રીટીશ પ્રજાના જીવન અને હીતને કેવળ હીંદમાંજ નહીં પણ ખુદ અહીં ગ્રેટબ્રીટનમાં સુદ્ધાં નડતી પ્રાણહારક ધમકીઓ છે. આપણને જે સંગીન સામ્રાજ્ય વારસામાં મળેલું છે તેને સાચવવું તે આપણી ફર્જ છે, પરંતુ આપણા વડીલોએ જે પ્રદેશો જીત્યા અને કબ્જે રાખ્યા, તેના કારભારમાં આપણે અયોગ્ય પુરવાર થઇએ, તો આપણા એ

---

હીંદને અપાયલા સાંસ્થાનીક સ્વરાજનું વચન પાળવું નહીં, પણ તેનો ઉચ્છેદ કરવો.

મોન્ટફર્ડ સુધારા માત્ર પ્રયોગ જ હતા—તેથી વીશેષ કંઇ નહીં.

હીંદમાં બ્રીટીશ સાશન અચળ છે.

આપણી ફર્ઝ પામર ચળવળીઆઓ સાથે દલીલબાજીમાં ઉતરવાની નહીં પણ રાજ કરવાની છે.

રોથરમીઅર

---

પારસાનો નાશ થશે અને આપણી આસપાસ તેના અવશેષો પડકાશે.

## હીંદઃ બ્રીટીશ સામ્રાજ્યની ધરી

હીંદ તો બ્રીટીશ સામ્રાજ્યરથની ધરી છે. જો આપણે હીંદ ગુમાવ્યું તો સામ્રાજ્યનો બે રીતે નાશ જ નીમાયો છેઃ પહેલા આર્થીક દષ્ટીએ અને બીજા રાજકારણી નજરે. જ્યારે બીજા આલ્સર્ને તેની વહુની પહેરામણી તરીકે મુંબાઈનો ટાપુ મળ્યો, તે દહાડેથી આપણાં દરીયાપારનાં બ્રીટીશ સંસ્થાનોનો પાયો રોપાયો છે. જો આપણે હીંદ ઉપર કાબુ ધરાવતા ન હોત તો, સીંગાપોર તેમજ મલાયા સંસ્થાનોને સામ્રાજ્ય સાથે જોડી દઈ તેનો કારભાર કરવા ગયા ન હોત; અને તેના સીવાય આપણે ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેન્ડ ઉપર કબજો કરવાના ન હોતા, કે હોંગકોંગના ક્રાઉન કોલોનીના પાયા ઉપર સરજાયલું ચીનમાંનું બ્રીટનનું અપાર મુલ્યવાન બજાર પણ આપણે ખડું કરી શક્યા નહોત. ત્યારે પછી દેશદેશના બ્રીટીશ-કોમન વેલ્થની વીશાળવીશ્વમાં વ્યાપેલી સાંકળની, ભૌગોલીક નજરે મધ્યબીંદુ સમી કડીને છુટી પાડવાનું કામ જાણી જોઈને શા માટે કરી રહ્યા છીએ?

ચાલુ અઠવાડીયામાં [મિ ૧૯૩૦ નું બીજું અઠવાડીયું] જે તાજો ઢંઢેરો પીટાવવામાં આવ્યો છે, તેમાં અર્ધસમાજવાદી લોર્ડ ઇરવીને વળી પાછું, હીંદને સંસ્થાનીક સ્વરાજ આપવાની જે ભ્રામક અને અવ્યવહારૂ વાત તેણે છેલ્લા નવેમ્બરમાં કરી હતી અને જેને તેના અંગત મીત્ર મી૦ બાલ્ડવીને આંખમીંચામણાં કરીને ઉત્તેજન આપ્યું હતું, તેને ફરીથી તાજી કરવામાં આવી છે.

---

સ્વરાજ માગનારા મુઠીભર મુર્ખાં, બકવાદ કરનારા નેટીવ હીંદુઓ જ છે.

હીંદમાં મીન્ટો–મોર્લી યુગની રાજનીતી સજીવન કરવી ઘટે છે.

સ્વરાજની વાતો કરનારા અર્ધશીક્ષીત નાની નોકરીઓ માટે પડાપડી કરનારા બાબુઓ જ છે.

હીંદની ચળવળને 'રાષ્ટ્રીય' કહેવી તે શબ્દોની મશ્કરી કરવા જેવું છે.

રોથરમીઅર

---

## વચનભંગની ભલામણ

**સાંસ્થાનીક સ્વરાજ્યના એ વચનને મંજુર કરવું ન જોઇએ, પણ તે રદ કરવું જોઇએ.**

સાટામાં વચનપાલન માટે બન્ને પક્ષની જવાબદારી હોય છે. પરંતુ હીંદી રાષ્ટ્રમતવાદીઓએ પહેલી તકે સામ્રાજ્યમાંથી છુટા થઇ જવાના ઇરાદાનો ખુલ્લો ઢંઢેરો પીટયો છે, તેથી આપણે આપણી જવાબદારીમાંથી મુક્ત થયા છીએ. સાંસ્થાનીક સ્વરાજ્ય તે લોકોને સામ્રાજ્યથી છુટા થઇ જવાની તક આપશે. પેલો મહુમ યંગ જ્યુ શરાફ ઇ. એસ. મોન્ટેગ્યુ, જેણે યુધ્ધના સમય દરમીયાન આપણા હીંદના બનાવોની જવાબદારી અ.પણું અકલ્યાણ થાય તે રીતે મેળવેલી, તેણે ૧૯૧૯ માં હીંદીઓને છેવટમાં છેવટ મળવાની વસ્તુ તરીકે 'સ્વરાજ'ની જે અચોક્કસ વાત કરી હતી, તેના કરતાંએ સંસ્થાનીક સ્વરાજ એ તો ઘણું વધારેપડતું છે.

૧૯૨૬ની શાહી પરીષદ પછી "સાંસ્થાનીક સ્વરાજ" માત્ર લશ્કર નીભાવવાના અને

પરદેશો સાથેના રાજકારણી સંબંધોના જ હક આપતું નથી, પરંતુ, હવે તો એ સ્વીકારાયલી વાત છે કે, તેથી તેમને કોઇપણ જાતની હરકત વીના સામ્રાજ્ય-માંથી નીકળી જવાની સંપુર્ણ સ્વતંત્રતા મળે છે, અને હીંદી રાષ્ટ્રમતવાદીઓની આ ચળવળ તેટલા માટે તો છે.

## હીંદી નેતાઓ: લુટારૂઓ!

હીંદી સરકારને 'હીંદીમય' બનાવવાની મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ યોજના જાતેજ ભયભીત દશામાં અપાયલી છુટછાટ હતી. ૧૯૧૯ ની અમૃતસર કોન્ગ્રેસને સારૂ અનુકુળ વાતાવરણ સરજાવવાની ઉમેદથી આ 'સુધારા' પાર્લામેન્ટમાં ઉતાવળે મંજુર કરવામાં આવ્યા હતા. જો કે એ સુધારાની સાથોસાથ સેંકડો લુંટારાઓ અને ખુનીઓને માફી પણ આપવામાં આવી હતી, મ છતાં અમૃતસરમાં બ્રીટીશોની વીરૂદ્ધની લાગણી અપુર્વ હીંસામાં પરીણમી હતી. ત્યાં એકઠા થયેલા હીંદી બળવાખોરોએ લોર્ડ ચેમ્સફર્ડને પાછો બોલાવી લેવાનો ઠરાવ કર્યો હતો, કે જે વાઇસરોયે તેમનું ભલું કરવાનો મુર્ખતાભર્યો પ્રયાસ કર્યો હતો. યુરોપીય યાદવીની સુલેહની શરતો કરવાના એ ઐતીહાસીક વર્ષમાં આપણે ઘણા રોકાયલા હતા, તેવે સમયે આ બધું લગભગ અદીઠ, ઇંગ્લંડમાં બહુ ધ્યાન ખેંચી ન શકે તે રીતે પસાર થઇ ગયું.

---

ગોરા સનદી નોકરો બુદ્ધી અને ચારીત્ર્યમાં બ્રીટીશ પ્રજાના સારતત્ત્વ-સમા છે. તેઓ હીંદને સંસ્કારનું શીક્ષણ આપે છે.

હીંદને સ્વરાજ આપવાની વાતો કરનારા બ્રીટનવાસીઓ ભોળીઆ અને કેવળ સીદ્ધાંતવાદીઓ છે.

અંગ્રેજો હીંદમાં ન્યાયથી, દયાથી અને ભવ્ય શક્તીથી રાજ ચલાવે છે.

રોથરમાઅર

---

## સુધારા-માત્ર પ્રયોગ?

**પણ મોન્ટેગ્યુ-ચેલ્મ્સફોર્ડ 'સુધારા' ને માત્ર પ્રયોગ કરતાં વીશેષ કંઇ માનવામાં આવ્યા જ નહોતા.** તેમાં ખુલ્લેખુલ્લી રીતે જણાવવામાં આવ્યું હતું કે દશ વર્ષ પછી કમીશન તેની તપાસ કરશે. અને સર જ્હોન સાયમનની સરદારી નીચેનું કમીશન, હમણાં પોતાનો ઘણો મોડો કરવામાં આવેલો વૃત્તાંત રજુ કરનાર છે.

તે કમીશનના સભ્યોએ હીંદમાં જે જોયું તે તો સર્વસામાન્યની જાણ બહાર નથી. તેમની ઉપર લોકોનાં ટોળેટોળાં ધસી ગયાં હતાં, એટલું જ નહીં પણ તેમની ઉપર હુમલા સુધ્ધાં કર્યા હતા, પણ તે તો તેમને પોતાને માટે જ ઉપયોગી વાત છે. પરંતુ સ્થાનીક સરકારના જે કારભારમાં 'નેટીવો'ને વધારે મહત્ત્વનો હીસ્સો આપવામાં આવ્યો છે, તે કારભાર પહેલાંની તેની ઉચ્ચ કક્ષાએથી કેવો ગબડી પડયો છે, તે જોવાની તો એમને પુરેપુરી તક આપવામાં આવી હતી. રાજકીય વીષયનું નવીન જ્ઞાન, અજ્ઞાન મતાધીકારીઓની આંખમાં ધુળ નાખવાની બાજી, જુદાં જુદાં ખાતાંની ગોલમાલ અને ગરીબ વર્ગની દમનનીતી: એ બધું સ્વાર્થી અને તીક્ષ્ણ બુધ્ધીના આ લઘુમતીવાળા હીંદુઓને, સરકારી સત્તાના મળેલા પહેલા હપ્તાનાં પરીણામ છે.

# વ્યાકુળતા!



હિંદીઓની સ્વદેશીની ચળવળથી બ્રિટિશ વ્યાપારીઓનો ગભરાટ.

નવયુગ : જુલાઇ '૩૦

# રોથરમીઅરનું સ્વપ્ન!




લંડનના 'ડેઈલી મેલ' પત્રમાં રોથરમીઅરે બ્રીટનના રક્ષણ માટે હીંદને દબાવી રાખવાની હીમાયત કરવા માંડી છે. તે કહે છે ઈંગ્લંડના ૧ પાઉન્ડમાં હીંદ તરફથી ૪ શીલીંગ મળે છે. માટે હીંદને કશા રાજકીય સુધારા આપવા નહીં.

રાજકીય સીદ્ધાંત તરીકે જાહેર કામોમાં હીંદીઓને દાખલ કરવાનું કામ, આ દેશના સીદ્ધાંતવાદીઓને તેમજ ભોળાઓને ખરેખરી અસર કરી શકશે; પરંતુ જે હીંદી જનતાને એ સીધ્ધાંત લાગુ કરવામાં આવનાર છે તેમનું શું? તેઓ તો બાપડા સદંતર જ અજ્ઞાન અને રાજકારણની જરૂર નહીં સમજનારા છે. તે દેશના ૩૨,૦૦,૦૦,૦૦૦ માણસોમાંનાં એકેકે એક ખેડુતને, કારીગરને, અને વ્યાપારીને તો ન્યાય, જાહેર સલામતી અને તંદુરસ્તીને લગતાં તેમજ જાહેર બાંધકામનાં ખર્ચાળ તેમજ ટેકનીકલ ખાતાં, જે માત્ર તેમના બ્રીટીશ સત્તાવાળાઓના એકલા જ હાથમાં સુરક્ષીત છે, તેની અંગત રીતે તેમજ નીત્યના જીવન-વ્યવહારમાં જરૂર પડે છે.

## જુના કારભારની ભલામણ

ફ્રેન્ચો અને ડચ લોકો પોતાના મહાન **હીંદી સામ્રાજ્યને 'હીંદીઓમય' બનાવે છે એવી વાતો આપણે કદી સાંભળી છે ખરી?** અને ગયા દશકામાં લેખામાં ન લઇ શકાય તેવી પામર લઘુમતીવાળા હીંદુઓની ઘોંઘાટીઆ ચળવળથી આપણે નરમ પડયા તે દરમીયાન, આપણે હીંદમાં જે મુશીબતમાં આવ્યા છીએ, એવી મુસ્કેલી ફ્રેન્ચો અથવા ડચ લોકોના એશીયાઇ પ્રદેશોમાં છેલ્લી એક સદીમાં પણ જણાઇ છે ખરી?

યુધ્ધ પહેલાં હીંદમાં જે રાજકીય પ્રથા ચાલતી હતી, જેને આપણે બરાબર અજમાવેલી છે, તે પ્રથા તરફ પાછા ફરવું તે આપણા પોતાને માટે તેમજ હીંદીવાનોને માટે જરૂરનું છે. જાહેર બાંધકામ, જાહેર તંદુરસ્તી, જંગલ અને કેળવણીને લગતાં ખાતાંની મદદ સાથે હીંદી સનદી નોકરી તે જગતભરના શાહીવાદી કારભારમાં અદેખાઇ ઉપજાવે તેવી અને અનુકરણ કરવા લાયક વસ્તુ છે. બે હજાર બ્રીટીશ અમલદારો, જે બુધ્ધી અને ચારીત્ર્યની બાબતમાં આપણા દેશના સત્ત્વસમા છે, તેમણે બરાબર યુરોપની વસતી જેટલી પ્રજાવાળા, છતાં ન્યાત, ધર્મ, ભાષા અને માનસીક દ્રષ્ટીએ તો યુરોપે ઘણાજ આદીકાળમાં પણ કદીયે ન જોયા હોય તેટલા ભેદના, ન ટાળી શકાય તેવી આડખીલીઓવાળા દેશમાં તટસ્થ અને કાર્યસાધક સત્તા ચલાવી છે.

હીંદમાંથી બ્રીટીશો ચાલ્યા જાય તો દમનનીતી, લુંટ, કાપાકાપી, ગુલામી, દુષ્કાળ, રોગચાળો અને છેવટે પરદેશીઓનાં આક્રમણ થશે.

સ્વરાજ માગનારા બ્રીટીશોના ખુલ્લા શત્રુઓ છે, તેમની સાથે સમાધાની કેવી?

હીંદ એ બીજું કંઇ જ નહીં પણ વ્યાકુળ માનવોનો સમુદાય છે.

રોથરમીઅર

## હીંદ: વ્યાકુળ માનવોનો શંભુમેળો.

**જો કે યુરોપને એકત્રીત કરવો તે બીલકુલ અશક્ય વાત હતી અને છે, તેમ છતાં નાનકડી મુઠીમાં સમાઇ જાય તેટલા હીંદુઓએ, અહીં--બ્રીટન--ના અનેક ભોળા માણસોની ખાત્રી કરાવી દીધી છે કે, જેને આપણે હીંદ તરીકે ઓળખીએ છીએ, તે મહા વ્યાકુળ માન-**

**वोना शंभुमेळानी उपर शासन चलाववा माटे तेओ शकुतीमान छे.**

हीं'दुस्थानना सांम सामे अथडामणमां आवता वर्गो अने कोमोनी वच्चे शांती जाळववाना कार्यमां आपणे जे धोरण बतावी छे अने घणी वखत आपणे जे समर्थ पुरुषोनां बलीदान आप्यां छे; तेनी तो आ देशना घरमां भराइ रहेनारा भावनावादीओने कल्पना मात्रे नथी आपणे तेमना उपर न्यायीपणे. दयाळुपणे अने अदभुत शकतीपूर्वक शासन चलाव्युं छे.

ब्रीटीश जातीए करेलां बधांज काम जो वीसराइ जाय, तोपण हीं'दमांनुं ब्रीटीश शासनतंत्रज भवीष्यनी प्रजा माटे कोइ पण राष्ट्र जे अनी भव्य स्मारक मुकी जाय तेवुं मनाशे, आ बधुं शुं मात्र थोडाक मुर्खा नेटीव बडबडीआओने अने आ देशमांना तेमना तीरस्कारने योग्य उस्केरणी करनारा मददगारोने माटे धुळमां मेळवी देवामां आवशे ?

हीं'द ब्रीटीश साम्राज्यरथनी धरी छे. जो आपणे हीं'द गुमाव्युं तो साम्राज्य पडी भांग्युं समजजो.

हीं'दने सांस्थानीक स्वराज्य आपवानुं वचन अव्यवहारु छे.

अमृतसर कोन्ग्रेसमां एकठा मळेला हीं'दीओ बळवाखोर हता.

शेथरमीअर

## कारसुं कल्पनाचीत्र!

"प्रत्येक शाणा माणसनी एवी वांछना छे के, सगवडभरी तेमज मानभरी रीते, जेटली बने तेटली उतावळथी हीं'दने छोडी देवुं." एवुं जे 'मान्चेस्टर गार्डीयन' कहे छे तेम जो बनवानुं होय तो शुं थशे! सर रेजीनाल्ड क्रेडोक, जेणे पोताना जीवननां चालीस वर्ष हीं'दमां गाळ्यां छे. ते हमणांज प्रसीध्ध करेली The Dilemma in India,(हीं'दमां मुंझवण) नामनी चोपडीमां कहे छे: जो हीं'दने सांस्थानीक स्वराज आपवामां आवे, तो तेनी वांसेने वांसे संपुर्ण स्वतंत्रताज आववानी. अने तेनुं तातकालीक परीणाम आवुं थशे :

"अफधानो अने तायफावाळाओ पंजाबनां वीशाळ मेदानोवाळा प्रदेशमां दोडया आवशे अने शीखो सरहद उपरना पठाणोनी साथे पोताना जुना वीजयोना झघडामां पडशे... मोटां शहेरोना काम धंधा भय अने आश्चर्यने लीधे अटकी पडशे, ब्रीटीशोए स्थापेली शांतीथी जे शाख (Credit) बांधी छे, ते खळभळवा मांडशे अने गभराटने लीधे भांगी पडशे...मोटा महाराजाओ अने राजाओ पोतानां नीशान खडां करी, फोजो भेगी करवा मांडशे, हीं'दीसेनाना सैनीको एमना ध्वजो नीचे, तेओ ज्यां ज्यांना हशे त्यां भळवा चाल्या जशे; नेपालीओ पण रखेने अमे पाछा पडी जइए एम मानवा मांडशे, अने श्रीमंत बंगाळ...असंख्य हुमलाओना सामान्य रणभुमी बनी जशे.

"मोपलाओ, घोडापुरनी माफक शांत मलबारमां फेलाइ वळशे अने नीराधार हीं'दुओने माटे मृत्यु तेमज सर्वनाशनी दशा लावी मुकशे. शीख, मराठा, रजपुत अने मुसलमान प्रत्येक देशनी भुमी माटे पोतपोतानो दावो रजु करशे अने एक पक्ष बीजा उपर वीजय मेळववा मोतना डाचामां जइ पडशे."

## હીંદ એક રાષ્ટ્ર નથી

આપણાં ગોરાં સંસ્થાનો, તેમની જાતીય પરંપરાને લીધે વારસામાં મળેલા ગુણો પ્રમાણે ધીરેધીરે ખીલતાં ગયા પછી સ્વતંત્રતાને યોગ્ય બન્યાં છે. પરંતુ હીંદનો તો સારોયે ઇતીહાસ ફેંદી વળો તોપણ તેણે પ્રજામતવાદી સંસ્થાનો એક દહાડાનોય અનુભવ મેળવ્યો નથી, તેને એકદમ સંપુર્ણ સ્વતંત્રતા જોઇએ છે! આગાખાન જે માત્ર હીંદમાં જ નહીં પણ સમસ્ત વીશ્વમાં ભારે સંસ્કારી અને તમામ હકીકતોના જાણકાર છે, તેમણે કહ્યું છેઃ "હીંદ એક રાષ્ટ્ર બને તે પહેલાં તો કેટલીએ પેઢીઓ (generations) વહી જવી જોઇશે." અને વળી બરદ્વાનના મહારાજા જે ૮,૦૦૦,૦૦૦ બંગાળીઓ ઉપર રાજ કરે છે, અને જેમણે છેલ્લી શાહી પરીષદમાં હીંદના પ્રતીનીધી તરીકે ભાગ લીધો હતો, તેમણે તાજેતરમાં જ લખ્યું છેઃ "ઘણા લાંબા વખત સુધી હીંદનો બ્રીટીશ હીંદ તરીકે રહેવાં વીના છુટકો નથી એમ હું માનું છું, તેથી હીંદ માટે બીજી કશી કલ્પના હું કરી શકતો નથી." અને પછી તેમણે ઉમેર્યું છેઃ "બ્રીટીશ પ્રજાએ પણ બ્રીટીશ મતદારમંડળમાં અને આજના હીંદી મતાધીકારીઓમાં રહેલા ફરક પારખવો એ ઘણું મુશ્કેલ છે તે વાત સમજવી ઘટે છે. હકીકત એવી છે કે, એ બન્નેની તુલના કરવી એ ભ્રમોત્પાદક નહીં તો નીરૂપયોગી તો છે જ."

ત્યારે આપણા વડીલોએ હીંદ ઉપર જમાવેલી જે સત્તાને આજ સુધી ઉમદા રીતે નીભાવવામાં આવે છે, તેને છોડી દેવાની જે હીંદીઓ રાડો નાખે છે તે કોણ છે એ જુઓઃ એમનો નેતા ગાંધી, એ તો બ્રીટીશ હીંદનો વતની પણ નથી; અરે, જે સામ્રાજ્યના સંબંધનો ઇન્કાર કરવા તે હીંદના લોકોને ભંભેરી રહ્યો છે, તે સામ્રાજ્યનો નાગરીક પણ એ કદી ન હતો. નાણાંની ધીરધાર કરનારી એક ન્યાતમાં તે ગુજરાતના એક દેશી રાજ્યમાં જન્મ્યો હતો.

તે સીવાય સંખ્યાબળની નજરે છેક જ નજીવું ટોળું, જે સંખ્યામાં ૪૦૦,૦૦૦ જેટલા અર્ધશીક્ષીત માણસોનું છે, અને જેઓ નોકરીવાના કારભારમાં નાની નાની નોકરીઓ ઉપર ત્રાપ મારવા તલસી મરે છે. તેમના સીવાય હીંદી જનતાનો કોઇ પણ માણસ બ્રીટીશ શાસનનો અંત જોવા ઇચ્છતો નથી. જો કે, ભયંકર ઉશ્કેરણી છતાં હાલની હીંદી સરકારે જે હીચકારાભર્યું હંડાપણું બતાવ્યું છે, તેને લીધે હીંદના લાખો અભણ માણસોની એવી ખાત્રી થઇ છે ખરી, કે વસ્તુતઃ બ્રીટીશ લોકોને હીંદમાંથી હાંકી મુકવા જેવી સ્થીતી ઉભી થઇ છે.

સર માયકેલ ઓડવાયર, જે હીંદને વીષે ખાત્રીપુર્વક અભીપ્રાય આપવાને યોગ્ય છે, તેમણે શહેનશાહના શાસનને બદલે હીંદુઓની લઘુમતીના આપખુદ હાથમાં સત્તા આવે તેનો સખ્તમાં સખ્ત વીરોધ કરનારા મોટા ભાગના હીંદના લોકો કયા કયા છે તેની ધર્મ તેમજ જાતીને ધોરણે ગણના કરી છે. તે આ પ્રમાણેઃ

| | |
|---|---|
| હીંદી રાજાઓ અને તેની પ્રજા | ૭૨,૦૦૦,૦૦૦ |
| મુસલમાનો | ૭૦,૦૦૦,૦૦૦ |
| મરાઠા | ૬,૦૦૦,૦૦૦ |
| બ્રહ્મદેશના બૌધ્ધો | ૧૨,૦૦૦,૦૦૦ |
| હીંદી ખ્રીસ્તીઓ | ૪,૫૦૦,૦૦૦ |
| જંગલી લોકો | ૧૦,૦૦૦,૦૦૦ |
| અંત્યજો | ૬૦,૦૦૦,૦૦૦ |

આપણા તાબાના એ દેશના આ બધા લોકોની ગણતરી કરીએ તો જણાશે કે, ત્યાંનો ઘણો જ મોટો વર્ગ ચોક્કસ રીતે અને અતી આગ્રહપુર્વક એમ માને છે કે, હીંદમાં બ્રીટીશ શાસન ચાલુ રહે તો જ માત્ર તેમને ન્યાય મળી શકે તેમ છે.

આથી આ હીંદી ચળવળને 'રાષ્ટ્રમતવાદી' ચળવળ કહેવી, તે બીજું કશું જ નહીં પણ શબ્દોનો હાસ્યજનક દુરૂપયોગ માત્ર જ છે. હીંદના ૬૦,૦૦૦,૦૦૦ માણસોને જ્યારે હીંદુઓ માણસને બદલે જંતુસમા ગણી રહ્યા છે, ત્યારે તેઓ કાલ્પનીક 'રાષ્ટ્ર'ની વાત કયે મ્હોંઢે કરી શકે તેમ છે? ઉપર વર્ણવેલા 'અંત્યજો'ના આવા હાલ છેઃ એ અંત્યજો 'જાતીબહાર' મનાય છે, તેઓ સારાયે હીંદમાં ઠામ ઠામ વેરાયલા છે; અને બ્રીટીશો હીંદમાં ગયા ત્યાં સુધી તેઓ પોતાના હીંદુ 'પ્રભુ'ઓના ગુલામો હતા. તેમને આદી-કાળની કોઇક જંગલી જાતીનાં સંતાનો તરીકે માનવામાં આવે છે. અને જે લોકો હીંદના ધણીરણી થવાનો દાવો કરી રહ્યા છે, તે લોકો જ એ અંત્યજોને જાણીજોઇને અધઃપતનની દશામાં રાખી મુકે છે.

**બ્રીટીશ કામદારો હડકાયા કુતરા તરફ જેવું વર્તન ચલાવે, તે કરતાં પણ હીંદના મજુરો તરફ વધારે ખરાબ વર્તન ચલાવનારા કોમી શૃંખલાઓથી જકડાયલા હીંદુઓ તરફ શું બ્રીટીશ રેડ યુનીયનીસ્ટ [કામદારો] પક્ષવાળાઓ ખરેખરો સમભાવ બતાવી શકશે ખરા?**

## આદમ કરતાંય હલકા

આ અંત્યજોને તેમના હીંદુ ભાઇઓ હેતુ-પુર્વક કેળવણી આપવાની ના પાડે છે. તેમ-નાથી હીંદુ શાસ્ત્રો રાખી શકાતાં નથી કે વાંચી પણ શકાતાં નથી, કે નથી તો કદી તેમનાથી મંદીરપ્રવેશ કરી શકાતો, અથવા તો તેમનાં સંતાનોને શાળાઓમાં પણ મોક-લાવી શકાતાં નથી. અંત્યજોથી જાહેર માલેકીના કુવાઓમાંથી પાણી ભરી શકાતું નથી, એટલે દુકાળના વખતમાં તો તેમનાં કષ્ટ ભીષણ બની જાય છે. જે અદાલતમાં હીંદુ ન્યાયાધીશ હોય ત્યાં આ અંત્યજોથી પગ પણ દઇ શકાય નહીં, એટલે જો તેમને ન્યાય જોઇતો હોય તો તેમને મકાનની બહાર ઉભા રહીને પોતાનો મુકદ્દમો ત્રીજા માણસની મારફત રજુ કરવો પડે છે.

ધર્મશાળામાં વીસામો લેવાની તેમની હીંમત ચાલી શકતી નથી, દવાખાનાનો લાભ તેઓ લઇ શકતા નથી, કે જાહેર રસ્તાઓ ઉપર થઇને તેમનાથી ચાલી શકાતું નથી. તેમને માત્ર ઝાડુવાળાઓ અને સંડાસ સાફ કરનારાઓનું જ કામ કરવા દેવામાં આવે છે. તેમને અડવાથી પણ અભડાઇ જવાનું માનવામાં આવે છે. ઉચ્ચ વર્ણના હીંદુઓ અંત્યજોનો પડછાયો પણ પડયો હોય તો પોતાનો ખોરાક ફેંકી દેશે એટલું જ નહીં પણ, તેણે [અંત્યજે] એની [ઉચ્ચ વર્ણના હીંદુ] પાસે જવામાં કરેલા ધાર્મીક ગુન્હા માટે, તેને [અંત્યજને] મારી નાખવા માટે જો બ્રીટીશ કાયદા પ્રમાણે ગુન્હો ગણાતો ન હોત તો, તે હીંદુ પેલા અંત્યજનું ખુન કરતાં પણ પાછો પડત નહીં.

શું આપણે આ કચડાયલા કંગાળોને તેમના દેશના ધર્માંધોના ઘાતકીપણાના ભોગ બનવા સોંપી દઇએ ખરા? આ સંબંધમાં એકે એક સભ્ય બ્રીટનની લાગણી, આપણા યુવ-રાજે, હીંદની તેમની મુલાકાત દરમીયાન બનેલા એક પ્રસંગથી બતાવી આપી છે. તેમણે જ્યારે એ વાત સાંભળી કે અંત્ય-જોનું એક ટોળું તેમને દુરથી નીહાળી રહ્યું

# ઈતિહાસ સર્જતી વીરાંગનાઓ



રતનબહેન અને હંસા મહેતા મુંબાઇની વ્હાઇટવે લેડલોની દુકાનના તોફાન સમયે જનતાને શાંત રાખવા જઇ પહોંચ્યાં છે



પાર્સીનાં તાડીનાં પીઠાં પર ચોકી કરતી બહેનો.



**શ્રી. સરોજીની મહેતા**



**કુ. સુલોચના દેસાઇ**

[ એમ. એ. ની પરીક્ષામાં સફળ થયેલી બે ગુજરાતણો ]



**કુમારી ઇવા કે. ડીકીનસન**

[ જેમણે સરકારની દમનનીતી સામે કૈસરે હીંદનો ચાંદ પાછો વાળ્યો, તેમજ ધારાસભામાંથી રાજીનામું આપ્યું. ]



**બહેન સુભદ્રા કેવળરામ દવે**

જેઓ આ વખતે બી. એ. ની પરીક્ષામાં પસાર થયાં છે. ઔદીચ્ય ખરેડી બ્રાહ્મણની જ્ઞાતીમાં આ બહેન પહેલાં બાનુ ગ્રેજ્યુએટ છે.

છે, ત્યારે તેઓ જાતે થઇને જ એ ટોળામાં ગયા અને; તેથી એમની આસપાસના હીંદુ રાષ્ટ્રમતવાદીઓમાં ત્રાસ તેમજ ગુસ્સાની લાગણી પ્રકટી નીકળી, તેમ છતાં યુવરાજ અંત્યજોમાં ભેળાયા.

## બ્રીટીશ વ્યાપારના નાશનો ભય

બ્રીટીશ વ્યાપાર અત્યારે નાશની અણી ઉપર હોય તો પણ, જો આપણે હીંદ ગાંધીને સોંપી દઇએ, તો તો તેનો વીનાવીલંબે ભુક્કોજ થઇ જાય. આપણે ત્યાં અબજો રૂપીઆની મુડી હીંદમાં રોકી છે; અને છેલ્લાં બસો વર્ષથી ત્યાં બ્રીટીશ પેઢીઓ, વહાણવટું કરનારી કંપનીઓ અને બેંકોનું અસ્તીત્વ છે.

**આજેય આપણું હીંદ સામ્રાજ્ય, બ્રીટીશ માલનું દરીયાપારનું મોટામાં મોટું ગ્રાહક છે. સત્તાવાર રીતે કહી શકે તેવા ઘણા પુરૂષોએ એવો અંદાજ કાઢયો છે કે, હીંદ સાથેના સીધા સંબંધને લીધે આપણા કુલ વ્યાપારનો ૨૦ ટકા જેટલો વ્યાપાર, બેંકો તેમજ સ્ટીમરોને લગતું કામ વગેરે મળીને ચાલે છે.**

પરંતુ જ્યારથી હીંદના રાજકાજમાં રાષ્ટ્રમતવાદીઓની લાગવગની અસરનો સ્વીકાર કરવામાં આવ્યો, ત્યારથી માત્ર હીંદી જનતા સાથેના આપણા વ્યાપારની વચ્ચે વીઘ્નો નાખવા માંડયાં છે. યુદ્ધ પહેલાં હીંદમાં થતા કુલ આયાત માલના ૬૦ ટકા જેટલો બ્રીટીશ માલ જતો, ત્યારે ગયા વરસનો તે વ્યાપાર ઘટીને માત્ર ૪૩ ટકા જેટલો થઇ ગયો છે. અને હીંદમાં જતા લેન્કેશાયરના સુતરાઉ કાપડમાં પચાસ ટકા જેટલો ઘટાડો થઇ ગયો છે. હીંદી ધારાસભાએ ત્યાં એવો ધારો ઘડયો છે કે, જે કોઇ પણ પેઢીની મુડી નેટીવ (હીંદી) નાણાની (અર્થાત્ પાઉન્ડની નહીં પણ રૂપીઆની) ન હોય, તેની પેઢીને હીંદી સરકારથી કોઇ પણ જાતની છુટછાટ આપી શકાશે નહીં. હીંદમાં આપણો જે માલ વધારેમાં વધારે—સુતરાઉ કાપડ—જાય છે, તેની ઉપરની જકાત ૧૧ ટકાથી વધારીને ૧૫ ટકા કરવામાં આવી છે. 'નેશનલીસ્ટ પાર્ટી'વાળા હીંદી દરીયાકાંઠાનો વ્યાપાર હીંદી માલીકીની તેમજ હીંદીઓની દેખરેખથી ચાલતી સ્ટીમર કંપનીઓ માટે જ ખાસ રાખવાનું દબાણ કરી રહી છે, અને તમામ જાહેર નોકરીઓને સંપુર્ણ હીંદીમય બનાવવા માટે પણ આગ્રહ કરે છે.

## અંગ્રેજો હીંદ છોડી જાય તો?

હીંદનો પોલાદનો ઉદ્યોગ બ્રીટીશ મુડી અને બ્રીટીશ માણસો વડે જ ઉભો કરવામાં આવ્યો છે, છતાં પોલાદના ઉદ્યોગને રક્ષણ આપવાના કાયદા (સ્ટીલ પ્રોટેક્શન બીલ) અનુસાર (જો કે એવી મદદમાં બ્રીટીશ પૈસાનો ચે કાળો રહેલો છે જ), જે કંપનીમાં પોણા ભાગના ડીરેક્ટરો હીંદના વતની ન હોય, તેને મદદ આપી શકાતી નથી.

હીંદવાં જાણીજોઇને બ્રીટીશ વ્યાપારી લાભોને રુંગળાવી મારવામાં આવે છે. છતાં જો હીંદ સાથેનો આપણો વ્યાપાર બંધ પડી જાય તો, આ દેશમાં અપાતા પેન્શન અને ભથ્થાં આપવાનું છેક જ અશક્ય બની જાય તે વાત શું અહીંના મતદારોને હજીયે સમજાવવી પડશે?

હીંદી ચળવળીઆઓ આપણા હાથમાંથી બળાત્કારે હીંદને છોડવીને હીંદુઓની જુલમી આપખુદીને સોંપાવવા ઇચ્છે છે. હીંદુઓની એ આપખુદીમાં બીજાઓને જરાયે માથું

મારવાનો અધીકાર નહીં રહે, અને તેમનું એ આપખુદ તંત્ર જગતે કદી ન જાણ્યું હોય તેવું અતી નીર્લજ્જ રીતે સળી ગયેલું બની જશે. આથી હીંદને શાંતી નહીં લાધે પણ માત્ર દમનનીતી, જબરાઇભરી લુંટ, અંદર અંદરની કાપાકાપી, ગુલામી, દુષ્કાળ, રોગચાળા અને પરીણામમાં પરદેશીઓના હુમલા એજ બનશે.

આપણે આપણી ફર્જ તરફ આંખમીંચામણાં કરી ન શકીએ અને બ્રીટનના ખુલ્લા શત્રુઓ સાથે સમાધાની પણ સાધી ન શકીએ. એમ કરવું તે આપણામાં રાખવામાં આવેલા અનન્ય વીશ્વાસનો હીચકારાભરી રીતે કરેલા ભંગ સમાન ગણાશે, જેથી આપણા દેશના નામને હમેશને સારૂ કાલીમા લાગશે.

**હીંદમાંનું બ્રીટીશ શાસન અચળ [irreplaceble] છે. હીંદમાં આપણી ફેર્ઝ એક જ છે. તે પામર ચળવળીઆઓ સાથે દલીલબાજીની નહીં પણ રાજ્ય ચલાવવાની.**




# જીવંત સ્મારક







એ આખાયે પ્રસંગમાં [ગઇ તા: ૨૧ મી જુને મુંબાઇના મેદાનમાં સ્વયં-સેવકો તેમજ સ્વયંસેવીકાઓ ઉપર લાઠીધારી પોલીસ અને ઘોડેસ્વારોએ કરેલા હુમલામાં] દેશસેવીકાઓએ જે શાંતી અને અડગ હીંમતથી લાઠીનાં પ્રહારો ઝીલ્યા, તે તો હીંદી સ્ત્રી-ઓનાં ધૈર્ય અને હીંમતના જીવંત સ્મારક તરીકે ઇતીહાસમાં ચીરંજીવી બની જશે.

મારી જે બહેનોએ પોતાની ફરજ આવી ઉમદા રીતે બજાવી છે, તેમને હું ભક્તીભાવે વંદન કરૂં છું. આ ઘટના બન્યા પછી હવે માતૃભુમીની સ્વતંત્રતાના સંગ્રામમાં, સ્ત્રીઓએ પણ પુરુષોને સાથ આપીને પોતાની યોગ્યતા પુરવાર કરી છે એ વાતનો કોણ ઇનકાર કરી શકશે?

કુમારી બચુબ્હેન લોટવાળા

# શારીરિક જ્ઞાનની જરૂર

લેખક : દાકતર ગમન

જે ઓ નવજુવાનોના શીક્ષણની જવાબદારીનો બોજો ઉઠાવી રહેલાં છે, તેવાં સ્ત્રીપુરૂષોને શીરે જેવી તેવી જવાબદારી નથી. જેમને દુનીયામાં દાખલ થઇને દેશ તેમજ સમાજની વ્યવસ્થામાં ભાગ લેવાનો અને ફાળો આપવાનો છે, તેવાં આવતી કાલનાં નાગરીકોને તૈયાર કરવાની અતી જોખમભરી એ જવાબદારી છે. એટલે તેમણે પોતાનાં વીદ્યાર્થી કુમાર–કુમારીકાઓની સમક્ષ, એમની ભાવી જવાબદારીના પ્રત્યેક પ્રશ્નને નીખાલસ ભાવે રજુ કરી, દરેક દીશાનું જ્ઞાન તેમને આપવું એ જરૂરનું છે.

'સ્વતંત્ર બનાવે તે વીદ્યા' એ કેળવણીનું રહસ્યસુત્ર છે. વીદ્યા સંપાદન કરનાર કુમાર-કુમારીકાને તેથી જીવનનાં પ્રત્યેક ક્ષેત્રનું સંપુર્ણ જ્ઞાન, કોઇપણ જાતના ખોટા પડદા વીના આપવું એ સહુથી પહેલું જરૂરનું છે.

આ દષ્ટીએ જોતાં કેળવણીની વર્તમાન સંસ્થાઓ કેટલી અપુર્ણ અને ખામીવાળી છે તે તુરત જણાઇ આવે છે. આપણી શાળા–પાઠશાળાઓ અને વીદ્યાપીઠોમાં એવું જ્ઞાન આપવામાં આવે છે કે, જેમાં જીવનમાં જરૂરી એવું ઘણું ઓછું હોય છે, અને કેટલીય બાબતો ઉપર તો છેક જ લક્ષ આપવામાં આવતું નથી. જેમાં શરીરશાસ્ત્ર તરફ તો છેક જ બેદરકારી બતાવવામાં આવે છે. જો કે મનુષ્યજીવનમાં તેની અગત્ય જરા યે ઓછી નથી.

એક કન્યાને વાંચતાં, હીસાબ ગણતાં, ગુંથતાં, ગાતાં, કે સીવતાં આવડે, પણ પોતાના શરીરના અવયવોની જરૂરીયાત વીષે કશું જ જ્ઞાન ન હોય તો તેનું જીવન એ અજ્ઞાનતાને લીધે દુઃખમય જ જવાનું. પરંતુ તે વાત તરફ આપણા સમાજનાં જવાબદાર સ્ત્રીપુરૂષોનું બરાબર લક્ષ હજી સુધી ખેંચાયું જ નથી. પરીણામે આપણા પ્રજાશરીરમાં ભીષણ સડો દાખલ થયો છે.

આમ થવામાં વીનયની ખોટી ભાવનાએ ભયંકર ભાગ ભજવ્યો છે. જનનેંદ્રીયને લગતો એક અક્ષર પણ ઉચ્ચારવો તેને આપણે મોટું પાપ માની બેઠાં છીએ; તેમ છતાં એ વીષય માનવ જીવનમાં ઓછો મહત્ત્વનો છે તેમ કોઇથી પણ કહી શકાશે નહીં. પશ્ચીમમાં આવી સંકુચીત મનોદશા ઘણા સમય સુધી પ્રવર્તતી હતી, પરંતુ ત્યાંનાં બુદ્ધીમાન સ્ત્રી પુરૂષોએ એ જાતની બેદરકારી પ્રજાશરીરના વીકાસ માટે કેટલી ઘાતક છે અને તેથી આજની તેમજ આવતી કાલની પ્રજાનું કેટલું અહીત થાય છે, તે તરફ પોતપોતાના દેશવાસીઓનું ધ્યાન ખેંચ્યું ત્યારથી એ જ્ઞાનના પ્રચાર માટે જનતાએ જરૂર સ્વીકારી, અને દાકતરી જ્ઞાનવાળાં સંખ્યાબંધ સ્ત્રી પુરૂષોએ સારા પ્રમાણમાં સાહીત્ય તૈયાર કર્યું. પશ્ચીમવાસીઓ બીજી પ્રજાઓ ઉપર શારીરીક સ્પર્ધામાં આધીપત્ય જમાવે તેટલી હદે પહોંચ્યા છે, તેનું એક કારણ એ જ છે.

ગુજરાતમાં નાની છોકરીઓની હાજરીમાં અનેક અણસમજુ સ્ત્રીઓ, વીકારની અનેક વાતો કરતાં અચકાતી નથી; નાનામાં નાની ગુજરાતી બાલકી પણ પરણવાની અને સાસરે જવાની વાતોથી અજાણી નથી. ઢીંગલા-ઢીંગલીની તેની રમતો, ગૌરીપુજનનાં એનાં વ્રતો અને બીજાં નાનાં મોટાં અનેક તપ, બધોમાં 'વર' એ મુખ્ય પાત્ર હોય છે. એટલે

વીનય કે લજ્જાશીલતાને નામે શરીરના અગત્યના અવયવોનું તંદુરસ્તીને લગતું જ્ઞાન નહીં આપવું, એ નીતી તો ચાલી શકે તેવી છે જ નહીં. પુરેપુરો વીનય સચવાય તેવી પ્રૌઢ ભાષામાં આ વીષય ન ચર્ચી શકાય તેવી માન્યતા જ નીરાધાર છે. અંગ્રેજી ભાષામાં આ વીષયને લગતું જે ઉપયોગી સાહીત્ય પ્રસીદ્ધ થયેલું છે તે જ તેનો પ્રબળ પુરાવો છે.

આપણા સમાજમાં આજ્ઞાંકીતપણાની ભાવનાનો અતીરેક થઇ ગયો છે, એટલે બાળકોના વ્યક્તીત્વને આરંભથી જ દબાવી દેવામાં આવે છે; પરંતુ મોટે ભાગે પુત્ર અને પુત્રીનાં ઉછેરમાં પુષ્કળ પક્ષપાત બતાવવામાં આવે છે; એટલે ભવીષ્યની ગૃહીણી તેમજ માતાની જવાબદારી જેને શીરે આવવાની છે, તેવી કન્યાઓને તો હદ કરતાં વધુ દબાવી દેવાની વૃત્તી માતા-પીતામાં પ્રાધાન્યપણે જણાય છે. એ વૃત્તીએ આપણી ગુલામીનો પાયો ઉભો કર્યો છે. બાળકો તરફ તો વડીલોનો સમભાવ હોવો ઘટે. સમભાવભર્યા વર્તનની સાથે પોતાનાં સંતાનોને પ્રત્યેક બાબતનું જ્ઞાન આપવામાં આવે તો સમાજ અનેક પ્રકારની માનસીક ગુલામીમાંથી અને શારીરીક નબળાઇઓમાંથી થોડી જ પેઢીઓમાં સુધરી જાય.

બાળક કીશોરાવસ્થામાંથી યુવાનીમાં પ્રવેશ કરે છે ત્યારે તેની શારીરીક રચનાની સાથે સાથે માનસીક વીકાસમાં પણ પુષ્કળ પરીવર્તન થાય છે. તેવે વખતે વડીલ વર્ગ સંતાનોને તેના તન-મનની ખીલવણીમાં પુરેપુરી મદદ કરે તો આવતી કાલના નાગરીકો કોઇક નવા જ સ્વરૂપે દર્શન દે. માનસશાસ્ત્રીઓનો તો એવો મત છે કે, બાળકોના તન-મનના વીકાસમાં જેટલે અંશે ખામી રહે તેટલે અંશે તેનાં માતા-પીતા જ જવાબદાર-કહો કે ગુન્હેગાર છે. પરંતુ ઠામ ઠામ આ સંબંધમાં ભયંકર બેદરકારી અને અજ્ઞાનતા જ જોવામાં આવે છે. હીંદુસ્થાન જેવા દેશમાં માતા-પીતાની પુરેપુરી જવાબદારીનું જ્ઞાન અને ભાન ન હોય, તેવાં સ્ત્રીપુરૂષોને માટે માબાપ બનવું એ ગુન્હો ગણાય એવી ગોઠવણ થવાની જરૂર છે. કેમકે, દેશ કે સમાજ અથવા વ્યક્તીના હીતની નજરે જોતાં એ દશા ઘણી જ ભયંકર છે. નાના બાળકના હાથમાં ભરેલી પીસ્તોલ રમવા આપવી અથવા ઝેરનું પડીકું આપવું, એ જેટલું ભયંકર અથવા ગુનાહીત છે, તેથી વીશેષ ગુનાહીત અને ભયંકર કામ, જવાબદારીના ભાન વીનાનાં યુવક-યુવતી, કે સ્ત્રી પુરૂષ સંતાન ઉત્પન્ન કરે તે છે. તેવાં માણસો એથી માત્ર એમનું પોતાનું જ અહીત કરતાં નથી, પણ વર્તમાન અને ભવીષ્યની પ્રજાનું ભયંકર અહીત કરે છે. જેમ કરવાનો કોઇ પણ સંસ્કારી સમાજમાં કોઇ પણ વ્યક્તીને સ્વતંત્ર અધીકાર ન જ હોવો જોઇએ.

કોઇ પણ માબાપ પોતાની જવાબદારી ન સમજી શકે તેવા છોકરાને રૂપીઆની થેલી સોંપવા તૈયાર થતો નથી, કે કઇ પણ સરકાર અમુક હદ સુધીનું જ્ઞાન મેળવ્યા વીનાના માણસને નોકરી આપતી નથી, કોઇ પણ મકાનમાલીક પોતાના ધંધાના જ્ઞાન વીનાના કડીઆ સુથારને કામ સોંપતો નથી, તો પછી તેનાથી અનેકગણી વધુ જવાબદારીવાળા કામમાં, અજ્ઞાન દંપતીને છુટ શા માટે અપાવી જોઇએ? માતા-પીતાની જવાબદારી માટે યોગ્ય શીક્ષણ અને જ્ઞાન ન ધરાવતાં હોય, તેવાં કોઇપણ યુવક અથવા યુવતીને હીંદ જેવા દેશમાં તો લગ્ન જ કરવા દેવાં એ ગુન્હો ગણાવો જોઇએ. દરેક પીઢીનાં મનુષ્યો એ બીજું કંઇ જ નહીં પણ તેની આગલી પીઢીનું પ્રતીબીંબ હોય છે. આજનાં સંતાનો તે આપણા રાષ્ટ્રજીવનનાં પુષ્પો છે, એટલું જ નહીં પણ

આવતી કાલની પ્રજાનાં બીજ તેમનામાં રહેલાં છે. એ કામ અતી મહત્ત્વનું છે. કોઇપણ પ્રકારના જ્ઞાનનું સ્થાન કે તેની મહત્તા તેથી શારીરીક જ્ઞાન કરતાં ઓછાં જ અંકાય એવી માન્યતા તેથી જ બાળકોમાં અને માતા–પીતાઓમાં દાખલ કરવાની ખાસ જરૂર છે. રાષ્ટ્રના ભવીષ્યની ખીલવણીનો તમામ આધાર તેમની ઉપરજ છે, એટલે તેમને કોઇપણ જાતની ખોટી શરમ વીના જીવનમાં ઉપયોગી વીષયોનું શીક્ષણ અપાવું જ જોઇએ. આ જ્ઞાન જેટલું પુરૂષને માટે જરૂરતું છે, તેટલું જ સ્ત્રીને માટે પણ જરૂરતું છે, એમ કહવાને બદલે એ કહેવું વાજબી થઇ પડશે કે, પીતા કરતાં માતા બનનારને આ પ્રકારના–શારીરીક અવયવોને લગતા–જ્ઞાનની અગત્ય વીશેષ છે. ત્યારે આપણે તે જ જ્ઞાનની આડે પડદો પાડી રાખીએ છીએ, અને તેને લગતી માહીતી મીત્રો પાસેથી, નોકરો પાસેથી અથવા વડીલો કરતાં ઉતરતા દરજ્જાના સ્વજનો પાસેથી મેળવી લેવા ઉપર રાખી એમને સંસારમાં ધકેલી દઇએ છીએ! આ તો પાણીમાં પગ મુકતાં શીખ્યા પહેલાં તોફાની મહાસાગરમાં હાથપગ બાંધી કોઇ માણસને નાખી દઇ, તે તો ગમે તે રીતે તરી લેશે એવો ખોટો સંતોષ માનવાની બરાબર છે!

ખોટી શરમ અને રૂઢ વહેમોને લીધે અનેક વખત સુશીક્ષીત માતાપીતાઓને પણ ચંચળ બાળકની જીજ્ઞાસુ વૃત્તીને સંતોષ આપવાને બદલે કચડી નાખવી પડે છે. પોતાના નાનાભાઇ કે બહેનને જોતાં જ બાળકના મનમાં સ્વાભાવીક રીતે જ એના જન્મને લગતા પ્રશ્નો ઉઠે છે. અલબત્ત નાનાં બાળકની આગળ આવા પ્રશ્નો ચર્ચી ન શકાય, તેમ છતાં જીંદગીભરના સુખ-દુઃખનો જેની ઉપર આધાર હોય તેવા પ્રશ્નો ઉપર કાયમને માટે અંધારપછેડો ઓઢાડી રાખવા મથવું તે તો નરી ક્રૂરતા જ છે. કમીમાં કમી લગ્ન પહેલાં પ્રત્યેક કન્યાને અને પ્રત્યેક યુવકને માતૃપદ, પીતૃપદ, સંતાનોત્પત્તી, એ વીષયને લગતું સામાન્ય જ્ઞાન તો મળે તેવી વ્યવસ્થા થવી જ જોઇએ. તેથી બાળકો અવળે રસ્તે ચડી જશે એવો ભય રાખવો તે ખોટું છે, તેવા જ્ઞાન વીના અનેક બાળકો અવળે રસ્તે ચડે છે અને જીવનભર તેથી ગંભીર દર્દોના ભોગ બને છે, એના જોઇએ તેટલા પુરાવા મળે છે.

# હિંદુ સ્ત્રીઓના હક્ક.

: લેખક :

વકીલ રામચંદ્ર કાળીશંકર પાઠક

હીંદુ ધર્મશાસ્ત્રનાં કેટલાક તત્વો ઉપર હીંદુ સ્ત્રીઓના હક્કનો વારસાના ક્રમ સંબંધે અને મીલ્કત ઉપરના સ્વામીત્વ તથા ઉપભોગ કરવાના હક્ક સંબંધે હાલ જે કાયદો વીદ્યમાન છે તેમાં ખાસ ફેરફાર કરી હીંદુ સ્ત્રીઓના હક્કમાં વધારો ને સુધારે. કરવાની જરૂર છે અને તે સંબંધે વડી ધારાસભામાં ખીલો રજુ થએલાં છે; શીવાય હીંદના સુધરેલા ભાગોમાં આ સંબંધે હીંદુ સ્ત્રીઓની સભાઓ ભરાઇ ઠરાવો કરવામાં આવે છે અને આ વીષયમાં હીંદની આખી પ્રજાનું ધ્યાન દોરાએલું છે અને જેમ બને તેમ જલદી આ સુધારો દાખલ થવો જોઇએ. હીંદના જુદા જુદા ભાગો ને મોટા પ્રદેશમાં જુદા જુદા કેટલાક ફેરફારથી વારસાના ક્રમ સંબંધે ધોરણો છે જેમકે મીતાક્ષરા અમુક પ્રદેશમાં, દાયભાગ અમુક પ્રદેશમાં એમ લાગુ કરવામાં આવેલાં છે. નીદાન હીંદુ સ્ત્રીઓના વારસા ને મીલ્કત સંબંધેના હકકો વધારી આપવા હાલના સુધરેલા ને આગળ વધતા જતા સમાજને જરૂરી છે.

પ્રથમ તો વારસાના ક્રમમાં હીંદુ સ્ત્રીઓને દુર રાખી છે ને કેટલાક ભેદ રાખ્યો છે ને કેટલીક સ્ત્રીઓની ગેરસમજ છે કે હીંદુ વીધવાને વારસામાંથી જ બાતલ કરેલી છે ને માત્ર નીર્વાહને હક્કદાર છે. આ સમજ અર્થ વગરની છે. સંતાનોના અભાવે વીધવાને કાયદેસર વારસ તો ગણેલી છે; માત્ર તેવી વીધવાને મીલ્કતની માલકી મર્યાદીત હક્કથી મળે છે, ને મીલ્કતની વ્યવસ્થા કરવામાં અમુક પ્રસંગો માટે જ છુટ રાખી છે. નીદાન તે ધોરણ કાયમ રાખવામાં સ્ત્રી સમાજને અન્યાય મળે છે એમ કહેવું છે.

વારસાના ધોરણ અને ક્રમમાં નીચે પ્રમાણે સુધારો દાખલ થવો ઇષ્ટ છે:

સગાં=સપીન્ડની વીધવાઓ પોતપોતાના ધણીની જગાએ વારસો લે છે, તેજ પ્રમાણે જે વીશીષ્ટ વારસો છે તેમાં સંતાનો, ભાઇ તે ભત્રીજાની વીધવાઓ પોતપોતાના ધણીની જગાએ વારસો લે એમ ઠરાવવું જોઇએ. જો તેમ ન થાય તો તે વીધવાઓને નુકશાન છે. દાખલા તરીકે એક સખસને એક પુત્ર, પુત્રની સ્ત્રી, ને પોતાની સ્ત્રી હોય તેમાં પ્રથમ પુત્ર ગુજરે તો બાપ આખી મીલ્કતનો માલીક થાય, તે ગુજર્યા બાદ તેની વીધવા વારસ થાય છે, ને વીધવા ગુજરે તો મરનાર મુળ સખસની દીકરી, ભાઇ ભત્રીજા, બહેન વીગેરે પૈકી હયાત હોય તે વારસ થાય ને તેમના વારસોને બધી મીલ્કત મળે છે. તેમાં જો પુત્ર લાખ રૂપીઆ કમાતો હોય ને બાપ ભેગો હોય તેવી સ્થીતીમાં પુત્ર ગુજરે એટલે તેની ધણીઆણીને નીર્વાહનો જ હક્ક ને તે બીજાને આધીન રહીને લેવાનું! આ તદન કફોડી સ્થીતી સુધારવી જ જોઇએ. તે માટે આવો સુધારો જોઇએ:

ઓરમાન મા, દીકરી ને બહેન ને કેટલાક પ્રસંગે દુર રાખ્યાં છે: તેમને સગી મા, દીકરી કે બહેનના અભાવે વારસાનો હક્ક રાખવો: . . . . . . . .

દીકરીઓમાં પરણેલી ને કુંવારીનો ભેદ કાઢી નાખવો, કારણ કુંવારી દીકરીના લગ્ન-ખર્ચની અંદાજી ન્યાતરીવાજ પ્રમાણે થનારા ખર્ચની રકમ આપી બાકીની મીલકત બધી દીકરીઓએ સરખે ભાગે વહેંચી લેવી જોઇએ એજ ન્યાયસર છે. જો તેમ ન થાય તો એક પરણેલી દીકરીની સ્થીતી તદન ગરીબ હોય ને કુંવારીને લાખ્ખો રૂપૈયાની બાપની મીલકત મળે ને ભોગવે તમાં પરણેલીને વારસો જ ન મળે! એનો શું દોષ ગણાય?

પરણેલીમાં સધન કરતાં નીર્ધનને વારસ ગણી છે તે પણ કાઢી નાખવું ને ભેદ ન રાખવો. સધન નીર્ધનના પુરાવામાં કાયદાની બારીકીથી આ ભેદ કામનો નથી. એક બાપ લાખો રૂપીઆની મીલકત વારસામાં મુકી ગુજરી જાય. અને પરણેલી સધન દીકરી પાસે ૨૦૦૦ની મીલકત હોય ને નીર્ધન પાસે ૫૦૦ની ન હોય એટલા ફેરફારથી નીર્ધન ગણાતી દીકરીને લાખો રૂપીઆની મીલકત મળે એ બીજી સધન ગણાતી દીકરીને ભારે અન્યાયરૂપ છે. છોકરાઓમાં ઓછાવત્તા કમાનાર હોય છતાં કંઇ ભેદ રાખેલો નથી.

અવીભાજ્ય મીલકત સંબંધી વડીલ સ્ત્રી કે વડીલ દીકરીને આખી મીલકત મળે છે, તેમાં બીજી સ્ત્રી કે દીકરીઓને પણ જુદી નીમણુંક કે ઉપજનો અમુક ભાગ મળવો જોઇએ; તે જ પ્રમાણે દાસીપુત્રને બધી મીલકત વારસાથી મળે ત્યારે વીધવા ને દીકરીનો હક્ક રાખ્યો નથી તેમનો પણ ચોથો હીસ્સો રાખવો જોઇએ.

સંસૃષ્ટ સખસની મીલકતના વારસમાં વીધવા ને દીકરીને છેવટ રાખ્યાં છે તે ક્રમ ફેરવી ઉપર લેવાં જોઇએ.

કાયદા કરતાં જુના પ્રચલીત રીવાજને પ્રાધાન્ય માન્યો છે તેમાં કેટલીક હીંદુ કોમમાં વીધવા, દીકરી કે બહેનને વારસો જ મળતો નથી એ.. રીવાજ હોવાનું બતાવવામાં આવે છે. આવા રીવાજ અનીતીના કીંવા સમાન્ય હોવાનું કાયદામાં ઠરાવવું જોઇએ, ને તેવો સુધારો થવાથી તેવી સ્ત્રીઓને કાયદેસર વારસો મળે એ જ ઉત્તમ છે. કેટલાક આગળ વધીને એવા સુધારા માગે છે કે દીકરા સાથે દીકરી પણ વારસાની હક્કદાર ગણવી. પણ દીકરીને સાસરામાં પણ વારસો મળે છે, એટલે તેને બે ઠેકાણે ને દીકરાને એક ઠેકાણે વારસો મળે એટલોજ ફક્ત વીચાર કરવાનો રહે છે. ઉપર પ્રમાણેના કીંવા બીજા એવાજ વારસાના ક્રમ ને ધોરણમાં હીંદુ સ્ત્રીઓના લાભ અર્થે સુધારો થવો ઇષ્ટ છે.

હવે મીલકતના હક્કો સંબંધે વીચાર કરવાનો રહ્યો, ને તે માટે નીચે મુજબ ધોરણો થવા કે રહેવા જોઇએઃ

વીધવાને વારસો મર્યાદીત હક્કે મળે છે એ સ્વતંત્ર હક્કે આપવો, આવી માન્યતા કેટલાકની છે ને તેથી કેટલાકનો મત વીરૂધ્ધ પણ છે. તેનાં સાધક બાધક કારણો પણ જણાવવામાં આવે છે.

બાધક કારણો : (૧) ધણીની ઇચ્છા હશે તો પોતાની હયાતીમાં વીલ કે બક્ષીસથી પોતાની સ્વાર્જીત મીલકત આપી શકે છે. (૨) નાતરીયા ન્યાતનો ભાગ ઘણો છે તેમ પુનર્લગ્ન પણ થવાની છુટ છે, એટલે બધી મીલકત વેચી કે ઉડાવી દઇ નાતરે જશે, તેમ કરી ધણીનાં નજીકનાં સગાંને રખડતાં રકશે. (૩) ત્રાહીતને વીલ કે બક્ષીસ કરી આપશે કે ગેરવ્યવસ્થા કરશે. (૪) ધણી કે સસરાના બીનબોજાનાં દેવાં ન આપતાં મીલકતની વ્યવસ્થા કરી દેશે. (૫) સુધરેલી સ્ત્રીઓ કરતાં જુના વીચારની બીનકેળવાયેલી અજ્ઞાન સ્ત્રી વર્ગનો જુથ વધારે છે, એટલે

તેની યોગ્ય દીશા કે ગેરવ્યવસ્થામાં મીલકતનું સંરક્ષણ ન કરતાં ત્રાહીતની સલાહને આધીન રહેશે. (૬) ચાલુ કાયદાથી મીલકતનો ઉપભોગ કરવાની પુર્ણ સત્તા છે જ. (૭) જુવાન વયે વીધવા થવાથી તે નાતરીઆ ન્યાતમાં તો તુર્તજ મીલકત વેચી અટોપી દેશે, અગર કુછંદી નીકળવા સંભવ રહેશે. ૮ વીધવાઓ ઉપર સગાં કે વડીલોનો જે કંઇ અંકુશ છે તે જતો રહેશે. (૯) મરનાર પતી પાછળના ધામીક, નૈતીક કે પવીત્ર સંસ્કારો યા તેનો ખર્ચ કરવામાં બેદરકાર રહેશે એટલું તો નહી પણ મીલકત ઉડાવે, પરધર્મ સ્વીકારે કે પરન્યાતમાં જાય, તો પછી કંઇ અંકુશ રહે નહી વીગેરે વીરૂધ્ધન મતો છે.

સાધક કારણો: (૧) જમાનો બદલાય છે, સમાજ સુધરે છે, તેમાં સ્ત્રી વર્ગ પણ આગળ વધે છે, તેથી જુના વીચાર કે શાસ્ત્રનાં ધોરણ ફરવાં જોઇએ. (૨) મીલકત છુટથી સ્ત્રીઓ વાપરે નહી અને પીતરાઇ લોકો મીલકત ખાવાની દુષ્ટ દાનત રાખે છે, ધણીના જીવતાં જે પીતરાઇ લોક વીરૂધ્ધ છતાં ઉપયોગી ન થયા હોય તે ધણી મરી ગયા પછી મીલકત પીતરાઇઓને મળે અને વીધવા રખવાળ બને એ ઇચ્છવાયોગ્ય નથી. (૩) સ્ત્રી ઘરતું રાજ ચલાવનાર ગૃહીણી છે, તેના તરફ શક દ્રષ્ટી કે ઉડાઉપણાના કે અપવીત્રપણાના દોષની નજરથા નીહાળવું બરાબર નથી. (૪) ભરણપોષણના દુઃખથી ઉલટું વીધવાઓને નીતીભંગ થવું પડે છે. (૫) મર્યાદીત એટલે સંકુચીત અધીકારથી દરેક વ્યવહાર તકરાર કે કજીઆનું રૂપ પકડે છે ને પાછળથી ઉત્તરાધીકારી—તેમાં પીતરાઇઓ લડયા વગર છોડતા નથી ને વીધવાને હેરાન કરે છે. (૬) વીદ્યાદાન, ધર્માદા કે બીજા સાર્વજનીક હીતના કાર્ય માટે મીલકતની વ્યવસ્થા કરવાની વીધવાની ઇચ્છા છતાં તે કરી શકે નહી એ પણ વ્યાજબી નથી. (૭) સ્વતંત્ર સ્વામીત્વ આપવાથી ભરણપોષણની હકદાર સ્ત્રી કીંવા પુરૂષોના હકને બાધ આવશે નહી, (૮) પતીની અર્ધાંગના ગણાય તેને મીલકત ઉપર અર્ધું પણ સ્વતંત્ર સ્વામીત્વ કેમ નહી (૯) ધણી પોતાની હયાતીમાં સ્ત્રીનો હક બાતલ કરવો હોય તો લેખથી કરી શકે છે (ધણીનું મન પસંદ ન રાખે કીંવા વ્યભીચારણી કે અનીતીવાળી સ્ત્રી હોય તેને માટે છે). (૧૦) દીકરી, બહેન, ભત્રીજીને વારસામાં મળેલી મીલકત ઉપર સ્વતંત્ર સ્વામીત્વ હોઇ તે ગમે તેમ ઉડાવે કે ગેરવ્યવસ્થા કરે એવો હક છે તો વીધવાનો શું દોષ? (૧૧) તેજ પ્રમાણે હરકોઇ પુરૂષને મળનારો વારસો સ્વતંત્ર હકે મળે તો સ્ત્રીને શા માટે બાધ હોઇ શકે? વીગેરે કારણો સ્ત્રીને સ્વતંત્ર હકથી મીલકત મળવા સંબંધી છે. આવા સાધક બાધક કારણો છતાં પણ સ્ત્રીને સ્વતંત્ર સ્વામીત્વ કેમ ન આપવું તેનો બહુજ કાળજીથી વીચાર કરવો પડશે.

હીંદુ સ્ત્રીઓને મીલકત ઉપર મળતાં હક સંબંધે પણ નીચેના ધોરણે કાયદો સુધારવો જોઇએ :

૧. હીંદુ વીધવાઓને વારસો મળવામાં મીલકત ઉપર સ્વતંત્ર સ્વામીત્વ આપવું અને તેમ ન મળે તો નીદાન ત્રીજા ભાગની મીલકત ઉપર તો સ્વતંત્ર હક આપવો. અવીભકત કુટુંબમાં મરનાર સહભાગીના જગોએ તેની વીધવા સહભાગી બને ને વહેંચણ કરાવી શકે.

૨. જો સ્વતંત્ર હક ન મળે તો વીધવાએ કરવાના વ્યવહારો જરૂરીયાત ને કાયદેસર

કારણોનાજ હોવા જોઇએ એવું જે ધોરણ છે તેમાં ફેરફાર કરી તે હક્ક બહોળા કરવા.

૩. વીદ્યાદાન ધર્માદાને સાર્વજનીક હીત માટે મીલકતનો સદુપયોગ કરવાનો અધીકાર છુટથી રાખવો.

૪. મીલકતની વહેંચણી બાપ ને પુત્રો વચ્ચે થતી વખતે માને એક દીકરા જેટલો જે હીસ્સો મળે છે તે મર્યાદીત હક્કથી મળે છે તેને બદલે સ્વતંત્ર હક્કે આપવો.

૫. એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરવાના બદલામાં મળતા સ્ત્રીધન ઉપર ધણીની હયાતીમાંજ સ્વતંત્ર હક્ક આપવો.

૬. હીંદુ વીધવા પાછળ જે ઉતરાધીકારી છે તેમાં મર્યાદા કરાવવી અને પીતરાઇઓ એટલે મરનારના કાકાથી માંડીને બધા પીતરાઇ વડીલો ને તેમના વંશજો ને તેમની વીધવા વીગેરે બધાને ઉતરાધીકારી તરીકે વીધવાના વ્યવહાર સામે તકરાર કરવાનો હક્ક નષ્ટ કરવો, અર્થાત પીતરાઇઓની મીલકત ખાવાની દાઢ તદ્દન બંધ કરવી.

૭. વારસો ઉતરતી વેળા પીતરાઇઓ પહેલાંના વીશીષ્ટ વારસો હયાત ન હોય તો વીધવાને સ્વતંત્ર હક્કે મીલકત મળવી જોઇએ.

૮. વીધવાને વારસો મળે તે વખતે વીશીષ્ટ વારસો પૈકી કોઇ હયાત હોય પણ વીધવાની હયાતીમાં જ જો તે ગુજરી જાય, તે વખતે જે મીલકત હોય તે સ્વતંત્ર સ્વામીત્વનું સ્વરૂપ વીધવાના લાભ અર્થે પકડે.

૯. વીધવાને સમાશ્રીતોના ભરણપોષણના હક્કો કાયદાથી જ મીલકત ઉપર બોજા રૂપ ગણવા.

૧૦. ખોટાં દેવાં કે ગેરકાયદે વ્યવહાર સામે સમાશ્રીતો કે વીધવાઓને તકરાર કરવાનો હક્ક આપવો, પછી તે દેવું ગમે તેવું હોય.

૧૧. દરેક વીધવા ગમે તે સ્થીતી છતાં મીલકતનું મગદુર હોય તો જુદું અન્નવસ્ત્ર માગી શકે એમ કરાવવું.

૧૨. વ્યભીચારણી પત્ની જો નીંદ્ય વર્તણુંક છોડી દે તો તેને પ્રાણરક્ષણ જેટલું ભરણપોષણ આપવાની છુટ રાખવી.

૧૩. અન્નવસ્ત્રના હક્કના દાવા ફક્ત રૂપીઆ પાંચની કોર્ટ ફી ઉપર સંઘરવાના આવા પ્રકારના સઘળા કીંવા વૈકલ્પીક ધોરણો નાબુદ થવાથી સ્ત્રીઓના હક્કમાં સુધારો વધારો થયો ગણાશે.

સ્ત્રી વર્ગ તરફથી આ લડત ચાલુ રાખવામાં આવે તે ઘણું જ જરૂરનું છે.

[ સ્ત્રી જાતીને સંપુર્ણ રીતે પુરુષ જાતીના જેટલીજ છુટ અને લાભ મળે તેવી કાયદામાં ગોઠવણ કરવી જોઇએ, એવો અમારો મત છે. પુત્રી જો કુંવારી રહેવા ઇચ્છે તો તેને પીતાની મીલકતમાંથી ભાઇઓના સમાન ભાગે હક્ક મળે, અને ભાઇ ન હોય તો પીતાની તમામ મીલકતની તેજ વારસ થાય, તેમજ સંતાનવીહોણી વીધવા સ્ત્રી જાતીની સંપુર્ણ મીલકતની એકલી વારસ થાય તે જરૂરનું છે. પુરુષ જાતીની ચાલચલગત માટે કાયદામાં જેટલી સંભાળ રાખવામાં આવે, તેથી વધુ સ્ત્રી જાતી માટે જાપતો રાખવો એ કાયદો નહીં પણ ગેરકાયદો છે. એવો ભેદ રાખવાની અમને કશી જ જરૂર જણાતી નથી. **તંત્રી: નવયુગ**]

# નોંધ

## સાયમન સાતડીની શબ્દજાળ

આશાવાદીઓ ઘણા સમયથી જેની આતુર નજરે રાહ જોઇ રહ્યા હતા, તે સાયમન કમીશનના વૃતાંતનો બીજો ભાગ પ્રસીદ્ધ થયો, તેમાં હીંદને આપવાના રાજકીય સુધારાની એ સાત સજ્જનોની સલાહ વાંચ્યા પછી, તેના પહેલા ભાગ વીષે અમે કરેલી ટીકા [જે આ અંકના આરંભના તંત્રી લેખમાં છે]માંથી એક અક્ષરે પાછો ખેંચી લેવાની અમે જરૂર જોતા નથી. આ ભલામણોમાં જો કંઇપણ નવું હોય તો તે માત્ર એટલું જ છે કે, હીંદની મધ્યસ્થ ધારાસભામાં જનારા સભ્યેનો મતદારમંડળ સાથે મોન્ટફર્ડ સુધારાથી જે સીધો સંબંધ બંધયો હતો, તે સંબંધ તોડી, સાયમન કમીશને વાયકાઉન્ટ રોથર-મીઅરની ભલામણો પ્રમાણે, આપણને મોરલી–મીન્ટો સુધારાની કક્ષાએ પાછળ ધકેલી મુક્યા એજ છે! ટુંકામાં કહીએ તો કમીશને હીંદને કશું જ નવું આપવાની ભલામણ કરી નથી, ત્યારે કંઇક અપાઇ ગયેલામાંથી પાછું ખેંચી લેવાની ભલામણ ઠામ ઠામ કરી છે. એટલે સાયમન કમીશનની ભલા-મણો, બીજું કંઇ જ નહીં પણ કેવળ શબ્દોની જાળ છે. એ જાળમાં ફસાય એટલા ભોળા હીંદવાસીઓ નથી રહ્યા એ સંતોષની વાત છે. એટલે હવે 'ગોળમેજી'ની ઝંખના કરી રહેલા ભલા જીવોને પણ સાયમન રીપોર્ટને બાજુએ મુકીને જ ચર્ચા કરવાનો આગ્રહ કર્યા વીના કશો જ છુટકો રહ્યો નથી.

...

## સ્વરાજ્યનો છાંયડો પણ ક્યાં?

આ ભલામણોમાં સાંસ્થાનીક સ્વરાજનું સત્વ શોધનારાને તો વીમાસણમાં પડવું પડશે, પરંતુ એવા સ્વરાજનો છાંયડો પણ ઝાંખીને જોવા ઇચ્છનારા ભદ્રીક પુરૂષોને પણ નીરાશાના અરણ્યમાં અથડાઇને હતાશ દીલે પાછા ફર્યા વીના છુટકો નથી. હા, કમીશને પ્રાંતીક સ્વતંત્રતાની ભલામણ કરી છે ખરી અને ઇલાકાઓની ધારાસભાઓના તાબામાં ડગમગતે દીલે પોલીસખાતું [સી. આઇ. ડી. બાદ] પણ મુક્યું છે, પરંતુ તેની સાથે સાથે જ ગવર્નરની આપખુદ સત્તા-ઓમાં અમર્યાદ વધારો કરીને, પ્રધાનમંડળ રચવાની આપખુદ સત્તા આપીને, તેમજ પ્રધાનો તરફ વીરોધ બતાવવાના પ્રજા-પક્ષી સભ્યોના માર્ગમાં સફાઇભરી આડ-ખીલી ઉભી કરીને એ કહેવાતી સ્વતંત્રતાને ગુંગળાવી મારવાના તમામ પ્રયાસ કર્યા છે. પ્રાંતોમાં દ્વીમુખી સરકારની અતી વખોડાયલી પ્રથાને કમીશનના હાથે મુમીદાહ થવાનું માન મળ્યું, પરંતુ જેથી કોમી ઉશ્કેરણીને હમે-શનું કારણ મળે તેવા કોમી મતાધીકારને તો આ કમીશને લઘુમતીની ઢાલ નીચે કાયમી રૂપ આપી દીધું છે. પ્રાંતીક સરકારની વ્યવ-સ્થામાં જ્યારે તેણે આવા કંઇક વધારે પડતા લેવાની યુક્તી ભર્યા થોડાક સુધારાની ભલામણ કરી–કે જે કર્યા વીના કોઇ પણ સભ્ય મનુષ્યનો છુટકો જ થાત નહીં–ત્યારે મધ્યસ્થ સરકારની આપખુદીમાં અત્યાર કરતાં પણ બહોળો વધારો કરી દઇને હીંદી પ્રજાનો સંપુર્ણ સ્વતંત્રતાનો માગ છેક જ બંધ કરી દેવાની સફાઇભરી પેરવી કર-વાનું કાવતરૂં આ તમામ ગોરા કમીશને કર્યું છે.

## સ્વરાજીસ્ટોના ભયથી ?

મધ્યસ્થ સરકારના હાથ મજબુત કરવાની તાલાવેલીમાં, હીંદી મતદારોનો સીધો કાબુ એ ધારાસભાના પ્રતીનીધીઓ ઉપરથી છીનવી લેવામાં, સાયમને પોતાની ધારાશાસ્ત્રી તરીકેના બુદ્ધીનો બરાબર ઉપયોગ કર્યો છે. જ્યારથી - અસહકારીઓએ ધારાસભાત્યાગનું સ્વૈચ્છીક બંધન છોડી દીધું, અને ધારાસભાપ્રવેશની છુટ મેળવી, ત્યારથી ખાસ કરીને હીંદી ધારાસભામાં મહાસભાવાદીઓની બહુમતી હતી. એમનો પક્ષ ગ્રેટબ્રીટનના પાર્લામેંટના વીરોધપક્ષને ધોરણે સુવ્યવસ્થીત અને સંગઠીત હતો. તેથી આપખુદ સત્તાવાળાઓને, 'વેટો' જેવા અધીકાર વાઇસરોયના હાથમાં છતાં ઘણી બાબતમાં કામ લેવું મુસ્કેલ પડતું હતું. તેને લીધે તો લોર્ડ ઇરવીન સાયમન અને તેના સાથીઓને ધારાસભાના મકાનમાં લઇ જઇ શક્યા નહોતા, કે સાયમનના સાથીઓ શોધી દુનીયાની નજરે હીંદીઓને ઉતારી પાડવાનું બ્યુરોક્રસીનું કાવતરું એ સીદ્ધ થઇ શક્યું નહોતું. મજામનનો એવો વીજય હવે કદી પણ આ દેશની એ કેન્દ્રસ્થ સભામાં થઇ શકે નહીં તેવી ગોઠવણ સાયમન કમીશનની ભલામણોમાં તેથી જ મહત્વનો ભાગ ભજવતી હોઇ સામાન્ય જનતાનું લક્ષ પણ પોતાની તરફ સહેલાઇથી ખેંચી શકે તેમ છે.

...

## માત્ર એક જ પક્ષી

સાયમન અને તેના સાથીઓની આ ભલામણો માત્ર એકપક્ષી જ છે. છતાં તેમાં બ્રીટનને કે બ્રીટનવાસીઓના નાનામાં નાના હીતની યે કાળજીપુર્વક સંભાળ લેવામાં આવી છે. ગોરા વ્યાપારીઓની, બગીચાવાળાઓની, ગોરા સનદી નોકરોની અને ગોરાઓની સુદ્ધીની, તેમનાં સંતાનોની કેળવણીની, તેમને માટે ગોરા દાક્તરોની વગેરે નાનામાં નાની બાબતને માટે પણ ભારેમાં ભારે ધ્યાન આ કમીશને આપ્યું છે. ત્યારે આ દેશની સમર્થ સંસ્થા જેને આપણે રાષ્ટ્રીય મહાસભા તરીકે ઓળખીએ છીએ, તેના મતની જ નહીં પણ હીંદુ મહાસભાના મતની યે છડેચોક અવગણના થયેલી, આ ભલામણોની લીટીએ લીટીમાં જણાય છે. પ્રાંતોમાં સરકારી અમલદારો હોદ્દાની રૂએ હવે બેશી નહીં શકે, પરંતુ ગવર્નરોના હાથમાં સભાસદો નીમવાની સત્તા હજી રહેલી જ છે. અને અંત્યજોને નામે, કામદારોને નામે તેમજ સ્ત્રીઓને નામે થનારી એ નીમણુંકોની બહારથી ઉજળી જણાતી નીમણુંકો, હીંદીઓને માટે ખરેખરી ભયંકર થઇ પડશે, એવો ભયની જુનો અનુભવ ખાત્રી આપે છે.

...

## માત્ર દશ જ ટકાને મતાધીકાર!

એક તરફથી હીંદને સાંસ્થાનીક સ્વરાજ આપવાનાં વચનો આપવામાં આવે છે, રામ્સે મેકડોનાલ્ડ જેવાઓએ તો, બે વર્ષ પહેલાં થોડાક મહીનાઓમાં હીંદનેસાં સ્થાનીક સ્વરાજ મળવાની ભવીષ્યવાણી સુદ્ધાં ભાખી હતી ત્યારે સામ્રાજ્યવાદી સરકારના આ કમીશને બ્રીટીશ હીંદની કુલ વસતીના સેંકડે ૧૦ માણસને મતાધીકાર આપવાની ઉદાર ભલામણ કરી છે! અને તે પછી વળી પંદર વર્ષે કુલ ૨૦ ટકા જેટલા માણસોને મતાધીકાર મળે તે માટે કમીટી નીમવાની સુચના કરી છે! તપાસ કમીટીઓ અને પરીક્ષા કમીટી [ જોકે હીંદીઓને માઠું ન લાગે તે માટે ગાજવીંટી ભાપામાં ] ની પરંપરાથી આ ભલામણો ઉભરાઇ રહે છે, તેથી હીંદને માથે મોટા ખર્ચ અને પરીણામમાં શુન્ય એ સીવાય કશો જ દહાડો વળે તેમ નથી.

## હેરના હેર!

ટુંકામાં કહીએ તો જુના ડગલાને કાપીકુપી, થીંગડાં મારીને ફરીથી હિંદને પહેરાવવા જેવું કમીશને કર્યું છે. આ યોજના પ્રમાણે તો મોન્ટ-ફર્ડ સુધારા કરતાં પણ હીંદને નાહકનું ખર્ચ ઘણું થશે, ત્યારે લાભ ઓછામાં ઓછો મળશે. મુસલમાન સુદ્ધાં લઘુમતીમાંની કોઇ કોમને કે સરહદના પ્રાંતોને પણ આ યોજના સંતોષ આપી શકે તેમ નથી. બ્રહ્મદેશને જુદો પાડવાથી હીંદી મુડી, હીંદી સાહસ અને હીંદી વ્યાપારને મોટો ફટકો પડશે, એટલું જ નહીં પણ અખંડ હીંદમાં નવું ભંગાણુ પડશે. આમ કેવળ અમલદારી દષ્ટીનો અને સામ્રાજ્યવાદી પક્ષનો જ આ ભલામણોમાં પડઘો પડેલો હોવાથી, હીંદમાંના પ્રત્યેક રાજદ્વારી પક્ષનાં મુત્સદ્દીઓએ તેનો તીરસ્કાર કર્યો છે ત્યારે હીંદના હીતશત્રુઓ તરીકે પુરવાર થઇ ચુકેલાં બ્રીટીશ પત્રોએ તેને માટે આનંદ પ્રદર્શીત કરવા માંડયો છે; તે પણ એ કમીશનની નીર્માલ્ય ભલામણોનો બીજો અને વધુ પ્રબળ પુરાવો છે.

...

## 'લાઠીરાજ !'

સવીનય નીરાદર અથવા સત્યાગ્રહની લડતની સામે સરકાર કાયદેસર પગલાં ભરે તે માટે કોઇને વાંધો ન જ હોય. કેમકે સત્યાગ્રહીઓ જ્યારે પોતાની લડતનો આરંભ કરે છે, ત્યારે તેના પરીણામની ગણતરી આગળથી કરીને જ લડતમાં પડે છે. પરંતુ 'કાયદા અને વ્યવસ્થા'ના રૂપાળા નામ નીચે, એ બન્ને મહત્ત્વનાં સુત્રો સાચવનારા જ અવીનયીપણે બન્નેનો ભંગ કરવા તૈયાર થાય, અને તેમાં પણ મર્યાદાને છેક જ કોરાણે મુકવામાં આવે, ત્યારે તે કાર્ય ગુનાહીત ઠરે છે. એટલું જ નહીં, પણ સખ્તમાં સખ્ત ટીકાને પાત્ર પણ ઠરે છે. તેથી જ વીરમગામ, ધરસાણા, વડાલા, મુંબાઇનું આઝાદ મેદાન, તેમ જ તેના ધોરી રસ્તા ઉપર, અને હીંદુસ્થાનના બીજા પ્રાંતોમાં કાયદા અને વ્યવસ્થાને નામે લાઠીરાજ ચલાવવામાં આવ્યું, નીર્દોષ બાળકો તેમ જ દેશભક્તોથી પ્રેરાયલી સન્નારીઓ ઉપર પણ લાઠીના હુમલા કરવામાં આવ્યા. ઘોડા દોડાવવામાં આવ્યા અને બીજા અત્યાચાર ગુજારવામાં આવ્યા, ત્યારે વીનીતમાં વીનીત નેતાઓ અને ન્યાયમંદીરના ન્યાયાધીશ સુદ્ધાં એ લાઠીરાજની સામે પ્રબળ પોકાર ઉઠાવવામાં પોતાનો ધર્મ માનીને તૈયાર થયા. એવા વીનીતોનાં મોળાં દીલ પણ જ્યારે ઉકળી આવ્યાં છે, ત્યારે ઓર્ડીનન્સના નામે મુંબાઇમાં થએલા અત્યાચાર કેટલી હદે પહોંચ્યા હશે તેની ખાત્રી સહજે જ થઇ જ જાય છે. મુંબઇની સ્મોલ કોઝીઝ કોર્ટના માજી જજ્જ મી૰ હુસેન તૈયબજીએ ધરસાણાના પોતાના અનુભવથી વાજબીજ કહ્યું છે કે, કાયદા અને વ્યવસ્થાને નામે સત્યાગ્રહીઓ ઉપર લાઠી ચલાવનારાઓ દેશના કાયદાની મર્યાદા ઓળંગી ગયા છે, અને તેથી તેમણે કાયદાની નજરે ગુન્હો જ કર્યો છે. એ ગુન્હો ભયંકર છે અને તેવા ગુન્હા કરનારાઓની તપાસ થવી જરૂરની છે. કેમકે સત્યાગ્રહીઓને પહોંચી વળવા માટે કાયદામાં તમામ સગવડ છે, તે પ્રમાણે તેમને પકડીને શીક્ષા કરવાને બદલે માંદાઓની માવજત કરનારા 'રેડ ક્રોસ'ના સભ્યો ઉપર, ધરસાણાની ઇસ્પીતાલો ઉપર અને મુંબઇના હોર્નબીરોડ ઉપરના પીટીટ વાચનાલયમાંના નીર્દોષ માણસો ઉપર પોલીસે જે અત્યાચાર કર્યા છે, તે કોઇ પણ સભ્ય સરકારને કે પોલીસને શોભાસ્પદ નથી. મીસ સ્લેડ,

મીસ ઇડા એમ. ડીકીન્સન, અને મી૦ વીલ્સન જેવાં અંગ્રેજ સ્ત્રી પુરૂષોએ અને મી૦ નટરાજન, મી૦ હુસેન તૈયબજી, તેમ જ બીજા અનેક વીનીત મતના પુરૂષોએ સુદ્ધાં આ સંબંધમાં, તેમજ ઓર્ડીનન્સની રજનીતી, શોલાપુરમાં ચાલતો લશ્કરી કાયદો વગેરે સંબંધમાં સરકારે ધારણ કરેલી નીતી તરફ વાજબી વીરોધ ઉઠાવ્યો છે, છતાં લોર્ડ ઇરવીનની સરકાર, એક વખતના એ સરકારના સાથીઓની કહેલ વાત પણ માનવાની ના પાડે છે, અને બીજી તરફથી મુંબાઇ સરકારના મુખપત્રસમું 'ટાઇમ્સ' જનતાને નાગરીકતાના પાઠ શીખવવાનો આડંબર કરે છે, ત્યારે મહાસભાના મતથી હમેશાં ઉલટા વીચાર ધરાવનારા મુંબાઇના 'ડેઇલી મેલ'ના અંગ્રેજ તંત્રી જેવાનું શુદ્ધ બ્રીટીશ રક્ત પણ ઉકળી આવે, અને હીંદી સરકારની 'લાઠીરાજ'ની નીતીની સખ્ત ઝાટકણી કાઢવા તત્પર બને એવા ચમત્કાર 'કાયદા અને વ્યવસ્થા'ને નામે બની રહેલા છે. આમ છતાં સત્યાગ્રહીઓ અને હીંદી જનતાએ જે અપુર્વ સંયમ અને અદ્‌ભુત શાંતી દાખવ્યાં છે તે માટે તેમને અભીનંદન જ ઘટે છે. આટલી ઉશ્કેરણીભર્યાં વાતાવરણમાં, સ્ત્રીઓ ઉપર હુમલા થાય ત્યારે પણ જે જનતા શાંતી સાચવી જાણે, તેની અહીંસક ભાવનાને માટે એથી વાશેષ કયા પ્રમાણની સત્તાવાળાઓ આશા રાખે છે? અને જો તેમ ન હોય તો વીનાકારણે આટલા બધા બળના પ્રદર્શનની જરૂર શું છે?

...

## બ્રીટીશ વ્યાપાર માટે જ

લોર્ડ ઇરવીનની સરકારે કાયદા અને વ્યવસ્થાને નામે કાઢેલા ઓર્ડીનન્સનો અમલ મુંબાઇમાં જે રીતે થઇ રહ્યો છે, તે જોયા પછી કલકત્તાના હીંદી વ્યાપારીઓની મંડળીનાં એ વચનો વધારે પ્રમાણભુત થઇ પડે છે કેઃ "સરકારનો ઇરાદો કોઇપણ હીસાબે હીંદમાં લેન્કેશાયરનું બજાર સાચવી રાખવાનો છે," અને એ વાતનો મુંબાઇ સરકાર તરફથી વહેંચવામાં આવેલી પત્રીકા વધુ પુરાવો આપે છે. એ પત્રીકા મુંબાઇ સરકારના છાપખાનામાં જુદી જુદી ભાષામાં છાપીને મફત વહેંચાવવામાં આવી છે. તેમાં બ્રીટીશ માલનાં, બ્રીટીશ વ્યાપારી કંપનીઓનાં વખાણ કરી, મહાસભાની મહાસમીતીએ કરેલા બહીષ્કારના ઠરાવને જ વખોડવામાં આવ્યો નથી, પણ હીંદી બેંકો, હીંદી વીમા કંપનીઓ અને હીંદી સ્ટીમર કંપનીઓની ભયંકર બદનક્ષી કરી, બ્રીટીશ કંપનીઓમાં કામ કરનારા હીંદીઓને નોકરી પરથી હાંકી કાઢવાની ધમકી પણ આપવામાં આવી છે. આવી પત્રીકા છાપીને વહેંચવી તે ઓર્ડીનન્સની નજરે ગુન્હો હોવા છતાં સરકારી તંત્ર જ તે કામ કરે, ત્યારે પ્રજાના દીલમાં તે માટે કેવી અસર થાય તે સમજવું સહેલું છે. એ બતાવી આપે છે કે, નોકરશાહીને હીંદી વ્યાપારીઓના સહકારની પણ અત્યારે કશી જ પરવા નથી. એ વલણ હીંદી વ્યાપારીઓ સમજી ગયા છે, તે સ્વતંત્રતાની લડત કેટલી વ્યાપક, સાહજીક અને ઉંડી લાગણીવાળી છે એ બતાવી આપે છે, તેમ છતાં મેકડોનલ્ડની કાંમદાર સરકારને તેનું કશું જ પડયું હોય તેમ હજી દેખાતું નથી. છેક પાછળથી એ પત્રીકા વહેંચાતી અટકાવવાની શુદ્ધી નોકરશાહીને આવી છે, પરંતુ તે તો ગુસ્સે થયેલા હીંદી વ્યાપારીઓને પંપાળવા અર્થે જ. એથી સરકારના દીલના એક વખત ખુલ્લા થઇ ગયેલા ભાવમાં કંઇ પલટો થયો છે એવું માનવાને કશાંજ કારણ મળ્યાં નથી.

...

## હીંદની સામે ઇંગ્લાંડમાં કાવતરૂં

હીંદની પ્રગતીની સામે ઇંગ્લંડમાં ભયંકર કાવતરૂં રચવામાં આવ્યું છે તે માટે ઇંગ્લંડમાં 'ધી ઇન્ડીયન એમ્પાયર સોસાયટી'ની સ્થાપના થઇ છે. તે મંડળીનો ઉદ્દેશ સાયમન કમીશનની ભલામણોને સંપુર્ણ ટેકો આપી, તેથી વધારે હીંદને કંઇ ન મળે તે માટે તનતોડ પ્રયાસ કરવો તે છે. તેના પ્રચારકાર્ય માટે રોથરમીઅરની ભયંકર લેખમાળાઓ લંડનના 'ડેઇલી મેલ'માં પ્રસીદ્ધ થાય છે, ઉપરાંત પત્રીકારૂપે એ લેખમાળાનો બહોળો પ્રચાર કરવામાં આવે છે. [જેમાંની એક પત્રીકાનું ભાષાંતર અન્યત્ર આપવામાં આવ્યું છે] આ મંડળીના સભ્ય થનારને માટે કશી આર્થીક જવાબદારી રાખવામાં આવી નથી. તેની કમીટીમાં લોર્ડ સીડનહૅમ, લોર્ડ મેસ્ટન, સર માયકેલ ઓડવાયર અને સર રેજીનાલ્ડ ક્રેડોક જેવા હીંદના કટ્ટા હીતશત્રુઓ છે. આ મંડળીને ટેકો આપનારાઓમાં ખરદાનના નામચીન 'મહારાજા' પણ છે જ. પોતાની માતૃભુમીની ગુલામીની સાંકળોને મજબુત બનાવવામાં સામ્રાજ્યની એ નૃત્યબાલાને જે આનંદ આવે છે, તેથી હવે તો હીંદમાં કોઇ અજાણ્યું નથી. પણ ઇગ્લંડના રાજકારણમાં બહોળી લાગવગ ધરાવનારા બેડફર્ડ અને નોર્થમ્બરલેન્ડના ડ્યુક્સ, લોર્ડ એમ્પથીલ, લોર્ડ કાર્સન, લોર્ડ ડન્સફોર્ટ, લોર્ડ લેમીંગ્ટન, બ્રોડ્લી, લોર્ડ રોથરમીઅર, લોર્ડ સમનર, સર મીચલ બૅન્ક એમ. પી., મી૦ જર્હોન બુચન એમ. પી., કર્નલ એ. ઇંગ્લંડ એમ. પી., કર્નલ હાવર્ડબરી એમ. પી., મેજર જનરલ સર આલ્ફ્રેડ નોક્સ એમ. પી., સર ચાર્લ્સ આરેમન એમ. પી., સર વોલ્ટર પ્રેસ્ટન એમ. પી, ફીલ્ડ માર્શલ સર ક્લોડ જેકબ, લેફ્ટેનન્ટ જનરલ સર જ્યોર્જ મેકમન, સર હ્યુજબાન્સ, સર એચ. એસ. લૉરેન્સ, સર વર્ની લોવેટ અને સર માર્ક હન્ટર વગેરે છે. સાયમન રીપોર્ટની ભલામણો અને હીંદની પરીસ્થીતીના તેના અવલોકન ઉપર સામાન્ય રીતે આ મંડળીની અને ખાસ કરીને રોથરમીઅરની લેખમાળામાં પ્રકટ થતા વીચારોની જ સ્પષ્ટ છાપ છે. તેથી જ તે રીપોર્ટ હીંદનું ભયંકર અપમાન કરનારી ઢબે લખાયો છે. અને 'ગોળમેજી પરીષદ'ના કામકાજ ઉપર પણ આજ પ્રકારના માનસવાળા બ્રીટીશ મુત્સદ્દીઓની ગોઝારી અસર પડવાની એ અત્યારથી સ્પષ્ટ દીસે છેઃ એટલે 'ગોળમેજી'માં હજી જેમનો ભારે વીશ્વાસ છે, તેઓ વીલાયતની મહાયાત્રામાં હીંદના લાખ્ખો રૂપીઆનું પાણી કરી શું લાભ લઇ આવશે, તે કલ્પી લેવું જરાએ અઘરૂં નથી. પરંતુ જે વીનીત મીત્રો 'ગોળમેજી'માં હજી આશાના છેલ્લા કીરણને જોઇ રહ્યા છે, તેમની તે આશાનો ભુક્કો વીલાયતની ભુમીમાં નહીં થાય, ત્યાં સુધી તેઓ સમજે તેમ ઓછા જ છે? પંડીત માલવીયજી જેવાઓની શ્રધ્ધા જો કે હવે ડગવા માંડી છે, એ શુભ ચીન્હ છે. અને હવે તો રાઉન્ડટેબલ કોન્ફરંસ લંડનમાં નહીં પણ દીલ્હીમાં જ ભરાવી જોઇએ એવી તેમની સુચનાને તેથી અમે સમયોચીત માની અનુમોદન આપીએ છીએ.

...

## કામદાર સરકારની કસોટી

બીજી કામદાર અને સમાજવાદી આંતરરાષ્ટ્રીય કોન્ગ્રેસ જેના પ્રમુખ બ્રીટનના હાલના પરરાષ્ટ્રીય મંત્રી મી૦ આર્થર હેન્ડરસન છે, તે કોન્ગ્રેસના ત્રીજા અધીવેશનમાં [૧૯૨૮ ના ઓગસ્ટમાં] આ ઠરાવ થયો હતોઃ

"સંસ્થાનોની મુળ જાતીઓ ઉપર પરદેશીઓની સત્તા રહે તે સમાજવાદના મુળ સીદ્ધાંતની જ વીરૂદ્ધ છે. તેથી કોઇ પણ આંતરરાષ્ટ્રીય કોમનવેલ્થને માટે સાંસ્થાનોની પ્રથાનો નાશ કરવો તેને આ કોન્ગ્રેસ પોતાનું પ્રાથમીક કાર્ય માને છે...આંતરરાષ્ટ્રીય કામદાર અને સમાજવાદી કોન્ગ્રેસ હીંદીઓના સ્વરાજ પ્રાપ્તીના પ્રયાસોને અનુમોદન આપે છે."

આ ઠરાવનું સ્મરણ કરાવનારો, એક પત્ર બર્લીનમાં વસતા ૨૮ હીંદીઓએ મી૦ હેન્ડરસન ઉપર મોકલાવીને, બ્રીટનની કામદાર સરકાર હીંદીઓના સ્વરાજ પ્રાપ્તીના પ્રયાસોને અત્યારે જે રીત કચડી રહેલી છે તે વીગતેથી બતાવી એ પ્રયાસોમાં હીંદના કરોડો મનુષ્યોનો કેવો સાથ છે તે હકીકતોથી જણાવી, જો બ્રીટનનો કામદાર પક્ષ પોતાનાં વચનોમાં ખરો હોય તો, અત્યારે તેની ખરી કસોટી છે માટે તેણે હીંદીઓને પડખે ખડું રહેવું જોઇએ, એવો બર્લીનવાસી હીંદીઓએ બ્રીટીશ કામદાર પક્ષને પડકાર આપ્યો છે. એટલું જ નહીં, પણ તેમ કરતાં જો વીઘ્નો આવી પડે તો રામ્સે મેકડોનલ્ડે રાજીનામું આપવું જોઇએ તેવી પણ આગ્રહપુર્વક માગણી કરી છે. પરંતુ આ પત્ર લખનારાઓ કામદાર પક્ષનો હીંદમાં ચાલતી વર્તમાન દમનનીતીમાં કેટલો હીસ્સો છે તેથી અજાણ્યા નથી એ વાતની પણ મી૦ હેન્ડરસનને તેમણે ખાત્રી આપી છે, અને છેવટે જણાવી દીધું છે કેઃ બ્રીટીશ કામદાર પક્ષ માત્ર સામ્રાજ્યવાદી સીદ્ધાંતોમાં જ શ્રદ્ધા રાખનારો છે, અને હીંદની સાથે તે જ નજરે એ પક્ષ કામ લે છે. છેવટે બર્લીનવાસી હીંદીઓ કહે છેઃ "ગૃહસ્થો, જો તમે ખરેખર એમ માનતા હો કે કોઇપણ આંતરરાષ્ટ્રીય કોમનવેલ્થને માટે સંસ્થાનોની પ્રથાનો નાશ એ જરૂરી છે, તો એ દુષ્ટ પ્રથાને ઉથલાવી નાખવા માટે જેઓ મથી રહ્યા હોય તેમને તમારે મદદ કરવી ઘટે છે. એ પ્રથા જેમણે સ્થાપી છે અને જેમાંથી તેઓ અગણ્ય લાભ મેળવે છે તેમની મંજુરીથી તો તેનો નાશ થઇ શકવાનો જ નથી; એટલે જો તમે સાંસ્થાનીક જુલ્મગારોનો ખરેખરો અંત લેવા ઇચ્છતા હો તો તેવાઓને સત્તામાંથી ઉથલાવી નાખવા જોઇએ. તો પછી એમ *કરવા માટે હીંદીઓને મદદ કરો."*

મી૦ હેન્ડરસને આ પત્રનો શું જવાબ આપ્યો છે તેની અમને ખબર નથી, પરંતુ હીંદુસ્થાનના સંબંધમાં શાહીવાદનું છડેચોક પાલન કરનાર મેકડોનલ્ડની સરકાર પાસેથી, કશી પણ આશા રાખવી એ ફોકટ છે એવી અમારી પુરેપુરી ખાત્રી થઇ ચુકી છે.

...

## નવો શબ્દકોષ !

હમણાં હમણાં એન્ગ્લો ઇન્ડીયન પત્રોએ તેમજ બ્રીટનનાં સામ્રાજ્યવાદી પત્રોએ હીંદીઓ માટે નવો શબ્દકોષ રચવા માંડયો છે. તેમાંના થોડાક નમુના નીચે આપીએ છીએઃ

મહાસભાના નેતાઓ :
બદમાશ [ટાઇમ્સ ઓફ ઇન્ડીયા]

સ્વતંત્રતા માગનારાઓ :
જંગલી માણસ [ „ „ ]

હીંદી નેતાઓ : નેટીવ
બકવાદીએ [ડેઇલી મેલ—લંડન]

હીંદી દેશભકતો : લુટારૂ
અને ખુની [રોયટરમીઅર]

કોન્ગ્રેસવાદીઓ : બળવાખોરો [ „ ]

હીંદુઓ : સ્વાર્થી લોક [ „ ]

હીંદ: માનવાનો મોટો શ બુ મેળો [ ,, ]

ગાંધીજી: હીંદીઓને ઉશ્કેરનારો [ ,, ]

આ શબ્દકોશ પોતાની યોગ્યતા જાતેજ કહી દેતો હોવાથી તેની ઉપર ટીકા કરવાની અમે કશીય જરૂર જોતા નથી.

...

## ડોલતું સીંહાસન

મેકડોનાલ્ડની કામદાર સરકારનું સીંહાસન ખુબ ડોલી રહ્યું છે. બેકારીનો વીલાયતી પ્રશ્ન અત્યારે એ સરકારને ખુબ જ મુંઝવી રહેલો છે, તેમાં સર ઓસવાલ્ડ મોસ્લીના રાજીનામાથી વીશેષ ગંભીર સ્થીતી ઉભી થઇ છે. પેલેસ્ટાઇન, ઇજીપ્ત અને હીંદના ખળભળાટે એ ગંભીરતામાં વધારો કર્યો છે. લોકે નૌકાપરીષદમાંથી ફ્રાન્સ અને ઇટાલીના રૂસણાનો સવાલ પણ બ્રીટીશ સામ્રાજ્યવાદ માટે તેટલો જ ગંભીર છે, પરંતુ મેકડોનાલ્ડની સરકારનું સીંહાસન ડોલે છે તે તો ઇંગ્લંડના બેકારીના જ પ્રશ્નને લીધે; કેમકે બીજી બધી બાબતોમાં, પેલેસ્ટાઇન સીવાય—કેમકે એ પ્રશ્નમાં સામ્રાજ્યવાદીઓએ આરબોનો પક્ષ ઉંચક્યો છે, ત્યારે સરકાર જ્યુ રાજનીતીનો પક્ષ કરી રહી છે—ઇજીપ્ત અને હીંદની બાબતમાં ઇંગ્લંડના બધા પક્ષ એકમત છે. કામદાર સરકારનું તખ્ત તેથી બેકારીના પ્રશ્ને અત્યાર પહેલાં ઉખાડી નાખ્યું હોત, પરંતુ નવી ચુંટણીમાં કામદાર પક્ષનાં મુકેલાં સુત્રો શાહીવાદીઓના જ હાથમાં જાય તેમ છે. અને એ પક્ષ આવી ગુંચવણ ભરેલી સ્થીતીમાં, કામદાર સરકારને જ મુંઝવવા માગે છે, તેમ છતાં કામદાર પક્ષમાં અને તેના પ્રધાનમંડળમાં પડેલી ફાટફુટને લીધે મજુર સરકારની દશા વીપરીત થઇ પડી છે. સરકારી આંક.. એ પ્રમાણે પણ ૧૮ લાખ કરતાં વધુ માણસો હાલ બેકાર છે અને દરેક દીવસે એ આંકડો વધતો જ જાય છે. લગભગ ૭,૫૦૦,૦૦૦ માણસો—એટલે બ્રીટીશ પ્રજાનો છઠ્ઠો ભાગ—પેન્શન અથવા તો બીજી રીતની સરકારી મદદ ઉપર જીવે છે, તેની પાછળ સરકારી તીજોરીમાંથી દર વર્ષે લગભગ ૨૦૦,૦૦૦,૦૦૦ પાઉંડનું ખર્ચ થતું હોવા છતાં પણ બેકારીના મામલાનો ઉકેલ હાથ લાગતો નથી, કર ભરનારાઓ માટે પણ એ વસમો સવાલ છે. આ ઉપરાંત દક્ષીણ આફ્રીકા, કેનેડા અને માલ્ટાના સામ્રાજ્યવાદી પ્રશ્નો પણ મેકડોનાલ્ડને ઓછા મુંઝવતા નથી. આ દશામાં બેકારીના સવાલના ઉકેલનું કામ મુખ્ય પ્રધાને હાથમાં લીધું છે. એમાં તેને જો ફત્તેહ મળી તો ઠીક, નહીં તો તે પ્રશ્નની નીષ્ફળતા સાથે જ કામદાર સરકારનાં સીંહાસન ઉથલી પડવાનાં એ ચોકકસ. આમ છતાં હીંદમાં જે ભયંકર દમનનીતી ચલાવવાની એ પક્ષ છુટ આપે છે અને સાયમન રીપોર્ટે જે રીતે હીંદનું અપમાન કર્યું છે, તે જોયા પછી, હીંદીઓ માટે બ્રીટીશ માલના ચોકકસ બહીષ્કારનું શસ્ત્ર એજ આખરી અને જરૂરી ઉપાય રહેલો છે, તે વાત હીંદીઓએ બરાબર સમજી લેવાની જરૂર છે.

## માતૃભુમીની જવાન હીંદને હાકલ



મારા આ વાવટાનું રક્ષણ તારા હાથમાં છે



વર્ષ : ૨ જું.] ઓગસ્ટ : ૧૯૩૦ [અંક : ૫

# ગોળમેજી!

: લેખક :

તંત્રી

ઈ. સ. ૧૯૩૦ના જુલાઇ મહીનાની નવમી તારીખ હીંદ સાથેના બ્રીટીશ સંબંધની મુત્સદ્દીગીરીના ઇતીહાસમાં અગત્યનું સ્થાન રોકશે, ત્યારે ૧૯૩૦ના જુલાઇની દશમી તારીખ, હીંદની મવાળ મંડળીના ઇતીહાસમાં કાયમને માટે પોતાને કપાળે નામોશીનું કલંક કાયમ રાખે તેવી દુર્ભાગી મનાશે. ભવીષ્યનો ઇતીહાસકાર એ બંન્ને તારીખોની નોંધ આમ કરશે:

"લોર્ડ ઇરવીને પોતાના દેશ તરફની વફાદારી યોગ્ય રીતે પુરવાર કરી, ત્યારે હીંદુસ્થાનના મવાળ રાજદ્વારીઓએ મુત્સદ્દીપણાનું દેવાળું કાઢી, રાષ્ટ્રની સ્વતંત્રતાના માર્ગમાં બાધક બની ભયંકર રાષ્ટ્રદ્રોહ કર્યો."

અમે વાઇસરોયના એ બહુ વખણાયલા તેમ જ વખોડાયલા ભાષણને ફરી ફરીને બે વખત વાંચી ગયા છીએ. છતાં મવાળ રાજદ્વારીઓ તેમાંઆશા આપનારાં જે તત્ત્વો જોઇને ખુબ મલકાઇ રહ્યા છે, તેવું એકે તત્ત્વ દુર્ભાગ્યે અમે જોઇ શક્યા નથી. તેનું કારણ એ નથી કે અમે જાણીજોઇને લોર્ડ ઇરવીનના ભાષણમાંથી સારતત્ત્વ શોધવાનો પ્રયત્ન જ કર્યો નથી. આગલી પાછલી તમામ વાતોને ઘડીભર મગજમાંથી દુર રાખીને અમે લોર્ડ ઇરવીનના, ભાષણને તટસ્થ દ્રષ્ટીએ જોવાના તમામ પ્રયાસ કરી જોયા છે, તેમ છતાં અમને એવું કશું દેખાયું નથી, કે જેથી મવાળ પક્ષથી ગોળમેજી પરીષદના સંબંધનો એમનો જુનો આગ્રહ છોડીને, લંડન ઉપર ખુબ જ આશા રાખીને જવા તૈયાર થવામાં વાજબી ગણાઇ શકે.

અલબત્ત લોર્ડ ઇરવીન ભલા ગૃહસ્થ હશે, મહેમાનોના સત્કારમાં અને તેમને પોતાના પક્ષમાં વાળી લેવા માટે આકર્ષણ કરે તેવી ભાષા બોલવામાં પાવરધા હશે, પરંતુ એમના નવમી તારીખના ભાષણમાં હીંદી ધારાસભાના માજી અધ્યક્ષ શ્રી. વીઠ્ઠલભાઇ પટેલના સંબંધમાં એક શબ્દ પણ નહીં ઉચ્ચારવાની એમની રીત સામાન્ય વીવેકની મર્યાદા જરૂર ઓળંગી જાય છે એવું માન્યા વીના અમારાથી રહી શકાયું નથી. મહાસભાની આજ્ઞા પ્રમાણે શ્રી. વીઠ્ઠલભાઇ પટેલે શરૂઆતમાં પોતાના સ્થાનને છોડયું નહીં, ત્યારે એજ ભલા ગૃહસ્થે તેમ જ આ દેશનાં એન્ગ્લો-ઇન્ડીયન પત્રોએ, શ્રી. વીઠ્ઠલભાઇના સંબંધમાં પ્રશંસાના જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે શ્રી. પટેલે પોતાના બધા જ પ્રયત્ન અજમાવી લેવા પછી, દેશમાં આપખુદ દમનનીતી વધતી ચાલી અને નોકરશાહીની તેમ જ તેમના સુત્રસંચાલને ચાલવાની જેમને ફરજ પડી છે તે લોર્ડ ઇરવીનની મનોદશા જોતાં, ગોળમેજી પરીષદમાં હીંદને કંઇ સાંપડી શકે તેમ નથી એ જોયું, ત્યાર પછી તેમણે ધારાસભાનું પ્રમુખતું સુંવાળું પદ છોડી, જગતનો કોઇપણ જવાબદાર પુરૂષ કરે તેમ માતૃભુમીની સેવાનો કાંટાળો માર્ગ સ્વીકાર્યો. છતાં તેથી તેમની જુની સેવાઓ ભુલી જવામાં લોર્ડ ઇરવીને યોગ્ય વીવેકની ખામી જ બતાવી છે—જો કે તેમના કરતાં વીશેષ વીવેકહીનતા તો શ્રી. પટેલના પોતાના દેશબંધુઓએ બતાવી છે, કે જેઓ હજી પણ ધારાસભામાં રહ્યા છે, અને ગોળમેજીમાં જવાની લાલચે, સત્તાવાળાઓને નાખુશ નહીં કરવાના એકલા જ ઇરાદાથી શ્રી. પટેલના સંબંધમાં એક અક્ષર પણ ઉચ્ચારવાની મર્દાઇ બતાવી શક્યા નથી.—

લાર્ડ ઇરવીને પોતાના એ ભાષણમાં મવાળોને પટાવવા મુત્સદ્દીઓને છાજતી વાણી અવશ્ય ઉચ્ચારી છે જ, પરંતુ સાથે સાથે તેજ વખતે રાષ્ટ્રની મહાસભાને પડખે રહેનારાઓના સંબંધમાં તેમણે જે વીશેષણો વાપર્યાં છે, તે તેમ જ Government is bound either to resist or abdicate [સરકારે કાં તો એ ચળવળ—સત્યાગ્રહ—નો સામનો કરવો કે સત્તાનો ત્યાગ કરવો રહ્યો] એ શબ્દો ઉચ્ચાર્યા છે, તેમાં અમને વાયકાઉન્ટ રોથરમીઅરના Our duty there is not to argue with base agitators But to Govern. [અમારી ફરજ હીંદમાં તુચ્છ ચળવળીઓ સાથે દલીલ કરવાની નહીં પણ રાજ્ય કરવાની છે] એજ શબ્દોનો આબાદ પ્રતીધ્વની સાફ સાફ દેખાય છે. મહાસભાને માટે આ ખુલ્લી ધમકી છે, અને અમે નથી માનતા કે, આવા ધમકીભર્યા ભાષણની અસર તળે હીંદી જનતાને હવે કોઇપણ સત્તા કે વ્યક્તી સમાધાનને માર્ગે વાળી શકે.

તે ઉપરાંત લોર્ડ ઇરવીનના ભાષણમાં નવું કંઇ જ નથી. તેમણે ૧૯૨૯ ના નવેમ્બરની પહેલી તારીખે જે કહ્યું હતું, તેમાં એક અક્ષરે આઘોપાછો કરવાની એમણે ના પાડી છે. [અલબત્ત ગોળમેજી પરીષદના બંધારણની બાબતમાં શબ્દરચનામાં પહેલા કરતાં વધારે ફેરફાર વાળી ભાષા વાપરી, કંઇક પીછેહઠ બતાવી છે ખરી] જોકે તે પછી લાહોર મહાસભા, સત્યાગ્રહની લડત, ઓર્ડીનન્સ અને લાઠીરાજ જેવા અનેક મહત્ત્વના પ્રસંગ બની ગયા છે, તે પછી જ છેક ગઇ કાલ સુધી આ દેશના તમામ મવાળોએ ગોળમેજીમાં હીંદને સાંસ્થાનીક સ્વરાજ્ય આપવાની જ ચર્ચા કરવાની સ્પષ્ટ શબ્દોમાં શરત કરવાની માગણી કરી હતી; તેમ છતાં અમને જાણીને નવાઇ લાગે છે કે,

મવાળ સજ્જનોને એકદમ ફેરવી તોળવાનું કારણ શું મળ્યું? ખુદ શ્રી શ્રીનીવાસ શાસ્ત્રીજીનું પોતાનું પત્ર 'ધી સર્વન્ટ ઑફ ઇન્ડીયા' Disappointing [નીરાશાજનક] કહીને જણાવે છે કેઃ

> "ખુલ્લે ખુલ્લી રીતે અમારે કહી નાખવું ઘટે કે, [લંડનમાં ભારતભવન ખુલ્લું મુકતી વખતના] રાજાજીના ભાષણથી તેમ જ વાઇસરૉયના ખુલાસાથી અમને નીરાશા જ ઉપજી છે.... વાઇસરૉયનો ખુલાસો પરીસ્થીતીમા મહત્ત્વની કશી જ પ્રગતી બતાવતો નથી. ફરીફરીને એ તો એજ કહે છે કેઃ ગયા નવેમ્બરના ખુલાસામાં જણાવ્યા પ્રમાણેની મર્યાદાઓમાં રહીને ગોળમેજી પરીષદ કોઇ પણ દરખાસ્તની ચર્ચા માટે સ્વતંત્ર રહેશે...વાઇસરૉયના આ આશાવાદની સાથે સાથે દ્રઢતાપુર્વક એવાં વચનો સંકળાયલાં છે કેઃ સત્યાગ્રહની હીલચાલ 'ગેરકાનુની' છે, અને તે અસાધારણ હડતાળ બરાબર હોઇ, સરકાર પોતાની પાસે જેટલા સાધનો ધરાવતી હોય, તેટલાં બધાથી કચડી નાખવાને તે યોગ્ય છે." [તા૦ ૧૦:૭:૩૦]

આમ છતાં અમારા મવાળ મીત્રો તેમાં 'આશાનું કીરણ' જુવે છે, અને કેટલાક તો 'તટસ્થ' અને 'પ્રામાણીક' પુરુષોના પંચ સમક્ષ પોતાનો પક્ષ રજુ કરવા જવાની વાતો, પણ હવે બની ગયેલી ખુશામદીઆ હીંદી ધારાસભામાં બડી બડી બાતો કરે છે. જો કે હજી એ ધારાસભામાં એવા માણસો રડ્યાખડ્યા રહ્યા છે કે જેઓ, ગોળમેજીમાં બ્રીટન તરફથી બેસનારાઓને 'તટસ્થ' અને 'પ્રામાણીક' પુરુષો માનવાની ના પાડે છે, તેમ છતાં વાઇસરૉયના નીષ્ફળ ભાષણ પછી સંયુક્ત સહીઓવાળો 'ઢંઢેરો' પ્રસીદ્ધ કરવાની ઉતાવળી તાલાવેલીમાં પડ્યા હતા, તેમણે તો અગાઉથી જ એ કાવતું રચ્યું હોય અને 'રખે અમે રહી ગયા!' ની ભ્રમણાથી ગોળમેજીમાં જવાની કેવળ તક જ ઝડપી લેવાની ગુપ્ત તદબીર યોજી હોય એવું માનવાને ચારે તરફથી એક જ જાતના પ્રશંસાના સુર કાઢીને તેમણે વાજબી કારણ આપ્યું છે.

**અ**ને આપણા મવાળ મુત્સદીઓ (!) એ જ્યારે આમ સમાધાનીના સુરને ઝડપી લઇને, લંડન સીધાવવાનાં કેસરગીતો ગાવા. તેમજ મહાસભાને સત્યાગ્રહની લડત અટકાવી દેવાની સલાહો આપવા માંડી છે, ત્યારે રાષ્ટ્રભરમાં શું દશા પ્રવર્તી રહી છે? આપખુદ ઑર્ડીનન્સથી દેશભરમાં રાજ્ય ચાલે છે, લાઠીથી પ્રજાના માથાં ભંગાય છે, ગાંધીટોપી પહેરવી એને ગુનો માનવામાં આવે છે, ગોરા મેજીસ્ટ્રેટો ભરીઅદાલતમાં એ ટોપીની હોળી સળગાવે છે, ૬૫ વર્ષની વૃદ્ધાઓને જેલમાં ધકેલવામાં આવે છે, દરરોજ નજીવા કારણસર સંખ્યાબંધ માણસોને તુરંગમાં પુરવામાં આવે છે, મહાસભાસમીતીને ગેરકાયદેસરની સંસ્થા તરીકે ગણવામાં આવી છે, તેમ જ રાષ્ટ્રીય મહાસભાના બબ્બે પ્રમુખો કારાવાસ સેવે છે. લોર્ડ ઇરવીન હજી પણ સખ્ત હાથે કામ લેવાની ધમકી સ્પષ્ટ ભાષામાં આપે છે. આ દશામાં આપણા મવાળ મીત્રો આપણને સમાધાનીની વાતો સમજાવવા નીકળ્યા છે! ગાંધીજી અને મોતીલાલજીએ સમાધાનીની પોતાની શરતો મી૦ સ્લોકોમ્બ દ્વારા જાહેર કરી છે, છતાં તે સંબંધમાં ભલા વાઇસરૉયના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નથી. આ પરીસ્થીતીમાં ૩૦ કરોડના દેશને અનુયાયીઓ વીનાના મવાળો સમાધાનીની વાતો કરવા કયે મુખે હીંમત કરી શકે છે, એજ અમારાથી સમજી શકાતું નથી.

ત્યારે બીજી તરફ લોર્ડ ઇરવીન અને હીંદી વઝીર તેમ જ વીલાયતના રાજદ્વારીઓ અદભુત સંગતતા અને સંવાદીતા સાચવી રહ્યા છે, તે માટે અમે તેમની એ નીખાલસવૃત્તીને હાર્દીક અભીનંદન આપીએ છીએ. અમે આપણા મવાળ મીત્રો કરતાં લોર્ડ રોથરમીઅર, બ્રેન્ટફોર્ડ, સીડનહેમ, ઓડવાયર, ઝટલેન્ડના માર્કવીસ (લોર્ડ રોનાલ્શે), બાલ્ડવીન, બર્કનહેડ અને સાયમનને વધુ સંગત, નીખાલસ અને સાચાબોલા માનીને અભીનંદન આપવા તૈયાર છીએ, પરંતુ વાઇસરોયના નવમી જુલાઇના ભાષણમાં 'આશાનાં કીરણ' જોવા મથતા મવાળ બંધુઓને એમણે બતાવેલી અસંગતતા અને વારંવાર દેખાતા એમના વીસંવાદીપણાને લીધે અભીનંદન આપવાની ચોખ્ખી ના પાડીએ છીએ.

વળી અત્યારે ગોળમેજી પરીષદની મધલાળને વળગી પડી, સત્યાગ્રહની ચળવળને વખોડવા તૈયાર થયેલા આ તમામ મહાપુરૂષો કોણ છે, તે પણ નહીં ભુલવા અમારા દેશબંધુઓને ભલામણ કરીએ છીએ. પેલા સર શંકરન્ નાયર જે ગાંધીભક્તોને નહીં નીંદવા માટે મવાળોની ટીકા કરે છે, તેમણે ૧૯૧૯–૨૧ ની ચળવળ વખતે અસહકારીઓની તેમ જ ગાંધીજીની ઉપર ભયંકર આક્ષેપો મુકનાર પુસ્તીકા લખી હતી, તેમ જ પોતાના મવાળ મીત્રોને પણ અણીને અવસરે દગો દઇને સાયમન સાતડીનો સહકાર સાધ્યો હતો. ઉપરાંત સેતલવાડ, શેશ્ત્રી, સપ્રુ, સી. પી. રામસ્વામી, છત્તણા, જયકરની જોડલી જે હમેશાં મહાસભાની સીધી લડતની સામે થતા જ આવ્યા છે, એટલું જ નહીં, પણ અનેક રીતનાં જુદી જુદી સંસ્થાઓમાં હીત ધરાવે છે, તેમણે પ્રજાસમુદના નીર્ણયને હમેશાં ઇન્કાર કરવાની મનોદશા બતાવી છે' એટલું જ નહીં પણ અત્યારે તો ખુદ સાયમન વૃતાંતે પણ વખોડી કાઢેલી ૧૯૧૯ની દ્વીમુખી વ્યવસ્થાને અપનાવવા તેઓમાંના ઘણા પ્રજામતનો તીવ્ર વીરોધ છતાં ધારાસભાઓમાં દોડયા હતા. આ એજ ગૃહસ્થો છે કે જે હીંદી તેમ જ પ્રાંતીક ધારાસભાઓમાં અનેક વખતે પ્રજામતની સાંમે થવામાં પોતાને ધન્ય માનતા હતા. એટલે એમણે ગોળમેજીનાં વણમળ્યાં નોતરાંની લાલચે બતાવવા માંડેલી ગુલામી મનોદશા તેમને સારૂ લગારે નવી નથી. અને તેથી જ સાયમન સાતડીના બહીષ્કારથી માંડીને છેક ગઇ કાલ સુધી તેઓમાંના અનેકને જે એન્ગ્લો–ઇન્ડીઅન પત્રો તીરસ્કારતાં હતાં તેમનાં હવે એ હીંદહીતવીરોધી પત્રોની કરંડીકાઓમાં વખાણગીતો શરૂ થઇ ચુક્યાં છે.

લોર્ડ ઇરવીને રાષ્ટ્રીય લડતને મજબુત હાથે છુંદી નાખવાની સ્પષ્ટ ભાષામાં નીખાલસ દીલે ધમકી આપી છે. તે સાંભળવા છતાં દેશને ગોળમેજીમાં ભાગ લેવાનો આગ્રહ કરનારા મવાળો, ના૦ વાઇસરોયને ઓર્ડીનન્સની રાજનીતી છોડી દેવા માટે કશું કહી શકતા નથી, અને માત્ર એકજપક્ષી દ્રષ્ટી રાખીને તેઓ રાષ્ટ્રીય લડતને બંધ કરી દઇ, લંડન તરફ દ્રષ્ટી રાખવાની વાતો કરે છે, તેમ જ સાથે સાથે કામદાર સરકારની મુશ્કેલીઓ સમજવાની પોતાના દેશભાઇઓને ભલામણ કરે છે એ પણ નવાઇ જેવું જ છે. અમે લોર્ડ ઇરવીનની તેમ જ મી૦ રામ્સે મેકડોનાલ્ડની મુશ્કેલી સમજી શકીએ છીએ, પરંતુ તેથી અમે અમારા દેશની મુશ્કેલીઓ તરફ આંખમીંચામણાં કરી શકતા નથીઃ કેમકે એમની મુશ્કેલીઓ કરતાં પરાધીનતાની આપણી મુશ્કેલીઓ અનેકગણી વીશેષ છે. ઉપરાંત ગમે તેવી મોટી મુશ્કેલીઓ [એને ગુંચવણ કહેવી ઠીક થઇ પડશે] હશે, તો પણ તેને

પહોંચી વળવા માટે એમની પાસે પુરતાં અને પ્રબળ સાધનો છે, જ્યારે હીંદુસ્થાનના વતનીઓનાં સાધન તેમ જ તક એમની સાથે સરખાવતાં કંઇ વીસાતમાં નથી. એટલે મવાળ મીત્રોએ બીજા પક્ષની ચીંતા કરતાં, પોતાના દેશના મહત્ત્વના પક્ષની ચીંતા કરવી એ વીશેષ યોગ્ય તેમ જ સુસંગત છે.

**નો૦** લોર્ડ ઇરવીન કહે છે કેઃ હાલની જવાબદારી મહાસભા પક્ષને શીરે છે. પરંતુ મહાસભાએ એક વર્ષ જેટલો લાંબો ગાળો બ્રીટીશ મુત્સદીઓને વીચાર તેમ જ હૃદયપલટા માટે આપ્યો હતો તે વાતને ભુલી જવાતું કહેવાથી કશું કારજ સરવાનું નથી. અને કામદાર પક્ષે તો જાતે જ છેલ્લી ચુંટણી વખતે જ જાહેર કર્યું હતું કેઃ "It believes in the right of the Indian people to self government and self-determination, and the policy of a Labour Government would be one of continuous co-operation with them, with the object of establishing India at the earliest possible moment, and by her consent, as an equal partner with the other members of the British Commonwelth of nation" [કામદાર પક્ષ હીંદી જનતાના સ્વરાજ્ય અને સ્વાત્મનીર્ણયમાં શ્રદ્ધા ધરાવે છે, અને કામદાર પક્ષની કાર્યનીતી હીંદીઓને, તેમની પોતાની સંમતીથી, વહેલામાં વહેલી તકે, બ્રીટીશ કોમનવેલ્થમાં સમાન ભાગીદાર તરીકેનો પોતાનો હેતુ સીદ્ધ કરવાના કાર્યમાં અવીરત સહકાર આપવો તે રહેશે.] પરંતુ તેમણે સત્તાપર આવ્યા પછી એમના પોતાના સ્વીકૃત સીદ્ધાંતનો ખુલ્લે ખુલ્લો ભંગ કર્યો છે, એટલું જ નહીં, પણ મી૦ રામ્સે મેકડોનાલ્ડે જાતે જાહેર રીતે જણાવ્યું હતું કેઃ "હીંદ થોડા જ મહીનાઓમાં સાંસ્થાનીક સ્વરાજ્ય મેળવીને નવું સંસ્થાન બનશે" તે શબ્દોને સફળ કરવા માટે પણ તેમણે મુખ્ય પ્રધાન તરીકે કશું જ નહીં કરતાં, હીંદમાંની નોકરશાહીને કોરો ચેક ફાડી આપીને, હીંદી જનતા સાથે અસહકાર જ કર્યો છે. એટલે મવાળ મીત્રોએ તેમની ચીંતા કરવાની જરૂર નથી. પરંતુ 'દીલ્હી મેનીફેસ્ટો'માં તેમણે જ આગ્રહ કર્યો હતો કેઃ "ગોળમેજી પરીષદ હીંદ માટે સાંસ્થાનીક સ્વરાજ્યનું બંધારણ ઘડવા માટે જ મળશે એવું અમે માનીએ છીએ," તે વચનોને પણ હવે તેઓ વીસારી દેવા તત્પર થયા છે, એટલે ઘડી ઘડી 'ફેરવી તોળવાની' એમની નીતીમાં આમ વર્ગને જરા યે વીશ્વાસ ન બેસે તો તેનો વાંક પ્રજાપક્ષે નહીં પણ એમને પક્ષે છે, એ વાત તેમણે બરાબર સમજવાની જરૂર છે. ખુદ્દ સર તેજબહાદુર સપ્રુ [જેમને દીલ્હી મેનીફેસ્ટો ઉપર સહી કરી હતી તે] સુદ્ધાં એટલું તો સ્વીકારે છે કે નામદાર વાઇસરોયના ભાષણમાં "બંધારણની વીગતોના સંબંધમાં નીશ્ચીત ખાત્રી આપવામાં આવી નથી, તે એક ઉણપ છે," તો પછી 'આશાનું કીરણ' જોવાનો મીથ્યા પ્રયાસ કેવળ કલ્પીત માન્યતાઓને આધારે તેઓ કેમ કરે છે? એજ સમજવું મુસ્કેલ છે. એટલું જ નહીં પણ તેમનાં થોડા વખત પહેલાંનાં મંતવ્યોથી જ તે છેક જ પ્રતીકુળ છે. સર ચીમનલાલ સેતલવાડ પણ એજ વીચારનો પ્રતીધ્વની પાડે છે. પરંતુ જે સાયમન સપ્તકનો તેમણે બહીષ્કાર કરેલો, તેના વૃત્તાંતને સહેજ ગૌણ રૂપ અપાતું દેખાવાથી જ, ગોળમેજીમાં જવાની આ મહાશયોની તાલાવેલી તરી આવી છે. એમ છતાં એ વાત ભુલવા જેવી નથી કેઃ કોઇ પણ જાતના નીશ્ચીત ધ્યેયના સ્વીકાર વીનાની ગોળમેજીમાં જનારા આપણા મવાળ મીત્રોનો

આધાર, ત્યાં આવનારા બ્રીટીશ સરકારના પ્રતીનીધીઓની વલણ ઉપર રહેશે. આમ છતાં પણ વાઇસરોયના ખાનગી વીશ્વાસમાં લેવાયલા આ મહાશયો જો એમ માનીને લંડન જવા ઉતાવળા થયા હોય, કે જો ગોળમેજીમાં જવા માટે કોઇ તૈયાર નહીં થાય, તો બ્રીટીશ મુત્સદ્દીઓ ગોળમેજી પરીષદ ભરવાનો વીચાર જ માંડી વાળશે, તો એમની દેશ માટેની એટલી ચીંતા માટે, ઓગષ્ટમાં આવનારા પરીણામ પછી પ્રજા તેમનો જરૂર આભાર માનશે.

સર ચીમનલાલ સેતલવાડ મહાસભાવાદીઓને કહે છે કે: "આપણા હેતુમાં ફેર નથી, માત્ર લડતના માર્ગમાં જ ભેદ છે." ત્યારે તેઓશ્રી કદાચ સગવડતાભરી રીતે લાહોર મહાસભાના સંપુર્ણ સ્વતંત્રતાના ઠરાવને જ વીસરી જતા લાગે છે, અથવા તો તેઓ સંપુર્ણ સ્વતંત્રતા સુધીની માન્યતામાં આગળ વધ્યા હોય તો પછી જનતાને તેની હજી સુધી જાણ થઇ નથી. બાકી તો મવાળ મીત્રોના લડતના માર્ગ જ મહાસભાથી જુદા છે, એટલું જ નહીં પણ ધ્યેયની બાબતમાં સુદ્ધાં બન્ને પક્ષ વચ્ચે મહદ્ અંતર છે. વળી પાછલા અનુભવ અને ઇતીહાસના આધારે એ પણ સીદ્ધ થયું છે કે, મહાસભાના ભોગ અને લડતનો લાભ લેવા માટે જ તેઓ હમેશાં તક સાધીને આગળ આવી, મુશ્કેલ સ્થીતીમાં મુકાયલા સત્તાવાળાઓનો સાથ શોધી, સ્વદેશના અખંડ હીતમાં આડખીલીરૂપ જ નીવડયા છે. વળી મહાસભાની લડતના માર્ગનો તેઓ હમેશાં વીરોધ જ નહીં પણ તીરસ્કાર કરતા અને કેળવતા આવ્યા છે, તેમ છતાં હજારો યુવકોએ લાઠીઓથી માથાં ફોડાવ્યાં અને દેશનાં હજારો નરનારીઓએ તેમ જ મહાસભાના બન્ને પ્રમુખો ઉપરાંત ગાંધીજી જેવા પુરૂષે જેલ સ્વીકારીને જે જાગૃતી ઉત્પન્ન કરી છે, તે જાગૃતીની સતત રીતે સામે થઇને, હવે જાણે મહાસભાની ઉપર ઉપકાર કરવા પોતે ગોળમેજીમાં જતા હોય, તેમ "અમને લંડન જવાની તક આપો!" એવું મહાસભાના આગેવાનોને કહેવા નીકળવું, એ છેક જ અયોગ્ય છે. એક વખત જ્યારે મહાસભાપક્ષવાળાઓએ ગોળમેજીની માગણી કરી હતી, ત્યારે તેની સામે થનાર આપણા મવાળ મહાશયો જ હતા, હવે મહાસભાની જ લડત અને આપભોગને લીધે, અણનમ નોકરશાહીને નમીને ગોળમેજીની યોજના કરવી પડી છે, ત્યારે એનો લાભ લેવા તેઓ જ નીકળ્યા છે! તો પછી વાસ્તવીક એ છે કે, તેમણે પોતે મહાસભાના પક્ષવાળાઓને પોતાને માર્ગે જવા દેવા, અને તેમણે લંડન તરફનો પોતાનો માર્ગ લેવો.

કેટલાક મવાળ મહાશયોનું મંતવ્ય છે કે, લંડનની ભુમી ઉપર ઉભા રહીને 'તટસ્થ' અને 'પ્રામાણીક' બ્રીટીશ મુત્સદ્દીઓ આગળ અમે અમારો મુકદ્દમો રજુ કરીશું. અમને તે મુકદ્દમો જીતી લાવવાની આશા છે. તેમ છતાં જો અમે ત્યાં નીષ્ફળ નીવડશું તો અહીં આવીને વળી ફરી લડત ઉપાડીશું. પણ ત્યાં જવામાં આપણું જાય છે શું? અને પ્રમાણીકપણે એવું માનનારાઓને, પોતાના મનની એટલી છેલ્લી મુરાદ પાર પાડવા જવું હોય તો જાય, તેમાં મહાસભાવાદીઓને કશો જ વાંધો હોઇ ન શકે. પરંતુ અમે એ મીત્રો તરફના સંપુર્ણ માન સાથે એમને વીવેકસર પુછીએ છીએ કે: "(૧) આપ અત્યારે એવી કયી લડત ચલાવી રહ્યા છો કે જે આપને મુલતવી રાખવી પડશે? (૨) ધારો કે લંડનથી નીષ્ફળતા મેળવીને આપ પાછા આવ્યા તો તે પછી આપ કઇ જાતની લડત ચલાવવા ઇચ્છો છો? (૩) આપ તે

# હિંદ વિરૂદ્ધ બ્રિટનમાં ઝેરી પ્રચાર




ડેઇલી એક્ષપ્રેસ] રશીઅન ચળવળ [લંડન

"કોમરેડ મીઠાથી કંઇ નહીં વળે. બોમ્બ અજમાવ!"

[હીંદીઓ કોમ્યુનીસ્ટોની પ્રેરણાથી લડત કરે છે, એવું આ બ્રીટીશપત્ર પોતાના વાંચકોને આ ચીત્રથી સમજાવી, હીંદ વીરૂધ્ધ ભંભેરે છે.]



# પરદેશીઓની દ્રષ્ટિએ

## :: હીંદનું રાજકારણ ::



[ મ્યુનીચ સીમ્પ્લીસીસીમસ ]

**તુરંગમાં ગાંધી**

એણે ઇંગ્લંડને ઘણાજ કોમળ ભાગમાં ફટકો લગાવ્યો છે-જ્યાં કાપડ તૈયાર થાય છે.




[ સેંટ

**તોપ સામે મનુ**

હીંદમાંની બ્રીટીશ સામ્રાજ્ય
સામે અસહકાર.



## નિર્ભય સ્વારી

**બ્રીટાનીઆ** [ખળભળી ઉઠેલી હીંદી જનતારૂપી વાઘને]: ગમે તેમ થાય તો પણ હું તારી ઉપરથી ઉતરી પડું તેવી બ્હીકણ નથી હો.

વખતે પણ મહાસભાની નીતીનો તો વીરોધ જ કરવાના હશો—ત્યારે આપની લડતને અનુસરનારા કોણ નીકળશે ?" સાદી ભાષામાં કહીએ તો એટલું જ કહી શકાય કે, જેઓ મહાસભાને તેની ઉપાડેલી લડત બંધ રાખવાની સલાહ આપવા નીકળ્યા છે, તેઓ તે લડતના દુશ્મન હોય એવું મહત્ત્વ જ સમજ્યા નથી, મહાસભાની એ લડત તો સાંસ્થાનીક સ્વરાજની પ્રાપ્તી પછી પણ ચાલુ જ રહેવાની—કેમકે લાહોરમાં તેણે સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો છે. અલબત્ત, મવાળ મહારથીઓને તો સંધીકાળની કેટલીક સાવચેતીઓની સગવડવાળું સાંસ્થાનીક સ્વરાજ મેળવવાથી સમાધાન અને સંતોષ મળે તેમ છે; કેમકે તેમનો એ સ્વીકૃત સીદ્ધાંત છે. જ્યારે મહાસભાનો નીશ્ચય જુદો છે. અને હાલની કામદાર સરકાર પણ હીંદીઓના સ્વરાજ અને સ્વાત્મનીર્ણયના સીદ્ધાંતને સાથ આપવા માટે પોતાને બંધાયલી માને છે. એટલે લંડન જવા તૈયાર બનેલા મવાળ મુત્સદીઓ મહાસભાને કશું જ કહી શકે તેવી સ્થીતીમાં રહ્યા જ નથી.

**આ**મ છતાં પણ હાલ તુરત સમાધાન થતું હોય તો તેમાં આડખીલી નાખવાને અમે તૈયાર નથી. પરંતુ એ સમાધાન ૩૩ કરોડના વતનીઓની માતૃભુમીની પ્રતીષ્ઠાને પુરેપુરી રીતે સાચવીને થયેલું હોવું જોઇએ. એવા સમાધાન વખતે રાષ્ટ્રીય મહાસભાનો ઓભો, તેના અનુયાયીમંડળને હીસાબે બરાબર સચવાયલો હશે, તેના પ્રમુખો ત્યારે સમાધાનીની શરતોની પ્રારંભની વાટાઘાટ માટે સંપુર્ણ સ્વતંત્ર હશે, ત્યારે ગાંધીજીની હાજરી મહત્ત્વની મનાઇ હશે, તે વખતે માતૃભુમી તરફની ભક્તી એ ગુન્હો ગણાતો નહીં હોય, અને એવા કહેવાતા ગુન્હા (!) માટે એક પણ માણસ તુરંગમાં નહીં હોય, કે માથું ફુટવાથી એક પણ માણસને ઇસ્પીતાળ સેવવી પડતી નહીં હોય, તે વખતે ગાંધીટોપી પહેરવી કે રાષ્ટ્રીયધ્વજ લઇને ફરવું એ પ્રત્યેક મનુષ્યની માન્યતા અને સ્વતંત્રતાનો વીષય મનાશે, તે વખતે દારુની દુકાનો ઉપર ચોકી કરવી કે પરદેશી માલનો બહીષ્કાર પોકારવો એ કાનુનસર મનાશે, ત્યારે કોઇપણ જાહેર રસ્તો કે જાહેર મયદાન દેશના યુવકવતનીઓ માટે બંધ નહીં કરી શકાતાં હોય, તે દીવસે રાષ્ટ્રના પત્રકારો, વક્તાઓ અને લેખકોને માટે 'ઓર્ડીનન્સ'ની યોજના નહીં હોય: એ દીવસ નજીક આવે એવું અમે ઇચ્છીએ છીએ. પરંતુ હીંદુસ્થાનવાસીઓની મહાનમાં મહાન સંસ્થાને કે મહાનમાં મહાન પુરૂષોને પહેલાં નમાવવાનો આગ્રહ એજ પ્રતીપક્ષીઓની મક્કમ નીતી હશે કે રહેશે, ત્યાં સુધી કોઇપણ દમનનીતીથી અથવા મવાળ મીત્રોના એકપક્ષી પ્રલાપોથી મહાસભાને દબાવી, નમાવી કે લડતમાંથી અટકાવી શકાય એવું અમને લાગતું નથી. પરંતુ નીખાલસ પ્રયત્ન કરવા ઇચ્છનારાઓ માટે જગતમાં કશું જ અઘરૂં પે નથી. સમાધાનીના માર્ગ કદીએ સુંવાળા હોતા નથી, કે સમાધાની એકપક્ષીયે સાધી શકાતી નથી; એ વાત અમે વીસરતા નથી, એટલે મવાળ મીત્રોને માટે જો તેઓ કહે છે તેમ દેશભક્તી એજ એમની પ્રધાનઇચ્છા હોય, તો લંડન જવાની અંગત માન ખાટવાની વૃત્તીની લાલાચલી તેમણે છોડવી પડશે, તેજ રીતે વાઇસરોયના ભાષણમાંથી 'આશાનાં કીરણ' શોધવા પહેલાં દમનનીતીના દોર પહેલા નરમ કરાવી નાખવામાં પોતાની શક્તી ખર્ચી, મહાસભાના મહારથીઓને એમનાં પ્રામાણીક મંતવ્યની ખાત્રી આપવી પડશે. તે સીવાયની એમની તમામ વીનંતીઓ જેમ નીષ્ફળ જ જવાની છે, તેજ રીતે એમની જ એકલી હાજરીવાળી 'ગોળમેજ' પણ છેક જ નીષ્ફળ બની 'બીંડમેજ' થઇ જવાની છે : એટલો ચેતવણીનો સુર સંભળાવવો અમને વાજબી લાગે છે.

[તા૦ ૧૧ : ૭ : ૩૦]

# સોરઠી ગુલામી

: લેખક :

સામળદાસ
લક્ષ્મીદાસ
ગાંધી

**૧૮૦૧** ની સંધ્યાની ગુલાબી સુરખી ઝડપભેર ઉડતી હતી. કાઠીયાવાડને માથે કાળો ઝેબર જેવો અંધકાર ઉતરવાને ઝાઝીવાર નહોતી.

સોરઠી કાળજાંમાં પેઠેલો સડો રોજને રોજ વધુ ને વધુ તીવ્ર બનતો હતો. કાઠીયાવાડની બહુ ગવાયલી રજપુતાઇ ભાઇ ભાઇનાં ગળાં વાઢવાને તત્પર બની'તી. રગરગતો કુસંપ: હડહડતાં વેરઝેરઃ સમસમતો જુલમાટઃ ઘોર અદેખાઇઃ ભયંકર તીરસ્કાર અને કાળી ખુનામરકી વડે સારો યે કાઠીયાવાડ હીબકતો હતો.

નવાનગરના જાડેજા, મોરબીના ઠાકોર, ને ચીતળ, જેતપુર તથા કુંડલાના કાઠીઓ બળવાન દુશ્મનોની તીખી ધાકે થરથરતા હતા. માળીયાના મીયાણાઓ અને મોરબીના તાલુકદારોની વચ્ચે ખુલ્લા જંગ ખેલાતા હતા. કાઠીયાવાડમાંથી મુલ્કગીરી વસુલ કરવાની સત્તા વડોદરાના ગાયકવાડ ભોગવતા હતા. પણ એ સત્તા હવે પ્રાણહીન બનેલી હતી.

## કંપની સરકારનાં સોણલાં

ઇસ્ટ ઇંડીયા કંપનીયે, કાઠીયાવાડનાં આકાશમાં પોતાનો ધ્વજગરો ફરકાવવાનાં અનેક સોણલાંઓ આજ પુર્વે સેવેલાં હતાં. પણ જાડેજાઓની જવાંમર્દી અને કાઠીઓનાં લોખંડી બાવડાંઓ સોરઠને સીમાડે કોઇનો યે સળવળાટ સાંખવાને તૈયાર નહોતાં. ૧૮૦૧ ના છેલ્લા દીવસો દરમ્યાન કંપની સરકારે આ દશા પલટાતી દીઠી. અંદર અંદર સળગી ઉઠેલી સોરઠી સત્તાઓને વશ કરવાનું કામ વધુ પ્રમાણમાં વીકટ નહોતું, એટલે ગુલામીનાં કોરાં ખતપત્રોપર કાઠીયાવાડને હાથે કાયમી અક્ષરો પડાવી લેવાનું કામ એ સરકારે એલેકઝાન્ડર વોકરને સોંપ્યું.

## કુહાડાનો હાથો

વોકર કાચો નહોતો. તે સમજતો હતો કે ગમે તેમ તો યે પરદેશી ચકલાંઓને માટે કાઠીયાવાડનાં આકાશમાં ફરકવું સહેલું નહોતું. તેથી 'કુહાડાના હાથ'ની તેણે શોધ માંડી. કાઠીયાવાડનાં દુર્ભાગ્યે મુનશી મહમ્મદઅલી હાથ આવ્યો. કાઠીયાવાડને જીતવાની પોતાની વીશાળ યોજના કર્નલ વોકરે મહમ્મદઅલીનાં હૃદયમાં ઉતારી મેલી. જે પ્રદેશ કંપની સરકારને જીતવો હતો એ પ્રદેશના બધા ખાડાટેકરાઓ જાણવાની જરૂર હતી, એટલે કર્નલ વોકરે પહેલી જ તકે કાઠીયાવાડ જેવી એ ભુમીનો આખો યે નકશો કાળજીપુર્વક તૈયાર કરાવીને મોકલાવી આપવાનું મુનશી મહમ્મદઅલીને સુચન કર્યું. નદીઓ, પર્વતો અને કીલ્લાઓનાં સ્થાન બરોબર બતાવવામાં

# ના 'શ્રી ગ ણે શ'

આશરે એકસો ને પચીસ વર્ષ પહેલાંની આ શરમકથા છે. ઇસ્ટ ઇંડીયા કંપનીએ, ગુજરાત-કાઠીયાવાડની ભુમીપર પોતાનો વાવટો કેવી રીતે ઉડતો કર્યો, તેની ઐતીહાસીક હકીકત, મુળ પત્રો સાથે ગુજરાતી ભાષામાં સોરઠના રાજકારણના આ અભ્યાસી તરફથી, કદાચ પહેલી જ વખત પ્રસીધ્ધી પામે છે.

જરા જેટલી યે ચુક ન થાય, એ વાત પર ફરી ફરીને તેણે મુનશીનું ધ્યાન દોર્યું.

## 'કુસંપનો લાભ લે'જે'

મુનશી મહમ્મદઅલીને વોકરે આપેલી બીજી આજ્ઞા કાઠીયાવાડમાં ભયંકર પ્રમાણમાં વરતી રહેલા કુસંપનો પુરેપુરો લાભ ઉઠાવી લેવાની હતી. નાના રજવાડાઓની આ વેર-ઝેર વચ્ચેની દયામણી દશા પ્રત્યે કંપની સરકારની સહાનુભુતી બતાવી એ સરકારની મદદ માગવાને ચાહે તે ભોગે પણ તેઓને પ્રેરવાનું કામ પુરેપુરી કુશળતાપુર્વક કરી લેવાની છેલ્લી સુચના સાથે, કર્નલ વોકરે નજીકનાં ભાવીની અનેક આશાઓ અને કેટલા યે મનોરથોની વચ્ચે મુનશી મહમ્મદ-અલીને કાઠીયાવાડના છતે ધણીયે લગભગ નધણીયાતા થઇ પડેલા પ્રદેશ ભણી વીદાય આપી.

મોરબીને માથે ઘનઘોર વાદળો ઘેરાતાં હતાં: અનેક મ્યાનોના ખણખણાટે વાતાવરણને કંપાવતા હતા: ઠાકોરો અને મીયાણાઓની વચ્ચે હજારો તલવારો એકાએક ઝળકી રહેવાનાં ઘડીયારાંઓ વાગતાં હતાં.

મીયાણાઓ બળવાન હતા. મોરબીના ઠાકોરો પર આજે તેઓનો જો વીજય વરતે તો આવતી કાલે મીયાણાશાહી આખા કાઠીયાવાડને સર કરવાની ફાળ ભરે. આ બ્હીકથી કંપી ઉઠેલા આસપાસનાં રજવાડાઓ કોઇ પણ ભોગે વીફરેલા મીયાણાઓને મનાવી લેવાની સલાહ મોરબીના મુંઝાયેલા ઠાકોરને આપતા હતા.

## અણીની વેળાએ

અણીની આ વેળાએ મોરબીમાં આવી પહોંચીને મુનશી મહમ્મદઅલીયે મોરબી ઠાકોરને કંપની સરકારનાં 'ખાનગી માણસ' તરીકે મળવાની જ્યારે યાચના મોકલાવી, ત્યારે એ કમનસીબ ઠાકોર યુદ્ધ અને શાંતીની વચ્ચે ધડકતે હ્રદયે હીંચકતો હતો.

જરાક વારમાં જ મુનશીયે ઠાકોરને ઝડપી લીધો. અંગ્રેજોનાં અતુલ બળની પ્રશસ્તીયે ઠાકોરને ચગડોળે ચઢાવ્યો. મીયાણાઓને કચડી નાંખવાનું રામબાણ અંગ્રેજી ઓઠીમાં તેને વસેલું લાગ્યું, ને તેણે મુનશી સમક્ષ કંપની સરકારની મદદની યાચના કરી. બીજે જ દીવસે મુનશીયે એક યાચના પત્ર તૈયાર કર્યો. બીચારા ઠાકોરે એ પત્રપર મત્તું માર્યું. રાજ્યના ખાસ વકીલને કર્નલ વોકરને ચરણે એ યાચનાપત્ર ધરી રહેવાને સારૂ મોકલવામાં આવ્યો. એ દીવસ ૧૮૦૩ ના નવેંબરની ૧૭-મી તારીખનો હતો.

મોરબીનો વકીલ વડોદરા પહોંચે એ પહેલાં જ કર્નલ વોકરને કાને મુનશીના સફળ દાવની વાત તેના ગુપ્તચરે પહોંચાડી હતી. મોરબીના આ વકીલને 'પોતાનો' કરી લેવાની ખાસ સુચના મુનશીએ કર્નલ વોકરને આગળથી જ મોકલી હતી, એટલે વડોદરાના એ મુત્સદ્દી રેસીડન્ટે મોરબીના વકીલ પર મોતી ઢાળ્યાં. કર્નલ વોકરે મોરબીના વકીલને કંપની સરકાર તરફથી મદદ આપવાનું વચન આપ્યું.

## ૧૪ : ૧૨ : ૧૮૦૩

દરમ્યાન ૧૪ મી ડીસેંબર ૧૮૦૩ના રોજ મુનશી મહમ્મદઅલી તરફથી કર્નલ વોકર પર એક પત્ર આવ્યો:

"મારૂં અહીંનું કામ ધમધોકાર ચાલ્યાં કરે છે, ઠાકોરનો દાણો બરોબર દાબી લેવાને ગઇ કાલે મેં તેની પાસે રજા માગી. જ્યાં સુધી ઠાકોરનો વકીલ આપની સાથે મદદની વાટાઘાટ ચલાવી રહ્યો છે ત્યાં સુધી મને રજા આપવાને ઠાકોર નારાજ છે.

"દરમ્યાન વકીલ તરફથી તેને ગઇ કાલે કાગળ મળ્યો છે. વકીલે આપનાં ભારે વખાણ કર્યાં છે. **વકીલને આપે મોરબી અને તેની આસપાસનાં નદીનાળાંઓની અને કીલ્લાટેકરાઓની કરેલી બારીક પુછપરછનું તેણે પોતાના પત્રમાં વીસ્તૃત વીવેચન કર્યું છે. આ બધું વાંચીને ઠાકોર રાચી રહ્યો છે.**

**"આપ વકીલને હમણાં લાંબી આશાઓ આપીને ઉડાડવા માગો છો અને એ દરમ્યાન અહીંની વધુ ફુટફાટની રાહ જુઓ છો એ ઘટીત છે.**

"મોરબીના કીલ્લાના સંબંધમાં આપે કરેલી પુછપરછના સંબંધમાં જણાવવાનું કે, એ કીલ્લો એક ઉંડી નદીના કાંઠાપર ઉભો છે. ચાર દરવાજાઓ છે. ચોપાસ ઉજ્જડ મેદાન છે. મેદાનમાં કયાંક કયાંક ટેકરાઓ પણ છે. આ કીલ્લાનાં રક્ષણને માટે ૨૦ તોપો ભરેલી રાખવામાં આવે છે."

## મુનશીની મોટી જાળ

આ પત્ર લખ્યા પછી મુનશીએ પોતાની પ્રવૃત્તીઓનો વીસ્તાર કર્યો. ચી-તળ, જેતપુર, મેંદરડા અને કુંડલા વીગેરેના તાલુકદારોની તેણે મુલાકાત લીધી. ભાવનગરના રાવળ વખતસીંહજીની સેનાએ ચી-તળ તાલુકાનો ધાણ વાળેલો હતો: જુનાગઢ અને નવાનગરનાં ત્રાસ તળે મેંદરડા અને જેતપુર સમસમતાં હતાં: કુંડલામાં ભાવનગરની હાક વાગતી હતી. સરહદને લગતી તકરારોનો પણ તોટો નહોતો: અને આ બધા રમઝટની વચ્ચે ગાયકવાડ અને પેશ્વાની વધુ તીખા તલવારોના ઝબકારાઓ આખાયે કાઠીયાવાડને આંજી નાંખતા અવાર નવાર ઝબકતા હતા.

## ગુલામીનો પહેલો દસ્તાવેજ

આ દારૂણ દશાની વચ્ચે મહમ્મદ અલીએ ઢાળેલા બધા પાસાઓ સવળા પડયા. ડીસેંબરની આખરમાં મુનશીને વીજય મળ્યો. કાઠીઆવાડના નવ તાલુકદારો પાસેથી તેણે કર્નલ વોકર પરનો એક સંયુક્ત યાચનાપત્ર મેળવ્યો. અનાથના નાથ બનીને ધાવાને।

કર્નલ વોકર પરનો કાઠી તાલુકદારોનો એ યાચનાપત્ર એટલે સોરઠી ગુલામીનો પહેલા દસ્તાવેજ.

આ દસ્તાવેજ દ્વારા નવ તાલુકદારોયે પોતાનો ગરાસ કંપની સરકારને સ્વાધીન કર્યો: પોતાને મહા આફતમાંથી ઉગારી લેવાની એ સરકારને વીનંતી કરી: અને ચીત્તળના કીલ્લાની કાઠી કંપની સરકારને તેના વાવટાને માટે સ્વાધીન કરી.

## 'જીત'ની યોજના

આ બધો સંભાર એકઠો કર્યા પછીથી કર્નલ વોકરે ગવર્નર–ઇન–કૌન્સીલ તરફ 'કાઠીયાવાડની જીત'ની સારી યે યોજના રજુ કરી, ગાયકવાડનો કાંટો કાઢી નાંખવાને સારૂ કાઠીયાવાડી મુલ્કગીરીની તેની ખોળાધરી આપવાની વોકરે સુચના કરી. કાઠીયાવાડનાં, ઓછામાં ઓછાં, એક બંદરપર કાબુ મેળવવાની પણ તેણે મુંબઇની સરકારની પરવાનગી માગી.

'નાનું સરખું લશ્કર અને થોડો ઘણો દારૂગોળો'—કાઠીયાવાડને સર કરવાને સારૂ આટલી વસ્તુઓ પુરતી હતી.

૧૮૦૪ ના ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે મુંબઇ સરકારે કર્નલ વોકરને આ યોજનાના સંબંધમાં જવાબ વાળ્યો. સરકારે વોકરને ભારે સાવધાનતાપુર્વક કામ લેવાની ભલામણ કરી. મુંબઇ સરકારના મંત્રી એ. જે. ગ્રાન્ટની સહીવાળા એ પત્રના આ અક્ષરો ખાસ અગત્યના ગણાય :

> **"આપણે કાઠીયાવાડનો કબજો લઇને જ માત્ર બેસવાનું નથી. આપણે તો આપણો વાવટો ગુજરાતના આંતર પ્રદેશો પર પણ ફરકાવવો રહ્યો છે. આમ છે એટલે જુનાગઢ, ભાવનગર અને જામનગર જેવાં કાઠીયાવાડનાં સત્તાધારી રાજ્યોને હમણાં છેડવાનું માંડી વાળજો.**
>
> **"ન્યાય અને શાંતીને નામે જ આપણું કામ આગળ ચલાવજો.** આખરને આરે તો આપણે એ આખી યે ભુમી પર જીત મેળવવી છે એટલે આપણી રાજધાની કોઇ મધ્યસ્થ સ્થળમાં માંડી શકાય એ ખાસ ધ્યાનમાં રાખજો. આમ કરશો તો કરકસરથી અને સાવધાનતાથી રાજ કરવું શક્ય બનશે.
>
> "એ વાત ન ભુલતા કે **કંપની સરકારની પ્રતીષ્ઠા જેટલે અંશે વધારી શકશો એટલે અંશે આપણને લાભદાયી નીવડશે."**

આ પછી કર્નલ વોકરે ગાયકવાડને સમજાવવાને ભરેલાં પગલાંઓની સત્તાવાર માહીતી મળતી નથી......છતાં ય એ વાત નીશ્ચીત છે, કે થોડાક મહીનાઓના ગાળા પછી કાઠીયાવાડમાંથી પોતાની વતી મુલ્કગીરી ઉઘરાવવાની ગાયકવાડે કર્નલ વોકરને સત્તા આપી!

## વીજયનો ડંકો

થઇ ચુકયું. વોકરના વીજયનો મહાડંકો પડી ચુકયો. ગઇ કાલના 'શાંત અને નરમ' વોકરનો આખો યે રંગ ક્ષણવારમાં જ પલટી ગયો. ગાયકવાડ પાસેથી મળેલી સત્તાના મદમાં એકાએક છકી ગયેલા એ રેસીડન્ટે કાઠીયાવાડના તાલુકદારોને પત્ર લખ્યો:

> "તમારા પ્રદેશની દુ:ખદ દશા દેખીને મને દીલગીરી થાય છે. તમારી

વસતી ઘટતી જાય છે. તમારી ખેતી પડી ભાંગે છે. અંદર અંદરના કુસંપની ઝાળમાં તમારો આખો યે પ્રદેશ સળગી રહ્યો છે.

"ગાયકવાડને તમે જમાબંદી આપવામાં ઢીલ કરો છો. **જમાબંદીની વસુલાતનો ગાયકવાડનો હકક વધુ વારને માટે હવે મુલતવી રખાય એમ નથી.**

**"તલવારની ધારે પણ તમારી પાસેથી ગાયકવાડી વસુલાત લેવાની અને સત્તા મળી છે.** કંપની સરકારનું લશ્કર થોડા દીવસો દરમ્યાન જમાબંદી ઉઘરાવવાને તમારી વચ્ચે આવી લાગશે.

"તમારામાંના કેટલાક તાલુકદારોએ કંપની સરકારનું રક્ષણ માગ્યું છે. **તમારે માટે કંપની સરકાર બધી સગવડો કરી આપવાને તૈયાર છે.** શાંતી અને ન્યાય—કંપની સરકાર આને પોતાનું મોંઘામાં મોંઘું સુત્ર માને છે."

## વૉકરની સ્વારી

થોડાક દીવસો વીતી ગયા. ૧૮૦૪નો સુરજ મધ્યાકાશે મંડાયલો હતો એ વેળાએ વૉકરની સ્વારીએ કાઠીયાવાડનાં પાદરમાં પડાવ નાંખ્યો.

આજની ઘડી અને કાલનો દીવસ. ભાઇભાઇનાં લોહી ચુસવાને ખડા થયેલા તાલુકદારોએ વૉકરના ઘોડાની ખરીઓ ચાટી—કાઠીયાવાડની 'ગુલામીના ગણેશ' માંડ્યાં.

ગાયકવાડી જમાબંદીની વૉકરે વસુલાત કરી. નવ તાલુકદારો પર કંપની સરકારનું તેણે સ્વામીત્વ જમાવ્યું.

* * *

કાઠીયાવાડની શૌર્યભુમીની વચ્ચે આ રીતે રોપાયેલો બ્રીટીશ વડલો સમયનાં વહન સાથે ફુલી અને ફાલી રહ્યો. એ વડલાંનાં પડમાં પુરાયલાં કંઇક દગાફટકાઓનાં, કેટલી યે ચાલબાજીઓનાં અને પારાવાર કાવત્રાંઓનાં ખાતરનું પૃથઃકરણ કરવાનો આ લેખમાં અવકાશ નથી.

......૧૮૨૦ ની સાલમાં, આખો યે કાઠીયાવાડ સર કરવાનું કંપની સરકારે લગભગ ૨૦ વરસો પુર્વે સેવેલું સોણલું સર્વાંશે સફળ થયું.

લગભગ પા સદીનાં વેરઝેર પછી રાજાઓએ આંખ ઉઘાડી; પ્રજાએ આળસ મરડ્યું. બ્રીટીશ વડલો ઘટાટોપ જામેલો જણાયો. બહારથી એ વડલાની છાયા શીતળ હતી: અંદરથી તેનાં રોજ ને રોજ ઉંડાં જતાં મુળીયાંઓ સોરઠી કાળજું વધુને વધુ કોરતાં હતાં; જોતજોતાંમાં જ આ દશા રાજાઓને ખુંચવા લાગી: પ્રજાને પણ સાલવા લાગી.

પણ...પણ નવી ગુલામીની નવી લહરીઓએ મહાકેફનું ઘેરણ જમાવ્યું—ને સોરઠનાં સીંહણસંતાનોની ત્રાડો ગઇ કાલની ગુજરી ગયેલી વાત બની.

# નવી આર્થિક ગુલામીનો ભય:

## ખંધા જાપાનવાસી-ઓથી ચેતવાની જરૂર

: લેખક :

ડી. એસ. મહેતા

હિંદમાં વધેલી જકાતને લીધે જાપાનનો કાપડનો વેપાર તુટતો જાય છે, તેથી કેટલાક જાપાનવાસીઓ હીંદના મીલ ઉદ્યોગમાં નાણાં રોકવાની પેરવી કરે છે. હીંદ માટે એ નવી આર્થીક ગુલામી છે. એથી ચેતતા રહેવાની પારાવાર જરૂર છે.

હિંદુસ્થાનમાં જાપાનના કાપડની આયાત દર વરસે વધે છે, અને જાપાનનો માલ હીંદી તેમજ વીલાયતી માલ કરતાં સસ્તે ભાવે વેચાય છે, તેથી હીંદી મીલોને રક્ષણ આપવા હીંદી ધારાસભાએ આયાત જકાત વધારી આપવાનો કાયદો પસાર કર્યો એથી જાપાનથી આવતા માલ ઉપર દર રતલે કોરા કાપડ ઉપર ૩ા આનાની અને ફેન્સી ઉપર ૨૦ ટકાની જકાત ચાલુ થઇ, જાપાનને આથી કાતીલ ફટકો પડયો છે અને તેના ઉદ્યોગમાં કાપડની પેદાશમાં ગંજાવર પ્રમાણમાં ઘટાડો થયો છે. માત્ર એકલા હીંદુસ્થાનમાંથી નહી પરંતુ ચીનમાં પણ જાપાનને સખત સોસવું પડે છે, કારણ ચીનમાં પણ રાજ્યવીપ્લવ હોઇને ચીનની પ્રજા પરદેશી માલનો બહીષ્કાર કરે છે. હીંદુસ્થાનમાં મહાત્માજીએ સ્વરાજની લડત ઉપાડી તે પછી પરદેશી માલના બહીષ્કારની ચળવળ જોસભેર ચાલી છે અને પરીણામે પરદેશની આયાત ઘટી ગઇ છે, નવી વરદીઓ જતી નથી એવી દરેક કાપડના વેપારના મથકોથી ફરીયાદો આવે છે. પણ જાપાનની પ્રજા શાણી તેમજ સ્વાર્થી છે. તેથી તેણે સીધી રીતે વીપ્લવની તેમજ બહીષ્કારની સામે થવાનું પસંદ કર્યું નથી, પણ તેને બદલે પોતાની મુડી ચીનમાં અને હીંદુસ્થાનના મીલઉદ્યોગમાં રોકી, એ દેશોમાં માલ બનાવવાનો નીશ્ચય કર્યો છે ચીનના શાંગહાઇ તેમજ મંચુરીયામાં જાપાનની લગભગ ૬૮ મીલો છે અને તે મીલો ચીનાઇ કામદારો અને અધીકારીઓની મદદથી ચલાવવામાં આવે છે. જ્યારે તેનો નફો જાપાનવાસીઓના ખીસામાં જાય છે. માત્ર દસ વર્ષ પહેલાં હીંદુસ્થાનમાંથી દર વર્ષે ૬ લાખ ગાંસડી સુતરની ચીન ખાતે જતી હતી. પરંતુ જ્યારથી જાપાને ચીનમાં પગદંડો જમાવ્યો અને પોતાની મીલોને ખીલવી મજબુત બનાવી, ત્યારથી ચીનમાં હીંદુસ્થાનમાંથી એક પણ ગાંસડી સુતરની નીકાસ થતી નથી. પરંતુ તેને બદલે ચીનમાંથી ઉલટું દર વર્ષે ૨ લાખ ગાંસડી જેટલું સુતર આયાત કરવામાં આવે છે. હજી પણ ચીનનો મીલઉદ્યોગ વધુ ખીલવવા માટે જાપાન મહત્વાકાંક્ષા રાખે છે; કારણ કે ચીનમાં મજુરીના દર જાપાન કરતાં અર્ધા છે, વળી ચીનમાં મીલો ૨૪ કલાક ચાલુ રહી શકે છે અને જાપાનમાં કારખાનાને લગતો કાયદો લાગુ પડતો હોઇને ૧૭ કલાક કરતાં વધુ મુદત સુધી મીલો ચલાવી શકાતી નથી.

ઉપરાંત જાપાનમાં આયાત માલ ઉપર ૪ યેનની જકાત આપવી પડે છે તેથી રૂ મોઘું પડે છે, ત્યારે ચીનમાં માત્ર ૫૦ સેનની જકાત છે.* તેમજ ચીન તથા કોરીયામાં ઉમરાના જેવું ટુંકા તારનું સફેદ રૂ ઉગાડવાના અખતરા સફળ થયા છે, તેથી જાપાનને રૂ માટે હીંદુસ્થાન ઉપર હવે વધુ આધાર રાખવો પડશે નહી. તેથી જાપાન પોતાની દોલત રૂની ખીલવણી પાછળ તેમ જ મીલ ઉદ્યોગના વીકાસ માટે ખરચશે, એ બહાને તે પોતાનો પગદંડો આ બન્ને દેશો ઉપર મજબુત બનાવશે. જો કે ચીનની માફક હીંદુસ્થાનમાં જાપાનની માલેકીની મીલો નથી, માત્ર એક જ મીલ મુંબઇમાં છે—એટલે જો ભવીષ્યમાં જાપાનની મુડી મુંબઇ અથવા દેશાવરમાંની મીલોને ખરીદવામાં વાપરવામાં આવે તો નવાઇ નહી. ચીનમાં જેમ મજુરીના દર સસ્તા છે તેમ હીંદુસ્થાનમાં પણ તે દર ઓછા છે અને વળી પરદેશી માલ સામે હીંદી મીલોને રક્ષણ મળે છે, તેથી જો હીંદુસ્થાનમાં મીલો સ્થાપી હોય તો વધારે ફાવી શકાય એમ જાપાન માને છે.

જાપાનના શ્રીમંત મીલ માલેકોનો એવો ચોકસ નીશ્ચય જણાય છે કે, હીંદુસ્થાનમાં અંગ્રેજ સરકારે પોતાના માલને વધારે પસંદગી અપાવવા ખાતર જાપાનના માલ ઉપર વધુ જકાતી બોજો નાંખ્યો છે, તેથી તેનો પ્રતીકાર હીંદુસ્થાનમાં મીલો સ્થાપીને કરવો વધારે ઇષ્ટ છે. ચીનની સરકાર પણ ચીન–જાપાનની જકાતી ધોરણ નીસરતોની હમે ઓકટોબર મહીનાથી જકાતનું ધોરણ આયાત માલ ઉપર ૨૫ ટકા વધારવાની છે. એટલે આ બન્ને દેશોનો વેપાર ગુમાવવો પડે એવી કફોડી સ્થીતી જાપાનની થઇ છે. જાપાન ચીન ખાતે હાલમાં ૧૮૬૦૦૦૦૦૦ યેનનું કાપડ દર વરસે ચડાવે છે. એટલે દર વરસે તૈયાર થતા આટલા કાપડનો નીકાલ કરવા માટે તેને બજારોની જરૂર છે. તેમાં જો ચીન તેમજ હીંદુસ્થાનનાં બજારો તે ગુમાવે તો જાપાનમાં કાલનો દુકાળ આજે આવે તેવી વીષમ સ્થીતી થાય તેમ છે.

હીંદુસ્થાનમાં દર વરસે જાપાનથી ૨૪ કરોડ વાર કાપડ અને ૩ કરોડ રતલ સુતરની આયાત થાય છે, તે ઉપરાંત રૂ. ૧ કરોડ ૩ લાખનું રેશમ આવે છે. પણ ૨૦ ટકાની વધારેલી જકાતથી એ આયાત ઘટવા માંડી છે અને હજી પણ ઘટે તેમ છે. કારણ કે હીંદુસ્થાનમાં સ્વદેશીના પ્રચારની તથા પરદેશી માલના બહીષ્કારની પ્રવૃત્તી બહુ જ મજબુત બનતી જાય છે, તેથી જાપાનના મીલ માલેકો અને શ્રામંતો ગભરાયા છે અને પોતાની મુડી હીંદુસ્થાનની મીલોમાં રાખી કાપડનો વેપાર જાગૃત રાખવા ઇચ્છે છે. આ પ્રમાણે જો જાપાન હીંદી મીલોનો વહીવટ કરવા તેમાં મુડી રોકે તો તેઓને પેદાશ ખર્ચમાં અર્ધોઅર્ધ ફાયદો થાય તેમ છે.

ચીનની પરીસ્થીતી તપાસતાં માલુમ પડે છે કે, મંચુરીયા અને ચીન વચ્ચે જમીન માલેકી માટે સરહદ ઉપર જકાત લેવામાં આવતી હતી તે જકાતનું ધોરણ આ વર્ષની આખરે પુરૂ થાય છે; તેથી જાપાન વીના મુશ્કેલીએ મંચુરીયામાં ગમે તેટલી મીલો ત્યાં બાંધી શકશે. હાલ જાપાનની માલેકીની મંચુરીયા સ્પીનીંગ કંપની છે તેમાં ૩૧૦૦૦ સ્પીંડલો (ચરખા) છે, તેથી જો જાપાન મંચુરીયાને ખીલવી ત્યાં પોતાનો પગદંડો મજબુત બનાવે તો તેમાં પણ નવાઇ નથી.

---

* એક યેન બરાબર રૂ. ૧–૭–૬
એક સેન બરાબર રૂ. ૦–૬–૩

વળી એ પણ લક્ષમાં રાખવા જેવું છે કે હીંદુસ્થાનમાં મીલોનું કામ ઉપાડી લેવામાં તેઓ એવી જાતનો ભય રાખે છે કે, જો તેઓની મીલો હીંદુસ્થાનમાં સ્થપાય અને હીંદી જનતાને જોઇતું કાપડ પુરૂં તેઓ પાડે તો ભવીષ્યમાં હીંદમાં મીલ ઉદ્યોગ વધુ ખીલે અને જાપાનનો વેપાર તદ્દન પાયમાલ થાય. આ ભય દુર કરવા તેઓ કેવી જાતના ઉપાયો યોજે છે તે જોવાનું છે. પરંતુ જો જાપાનની મુડી હીંદી મીલ ઉદ્યોગમાં દાખલ થાય–અને આ દેશના મુડીવાદીઓ તો પોતાના આર્થીક લાભ માટે રાષ્ટ્રીય હીતને બાજુએ મુકવામાં જરાયે વીલંબ કરે તેમ નથી–તો હીંદની આર્થીક સ્વતંત્રતા માટે એક નવોજ ભય ઉભો થાય. એટલે હીંદી જનતાએ તેવા ભયની સામે ખુબજ સાવધાન રહેવાની જરૂર છે. જો કે વર્તમાન હીંદીઓની મનોદશા જોતાં, એ જાતના પ્રત્યેક પ્રયાસને બહીષ્કારના શસ્ત્રથી તોડી જ પાડવામાં આવશે; છતાં ચીનમાં કર્યું છે તેમ ખંધા જાપાનવાસીઓ બાહ્ય દેખાવ હીંદી તત્વ રાખી, અંદરખાનેથી નફાની મલાઇ ખાઇ જવાની ગુપ્ત પેરવી ન કરે તેથી બહુજ સાચવવાનું છે.

દરદી: "તમારી ખાત્રી છે કે મને ન્યુમોનીઆ જ થયો છે? ઘણી વખત દાક્તરો ન્યુમોનીઆની દવા આપે છે અને દરદી કોઇ બીજાજ રોગથી મરી જાય છે."

દાક્તર [ગૌરવથી]: "પણ હું જ્યારે ન્યુમોનીઆની દવા લખી આપું ત્યારે તમે તો જરૂર ન્યુમોનીઆથી જ મરશો."

*   *   *

શીક્ષક: ગુરૂને શાની ઉપમા આપી શકાય?

વીદ્યાર્થી: પોલીસની.

શીક્ષક [નવાઇ પામીને]: કેમ વારૂ?

વીદ્યાર્થી: કેમકે બન્ને ચોકી કરે છે અને ઝડતી લે છે!

મકાનમાલીક [મજુરને]: જો પેલું સામે ઘર બંધાય છે તેનો મજુર એકી વખતે દશ ઇંટ લઇ જાય છે, અને તું માત્ર પાંચજ ઉંચકે છે.

મજુર: ખરૂં છે ભાઇસાબ; એ મજુર આળસુ હશે, એટલે બે ધક્કા ખાતાં ડરતો હશે.

*   *   *

"તમે શું લેશો? ચહા કે નાસ્તો?"

"તેનો આધાર એક વાત જાણવા ઉપર રહે છે."

"કઇ વાત?"

"હોટેલવાળાને પૈસા કોણ ચુકવવાનું છે તે."

# નવયુગનો યુવાન

ફુંફારે જગ જ્વાલા ભરતો :
અગ્નીરસે સળગી ઉકળતો :
વીરાટ જ્વાલામુખી જેવો :

નવયુગનો યુવાન.

સાગરજળમાં સ્વપ્નાં રચતો :
ભાનુ ભર્ગથી જીવન ભરતો :
ભર બ્રહ્માંડે સગર્વ ઉડતો :

નવયુગનો યુવાન.

ઘર-ઘર પુરી જ્વલંત ભાવના :
ઘડનર ઘડતો નવીન પ્રજાનાં :
મરી મટતો આદર્શ-સીધ્ધીમાં :

નવયુગનો યુવાન.

વીજય-પતાકા ધારી ધસતો :
યુગબળની વીરહાક ગજવતો :
અભય, અનમ ને ઉજળો ઉભો :

નવયુગનો યુવાન.

સુ. દા. પારડીઆ

# થોમસ એડવર્ડ લોરેન્સ

# બ્રિટનનો ભેદી માણસ



ભેદી લોરેન્સ: આરબ પોષાકમાં

જે ભેદી પુરૂષનું નામ ઇજીપ્ત, મેસોપોટેમીઆ, ઇરાક, સીરીયા, પેલેસ્ટાઇન, અફઘાનીસ્થાન, બલુચીસ્થાન, દીલ્હી અને મુંબઇમાંનાં તેનાં ભેદી કાર્યોથી મશહુર બની ગયું છે, તે ભેદનીતીને માર્ગે આટલો પાવરધો કેમ બની ગયો, એ જાણવા જેવી બાબત છે. એનું જીવન અનેક હીંદી નૌજવાનો માટે અનુકરણીય છે.


: : લેખક : :

જાનકીનાથ


ભેદી કર્નલ લોરેન્સના નામથી જે હવે તો જગમશહુર થઇ ગયેલ છે, તેનું આખું નામ થોમસ એડવર્ડ લોરેન્સ છે. તે મુળ આયર્લેન્ડનો વતની છે.

## શીઘ્ર રક્તનો માનવી

આયર્લેન્ડના પશ્ચીમ કાંઠા ઉપરનું ગેલ્વે નામનું ગામડું તે લોરેન્સનું મુળ વતન.

વેલ્સના વતનીઓ સુદૃઢ બાંધાના અને ગમે તેવા પ્રસંગની સામે પણ લાકડાની માફક ટકી શકે તેવા ગણાય છે. અને માત્ર પાંચ ફુટ ને ત્રણ ઇંચની ઉંચાઇના આ ભેદી લોરેન્સમાં માતૃભુમીનો એ વીશીષ્ટ ગુણ મોટા પ્રમાણમાં ઉતરી આવેલો છે. પરંતુ લોરેન્સની નસોમાં માત્ર આયરીશ લોહી જ વહેતું નથીઃ સ્કોટલેન્ડ, વેલ્શ, ઇંગલેન્ડ અને સ્પેનનું રક્ત પણ એની નસોમાં વહે છે.

ભેદી લોરેન્સના પુર્વજોનો સંબંધ હીંદ સાથે જુના વખતનો છે. '૫૭ ના સ્વાતંત્ર્ય યુદ્ધમાં જેમણે ભાગ લીધો હતો તે સર હેનરી લોરેન્સ અને સર જહોન લોરેન્સ, હીંદમાં બ્રીટીશ સામ્રાજ્યની સ્થાપનાના કાર્યમાં પોતાનો ફાળો આપી ગયા હતા. એના પીતા, થોમસ લોરેન્સ આયર્લેન્ડમાં એક વખતે જાગીરદાર હતા. રમતગમતનો એમને સારો શોખ હતો. ગ્લેડસ્ટન યુગમાં જમીનના ભાવ એકદમ બેસી ગયા, ત્યારે થોમસ પોતાની તમામ મીલ્કત ગુમાવી બેઠો, ત્યારથી તે પોતાના કુટુંબને લઇને વેલ્સમાં રહેવા આવ્યો. ત્યાં વેલ્સના જાદુગર લોઇડ જ્યોર્જના મકાનની પાસેજ-ટ્રીમાર્ડન ગામમાં થોમસ એડવર્ડ લોરેન્સનો જન્મ થયો હતો. અને આજે પણ બ્રીટનના એ અઠંગ મુત્સદ્દી લોઇડ જ્યોર્જને લુવાન લોરેન્સ સાથે દોસ્તી છે.

થોમસ એડવર્ડ લોરેન્સનાં બાલ્યકાળનાં આરંભનાં પાંચ વર્ષ બ્રીટીશ ચેનલમાંના જર્સી ટાપુમાં ગયાં હતાં. તેની દશ વર્ષની વય હતી ત્યારે એના પીતા કુટુંબને લઇને સ્કોટલેન્ડમાં ગયા અને ત્યાં ત્રણ વર્ષ રહ્યા. ત્યાંથી વળી એ કુટુંબ ફ્રાન્સમાં ગયું. ત્યાં ભેદી લોરેન્સ જેસ્યુએટ કોલેજમાં જવા લાગ્યો. ત્યાંથી વળી તેઓ ઇંગ્લીશ સંસ્કૃતીના કેન્દ્રસમાં ઓક્ષફર્ડમાં વસવા ગયા, ત્યારથી એ કુટુંબ ત્યાંજ વસે છે.

## સાહસીક નેડ

નાનો લોરેન્સ જ્યારે ઓક્ષફર્ડ હાઇ સ્કુલમાં જતો હતો ત્યારે એના દોસ્તો તેને નેડનું લાડકા નામે બોલાવતા હતા. તેની વીદ્યાર્થી અવસ્થામાં નેડ બહુ જોરાવરીઓ ન હોતો ગણાતો, તો પણ તેના નીડર સ્વભાવમાં જ, સાહસીકતા તરફનો પ્રેમ છલોછલ ઉભરાતો હતો.

ઓક્ષફર્ડની નીચે ટ્રીલમીલસ્ટ્રીમ નામનો ઝરો વહે છે. તેમાં તરવું મુશ્કેલ મનાય છે. પણ નેડ લોરેન્સ અને તેના સાથીઓ હાથમાં બત્તીઓ લઇને ચત્તા સુતા સુતા એ બધો મુશ્કેલ ઝરો તરી વળ્યા છે. ઓક્ષફર્ડ નાવડાં તરાવવા માટે મશહુર સ્થાન છે. ત્યાંના પ્રત્યેક ઝરા ટેમ્સ નદીને મળે છે અને તેમાં નાનકડી નાવડીઓથી તરી શકાય છે, પરંતુ ઇસ્લીપ ઉપરની ચેરવેલ નદીમાં કોઇ ઠેકાણે નાવડી લઇ જઇ શકાય તેમ નથી, એવું ત્યાંની 'ગાઇડ બુક્સ'માં લખેલું છે. એ લખાણને ખોટું ઠરાવવાનું સાહસ નેડ અને તેના મીત્રોએ ખેડયું, અને એ મુશ્કેલ મનાતી નદીમાં પણ નાવડી ફેરવી આવ્યા.

નાનો નેડ બાલ્યકાળથી જ વૃક્ષોની ડાળીએ ફરવાનો શોખીન હતો, એટલું જ નહીં પણ જ્યાં જવાની કોઇકની જ હીંમત ચાલે, તેવાં છાપરાં ઉપર પણ ચડી જવાની એને ટેવ હતી. આવા પ્રયોગમાં એક વખત એ ભાઇ સરકી પડેલા અને તેથી તેનો એક ટાંટીયો તુટી ગયો હતો. કહે છે કે આ અકસ્માતને લીધે જ લોરેન્સ માત્ર સવાપાંચ ફુટ જેટલો ઠીંગણો રહી ગયો છે.

## મુળથી જ તાયફાવાળો

નેડ લોરેન્સનું જીવન જ અરબી રણોના તાયફાવાળાઓની માફક અનીયમીત રીતે ગયું છે. જો કે બેચેલરના ડીગ્રી મારેલા

ચાર વર્ષનો અભ્યાસ તેણે ત્રણ જ વર્ષમાં પુરો કર્યો હતો, તો પણ ઓક્ષફર્ડમાં તે માટે થતાં ભાષણોમાંના એકેક્યમાં તે બેઠો ન હોતો. 'ટ્યુટર'ની પાસે તે કવચીત કવચીત બેસતો, પણ મોટે ભાગે તો તેણે એ સમય પગરસ્તે આખા ઇંગ્લંડનું ભ્રમણ કરવામાં ગાળ્યો હતો; અને કેટલાક વખત તેણે મધ્યકાલીન સાહીત્યના વાચનમાં ગાળ્યો હતો. એકાંત એને ત્યારે પણ બહુજ ગમતું, તે માટે તે મોટે ભાગે દીવસે ઉંઘી જતો અને આખી રાત વાંચતો.

આપણા રવીબાબુની માફક કેળવણીની કોઇ પણ નીશ્ચીત પદ્ધતીની સામે તેનો કટ્ટર વીરોધ હતો. સગવડભર્યો ધંધો મેળવવા માટે યુનીવર્સીટીનું શીક્ષણ લેવું એ વીચાર જ તેને પસંદ નહોતો. વીદ્યાર્થી અવસ્થામાં તેનું સુત્ર એક જ હતું: "ફર્જ કરતાં આનંદ એ વધુ લાભદાયક છે."

એણે વીદ્યાર્થી અવસ્થામાં જુના અને નવા તમામ લશ્કરી લેખકોના ગ્રંથો વાંચી નાખ્યા હતા. તે પણ માત્ર મનની ઇચ્છાને સંતોષવા ખાતર જ. લશ્કરી પુસ્તકોમાં માર્શલ ફોશનું Principe de Guerre એનું પ્રીય પુસ્તક છે, છતાં અરબસ્થાનમાં એણે યુદ્ધ દરમીયાન જે સાહસ કરી બતાવ્યાં તેમાં, તુર્કોની સાથે રેતીનાં રણોમાં લડવાં પડતાં અવ્યવસ્થીત યુધ્ધોમાં તો, તેને સીઝર અને ઝેનોફોનની પ્રાચીન યુદ્ધનીતી જ ઉપયોગી લાગી હતી. જે યુદ્ધનીતી માર્શલ ફોશની લડાયક નીતીથી બીલકુલ પ્રતીકુળ છે.

## અરબસ્થાનની યાત્રા

ઓક્ષફર્ડની એમ. એ. ની પરીક્ષા માટે તેણે "ખ્રીસ્તી ધર્મયુદ્ધ * (Crusades) સમયનાં લશ્કરી સ્થાપત્ય" એ વીષય નીબંધ માટે પસંદ કર્યો હતો. અને એ કામમાં તે એટલો મશગુલ બની ગયો હતો કે, સ્થાન પર જઇને એ પ્રાચીન સ્થાપત્યનો અભ્યાસ કરવાની વૃત્તી એનામાં સાગૃત થઇ ગઇ, અને તે માટે એ મુસાફરીએ જવાની તેણે માતા-પીતા પાસે પરવાનગી માગી. તેની એ વૃત્તીને ઓક્ષફર્ડના જાણીતા વીદ્વાન ડૉ૦ ડેવીડ જ્યોર્જ હોગાર્થે ખુબજ અનુમોદન આપ્યું. ડૉ૦ હોગાર્થ અરબસ્થાનના સંબંધમાં બહુ જ અનુભવી છે, તે વખતે એ એશમોલીઅન મ્યુઝીઅમના ક્યુરેટર હતા. લૉરેન્સના જીવન ઉપર આ ડૉક્ટરની અત્યારે પણ ખુબજ અસર પડેલી છે. યુરોપી યાદવી વખતે કર્નલ લોરેન્સે જે પરાક્રમ કરી બતાવ્યાં તેમાં આ ડૉક્ટરની તેને ભારે મદદ હતી. એ યુદ્ધ દરમીયાન કર્નલ લે.રેન્સના સલાહકાર તરીકે કામ કરવા ડૉ૦ ડેવીડ જ્યોર્જ પ્રકાશમાં આવીને રહ્યા હતા.

લોરેન્સની માતાને પોતાનો પુત્ર અપરીપક્વ વયે આટલે દુરની મુસાફરીનું સાહસ ઉઠાવે તે પસંદ નહોતું, એટલે પહેલાં લોરેન્સને તેણે પરવાનગી આપી નહીં, પણ અનેક અડવાડીયાંની વીનવણીઓ પછી, માતાએ પોતાના સાહસીક પુત્રને થોમસ કુકની કંપની મારફત મુસાફર તરીકે સીરીયા સુધી જવાની પરવાનગી આપી. આ મુસાફરીના ખર્ચ માટે લોરેન્સને ૩૦૦૦ રૂપીઆ આપવામાં આવ્યા. આ વખતે કુટુંબમાં સહુએ ધાર્યું હતું કે લોરેન્સ થોડાંક અઠવાડીઆં ફરીને પાછો આવી જશે અને ઇંગ્લંડમાં ઠરી ઠામ થશે.

---

* આ યુધ્ધો યેરૂસલેમની પવીત્ર ભુમીને વીધર્મીઓના હાથમાંથી મુક્ત કરવા માટે જ શરૂ થયાં હતાં. ખ્રીસ્તી યાત્રાળુઓ આ લડત લડતાં. તે ૧૦૯૬ થી ૧૨૭૪ સુધી ચાલ્યાં હતાં.



અરબસ્થાનનો તાજ વીનાનો રાજા જેરૂસલેમના સરકારી મહેલના ઝરૂખામાં

દારૂગોળો અને બીજાં તમામ સાધનો છુટે હાથે પુરાં પાડવામાં પણ કશી જ ઉણપ આવવા દીધી નહોતી. ઉપરાંત યુદ્ધ પુરૂં થતાં પેરીસમાં સંધીપરીષદ મળી તે વખતે અમીર ફૈઝુલને તેણે આપેલાં વચન પ્રમાણે સીરીયા, અરબસ્તાન, ઇરાક વગેરે પ્રદેશો ઉપર સ્વતંત્ર સત્તા મળે, તે માટે પણ લોરેન્સની ભલામણથી બ્રીટીશ મુત્સદ્દીઓએ ખુબ જ મહેનત કરી હતી. પરંતુ ફ્રેન્ચોની સાથે ૧૯૧૬ ના મેમાં થયેલા ગુપ્ત કરારો પ્રમાણે ફ્રેન્ચોએ સીરીયા ઉપર પોતાનો કાબુ કાયમ રહે તે માટે અમીરની સામે આડખીલીઓ ઉભી કરી, અને છેવટે ફૈઝુલને સીરીયા છોડવું પડ્યું, તે બધાથી લોરેન્સને ઘણું જ



લેડી લોરેન્સ: ટર્કોની છાવણીમાં ભેદ લેવા જતાં સીરીયાની 'બાનુ' તરીકેના પોષાકમાં

આકું લાગ્યું છે, કેમકે મીત્રરાજ્યોને અને ખાસ કરીને બ્રીટીશોને યુદ્ધના અણીને અવસરે આરબોએ કરેલી મદદનો મીત્રરાજ્યોએ બદલો આપ્યો નહીં, પણ આપેલાં વચનોનો સુદ્ધાં ભંગ કરવામાં આવ્યો હતો.

### જાહેરાતનો ડર

લેડી લોરેન્સને ખુબ જાહેરાત ગમતી નથી, તેમજ તેને મોટા લશ્કરી હોદ્દાની, માન-અકરામની કે ધનદોલતની પણ પરવા

નથી. બ્રીટીશ સત્તાવાળાઓએ તેને મેજરનો હોદ્દો આપવાની ઇચ્છા બતાવી ત્યારે તેણે કહ્યું: મારે મારા સાથીઓથી ઉંચા થવું નથી. આરબોએ જ્યારે તેણે આરબ સ્વતંત્રતા માટે બજાવેલી સેવા માટે જે જોઇએ તે આપવાની મરજી બતાવી ત્યારે પણ એણે ચોકખી ના સંભળાવી દીધી, ખાસ કરીને તે પત્રકારોથી અને તેની સાથે લગ્ન કરવાની માગણી કરનારી સ્ત્રીઓથી ખુબ ડરે છે, એટલે ઇંગ્લંડમાં હોય ત્યારે પણ તે ગુપ્ત જીવન ગાળે છે. અત્યારે તેની ઉમર ૪૨ વર્ષની છે, છતાં તેનામાં વૃધ્ધો જેટલું જ્ઞાન અને જવાનોની હીંમત છે. ઉંટ પર સ્વારી કરવામાં અને ગોળીથી આબાદ નીશાન તોડવામાં આરબો કુશળ મનાય છે. તેમની એ કુશળતાને લોરેન્સ ટપી ગયા છે, એથી જ આરબોનો તે માનીતો થઇ પડયો હતો. પ્રત્યેક કામમાં તે મહત્ત્વનું કાર્ય કરે છતાં તેના યશભાગી બીજાને બનાવે, હમેશાં આંખો તેમજ કાન ખુલ્લા રાખે અને બને ત્યાં સુધી મોઢું બંધ રાખેઃ એ ગુણો કર્નલ લોરેન્સના સાહસને ફતેહમંદ બનાવવામાં ખાસ મદદગાર નીવડયા છે. અરબસ્તાનમાં ખ્રીસ્તી તરીકે ફરીને, ત્યાંના શંકાશીલ પ્રજાનાં વીશ્વાસ અને માન મેળવવામાં લોરેન્સનું સ્થાન લગભગ પહેલું આવે છે. આરબોને રાજી રાખવા તે હમેશાં એમના રીતરીવાજને ઘણું માન આપે છે, કવચીત નમાજ પઢવા પણ તૈયાર થાય છે, અને આરબોના સવાલોને તેમની જ નજરે જુવે છે: એમાં જ એના વીજ્યની ચાવી રહેલી છે. કોઇ પણ જાતની માહીતી મેળવવી હોય ત્યારે કદી પણ સીધી રીતે તે કોઇને પ્રશ્નો પુછતો નથી, પરંતુ માણસને વાતચીતમાં ઉતારીને પરોક્ષ રીતે પોતાને જોઇતી વીગતો કઢાવી લે છે. તે જ રીતે પોતાનું ધાર્યું કામ પાર પાડવા માટે પણ તે કદી સીધો આગ્રહ કરતો નથી. સામા માણસની યોજના પહેલી તે બરાબર સાંભળી લે. તેનો તે સ્વીકાર પણ કરે, પરંતુ ધીરે રહીને તે પોતાની યોજના એવી સીફતથી રજુ કરે છે કે પેલો માણસ પોતાની યોજનાને વળગી રહેવાનો આગ્રહ મુકી દઇ, તેની વાતનો સ્વીકાર કરી લે.

દારૂ કે સીગરેટ તે કદી લેતો નથી, પણ ચોકલેટનો એને ખુબ શોખ છે કે યુદ્ધ જેવા ભયંકર સમયે પણ એના તંબુમાં ચોકલેટની ખાલી પેટીઓનાં કેટલાંએ ખોખાં ખડકાયલા પડી રહેતાં.

## માનચાંદ તરફ અભાવ

જ્યારે જ્યારે બ્રીટીશ કે ફ્રેન્ચ સરકારે તેને માનચાંદ કે ઇલકાબ આપવાની માગણી કરી છે ત્યારે ત્યારે તે ટેનો સીધો ઇનકાર કરવાને બદલે, ઉંટ, વીમાન કે બીજું જે કંઇ વાહન મળ્યું, તે દ્વારા ત્યાંથી ચાલ્યા જ જવાનું તેણે પસંદ કર્યું છે. એક વખત ફ્રેન્ચ સરકારે અકાબામાં ફ્રેન્ચ, બ્રીટીશ અને આરબ સેનાઓની હાઝરીમાં બહુ જ દબદબાભરી રીતે લોરેન્સને Croix de Gurre with palms નો ખીતાબ આપવાની તૈયારી કરી છે એ વાત જાણી ત્યારે તે અરબસ્તાનનાં રણમાં નાસી ગયો હતો. અને તેથી તેને એક વખતે છેતરીને તે ક્રીયા કરવામાં આવી હતી. પણ એ ખુબ માનવંતા મનાતા ચાંદને તે પોતાના તંબુમાં ચોકલેટની ખાલી પેટીના ઢગલામાં જ હમેશાં નાખી મુકતો.

એક વખતે ડયુક ઓફ કોનોટ પેલેસ્ટાઇનની મુલાકાતે આવ્યા, ત્યારે જનરલ એલેન્બીને મોટો ઇલકાબ આપવાની વીધી થઇ, તે વખતે જ લોરેન્સને પણ ઇલકાબ આપવાની વીધી થવાની હતી. આ વખતે લોરેન્સ



કર્નલ લોરેન્સ: પ્રીન્સ ઑફ મક્કા તરીકે. તેના કમરપટામાંનો જમૈયો ઇસ્લામના પવીત્ર પુરુષો જ ધારણ કરી શકે છે. એ લાભ અમીર હુસેને તેને આપ્યો હતો.

ટર્કોની રેલ્વે-ટ્રેનોને સુરંગોથી ઉડાવી મુકવાના કામમાં રોકાયલો હતો, ત્યાંથી તેને લઇ આવવા વીમાન મોકલવામાં આવ્યું હતું અને જુદી જુદી આરબ છાવણીઓમાં વીમાનોમાંથી એવી પત્રીકાઓ નાખવામાં આવી હતી કે, જે કોઇ શરીફ લોરેન્સને મળે તેમણે તેને જેરૂસલેમ ખાતે હાજર રહેવાનો સંદેશો આપવો. પણ કોનોટના

ડ્યુક જેરૂસલેમની ક્રીયા કરીને ઇજીપ્ત ચાલ્યા ગયા તે પછી જ લોરેન્સ ત્યાં આવ્યો અને તેના મિત્રોએ બીજા મીષે છેતરીને તેને કેરો મોકલાવ્યો, પણ ત્યાં એક ગોરા સિપાહીએ તેને આપવામાં આવનાર ચાંદની વાત ભુલથી કરી દીધી, એટલે કેરોમાં પોતાનો પોશાક પણ લેવા થોભ્યા વીના તે એકદમ અરબસ્તાન તરફ ચાલ્યો ગયો હતો.

આમ તે માનચાંદની દરકાર રાખતો નથી, તેટલું જ નહીં પણ તેને મળેલી 'રીબન્સ' પણ તે કદી પહેરતો નથી. તેને એક વખતે નાઇટહુડ આપવાની માગણી થઇ ત્યારે તેના સુદાં એણે ના પાડી. આ સંબંધ માં એના એક માત્રે પડપુછ કરી ત્યારે તેણે કહ્યું: "જો માર. દરજીને હું 'નાઇટ' થયો છું એ વાતની ખબર પડી જાય તો, મારા કપડાંનો આંકડો તે બેવડો બનાવી મુકે. અને મારાથી એટલા પૈસા ભરી શકાય નહીં."

તેણે માત્ર ઓક્ષફર્ડની ઓલ સોલ્સ કોલેજની ફેલોશીપનું માન સ્વીકાર્યું છે આ બહુમાન મહાવીદ્વાનોને જ અપવાદ તરીકે મળે છે. તેની સાથે જેમને એ માન મળે તેમને ઠીક ઠીક નાણાંભેટ અને કોલેજના મકાનમાં રહેવા માટે સુંદર જગા મળે છે. પોતાને મળેલા આ માન વીષે ભેદી લોરેન્સે પોતાના એક અમેરીકન મીત્ર સાથે વાત કરતાં કટાક્ષમાં કહ્યું હતું કે: "આ માન માટે ત્રણ વસ્તુઓની ખાસ જરૂર પડે છે: દાદમાદવાળાં વસ્ત્રોની સજાવટ, નાની મંડળીઓમાં વાતચીત કરી શકવાની ટેવ અને પોર્ટ [દારૂ]ની ઉત્તમ જાત ઓળખી કાઢવાની શક્તી. પણ મારાં કપડાંનું ઠેકાણું નથી; વાતોડીઆપણાનો મારો સ્વભાવ નથી અને દારૂ હું કદી પીતો નથી. છતાં મને તેમણે આ બહુમાન કેમ આપ્યું હશે એની જ મને તો નવાઇ લાગે છે."

## બધી રીતે બેદરકાર

ભેદી લોરેન્સે એપીંગ ફોરેસ્ટમાં પોતાને સારૂ જાતે એક મકાન બાંધ્યું છે અને અરબસ્તાનને લગતાં પુસ્તકો લખવાની એની મુરાદ છે. એક વખત એણે લગભગ એવું એક પુસ્તક પણ તૈયાર કર્યું હતું પણ ઓક્ષફર્ડ જતાં રેડીંગટનના સ્ટેશન ઉપરના બુક સ્ટોલમાં ચોપડી ખરીદવા જતાં, તેની હસ્તલીખીત નકલ કોઇ ચોરી ગયું. એ વીષે પણ તે તો બેદરકાર જ છે. મીત્ર સાથે આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં તેણે એક વખત કહ્યું: "પીડા પતી–દુનીયાને યુદ્ધનું એક નવું પુસ્તક વાંચવું મટયું." આમ છતાં મીત્રોના દબાણને લીધે તે ફરીથી પુસ્તક લખે છે એમ સાંભળ્યું છે. તેને હાથે પુસ્તક છાપવાનો શોખ છે. તે માટે તેણે એક નાનકડું છાપખાનું રાખ્યું છે. તેણે અરબસ્તાનને લગતા પોતાના એક પુસ્તકની આ છાપખાનામાં છ પ્રતો તૈયાર કરી હતી. તેમાંથી એક પ્રત તેણે એવી શરતે બ્રીટીશ મ્યુઝીઅમને મોકલાવી છે કે, "૪૦ વર્ષ સુધી આ પુસ્તકને તીજોરીમાં રાખી મુકવું." રડયાર્ડ કીપ્લીંગ અને જ્યોર્જ બર્નાર્ડ શૉ તેની સાહીત્યને લગતી મીત્રમંડળીમાં ગણાય છે. કહે છે કે, તેના આ પુસ્તક વીષે એક મહાન અંગ્રેજ લેખકે એવો મત આપ્યો છે કે: અંગ્રેજી સાહીત્યમાં એ પીરેમીડ સમું મનાશે.

## ગાલીચાનો શોખીન

લોરેન્સને પુર્વના દેશોના ગાલીચા એકઠા કરવાનો ઘણો શોખ છે. એક દીવસે જેદાહમાં લોરેન્સે એક હજામને નાનકડાં ગાલીચા ઉપર નમાજ પઢતાં જોયો. એ ગાલીચો તેને ઘણો જ ગમી ગયો. જો કે તેમાં એકેક ઇંચના ઘેરાવાનાં ત્રણ ચાર છીદ્રો હતાં, છતાં તેણે

તે ગાલીચો ખરીદવાની ઇચ્છા બતાવી. પેલા હજામે તેના ૩૦ રૂપીઆ માગ્યા. લોરેન્સે તેટલી કીંમત આપી ગાલીચો ખરીદ્યો. પણ જ્યારે તે ગાલીચો લોરેન્સ ડેરો લઇ ગયો ત્યારે ત્યાંના ગાલીચાના એક મશહુર વ્યાપારીએ કહ્યું; સમરાવ્યા પછી આ ગાલીચાના ખુશીથી રૂ. ૧૦૫૦ ઉપજી શકે. ગાલીચાનો પોતાને આટલો બધો શોખ છતાં લોરેન્સ બીજી બાબતોની માફક ગાલીચાઓ માટે પણ ઘણી જ ઉપેક્ષાવૃત્તી બતાવે છે. ઓક્ષફર્ડમાં જ્યાં તેની માતા રહે છે તે મકાનમાં પુર્વના કેટલા ય ગાલીચાઓનો અને જાજમોનો એક ઢગલો ધુળ ખાતો પડ્યો છે. આ સંબંધમાં એક રમુજી પ્રસંગ નોંધવા જેવો છે. એના કુટુંબના એક મીત્રનાં લગ્ન હતાં. લોરેન્સ ત્યારે ઘેર નહોતો. એની માએ તેથી લગ્નની ભેટ તરીકે તે મીત્રને એક ગાલીચો મોકલાવ્યો. માએ માનેલું કે એની કંઇ ઝાઝી કીંમત બેઠી નહીં હોય. એ વાત લોરેન્સ ઘેર ગયો ત્યારે માતાએ તેને કહી. લોરેન્સે ઠંડે કાળજે કહ્યું: “એ ગાલીચાના મેં માત્ર રૂ. ૨૨૦૫ આપ્યા હતા.” છતાં લોરેન્સ તે માટે લગારે ચીડાયો નહીં, એટલું જ નહીં પણ થોડા વખતમાં તે બનાવ જ તેણે વીસારી દીધો.

## ચર્ચીલનો સલાહકાર

પોતાના આરબ મીત્રોને અપાયલાં વચન બરાબર પળાયાં નથી અને અમીર ફૈઝુલને સીરીયાની ગાદી છોડવી પડી છે, એ વાત એને ઘણી ખટકે છે. કહે છે કે ત્યારથી તેણે સરકારી નોકરી છોડી દીધી હતી. પણ કોન્ઝરવેટીવો સત્તામાં આવ્યા અને વીન્સ્ટન ચર્ચીલે સંસ્થાનખાતાના મંત્રીત્વ પદસ્વીકાર્યું ત્યારે તેણે લોરેન્સને આગ્રહ કરીને નજદીકના પુર્વના દેશોના ઉકળેલા મામલાને શાંત કરવાના કામમાં તેને મદદ કરવા માટે સમજાવ્યો. તેણે એક વર્ષ સુધી રહેવાનું સ્વીકાર્યું. તે દરમીયાન તેણે નજીકના પુર્વને લગતા પ્રસંગોના સંસ્થાનખાતાના સલાહકાર તરીકે કામ કર્યું. તેટલા સમયમાં મેસોપોટેમીઆના સવાલનો લોરેન્સની ધારણા પ્રમાણે નીવેડો લાવવામાં આવ્યો, અને અમીર ફૈઝુલને બગદાદ બોલાવી ઇરાકનો રાજા બનાવવામાં આવ્યો. એથી લોરેન્સના મનનું કંઇક સમાધાન થયું અને બરાબર એક વર્ષ પુરૂં થયું તે દીવસે જ માથે ટોપી મુકી અને સહજ કારણે બહાર જતો હોય તેમ તે સંસ્થાનખાતાની ઓફીસમાંની નોકરી છોડીને ચાલી ગયો.

## રમુજી લોરેન્સ

લોરેન્સ ઓછાબોલો અને શરમાળ હોવા છતાં જેટલો હીંમતવાળો છે તેટલો જીવન તરફ બેપરવાહ અને રમુજી પણ છે. તે જ્યારે ઓક્ષફર્ડમાં અન્ડરગ્રેજ્યુએટ હતો ત્યારે તેણે અને એના એક સહાધ્યાયીએ પરસ્પર પ્રતીજ્ઞા કરી હતી કે, બન્નેમાંથી જે કોઇ પણ ખાસ કરીને કંઇક જાણવા જેવું કામ કરે ત્યારે તે માણસે બીજાને તારથી જણાવવું: એટલે બન્ને સાથે મળી તે પ્રસંગનો આનંદ ઉજવે. આ પ્રતીજ્ઞા પ્રમાણે કર્નલ લોરેન્સે ૧૯૨૦માં પેલા મીત્રને તાર કર્યો: “જલ્દી આવ. મેં અગત્યનું કામ કર્યું છે.” કોલેજના દીવસો પછી માત્ર બન્ને મીત્રો વચ્ચેનો આ પહેલો જ સંદેશો હતો. પેલો દોસ્ત આવ્યો અને પુછ્યું: “તેં કયું મહત્ત્વનું કાર્ય કર્યું છે?” ત્યારે લોરેન્સે જણાવ્યું: “એપીંગ જંગલમાં મેં બંગલો બાંધ્યો છે અને હું ગાયો રાખવા માંડ્યો છું!”

આવો બીજો રમુજી પ્રસંગ એ બંગલાના સંબંધમાં બન્યો હતો. સરકારી કાનુન છે



કર્નલ લોરેન્સ: સવાપાંચ ફુટીઆ લશ્કરી અમલદાર કેરોના હેડ ક્વાર્ટર્સમાં

કે, એપીંગના જંગલમાં કશું પણ સ્થાવર બાંધકામ કરી શકાય નહીં, કેમકે તે અર્ધ-રાષ્ટ્રીય મત્તા છે. આથી લોરેન્સનો બંગલો બંધાઇ રહ્યો કે તુરત પોલીસ આવી, અને

તેને કહ્યું: "તમે કાયદાનો ભંગ કર્યો છે, કેમકે આ તો સ્થાવર મકાન છે.". એથી લોરેન્સ એકદમ લાલ રંગ લઇ આવ્યો અને નાનકડા બંગલાની ચારે બાજુએ તે સ્થાવર મીલ્કત નથી એ બતાવવા માટે નનાં નાનાં પૈડાં ચીતરી નાખ્યાં! લોરેન્સના આ કામથી સત્તાવાળાઓને એટલી રમુજ ઉત્પન્ન થઇ કે, લોરેન્સ સામે તેમણે ક્શાંય પગલાં ભર્યાં નહીં. જો કે થોડા જ વખતમાં એ બંગલો આગનો ભોગ બન્યો અને બધું ભસ્માભુત થઇ ગયું.

## આરબો તરફ માન

લોરેન્સને આરબ જાતી તરફ ચાહ છે. તે એમ માને છે કે એ પ્રાચીન સંસ્કૃતીવાળી જાતી તરફથી પશ્ચીમને ઘણું શીખવાનું મળે તેમ છે. એટલે જ્યારે અમીર ફૈઝુલને સીરીયાની ગાદી છોડવી પડી ત્યારે તેણે લંડનનાં વર્તમાનપત્રોમાં આરબોનો પક્ષ કરનારા કેટલાક લેખો લખ્યા હતા. તેમ કરતાં તેણે લખ્યું હતું; "પણ આપણે આ સંબંધમાં ફ્રેંચોને દોષ દઇ શકીએ તેમ નથી...આપણે પોતે જ્યારે બગદાદ પાસે યુદ્ધ કરતા હોઇએ અને મેસોપોટેમીઆવાસીઓમાંથી જેઓ ઉંચું માથું કરે તેનું માથું ભાંગીને તેમને સ્વરાજ્ય ભોગવવા અશક્ત બનાવી દેવા મથતા હોઇએ, તે વખતે તેમને (ફ્રેન્ચોને) દમાસ્કસ પાસે યુદ્ધ કરવા માટે ઠપકો આપીએ અને સીરીઆવાસીઓને સ્વરાજ્ય અપાવવાના બહાને તેમને સીરીયા છોડી જવાનું કહીએ તો આપણી બુધ્ધી માટે બીજાઓને હસવું જ આવવાનું."

## દમનનીતીનો ટીકાકાર

બગદાદમાંના બ્રીટીશ અમીલદારીને ઇંગ્લંડની સરકારે સલાહ્મણ કરેલી કે, તમારે કેટલાક આરબ ઉમરાવો । પ્રતીનીધીમંડળને મુલાકાતે બોલાવવું, અને મર્યાદાવાળી સ્વતંત્રતાની તેમની માગણીનાં રહસ્ય જાણવાં. આ સંબંધમાં લોરેન્સે આમ લખ્યું હતું: "પેલા અમલદારે એ પ્રતીનીધીમંડળમાં પોતાની પસંદગીનાં જ માણસોનું ભરણું ભર્યું અને પછી જવાબમાં કહી નાખ્યું કે, 'તે માટે તમે લાયક બનો તેને હજી ઘણો સમય જોઇશે. સુંદર વચનો-પણ એ શબ્દોનો ભાર આખું અઠવાડીએ દીલ્લાહ ખાતે મેન્ચેસ્ટરના માણસો ઉપર પડશે. આ બળવા નીયમીત ઢબ ધારણ કરે છે. આરંભમાં આરબોનો વીજય થાય છે, પછી બ્રીટીશ લશ્કર 'પ્યુનીટીવ' (પ્રજા ઉપર શીક્ષા તરીકે) લશ્કર તરીકે મોક્લવામાં આવે છે. તેઓ લડતાં લડતાં પોતાનો માર્ગ કરે છે. (જેમાં આપણી તરફ ઘણું ઓછું નુકશાન નોંધાય છે અને આરબોને ભારે નુકશાન વેઠવું પડે છે.) એ લશ્કર નીશ્ચીંત સ્થાને પહોંચે ત્યાર પહેલાં તોપખાનાએ, વીમાનોએ કે તોપોવાળી સ્ટીમરોએ તે સ્થાન ઉપર ગોળાનો મારો ચલાવ્યો હોય છે. છેવટે કદાચ એકાદ ગામડાને જલાવી દેવામાં આવે છે, અને તેથી આખો જીલ્લો ઠંડો થઇ જાય છે. આપણે આવે વખતે ઝેરી ગેસ વાપરતા નથી એ જ નવાઇ છે. મકાનો ઉપર બંબગોળા ફેંકવા તે સ્ત્રીઓ તેમજ બાળકોને સપાટામાં લેવાનો ટાંકપીછોડાવાળો પ્રયાસ માત્ર છે, અને આરબ પુરુષોને ગોળીએ દેવામાં હમેશાં આપણા પદાતી લશ્કરને નુકશાન વેઠવું પડે છે. ત્યારે ઝેરી ગેસથી હુમલો કરવાથી તો સહેલાઇથી ગુન્હેગાર જીલ્લાઓને સાફ કરી નાખી શકાય છે; અને રાજ્ય ચલાવવાની આપણી વર્તમાન પ્રથા કરતાં, ગેસથી રાજ્ય ચલાવવું એમાં કંઇ વધારે અનીતી જેવું નથી.

"મેસોપોટેમીઆમાં જે લશ્કરી ખર્ચ થાય છે તેનો બોજો આપણા શાહી ખજાના ઉપર કેટલો બધો પડે છે તે આપણે જોઇ શકીએ છીએ, પરંતુ ખુદ મેસોપોટેમીઆ ઉપર તેનો કેટલો બધો બોજો પડે છે તે આપણે જોઇ શકતા નથી. તેને બધા લશ્કરને તેમજ તેમના પ્રાણીઓને (ઉંટો ઘોડાં વગેરે) ખોરાક પુરો પાડવો પડે છે. યુદ્ધમાં ઉતરેલી સેના ત્યાં અત્યારે [આ લેખ લખાયો તે અરસામાં] ૮૫૦૦૦ જેટલી છે, પરંતુ ત્રણ લાખ માણસને માટે ખોરાકની સગવડ કરવાની હોય છે. કેમકે આપણા પ્રત્યેક સૈનીકની વાંસે તેમની સેવાચાકરી માટે ત્રણ ત્રણ માણસો રોકવા પડે છે. આજે મેસોપોટેમીઆનાં દર દશ માણસે એક માણસ આપણા સૈન્યમાં છે. અને તે દેશનું સત્ત્વ તેઓ ખાઇ જાય છે, છતાં હજી એ ક્રીયા તેની પરીસીમાએ તો પહોંચી જ નથી. હજી તો લશ્કરને ખેવડું કરવાની વાતો થાય છે, અને સ્થાનીક સાધનો ખુટવા આવેલાં હોઇ, લશ્કરમાં વધારો થાય તેટલા પ્રમાણમાં ખર્ચનો વધારો થવાનો જ. આ વધારો ગણીતશાસ્ત્રના ધોરણ કરતાં વીશેષ છે.

"આ લશ્કરને હમણાં પોલીસનું કામ કરવું પડે છે. તેઓ એ પ્રજાને દાબમાં રાખી રહ્યા છે કે, જે પ્રજા માટે માત્ર એક પખવાડીઆ પહેલાં જ ઉમરાવોની સભામાં એવું કહેવાયું હતું કે: તેઓ પોતાના દેશમાં આપણી હાઝરી ચાલુ રહે તેવું તલસી રહ્યા છે! જે વખતે આપણી સામે મેસોપોટેમીઆની અંદર અસંતોષની આગ સળગી રહેલી છે, તેવે ટાણે જો મેસોપોટેમીઆના ત્રણે અદેખા પડોશીઓ [જેઓ આપણી સામે થવાની યોજનાઓ ઘડી રહ્યા છે] બહારથી હુમલો લાવે તો આપણી શું દશા થય તેની કોઇ કલ્પના સુદ્ધાં કરી શકે તેમ નથી. આપણા સંદેશાવ્યવહારનાં સાધનો ખામીભર્યાં છે. આપણાં બચાવનાં બન્ને બાજુનાં સાધનો માત્ર હવામાં જ છે. અને યુદ્ધ સમયે હતું તેમ આજેય આપણે આપણા લશ્કર તરફ અવીશ્વાસની નજરે જોઇએ છીએ." અને છેવટે તેણે ટીકા કરી હતી: "આપણી ભુલ સ્વીકારી નવેસરથી કામ લેવાની વૃત્તી આપણા માની સ્વભાવને લીધે થતી નથી, જો કે ખરી રીતે તો આનંદપુર્વક તેમ કરવું ઘટે છે. કેમકે તેથી દરેક અઠવાડીએ આપણે લાખ્ખો પાઉન્ડના ખર્ચમાંથી ઉગરી જઇએ તેમ છે."

## સ્વતંત્રતાનો સાથી

'ટાઇમ્સ'માં તેણે આરબોની તરફેણમાં લેખ લખતાં કહ્યું હતું: "આરબોએ ટર્કો સામે બળવો કર્યો તે એટલા માટે નહીં કે, તુર્કી શાસનપ્રણાલી છેક જ ખરાબ હતી. તેમણે તો સ્વતંત્રતાની પ્રાપ્તી માટે એ બંડ કર્યું હતું. માત્ર માલીકો બદલાય અને તેઓ બ્રીટીશોની કે ફ્રેન્ચોની પ્રજા બને તે માટે યુદ્ધમાં એમણે પોતાના જાનને જોખમમાં મુક્યા નહોતા, પરંતુ પોતાની સ્વતંત્રતા માટે તેમ કર્યું હતું.

"તેઓ સ્વતંત્રતા મેળવવા માટે લાયક છે કે કેમ તે જોવાનું રહે છે. પણ સ્વતંત્રતાનો આધાર લાયકાત ઉપર રહેતો નથી. બલ્ગેરીઆવાસીઓ, અફઘાનો અને તાહીતનો પણ સ્વતંત્ર થયા છે. જેઓ સારી રીતે શસ્ત્રસજ્જીત હોય, અથવા તો ખુબ ખળભળી ઉઠયા હોય કે પછી જેઓ એવા દેશમાં વસતા હોય કે જેની ઉપર બીજાઓ અધીકાર ભોગવવા જતાં લાભને બદલે ખર્ચના જ વીશેષ ભોગ બને, તેઓ સ્વતંત્રતા મ્હાણી શકે છે."

અને સીરીયાના સંબંધમાં ફ્રેન્ચોને પણ હમણાં સુધારા આપવા પડ્યા છે તે જોતાં ભેદી લોરેન્સનું કથન સાચું જ પડ્યું છે.

લોરેન્સના જીવનની આ રૂપરેખા લગભગ ૧૯૨૦ સુધીની છે. તે પછીના દશકામાં તેણે કેવાં પરાક્રમ કર્યાં છે, તેનો સળંગ ઇતીહાસ હમણાં સાંપડી શકે તેમ નથી. પરંતુ નજીકના પુર્વના દેશોથી માંડીને મુંબાઇ સુધીનાં એનાં કેટલાંક પરાક્રમોની તુટક તુટક કથા આપણે બધા હજી ન ભુલી શક્યા હોઇએ તેટલી તાજી છે. મુળ આયર્લેન્ડનો પણ હાલ ઓક્ષફર્ડનો જવાન વતની ૨૬ વર્ષની ઉમ્મરે પોતાના દેશને માટે કેવાં કેવાં સાહસ ખેડી શકે છે, તે જોયા પછી બ્રીટીશ મુત્સદ્દીઓ અને સાહસીકોનો ખ્યાલ આપણા નૌજવાનોને વીશેષ આવે અને લોરેન્સના સાહસપ્રીય જીવનમાંથી પ્રેરણા મેળવવાની વૃત્તી જન્મે એ સ્વતંત્રતા માટે ઝંખી રહેલા હીંદ માટે જરૂરનું છે.

કેટલાંક ગયેલી તકને માટે ચીંતા કર્યા કરે છે, પરીણામે હાથમાં આવેલી નવી તકને તેઓ ગુમાવે છે, તેનો તેમને ખ્યાલ જ રહેતો નથી.

...

ચીંતા અને ગભરાટ શારીરીક શકતીને ક્ષીણ બનાવે છે, મગજને અવ્યવસ્થીત કરી નાખે છે અને તેથી હાથમાં લીધેલાં કામ અધુરાં જ રહી જાય છે.

...

આપણને જે મુશ્કેલીઓમાંથી પસાર થવાનું હોય, તે ધીરજ તેમજ હીંમત રાખતાં શીખવે છે તે યાદ રાખવું.

ચીંતા જાતેજ એવી આપત્તી છે કે જે આપત્તી આપણે કદી ન ઇચ્છીએ તેટલી મુશ્કેલીમાં આપણને મુકે છે.

...

સરા રહેવા માટે જમો. મુક્લકડી બનવા માટે કે જાડાં કોઠી બનવા માટે જમો નહીં.

...

ચીંતા એ ન ઉંચકી શકાય તેવો ભયંકર બોજો છે, છતાં તે નકામો બોજો છે.

...

નીયમીતપણે ખોટી ચીંતા કર્યા વીના ઠીક ઠીક કામ કરનારાં કદી થાકતાં નથી.

# મુડીવાદની મીમાંસા

:લેખક:

મકરકેતુ

: લેખાંક પાંચમો :

## મુડીવાદ અને બેકારી

મુડીવાદી સમાજરચના નીચે પ્રજાનો સમુદાય રોજ રોજ વધતા પ્રમાણમાં પગારદાર મજુરીમાં જકડાતો જાય છે. બેહાલ બનેલા કારીગરો, ગૃહઉદ્યોગ ઉપર નભનારાઓ, જાતમહેનત પર જીવનારાઓ, ખેડુતો, નાના વેપારીઓ, અલ્પ મુડીદારો, અને જંગી મુડીની યંત્રણાને લીધે જમીનદોસ્ત થએલા તમામ માણસો ભાડુતી મજુર બની રહે છે. જેમ જેમ મુડી એકત્રીત, વ્યવસ્થીત અને કેન્દ્રીત બનતી જાય છે તેમ તેમ મુડીવાદી મહામંડળોના સર્વભક્ષી ખપ્પરમાં નાના ઉદ્યોગપતીઓ હોમાય છે. બેપાંચ વર્ષ પહેલાંનો લખપતી આજે મધ્યમ વ્યાપારી બને છે અને આજનો વચલો વ્યાપારી મુડીવાદના ચક્ર નીચે આવતી કાલે મોટાં કારખાનાંનો અધીન આડતીઓ કે પગારદાર નોકર બની રહે છે. આ રીતે લોકસમુહની ગુલામી કારમી બનતી આગળ ધપે છે. સંખ્યામાં રોજરોજ ઉંચે ચડતો શ્રમજીવી સમુદાય આખરે એટલો વીરાટ બને છે કે એને મુડીવાદ પોતાનાં કારખાનામાં સમાવી શકતો નથી. મુડીને જેટલા કામદારોની જરૂરત રહે, તેના કરતા મહેનતજીવી માનવોનો આંકડો અતીશય મોટો થઇ પડે છે. પરીણામે કામ કરતા કામદારોને મુડીવાદની ગુલામી સાંખી લેવી રહે છે; જો ન સાંખે તો મુડીવાદ બીજા ટોળાંબંધ મજુરોને લાવી, જુનાં માણસોને મુનસફી મુજબ લાત લગાવી શકે છે. શ્રમજીવીઓની આવી અધીન સ્થીતી મુડીવાદ વ્યવસ્થાપુર્વક ઉભી કરે છે. દરેક માલેક ઉત્પાદનનો ખર્ચ ઓછો કરવા અવનવા ઉપાયો યોજે છે. એનો સૌથી મોટો ઉપાય છેલ્લામાં છેલ્લી ઢબની યંત્રસામગ્રી છે. માણસોની મહેનત ઓછી કરે એવાં યંત્રો વારંવાર શોધાય છે, શોધાયલામાં વળી પાછા સુધારા થાય છે, અને એ સંશોધન ને સાધકતાનો લાભ મુડીવાદ એકદમ ઉઠાવી લે છે. કારખાનામાં નવા સંચા ગોઠવી તે મજુરીનું મુલ્ય ઓછું કરે છે અને કાર્યસાધક યંત્રોને લીધે ફાઝલ પડતા માણસોને એમનો માલેક શેરીઓમાં રઝળતા મુકે છે. નવાં નવાં યંત્રોના સંસ્થાપનનો વીધી જુદા જુદા ઉદ્યોગોના કોઇ નહીં ને કોઇ વીભાગમાં નીરંતર ચાલ્યાજ કરે છે, એટલે મુડીવાદી સમાજતંત્ર નીચે બેકારી અનીવાર્ય બને છે. મુડીવાદનું એક સૌથી કારમું અને અવીભાજ્ય અંગ 'કામ ધંધાનો કાળ' છે. આ વસ્તુસ્થીતીને પુંજીપતીઓ કામદારો સામેનું સફળ હથીયાર સમજે છે. એમની નેમ શ્રમજીવીઓને કામધંધો આપવાની નથી, પણ વધારેમાં વધારે નફો નીચોવવાની છે. શેરીએ શેરીએથી બેકાર કામદારો ભુખમરા જેવા મુફલીસ પગારો સ્વીકારીને પણ કારખાનામાં કામ કરવા આવશે એવી ગળીચ્છ ખાતરી માલેકોને હોવાથી,

તેઓ મનપસંદ અત્યાચારો આચરે છે, અને માનવતા જેવી લાગણીનો લગીરે અનુભવ કર્યા વીના સંપ-તીના સ્રષ્ટાઓને કારખાના-માંથી ગમે ત્યારે હાંકી કાઢે છે.

## એ ભીષણ ભુખમરો

સંગઠીત પુંજીવાદે આજે આખાયે જગતમાં ભયાનક ભુખમરો ઉપસ્થીત કર્યો છે. દેશદેશના મુઠીભર મુડીવાદીઓ અને એમને આંગણે સેવાનો ધર્મ આચરનારા થોડા મધ્યવર્ગી વળગણો શીવાય માનવજાતીના મોટા સમુહને આજે નથી કામધંધો મળતો, નથી પેટપુરતું અન્ન સાંપડતું, નથી નગ્ન કાયાને ઢાંકવા પુરાં વસ્ત્રો પ્રાપ્ત થતાં. જુદા જુદા દેશોમાં મુડીવાદ એની પોતાની નજરે આંકડા એકઠા કરે છે તો તેને જણાય છે કે જગતમાં આજે કમમાં કમ બે કરોડ માનવો કોઇ પણ પ્રકારના કામ વીના ભટકે છે. આ આંકડો છેક જ અધુરો છે. બ્રીટીશ સરકારની 'અમી નજર' તળે નભતા એકલા હીંદમાંજ પ્રજાના લગભગ ત્રીશ ચાલીશ ટકા માણસો બેકાર છે. અવીભક્ત કુટુંબની પ્રથાને લીધે આ ઘોર બેકારી બાહ્ય નજરે દેખાતી નથી. તેમ અહીંના આફતગ્રસ્ત બેકારોના આંકડા કોઇ કાઢતું નથી. શહેરોમાં અને ગામડામાં ઘેર ઘેર માણસો બેકાર છે. એક હીંદનીજ બેકારીનો આંકડો આખી દુન્યાના બેકાર-ટકાને વટાવી જાય એવો વીરાટ છે. વસ્તીના મોટા ભાગને પુરૂં એક ટંક અન્ન સાંપડતું નથી. સાઠ લાખ બાવા સાધુઓ સાવ બેકાર છે. શીક્ષીત જનતામાં કમમાં કમ પચાસ ટકા બેકારી છે. પંજાબમાં દર સાલ લગભગ સાઠ હજાર માણસો વસ્ત્રોને અભાવે થીજવતી ઠંડીમાં મોતને ભેટે છે. આ કમકમાવનારી વસ્તુસ્થીતી અહીં હીંદમા રમણ કરતા અંગ્રેજી મુડીવાદને આભારી છે. અમેરીકાની અતુલ સમૃધ્ધિની વાતો આપણે સાંભળીએ છીએ. ફોર્ડ, રોકફેલર, કાર્નેગી અને મોર્ગનના મહાભંડાર ઉપર અજબ બનીએ છીએ. પણ આ ચીત્ર વાસ્તવીક નથી.—વીકૃત છે. અમેરીકામાં આજે લાખો માનવો બેકારીમાં બફાઇ રહ્યા છે. સામાન્ય સમયમાં યુનાઇટેડ સ્ટેટસમાં કામધંધા વીનાના કામદારોની સંખ્યા દશ લાખ હોય છે. હમણાં હમણાં સ્ટોક એક્ષચેંજની આફત અને અવ્યવસ્થીત ઉત્પાદનપધ્ધતીને લીધે આ આંકડો ૬૫,૦૦,૦૦૦ (પાંસઠ લાખ) ઉપર પહોંચ્યો છે. શીયાળાની કડકડતી ઠંડીમાં દર સાલ અમેરીકાના હજારો બેકાર કામદારો એક ગામથી બીજે ગામ ભટકતા ભટકતા મરી જાય છે. ઇંગ્લાંડની મજુર સરકાર બેકારી સામે બાથ ભીડવા મથે છે (મુડીવાદનું તંત્ર અનામત જાળવીનેજ), છતાં દર અઠવાડીએ ત્યાંના બેકારોની સંખ્યામાં ત્રીશ ત્રીશ હજારની ભરતી ચઢે છે. આ વીષમ વસ્તુસ્થીતી પર પડદો નાખવા મેકડોનલ્ડની સરકાર અનેક લીલાઓ ખેલે છે. તે સામે હમણાંજ ઇંગ્લાંડમાં ભુખે મરનારાઓની કુચ ઉદ્દામપક્ષે ગોઠવી છે. એ કુચ શરૂ પણ થઇ ચુકી છે. ગામે ગામથી બેકારોને પોતાના પ્રવાસી સમુહમાં મીલાવી લેતી, કદમે કદમે કદમાં વધતી જતી, મજુર સરકારનો મુડીવાદ ખુલ્લો પાડતી તે જેમ જેમ આગળ ધપે છે તેમ તેમ સરકાર એની સામે સીતમખોરી અખત્યાર કરે છે, અને ભુખમરામાં પીંસાયલાઓને પોલીસના દંડાને અધીન કરે છે. સમાજવાદનો સુંવાળો દાવો કરતી કામદાર સરકારની એકજ વર્ષની કારકીર્દીમાં (૧૯૨૯ ના મે માસથી ૧૯૩૦ ના મે સુધીમાં) ઇંગ્લાંડના બેકારોની સંખ્યા ૧૧,૬૫,૦૦૦ માંથી લગભગ ૨૦,૦૦,૦૦૦-

વીસ લાખના ગંજાવર આંકડા પર આવી ઉભી છે. આ પરીણામ મુડીવાદી સમાજ-રચનાનું છે. જાપાનમાં, જર્મનીમાં, ફ્રાન્સમાં, નોરવેમાં, બ્રીટનનાં સંસ્થાનોમાં, એમ બધાજ મુડીવાદી દેશોમાં બેકારીની ભયાનકતા રૂદ્ર રૂપ ધારણ કરી રહી છે. એક પ્રદેશના બેકારો બીજા પ્રદેશમાં કામ મળવાની આશાએ જાય છે, પણ આભ ફાટયું હોય ત્યાં કોણ થીગડું મારે? જાપાનીઝ અને ચીનાઇ રઝળુઓ, કામ વીનાના ગામડી યુવકો અને ખુવાર થએલા ખેડુતો, દીવાળું કાઢી બેઠેલા દુકાનદારો અને ફરજીઆત નીવૃત્તી સેવતા કારીગરો, ખણીઆએ અને કાપડના કામદારો, કારખાનાંમાં વર્ષો સુધી વહીતરું કરીને પાછા બેકાર બનેલા મજુરો, અને એવાં બીજાં અસંખ્ય 'માનવજંતુઓ' જગતના એકે એક શહેરમાં નોકરીની શોધમાં કીડીઓની પેઠે ઉભરાઇ રહ્યા છે. આ આખોયે નીષ્ક્રીય માનવસમુહ શોણીતશોષક મુડીવાદનું અનામત મજુરદલ બની રહે છે. કામ કરતા મજુરો જ્યારે માથું ઉંચકે ત્યારે આ ભુખે મરતા લુલોને મુડીવાદ પૈસાને પ્રતાપે પોતાની મદદે બોલાવે છે. એના મદાર ઉપર પુંજીપતીઓ કામદારોનું બલ તોડે છે. એટલે જ આ બેકાર માનવસમુહને કર્લ માર્ક્સ મુડીવાદની મજુરી માટેના અનામત લશ્કર (Reserve army of labour) નું નામ આપે છે. આ અનામત લશ્કરના અસ્તીત્વથી, આ અનન્ત બેકારીથી કામદાર વર્ગની અધીનતા કાયમ અધીક ને અધીક કારમી થતી જાય છે. નવાં યંત્રોની મદદથી મુડીવાદ થોડાએક કામદારોની લોહીતરબોળ મહેનતમાંથી સુવર્ણ નીતારે છે, જ્યારે બીજા સંખ્યાબંધ શ્રમજીવીઓને તે શેરીએ રઝળત. કરી શકે છે. આમ બેક.ર અને રઝળુ બનેલા માનવો મુડીવાદના હાથમાં એક પ્રકારનો ઝેરી ચાબુક બની રહે છે. એ ચાબુકના ઉપયોગથી મુડીવાદ કામ કરતા મજુરોને હંમેશાં દબાયલા રાખે છે!

## ગુન્હેગારી

ઉદ્યોગમંડીત મુડીવાદની આ 'અનામત મજુરસેના' ભીષણ ભુખમરામાંથી બચવા ગુન્હેગારીનાં તત્વો ગ્રહણ કરે છે. એમાંથા પશુતા, અમાનુષીતા, લબાડી, ચોરી, લુંટફાટ, ખુન અને ખુવારી જન્મે છે. વરસો સુધી જેઓ કામ વીના બેસી રહયા હોય, તેમને દારૂ પીવાની, દગલબાજીની, રઝળવાની ને ભીખ માગવાની ટેવ પડે છે. લંડન, બરલીન, હેમ્બર્ગ, ન્યુયોર્ક, પેરીસ, મુંબઇ અને કલકત્તા જેવાં શહેરોમાં કેટલીયે જગ્યાએ ઉપર આવા રઝળુ બેકારો પડયાપાથર્યા રહે છે. એમાંથી કોઇ ઘર ફાડે છે, કોઇક ચોરી કરે છે, બીજા છેતરપીંડી આચરે છે, કેટલાક સ્ત્રીઓનું દલાલું કરે છે, અને ઘણા ભીખ માગતા ભુખે મરે છે. શહેરોમાં ફાલી રહેલા અપરાધોના મુખ્ય ભાગીદાર આ માણસોજ હોય છે. પણ એમાં એમનો દોષ નથી. મુડીવાદે એમની એવી ભયાનક દુર્દશા કરી છે કે એ ના માટે ઉદરપોષણનો અન્ય કોઇ માર્ગ નથી. એમના અપરાધો પોલીસના પ્રચંડ જાપ્તા છતાંય ચાલુ રહે છે— રહેવાનાજ. આખી આલમના અપરાધોમાંથી નવ્વાણું ટકાનું મુળ મુડીવાદી સમાજરચનામાં છે. સતત રહેતી બેકારીનું પરીણામ એ આવે છે કે વર્ષોની નીષ્ક્રીયતાથી બેકારોનો અમુક વીભાગ કામ કરવાની ટેવ ભુલી જાય છે અને પછી કામ મળવા છતાંયે તે રઝળુ લબાડ જીંદગી પસંદ કરે છે. એને કામ કરવું ગમતુંજ

નથી. દરેક શહેરમાં દેખા દેતો લોફરોનો સમુહ આવી સતત બેકારીના ફાલરૂપ છે. એને પગાર આપી કામપર મુકશો તો પણ તે આળસુ રઝળપાટમાંજ રાચશે, અગર ચોરીલ-બાડી કરશે. આ વર્ગને સમાજવાદની પરીભાષામાં લંપનપ્રોલીટરીઅટ (Lumpenproletariat) 'લબાડનીર્ધન' કહે છે. એ વર્ગ મુડીવાદનોજ પરીપાક છે.

## સ્ત્રીઓ અને બાલકો

ઓછામાં ઓછા ખર્ચે વધારેમાં વધારે ઉત્પન્ન કરવું એ મુડીવાદનો અવીચળ હેતુ હોવાથી, યંત્રોના વીકાસ સાથે મુડીવાદે એનાં કારખાનામાં મ્હીલા મજુરો અને બાલકામદારો રોકવાની રીત અખત્યાર કરી. આ પધ્ધતીમાં મજુરીના ભાવ સોંઘા પડે છે, એટલે માલેકો કાયદાની સામે થઇને પણ સ્ત્રીઓ અને બાલકોનો અણુઘટતો ઉપયોગ કરે છે. મુડીવાદના મંડાણ થયાં તે અગાઉ ગૃહઉદ્યોગ અને હાથકારીગરીના જમાનામાં ઉત્પાદનના કામ માટે ચોકસ જાતની કલા કે વીશીષ્ટ તાલીમ આવશ્યક હતી. ઘણી વાર નવા આદમીને, એ કલા હસ્તગત કરવા, વર્ષો સુધી વીના પગારે ઉમેદવાર તરીકે કામ કરવું પડતું. યંત્રયુગમાં આવી તાલીમ કે ઉમેદવારીની જરૂર રહેતી નથી. આઠ દશ વર્ષનો બાલક પણ, એને એકવાર અમુક રીત બતાવી આપ્યા પછી, સંચો ચલાવી શકે છે. એને માત્ર એકાદ હાથો હલાવવાનો હોય છે, અથવા તો પેગડાં પર પગ મુકવાનો હોય છે, અગર યંત્રના જડબામાં કોઇ ચીજ ઓરવાની હોય છે. આમાં નથી કાંઇ વીશીષ્ટ શકતીની, શીક્ષણની કે અનુભવની અગત્યત.; એટલે મુડીવાદ પુરૂષ કામદારોને વધારે પગાર આપવા કરતાં સ્ત્રીઓ અને બાળકોને ઓછા પઇસા આપી એટલુંજ કામ કરાવવાની રાક્ષસી રીત પસંદ કરે છે. બાલકોને દર્દી થાય, સ્ત્રીઓ ક્ષયમાં જકડાય અને શ્રમજીવીઓની ભાવી ઓલાદ બગડે, એની સાથે ઉદ્યોગપતીઓને જરાયે નીસ્બત નથી. આવી નીષ્ઠુર નીતી સામે કામદારોએ અસંતોષ સળગાવી કોઇ કોઇ દેશમાં સ્ત્રીઓ અને બાળકોની કામદારી ઉપર જરાતરા અંકુશ મુકાવ્યો છે, પણ એનો અમલ કોઇ કરતું નથી. અમેરીકાના અનેક કારખાનામાં પ્રતીબાધીત ઉમરના બાળકોને રોકવામાં આવે છે. લક્ષ્મીની લીલા વડે માલેકો બાલકોની ઉમરનાં જુઠાં પ્રમાણપત્રો ડોકટરો પાસેથી કઢાવી લે છે, અને જ્યારે મુડીવાદી મ્યુનીસીપાલીટીના નીરીક્ષકો કારખાનામાં મુલાકાતે આવે ત્યારે લાંચરૂશ્વતથી એમનાં હાથપગ અને મ્હોં બાંધી લે છે. આમ સ્ત્રીઓ અને બાલકોની સસ્તી મજુરી પ્રચલીત થતાં પુખ્ત વયના પુરૂષોની બેકારી વધારે વ્યાપક બને છે. ઓરતો અને બચ્ચાંઓને પગારદાર ગુલામ બનાવવામાં મુડીવાદની બીજી એક નીષ્ઠુર નેમ એ છે કે લોહીલોલુપ શોષણનીતીનો વીરોધ જેટલો પુરૂષો કરી શકે છે તેટલો આ નીર્બળ સમુહથી કરી શકાતો નથી. બહેનો અને બાળકોને સાહેબુજાર માલેકો બહુ સહેલાઇથી બ્હીવરાવી શકે છે. ત્વતત્વતામાં તેઓ મુડીવાદની નીચો વર્ણીને તાબે થઇ જાય છે. એમનામાં અધ્યાત્મવાદનું વીષ પણ ઘણીજ સહેલાઇથી વીસ્તારી શકાય છે, કારણ કે તેઓ—ઓરતો અને શીશુઓ—પોતાના ઉપરી અને ઉપદેશકના શબ્દમાં વીના સંકોચે વીશ્વાસ મુકે છે. ઓછા પ્રયત્નથી મુડીવાદ એમને વફાદારી, ધાર્મીક બીતી અને એવા બીજા ઝેરી પ્યાલાથી ખુબ ભરમાવી શકે છે. આ બધા સંજોગો લક્ષમાં લઇ લક્ષ્મીનંદનો જેમ

અને તેમ કારખાનામાં પુરૂષોને બદલે સ્ત્રી-બાલકોને વધારે પ્રમાણમાં ગોઠવવા વેતરણ કરે છે, અને સુકુમાર શીશુઓને એમનાં શોણીતમાંથી, માલેક માટે સુવર્ણના સીક્કા ઘડવાની ફરજ પાડે છે.

## બેકારીમાંથી અધઃપાત.

કારખાનામાં સ્ત્રીમજુરોની સંખ્યા દીવસે દીવસે કેટલી વધતી જાય છે અને તેનું પરીણામ કેવું કારમું આવે છે, તે દર્શાવવા બુખારીન કેટલીક સધ્ધર હકીકતો નીચે મુજબ રજુ કરે છેઃ—

"૧૯૧૩ માં જુદા જુદા દેશોમાં મહીલામજુરોની સંખ્યા આ પ્રમાણે હતી—ફ્રાન્સમાં ૬૮,૦૦,૦૦૦; જર્મનીમાં ૯૪,૦૦,૦૦૦; ઓસ્ટ્રીઆ હંગરીમાં ૮૨,૦૦,૦૦૦; ઇટલીમાં ૫૭,૦૦,૦૦૦; બેલજીઅમમાં ૯,૩૦,૦૦૦; ઇન્ગ્લાંડ અને વેલ્સમાં ૬૦,૦૦,૦૦૦. રશીઆમાં ઝારના જુલ્મી તંત્ર નીચે સ્ત્રીકામદારોની સંખ્યા પ્રતીવર્ષ વધતીજ જતી હતી. ૧૯૦૦ માં અહીં પચીશ ટકા જેટલી મજુરણો કામ કરતી. ૧૯૦૮માં આ આંકડો ૩૧ ટકા પર ચઢયો. ૧૯૧૦ માં ૪૫ ટકા સુધી મહીલા-મજુરીનું પ્રમાણ પહોંચ્યું. કેટલાક ઉદ્યોગોમાં તો બાવન ટકા મજુરી સ્ત્રીઓનીજ હતી. ઇટલા વીશ્વવીગ્રહના સમયમાં દરેક દેશમાં સ્ત્રીકામદારોની સંખ્યા અજબ ગતીએ આગળ ધપી હતી. આ ઉપરાંત બાલમજુરોના આંકડાએ પણ ત્વરીત પ્રગતી કરી હતી......આ આખીયે પ્રથાનું પરીણામ એ આવે છે કે કામદારોનું કુટુંબજીવન રહેંસાઇ જાય છે. જ્યાં સ્ત્રીઓને અને બાળકોને પણ પેટપોષણ માટે કારખાનામાં કામે જવું પડતું હોય ત્યાં બીજું શું થાય? ...દ લોહીનો સંબંધ લુપ્ત થાય છે, કુટુંબ કલુષીત બને છે, ભાઇભાંડુઓ વચ્ચે આકર્પણ રહેતું નથી, અને સ્ત્રીપુરૂષોની જીંદગી કેવળ ભાડુતી બની રહે છે. એમને જીવનમાં આનંદ દેખાતો નથી. માણસ માણસ મટી આપમેળે કામ કરતો સંચો (Automaton) થાય છે. સ્ત્રીઓ જ્યારે કારખાનામાં પ્રવેશ કરે છે, ત્યારે પુરૂષની જેમ તમામ જોખમો અને ભાવી બેકારીની બળતરાઓ તેને વહોરવી પડે છે. જેમ પુરૂષને તેમ સ્ત્રીને પણ મુડીદાર માલેક મનસ્વીપણે બારણું બતાવી શકે છે. બેકાર બનેલી સ્ત્રી સંપત્તીમાનોની 'અનામત મજુરસેના'માં ઉમેરો કરે છે. એને જ્યારે અન્નપ્રાપ્તીનો એક પણ સીધો માર્ગ ખુલ્લો રહેતો નથી, ત્યારે નૈતીક અધઃપતનમાં તે ઝંપલાવે છે. પોતાને, પોતાનાં બાલકોને અને ભુખે મરતાં ભાંડુઓને જીવતાં રાખવાં તે શેરીને ખુણે ખાંચરે કોઇપણ ઉમેદવાર આગળ પોતાની કાયાનું વેચાણ કરે છે. કામધંધાનો કાળ અને અન્નપાણીનો અભાવ તેને આ રાહ ઉપર ધકેલી મુકે છે. કદાચ એને કામ મળે તો પણ પરીશ્રમનું પારીતોષીક એટલું ઓછું હોય છે કે તેમાં ઉમેરો કરવા તેને વેશ્યાવૃત્તીને શરણે ગયા શીવાય છુટકો થતો નથી. અને આમ એકવાર વેશ્યાવૃત્તીનો સ્વીકાર કર્યા પછી તેના સતત અનુષ્ઠાનથી તે સ્વભાવરૂપ બને છે. પછી એમાં સ્ત્રીને આઘાત કે લજ્જા લાગતાં નથી."

આ રીતે ધંધાદાર વેશ્યાવાડો ફાલે છે. શહેરોમાં તેનો ફાલ ખુબ ઉતરે છે, કારણ કે મોટી વસ્તીને લીધે ત્યાં વેશ્યાગમન કરનારા માણસો મળી રહે છે. પેરીસ, લંડન અને ન્યુયોર્કમાં મુડીવાદના પ્રતાપે પતીત થએલી સ્ત્રીઓની સંખ્યા લાખોથી ગણી શકાય તેમ છે. મુંબઇમા ધંધાદાર વેશ્યાઓનો આંકડો લગભગ દશ હજારે આવી ઉભો છે.

કલકત્તમાં લોઅર ચીતપુરનો લ-ને હજારો વેસ્યાઓથી ખદબદે છે. બેકારીમાં બળીઝળી રહેલા કુટું બોમાં ચાલતા ખાનગી વ્યભીચારોને આમાં ઉમેરીએ તો આંકડો કલ્પનાને કંપાવે એવો ગંજાવર થાય. મુડીવાદની નીષ્ઠુર શોષણનીતીમાંથી નીપજેલી આ પતીત સ્ત્રીસંખ્યા પછી મુડીવાદીઓનેજ એમની નીરંકુશ વીષયવાસના સંતોષવામાં ખપ લાગે છે. એથીયે આગળ જઈને મુડીવાદ આ વેસ્યાસંઘનો ઉપયોગ નફો નીતારવા માટે કરે છે. મજુરો અમુક કારખાનાં સાથે સંકળાયલા રહે એટલા ખાતર માલેકો એ કારખાનાંની આસપાસ રૂપવંત વેસ્યાઓને વસાવે છે કેટલાક માનવપીશાચો આખી દુનીયા ઉપર વેસ્યાએ મોકલવાનો ધીકતો ધંધો કરે છે. આજે વ્યાપક આંતરરાષ્ટ્રીય ધોરણ ઉપર આ ધંધો ચાલી રહયો છે. આમ વર્ગને આમ તેમ મનાવી લેવા માટે મુડીવાદે વેસ્યાવ્યાપાર સામે સગવડીઆ કાયદા કર્યા છે, પણ જ્યાં ડગલે ને પગલે મુડીવાદ વેસ્યાવૃત્તીના વીકાસને ઉત્તેજન આપતો હોય ત્યાં આવા ઉપલકીઆ કાયદાનો શો અર્થ હોઇ શકે?

## યંત્રવીકાસ અને વીટંબના.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે મુડીવાદી સમાજવ્યવસ્થામાં જેમ જેમ યંત્રોનો વીકાસ થતો જાય છે તેમ તેમ માનવસમુદના મોટા ભાગ ઉપર આફતનો રાફડો વધતો જાય છે. મોટાં મોટાં કારખાનાં બંધાવાની સાથે, માણુસની મહેનત ઓછી કરતાં કાર્યસાધક યંત્રોના સંશોધનની જોડાજોડ, અનામત મજુરદલમાં ઉમેરો થતો જાય છે, પુંજીપતીઓના પૈશાચીક જુલમોમાં ભરતી ચડે છે અને શ્રમજીવીઓની નીરાધારતા પાંગરે છે. સામાન્ય રીતે ઉત્પાદનનાં ઓજારોનું 'ટેકનીક' સુધરવાથી અને યંત્રોની કાર્યસાધકતા અધીક થવાથી, જનસમુદને સુખસગવડો આપડવાં જોઇએ. પણ મુડીવાદ આ નીયમને ઉવેખે છે, કારણકે એની નેમ માત્ર નફો નીચોવવાની છે. જો ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલેકીને બદલે, સમુહની સંયુક્ત માલેકી પ્રવર્તતી હોય તો યંત્રવીકાસમાંથી અનેરૂં જ ભાવી સર્જાય. એવી પરીસ્થીતીમાં નફો કોઇ ગણતર લક્ષ્મીનંદનોની તીજોરીમાં જમા થવાને બદલે સહકારમાં રાચતા શ્રમજીવી સમુદાયની વીટંબનાઓ વેગળી કરવામાં જ યોજાય. એટલે કે લોકો કામના કલાક ઓછા કરે, સર્જનશક્તીનું સંવર્ધન કરે અને અવકાશની વેળાએ જીવનનો સાચો આનંદ અનુભવે. આજની મીલ્કતદારી પદ્ધતી નીચે તો જે કંઇ યાંત્રીક વીકાસ થાય છે, એ બધો માનવસમુહને સ્વતંત્ર બનાવવાને બદલે એના માટે ઉલટી ગુલામીની શંખલા સર્જે છે. મુડીવાદ જેમ આગળ વધે છે તેમ તે રાક્ષસી યંત્રો, મોટાં મકાનો, પ્રચંડ કારખાનાં, ભયંકર ભઠીઓ વીગેરે ઉપર વધારે ને વધારે મુડી રોકે છે, અને મજુરીનું ખર્ચ એટલા પ્રમાણમાં ઓછું કરે છે. અગાઉના જમાનામાં જ્યારે હાથકારીગરી અને અલ્પ ગૃહઉદ્યોગ ઉપર જ સર્વ ઉત્પાદનનો આધાર હતો, ત્યારે માલેકને મુડીનો મોટા ભાગ મજુરીમાં રોકવો પડતો. આજે યંત્રયુગમાં એથી ઉલટીજ સ્થીતી છે. ઓછી મજુરી અને અધીક યંત્રસામગ્રી એ વર્તમાનયુગનો મુડીવાદી વાયુ છે. પરીણામે કામદાર જગતમાં સામેલ થતી જનસંખ્યા સાથે કામદારો માટેની માગણીનો મેળ રહેતો નથી. સંખ્યા દીન પ્રતીદીન વધે છે, માગણી ઘટે છે, મુડીવાદની અમાનુષીતા બીષણ રૂપ ધારણ કરે છે અને શ્રમજીવીઓની આફતો ઉગ્ર બને છે.

## બેકારીનું પૃથકકરણ.

સમાજવાદના અનન્ય પ્રતીપાદક કાર્લ માર્કસે બેકારીનાં કારણોનું સુક્ષ્મ પૃથકકરણ કર્યું છે. માર્કસના મત પ્રમાણે મુડીવાદના તંત્ર નીચે કોઇવાર એવા સમય-પ્રવાહો આવે છે કે જ્યારે માલનાં ઉત્પાદન માટે જેટલી મજુરશક્તીની જરૂરત જોઇએ તેના કરતાં ઉત્પાદનશક્તી અધીક ઝડપે આગળ વધે છે–The capacity to produce increases faster than the supply of labour power necessary for production. એટલે કે કારખાના માલિકના સંચાની માલ નીપજાવવાની શક્તી ઘણી વધારે હોય છે, પણ એના માટે પુરતા મજુરો મળતા નથી. આથી મજુરોનું મુલ્ય ઉંચું ચઢે છે, વધારે ને વધારે સંખ્યામાં માણસો શ્રમજીવનમાં શામીલ થાય છે, અને વસ્તીના વીસ્તારને ઉત્તેજન મળે છે. આ વીધી બહુ લાંબો વખત ટકતો નથી, કારણકે મજુરીના મોંઘા દરને લીધે મુડીદાર માલેકના નફામાં ધીમે ધીમે એવડું મોટું ગાબડું પડે છે કે ઉદ્યોગને આગળ ધપાવવાની તેની મનીષા મારી જાય છે. કાં તો તે ઉત્પાદનનો વીસ્તાર એકદમ ઘટાડી નાખે છે અથવા તો કારખાનાં ઉપર તાળું લગાવે છે. પરીણામે અસંખ્ય આદમીઓ બેકાર બને છે. આ બેકારો કામધંધાવાળા કામદારો ઉપર લટકતી તલવારની ગરજ સારે છે. મુડીદાર માલેક તેનો ત્વરીત ઉપયોગ કરે છે, અને એ રીતે તે મજુરીનું મુલ્ય નીચું ઉતારે છે. આથી તેના અવશેષ મુલ્ય (Surplus–નફો) નું પ્રમાણ વધે છે, તેને તે ઉદ્યોગવીકાસને અર્થે વાપરે છે અને વળી પાછો વધારે નફો નીપજાવે છે. ફરી એક વાર બેકારોને કામ મળે છે, મજુરીના દર મોંઘા થાય છે, આફત આવે છે, કારખાનાં બંધ બને છે અને મુડીવાદનું અનન્ત દેખાતું કુંડાળું આગળ ચાલે છે. આ વર્તુલગતીનો વીધી સમજાવતાં કાર્લ માર્કસ એના 'કેપીટલ'માં કહે છેઃ

"આ ઉપરથી સીધ્ધ થાય છે કે વારંવાર મજુરોનો પગાર વધતો હોવા છતાં મુડીવાદી ઉત્પાદનપધ્ધતીના પાયા એનાથી અલીપ્ત રહે છે, એટલું જ નહીં પણ એ પધ્ધતીની પ્રગતીને એથી પોષણ મળે છે. મુડીવાદી અર્થશાસ્ત્રીઓ દ્રવ્યસંચયના નીયમને કુદરતી કાનુન લેખાવે છે, પણ ખરૂં જોતાં એ નીયમ મજુરોનું શોષણ ઓછું થવાની દરેક સંભાવનાને બરતરફી આપે છે, અને મુડીવાદી ઉત્પાદનના નીત્ય વધતા વીકાસને આંચ આપે એવા મજુરીના મુલ્ય–વધારાને સદંતર અસંભવીત બનાવે છે" (કેપીટલ, પુસ્તક પહેલું, પા. ૬૮૦.)

મુડીવાદી ઉત્પાદનની પ્રગતી સાથે, અલબત, મજુરો માટેની માગણી વધે છે, પણ એ માગણીનું પ્રમાણ ઉત્પાદનવૃદ્ધિની સરખામણીમાં કાયમ ઘટતું જાય છે એટલે, કામદારોનો સમુહ, રોજ વધતા પ્રમાણમાં, અનામત મજુરસેનામાં મળતો જાય છે. આ વીષે માર્કસ 'કેપીટલ'માં લખે છેઃ

"જેમ જેમ મુડીની વૃધ્ધી થાય છે તેમ તેમ એ મુડીનો અસ્થીર વીભાગ–એટલે કે મજુરો–પણ વધે છે, પણ એનું પ્રમાણ મુડીની અપેક્ષાએ કાયમ ઘટે છે. પરીણામે, મજુરી કરતો માનવસમુહ પોતે મુડીસંચય સર્જતો છતો જોડાજોડ એક એવું શસ્ત્ર સર્જે છે કે જે તેને પોતાને હંમેશ વધતા પ્રમાણમાં નીરૂપયોગી અને નીઃસહાય બનાવી મુકે છે. વસ્તીવીસ્તારનો આ વીચીત્ર નીયમ મુડીવાદી ઉત્પાદનપધ્ધતીનું વીશીષ્ટ લક્ષણ છે. જેમ જેમ સામાજીક સંપત્તી વધે છે, પ્રવાહી અને સક્રીય મુડીમાં ભરતી

આવે છે, તેના વીકાસ અને સર્જનનું વર્તુલ મોટું થાય છે, અને કારખાનાના કામ પર આધાર રાખતા શ્રમજીવી સંઘની સંખ્યા વીસ્તરે છે, તેમ તેમ મુડીવાદની અનામત મજુરસેનામાં-બેકારોની બ્હોળી સંખ્યામાં-જુવાળ આવે છે.'

## બેકારી અને સામ્રાજ્યવાદ.

પ્રતીદીન પ્રચંડ બનતી બેકારી એક બાજુ જેમ મુડીવાદને મજુરીના દર નીચા રાખવાનું શસ્ત્ર સોંપે છે, તેમ મુડીવાદ સામે બળવાનો બ્હાઉ પણ ઉપસ્થીત કરે છે. એટલે મુડીવાદ પોતાની સલામતી માટે સંવર્ધનનાં નવાં ક્ષેત્રો દરદમ ખોળે છે. સ્વદેશની સાંકડી સીમાઓ ભેદી તેની પેલી મેર દુરના તેમ જ નજદીકના દેશોમાં પગપેસારો કરવો એ મુડીવાદ માટે આવશ્યક અને અનીવાર્ય બની રહે છે. ઘરઆંગણાની આફત ઓછી કરવા સારૂ તેને સંસ્થાનોના કબજાની કારમી જરૂરત પડે છે. આમાંથી સીતમગાર સામ્રરાજ્યવાદ જન્મે છે. પણ આ પ્રકારની આવસ્યકતા દરેક મુડીવાદી દેશને જણાવાથી, એ દેશોનો સાંસ્થાનીક વીસ્તાર એકબીજાની આડે આવે છે અને આખરે વીકાસનાં ક્ષેત્રો દીવસે દીવસે વીશેષ મર્યાદીત બનતાં જાય છે. ઇંગ્લાંડના અપાર સંસ્થાનવીસ્તાર સામે અમેરીકા આંખ માંડે છે, અને એ બંનેની સામે જાપાન ડોળા ધુરકાવે છે. ઇટલીને, ફ્રાંસને, અમેરીકાને, જર્મનીને, જાપાનને, એમ સર્વ મહાસત્તાઓને પોતપોતાની મુડીના સંવર્ધનને સલામતી માટે અધીક સંસ્થાનો જોઇએ છે, પણ એ સહુ એકબીજાના સ્થાપીત વીસ્તારને લીધે મર્યાદામાં જકડાઇ રહેલા છે. પરીણામ એ આવ્યું છે કે મુડીવાદના વીકાસની ગતીને બેકારીની ગતીએ એકદમ આવરી લીધી છે. આની સામે મુડીવાદી સત્તાઓ પાસે ત્રીવીધ ઉપાય આ પ્રમાણે હોઇ શકે:–(૧) પોતાની વસ્તીનું પરદેશગમન, (૨) બીજા દેશપ્રદેશોનાં બજારો ઉપર કુલમુખત્યારી (Monopoly) અને (૩) સંસ્થાનોની લુંટ. પણ બીજા દેશોમાં મુડીવાદને લીધે અનામત મજુરસેના વધવાથી, એ દેશોના ઉદય પામતા મુડીવાદને ય જગતનાં બજારો પર કુલમુખત્યારીની જરૂરત પડવાથી, અને સાંસ્થાનીક લુંટ માટેના તમામ પ્રાપ્ય પ્રદેશોની સંપુર્ણ વહેંચણી સામ્રાજ્યવાદીઓએ કરી લીધેલી હોવાથી, ત્રીવીધ ઉપાયની સાધકતા આજે અસંભવીત બની છે. એટલે બેકારીને પહોંચી વળવાની મુડીવાદની મહાન યોજનાઓ વાંઝણી થઇ રહી છે.

# જન્માષ્ટમીની રાતે—

શ્રી કૃષ્ણચંદ્ર મુંબાઇમાં જન્માષ્ટમીના રાત્રે પધારે તો તેમને કેવો અનુભવ થાય?

લેખક : કૃષ્ણભક્ત

જો વર્તમાન યુગની કૃષ્ણ જન્માષ્ટમી જોવા માટે શ્રી કૃષ્ણચંદ્ર જાતેજ, આ ભરતખંડની મુંબાઇ નગરીને વીધે પધારે તો જન્માષ્ટમીની રાત્રે એ મહાપુરૂષને નામે જે ઢોંગ ધમાલ થાય છે, એ જોઇને એમના દીલને કેવો ભયંકર આઘાત થાય તેની કલ્પના પણ કરવી મુસ્કેલ છે. જેમના જીવનનું ખાસ સુત્ર :

ભારતે ધર્મની ગ્લાની,
જ્યારે જ્યારે થાય છે;
ઉત્થાન કરવા તેનું,
ત્યારે હું નીજને સૃજું;
સંતોને રક્ષવા માટે,
દુષ્ટ કૃત્ય નીવારવા;
ધર્મ સંસ્થાપના અર્થે,
યુગે યુગે હું જન્મતો,

એ હોય, તે મહાપુરૂષને પ્રત્યેક જન્માષ્ટમીની રાત્રે જન્માવી, ઝોળીમાં નાખીને હીંચોળી, સભ્ય સમાજમાં જેનો ઉલ્લેખ કરતાં પણ કમકમાં આવે એવાં એવાં કામ કરવામાં, પોતાને નામે અંધશ્રદ્ધાથી ભાનભુલાં બનીને મધરાતે મુંબઇ નગરીની ગલીઓમાં દોડાદોડ કરતાં સ્ત્રી–પુરૂષોને જોઇને શ્રી કૃષ્ણને કેટલું બધું દુઃખ થાય?

એક વખતે એવું બન્યું કે નારદજીની ભલામણથી જન્માષ્ટમીની મધરાત્રે શ્રી કૃષ્ણચંદ્ર જાતે મુંબાઇ નગરીને વીરોજ આવ્યા અને કૃષ્ણજંદિરના એક ચોકઠામાં ઉભા ઉભા શ્રી કૃષ્ણ પોતે, એ બધાં દોડાદોડ કરનારાઓને ઉભા રાખીને કહેવા લાગ્યા:

"મારા સર્વથી શ્રેષ્ઠ સ્વરૂપને જાણવા નહીં ઇચ્છનારા હે મુઢ લોકો! તમે આમ કરીને તો મારી અવજ્ઞા કરો છો. અને વૃથા જ્ઞાનવાળા, વૃથા આશાવાળા, વૃથા ચીંતનવાળા અને વૃથા કર્મ કરનારા થઇને, તમે મોહાંધ કરનારી રાક્ષસી અને આસુરી પ્રકૃતીનો આશ્રય લો છો" [ગીતા અ. ૯. શ્લો. ૧૧–૧૨]

આ સાંભળીને તો કૃષ્ણજન્મનાં દર્શન કરવા, અને પીળા રંગના દહીંના લચકા શરીર પર છંટકાવવા દોડાદોડ કરતાં એ લોકોનાં ધાડાંના ક્રોધનો પાર ન રહ્યો અને સ્વયં શ્રી કૃષ્ણને જ ધક્કા મારીને, ચાલ્યા ગયા! એ જોઇને શ્રી કૃષ્ણને ઘણું આશ્ચર્ય થયું, પેલાં અજ્ઞાન સ્ત્રી પુરૂષોની એમને ખુબ દયા આવી અને દોડાદોડ કરી રહેલાં એ ભોળાં નરનારીઓના સમુદાય તરફ જોતા, કેટલી ય વીપળો સુધી ત્યાંના ત્યાં સ્થીર થઇ ગયા. પરંતુ એમને થયું: "આ તો કોઇ બીચારાં ભુલાં ભટકેલાં માણસો હશે. ચાલ મંદીરની અંદર જે લોકો મારું પુજન કરી રહ્યા છે તેમને મળી લઉં."



હોળીના દીવસોમાં આપ ગોપીઓ ઉપર રંગભરી પીચકારીઓ મારો છો. [પૃષ્ઠ ૫૮૮]

કે: જેઓ સર્વ ઇંદ્રીયોનો સંયમ કરીને તથા સર્વત્ર સમબુદ્ધી રાખીને કાર્ય કરે છે, તેમ જ જેઓ સર્વભુતોના હીતમાં મચ્યા રહે છે તેમની ઉપર જ હું પ્રસન્ન થાઉં છું. એ બધું જ તમે ભુલી ગયા છો અને તમે માણસ જેવા માણસનો અંત્યજ કહીને આમ તીરસ્કાર કરો છો..."

પરંતુ તેઓશ્રી આગળ બોલવા જાય તેટલામાં શ્રોતાજનો ઉશ્કેરાઇ ગયા તેથી તેમનું ભાષણ અધુરૂં જ રહી ગયું. "આ તો કોઇ ઢોંગી છે" એમ કહીને તેમનું જ ભક્તમંડળ તેમની સામે થયું! એટલું જ નહીં પણ સનાતન ધર્મના થઇ પડેલા ઉદ્ધારકોમાંથી કેટલાક સુદૃઢ લાગણીઓવાળા જ દાંત કચકચાવી, હવામાં મુઠ્ઠીઓ ઉછાળતા તેમની સામે ધસી જઇને કહેવા લાગ્યા:

"તું કોઇ નાસ્તીક લાગે છે અને આ રીતે અમારા જેવાઓને ઉપદેશ આપવાનો ઢોંગ કરવાનો તને કશો જ અધીકાર નથી!"

શ્રી કૃષ્ણચંદ્ર તેમ છતાં પણ નીરાશ ન થયા અને પોતાના ભક્તોની પુરેપુરી કસોટી કાઢવા એકાદ શ્રીમંત શેઠીઆની પેઢી ઉપર ગયા, ત્યાં આખો દીવસ માણસ જેવા માણસ પાસે સખ્ત મજુરી કરાવી, તેને પેટ પુરતું ખાવાનું મળે એટલો પગાર પણ આપવાની આનાકાની કરનારા, એ શ્રીમંતને ગાયોના ઘાસ માટે, મંદીરના મનોરથ માટે, ઠાકોરજીના વાઘા માટે અને આચાર્યશ્રીને ભેટ માટે પૈસા વાપરી મોક્ષ મેળવવાની ભાવના સેવતો જોઇને તેમણે એને સમજાવવા માંડયો:

"અરે ભાઇ! મેં તને કહ્યું હતું કે મારી નાખે છે, તેને તો પેટ પુરતું આપતો નથી, ત્યારે બીજાઓને દાન તેમજ પુણ્યને નામે પૈસા આપવા દોડાદોડ કરે છે, એથી તને કશો જ લાભ થવાનો નથી. કારણ જાણવા યોગ્ય છે, તે જાણવાથી જ તારૂં કલ્યાણ થવાનું છે. જો તું એમ માનતો હોય કે સર્વભુતોની ઉત્પત્તી કરનાર તેમજ ભરણપોષણ કરનાર તું નથી, તો પછી જેને તારે આપવું જોઇએ તેમનામાંથી લુંટ ચલાવીને બીજાઓને વીના પરીશ્રમે આપવા શું કામ દોડે છે?"

એ સાંભળીને પેલા શ્રીમંતને ઘણી જ રીસ ચડી. આવો માણસ જાણે પોતે શ્રી કૃષ્ણ જ હોય તેવા અભીમાનથી વાત કરે તે એનાથી સહન ન થયું. અને એ શ્રીમંત વૈષ્ણવે એમને એમ જ કહી દીધું કે: "તારા એ સામ્યવાદનું ભાષણ મારવાડી વીદ્યાલયમાં કરજે, અહીં નહીં. તારો બધો ઢોંગ અહીં નહીં ચાલે સમજ્યો? વેળાસર અહીંથી ચાલ્યો જા, નહીં તો પોલીસ બોલાવવો પડશે, પોલીસ!"

આ ઉપરથી શ્રી કૃષ્ણને લાગ્યું કે: "આ તો બધા ધંધાદારી માણસો, ઉતાવળને લીધે આમ કરે છે. પરંતુ એમના જીવનનું ખરેખરૂં સ્વરૂપ જોવું હોય તો મારે એમના ઘેર જઇને તપાસ કરવી જોઇએ."

એમ વીચારીને શ્રી કૃષ્ણ પોતાના એકાદ ભક્તના ગૃહસ્થાશ્રમના અનુભવ માટે ગયા ત્યાં 'પતી એ તો પત્નીનો પૃથ્વી ઉપરનો પ્રભુ જ છે. પતીની પુજાથી અને તેનું કહ્યું કરવાથી સ્ત્રીનો ઉદ્ધાર થાય છે' એવી એવી વાતો નીરંતર કરનાર, એ ભક્તજનને, પોતાની સ્ત્રીને સમાસમાનાં દર્શન કરવા અને આચાર્યશ્રીની સેવા કરવા મંદીરમાં મોકલતો જોયો, શૌચ જઇ આવ્યા પછી હાથ ધોવામાં ભુલ કરનાર બાળકના વાંસામાં ધડાધડ ધબ્બા

અને પછી તેમણે ખુદ જ્યાં એમની પ્રતીમાનું પુજન થઇ રહ્યું છે, એવા મંદીરને વીષે પગલાં પાડ્યાં. ત્યાં પણ દોડાદોડી, ધમાધમી, ભચડાભચડી અને અવ્યવસ્થાનો પાર નહોતો. કોઇને શ્રી કૃષ્ણચંદ્રની પરવા પણ નહોતી. આમ છતાં તેમણે માનાપમાનની કાળજી નહીં કરતાં ત્યાં ઉભા રહીને ઉચ્ચે સ્વરે પોકાર કરીને કહ્યું:

"હે મુઢ લોકો! તમે મારા જીવનના જે પ્રસંગમાંથી સાર લેવો જોઇએ, તે લેવાને બદલે ખાલી દહીં, દુધ ને માખણની ચોરીની આવી મીથ્યા લીલાઓ કરીને જ શાના રાચો છો? જો મને માન આપવાં માગતા હો તો, ગીતામાં મેં કહ્યું છે તેનો અભ્યાસ કરી એ રીતે જીવન ગાળતા થઇ જાઓ. હું તો રાજપુત્ર હોવા છતાં ગોપજનોની સાથે ભાઇની માફક ભળતો, મળતો, આનંદ કરતો અને તેમની અને મારી વચ્ચે કશો જ ભેદ જોતો નહીં, ત્યારે તમે અહીં આવીને દર્શન માટે આટલી દોડાદોડી ને મારામારી કરો છો, પરંતુ તમારા પોતાના ગરીબ સગા માટે, ઘરના નોકર માટે કે સમાજના દલીત વર્ગ માટે તમારા દીલમાં લગારે દયા રાખતા નથી. આનું નામ મારી ભક્તી કે મારી મશ્કરી?"

પહેલાં તો એ ભાષણ સાંભળી કુતુહલ વૃત્તીથી પ્રેરાયલા કેટલાક લોકો તેમની આસપાસ ટોળે મળ્યા હતા, પરંતુ એમનાં કડક તેમજ વેધક વચનો સાંભળ્યાં ત્યાં તો એ બધા ભક્તજનો, આચાર્યો અને એમના ઝાપટીઆ, જલધરીઆ, મનોરથીઆ તેમજ બીજા બધાએ ભેગા થઇને, શ્રી કૃષ્ણને ત્યાંથી ધક્કા મારીને બહાર હડસેલી કાઢ્યા; એટલું જ નહીં પણ શાસ્ત્રાર્થને બદલે શસ્ત્રાર્થથી પોતાની માન્યતાનું રક્ષણ કરવાની વાતો કરનારા, તો એમને સુધરેલા, આર્યસમાજી, નાસ્તીક વગેરે કહીને નીંદવાથી જ સંતોષ પામ્યા નહીં, પણ કોઇક ઢોંગી માણસ પવીત્ર મંદીરમાં પેસી ગયો છે કહીને મારવા દોડ્યા. કોઇએ વળી ધીમે રહીને ટીકા કરી: "દીવાનો છે દીવાનો. એને થાણે મોકલવો જોઇએ છે!"

નારદજીએ તેમને કહ્યું હતું કે, "પ્રભો! આપના ભક્તો જ આપની ભયંકર બદનક્ષી કરી રહ્યા છે," તે વાત એમણે પહેલાં માની નહોતી; પરંતુ શરૂઆતના બન્ને પ્રસંગથી નારદજીના કહેલા કથનમાં રહેલા સત્યની એમને કંઇક ખાત્રી થઇ ખરી.

તો પણ પોતાના ભક્તજનોને માટે સંપુર્ણ નીરાશ ન થતાં શ્રી કૃષ્ણચંદ્ર માધવબાગ તરફ ગયા, અને ત્યાંના વીશાળ ચોકની વચ્ચે ઉભા રહીને ભાષણ કરવા લાગ્યા. તેમને ભાષણ કરતા જોઇ, અનેક માણસોનો જમેલો ત્યાં એકઠો થઇ ગયો. એટલે પછી તે સભાની મધ્યમાં ઉભા રહીને તેમણે શ્રી મુખે કહેવા માંડયું:

"અહો! મારા પ્રીય વૈષ્ણવજનો! હું તો મારા ભક્તોનો દાસાનુદાસ છું એટલે તમને મળવા માટે અહીં આવ્યો છું. પરંતુ મને આશ્ચર્ય થાય છે કે, તમે બધા અજ્ઞાનને લીધે ઉલટે રસ્તે જઇ રહ્યા છો. મને એ જાણીને નવાઇ લાગે છે કે તમે અંત્યજ નામની એક માનવજાતીનો સ્પર્શ કરતાં પણ અભડાઇ જાઓ છો, અને એનાથી આઘા નાસો છો. આ શું છે? મેં તમને કહ્યું જ છે, કે હું જ સર્વની ઉત્પતીનું કારણ છું અને સર્વ જગત મારી જ સત્તાસ્ફુતીથી ક્રીયા કરે છે. સર્વ ભુતોમાં આત્મારૂપે હું જ રહેલો છું. વૃક્ષોમાં મારો વાસ છે, પ્રાણીઓમાં હું પ્રવર્તેલો છું. સર્પાદીમાં, દૈત્યોમાં, પશુ અને પંખીઓમાં, જલમાં સ્થળમાં, મૃત્યુમાં, છળકપટમાં અને માનવોમાં, મારી દીવ્ય વીભુતી રહેલી છે. વળી મેં તો તમને એ પણ કહ્યું છે




**આ પુલ પરથી જવું સલામત નથી**

આપખુદીના મુળ સ્થંભ ઉપર ઉભી કરાયલી સાયમન ભલામણો હીંદને સ્વતંત્રતાનો છાંટો પણ આપવાની આનાકાની કરે છે.




ઇવનીંગ ન્યુઝ] **બ્રીટીશ નજરે હીંદની સ્થીતી** [ગ્લાસગો

વાઇસરોય: "હીંદનો મામલો મેં બરાબર સંભાળી લીધો છે."

અને પછી તેમણે ખુદ જ્યાં એમની પ્રતીમાનું પુજન થઇ રહ્યું છે, એવા મંદીરને વીષે પગલાં પાડયાં. ત્યાં પણ દોડાદોડી, ધમાધમી, ભચડાભચડી અને અવ્યવસ્થાનો પાર નહોતો. કોઇને શ્રી કૃષ્ણચંદ્રની પરવા પણ નહોતી. આમ છતાં તેમણે માનાપમાનની કાળજી નહીં કરતાં ત્યાં ઉભા રહીને ઉચ્ચે સ્વરે પોકાર કરીને કહ્યું :

"હે મુઢ લોકો! તમે મારા જીવનના જે પ્રસંગમાંથી સાર લેવો જોઇએ, તે લેવાને બદલે ખાલી દહીં, દુધ ને માખણની ચોરીની આવી મીથ્યા લીલાઓ કરીને જ શાના રાચો છો? જો મને માન આપવાં માગતા હો તો, ગીતામાં મેં કહ્યું છે તેનો અભ્યાસ કરી એ રીતે જીવન ગાળતા થઇ જાઓ. હું તો રાજપુત્ર હોવા છતાં ગોપજનોની સાથે ભાઇની માફક ભળતો, મળતો, આનંદ કરતો અને તેમની અને મારી વચ્ચે કશો જ ભેદ જોતો નહીં, ત્યારે તમે અહીં આવીને દર્શન માટે આટલી દોડાદોડી ને મારામારી કરો છો, પરંતુ તમારા પોતાના ગરીબ સગા માટે, ઘરના નોકર માટે કે સમાજના દલીત વર્ગ માટે તમારા દીલમાં લગારે દયા રાખતા નથી. આનું નામ મારી ભક્તી કે મારી મશ્કરી?"

પહેલાં તો એ ભાષણ સાંભળી કુતુહલ વૃત્તીથી પ્રેરાયલા કેટલાક લોકો તેમની આસપાસ ટોળે મળ્યા હતા, પરંતુ એમનાં કડક તેમજ વેધક વચનો સાંભળ્યાં ત્યાં તો એ બધા ભક્તજનો, આચાર્યો અને એમના ઝાપટીઆ, જલધરીઆ, મનોરથીઆ તેમજ બીજા બધાએ ભેગા થઇને, શ્રી કૃષ્ણને ત્યાંથી ધક્કા મારીને બહાર હડસેલી કાઢ્યા; એટલુંજ નહીં પણ શાસ્ત્રાર્થને બદલે શસ્ત્રાર્થથી પોતાની માન્યતાનું રક્ષણ કરવાની વાતો કરનારા, તો એમને સુધરેલા, આર્યસમાજી, નાસ્તીક વગેરે કહીને નીંદવાથી જ સંતોષ પામ્યા નહીં, પણ કોઇક ઢોંગી માણસ પવીત્ર મંદીરમાં પેસી ગયો છે કહીને મારવા દોડયા. કોઇએ વળી ધીમે રહીને ટીકા કરીઃ "દીવાનો છે દીવાનો. એને થાણે મોકલવો જોઇએ છે!"

નારદજીએ તેમને કહ્યું હતું કે, "પ્રભો! આપના ભક્તો જ આપની ભયંકર બદનક્ષી કરી રહ્યા છે," તે વાત એમણે પહેલાં માની નહોતી; પરંતુ શરૂઆતના બન્ને પ્રસંગથી નારદજીના રહેલા કથનમાં રહેલા સત્યની એમને કંઇક ખાત્રી થઇ ખરી.

તો પણ પોતાના ભક્તજનોને માટે સંપુર્ણ નીરાશ ન થતાં શ્રી કૃષ્ણચંદ્ર માધવબાગ તરફ ગયા, અને ત્યાંના વીશાળ ચોકની વચ્ચે ઉભા રહીને ભાષણ કરવા લાગ્યા. તેમને ભાષણ કરતા જોઇ, અનેક માણસોનો જમેલો ત્યાં એકઠો થઇ ગયો. એટલે પછી તે સભાની મધ્યમાં ઉભા રહીને તેમણે શ્રી મુખે કહેવા માંડયું:

"અહો! મારા પ્રીય વૈષ્ણવજનો! હું તો મારા ભક્તોનો દાસાનુદાસ છું એટલે તમને મળવા માટે અહીં આવ્યો છું. પરંતુ મને આશ્ચર્ય થાય છે કે, તમે બધા અજ્ઞાનને લીધે ઉલટે રસ્તે જઇ રહ્યા છો. મને એ જાણીને નવાઇ લાગે છે કે તમે અંત્યજ નામની એક માનવજાતીનો સ્પર્શ કરતાં પણ અભડાઇ જાઓ છો, અને એનાથી આઘા નાસો છો. આ શું છે? મેં તમને કહ્યું જ છે, કે હું જ સર્વની ઉત્પતીનું કારણ છું અને સર્વ જગત મારી જ સત્તાસ્ફુતીથી ક્રીયા કરે છે. સર્વ ભુતોમાં આત્મારૂપે હું જ રહેલો છું. વૃક્ષોમાં મારો વાસ છે, પ્રાણીઓમાં હું પ્રવર્તેલો છું. સર્પાદીમાં, દૈત્યોમાં, પશુ અને પંખીઓમાં, જલમાં સ્થળમાં, મૃત્યુમાં, છળકપટમાં અને માનવોમાં, મારી દીવ્ય વીભુતી રહેલી છે. વળી મેં તો તમને એ પણ કહ્યું છે

કેઃ જેઓ સર્વ ઇંદ્રીયોનો સંયમ કરીને તથા સર્વત્ર સમબુદ્ધી રાખીને કાર્ય કરે છે, તેમ જ જેઓ સર્વભુતોના હીતમાં મચ્યા રહે છે તેમની ઉપર જ હું પ્રસન્ન થાઉં છું. એ બધું જ તમે ભુલી ગયા છો અને તમે માણસ જેવા માણસનો અંત્યજ કહીને આમ તીરસ્કાર કરો છો..."

પરંતુ તેઓશ્રી આગળ બોલવા જાય તેટલામાં શ્રોતાજનો ઉશ્કેરાઇ ગયા તેથી તેમનું ભાષણ અધુરું જ રહી ગયું. "આ તો કોઇ ઢોંગી છે" એમ કહીને તેમનું જ ભક્તમંડળ તેમની સામે થયું! એટલું જ નહીં પણ સનાતન ધર્મના થઇ પડેલા ઉદ્ધારકોમાંથી કેટલાક સુદૃઢ લાગણીઓ-વાળા જ દાંત કચકચાવી, હવામાં મુઠ્ઠીઓ ઉછાળતા તેમની સામે ધસી જઇને કહેવા લાગ્યાઃ

"તું કોઇ નાસ્તીક લાગે છે અને આ રીતે અમારા જેવાઓને ઉપદેશ આપવાનો ઢોંગ કરવાનો તને કશો જ અધીકાર નથી!"

શ્રી કૃષ્ણચંદ્ર તેમ છતાં પણ નીરાશ ન થયા અને પોતાના ભક્તોની પુરેપુરી કસોટી કાઢવા એકાદ શ્રીમંત શેઠીઆની પેઢી ઉપર ગયા, ત્યાં આખો દીવસ માણસ જેવા માણસ પાસે સખ્ત મજુરી કરાવી, તેને પેટ પુરતું ખાવાનું મળે એટલો પગાર પણ આપવાની આનાકાની કરનારા, એ શ્રીમંતને ગાયોના ઘાસ માટે, મંદીરના મનોરથ માટે, ઠાકોરજીના વાઘા માટે અને આચાર્યશ્રીને ભેટ માટે પૈસા વાપરી મોક્ષ મેળવવાની ભાવના સેવતો જોઇને તેમણે એને સમજા-વવા માંડયોઃ

"અરે ભાઇ! મેં તને કહ્યું હતું કે પુત્ર, સ્ત્રી, ગૃહ, અને ધન આદીમાં મમતા ન રાખજે, તે તો તું ભુલી જ ગયો છે. અને આ બીચારાને મજુરી કરાવી કરાવીને મારી નાખે છે, તેને તો પેટ પુરતું આપતો નથી, ત્યારે બીજાઓને દાન તેમજ પુણ્યને નામે પૈસા આપવા દોડાદોડ કરે છે, એથી તને કશો જ લાભ થવાનો નથી. કારણ જાણવા યોગ્ય છે, તે જાણવાથી જ તારું કલ્યાણ થવાનું છે. જો તું એમ માનતો હોય કે સર્વભુતોની ઉત્પત્તી કરનાર તેમજ ભરણપોષણ કરનાર તું નથી, તો પછી જેને તારે આપવું જોઇએ તેમનામાંથી લુંટ ચલાવીને બીજાઓને વીના પરીશ્રમે આપવા શું કામ દોડે છે?"

એ સાંભળીને પેલા શ્રીમંતને ઘણી જ રીસ ચડી. આવો માણસ જાણે પોતે શ્રી કૃષ્ણ જ હોય તેવા અભીમાનથી વાત કરે તે એનાથી સહન ન થયું. અને એ શ્રીમંત વૈષ્ણવે એમને એમ જ કહી દીધું કેઃ "તારા એ સામ્યવાદનું ભાષણ મારવાડી વીદ્યાલયમાં કરજે, અહીં નહીં. તારો બધો ઢોંગ અહીં નહીં ચાલે સમજ્યો? વેળાસર અહીંથી ચાલ્યો જા, નહીં તો પોલીસ બોલાવવો પડશે, પોલીસ!"

આ ઉપરથી શ્રી કૃષ્ણને લાગ્યું કેઃ "આ તો બધા ધંધાદારી માણસો, ઉતા-વળને લીધે આમ કરે છે. પરંતુ એમના જીવનનું ખરેખરું સ્વરૂપ જોવું હોય તો મારે એમના ઘેર જઇને તપાસ કરવી જોઇએ."

એમ વીચારીને શ્રી કૃષ્ણ પોતાના એકાદ ભક્તના ગૃહસ્થાશ્રમના અનુભવ માટે ગયા ત્યાં 'પતી એ તો પત્નીનો પૃથ્વી ઉપરનો પ્રભુ જ છે. પતીની પુજાથી અને તેનું કહ્યું કરવાથી સ્ત્રીનો ઉદ્ધાર થાય છે' એવી એવી વાતો નીરંતર કરનાર, એ ભક્તજનને, પોતાની સ્ત્રીને સમાસમાનાં દર્શન કરવા અને આચા-ર્યશ્રીની સેવા કરવા મંદીરમાં મોકલતો જોયો, શૌચ જઇ આવ્યા પછી હાથ ધોવામાં ભુલ કરનાર બાળકના વાંસામાં ધડાધડ ધબ્બા

મારતો નીહાળ્યો, પાડોશીઓ સાથે જરા જરામાં લડતો ઝઘડતો દેખ્યો, ગૌમુખીમાં હાથ નાંખીને માળા ફેરવવાનો આડંબર કરતાં "અરે આ દાળ ઉભરાઇ ચાલી, અલ્યા છગનીઆ આ ઉંદર આટાના ડબ્બામાં પેસી ગયો! ભાઇ! આજ તો કોલાખો બહુ નીચો આવ્યો!" એવી કંઇ કંઇ લોલુપતામાં રગદોળાયલો અવલોકયો. આથી એમના દીલને દુઃખ થયું. છતાં એ દુઃખ ઉપર સંયમ રાખી પોતાના ભક્ત તરફ દયા લાવીને બોલ્યાઃ "બાપુ! આવી અહંતા અને મમતામાં ફસીને ભક્તીનો આમ આડંબર કરવાથી તારૂં કશું જ વળવાનું નથી, એના કરતાં તો તું સર્વ પ્રત્યે પ્રેમ રાખતો થ, બાહ્યકર્મોની આટલી બધી અંધભક્તી છોડી દે અને શ્રદ્ધા રાખે તો નીર્મળ ભાવથી રાખ, જેથી ફરીને પુણ્યકાર્ય કરવાના આડંબરમાં તારાથી થતાં પાપ અટકે, તારા પોતાના આત્માને છેતરવાનું એથી મટી જાય.'

તુરત જ ડોળા કડકડાવતો, પેલો કૃષ્ણ-ભક્ત બરાડો પાડી ઉઠયોઃ "ચાલ નીકળ ઘરમાંથી. જોતો નથી બહાર પાટીઉં કે રજા વીના અંદર પ્રવેશ કરવો નહીં! તું કોણ છે? અહીં તને આવવાનો શું અધીકાર છે? ચોર લાગે છે ચોર? અલ્યા છગનીઆ આને કાઢ જો કંઇ લઇ ન જાય!"

આથી શ્રી કૃષ્ણને લાગ્યું કે મારા નામે ભુલા પડેલા આ બધા લોકો કાં તો અજ્ઞાન છે કે કાં તો દંભી છે, પરંતુ મારાં કાર્યોની જ પ્રશંસા કરનારા અને તે પ્રમાણે જનતાને સવળે માર્ગે વાળનારા મારા ભકતો તો જ્ઞાની અને આડંબર રહીત હશે એમ માનીને શ્રી કૃષ્ણચંદ્ર એવા 'નેતા'ઓના જીવનમાં ડોકીઉં કરવા ગયા ત્યાં તો વળી નવું જ જાણવાનું મળ્યું. વીલાયતમાં વીલાયતી પોશાક અને ખોરાકનો અનુભવ કરતા, સીમલા અને દીલ્હીનાં સરકારી ભોજનોમાં અવૈષ્ણવ ખાદ્ય અને પેય પદાર્થોના સંસર્ગ તેમજ સેવન કરતા, અને વળી રસ્તે દોડતાં રખડતી ગાયોનાં પુછડાં આંખો સાથે દાબવામાં, સમાસમાનાં દર્શન માટે દોડાદોડ કરનારા, કૃષ્ણચંદ્રના બાલ્યાકાળની નરી નીર્દોષતા તેમજ નફ્ફર નીખાલસતાને જીવનમાં ઉતારવાને બદલે, એ જીવનની ભવાઇ ભજવતા, અંધભક્તોની ટોળીના સરદાર બની આમવર્ગની સભાઓની વ્યાસપીઠો દીપાવતા દેખાયા! આમ પોતાના ભક્તમંડળની વીચીત્ર દશા જોઇને તેમને કંઇક નીરાશા થઇ.

એટલે છેવટે આચાર્યોને મળી ત્યાં શું બને છે એ જોવા ગયા. તો ત્યાં વળી નવું જ ચીત્રદર્શન નજરે પડયું. એથી કંટાળી અને આચાર્યોનાં આળસુ જીવન તેમજ એમના જીવનનાં વીચીત્ર વર્તન જોઇને તેમણે કહ્યુંઃ

"ભાઇ, તમે પણ આવી ભુલ કરી રહ્યા છો? તમારે જાણવું જોઇએ કે, જે સુખ વીષયો અને ઇંદ્રીયોના સંયોગથી ઉપજે છે તે તરતમાં અમૃત જેવું ભાસે તો પણ તે વીષ જેવું છે. (ગી. ૧૮–૩૮) એટલે આ વસ્તુઓનો ત્યાગ કરો, અને તમે જે કાર્ય કરવા માટે અહીં બેઠા છો તે કાર્ય કરો. બેઠે બેઠે સંપ-તીના માલીક બનવું એ ખરાબ છે. મેં કહ્યું છે કે, જે સુખ મનુષ્યને પ્રથમ તેમજ છેવટે પણ મોહકારક થતું હોય તેવા નીંદ્રા, આળસ અને પ્રમાદથી ઉપજેલું સુખ અનીચ્છવાયોગ્ય છે. (૧૮–૩૯)..."

પણ એમનું વાક્ય પુરૂં સાંભળવાને બદલે આચાર્યશ્રી ખાનગી ખંડમાં કોઇક શ્રીમંત વીધવાને દર્શન આપવા માટે ચાલવા માંડયા, અને પાસે ઉભેલા ચેલાને

કહેતા ગયા કે "આ કોઇક મુર્ખ છે, તેને ધક્કો મારીને હાંકી કાઢ."

ત્યારે શ્રી કૃષ્ણચંદ્રની અજાયબીનો પાર જ ન રહ્યો. એમને સંપુર્ણ નીરાશા થઇ. નારદજીનું કથન એમને સોએ સો ટકા સાચું લાગ્યું. તેમ છતાં પણ બીજે જવાનો અને વધુ વાતચીત કરી લેવાનો શ્રી કૃષ્ણનો વીચાર હતો. પણ મુંબાઇ જેવા ધાંધલીઆ શહેરમાં એમની એવી તેવી વાતો સાંભળવા ઉભા રહેવાની કોઇને ફુરસદ જ નહોતી. જ્યાં જાય ત્યાં એમને ધક્કા મારી મારી બધા ચાલ્યા જતા હતા.

આમ પોતાને નામે ચાલી રહેલા ભયંકર આડંબર જોઇ એમને ખુબ લાગી આવ્યું. અને એ દશામાં કેટલી ય વેળા વહી ગઇ તેનો તેમને ખ્યાલ પણ ન રહ્યો.

મુંબાઇના રાજમાર્ગના એક ખુણામાં શ્રી કૃષ્ણચંદ્ર આમ ઉભા હતા, ત્યારે એમના પવીત્ર નેત્રોમાં છલોછલ કરૂણતા રેલી રહી હતી!

એક લેખકે પ્રત્યેક કુમારીકાને જાણવા માટે અગત્યના મુદ્દા આમ ઉતાર્યા છે:

## પ્રત્યેક કુમારીકાએ જાણવું જોઇએ

શીવતાં, રાંધતાં, સાંધતાં, ભરતાં, નમ્ર બનતાં, સમયનું મુલ્ય સમજતાં, સુઘડતાથી કપડાં પહેરતાં, કોઇની વાત છાની રાખતાં, આળસનો ત્યાગ કરતાં, વૃધ્ધાવસ્થાને માન આપતાં, સારાં અથાણાં પાપડ બનાવતાં, ઘર તેમજ રાચરચીલાને સ્વચ્છ રાખતાં, ગુસ્સા ઉપર અંકુશ રાખતાં, બાળકોની કાળજી રાખતાં, નકામાં સાહીત્ય ઘરમાં નહી રાખતાં, પ્રત્યેક પળે સ્ત્રીત્વના ભાવ જાળવતાં.

પરંતુ એ ભાઇ મુળ વાતજ ભુલી ગયા છે તે, **મનુષ્ય તરીકે સ્વતંત્ર રીતે જીવતાં** એ શીખામણ આપવાનું. પણ એવી ભુલ તો દુનીયાના પ્રત્યેક ધર્માચાર્યે શાસ્ત્રકારે અને કાયદા ઘડનારાઓએ જાણી જોઇને કરી છે. એ ભુલ સુધારતાં પ્રત્યેક કુમારીકાએ હવે જાણવું પડશે.

સ્ત્રીને જ્યારે બહુજ થાક લાગે ત્યારે તેણે વીશ્રાંતી લેવી અને ચીત્તને શાંતી આપે તેવા વીચારો તરફ વાળવું. શરીર થાક્યું હોય એટલે ચીત્તને આળસુવેડામાં રાખવાની બીલકુલ જરૂર નથી.

...

કેટલીક વખત અવ્યવસ્થીતપણાને લીધે સ્ત્રીઓ થોડા કામને અંતે પણ એટલી બધી ગભરાઇ જાય છે, કે તેથી વીનાકારણે તેઓ તબીયત બગાડે છે.

...

ગર્ભવતી બાઇના દીલપર એકાએક ધક્કો લાગે, તેની અસર ભાવી બાળક ઉપર થાય છે.

...

વધારે કામથી હમેશાં થાક લાગતો નથી. જીવન જીવવાની ખોટી રીતજ મોટે ભાગે આ થાકનું મુળ કારણ હોય છે.

# સામ્રાજ્યવાદની સમીક્ષા

: લેખક :

તીરંદાજ

## : લેખાંક પાંચમો :

### ઇજારાવાદની ઉથલપાથલ

જેમ મુડીવાદના પ્રાથમીક વીકાસ વખતે વ્યક્તીગત કારખાનાના માલેકોની સ્પર્ધાને લઇને વખતો વખત આર્થીક ઉથલપાથલો, અતીશય ઉત્પાદન અને અંધાધુધી પ્રવતી રહેતાં એમ ઇજારાવાદના આંગણામાં બેઠેલો સામ્રાજ્યવાદ એ પ્રાથમીક વીકાસના અવરોધોને મીટાવવાને બદલે ઉલટાં વધારે તીક્ષ્ણ બનાવે છે. ઇજારાવાદને પરીણામે જ્યારે આર્થીક ઉથલપાથલ આવે છે ત્યારે નાનાં કારખાનાંવાળાઓ સાફ થઇ જાય છે એટલુંજ નહી પણ મધ્યમ વર્ગના માણસો, નાના વેપારીઓ અને વચેથી નફો હજમ કરનારા આડતીયાઓ અદ્દસ્ય થાય છે એટલે મુડીવાદીઓની આ સમઅપક્ષની સ્પર્ધાને બદલે મોટા મ્હાર થીઓ વધારે સત્તા જમાવતા જાય છે અને વચગાળાના વેપારીનો ભુક્કો બોલી જાય છે. જ્યાંસુધી મુડીવાદનું લોખંડી ચોગઠું અનામત છે ત્યાંસુધી લગભગ દર દસ વર્ષે આવતી આર્થીક અંધાધુંધી અટકાવવી અશક્ય છે હમણાંજ અમેરીકાની સ્ટોકએક્ષ્ચેંજમાં ભારે ખળભળાટ મચી ગયો હતો કારણ કે ઇજારાવાદના ધામ સરખું અમેરીકા બહુજ થોડા માણસોના હાથમાં નાચી રહ્યું છે. આ ઉથલપાથલમાં હજારો મધ્યમ કોટીના વેપારીઓ અમેરીકામાં પાયમાલ થઇ ગયા છે જ્યારે મોટાં મોટા ત્રસ્ટો સીન્ડીકેટો અને બેંકો ઉપર ફુગાણુ જમાવી બેઠેલા અજબપતીઓ આ ઉથલપથલમાંથી પણ આર્થીક લાભ ઉઠાવી રહ્યા હતા. એટલે મુડીવાદનો વીકાસ જેમ જેમ ઇજારાવાદ તરફ ઢળતો જાય છે એમ એમ આર્થીક અંધાધુધીના પ્રસંગો પ્રથમના કરતાંય વધારે ભીષણતાથી ઉથલો માર્યા કરશે.

### માલીકી માટે મોરચા

સામ્રાજ્યવાદનું પ્રથમ લાક્ષણીક અંગ આપણી પરીસ્થીતીનું મુળ કારણ છે મુડીનું થોડામાં થોડા માણસોના હાથમાં એકીકરણ અને ઉદયોગો તથા ઉત્પાદનના સાધનો અલ્પ સંખ્ય વર્ગનો વધતો જતો કાબુ આ અનીવાર્ય અથડામણી માટે સંપુર્ણપણે જવાબદાર છે કારણ કે ઉત્પાદનનો હેતુ સામુદાયીક છે. જે જે મોટાં મોટાં કારખાના ગંજાવર ઉત્પાદનો કરે છે–થોકબંધ માલ બજારમાં મુકે છે એ સમાજની જરૂરીયાતો પુરી પાડવાના હેતુથી હોય છે કારખાનાના માલેકો માત્ર પોતાને માટેજ ઉપયોગમાં આવતી ચીજો ઉત્પન્ન કરતા નથી. એટલે આખાય ઉદયોગવાદનું ઉત્પાદન સમાજની જરૂરીયાતોના દ્રષ્ટીબીંદુથી થાય છે અને છતાંય કરોડોને. માટે, ખાવા અનાજ અને પહેરવા વસ્ત્ર નથી એનું કારણ શું? સમાજની જરૂરીયાતો માટે ઉત્પાદન કરતા કારખાનાનો માલેક સમાજ નહીં પણ વ્યક્તી અથવા વ્યકતી-

એનો નાનકડો સમુહ છે. એટલે આ વ્યક્તીગત માલીકો જરૂરીયાતો ધ્યાનમાં રાખીને નહીં પણ પોતાનો નફો વધારવાની દાનતથી ઉત્પાદન કરે છે. એટલે બીનજરૂરી વસ્તુઓ ઉત્પન્ન કરવામાં અથવા વધારે પડતો માલ કાઢવામાં કરોડો માનવોની શક્તીનો દુર્વ્યય થાય છે, વળી ઉત્પાદનના સાધનોની અલ્પવર્ગીય માલીકી ખપતનો વીચાર કર્યા વીના રોજરોજ બને એટલો વધારેમાં વધારે માલ ઉત્પન્ન કરે છે, કારણ કે મજુરોને જે મહેનતાણું માલેકો આપે છે એનો બરોબર કસ કાઢવાની મુડીવાદી દાનત એમનામાં સ્વભાવીક હોય છે, ઉપરાંત જાહેર ખબર, પ્રચારકાર્ય અને મુડીના જોર વડે એક મુડીવાદી મંડળ બીજા મુડીવાદી મંડળના ઉત્પાદનો સામો સ્પર્ધા ખેલે છે, એક બીજાને બજારમાંથી હઠાવવાના દાવ રમે છે; અને એથી કીંમતમાં, તથા આખી આર્થીક વ્યવસ્થામાં પ્રસંગોપાત ભારે ઉથલપાથલ થાય છે. બહુજ અલ્પ વર્ગના હાથમાં મુડી તથા ઉત્પાદનનાં સાધનો કેંદ્રીત થવાનું પ્રથમ ભીષણ પરીણામ આ આર્થીક ઉથલપાથલો છે. સામ્રાજ્યવાદના આ મુખ્ય પાયામાંથીજ અનીવાર્ય રીતે જન્મ પામતા અવરોધનું કારણ ઉત્પાદનનું સામુદાયીક ધોરણ અને એના સાધનોની વ્યક્તીગત માલીકી જ્યાં સુધી આ ઉત્પાદનના સાધનો સમાજની માલીકીના ન બને ત્યાં સુધી સામ્રાજ્યવાદનો એ પ્રથમ અવરોધ અવસ્ય અનામત રહેવાનો–

## મરૂત્યુ ઘંટ વાગે છે

જેમ જેમ યંત્રોમાં ખુબ સુધારા થતા ગયા અને જેમ જેમ થોડા મુડીવાદીઓના હાથમાં આખો ઉદ્યોગવાદ સરી પડયો તેમ તેમ રાક્ષસી કારખાનાઓમાં થોકબંધ માલ ઉત્પન્ન થવા લાગ્યો, અસંખ્ય દઉલતના બળ ઉપર ઇજારાવાદે જગતનો ખુણે ખુણો ભરી દેવાય એટલો માલ કાઢવા માંડયો. દરેક મુડીવાદી દેશે પોતપોતાનું અઢળક ઉત્પાદન જગતની બજારોમાં ઘુસાડવા ખુબ સ્પર્ધા ખેલવા માંડી. પોતાના દેશની આડે જગાતી દીવાલો ઉભી કરી પછાત દેશોમાં માલ ઘુસાડવાની બાજી દરેક મુડીવાદી મહારાજ્યે ખેલવા માંડી. આમ બાકી રહેલી બજારોની વ્હેંચણી માટે સામ્રાજ્યવાદી રાજ્યો આપસઆપસમાં અથડાવા લાગ્યાં. જેમ જેમ માલની ખપત પરદેશોમાં વધતી ચાલી એમ એમ દરેક દેશે ખુબ ઉત્પાદન કરવા માંડયું. પાછળથી બીજા મુડીવાદી દેશની સ્પર્ધા થતાં જ્યારે ખપત ઓછી થવા માંડી ત્યારે ઉત્પાદનનું ધોરણ ઓછું કર્યા શીવાય છુટકારો નહીં એટલે કાંતો સ્પર્ધામાં ટકી રહેવા માટે મુડીવાદે મજુરીના દર ઓછા કરવા પડે; ખર્ચમાં કાપકુપ કરવી પડે, અથવા ઉત્પન્ન થતો જથાબંધ માલ ગોડાઉનમાં સડવા દેવો પડે. આ બજારો મેળવવાની મુડીવાદી રાજ્યોની સ્પર્ધામાંથી ભયંકર આર્થીક આફત ઉભી થાય છે. આ કટોકટીના કામમાંથી ઉગરવા માટે એક મુડીવાદી સત્તા કાંતો બીજી સત્તાને સ્પર્ધામાં કીંમત અને ઉત્પાદન વડે હઠાવે છે અથવા તો લડાઇ જગાવી એક રાજ્ય બીજાને પાયમાલ કરવા મથે છે. "કાયદેસર"ના બધાય કારસ્થાનો અજમાવી લીધા પછીજ મુડીવાદી રાજ્યો એનું ખરૂં અને ખુલ્લું લડાયક સ્વરૂપ પ્રકાશે છે. સામ્રાજ્યવાદનો આ બીજો અવરોધ પ્રથમના જેટલોજ અનીવર્ય છે. મત્રી, રાજકીય સંબંધ અને આર્થીક વ્યવહારથી એક બીજા સાથે સંકળાયેલા હોવાનો દાવો કરતાં મુડીવાદી "મીત્ર-

રાજ્યો" એક બીજાને પૃથ્વીના પટપરથી ઉખેડી નાંખી આખી આલમનો કબજો કરવાની રાક્ષસી મહત્વાકાંક્ષા સેવતાં હોય છે. ઇજારાવાદના અંતીમ વીકાસમાંથી આખરે આ અવરોધ એટલો ઉગ્ર બને છે કે એમાંથીજ જગતવ્યાપી યુધ્ધના પડઘમ વાગે છે, અને કદાચ નજદીકનાં ભવીષ્યમાંજ એવો પ્રસંગ આવી જાય તોજરાય આશ્ચર્ય પામવા જેવું નથી. અત્યારે એક બીજા સાથે સમુદ્રની શીતલ હવામાં લ્હેર કરતા સામરાજ્યવાદી સુત્રધારો મનમાં બરાબર સમજે છે કે હજુ આપણે અથડાઇ મરવાને વાર છે. વળી બીજી બાજુથી મજુરો અને કામદારો રાજકીય સત્તા સર કરવાનો વ્યવસ્થીત પ્રયાસ છુપો કે ઉઘાડો પણ દરેક દેશમાં કરી રહ્યા છે. એના ઉપર જો કે સામરાજ્યવાદ ભારે ચકોર નજર રાખે છે, છતાં એના અનીવાર્ય અવરોધોમાંથી શ્રમજીવીઓની જાગ્રતી જન્મ્યા વીના કદી રહેવાની નથી. અસંખ્ય મહેનતુ માનવોના શ્રમનું ફળ થોડીજ વ્યક્તીઓ હજમ કરવા માગે એટલે કુદરતી રીતે સંપત્તીના સર્જનહારો એની સામે ઉગ્ર અને લડાયક યુધ્ધ આદરે એમાં આશ્ચય પામવા જેવું નથી. સંખ્યાબળ અને વ્યવસ્થાના અભાવે કદાચ આ પ્રયત્નો છુટા છવાયાં છમકલામાં પરીણામ પમતાં હશે કદાચ કોઇ ઠેકાણે ખુબ જબરજસ્તીથી જરાક જેટલા હલનચલનને પણ દાબી દેવામાં સામરાજ્યવાદ સફળ થતો હશે, પણ વીચારોનું પરીવર્તન એ એવી અનીયંત્રીત ઘટના છે કે એના ઉપર સમર્થમાં સમર્થ સત્તા અંકુશ મુકી શકતી નથી ઉપરાંત રશીયાની અંદર સફળ થએલા મજુર સતાવાદે આખાય જગતના શ્રમજીવીઓની આંખો ખોલી દીધી છે, આમ આપસઆપસની સ્પર્ધા અને અથડામણીમાંથીજ સામરાજ્યવાદનો મૃત્યુ ઘંટ વાગશે.

## સમુહહીતનો સંહાર.

જેમ જેમ મુડીવાદ એના સઘળા શોષણ સંચાઓ અમુક અલ્પસંખ્ય વર્ગના હાથમાં સુપ્રત કરે છે એમ એમ એના નાશના ભણકારા નજીકમાં વાગે છે. એ પરીસ્થીતી તો આ સામ્રાજ્યવાદના અમર્યાદ શોષણમાથી અચુક ઉભી થાય છે એક તો શ્રમજીવીઓનું સંગઠન અને બીજુ સામ્રાજ્ય વાદી રાજ્યો વચ્ચે આપસ આપસમાં અથાડામણી. એ બંન્ને અવરોધોને મુડીવાદી સમાજ રચના હયાત છે ત્યાં સુધી અટકાવી શકાય એમ નથી ઉત્પાદનના સાધનો સાંચવી બેઠેલો ઇજારાવાદી અલ્પ વર્ગ સમાજના હીતને સારૂ જંગી યોજનાઓ નથી ઘડતો પણ પોતાના નફાને કરોડોની સંખ્યા સુધી પહોંચાડવા માટે એ આટલી વ્યવસ્થાશકતી વેરી રહયો છે. પણ આખાય ઉત્પાદનના પ્રકાર અને પ્રણાલીને ફેરવી નાખે અને સમાજને માટે થોકબંધ માટે ઓછી મજુરીથી ઉત્પન્ન કરી આપે એવી વઇજ્ઞાનીક શોધખોળોને આ સામ્રાજ્ય વાદ સહન કરી શકતો નથી. કારણકે એની પાસે જુની મશીનરી એટલા પ્રમાણમાં પડી હોય છે કે એને સમાજના સુખસગવડ સારૂ જતી કરવાની ઉદારતા એનામાં આવવી અશક્ય છે. મુડીનો એટલો બધો ભોગ ઇજારાવાદીઓ આપી શકેજ નહીં એટલે કેટલીયે ઇચ્છવા લાયક અને તાત્કાલીક દાખલ કરવા જેવી શોધખોળને મોટાં મોટાં ત્રસ્ટો અને સીંડીકેટો ખરીદી લ્યે છે, છુપી રીતે અમુક વખત સુધી જાળવી રાખે છે અને આમ માનવ સમાજના સુખ સારૂ યોજના ઘડતાં વીજ્ઞાનને પણ ગુંગળાવી નાંખવામાં સત્રા

જ્યવાદ સફળતા મેળવે છે. પ્રતીસ્પર્ધાના હાથમાં નવી શોધખોળ જઇ પડે, એ પરીસ્થીતી અટકાવવા કેટલીક શોધખોળોનો સદંતર નાશ કર્યાના દાખલા પણ મળી આવે છે. ટેકનીકની અંદર ઉત્તમમાં ઉત્તમ આવકારદાયક સુધારાઓ જો મુડીવાદના હીતની આડે આવતા હોય તો વરસો સુધી અભરાઇ ઉપર પડી રહે છે ઉપરાંત જે ઉદ્યોગોમાંથી ઇજારાવાદીઓને વધુમાં વધુ નફો મળે એના ઉપર એનું લક્ષ્ય કેંદ્રીત હોય છે પછી એ ઉદ્યોગની સામાજીક ઉપયોગીતા વીશે એને પુછપરછ કરવાની પડી નથી. એક ઉદાહરણ લઇએ તો આ વસ્તુ વધારે સ્પષ્ટ થાય. વીજળીનો ખેતીમાં ઉપયોગ કરવાથી ખુબ નીશેષ પ્રમાણમાં અનાજનું ઉત્પાદન થઇ શકે પણ મુડીવાદનો મુળ સીધ્ધાંત ખાનગી મીલ્કત માલીકી છે. એટલે જમીનનો મોટો ભાગ નાના નાના માલેકોમાં વહેંચાઇ ગયેલો હોય છે પરીણામ એ આવે છે કે મોટા પાયા ઉપર જમીન ખેડી વીજળીનો ઉપયોગ કરવાનું જમીનની ખાનગી માલીકી હોય ત્યાં સુધી શક્ય થઇ શકતું નથી. આજના યંત્રવાદ માટે વીજળીની શોધ અને એનો ઉપયોગ સહુથી ભારેમાં ભારે પ્રગતીશીલ પરીણામ લાવી શકે છે. ઉપરાંત જ્યાં વીજળીનો જથ્થો સહેલાઇથી એકઠો કરી શકાય એવી સ્થીતી હોય એ દેશ બીજી પ્રજાની માલીકીનો હોય અને ફળદરૂપ જમીનની માલીકી બીજાં રાજ્યની હોય એટલે જુદાં જુદાં મુડીવાદી રાજ્યો વચ્ચે વહેંચાઇ ગયેલી પૃથ્વીમાં પણ વીજળીનો વ્યાપક પ્રચાર શક્ય નથી. વીજળી ઉત્પન્ન કરવાનું સ્થળ અને એનો ઉપયોગ કરવાનું સ્થળ બન્ને સમાજની માલીકીનાં ન બને ત્યાં સુધી માનવજાતને અનેક સુખ સગવડો આપી શકે એવી ભાવી સંભાવનાઓ હોવા છતાં વીજળી આજે જન સમુહને એની શકતીનું ઓછામાં ઓછું પ્રમાણ આપે છે આના કારણમાં ઉતરશો તો ખેતીને લ.યકની જમીનોમાં ખાનગી મીલકત માલીકી અને પ્રદેશોની રાષ્ટ્રીય દૃષ્ટીએ વહેંચણી એ બન્ને મુખ્ય તરી આવશે.

## વીજ્ઞાનનું વીસ્મરણ.

એટલે એક વાત તો સ્પષ્ટ સમજી શકાય એવી છે કે જ્યાં સુધી સામ્રાજ્યવાદીઓ જગતના ઉત્પાદન ઉપર અડ્ડા જમાવી બેઠા છે ત્યાં સુધી માનવ સમાજને સારૂ વીજ્ઞાનનો પણ છુટથી ઉપયોગ કરવો અશક્ય છે. મુડીવાદીઓએ પોતાના ખીસ્સા ભરવા માટે વીજ્ઞાનનાં સાધનોને કબજામાં લઇ લીધાં છે અને એના દ્વારા કરોડોનું શોષણ થઇ રહ્યું છે એટલે કેટલાક વીજ્ઞાનને વગોવવા મંડી પડે છે. અત્યાર સુધી વીકાસ પામેલી માનવ શકતી મુડીવાદના કાબુમાંથી ખુંચવી લઇ સમાજને સોંપી દેવાની વૃતી ઉત્પન્ન કરવાને બદલે આવા તત્વજ્ઞાનીઓ વીજ્ઞાન પહેલાંનાં પ્રાથમીક કાળ તરફ નજર દોડાવે છે. પ્રગતી, યંત્રવાદ, વીજ્ઞાન, બધાયને કોરે મુકી આવા તરંગી લોકો વ્યકતીગત જરૂરીયાતોને સાવ ટુંકાવી કંગાલોની જમાત ઉભી કરવાના મનોરથ સેવે છે આ વીચારભ્રમની પાછળ એક વસ્તુ રહેલી છે અને એ સમાજની વ્યાખ્યા પરત્વે છે—આવા મહાત્માઓ માની લ્યે છે કે સમાજ એટલે વ્યકતીઓનો સરવાળો—એક વ્યકતી સુધરે એ પણ એમને મન મહત્વનો વીષય ભાસે છે. કારણકે સમાજ માટે વ્યકતીઓના સમુહ શીવાય એમનેબીજો સંબંધ સુઝતો નથી ખરી

રીતે સમાજનું સ્વરૂપ આજે વ્યક્તીઓના માત્ર સરવાળાથી આવી શકે એમ નથી, આજે તો ઉત્પાદનની આખી યોજનામાં (પછી એ મુડીવાદી હોય કે સમાજવાદી) વ્યકતી શું હીસ્સો આપે છે એ મહત્વની ઘટના છે. દરેક વ્યકતી પોતાને માટે જોઇતું અને તે પણ થોડામાં થોડું જાતે ઉત્પન્ન કરી લ્યે એ વસ્તુ આજે શકય નથી કારણકે સમાજનો વીકાસ, એના ગતીના સાધનોમાં પરીવર્તન અને યંત્રવાદનો પ્રચાર એ બધાને પરીણામે વ્યકતી એવું તદ્દન એકલવાયું અસ્તીત્વ ધરાવી શકતીજ નથી. એટલે વીજ્ઞાન ઉપરનો અલ્પ વર્ગનો કાબુ ઉઠાવી લેવાની વેતરણ કરવાને બદલે આખા વીજ્ઞાનને ભુલી જવાનો માર્ગ કેટલાકને "સત્યના પ્રયોગ" જેવું નામ આપવાને લાયક લાગે છે ખરી રીતે એ વીજ્ઞાન વીરોધી તત્વજ્ઞાન નવું સત્ય કે નવી શોધ નથી પણ સમાજવાદના સીધ્ધાંતોનું અજ્ઞાન અને નીરાશાવાદનું પરીણામ છે. સામ્રાજ્યવાદના અસ્તીત્વમાં વીજ્ઞાન કદી એવું માનવકલ્યાણનું ઉપકારીતત્વ વીકસાવી શકશે નહીં, સમાજના આર્થીક ઉત્પાદનો અને એની વ્હેંચણી એક વ્યવસ્થીત યોજનાદ્વાર થાય ત્યારેજ વીજ્ઞાનનો સામાન્ય જનસમુહના લાભ માટે પુરેપુરો ઉપયોગ થઇ શકે. આજે તો વીજ્ઞાન બજારમાં વેચાય છે, ફેક્ટરીઓ અને તીજોરીઓમાં મંદીવાન બનાવાય છે અને મુડીવાદી નફા તોટાની ગણત્રી ઉપર એને નચાવાય છે.

## વીજળીની ગતી

વીજળીનો ઔદ્યોગીક ઉપયોગ અમલમાં આવતાંની સાથે આખા યંત્રવાદનું ટેકનીક બદલાઇ ગયું, કોલસા અને તેલના રાક્ષસી ઉદ્યોગ ઉપર અક્કડ થઇને ફરતા માલેતુજાર મુડીવાદીઓ વીજળીનો ઔદ્યોગીક ઉપયોગ પછી આકળા બની ગયા, કારણ કે જગતના તમામ ઉદ્યોગો માટે કોલસો અને તેલ આજસુધી અનીવાર્ય વસ્તુઓ હતી. ઉપર, એલ્યુમીનમ, લોખંડ વીગેરે ધાતુઓના ઉદ્યોગોમાં વીજળીનું તત્વ દાખલ થયા પછી જબરા ફેરફાર થઇ ગયા છે. જુના મશીનો અને જુની પધ્ધતીઓને ઉથલાવી નાખી વીજળીએ આખા ઉદ્યોગવાદને બહુજ ત્વરીત ગતી ઉપર મુકી દીધો છે. ખેતીમાં તો વીજળીના ટ્રેક્ટરોએ ઉત્પાદનને અનેકગણું વધારી મુક્યું છે; એટલે અત્યારસુધી જે મુડી જુના ઉદ્યોગો પાછળ રોકવામાં આવી હતી એમાં ખુબ ઉમેરો કરવો પડે અથવા એ આખો માળખો ઉથલાવવો પડે અને તેથીજ જ્યાંસુધી ઉત્પાદનના સાધનો વ્યકતીગત કે અલ્પવર્ગીય માલીકીનાં છે ત્યાં સુધી આવું મોટું નુકશાન સહન કરવાની વૃત્તી એમનામાં ન આવે એ સ્વભાવીક છે. આવા પ્રચંડ અખતરાઓ તો જ્યારે ઉદ્યોગો અને ઉત્પાદનોનો કાબુ આખા સમાજના હાથમાં હોય ત્યારેજ શકય થઇ શકે છે.

## દાનનો દંભ

મુડીવાદની પ્રશંસા કરનારાઓ કહે છે કે ઉદ્યોગવાદનો વીકાસ વ્યકતીગત નફો મેળવવાના આકર્ષણ વીના શકય નથી. પણ આ દલીલ કરનારાઓ ભુલી જાય છે કે એ સ્થીતીમાંથી તો મુડીવાદ કયારનોય પસાર થઇ ગયો છે. આજે ઉદ્યોગ ઉપર એવી વ્યકતીગત માલીકી પણ રહી નથી આખા ઉદ્યોગનો ઇજારાવાદી વીકાસ એટલો બધો કેન્દ્રીત થઇ ગયો છે કે ધનતૃષ્ણાને ખાતર મોટા અબજપતીઓ

આખા સમાજની ગમે તેવી આર્થીક ઉથલપાથલને આમંત્રણ આપતાંય અચકાતા નથી. જબરી શોધખોળોને સ્વાર્થ ખાતર ચગદી નાખતાં એમને પેટમાં પાણી પણ હલતું નથી. તદ્દન નીષ્ઠુર,–માત્ર આના પાઈના હીસાબ ઉપર ઉજેરો સામ્રાજ્યવાદ સમાજના સામાન્ય કલ્યાણ માટે રંચ માત્ર તકલીફ ઉઠાવવા તઈયાર નથી. કીર્તીને ખાતર એ દાનવીર બનવા પ્રયત્ન કરશે પણ એ દાનવીરતાની પાછળ પણ છેતર-પીંડી ભરી હોય છે. જ્યાં કરોડોને ખાવા ધાન ન મળતું હોય ત્યાં એક વ્યક્તી અબજપતી થઈને બેસે એ આંખમાં ખુંચે એવી વસ્તુ છે. આ આત્મભાન ખુબ મોટું સંખ્યાબળ ધરાવતા આમ વર્ગમાં ન ફેલાય એટલા માટે લાખો અને કરોડો લુંટી લઈ એમાંથી મુડીવાવાદીઓ પાંચ પચાસ કે લાખ રૂપીઆ હોસ્પીટલમાં અનાથાશ્રમોમાં, અન્ન-દાન વીગેરેમાં ખરચે છે. સામ્રાજ્યવાદના પાયા જેમ જેમ ઉંડા ઉતરતા જાય છે એમ એમ આમ વર્ગનું શોષણ ઉગ્ર બનતું જાય છે. બેકારી વધતી જાય છે અને પ્રજા પ્રજાના વઈમનસ્યને પરીણામે ભાવીમાં લડાઈનો ભય આખા સમાજ ઉપર ઝઝુમી રહ્યો છે. સમાજવાદ શીવાય આ આખી અવ્યવસ્થા, અંધાધુંધી અને ઉથલપાથલમાંથી ઉગરવાનો બીજો એકેય આરો નથી.

એક બાજુથી ખુબ ઉત્પાદન કરવાનો પ્રયાસ આદરતો ઈજારાવાદ બીજી બાજુથી યંત્રવાદના કુદરતી વીકાસને પણ રૂંધી રહ્યો છે. જુની મશીનરી ઘસાઈને નકામી ન થઈ જાય ત્યાં સુધી નવાં યંત્રો દાખલ કરવાનું એને કેમ પરવડે ? છતાં એના અઢળક ઉત્પાદનને માટે જગતના બજારો સર એને મથવું પડે છે. પોતાના દેશમાં માલની કીંમત વધારી મુકીને પણ પરદેશના બજારો કબજે કરવામાં આખો ઈજારાવાદ મશગુલ થઈ ગયો છે, આ બધી સામ્રાજ્યવાદી રાજ્યોની હરીફાઈનું પરીણામ યુધ્ધ શીવાય શું આવે ?

## પ્રજાસ્વાતંત્ર્યને નામે

સામ્રાજ્યવાદના ચોગઠામાં અનુકુળ રીતે બેસી શકે એવી એક પણ વ્યવસ્થીત યોજના સમાજનું સામુદાયીક હીત સાધી શકશે નહીં કારણ કે થોડા માણસોની લક્ષ્મી લાલસાને ખાતર અને નફો એકઠો કરવાની તાલાવેલીને ખાતર ક્યારેક ખુબ ઉત્પાદન થાય છે તો ત્યારેક ઈરાદાપુર્વક ઉત્પાદન ઘટાડી નાખવામાં આવે છે. પરદેશ અને સ્વદેશની બજારોમાં ખપત વધારવાના હેતુથી અને સ્પર્ધામાં પ્રતીપક્ષીને હઠાવવાના આશયથી જુદા જુદા દેશના ઈજારાવાદી મંડળો સમાજ, આમવર્ગ ,ગરીબ કે બેકારોની જરાય પરવા કર્યા વીના પોતાના બેંક એકાઉંટ ઉપરજ નજર રાખે છે અને જેટલા બને તેટલા લશ્કરી દોરદમામ ભોગ વીને પણ આર્થીક લુંટના ઈજારા અનામત રાખવા મથે છે. જો કે ઈજારાવાદના યુગ પછીજ આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને આર્થીક નીતી ઘડાયાં છે અને પરદેશો સાથેનો સંબંધ પણ ત્વરીત બન્યો છે. પ્રજાઓ પ્રજાઓ વચ્ચેનો વ્યવહાર ઈજારાવાદની પ્રગતી સાથે વધારે સેળભેળ થતો ચાલ્યો છે; પણ છતાંય એ આંતરરાષ્ટ્રીય દરષ્ટીએ સમાજનાવીકાસને રૂંધે છે, કારણ કે એના મુળમાં ખાનગી મીલકતમાલેકીના સીધ્ધાંત મોજુદ છે અને એને લઈને વ્યક્તીગત નફો વધારવાની તૃષ્ણા હારસું સ્વરૂપ પકડે છે. આ અવરોધને પરીણામે પ્રચંડ ગતીનાં સાધનોથી સંકળાયલું ૦ગઈ જુદી જુદી પ્રજાઓના સંકુચીત સ્વાર્થોને ખાતર

અપડાઇ પડે છે અને એકત્રાત ભાવનાનો મુળમાંથી નાશ કરે છે. વળી આ ઇજારાવાદીઓ એક બાજુથી ઉદ્યોગો અને વ્યાપાર આંતરરાષ્ટ્રીય ધોરણ ઉપર ખીલવે છે. અને નફો મેળવવાને ખાતર રાષ્ટ્રીય મરયાદાઓ ઓળંગી જાય છે જ્યારે બીજી બાજુથી બીજાં સામરાજ્યવાદી રાજ્યોના ત્રસ્ટો અને સીન્ડીકેટો સામે જંગ જમાવવા "રાષ્ટ્રીય ભાવના" અને "પ્રજાકીય એકતા"નો આશરો લ્યે છે, એટલે દરેક દેશની જુદી જુદી આર્થીક નીતી વીકાસ પામેલા મુડીવાદને મદદ કરવા ઉભી થાય છે અને પ્રજાસ્વાતંત્ર્યને નામે સામરાજ્યવાદી રાજ્યો પછાત પ્રજાઓમાં પોતાનાં માલ ઘુસાડવાની વેતરણ કર્યા કરે છે.

## કાયદાના કારસ્થાન

સામ્રાજ્યવાદના લાક્ષણીક અંગોની આટલી વીસ્તૃત ચર્ચા પછી એક અનુમાન સહજ થઇ શકે છે કે મુડીવાદ અત્યારે પ્રગતીશીલ વલણ ધરાવતો નથી પણ એનાજ અવરોધોને પરીણામે નાશના મુખમાં સરી જતો જણાય છે. કદાચ બુઝાતા દીપકની છેલ્લી જ્વાલાની પેઠે શસ્ત્ર સજ્જ સામ્રાજ્યવાદ અત્યારે વધારે સશકત દેખાશે પણ એ એના નજદીકમાં આવનારા નાશનીજ આગાહી આપે છે. રાષ્ટ્રીય અને ભૌગોલીક વીભાગોમાં વ્હેંચાયલા મુડીવાદી મહારાજ્યો પોતપોતાના પ્રદેશમાં આવેલા ઇજારાવાદને વધારે સમૃધ્ધ અને વીસ્તૃત બનવવા બીજા પ્રતીસ્પર્ધી સામ્રાજ્યવાદી રાજ્યો સાથે સંગ્રામમાં ઉતરે છે અને એને ખાતર શાંતીના સમયમાં પણ લશ્કરી સત્તા વધારવા માટે અનર્ગલ નાણાં ખર્ચે છે. ઇંગ્લાંડ, ફ્રાંસ, જપાન જર્મની, ઇટાલી, અમેરીકા વીગેરે જે ઉદ્યોગસમૃદ્ધ દેશો પૃથ્વીનું આર્થીક સ્વામીત્વ સાંચવી બેઠા છે એનાં વાર્ષીક અંદાજ પત્રકો તપાસતાં સ્પષ્ટ માલુમ પડી આવશે કે પ્રજાના રકત શોષણથી એકઠી કરેલી આવકમાંથી આ મુડીવાદી રાજ્યો લગભગ અરધી ઉપરાંત રકમ લશ્કરના નીભાવ માટે ખર્ચે છે. પ્રજાકીય હકકો અને સ્વાર્થોના સરંક્ષણનું બ્હાનું રજુ કરી માત્ર બહુજ થોડા પુંજીપતીઓએ ખડાં કરેલાં ત્રસ્ટો અને સીન્ડીકેટોના સ્વાર્થો સંભાળવા આ ગંજાવર લશ્કરો નીભાવાય છે. કરોડો શ્રમજીવીઓને તો નથી મીલ્કત કે નથી મુડી. એમના રક્ષણ માટે આટલો લોખંડી લેરદમામ જરાય જરૂરનો નથી. માત્ર એ મહેનતુ માનવોનું સંગઠન સંહારવા અને સ્થાપીત સ્વાર્થોને સુરક્ષીત રાખવા કરોડો માનવો પાસેથી કરવેરા મારફત એકઠાં કરેલાં નાણાં વપરાય છે. પોલીસ, લશ્કર, કાયદો, ન્યાય અને બીજા બધા મુડીવાદી સંરજામો ઉપલકદ્રષ્ટીથી બધા શહેરીઓનું રક્ષણ કરતાં દેખાય છે પણ ગરીબો અને મધ્યમવર્ગનું રક્ષણ કરવાનો દંભ આ મુડીવાદીઓએ સર્જેલી રાજ વ્યવસ્થા ન ટકાવી રાખે તો એનું નગ્ન સ્વરૂપ ઉઘાડું પડી જાય. રાજસત્તા એક તટસ્થ વસ્તુ છે એમ શ્રમજીવીઓને ન સમજાવે તો આખું તુત ખુલ્લું પડી જાય છે રંક અને રાય તમામને કાયદો સરખો ન્યાય તોળે છે એ ભ્રમણા ફેલાવવામાં પણ મુડીવાદીઓનો સ્વાર્થ છે જે કાયદાઓ મુડીવાદીઓ જમીનદારો અને મીલ્કતદારોના હીત સાંચવવા માટે ઘડાય છે એનો આડકતરી રીતે સૌને લાભ મળે છે. બાકી તો આ શોષણના સંચાઓ ચલાવતા પુંજીપતીઓના સ્વાર્થો સામે શ્રમજીવીઓ આંખ પણ ઉંચી કરે તો એના એજ કાયદા અને રક્ષણના ઓજારો

એમના ઉપર તુટી પડે છે. એટલે શાંતીનાં સમયમાં મુડીવાદી રાજ્યો, રાષ્ટ્રીય ભાવનાના સંકુચીત ખ્યાલો ફેલાવી સ્થાનીક શ્રમજીવીઓને કચરી નાખે છે અને યુધ્ધના સમયમાં આપણી માતૃભુમી ભયમાં છે એવું સંગ્રામસુત્ર ઉભું કરી એજ શ્રમજીવીઓની લાગણીઓ ઉત્તેજીત કરે છે. જે રીતે શાંતીના સમયમાં પોતાના દેશનાજ મુડીવાદીઓ એના જાત ભાઇઓનાં લોહીનો વેપાર કરતા હતા એજ રીતે દુશ્મન દેશના શ્રમજીવીઓ પણ એના સ્થાનીક મુડીવાદથી પીસાતા હોય છે પણ શ્રમજીવીઓની આ આંતર રાષ્ટ્રીય એકતા અટકાવવા માટેજ રાષ્ટ્રવાદની ઓથ લેવામાં ચકોર મુડીવાદીઓ ફાવી જાય છે. આ મુંજીદારોને તો જગતના કોઇપણ ખુણામાંથી સસ્તો માલ મળે તો લાવવો છે સહરાના રણમાં પણ જો નફો વધારે મળતો હોય તો મુડી રોકવી છે આંતરરાષ્ટ્રીય યોજનાઓમાં પણ ભાગ લેવો છે માત્ર શ્રમજીવીઓને સારૂ આ ઇજારવાદી વર્ગે "સ્વદેશ ભક્તી" ને પેટંટ બનાવીને અનામત રાખી મુકી છે. દેશ પરદેશના મુડીવાદીઓ સામાન્ય કલબોમાં મળે છે નાચ અને જલસાઓમાં સ્વપરના ભેદ વીના એકઠા થાય છે પર્યટનો કરે છે સંબંધો બાંધે છે અને લગ્નગ્રંથીથી પણ જોડાય છે વ્યવહારથી માંડી વ્યાપાર સુધીના તમામ જીવન ધર્મોમાં મુડીવાદને માટે "સ્વદેશ"ની મર્યાદા મુકવામાં નથી આવી. માત્ર જો ચીનના મજુરો સાથે ઇંગ્લાંડના મજુરો સામાન્ય સંબંધ બાંધે, કે હીંદ સાથે જર્મનીના શ્રમજીવીઓ સંગઠન સાધે તો એ દેશદ્રોહ ગણાય, રાષ્ટ્રીયતાનો દ્રંસ ગણાય! અને પારકે.ને પોતાના માનવાની નીતી મનાય! આ જુદી રાષ્ટ્રીયતા ટકાવી રાખવા માટેજ ન્યાય પોલીસ અને કાયદો કરોડોને ખરચે મુડીવાદી મહારાજ્યે નીભાવે છે.

## કાયદેસર લુંટ

જ્યાં સુધી સામ્રાજ્યવાદ સત્તાના સીંહાસન ઉપર બીરાજે છે ત્યાં સુધી લશ્કર અને પોલીસ એને નીભાવ્યેજ છુટકયો છે. ચોરી લુંટફાટ કે મારામારીમાંથી પ્રજાને ઉગારવા માટેજ આ ઉપકારક તત્વો નીભાવવામાં આવે છે એ માત્ર ભ્રમણા છે વળી આજના માનવસમાજમાં ગુન્હેગારોનો વર્ગ પણ કોણે સરજ્યો? જેમ જેમ થોડા મણસોનાં હાથમાં દઉલતનું એકીકરણ થવા માંડયું એમ એમ બેકારી વધી, ભુખમરો વધ્યો અને કરોડોને માટે નીભાવનાં સાધન ટળી ગયાં. એટલે જે થોડા વર્ગના હાથમાં આજે અઢળક ધન એકઠું થયું છે એજ વર્ગ પોતે સર્જેલી ભયાનકતા ને ગુન્હાઓનું નામ આપી સજા ફરમાવે છે અને એને માટે ખડી કરેલી રાજ્યવ્યવસ્થાનો નીભાવ બીચારા શ્રમજીવીઓના લોહી વડેજ થાય છે આજે મુડીવાદીઓનો માલ ઉત્પન્ન કરનારા મજુરોને આવતી કાલે નવાં યંત્રો ગોઠવી એને ગલીઓમાં રઝળતા મુકવામાં મુડીવાદ લેશમાત્ર અચકાતો નથી. ગુન્હાઓનું પ્રમાણ અને પ્રકાર તપાસનારા અનુભવીઓ કહે છે કે મોટે ભાગે એનાં મુળ "મીલ્કત"માંથી મળી આવે છે; એટલે જ્યાંસુધી ખાનગી મીલ્કતમાલીકીનું આથીક ધોરણ સમાજ રચનાના મુળમાં છે ત્યાંસુધી ગુન્હો કે હીંસા બંન્ને અટકવાનાં નથી. વસ્તુસ્થીતી એમ છે કે પોલીસ અને લશ્કર નીભાવવાનો મુડીવાદી રાજ્યનો હેતુ આમ વર્ગની સલામતી નથી પણ ઇજારાવાદીઓના શોષણને અવીચળ રાખવાની એક સશસ્ત્ર યોજના છે. થોડા પણ સશક્ત કાયદેસર લુંટ ચલાવનારાઓનું રક્ષણ અને એની કાયદેસર લુંટના ભોગ બનેલાઓનું ભક્ષણ કરવા માટેજ આ પોલાદી ચોગઠાં શ્રમજીવીઓની છાતી ઉપર ખડાં કરવામાં આવ્યાં છે.

## જાદુનો ખેલ: ગોળમેજી પરીષદ




જહોનબુલ: આજનો ખેલ અદ્ભુત છે. જગતે ન જોયા હોય ન જાણ્યા હોય તેવા જાદુઈ પ્રયોગો અહીં થશે.

જીણા—જયકર }
સપ્રુ-સેતલવાડ } : ચાલો, ચાલો, નહીં તો આપણે રહી જઈશું.

## ગોળમેજી પરીષદ અને તે પછી—




સમતોલપણું ગુમાવી બેઠેલી રમત

# ગીતા અને સ્ત્રીઓ

: લેખક :

સૌ. મધુરીબા મહેતા

ગીતા જેવાં પુસ્તકોમાં શ્રી કૃષ્ણ જેવા પુરૂષ સ્ત્રીઓની નીંદા કરે એ વાત માનવાની ના પાડતાં આ બહેન, પોતાની બહેનોને આવા અપમાનજનક ક્ષેપક શ્લોકો દુર કરાવવાની હીલચાલ ઉપાડી લેવાની ભલામણ કરે છે.

રામચંદ્રે લવીંગની લાકડીએ સીતાજીને માર્યાં, અને શ્રી કૃષ્ણચંદ્રને ભાથું લઇને ગયેલાં રાધીકાજીની ઉપર ચટક કરતી રીસ ચડી કે તુરત જ એમણે કદંબના ઝાડની ડાળી તોડીને રાધીકાજીને ફટકાવી કાઢયાં! એવી ગરબીઓ અને ગીતો, સ્ત્રીઓને માર માર- વાનો હક્ક સાબીત કરનારા પુરૂષોએ ભલે લખ્યાં, છપાવ્યાં, વહેંચાવ્યાં અને પ્રચાર્યાં; પરંતુ જ્યારે એ ગીતોને અતીશય શ્રદ્ધાપુર્વક

પ્રભુજીને ચટકે ચઢીયલ
રીસ કે......

એમ સુર લંબાવીને ખુદ ગુજરાતણો જ ગાય છે, ત્યારે મને પારાવાર દુઃખ થાય છે. શા માટે એમણે એવાં ગીતો કે ગરબા- ઓને સ્વીકારવા અને સત્કારવા જોઇએ?

મારી ઘણા સમયની એ ફરીયાદ છે કે: સ્ત્રીઓની દુશ્મન સ્ત્રી જાતીજ છે. અને આજે હું ફરીથી તેમાં એક બીજી કડી ઉમેરૂં છું કે:

સ્ત્રીઓની દુશ્મન એમની મનોદશા જ છે. એ મનોદશામાં સમજણ વીનાની જે શ્રદ્ધા ભરેલી છે એ શ્રદ્ધામાંથી જુદી જુદી વ્યક્તી અને જુદા જુદા દેવો માટેની ભક્તીની જે ભ્રમણાઓ ઉભી કરવામાં આવી છે; તેને લીધે જ સ્ત્રી જાતની ઉન્નતી દુર ને દુર જતી જ જાય છે!

હીંદુસ્થાનમાં ધર્મશાસ્ત્રોને નામે લખાયલાં અનેક પુસ્તકોમાં સ્ત્રી જાતીની અક્ષમ્ય નીંદા કરવામાં આવી છે. તેમની યોગ્યતા અને અધીકારને વીનાકારણે ઉતારી પાડવામાં આવ્યાં છે, અને અર્થ વીનાની બીજી અનેક વાતો કરીને સ્ત્રી જાતીના સંબંધમાં ભ્રામક તેમજ હલકા વીચારોનું વાતાવરણ ઉભું કરવામાં આવ્યું છે. શા માટે એ બધાની સામે સ્વતંત્રતા તેમજ સ્વમાનને ચહાનારી બહેનો તીવ્ર નીષેધ જાહેર કરે નહીં?

જન્માષ્ટમીના આ ખાસ અંક માટે લખતાં, શ્રી કૃષ્ણચંદ્રને પણ સ્ત્રી જાતીને ઉતારી પાડ- વાની મનોદશાના રસીયા જે રીતે વગોવે છે તેનો મને વીચાર આવ્યા વીના રહેતો નથી. એમનામાં પ્રભુત્વનું જે રીતે આરોપણ કરવામાં આવ્યું છે તેને એ રીતે માનવું, કે બીજી રીતે માનવું, અથવા ન માનવું એ પ્રત્યેક બહેનના શીક્ષણ તેમજ સંસ્કાર ઉપર આધાર રાખે છે, છતાં એક વર્ગ શ્રી કૃષ્ણને ખુદ ઇશ્વરાવતાર માને છે, અને બીજો વર્ગ તેમને સામાન્ય માણસ કરતાં વીશેષ શક્તીમાન કોઇ પુરૂષોત્તમ ગણે છે એ વાત તો ખરી જ છે.

એવા પુરૂષને સ્ત્રી જાતીનો વીરોધ કરવાનું કશું જ કારણ હોઇ શકે ખરૂં ? જેમણે રાજકન્યાઓ કરતાં ઉતરતી કોટીની કુબજા સાથે લગ્ન કરી તેની તરફ અતીશય માન અને પ્રેમ બતાવ્યાં છે, જેમણે પોતાના પ્રીય સખા, અને સગા અર્જુનને ચહાનાર પોતાની માની જણી બહેન સુભદ્રાને લગ્ન કરવા માટેની બન્નેને નાશી છુટવા જેટલી સગવડ કરી આપીને સ્ત્રી જાતીની સ્વતંત્રતાનો અને સ્નેહની પરાકાષ્ઠાનો સ્વીકાર કર્યો છે, તેમજ ગોકુળ ગામની વ્રજનારીઓનો પારાવાર પ્રેમ જેણે છતી લીધેલો એવા શ્રી કૃષ્ણ જાતે સ્ત્રી જાતીને માટે કદી હલકા શબ્દો કાઢે ખરા ?

અને વળી જેઓ શ્રી કૃષ્ણનો પ્રભુ તરીકે સ્વીકાર કરે છે, તેઓ તો એમની એ વાતનો પણ સ્વીકાર કરે છે કે:

"હું તો સર્વ પ્રાણીઓની અંદર વસેલો છું."

અને જ્યારે એમજ હોય તો પછી શ્રી કૃષ્ણ 'ચાર વર્ણ'ની, શુદ્રોની અને સ્ત્રીઓની વાતો કરવા તૈયાર થાય એમ કલ્પી જ કેમ શકાય ?

તેમ છતાં 'શ્રીમદ્ ભગવદ્ગીતા' અત્યારે જે સ્થીતીમાં આપણા હાથમાં મુકવામાં આવે છે, તેમાં તો લખેલું જણાય છે કે:

[૧] ગુણ અને કર્મના વીભાગને અનુસરીને મેં ચાર વર્ણાશ્રમવાળી સંસ્થા સ્રજી છે. [અ. ૪: શ્લો. ૧૩]

[૨] બ્રાહ્મણ, હાથી, કુતરો અને ચાંડાળમાં પંડીતો સમદ્રષ્ટી રાખે છે. [૫. ૧૮]

[૩] સ્ત્રીઓ, વૈશ્યો, શુદ્રો અને બીજા પાપી જાતીમાં જન્મનારાઓ મારા આશ્રીત થવાથી પરમ ગતીને પામે છે; તો પછી પવીત્ર બ્રાહ્મણો અને ભક્ત રાજર્ષીઓ માટે કહેવું જ શું ? [૯ : ૩૪]

[૪] બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્રોનાં કર્મ પણ સ્વભાવજન્ય ગુણોને લીધે જુદાં જુદાં છે. [૧૮ : ૪૧]

મને લાગે છે કે આ જાતના શ્લોકો કોઇક બ્રાહ્મણે પોતાની જાતનું મહત્વ ગાવા માટે પાછળથી ઘુસાડી દીધા છે, અને તેથી શ્રી કૃષ્ણ જેવી શક્તીને પોતાની ક્રુદપદ્દીના માપ પ્રમાણે સાંકડી દ્રષ્ટીવાળા બનાવી મુકવાનું મહાપાતક વહોર્યું છે. અને તેથી એક કમીટી નીમી જ્યાં જ્યાં આવી અસમાનતાની પ્રભુ અને શાસ્ત્રને નામે હીમાયત કરવામાં આવી હોય, તે એકદમ દુર કરી નાંખવાની જરૂર છે.

વર્ણાશ્રમને વાજબી ઠરાવવા મથનારાઓ સીવાય 'ગુણકર્મ વીભાગ'ની વાત બીજો કોણ કરે ? સ્રષ્ટીની ઉત્પત્તી વખતે આવા વીભાગ કોણે પાડયા હતા ? શું પ્રભુને તે વખતે બીજું કંઇ કામ નહોતું કે આમ માનવટોળાને ચાર ભાગમાં વહેંચવા બેઠા હશે ?

જે શક્તી એમ કહે કે હું સર્વ સ્થળે સમાન રીતે વ્યાપક છું, તેને બ્રાહ્મણ તેમજ ચાંડાળ વચ્ચે ભેદ પાડવાનું શું કારણ હોય ? આ ઉપરથી એમ માનવાને પુરેપુરૂં કારણ મળે છે કે આ પ્રયોગ કોઇક પક્કા બ્રાહ્મણેજ અજમાવ્યો લાગે છે.

પરંતુ નવમા અધ્યાયનો ૩૪ મો શ્લોક તો પ્રભુના પ્રભુત્વને તદ્દન જ સ્વાર્થી અને સંકુચીત મનુષ્ય કરતાં પણ વધુ ઉતારી પાડનાર છે; અને તેના લખાણની ઢબ ઉપરથી લાગે છે કે, રાજસત્તાના પગ ચાટનાર કોઇ સ્વાર્થી બ્રાહ્મણે જ તે શ્લોક લખીને ગીતામાં ઘુસાડી દીધો છે! તેમ ન હોય અને

તો ઇશ્વર જેટલી હદે ગજ્ઞાન.ર શક્તી સ્ત્રી, વૈસ્ય, શુદ્ર અને બીજી જાતીઓને ઉતારી પાડવા બેસે, અને બ્રાહ્મણો તેમજ રાજાઓની ખુશામદ કરે તો તેને ઇશ્વર કહે જ કોણ? આ શ્લોક ઇશ્વર પ્રતી અશ્રદ્ધા ઉત્પન્ન કરનાર છે એટલું જ નહીં, પણ જનતાને નીરીશ્વરવાદી બનાવવાના સાધન જેવો જ છે, તેથી તે ગીતામાંથી દુર કરવાની જરૂર છે.

આવી જ રીતે ચારે જાતીઓના સ્વભાવનું પૃથક્કરણ કરનાર શ્લોક (૧૮ : ૪૧) પણ ક્ષેપક જ હોવો જોઇએ.

આવી જાતના તો કેટલા ય કચરા ધર્મ અને શાસ્ત્રને નામે પવીત્ર ગણાતાં પુસ્તકોમાં પેસી ગયા છે. પરંતુ તે કચરો એવાં પુસ્તકોમાં છે માટે એને માનવો અને પવીત્ર ગણવો એવું કોઇ કહેતું નથી. ખરી વાત તો એ છે કે, વચલા યુગમાં ઘુસી ગયેલા આવા તમામ કચરાને સાફ કરી નાંખવાથી જ એ પુસ્તકોનું મુલ્ય વધવાનું છે.

એ બધું ગમે તેમ હોય, પરંતુ જ્યાં જ્યાં ધર્મ, શાસ્ત્ર અને કાનુનને નામે સ્ત્રી જાતીનું અપમાન કરવામાં આવ્યું હોય, તેને માનવા સ્ત્રી જાતીએ સ્પષ્ટ ના પાડવાનો જમાનો હવે આવી પહોંચ્યો છે જ. અને સંપુર્ણ સ્વતંત્રતાના સંગ્રામમાં જેઓ સરકારી માણસોની લાઠીઓ, ધમકી, જેલ કે બીજાં અપમાનોથી નથી ડરતી, એવી બ્હેનો શું સંપુર્ણ સ્વતંત્રતા મેળવી પોતાને માટેના આવા ભયંકર અપમાન કરનારા વીચારોનો ફેલાવો શાસ્ત્રને તેમજ ધર્મગ્રંથોને નામે થવા દેશે? જરૂર નહીં.

પરંતુ તે માટેની લડત ઉપાડવાનો સમય અત્યારે જ મુયોગ્ય છે એ વાત બ્હેનોએ ભુલવા જેવી નથી.

"તમારો કેસ તદ્દન સરળ છે." વકીલે અસીલની હકીકત સાંભળીને કહ્યું: "તેમાં તમારી જીત થયા વીના નહીં જ રહે. હુ જરૂર તમારો મુકદ્દમો ચલાવીશ."

"વારૂ સાહેબ" કહીને અસીલે ચાલવા માંડ્યું.

"કેમ ક્યાં ચાલ્યા?" વકીલે કહ્યું.

"એ ઝગડો અદાલતમાં ગયા વીના ઘર મેળેજ પતાવી નાખવા માગું છું."

"પણ ભલા માણસ નકામા પૈસા શું કામ ગુમાવો છો. મેં કહ્યું ને કે કેસ તમેજ જીતશો."

'માટેજ જાઉં છું સાહેબ" અસીલે ગંભીર ભાવે કહ્યું "કેમકે મેં મારા પ્રતીપક્ષીની હકીકત આપને જણાવી હતી."

જજ્જ: તેં પાંચસે રૂપીઆ ઉપરાંત બીજું ઝવેરાત પણ લીધું હતું, કેમ?

કેદી: હા સાહેબ, કેમકે મેં એક કથામાં સાંભળ્યું હતું કે, પૈસો એકલો જ માણસને સુખ આપતો નથી.

* * *

ગ્રાહક [સ્ટોરમાંના બધા ધાબળા ઉતરાવ્યા પછી, માત્ર એકજ ધાબળો છાજલી ઉપર હતો તે વખતે]: મારે આજે તો એકે ધાબળો ખરીદવો નથી. હું તો માત્ર મારા મીત્ર માટે જોતો હતો."

વ્યાપારી: "કંઇ નહીં શેઠ, જો આપને હજુય એમ લાગતું હોય કે આપના મીત્ર ઉપરના ધાબળા પાછળ છુપાયા છે, તો ઘણીજ ખુશીથી હું તે આપને બતાવું."




[ નાટક ]

:: લેખક ::

"દહાડીઓ મજુર"

## પાત્રો

| | | | |
|---|---|---|---|
| ગનુ | મનુ | રાઘુ | માધુ |
| અર્જુન | જનબંધુ | ભીખુ | વસન |
| કારાગ્રહપતી | પોલીસ કમીશનર | | પોલીસો |

## અંક પહેલો

### પ્રવેશ બીજો

**સમય:** પ્રથમ પ્રવેશ પછી તરતનો જ.

**દૃશ્ય:** કારાવાસનો ઓરડો.

[રંગભુમીની પાછલી બાજુએ કારાવાસના કેદીઓને પુરવાનો ઓરડો જણાય છે. તેના મજબુત લોખંડી સળીઆના દ્વાર આગળ બંદુકધારી સીપાહી પેરો ભરે છે. તેનો પાછલો ભાગ રસ્તા ઉપર પડે છે. ત્યાં ઉભેલા હડતાળીઆઓનાં ટોળાં વારંવાર ગીતો ગાય છે તેમ જયનાદ ગજવે છે.

આખો ઓરડો કેદીઓથી ભરેલો છે. તેમાં એટલા માણસોને પુરેલા છે કે બધાઓથી બરાબર બેસી પણ શકાય નહીં. તેથી કેટલાકો અધુકડા ઉભા છે, કેટલાક સળીઆ પકડીને ઉભા છે. પોલીસની સામે દાંતીઆં કરવા માટે અને રસ્તાઓમાં સરઘસ કહાડવાના વાંક માટે તેમાંના ઘણાઓને તો પકડેલા છે. પડદો ઉપડતાં જ બધા નીરાંતે લલકારતા હોય છે]

બધા : દેશદેશના ઓ મજુરો !
એકત્ર થાવો,
મુક્તીના સંગ્રામમાં
આપણે સહુ સાથે ખડા રહીશું.
આપણે દુનીયાના છીએ,
દુનીઆ આપણી છે;
એ ભાવના જ્યારે ખરી કરીશું
ત્યારે પણ આપણે
બધા સાથેજ હોઇશું.
ત્યારે પણ આપણે ગીત ગજવીશું.

આપણી મહેનતનાં ફળ
આપણી મીલ્કત ઉપરની માલીકી
આપણે ત્યારે મેળવીશું.
આપણો ભુખમરો, આપણી દરીદ્રતા
ત્યારે જ જશે.
આપણે સાચા મનુષ્યો
ત્યારે જ બનીશું.

ગનુ [ક્ષયથી સુકાઇ ગયેલો, જે પાછલા ભાગમાં કચડાતો હતો]: અરે ભાઇ, હું કચડાઇ ચાલ્યો, જરા જગા તો કરો.

મનુ [જે કદાવર બાંધાનો અને ઉંચો અને છેક આગલા ભાગમાં હતો]: નર્ક આથી જરાએ જુદું નહીં હોય.

ગનુ: પણ અમે તો અહીં ગુંગળાઇ મરીએ છીએ.

રઘુ [જે છેક જ જુવાન છે]: અમને વારાફરતી બારણાં પાસે ઉભવા દો. એ વાજબી ગણાશે.

ગનુ : તમારા પગ સળીઆની બહાર કાઢો, એથી અહીં જરા જગા થશે.

મનુ : એ ઠીક કહ્યું. પછી પેલો ગોધા જેવો 'વાડ'ર' આવીને ટાંટીઆ જ તોડી નાખે એટલે પત્યું.

માધુ [તે કામદારોનો એક આગેવાન, ચંચળ જુવાનીઓ છે]: અહીં જો જરા જગા કરવા જઇએ, તો પાછળનાઓનો છુંદો જ થઇ જાય તેમ છે.

રઘુ : તો પછી બધા બારણાં આગળ જ આવીને માર્ગ બંધ કરી નાખો, કે પેલાઓ નવા માણસોને અંદર ધકેલતા અટકી પડે.

મનુ : એ પણ ઠીક. પછી એમના દંડુકાઓ.ની પ્રસાદી મળે તે આગળનાઓને જ વહેંચાતી મળે.

ગનુ : તો મને ત્યાં જવા દો. આમ ગુંગળાઇને મરી જવા કરતાં, દંડુકાનો માર કાંઇ ખોટો નથી.

અર્જુન [ગુપ્તદુત જે કામદારોમાં પેસી ગયો હતો]: એ સળીઆઓને જ તોડી પાડોને ?

રઘુ : અરે એ ! મારો પગ શાનો કચડી નાખે છે ?

અર્જુન : મને ત્યાં ઉભા રહેવાની થોડીક જગા આપો.

મનુ : તો પછી મારે ક્યાં જવું ? દીવાલમાં પેસી જાઉં ?

માધુ : ભાઇઓ, આમ લડાલડી શું કામ કરો છો ? આપણે તો એકતા જાળવી રાખવી જોઇએ.

ગનુ : આ પાંજરામાં અમે કચડાઇને એક બની ગયા છીએ.

માધુ : ચાલો આપણે એકાદ ગીત લલકારીએ.

મનુ : બાપુ ! શ્વાસ લેવા પુરતો તો અહીં પવન નથી ત્યાં ગાઇ શી રીતે શકવાના ?

માધુ : ગાઓ, ગાઓ, ઓ કારાવાસનાં પંખીઓ, ગાઓ ! [તે ગીત લલકારવું શરૂ કરે છે. બીજાઓ ઝીલે છે. પણ તેમના અવાજમાં જોઇએ તેટલો જુસ્સો નથી.]

કાયમની એકતા !
કાયમની એકતા !
કાયમની એકતા !
સંઘ કરે છે સુદૃઢ અમને !

[એટલામાં બારણા આગળ ત્રણ માણસોને લાવવામાં આવે છેઃ અંદરથી બુમાબુમ થઇ રહે છે] આ વળી બીજાઓને લાવ્યા! અહીં કોઇને પેસવા દેશો નહીં! આવો, અધા બારણા આગળ ખડા થઇ જાઓ! અરે આ શું છે? અમે તે માણસો છીએ કે સસલાં? અમને આ કોટડીમાં જીવવા પુરતી હવા તો આપો! શું તમે અમને મ.રી નાખવા માગો છો? [વળી બુમાબુમ થઇ રહે છે. કોઇ બીલાડીનો અવાજ કાઢે છે, કોઇ કુતરું ભસતું હોય તેવો સ્વર કાઢે છે, કોઇ ગાળો દે છે, કોઇ ધુત્કારના શબ્દો સંભળાવે છે] અરે ઓ નીદર્યો! અમને આ બખોલમાંથી બહાર નીકળવા દો! અમે બધા અહીં ધીરે ધીરે મરી રહ્યા છીએ, થોડા વખતમાં બધા ગુંગળાઇ મરશે! આવી કોટડીમાં આખી રાત કેમ જીવાશે? અમને થોડીક તાજી હવા તો લેવા દો! અરે એ! અમે હવા વીના મરી ચાલ્યા!

ગનુ : એમને અંદર આવવાજ દેશો નહીં!

રાઘુ : બારણાનો જ છુંદો કરી નાખોને!

મનુ : એમનાં મોંઢાં ઉપર જ થુંકો!

[નવા આવનારાઓમાં જનબંધુ દેખાય છે. તેની સાથે કારાગ્રહપતી [જેલર] અને પોલીસ અમલદાર હોય છે.]

માધુ : ઓહો! આ તો આપણો જનબંધુ!

રાઘુ : શું જનબંધુ!

મનુ : અરે જનબંધુ માટે જગા કરો.

ગનુ : આ તો આપણો પ્યારો જનબંધુ!

માધુ : જય હો, જય હો, જય હો જનબંધુનો!

સઘળા : જનબંધુનો જય.

માધુ : આવો, આવો જનબંધુ અંદર આવો.

રાઘુ : અરે ભાઇ! ત્યાંથી જરા આઘા ખસો. આપણા જનબંધુ માટે જગા કરો.

મનુ : પણ અમે ખસીને જઇએ કયાં ?

માધુ : આપણે જનબંધુ માટે આપણા ખભાઓ ઉપર પણ જગા કરવી જોઇએ.

રાઘુ : જરા ખસો.

અર્જુન : તમારા ખોળામાં બેસાડો.

[બધા થોડું થોડું ખસીને જગા કરે છે; કારાગ્રહપતી બારણું ઉઘાડે છે, ત્યારે પોલીસ અમલદાર હાથમાં તમંચો પકડીને તૈયાર ઉભો રહે છે. જનબંધુના અંદર ગયા પછી બારણું ફરીથી બંધ થાય છે]

રાઘુ : ભલે પધારો, જનબંધુ!

માધુ : અમારા વતનમાં તમને વધામણાં હો!

[જેટલાથી પહોંચી શકાય તેટલા જનબંધુના હાથને પ્રેમથી સ્પર્શે છે]

મનુ : તમને શું કામ બોલાવી ગયા હતા?

જનબંધુ : તેઓ મને ખરીદી લેવા માગતા હતા.

માધુ : તમે એમને ધુત્કારી કાઢ્યા હશે?

રાઘુ : દગાબાજ! સ્વાર્થી! લાંચીઆ!

જનબંધુ : સરકારી વકીલે મને પૈસાની લાલચ બતાવી.

માધુ : હું શરત મારું છું કે, જનબંધુ પાસેથી તેને યોગ્ય જવાબ મળ્યો હશે.

જનબંધુ : મેં તેને કહી દીધું કે, મજુરોના હીતની આડે આવનારા ખુશામદીઆ છતાં કહેવાતા મજુરમંડળને તો અમે ખણી જ નાખવાના. અમે તો જુના ખોખામાં નવો સમાજ રચવાના છીએ.

રાઘુ : જનબંધુનો વીજય હો!

જનબંધુ : અને પછી તો એણે મારી મૃતપત્નીની વાત કાઢી—મેં મારાં છોકરાંને ત્યાગ કર્યો છે' એવો એણે મારી ઉપર આક્ષેપ મુકયો.

મનુ : બદમાસ, લફંગો!

માણસોના અવાજ [બાજુની કોટડીમાં પુરાયલા કેદીઓના એ અવાજ હતા]: મોટેથી બોલો જનબંધુ, મોટેથી બોલો, કે જેથી અમે પણ તમારી વાત સમજી શકીએ.

બધા : ભાષણ, ભાષણ!

જનબંધુ [બારણાની સામે ઉભો રહીને મોટેથી] : મારા મજુર બંધુઓ!

બધા : જનબંધુનો જય!

જનબંધુ : સરકારી વકીલે મને ખાનગી પગાર આપવાની શરતે લલચાવવાનો પ્રયત્ન કર્યો. તેણે તેમાં ન ફાવવાથી મને ૨૮ વર્ષની કેદ આપવાની ધમકી આપી–અને તેમ થશે પણ ખરું, કેમકે મેં એને સીધી વાતો સંભળાવી દીધી છે.

બધા : શરમ હો એના નામને!

જનબંધુ : મારા મજુર બંધુઓ! તેઓ તમને બધાઓને સજા કરીને કારાવાસમાં મોકલવાના નથી. તેઓ લગભગ તમને સહુને જતા કરશે–એટલે તમે જ્યારે બહાર જાઓ, ત્યારે આ વાત ઠામઠામના આપણા ભાઇઓને કહી સંભળાવજો.

બધા : જરૂર, જરૂર.

જનબંધુ : આપણને અહીં ગુંગળાવી મારવામાં આવે છે એ વાત તેમને કહેજો. આપણા એક ભાઇ પાંડુને તેમણે માર મારીને કેવો છુંદી નાખ્યો છે તે વાત પણ એમને કરજો.

બધા : જરૂર, જરૂર

જનબંધુ : તેઓ તમારી કમીટીઓની ધરપકડ કરશે, એના સભ્યોને તુરંગમાં ધકેલશે, પણ તમે નવી સમીતીઓની રચના કરજો, પરીસ્થીતીનો અભ્યાસ કરી, બરાબર વીચારજો. પરંતુ આજની રાતની આપણી આ મહાવેદનાને કદીએ માં ભુલજો.

માધુ : અને શું તમે અમારે માટે જ તમારા પ્રાણ પાથરશો?

રાધુ : અમે તમારે પડખે જ ખડા રહેવાના છીએ.

જનબંધુ : એટલું યાદ રાખજો કે, મારા આ છેલ્લાજ શબ્દો પણ હોય.

બધા : અમે એ વચનોને બરાબર વળગી રહીશું.

રાધુ : એટલું જ નહીં પણ અમે તમને તુરંગમાંથી બહાર લાવીશું.

અર્જુન : હડતાળની જય.

બધા : કામદારોનું સંગઠન કાયમનું બનો.

જનતાનું ટોળું [બહાર ગાય છે]:

અંદર ગયેલા અમારા દોસ્તો!
એટલું માં વીસરજો,
અમારે સારૂ તમે કારાવાસમાં છો,
તમારે સારૂ અમે બહાર છીએ.

કેદીઓ [પ્રતીધ્વની ઝીલી લઇને]:

બહાર રહેલા અમારા દોસ્તો!
એટલું યાદ રાખજો:
અમારે સારૂ તમે બહાર છો,
તમારે સારૂ અમે કારાવાસમાં છીએ.

જનબંધુ : [વસનના કાનમાં] વસન!

વસન : કેમ?

જનબંધુ : રામા માધુ અહીં આવ્યો છે એ વીષે તને કંઇ ખબર છે?

વસન : ના. તમને કોણે કહ્યું?

જન : વકીલે. મારી પાસેથી તેને એ વાત કઢાવવી હતી.

વસન : હોય પણ ખરૂં. તેની એવી ઇચ્છા હતી ખરી.

જન : તે તો હું યે જાણું છું.

વસન : સાવધાન રહેજો. તેઓ આપણી વચ્ચે કાળાં મેંઢાંને ઘુસાડી દેવા માગે છે.

જન : એ પણ હું બરાબર જાણું છું.

વસન [તેની બાજુમાં ઉભેલા અર્જુન તરફ એકદમ ફરીને]: કેમ મારી છેક ઉપર ધસ્યો આવે છે?

અર્જુન: બીજું શું કરૂં? પાછળથી ધક્કા આવેછે.

વસન: નહીં, તું અમારી વાત સાંભળવાનો પ્રયાસ કરે છે.

અર્જુન: એમાં શું?

વસન: તું કોણ છે?

અર્જુન: તારા જેવો જ.

વસન: કામદાર સંઘનો સભ્ય?

અર્જુન: હા, હા.

વસન: જોઉં તારી ટીકીટ?

અર્જુન: અહીં નથી. હું કંઇ તે દરરોજ ખીસામાં ફેરવતો નથી.

વસન: તમે અહીં ક્યારે આવ્યા?

અર્જુન: એક અઠવાડીઆ પહેલાં.

વસન: તેમ છતાં કામદાર સંઘની કચેરીમાં તમને કોઇએ કદી જોયા નથી. જાઓ પેલી દીવાલની બાજુમાં જઇને ઉભા રહો; ચોરીના ધંધા છોડી દો. (મોટેથી પોકાર કરીને) મીત્રો! યાદ રાખજો કે આ તુરંગમાં પણ કેટલાંય કાળાં મેંઢાંને એ લોકોએ તમારી વચ્ચે ભરી દીધા છે; માટે જે કંઇ બોલો તે બરાબર સાચવીને બોલજો.

ગનુ [કોટડીની પાછલી બાજુથી]: ભગવાનની ખાતર તમે બારણા આગળથી ખસો, અને અમને ત્યાં ઉભા રહેવા દો.

રાઘુ: પણ અમે ક્યાં જઇએ?

ગનુ: આવો અમારી જગાએ તમે ઉભા રહો અને તમારી જગાએ અમને ઉભવા દો.

જનબંધુ: તે તદ્દન વાજબી છે. આપણો વારો હવે પાછળ જવાનો અને પાછળવાળાઓનો આગળ આવવાનો. દોસ્તો ચાલો ગોળ ગોળ ફરવા માંડો અને જેઓ છેક પાછળ ગોંધાઇ ગયા છે તેમને હવા મળવા દો. ચાલો સહુથી પહેલો હું જ એ પાછલી બાજુએ જાઉં છું.

રાઘુ: ના, ના. અમે અમારામાંના ઉપયોગી માણસોને એમ મારી નાખવા માગતા નથી.

જનબંધુ: એની દરકાર ન કરો. થોડા જશે તો ઘણા તેમનું સ્થાન લેનારા આપણામાંથી જ નીકળશે.

[તે પાછલી તરફ જાય છે. તેટલામાં આગળ વળી ચાર માણસો દરવાજા પાસે આવતા દેખાય છે. બધા જ કેદીઓ તેની સામે વીરોધ બતાવે છે.]

આ બીજા વધારે આવ્યા! એમને આપણી સાથે કાળી કોટડીમાં પુરવા છે? અહીં જ મરી જઇએ છીએ, બીલકુલ ઉભા રહેવાની તો જગા નથી! એમને છાપરા ઉપર હવે તો લઇ જાઓ તો છે! અરે અમને થોડીક હવા તો આપો! શું તમે અમારાં ખુન કરવા માગો છો? એહ! એહ! એહ!

(શાપ અને તીરસ્કારનાં શબ્દબાણો ચારે તરફથી છુટવા માંડે છે. કોઇ દરવાજા તરફ ક્રોધથી જુવે છે. કોઇ સળીઆઓમાંથી હાથ કાઢી મુક્કીઓ ઉગામે છે.)

ગનુ: આ મરણપીંજરમાંથી મને કોઇ બહાર કાઢો! અરે અમે તો અહીં મરી ચાલ્યા.

રાઘુ: આવો દોસ્તો! બધા દરવાજા તરફ આવો.

મનુ: કોઇને પણ અંદર આવવા દેશો નહીં.

રાઘુ: અહીં બધી જગા પુરાઇ ગઇ છે.

માધુ: એમને ધકેલી મુકો.

ગનુ: આ ધાંધલમાં આપણેજ ભચડાઇ મરીશું.

[નવા આવનારા કારાગ્રહપતી અને પોલીસનો મુખ્ય અધીકારી હોય છે. તેઓ ભીખુને લઇને આવતા હોય છે. આવીને તેઓ તુરંગના દરવાજા પાસે અટકે છે.

પોલીસ અમલદાર વીશાળ છાતીવાળો, મજબુત બાંધાનો, કઠોર ચહેરાનો માણસ છે. તેણે સાદાં કપડાં પહેર્યાં છે. ભીખુ પચાસ વર્ષનો વૃદ્ધ માણસ છે. જુવાનીમાં તે સશક્ત અને કદાવર હશે તેમ દેખાય છે. તે ભક્ત તરીકે ઓળખાય છે. એનો દેખાવ તે નામ સાર્થ કરે તેવો જ છે. પહેલાં તે પુજારી અને કથાકાર તરીકે કામ કરતો હતો.]

મનુ : ઓહો, આતો સ્વર્ગના વીમાનની ટીકીટ આપનાર ભીખુ ભક્ત!

માધુ : ભગવાનની પવીત્ર પ્રસાદી! ઓહો! આમણે તો પ્રભુના માણસને પણ સપડાવ્યો ને!

ભીખુ [કથા કરતી વખતે બોલતો હોય તેવે સ્વરે]: કામદાર બંધુઓ! હું તમને પીડીતોને માટે તેમજ અન્યાયથી કચડાયલાઓને બચાવવા જન્મ લેનાર અને કષ્ટ વેઠનાર પરમાત્માને નામે અભીનંદું છું.

જનબંધુ [કોટડીની પાછલી તરફથી બુમ મારીને]: ઓહો! આતો ભીખુ ભક્ત!

ગનુ : એ વળી કોણ મુઓ છે?

જનબંધુ : એ કથા કરવા આવતો હતો, આપણી તરફેણવાળો છે.

માધુ : જનબંધુ આ તરફ આવો. ભાઇઓ! એમને માટે જગા કરો.

[થયેલી જગામાંથી જનબંધુ દરવાજા તરફ આવે છે]

જનબંધુ : ભલે પધાર્યા ભીખા ભક્ત!

ભીખુ: કેમ છો દોસ્ત!

જનબંધુ : એ લોકોએ તમને ય છોડ્યા નહીં?

ભીખુ : એ તે કદી બન્યું છે?

જનબંધુ : ચાલો અમને બધાઓને ઠીક લાગશે. [અંદરનાઓ તરફ ફરી] મીત્રો! ભલે વધારે કચડાઇને પણ ભીખુ ભક્ત માટે જગા કરો.

ગનુ : પણ અમે હવે તે કેટલા કચડાઇ મરીએ?

માધુ : જરૂર પડશે તો હું એમને મારા ખોળામાં બેસાડીશ.

જનબંધુ : એ તો આજે આપણી સમક્ષ ભાષણ કરવા આવવાના હતા.

ભીખુ [પોલીસ કમીશ્નરને] : મીસ્ટર કમીશ્નર આ રીતે મનુષ્યોના ટોળાને ખડકવું એ કેટલું બધું ઘાતકી છે, એ તરફ હું તમારું ધ્યાન ખેંચું છું.

પોલીસ કમીશ્નર : એ બધાઓની સાથે રહેવાનું તમને તો ઘણું ગમશે.

ભીખુ : આ જાતની માનવતાવીહોણી ગોઠવણ સામે મારો સખ્ત વીરોધ છે. મનુષ્યોના આવા અપમાન તરફ હું તીરસ્કાર બતાવું છું.

[પોલીસ કમીશ્નર જવાબ આપ્યા વીના મુંગો ઉભો રહે છે. દરમીયાન કારાબદપતી કેદખાનાનું બારણું ઉઘાડે છે અને ભીખુને ધક્કો મારીને અંદર દાબી દે છે]

ફરીથી એક વખત હું તમને ચેતાવી દઉં છું કે, જેઓ નેઓ આ ઘાતકી કામના ભાગીઆ બને છે, તેઓ બધા માણસોને ખોટી રીતે પકડીને કેદ કરવા માટે ગુનેહગાર ઠરવાના છે.

પો૦ કમીઃ—બહુ સારૂ, હમણાં તો તમે અંદર રહો.

[બન્ને તેની સામે જોઇને ચાલવા માંડે છે]

જનબંધુ [ભીખુને ભેટી પડીને]: એ લોકોએ તમને ધક્કો માર્યો નહીં?

ભીખુ : એતો મને એમની તરફથી મળેલું સન્માન સમજું છું.

જનબંધુ : તમને કેમ પકડ્યા? તમે શું કર્યું હતું?

ભીખુ : હડતાળીઆઓ આગળ ભાષણ કરવાના ઇરાદે હું રાજમાર્ગમાં ચાલતો હતો. પરંતુ તમારા શહેરના માણસના મનની ગુપ્ત વાતો જાણી લેનારા છુપા દુતો, મારો એ ગુન્હો કરવાનો ઇરાદો જાણી ગયા, અને તેમણે મને પકડયો.

જનબંધુ : ભીખુ ભક્તની જય !

બધા : ભીખુ ભક્તની જય !

ભીખુ : ભારતભુમીના નાગરીક તરીકે, તેમજ પરમેશ્વરના માણસ તરીકે મને તમારી વચ્ચે રહેવાથી ઘણો આનંદ થશે.

જનબંધુ : ભક્તરાજ ! અમને કંઇક ઉપદેશ આપો.

માધુ : બરાબર, બરાબર, અમને એની અત્યારે જ વધુ જરૂર છે.

ભીખુ : અને મારે સારૂ આના જેવું બીજું સ્થાન ઉપદેશ માટે મળવાનું પણ ક્યાં હતું ?

જનબંધુ [મુખ્ય દરવાજા આગળથી બુમ મારીને બોલે છે, જેથી બાજુની કોટડીઓવાળા સાંભળી શકે]: મજુર બંધુઓ ! ભીખુ ભક્ત જે આપણે સારૂ તુરંગમાં આવ્યા છે, તેઓ આપણને થોડાક શબ્દો સંભળાવે છે.

અવાજો [આજુબાજુની કોટડીઓમાંથી]: બોલો, બોલો ! સ્વર્ગની સીધી ટીકીટ આપનારા એ ભીખુ ભક્તનો જય હો !

ભીખુ [દરવાજા પાસે ઉભા રહી, કથાકારની રીતે, સળીઆની બહાર હાથ લાંબાટુંકા કરી, અભીનય સાથે]: કામદાર બંધુઓ ! આ દુનીઆ ઉપર સત્તાવાળાઓ પ્રભુના માણસને જે સારામાં સારૂં માન આપી શકે, તેવું માન આજે રાત્રે તેમણે મને આપ્યું છે. જગતના મુડીવાદીઓની મંડળી સામે એક કેદી તરીકે આજે હું ઉભો છું, એ લોકો પ્રભુના નામનો દંભ કરે છે અને પ્રભુના ભક્તોને તુરંગમાં ધકેલે છે ! મારો ગુન્હો પ્રભુનાં બાળકો–કામદાર બંધુઓ–ને સીધે રસ્તે જવાની સલાહ આપવાનો છે. તેઓ એક તરફથી ધાર્મીક શીક્ષણની હીમાયત કરે છે, ધર્મગુરૂઓને માન આપવાનો દેખાવ કરે છે. તેટલા માટે પેલા શાસીતોના દુશ્મન અને શાસકોની ખુશામદ કરનારા હાથીરામને કામદારો માટે ઉપદેશક તરીકે નીમવાની વાતો કરે છે. તમને હું અહીં ખડો રહીને પુછું છું કે, તમે એ માણસને પસંદ કરો છો ?

બધા [મોટેથી] : નહીં નહીં. અમે એવા ધર્મઢોંગીઓને માનતા નથી. ભીખુ ભક્તની જય !

ભીખુ : કામદાર મીત્રો, આપણા સંબંધની ઉપર કારાવાસનાં સીલસીક્કા વાગી ગયાં છે. મારા કાનમાં પ્રભુના શબ્દોનો રણકાર થઇ રહ્યો છે કે: "હું ભુખે મરતો હતો ત્યારે તેં મને ખાવા આપ્યું, હું તરસે પીડાતો હતો ત્યારે તેં મને જળ પાયું, હું અજાણ્યો માર્ગ ભુલ્યો ત્યારે તેં મને માર્ગ બતાવ્યો, હું નવસ્ત્રો હતો ત્યારે તેં મારૂં શરીર ઢાંક્યું, હું માંદો હતો ત્યારે તેં મારી માવજત કરી અને હું કારાવાસમાં હતો ત્યારે તેં મારો સાથ શોધ્યો."

બધા : આનંદો, આનંદો, બોલો ભક્તરાજ ભીખુ મહારાજની જય.

લોકોનું ટોળું [બહારથી]: જય ! જય ! જય !

ભીખુ : બહાર ઉભેલાઓ મારાં વચનો સાંભળી શકે છે ? હું આજ રાતની મારી કથા અહીં ઉભો ઉભો જ સંભળાવું છું. [જેટલો ખેંચાય તેટલો મોટો ઘાંટો કાઢીને] મીત્રો, કામદાર દોસ્તો ! અને ધનભુખ્યાઓની સત્તા સામે હડતાળ પાડનારા મારા હડતાળીઆ ભાઇઓ ! ત્યાંથી તમે મને સાંભળી શકો છો ?

ટોળું [બહારથી]: અમે બરાબર સાંભળી શકીએ છીએ.

ભીખુ: ધનલોલુપોના વૈભવભર્યા ઝાકઝમાળ મંદીરોમાંની પ્રતીમાને નામે નહીં, પણ ભુખ્યા, દુખ્યા, મુંઝાયલા, કચડાયલાઓની વહાર કરવા હમેશાં તત્પર એવા ભગવાનને નામે હું તમારી સમક્ષ ખડો છું.

ટોળું [તુરંગમાંના કેદીઓ અને બહાર ઉભેલા લોકો એકસામટા]: ભીખુ ભક્તની જય! જય! જય!

ભીખુ: ભગવાને કહ્યું છે કે, જ્યારે સાધુવૃત્તીના માનવીઓને સત્તાવાળા અને શ્રીમંતો મદમસ્ત બનીને કચડી નાખે છે, ત્યારે અન્યાય દુર કરી ગરીબોના સંરક્ષણ માટે તે અવતાર ધારણ કરે છે. એ પ્રભુવચનના સ્મરણ સાથે કહું છું કે: વીશ્વભરના સામાન્ય માનવી સમાજને સંગઠીત મુડીવાદ કચડી રહ્યો છે, એટલે તેનો નાશ કરી, સમાજમાં પરીવર્તન કરવા માટે પ્રભુ સમાજના ક્રાંતીકાર તરીકે અવતાર ધારણ કરે એ ઘડી હવે આવી પહોંચી છે.

ટોળું [જયધ્વની અને હર્ષનાદના સામટા પોકાર]: જય! ભીખુ ભક્તનો જય! જય!

ભીખુ: હું તમને સહુ કામદાર મીત્રોને એ એક ચેતનશક્તીને નામે કહું છું કે તે તો ઘટેઘટમાં વ્યાપેલો છે. અત્યારે એ તમારી સાથે કારાવાસમાં પણ છે, માટે તેને કદી માં ભુલશો. ભગવાન તો ગરીબોનો બેલી છે, તેથી તમે જેને ચાહો છો તેને એ ચાહે છે, તમે જેને ધીક્કારો છો તેનો એ ધીક્કાર કરે છે, શ્રીમંતોના અને સત્તાવાળાઓના હાથે તેણે પણ ખુબ સહન કર્યું છે. તમારી માફક ભાડુતી મારાઓને હાથે એને પણ માર ખાવા પડ્યા છે, અન્યાય સહન કરવા પડ્યા છે, કારાવાસમાં જન્મ લેવા પડ્યા છે. માણસજાતીના હીત માટે એણે પારાવાર કષ્ટ વેઠયાં છે.

બધા: ખરું છે. ખરું છે.

[ભીખુ ભક્ત કપાળે વળેલા પરસેવાને જેમ તેમ કરીને લોહી નાખે છે]

અવાજો [કોટડીની પાછલી બાજુએથી]: તમે આવું બોલશો તો તમને ક્યાંય કથા કરવા નહીં દે.

ભીખુ: તે તો થયેલું જ છે.

જનબંધુ: આવો ત્યારે, અમારી સાથે ભળો.

માધુ: અમે તમારા પોષણ પુરતું આપીશું.

ભીખુ: [એ વચનોની હૃદય ઉપર થયેલી અસરની સ્પષ્ટ છાપ એના સ્વરમાં સંભળાય છે]: દોસ્તો, મને એ વાતની તો જરા યે ચીંતા હતી જ નહીં. મને ય દુનીયાનો અનુભવ છે, અને તેની મોહ, માયા અને લાલચોનાં બંધનની જાળોને પણ હું જાણું છું. મને પણ મીષ્ટાન્ન અને સાહ્યબી ગમે છે, પરંતુ તે બધા કરતાં મને આત્માની મુક્તી વધુ પ્રીય છે. [વધુ મોટા અવાજે] મીત્રો! યાદ રાખજો કે દુનીયામાં નવા ધર્મની સ્થાપના થઇ રહી છે, તેને માટેના નવા માર્ગો તૈયાર થઇ રહ્યા છે. તે ધર્મ નીર્ધનોના રક્તસંબંધથી સરજાશે. માટે સમસ્ત વીશ્વના મજુર બંધુઓ મક્કમ બનો, મજુરી કરનારાઓના હક્કને માટે મક્કમ બનો, અને નીર્ધન મજુરોને લુંટનારા સબળ શ્રીમંતોના સંગઠનની સામે ખડકની માફક ખડા રહેતાં શીખો! યાદ રાખજો કે તમારા અશ્રુનું પ્રત્યેક બીંદુ પવીત્ર છે; તમારા રક્તનું પ્રત્યેક બીંદુ જે તમારી નસોમાંથી ટપકાવવામાં આવે છે, તે જગત ઉપરના નવા ધર્મના ચણતરમાં મહા મુલ્યવાન મદદગાર છે; ભાવી માનવસમાજ માટે તમારા આપભોગમાંથી જ ભવ્ય વ્યવસ્થા ખડી થવાની છે.

ટોળું : બરાબર છે; ખરું છે, ભીખુ-ભક્તની જય.

[ અવાજો વધતા જાય છે, પોલીસ કમીસ્નર એકદમ દાખલ થાય છે, તેની પાછળ કેટલાક સાર્જંટો અને કારાગ્રહપતી પ્રવેશે છે]

ભીખુ [પોલીસ ફોજ તરફ ધ્યાન આપ્યા વીના જ]: કામદાર મીત્રો! પ્રભુની ફુલીફાલી ખેતીવાડીની લણણીનો સમો હવે આવી ચડયો છે. અન્યાયથી કચડાયલાઓના પોકારો પ્રભુના કાને પહોંચી ચુકયા છે—

પો. કમી૦: તેં તારો બડબડાટ અહીં પણ શરૂ કર્યોને?

ભીખુ [બેદરકાર રહીને]: અન્યાયપીડીતોની મુક્તી હવે નજીક છે. જનતાનો સમય નજીક અને નજીક આવતો જાય છે—

કેદીઓ : આનંદો! આનંદો! આનંદો!

પો. કમી૦ [કારાગ્રહપતીને]: આનાં બારણાં ઉઘાડી નાખો [ભીખુને] અમારે તને અહીંથી કાઢવો પડશે—

ભીખુ [એકદમ મોટો ઘાંટો કાઢીને]: તમે બધા એકત્ર બનીને ખડક સમા ઉભા રહેજો. સેતાનના સેવકો આગળ કદી પણ નમતા નહીં.

કેદીઓ [પોલીસ સામે મુક્કાઓ ઉગામી]: અમે તેમજ કરીશું. અમે સઘળા સાથે જ જીવીશું કે મરીશું.

> [કારાગ્રહપતી તુરંગનાં દ્વાર ઉઘાડે છે, ત્યારે પોલીસો દંડુકા તૈયાર કરીને ખડા રહે છે]

પો. કમી૦: ચાલ બહાર નીકળ.

[અંદરવાળાઓ ભીખુને પકડી રાખે છે. બારણાં ઉઘડે છે. બીખુ પોતાનું ભાષણ ચાલુ જ રાખે છે, પોલીસ તેને બહાર ઘસડી કાઢે છે]

બીખુ : પ્રભુના નામથી હું તેનાં સંતાનો ઉપર થતા આ અત્યાચારને નીંદું છું. હું પ્રભુના નામે આ જાતની અમાનુષી રૂઢીનો તીરસ્કાર કરું છું. એ પ્રભુના નામે—

કેદીઓ : શરમ, શરમ, ભીખુની જય! ભાડુતી મારાઓનો નાશ થાઓ! એમના નામ ઉપર થુંકો!

> [પોલીસ ભીખુને બહાર લઇ જાય છે, કેદીઓ ગાવા માંડે છે]

સંગીન એકતા
સંગીન એકતા
સંગીન એકતા
સંધ કરે છે સુદૃઢ અમને!

પો. કમી૦ [ કેદીઓ ગાઇ રહે ત્યાં સુધી ઉભો રહીને ]: મારે હવે તમને થોડુંક કહેવાનું છે.

કેદીઓ : જહાન્નમમાં જાઓ એ કહેવાનું! તારૂં ગંદુ મોંઢું બંધ કર! અહીંથી નીકળી જા! અમારે માટે જમવાનું ક્યાં છે?

પો. કમી૦ [મોટો કર્કશ અવાજ કાઢી]: આ તુરંગમાં અમારે વ્યવસ્થા જાળવવાની છે.

કેદીઓ : જહાન્નમમાં ગઇ એ વ્યવસ્થા! આવો જો તે કરી શકતા હો તો! અમારે માટે પહેલાં થોડીક હવાની વ્યવસ્થા કરો, અમે ભુખ્યા છીએ, અમારે સારૂ જમવાની વ્યવસ્થા કરો! બાકી બધી વ્યવસ્થાની વાત પછી કરજો. [શાપ અને ધીક્કારના અવાજો ચારે તરફથી થઇ રહે છે.]

પો. કમી૦ [એકદમ નીશ્ચય કરીને]: વા', તમારે જોઇએ જ છે તો તે તમને મળશે. [કારાગ્રહ પતીને] આ ઓરડીની બધી બારીઓ બંધ કરી નાખો. એકેક એક બારી બરાબર બંધ કરો. જો જો એક પણ ખુલ્લી ન રહે.

[કારાગ્રહપતી બારીઓ બંધ કરવાનો આરંભ કરે છે.]

કેદીઓ : આ શું? ઓ પ્રભુ! તારી મત્તા પણ આ લોકો અમારી પાસેથી પડાવી લે છે! શું પવન બંધ કરશો? ઓ ખુનીઓ! અરે, આ લોકો અમને ગુંગળાવીને મારી નાખશે! ગંદા માણસો! નાપાકો!"

પો. કમી૦: હવે તમે મારી વાત સાંભળશો? [કંઇક શાંતી પથરાય છે] અમે આ તુરંગમાં વ્યવસ્થા સ્થાપવા માગીએ છીએ. ચાલો જલદી નક્કી કરી નાખો. નહીં તો આ જગામાં રહેલી હવા તમને ત્રણ મીનીટથી વીશેષ પહોંચવા દે તેમ નથી. જો ઠીક ચાલવા તૈયાર હો તો તમને હવા મળશે, અને બારીઓ ઉઘાડવામાં આવશે. નહીં તો તમારે માટે જરાએ હવાનું સાધન નહીં રહે. પછી જોઇએ તમે કેમ ગાઓ છો અને અમને ગાળો દો છો!

કેદીઓ : અમારે તમારી વાત સાંભળવી નથી. અમે ગાઇશું, બસ અમે બધા છેવટ સુધી ગાઇશું. છાના રહેવા પહેલાં તો અમે મરી જવાનું પસંદ કરીશું. અમારી આગળથી તારા ભુંડા મોઢાને લઇ જા.

પો. કમી૦: બહુ સારૂ, ભલે ત્યારે લઢીલ્યો.

જનબંધુ [પોલીસ કમીશ્નર તરફ મુક્કો ઉગામીને]: મજુર મીત્રો! આપણે માટે હડતાલમાં વીજય મેળવવાની આ તક છે. આપણે એના પડકારને ઝીલી લેવો જોઇએ.

બધા : અમે એમજ કરીશું.

જનબંધુ : એકતા માટે ગીત ગાતાં ગાતાં અમે મરીશું. ભલે આ જગા પેલી હવાઇ કલ્પનાની કલકત્તાની અંધાર કોટડીની સાચી આવૃત્તી બને. પણ એથી જ મુડીવાદનાં મુળમાં સંગીન પ્રહાર પડશે. એથી જ સમસ્ત વીશ્વના અન્યાય પીડીતોનું સંઘબળ જામશે. એથી જ આપણે હડતાળમાં વીજય મેળવી શકીશું. આપણા નીશ્ચયને આપણે છેવટ સુધી વળગી રહીશું.

બધા : અમે એમજ કરીશું.

જનબંધુ : ગાઓ ગાઓ ઓ કારાવાસનાં પંખીઓ! ગાઓ! જ્યાં સુધી આપણામાં છેલ્લામાં છેલ્લો શ્વાસ ચાલતો હોય ત્યાં સુધી ગાઓ. [તે ગાવા માંડે છે]

અમો મજુર સંઘના છસેં મનુષ્યો
આજે જેલમાં રહીને કહીએ છીએ:

બધા [ઉપાડી લઇને]:

શ્રીમંતોના કાયદાને લીધે
અમને આજે અહીં ધકેલવામાં આવ્યા છે
એ કાયદા જગતમાં ગુલામી ટકાવે છે
બહાર રહેલા અમારા દોસ્તો!
એટલું માં વીસરજો :
અમારે સારૂ તમે બહાર છો,
તમારે સારૂ અમે કારાવાસમાં છીએ.

[ગાન ચાલુ હોય છે તે વખતે પોલીસ કમીશ્નર કારાગ્રહપતીને ઇસારત કરે છે, તે ફરીથી તુરંગનાં દ્વાર ખોલે છે. કમીશ્નર જનબંધુને અંદરથી ખેંચી કાઢે છે. કારાગ્રહપતી ફરીથી દ્વાર બંધ કરે છે]

પો. કમી૦ : તમને થોડાક દીવસ અમે એકાંત વાસનો આરામ આપીશું.

જનબંધુ [ઘાંટો કાઢીને] : એક જ સંગઠીત મજુરસંઘનો જય હો.

[કમીશ્નર જનબંધુના માથામાં પ્રહાર કરી તેને પછાડી નાખે છે. તુરંગમાંથી તે જોઇ ક્રોધની જ્વાળા ભભુકી નીકળે છે.]

બધાઃ ઓ, એ જંગલી! બદમાશ! શરમ નથી આવતી અસહાય માણસને ફટકાવતાં. ઠગ, લુચ્ચા, બાયલા!

[જનબંધુ લથડીઆં ખાતો ઉભો થવા જાય છે ત્યાં તો પોલીસ કમીશ્નર તેનો હાથ પકડી બરડા તરફ વાળી નાખે છે, અને આગળ ધકકો મારે છે, તેની પાછળ કારાગ્રહપતી જાય છે.]

તારામાં તાકાત હોય તો તારા જેવા કદના માણસને મારી જો..જનબંધુ, તમારા આ અપમાનનો અમે પુરેપુરો બદલો લઇશું. અમે બધા તમારાં વચનોનું બરાબર પાલન કરીશું.

જનબંધુ [તેને પોલીસ કમીશ્નર અને કારાગ્રહપતી ઘસડી રહ્યા હતા છતાં]: મજુરમીત્રો ગાઓ! ગાઓ! [બધા તેને બહાર ખેંચી જાય છે.]

માધુ: ગાઓ ઓ કારાવાસનાં પંખી! ગાઓ [તે શરૂ કરે છે.]

અમે બધા મજુરો
મીલોમાંથી, ખાણોમાંથી
રેલ્વેનાં કારખાનાંમાંથી
આવીએ છીએ.

બધા [ગાન ઝડપી લેતાં]:

દુર દુરથી, દરીયાને સામે કાંઠેથી,
અહીં બધા આવ્યા છીએ.
ઠામે ઠામ અમે ગૌરવથી કહીએ છીએ
અમે બધા એકત્ર બનેલા છીએ.
બહાર રહેલા અમારા દોસ્તો!
એટલું માં વીસરજો-
અમારે સારૂ તમે બહાર છો,
તમારે સારૂ અમે કારાવાસમાં છીએ.

[ગાનારાઓના અવાજ પાછલી તરફથી ધીરા પડતા જાય છે]

માધુ: બરાબર સુર ખેંચો.

ગનુ: અહીં જરાયે હવા નથી આવતી. શી રીતે સુર ખેંચી શકીએ?

રાધુ: ગમે તેમ થાય છતાં ગાઓ.

મનુ: અરે ભગવાન! અહીં તો હું મરી ચાલ્યો.

વસન: મરવાનું તો સહુને છે, તેમાં શું કરે છે?

ગનુ [લથડીઆં ખાય છે]: મને કોઇ સળીઆ પાસે જવા દો.

રાધુ: ભાઇ છે જ ત્યાં ઠીક છે. આમ શું કરે છે?

વસન: જોઇએ તો સુઇ જા.

ગનુ: અહીં બેસવાની તો પુરી જગા નથી ત્યાં સુવાનું ક્યાંથી બને?

મનુ: ઓ પ્રભુ!

વસન: ગાઓ! ઓ કારાવાસી પંખીઓ ગાઓ! [તે શરૂ કરે છે]

કારાવાસની અંધારી કોટડીમાં,
અમે બેઠા છીએ.
શું, તેથી આપણે હૃદય ભંગ થઇશું?
નહીં?
અમે હતા તેવાને તેવા
સુખી અને આનંદી છીએ.
[બીજાઓ તે ઝીલે છે, પરંતુ મંદ સ્વરે; કેટલાક ગુંગળાય છે, કોઇ સળીઆ પકડીને જેમ તેમ ઉભા રહે છે]
એકેક એક મજુર
મરતાં સુધી પોતાની ફર્જ નહીં ભુલે.
જ્યાં સુધી તેઓ તુરંગ ઉઘાડે,
અને આપણને છુટા કરે,
ત્યાં સુધી આપણે મર્દ માફક
ખડા રહીશું.

[કેટલાક ગાય છે. કેટલાક બારણા તરફ જવા પ્રયત્ન કરે છે. બધે ધક્કા ધક્કી અને કચડા કચડી શરૂ થયેલી જણાય છે.]

રાધુ: દોસ્તો! પ્રભુની ખાતર છો ત્યાંના ત્યાં ઉભા રહો.

મનુ: ઓ પ્રભુ! પસીનાથી હું તો તરબોળ થઇ ગયો છું.

વસન: રખે તેઓ આપણને હરાવી જાય. મીત્રો મર્દની માફક સહુ સહુના સ્થાન પર અડગ ઉભા રહો.

[તે ગાય છે]
મજૂર મીત્રો!
તમે કામમાં ગુંથાયા છો,
આપણા પ્રગતી રથને
તમે ચલાવી રહ્યા છો ?
[ગાનના સુરને સળીઆ પાસેના થોડાક માણસો ટકાવી રાખે છે—છતાં અતી મંદ સ્વરે]
લડત માટે એકઠા થાઓ
એક દીવસ આવશે
જ્યારે આપણે આપણે સારૂ
કાનુનો રચીશું
માલીકોના વેરનો બદલો લેવા
માત્ર એ એકજ માર્ગ છે.

અર્ધ ભુખ્યા
સુકાપાકા રોટલા પર
જીવવું એમાં શું મઝા ?
એ ગુલામોનું જીવન છે.
પરંતુ તે માટેનો દોષ
બીજા કોઇનો નથી.
એ દોષ છે માત્ર
આપણો—મજુરોનો.

[ધીરે ધીરે માણસો પડતા જાય છે: છેલ્લા શબ્દો ધીરા સાદે પાંચ છ જણા ઉપાડી શકે છે. સળીઆઓ પકડી, અર્ધ સુઆ જેવા, પોતાના ધડાધડ ગુંગળાઇ પડતા મીત્રોને જોતા ઉભા છે ફરીથી એજ કડીઓ તેઓ ગાય છે.]

પ્રેક્ષકો ગીત લલકારે છે:

હું તો અતી વીનયીને નમ્ર છું,
મેં કદી કોઇનું અહીત કર્યું નથી.
છતાં તેઓ મારે માટે મનાઇ
હુકમો કાઢે છે,
છતાં તેઓ મને તુરંગમાં ધકેલે છે.

જંગલી જેવું વર્તન તેઓ
મારી તરફ ચલાવે છે.

મને તેઓ હરામખોર કહી નીંદે છે
પણ મને જ તેઓ શું કામ
દહાડી દહાડી સંતાપે છે
તે હું સમજી શકતો નથી.
હું નમ્રમાં નમ્ર છતાં તેઓ મને
દુષ્ટ માને છે
તેઓ મારી તરફ ખોટી
રીતે ક્રોધ કરે છે.

અરે પેલો મારકણો સીપાઇ
મારીપર ખોટો રોષે ભરાયો
અને જનતા જોઇ શકે તેમ
તેણે મારી સામે બંદુક ટાંકી.
કામદાર સંઘની મારી ચીઠી જોઇને
તો એનાં ભવાં જ ચડી ગયાં
તે મારી ઉપર નાહકનો ગુસ્સે થયો.

અને ન્યાયાધીશ પણ તેમ જ
મારી પર ખોટા રોષે ભરાયા.
મને લાગ્યું : અમે કદી એકમત
નહીં જ થઇએ.
એથી મેં મન વાળ્યું
ભલે એનો આત્મનાદ કહે તેમ
એ મારો ન્યાય કરે:
છતાં એ પણ મારી સામે
ખોટી જ રીતે રોષે ભરાયા.

અરે! પેલો કારાગ્રહપતી
એણે તો જંગલી જેવુંજ વર્તન
મારી તરફ ચલાવ્યું.
તેણે મને કોટડીમાં પુરી દઇને
તાળાની ચાવી ફગાવી દીધી.
લાગે છે એ ગુસ્સાને કારણે જ
મને તેઓ માનવ પાંજરામાં પુરે છે

તેઓ નકામા
મારી સામે ચીડાય છે.

કારાવાસમાંના મચ્છરો ને માખીઓ
એ પણ કોણ જાણે કેમ,
મારી પર રોષે ભરાયાં છે?
મારા એકાંત વાસને તે
અકારો કરે છે
અને અર્ધ નીદ્રાવસ્થામાં
હું બડબડું છું:
તેઓ નકામાં મારી સાથે રોષ કરે છે.

અરે ભગવાન પણ મારા પર
ક્રોધે ભરાયા છે.
એ વાતની તો મને પ્રાર્થના
વખતે જાણ થઇ.

"હે પ્રભો! તેં મારી નમ્ર પ્રાર્થના
સુણી?"
મેં કહ્યું: અને તેણે જણાવ્યું:
"નહીં", જહન્નમમાં જા તું"
આમ તે પણ નાહકનો
મારે સામે રોષે ભરાયો.

અને ઓ સ્મશાનની ભસ્મ!
તું પણ શું મારી સાથે ગુસ્સો કરીશ?
છેવટની વેળાએ,
મારો આત્મા ઉડી જાય—
અને શરીર તારે સ્વાધીન બને:
ત્યારે શું તું પણ મારી સાથે
પેલાઓની જેમ ગુસ્સો જ કરીશ?

[પડદો પડે છે]

લાયબ્રેરીમાં એક ખેડુત દરરોજ આવતો, અને એકની એક ચોપડી લઇ, તેમાં જોઇને ખડખડાટ હસી પડતો.

તે જોઇને એક માણસને તેના હસવાનું કારણ જાણવાની વૃત્તી થઇ.

પેલા ખેડુત ચોપડીમાંના એક છબી જોતો હતો; તેમાં એક આખલો માણસને મારતો હોય તેવું ચીત્ર હતું.

પેલો માણસ તેને પુછવા જતો હતો. તેટલામાં ખેડુતથી બોલાઇ જવાયું: "હજી, તેણે આખલાને પકડયો નથી, કેવો નામર્દ!"

* * *

"ડાહ્યા માણસો કહેવત સર્જે છે, અને મુર્ખાઓ તેનો ઉપયોગ કરે છે."

"ખરૂં છે. આપે સ્વાનુભવની જ વાત કહી."

સ્મરણશક્તી ખીલવવાની શાળાનો શીક્ષક વીદ્યાથીઓને શીખવતો હતો. તેણે કહ્યું: ધારો કે તમારે કવી મેઘાણીનું નામ યાદ રાખવાનું હોય તો મેઘ એટલે વર્ષાદનું સ્મરણ કરવું એટલે તુરતજ તમને મેઘ ઉપરથી મેઘાણીનું સ્મરણ થશે."

"બહુજ સારૂં સાહેબ" એક ચાલાક વીદ્યાથીએ ઉભા થઇને પુછ્યું: "પણ નરસીંહરાવને યાદ રાખવા હોયે તો?"

* * *

પટેલ: "તેં દશ વીઘાં ખેડયાં એમ કહ્યું નહીં?"

ખેડુત: "મેં તો કહ્યું કે હું દશ વીઘાનું ખેતર પહેલું ખેડવાનો વીચાર કરૂં છું"

પટેલ: "એ-મ-ક? ત્યારે તો તેં માત્ર તારા મનમાંજ હળ ફેરવ્યું છે નહીં વારૂં?"



**પં. મદન મોહન માલવીયજી**

જે ગેરકાયદેસર ઠરેલી મહાસભા સમીતીના સભ્ય થયા છે

# એકારી

**[ નવલિકા ]**

: લેખક :

**સુધાકાન્ત ભટ્ટ**

એકારીની આ કરૂણ કથા સત્ય ઘટનાના મુદ્દા ઉપરથી લખવામાં આવી છે. સરદાર શાર્દુલસીંહે મુંબાઇમાં જાહેર સભા સમક્ષ આ હકીકત કહી હતી. વાર્તામાં પાત્રોનાં નામ કલ્પીત છે તેમજ કલાવીધાન લેખકનું મૌલીક છે. પરંતુ બેકારીના કષ્ટથી એક કુટુંબના થયેલા નાશની હકીકતનો મુદ્દો એ સત્ય હકીકત છે.

[૧]

ઇમાનવાળાઓને ખુદાની પનાહમાં દીવસની છેલ્લી બંદગી ગુજારવા માટે દીલ્હીની ઐતીહાસીક જુમા મસ્જીદના મીનારા ઉપરથી બાંગીએ બાંગ પુકારી ત્યારે એક ઇસ્લામી, મોગલ સલ્તનતના સ્મારક સમા દીલ્હીના પ્રચંડ દુર્ગની સામેની પગથીઓ ઉપરથી નમાજ માટે જુમા મસ્જીદમાં પ્રવેશતો હતો.

ડગલાં ભરવાની એની રીત આધેડ વયના એ સુલેમાનની ઉમ્મરને દગો દેતી હતી. એનો કદાવર બાંધો, સુદ્દઢ શરીર છતાં ચાલતાં લથડતા જતા પગ, એ અકુદરતી હતું. તેથી તે જોનારનું લક્ષ્ય તેની તરફ ખાસ ખેંચાતું હતું.

મસ્જીદમાં પ્રવેશતાં પ્રવેશતાં તેને બે ત્રણ વખત વીશ્રાંતી લેવા માટે ઉભું રહેવું પડ્યું. છતાં યકીનથી તે મસ્જીદમાં ગયો. સાચા ઇમાનદારની શ્રદ્ધાથી ગંભીર ભાવે તેણે નમાજની ક્રીયા કરી, અને છેવટે મસ્જીદનાં પશ્ચીમદ્વાર તરફથી તે ધીરે ધીરે પગથીયાં ઉતરી દીલ્હીના રાજમાર્ગ ઉપર ચાલવા લાગ્યો.

હીંદુસ્થાનની એ પુરાતન નગરીએ અનેક ઇતીહાસ લખાતા અને ભુંસાતા અનુભવ્યા હતા. એ અનુભવની કડવી-મીઠી છાપો તેના પ્રત્યેક પત્થરમાં, પ્રત્યેક મકાન ઉપર અને પ્રત્યેક રાજમાર્ગ ઉપર પડેલી, આંખોવાળાને આજે ય સ્પષ્ટ લાગે છે.

સુલેમાન જે માર્ગે થઇને જઇ રહ્યો હતો, તે રાજમાર્ગ મોગલ સલ્તનતની સંધ્યા સુધી ગૌરવપુર્ણ, સ્વાધીન મનોદશાના સુખી મનુષ્યોનાં અક્કડ શરીરોને પોતાના હૃદય ઉપર જતાં આવતાં જોતો હતો. આજે તો એ રાજમાર્ગની પ્રત્યેક રજકણમાં પરાધીનતાની સ્પષ્ટ છાપ તરવરતી હતી.

હીંદવાસીઓની એ પુરાતન પાટનગરી આજે તો તેના દેશવાસીઓ માટે પરાધીનતાના જીવંત સ્મારક સમી બીહામણી બની ગઇ છે. એ બીહામણી નગરીના તેટલા જ બીહામણા લાગતા માર્ગે થઇને, માનવીના જીવંત ખંડેર સમો બીહામણો બની ગયેલો સુલેમાન જતો હતો.

"ખુદા!" ઓલીયા જેવી એકનીષ્ઠાથી તે એ નામનો ઉચ્ચાર કરતો હતો. મસ્જીદનાં પગલાં ઉતરી રહ્યા પછી તુરત જ તે બોલી ઉઠ્યો! "ખુદા! તેં શું ધાર્યુ છે? ઇમાનદારોની કસોટી તું ક્યાં સુધી કરવા માગે છે?" તેણે પાછા ફરીને ખુદાના ધામ સમી જુમા મસ્જીદ તરફ યકીનભરી દ્દષ્ટી ફેંકી.

એ દ્દષ્ટીમાં એક વખત મર્દાઇના ચમકારા હશે, એમ જોનારને લાગે; પણ અત્યારે તો તેમાં કેવળ કરૂણતા, નીરાધારી અને નીરાશાનો જ વાસ હતો. તેની કીકીઓ

ઉપર પડુ પડુ થઇ રહેલાં અશ્રુનો પડદો ફરી વળ્યો હતો.

પણ સુલેમાન મર્દ હતો. ઔરતની માફક રૂદન કરવાનું મર્દ માટે ન હોય એમ તે માનતો, તેથી જ પાંપણોની અંદર સચવાઇ રહેલાં અશ્રુને, બહાર નીકળવાનો અતી પ્રયાસ કરવા છતાં કેદીની માફક અંદર જ પુરાઇ રહેવું પડતું.

"છ છ દીવસ થયાં એકે પાસો પાંશરો પડતો નથી." ઉંડો નીસાસો નાખતાં તેણે કહ્યું. અને ચાલવા લાગ્યો.

"ઘેર જાઉં?"

એની વાચા પણ તેના શ્રમીત પગની માફક લથડતી હતી.

"ન જાઉં તોયે શું કરૂં?–અને જઇને પણ શું કરવાનો?"

આષાઢની અંધારી મેઘલી રાત્રીના તીમીર સમો ગાઢ નીરાશાનો બીહામણો અંધકાર એના હૃદયને આવરી વળ્યો.

"કુટુંબ–કબીલાવાળો માણસ સુર્યાસ્તના નમાજ પછી ઘેર ન જાય તો કયાં જાય?–પણ, શું લઇને ઘેર જાઉં?–"

તે ધીરે ધીરે ડગલાં ભરતો હતો, ધીરે ધીરે તેના હૈયાની વીચારમાળા ફરી રહી હતી.

"મરીયમ કેટલી આશાથી રાહ જોઇ રહી હશે?" જ્વાળામુખી સમા એના ધગધગતા હૈયામાંથી મરીયમના સ્મરણ માત્રથી લાંબી આહ નીકળી ગઇ. જોરથી એણે આંખો મીંચી દીધી. એની અશ્રુઢાંકી કીકીઓમાં તે દુ:ખીયાના વીસામા સમી પત્નીના હતાશ ચહેરાનાં દર્શન કરી રહ્યો હતો.

"ઓહ્ પ્યારી મરીયમ!–તારા શૌહરને ખાલી હાથે ઘેર આવેલો જોઇ, તારા કોમળ હૈયા ઉપર કેવો આઘાત થશે? અને પેલા આપણાં પ્રાણથી યે અધીક પ્યારાં ઝુબેદા અને યુસુફ...ઓહ, એમની યાદ મારા કલેજાના હજારો હજાર ટુકડા કરી નાખે છે."

[૨]

એ મકાન જ અંદર રહેનારાંની નીર્ધનતાનો અરીસો હતું. પુરાણું, જીર્ણ, શીર્ણ, ઠામ ઠામ નીર્ધનતાના વાતાવરણથી જ તે ઉભરાઇ રહ્યું હતું. બે ત્રણ તુટીફુટી ચારપાઇઓ બહાર પડી હતી, અંદર ખુણામાં ઘંટી, બીજી તરફ ખલી કોઠીઓ ઉપર પડેલી ચીંથરેહાલ ગોદડીઓ, એકાદ બે જુની થઇ ગયેલી સસ્તી ટ્રંકો અને એક લોટો તથા બે નાની થાળીઓ. સુલેમાન અને મરીયમની એ ઘરવખરી.

પણ મરીયમ અને સુલેમાનને પાંચ વર્ષની ઝુબેદા અને સાત વર્ષના યુસુફમાં મોગલ સલ્તનતની સાહેબી એ ગરીબડા ઘરમાં વસેલી લાગતી હતી.

બન્ને જાતમહેનત કરતાં અને સંતોષથી, સ્વાશ્રયથી મળતા સુખથી ખુદાની બંદગી કરીને જીવવામાં મગરૂરી માનતાં.

સુલેમાન દરી [શેતરંજી] ના એક કારખાનામાં કામે જતો, મરીયમ ઘંટી ચલાવતી. બન્નેની મજુરીથી ચાર જીવોનું ગુજરાન જેમ તેમ થઇ રહેતું.

પણ મરીયમના હાથે ખાલી નીકળી અને એની ઘંટીની આવક એક મહીનાથી બંધ પડી, ત્યારથી સુલેમાનના એકલાની ઉપર બધો બોજો આવી પડયો હતો.

જેમ તેમ કરી તે ગાડું ગબડાવતો. ત્યાં કારખાનાના માલીકે કામદારોની રોજીના ભાવ વ્યાપારની મંદીના બહાને ઘટાડી દીધા, અને તેની સામે વીરોધ કરવા જતાં બીજા કામદારોને ઉશ્કેરે છે એમ કહીને સુલેમાનને કારખાનામાંથી કાઢી મુકવામાં આવ્યો. ત્યારથી



"અમ્માજાન તમને શું થાય છે ?" હુસેને માની કોટે વળગીને કહ્યું. ઝુબેદા પણ પાછળ આવીને ઉભી રહી. [પૃષ્ઠ ૫૬૫]

એ ગરીબડા કુટુંબ ઉપર આપત્તીના પહાડ તુટી પડ્યા.

૭ ૭ દીવસથી સુલેમાન દરરોજ કામ મેળવવા દીલ્હીનાં દરીના એકેકે એક કારખાનામાં ફરી વળ્યો હતો, પરંતુ તેને કોઇ પણ ઠેકાણે કામ મળતું નહોતું. જે કંઇ થોડુંક રાચરચીલું હતું તે વેચીને મરીયમ થોડુંઘણું ખાવાનું પકાવતી અને આંખોની કીકીયો સમાં બે બાળકોને ખવરાવી બાકી થોડુંઘણું વધે તેમાંથી બન્ને ધણી-ધણીયાણી ગુજારો કરતાં.

પણ ગરીબની ઘરવખરી કેટલી હોય? સુલેમાનની આંખ આગળ એ સ્થીતી રજુ થતી અને આખા દીવસના નીષ્ફળ પ્રયાસ પછી રખડી રઝળીને તે પાછો ફરતો ત્યારે મરીયમ અને સુલેમાન બન્ને નીરાશ થઇ જતાં.

છઠ્ઠી રાત્રે તે હમેશની માફક ભાગે પગે પાછો ફર્યો ત્યારે મરીયમ ઘાસતેલની ઝાંખી બત્તીના પ્રકાશમાં પોતાનાં બન્ને બાળકો સાથે, ખાવીંદના આગમનની વાટ જોઇને જ બેસી રહી હતી.

સુલેમાનની દશા વીચીત્ર હતી. જેમ જેમ તે ઘરની નજીક આવતો હતો, તેમ તેમ તેને પાછા ચાલ્યા જવાનું મન થતું હતું.

"શું લઇને હું ઘેર જાઉં?"

એ એક જ પડઘો એના હતાશ હૃદયમાંથી પડી રહ્યો હતો. મરીયમ અને બે પ્યારા ફરઝંદો તરફની મમતા છોડી શકાતી હોત તો એ દશામાં તે કદી પાછો ઘેર આવ્યો જ ન હોત.

[ ૩ ]

સુલેમાનને જોતાં જ મરીયમ સમજી ગઇ.

"મરીયમ! મારા પ્રાણ..."

સુલેમાનની જીભ અટકી પડી, પણ મરીયમ તેની સ્થીતી સમજી ગયેલી હોવાથી, પતીની મુંઝવણને નીવારવા તે બોલી ઉઠી:

"કંઇ નહીં, આજે ય તમને નીષ્ફળતા મળી એમજને? જેવી ખુદાની મરજી."

"પણ આપણે શું ખાઇશું?—આ મારા નયનોના તારા..."

તેણે આગળ જઇને યુસુફ અને ઝુબેદાને પ્રેમથી પસવારી, તેમને ગરીબની એકલી મુડી સમાં મીઠાં, શોકભર્યાં ચુંબન કર્યાં.

"તમે શું કામ મુંઝાઓ છો?" મનમાં મુંઝાતી છતાં પતીને આશ્વાસન આપવા માટે જ મરીયમે દીલને મક્કમ રાખીને કહ્યું: "હજી ઘરમાં બે નાનકડી થાળીઓ અને એક લોટો બાકી છે...."

"તે પછી?" સુલેમાન ચમકી ઉઠયો હોય તેમ બોલતો હતો. "તે પછી શું કરીશું? એ તો બહુ બહુ તો કાલ સુધી સાથ આપી શકશે."

"પછી નીધર્નોનો બેલી ખુદા છે ને આપણે છીએ. વ્હાલા સુલેમાન! મર્દ થઇને આમ છેક હતાશ શું થાઓ છો? દીનદાર મુસલમાનને ખુદા ઉપર અચળ શ્રધ્ધા હોવી ઘટે."

"મરીયમ!" મૃત્યુના ઓળા નીચે દબાયલા મનુષ્ય જેવા કર્કશ સ્વરે તે બોલ્યો. અને આસપાસ જોઇ, ધીરેથી તેણે કહ્યું: "મરીયમ, અત્યારે તો તું જ મારો ખુદા છે. તું ન હોત, તારા જેવી ઔરત મને મળી ન હોત તો મારૂં શું થાત? પાક દાનતથી મજુરી કરતા છતાં આજે તો ખુદા પણ મને છોડી ગયો લાગે છે, કોણ જાણે શાથી ખુદામાંથી પણ મારી શ્રધ્ધા હવે તો ઘટતી..."

"એમ ન બોલો, અનીશય નીરાશાથી તમે અકળાઇ ગયા છો. લ્યો હમણાં આ થાળીઓ અને લોટો લઇને, તેનું જે કંઇ મળે તે અનાજ લાવો. હું કંઇક ખાવાનું બનાવી દઉં."

મરીયમ એટલું કહેતાં કહેતાં ઉઠી, અને એ ઘરની છેલ્લામાં છેલ્લી વસ્તુઓ લાવીને પતીના હાથમાં મુકી.

સુલેમાન તે લઇને ઉતાવળે પગલે બજાર તરફ ચાલ્યો.

પણ એના ગયા પછી, અત્યાર સુધી સાચવી રાખેલી મરીયમની હીંમત અંકુશ-વીહોણા યંત્રની માફક હાથમાં રહી ન શકી. તેનાથી રડી દેવાયું.

એ છેલ્લામાં છેલ્લી બે નાનકડી થાળીઓ, પતીને આપતાં તેના હૈયામાં વેદનાના અગણીત ભાલા ભોંકાતા હતા. એ થાળીઓ સુલેમાન કેટલી બધી હોંશથી લાવ્યો હતો? અને એ થાળીઓ યુસુફ અને ઝુબેદાને કેટલી બધી પ્રીય હતી?

"હવે મારાં આ લાડીલાંને હું કઇ થાળીમાં ખાવાનું આપીશ?" એ વીચાર એને હજારો વીંછીઓના ડંખ જેવો થઇ પડતો હતો.

અને અમ્માને એમ છાની છાની રડતી જોઇ એનાં બન્ને બાળકો વ્યાકુળ બની ગયાં હતાં.

"અમ્માજાન! તમને શું થાય છે?–તમે આમ કેમ કરો છો?"

યુસુફે માની કોટે વળગી પડીને નીર્દોષ ભાવે કહ્યું. ઝુબેદા પણ ઓશીયાળી જેવી પાછળ આવીને ઉભી રહી.

"બેટા! મને હાથે આજે વેદના થાય છે."

"ત્યારે અમ્માને શું કામ જવા દીધા?"

"બેટા! મારે સારૂ દવા લેવા એ ગયા છે."

બીચારી મરીયમ, ગરીબ ભલે હોય પણ ઇમાનદાર હતી. ઇમાનદારી એ તો ગરીબનો ગુણ હોય છે. એટલે પોતાનાં નીર્દોષ બાળકોના સમાધાન ખાતર, તેમની સમક્ષ ખોટું બોલતાં એને ખુબ દુઃખ થતું હતું. પણ બીજું એ શું કરી શકે?

[ ૪ ]

મરીયમે ભડકું કરી નાખ્યું અને બચ્ચાંને સુવડાવી દીધાં.

સુલેમાન મરીયમના હાથની વેદના વીષે અત્યાર સુધી કશું પુછી શકયો નહોતો, એ તક તેને તે વખતે મળી.

તે રાત્રે મરીયમ કે સુલેમાનને ઉંઘ ન આવી, બન્ને દીલનું દુઃખ ઢાંકવા મથતાં હતાં, પોતાને ઉંઘ નથી આવતી તે વાત બન્ને પરસ્પરથી છુપાવવા મથતાં હતાં પણ એ વાત છુપી રહી શકી નહીં.

"આવતી કાલ પછી શું થશે?" એજ પ્રશ્ન પતીપત્નીને મુંઝવતો હતો.

બે થાળી અને એક લોટામાંથી સુલેમાનને જે અનાજ મળ્યું હતું તે ત્રણ ટંકથી વીશેષ ચાલે તેમ નહોતું. અને કામ મળવાનો તો સંભવ જ ન હોતો.

બન્નેની કલ્પના ખરી જ પડી.

સાતમે દીવસે ય સુલેમાન ધંધો શોધવા આખો દીવસ રખડયો, પણ દુનીયાને એના દુઃખની કંઇ પડી નહોતી. શ્રીમંતોને સુલેમાન જેવા નીર્ધનોનો વીચાર કરવાની ફુરસદ જ ક્યાં હોય છે? એના જેવા તરફ બતાવવા જેટલો સમભાવ એમનાં દીલમાં બાકી રહ્યો જ હોતો નથી.

હંમેશની માફક બેકારીની સાતમી રાત્રે પણ તે એજ હાલતમાં પાછો આવ્યો.

આગલી રાત્રે લાવેલા અનાજમાંથી જે કંઇ વધ્યું હતું, તેની પાતળી રાબ મરીયમે બનાવી રાખી હતી. પણ આવતી કાલની ભયાનક કલ્પના તેને એ પાણીની રાબ સુખે પીવા જેટલી તક પણ ક્યાં આપે તેમ હતી?

"આવતી કાલ!"

એ કલ્પના મૃત્યુના દુત કરતાં યે વધુ બીહામણી હતી. પોતાની વ્હાલી પત્ની, પ્રીય સંતાનો અને જાતે ભુખના કષ્ટથી પગ ઘસે છે, તેમની તરફ કોઇને આંખોને જોવાની યે ફુરસદ નથી, ધીરે ધીરે ભુખ બાળકોના પ્રાણ લઇ લે છે, મરીયમ પણ એજ માર્ગે જાય છે; અને પોતે કુદરતી મૃત્યુની રાહ જોવા પહેલાં, સ્વજનોના મૃત્યુના ભયંકર પ્રસંગથી દીવાનો બની માથાં પટકીને મરી પરવારે છે. આવી આ કલ્પના, એકાદા પ્રચંડ યંત્રની માફક તેના માથામાં વળી વળીને ઉછાળાં જ કરતી હતી. તેને ઉંઘ નહોતી, શાંતી નહોતી, માથું તપી જતું હતું, આંખો ઉજાગરાથી બળતી હતી, શરીરમાંથી કોઇએ તમામ સત્ત્વ ખેંચી લીધું હોય તેવી રગેરગે વેદના થતી હતી. મજુરી કરીને જીવનારને કોઇ મજુરી

કરવાની યે તક આપતું નહતું. શું વીચીત્રતા?

[ ૫ ]

બીજે દીવસે તે ઉઠયો એવો જ ચાલી નીકળ્યો. એક પણ દાણાવીહોણા ઘરમાં રહેતાં એનો જીવ ચાલતો નહોતો. કેઇ પણ રીતે થોડું'ક ખાવાનું મેળવી લાવવા તે મક્કમ બન્યો હતો.

સુલેમાનના દીલમાં ભીખ માગવાનો વીચાર એક વખત ઉગી ગયો. પણ સ્વમાનશીલ એ કામદારને તુર્ત જ ભીખના નીચ કાર્ય તરફ તીરસ્કાર વછુટયો.

ભુખે પેટે તે ઠામ ઠામ રખડયો. સ્ટેશન ઉપર મજુરી માટે ગયો, પણ છેક જ અજાણ્યો હોવાથી તેને તક મળી નહીં. મજુરી મળી તે નહીં જેવી!

ધીરે ધીરે પુર્વાકાશનો સુર્ય માથે આવતો હતો, ધીરે ધીરે ભુખની વેદના વધતી હતી, ના, ઘેર ભુખે ટળવળતાં બે નીર્દોષ બાળકો અને ખોલીની વેદના ભોગવી રહેલી પત્નીની ભુખથી શું દશા થઇ હશે, એની કલ્પનાની વેદના તમામ વેદનાઓને વટાવી જતી હતી.

"શું કરૂં?"

સુલેમાન બ્હાવરો બનતો જતો હતો.

પણ એના એ પ્રશ્નનો ઉત્તર આપવાની દુનીયાને ફુરસદ નહોતી.

રખડતો રખડતો તે એક ભઠીયારખાના આગળ આવી પહોંચ્યો.

અનેક લોકો અંદર જતા અને અંદરથી બીજા નીકળતા હતા. સુલેમાને પણ અગાઉ કોઇ કોઇ વખત દીલ્હીનાં ભઠીયારખાનામાં ભોજન લીધું હતું. તેની લાગણીને અત્યારે નવી જ જાતનો ધક્કો લાગ્યો.

ભઠીયારખાના આગળ તે ઉભો રહી ગયો. મોટી મોટી સુંદર તાજી રોટીઓ અને ઘ્રાણેંદ્રીયને લલચાવે તેવી માંસની વીવીધ વાનીઓ, અનેક માણસોના માટે ટેબલ ઉપર લઇ જઇને ભઠીયારખાનાના બાવરચીઓ પીરસતા હતા.

"આ બધા જમે છે—આખી દુનીયાં જમે છે, અને માત્ર હું તથા મારો કબીલો જ ભુખે મરીએ?"

સુલેમાનના ચીત્તમાં નવી જાતની ચંચળતાનો ચમકારો થતાં, એ વીચારો તેને થયા.

"અહીં આટલું બધું તૈયાર ખાવાનું છે, અને ત્યાં-મારે ઘેર મારાં ત્રણે માણસો ભુખે મરે છે, અહીં હું, આ ભઠીયારખાનાની બરાબર સામે ભુખે મરૂં છું.—શા માટે?"

એના માથામાં નવો જ વીચાર જન્મ્યો.

"આંખ સામે તૈયાર ખાવાનું હોય તે વખતે ભુખે મરવું?—શા માટે?—એ ગુનાહ છે. બધી દુનીયા ખુદાની છે—હું પણ ખુદાનો જ બંદો છું. શા માટે હું ભુખે મરી જાઉં?—મજુરી માટે ફરી ફરીને થાકું છું, કોઇ મને મજુર તરીકે પણ કામ આપતું નથી. કંઇ નહીં. હું આ રોટીઓમાંથી થોડીક લઇશ. મારે લગારે વધુ જોઇતું નથી. અમારાં ચારને થઇ રહે તેટલી જ..."

અને બીજી જ પળે સુલેમાન ભઠીયારખાનાનાં પગથીયાં ઉપર મક્કમ પગલે ચઢતો દેખાયો.

પણ શું થાય છે તે એ જાતે સમજી શકે તે પહેલાં તેના હાથ રોટીના ઢગલા તરફ વળ્યા, નાનકડો થોકડો ઉંચકીને તે નીચે ઉતરવા ગયો; ભઠીઆરખાનાના એક નોકરે તેને રોકયો, એણે એને ધક્કો માર્યો, પેલો પડી ગયો. ત્યાં તો "ચોર ચોર!"ની ભુમાભુમથી વાતાવરણ ગર્જી ઉઠયું. સુલેમાન કંઇ સમજી શકયો નહીં. તે ગભરાઇ ગયો. ગભરાટમાં તેણે નાસવા માંડયું. એની વાંસે ભઠીયારખાનાનો માલીક, તેના એક બે



**સુલેમાન શેઠીનો થોકડો ઉંચકીને નાઠો...ચોર! ચોર!ની બુમો પાડતા લોકો તેની પાછળ દોડવા લાગ્યા!** [પૃષ્ઠ ૫૬૬]

નોકરો, બે ત્રણ જમનારા 'ચોર! ચોર!'ની બુમો પાડતા દોડવા લાગ્યા. જોત જોતામાં રસ્તા ઉપર માણસોની મેદની જામી ગઇ.

બધા સુલેમાન તરફ દોડતા હતા. પ્રસંગને નહીં જાણનારા, સુલેમાને શેઠીની ચોરી કરી છે તેના લગારે જ્ઞાન વીનાના,

પણ ટોળાની મનોદશા પ્રમાણે "ચોર! ચોર!" ની બુમાબુમમાં પોતાનો સુર પુરાવતા દોડવા લાગ્યા. સુલેમાન ગભરાયો તેથી દોડવા અને વચ્ચે આવે તેને મારવા લાગ્યો; એ બધું થોડીક મીનીટમાં બની ગયું, તેટલામાં તો તે ઉશ્કેરાયલાં ટોળાના હાથમાં પકડાઇ ગયો, લોકોએ તેને ખુબ પીટ્યો, તેનો ગુન્હો નહીં જાણનારાઓએ પણ તેમાં ભાગ લીધો, તેની બગલમાંની તમામ રોટીઓ ટુકડે ટુકડા બનીને ધુળમાં ભળી ગઇ, સુલેમાનને પકડીને ટોળાએ પોલીસને સ્વાધીન કર્યો.

[૬]

સુલેમાનને પોલીસ ચાવડીપર લઇ જવામાં આવ્યો, ત્યાં પણ હીંદીઓની સાથે પોલીસને જે જાતનું વર્તન ચલાવવાની ટેવ પડેલી છે, તેમ સુલેમાનને લગાર બોલવાનો પ્રયત્ન કરવા જતાંજ પીટવામાં આવ્યો. તેની વીરૂદ્ધ ભઠીઆરખાનાવાળાની ફરીયાદ નોંધવ.માં આવી. કેટલાક લોકો જાહેર સેવા બજાવતા હોય તે રીતે વસ્તુસ્થીતીને સમજ્યા વીના સુલેમાનની વીરૂદ્ધમાં સાક્ષી આપવા તૈયાર થયા. તેમનાં નામઠામ લખી લેવામાં આવ્યાં. સુલેમાનને તુરત જ પોલીસ ચોકીની જેલની કોટડીમાં પુરી દીધો.

ઘેર મરીયમ બીચારી આશામાં ને આશામાં હૈયાની વેદના સાથે હાથની વેદનાને મૌનપણે સહન કરતી, એ ભુખ્યાં બાળકોને આગલી રાતનું થોડું સાચવી રાખેલું ભૈડકું ખવરાવી રહી હતી. ત્યારે એને સુલેમાનની સ્થીતીની ઓછી જ ખબર હતી?

ઝુબેદાએ પોતાની માનીતી થાળીમાંજ જમવાની રઢ લીધી.

"તારા અબ્બા તમો બન્ને ભાઇ—બ્હેનની થાળીઓને નવી બનાવવા માટે લઇ ગયા છે. બહેન, મારી બાપુડી! હમણાં આ ઠીકરાના તાંસળામાં જમી લે, રાતે તારા અબ્બા આવશે એટલે તને થાળીમાં જ જમવાનું આપીશ."

મરીયમ પાંચ વર્ષની પુત્રીને એમ પટાવી શકે તેમ હતું, પણ ૨૫ વર્ષના પોતાના મનને ઓછું જ મનાવી શકાય તેમ હતું?

તેથી તો તે મ્હોંઢેથી પુત્રીને પટાવતી હતી, ત્યારે તેનું હૃદય રડતું હતું.

"બ્હેન! રાત્રે કોણ જાણે ખાવાનું ય મળશે કે નહીં? જ્યાં એજ નક્કી નથી ત્યાં પછી થાળીની શું વાત?" મનમાં ને મનમાં તે કહી રહી હતી.

"અમ્મી! અબ્બા આજે આટલા બધા વહેલા કેમ ગયા?—તે ક્યાં જમશે?"

સાત વર્ષના યુસુફે મમતાથી માને પુછ્યું. શ્રીમંતના એવડા છોકરાને ભાગ્યે જ એટલી ગંભીરતાનું ભાન હોય! ગરીબોનાં બાળકોને તો જન્મથી જ ગંભીર બનવું પડે છે. શૈશવ અને કુમાર અવસ્થાની લ્હાણ એને ભાગે આવતી જ નથી. બાલ્યકાળ મજુરીએ ગયલી માડીની ગેરહાઝરીમાં ઝોળીમાં રડતાં રડતાં અથવા અફીણના ઘેનથી ઉંઘતાં ઉંઘતાં કાઢવાનો, સહેજ મોટાં થતાં નાનાં ભાઇ-બહેનોની કાળજી અને ઠઠાંચેઠ કરવાની અને તે પછી મજુરી! ૨૦, કે ૫૦ વર્ષના શ્રીમંત સ્ત્રી પુરૂષોને ગરીબનાં ૮, ૧૦ કે ૧૩ વર્ષનાં બાળકો પાસેથી સેવા લેતાં કે મજુરી કરાવતાં જરા યે શરમ આવતી નથી. દયા તો ક્યાંથી જ આવે?

"અમે તેમની પાસે કામ ન કરાવતાં હોત તો એને ખાવાનું ક્યાંથી મળત?" ઘુવડ જેવું મ્હોંઢું કરીને તેઓ એવી દલીલ કરે છે. પણ શ્રીમંતોની જુલ્મી વર્ગવ્યવસ્થા ન હોત તો, નીર્ધનોના વર્ગની જ હસ્તી ન હોત તે વાત એમને ક્યાં સ્વીકારવી છે?

પુત્રનાં આ વચનો સાંભળીને મરીયમના હૈયામાં ઉંડો ઘા પડયો. સુલેમાન સવારનો ભુખ્યો છે, તે અત્યારે કયાં રખડતો હશે? એના સ્મરણે તેની આંખમાં આંસુ આવી ગયાં. પણ બચ્ચાં ન જુવે તે રીતે આંસુ લોહી નાખી, તેણે કહ્યું:

"બેટા, એ આજ બીજે જમવ ના છે. એમને આજે એક કારખાનામાં કામ મળવાનું છે તેથી વહેલા ગયા છે."

"એમ...? અબ્બાને આજે કામ મળશે?" યુસુફે ખુશ થઇ જતાં પુછ્યું.

"હા, બેટા! તું વહેલા જમી લે તો."

મરીઅમને એ વાત લંબાવવી અને જુઠી વાતોથી પેટનાં બાળકોને ઠગવાં તે ઠીક ન હોતું લાગતું. એટલે તેણે વાતને આટોપવા માટે યુસુફનું લક્ષ્ય બીજી તરફ દોર્યું.

પણ એની દ્રષ્ટી આગળ નીરાશ હૈયે દીલ્હીના રાજમાર્ગોમાં ઠામ ઠામ રખડતા સુલેમાનની પ્રતીમા દેખાઇ.

બીચારી મરીયમ! એને કયાં ખબર હતી કે તે વખતે એનો ખાવીંદ, તેમને માટે રોટી લેવા જતાં મહામુશ્કેલીમાં ફસાઇ ગયો હતો!

* * *

તે રાત્રે સુલેમાન ઘેર ગયો નહીં. રોજની વેળા વટી ગઇ, તે પછી એક કલાક ગયો છતાં સુલેમાનનાં પગલાં સંભળાયાં નહીં. છોકરાં બીચારાં ભુખ્યાં ને ભુખ્યાં અબ્બાજાનની રાહ જોઇ જોઇને થાકીને ઉંઘી ગયાં. પણ મરીયમના દીલમાં વીંછીઓના ડંખની વેદના થવા લાગી.

ચાંદની ચોકના ઘંટાઘરમાં કલાકનો કાંટો આગળ વધે જતો હતો. પ્રત્યેક ત્રીસ મીનીટે નીયમીત ટકોરા થતા હતા, મરીયમના દીલના ધબકારા તેમ તેમ જોરથી ઉછળતા હતા.

"શું થયું હશે?—હજી કેમ એ ન આવ્યા?"

કેટલાક વખત સુધી આતુર નયને તે બારણાં સુધી આવી આવીને પતીની માર્ગ-પ્રતીક્ષા કરતી, એજ વીચાર કર્યા કરતી હતી.

પણ પછી તો દશ થયા, અગીઆર થયા અને બાર પણ વાગ્યા. આસપાસ મહોલ્લામાં બધે સ્મશાન સમી શાંતી વ્યાપી ગઇ. માત્ર એક ખુણામાં સુતેલું અર્ધભુખ્યું કુતરૂં વચ્ચે વચ્ચે ચીસો પાડી શાંતીનો ભંગ કરી ભયાનકતામાં વધારો કરતું જાગીને ફરી પાછું ઉંઘી જતું હતું. એકલી જાગતી હતી મરીયમ. તેનું હૈયું હાથ રહી શકતું નહોતું-

"બેકારીના દુઃખે વખતે એમણે આત્મ. હત્યા તો નહીં કરી હોય?"

એ વીચાર હવે તેના માથામાં હથોડાની માફક પછડાતો, તેને વ્યાકુળ બનાવી દેતો હતો.

"શું કરૂં, કયાં જાઉં!—કોને કહું?" એમ કરતી રડી રડીને મરીયમે કંઇ ન સુઝવાથી આખી રાત પસાર કરી.

બીજી તરફ પોલીસ 'લોક–અપ' માં સુલેમાનની પણ એજ દશા હતી. તેની આંખ આગળ ભુખ્યાં યુસુફ, ઝુબેદા અને તેના પીના રડી રડીને માથું પકવી નાખતી મરીયમની પ્રતીમાઓ ખડી થયાં કરતી હતી.

સુલેમાન ગરીબ હતો, અભણ હતો, એ એનો ગુન્હો. શાંતી અને સુવ્યવસ્થાની જ પોતાને પ્રતીમા માનતો પોલીસ અધીકારી તેથી એની વાત પણ સાંભળવાને તૈયાર ન હતો. કાયદાની દ્રષ્ટીએ, તપાસ નીચેના કેદીને આપવી જોઇતી સગવડ તેથી તેને મળી શકી નહીં; કોઇએ એને એટલું ય ન પુછ્યું કે, "તારી પાછળ ચીંતા કરનાર કોઇ છે? કે તારે ઘેર કંઇ ખબર મોકલાવવી છે?"

જીવનમાં પહેલીજ વાર સુલેમાન તે રાત્રે રડયો. ખુબ રડયો, તે સીવાય તેને માટે ત્યાં બીજો માર્ગ જ નહોતો. પોતાનાં પ્રીયજનોના સ્મરણથી એનું હૈયું અતી કોમળ બની ગયું હતું. એ કોમળતાનો એકલો આધાર માત્ર રૂદન જ હતું.

[ ૭ ]

સવારે મરીયમે એક ભલા પાડોશીની મદદથી સુલેમાનના પકડાવાની ખબર મેળવી, બીચારી ભુખી–દુઃખી, રડતી કકળતી પોલીસ ચોકી તરફ ગઇ. એને સરકારી કાયદાની કે કાયા કામના કેદીઓને અપાતી સગવડની ખબર નહોતી. એનો મદદગાર પણ એના જ જેવો ગરીબ માણસ હતો, એટલે તેને અદાલતમાં ઉભો કરવામાં આવ્યો ત્યાં સુધી તે બહાર ઉભી રહી.

પતીને મદદ કરવા કે તેના બચાવ માટે વકીલ રોકવા તે અસમર્થ હતી. તેનો એકજ આધાર આંખમાંથી આંસુ આવે ત્યાં સુધી રડી લેવું એજ હતો.

અદાલતનો વખત થયો. સુલેમાનને મેજીસ્ટ્રેટની સામે ખડો કરવામાં આવ્યો. મરીયમ પોતાનાં બે બાળકોને લઇને અદાલતમાં એક ખુણામાં જઇને બેઠી હતી. પતીની કેદી અવસ્થા જોઇ તે રડતી હતી.

સુલેમાને જીંદગીમાં કદી બુરૂં કામ કર્યું નહોતું, એને માટે તેથી આ બધી ઘટના છેક જ નવીન હતી.

મુકદ્દમો શરૂ થયો. પોલીસપહેરા નીચે તેને ઉભો કરવામાં આવ્યો. પોલીસના એક સાર્જન્ટે તેની ઉપર ભઠીઆરખાનામાંથી ચોરી કરવાનો, રસ્તામાં ધાંધલ કરવાનો અને મારામારીનો એમ ત્રણ ગુન્હા મુક્યા.

સાક્ષીઓ તરીકે ભઠીઆરખાનાનો માલીક આવ્યો. તેણે કહ્યું: "આ માણસ મારા ભઠીઆરખાનામાંથી રોટીની ચોરી કરવા ઉપરાંત, મારા માણસને મારીને નાઠો, અમે એને પકડવા ગયા ત્યારે અમને ચપ્પુ કાઢીને મારવા સામે થયો; જાહેર પ્રજાના કેટલાક માણસને પણ તેણે માર્યાં. છેવટે અમે તેને પકડીને પોલીસ ચોકીમાં લઇ જતા હતા ત્યારે તેણે ધાંધલમાં ચપ્પુ નાખી દીધું." તેણે ચપ્પુ કાઢવાની નવી વાત ઉપજાવી કાઢી, ત્યારે સુલેમાનને કરેલી મારપીટની ખરી વાત ઉડાવી દીધી!

એક પછી એક એમ ચાર સાક્ષીઓ અદાલતમાં હાજર થયા. તેમણે પ્રભુને હાઝર સમજીને સાચી વાત કહેવાની પ્રતીજ્ઞા લેવા છતાં, ભઠીઆરખાનાના માલીકને મળતી જ વાત કરી. કોઇએ વધારામાં કહ્યું: "જો એને પકડવાની અમે બધાઓએ તજવીજ કરી ન હોત તો કોણ જાણે તે કેટલાય માણસોનાં ખુન કરી બેસતે." તો કોઇએ કહ્યું: "આ માણસ નામચીન મવાલી છે," વળી બીજા બેએ કહ્યું: "સાહેબ! અમે એને સમજાવવા ગયા તો અમને એણે ખુબ જ પીટયા."

અદાલતે આરોપીને પુછયું: "તારે આ સંબંધમાં શું કહેવું છે?"

સુલેમાને લગભગ રડવા જેવા થઇ જતાં કહ્યું: "સાહેબ! હું ગરીબ બેકાર છું. કેટલાએ દીવસથી મારો ધંધો ચાલ્યો ગયો છે. મારે ત્યાં મારી સ્ત્રી અને બે બચ્ચાં છે..."

કોર્ટ અહીં વચ્ચે પુરાઇ.

"કોર્ટ તારાં બૈરાં છોકરાંની વાતો જાણવા બેઠી નથી. બોલ, તેં આ માણસના ભઠીઆરખાનામાંથી રોટી ચોરી હતી કે નહીં? સીધી વાત કર."

"હા, સાહેબ!" કદી અદાલતનું મ્હોંઢું પણ નહીં જોયેલું એટલે સુલેમાન ગભરાઇ ગયો. ન્યાય કરનાર મેજીસ્ટ્રેટના ધમકી જેવા

પ્રશ્નથી એ મુંઝી ગયો. તેણે બે હાથ જોડીને કાલાવાલા કરતાં કહ્યું: "પણ સાહેબ મેં રોટી શું કામ ચોરી એ તો સાંભળો. મારી દશા..."

"તેં ચોરી શું કામ કરી તે જોવાનું કામ અમારૂં નથી. ભલેને તેં એ રોટીનું દાન કરવા માટે ચોરી હોય [અહીં વકીલ-મંડળ, સાર્જંટ અને પ્રેક્ષકો હસી પડયા], તેં રોટી ચોરી કે નહીં ? એટલું જ જોવાનું કામ કોર્ટનું છે."

બીચારો સુલેમાન આગળ બોલી ન શક્યો.

"ઉપરાંત તેં મારામારી કરી એ વાત ખરી છે?"

"સાહેબ, મેં મારામારી જાણી જોઇને કરી નથી.."

"ત્યારે શું અજાણતાં કરી?"

"ના, હું રોટી લઇને નીકળ્યો. મારે ઘેર નાનકડાં બે બચ્ચાં..."

"આડી અવળી વાતો કરી અદાલતનો અમુલ્ય વખત ન બગાડ." કોર્ટ વચ્ચે પુરાઇ: "તેં ભઠીઆરખાનાના નોકરને દુકાનમાં પછાડી નાખ્યો, અને જાહેર રસ્તામાં મારામારી કરી એ વાત ખરી છે?"

"સાહેબ!" ગભરાયલા સુલેમાનને શું કહેવું તેજ સુઝતું નહોતું. મારા રસ્તામાં નોકર આવ્યો એને મેં દુર કર્યો. એટલાથી તે પડી ગયો."

"તેં ધીરે રહીને એને દુર કર્યો હશે નહીં?–વારૂ," અનેક મુકદ્દમાઓના બોજા તળે કચડાયલા મેજીસ્ટ્રેટે અદાલતનો અમુલ્ય વખત બચાવવા, સુલેમાન પાસેથી સીધા–ઉતાવળા–ટુંકા ઉત્તરની માગણી કરતાં કહ્યું. "રસ્તામાં પણ તેં એજ રીતે લોકોને પછાડ્યા, કેમ ખરૂંને?"

બીચારા સુલેમાનના એકલાનો જ નહીં પણ તેની ઉપર આધાર રાખનારાં બીજાં ત્રણ માણસોના જીવન–મરણનો સવાલ હતો; એનો સર્વનાશ થઇ રહ્યો હતો, પણ કોર્ટને પોતાનો સમય અમુલ્ય લાગતો હતો; એટલે સમયનો બચાવ એ મુખ્ય વાત હતી.

"રસ્તામાં મારી વચ્ચે આવતાં એક બે માણસો પડી ગયા."

"વારૂ, તારા હાથમાં ચપ્પુ હતું તે તેં લોકોની સામે ફેરવવા માંડયું હતું એ ખરૂં?"

"ના, સાહેબ, મારી પાસે ચપ્પુ જ નહોતું."

"અને તે ચપ્પુ તેં પાછળથી ફેંકી દીધું?"

"ના, સાહેબ."

"ઠીક, બીજું કંઇ તારે કહેવું છે?"

"સાહેબ, મારી દુઃખકથા સાંભળો તો..."

"કોર્ટને તેની સાથે કશી લેવાદેવા નથી." કહીને મેજીસ્ટ્રેટે સરકારી વકીલને છેવટનું ભાષણ કરવા કહ્યું.

તેણે કહ્યું: "આ મુકદ્દમો સીધો અને સાદો જ છે. આરોપીએ પોતે જ સ્વીકાર્યું છે કે, આરોપીએ રોટી ચોરી હતી, ભઠીઆરખાનાના માણસને માર્યો હતો, તેમજ જાહેર રસ્તા ઉપર ધાંધલ મચાવી, કેટલાક માણસોને પટકી નાખ્યા હતા. તેણે ઘણાઓના જાનને ખુલ્લા ચપ્પુથી જોખમમાં મુક્યા હતા. આરોપી પોતાની પાસે ચપ્પુ હોવાનો ઇનકાર કરે છે, પરંતુ તેના હાથમાં ચપ્પુ જોવાની વાત જે વીશ્વાસ મુકવાલાયક સજ્જન સાક્ષીઓએ કરી છે તેઓ તેના કરતાં વીશેષ વીશ્વાસને પાત્ર છે. અદાલતે તેથી તેનો સંભાળપુર્વક તોડ કાઢવાનો છે. એક સાક્ષીએ કહ્યું છે કે, આરોપી પકકો મવાલી છે. આરોપી તેની સામે કશું કહેતો નથી, પરંતુ અદાલતની આગળ આડી અવળી વાતો કરી મુળ મુદ્દાને ઉડાવવાની તેની રીત જ કહી આપે છે કે, 'સાક્ષીનું' કહવું સાચું છે. આવા માણસો જાહેર પ્રજાની

શાંતી તેમજ સુવ્યવસ્થા માટે ઘણા જ ભયં-કર હોવાથી, તેને ધડો મળે તેટલા માટે વધારેમાં વધારે અને સખ્ત સજા કરવાની જરૂર છે."

તે પછી મેજીસ્ટ્રેટે ચુકાદો આપ્યો. તેમણે કહ્યું: "સાક્ષીઓ આરોપી કરતાં વધુ વીશ્વાસ મુકવાલાયક પુરવાર છે; તેથી તેમની વાત માનતાં મને આંચકો લાગતો નથી. પબ્લીક પ્રોસીક્યુટરે, આવા સમાજને ભયંકર માણસને ધડો આપવા સારૂ સખ્ત સજા કરવાની કરેલી ભલામણ પણ ધ્યાન આપવા જેવી છે. તેથી આરોપીને હું ત્રણે ગુન્હા સારૂ ગુનેગાર ઠરાવી રોટી ચોરવા માટે ત્રણ મહીનાની સખ્ત કેદ, રસ્તામાં ધાંધલ કરવા માટે પણ ત્રણ મહીનાની સખ્ત કેદ, અને જુદાં જુદાં માણસોને મારીને ઇજા કરવાના ગુન્હા માટે એક વર્ષની સખ્ત કેદની સજા ફરમાવું છું."

આ ચુકાદો સાંભળતાં જ મરીયમ ખુબ જ રડી પડી, તે પોતાના પતીને ભેટવા એકદમ દોડી ગઇ, પણ પોલીસે તુરત જ એને છુટી પાડી અને સુલેમાનને લઇને ચાલવા માંડી.

જતાં જતાં સુલેમાને કહ્યું: "મરીયમ, તું એકલી શું કરીશ, આપણા બાળકોનું..."

પરંતુ એ વાક્ય પુરૂં થાય તે પહેલાં પોલીસે સુલેમાનને ઘસડીને ચાલવા માંડ્યું.

[ ૮ ]

સુલેમાન ગયો. મરીયમને પેટ ભરીને રડવા માટે ય પોલીસે અદાલતમાં ઉભી રહેવા દીધી નહીં.

રડતી રડતી તે નીચે ઉતરી.

એની એ દશા દુરથી એક બાઇ જોતી હતી. તે મરીયમને રસ્તાપર જતાં જોઇ, એની પાસે ગઇ. મમતાથી એણે પુછ્યું: "બહેન! કેમ રડે છે?"

"શું કરૂં બાઇ, રડવાનું જ મારા નસીબમાં હવે તો બાકી રહ્યું છે."

આપત્તી વખતે નીરાધારને બે મીઠા શબ્દો કહેનાર મળે, તે પણ તેના ઘવાયલા હૃદયને મલમ રૂપ થઇ પડે છે.

"કેમ, તમારૂં કોઇ જેલમાં ગયું?"

"હા બહેન." મરીયમથી રડી દેવાયું.

પેલી બાઇએ મરીયમને આશ્વાસન આપ્યું.

ધીરે ધીરે તેણે એની પાસેથી બધી વાત જાણી લીધી. એ બાઇએ જ્યારે જાણ્યું કે મરીયમના બન્ને બાળકો આગલી રાતથી ભુખ્યાં છે, ત્યારે બાજુના હોટેલમાં લઇ જઇને એમને જમાડયાં, અને અતી આગ્રહ-પુર્વક તેણે મરીયમ પાસે તે બાળકોની માગણી કરી.

"બ્હેન!" તેણે કહ્યું. "અમારી અહીં મોટી સંસ્થા છે. તેમાં હું તમારાં બન્ને બાળકોને લઇ જાઉં, તો ત્યાં તેમને સારી રીતે ઉછેરવામાં આવશે. એમને પેટ ભરીને ખાવાનું મળશે, શરીર ઢાંકવા સારાં કપડાં મળશે અને શાળામાં ભણવા પણ મોકલવામાં આવશે."

મરીયમનો જીવ બાળકોથી છુટાં થતાં કેમ ચાલે? પણ એક તરફ ભયંકર ભુખમરો, નીરાશા અને બીજી બાજુ બાળકોને મળનારી સગવડ. એનો વીચાર કરતાં, પોતાનાં બચ્ચાંના હીતને માટે એને એ ભલી બાઇને છોકરાં આપવાં એ ઠીક લાગ્યું.

મરીયમનું દીલ્હીમાં કોઇ નહોતું. સુલેમાન સીવાય આટલી મમતાથી તેની સાથે જીંદગીભરમાં કોઇએ વાત કરી નહોતી.

છેવટે મરીયમ તૈયાર થઇ.

પેલી બાઇએ ભાડાની ગાડી કરી, ચારે જણાં તેમાં બેઠાં અને જોતજોતામાં ગાડી દીલ્હીના રાજમાર્ગ ઉપર થઇ, ત્યાંની એક જાણીતી ખ્રીસ્તી સંસ્થા તરફ દોડવા લાગી.

એ સંસ્થામાં મરીયમ સાથે બીજી બે ત્રણ બહેનોએ ખુબ જ સ્નેહથી, માડીની જેમ વાતો કરી. એનાં બાળકો માટે જરા ય કાળજી નહીં રાખવાનું આશ્વાસન આપ્યું.

મરીયમ ત્યાંથી નીકળવા તૈયાર થઇ, ત્યારે પેલી બાઇએ એના હાથમાં પાંચ રૂપીઆની નોટ મુકી.

"હે બહેન! જીસસ ક્રાઇસ્ટના અનુયાયીઓ પાસે આવેલ કોઇ પણ દુઃખી માણુસ ખાલી હાથે જતું નથી."

મરીયમે રડતી આંખે તે પૈસા લીધા વળી વળીને બન્ને બાળકોને દેયા સરસા ચાંપી ચાંપીને કેટલાંય ચુંબનો કર્યાં.

અને છેવટે મરીયમ, તેમને મુકીને બહાર નીકળી. પેલી બાઇઓએ જીસસ ક્રાઇસ્ટને શરણે બે માણુસો લાવવાનો સંતોષ માન્યો પણ મરીયમના દીલમાં જુદી જ આગ સળગી રહી હતી. એ મા–દીકરાના છુટા પડવાનો પ્રસંગ કોરી આંખે જોઇ ન શકાય તેટલો દુઃખદ–કરુણ હતો.

[ ૯ ]

**મ**રીયમ કોણ જાણે રખડતી રખડતી ક્યારે ય ઘેર પહોંચી.

હવે ઘર તરફનું એને માટે એકેય આકર્ષણ રહ્યું નહોતું.

બહાવરા જેવી તે બની ગઇ હતી. આખો વખત બહાવરાની માફક તે ફરતી હતી.

પાંચ રૂપીઆમાંથી આવેલું અનાજ ચાલ્યું ત્યાં સુધી તે પડી રહી. પણ પછી–?

* * *

થોડા દીવસ પછી મરીયમનું ઘર ખાલી પડયું હતું. દુષ્ટ બેકારીએ એક વખતના એ ચાર માણુસના કુટુંબથી ઉછળતા ઘરનો નાશ કરી નાખ્યો. પાડોશીએ મરીયમની તપાસ કરી, પણ તેને ઘરમાં ન જોઇ એટલે લોકોએ ગમે તે કલ્પના કરી લીધી.

* * *

થોડાક દીવસો બાદ દીલ્હીની ઐતીહાસીક જુમામસ્જીદના આથમણાં દ્વાર આગળ, જુમ્માના એક દીવસે, અર્ધદીવાના જેવી એક બાઇ ચીંથરેહાલ સ્થીતીમાં, ફાટેલા બુરખા નીચે મુખ છુપાવી, મૌનપણે હસ્ત લંબાવી, ઇમાનદાર મુસ્લીમો પાસે પૈસો પૈસો માગતી બેઠેલી જણાતી હતી, લોકો કહેતા એજ મરીયમ હતી.



આંકારા [એંગોરા]માંનું જુનું પાર્લામેન્ટ ભવન: જે હાલ 'પીપલ્સ પાર્ટી'ની કલબ માટે વપરાય છે.

# તુર્કસ્થાનનો નવયુગ

જુના તુર્કસ્થાનના ખોખામાંથી મુસ્તફા કમાલ પાશાએ નવા તુર્કસ્થાનનું સર્જન કરીને, સ્વતંત્રતાથી રાષ્ટ્રને થતા લાભ પરતંત્ર પ્રજાઓને બતાવ્યા છે.

: લેખક :

રમણીક વી. મહેતા

લોસેનની સંધી પરીષદે ટર્કી માટે નવયુગનાં દ્વાર ખોલ્યાં. ત્યાં એકઠા થયેલા મુત્સદીઓએ ટર્કીશ પ્રજા રાજ ચલાવવા માટે નાલાયક છે એવો અભીપ્રાય આપ્યો. અને એ માન્યતાને લીધે યુરોપીય યાદવીના અંતે કમાલને સંધીનું આમંત્રણ મળ્યું, ટર્કીના પ્રતીનીધી તરીકે ઇસ્મત પાશા લોસેન ખાતે ગયા.

ટર્કીનો ભુતકાળનો ઇતીહાસ સુલતાનોના આપખુદ અમલ હેઠળ કલંકીત બન્યો હતો, અબ્દુલ-હમીદના રાજતંત્રમાં ટર્કીની પ્રજા ઉપર ભયંકર અત્યાચારો થતા. પ્રજા પાસેથી બળજબરીથી ધન લુંટી લેવાના દાખલા ટર્કીના ભુતકાળના ઇતીહાસમાં અનેક નોંધાયલા છે. અબદુલ હમીદના પતન પછી પણ રાજ્ય તરફથી પ્રજા ઉપરનો ત્રાસ ઓછો થયો હતો નહીં. ટર્કીમાં સુધારા દાખલ કરવા થયેલી સેવ્રીસની સંધીમાં નક્કી થયું કે ટર્કીના ભાગલા પાડવા, ખ્રીસ્તીઓને તેમની સત્તા નીચેથી દુર રાખવા અને જુના ઓટોમન સામ્રાજ્યની સીમામાં આરમેનીયનો માટે એક નવું રાષ્ટ્ર સ્થાપવું.

૧૯૨૦ માં ટર્કીમાં રાષ્ટ્રીય પક્ષ સત્તામાં આવ્યો. એ પક્ષે સેવ્રીસની સંધીને ધુત-

કારી નાખી અને એશીયા માઇનોરની બહાર ગ્રીક લોકોને હાંકી મુક્યા. તેમનાં આ બજેજ ગ્રીક સંત્તાધારીઓની આંખ ખોલી. · લોસેનની પરીષદમાં ટર્કીના પ્રતીનીધીઓ તરીકે નહીં પણ સ્વતંત્ર પ્રજાના પ્રતીનીધીઓ તરીકે ટર્કોએ ભાગ લીધો. ટર્કીની પ્રજાને પોતાના સામર્થ્યનો ખ્યાલ હતો. બળથી પણ તે પોતાના હક પ્રાપ્ત કરી શકે તેટલી હીંમત હતી. પરીષદમાં તુર્કસ્થાનમાં ન્યાય અને સ્વતંત્રતાના પાયા ઉપર પ્રજાતંત્રની સ્થાપના કરવા માટે તેમણે મીત્રરાજ્યોની મદદ માગી ત્યારે ભુતકાલીન ટર્કીને ભુલી જવાની વાત સાથેજ એ પ્રતીનીધીઓએ ત્યાં કહ્યું કે ટર્કી—નુતન ટર્કી—આજે નવયુગમાં પગલાં માંડે છે.

લોસેન ખાતે પરાજય પામેલી પ્રજાના પ્રતીનીધીઓએ જે શબ્દો ઉચ્ચાર્યા હતા તેને હજુ ફક્ત સાતજ વર્ષ થયાં છે. એક પ્રજાના જીવનમાં સાત વર્ષ એ કાંઇ લાંબો ગાળો કહી શકાય નહીં, છતાં પણ આટલા ટુંક ગાળામાં ઉપલા શબ્દોમાં કેટલો સત્યાર્થ છે તે જોઇએ : કોન્સ્ટેન્ટીનોપલની રોબર્ટ કોલેજના પ્રેસીડંટ મી૦ કાલેબ ફ્રાંક ગેડસના શબ્દોમાં કહીએ તો ટર્કીમાં જુના વીચારો અને જુના જીવનમાં આજે મહાન પરીવર્તન થઇ ગયું છે અને તેની જગ્યા નવા વીચારોએ અને નવા જીવને લીધી છે. નવા રાજતંત્ર હેઠળ થયેલા મૌલીક પરીવર્તનના દાખલા ટર્કીના આજના ઇતીહાસમાં મોજુદ છે. સુલતાન અને ખલીફની પ્રથાનો નાશ, ધર્મ શાસ્ત્રોનો ઇજારો રાખનાર મંદીરો અને મઠોનો ધ્વંસ, પાશ્ચીમાત્ય ઢબ ઉપર પહેરવેશમાં પરીવર્તન, રાજ્યબંધારણમાંથી ઇસ્લામ ધર્મને અપાયલી રૂખસદ અને ધાર્મીક તેમજ કેલવણીની સંસ્થાઓમાં રાષ્ટ્રવાદના તત્વો દાખલ કરવાના દ્રષ્ટાંતો



સુસ્તફા કેમાલ પાશા

આજે જગજાહેર છે. આ સર્વ પ્રજાકીય જીવનનું મૌલીક પરીવર્તન દેખાડે છે. સત્તા ઉપર આવ્યો અને તરતજ મુસ્તફા કમાલે જોયું કે નુતન ટર્કીનો પાયો મજબુત કરવાને તાત્કાલીક ત્રણ કાર્યો કરવાનાં છે. અને કમાલે પદ્ધતીસર એ કાર્યો સફળતાથી કર્યાં પણ ખરાં. પ્રથમ પગલે એણે સુલતાનની પ્રથા જેના તરફ પ્રજા હવે ધીક્કારની નજરે જોતી હતી કારણ કે ૧૯૧૪ ના યુદ્ધમાં સુલતાને દગો દીધો હતો તેથી તેનો નાશ કર્યો. બીજે પગલે ટર્કીની જુદી જુદી કોમોની એકતા સાધવા એણે ખલીફતને દબાવી દીધી અને ત્રીજા અને છેલ્લા પગલે એણે ૧૯૨૩ ના ઓકટોબરની ૨૯ મી તારીખે ટર્કીને પ્રજાસત્તાક રાજ્ય તરીકે જાહેર કર્યું.

ટર્કીમાં જે બીજા ફેરફાર થયો છે તે બહુ જાણીતો નથી પણ આ ફેરફાર આમ-

વર્ગની દ્રષ્ટીએ ઘણો મહત્વનો છે. તે ખેડુતો પાસેથી જે પ્રાચીન પદ્ધતીએ કર ઉઘરાવાતો હતો તે પદ્ધતીમાં થયેલો ફેરફાર છે. છેલ્લા બે સૈકાઓથી ટર્કીમાં કર તરીકે ખેડુતોને તેમના ઉત્પન્નનો દશમો ભાગ આપવો પડતો હતો અને એ કર ઉઘરાવનાર અમલદારોનો ત્રાસ એટલો બધો હતો કે "ઉઘરાતદાર" એ શબ્દ પ્રજામાં અળખામણો થઇ પડયો હતો. ખળાં આગળથી જ અનાજનો દશમો ભાગ અમલદારો લઇ જતા. સરકાર પાસેથી કેટલાક માલેતુજારો અમુક રકમ આપી એક અથવા વધારે ગામડાંઓમાંથી એ કર લેવાનો હક વેચાતા લેતા હતા. આ પદ્ધતીને લીધે વધારે પાક ઉત્પન્ન કરવા ખેડુતોમાં ઉત્સાહ રહ્યો નહોતો. તેઓ ફક્ત પોતાના કુટુંબને પહોંચી વળે તેટલું જ અનાજ ઉત્પન્ન કરતા હતા.

પણ પ્રજાસત્તાક રાજતંત્રની સ્થાપના પછી, ટર્કીને નવજીવન આપનાર મુસ્તફા કમાલ પાશાએ એ પદ્ધતી કાઢી નાખી. જોકે આ પદ્ધતી સરકારની આવકનું મુખ્ય અંગ હતું એ વાત ખરી, છતાં રાષ્ટ્રના વીકાસને અવરોધતી કોઇ પણ પ્રથાનો નાશ કરવો એ મુસ્તફા કમાલનો જીવનસીદ્ધાંત છે. તેણે નવી પદ્ધતીમાં એવું નક્કી કર્યું કે કુટુંબના ભરણપોષણ જેટલાં ઉત્પન્ન ઉપર કંઇ પણ કર લેવો નહીં, પણ જેટલું વધારાનું ઉત્પન્ન થાય અને જે ખેડુતને વેચી દેવાનું હોય તેની ઉપર જ કર નાખવો અને એ કર ખેડુતે નહીં ભરતાં જે માણસ માલ ખરીદે તેની પાસેથી જ લેવો.

આ કારણથી ખેડુતોને વધુ ઉત્પન્ન કરવાનું ઉત્તેજન મળ્યું. અને તેથી આજે ત્યાં રાષ્ટ્રધનનું મોટામાં મોટું સાધન ખેતીવાડી બન્યું છે. ખેડુતોની સાચી આબાદી માટે નવા રાજતંત્રમાં ખાસ ધ્યાન અપાય છે અને એથી આડકતરી રીતે રાષ્ટ્ર પણ વીકાસ પામતો જાય છે.

પ્રજા તરફના તુર્ક સરકારના વલણમાં પણ ઘણો ફેરફાર થયો છે. મી૦ કાલેબ ફ્રાંક



અંગોરામાંનો પ્રમુખ કેમાલનો મહેલ: જે વર્તમાન તુર્કસ્થાનની સાદાઇના સ્મારક સમો છે.

ગેટસ લખે છે કેઃ "જ્યારે હું એશીયા માઇનોરના આંતરીક ભાગમાં રહેતો હતો ત્યારે મને ખબર ન હતી કે સરકાર તેની દરેક યોજનાઓમાં પ્રજાનો મત લે છે. સુલતાનના પુરાણા તંત્રમાં તો પાદશાહની ઇચ્છા એજ સરકારની યોજના મનાતી! તેની ઇચ્છા પ્રમાણે ફરમાન નીકળતું. બીજા દેશની પ્રજાઓમાં સાધારણ રીતે જે સુધારા થાય છે તે પ્રજાના ત્રાસથી થાકી ગયેલા વર્ગ તરફથી જ થયેલા હોય છે, ત્યારે ટર્કીમાં તો તેથી ઉલ્ટુંજ થયું છે. ત્યાં સત્તા ઉપર આવેલું મંડળ પ્રથમ સુધારા સુચવે છે અને પછી પ્રજાની પસંદગીનો સીક્કો તેની ઉપર વાગે ત્યારે જ તે કાનુનના રૂપમાં બહાર પડે છે."

ત્યાં જે જે કાયદાઓ ઘડાય છે તે તે કાયદાઓ પાછળ કયો હેતુ છે અને તેનાથી કેટલા ફાયદા થાય છે એ સર્વે, પ્રજાને સમજાવવા માટે સરકાર તરફથી ખાસ કાળજી રાખવામાં આવે છે. સરકાર તરફથી ડેપ્યુટીઓ નીમવામાં આવે છે. તેનું કામ જુદા જુદા પરગણાંઓમાં જઇ, જે કોઇ નવો સુધારો રચવાનો હોય તેનો તે પરગણાઓની પ્રજાને ખ્યાલ આપવો તે છે. જ્યારે કોઇ ખાસ અગત્યનો સુધારો થવાનો હોય ત્યારે તો ખુદ પ્રજાસત્તાકના પ્રમુખ મુસ્તફા કમાલ પાશા દેશના જુદા જુદા શહેરો તેમજ ગામડાઓની મુલાકાત લે છે, અને સરકાર જે કોઇ પગલું લે છે તે પ્રજાના ભલા માટે છે, એટલું જ નહીં પણ રાજતંત્રની સંચાલક પણ પ્રજાજ છે અને સર્વ સત્તા પ્રજાના જ હાથમાં છે એમ દેખાડી તેમનો વીશ્વાસ સંપાદન કરે છે. આવા એક પ્રસંગે તેઓએ જણાવ્યું હતું કેઃ "આ રાષ્ટ્ર તમારો છે. તમેજ આ રાષ્ટ્ર છો. આ રાષ્ટ્રના ભાવીની વચ્ચે કોઇને આવવાનો હક નથી ભલે તે પછી સુલ્તાન હો કે ખલીફ હો. રાષ્ટ્રની માલીક સમસ્ત પ્રજા છે. તમારાં હીત અને તમારી ઇચ્છાને પરીપુર્ણ કરવા અમે બંધાયલા છીએ. જ્યારથી તમોએ તમારા હીતના રક્ષણ માટે સર્વ સત્તા હમારા હસ્તમાં મુકી અમને જવાબદાર બનાવ્યા, ત્યારથી હું મને તમારો જવાબદાર ગણું છું." ટર્કીની પ્રજાએ આવા શબ્દો અગાઉ કદી કોઇ પણ બાદશાહના મુખમાંથી સાંભળ્યા નહીં હશે.

મુસ્તફા કમાલે પ્રજામાં નાગરીકત્તાની જવાબદારીની ભાવના જાગૃત કરી છે. અને આ ભાવના ભુતકાળના આપખુદ અમલમાં કદીપણ અસ્તીત્વમાં નહીં હતી એમ ઇતીહાસ સાક્ષી પુરે છે.

પોતાના આદર્શની સીદ્ધી જલદી થાય અને સામાજીક ક્ષેત્રમાં જે મૌલીક પરીવર્તન થયું છે તેનાં મુળ ઉંડા જાય, તે માટે કમાલ અને એના સરદારો યુવાન જનતામાં નવી સંસ્કૃતીનાં બી રોપવાના અથાગ અને અવીરત પ્રયત્નો કરી રહ્યા છે. કેળવણીનો ફેલાવો જલદી થાય તે જોવાને એ ઉત્સુક છે અને એ કાર્યમાં પોતે પોતાનો હાર્દીક ટેકો આપે છે. તેણે પ્રાથમીક કેળવણી મફત અને ફરજીયાત કરી છે. ૧૯૨૪ અને ૧૯૨૬ માં પસાર થયેલા બે ઠરાવોથી કેટલીક સંસ્થાઓમાં પ્રત્યાઘાતી ધાર્મીક શીક્ષણ અપાતું બંધ કર્યું છે. એ ઉપરાંત અરબ્બી લીપીને બદલે લેટીન લીપીનો ઉપયોગ કરવાનો ઠરાવ થયો છે. આ ફેરફારને લીધે જે લોકો જુની રીતથી ટેવાઇ ગયેલા છે તેમને જોકે કેટલીક વખતે વાંચવામાં તકલીફ પડે છે ખરી, પણ એ ફેરફારથી નવા શીખાઉને વાંચતા ઘણી સહેલાઇથી આવડે છે, તેથી દેશમાં જુદે જુદે ગામે સ્થપાતી નીશાળોદ્વારા, અભણ જનતાની સંખ્યામાં ઘટાડો થતો જશે. અને જ્યારે ખેડુતો વર્તમાનપત્રો વીગેરે વાંચતાં

થશે ત્યારે તેઓ રાષ્ટ્રના કામકાજમાં રસ લેતા પણ થશે. ગાઝીએ કરેલા બધા સુધારાઓમાં આ સુધારાને તુર્ક લેખકો સૌથી વધારે મહત્ત્વનો લેખે છે. આ ફેરફાર જે ઝડપથી થઇ રહ્યો છે તે ગાઝીના ઉત્સાહને આભારી છે.

પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઇ ત્યારથી આજ સુધીમાં રાષ્ટ્રના જુદા જુદા પ્રાંતો અને ગામોની મુસ્તફા કમાલ પાશાએ મુલાકાત લીધી છે. "મીલીયત" નામના ટર્કીશ વર્તમાનપત્રે, મુસ્તફા કમાલની એ મુલાકાતો અને તે વખતે થયેલાં ભાષણો એક પછી એક પ્રસીદ્ધ કરવાં માંડ્યા છે. આ મુલાકાતો દરમ્યાન નુતન ટર્કીનો આ પ્રણેતા ગામ લોકો પાસેથી તેમના વીચારો જાણવા અને તેમની અગવડ તેમજ જરૂરીયાતો જાણવા પડપુછ કરે છે. એ સીવાય ગામમાં કેટલી નીશાળો છે, તેમાં કેવું શીક્ષણ અપાય છે, નીશાળોનાં મકાન કેવા છે અને શીક્ષકો કેવા છે? તેની બારીક નજરે પોતે જાતે તપાસ કરે છે. ગામ લોકો સમક્ષ યોજનાઓ મુકી, તેના અર્થ અને તેની મહત્તા સમજાવે છે.

કમાલ પાશા અને એની સરકારે નુતન ટર્કીના સર્જન માટે જે યોજનાઓ ઘડી છે તેનું વીસ્તૃત વર્ણન કરવું શક્ય નથી, તેમ છતાં એ યોજનાના એક મહત્વના ભાગ ઉપર સહેજ ઉડતી નજર નાખીયે તો તે અસ્થાને નહીં ગણાય. જાહેર ગામોમાં રેલ્વેના બાંધકામ માટે અંદાજપત્રમાં દરેક વર્ષે ૨૫,૦૦૦,૦૦૦ ટર્કીશ લી । (૧ લીરા=૯ર્‌ૂ આના) દશ વર્ષ સુધી ખર્ચવાનું નક્કી કર્યું છે. એ સીવાય જાહેર રસ્તાઓ માટે પણ પુરતી રકમ ખર્ચાય છે. ખેતીવાડીના ઓજારો, ઢોર અને બી સરકાર તરફથી ખેડુતોને આપવામાં આવે છે તેજ રીતે વેપાર ઉદ્યોગને પણ પુરતું ઉત્તેજન અપાય છે. તેથી આયાત અને નીકાસનો વ્યાપાર ૧૯૨૩ થી ૧૯૨૫ સુધીમાં લગભગ બમણાથી પણ વધારે વધી ગયો હતો. અને હેરેકલીયાની કોલસાની ખાણોનું ઉત્પન્ન તો ૧૯૨૭ સુધીમાં લગભગ ૧૮ ગણું વધી ગયું હતું

પણ આ બધા ફેરફારો કાંઇ વીરોધ કે મુસ્કેલી વગર થયા નથી. વીરોધ પક્ષના કેટલાક ઇર્ષાખોરોએ કેટલીક વખત કાવત્રાં પણ રચેલાં અને તેમને સજા પણ થઇ હતી. એ સીવાય દેશ પાસે જોઇતી મુડીનો અભાવ, પ્રણાલીકાવાદની ભક્તી અને નવીનતાનો પ્રતીકાર કરવાની ખાસ કરીને આધેડ ઉમ્મરના માણસોની મનોદશાને લીધે સુધારાના પથમાં મુસ્કેલીઓ આવે એ સ્વાભાવીક છે. પરંતુ કમાલની મુસ્કેલી તેથીએ વધુ હતી. જુના તંત્ર હેઠળ કેળવણી લીધેલા અમલદારોના હસ્તે સુધારા કરાવવાની સરકારને ફરજ પડી છે. કારણ કે સાત વર્ષના ગાળામાં કાંઇ નવી કેળવણી પામેલા અમલદારો કેવી રીતે મળી શકે? આટઆટલી અડચણો વેઠીને પણ ટર્કી આજે પોતાના આદર્શના પંથે કુચ કરે જ જાય છે.

# મનોદશાનો પલટો



: લેખક :

ભાવનાવાદી

ભારતના રાજદ્વારી આકાશમાં, અસહકારની ઉષાએ ત્યારે તો ડોકીયાં જ માંડ્યાં હતાં. રાષ્ટ્રીય ઉપદેશકોનાં ઝુંડ ગામડે ગામડે અને નગર નગરે આથડતાં હતાં.

પાતાળપુરીની એ પ્રચંડ સભા જોઇ ઘરડેરા કહેતા: "ભાઇ, આવી સભા તો જીંદગીમાં જોઇ નથી—ફરી જોઇશું એમ તો કહેવાય જ શી રીતે?"

વ્યાસપીઠ ઉપરના વક્તાઓ શબ્દોની પટાબાજી ચલાવી રહ્યા હતા: "અંગ્રેજોએ આ દેશને લુંટી લીધો. ઢાકાની મલમલ બનાવનારા દેશના કારીગરોના અંગુઠા કાપ્યા. તેમને રીબાવ્યા. તે રીતે આપણા હુન્નર-ઉદ્યોગનો નાશ કર્યો. આપણાં હથીયાર છીનવી લઇ આપણને નીઃશસ્ત્ર અને નીર્વીર્ય કીધા. પેલા કઠણ કાળજાંના ડાયરે આપણા ભાઇઓ, બહેનો અને બાળકોને રહેંસી નાખ્યાં, તેમને પેટે ઘસડીને ચલાવ્યા. બીજાઓએ વીમાનોમાંથી નીર્દોષો ઉપર ગોળાઓ વર્ષાવ્યા, કેટલાકોએ બહેનોની લાજ લુંટી! અને ગોરી પ્રજાએ પેલા ગોઝારા ડાયરને નાણાંની થેલીઓ અને તરવારની ભેટ આપી, ઝારી પાર્લામેન્ટે ડાયરના વાંકને સાવ નજીવો લખી, હીંદની માગણીને ઉવેખી. એ દેશનો માલ આપણે માટે હરામ હોવો જોઇએ. એ પરદેશી મેલમાં પુજો મુકવો ઘટે. એ હરામ મેલથી આપણા ઘર અને મકાનો સાફ કરી દઇશું, રેંટીયાના નામથી ઓળખાતા સુદર્શન ચક્રની પુજા માંડીશું, ત્યારે સ્વરાજ્ય આપણા હાથમાં આવી પડશે. પછી બ્રીટનવાસીઓની તાકાત નથી કે, એક વીપળને સારૂ યે, આપણી અને સ્વરાજ્યની વચ્ચે તેઓ ઉભા રહી શકે."

ટોળામાંથી એક જુવાનીયો દોડી આવ્યો. એણે બ્લુ સર્જનો વીલાયતી ફેશનો ટુંકો કોટ, સરસ ઇંગ્લીશ કાપડનું પાટલુન, કેમ્બ્રીજની છીંટનું સુંદર ખમીસ, બો સ્ટોકના બુટ, વીલાયતી મોજાં અને હેટ પહેર્યાં હતાં.

તેણે કહ્યું: "ખરૂં છે. વ્યાખ્યાનકર્તાનું કહેવું ખરૂં છે. મારે આ પરદેશી મેલની હોળી કરવી છે." કહી તેણે હેટને જમીનપર પછાડી પગ નીચે કચડી. ડગલો, પાટલુન, ખમીસ, ટાઇ, મોજાં એક પછી એક કાઢી કાઢી પછાડયાં. ચારે દીશાએથી તાળીઓના અવાજ ઉઠયા, હર્ષના અવાજો આવ્યા.

પરદેશી વસ્ત્રોમાં ઢંકાયલા એક માણસે દુરથી કહ્યું: "શીશીર! બહુ ઉતાવળો ન

—: ૪ :—

દેશભક્તીની લાગણીનો ઉભરો ઓસરતો જતો હતો. 'હજી સ્વરાજ્ય કેમ નથી મળતું?' એવી ઉંડી ઉંડી શંકા 'દેશસેવકો'ના હૈયામાં પણ જન્મી રહી હતી. દેશની નૌકાનું સુકાન જેમના હાથમાં હતું તેવાઓ એ શંકાઓ નીવારવા મથતા હતા. કેટલેક સ્થળેથી નૌકાના સઢ વીંટાળી લેવાની, તો ક્યાંકથી સઢને સામી દીશાના પવન તરફ ફેરવી બાંધવાની વાતો, વીચાર થતા હતા.

શીશીર એમાં આગેવાન હતો. 'સ્વરાજ્ય આ માર્ગે નહીં મળે, માર્ગ બદલો! જુની રૂઢીને જ શા માટે વળગી રહેવું? લોકો ભલે બંડખોર કહે. હું જુના માર્ગ સામે બંડ ઉઠાવીશ!' તેણે દેશસેવકોની ખાનગી સભામાં જાહેર કરી દીધું.

હવે શીશીરે ખાદીનાં લાંબાં ધોતીયાં, ખમીસ, ડગલો અને ટોપી વસાવ્યાં. ખુલ્લા પગમાં ચંપલ આવ્યાં! સુદર્શન તરફની એની શ્રદ્ધા ઘટતી ગઈ. હજી એના મનમાં ધડભાંગ થતી હતી.

—: ૫ :—

લોકો કહે છે કે શીશીરે બંડ ઉઠાવ્યું છે. સરકાર સામે નહીં, ધારાસભા સામે નહીં. ખાદી અને રેંટીયા સામે—દેશભક્તોના જુના રૂઢીરક્ષકો સામે. આમવર્ગમાં હવે એના કોઈ જયઘોષ નથી કરતું. કેટલાંક એને દેશદ્રોહી પણ કહે છે. કેટલાકની હજીય એ 'ઉગતા તારા' માં આશા છે.

"જેણે ઘર છોડયું, માતા-પીતાનો ત્યાગ વહી લીધો, વીવાહ ફોક થવા દીધા, એ દેશને દગો ન જ દે." એક વર્ગ એ દલીલો કરી રહ્યો હતો.

શીશીરના જુના સનાતની-પરદેશી કાપડને સુસ્ત રીતે વળગી રહેલા-મીત્રો મલકાતા હતા. 'શીશીરના અંતરમાં વાંશ ઉગી છે, એનો પગ લપસ્યો છે, જરૂર તે આપણા પંથમાં પાછો આવશે.'

થોડા દીવસ ગયા અને શીશીરે જાહેર રીતે રેંટીયા અને ખાદી સામે યુદ્ધ જગવ્યાં. કાળી ખાદીનો ડગલો, રેશમી ફેંટો, કસ્તુરી શાલનો દુપટ્ટો, પરદેશી રબ્બરની પટીવાળા બુટ, અને મીલનાં ધોતીયાંમાં સજ્જ થઈને શીશીર જુના ખાદી-રેંટીયાભક્તો સામે બંડખોર તરીકે બહાર પડયો.

સરકારી પત્રોએ એની મજાક માંડી, દેશભક્ત મીત્રોએ એની ભુલ માટે આંસુ પાડયાં. શીશીર જેવી માન્યતા ધરાવનારા, છતાં હૈયે હોય તે હોઠે કાઢવાની હામ વીનાના મીત્રોએ ખાનગીમાં એને અભીનંદન આપી, જુના ખાદીભક્તોમાં તેની નીંદાનો હડીંદુધીયા માર્ગ લીધો. આમવર્ગે એને 'દગાખોર'નો ઇલકાબ આપ્યો. રાષ્ટ્રીય પત્રોએ તેને ફરીથી વીચારવાની સલાહ આપી.

—: ૬ :—

પાતાળપુરીના એક ખુણામાં નાનકડી સભા છે. રાવસાહેબો અને ખાનબહાદુરોની ગાડીઓ પણ તે તરફ દોડી રહી છે. સ્વતંત્ર વીચારકોનો એ મેળાવડો છે. સરકાર પક્ષનાં વર્તમાનપત્રોના ખબરપત્રીઓ અને છબીઓ લેનારા સુદ્ધાં ત્યાં જવા દોડાદોડ કરી રહ્યા છે.

શીશીરના માનમાં એ મેળાવડો થયો છે. એક દીવસે જે સાહેબશાહી કપડાંને એણે હોળી કરવા પછાડી નાંખ્યાં હતાં, તેજ સાહેબશાહી પોશાક આજે એણે ફરીથી ધારણ કર્યો છે. એના ખાદીભક્ત મીત્રો હજીય કહે છેઃ 'શીશીરે ભુલ કરી છે.' પરદેશી ભક્તો સામા જવાબ વાળે છેઃ 'એણે જીવનમાં કરેલી ગંભીર ભુલ આજે જ સુધારી છે.'

સભા મળીઃ ભાષણોની તડામાર ચાલી. એકે કહ્યું: "દેશમાં દીવાનાપણાનો પવન ફુંકાયો ત્યારે અમે તો એક ખુણે શાંતીથી અદબ વાળીને ઉભા હતા. મુર્ખાઓ અમને દીવાના અને દેશદ્રોહી કહેતા હતા. શીશીરે આજે બતાવી આપ્યું છે કે 'દીવાના' કોણ હતા?"

બીજાએ કહ્યું: "અરે ખાદી! ચીંથરૂં! અને પેલો લાકડાનો નીર્જીવ રેંટીયો! એ તે દેશનાં ક્યાં દાળદર ફીટાડવાના હતા? મુસલમાનો અને અંગ્રેજો અહીં આવ્યા ત્યારે ખાદી અને રેંટીયા ક્યાં નહોતા?"

ત્રીજાએ ચલાવ્યું: "અંગ્રેજો જેવાં કપડાં એમની જ ઢબછબમાં પહેરો અને જુઓ સ્વરાજ્ય હાથમાં આવીને પડે છેકે નહીં? સુંદર કપડાં મનુષ્યોને પહેરવા માટે જ સર્જાયાં છે, તેનાથી રીસાયે શું વળશે? જાતે જ કદરૂપા દેખાશો અને આગળ વધેલી દુનીયામાં પછાત પડી જશો!"

શીશીરે તાળીઓના ગડગડાટો વચ્ચે કહ્યું: "મેં અનુભવ લીધો અને સમજાયું છે કે ખાદી અને રેંટીયાથી દેશને સ્વરાજ્ય નહીં મળે! ભલે ખાદીભક્તો તેની ના પાડે. ખાદી અને રેંટીયાની ચળવળનો યુગ વહી ગયો છે. હવે તો વીજ્ઞાનની મદદથી દેશની ખેતીવાડી સુધારવાની તેમજ વ્યાપારઉદ્યોગની વૃદ્ધી કરવાની આર્થીક દ્રષ્ટીબીંદુવાળી લડત ચલાવવાથી જ દેશને સ્વરાજ્ય મળશે એવી મારી ખાત્રી થઇ છે. આ લડતમાં હાથમજુરીને જ વળગી રહેવાનો કે હાથે કાંતેલાં અને વણેલાં કપડાં પહેરવાનો જ આગ્રહ રાખવાનો નથી. જેને તેમ કરવું પરવડતું હોય અને રૂચતું હોય તે ભલે પહેરે, પણ તે માટે કશું દબાણ કે આગ્રહ ન જોઇએ. તેથી મારા ખાદીધારીમીત્રોની સામે નહીં પણ એમની રૂઢીચુસ્ત મનોદશા સામે હું આજથી બંડ ઉઠાવું છું. વસ્ત્રો બદલવા કરતાં મનોદશા બદલવાની વીશેષ જરૂર છે. વીદેશી કાપડની હોળી કરવા કરતાં, વીદેશીઓના ગુલામ બનાવે તેવા સંજોગોની હોળી કરવી એ મારે મન અગત્યની વસ્તુ છે.

"અહીં જુદા જુદા વક્તાઓએ જે વીચારો પ્રદર્શીત કર્યા છે, તેમની સાથે હું સહમત થઇ શકતો નથી. માત્ર અમુક જ ઢબનો પોશાક પહેરવો એ ભલે ચોક્કસ લડતનું પ્રતિક મનાય, એથી ભલે અમુક પ્રકારની ભાવના પણ ઉત્પન્ન કરી શકાતી હોય, પરંતુ એકલી ભાવના કચડાયલી પ્રજાને સ્વતંત્ર બનાવી શકે તેમ નથી. તેને માટે ભાવનાનો સદુપયોગ કરી શકાય તેવા સંગીન કાર્યક્રમનું તેને પીઠબળ હોવું જોઇએ. ખાદી અને રેંટીયાની લડતમાં મને એવું દેખાતું નથી.

"વળી જગતથી છેક જ છુટા પડી જવું કે તેને અસ્પૃશ્ય માનીને ચાલવું તે પણ વર્તમાન યુગમાં બની શકવું શક્ય નથી. એટલે આપણી સ્વતંત્રતાની પ્રાપ્તી માટેની લડતમાં જેને અસર કરવા માગતા હોઇએ તે દેશના માલનો બહીષ્કાર ભલે આવશ્યક મનાય અને બહુ બહુ તો રચનાત્મક કાર્યક્રમને દેશ ઉંચકી લે ત્યાં સુધીના ગાળામાં એ પુલની ગરજ સારે, પરંતુ તેની ઉપર એટલું વજન મુકવાની જરૂર નથી, કે એથી જ માત્ર આપણે સ્વતંત્ર મનુષ્ય માટેની સર્વ સીદ્ધી સાધ્ય કરી શકીશું. એવા પ્રત્યાઘાતી વીચારોનો ફેલાવો કરવાની પણ જરૂર નથી. મેં જોયું કે એકલા રેંટીયા–ખાદીની પ્રવૃત્તીમાંથી જનતાના મોટા વર્ગમાં એવી રૂઢ મનોદશા સર્જાય છે, અને વીકાસની દીશામાં આગળ વધવા માટેનાં જરૂરી રચનાત્મક કાર્યો અટકી પડે છે.

"યંત્રયુગની સામે ગમે તેવા કડક વીચારો આપણે ધરાવતા થઇ જઇએ, તેથી કંઇ એ યુગની ઉપર આવરણ ઓઢાડી શકાશે નહીં, કે તેના પંજામાંથી આપણાથી કોઇ રીતે છટકી શકાશે પણ નહીં. એટલું જ નહીં પણ કાયમને સારૂ દેશનાં કરોડો મનુષ્યોના હાથમાં આપણે રેંટીઓ, તકલી ને શાળ જ રાખી શકીશું નહીં એ પણ ભુલવું જોઇતું નથી. સ્વતંત્રતાની પ્રાપ્તી પછી તેને ટકાવી રાખવાનાં કામની સ્વતંત્ર જવાબદારી આપણી ઉપર આવી પડશે, ત્યારે આપણે માટે એટલાં બધાં કામ કરવાનાં આવશે કે, આપણે ઇચ્છતા હોઇએ તો પણ આપણે એ કામ માટે અનેક માણસોની શક્તીને ફાજલ પાડી શકીશું નહીં.

"મારી મનોદશામાં આવો પલટો થયા છે, તેને બંડ કહો, કે ગમે તે નામ આપોઃ મને તેથી કશું દુઃખ થવાતું નથી. રાષ્ટ્રનું હીત એ મારે સારૂ મુખ્ય વસ્તુ છે, અને તેને માટે મારે જે કંઇ સાંભળવું કે સહન કરવું પડે, તેને સારૂ હું હમેશાં તૈયાર જ છું."

આ વખતે તાળીઓ પડી. પણ પહેલા કરતાં ઓછી.

* * *

ગાામને બીજે નાકે તે દીવસે બીજી સભા મળી હતી. એમાં શીશીરને બંડખોર તરીકે જાહેર કરી દેવામાં આવ્યો હતો, અને ખાદી તેમજ રેંટીયામાં સંપુર્ણ શ્રદ્ધા બતાવનારો ઠરાવ થયો હતો.

* * *

ખબર નથી એમાંથી કઇ સભાનું મંતવ્ય ખરૂં પડશે?

ગ્રાહકે ફોટોગ્રાફરની દુકાનમાં જઇને પુછયુંઃ "છબી પાડનાર આપ જ છો ને?"

ફોટોગ્રાફરઃ "હાજી"

ગ્રાહકઃ "તમારા ભાવ શું છે?"

ફોટોગ્રાફરઃ "ડઝનના પચીસ રૂપીઆ."

ગ્રાહકઃ "ત્યારે આવતે વર્ષે આવીશ."

ફોટોગ્રાફરઃ "કેમ શેઠ?"

ગ્રાહકઃ "કેમકે હમણાં મારે ત્યાં ૧૧ છોકરાં જ છે."

* * *

"એના પીતાએ તેને હવાઇ વીમાનના કાફલામાં કેમ મોકલાવ્યો?"

"કેમકે તેને પૃથ્વી ઉપર રાખવો તે સલામતીભર્યું નહોતું"

શેઠ [પોતાના શોફરના નાના છોકરા ઉપર ખુશ થઇને]: "અલ્યા મને ઓળખે છે?"

છોકરોઃ "હા."

શેઠઃ "ત્યારે બોલ હું કોણ છું?"

છોકરોઃ "તમે એ છો કે જેમને ઘણી વખત મારા બાપુ પોતાની મોટરમાં બેસવા દેવાની મહેરબાની કરે છે."

* * *

મેજીસ્ટ્રેટઃ "વળી પાછો તું ફરીથી આવ્યો? મેં છેલ્લે નહોતું કહ્યું કે તું ફરીથી મારી આગળ આવતો નહીં."

કેદીઃ "સાહેબ એ બધી વાત મેં પોલીસને કહી હતી, પણ તેણે કશું સાંભળ્યું જ નહીંને."

# અ વ

**: નાટક :**



આપ ગોપીઓની મહીની મટુકીઓ ફોડી ફોડીને તેમાંનું દહીં ખાઈ જતા હતા

[સ્વર્ગસદનના વીશાળ બગીચાના એક કુંજમાં ભગવાન જીવનપોથીમાં કંઈક નોંધ કરી રહ્યા હોય છે. ઉંડા વીચારની સ્પષ્ટ છાપ એમની ગંભીર મુદ્રા ઉપર છપાયલી જણાય છે.]

**નારદ**

[ધીરે ધીરે પગલાં માંડતાં છેક નજીક આવીને]

આપને આજે આટલા ઉંડા ચીંતનમાં પડેલા જોઈને મને નવાઈ ઉપજે છે, પ્રભો!

**ભગવાન**

[સહેજ ઉંચું જોઈ]

એનું કંઈ કારણ હશે?

**નારદ**

આપ તો વીશ્વના નીયંતા, આપને વળી વીચાર અને ચીંતા શ્યાં?

**ભગવાન**

[પોથી બાજુપર મુકી, સાનંદ]

નારદ, તમારી ભ્રમણા હજી ય ન ભાગી? કુદરતી તત્ત્વોના સામર્થ્યની સત્તાથી હું પર નથી; એ વાત હજી તમારાથી સમજી શકાતી નથી, એ તો આશ્ચર્ય!

**નારદ**

[કશાકનું સ્મરણ થતું હોય તેમ]

ઠીક, સાંભર્યું. પૃથ્વી ઉપરનાં મનુષ્યો કંઈક આવું જ માનતાં લાગે છે. પણ એમનું વર્તન એ માન્યતાથી ઉલટું છે, એથી મારો ભ્રમ ટળતો નથી.

**સ્વર્ગમાં બનેલો**

# તા. ૨

: લેખક :

કીશોર

: ચીત્રકાર :

કુલકાન્ત

ભગવાન

[સાશ્ચર્ય]

તે વળી શું છે?

નારદ

[કંઇક ગંભીર બની.]

એ લોકો માને છે કે, મનુષ્ય, પ્રાણી માત્ર, વૃક્ષ, વેલી, વાયુ, પવન, પહાડ, નદી, સાગર સહુના ઉત્પાદક આપ છો. તે બધાં આપના તંત્ર નીચે, આપની ઇચ્છાનુસાર વર્તે છે. તેમાંથી કોઇ સ્વતંત્ર નથી......

ભગવાન

[વચ્ચે જ]

એમ! એમ! આશ્ચર્ય!

નારદ

અને તેમ છતાં તેઓ નાનામાં નાની ભુલથી માંડીને ભયંકરમાં ભયંકર ખુન, દગાબાજી, ચોરી, લુંટ જેવાં કામ કરવામાં પોતાન સ્વતંત્ર માને છે!

ભગવાન

એટલું યે સારૂં. કદાચ તેથી યે એમનામાં સ્વાશ્રયની ભાવના ખીલે તો. પણ એમને એ બધું ક્યાંથી સુઝે છે?

નારદ

એ સુઝાડવા માટે વ્યવસ્થીત ધંધો કરનારાઓ પૃથ્વી ઉપર છે. તેઓ તે માટે પુસ્તકો લખી એમને શાસ્ત્રનું નામ આપે છે, પુતળાં બનાવી તેને આપનું નામ આરોપે છે, અને એ પુતળાંના પુજન, અર્ચન અને દર્શનના પ્રકારને તેઓ ધર્મ કહે છે. એ બધી વ્યવસ્થા બરાબર ચાલે તે માટે ખાસ વર્ગ પણ નક્કી કરવામાં આવ્યો છે.

ભગવાન

એ લોકો ખાય છે શું?

નારદ

ભગવાન! આપના નામે વ્યાપાર કરનારને તો પૃથ્વી ઉપરના માણસો જે જોઇએ તે આપવા તૈયાર છે.

ભગવાન

ત્યારે પૃથ્વી ઉપર શું મુર્ખાઓનાં ટોળાં વસે છે?

નારદ

એમ તો હું કેમ કહી શકું?

ભગવાન

માણસની કીંમત તેના કામ ઉપરથી આંકવી જોઇએ.

નારદ

ખરૂં છે, પણ પૃથ્વીના ભોળા લોકો બહુ શ્રદ્ધાળુ છે. અને જ્યાં તમારૂં નામ આવે છે, ત્યાં તેઓ ગમે તે માનવાને તૈયાર થાય છે. વળી માણસોને નવીનતા અને પરીવર્તન રૂચે છે. અને પેલી ટોળકી એમની આગળ એવાં નવાં નવાં નાટક ભજવી બતાવવા હમેશાં

## અપૂર્વ પ્રસંગ

તૈયાર જ રહે છે. હમણાં જ પૃથ્વી ઉપર તમારા નામે નવો જ બનાવ બનવાનો છે.

[કપીલ એ તરફ દયાનંદ અને વીવેકાનંદની સાથે ચર્ચા કરતા કરતા આવી પહોંચે છે.

**ભગવાન**

તે વળી શું છે?

**નારદ**

અવતારવાદ, તેમાં તમારો અવતાર થવાની ક્રીયા બતાવવામાં આવે છે!

**કપીલ**

[જરા આગળ આવી]

ભગવાન! આપ એટલું કહેશો કે, આપ ક્ષત્રીય છો?

**ભગવાન**

[આશ્ચર્યચકીત થઇને]

તે વળી શું છે?

**દયાનંદ**

પૃથ્વી ઉપરનાં મનુષ્યોએ, આર્યાવર્ત નામના દેશમાંની આર્યજાતીના ચાર વીભાગ પાડેલા છે, તેમાંની એક જાતી. જે યુદ્ધમાં લડે છે, શીકાર કરે છે, રાજ્ય ચલાવે છે...

**ભગવાન**

[વચ્ચે જ]

મારે ને તેમને શું?

**કપીલ**

આર્યાવર્તના લોકોને એમ કહેવામાં આવે છે કે, આપ ક્ષત્રીયકુળમાં જન્મ્યા છો, વળી આપ રાજાના ઘેર જન્મ્યા હતા, માટે રાજાઓ અને ક્ષત્રીયોને બીજા માણસોએ માન આપવું!

**ભગવાન**

નારદ! પૃથ્વીના લોકો મારૂં આ રીતે હજી ય અપમાન કરે છે?

**દયાનંદ**

તે અટકાવવા મેં મારાથી બનતું કર્યું.

**કપીલ**

તે પહેલાં મેં પણ એમજ કર્યું હતું.

**વીવેકાનંદ**

મારાથી થાય તે મેં પણ કર્યું

**ભગવાન**

છતાં?

**દયાનંદ**

ભોળો અને શ્રદ્ધાળુ માનવસમાજ આપના નામને અપમાનની પરંપરા નીચે દાબી રહેલો છે.

**ભગવાન**

[જીજ્ઞાસુભાવથી]

નારદ, આ વાત શું છે? [બધાઓની સામે જોઇ] તમે શું નથી જાણતા કે કુદરતી તત્ત્વો ઉપર મારો કંઇ કાબુ નથી, અથવા તો હું તો એમની સ્વતંત્ર ક્રીયાઓમાં કશી ડખલ કરતો નથી.

**નારદ**

છતાં, પોતાના સ્વાર્થ માટે કેટલાક ચાલાક લોકો પોતાની જીદ છોડતા નથી.

**ભગવાન**

પણ પેલો અવતારવાદ એ વળી શું છે?

**નારદ**

આપ અમુક અમુક પ્રસંગે, આર્યાવર્તમાં, આર્યજાતીમાં, જન્મ લઇને પૃથ્વીના લોકોમાં લીલા કરો છો: એવી માન્યતા ઉપર એ વાદ રચાયો છે. તે માન્યતા પ્રમાણે આપનો એક જન્મ જન્માષ્ટમીની મધ્યરાત્રીએ થશે!

**ભગવાન**

[સસ્મીત]

ત્યારે હું આ છું તે શું છે?

દયાનંદ

પૃથ્વીના લોકો તો એમ માને છે કે આપ હજી દરવર્ષે જુદી જુદી તીથીએ ચોવીસ વખત અવતાર ધારણ કરો છો!

ભગવાન

આ તો ભયંકર અપમાન!

નારદ

એટલું જ નહીં પણ અનેક જાતનાં કામ કરો છો.

ભગવાન

તે કામ વળી કેવાં?

નારદ

હમણાં જ આપના જન્મને નામે જે ક્રીયા થવાની છે, તેની જ હું વાત કરીશ. એ રાત્રે આપ શ્રી કૃષ્ણ તરીકે જન્મશો. તે રાત્રે અનેક લોકો સમક્ષ આપને પારણામાં ઝુલાવવામાં આવશે. પેલાઓ ભોળા માણસોને કહે છે: આપનામાં અનેક ચમત્કાર ભરેલા છે. નાના હતા ત્યારે આપે મોટા નાગને નાથી દીધો હતો, ગોવાળીઆ તરીકે ગાયો ચારતા હતા, ત્યારે ચોરીચોરીને ગોપજનોના ઘરનાં મહી-માખણ તમે ખાઇ જતા તેથી તમને માતાએ ખાંયણીઆ સાથે બાંધીને ખુબ માર્યા હતા.

ભગવાન

[સાંભળવામાં રસ આવતો હોય તેમ]

પછી?

નારદ

મથુરાને રસ્તે મહી વેચવા જતી ગોપીઓનાં મહીનાં માટ ફોડી ફોડી આપ તેમનું મહી ખાઇ જતા, ગોપીઓ આપની પાછળ ઘેલી બની હતી, એક વખત તો સરોવર જળમાં ગોપીઓ વસ્ત્રોવીનાનાં શરીરને જળમાં



"આપ ગોપીઓને જળ ભરતી વખતે પજવતા

છુપાવી જળક્રીડા કરતી હતી, ત્યારે આપ એ સહુનાં વસ્ત્રો લઇને કદંબવૃક્ષ ઉપર ચડી ગયા હતા. આપની બંસીના નાદ-સાંભળી ગોપીઓ પતીઓને ઉંઘતા મુકી, જગતની લજ્જાનો ભય છોડી. આપની પાસે આવતી, શરદ પુનમની મધરાત્રીએ સરીતા તીરે આપ તેમની સાથે રાસ રમતા આપને સોળહજાર એકસો આઠ તો રાણીઓ હતી... "

ભગવાન

[ચમકે છે]

ઓહ! મારૂં આટલું ભયંકર અપમાન?

નારદ

[સાંભળ્યું ન હોય તેમ]

તેમાં કોઇ માનીતી, કોઇ અણમાનીતી. આપે આપના મામા કંસને મારી નાખ્યા, પુતના નામની માશીને મારી નાખી, ભાણેજને મારી નાખવા ઉંદરડા બન્યા, ગોકુળની પાસેની નદીમાં જળ ભરતી પનીહારીઓને પજ્વી, હોળીના દીવસોમાં રંગભરી પીચકારીઓ મારી મારીને આપ અનેક ગોપીઓનાં વસ્ત્રોને ભીંજવી દેતા.

ભગવાન

[કંટાળો આવવાથી]

બસ્સ, બસ્સ, આ તો મારા અપમાનની પરંપરા જ છે. પૃથ્વીપર મારી આવી ક્રૂર મશ્કરી થાય છે?

કપીલ

હાજી. અને તે પણ આપના જ ભક્તો મનાતાઓ તરફથી.

દયાનંદ

તેઓ જાતે જ આપની શક્તીઓનું પોતાનામાં આરોપણ કરી, આવી લીલાઓ પૃથ્વીનાં લોકો વચ્ચે કરે છે.

વીવેકાનંદ

અને આપના મુખમાં જ્ઞાનના જે શબ્દો ભક્તો મારે મુકાવ્યા છે, તેનો ભંગ એવાઓજ વીશેષ કરે છે.

ભગવાન

ત્યારે તો મારી ખાત્રી થઇ કે પૃથ્વી ઉપર મુર્ખાઓ જ વસતા હશે. પણ શું એ લોકો દરેક વખતે મારે સારૂ લોકોને એવું જુઠું કહે છે?

નારદ

પ્રભો! આપને હું વખત હશે તેમ તેમ એ બધી લીલાની વાત કરીશ, તેમાં કોઇકમાં આપનો એક હાથ ગુરૂપત્ની માટે દોણી લેવા લાંબો થઇ જાય છે, કોઇમાં આપ સ્ત્રીજાતીના શીયળને ભ્રષ્ટ કરવાના કાવતરામાં ભાગ લેતા દેખાવ છો, કોઇમાં એકાદ માણસને ચીરી નાખવા દુરથી ગુપ્ત ઇશારતો કરનાર તરીકે આપને બતાવવામાં આવે છે....

ભગવાન

[છેકજ કંટાળી]

જવા દો એ વાત નારદ! આજે નકામો સમય ઘણો ગુમાવ્યો. મારે જીવનપોથીમાં કેટલાક અગત્યના ઉતારા કરવાના છે, આપણે ફરીથી વાત કરીશું. પણ પૃથ્વીના મનુષ્યોની આવી મુર્ખાઇ માટે તો નહીં જ. કુદરતી તત્ત્વોમાં રહેલી શક્તીઓનું જ્ઞાન એમને કેમ આપવું, એનો કંઇ વીચાર કરે તો સારૂં.

[જાય છે]



एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી [illegible] સપ્રેમ ભેટ.

# ઋણ

(સોનેટ વસંતતીલાકા)

જો, જો, સખી! નવલયુગ તણા યુવાનો,
સુતા પડયા કંઇક આળસમાં અનેક,
ઘેરી રહ્યા ગરીબ આતમ અંધકારો,
ખેદા બની વીકળ ચેતનહીન છેક.

આશા તણા અમીત દોર સદાય બાંધી,
ઉડી જવા, વીહરવા મથતા અથાગ,
ફીલ્લા હવાઇ ચણતાં કંઇ દૃષ્ટી સાંધી,
આધાર વીણ યત્ન બધા નકામ.

એને સખી! કરવતી કરથી ગ્રહીને,
શું ના હશે જગતમાં પણ દોરનારૂં?
તેના બની પરમ મીત્ર પવીત્ર ભાવે,
ઉગારીયે સફળ આપણુ થાય જીવ્યું.

લાવી ધરી ઝળળ ભાવી પ્રકાશ સ્હામે,
એ તેજના કીરણથી ન્હવરાવીએ તો?
ગાઢા વનો જગતની સરણી બનાવી,
આ દેહની સફળતા કૈં સાધીએ તો?

"બાલમુકુન્દ"

# હિંદને તે વળી સ્વરાજ અપાય?

: લેખક :
વાયકાઉંટ
રોથરમીઅર

**ખાવા પુરતો રોટલો મેળવવાના અર્થશાસ્ત્રમાં દુનીઆની બધી મહાન પ્રજાઓમાં બ્રીટીશ પ્રજા સૌથી વધારે અજ્ઞાન છે.** અહીં (ઇંગ્લાંડમાં) કેટલાક મુર્ખાઓ માને છે કે બ્રીટીશ ગીઆનાને જો બ્રીટનવાસીઓ ખાલી કરે તો બ્રીટનની સમૃદ્ધીને જેટલી આંચ આવે તેટલી જ આંચ તેઓ હીંદનો ત્યાગ કરે તો પણ આવે!

## ભુખમરાનો ભય :

પણ તેઓને ભાન નથી, તેઓ વગર વીચારે જે પગલું ભરવા ઇચ્છે છે તેજ પગલું **એક મહાન શકતીસંપન્ન રાષ્ટ્ર તરીકેના બ્રીટનના અસ્તીત્વનો નાશ કરશે.** જો હીંદ હાથમાંથી જાય તો આ દેશ (ઇંગ્લાંડ)નું એકાએક આર્થીક પતન થાય એ વાત તેઓનાં ભ્રમીત ભેજાંઓ સમજી શકવાને અશક્ત છે. વળી તેમ થવાથી અત્યારના લગભગ ૨૦,૦૦,૦૦૦ બેકારોને બદલે બ્રીટનમાં ૪૦,૦૦,૦૦૦ કે ૫૦,૦૦,૦૦૦ બેકારો થઇ પડે. તેઓને રાહત આપવાનું કોઇ સાધન રહે નહીં અને તેઓને ભયંકર ભુખમરાનો જ અનુભવ કરવો પડે.

**હિંદ એ તો બ્રીટનને માટે સર્વસ્વ છે.**

હીંદ હાથમાંથી જાય તો મહાન શકતી સંપન્ન રાષ્ટ્ર તરીકે બ્રીટનના અસ્તીત્વનો નાશ જ થાય અને બ્રીટનવાસીઓને ભયંકર ભુખમરાનો અનુભવ કરવો પડે.

રોથરમીઅર

હીંદની અશાંતીને શરણ થવાનું ઇચ્છતા અહીંના (ઇગ્લાંડના) અવીચારી લાગણીપ્રધાન મનુષ્યોને પોતાની નીતીનું જે ચોક્કસ આર્થીક પરીણામ આવે તેમ છે તેનું જરા યે ભાન નથી.

આપણી (બ્રીટનવાસીઓની) આર્થીક સમૃદ્ધી ઓછી થવા માંડી છે. હીંદુસ્થાનના બજારમાં આપણે એક વખત સર્વોપરી હતા, ત્યાંથી આપણને જપાન અને બીજા દેશો હડસેલી રહ્યા છે તેનું જ પરીણામ છે.

હજુ સુધી બ્રીટનના માલનો સૌથી મોટો ખરીદનાર હીંદ જ છે અને હીંદમાંથી ઇંગ્લાંડમાં થતી કાચા માલની આયાત અમેરીકાથી આવતા કાચા માલથી બીજે નંબરે આવે છે.

## હીંદી બજાર હાથમાંથી જાય તો—?

જો હીંદ સાથેના વેપારમાંથી બ્રીટનને મળતો નફો બંધ થાય તો ઘડપણ માટેનાં ભથ્થાં, બેકારોને મદદ, શીક્ષણ માટેની મદદ, અને એવી બીજી રાજ્ય તરફની રાહતો માટેનાં નાણાં મેળવવાને ગમે તેવો નીષ્ઠુર નાણાંખાતાનો મંત્રી પણ અશક્ત જ થઇ પડવાનો.

# બ્રિટનમાં હિંદની સામે ભયંકર પ્રચારકામ ચાલી રહ્યું છે. તે માટે "યુનાઇટેડ એમ્પાયર પાર્ટી" સ્થપાઇ છે.

બીજી કોઇ પ્રજાને મળતી આવી રાહતો કરતાં, બ્રીટનમાં અપાતી આ મદદો અપુર્વ છે. અને તેનું માત્ર એક જ કારણ છે કે હીંદના ૩૨૦,૦૦૦,૦૦૦ મનુષ્યોમાં આપણો ઉત્પાદન કરેલ માલ ખપે છે અને આપણા તૈયાર માલો માટેનું દરીયાપારનું એ આપણને મોટામાં મોટું બજાર જડેલું છે. ગ્રેટબ્રીટનના દરેકે દરેક સ્ત્રી પુરૂષની આવકના પ્રત્યેક પાઉંડમાં ચાર શીલીંગ તો સીધી કે આડકતરી રીતે ગ્રેટબ્રીટનના હીંદ સાથેના સંબંધને જ આભારી હોય છે. તાબેના એ મુલકમાં બ્રીટીશ હીતો એટલા મહાન વીસ્તારમાં અને જુદી જુદી રીતે ગુંથાએલ છે કે તે આપણી રાષ્ટ્રીય સમૃદ્ધીને દરેક રીતે હાની કરી શકે તેમ છે. જો મુઠીભર તોફાની 'નેટીવ' ચળવળીઆઓને આપણી સત્તા સોંપી દેવામાં આવે તો બ્રીટન અને હીંદ વચ્ચેનો ઘણો જુનો વ્યાપારી સંબંધ તુટી જાય. જો આપણે એમ થવા દઇએ તો આ દેશમાંની મોટી વ્યાપારી મંડળીઓના જ પ્રમુખોથી માંડીને તેમની ઓફીસોમાં ઝાડુ કાઢનાર બાઇઓ સુધીના દરેકને ઘણા જ મોટા પ્રમાણમાં ગરીબાઇ વેઠવી પડે.

## શ્રીમંત બ્રીટનો માટે ભયંકર ભાવી!

બ્રીટીશ મુડી અને સાહસના પરીણામે જ ફ્રાન્સના અને ડચના એશીઆઇ પ્રદેશો કરતાં હીંદનો ઔદ્યોગીક અને વ્યાપારીક વીકાસ અતીઘણો વધી ગયો છે. માલ ઉત્પન્ન કરવાની સાધન સંપન્નતામાં મુંબઇ અને કલકત્તા જેવાં મોટાં શહેરો યુરોપનાં મથકોની હારમાં આવી ગયાં છે. દર વર્ષે ૬૨૩,૦૦૦,૦૦૦ મુસાફરો ને વ્યવહારના સાધનરૂપ બનેલી ૪૦,૦૦૦ માઇલમાં પથરાએલ હીંદમાંની રેલ્વે લાઇનો બ્રીટીશ મુડીને લઇને જ બંધાઇ છે.

હીંદમાંના વહાણવટાના મહાન ઉદ્યોગમાં, બેન્કોમાં, વીમા કંપનીઓમાં, કોલસાની ખાણોમાં, લોખંડના કારખાનાંઓમાં, શણ, રૂ અને ઉનના કાપડની અને કાગળ બનાવવાની મીલોમાં, કારીનાંસે ત્રોનો વીકાસ કરવામાં, ચાના બગીચાઓ અને ઘઉં [જે યુરોપની ખોરાકી માટે મોટા જથ્થામાં આવે છે] ના ખેતરોનો ઉત્કર્ષ કરવામાં ખર્ચાએલ બ્રીટીશ મુડીની ગણત્રી કરીએ તો તે અબજો પાઉંડ જેટલી થવા જાય. જો બ્રીટીશ સામ્રાજ્યની આર્થીક એકતા કદી પણ સાધવી હોય તો હીંદ તેનું ખાસ અગ-

---

**બ્રિ**ટનનાં પ્રત્યેક સ્ત્રી પુરુષની આવકના ૧ પાઉંડમાં ૪ શીલીંગ હીંદને આભારી છે.

હીંદ હાથમાંથી જાય તો બ્રીટનની મોટી વ્યાપારી મંડળીઓના પ્રમુખથી માંડીને, તેમની ઓફીસના ઝાડુવાળાઓ સુદ્ધાં ગરીબ બની જાય. સારા યે બ્રીટનને તેથી પક્ષાઘાત લાગુ પડે.

રોથરમીઅર

---

ત્યનું અંગ છે. બ્રીટનમાંથી હીંદને છુટું પાડવામાં આવે તો ઓસ્ટ્રીઆના પ્રાંતોને છુટા પાડતાં વીએના પર તેની જેવી અસર થઇ હતી, તેવી પક્ષઘાત સમી અસર બ્રીટનને થાય અને સુકાઇ ગએલ કોપરવાળું નાળીએર જેમ ખખડે તે રીતે એ પક્ષઘાતની અસરથી સુકાઇ ગએલ આપણી વ્યાપારી સંસ્થાઓની દશા પણ મોટા કોટલામાં સંકોચાઇને ખખડતા સુકી કાચલી જેવી થઇ જાય. અને એમ થવાથી કોનાં હીતમાં ફાયદો થશે? બ્રીટનના લોકોને તો નહીં જ. ઉલટું તેના હીતનો તો તેથી નાશ જ થશે; પરંતુ હીંદના લોકોને પણ તેથી કશો જ ફાયદો થશે નહીં, કારણ કે પછી તો તેઓ ખુનામરકી, ભુખમરો અને આંતરવીગ્રહનો ભોગ બનશે. અને ત્યારે આ દેશના કોમળ હૃદયના અને ઓછી બુદ્ધીના જે લોકો હીંદમાંથી ચાલ્યા આવવાનો આપણને આગ્રહ કરે છે તેઓ આવી મુર્ખાઇને લીધે જે ચોક્કસ અને તાત્કાલીક પતન ત્યાં થાય, તેને માટે પશ્ચાતાપના મોટામાં મોટા પોકારો કરવા માંડવાના.

હીંદ બ્રીટનનું સૌથી સરસ બજાર છે. દર વર્ષે હીંદ ઇંગ્લાંડનો ૮૫,૦૦૦,૦૦૦ પાઉંડની કીંમતનો માલ ખરીદે છે, 'યુનાઇટેડ એમ્પાયર પાર્ટી' એ વ્યાપાર વધારીને ૧૨૦,૦૦૦,૦૦૦ પાઉંડ પર લઇ જશે. હીંદમાં બ્રીટીશ મુડી—૭૦૦૦,૦૦૦,૦૦ પાઉંડ જેટલી રોકાયલી છે, ત્યારે હીંદની વસ્તી—૩૨૦,૦૦૦,૦૦૦ માણસોની છે.

રોથરમીઅર

## સાંસ્થાનીક સ્વરાજ એટલે?

પુર્વના પ્રદેશના માનસથી તદ્દન અજ્ઞાન લોકોના હાથમાં હીંદ માટેની સંપુર્ણ જવાબદારી રાખવામાં આવે તે આપણી લોકશાસનવાદી સરકારની અતી ભયંકર ત્રુટી છે. સૈકાઓથી જેને જવાબદાર રાજતંત્રનો અનુભવ છે, એવા યુરોપના એક નાના રાષ્ટ્રના જેવી જવાબદાર સંસ્થાઓ એક નાનાસરખા ખંડ જેવડા તેમજ જુદા જુદા ધર્મો પાળતી, જુદી જુદી ભાષાઓ બોલતી અનેક પ્રજાઓના સમુહથી વસાયલા એશીયાના દેશને આપવાથી તેટલી જ કાર્યસાધક નીવડશે, એમ માનવું તે ઘણો જ ભયાનક ભ્રમ છે.

હીંદના રાષ્ટ્રવાદીઓ જે સાંસ્થાનીક સ્વરાજની બુમો મારી રહ્યા છે એની વ્યાખ્યા કંટાળો આપવા જેવી થવાનો ભય વહોરી લઇને પણ મારે આપવી પડશે. તેનો અર્થ એટલો જ કે, હીંદમાંથી પરદેશો સાથેના પોતના રાજકીય સંબંધો ઉપર કાબુ રાખવાની સત્તા, તેમજ જે સોવીએટ સરકાર સાથે હીંદના રાષ્ટ્રવાદી નેતાઓને નીકટનો પરીચય છે તે સરકારના એલચીઓ મોસ્કોમાં નીમવાના હક્ક હીંદને એકદમ આપી દેવા. એ સાંસ્થાનીક સ્વરાજ્ય આપવાને પરીણામે હીંદી લશ્કર ઉપરની સત્તા બ્રીટીશોના વીરોધી મુત્સદ્દીઓના હાથમાં જાય, અને તેથી હીંદમાંથી બ્રીટીશ લશ્કર પાછું ખેંચી લેવું પડે એવી સ્થીતી થશે, પરીણામે હીંદમાંની બ્રીટીશ પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાનું સાધન આપણે તેઓ પાસેથી ખુંચવી લીધા જેવું જ બનશે. પછી તો બ્રીટીશ માલને ગજબની જકાત નાંખીને હીંદમાં પ્રવેશતો અટકાવવામાં આવશે. અને હીંદને જે અસંખ્ય નાણું ઉછીનું અપાએલું છે તે પણ ઘણા જ ભયમાં આવી પડશે.

*PAMPHLET No. 5*

# INDIA! INDIA!! INDIA!!!

BY

THE VISCOUNT ROTHERMERE, P.C.

ત્યનું અંગ છે. બ્રીટનમાંથી હીંદને છુટું પાડવામાં આવે તો ઓસ્ત્રીઆના પ્રાંતોને છુટા પાડતાં વીએના પર તેની જેવી અસર થઇ હતી, તેવી પક્ષઘાત સમી અસર બ્રીટનને થાય અને સુકાઇ ગએલ કોપરાવાળું નાળીએર જેમ ખખડે તે રીતે એ પક્ષઘાતની અસરથી સુકાઇ ગએલ આપણી વ્યાપારી સંસ્થાઓની દશા પણ મોટા કોટલામાં સંકોચાઇને ખખડતા સુકી કાછલી જેવી થઇ જાય. અને એમ થવાથી કોનાં હીતમાં ફાયદો થશે? બ્રીટનના લોકોને તો નહીં જ. ઉલટું તેના હીતનો તો તેથી નાશ જ થશે; પરંતુ હીંદના લોકોને પણ તેથી કશો જ ફાયદો થશે નહીં, કારણ કે પછી તો તેઓ ખુનામરકી, ભુખમરો અને આંતરવીગ્રહનો ભોગ બનશે. અને ત્યારે આ દેશના કોમળ હૃદયના અને ઓછી બુદ્ધીના જે લોકો હીંદમાંથી ચાલ્યા આવવાનો આપણને આગ્રહ કરે છે તેઓ આવી મુર્ખાઇને લીધે જે ચોક્કસ અને તાત્કાલીક પતન ત્યાં થાય, તેને માટે પશ્ચાતાપના મોટામાં મોટા પોકારો કરવા માંડવાના.

> હિંદ બ્રીટનનું સૌથી સરસ બજાર છે. દર વર્ષે હીંદ ઇંગ્લાંડનો ૮૫,૦૦૦,૦૦૦ પાઉંડની કીંમતનો માલ ખરીદે છે, 'યુનાઇટેડ એમ્પાયર પાર્ટી' એ વ્યાપાર વધારીને ૧૨૦,૦૦૦,૦૦૦ પાઉંડ પર લઇ જશે. હીંદમાં બ્રીટીશ મુડી–૭૦૦૦,૦૦૦,૦૦ પાઉંડ જેટલી રોકાયલી છે, ત્યારે હીંદની વસ્તી–૩૨૦,૦૦૦,૦૦૦ માણસોની છે.
>
> **રોથરમીઅર**

## સાંસ્થાનીક સ્વરાજ એટલે?

પુર્વના પ્રદેશના માનસથી તદ્દન અજ્ઞાન લોકોના હાથમાં હીંદ માટેની સંપુર્ણ જવાબદારી રાખવામાં આવે તે આપણી લોકશાસનવાદી સરકારની અતી ભયંકર ત્રુટી છે. સૈકાઓથી જેને જવાબદાર રાજતંત્રનો અનુભવ છે, એવા યુરોપના એક નાના રાષ્ટ્રના જેવી જવાબદાર સંસ્થાઓ એક નાનાસરખા ખંડ જેવડા તેમજ જુદા જુદા ધર્મો પાળતી, જુદી જુદી ભાષાઓ બોલતી અનેક પ્રજાઓના સમુહથી વસાયલા એશીયાના દેશને આપવાથી તેટલી જ કાર્યસાધક નીવડશે, એમ માનવું તે ઘણો જ ભયાનક ભ્રમ છે.

હીંદના રાષ્ટ્રવાદીઓ જે સાંસ્થાનીક સ્વરાજની બુમો મારી રહ્યા છે એની વ્યાખ્યા કંટાળો આપવા જેવી થવાનો ભય વહોરી લઇને પણ મારે આપવી પડશે. તેનો અર્થ એટલો જ કે, હીંદમાંથી પરદેશો સાથેના પોતાના રાજકીય સંબંધો ઉપર કાબુ રાખવાની સત્તા, તેમજ જે સોવીએટ સરકાર સાથે હીંદના રાષ્ટ્રવાદી નેતાઓને નીકટનો પરીચય છે તે સરકારના એલચીઓ મોસ્કોમાં નીમવાના હક્ક હીંદને એકદમ આપી દેવા. એ સાંસ્થાનીક સ્વરાજ્ય આપવાને પરીણામે હીંદી લશ્કર ઉપરની સત્તા બ્રીટીશોના વીરોધી મુત્સદ્દીઓના હાથમાં જાય, અને તેથી હીંદમાંથી બ્રીટીશ લશ્કર પાછું ખેંચી લેવું પડે એવી સ્થીતી થશે, પરીણામે હીંદમાંની બ્રીટીશ પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાનું સાધન આપણે તેઓ પાસેથી ખુંચવી લીધા જેવું જ બનશે. પછી તો બ્રીટીશ માલને ગજબની જકાત નાંખીને હીંદમાં પ્રવેશતો અટકાવવામાં આવશે. અને હીંદને જે અસંખ્ય નાણું ઉછીનું અપાએલું છે તે પણ ઘણા જ ભયમાં આવી પડશે.

PAMPHLET No. 5

# INDIA! INDIA!! INDIA!!!

BY

THE VISCOUNT ROTHERMERE, P.C.

## સાંસ્થાનીક સ્વરાજ પછી હીંદ કેવું બનશે?

છેવટે કહેવું જોઇએ કે, જો હીંદને સાંસ્થાનીક સ્વરાજ આપવામાં આવે તો, ન્યાયખાતું લાંચીઆ અને જુલ્મી તરીકે નામચીન થયેલા લોકોના હાથમાં જશે અને તેથી દલીત વર્ગનાં જે કરોડો સ્ત્રીપુરૂષોના હક્ક અત્યારે બ્રીટનના ન્યાયી અને કુશળ તંત્ર નીચે સલામત છે તેમને અપરંપાર નુકશાન થશે.

માનવજાતીએ ઇતીહાસ લખવાનો આરંભ કર્યો ત્યારથી માંડીને આજ સુધી હીંદે એક દીવસને માટે પણ પ્રજામત પ્રમાણે ચાલનારૂં સ્વાતંત્ર્ય ભોગવ્યું જ નથી, કે નથી તો તેના કરોડો સાદા ખેડુતોના દીલમાં તેની જરા યે ઇચ્છા. પુર્વના આદર્શ પશ્ચીમના આદર્શ કરતાં જુદા છે. યુરોપમાં લોકશાસન માટે થયેલાં ઘર્ષણોનાં જે સુત્રો હીંદના કેટલાક લાખ અર્ધકેળવાએલ ચળવળીઆઓએ ઇતીહાસમાંથી ગોખી કાઢયાં છે, તેનો પોપટની પેઠે તેઓ જ માત્ર જાપ જપે છે એટલું જ. પણ રાજકીય ધ્યેયની સીદ્ધીને અર્થે તે સુત્રો અસ્તીત્વમાં આવ્યાં હતાં તે પરીણામો લાવવાને માટે એ સુત્રોનો ઉપયોગ જ થતો નથી, તેનો ઉપયોગ તો અહીંના [બ્રીટનના] અધુરી બુદ્ધીવાળા મુત્સદ્દીઓને તેમજ મતદારો પોતાના પક્ષમાં છતી લેવામાંજ થાય છે.

હીંદની અત્યારની અશાંતીના કારણરૂપ મુઠ્ઠીભર રાષ્ટ્રવાદીઓ લોકશાસનવાળું રાજતંત્ર સ્થાપવાને નહીં પણ પોતાના નાનકડા વર્ગનો આપખુદ અને અત્યાચારી અમલ સ્થાપવાને ઇચ્છે છે. જો આવતી કાલે આપણે મી૦ ગાંધીના પ્રમુખપણા નીચે હીંદને પ્રજાસત્તાક બનાવીએ તો પરસ્પરના દુશ્મન બનેલા ચીનના લશ્કરી સરદારોના આંતરીક કલહનો ભોગ થઇ પડેલ દુખી પ્રજાનામાં પ્રવર્તતાં જુલ્મ, લાંચરૂશ્વત, હીંસા, અને આપત્તીઓના જેવું જ બીજું દ્રષ્ય દુનીઆ નીહાળે.

**હીંદ વીષે મુર્ખાઇઓ કરતાં આપણે હવે અટકવું જોઇએ. હીંદમાંની આપણી અત્યારની નીતી તદ્દન ઉંધી દીશાએ લઇ જનાર છે.** હીંદમાં દરરોજ બનતા બનાવો આની પુરતી પ્રતીતી પુરે છે. છેલ્લા ૭ મહીનાઓમાં થએલ ગંભીર તોફાનો ૧૮૫૭ના બળવા પછી પહેલી જ વાર થતાં આપણે જોઇ શકયા છીએ.

## કામદાર સરકારને સુંઝવો!

છતાં હીંદી પ્રધાન મી૦ વેજવુડ બેને ગયા નવેંબરની સાતમી તારીખે આમની સભાને ખાત્રી આપી હતી કે: "હીંદમાં વધારે સારૂં વાતાવરણ ફેલાવવામાં આવ્યું છે." આ વાતાવરણ રાષ્ટ્રવાદી ચળવળીઆઓએ નમ્ર વાઇસરોય પાસેથી સંસ્થાનીક સ્વરાજ્યનું જે અવીચારી વચન હમણાં બળજેરીથી પડાવ્યુ છે તેને જ માત્ર આભારી છે.

તેથી સ્થીતીચુસ્તો [કોન્ઝરવેટીવ] ની સરકારના પ્રતીપક્ષી તરીકે એ ખાસ ફરજ છે કે, હીંદમાં સરકારે ધારણ કરેલી ભયંકર રાજનીતી*ની સામે પ્રબળ લોકમતનું દબાણ લાવવું.

હીંદમાં સંદેશાઓ ઉપર અંકુશ મુકવા સેન્સરશીપ સ્થાપવામાં આવી છે. અને તેથી હીંદમાં ઉભી થયેલ પરીસ્થીતી વીષે ખરા સમાચાર મળતા નથી એ વાત ચોક્કસ છે, તેથી ત્યાં શું બને છે એ આખા દેશમાં ઝડપથી ફેલાતા અને રાજદ્રોહને કચડી નાખવા સરકારની શી યોજના છે તે પ્રજાને જણાવવા સરકાર પર દબાણ લાવવાની જરૂર છે.

બ્રીટીશ સામ્રાજ્યના સૌથી અગત્યના અંગની સહીસલામતીને જોખમમાં મુકવાનું હવે આપણાથી એક ક્ષણ પણ વધુ ચલાવી લઇ શકાય તેમ નથી; **કારણ કે આપણે સારૂ તો હીંદ એ આપણું સર્વસ્વ જ છે.**

---

* સાંસ્થાનીક સ્વરાજ્ય આપવાની ગોળ ગોળ વાતો કરવા પુરતી?—તંત્રી.

જગતના રાજકારણમાં અત્યારે બ્રીટન અને અમેરીકાના પ્રશ્નો મહત્ત્વનું સ્થાન રોકે છે. તેની આવતી કાલ કેવી ઉગશે, તે કલ્પનાનો નહીં પણ હકીકત ઉપર આધાર રાખનારો વીષય છે.

અમેરિકા અને ગ્રેટબ્રિટન વચ્ચે આવતી કાલના

# યુદ્ધની અથડામણ

લેખક
જીતેન્દ્ર મહેતા

રણસંગ્રામમાં લડાઇનાં રણશીંગાં વાગે, તોપનો મારો ચાલે, અને અનેકના જાનની ખુહારી થાય એ ચીત્ર ઇતીહાસના પાને પાને નજરે પડે છે,

યાંત્રીક તોપો અને બંદુકોના ધડાકાવાળા વીગ્રહનો ક્યારેક પણ અંત આવે છે.

## આર્થીક અથડામણ

પરંતુ આર્થીક વીગ્રહનાં વાજાં જ્યારે વાગવા માંડે છે અને મામલો ગંભીર સ્વરૂપ પકડે છે, ત્યારે તેને હાથ કરવો એ અત્યંત મુશ્કેલ કામ થઇ પડે છે.

આજે અમેરીકા અને બ્રીટન વચ્ચે આવો આર્થીક વીગ્રહ ઉભો થયો છે.

હવે એ જોવાનું રહે છે કે આર્થીક યુદ્ધ આ બે દેશોને લડાઇનાં હથીયાર પકડાવશે કે નહીં ?

આર્થીક દ્રષ્ટીએ જોતાં આજે અમેરીકા બ્રીટનને ટક્કર મારી શકે તેટલું બળવાન છે. ત્યારે બ્રીટનમાં વસ્તીનો અતી વીસ્તાર થઇ રહ્યો છે, તે બધાનાં મ્હોંને પુરો પાડે તેટલો તેની પાસે ખોરાક નથી, બ્રીટનને કાચા માલના પણ સાંસા પડે છે, જુના વખતમાં બ્રીટનને કોલસાની પેદાશ સારી હતી. આજે કોલસાની પેદાશ પણ નીરાશાજનક છે.

## હુકમનું પાનું

ગઇ સદીમાં બ્રીટન ઉદ્યોગના ક્ષેત્રમાં સર્વોપરી સ્થાન ભોગવતું હતું, પરદેશમાંથી તેને કાચો માલ સહેલાઇથી મળતો અને આસપાસ તેણે એવી બાજી જમાવી હતી કે હુકમનું પાનું બ્રીટનના હાથમાં જ રહે. પરંતુ મહાન વીગ્રહ પછી દુનીઆ પલટાતી લાગી. અને બ્રીટન સીવાયના બીજા દેશો પણ ઉદ્યોગમાં આગળ ધપવા લાગ્યા આમ ધીરે ધીરે બ્રીટન હેઠું પડવા લાગ્યું.

આજે એમ મનાય છે કે બ્રીટન અને અમેરીકા વચ્ચે યુદ્ધ જામે તો કાંઇ નવાઇ નથી, આનો અર્થ એમ નથી કે અમેરીકા જાણી જોઇને બ્રીટન પર ઘા કરી વીગ્રહ જગાવવા ધારે છે, તેમજ બ્રીટીશ સરકાર પણ સામનો કરવા ધારે છે, પરંતુ એટલું તો કહી શકાય છે–ભવીષ્ય માટે એવા સંજોગો ખડા થાય કે, જેથી આ બે દેશ વચ્ચે તણખા ઝરવા લાગે. અત્યારનો અમેરીકા અને બ્રીટનનો વેપારી સંબંધ ઘણો જ વીરોધમય છે.

## એક લોહીના ભાઇ

કેટલાક એમ કહે છે કે અમેરીકા અને બ્રીટન વચ્ચે ચકમક ઝરે કે એકબીજા

વચ્ચે રણશીંગાં ફુંકાય એ કલ્પનામાં પણ આવી શકતું નથી, કારણ કે આખરે અમેરીકનો અને બ્રીટીશો એક લોહીના છે. પણ આ માન્યતા સાવ બાલીશ છે–૧૮૧૨ ની લડાઇએ જ આ માન્યતાનો ઇનકાર કરી બતાવેલ છે. જે વખતે મેકડોનાલ્ડ સારી આલમને પોકાર કરી જાહેર કરતા હતા કે અમેરીકા સાથે બ્રીટનને હંમેશ સુલેહશાન્તી જ રહે એવા શાન્તીના પાયા નાંખવામાં આવ્યા છે, તેજ વખતે મજુર સરકાર પોતાના બાજીગરોને દક્ષીણ અમેરીકા, કેનેડા, અને એશીઆમાં ધકેલીને વેપારી બજારો હાથ કરવા મથી રહી હતી અને અમેરીકાને આ રીતે વેપાર સંબંધે ફટકો મારવા પગભર બની હતી.

આજે તો અમેરીકા અને બ્રીટન દરેક દીશામાં સ્પર્ધાના ઘોડાપર બેસી દુનીયાની બજારોમાં શરત ખેલી રહ્યા છે, અને અમેરીકા કોઇપણ રીતે ચસકે તેમ પણ નથી.

બ્રીટીશ સંસ્થાનોનાં વેપારી બજારોમાં પણ અમેરીકાએ ક્યારનો યે પગપેસારો કર્યો છે અને પરીણામ જોતાં એમ લાગે છે કે ત્યાં પણ બ્રીટન હાર જ ખાવાનું છે. વળી બ્રીટનની ઉદ્યોગની યોજના કરતાં યુનાઇટેડ સ્ટેટ્સની યોજનાઓ અત્યંત બહોળી અને બાહોશીભરેલી છે.

## આંખનું કણું

હીંદુસ્થાનમાં અમેરીકાની મુડીનો કે માલનો પગપેસારો થાય એ બ્રીટનને આંખના કણાની જેમ ખટકે છે, એટલે જ એક વખતના હીંદના સંયુક્ત પ્રાંતોના નાο ગવર્નર લોર્ડ મેસ્ટનને [જેઓ કલકત્તા ઇલેકટ્રીક સપ્લાઇના પ્રમુખ છે,] બંગાળની સરકાર તરફથી એવો હુકમ કરવામાં આવ્યો હતો કે, આ ઇલેકટ્રીક કંપનીમાં સુધારાવધારા કરવાના છે, તેના ડીરેક્ટરો બ્રીટીશ જ હોવા જોઇએ, તેના શેર પણ બહારના લોકો પાસે કુલ શેર કરતાં ૨૦ ટકાથી વધુ પ્રમાણમાં જવા ના જોઇએ. આવા સુધારામાં શાની ગંધ આવતી હતી? એજ કે અમેરીકાની મુડી જો આ કંપનીમાં રોકવામાં આવે તો કોરપોરેશનનો કાબુ અમેરીકાના હાથમાં આવે. હાલના મુંબઇના ગવર્નર સર ફ્રેડરીક સાઇકસે પણ મુંબઇના વેપારીમંડળ સમક્ષ ભાષણ કરતાં એવી ચેતવણી આપી હતી કે, "અમેરીકા વેપારના બખ્તર સજીને હીંદને સર કરવા માટે ચડાઇ લાવવા પ્રયાસ કરી રહ્યું છે."

## બ્રીટનની ઝેરી આંખ

અમેરીકાના હીંદ સાથેના વેપારી સંબંધ તરફ બ્રીટન ઝેરી આંખે જુએ એ સ્વાભાવીક છે, કારણ કે હીંદુસ્થાનનાં બજારો બ્રીટીશ માલથી ચીકાર રહે છે અને હીંદ તેનું મોટામાં મોટું ઘરાક છે. હીંદને રગેરગમાંથી ચુસવા માટે બ્રીટન જગમશહુર છે, એ ઉપરાંત બીજા દેશોને નીચોવવા માટે પણ બ્રીટન આજ ખ્યાતી પામી ચુક્યું છે. જ્યારે મહાન વીગ્રહ શરૂ થયો ત્યારે અમેરીકા અને બ્રીટનને જાપાનના નીકાસનો એકસરખો ભાગ એટલે કે ૧૬.૮ ટકા મળતા હતા, પરંતુ ૧૯૨૭ માં બ્રીટને આ ટકામાંથી અરધોઅરધ ભાગ ગુમાવ્યો જ્યારે અમેરીકાનો ભાગલો વધીને બેવડો થયો!

બ્રીટનના ભાગે આ વખતે તો માત્ર ૭.૦ ટકા આવ્યા છે ત્યારે ૩૦.૯ ટકા અમેરીકાને ફાળે ગયા છે.

ચીનમાં પણ બ્રીટને આ રીતે વેપારમાં માર જ ખાધો છે અને અમેરીકા તરફ નફાનું પલ્લું ઢળ્યું છે.

આ બધાં કારણોને લઇને આજે બ્રીટીશ વેપારીઓ તેમજ મુત્સદીઓ નવી ભાષામાં

અમેરીકા તરફ પ્રહારો કરી તેની સામે પ્રચાર-કામ આદરી રહ્યા છે.

## પરદેશમાં મુડી

બ્રીટન ભલેને શાહી માલની સગવડ [ઇમ્પીરીઅલ પ્રેફરન્સ] ના સુર કાઢે, કે અમેરીકાની વીરૂદ્ધ [એન્ટી-યાંકી] પ્રચારકાર્ય કરે, પરંતુ તે હવે અમેરીકાની સાથે બાથ ભરી શકે તે દશા રહી નથી.

વૃદ્ધ બ્રીટનનાં યુદ્ધઅવયવો આજે સાવ મોળાં પડી ગયાં છે, એટલે તેનામાં નવા અમેરીકાની સામે થવાની તાકાત રહી નથી.

પરદેશમાં મુડી રોકવાની બાબતમાં પણ આ બન્ને દેશો વચ્ચે ભયંકર ચડસાચડસી ચાલી રહેલી છે. અત્યાર પહેલાં બ્રીટને પરદેશમાં વીશ કરોડ ડોલર જેટલી મુડી રોકી દીધેલી છે અને ધીરે ધીરે તે આ મુડીમાં વધારો કરે જાય છે. બીજી તરફ અમેરીકા [યુનાઇટેડ સ્ટેટ્સ] મહાન લડાઇ પહેલાં દેવાદાર સ્થીતી ભોગવતું હતું તે આજે શાહુકાર બની ગયું છે, અને અમેરીકાની પરદેશમાં રોકેલી મુડી અત્યારે ૧૫ કરોડ ડોલર કરતાં પણ વધી ગઇ છે. અત્યારે ગ્રેટબ્રીટન ભલે પરદેશમાં અમેરીકા કરતાં વધારે મુડી રોકે, પરંતુ એટલું ચોક્કસ છે કે બ્રીટન તેની આ સ્થીતીને હવે લાંબા સમય સુધી ટકાવી શકે તેમ નથી, કારણ કે આજે અમેરીકા પાસે ગ્રેટબ્રીટન કરતાં વધુ મુડી છે એટલે તે ભવીષ્યમાં તે મોટી સંખ્યામાં પરદેશોમાં રોકી શકશે.

## રબરનો પ્રશ્ન

જેઓ આંતરરાષ્ટ્રીય વેપારનો તેમજ અર્થશાસ્ત્રનો અભ્યાસ કરે છે તેને ખબર હશે કે કાચા માલ પરનો કાબુ લેવા માટે અમેરીકા અને બ્રીટન ડોળા કાઢી પરસ્પર સામે ઘુરકી રહ્યાં છે, ખાસ કરીને રબર, તેલ, પોટાશ અને ત્રાંબા માટે તેમની વચ્ચે ચકમક ઝરી રહી છે.

બ્રીટનના રબરના ઇજારાને અંગે એટલો ખળભળાટ થયો હતો કે અમેરીકાના પ્રમુખ હુવરે બ્રીટીશની આવી રબરની યોજના સામે સખ્ત પગલાં લીધાં હતાં, અને જ્યારે હુવરે બરોબર જોર ભરાવ્યા ત્યારે જ બ્રીટીશોને પોતાની વૃત્તીને પરાણે બદલવી પડી હતી.

અમેરીકાના ઉદ્યોગને રબરનો તો ખુબ જ ખપ પડે છે, એટલે ત્યાંની સરકારે નક્કી કર્યું છે કે રબરની પેદાશને અમેરીકાએ કાબુમાં લેવી. તે માટે જાણીતા ઉદ્યોગવાદી મી૦ ફોર્ડે બ્રાઝીલમાં જંગી મેદાનો રાખી લીધાં છે અને ત્યાં તે રબરનાં ઝાડો ઉગાડવા ધારે છે.

મી૦ ફાયર સ્ટોને પણ લાઇબેરીઆમાં રબરનાં વાવેતર ઉભાં કર્યાં છે. આનો એજ અર્થ થાય છે કે, જે વખત જાય છે તેમાં અમેરીકા બ્રીટીશ રબરના ઇજારાનો ભુક્કો બોલાવી રહ્યું છે.

## સ્પર્ધાના ઘોડા

આજની નૌકાઓ તેમજ વીમાનોનાં યંત્રોનો મુખ્ય ખોરાક તેલ છે, આને લઇને ગ્રેટબ્રીટન તેમજ અમેરીકા દુનીયાના તેલનાં સ્થળોને હાથમાં લેવા માટે અથાગ પ્રયાસ કરી રહ્યાં છે, અને પરીણામે તે ક્ષેત્રમાં પણ એકબીજા વચ્ચે સ્પર્ધા ઉભી થઇ છે.

છેલ્લા મહાન વીગ્રહ વખતે અમેરીકાએ જો બ્રીટનને તેલ પુરું પાડ્યું ના હોત તો તેની માઠી દશા થાય તેવી સ્થીતી હતી. આવી અમેરીકન તેલની કંપનીઓની સહાયને લીધે જ જરમની પાછું પડ્યું અને હારી ગયું. જરમની પાસે તે વખતે તેલનાં સાંસા બોલતા હતા એટલે થોડેઘણે અંશે તેની હારનું આ પણ એક કારણ હતું.

## આલમની સત્તા

નૌકાબળ માટે પણ કાકા સામ [અમેરીકા] અને જોન બુલ [બ્રીટન] સામસામાં દોરડાં ખેંચી રહ્યા છે. અત્યાર સુધીમાં ઘણી નૌકા-પરીષદો ભરવામાં આવી છે, એમ ધારીને કે તેનું કાંઇક પરીણામ આવશે; પરંતુ આવી પરીષદોનો સરવાળો શુન્યમાં જ આવી ઉભો રહેલ છે, કારણ કે એ સંબંધમાં બ્રીટન અને અમેરીકાની દ્રષ્ટી કદી એક-સાથે મળી શકે તેમજ નથી.

સંદેશા વ્યવહારનાં સાધનો માટે પણ આ બે વચ્ચે જબરી હરીફાઇ ચાલે છે. અને તાર, દોરડાં વીનાના તાર જેવાં સાધનો કેમ વધે તે માટે પરસ્પર યોજનાઓ ઘડાયે જ જાય છે.

અત્યારનાં યુગમાં જે પ્રજાને આખી દુનીઆની સત્તા હાથમાં લેવાની ઇચ્છા હોય તેને (૧) લશ્કર (૨) દરીયાઇ કાફલો (૩) વ્યાપારી નૌકા કાફલો (૪) જગત સાથેના વ્યવહારનાં સાધનો, (સબમરીન, વીમાન, ટ્રેન, વીગેરે) (૫) કાચા માલ પરનો કાબુ અને (૬) સુત્સદ્દીગીરી—એટલા ઉપર કાબુ રાખવો જ પડે. અને અત્યારે અમેરીકા એ બધાં સાધનોનું કેન્દ્ર પોતે બને તે પ્રકારની પ્રવૃત્તીઓ ચલાવે જાય છે. સંદેશાવ્યવહારનાં સાધનો કેમ જલદી વધારવાં તે દીશામાં પણ અમેરીકા ઝડપથી પગલાં ભરી રહ્યું છે. આજે દુનીઆના ૩૩૦ હજાર માઇલ જેટલા દુનીયાના તારનાં દોરડાંમાંથી ૯૦ હજાર માઇલ જેટલાં પોતાના કાબુમાં રાખે છે. તે ઉપરાંત રેડીઓ અને ટેલીફોન વધારવામાં તે જરા યે પાછી-પાની કરતું નથી. અમેરીકાની આ પ્રકારની પ્રવૃત્તીઓ બ્રીટનની સંદેશાવ્યવહારની ઉપજને પણ જરૂર ધક્કો પહોંચાડશે.

## વીગ્રહની આગાહી

આ બધી હકીકતને નજર આગળ રાખતાં જણાય છે કે, અમેરીકા અને બ્રીટન વચ્ચે જરૂર રણશીંગાં ફુંકાવાનાં જ. સીવાય કે તેમના આ પ્રકારના સંબંધમાં કાંઇક ફેરફાર કરવામાં આવે અને બન્નેના સ્વાર્થ સચવાય તેવી કાંઇક આર્થીક યોજના ઘડવામાં આવે. પરંતુ તે વખતે બ્રીટનને જ નમતું મુકયા વીના છુટકો થવાનો નથી.

આજનો જમાનો ભૌતીકવાદી છે, એટલે આંતરરાષ્ટ્રીયતાની એકલી ભાવનાથી જ સુલેહ-સંપ રહી શકે તેમ નથી, પરંતુ તેના સંબંધનાં પરીણામ ઉપર જ બધો આધાર ટકેલો છે. દરેક દેશ પોતાનું હીત જુએ છે, અને એ હીતની આડે કોઇ આવતું હોય તો તે કંટકસમાન બને છે. અને તેને ઉખેડી નાખવાના બધા પ્રયાસો આદરવામાં આવે છે; અને આજે કાકા સામ કઇ દીશા તરફ પગલાં પાડી રહ્યા છે?—બધા જ ઉચ્ચારે છે કે પ્રગતી તરફ.—

આજની દુનીઆમાં ઠેર ઠેર "અમેરીક-નાઇઝેશન" નજરે પડે છે.

અમેરીકાનું જાઝસંગીત જર્મનીના વાગ-નરના સંગીતને હઠાવી રહ્યું છે, ગ્રીસનાં શીલ્પ અને સ્થાપત્યની હારોહાર પણ તે ઉભું રહી શકે તેવી કલાકૃતીઓ પણ આજે અમેરીકા સરજી રહ્યું છે, ઉપરાંત અમેરીકા પાસે આજે બે જબ્બર શસ્ત્રો છેઃ તે દ્રવ્ય અને યંત્રો. અને બીજા દેશોને આ બે શસ્ત્રોની જ બહુ ગરજ પડે છે, એટલે દરેક રીતે અમેરીકાનો હાથ ઉંચો રહે છે.

હવે જો કોઇ રીતે બ્રીટન અને અમેરીકા વચ્ચેની આ અથડામણને અટકાવવાના વેળા-સર ઉપાયો ન યોજાય અને તેઓ એક બીજા સાથે ગરમા ગરમ થઇને ભટકાય, તો તેમાંથી લડાઇ જ જન્મે. તેમ થાય તો પણ કાકા સામ પાસે સામનો હાથ કરવાનાં સાધનો બીજા દેશો કરતાં વધુ પ્રમાણમાં છે. એટલે પરીણામ કેવું આવે તે ખુલ્લી વાત છે. તેથી જ આજનું બ્રીટન અમેરીકાને પટાવી લેવાના પ્રયત્ન કરે છે.

## લંડનમાં ભારતભવન



જે જુલાઇ મહીનામાં ખુલ્લું મુકવામાં આવ્યું છે.

## આલમની સત્તા

નૌકાબળ માટે પણ કાકા સામ [અમેરીકા] અને જોન બુલ [બ્રીટન] સામસામાં દોરડાં ખેંચી રહ્યા છે. અત્યાર સુધીમાં ઘણી નૌકા-પરીષદો ભરવામાં આવી છે, એમ ધારીને કે તેનું કાંઇક પરીણામ આવશે; પરંતુ આવી પરીષદોનો સરવાળો શુન્યમાં જ આવી ઉભો રહેલ છે, કારણ કે એ સંબંધમાં બ્રીટન અને અમેરીકાની દ્રષ્ટી કદી એક-સાથે મળી શકે તેમજ નથી.

સંદેશા વ્યવહારનાં સાધનો માટે પણ આ બે વચ્ચે જબરી હરીફાઇ ચાલે છે. અને તાર, દોરડાં વીનાના તાર જેવાં સાધનો કેમ વધે તે માટે પરસ્પર યોજનાઓ ઘડાયે જ જાય છે.

અત્યારનાં યુગમાં જે પ્રજાને આખી દુની-આની સત્તા હાથમાં લેવાની ઇચ્છા હોય તેને (૧) લશ્કર (૨) દરીયાઇ કાફલો (૩) વ્યાપારી નૌકા કાફલો (૪) જગત સાથેના વ્યવહારનાં સાધનો, (સબમરીન, વીમાન, ટ્રેન, વીગેરે) (૫) કાચા માલ પરનો કાબુ અને (૬) મુત્સ-દ્દીગીરી—એટલા ઉપર કાબુ રાખવો જ પડે. અને અત્યારે અમેરીકા એ બધાં સાધનોનું કેન્દ્ર પોતે બને તે પ્રકારની પ્રવૃત્તીઓ ચલાવે જાય છે. સંદેશાવ્યવહારનાં સાધનો કેમ જલદી વધારવાં તે દીશામાં પણ અમેરીકા ઝડપથી પગલાં ભરી રહ્યું છે. આજે દુની-આના ૩૩૦ હજાર માઇલ જેટલા દુનીયાના તારનાં દોરડાંમાંથી ૯૦ હજાર માઇલ જેટલાં પોતાના કાબુમાં રાખે છે. તે ઉપરાંત રેડીઓ અને ટેલીફોન વધારવામાં તે જરા યે પાછી-પાની કરતું નથી. અમેરીકાની આ પ્રકારની પ્રવૃત્તીઓ બ્રીટનની સંદેશાવ્યવહારની ઉપ-જને પણ જરૂર ધક્કો પહોંચાડશે.

## વીગ્રહની આગાહી

આ બધી હકીકતને નજર આગળ રાખતાં જણાય છે કે, અમેરીકા અને બ્રીટન વચ્ચે જરૂર રણશીંગાં ફુંકાવાનાં જ. સીવાય કે તેમના આ પ્રકારના સંબંધમાં કાંઇક ફેરફાર કરવામાં આવે અને બન્નેના સ્વાર્થ સચવાય તેવી કોઇક આર્થીક યોજના ઘડવામાં આવે. પરંતુ તે વખતે બ્રીટનને જ નમતું મુકયા વીના છુટકો થવાનો નથી.

આજનો જમાનો ભૌતીકવાદી છે, એટલે આંતરરાષ્ટ્રીયતાની એકલી ભાવનાથી જ સુલેહ-સંપ રહી શકે તેમ નથી, પરંતુ તેના સંબંધનાં પરીણામ ઉપર જ બધો આધાર ટકેલો છે. દરેક દેશ પોતાનું હીત જુએ છે, અને એ હીતની આડે કોઇ આવતું હોય તો તે કંટકસમાન બને છે. અને તેને ઉખેડી નાખવાના બધા પ્રયાસો આદરવામાં આવે છે; અને આજે કાકા સામ કઇ દીશા તરફ પગલાં પાડી રહ્યા છે?—બધા જ ઉચ્ચારે છે કે પ્રગતી તરફ.—

આજની દુનીઆમાં ઠેર ઠેર "અમેરીકા-નાઇઝેશન" નજરે પડે છે.

અમેરીકાનું જાઝસંગીત જર્મનીના વાગ-નરના સંગીતને હટાવી રહ્યું છે, ગ્રીસનાં શીલ્પ અને સ્થાપત્યની હારોહાર પણ તે ઉભું રહી શકે તેવી કલાકૃતીઓ પણ આજે અમેરીકા સરજી રહ્યું છે, ઉપરાંત અમેરીકા પાસે આજે બે જબ્બર શસ્ત્રો છે: તે દ્રવ્ય અને યંત્રો. અને બીજા દેશોને આ બે શસ્ત્રોની જ બહુ ગરજ પડે છે, એટલે દરેક રીતે અમેરીકાનો હાથ ઉંચો રહે છે.

હવે જો કોઇ રીતે બ્રીટન અને અમેરીકા વચ્ચેની આ અથડામણને અટકાવવાના વેળા-સર ઉપાયો ન યોજાય અને તેઓ એક બીજાં સાથે ગરમા ગરમ થઇને ભટકાય, તો તેમાંથી લડાઇ જ જન્મે. તેમ થાય તો પણ કાકા સામ પાસે મામલો હાથ કરવાનાં સાધનો બીજા દેશો કરતાં વધુ પ્રમાણમાં છે. એટલે પરીણામ કેવું આવે તે ખુલ્લી વાત છે. તેથી જ આજનું બ્રીટન અમેરીકાને પટાવી લેવાના પ્રયત્ન કરે છે.



# જીવનના રંગ

: : નવલિકા : :

: લેખક :

પ્રસાદ

**જુગાર રમવાની એક વખત નજીવી ભુલ કરવાથી રંભાની કેવી વીપરીત દશા થઇ પડી, તે એને જ મુખે સાંભળો.**

અમદાવાદ તરફ જતી મેઇલ ટ્રેનમાં ભીડ થતી હોવાથી મેં સેકન્ડ ક્લાસની ટીકીટ લઇ કોલાબાથી જ જગ્યા મેળવી લીધી હતી. ગ્રાન્ટરોડ સ્ટેશન આવતાં પોર્ટરે બારણું ઉઘાડી બેત્રણ ટ્રન્ક અને એક બેગ ગોઠવી. પાછળથી એક યુવતીએ દાખલ થઇ બારણું વાસ્યું અને પોર્ટરને પૈસા આપી વીદાય કર્યો.

યુવતી ખાનદાન કુટુંબની હોય તેમ દેખાતી હોવા છતાં તેનામાં સ્ત્રીસુલભ લજ્જા મને ન દેખાઇ. સાધારણ રીતે સ્ત્રીઓમાં જે સંકોચ હોય છે તે તેનામાં ન લાગ્યો. ટ્રેન ઉપડતાં જ તેણે વાત શરૂ કરી:

"આ ટ્રેન કેટલા વાગે સુરત પહોંચશે, ભાઇ?"

"બે વાગે પહોંચશે. તમારે સુરત જવું છે?" મેં પ્રશ્ન કર્યો.

"હા મારે સુરત ઉતરવાનું છે–કદાચ આંખ મીંચાઇ જાય તો જગાડજો."

ટ્રેન ઝડપથી રસ્તો કાપે જતી હતી. કોઇ કોઇવાર સ્ટેશન આવતાં અટકતી અને ઉતારૂઓની નીંદ્રાને ખલેલ પાડતી આગળ વધતી. ધીમે ધીમે યુવતીનાં નેત્રો મીંચાવા લાગ્યાં. તે પાટલી ઉપર બીછાનું પાથરી સુતી. હું પણ બેઠો બેઠો નીંદ્રામાં પડ્યો.

આમ કેટલોક વખત વ્યતીત થઇ ગયો. અચાનક ધક્કા સાથે ગાડી ઉભી રહી. "પા...લ...ઘ...ર...", "મુસલ્માની ચાઇ ગરમ..." ના અવાજે મારી નીંદ્રા ઉડાડી મુકી–પેલી યુવતી પણ ઝબકીને જાગી અને બારી બ્હાર ડોકાવી ચ્હાવાળાને બુમ પાડવા લાગી. નજીકમાં કોઇ ચ્હાવાળો ન હોવાથી હું સ્ટોલવાળાને બોલાવી લાવ્યો. પેલી યુવતીએ આભાર માન્યો–ચા પીધા બાદ મેં વાત છેડી:

"તમે અનાવીલ છો?"

"નારે ના–હું બ્રાહ્મણ છું."

"સુરતમાં તમારૂં કોઇ સગું હશે?"

"સગું?–ના. આ જગતમાં તો મારૂં કોઇ સગું નથી." નીશ્વાસ નાખી યુવતી બોલી.

"એમ કેમ કહો છો?" મેં ઇંતેજાર થઇ પુછ્યું.

"એ કથની બહુ લાંબી છે. તમને શું કહું?" જાણે ગત બનાવો તાજા થઇ ગયા હોય એમ તેના મુખ ઉપર અવનવી રેખાઓ પડી અને અદ્રશ્ય થઇ. તેનું મન ભારે મંથન અનુભવી રહ્યું હોય તેમ લાગતું હતું.

"જો ગતસ્મૃતી તાજી થવાથી તમારૂં દીલ દુભાયું હોય તો માફ કરશો." મેં કહ્યું.

"નારે, તેવું કંઇ છે જ નહી–મને કહેવા દો–હૃદય ખાલી કરવાથી મન શાન્ત થાય છે. ફરી એકવાર મનને શાન્ત કરી લઉં."

આમ કહી તે યુવતી ટટ્ટાર બેઠી. તેની કથની અવશ્ય રસીક હશે એમ ધારી હું પણ સાંભળવા ઇંતેજાર બન્યો. તેણે શરૂ કર્યું:

* * *

"મારૂં વતન કાઠીઆવાડમાં જ છે. મુંબાઇ તો હું તાજેતરની જ પરણીને મારા પતી સાથે આવેલી—અમે બન્ને હોળી ચકલામાં આવેલા એક ભાટીયાણીના માળામાં રહેતાં હતાં. તે માળાવાળીનું નામ વેલાંબાઇ. તે નાની ઉમરમાં જ વીધવા થએલી અને પતીની અગાધ સંપત્તીની માલીક બનેલી—તેની સાથે મારૂં મન મળી ગયું. અમે એકબીજા સાથે સંબંધ વધારી દીધો. હું વારંવાર તેની પાસે આવતી જતી.

જન્માષ્ટમીના દીવસની વાત છે. મારા પતી રજા હોવાથી મીત્રને ત્યાં ગયા હતા અને તેની સાથે નાટક જોવા જવાના હોવાથી રાત્રે મોડા ઘેર આવવાના હતા. હું મારે માટે ફરાળ તૈયાર કરવાની ગોઠવણ કરતી હતી, ત્યાં વેલાંબાઇનો રામો આવ્યો:

"રંભાબ્હેન ! તમને શેઠાણી બોલાવે છે."

હું ઉપર ગઇ. વેલાંબાઇને ત્યાં તેની સંબંધી ત્રણ ચાર સ્ત્રી અને એક પુરૂષ બેઠાં હતાં. મને જોઇ વેલાંબાઇ બોલી:

"આવને રંભા! કેમ આજે બીલકુલ દેખાઇ નહી? આજે અહીં જ ફરાળ કરજે. મેં તારે માટે તૈયાર કરાવ્યું છે."

હું તેની પાસે જઇ બેઠી. દરેકના હાથમાં ગંજીફાનાં પાનાં હતાં. વચ્ચે પૈસા પડ્યા હતા. આ દૃશ્ય મારે માટે નુતન હતું. હું સ્હેજે સમજી ગઇ કે આ જુગાર ખેલાતો હતો, પણ વેલાંબાઇ જેવી શેઠાણી પોતે જ રમે તે મારે માટે જરા આશ્ચર્યનો વીષય હતો. મારી મનની મુંઝવણ તે કળી ગઇ અને હું પ્રશ્ન કરૂં તે પહેલાં જ તેણે ખુલાસો કર્યો:

"આ તો શોખનું રમીએ છીએ, રંભા. જન્માષ્ટમીને દીવસે તો બધા ય રમવાના. આજનો દીવસ તો આ રમતમાં જ પસાર કરવો જોઇએ. આજે પાપ ન લાગે!" વેલાંબાઇએ પોતાની અદ્દભુત દલીલો રજુ કરી.

"ખરી વાત છે. અમે દર જન્માષ્ટમીએ રમીએ છીએ. આજે રમવામાં દોષ છે જ નહી." પેલા પુરૂષે વેલાંના મતનું સમર્થન કર્યું. મારા અણુસમજુ મગજમાં આ વાત ઠસી ગઇ.

"રંભા ! તું પણ ચારપાંચ દાવ ખેલને! જો હું આ દાવ જીતી!" કહી પૈસાની ઢગલી પોતાની તરફ ખેંચતી વેલાંએ મને લલચાવી. દાવમાં પડેલા જુદા જુદા સીક્કાઓની ઢગલી જોઇ મારૂં મન ચળીત થયું.

"પણ મને આવડતું નથી તેનું કેમ ? મેં કહ્યું.

"તું મારી બાજી થોડીવાર જોયાં કરને! એટલે તને સમજ પડશે." એમ કહી વેલાંએ મને ટુંકમાં રમત સમજાવી તથા દરેક બાજી મને બતાવીને રમવા માંડી. નસીબનું ચક્કર ઘડી ઘડીમાં ફરતું જોઇ મારૂં મન લલચાયું. પણ મારી પાસે ફક્ત બેજ રૂપીઆ હતા. મારા પતી પોતાનો પગાર મારે જ સ્વાધીન કરતા અને તેમાંથી ઘરસંસારની વ્યવસ્થા હું જ કરી લેતી. તે વખતે બે રૂપીઆ બચેલા તેમાંથી મારે આવતો પગાર આવતાં સુધી નીભાવ કરવાનો હતો. આ રૂપીઆ હું રમતમાં મુકું અને ૮–૧૦ રૂપીઆ જીતી જઉં તો કેટલી છુટ થાય? એ વીચારે મને ચકડોળે ચઢાવી. અમારા મુંબઇના વસવાટ દરમ્યાન અમે કોઇ પણ મહીને એક પાઇ પણ બચાવી શકેલાં નહી—બચી જ શકતી નહી—મારા પતી એક વ્હોરાની પેઢીમાં નામું લખવા જતા. શ્રમજીવીઓને ચુસી ચુસીને તર થએલા માલેતુજાર શેઠીઆઓ પોતાના હાથપગ સમાન નોકરોને દર મહીને ભારે (!) પગાર આપી જે ઉદારતા દર્શાવે છે, તે ઉદારતાના પુરમાં અમે સદા તણાએલાં જ

રહેતાં! ત્રેકેવાળી ચંપા કોઇ દીવસ તેના પતી સાથે સીનેમા જોવા જાય અથવા વેલાં-બાઇ કોઇ વખત મોટરમાં ચોપાટીની સહેલ-ગાહે ઉપડે ત્યારે મારા હૃદયમાં એક પ્રકારની તીવ્ર નીરાશા ઉત્પન્ન થતી. તેમ છતાં અમે સુખી હતાં. અમારો દંપતીપ્રેમ અગાધ હતો. પ્રેમ જેવી વસ્તુ ઉપર જ શ્રમ-જીવીઓ જીવન ટકાવી રહ્યાં છે ને!

વેલાં બીજો દાવ જીતી. તેમાં રૂપીઆ તથા પરચુરણ મળી ૭-૮ રૂપીઆ હશે. નવા દાવ વખતે મેં મારી બાજી નંખાવી. બે દાવ નકામા ગયા. મારો જીવ બળવા માંડયો. આટલેથી જ ઉઠી જાઉં એમ થયું, પણ વળી વીચાર થયો કે મારા હતા તેટલા બે રૂપીઆ પુરેપુરા થઇ જાય તો બીજો દાવ રમવો હરામ છે. ત્રીજે દાવે મારા નસીબે યારી આપી. એક જ દાવમાં મારી પાસે દસેક રૂપીઆ આવી ગયા, મારૂં હૃદય આનંદથી નાચી ઉઠ્યું. મેં આટલામાં જ સંતોષ માની લીધો.

"મારી બાજી હવે ન નાંખશો."

"કેમ એટલામાં જ ધરાઇ ગઇ કે? એમ જીતીને બેસી રહેવાય? એમ તો બધા જીતે એટલે ન રમે તો પછી બાજી આગળ કેવી રીતે ચાલે? થોડીવાર તો રમ. એ તો બે દાવ જેટલું જાય અને બાર દાવ જેટલું લઇ આવે." વેલાંબાઇએ કહ્યું. હું પાછી ફસાઇ. થોડા દાવમાં શું જતુ રહેવાનુ છે. ધારી મેં બાજી ઉપાડી.

મારી બાજી ભારે હતી. મારો આનંદ માયો નહી. હું અને પેલા પુરૂષ—ચંદુલાલ સામસામી ઉપરા ઉપરી પૈસા નાખ્યે જ જતાં હતાં. મારા બધા પૈસા મેં દાવમાં મુકી દીધા છતાં ચંદુલાલે પણ બાજી ન ખોલાવતાં ઉપરથી મુકયા જ કર્યા. મારી બાજી ભારે હોવાથી મને જીતની ખાત્રી જ હતી, પણ મુકવા માટે વધુ પૈસા ન હોવાથી હું મુંઝાઇ. ચંદુલાલ મારી મુંઝવણ કળી ગયો અને બોલ્યો :

"પૈસા ન હોય તો તેને બદલે હાલ પત્તા મુકોને. પછીથી ગણી લઇશું."

મેં પત્તાં મુક્યાં. રમત રસપર ચઢી. ચંદુલાલ ખોલાવે જ નહી. એકાએક મારા હૃદયમાં ભયસંચાર થયો. જો ચંદુલાલની બાજી મારાથી ભારે નીકળે તો? આ ખ્યાલે મને ગુંગળાવી નાખી. મેં ગભરાઇ જઇને બાજી ખોલાવી નાખી. ચંદુલાલે ત્રણ એક્કા જમીન ઉપર પાથરી પૈસાની ઢગલી પોતા તરફ ખેંચી લીધી. મારૂં માથું ભમવા માંડયું. મેં પૈસાને બદલે મુકેલાં પત્તાં ગણી ચંદુલાલે કહ્યું.

"તમારે મને ૧૧ રૂપીઆ આપવાના રહ્યા."

મારાથી જવાબ આપી શકાયો નહી. મારી જીભ જ ઉપડી શકી નહી. ઘણી મુશ્કેલીથી હું "વા...રૂ..." કહી શકી.

"આજે ને આજે ઉતાવળ નથી" ચંદુલાલે કહ્યું. મારૂં મન વીચારવમળમાં પડયું.

"દસ રૂપીઆ જીતી ત્યારે જ ઉઠી ગઇ હોત તો? હું કેટલી સુખી? મારા બે રૂપીઆ પણ ગુમાવ્યા અને ઉપરથી ૧૧ નું દેવું થયું. આ દેવું શી રીતે વળશે? કાલે જ કંઇ ઘરમાં લાવવું પડશે તો શી રીતે લાવીશ? પતીને શો જવાબ આપીશ?"

મારૂ મન બેચેન થઇ ગયુ. હું ઉઠીને મારી રૂમમાં આવી સાંકળ વાસી સુતી. સુતાં સુતાં પણ એના એજ વીચાર. હાય ગરીબી! રૂપીઆ! રૂપીઆ! કયાંથી કાઢવા? રડી રડીને હૃદય હલકુ કર્યું. રડતાં રડતાં જ મારી આંખ મીંચાઇ ગઇ.

હું કેટલીવાર ઉંઘી તેની મને ખબર નથી પણ કોઇએ મારૂ બારણુ ઠોકવાથી મારી આંખ ઉઘડી ગઇ. વેલાંબાઇનો રામો

મને ફરાળ કરવા માટે બોલાવવા આવ્યો હતો. મને ભુખ પણ લાગી હતી એટલે હું ઉપર ગઇ. ચંદુલાલ અને વેલાં બન્ને પાટલા નાખીને બેઠાં હતાં. બીજાં બધાં ચાલ્યાં ગયાં હતાં. હું પણ પાસે જઇ બેઠી. અમે ફરાળ કરવુ શરૂ કર્યું.

"માનો ના માનો પણ રંભાબ્હેન રડયાં લાગે છે." ચંદુલાલે ખાતાં ખાતાં કહ્યું. "દસ રૂપરડી માટે આમ લોહી બળાય?"

"ના ના–હું રડી નથી." રડીને ફુલેલી-આંખોને છુપાવવાનો તીવ્રતમ પ્રયાસ કરતાં મેં જવાબ આપ્યો, "હું જરા ઉંઘી ગઇ હતી. એટલે આંખો ફુલેલી લાગતી હશે."

"તદ્દન ખોટી વાત–તમારો અવાજ પણ ભારે થઇ ગયો છે. તમે ચોક્કસ રડયાં છો, પણ તમારા જેવા માટે તો પૈસો ગુલામ છે. મામુલી રકમ માટે કોમળ કાયાને કષ્ટ આપવુ એ ઠીક નથી."

ચંદુલાલનું બોલવુ મને દીલથી લાગ્યું. હું સમજી શકી કે તે આડકતરી રીતે મારા સૌન્દર્યનાં વખાણ કરે છે. હું ગામડામાં ઉછરેલી એટલે મારૂ શરીર સંપુર્ણ તંદુરસ્ત અને ઘાટીલુ હતુ. તંદુરસ્તીને લીધે મારા મુખ ઉપર લાલ સુરખી છવાઇ ગઇ હતી. મારા સૌન્દર્યનુ મને પોતાને પણ કંઇક અભીમાન હતુ. પોતાના રૂપનાં વખાણ સાંભળવાં કોને ન ગમે? મારામાં ઉંડી અક્કલ ન હતી. ચંદુલાલનાં વચનો મને મીઠાં લાગ્યાં. મારૂ હૃદય કોણ જાણે કેમ તેના પ્રત્યે આકર્ષાવા લાગ્યુ. મને મૌન રહેલી જોઇ વેલાંએ કહ્યું:

"ચંદુભાઇ ખરૂ કહે છે રંભા. રંભા જેવી રંભા માટે તે વળી પૈસાનો ટોટો હોય?"

હવે મારા મન ઉપરથી પડદો ખસી ગયો. વેલાબાઇ વીષે કેટલીક ઉડતી વાતો મેં સાંભળી હતી તે મને સત્ય હરતી લાગી. મારા હૃદયમાં ભયમીશ્રીત આનંદની લાગણી થવા લાગી. અમે ફરાળ કરી ઉઠયાં. વેલાંએ પાન બનાવવા માંડયાં.

મારા હૃદયમાં તુમુલ મંથન થવા માંડ્યુ હતુ. એક તરફ પતીભક્તી–નીતી–અને બીજી બાજુ પૈસાની રેલમછેલ, એશઆરામ. મારે આ બે વચ્ચે પસંદગી કરવાની હતી. એક બાજુ સુખચેન અને મોજ હતી, જ્યારે બીજી બાજુ કંગાલીઅતમાં સારૂ જીવન વ્યતીત કરવાનુ હતુ. મને મારા પતીનો ખ્યાલ આવ્યો. તેઓએ મારે માટે કદી ખોટી શંકા ઉઠાવી નહતી. મારા ઉપર તેઓ સંપુર્ણ વીશ્વાસ રાખતા. મને જ બધું સોંપીને તેઓ નીશ્ચીંતપણે ફરતા હતા. મારી સાથે બની શકે તેટલી સ્નેહાળ વર્તણુંક તેમણે ચલાવી હતી. તેમને હું દગો દઉં? મારા અંતરમાંથી નાનો અવાજ ઉઠયો. હું મારા વીચારમાં મક્કમ રહી.

પણ વેલાંના પાને મારૂં જીવન રદ કરી નાખ્યુ. તેણે પાનમાં કેફી પદાર્થ નાખ્યો હશે, જેથી પાન ખાધા પછી થોડીવારમાં જ મારી આંખો ઘેરાવા લાગી. હું ત્યાં જ ગાદી ઉપર ઢળી પડી.

હું ભાનમાં આવી ત્યારે સમજી ગઇ કે મારી શી દશા કરવામાં આવી હતી. રાતના દસ વાગી ગયા હતા. ઇલેકટ્રીક લાઇટના પ્રકાશમાં મેં જોયુ તો વેલાં અને ચંદુ હસી હસીને વાતો કરતાં હતાં. મારાં નેત્રો ખુલેલાં જોઇ તેઓ મારી પાસે આવ્યાં. ચંદુએ મારે માથે હાથ ફેરવતાં કહ્યું:

"ગભરાશો નહી, રંભા પૈસાની ચીંતા છોડી દો, નાહક તમારી તબીઅત બગડશે. હાલ તમારા ખર્ચ માટે આ લ્યો. વધુ વખતો વખત આપતો રહીશ." એમ કહી નોટોની એક થોકડી તેણે મારા હાથમાં મુકી. એ બદમાસને લાત મારવાનુ મને મન થયુ, પણ

તેથી કંઇ વળે તેમ નહતુ. હું બેઠી થઇ અને નોરાની થોકડી જોતાં મારૂ મોઢુ સીવાઇ ગયુ. હું પતનને પગથીએ સરી ચુકી હતી.

* * *

ઉપલા બનાવ પછી હું ચંદુલાલ સાથે વારંવાર ચોપાટી, પાલવા બંદર વીગેરે સ્થળોએ ફરવા જતી. કોઇ વાર વેલાંમાઇ સાથે આવતી તો કોઇ વાર અમે એકલાં જ જતાં. આ પ્રમાણે એક વખતે અમે બન્ને એકલાં જ સીનેમા જોવા નીકળ્યાં. દીવસના ખેલમાં જવાનુ હોવાથી મારા પતીની ધાસ્તી મને હતી જ નહી. અમે વીક્ટોરીઆ ભાડે કરીને નીકળ્યાં. જતાં જતાં પોતાના એક સંબંધીને સાથે લેવાનુ જણાવી ચંદુલાલે એક મકાન પાસે વીક્ટોરીઆ ઉભી રખાવી.

"ઉપર ચાલને રંભા, આપણે હમણાં જ તેમને બોલાવીને આવીએ છીએ. કદાચ તેમને તૈયાર થતાં વાર લાગે અને તારે એકલી ગાડીમાં બેસી રહેવું પડે તેના કરતાં મારી સાથે જ ચાલ."

અમે તે મકાનને બીજે માળ જઇ એક વીશાળ દીવાનખાનામાં દાખલ થયાં, દીવાનખાનુ કીંમતી ફરનીચરથી શણગારેલુ હતુ. મને એક સોફા ઉપર બેસાડી ચંદુલાલ અંદરની રૂમમાં ગયો. થોડી વારે એક આધેડ વયની સ્ત્રી સાથે બહાર આવી તેણે કહ્યું:

"તું બેસ રંભા, હું નીચે સોડાવાળાને બોલાવીને આવું છું."

ચંદુલાલ ગયો. હું પેલી સ્ત્રી સાથે વાતે વળગી. દસ પંદર મીનીટ થઇ પણ તે આવ્યો નહી એટલે હું મુંઝાઇ.

"હજી કેમ ન આવ્યા? સોડાવાળાની દુકાન કેટલીક આઘી છે?" મેં પ્રશ્ન કર્યો.

"તેઓ હવે આવવાના જ નથી. તારે અહીં જ રહેવાનુ છે. ચાલ કપડાં બદલી નાખ જોઉં. કેવી રૂપાળી ડાહી છોકરી છે!" પેલીએ મને કંઇક ધમકાવી, કંઇક લલચાવી કહ્યું. મને એકાએક ભયંકર સત્ય સમજાઇ ગયુ કે હું કુટણખાનામાં ફસાઇ પડી હતી! પાછળથી મને ખબર પડી કે ચંદુલાલ એક ભયંકર મનુષ્ય હતો. તે કાઠીયાવાડ, સીંધ અને અન્ય સ્થળેથી ખુબસુરત છોકરીઓને લાવીને તેમના લોહીનો વેપાર કરનાર ચામડાનો દલાલ હતો! સમાજને કોલી ખાનારા આ ભયંકર કીડાએ મારી પાછળ કોકટન. પૈસા નહોતા વેર્યા. મને વેચીને એ પૈસાથી કેટલાય ઘણી રકમ તેણે પોતાના ખીસામાં મુકી હતી.

હું આ જીવતા દોજખમાં રહેવા તૈયાર ન હતી. મેં છટકવાના ઘણા પ્રયત્નો કર્યા પણ મારી "કીંમત" વ્યાજ સાથે વસુલ થયા પછી જ મને છુટી કરવામાં આવશે એમ મને મારી "માલીકણે" સંભળાવી દીધુ! લાચારીએ મારે તેના ધંધાનો સ્વીકાર કરવો પડયો.

* * *

આમ કેટલાક દીવસ વીતી ગયા. અચાનક એક વખત અમારે ત્યાં એક રાજ્વંશી મહેમાન આવી ચડયા. એકાંતમાં મેં મારી કથની તેમને સંભળાવી મારો ઉદ્ધાર કરવા વીનવણી કરી. પોતાની રખાત તરીકે રાખવાની શરતે તેમણે તેમ કરવાનું કબુલ્યું. હું આ નરકાગારથી કંટાળી ગઇ હતી. મારે છુટવું હતું. મારે બ્હારની સ્વતંત્ર હવા લેવી હતી. તરત જ તેમણે મારી "કીંમત" વ્યાજ સાથે આપી દઇ મારો છુટકારો કર્યો. તેમણે મને પોતાના મુંબાઇ ખાતેના બંગલામાં લઇ જઇ રાખી. કયાં એક સમયની સાધારણ સ્થીતીની ગરીબડી રંભા, અને કયાં મોટરમાં ફરતી પ્રતાપકુમારની હલ્યાસી!

કેવો અદ્ભુત જીવનપલટો! અને આ જીવન-પલટો કોને આભારી છે? જન્માષ્ટમીની એક રમતને! એ રમતે મારા જીવનને પાયમાલ કરી નાખ્યું છે."

બોલતાં બોલતાં રંભા ઉશ્કેરાઇ ગઇ. તેનો દેખાવ રણચંડી સમો થઇ ગયો હતો. તેને શાન્ત પાડવા મેં પુછ્યું:

"પણ તમે સુરત કેમ જાવ છો?

"પ્રતાપકુમાર હુમસ બંગલો રાખવા ગયા છે. બંગલાનું નક્કી કર્યા પછી તેમણે મને બોલાવવા તાર કર્યો તે મુજબ હું ત્યાં જાઉં છું."

* * *

"તમે ચંદુલાલની તપાસ કરાવી હતી?"

"મારા જીવનનું સત્યાનાશ વાળનાર એ બદમાસને હું છોડું? પણ એટલા ટુંકા સમયમાં તો તેણે ગજબ કર્યો છે. વેલાંબા-ઇનો માળો, મીલ્કત વીગેરે વેચાવી નાખી તેને લઇ તે કંઇક ઉપડી ગયો છે. મને ધાસ્તી છે કે તે બીચારીની પણ તે એવી દશા કરશે."

"તમને આ જીવન ગમે છે?" મેં તેનું હૃદય તપાસવા પુછ્યું.

"આવું જીવન! હું હા કે ના કહી શકતી નથી. પણ તમે જ કબુલ કરશો કે સમાજમાં મારા જેવી માટે સ્થાન જ નથી. પતી તો હવે સંઘરે જ નહી. માબાપ ફીટકાર વરસાવે. જ્ઞાતીજનો નાકનું ટીચકુ ચઢાવે. સમાજ મને હડધુત કરે. એ બધા કરતાં બહેતર છે કે હું પ્રતાપકુમારની "રાણી" તરીકે જ રહું. અમારી જીંદગી બહુ બહુ તો ૫-૭ વરસની, એ તો તમે જાણો છો ને? અને રજવાડા એટલે રાજા, વાજાં અને વાંદરાં. ઘડીમાં ઇચ્છા થાય તો પટરાણી પદે સ્થાપે, અને ઘડીમાં ભીખારણથી પણ બુરી હાલત કરી કાઢી મુકે. માટે હાલ તો કુમારને લુંટાય તેટલો લુંટીશ. કાલની કોને ખબર છે?"

રંભાનાં નેત્રો ચમકવા લાગ્યાં. વાતચીતમાં સ્ટેશનો એક પછી એક જતાં હતાં. સુરત નજીક આવતું જતું હતું. તેણે સર-સામાન તૈયાર કરવા માંડયો. સ્ટેશન આવતાં ગાડી ઉભી રહી. તરત જ અમારા ડબા પાસે પ્રીચીસ અને ગુલાબી ફેંટામાં સજ્જ થએલા એક દેખાવડા જુવાને આવી બારણું ખોલ્યું અને સ્મીત કરી, રંભાનો હાથ પકડી તેને નીચે ઉતારી. તેની સાથે આવેલા તેના હજુરીઆ જેવા દેખાતા નોકરોએ સામાન ઉતારવા માંડયો. સામાનની વ્યવસ્થા કરી તેઓ બન્ને ટીકીટના દરવાજા તરફ વળ્યાં. જતાં જતાં રંભાએ પાછું વાળી એક દ્રષ્ટી ફેંકી. આજ પ્રતાપકુમાર એમ જણાવવાનો તેનો આશય હશે!

* * *

ટ્રેન ઉપડી—રાતની રૂપેરી ચાંદનીમાં દુર દુર દેખાતું સૃષ્ટીનું નૈસર્ગીક સૌન્દર્ય ચમકી રહ્યું. જાણે પ્રપંચ અને છળકપટથી ભરેલા આ વીશ્વની ક્રુર મશ્કરી કરતું ન હોય!

# પેટને માટે બ્રીટનની પ્રવૃત્તિ

લેખક
કલ્યાણરાય ન. જોશી

સંપુર્ણ સ્વતંત્રતા ભોગવતા બ્રીટનને પેટનો ખાડો પુરવા માટે જોઇતી વસ્તુઓ પોતાની ભુમીમાંથી મળી શકતી નથી. તે માટે તેને બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે. એ આધાર સામ્રાજ્યના વીસ્તારમાં જ સંકોચાય તે માટે બ્રીટીશ મુત્સદ્દીઓ, વ્યાપારીઓ, વીદ્વાનો અને ધનીકો કેવાં રચનાત્મક કાર્યો કરે છે, તે અત્યારના હીંદીઓએ–ગુજરાતીઓએ જાણવું, સમજવા અને આચારમાં ઉતારવા જેવાં છે.

ઇંગ્લાંડના લોકો પહેલાં વેપારી અને પછી જે હોય તે. આ ઉક્તીનું રહસ્ય હીંદુસ્તાનનાં લોકોથી અજાણ્યું રહ્યું નથી.

| | ચોરસ માઇલ |
|---|---|
| ઇંગ્લાંડનો વીસ્તાર | ૫૦૮૦૦ |
| વેલ્સનો વીસ્તાર | ૭૫૦૦ |
| સ્કૉટલાંડનો વીસ્તાર | ૨૯૮૦૦ |
| આયર્લાંડનો વીસ્તાર | ૩૨૬૦૦ |
| કુલ વીસ્તાર | ૧૨૦૭૦૦ |

આ એક લાખ વીસ હજાર ચોરસ માઇલના વીસ્તારમાં આશરે ચાર કરોડ માણસો વસે છે. હીંદુસ્તાનનો વીસ્તાર ઇંગ્લાંડ, સ્કૉટલાંડ અને આયર્લાંડના વીસ્તાર કરતાં લગભગ તેરગણો છે, અને હીંદુસ્તાનની વસ્તી એ પ્રદેશની વસ્તી કરતાં તેરગણી નથી. તેમ છતાં હીંદુસ્તાનમાં લાખો માણસોને વાણુ વગર સુઇ જવાના પ્રસંગો આવે છે; અને ઇંગ્લાંડમાં મોટા ખર્ચે સર્વ સાધનથી ભરપુર Poor Houses માં રહેનારા માણસો પણ બહુ હોતા નથી. તેનું એક કારણ એ છે કે, અંગ્રેજ પ્રજા વ્યક્તીનો વીચાર જેટલો કરે છે, તેટલો જ વીચાર સમષ્ટીનો–પ્રજાસમસ્તનો કરે છે. આજના વીચારમાં અંગ્રેજ જેટલા મશગુલ જણાય છે, તેટલા જ મશગુલ તે ભવીષ્યની કાલ માટેના વીચારમાં પણ હોય જ છે.

બ્રીટનની ભૌગોલીક સ્થીતી એવી છે કે પોતાની ચાર કરોડ વસ્તી માટે ખાદ્ય પદાર્થો તે પોતાના દેશમાંથી મેળવી શકે તેમ નથી. જીવનની સાચી જરૂરીયાત માટે પણ અંગ્રેજોને બ્રીટનની બહારથી આવતી ચીજો ઉપર આધાર રાખવો પડે છે. બહારથી આગબોટો ખાદ્ય પદાર્થ ભરીને ઇંગ્લાંડને બંદરે ન આવે–બે માસ સુધી ન આવે–તો જેમ હીંદુસ્તાનમાં બે માસ વરસાદ મોડો પડે અને લોકોના જીવ ઉંચા નીચા થાય–તેમ બ્રીટનના લોકોના જીવ ઉંચા નીચા થઇ જાય તેવી સ્થીતી છે. બ્રીટનને પોતાના ખાદ્ય પદાર્થો માટે પરદેશી અને હરીફ રાજ્યો ઉપર વધારે અવલંબીને રહેવું ન પડે તેવી ઝીણું વટથી અંગ્રેજ રાજદ્વારી પુરુષોએ બ્રીટીશ સામ્રાજ્યના જુદા જુદા દેશો સાથે રાજદ્વારી રીતે સંબંધો બાંધ્યા છે અને તેથી બ્રીટન માટેની રોટલી ઓસ્ટ્રેલીયામાં પકવવામાં આવતી હોય છે અને બ્રીટનનું "માખણ સામ્રાજ્યના અજાણ્યા ખુણામાં થતાં વલોણામાંથી તૈયાર થતું હોય છે. રોટલી પકવનાર ભઠીઆરા દેશને ખબર નથી હોતી કે તે પોતાના દેશને સમૃદ્ધ બનાવવા ભઠીઆરાનું

કામ કરે છે કે, બ્રીટનની ભુખ મટાડવા એ ધંધો ચલાવે છે. બીચારી વલોણા વલોવનાર ગોવાલણોને ભાગ્યેજ ખબર હોય છે કે તેની મહેનતનો મોટો ભાગ ઇંગ્લાંડના ટેબલો ઉપરની રકાબીઓને શણગારવા વાસ્તે અને સંતોષવા વાસ્તે ખર્ચાઇ રહ્યો છે.

બ્રીટનમાં છેલ્લું મહાન યુદ્ધ થયા પછી આ દીશામાં ગંભીર વીચાર ચલાવવામાં આવ્યા હતા; કારણ કે યુદ્ધ પ્રસંગે રોટલીની જેટલી ચીંતા બ્રીટનમાં ઉભી થઇ હતી તેટલી જવલ્લેજ ભુતકાળમાં અન્ય પ્રસંગે થઇ હશે. એ ચીંતાની રજકણોમાંથી એક સંસ્થાની સ્થાપના સને ૧૯૨૬ માં થયેલી છે. તે સંસ્થાનું નામ Empire Marketing Board—સામ્રાજ્યનું બજારમંડળ—છે. એ સંસ્થા બ્રીટીશ પાર્લામેન્ટે સ્થાપી છે.

આ સંસ્થાનો હેતુ બ્રીટીશ સામ્રાજ્યમાં ખાદ્ય પદાર્થો અને શરીરની ઇતર જરૂરીયાતની ચીજોમાં જોઇતા પદાર્થો મોટ પ્રમાણમાં તૈયાર કેમ થાય તેની પેરવી કરવાનો છે, અને તે પદાર્થોની જાતમાં પણ સુધારો કેવી રીતે થાય તેની તજવીજ કરવાનો છે. ઇંગ્લાંડમાં, સ્કૉટલાંડમાં અને આયર્લાંડમાં બ્રીટીશ સામ્રાજ્યની ચીજો વાપરવાનું વલણ વધારે થાય—અને એ રીતે તે દેશની વસ્તીને એમ ભાન થાય, કે તે મોટાં સામ્રાજ્યની વસ્તી છે અને એ સામ્રાજ્યમાં બીજા ભાઇઓ છે તે તેમને માટે જોઇતા પદાર્થો પેદા કરવામાં રોકાયા છે.

આ હેતુ પાર પાડવા સારૂ આ સંસ્થા ખુબ પ્રવૃત્તી કરે છે, ખુબ ખર્ચ કર છે, અને રાજ્યની લાગવગનો ખુબ ઉપયોગ કરે છે.

આ કામ સર્વાંગસંપુર્ણ થાય તેટલા સારૂ આ બોર્ડની જુદી જુદી સમીતીઓ નીમવામાં આવી છે. મુખ્ય બોર્ડને મદદ કરવા નીચે પ્રમાણે કામ કરનારી સમીતીઓ છેઃ (૧) **શોધખોળ માટે નાણાની મદદ આપનાર સમીતી.** આ સમીતીના ૧૯૨૯–૩૦ ના બજેટમાં ૪૮૨૦૦૦ પૌન્ડની રકમ આવા કામે ખર્ચવા કાઢેલી હતી. તે ઉપરાંત તેટલી જ રકમ બ્રીટીશ સામ્રાજ્યના તે તે પેદાશ ઉગાડનાર દેશ પાસેથી લેવાની યોજના રાખી છે. (૨) **ખરીદીની બજાર સમીતી** (૩) **પ્રકાશન સમીતી.** આ સમીતીનું કામ ઘણું સરસ અને મોટા પાયા ઉપર થઇ રહ્યું છે. ૧૯૨૯–૩૦ ના વાર્ષીક બજેટમાં આ સમીતીના ખર્ચ માટે ૩૬૦૦૦૦ પૌન્ડની સવડ રાખવામાં આવી હતી.

પ્રકાશન સમીતી નીચેના સાધનનો ઉપયોગ કરે છેઃ

(ક) વર્તમાનપત્રોમાં **જાહેર ખબરો.**

(ખ) ભીંતો ઉપર લગાડવાના **દીવાલપત્રકો**—૪૫૦ શહેરોમાં લગાડવા માટે ૧૭૮૦ દીવાલપત્રકો ફ્રેમ લગાડીને તૈયાર કર્યાં હતાં. આ દીવાલપત્રકના જુદા જુદા વીષયો હતા. સામ્રાજ્યની દ્રાક્ષ, પીંછાં, રૂંવા, માછલી, તમાકુ, માખણ, પાળેલાં જાનવરો, જેવી ચીજોની તથા આસ્ટ્રેલીઆ, ન્યુઝીલાન્ડ, સૈપ્રસ, ફોકલેન્ડ, મોરીશીઅસ, વેસ્ટ ઇન્ડીઝ, વગેરે દેશોની માહીતી એ પત્રકોમાં આપવામાં આવે છે. નીશાળો માટે ખાસ દીવાલપત્રકો તૈયાર કરવામાં આવે છે. આવાં પત્રકો મેળવવા માટે ઇંગ્લાંડ સ્કૉટલાંડની ૨૧૦૦૦ નીશાળોએ આ બોર્ડને ૧૯૨૯–૩૦ માં અરજી કરી હતી.

(ગ) **ચોપાનીઆં**—નવાં લખાવીને, અને જુનાંની બીજી આવૃત્તી કઢાવીને વહેંચવામાં આવે છે. આવાં ચોપાનીઆ લગભગ ૨૦ થી ૨૫ લાખ જેટલાં એક વરસમાં વેંચાય છે.

(ધ) **ભાષણો**—એક વરસમાં ૨૪૦૦ ભાષણો બ્રીટીશ સામ્રાજ્યની પેદાશ ઉપર ઇંગ્લાંડમાં આપવામાં આવે છે. આવાં વ્યાખ્યાનો લગભગ પાંચ લાખ માણસોએ સાંભળ્યાં હશે.

(ચ) **બ્રોડકાસ્ટીંગ**-કેટલીક હકીકતો તાર વગરના રેડીઓથી પહોંચાડવામાં આવે છે. સ્ત્રીઓને ઘરગથ્થુ ચીજોની જાણ થાય માટે આવી ચીજો ઉપરની વાતચીત રેડીઓ મારફત સ્ત્રીઓની સભામાં પહોંચાડવામાં આવે છે.

(છ) **પ્રદર્શનો-બજારસપ્તાહ**—જુદે જુદે સ્થળે પ્રદર્શનો ભરીને, બજારો ભરીને અને માલના વેચાણ કરાવીને સામ્રાજ્યને માટે મોટા ઘરાક ઉભા કરવામાં આવે છે.

(જ) **વેપરી મંડળોની સભાઓ.**

(ઝ) **સીનેમા-દ્રશ્યો**—જુદી જુદી પેદાશની ફીલ્મો તૈયાર કરાવી બતાવવામાં આવે છે. શાળાઓમાં એ ફીલ્મો મોકલવામાં આવે છે. ફીલ્મો ઉછીની આપવામાં આવે છે.

(૪) **ફળફુલ સમીતી**—સામ્રાજ્યના ફળની પ્રવૃત્તી વધે અને વીકાસ પામે તે તરફ લક્ષ રાખે છે.

(૫) **ફીલ્મ સમીતી**—પ્રકાશન સમીતીને મદદભુત થાય છે.

(૬) **ખેતીની પેદાશનું અર્થશાસ્ત્ર ઉકેલનાર સમીતી.**

(૭) **(કોલોની) સંસ્થાનોની મદદ** આપનાર પેટાસમીતી.

(૮) **લોકશીક્ષણ પેટાસમીતી**—(પ્રકાશન સમીતીને મદદ કરે છે.)

(૯) પરચુરણ **છુટક ગાંધીઆણું વેચનાર** વેપારીઓને સલાહ આપનાર સમીતી.

(૧૦) **છુટક ફળ વેચનારાને સલાહ** આપનાર સમીતી.

(૧૧) **સંઘરો કરેલાં ફળોમાં જીવાત ન** પડે તેની સલાહ આપનાર સમીતી.

(૧૨) દુધ માખણ-ઘી-ની નવી શોધખોળ કરનાર સમીતી.

(૧૩) દુધ માખણ ઘી, વગેરેની ઘટતી ખબરો પુરી પાડનાર સમીતી.

આ સમીતીઓના કામ થયા જ કરે છે. તે સીવાય બ્રીટન સરકારનું ખેતીવાડીનું અને માછલાંવાડીનું પ્રધાનમંડળ—ખાસ કામમાં રોકાયું છે. ઇંગ્લાંડમાં, સ્કૉટલાંડમાં અને આયર્લાંડમાં ખાદ્ય પદાર્થો અને જીવનની જરૂરીઆતો કેવી અને કેટલી થાય છે તેના અહેવાલો પ્રકટ કરવાનું, તેમાં સુધારો વધારો થાય એવા અખતરાઓ કરી બતાવવાનું, અને પ્રત્યક્ષ વેપારમાં તે ચીજો કેવી રીતે આવી શકે તેના અખતરા કરવાનું કામ એ પ્રધાનમંડળ કરે છે, તે પ્રધાનમંડળને આ સામ્રાજ્ય બજારમંડળ ૪૦૦૦૦ પૌન્ડની મદદ દર વરસે આપે છે. અત્યાર સુધી ૨૩ મોટા રીપોર્ટ આ પ્રધાનમંડળની દેખરેખ નીચે પ્રકટ થયા છે. વેપારી સૃષ્ટીમાં બ્રીટનની પેદાશ કેવી રીતે સ્થાન લઇ શકે તેના અખતરા માટે ૧૨૦૦૦ પૌન્ડની ખાસ ગ્રાંટ સામ્રાજ્ય બજારમંડળે આ ખેતીવાડી પ્રધાનમંડળને આપી છે. સ્કૉટલાંડને જુદી ગ્રાંટ આપવામાં આવી છે. ઇંડાં, માછલાં વગેરે પેક કરવાના સ્ટેશનો સ્થપાય છે; તેને સગવડભરેલી રીતે એક સ્થળેથી બીજે સ્થળે કેમ લઇ જવાય તેની યોજનાઓ ઘડાય છે. એ સીવાય આ પ્રધાનમંડળ તરફથી દર અઠવાડીએ—"ફળફુલ સમાચાર", "દુધમાખણ સમાચાર", "સુકા ફળના સમાચાર"—પ્રકટ કરવામાં આવે છે.

આ બધી પ્રવૃત્તી ઇંગ્લાંડની સરકાર શા માટે કરે છે? ઇંગ્લાંડના ડાહ્યા માણસો શા માટે તેમાં રોકાયા રહે છે? હજારો પૌન્ડની મદદ એવાં કામમાં શા માટે અપાય છે અને ખર્ચાય છે? ઇંગ્લાંડ, સ્કૉટલાંડ અને આયર્લાંડની વસ્તીનું પેટ ભરવાની તકલીફ જેમ બને તેમ ઓછી પડે માટે જ.

આ બધી પ્રવૃત્તીનું પરીણામ લાભકારક આવતું હશે? હા-જરૂર. જુઓ, થોડાક આંકડા અહીં મુકવામાં આવે છે-તે તપાસો અને ખાતરી કરો.

## બ્રિટનની આયાત.

| વસ્તુ. | ઉત્પત્તિસ્થાન. | આગલાં વરસોમાં. | ૧૯૨૯ માં. |
|---|---|---|---|
| રે સીન અને સુલત્તાના દ્રાક્ષ. | ઓસ્ટ્રેલીઆ. | ૫૬૫,૦૦૦ હંડરવેટ ૧૯૨૭ | ૭૨૦,૦૦૦ હં.દ. |
| મોટી દ્રાક્ષ. | ઓસ્ટ્રેલીઆ. | ૧૮૩,૦૦૦ હંડરવેટ ૧૯૨૪ | ૨૪૦,૦૦૦ હં.દ. |
| માખણ ચીઝ. | ન્યુઝીલાંડ. | ૧૨,૫૫,૦૦૦ હંડરવેટ ૧૯૨૫<br>૧૬,૧૨,૦૦૦ હંડરવેટ ૧૯૨૭ | ૧૩૧૩,૦૦૦ હં.દ.<br>૧૮૦૨,૦૦૦ હં.દ. |
| ઇંડા. | ઓસ્ટ્રેલીઆ<br>દક્ષીણ આફ્રીકા<br>ન્યુઝીલાંડ | ૩,૩૫૦,૦૦૦ ડઝન ૧૯૨૬<br>૩,૭૨૦,૦૦૦ ડઝન ૧૯૨૭<br>૧૪૦,૦૦૦ ડઝન ૧૯૨૮ | ૩૭૮૦,૦૦૦ ડઝન<br>૩૯૪૦,૦૦૦ ડઝન<br>૨૨૦,૦૦૦ ડઝન |
| નારંગી. | દક્ષીણ આફ્રીકા | ૫૩૪,૦૦૦ હંડરવેટ ૧૯૨૮ | ૬૭૦,૦૦૦ હં.દ. |
| કેળાં. | વેસ્ટ ઇંડીઝ | ૩૫૮૧,૦૦૦ લુમ ૧૯૨૬ | ૪૦૧૫,૦૦૦ લુમ. |
| ચાહ. | હીંદુસ્તાન<br>સીલોન. | ૩૦૩,૫૦૦,૦૦૦ રતલ ૧૯૨૭<br>૧૪૨,૫૦૦,૦૦૦ ,, ,, | ૩૦૭,૬૦૦,૦૦૦ રતલ<br>૧૫૩,૨૦૦,૦૦૦ ,, |

આ આંકડા કેટલીક ચીજના જ આપ્યા છે. તે પરથી જણાય છે કે સામ્રાજ્યના બીજા ભાગમાંથી જેટલું ઘસડી શકાય તેટલું ઘસડવાના પ્રયાસ બ્રીટનમાં થઇ રહ્યા છે.

હીંદુસ્તાન જેવી કામધેનુ જેને દુઝે છે તેને શો તોટો હોય?

પરંતુ આ ઉપરથી હીંદુસ્તાનના આગેવાનો વીચારે કે આપણે શું કરીએ છીએ? આપણી પ્રજાને સુકો રોટલો અને મરચાંની ચટણી પહોંચી વળે એટલી પણ તજવીજ આપણે કરીએ છીએ?

આપણા દેશની ઘણી પેદાશ ઉપર શોધખોળ થવાની જરૂર છે; ઘણી ચીજો માટે બજાર ઉભાં કરવાની જરૂર છે, ઘણી ચીજોની ઉત્પત્તી વધારી શકાય તેવા શાસ્ત્રીય અખતરા કરવા જોઇએ. અનાજની જાત હલકી પડતી જાય છે માટે બીયાંમાં ફેરફાર કરવા જોઇએ; ઢોરની ઓલાદ ઉતરતી જાય છે માટે ઢોરઉછેર માટે પુખ્ત વીચારો થવા જોઇએ. શાકભાજી, ફળફુલ જ્યારે દેશમાં પાકે છે ત્યારે અઢળક પાકે છે—તે દરેકની બજાર શોધવી જોઇએ. તેનો સંઘરો કરવાની કળા શોધવી જોઇએ. સરકારના અમલદારોએ આ કરવાનું હોય છે પણ મ્હેસુલ ઉઘરાવીને કે ફોજદારીના બળથી શાંતીસુલેહ રાખીને જ પોતાનું કર્તવ્ય બજાવનારા અમલદારોને આ જીવવાની કળાના કામ કરવાં ક્યાંથી ગમે? દેશી રાજ્યના અમલદારો પણ બ્રીટીશ રાજ્યની ઢબ ઉપર જ કામ કરે એટલે દેશ આખામાં એક જ પીડા અને એક જ અનુભવ.

વેપારીમંડળો દેશમાં સ્થપાયાં છે, પણ કોઇ વેપારી મંડળે પોતાના પીછાનવેત્તા રોક્યા નથી, કોઇ મંડળે પોતાના પ્રકાશનોથી લોકશીક્ષણનું કામ કર્યું નથી. વડોદરા રાજ્ય અને મ્હૈસુર રાજ્યના કેટલાક પ્રકાશનો અને અખતરા એ દીશામાં થોડું કે કામ કરે છે. પણ તેમાં ફળદાયી કામ કરવાની દાનત કરતાં કાગળો ઉભા કરવાની દાનત જરા વધારે હોય તેવું માનવાને મન લલચાય છે.

જગતમાં બ્રહ્મ સત્ય ભલે હોય—છતાં પેટ ભરવાની પેરવી જે પ્રજા કરશે તે જીવશે એ વાત ચોક્કસ છે.

---

(આ લેખમાંની હકીકત Empire Marketiny Board ના ૧૯૨૯–૩૦ ના અહેવાલમાંથી લેવામાં આવી છે.)



# હિંદ અને બ્રિટન

એક પત્ર

: લેખક :
સુમન

બીજી સ્ટ્રીટ, આર્થર રોડ
હેમ્પસ્ટેડ.
લંડન : તા૦ ૭ મી જુલાઇ.

**પ્રીય ભાઇ...**

લંડનમાં આજકાલ જેટલી હીંદની વાતો થાય છે તેટલી ભાગ્યે કોઇ વખત થઇ હશે. બ્રીટનનું એક પણ વર્તમાનપત્ર એવું નથી કે જેમાં સાયમન વૃતાંત અને હીંદની લડત વીષે ખરીખોટી બાબતો આપવામાં આવતી નહોય. જ્હોન બુલનાં બાળકો વ્યાપારી પ્રજા છે, અને હીંદની હાલની લડતથી એમના વ્યાપારને સહજ અસર થવા માંડતાં જ ખુબ ખળભળાટ મચ્યો છે. અંગ્રેજોને એમ મનાવવામાં આવે છે કે ૧૮૫૭ કરતાં પણ હીંદનો હાલનો બળવો વધુ ભયંકર છે, '૫૭ માં તો લશ્કરીઓએ બળવો કર્યો હતો, ત્યારે અંગ્રેજોનો પક્ષ લેનારા ઘણા હતા. બળવાખોર લશ્કરીઓની લાગવગ અમુક હદમાં જ મર્યાદીત હતી, પણ આ બળવો તો ચારે દીશાએ ફાટી નીકળ્યો છે.

અને જનતાને એમ કરીને હીંદની વીરૂદ્ધમાં ખુબ ઉશ્કેરવામાં આવે છે. તેમ કરતાં હીંદી નેતાઓને પુષ્કળ ગાળો એ આપવામાં આવે છે. ઉપરાંત આ લડત તો માત્ર થોડાક ઉજળીયાત હીંદુઓની જ છે એમ પણ મનાવવામાં આવે છે. અને ગમે તે રાજદ્વારી મત કે પક્ષનો માણસ લખતો હોય તોપણ તેમના સુર લગભગ એક જ જાતના હોય છે. એ ઉપરથી તમે વીચારી શકશો કે, હીંદ વીષે અહીં બધા કેવી જાતનો ઉંડો મત ધરાવે છે.

મી૦ એ. જી. ગાર્ડીનર વીદ્વાન બ્રીટીશ પુરૂષ મનાય છે. 'જ્હોન બુલ' માં 'ડહાપણના ૧૨,૦૦૦,૦૦૦ શબ્દો'ના નામે સાયમન ભલામણો વીષે લખતાં તે કહે છેઃ "આ મુદ્દા ઉપર માત્ર ભારતનું જ ભાવી અવલંબતું નથી, પણ બ્રીટીશ સામ્રાજ્યનું ભાવી અવલંબી રહ્યું છે, કેમકે હીંદ એ બ્રીટીશ સામ્રાજ્યની સાંકળનાં મધ્યબીંદુની તેમ જ અગત્યની કડી છે." તે પછી હીંદ વીષે લખતાં તે કહે છેઃ એ તો મોટા

ખંડ છે, તેમાં અનેક જાતો છે, અનેક ભાષાઓ અને અનેક મતપંથોમાં તે વહેંચાઇ ગયેલો છે. તેના પોણા ભાગની પ્રજા આદીયુગનાં ગામડાંમાં વસે છે, તે લોકોને અંધારયુગ તરફ વધુ મમતા છે, હીંદુ મુસલમાનો અંદર અંદર લડી રહ્યા છે, એ બે જાતોની કાયમની અથડાઅથડી બ્રીટીશ કાનુને લીધે જ અંકુશમાં રહે છે, એ બ્રીટીશ કાનુએ દુનીયામાં બીજા કોઇ દેશે ન જોઇ હોય તેવી શાંતી અને સંરક્ષણ આપ્યાં છે, તે કાનુ લઇ લો એટલે હીંદની દશા અંદર અંદર ઝઘડતા લશ્કરી સરદારોની એડી નીચે છુંદાતા ચીન જેવી બની જશે. બળવાના પહેલા ફળ તરીકે જ આપણે જોયું છે તેમ સરહદના લાયકાવાળાઓનાં ધાડાં ખુનો કરતા અને આગો લગાડતા હીંદની સપાટ ભુમી ઉપર ઉતરી આવ્યાં છે. એ બળવો જો ફાવ્યો અને ખૈબરઘાટ ખુલ્લો થઇ ગયો એટલે તેમની વાંસે વાંસે જ એમના જ જેવાં કામો કરતા આફ્રીદીઓ અને અફઘાનોનાં ધાડાં ધસ્યાં આવવાનાં જ. હીંદમાં બ્રીટીશોએ કરેલા કામનો સરવાળો આપતાં એ વીદ્વાન અંગ્રેજ કહે છે: હીંદ ઉપર હુમલા થતા તેમણે અટકાવ્યા છે, ન્યાયી કારભાર કર્યો છે, હીંદમાંના પ્લેગ અને દુષ્કાળો ઉપર તેણે વીજય મેળવ્યો છે. અને આ બધું એટલા થોડા લશ્કરીઓ તેમજ સનદી નોકરોની મદદથી કે, આટલા થોડા ખર્ચે આવું કામ ખુદ યુરોપમાં પણ ચમત્કાર જ મનાય. ત્યારે સ્વતંત્રતા માટેના પોકારો કોણ કરે છે, તે વીષે પ્રશ્ન ઉભો કરી મી૰ ગાર્ડીનર કહે છેઃ બ્રીટીશ રાજની જડમુળ ઉખેડી નાખી બ્રીટીશોને દરીયાપાર ધકેલી દેવાના પોકારો આમ છતાં કોની તરફની સંભળાય છે? સ્વતંત્ર હીંદી સંસ્થાનો કે હીંદી રાજાઓ તરફથી, મુસલમાનો તરફથી, કે છુવનથી કચડાઇ રહેલ ૫ કરોડ અંત્યજો તરફના એ પોકાર નથી, તેમને તો બ્રીટીશ સત્તા જોઇએ છે. એ પોકાર કરનારા તો, શ્રીમંત અને આપખુદ એવા મુઠીભર બ્રાહ્મણો જ છે, તેઓ હીંદને માત્ર પોતાની સત્તા નીભાવી રાખવા જ પોતાના હાથમાં લેવા માગે છે. આ લડત હીંદને સ્વતંત્ર કરવાની નથી, પણ જનતાને ધર્મ અને ન્યાતીનાં બંધનોમાં જકડી લેવાની છે. આ એક કાવતરું જ છે અને તેને મક્કમ હાથે દાબી દેવાની જરૂર છે. હીંદને સ્વરાજ મળવાની વાર છે. કેમકે હીંદે જ તે માર્ગ મુશ્કેલ બનાવ્યો છે. અત્યારે તો મોન્ટફર્ડ યોજનામાં થોડાક સુધારા વધારા કરી શકાય." સાયમન વૃત્તાંતના બીજા ભાગ ઉપર 'હાથી માટે પુલ' એ મથાળા નીચે લખતાં એ ભાઇએ પોતાની જુની જ દલીલો આગળ કરી છે અને રોથરમીઅરની ટીકાઓની કંઇક ટીકા કરવા છતાં, તેણે એના જ વીચારો સહેજ ફેરફારવાળી ભાષામાં રજુ કર્યા છે. અહીં તો હીંદની વીરુદ્ધમાં જે ન બોલે તે ઓછું! એડગર વોલેસ નવલકથાઓ લખવામાં જાણીતો છે. એણે પણ 'લંડન ઓપીનીઅન' જેવા પત્રના એક અંકમાં હીંદ વીષે લેખ ઘસડી કાઢયો છે. પોતે કહે છે: "આ પત્રમાં રાજકીય વીષયો ચર્ચવાનું મારું કામ નથી", છતાં તે પોતે તો એવી ચર્ચા જ કરવા બેઠો હોય છે. તેને ય સામ્રાજ્ય માટે ચીંતા છે. તે કહે છે: "જો હીંદ ગયું તો સામ્રાજ્ય ગયું સમજજો. તમારા ઘરના આગલા ખંડમાં જો કોઇ અજાણ્યાઓ આથડવા લાગે તો પછી તે ઘર તમારું નહીં રહે, તેમાં રહી શકાશે નહીં. જો કોઇ કીનાખોર તત્ત્વો હીંદમાંની બ્રીટીશ સત્તાનો નાશ કરે તો પછી સામ્રાજ્યનો વીનાશ જ સમજજો. કેમકે હીંદ તો

તેને જીવંત રાખવાની ચાવી છે." તે પછી હીંદી નેતાઓ ઉપર તે પણ હલકા હુમલા કરે છે, અને હીંદને રહેવા લાયક અંગ્રેજોએ બનાવ્યો અને બ્રીટીશોએ ત્યાંથી પ્લેગ અને દુષ્કાળને મારી હઠાડવા પોતાનાં નાણાં અને રક્ત ખરચ્યાં એવી વાહીયાત વાતો કરે છે. આ તો સામાન્ય વીદ્વાનોનાં મન પણ કેટલી હદ સુધી હીંદ માટે કલુષીત તેમજ એકલપેટાં અને કેવળ અજ્ઞાન ઉપર આધાર રાખનારાં છે, તે બતાવવા માટે હું લખું છું.

હવે બીજા મુત્સદ્દીઓ શું કહે છે તે જરા બતાવું. રોથરમીઅરની તો પત્રીકા જ તમને મોકલાવું છું* તે ઉપરથી તમે એ ઝેરીલા માણસના ઝેરી પ્રચારનો ખ્યાલ કરી શકશો. સાયમન વૃત્તાંતનો બીજો ભાગ પ્રસીદ્ધ થયો તેની સાથે સાથે જ 'મોનીંગ પોષ્ટે' લોર્ડ સીડનહેમનો અભીપ્રાય વૃત્તાંતના સાર સાથે જ છાપ્યો હતો. તેણે કહ્યું હતું: "મધ્યસ્થ સરકાર માટે સુચવેલા સુધારા બરાબર વીચારપુર્વકના છે (કે જે ખરી રીતે હીંદને કશું જ આપતા નથી પણ લઇ લે છે ઘણું.) પણ પ્રાંતો માટે સુચવાયલા સુધારા દેખીતી રીતે ભયંકર છે." આ ઉપરથી જોઇ શકશો કે, અહીંની સામ્રાજ્યવાદી ટોળકી, હીંદને જરા જેટલી પણ છુટ અપાય તેને ભયંકર કહીને વખોડી કાઢે છે, ત્યારે જ્યાં વજ્રમુષ્ટી બતાવી બ્રીટીશ સર્વોપરીપણું ટકાવી રાખવાની વૃત્તી જણુય તેને વધાવી લે છે. મોનીંગ પોષ્ટ ત્રીજે દીવસે [તા૦ ૨૬ : ૬ : ૩૦] 'હીંદમાં બ્રીટીશ' એ નામનો અગ્રલેખ લખતાં સાયમન વૃત્તાંતે ગોરા સનદી નોકરો અને લશ્કરીઓને માટે ખાસ સંરક્ષણની કાળજીભરી યોજના રજુ કરી તે માટે એનો આભાર માને છે, અને પછી કહે છે: "જેટલા વધારે હીંદીઓને પોતાનો કારભાર ચલાવવાની પરવાનગી અપાય, તેટલા જ વધારે બ્રીટીશોની ત્યાં જરૂર છે...હીંદીઓને રાજકારણનું જ્ઞાન આપવા માટે શીક્ષકો (tutors) તરીકે બ્રીટીશોની જરૂર છે." અલબત્ત, આ મત સાયમન ભલામણનો માત્ર ગૌણ પડઘો જ છે, એટલે એ ભલામણો લખવાની ઢબ હીંદનું ભયંકર અપમાન કરનારી છે એમ કહેવું તે લગારે ખોટું નથી. એ ભલામણો કેવી છે તે 'મોનીંગ પોષ્ટ'ના જ શબ્દોમાં જુઓ: તે લખે છે: "અમે ખુશી થયા છીએ કે સાયમન કમીશને 'સાંસ્થાનીક સ્વરાજ્ય'ની તરફેણમાં એક અક્ષરે ઉચ્ચાર્યો નથી. એ બાજુ કશું જ નહીં પણ દુબાડી દેવાની નીતીનું માત્ર અલંકારીક વીશેષણ માત્ર જ છે." અર્થાત્ હીંદને સાંસ્થાનીક સ્વરાજ આપવું એ બ્રીટીશ હીતને માટે ભયંકર છે, એમ જે અહીંના ભીષણ સામ્રાજ્યવાદીઓ માને છે, તેવી જ માન્યતા સાયમનની છે એટલું જ નહીં પણ તેણે રજુ કરેલાં વૃત્તાંતનીએ છે જ. 'ટાઇમ્સે' (લંડન) દોઢ કોલમ જેવડા લાંબા અગ્રલેખમાં સાયમન વૃત્તાંતની સમાલોચના કરીને છેવટે મંતુ માર્યું છે કે: "હીંદના કોયડાની ગુંચ ઉકેલવા માટે આપણી પેઢીનો આ આશાભર્યો પ્રયાસ છે." બાકી તો તેણે જ્યાં જ્યાં તક મળી છે ત્યાં વૃત્તાંતનાં વખાણ જ કર્યાં છે. તેને આ વૃત્તાંતમાં 'હીંદનું અપમાન' ક્યાંય દેખાતું નથી.

એ તો ઠીક પણ ખુદ 'ડેઇલી હેરલ્ડ' જેવા કામદાર પત્રે પણ સાયમન વૃત્તાંતનાં પુષ્કળ વખાણ કર્યાં છે. એ ઉપરથી જ તમે અહીંના લોકોની મનોદશા બરાબર સમજી શકશો. અલબત્ત તે પત્ર એવો મત આપે છે કે:

---

*એ જુદા લેખ તરીકે અન્યત્ર આપી છે. [તંત્રી.

"હાલની સરકારી નીતીને સંપુર્ણ રીતે કાયમ રાખીને, હીંદી રાજ્યંધારણમાં સુધારા કરવાના રસ્તા શોધી કાઢવા એ જો સાયમન કમીશનનો ઉદ્દેશ હોય તો એમ કહેવું જોઇએ કે, જરૂર તેઓ તેમાં સફળ થયા છે. પરંતુ બન્ને દેશો [બ્રીટન અને હીંદ]ની સામે જે પ્રશ્નો ખડા છે તે આ નથી. બ્રીટીશ રાષ્ટ્રે, હીંદમાં 'સાંસ્થાનીક સ્વરાજ' સ્થાપવાની પ્રતીજ્ઞા કરેલી છે. અને આબરૂ અને ડહાપણ બન્નેની સાચવણી માટે એ વચન પાળવાની જરૂર છે. તે દ્રષ્ટીએ જોઇએ તો, હીંદ એ લક્ષ્યસ્થાને પહોંચે તેની વચ્ચેના અનીવાર્ય સંધીકાળને માટેના માર્ગ શોધવા એ મુખ્ય પ્રશ્ન છે. અને તેમાં કમીશન કંઇ મદદ કરી શક્યું નથી. લક્ષ્યસ્થાને પહોંચવાના માર્ગની તૈયારી માટે ઝડપથી પહોંચી શકાય તેમ કરવાને બદલે, મુદ્દાની બાબતોમાં તે અચોક્કસ હદની ઢીલ કરી, હાલની સત્તાના હાથમાં છેવટનાં સુત્રો ઘણા લાંબા સમય સુધી રહે તેવી દીશા લે છે. કમીશનની સુચના પ્રમાણે તો વાઇસરોય અને ગવર્નરોના હાથમાં ખરી સત્તા રહે છે. ટુંકામાં હીંદની સરકાર વાઇસરોયને જવાબદાર રહે છે. જો તેની ઇચ્છા હોય તો ધારાસભાનાં તમામ કામને તે ખાસ સત્તાથી ઉથલાવી નાખી શકે. ધારાસભાની સંમતી લીધા સીવાય તે ધારા પણ ઘડી શકે, તે અંદાજપત્રની મંજુરી આપી શકે એટલું જ નહીં પણ નવા કર પણ તે નાખી શકે. ખુદ પ્રાંતોમાં કે જ્યાં કમીશનનો વૃત્તાંત સ્વાયત્ત સત્તા તરફ વધારે ઝડપી ગતીની ભલામણ કરે છે, ત્યાં પણ ચુંટાયલા ધારાસભાના સભ્યોના હક અને અધીકારને ઉથલાવી નાખવાની સત્તા ગવર્નરોને અપાયલી છે. આનું નામ સ્વરાજ નથી. એટલું જ નહીં પણ કેટલાકોએ આશા રાખી હશે તેમ ધીરે ધીરે હાલની સત્તા પ્રજાના હાથમાં જાય તેવા માર્ગનાં દીશાસુચન પણ નથી." કમીશને વાયસરોય અને ગવર્નરોના સંબંધમાં જે સુચનાઓ કરી છે-અને તે આખા મુદ્દાનું મધ્યબીંદુ છે-તે, આગળ જતાં કમીશને જે સ્વરાજની હીમાયત કરી છે, તેને ભુંસી વાળનારી છે. અહીં જ રીપોર્ટની નાશકારક ઉણપ છે. અને એ ઉણપ માત્ર મવાળ મત એનો સ્વીકાર કરશે તેવા તમામ આશાવાદને પ્રાણઘાતક ફટકારૂપ છે, એટલું જ નહીં પણ વર્તમાન પરીસ્થીતીમાં જે કંઇ કીંમતી મનાયું હોત તેને માટે પણ તે પ્રાણઘાતક ફટકારૂપ છે. તેણે મુખ્ય મુદ્દાનો જ વીચાર કર્યો નથી." તેમ છતાં કમીશનનું કામ છેકજ નકામું નથી ગયું કહીને 'હેરલ્ડ' તેની પ્રશંસા કરે છે. આટલું લંબાણ અવતરણ મેં એટલા માટે આપ્યું છે કે, આવા પત્રોમાં પણ એટલી હીંમત નથી કે તડ ને ફડ સીધી વાત કહી શકે. અને તેનું કારણ ગ્રેટબ્રીટનનો કામદારપક્ષ અને તેનાં વાજીંત્રો પણ સામ્રાજ્યવાદનાં પ્રખર હીમાયતી છે જ: એ વાત તમે ભુલી ન જતા.

અહીંની 'કામનવેલ્થ ઓફ ઇન્ડીયા લીગ' 'ડેઇલી-મેલ'ના ઝેરી પ્રચારની સામે જવાબ વાળવાનો ઢીલો પ્રયાસ કરે છે, પરંતુ એ લીગ ઢીલા પાયા ઉપર ઉભી થયેલી છે. 'સામ્રાજ્યની અંદર સ્વરાજ' એ તેનો હેતુ છે. એટલે બહુ બહુ તો મીસીસ બેઝંટ કે મુંબાઇવાળા 'ડેઇલી મેલ'ના હાલના તંત્રી મી૰ વીલ્સન જેવી વાતો તે કરે છે. પરંતુ આવા વીચારનાં માણસો કરતાં રોથરમીઅર અને સીડનહેમ કે ઓડવાયર અને બ્રેવરબ્રુકર મને બહુ ગમે. હીંદ જો કોઇપણ દીવસે સ્વતંત્રતા મેળવી શકશે તો તેવાઓના પ્રતાપે. મીસીસ બેઝંટ કે વીલ્સન જેવા

મીત્રના રૂપમાં હોવા છતાં એમના હૈયે સામ્રાજ્યતું હીત પહેલું વસેલું છે એ માં ભુલતા.

મી૦ સી. એફ. એન્ડ્રુઝનાં કેટલાંક લખાણોથી 'ફોરેન એફેર્સ' ના તંત્રી નોમન એન્જેલ જેવાઓએ વળી એક નવીજ દલીલોનું તુત ઉભું કર્યું છે કે, અંગ્રેજો હીંદીઓનું અપમાન કરનારૂં તોછડું વર્તન રાખે છે, તેથી લાગણીપ્રધાન હીંદીઓને પોતાની ઇજ્જત ગયા જેવું લાગે છે, તેને લીધે જ હીંદમાં બ્રીટીશોની વીરૂદ્ધમાં પ્રબળ લાગણી ફેલાઇ છે. પરંતુ આર્થીક શોષણ ઉપર આ લડતનો તમામ પાયો ઉભો છે, એ વાત જાણી જોઇને તેઓ બાજુએ મુકી દેવા માગે છે. એમના કહેવા પ્રમાણે તો, હીંદમાં અને બહાર હીંદીઓનું યોગ્ય સન્માન જાળવવાનો બાહ્ય દેખાવ કરો, પછી ભલે હીંદનું ગમે તેટલું આર્થીક શોષણ સામ્રાજ્ય માટે થાય તો તેઓ બોલશે જ નહીં. મને તો આ દલીલ જ ભ્રામક લાગે છે. તો પણ કદાચ ત્યાં (હીંદમાં) આવી માન્યતા ધરાવનારાઓ હોય પણ ખરા. એ માન્યતા જો કોઇનામાં પણ હોય તો તે વેળાસર કાઢી નાખવાની જરૂર છે.

તમને ત્યાં બ્રીટીશ પત્રોના અભીપ્રાય તો મળતા હશે, પણ કદાચ બીજા દેશોનાં પત્રોના મત મળી શકતા નહીં હોય, પરંતુ હીંદના સ્વાતંત્ર્ય યુદ્ધ તરફ દુનીયાની દૃષ્ટી ઠરી રહી છે. અલબત્ત અહીંના પત્રો 'કોમ્યુનીસ્ટ બાઉ'ને નામે પ્રજાને ખુબ ભડકાવી રહ્યાં છે, પણ અમેરીકામાં બ્રીટીશ લાગવગ નીચેનાં પત્રો બાદ કરતાં બાકીનાં, વીશ્વાસ મુકી શકાય તેવાં પત્રોમાં હીંદીઓ તરફના બ્રીટીશ વલણ તરફ આકરી દૃષ્ટીથી જોવાય છે. 'ન્યુ રીપબ્લીક' કામદાર પક્ષની હીંદ તરફની રાજનીતી માટે કડક ટીકા કરતાં કહે છે કે: "લીબરલ કે ટોરી પક્ષની સરકારે પણ આવી નીતી ધારણ કરી ન હોત." આગેવાન નેતાઓને તુરંગમાં નાખવા સામે ટીકા કરતાં, ગોળમેજી પરીષદ વીષે લખતાં તે કહે છે: "એ પરીષદમાં જેઓ ભાગ લેવા જશે તેઓ માત્ર મુઠીભર માણુસોની વતીથી બોલનારા હશે." ગાંધીજીની સુલેહની શરતોને 'વાજબી' કહી તે લખે છે કે: "ગોળમેજી પરીષદની ચર્ચા જો એ શરતોના મુદ્દા ઉપર મી૦ રામ્સે મેકડોનાલ્ડ નહીં કરે તો, જે સીદ્ધાંતો માટે તેણે સત્તાનાં સુત્રો હાથમાં લીધાં છે તેને જ તે દગો દેશે." 'વર્લ્ડ ટુમોરો'માં ગાંધીજીની પ્રશંસાનો મી૦ રીઝનો લેખ પ્રસીદ્ધ થયો છે, તે પશ્ચીમવાસીઓને ગાંધીજીની મનોદશા સમજાવે છે. ફ્રેન્ચો હીંદની આપણી લડત માટે 'ફ્રેન્ચ ઇન્ડો-ચાયના' ઉપર થયેલી તેની અસરને લીધે ખુબ રસ લે છે. જર્મન પત્રો પણ જુદી જુદી દૃષ્ટીએ આપણી લડતને ખંતપુર્વક તપાસે છે. વ્યાપારી દૃષ્ટીએ તેઓ હીંદમાંથી મળનાર લાભ તરફ ખાસ ધ્યાન આપવું ભુલતા નથી.

આ બધું બતાવે છે કે આપણી લડતનો આરંભ ઠીક થયો છે, તેને ચીવટથી વળગી રહીશું, તો આપણને કંઇક લાભ થશે. બાકી ગોળમેજી પરીષદમાં તો હીંદનું કશું જ વળી શકે તેવું અહીંનું વાતાવરણ જોતાં મને દેખાતું નથી.

લી.
સુમન

# શબ્દોની રમત

: શોધક :

**રમતીયાળ**

મહાયુદ્ધ પછી પેરીસની સંધીપરીષદ મળી ગઇ અને અમીર ફૈઝુલને બહુમાન આપવા માટે બ્રીટનમાં લઇ જવામાં આવ્યા. બ્રીટીશ મુત્સદ્દીઓએ ત્યાં તેમના ઘણાં ઘણાં આદરમાન કર્યાં, અને છેવટે લંડનમાં એમના માનમાં મોટો ભોજનસમારંભ થયો. તે વખતે લોર્ડ બાલ્ફરે વાતચીત દરમીયાન અમીરને પુછ્યું: "બ્રીટીશ સરકારને માટે આપના મનમાં કેવી છાપ પડી છે?"

અમીરે કહ્યું: "મને તે રણમાં ચાલ્યા આવતા ઉંટોના કાફલાનું સ્મરણ કરાવે છે. જો તમે એ કાફલાને પાછળથી આવતાં દુરથી જુઓ તો જાણે એક જ ઉંટ આવતું હોય તેમ લાગે. પણ પાછલા ઉંટ ઉપર બેસીને નીહાળો તો એક એકની પુંછડીએ બાંધેલાં અનેક ઉંટ ચાલતાં દેખાય. પણ આખા કાફલાને જોતા જોતા આગળ આવો તો, એક એક સાથે બંધાયલા એ ઉંટોના આખા યે કાફલાને એક નાનકડું ગધેડું દોરી જતું તમે જોઇ શકો."

એ સાંભળીને બાલ્ફર ઠંડા થઇ ગયા, અને નાનકડા ગધેડાની ઉપમા અમીરે કોને આપી તેના વીચારમાં ડુબી ગયા!

* * *

એજ અમીર ફૈઝુલનો બીજો અભીપ્રાય પણ જાણવા જેવો છે. પેરીસની સંધીપરીષદમાં તેમને અરબસ્તાન માટેનો પોતાનો દાવો રજુ કરવા, પેલો મશહુર કર્નલ લોરેન્સ લઇ આવ્યો હતો. [કેમકે એ કર્નલના કાનાદાવા અને મુત્સદ્દીપણાથી જ અમીર આરબ બળવાખોરોની મદદથી ટુર્ક સેનાને હઠાવી શકયા હતા]. સીરીયાના પ્રશ્ન ઉપર ફ્રેન્ચોને, અંગ્રેજોને અને અમીરને ખુબ જ ચર્ચા થઇ હતી, અને અંગ્રેજોએ અમીરને આપેલા વચનની સીદ્ધીમાં ફ્રેન્ચ મુત્સદ્દીઓએ મોટી આડખીલી ઉભી કરી હતી. એ બધું કામ આટોપાઇ ગયા પછી, કોઇએ તેમને પુછ્યું: "અત્યાર સુધી આપને જે અનુભવ થયો તે ઉપરથી વર્તમાન મુત્સદ્દીઓ વીષે આપની કેવી માન્યતા બંધાઇ છે?"

અને અમીરે જવાબમાં જણાવ્યું: "તેઓ વર્તમાન ચીત્રો જેવા છે, કે જે ચીત્રોને



અમીર ફૈઝુલ

માત્ર દીવાલ ઉપર ટાંગી રાખીને દુરથી જ જોતાં સારાં લાગે છે."

અમીરનાં આ વચનોને, શુદ્ધ ગુજરાતીમાં મુકીએ તો આમ કહી શકાયઃ "ડુંગરા દુરથી જ રળીઆમણા લાગે."

* * *

બ્રીટીશ સામ્રાજ્યનો વીસ્તાર એટલો મોટો છે કે તેના ઉપર કદી સુર્યાસ્ત થતો નથી, એવું સુત્ર તેને માટે રૂઢ થઇ ગયું છે. તેનો હતું કેઃ "કહેવાય છે કે બ્રીટીશ સામ્રાજ્ય ઉપર કદી સુર્યાસ્ત થતો જ નથી. પરંતુ પાર્લામેન્ટના જે મંત્રીઓ એ સામ્રાજ્યનો કારભાર કરે છે, તેમની કચેરીઓ એટલી અંધારાવાળી છે કે તેમાં દીવસે સુદ્ધાં દીવા કરવા પડે છે." અને ત્યારે તેમણે ટીકા કરી હતી કેઃ "તેથી જ બ્રીટીશ સામ્રાજ્યનો કારભાર દીવા પાછળના અંધારા જેવો લાગે છે."

* * *



**પેરીસ પરીષદમાં અમીર ફૈઝુલ અને તેના સલાહકારો. અમીરની ડાબી તરફ કર્નલ લોરેન્સ ઉભો છે, અને જમણી તરફ નુરી પાશા છે.**

કટાક્ષ કરતાં બર્નાર્ડ શોએ કહ્યું છે કેઃ "તેનું કારણ એ છે કે અંધારામાં ઇશ્વર પણ બ્રીટીશ પ્રજા પર વીશ્વાસ રાખી શકતો નથી." પરંતુ લોકમાન્યની સાથે શ્રી. નરસીંહ ચીંતામણ કેળકર, વેલીન્ટાઇન શીરોલ સામેના બદનક્ષીના મુકદ્દમાની અપીલ માટે ગયા હતા, ત્યારે પાર્લામેન્ટનું મકાન જોઇને, તેમના મન પર પડેલા સંસ્કારનો લેખ, પોતાના લંડનના પત્રમાં 'કેસરી' ઉપર મોકલતાં તેમણે લખ્યું

સર હારકોર્ટ બટલર 'બ્રહ્મીઓ માટે બ્રહ્મદેશ' નામના લેખમાં, બ્રહ્મદેશને હીંદથી મુક્ત કરવાનાં કારણો આપતાં કહે છેઃ 'બ્રહ્મીઓ માટે બ્રહ્મદેશ' એવી બ્રહ્મી લોકોની જે ભાવના છે તે હીંદીઓ બરાબર સમજી શકતા નથી. બ્રહ્મીઓ હીંદીઓ કરતાં સાવ ભીન્ન છે, તેમને ભય છે કે હીંદી ધારાસભામાં એમના મતનો પડઘો બરોબર પડી શકતો નથી, જકાતની બાબતમાં બ્રહ્મદેશના હીતને હીંદથી

ગૌણુ—હીંદના તાબાનું માનવમાં આવે છે, અને હીંદી ધારાસભા વધુ સંગીન બને એટલે આ ગેરલાભ [પણ વધતો જવાનો, માટે જો બ્રહ્મદેશ હીંદથી મુક્ત થાય તો તેને સારો અર્થલાભ થઇ શકે." અને બ્રીટનથી મુક્ત થવા ઇચ્છતા હીંદીઓનું કહેવું પણ તેવું જ છે. તેઓ કહે છેઃ "હીંદીઓ માટે હીંદ એ ભાવના અંગ્રેજો સમજી શકતા નથી. હીંદીઓ બ્રીટીશો કરતાં સાવ ભીન્ન છે, વાઇસરોય અને ગવર્નરોને મળેલા વીટોના આપખુદ અધીકાર અને સરકારી નોકરો તેમજ નીમાયલા સભ્યોની બહુમતી આગળ, ખરા હીંદીઓના મતનો અસરકારક પડઘો પડી શકતો નથી, જકાતની બાબતમાં હીંદના હીતને બ્રીટનના હીતનું તાબેદાર માની ગૌણુ ગણવામાં આવે છે, અને સાયમન કમીશનની ભલામણો પ્રમાણેની યોજના અમલમાં આવે તો એ ગેરલાભ વધતો જવાનો, માટે હીંદ ઇંગ્લંડથી મુકત થાય તો તેને સારો અર્થલાભ થઇ શકે."

પરંતુ આશ્ચર્ય જેવું એ છે કે, બ્રહ્મીઓ માટે દલીલો કરનાર સર હારકોર્ટ બટલર હીંદ માટેની એવી જ દલીલોનો વીરોધ કરે છે. ત્યારે બ્રહ્મીઓને હીંદથી જુદા પાડવા માટે તે ભદ્રએ અથાગ શ્રમ સેવ્યો છે! સામ્રાજ્યવાદની એ જ ખુબી છે.

* * *

'હીંદનો વ્યાપાર' એ સંબંધમાં લંડન 'ટાઇમ્સ'માં લખતાં એક અમલદાર ગુપ્ત નામે લખતા આમ કહે છે:

"પ્રાચીન સમયથી હીંદ દરીયા માર્ગે તેમજ જમીન માર્ગે ઉંટો ઉપર આખા યુરોપમાં તેમજ મધ્યપુર્વના પ્રદેશમાં, એલેકઝાન્ડ્રીઆમાં, રોમમાં તેમજ ભુમધ્ય સમુદ્રનાં બંદરોમાં, જેઓ ખરીદ કરવાની શક્તી ધરાવી શકતા હતા, તેમને સોનું, હાથીદાંત, રેશમ, તેલો, મરચાં, મરી વગેરે વૈભવની વસ્તુઓ પુરી પાડતું, એ હીંદ સાથે વ્યાપાર કરવા માટે પોર્ચ્યુગીઝ, ડચ, ફ્રેન્ચ અને બ્રીટીશ પ્રજા વચ્ચે ખુબ રસાકસી થઇ અને છેવટે ઇસ્ટ ઇંડીઆ કંપની ફાલીને ફાલી. વર્ષો સુધી ત્યારે યુરોપમાંથી હીંદમાં નાણાંનો પ્રવાહ ખેંચાઇ આવતો હતો. સત્તરમા સૈકાએ પહેલાંથી તે છેક અઢારમા સૈકા સુધી ઇંગ્લંડમાંથી હીંદમાં જે નાણું ઘસડાઇ આવતું તે બ્રીટનને માટે ચીંતાનો વીષય થઇ પડયો હતો. એ યુગમાં હીંદનાં સુતરાઉ અને રેશમી કાપડ ઇંગ્લંડમાં એટલાં 'ફેશનેબલ' થઇ પડયાં હતાં કે, ઇંગ્લંડના વણાટના ઉદ્યોગને બચાવી લેવા માટે, હીંદી રેશમી અને સુતરાઉ કાપડનો ઉપયોગ કરતાં બ્રીટીશ પ્રજાને અટકાવવા માટે પાર્લામેન્ટને કાયદો કરવો પડયો હતો. પણ ઓગણીસમી સદીમાં ઉદ્યોગવાદી ઇંગ્લંડે, પોતાની વારી આવતાં હીંદનાં બજારોમાં બ્રીટીશ માલ ઉભરાવી દીધો; જેની સામે 'નેટીવ' લોકોની હાથશાળો હરીફાઇમાં ટકી શકી નહીં."

પણ વીસમી સદીમાં વળી પાછો બ્રીટીશ પ્રજાના હીંદમાંના પ્રતીનીધીઓને એવો ભય જણાવા લાગ્યો છે કે જેથી 'ખાદીની ટોપી' કે તકલીને પણ ગુન્હાહીત ઠરાવવા નોકરશાહી તૈયાર થઇ ગઇ છે! તેમજ બ્રીટીશ માલની સામે શાંત ચોકી કરતાં પ્રજાને અટકાવવા માટે વાઇસરોયે ખાસ 'ઓર્ડીનાન્સ' કાઢયો છે, અને મુંબઇ ઇલાકાની સરકારે, બ્રીટીશ માલના સંરક્ષણ માટે હજારો હસ્તપત્રીકાઓ ઇલાકાની જુદી જુદી ભાષાઓમાં પ્રસીદ્ધ કરી પોલીસ મારફત વહેંચાવવા માંડી છે!

લંડન 'ટાઇમ્સ'ના લેખકના જ શબ્દોમાં કહીએ તો ઇંગ્લંડે જે કામ અઢારમા સૈકામાં પોતાના દેશના વણાટ ઉદ્યોગના રક્ષણ માટે કર્યું તે કામ હીંદ સ્વતંત્ર હોય તો જરૂર

કરી શકે, અને તેમાં જરા યે ખોટું શું ગણાય? પણ અત્યારે તો પરાધીન હીંદને માટે, પરદેશી કાપડની દુકાન સામે તેના બહીષ્કારની ચોકી માટે ઉભા રહેવું એજ ગુન્હો થઇ પડયો છે!

*　　*　　*

'આરીક' [લંડન]નો એક લેખક ['પંજાબી' નામધારી] કહે છે: હીંદુસ્થાનના વકીલો પ્રીતુરીઓના નેતા અને અસંતોષી તેમજ હોદ્દાશોધુઓ છે. 'આરીક' તરફથી વકીલોને આ ઇલકાબ મળવાનું કારણ તેમની દેશભક્તી જ છે. હવે દેશભક્તીએ જો આવાં વીશેષણ મેળવવાને યોગ્ય અપરાધ ગણાતો હોય, અને બ્રીટનના વીદ્વાન પુરૂષો તેમજ તંત્રીઓ, તે ગુન્હા માટે આવી સરસ પદ્ધીઓ શોધવામાં માનવતાને યોગ્ય ગૌરવ માનતા હોય, તો પછી બ્રીટનનો એક પણ વકીલ આ જાતના ગુન્હામાંથી છટકી શકે ખરો? પણ હીંદીઓથી તેમને માટે એવી ભાષા ન ઉચ્ચારાય, કેમકે હીંદીઓ પરાધીન છે, તેમનાં વર્તમાનપત્રો માટે 'ઓર્ડીનાન્સ'ની વ્યવસ્થા છે, ત્યારે 'આરીક'નો તંત્રી સ્વતંત્ર બ્રીટનનો વતની છે, અને હીંદી દેશભક્તોને ગાળો દેવા પુરતી છાપાની સંપુર્ણ સ્વતંત્રતા ભોગવે છે!

*　　*　　*

વર્તમાનપત્રોને ઇંગ્લંડમાં મળતી સ્વતંત્રતાની વાત નીકળી છે તો, તેને લગતો અગત્યનો બીજો પ્રસંગ પણ ટપકાવી લઉં. 'મોર્નીંગ પોસ્ટ' કટ્ટર સામ્રાજ્યવાદી પત્ર છે. હીંદના કટ્ટર દુસ્મન સીડનહેમની ટોળીની લાગવગ તેની ઉપર ભારે છે. તે પત્રે ગયા જુનની ત્રીજી તારીખના પોતાના અંકમાં એક લેખ પ્રસીદ્ધ કરી, જણાવ્યું છે કે, "આજથી બરાબર ૧૩ વર્ષ પહેલાં [તા૦ ૩ : ૬ : ૧૯૧૭] જ્યારે બ્રીટીશ સામ્રાજ્ય જર્મની સાથેના સંગ્રામમાં મૃત્યુના પંજામાં સપડાયું હતું ત્યારે, હાલની (કામદાર) સરકારના બે મુખ્ય પુરૂષો–મી૦ રામ્સે મેકડોનાલ્ડ અને મી૦ ફીલીપ સ્નોડન –બ્રીટનના કામદારોને રશીયાને પગલે ચાલવાનું કહી, બ્રીટીશ કારખાનાંમાં બળવાની ચળવળ ચલાવીને દુસ્મનને મદદ કરી રહ્યા હતા. અને બોલ્શેવીકોની તરફ સમભાવ બતાવી રહ્યા હતા." છેવટે તે પત્ર પોતાના વાચકોને કહે છે "આ વાત રખે ભુલતા."

હીંદુસ્થાનનાં વર્તમાનપત્રના તંત્રીઓ દેશની નોકરશાહી સામે આવો લેખ લખે તો તેમનું શું થાય?......

પણ આમાંથી બીજો એક સાર તારવી શકાય તેમ છે. તે એ કે, કામદાર આગેવાનો ૧૩ વર્ષ પહેલાં આવા વીચાર ધરાવતા હોવા છતાં, તેમના હાથમાં સામ્રાજ્યનાં સુત્રો બ્રીટને આપ્યાં, અને આજે એજ રામ્સે મેકડોનાલ્ડ તથા ફીલીપ સ્નોડન 'મોર્નીંગ પોસ્ટ'ના તંત્રીમંડળ કરતાં યે વીશેષ ખંતથી સામ્રાજ્યવાદનું સંરક્ષણ કરી રહ્યા છે. 'મોર્નીંગ પોસ્ટ'નો તંત્રી તેમાંથી શીખામણ લઇને હીંદને સ્વતંત્રતા આપવાની હીમાયત કરે તો એજ રીતે સામ્રાજ્યને તે મદદગાર ન થઇ શકે?

શબ્દપ્રયોગો પ્રત્યે રળીયાતનું સુગ ઉતરી ગયું. બહુ થાય તો કોઇક અણરૂચી વાત એ મગજ પર ન લ્યે. પણ છણકો કરીને કે મ્હોં ચડાવીને ચાલ્યા જવાની ટેવ રળીયાતમાંથી સાવ નાબુદ થઇ ગઇ.

એક વખત રળીયાતને રામુ સાથે જેલમાં મુલાકાત લેવાની પરવાનગી મળી, રાઘવે એની સાથે થોડી ચોપડીઓ મોકલી દેવાની તરકીબ કરી. વૃદ્ધ માતાએ આખરે કપડાં નીચે થોડું સાહીત્ય છુપાવી રામુને પહોંચાડયું. ઘેર આવીને એણે ઉત્સાહભેર રાઘવને એની મુલાકાતની ઝીણામાં ઝીણી વીગત પણ કહી સંભળાવી.

"રાઘવ! એને તો જેલ કે મહેલમાં કંઇ તફાવત લાગતો નથી, રામુ તો ખરેખર લ્હેર કરે છે. જો કે એની પાસે સખત કામ લેવામાં આવે છે, છતાં એ બધા કેદીઓ સાથે એવી હસમુખી રીતે વાતો કરે છે કે બધા ય તુરંગવાસીઓનો ઘણો જ માનીતો થઇ પડયો છે."

"આપણે બધા ય અત્યારે પરીવર્તનની પીડા અનુભવી રહ્યા છીએ. આપણું રૂંવાડે રૂંવાડું દુઃખ અને દર્દથી વેદના અનુભવી રહ્યું છે. આપણા શ્વાસમાંથી વેદનાની ફારમી વરાળ નીકળે છે, પણ એનાં ગીતો ગાવાથી શું વળે? જગતમાં બધા ય કંઇ આંધળા નથી. કેટલાક તો જાણીજોઇને આંખો વીંચી જાય છે અને એ લોકો ઇરાદાપુર્વકના આંખમીંચામણાંને લઇને માનવસમાજના મોટા ભાગને ભારે આપદા વેઠવી પડે છે" કેશવકાકાએ ખુબ વ્યથા સાથે ઉપરના ઉદ્ગાર કાઢયા.

"પણ એ માનવ સમુહની આંખ ઉઘડશે ચારે–

વાક્ય પુરું થાય એ પહેલાં તો રળીયાતે રાઘવને જમવા માટે સાદ કર્યો. એટલે વાર્તાલાપ બીજા સમયને માટે મુલતવી રહ્યો.

... ... ...

રામુની ધરપકડ પછી ગામને ખુણે આવેલું રાઘવનું નાનકડું ઘર મજુરોનું વીશ્રામસ્થાન થઇ પડયું હતું. જેને જેને કંઇક ફરીયાદ કરવાની હોય, જેને જેને કંઇક કનડગત થતી હોય, એ સૌને માટે રાઘવની સલાહ લગભગ અનીવાર્ય થઇ પડી હતી. નવી દુનીઆનું સાહીત્ય જાણવાની જીજ્ઞાસાવાળા અભ્યાસકોને માટે પણ રાઘવનું દીશાસુચન ખુબ તકલીફ બચાવતું. ધીમે ધીમે સૌ કોઇ આ ઉત્સાહી યુવાન તરફ માનની નજરથી જોવા લાગ્યા. રાઘવ એટલે ગાંભીર્યની મુર્તી—જે કહેવું હોય તે જરા ય ડર રાખ્યા વીના કહી નાખે—બધાનું બરોબર સાંભળે અને પોતાનું મક્કમપણે મનાવવા પ્રયત્ન કરે—અનેકના સહવાસને પરીણામે રાઘવનો નીર્ણીત મત થઇ ગયો હતો કે આ બધા ય શ્રમજીવીઓમાં અનેક તત્વો એકબીજાને સાંકળી રાખે એટલાં સમાન છે, પણ એને જાગ્રત કરવાનું કામ માત્ર બાકી રહ્યું છે.

રળીયાત પુત્રની વધતી જતી કીર્તી સાથે પોતાની સમજણ વધારવા પણ ખુબ મથતી હતી. રાઘવની દરેક પ્રવૃત્તી ઉપર એ સાવચેત નજર રાખતી અને એને અંતરમાં ઉતારવા પ્રયત્ન કરતી. આખા મીલવીસ્તારમાં રાઘવ એટલે મજુરો અને કામદારોનો સાચો સલાહકાર—અને એ સ્થીતીએ પોતાના એકના એક પુત્રને પહોંચતો જોઇ માતના હૃદયમાં સહજ ઉમળકો આવી જતો.

તૈયાર થઇ રહેલી ચેતનની ભઠ્ઠીમાં જરાક જેટલો તણખો પડતાં આગના ભડકા ઉઠે છે. મજુરોમાં આવેલી જાગ્રતીને એક જરાક

જેટલા પ્રસંગે જનાસાના રૂપમાં ફેરવી નાખી. મીલની આસપાસ એક જબરા વીસ્તારમાં ભેજવાળી જગ્યા હતી. એમાં ઉનાળાના ત્રણ મહીના ખુબ મચ્છરો થતા. આ ભીનાશવાળી જગ્યાને દુરસ્ત કરાવવાનું કે મચ્છરોના નાશ માટે કંઇક યોજના કરવાનું મીલમેનેજરને કદી સ્વપ્નાંમાંય સુઝતું નહી. પણ મજુરોને એ ભેજ કાયમ યાદ આવતો. દર ઉનાળે તાવનો રોગ ફાટી નીકળતો. બીચારાં શ્રમજીવીઓ હેરાન હેરાન થઇ જતા, પણ કોણ જાણે અચાનક કારખાનાના સરતરીનને મજુરો ઉપર દયા આવી ગઇ. એણે જાહેર કર્યું કે આ ભેજવાળી જગ્યાને લઇને કામદારોનાં કુટુંબો ભારે દુઃખ ભોગવે છે, માટે એમાં નદીનો પ્રવાહ વાળી એનું એક જળાશય બનાવવાની યોજના હાથ ધરવામાં આવે છે. મેનેજર સાહેબે મજુરો સમક્ષ એમ પણ જાહેર કર્યું કે આ યોજના કામદાર વર્ગના આરોગ્ય માટે જ અમલમાં આવવાની છે, એટલે એના ખર્ચ બદલ દરેક મજુરના પગારમાંથી દર મહીને એક રૂપીઓ કાપી લેવામાં આવશે. કામદારોએ આ જાહેરાત પ્રત્યે કોણ જાણે કેમ પણ ભારે અસંતોષ જાહેર કરવા માંડયો. મુડીવાદી મજુરોના હીત માટે જ આવું પગલું ભરે એ વીષે કામદાર વર્ગમાં શંકાનું વાતાવરણ ઉભું થયું. ખાસ કરીને સારા પગારવાળા ઇજનેરો, લેબરો અને કારકુનોને આ કરમાંથી બાતલ રાખવામાં આવ્યા હતા, એટલે રોષનું સ્વરૂપ વધારે ઉગ્ર બન્યું. ચોમેર દીવાલપત્રો ચોડાવા લાગ્યાં અને આ યોજના વીશે સમજુતી આપનારાં પ્રવચનોની યોજના પણ મીલમેનેજરે અમલમાં મુકી. જે દીવસે આ યોજનાની જાહેરાત થઇ તે દીવસે રાઘવ કામપર નહોતો ગયો, પણ બીજે દીવસે મજુરોનું એક નાનકડું ટોળું એના ઘર આગળ જમા થયું. એ બધાએ આ અન્યાયી હુકમ સામે એકસાથે અવાજ ઉઠાવ્યો. મજુરીમાંથી આમ પૈસા કાપી લેવાનો મેનેજરને કાયદેસર હક્ક છે કે કેમ એ બાબત પણ મજુરોએ એક સામટો શોરબકોર કરી મુકયો. રાઘવે બધી હકીકત એક પછી એકને શાંતીથી સમજાવવાનું કહ્યું. બધી ઘટનાનો બરાબર વીચાર કરી આખરે રાઘવે મજુરોની એ મંડળીને કહી દીધું કે "આ આખી જળાશયની યોજના મીલમાલેકોના લાભ માટે જ ઘડવામાં આવી છે. જળાશયમાં એકઠું થયેલું પાણી નહેરોદ્વારા આસપાસના ખેતરો માટે ઉપયોગમાં લેવાની માલેકોની મુરાદ છે. આ બધી જમીનો એમના જ કબજામાં છે. મચ્છરો મારવા માટે નહીં પણ પડતર જમીનમાંથી કલદાર એકઠા કરવા માટે આ તુત ઉભું થયું છે. બીરાદરો, આ યોજના માટે પૈસા પણ એને મજુરોના પૈસામાંથી ઉત્પન્ન કરવાનો ઇરાદો છે, આપણે એની કંઇક વ્યવસ્થા કરશું. અત્યારે તમે જાવ."

થોડા કોલાહલ પછી મજુરોનું નાનકડું મંડળ વીખેરાયું. રળીયાત રાઘવ પાસે આવીને બેઠી.

"હવે તને મોટી ઉમરના માણસો પણ સલાહ પુછવા આવે છે."

રાઘવે એનો કંઇ જ ઉત્તર ન આપ્યો, પણ અચાનક રળીયાત તરફ ફરી કહ્યું:

"તમારે એક ચીઠ્ઠી શહેરમાં પહોંચાડવાની છે. અને સાથે આ લેખ ત્યાં આપવાનો છે."

"એમાં શું ભયંકર વસ્તુ લખી છે, રાઘવ!"

"તારે ગભરાવાની જરૂર નથી, બા. એમાં તો મારી વાર્તા છે, જે ત્યાંના છાપામાં કાલે જ છપાવી જોઈએ."

"પણ એ વાર્તામાં બહુ આકરૂં તો નથી લખ્યું ને?"

"તમે કેમ આકળાં થઈ જાવ છો?"

"નહીં, નહીં, બેટા હું તો આ ચાલી!" એકદમ નીશ્ચયાત્મક અવાજે રળીયાતે ઉત્તર આપ્યો.

આવી જાતનું કામ રાઘવે એને પ્રથમ જ સોંપ્યું હતું. આ જાતના કાર્ય માટે એટલું સ્થાન મેળવવા માટે માતાને મગરૂરી ઉત્પન્ન થઈ. પોતાના એક ના એક પુત્રને એના કાર્યમાં પોતે ઉપયોગી થઈ પડે છે એ જાતનું જ્ઞાન રળીયાતના હૃદયમાં આનંદનો ઉભરો લાવવા માટે બસ હતું. ઝપાટાબંધ કપડાં પહેરી એણે રાઘવના હાથમાંથા કાગળનું બંડલ લીધું અને આઠ માઇલની મજલ કરવા એ વૃદ્ધ ડોશી નીકળી પડી. સાંજ પડી ત્યાં તો એ બધું કામ પતાવી રળીયાત ઘેર આવી. એણે રાઘવને સઘળા સમાચાર કહ્યા.

"તમે બધા એક જ જાતના માણસો લાગો છે. તારો દોસ્ત દીલાવર પણ તારા ઉપર આફ્રીન લાગે છે. શું શહેરના માણસો પણ આવાં સરળ હશે! મધુરી પણ મળી હતી હો! તને બહુ યાદ કરતી હતી. મને તો દીલાવર અને એની મંડળી ભારે ઉત્સાહી લાગી."

"તને આ લોકો ગમે છે એ જાણી હું બહુ રાજી થાઉં છું બા!"

નાદુરસ્ત તબીયત અને લખવાના અતી પરીશ્રમને લઇને રાઘવને બીજે દીવસે પણ મીલમાં કામપર ચડવું અશક્ય થઇ પડયું, પણ હજુ જ્યાં સવારના આઠ નવ વાગ્યા નહીં હોય ત્યાં તો પડોશમાંથી એક ડોશીમા દોડતાં આવ્યાં. એણે રાઘવને ખભાથી પકડીને કહ્યું: "આખી મીલના કામદારો એ વીરોધ ઉઠાવ્યો છે અને એમની સભા અત્યારે મળી છે, પણ તારા વીના આ બધું કોઇ બરોબર નહીં સમજાવી શકે, માટે મને તને બોલાવવા મોકલી છે. ચાલ જલદી ઉઠ."

રાઘવે કપડાં પહેર્યાં ન પહેર્યાં અને તુરત સભાસ્થાન તરફ જવા નીકળી પડયો. રળીયાત પણ સાથે જ ગઇ. નાનકડી ગલીઓ ઉતાવળી ગતીથી વટાવતા રાઘવ સાથે રળીયાત ચાલવામાં ક્યાંથી પહોંચી શકે, છતાં આજે કંઇક અપુર્વ બનાવ બનવાનો છે એવી આશાએ એના પગમાં ભારે જોમ ભર્યું. હાંફતી હાંફતી પણ એ રાઘવની સાથે ચાલતી હતી. નાનકડા મેદાનમાં મળેલા મજુરોની મેદની નજીક જેવો રાઘવ આવી પહોંચ્યો કે તુરત જ એને આખી સભાએ જયનાદથી વધાવી લીધો. એકલા કેશવકાકા મજુરોની સભામાં સૌને સમજાવવાનો પ્રયત્ન કરતા હતા.

"ખીરાદરો, આપણે રૂપીઓ બચાવવાની લડત માંડી બેઠા નથી, એ યાદ રાખજો. આપણે ન્યાય માટે મથીએ છીએ. મેનેજરના હજારો રૂપીઆના કરતાં આપણી મજુરીનો એક રૂપીઓ વધારે વજનદાર છે, એમાં આપણું લોહી છે."

આવા ઉશ્કેરાયલા વાતાવરણમાં રાઘવ આવી પહોંચ્યો. એ જેવો દુરથી દેખાયો કે તુરત જ આસપાસથી મજુરો વધારે પ્રમાણમાં એકઠા થવા લાગ્યા. મીલનાં યંત્રોનો ભીષણ અવાજ, વરાળયંત્રના સુસવાટા અને કારખાનાના કંટાળો આવે એવા નીયમીત અવાજો વચ્ચે શ્રમજીવીઓનો કોલાહલ મીશ્રીત થઇ જતો હતો. અત્યાર સુધી કદી વ્યક્ત નહીં થયેલી રોષની લાગણીઓ અચાનક માર્ગ મળતાં છેક મોકળા મનથી

ઉભરાઇ પડી. થાક, નિરાશા, કચવાટ અને દર્દની દબાવી દીધેલી વરાળ એકાએક ઉછળી પડી, જેને જે યોગ્ય લાગે એ ભાષામાં માલિકો અને મેનેજર સામે ઉક્ળાટનો ઉભરો ઠાલવવાનું શરૂ થઇ ગયું. દરેકના ચ્હેરા ઉપર ઉગ્ર પ્રકોપની રેખાઓ તરી આવતી હતી. દાંત કચકચાવીને સંખ્યાબંધ શ્રમજીવીઓ આજે પહેલી વખત એના બળનો પરચો બતાવવા એકઠા મળ્યા હતા.

રાઘવે ઉંચા હાથ કરી બધાને શાંત રહેવા વીનંતી કરી અને પછી બીરાદરોના સંબોધનથી એનું ભાષણ શરૂ કર્યું.

રળીયાત જરા પાછળ રહી ગઇ હતી અને ટોળું ઘણું મોટું જમા થઇ ગયું હતું એટલે ઠેઠ રાઘવની નજદીક પહોંચવું એને મુસ્કેલ થઇ પડયું. પણ એનો એકનો એક પુત્ર મજુરોનો નેતા બની ભાષણ કરે અને પોતે પુરેપુરૂં ન સાંભળે એ કેમ બને? વૃદ્ધ ડોશીએ મજુરોની મેદની વચ્ચેથી માર્ગ કાઢવા નીશ્ચય કર્યો. કોઇ કોલાહલ મચાવે એ સાંભળવા રોકાયા શીવાય એણે આગળ ધસવા માંડયું. મુક્કા ખાતી, ધક્કા ખાતી મારતી અને આગળ વધ્યે જતી વૃદ્ધ ડોશીને છેવટે માર્ગ મળ્યો. રાઘવની છેક નજીક જ્યારે એને સ્થાન મળ્યું ત્યારે જ રળીયાતને નીરાંત વળી. રાઘવના હૃદયમાં આજે ઉર્મીઓનો મહાસાગર ઉથલ્યો હતો અને શું કહેવું અને શું ન કહેવું એનો વીચાર થઇ પડયો. એને એમ થયું કે જે મંથન એના અંતરને વલોવી રહ્યું છે એ બધું એના સાથીઓ આગળ રજુ કરી દેઉં; પણ ઉર્મીઓનો ઉછાળો એટલો બધો ધસમસાટ કરતો હતો કે થોડીવાર સુધી તો એને શબ્દોમાં મુકવા માટે ખુબ પરીશ્રમ લેવો પડયો. દર્દથી એણે બીરાદરોનું સંબોધન ઉચ્ચાર્યું અને પછી એ પ્રેરણાનો ઝરો અખુટ વહેવા લાગ્યો.

"આપણે કોણ છીએ એ તમે જાણો છો. તમે મંદીરો બાંધો છો, કારખાનાંઓ ખડાં કરો છો, દુનીઆની દોલત સરજો છો— તમારી ગુલામીની જંજીરો પણ તમે જ ઘડો છો. જગત આખાને ખવડાવનારા અને રાજી રાખનારા આપણે માટીના જીવંત રમકડાં છીએ."

"સાવ સાચી વાત!" કેશવકાકાએ પડકાર કર્યો.

"દરેક સ્થળે અને દરેક વખતે કામ કરવામાં આપણે પહેલા હોઇએ છીએ પણ જીવન માણવામાં આપણો નંબર છેલ્લો હોય છે. આપણી કોને પડી છે? આપણું ભલું કરવાની કોણ તકલીફ લ્યે છે? આપણને માણસ જ કોણ માને છે?"

"કોઇ નહીં, કોઇ નહીં!" સભામાં પડઘા પડી રહ્યા.

હજારો મ્હોંએથી બોલતો હોય એમ રાઘવ સમસ્ત મહેનતુ માનવતાના હૃદયનો વલોવાટ મુર્તસ્વરૂપમાં મુકતો હતો. તમામ મજુરો એનો એક એક શબ્દ તીવ્ર વેદના સહીત સાંભળતા હતા. સૌને એમ થતું હતું કે જે દુઃખ આપણે શબ્દોમાં નહોતા મુકી શકતા એ આજે એમની સમક્ષ રજુ કરનાર એમને મળી આવ્યો છે.

"બીરાદરો! જ્યાં સુધી આપણે ભાઇઓ જેવા એકસંપીથી રહેતાં નહીં શીખીએ અને આપણા હક્કને માટે નહીં ઝુઝીએ, ત્યાં સુધી જીંદગીમાં આરામ કે આશાયેશની આશા સરખી યે ન રાખશો."

"પણ આજ શું કરવું એ જલદી કહી નાખને" ઉતાવળા અગાઉ નજદીક બેઠેલા મજુરે કહ્યું.

"વચ્ચે નહીં બોલ, ડખલ નહીં કર" એમ ચોમેરથી અવાજો આવવા લાગ્યા.

"જે લોહીતરસી વ્યવસ્થા આપણાં જીવન ચુસી રહી છે, એની સામે આપણે લડત ઉઠાવવાનો સમય હવે આવી લાગ્યો છે. આપણા પરસેવા ઉપર તાગડધીન્ના કરનારાઓને પરચો બતાવવાનો હવે ખરો મોકો હાથ લાગ્યો છે. આપણે હવે સમજવું જોઇએ કે આપણા પોતાના શીવાય આપણને બીજું કોઇ મદદ કરે એમ નથી. એક માટે બધા અને બધા ય માટે એક–એમ સંગઠીત થયાં શીવાય બીજો કશો ય ઉપાય નથી.–આપણો એજ કાયદો–આપણી એજ બાઇબલ–જો દુશ્મનને હઠાવવો હોય તો એ વ્યાપક સંગઠન એજ યુદ્ધનો મોટામાં મોટો વ્યુહ છે."

વાક્યે વાક્યે રાઘવને લોકો વધાવી લેતા હતા. સાહીત્યના પ્રચારે અને વીચારોની આપલેને પરીણામે આવેલી જાગ્રતી આજે ઉઘાડી રીતે એનું નીરૂપણ પામતી હતી. એટલે જુવાળના પ્રથમ ધસારા જેવી આ મજુરોની મેદની ઉત્સાહના ઉછાળા અનુભવતી હતી.

"આપણે મેનેજરને બહાર બોલાવી મળવું જોઇએ અને ખુલ્લું પુછવું જોઇએ તે તમને આમ નાણાં વસુલ કરવાનો શો હક્ક છે ?"

રાઘવનું આ વાક્ય સાંભળીને તો મજુરો રાતાપીળા થઇ ગયા. "બસ મેનેજરને બહાર લાવો" એમ ગગનભેદી અવાજો શરૂ થવા લાગ્યા. સભામાં ભારે ગડબડાટ મચ્યો. છેવટે ખુબ ઉકળાટ પછી એમ ઠર્યું કે રાઘવ, રણધીર અને કેશવકાકા મેનેજર આગળ પ્રતીનીધીમંડળના રૂપમાં જાય અને મજુરોનો અવાજ પહોંચાડે. પણ હજુ આ વાટાઘાટ ચાલે છે એટલામાં મેનેજર પોતે જ આ સભામાં આવ્યો. ઉંચાઇમાં પુરો છ ફુટ અને ભરાવદાર શરીરવાળો મેનેજર જેવો આવ્યો કે તુરત જ મજુરોએ એને અંદર આવવાની જગ્યા આપી, એની તીણી નજર આગળ અત્યાર સુધી ખુબ બબડાટ કરતા મજુરોનો રોષ પણ ઉતરી ગયો. એની માર્ગ મેળવવાની રીતમાં પણ સત્તાની તુમાખી ભારોભાર ભરી હતી. હાથના ઇસારાથી હુકમ કરતો હોય એમ, એ હજારો મજુરોની વચ્ચેથી જેમ પોતાની ઓફીસની ખુરશી ઉપર બેસવા જતો હોય તેમ મધ્યસ્થ જગ્યા તરફ જવા લાગ્યો. કેટલાક મજુરો એની સામે ક્ષોભીત આંખથી જોતા હતા, એની પણ એણે પરવા ન કરી. ઉલટું એવી વલણ તરફ એને તીરસ્કાર હોય એવો તોછડો ચ્હેરો કરી એ પોતાનો દેખાવ પ્રદર્શીત કરતો હતો. કેટલાક મજુરો તો એને સાહેબ કહીને સલામ પણ ભરવા લાગ્યા, નીયમીત રીતે જેનો હુકમ માનવાને આ કામદારો ટેવાઇ ગયેલા હતા અને જેને માટે થોડા વખત પહેલાં જ ઉશ્કેરણીથી બોલતા હતા, એને જ્યારે નજરે જોયો ત્યારે બધી ઉગ્રતાઓ સરી ગઇ અને જુની ઢબ પ્રમાણે માન આપવાની ટેવ અચાનક, અનાયાસે ફાટી નીકળી. એની હાજરીથી જ કેટલાકના હાંજા ગગડી ગયા અને આવી સભામાં હાજર રહેવા માટે પસ્તાવો થતો હોય એમ પણ થોડાકના ચ્હેરા ઉપર ભાવ દેખાવા લાગ્યા. સામી સલામ ઝીલવાની દરકાર પણ કર્યા વીના એ તુમાખી અમલદાર સડસડાટ સભાની વચ્ચે પહોંચ્યો અને કોઇપણ જાતના સંબોધન કે સભ્યતા વીના એણે વાણીનો સ્વાદ ચખાડવા માંડયોઃ

"કેમ તમે બધા અહીંઆં એકઠા થયા છો ? કામ પડતું મુકીને તમે કેમ અહીં આવ્યા છો?"

થોડીક ક્ષણો સુધી તો નીરવ શાંતી જ વ્યાપી ગઇ. કોઇએ એક હરફ સરખો

ઉચ્ચાર્યો નહીં. છેવટે મેનેજરે રણધીર તરફ જોઈને કહ્યું: "હું તને પુછું છું. જવાબ આપ"

છેવટે રાઘવ આગળ આવ્યો અને એણે કેશવકાકા તથા રણધીર તરફ નીર્દેશ કરીને કહ્યું: "અમે ત્રણ અમારા કામદારબંધુઓની વતી તમારી સમક્ષ અમારી હકીકત રજુ કરવા માટે આવવાના હતા. અમે તમને કહેવા માગીએ છીએ કે તમે તમારો અન્યાયી હુકમ રદ કરો."

"શા માટે?" મેનેજરે કહ્યું.

"કારણ એટલું જ કે અમને એ તમારો કર જરા ય વ્યાજબી લાગતો નથી" રાઘવે ઉત્તર આપ્યો.

"ત્યારે મજુરોનું આરોગ્ય સુધારવા માટે હું જે જહેમત ઉઠાવી રહ્યો છું એની તમને બીલકુલ કદર નથી એમ?" મેનેજરે તુમાખાથી પુછ્યું.

"એમ જ". રાઘવે સ્પષ્ટ સંભળાવ્યું.

"કેશવ, તું પણ એમ જ માને છે?"

"એમ જ" કાકાએ સાફ કહી દીધું.

"રણધીર તારો જવાબ પણ આ બન્નેના જેવો જ છે કે શું?"

"હું પણ એમ તો કહેવા માગું છું કે અમારા પૈસા અમારી પાસે જ રહેવા દેવા"–રણધીર શરમનો માર્યો વધારે બોલી શક્યો નહીં.

મેનેજરે આખરે રાઘવને કહ્યું: "તું આ બધામાં કંઇક બુદ્ધીશાળી હો એમ લાગે છે. તને એમ નથી લાગતું કે આ આખી યોજના મજુરોના હીતને માટે જ વીચારવામાં આવી છે?"

"તો પછી તમે મીલને ખરચે એ શા સારૂ અમલમાં મુકતા નથી?"

"કારખાનું એ સદાવ્રત કે ધર્મશાળા નથી એ વાત તો તું સમજતો હઇશ–પણ હવે હું વધારે દલીલ કરવા માગતો નથી, હું તમને બધાને હુકમ કરૂં છું કે સૌ પોતપોતાને કામે લાગી જાવ." મેનેજરે છેવટે આમ ધમકી આપી ચાલવા માંડયું. ખુણામાંથી એક અવાજ આવ્યો:

"તમે તો કામે લાગી જાવ મેનેજર સાહેબ!"

'કોણ બોલ્યું એ? પંદર મીનીટમાં જો તમે કામ પર નહીં ચડો તો હું તમને બધાને બરતરફ કરીશ" મેનેજર ત્રાડુક્યો અને ચાલતી પકડી.

મજુરોની સભામાં ભારે ગડબડ મચી રહી, બધા રાઘવ પાસેથી કંઈક સાંભળવાની અપેક્ષા રાખતા હતા.

એક મજુરે તો ઉભા થઇને સીધો પ્રશ્ન પુછયો:

"હવે તમે શું કરવા ધારો છો એ કહી નાખોને, આવા અપમાનનો કંઇ જવાબ આપવો છે કે મેંઢાઓની પેઠે માર ખવો છે?"

(અપુર્ણ)

# નોંધ

## કવખતની દોડાદોડ!

સપ્રુ–જયકરની જોડી ગોળમેજી પરીષદ માટે શાંતીનું વાતાવરણ જમાવવા માટે યરવડા અને નૈની વચ્ચે જે દોડાદોડ કરી રહી છે, તેને અમે કવખતની ગણીએ છીએ. એમની એ દોડાદોડનો હેતુ મહાસભા સંપુર્ણ સ્વતંત્રતા માટે ઉપાડેલી લડત અટકાવે અને લંડનમાં ભરાનારી ગોળમેજી પરીષદમાં જવાનો વીચાર કરે, તે માટે ગાંધીજી અને નેહરૂ પીતા–પુત્રને સમજાવી લેવા તે છે. આ સમાધાનીના સુરનો પહેલો પડઘો લંડનથી શાસ્ત્રી મહાશયે પાડયો અને જયકર–સપ્રુની જોડીએ નામદાર લોર્ડ ઇરવીનને આર્થનાપત્ર પાઠવી, તેમનો અર્ધબેદરકારીભર્યો જવાબ મેળવીને તેનો પ્રતીધ્વની ઝીલી લીધો છે. પરંતુ સમાધાનીની આ બધી જ રીતો જેટલી કૃત્રીમ છે તેટલી જ હીંદને હીણું લગાડનારી છે. કેમકે બ્રીટીશ સલતનતના હીંદમાંના પ્રતીનીધીઓ–વાઇસરોયથી માંડીને ગવર્નરો સુધીના–કોઇપણ જાતની સમાધાની માટે તૈયાર નથી. ખુદ મુંબાઇના ગવર્નરે કહ્યું છે કે, તેમની સરકાર મહાસભાવાદીઓ સાથે સમાધાન કરવા તૈયાર નથી, લોર્ડ ઇરવીને પણ પોતાના નવમી જુલાઇના ભાષણમાં મહાસભાને કચડી જ નાખવાનો પોતાનો મક્કમ ઇરાદો જાહેર કર્યો છે, એટલું જ નહીં પણ મહાસભાના પ્રધાનમંડળને સંયુક્ત પ્રાંતમાં ગેરકાયદેસરની સંસ્થા તરીકે જાહેર કરવામાં સંમતી આપી છે. ઉપરાંત બ્રીટનની પાર્લામેન્ટમાં પણ મહાસભાવાદીઓની સાથે સમાધાની કરવાની સહેજ પણ ઇચ્છા કોઇ પણ જવાબદાર રાજપુરૂષે જાહેર કરી નથી, એટલું જ નહીં પણ, હીંદ તરફ સહાનુભુતી ધરાવનારા ગણ્યા ગાંઠયા સભાસદોનીએ ત્યાં પુરેપુરી અવગણના કરવામાં આવી છે. એ બધું પુરવાર કરે છે કે, માત્ર હીંદમાંની નોકરશાહી જ નહીં પણ હીંદી વઝીરની કચેરી સુદ્ધાં અત્યારે મહાસભાની સાથે સમાધાની કરવા તૈયાર નથી. આ પરીસ્થીતીમાં સપ્રુ–જયકરના પ્રયાસ નીરર્થક નીવડવાને યોગ્ય જ છે.

## દ્રાવીડીયન પ્રાણાયમ:

વળી ગાંધીજી કે પંડીત પીતા–પુત્ર પ્રજાના માનનીય નેતાઓ છે એ વાત ખરી, પરંતુ અત્યારે ગાંધીજી મહાસભાના સરમુખત્યાર નથી કે પં. જવાહરલાલ અથવા પં. મોતીલાલજી મહાસભાના પ્રમુખ પણ નથી. અત્યારે મહાસભાના પ્રમુખસ્થાને સરદાર વલ્લભભાઇ પટેલ છે. એટલે જયકર–સપ્રુની જોડી જો સાચેસાચ સમાધાની કરાવવા માટે જ આતુર હોય તો, તેમણે યરવડા અને નૈનીની વચ્ચે દોડાદોડ કરવાની કશી જ જરૂર નથી. તેમણે સરદાર વલ્લભભાઇ પટેલની સાથે જ એ જાતના સંદેશા ચલાવવા જોઇતા હતા. વ્યવહારૂ અને માનભર્યો માર્ગ તેમને માટે માત્ર એ એક જ હતો. સરદાર વલ્લભભાઇ પોતાને તે પછી જો વાજબી લાગ્યું હોત તો ગાંધીજી તેમ જ પંડીતજીઓની સાથે મસલત કરવાનું કામ ઉપાડી લેત, અથવા તો મહાસભાની કારોબારી સમીતીદ્વારા તેનો નીર્ણય–મહાસભાની ખાસ બેઠક બોલાવીને દેશની સંમતી મેળવવાની શરતે, સમાધાની કરવા તૈયાર થયેલા પંચાતીયાઓને આપ્યો હોત. તેમ નહીં કરતાં, સરકારે જેમને ગુન્હેગાર ઠરાવીને તુરંગમાં

ધકેલી દીધા છે, તે નેતાઓ સાથે સમાધાનીની વાટાઘાટ ચલાવવાનો લીધેલો માર્ગ દ્રાવીડીયન પ્રાણાયમ જેવો હોવા ઉપરાંત, ખુદ મહાસભાને, તેના હાલના પ્રમુખને અને મહાસભાવાદીઓને અપમાન કરનારો છે.

## ઘોડાની આગળ ગાડી !

વળી મી० સ્લોકોમ્બ સાથેની વાતચીતમાં ગાંધીજીએ તેમજ પં. મોતીલાલજીએ પોતે કયી શરતે સમાધાની કરવા તૈયાર છે તે ખુલ્લે ખુલ્લું જણાવી દીધુંજ છે. એટલે પણ જયકર-સપ્રુના યુગલે ફરીથી ઉપાડી લીધેલા પાણી વલોવવાનો આ પ્રયત્ન ઘોડાની આગળ ગાડી મુક્વા જેવો ઉલટો અને અવ્યવહારૂ લાગે છેજ. તેમ છતાં પોતાના દેશના હીત માટે પ્રયત્ન કરવાનો પ્રત્યેક શુભાશયી સજ્જનને પ્રમાણીક હક્ક છે, એમ માનીને આગળ વધીએ તો પણ, સમાધાનીના સંદેશવાહકોએ લોર્ડ ઇરવીનના નવમી જુલાઇના જે ભાષણમાં 'આશાનાં કીરણો' જોઇને, સમાધાની કરવા માટેની યોગ્ય તક તરીકે તે કીરણાવલીને મનાવવાની ખટપટ કરી છે, તેવું તેમાં કશુંજ નથી. ગોળમેજી પરીષદ માટે ખડી કરવામાં આવેલી આખીયે ભુમીકાનું સમગ્ર અવલોકન કરતાં જણાય છે કે, નવેમ્બરમાં વાઇસરોયે જે કંઇ કહ્યું હતું તેથી નવું જુલાઇમાં તેમણે કશુંજ કહ્યું નથી, એવો મત તો ખુદ એમનો પોતાનો છે. પરંતુ ખરી રીતે જોતાં તો ગોળમેજી પરીષદમાં કામદાર સરકારના જ પ્રતીનીધીઓ બેસશે, એવાં જે અભીવચન લોર્ડ ઇરવીને અને તેમની દ્વારા કામદાર સરકારે આપ્યાં હતાં, અને સર જોહન સાયમને સુદ્ધાં એવા જ સુરનો પ્રતીધ્વની પાડયો હતો, તેમાં ગંભીર પીછેહઠ જુલાઇના ભાષણથી થઇ છે, અને તા० ૨૯ મી જુલાઇની પાર્લામેન્ટમાંની ચર્ચા દરમીયાન મી० રામ્સે મેકડોનાલ્ડે પાર્લામેન્ટમાંના ત્રણે પક્ષના પ્રતીનીધીઓનો ગોળમેજીમાં સમાવેશ કરવાનો જે સ્પષ્ટ એકરાર કર્યો છે; તે એ પીછેહઠનોજ માત્ર નહીં, પણ હીંદને અપાયલાં સ્પષ્ટ વચનોના ખુલ્લે ખુલ્લા ભંગનો સચોટ પુરાવો પુરો પાડે છે! આ બધાં સમાધાનનાં લક્ષણ નજ કહેવાય. અને જો લોર્ડ ઇરવીનના નવેમ્બરના ભાષણથી હીંદના એકેએક મવાળ અને ઉદાર મનવાદી રાજપુરૂષને હૈયે સંપુર્ણ નીરાશા પ્રકટી હતી એ વાત સાચી હતી, તો પછી જુલાઇના ભાષણથી એ નીરાશાને આશામાં ફેરવી નાખવાનું તલમાત્રે કારણ હીંદમાં તો કોઇનેજ સાંપડયું નથી. અને નવેમ્બરના ભાષણ પછી પેલો જે બહુ ચર્ચાસ્પદ બનેલો દીલ્હી મેનીફેસ્ટો પ્રસીદ્ધ થયો હતો, તેમાં સહી કરનારા સપ્રુ-શાસ્ત્રીજીને મહાસભાના ગોળમેજી પરીષદ માટેના પ્રતીનીધીત્વને લગતા વીચારોમાં પરીવર્તન કરવા માટે પણ કશુંજ કારણ ઉપલબ્ધ થયું નથી. તેમ છતાં એક તરફથી નોકરશાહી ગોળમેજી પરીષદમાં મોકલવા માટેના હીંદી પ્રતીનીધીઓના સંબંધમાં જે રીતે કામ લઇ રહેલ છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, જો મહાસભા ગોળમેજીમાં ભાગ લેવાનો નીર્ણય કરે તો પણ, દીલ્હી મેનીફેસ્ટોમાં જણાવ્યા પ્રમાણે મહાસભાને સંગીન પ્રતીનીધીત્વ મળે તેમ નથી. એટલે હાલની સમાધાનીની વલણ પાછળ છુપાયલો ભેદ, મવાલ મુત્સદ્દીઓની કંગાલ મનોદશાનો વળી એક વધુ પુરવો દેશને પુરો પાડે છે.

## લંડનમાં હીંદનું અપમાનઃ

બીજી તરફથી બ્રીટીશ મુત્સદ્દીઓએ શરૂ કરેલી સફેદ ચાલબાજીમાં રામ્સે મેકડોનાલ્ડ જે રીતે ફસી પડયા છે, તે ઉપરથી સ્પષ્ટ

પુરવાર થાય છે કે, લંડનમાં ગયેલા પ્રતીનીધીઓમાંના કોમીવાદી, દેશી રાજાઓ, જાગીરદારો અને બ્રીટીશ પ્રતીનીધીઓના સંશ્રબળની સંગીનતાના આધારે, સાયમન વૃત્તાંતના જ પાયા ઉપર ચર્ચાની આખી વલણ ખડી કરવાના મજબુત અને સફળ પ્રયાસ કરીને, લંડનમાં હીંદનું ભયંકર અપમાન કરવામાં આવશે, તેનાં તમામ ચીન્હો વીલાયતી વાતાવરણમાં આજથી જણાઇ રહેલાં છે. શ્રીનીવાસ શાસ્ત્રીજી લંડનના એક ખુણેથી ગોળમેજી પરીષદમાં સાયમન વૃત્તાંતને લાવવો જ ન જોઇએ એવી વાતો કરી રહે છે, તે જ દીવસે પાર્લમેન્ટની વ્યાસપીઠ ઉપર ખડા રહીને બ્રીટીશ તંત્રના જવાબદાર રાજપુરૂષો, જાણે શાસ્ત્રીજીને, તેમના મવાળ મીત્રોને અને સાયમન સાતડીનો તીવ્ર બહીષ્કાર કરનાર હીંદને પડકાર આપતા હોય તેમ, આવરણ વીનાની સીધી ભાષામાં જણાવી દે છે કે, ગોળમેજી પરીષદમાં થનારી એવી એકે ચર્ચા નહીં હોય કે જેમાં એ અળખામણા વૃત્તાંતનો પદે પદે ઉલ્લેખ થવા વીના રહે! આ બધું બતાવે છે કે, આપણા મવાળ મીત્રો ખોટી આશાનાં શમણાં સેવી રહ્યા છે. અને તેમની એ ભ્રમજાળના ભાગીદાર બનવાની ગંભીર ભુલ મહાસભાને માથે ઓળવવાની એમની આ બધી માથાકુટ છે. એથી મહાસભાએ એ ભુલમાંથી ઉગરી જવું, એમાંજ રાષ્ટ્રનું હીત રહેલું છે.

## મહત્ત્વનો મુદ્દો:

પરંતુ આ બધી ચર્ચા તો મુળ મુદ્દાથી જુદી, દુરોગામી કાર્યકારણોની પરંપરા ઉપર રચાયલી છે. જે મહત્ત્વનો અને મુખ્ય મુદ્દો અત્યારે મહાસભાવાદીઓ સમક્ષ ખડો છે તે તો જુદો જ છે. અને જ્યાંસુધી તે મુદ્દાની બાબતમાં સમસ્ત હીંદના મહાસભાવાદીઓને સંપુર્ણ સંતોષ મળે તેવો ખુલાસો થાય નહીં, ત્યાં સુધી સમાધાનની એકેએક વાત અધુરી અને અસ્થાનવાળી જ મનાશે. તે મુદ્દો લાહોર મહાસભાએ પસાર કરેલો સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ, અને તેને માટે અત્યારે હીંદમાં અપાઇ રહેલા અમુલા ભોગનો છે. હજારો માણસોએ જે ભાવના માટે હસતે મોંઢે અને અપુર્વ શાંતીથી લાઠીના માર ખાધા છે, હજારો નવજુવાનો અને વૃધ્ધોને જેને માટે કારાવાસમાં ધકેલવામાં આવ્યા છે: એ ભાવનામાં પલટો કરાવવા માટે મહાસભાને કશુંજ કારણ મળ્યું નથી, આશાનું એકકે કીરણ તે માટે એકકે દીશામાંથી હજુ દેખાયું નથી, તેમ જ લાહોર મહાસભાએ જે સંજોગોમાં ઠરાવ કર્યો, તે સંજોગોમાં જરા યે ફેરફાર થયો નથી. એટલે ગોળમેજી પરીષદમાં સાયમન રીપોર્ટની કે નહેરૂ રીપોર્ટની ચર્ચા અર્થે જવા માટે મહાસભાવાદીઓથી તો તૈયાર થઇ શકાય જ નહીં. એટલી તક તો ગાંધીજી અને મોતીલાલજી લોર્ડ ઇરવીનને મળ્યા ત્યારે પણ હતી જ, એ પછી જ મહાસભાએ ઠરાવ કર્યો છે, અને એ ઠરાવની સીદ્ધી માટે મહાસભાએ લડત ઉપાડી છે.

## જવાહરલાલની જવાબદારી

રાજકારણના આ બધા ચીત્રવીચીત્ર રંગોનાં આવરણોને ભેદીને જોઇએ તો, લાહોર મહાસભાના વરાયલા પ્રમુખ પં. જવાહરલાલની સંપુર્ણ સ્વતંત્રતા સીદ્ધ કરવા માટે મથવાની ગંભીર જવાબદારી જેવી ને તેવી ઉભેલી જ છે. અને તેમની વીચારસરણી જેલમાં જવા સુધી એ જવાબદારીને અનુરૂપ જ રહી છે. તેમાંથી ડગવા માટે એમને હજુ સુધી એક પણ કારણ મળ્યું નથી. એમણે મહાસભાસમીતીની કચેરીમાંથી લંડનના નવજવાન મીત્રો ઉપર છેલ્લો પત્ર

લખતાં [તા૦ ૯ : ૪ : ૩૦] પણ ખુલ્લે-ખુલ્લા શબ્દોમાં આમ જણાવ્યું છે:

..."અમે અસહકારની ચળવળની બરાબર મધ્યમાં ખડા છીએ. અમારામાંના ઘણા જાણી જોઇને તેમજ ખુલ્લી રીતે રાજ્યદ્રોહ તેમજ મીઠાનો એ બન્ને કાયદાનો ભંગ કરી રહ્યા છીએ, એટલે અમે ગમે તે પળે પકડાઇ જવાના.

હીલચાલ જે રીતે શરૂ કરવામાં આવી છે તે રીતે તો તે મીઠાનો કાયદો અને બીજા કેટલાક નજીવાં પગલાંઓનો નીરાદર કરવા પુરતા ક્ષેત્રમાં જ મર્યાદીત થાય છે. પરંતુ, અલબત્ત તેથી કંઇ એનો અર્થ એવો થતો નથી કે, અમે અમારૂં તમામ લક્ષ્ય કેવળ મીઠાની પાછળ જ રોકી રાખવાના છીએ. અમારૂં લક્ષ્ય મીઠાનો કાયદો નીકળી જાય તે નથી, પરંતુ ખુદ બ્રીટીશ સરકાર અહીંથી જાય તે છે. મીઠાનો કાયદો એકતો ગરીબોના દ્રષ્ટીબીંદુથી અન્યાયી છે, અને સારા યે ભારતમાં વ્યાપક રૂપે તેનો ભંગ કરવાનું સરળ થઇ પડે તેમ છે. છતાં કાર્યક્રમને ગમે તે દીશા પુરતો વીશાળ બનાવવાનો માર્ગ અમારે સારૂ મોકળો છે.

મેં અગાઉ લખ્યું હતું તેમ, અમારો મુળ ઉદ્દેશ તો તમામ જાતના આર્થીક શોષણને અટકાવી નાખવું તે જ છે.

અસહકારની નવી હીલચાલ હજી તો માત્ર ત્રણ જ દીવસથી જન્મી છે, છતાં જનતાએ તેને અપુર્વ રીતે ઝીલી લીધી છે અને, તેથી અદ્‌ભુત જાગૃતી જણાઇ આવી છે. **એ વાતની તો મને જરા યે શંકા નથી કે, જ્યાં સુધી અમે અમારી નીધીની પ્રાપ્તીમાં સફળ નહીં થઇએ ત્યાં સુધી તે અટકવાની નથી:** અલબત્ત લડત દરમીયાન હુમલાના માર્ગોમાં અમારે ફેરફાર કરવા પણ પડશે..."

આ મનોદશા જુવાન પંડીતજીની છે. એટલે સમાધાનની શરતોના સંદેશવાહકોને આ લીટીઓ લખાય છે ત્યાં સુધી [તા૦ ૩૧ : ૭ : ૩૦] સફળતા લાધી શકી નથી. પંડીત જવાહરલાલ જાણે છે કે, તેમની જવાબદારી જેટલી ગંભીર છે તેટલી જ સમસ્ત હીંદના મહાસભાવાદીઓને જવાબદાર પણ છે. એટલે બરવડા કે નૈનીની તુરંગોની દીવાલો પાછળ, વાઇસરોયના ખુલ્લા [કે ગુપ્ત?] પત્રના મુદ્દા ઉપર થયેલાં છુપાં સમાધાનની જવાબદારી સમસ્ત હીંદના મહાસભાવાદીઓને બંધનકર્તા બની શકે જ નહીં. તે માટે મહાસભાની ખાસ બેઠક ભરીને, સમાધાનની શરતો માટે તેમની સંમતીની જરૂર ઉભી થશે. ભલે પછી તેમ કરવા જતાં ગોળમેજી પરીષદની નીશ્ચીત તીથીઓમાં ફેરફાર કરવો પડે.

## હિંદનું આર્થીક શોષણ:

અમલદારશાહી તરફથી વરંવાર એવો સુર કાઢવામાં આવે છે કે હીંદના વ્યપાર ઉદ્યોગનો નાશ મહાસભાની ચળવળને લીધે થઇ રહ્યો છે, પરંતુ એ મત દુનીઆના અર્થશાસ્ત્રીઓએ અત્યાર પહેલાં પ્રસીદ્ધ કરેલા અભીપ્રાયોથી ખોટો ઠરાવ્યો છે. અસહકારની હીલચાલે હીંદુસ્થાનના વ્યાપાર ઉદ્યોગનો નાશ કર્યો નથી, કે મુંબાઇના મીલ ઉદ્યોગને નુકશાન કર્યું નથી. પરંતુ એમ થવાનું મુખ્ય કારણ હીંદનું જે દ્રષ્ટીએ આર્થીક શોષણ વરસોથી થઇ

રહ્યું છે તે જ છે. તેમાં ૧૮ પેનીના હુંડિયામણે આ દેશને અબજો રૂપીઆનું નુકશાન કર્યું છે અને હજી પણ તેથી જ હીંદી ખેડુતોને દર વર્ષે કરોડો રૂપીઆનું નુકશાન થઇ રહ્યું છે. ગરીબ ખેડુતોના પ્રત્યેક રૂપીઆમાંથી હુંડીયામણની આ કૃત્રીમ રીત બબ્બે આના ખેંચી લે છે. ઉપરાંત એ કૃત્રીમ હુંડીયામણને ટકાવી રાખવા માટે હીંદની ઇમ્પીરીયલ બેન્ક ઉંચા વ્યાજના કૃત્રીમ દર ટકાવી રાખે છે તેથી હીંદના દેવામાં ડુબેલા ગરીબ ખેડુતોને ભરવાં પડતાં છુંદી નાખનારાં વ્યાજમાં કૃત્રીમ વધારો થતો જ રહ્યો છે, અને તેથી દીવસે દીવસે વધુ અને વધુ નીર્ધન થતા જતા ખેડુતોની દશા, આર્થીક દ્રષ્ટીએ વીશેષ અને વીશેષ નબળી બનતી જાય છે. તેમ તેમ તેની ખરીદ કરવાની શક્તી ઘટતી જાય છે. લડાઇ પહેલાં પ્રત્યેક માણસ દીઠ હીંદમાં ૧૬ વાર કપડું વપરાતું હતું, આજે તેમાં દોઢ વારનો ઘટાડો થઇ ૧૪॥ વારની સરેરાશ આવે છે. અર્થાત જ હીંદના મીલ ઉદ્યોગને માટે દેશનું બજાર ઘટતું જાય છે. બીજી તરફથી કાચા માલના ભાવ ગગડતા જાય છે, અને મુડીવાદી દેશોની તીવ્ર હરીફાઇને લીધે, તૈયાર માલનો જથ્થો એટલો વધે છે કે, તેથી આખી દુનીયાનાં બજારોમાં મંદી વધતી જ જાય છે. અને આ મંદીથી અસર કંઇ એકાદ બે મહીનાની નથી, પણ કેટલાંક વર્ષોની છે. એટલે અસહકારની ચળવળથી હીંદના ઉદ્યોગનો નાશ થાય છે, કે આર્થીક દ્રષ્ટીએ હીંદને નુકશાન થાય છે: એ માન્યતા જ સદંતર ખોટી છે.

## જગતના મીલ ઉદ્યોગમાં મંદી:

દરેક માણસને જેમ પેટ પુરતો ખોરાક જોઇએ છે તેમ શરીર ઢાંકવા પુરતું કપડું પણ જોઇએ છે. પરંતુ વધતા જતા ઉદ્યોગવાદને લીધે મુડીવાદ જે ઉગ્ર સ્વરૂપ લઇ રહ્યો છે, તેને લીધે જગતભરના અને ખાસ કરીને પરાધીન દેશોના ખેડુતો અને મજુરોની આર્થીક સ્થીતી બગડતી રહી છે; એથી જગતભરના મીલ ઉદ્યોગને માટે અત્યારે આશાજનક સ્થીતી છેજ નહીં. અત્યારે જ દુનીયાના ઉદ્યોગોમાં કામ કરનારા ૨૦,૦૦૦,૦૦૦ મજુરો બેકાર છે, ઉપરાંત કરોડો માણસો ઓછે પગારે કામ કરે છે, તેમ છતાં વધતી જતી હરીફાઇને લીધે દુનીયાભરના મુડીવાદીઓ ખર્ચમાં ઘટાડો કરવા ઔદ્યોગીક પુનઃરચના કરવાની તજવીજો કરી રહ્યા છે, તેથી અત્યારે કારખાનાઓમાં રોકાયલા માણસોમાંથી લગભગ ૨૫ થી ૫૦ ટકા જેટલાં વધુ માણસો બેકાર બનશે એવો ભય અત્યારથી જ ઉભો થયો છે. ખુદ લેન્કેશાયરમાં અત્યારે મીલ કામદારો ચચ્ચાર શાળ ચલાવે છે, તેને બદલે આઠ આઠ શાળ ચલાવવાની રૂઢી દાખલ કરી, અનેક માણસોને બેકાર બનાવી, બાકીનાઓને પગારમાં થોડોક વધારો કરી આપીને, દુનીયાનાં બજારો હાથ કરવાની હીલચાલ થઇ રહી છે; પરંતુ તેથી જે સંખ્યાબંધ લોકો અત્યારે માલ ખરીદવાની થોડી ઘણી શક્તી ધરાવે છે તેમાં ભયંકર ઘટાડો થઇ જશે. પરીણામે ઉદ્યોગવાદીઓની દશા 'જ્યાં ના ત્યાં' જેવી જ રહેવાની છે, તે સ્થીતી ઉભી કરનાર મુડીવાદ, સામ્રાજ્યવાદ અને ઉદ્યોગવાદની ભયાનક હરીફાઇ જ છે. અસહકારની ચળવળ નહીં; એમ જગતભરના પ્રામાણીક અર્થશાસ્ત્રીઓ હકીકત અને આંકડાઓથી પુરવાર કરે છે.

## લેન્કેશાયરની પરીસ્થીતી:

આ જાતના ઔદ્યોગીક ઘર્ષણમાં બ્રીટનને વીશેષ સહન કરવું જ પડે એવી

સ્થીતી હોવાનું કારણ એ છે કે, તે જુનામાં જુનું મુડીવાદી સંસ્થાન હોઇને એક વખતે દુનીયાભરનાં બજાર ઉપર એનો જ પંજો પથરાયલો હતો, એટલે તેના નવા હરીફો જે બજારો મેળવે તે બજાર બ્રીટનને ગુમાવવાં પડે એ સ્વાભાવીક છે. મહા યાદવી પહેલાં આખા જગતના સુતરાઉ કાપડના ઉદ્યોગમાં બ્રીટન ૭૩ ટકા માલ આપતું હતું, આજે પણ યુદ્ધની અગાઉ હતું તેમ બ્રીટનનો મુખ્ય ઉદ્યોગ સુતરાઉ કાપડનો જ છે. બ્રીટનમાંથી જે તૈયાર માલ બહાર ચઢે છે. તેમાં ચોથો હીસ્સો તેનો છે. પરંતુ ધીરે ધીરે તે જગતનાં બજારોમાંથી પોતાનું સ્થાન ગુમાવતું જાય છે. પ્રજાસંઘે (લીગ ઓફ નેશન્સે) ૧૯૨૫ માં કહેલા સરવૈયા પ્રમાણે, તેનો સુતરાઉ કાપડનો ઉદ્યોગ ઘટીને ત્યારે ૫૭ ટકા જેટલો થઇ ગયો હતો, તે વર્ષમાં બ્રીટને કાપડની નીકાશમાં યુદ્ધ પહેલાંના વ્યાપાર કરતાં ૩૫ ટકા ગુમાવ્યા હતા, ત્યારથી તો તે વ્યાપારમાં ભરતીને બદલે ઓટ જ આવ્યા કરે છે. ૧૯૨૯ માં ૩૫ ટકાને એ ઘટાડો ૪૦ ટકા ઉપર પહોંચ્યો અને ૧૯૩૦ ના આરંભના ત્રણ મહીના સુધીનો બ્રીટનનો સુતરાઉ કાપડનો નીકાશ વ્યાપાર યુદ્ધ પહેલાંના એટલા જ સમયના વ્યાપાર સાથે સરખાવતાં ૪૯ ટકા જેટલો ઘટી ગયો છે. એટલે હીંદુસ્થાનમાં ગાંધીજીએ મીઠાના કર ભંગની લડતનો આરંભ કર્યો તે પહેલાં, બ્રીટનનો સુતરાઉ કાપડ પડતો જ જતો હતો. આમ થવામાં અસહકારની હીલચાલ કારણભુત નથી, પણ જપાનની તીવ્ર હરીફાઇ તેમ જ હીંદ, ચીન અને અમેરીકન મીલોમાં વધતા જતા તૈયાર માલની ઉત્પત્તિ જ છે. બીજી તરફ માલની ખપત ઓછી થતાં કાચા રૂની ખપતમાં યુદ્ધની અગાઉના સમય કરતાં વધારો થયો છે. * તેમ છતાં મુડીવાદીઓની વધતી જતી હરીફાઇ અને માલ ખરીદનારાઓની વધતી જતી ગરીબાઇને લીધે ૧૯૨૯ ના પાછલા ૭ મહીનાઓમાં સુતરાઉ કાપડ તૈયાર કરનારા એકવીસ દેશોમાં કામ કરવાના કલાકોમાં ઘટાડો કરવામાં આવ્યો હતો. લેન્કેશાયરની અનેક મીલો અત્યાર પહેલાંની આ તીવ્ર હરીફાઇ અને વધારે પડતા માલના ઉત્પન્નથી બેંકોમાં ગીરવી મુકવામાં આવી જ હતી. આવી દેવાદાર બનેલી મીલોને લેન્કેશાયર કોટન કોરપોરેશન હાથ કરતી જાય છે. આ રીતે તેણે ગયા બે મહીના સુધીમાં ૧૦,૦૦૦,૦૦૦ ત્રાકો અને ૨૫,૦૦૦ શાળો તો હાથ કરી દીધી હતી, અને આ દશાને લીધે આવતા શીયાળામાં લેન્કેશાયરની દશા ઘણી જ ગંભીર થઇ પડશે, એવી આગાહી "મોર્નીંગ પોસ્ટે" કરી છે. ગયા બે મહીનામાં આગલા વર્ષના બે મહીના કરતાં બ્રીટનમાંથી થયેલી નીકાશમાં ૪૬,૮૪૩,૦૦૦ પાઉન્ડનો ઘટાડો થયો છે, આ બધું કંઇ હીંદની બહીષ્કારની ચળવળથી થયું નથી. એના કારણ તો અમે ઉપર બતાવી ગયા તે જ છે.

## સાવધાન રહેવાની જરૂર:

આ દેશમાં પણ અમલદારશાહીની માફક જનસમુહના મગજમાં બીજા એક વર્ગે એવો ખોટો ખ્યાલ ઉભો કર્યો છે કે, આપણે શરૂ કરેલા બ્રીટીશ માલના બહીષ્કારને લીધે જ

---

* યુદ્ધ પહેલાં જગતભરનાં બજારોમાં રૂની ૨ કરોડ ૩૦ લાખ ગાંસડી ખપતી હતી, ૧૯૨૫–૨૬ માં ૨ કરોડ ૪૭ લાખ ગાંસડી ખપી હતી અને ૧૯૨૯–૩૦ માં કરોડ૨ ૬૨ લાખ ગાંસડી ખપી છે.

લેન્કેશાયરની સ્થીતી મુશ્કેલ બની ગઇ છે. અલબત્ત અમે ઉપર બતાવી ગયા તેવી સ્થીતીમાં હીંદમાં બ્રીટીશ માલના બહીષ્કારની હીલચાલ સંગીન ધોરણે અને મક્કમ પાયા ઉપર ચલાવવાનું કાયમ રહે તો, તેની અસર બ્રીટનના નીકાશ વ્યાપાર ઉપર જરૂર થાય. પરંતુ અત્યારથી એવી અસર થઇ ગઇ છે, એવા ભ્રામક વીચારો ફેલાવવાથી આ દેશની બહીષ્કારની ચળવળને લાભ થવાનો નથી. વીશાળ પાયા ઉપર વ્યાપક સ્વરૂપે ચલાવવામાં આવતી સંગીન હીલચાલમા આપણા ખળતું માપ બરાબર આંકવું જોઇએ, વ્યવહારૂ ધોરણે આસપાસના સંજોગોનો સ્વીકાર કરીને એ માપ ખરેખરૂં અંકાય તેમાં જ લાભ છે; બાકી બળતું માપ જેમ ઓછું આંકવું એ હાનીકારક છે, તેટલું વધારે આંકીને હર્ષાઇ જવું એ પણ વીજય મેળવવામાં વીઘ્નકર્તા છે. બ્રીટીશ માલના બહીષ્કારની ચળવળ હજુ આપણે હમણાં જ શરૂ કરીએ છીએ, પરંતુ ૧૯૩૦ ના જાન્યુઆરીથી માર્ચ સુધીના બ્રીટનના નીકાશ વ્યાપારમાં તેના આગલા વર્ષના ત્રૈમાસીક નીકાશ સાથે સરખાવતાં નીચે પ્રમાણે ઘટાડો તો થયો હતો :

| વસ્તુ. | | ઘટાડાના ટકા |
|---|---|---|
| લોખંડ અને પોલાદ | ... | ૧૨.૮ |
| યંત્રો | ... | ૮.૦ |
| સુતરાઉ કાપડ | ... | ૧૩.૫ |
| ગરમ ,, | ... | ૧૬.૦ |
| મીલોનો બીજો માલ | ... | ૭.૫ |

આ બધી ખોટને પહોંચી વળવા માટે જ રોથરમીઅર, બેવરબ્રુકર અને બીજા શાહી–મુડીવાદીઓએ 'યુનાઇટેડ એમ્પાયર પાર્ટી' સ્થાપી છે, તેનો હેતુ 'બ્રીટીશ તાજમાંના ઝગઝગતા જવાહીર હીંદ'ને તેથી જ સાંસ્થાનીક સ્વરાજનો છાંયડો પણ ન મળે, તે માટે લડત ઉપાડવા પોતાનાં તમામ બળ તેમજ સાધનોને એકઠાં કર્યાં છે. તેમનો વીચાર ખાસ કરીને હીંદ, ઇજીપ્ત અને આફ્રીકાના મુળ વતનીઓને, એમના મુડીવાદી હીતસંરક્ષણને માટે, આર્થીક દ્રષ્ટીએ શોષી લેવાનો છે, એટલે જ હીંદને આર્થીક સ્વતંત્રતા મળે તેની સામે તેઓ મજબુત વીરોધ કરી રહ્યા છે. અને તેથી હીંદીઓએ આર્થીક સ્વતંત્રતા મેળવવા માટે રાજકારણી ક્ષેત્રમાં સંપુર્ણ સ્વતંત્રતા મેળવવા સારૂ મક્કમ બનવાની સાવધાની રાખવાની જરૂર છે. 'એમ્પાયર ફ્રી ટ્રેડ' (સામ્રાજ્યમાં નીર્બંધ વ્યાપારી રૂઢી)ની બેવર–મીઅર યોજનાનો હેતુ પણ એ જ છે. જેમ જેમ બ્રીટનના મુડીવાદીઓનાં હીત જગતની વ્યાપારી સ્પર્ધાને લીધે જોખમાતાં જાય છે, તેમ તેમ સામ્રાજ્યવાદની ચુડમાં હીંદને તેઓ મક્કમ રીતે ભીંસવાની ભીષણ નીતી અંગીકાર કરતા જાય છે. કેમકે અત્યાર પહેલાં સાંસ્થાનીક સ્વરાજ ભોગવતાં ગોરાં સંસ્થાનો સામ્રાજ્યને માટે કે તેના રૂપાળા નામની લાગણીને લીધે, આર્થીક દ્રષ્ટીએ પોતાનો નાશ નોતરવા તૈયાર નથી. તેઓ તો બ્રીટીશ માલ મંગાવવો ઓછો કરે છે એટલું જ નહીં પણ તેની સામે જકાતી દીવાલો ખડી કરવા પણ તત્પર છે. એટલે રોથરમીઅર અને બેવરબ્રુકર તેમ જ તેના મીત્રોની દ્રષ્ટી હીંદ ઉપર ચોંટી છે. તેમને અમેરીકા અને જાપાનનો વચ્ચેથી કાંટો કાઢવો છે, એટલે 'એમ્પાયર ફ્રી ટ્રેડ'ની વાતો કરે છે. * એ વાત આપણે ભુલવી જોઇતી નથી.

---

* હીંદ સાથેનો બ્રીટનનો વ્યાપાર ૬૩ ટકા જેટલો હતો, તે ઘટીને હવે ૪૫.ટકા જેટલો થયો છે. અને એ ઘટેલા ૧૮ ટકા ખાસ કરીને અમેરીકા અને જાપાનને ફાળે ગયા છે

## બ્રીટન અને આંતર રાષ્ટ્રીય રાજકારણ :

વ્યાપાર ઉદ્યોગની આ હરીફાઇની એકલી ચીંતા બ્રીટનને નથી. આંતર રાષ્ટ્રીય રાજકારણની આંટીઘુંટીઓનાં કોકડાં યુરોપ અને અમેરીકામાં વધુ અને વધુ ગુંચવાતાં જાય છે. મોં. બ્રીયાંએ એક તરફથી પોતાનો આલ્સાક લોરેન્સ ઉપરનો કાબુ મજબુત કરી જમ઼ર્નીને નબળું રાખવાના તેમજ અમેરીકાને એકલું પાડી દેવાને ઇરાદે, 'સંયુક્ત યુરોપ'ની યોજના ઘડી છે, બીજી તરફથી ઇટાલી ફ્રાન્સને દરરોજ યુદ્ધની ભાષામાં પડકાર આપી રહ્યું છે, ત્રીજી તરફ નૌકા પરીષદની નીષ્ફળતાને પુરવાર કરનારા વધુ પુરાવા મળતા જાય છે, અને એક બાજુએ અમેરીકા અને બીજી તરફ રશીયા સાથે મોડે કે વહેલે યુદ્ધમાં ઉતરવાના સંજોગ બ્રીટનને માટે વધતા જાય છે. ઇજીપ્તમાં નહાશપાશાએ કમર કસી છે, હુપેલ-સ્ટાઇન અને ઇરાકનો રાજકારણી અસંતોષ ઘટવાને બદલે વધે છે. આરબ–જયુ ઝઘડામાં બ્રીટીશ મુત્સદ્દીઓમાં મતભેદ પડી ગયા છે, અને તેથી બ્રીટનની સ્થીતી સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી છે. આ બધા સંજોગો જોતાં, હીંદીઓએ ઉપાડેલી લડતમાંથી ધ્યાન છોડીને, લંડનની ગોળમેજી પરીષદની મધલાળ તરફ ધ્યાન લગાડવું, એ હીંદને માટે ગુલામીનો સેંકડો વર્ષનો નવો પટો લખાવી લેવા જેવું છે. સંતોષની વાત એટલી જ છે કે, મહાસભાના હાલના પ્રમુખ સરદાર વલ્લભભાઇ અને પં. માલવીયાજી તેમજ શ્રી. વીઠ્ઠલભાઇ પટેલ તેમજ મહાસભાની કારોબારી સમીતી એ જ મત ધરાવે છે.




મો. બ્રાયાંનો પાનાંનો બંગલો

## જાગૃતિનું રણશીંગુ



ગુજરાતનો કિશોર સમાજ માતૃભુમીની હાકલે જાગૃત થઇ ગયો છે. "ઇન્કીલાબ ઝીન્દાબાદ" એનું જીવનસુત્ર બન્યું છે.



વર્ષ : ૨ જું.] સપ્ટેમ્બર : ૧૯૩૦ [અંક : ૬

# યુગધર્મ

: લેખક :

તંત્રી

આજનો યુગધર્મ રાષ્ટ્રધર્મ છે.

ગઇ કાલનો યુગધર્મ, ધર્મ (religion) હતો.

અને આવતી કાલનો યુગધર્મ આંતરરાષ્ટ્રીય ધર્મ બનવાનો છે.

ગઇ કાલના યુગધર્મનું પ્રધાનલક્ષણ ધર્મકારણ હતું, આજના યુગધર્મનું પ્રધાનલક્ષણ આર્થીક રાજકારણ છે, ત્યારે આવતી કાલના યુગધર્મનું લક્ષણ સુસંવાદી આંતરરાષ્ટ્રીયતા બનવાનું છે.

ગઇ કાલના બુધ્ધીમાન પુરુષોએ ધર્મ (religion)ના તંતુએ સમાજને સંગઠીત કરવાનો પ્રયત્ન સેવ્યો. સમાજને ધારણ કરે તે ધર્મ. એ દષ્ટીબીંદુને કેન્દ્રસ્થ રાખીને આદીકાળના પુરષોએ ધર્મની કલ્પના અને વ્યાખ્યા બાંધી અને એ કલ્પના સુત્રના બળે સમાજમાં સહકારનાં તત્ત્વો સરજવાનો પ્રયાસ કર્યો. એ પ્રયાસ સુસંગઠીત બને તે માટે તે યુગના બુધ્ધીમાનોએ ઇશ્વરની કલ્પનાની મુળ ભુમીકા ઉપર, પોતાના વીચારતંતુઓને ગુંથ્યાં.

एषो ह देवः प्रदिशोऽनु सर्वाः

[ખચીત એ દીવ્ય પરમાત્મા સર્વ દીશાઓમાં રહેલા છે] અને મનુષ્ય માત્ર તેનો અંશ છે—મનુષ્ય માત્રમાં તેનો વાસ છે એવું તે યુગની જનતાને સમજાવ્યું. એ કલ્પના મુર્તીની અંદર તેમણે સર્વ શક્તીની તથા સર્વ વ્યાપકતાની કલ્પનાનું આરોપણ કર્યું, અને તે સચ્ચીદાનંદ શક્તીને નામે સમાજને સાથે મળીને સર્વ કાર્યો કરવામાં પોતપોતાની શક્તી ખર્ચવાનો ઉપદેશ આપ્યો. પરંતુ તેથી તે યુગના મનુષ્યોમાં સ્વાવલંબી બુધ્ધીનો ઉદય થયે નહીં. તેઓ પરાવલંબી બન્યા. એ પરાવલંબીપણાને

પુનર્જન્મવાદ અને નશીબવાદના ટેકાથી એવડું બળ મળ્યું એટલે તે યુગનો માણસ સ્વાશ્રયી તેમ જ સ્વમાનશીલ બનવાને બદલે, પેલી કલ્પનાની ઇશ્વરી શક્તીથી પોતાને ઉતરતો, તેને આધારે ટકતો, તેની ઇચ્છાથી ગતી કરતો બન્યો. વર્ણવ્યવસ્થા અને આશ્રમ વ્યવસ્થાએ એના પરાવલંબીપણાને ખીલવ્યું, એની સાત્વીક અહંતાને ઉગતી ડાંભી. પરીણામે તે સ્વશક્તીએ ઝુઝતો મર્દ મટી કલ્પનાની કોઇક અગમ્ય શક્તીના સુત્ર સંચાલને પોતાની જાતને ચલાવતો પુતળું બન્યો. બુદ્ધીમાનોની કલ્પનાએ સરજેલી ઇશ્વરી શક્તીને, મનુષ્યની સાદી સીધી દ્રષ્ટી માટે અગોચર અને તેની માનવી બુદ્ધી માટે કલ્પનાતીત બનાવીને, તે યુગના મનુષ્યની પરાવલંબીતાને વ્યવસ્થીત રીતે ખીલવવાના પ્રયાસ કરવામાં આવ્યા. અને તેને સક્રીય સ્વરૂપ આપવા માટે ભુદેવો અને ભુપાળોને નામે માનવ સમાજમાં ઉંચ—નીચના વર્ગીય ભેદો દાખલ કરવામાં આવ્યા!

∴

ભુદેવો જાતે પૃથ્વી ઉપરના ઇશ્વર બન્યા, ભુપાળોને એ દેવોનું પાલન તેમ જ સંરક્ષણ કરવાની શરતે પૃથ્વી પરના ઇશ્વરાવતારોના સંતાનોનું પદ અપાયું: અને એ બન્ને વર્ગોની વચ્ચે જ શ્રી (લક્ષ્મી) ધી (બુદ્ધી) અને શક્તીની વહેંચણી થઇ ગઇ. ભુદેવે પોતાને સર્વશ્રેષ્ઠ અને પુજ્ય મનાવી, ભુપાળની શ્રેષ્ઠતાનાં ડીમ્ડીમ્ વગાડી, શ્રેષ્ઠતામાં તેને માત્ર પોતાથી જ ઉતરતું સ્થાન આપ્યું: પરીણામે પેલા ધર્મના તંતુએ સમાજને બાંધી, તેનું સંવાદી અને સહકારી ધોરણે સંગઠન રચવાને બદલે; જુની કલ્પનાનું આખું યે માળખું સખળ-ડખળ થઇ ગયું. અને ભુદેવો તેમ જ ભુપાળો વચ્ચે પણ પછી તો ભયંકર વર્ગ વીગ્રહો જામ્યા. એટલું જ નહીં પણ ઇશ્વરી શક્તીને કેન્દ્રસ્થાને સ્થાપી તેની આસપાસની જે વ્યવસ્થાને [અથવા તો કહો કે કલ્પનાને] ધર્મનું જે નામ અપાયું હતું, તે જ ધર્મ સમાજના મોટા સમુહને કચડી નાખનારો અને સમાજની સ્વતંત્ર પ્રગતીને નૈસર્ગીક રીતે ખીલવા દેવાને બદલે તે પ્રગતીને અટકાવીને રૂંધી નાખવાનું સાધન બન્યો.

ધર્મની કલ્પનાનાં મુળ વટવૃક્ષ ઉપરથી પછી તો એટલી નવી નવી વડવાઇઓ ઉતરી કે મુળ વડલો જ તેની અંદર અદ્રસ્ય થઇ ગયો. વર્ણવ્યવસ્થાના વૃક્ષની ઉપર ન્યાતોની વેલીઓનું એટલું ભારણ થઇ ગયું કે, પ્રાચીન વર્ણવ્યવસ્થા જ તેના ભારે પડી ભાગી, અને વર્ગ વીગ્રહોએ ઉભી કરેલી સ્થીતીએ માનવજીવનની આશ્રમ વ્યવસ્થાનો કચ્ચરઘાણ વાળી નાખ્યો.

આર્ય અનાર્યના મુળભુત ભેદો તો આરંભથી જ હતા, તેમાં આર્યોના સ્વાર્થી વર્ગવીગ્રહોએ અનેક નવા ભેદો પાડયા. તો પણ એ બધી વ્યવસ્થા અને યોજના છેક જ નવી હોવાને લીધે, પ્રાર્થના સ્વરૂપે, સંસ્કૃત ભાષાના વાહન ઉપર ચઢીને વ્યાપક બનેલા સાહીત્ય સ્વરૂપે, પૌરાણીક કથાઓના કલ્પના સ્વરૂપે અને વીવીધ દીશાઓના સુંદર સ્થળોને કલ્પેલાં તીર્થસ્થળો તરીકે પંજાબથી છુટા પડી સમસ્ત ભારતમાં પથરાયલા આર્યોમાં એક પ્રકારનો સંબંધ જળવાઇ રહ્યો.

પરંતુ ધીરે ધીરે પ્રાર્થનાઓના અર્થ ભુલાતા ગયા, સંસ્કૃત ભાષા મૃતપાય બનવાથી તેનું સાહીત્ય વીસારે પડવા માંડ્યું. રહ્યાં માત્ર તીર્થો અને પૌરાણીક કથાનકો: એ બન્નેને કમાણીનાં સાધન માનનારા વર્ગે કેવળ આર્થીક ઉદ્દેશ પુરતાં જાળવી અને ટકાવી રાખ્યાં ખરાં, પરંતુ અર્થકારણ જ

એના આયુષ્યને ટકાવીને લંબાવવામાં પ્રબળ બનવાથી, તેનો ભયંકર દુરૂપયોગ થયો. તેણે અનેક વર્ણો અને રૂઢીઓને જન્મ આપ્યો એટલુંજ નહીં પણ એક રાષ્ટ્ર અને એક પ્રજાની ભાવનાને, એના ઇજારદાર વર્ગના સ્વાર્થીપણાએ ભયંકર ફટકો માર્યો: એક પ્રજાના અનેક ભાગલા પડી ગયા, એક રાષ્ટ્રની પ્રબળ ભાવના ભુંસાઇ ગઇ. પરીણામે આદી પુરૂષોની सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवाव है तेजस्वीनावधीतमस्तु मा विद्विषावहै એ ભાવના લુપ્ત બની બેઠી. હીંદુસ્થાનનો હીંદુ ઘરઘરનો બની બેઠો. તેની દ્રષ્ટી દીને દીને સાંકડી અને સાંકડી બનતી ગઇ અને છેવટે જન્મવું, પરણવું, પ્રજોત્પત્તી કરવી, પેટભરવા પુરતું કમાવું, સંતાનોને જેમ તેમ પરણાવી દેવાં: એમાંજ મનુષ્ય જીવનની પરીસમાપ્તી મનાઇ. તેનું અર્થશાસ્ત્ર પૈસાના શાકમાંથી કાછીઆ પાસેથી દમડી કેમ પડાવવી તેમાં આવી ભરાયું, તેનું સ્વમાન વહેલામાં વહેલી તકે છોકરાંને કેમ પરણાવી દેવાં એની ભાંજગડમાં પરીણમ્યું અને તેની શક્તીની જ્યોતી ન્યાતના ઝઘડામાં અને નાની મોટી બાબતોમાં પડોશીઓ સાથેના કજીયા કંકાસમાં બુઝાઇ ગઇ. એનું ફળ આવ્યું સ્વાધીન આર્યોની પરાધીનતા: સુદ્રઢ આર્યોની નીર્માલ્યતા અને ગૌરવંતા આર્યોની ગુલામી મનોદશા. સંસ્કૃતીની નહીં પણ શક્તીની અથડામણો તેટલામાં શરૂ થઇ. યુરોપ અને એશીયાના લડાયક ટોળાં સમૃદ્ધી અને સૌન્દર્યસંપન્ન આર્યાવર્ત ઉપર ધસી આવ્યાં. અંદર અંદર લઢીને નીર્બલ બનેલો આર્ય તેમની સાથે ટકી શક્યો નહીં, એટલું જ નહીં પણ વીદેશી યોદ્ધાઓના પડેલે જ ફટકે પરાજય પામેલો કદી તે ફરીથી મર્દાનગી ભર્યો હુંકાર કરી; તેમની ધુરાને પોતાની કાંધેથી ઉથલાવવાનો પ્રયત્ન માત્રે કરી શકયો નહીં.

∴

અલેકઝાન્ડરને માત્ર પોતાની શક્તીના પ્રદર્શનના કોડ હતા. તે આ દેશમાં વસવાટ કરવા ન રહ્યો, પણ હુણ વગેરે પરદેશી જાતીઓ આર્યોના આર્યવર્તમાં આવી વીજ્ય મેળવી શાસક બની બેઠી. તે જ રીતે અરબસ્થાન તરફથી આવેલાં ઇસ્લામી ટોળાં પણ અહીં વીજ્ય મેળવી શાસન ચલાવવાના સંતોષથી અજ દેશમાં આવીને વસ્યાં. અને આર્યોની આથમતી સંધ્યાએ સદીઓ જુની એ પરાધીનતા આર્યોના વંશજોને રાજકારણી બાબતમાં પારકા તાબેદાર બનાવીને જ અટકી નહીં, તેણે તો સર્વશ્રેષ્ઠ સંસ્કૃતીનો દાવો કરનારા આર્યપુત્રોને, પોતાની સરજેલી સામયીક રૂઢીઓના કાયમના ગુલામ બનાવી દીધા. ભારતવર્ષ કે આર્યાવર્ત ત્યારથી હીંદુસ્થાન બન્યો.

મોગલ સત્તાનો સુર્ય જ્યારે ઝાંખો પડી ગયો હતો, ફરીથી હીંદુઓની સત્તા જ્યારે નવે સ્વરૂપે સ્થપાઇ ચુકી હતી, તે અરસામાં યુરોપના વ્યાપારીઓનાં ધાડાં ધન લોભે આ દેશમાં સાગર રસ્તે ધસી આવવા લાગ્યાં. ધન અને સત્તા લોલુપ એ વ્યાપારી ટોળીઓ અંદર અંદર લઢી–ઝગડી, પણ પોત પોતાની શક્તી ઉપર આધાર રાખનારા તે સમયના હીંદુ કે મુસલમાન રાજાઓને તેજસ્વી બુદ્ધીનો કોઇ દેશી મુત્સદ્દી મળ્યો નહીં. પરીણામે જ્યારે અમેરીકા બ્રીટનની સત્તા નીચેથી બળવો કરીને મુક્ત બ ન્યો, તે જ વખતે પરસ્પરના કલહ કંકાસને ભોગે હીંદુસ્થાનના હીંદુ અને મુસલમાનો ઇસ્ટ ઇન્ડીયા કંપનીના ધુર્ત કારભારીઓની જાળમાં ફસી, બ્રીટીશ સામ્રાજ્યવાદના પંજામાં સપડાયા.

અને હીંદુસ્થાનના ઇતીહાસની ગઇ કાલ આમ સદાને માટે આથમી ગઇ.

.·.

**આજની** ઘડીનો યથાર્થ વીચાર કરી શકાય તે માટે અમે આથમી ગયેલી એ સુભાગી ને દુર્ભાગી ગઇ કાલની સવીસ્તર ઓળખાણ આપવા જાણી જોઇને જ પ્રયાસ કર્યો છે.

ગઇ કાલના હીંદુસ્થાનમાં અને આજના હીંદુસ્થાનમાં ભયંકર પરીવર્તન થઇ ગયું છે. આજનો હીંદ નથી એકલા હીંદુનો કે નથી એકલા મુસલમાનનો. તે છે હીંદમાં જન્મતા, જીવતા અને આખરે હીંદની ભુમી ઉપરજ છેવટનો શ્વાસ લેતા સુધી રહેતા હીંદુ, મુસલમાન, શીખ, પારસી અને ઇસાઇઓનો. તેથી જ પરાધીનતાની બેડીઓ આમ પ્રત્યેક હીંદવાસીને એક સરખી રીતે ખુંચે છે. પરદેશમાં વસતી પર પ્રજાના સામ્રાજ્યવાદી શાસનનો મોટામાં મોટો દુર્ગુણ, આ દેશમાંથી પરદેશમાં નીરંતર વહેતી રાખવામાં આવતી આર્થીક નીકને માટે થઇ રહેલું સતત અર્થ શોષણ: તેની અસર પણ અહીં વસતી પ્રત્યેક જાતીને એક સરખી જ થઇ રહેલી છે. અમુક કોમ કે જાતી તરફના પ્રેમ કે પક્ષપાતને લીધે એ આર્થીક અસરમાં ઓછાપણું કે વધારાપણું કરી શકાવું જ અશક્ય છે.

અને પરાધીનતાને લીધે આ દેશમાં તેમ જ પરદેશમાં હીંદવાસીઓનું હીંદીઓ તરીકે જે ભયંકર અપમાન ઠામ ઠામ થઇ રહેલું છે, તેની અસરમાં પણ તમામ હીંદવાસીઓનો સરખો હીસ્સો લીધે જ છુટકો થાય છે. એટલું જ નહીં પણ કાયદાની દ્રષ્ટીએ તેમ જ વ્યાપાર ઉદ્યોગની નજરે અથવા ઉંચા સનદી, લશ્કરી હોદ્દાઓ મા કરવામાં આવેલી પક્ષપાત ભરી વ્યવસ્થાની દ્રષ્ટીએ, પણ કોઇ પણ હીંદી તેની કોમી કે ધાર્મીક ભીન્નતાને અંગે છટકી શકે તેમ નથી. ટુંકામાં કે: આજનો હીંદનો પ્રત્યેક વતની-પછી તે ગમે તે ધર્મનો અથવા ગમે તે કોમનો હોય-એક જ નૌકાનો ઉતારૂ છે. રાજકારણી પરાધીનતા અને તેને અંગે ઉભી થયેલી આર્થીક પરાધીનતાને કારણે જો તે નૌકા ડુબશે તો તેમાં બેઠેલા બધા જ ડુબવાના છે, અને જો તે નૌકા સ્વાધીનતાના હક્કની પ્રાપ્તીથી નવાં જોમ અને નવી અનુકુળતાઓથી નવી સફર ખેડશે, તો તેથી બધા જ તરવાના છે. એટલે આજનો યુગધર્મ તે રાષ્ટ્રધર્મ જ છે.

**અલબત્ત** સામ્રાજ્યવાદોની સ્વાર્થી અથડામણોને લીધે, પશ્ચીમની ભુમીમાંથી રાષ્ટ્રધર્મની સામે વીરોધના સુર ક્વચીત સંભળાય છે, અને જાણે આંતરરાષ્ટ્રીય સહકારનું નવસર્જન થતું હોય, તેવું બતાવવાનો પ્રયત્ન પણ કરવામાં આવે છે. એટલું જ નહીં પણ, પોતાનાં ઉદાહરણ આપી વીલાયતી મવાળપત્રો હીંદવાસીઓને રાષ્ટ્રધર્મના રોગના ભોગ નહીં બનવાની સલાહો પણ આપે છે. પરંતુ વાસ્તવીક રીતે જોતાં એ બધી બાજીઓ સ્વાર્થપુરતી જ ખેલાઇ રહેલી છે. પ્રત્યેક સામ્રાજ્યવાદી દેશ, જેટલો કટ્ટર સામ્રાજ્યભક્ત છે તેથી યે વીશેષ કટ્ટર રાષ્ટ્રભક્ત છે; કેમકે તેનો સામ્રાજ્યવાદ એની રાષ્ટ્રભક્તીની કટ્ટરતા ઉપર જ અવલંબેલો છે.

અને એ અર્થમાં રાષ્ટ્રધર્મને અમે પણ માનવપ્રગતીનો ઘાતક ગણીએ છીએ. પરંતુ જેમ વીજ્ઞાન જાતે ખરાબ ન હોવા છતાં, તેને નીજ નીજના સ્વર્થ માટે વાપરી રહેલાઓ તેની શક્તીનો માનવ સમાજના સં-

રક્ષણ તેમ જ વીકાસને માટે ઉપયોગ કરવાને બદલે, માનવસમાજના ભક્ષણ અને તેના સાર્વત્રીક વીકાસને રૂંધવા માટે તેને વાપરી રહ્યા છે તેવું જ રાષ્ટ્રધર્મનું પણ છેઃ સુગ્રથીત સામ્રાજ્યવાદ, વ્યવસ્થીત મુડીવાદ અને એકહથ્થુ ઉદ્યોગવાદના ઇજારદારો મુડીભર માણસો સર્વ હક્ક સ્વાધીન લાભ લેવાની તદબીરો રચવામાં રાષ્ટ્રધર્મનો દુરૂપયોગ કરતા હોય, ત્યાં અલબત એ રાષ્ટ્રધર્મના ઉપયોગની રીત વખોડવાને લાયક જ બને છે; પરંતુ હીંદુસ્થાનને સ્વરાજ નથી ત્યાં સામ્રાજ્યવાદના દુર્ગુણો એનામાં શી રીતે આવે? સ્વદેશી મુડીવાદ હજી હીંદમાં ઉગતા છોડ જેવો છે, ત્યાં તે પરદેશીઓને લુંટવામાં શી રીતે કારણભુત બનવાનો હતો? અને જગતના જબ્બર ઉદ્યોગવાદી દેશો આગળ હીંદનો ઉદ્યોગવાદ તો રાક્ષસ આગળના બાળક જેવો પણ નથી. એટલે આજની ઘડીએ તો પ્રત્યેક હીંદવાસીનો યુગધર્મ તે કેવળ રાષ્ટ્રધર્મ અને રાષ્ટ્રધર્મ છે.

એનાં બીજાં પણ કારણ છેઃ રાષ્ટ્રધર્મના પાલન વીના આંતરરાષ્ટ્રીયતાની દષ્ટી ઉઘડતી નથી, અને ઉઘડે તો પણ તેને સક્રીય રીતે ગતીમાં મુકવાની તક પ્રાપ્ત થતી નથી. ઉદાહરણ તરીકે જોઇએઃ સામ્રાજ્યવાદીઓની માફક જગતભરના મુડીવાદીઓ અને ઉદ્યોગવાદીઓને કાળ કે દીશાનાં બંધન નડતાં નથી. તેઓ પોતપોતાના હીત માટે રાષ્ટ્રીય ધોરણે લડાઇ સંધી, ધંધા, કબાલા, વ્યાપાર તમામ કરવા સ્વતંત્ર છે. તે નજરે તેઓ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ધોરણે સંઘો સ્થાપવા તેમ જ તોડવા સ્વતંત્ર છે. પરંતુ સામ્રાજ્યવાદીઓના તંત્રમાં વ્યવસ્થીત રીતે કચડાતી પરાધીન પ્રજાઓને માટે, કે મુડીવાદની ચક્કીમાં ભીંસાતા નીર્ધન વર્ગોને માટે રાષ્ટ્રીય સંગઠ્ઠનો ઉભાં કરવાં એને જ કાયદેસર (!) ગુનો (!) ગણવામાં આવતો હોય, ત્યાં આંતરરાષ્ટ્રીય સંબંધ ખીલવવાની તો વાત જ કેમ કરી શકાય? તેટલા માટે પણ સહુથી પહેલાં રાષ્ટ્રધર્મ ખીલવી, રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની પ્રથમ જરૂર છે.

આંતરરાષ્ટ્રીય સહકાર એ આદર્શ ભાવના હોવા છતાં, તેટલા જ માટે આજનો નહી પણ આવતી કાલનાં મનુષ્યોનો યુગધર્મ બનશે. જ્યારે જગતભરની રંગીન પ્રજાઓ ગોરી પ્રજાની પરાધીનતાના સકંજામાંથી છુટી અને સ્વાધીન બની હશે, જ્યારે જગતભરનાં કચડાયલાં લોકો મુડીવાદી ગુલામીની ચક્કીમાંથી મુક્ત થયાં હશે; ત્યારે જ એ ભાવના સક્રીય સ્વરૂપ લઇ શકશે.

બાકી તો આજેય સામ્રાજ્યવાદીઓ પોતપોતાની સત્તાનો વીસ્તાર વધારવા, તેમ જ તેને માટે યુદ્ધની તડામાર તૈયારીઓ ગુપ્ત રીતે કરવા માટે ક્યાં આંતરરાષ્ટ્રીય સંઘો સ્થાપતા નથી કે ક્યાં આંતરરાષ્ટ્રીય પરીષદો ભરતા નથી? પરંતુ ખરી રીતે તો એ બધાં આંતરરાષ્ટ્રીયતાના સુંદર નામ નીચે વર્ગીય અને સામ્રાજ્યોની સત્તા સંગીન બનાવવા માટે મળનારાં ખાનગી હીત સાચવનારાં મંડળો જ છે. તેમાં આંતરરાષ્ટ્રીય જનતાને સ્થાન કે માન જ મળતું નથી. એમ તો સામ્રાજ્યવાદના ચક્રને મજબુત બનાવવા, તે ચક્રના એકાદ બે હાથા જેવા હીંદીને જીનીવાની પરીષદોમાં મોકલવામાં આવે જ છે. પણ તેથી શું એમ માની શકાશે કે એ સંકુચીત આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચામાં હીંદીઓને સ્થાન છે? ઉલટું એ રીતે તો હીંદનું ભયંકર અપમાન જ કરવામાં આવે છે એમ કયો સાચો હીંદી નહીં કહે?

**અને** જેઓ હીંદને અત્યારે રાષ્ટ્રધર્મના ચેપી રોગમાંથી ઉગરી જવાની સલાહ આપે છે* તે પત્રકારો શું જાતે એ રોગમાંથી ઉગરી ગયા છે, અથવા તો પોતાના દેશ બંધુઓને તેમાંથી ઉગરી જવાની સલાહ આપવા જેટલી નૈતીક હીંમત બતાવી શકે એ ખરા? રશીયન પ્રતીનીધીઓએ જ્યારે જીનીવામાં લશ્કરીબળ ઘટાડવાની હીમાયત કરી, ત્યારે તેનો વીરોધ પ્રબળ રીતે કરનાર કોણ હતું? અરે, અત્યારે પરાધીન દેશોને સ્વાધીનતા આપી, રાષ્ટ્રવાદને નાબુદ કરી, આંતરરાષ્ટ્રીયવાદનો આરંભ કરવામાં સાહુથી વધુ આડખીલી રૂપ કયા દેશનો સામ્રાજ્યવાદ બની રહ્યો છે તે બધા જ જાણે છે. એટલે સ્વાધીનતાની પ્રાપ્તી માટે તત્પર બનેલા હીંદીઓને રાષ્ટ્રધર્મનાં પાપ સમજાવવા નીકળવું, તે બીલ્લીમાશી ઉંદરડાને પોતાના મહેમાન બનવાનો આગ્રહ કરે તેના જેવું છે.

* દાખલા તરીકે "મેન્ચેસ્ટર ગાર્ડીઅન"

∴

**રાષ્ટ્રધર્મ** એ ભલે કે આજની પરીસ્થીતીમાં યુગધર્મ છે એમ માનવા છતાં, અમે એ પણ બરાબર સમજીએ છીએ કે, આર્યોના યુગધર્મમાં જે શીથીલતા અને અન્યાયી ગોઠવણો થઇ ગઇ, તેથી એ યુગધર્મ મનાયલા ધર્મે આર્યોનો નાશ કર્યો, તેજ રીતે વર્તમાન રાષ્ટ્રધર્મમાં પણ અનેક પ્રકારનો સડો સામ્રાજ્યવાદી દેશોમાં દાખલ થયો છે. પરંતુ હીંદુસ્થાન જેવા પરાધીન દેશને માટે રાષ્ટ્રધર્મના પાલન સીવાય સ્વાધીનતા શક્ય નથી અને સ્વાધીનતાની પ્રાપ્તી સીવાય આંતરરાષ્ટ્રીય રાજકારણ અને અર્થકારણમાં ભાગીદાર બનવું પણ શક્ય નથી, તેથી પણ વર્તમાન સમયનો આપણો યુગધર્મ તે રાષ્ટ્રધર્મ જ છે એ સીદ્ધ થાય છે.



# ગોળમેજી

:: લેખક ::

સુભદ્ર

> સંપુર્ણ સ્વતંત્રતાની પ્રાપ્તીથી હીંદનાં ગરીબ ગામડાંને અને તેના નીર્ધન વતનીઓને, કેવો લાભ થઇ શકે, તેની કલ્પનાકથા લેખક કહે છે.

"અલ્યા, અહેચર! આજકાલ અમદાવાદમાં વકીલો અને બાલીસ્ટરો જ્યાં હોય ત્યાં ગોળમેજી પરીસદની જ વાતો કરે છે, એ શું છે? તને કાંઇ ખબર છે ખરી?"

હોકાની લાંબી નળીમાંથી ગડુડાટના અવાજ સાથે ધુમાડાના ઘુંટ ગળતાં ગળતાં પસા પટેલે પુછ્યું.

"ના પસ્યા કાકા. મને તો કાંઇ ખબર નથી."

"છાપાંમાં એવી વાતો હમણાં હમણાં ખુબ આવે છે." મગનભાઇએ ટાપસી પુરી.

"હું એ અમદાવાદમાંથી એવું એક છાપું વેચાતું લઇ આવ્યો છું, તેમાં એની એ જ વાતો છે."

જવાનપુરના ચોરે હમેશની માફક મળેલા ડાયરામાં ગામના આગેવાન પસ્યા પટેલ ભેરવી પદ લઇને હાથમાં રૂપેરી હોકો લઇને બેસ એમની આસપાસ પાંચ દશ પટેલીઆનું જુથ બેઠું હતું.

આ ડાયરો એ જવાનપુરનો હમેશનો બનાવ હતો. ત્યાં બેસીને પસ્યા પટેલ આખી ન્યાતની અને ગામની પંચાત કરતા.

"વખતે નથ્થુશેઠને ખબર હશે. એમને ઘેર આઠે દહાડે એક છાપું તો આવતું જ હોય છે."

અહેચરે નવી સુચના મુકી.

"ત્યારે જાને બેચર, નથ્થુશેઠ નવરા જ બેઠા હશે, અહીં બોલાવી લાવને. જાણીએ તો ખરા."

પસ્યા કાકાનો પડ્યો બોલ જવાનપુરના પટેલીઆઓ ઉપાડી લેતા.

તુરત જ અહેચર નથ્થુ શેઠને બોલાવવા ગયો. પસ્યા કાકાએ લાંબા ચીપીઆથી હોકાની ચલમમાંનો દેવતા સરખો કર્યો, અને ભરાવદાર થોભીઆ વાળી લાંબી મુછોથી ઢંકાયલા હોઠમાં હોકાની નળી ખોસી, ડરર ડરર કરતા હોકો ગગડાવવા લાગ્યા.

બધા ડાયરાનું ધ્યાન નથ્થુશેઠ તરફ વળ્યું. ચોરામાં બીલકુલ શાંતી છવાઇ ગઇ. માત્ર ચોમાસામાં ભરાયલાં તળાવડાંમાં મોટેથી પોતાની ભાષામાં ગીતો લલકારતા દેડકાની માફક, એકલો પસ્યા પટેલનો હોકો પોતાના 'ડરર ડરર' અવાજથી ચોરાની ગંભીરતાનો ભંગ કરતો હતો. કેમ જાણે તે પસ્યા પટેલ જેવા ગામના આગેવાન પંચાતીઆનો હોકો હોવાથી, ચોરામાં શાંતી જાળવવાના વણલખ્યા 'ઓર્ડીનન્સ'નો ભંગ કરવાની એને પરવાનગીની જરૂર જ ન હોય!

*

નથ્થુશેઠ જવાનપુરના વેપારી હતા. હમણાં તો એમની ઉમ્મર બેતાલીસની આસપાસ હતી, અને પાંચ પૈસે સુખી હોવા ઉપરાંત, બાયડી, છોકરાં, ઘોડી બે ત્રણ ભેંસો વગેરે સાધન સામગ્રી (હા, નથ્થુશેઠ તે બધાંને એમ જ ગણતા) ઉપરાંત, જવાનપુરના અનેક ખેડુતોની જમીનના તેમ જ મહુડા–આંબા જેવાં ઝાડોના તે માલીક હતા. પરંતુ સત્તાવીસ વર્ષ પહેલાં જ્યારે તેમણે

જવાનપુરમાં પહેલાં પગલાં મુક્યાં ત્યારે મુડીમાં એમની પાસે એક રૂપીઆનું મીઠું, મરચું, લસણ, ગોળ અને ખજુર હતાં. એ બધી વાનીઓ પોતાના અનેક ખાનાવાળા કપડાના કોથળામાં ગોઠવી, એ કોથળાને ખભે ભરાવી પંદર વર્ષનો નાથીયો જવાનપુરના કણબીવાડમાં, હાકરડાવાડમાં, વાઘરીવાડમાં અને ખળાંમાં ફરતો. પોતાની વસ્તુઓના બદલામાં બે, ચાર, પાંચ કે તેથી એ વધુ તોલ જેટલું અનાજ લઇ તે વેપાર ખેડતો. તેનાં લેવાનાં અને આપવાનાં કાટલાં જુદાં હતાં, એટલુંજ નહીં પણ આપલેમાં બન્ને વખત ઘરાકની પાસેથી કસ ખેંચી લેવા તેની ત્રાજુડીની દાંડીની બેવડી દોરીઓને ખંધી આંગળીઓ વચ્ચે, ચંચળતાથી ચાળવવામાં નાથીઓ એકકો હતો. આથી નાથીઓ રૂપીયાની મુડી સાચવી રાખીને શરૂઆતમાં પેટ પુરતું કુટી કાઢવા માંડયો. માસીક ચાર આનાના ભાડાનું મકાન રાખીને પછી તો તે જવાનપુરામાં ઘર કરીને જ રહ્યો.

ત્યારે તે કુટુંબ વીનાનો એકલો હતો. બે ટંકને માટે એકી સાથે રાંધી નાખી તે કોથળો ફેરવતો, ધીરે ધીરે એ કોથળાએ વીકાસ સાધવા માંડયો અને પછી તો નાથીયાએ હાટ માંડયું. રાત્રે ખળામાંથી ચોરી કરીને અનાજ લઇ આવનારાઓને માટે લાકડશી લાડુ, ટોપરું, ગોળ, ખજુર તે લાવી રાખતો અને તેમાં તે એકના આઠ કરતો.

દુકાનમાંથી એને સારો નફો થવા માંડયો, એટલે માસીક રૂપીએ આનાના વ્યાજે તેણે થોડી રકમ વ્યાજે ફેરવવા જુદી કાઢી. નાથીયો કોથળાગાંથી હાટવાળો બન્યો અને તેમાંથી નાનકડો શરાફ થયો. ત્યારથી તે નાથીઓ મટી નાથો શેઠ બન્યો.

પછી તો ધીરધાર વધી, પૈસા પેટે દાગીના અને ઝાડ તે લખાવી લેવા માંડયે. 'સોળ પંચાં પંચ્યાસી, બે ગયા છુટના લાવ મારા ત્યાસી!' એ એનું સુત્ર હતું. તે સુત્રે જવાનપુરના ભોળા ગામડીઆઓ ઉપર એનો કાતીલ પંજો જમાવ્યો. નાનકડો નાથીયો વામનજીમાંથી વીરાટરૂપ ધારણ કરતો ગયો. ત્યારથી તે ખેડુતોને નાણાં ધીરી તેમની જમીનનો ધણી થવા લાગ્યો.

બાવીસ વર્ષની ઉમ્મર થતાં તો તેની તરફ ન્યાતવાળાઓનું લક્ષ આકર્ષાયું અને નાથો શેઠ પરણ્યા. ત્યાર પછી તેના નશીબમાંથી મરચું ને રોટલો ગયાં. તે નથ્થુ શેઠ બન્યો અને જવાનપુરનો પંચાતીયો થઇ પડયો. અત્યારે તો તેની મીલ્કતનાં માપ હજારોથી અંકાતાં, અને મોં માગ્યાં વ્યાજ સાથે, સાનમાં જમીન, જાગીર અને દાગીના લઇ, તે ભલભલાઓની જતી આબરૂ અણીને અવસરે સાચવનારો મનાતો.

*

બહેચરની સાથે નથ્થુશેઠ ચોરે આવ્યા. તેને દુરથી જોતાં જ 'આવો આવો નથ્થુશેઠ' કરતા પસ્યા પટેલે તેમને માટે પોતાની પાસે જગા કરાવી. ફરીથી વળી ગોળમેજી પરીસણની વાત ઉપડી.

ગંભીર મોઢું કરીને નથ્થુ શેઠે કહ્યું:

"ભઇસ્સાબ, આપણે ભલા ને આપણો ધંધો ભલો, મને તો એ બધા શહેરી લોકોની વાતોમાં કશીજ સમજણ પડતી નથી."

"પણ તમારે ત્યાં છાપું આવે છે ને?"

"હા, પણ એ તો અમારા ધર્મનું. અને તે પણ કોણ વાંચે છે? એક વખત અમારી ન્યાતની પરીષદ મળી હતી, ત્યાં એ છાપાવાળાએ મારૂં નામ લખવાનું કહ્યું, અને ન્યાતીલાઓની વચ્ચે ના પાડી ન શકાઇ, એટલે બાર મહીને ત્રણ રૂપીઆનો ચાંલ્લો

ચોંટયા. છાપાવાળાએ ને કંઇ બીજા ધંધાં છે? એતો મોકલે. પણ આપણે કયાં છાપાં વાંચવા નવરા છીએ?"

"ખરૂં છે, ભાઇ."

"આ જુઓને પસ્યાભાઇ, આજે કોઇના ખળામાં જવાનું હોય તો કાલે કોઇનિ ખેતર આથડવાનું હોય. આજકાલ લોક બગડી ગયા છે. ધક્કા ખાઇએ ત્યારે પૈસા પતે. કંઇ ઓછું પહેલાંની માફક છે કે લોકો ઘેર આવીને પૈસા આપી જાય."

"અરે નથ્થુશેઠ ઓફ્ફશી જ નહીં'ને? દહાડે દહાડાને ખાતો આવે છે. હડહડતો કળીજુગ આવ્યો છે કળીજુગ."

પસ્યા પટેલે બાજુમાં બેઠેલા પટેલને હોકો આપતાં આપતાં કહ્યું.

"પસ્યા કાકા, આવી આવી વાતો પેલા થોડા દહાડાથી ગામમાં આવ્યો છે એ છોકરો ખુબ જાણે છે." મગને મુળ વાતને ઉપાડી લીધી.

"મગનની વાત ખરી છે. છોકરો છે તો નાનકડોસ્યો, પણ ભાઇ શું એનું ડહાપણ?"

એક ઘરડા ડોસાએ બીજી તરફથી કહ્યું.

"એ કોણ?"

પસ્યા પટેલે પંચાતીયાસુલભ ઝીણી નજર કરીને કહ્યું.

"એનું નામ તો બરાબર યાદ નથી–છે લાંબું લાંબુ અટપટું...."

"ઘણું કરીને વીનાયક છે."

"હા, હા, બરાબર એ જ."

"તે અહીં શું કરે છે?" પસ્યા પટેલે પુછ્યું.

"ગામડામાં કામ કરવા આવ્યો છું, એમ કહે છે; બાકીતો ખબર નથી."

'ત્યારે તો ધોળી ટોપીવાળો હશે."

"હા."

"એ કયાં રહે છે?"

"ઠાકરડાવાડમાં."

"શું કહો છો?"

"હા."

"બીજે એને કયાંય રહેવાનું ન મળ્યું?"

"એ કહે છે એને ત્યાં ઠીક ફાવે છે."

"ત્યારે તો એને બોલાવવો જોઇએ. જુઓ તો ખરા એ શું કહે છે, અને કોણ છે?"

તુરતજ ડાયરામાંથી એક માણસને તેને તેડી લાવવા મોકલવામાં આવ્યો.

*

**વી**નાયક નવજુવાન જ હતો.

યુનીવર્સીટીની બી. એ. ની પદવી લીધા પછી મુંબાઇ જેવા શહેરમાં ૫૦–૬૦ ની નોકરી શોધવા કરતાં ગામડાંમાં જઇને કામ કરવા માટે તેને ઉમંગ હતો. સાધુરામ જેવો તે એકલો આથડતો. રાષ્ટ્રની કોઇક સંસ્થા તરફથી એને જરૂરજોગું મહેનતાણું મળતું અને તે ગામડાંઓમાં ફરતો.

વીનાયક પેલા તેડાગરની સાથે સાથે જવાનપુરના ચોરે આવ્યો. એને એવી તક તો જોઇતી જ હતી.

શરીરે સુદૃઢ બાંધાનો, ગૌરવરણો, સાદાં વસ્ત્રોમાં પણ સંસ્કારીતાની છાપ પાડતો તે પ્રભાવશાળી દેખાતો હતો. એની ચાલમાં સ્વાધીનતાની છાપ જણાતી હતી. એનાં પાણીદાર નેત્રોમાંથી બુદ્ધીનો પ્રભાવ બહાર ફેંકાતો, આસપાસનાઓ ઉપર અસર પાડતો હતો.

તેને આવતો જોતાં જ ડાયરા ઉપર એની સ્વાભાવીક અસર પડી. 'આ માણસ કંઇક કહેશે' એવી ભાવના દરેકના દીલમાં જન્મી.

નથ્થુશેઠ અને પસ્યા પટેલે એને સન્માન સાથે પોતાની પાસે બેસાડયો.

અજાણ્યાઓની તરફ ગ્રામ્યજનોમાં સ્વાભાવીક રીતે જ કંઇક શંકા હોય છે. તેઓ સરળ ભાવે એને ઓળખવા મથે છે. અને ઓળખ્યા પછી તેનામાં શ્રદ્ધા રાખે છે.

વીનાયકે જ્વાનપુરના પંચાતીયાઓની એ ક્ષુધા બહુ જ થોડા શબ્દોમાં પતાવી. અને તુરત જ ડાયરાને તેણે સીધી વાત તરફ વાળ્યો.

"કેમ, મારું આપને કંઇ કામ પડ્યું છે?"

"હા ભાઇ." કહેતા પસ્યા પટેલે સ્વાભાવીક આગેવાનીની પોતાની ટેવ પ્રમાણે વાત ઉપાડી લીધી. "અમારે એક વાત જાણવી છે. અહીં કોઇને એની ખબર નથી. કોઇએ કહ્યું તમે–તમારું નામ શું ?"–

"વીનાયક."

"હાં, વીનાયક ભઇ. તમે એ વાત બરાબર સમજાવશો. એટલે તમને બોલાવ્યા છે. તસદી તો પડી હશે, પણ,..."

"ના, ના. એમાં તસ્દી શાની? બોલો તમારે એવી કઇ વાત જાણવી છે? તમે તો બધા મારા કરતાં મોટી ઉમ્મરના છો."

વીનાયકે વીનયપુર્વક કહ્યું.

"અરે ભાઇ, ઉમ્મરે મોટા એમાં શું થયું ?" નથ્થુશેઠ બોલી ઉઠયા. "આજકાલ તો ગુરુ કરતાં ચેલા વધે છે."

"આપને એવી કઇ વાત જાણવી હતી ?"

"જુઓને ભઇ, આજકાલ શહેરના લોકો 'ગોળમેજી પરીષદ' ની ખુબ ખુબ વાતો કરે છે. કામ પ્રસંગે હું અમદાવાદ ગયો હતો, ત્યાં જ્યાં ને ત્યાં મેં એ વાત સાંભળી 'એટલે એ શું છે એ જાણવાનું' અમને મન થયું. તેથી જ તમને તસદી આપી છે."

*

"કંઇ વાંધો નહીં. હું જરૂર આપને એ વાત કરીશ."

અને ડાયરાની તમામ આંખો વીનાયક તરફ સ્થીર થઇ રહી.

"ગોળમેજી પરીષદ એ મુળ અંગ્રેજી ભાષાના શબ્દમાંથી નવો થયેલો ગુજરાતી શબ્દ છે. એનું સાદું અને ટુંકું નામ હીંદ અને ઇંગ્લંડના ભાંજગડીઆઓનું પંચ એમ જ થાય છે."

"એમ કે ? તે વારૂ એ પંચ શું કામ મળવાનું છે ?"

"મુત્સદીઓની ગોળ ગોળ અને લાંબી વાતોમાં તેનો અર્થ ગમે તેવો લાંબો, પહોળો કે સાંકડો થતો હોય, પણ આપણી સાદી ભાષામાં કહું તો, ત્યાં બે દેશોના જે ભાંજગડીઆ અથવા પંચાતીઆ ભેગા થશે, તેમાં આપણા દેશના પંચાતીઆ અંગ્રેજના કાબુમાંથી આપણા દેશને વધારેમાં વધારે છુટો શી રીતે કરવો એ કહેશે, ત્યારે અંગ્રેજ ભાંજગડીઆ હીંદ ઉપર પોતાનો વધુમાં વધુ કાબુ વધારેમાં વધારે વખત સુધી કેમ ટકી રહે, તેવી બાજી ખેલશે."

"પણ શું એમ કંઇ અંગ્રેજ લોકો આ દેશને સહેજમાં છોડી દેવાના હતા ?" નથ્થુ શેઠે પુછયું.

"ના, એમ તે કોઇ છોડે ? માફ કરજો શેઠ પણ હું જરાક રમુજ ખાતર કહું કે, તમે એકાદ ખેડુતના ખેતરમાંથી એને આપેલા રૂપીયા જેટલી વસુલાત આવી ગઇ હોય, છતાં તે ખેતર એમને એમ ઉદાર થઇને છોડી દો ખરા ?"

"એમ તે કંઇ છોડી દેવાય ?"

"કેમ નહીં ? તમે તો જે પૈસાના પેટામાં એ ખેતર લખાવી લીધું હોય, તેટલા પૈસા મેળવી ચુકયા હો, પછી પેલા ખેડુતનું ખેતર રાખી મુકવું, એ શું લુંટ ન કહેવાય ? એમાં ન્યાય કયાં છે ?"

નથ્થુશેઠ, વીનાયકની એ દલીલ આગળ મુંગા થઇ ગયા. તેમનાથી બોલી શકાયું નહીં, પણ ડાયરાને વીનાયકની વાતમાં રસ પડયો.

પસ્યા પટેલે હસીને કહ્યું:

"નથુશેઠ, વીનાયક ભાઇની વાત સાચી છે: તમે આવાં તો કેટલાંય ખેતર દબાવી બેઠા હશો."

નથુશેઠ જરા ઝંખવાણા પડયા, અને ડાયરો ખડખડાટ હસી પડયો.

"પણ એને અહીં શું લેવાદેવા છે?" નથુશેઠે જેમ તેમ પોતાનો બચાવ શોધવા માંડયો.

"લેવાદેવા તો કશું જ નથી. પણ તમે મને જે સવાલ પુછયો, તેનો આ બધા ભાઇઓ સમજી શકે તેવી સદી ભાષામાં જવાબ આપવા માટે એ મુદ્દો કામનો છે."

વીનાયકે પુરતા વીવેક સાથે કહ્યું.

વીનાયકની વાતમાં ડાયરાને રસ પડતો જતો હતો. કેમકે એમાં હીંદ અને ઇગ્લંડ કરતાં, પોતાના જીવનને જ લાગુ પડે, તેવા સાદા અર્થશાસ્ત્રનો સાર સમાયલો હતો.

"એ શી રીતે?" પસ્યા પટેલે કંઇક આતુરતાથી પુછયું.

અને વીનાયકે નથુશેઠ તરફ જોઇને કહ્યું: "શેઠ મને માફ કરજો. મારો હેતુ તમને જરાય માઠું લગાડવાનો કે ઉતારી પાડવાનો નથી. પણ વાતની સરળતાની ખાતર મારે તમારો દાખલો આપવો પડે છે."

"એમાં મને કંઇ ખોટું લાગે તેમ નથી." નથુશેઠને ન છુટકે કહેવું પડયું.

*

"ત્યારે જુવો:"

વીનાયકે કહેવા માંડયું.

"આ જવાનપુરમાં આપણા નથુભાઇશેઠ આવ્યા ત્યારે શું લાવ્યા હતા? એમને વીષે સામાન્ય વાતચીત કરતાં મને ખબર મળી છે કે, કેટલાંક વર્ષ પહેલાં તે અહીં એક રૂપીયાની મુડી લઇને આવ્યા હતા. અને આજે કેટલા બધા સમૃદ્ધીશાળી થઇ ગયા છે? કદાચ એનો વીચાર ખુદ નથુભાઇએ જ નહીં કર્યો હોય, તો પછી તમે તો કયાંથી જ કરો?"

વીનાયકે ડાયરા સામે જોઇને કહ્યું.

જવાનપુરના ખેડુતોમંડળના દીલમાં વીનાયકની વાતની અસર થવા લાગી હતી. તેમની આંખ કંઇક નવું જ જોઇ રહી હોય એમ તેમને થયું.

"ખરૂં છે. એનો તો અમે કદી વીચાર જ કર્યો નથી." મગનભાઇએ જવાબમાં જણાવ્યું

"ત્યારે જુવો કે એમની એ બધી સમૃદ્ધી કયાંથી આવી? શેઠના એક જ રૂપીઆએ એમની ખંત, બુદ્ધી, સાહસ અને તેવડભરી વ્યવસ્થાથી કેવો ચમત્કાર કરી બતાવ્યો છે? એવા રૂપીઆ તો તમે કેટલાય ખરચી નાખતા હશો, ખરૂંને?"

"હા રે ભઇ હા!" પસ્યા પટેલે આશ્ચર્ય અનુભવતાં કહ્યું.

"અને ખરૂં જોઇએ તો નથુ શેઠે જવાનપુરમાં આટલા દીવસ રહીને સારી રીતે ગુજરાન ચલાવ્યું. ઉપરાંત અનેક વીઘાં જમીનના, સંખ્યાબંધ ઝાડોના, કેટલાંય ઢોરોના આજે એ માલીક થયા; છતાં તેમને તમારી માફક કદી વરસતા વરસાદમાં, કડકડતી ટાઢમાં અને ધીકતા તાપમાં કામ કરવું પડયું છે ખરૂં?"

"ના. એ તો હવે ખેતરમાં કે ખળે આવે છે તો પણ ઘોડે ચડીને." એક જુવાનીઆએ ઉત્સાહમાં આવી જઇને કહ્યું.

"બરાબર." વીનાયકે તેની વાત ઝીલી લઇને કહેવા માંડયું. "પણ તેમણે શરૂઆતમાં ખુબ શ્રમ વેઠયો હતો—અલબત એ શ્રમ તમારા શ્રમ જેટલો તો નહોતો જ—તેના બદલામાં એમનું અહીં પચીસ વર્ષથી સારી રીતે પોષણ થાય છે. તમે પકવો છો તે અનાજમાંથી સારામાં સારૂં અનાજ એમની કોઠીઓમાં પડે છે. તમે વલોવો છો

તે દહીંના તાજા માખણનું તાજું ઘી એમની વાઢીમાં રેડાય છે, અને તમારાં બાલ બચ્ચાં કદી જ નેતાં હશે, એવું ખાવા પીવાનું એમને ત્યાં રોજ થાય છે. તમારા કરતાં શેઠ તેમ જ એમનાં કુટુંબનાં માણસ કપડે લતે અને દાગીને વધારે સારી રીતે શણગારાય છે. એ પણ ખરું જ છે ને?"

"તદ્દન જ ખરૂં"

"કેમ નથ્થુશેઠ તમે પણ એની તો ના નહીં જ પાડોને?"

વીનાયકે નથ્થુભાઇને વીવેકની ખાતર પુછ્યું. અને કચવાતે દીલે ફરીથી એમને તેની વાતનો સ્વીકાર કરવો પડયો.

"હવે ધારો કે તમે બધા ગામલોકો ભેગા થઇને કહો કે, શેઠજી તમે તમારો પેલો મુળ મુડીનો રૂપીઓ અમારી પાસેથી લ્યો, તમારી પાસે રોકડ નાણું અને દાગીના તેમ જ ઢોર હોય તે પણ લ્યો, અને અમારા જમીન, ઝાડવાં અમને સોંપીને હવે અહીંથી જાઓ; તો તેમાં કશું જ ખોટું છે?"

નથ્થુભાઇ વીચારમાં પડી ગયા. ડાયરામાંથી પણ કોઇ બોલી શક્યું નહીં. "ખોટું કશું જ નથી." એવો જવાબ દરેકની જીભને ટેરવે રમી રહ્યો હતો, પરંતુ આ જાતનો વીચાર કરવાની કદી જ ટેવ નહીં એટલે જવાબ આપતાં સહુ શરમાતા હતા.

વીનાયક ડાયરાની એ શરમ પારખી ગયો. એટલે તેણે પોતાની દલીલો આગળ ચલાવી.

"સાચા ન્યાય અને ખરી નીતીની દ્રષ્ટી તો આ જ હોવી જોઇએ. પરંતુ ન્યાય અને નીતીને વીશીષ્ટ હીત ધરાવનારા વર્ગોએ રબ્બરની દોરીની માફક પોતાના લાભને ધોરણે જરૂર પડે તેમ લાંબી ટુંકી કરી નાખી છે. અને છેક ધર્મશાસ્ત્રોથી માંડીને કાયદાનાં પુસ્તકો સુધીમાં અનેક વર્ષોથી, અનેક રીતોથી જનતાના સામાન્ય વર્ગો સમક્ષ, તેને એવી આકર્ષક રીતે રજુ કરીને, તેની પાછળ નર્કના ભયના અને સ્વર્ગની લાલચની એવી ભ્રમજાળો ખડી કરી છે કે, જનતા પોતાના લાભના ભોગે, તેમને જ નુકશાન કરનારી ન્યાય અને નીતીની ભાવનાઓને અપનાવી રહી છે. ભાઇઓ! આ બધી વાતો એવી છે કે, તેનો ખુલાસો કરવા માટે આપણે આવા ડાયરા અથવા હાલના પ્રચલીત અર્થમાં કહું તો આપણી કેટલીએ ગોળમેજી પરીષદો રોજ ભરવી પડે."

વીનાયકની આ દલીલ ડાયરાના દરેક મનુષ્યના હૃદયમાં બરાબર ચ્હોંટી ગઇ.

*

"આ બધી વાત મેં તમને હાલની ગોળમેજી પરીષદની સાદી સમજણ આપવા માટે કરી છે." વીનાયક હવે મુળ મુદ્દા ઉપર આવ્યો. પરંતુ જે વાત આપણે નથ્થુશેઠને લાગુ પાડી, તે જ વાત આપણા દેશમાં વેપાર કરવા આવેલી ઇસ્ટ ઇન્ડીયા કંપનીને લાગુ પાડો અને જ્વાનપુરને સ્થાને આપણા દેશને મુકો તો આપણા દેશવાસીઓની સ્વતંત્રતા મેળવવા માટેની લડતને તે બરાબર લાગુ પડે."

"પણ ગોળમેજી પરીસદનું શું?" પસા પટેલે પુછ્યું.

"ટુંકામાં તો મેં તમને એની વ્યાખ્યા કરી બતાવી જ છે. પરંતુ લંડનમાં જે પરીષદ ભરવાની ગોઠવણ આવતા મહીનામાં થવાની છે, તેમાં આપણા દેશના માણસો અને વીલાયતના ભાંજગડીઆ ભેગા થઇને, હીંદુસ્થાનના લોકોને સ્વતંત્ર રીતે રાજતંત્ર ચલાવવા સારૂ કેવી ગોઠવણ કરવી એની ભાંજગડ કરવાના છે."

"ત્યારે તો તેમાં આપણે કશું લેવા દેવા નથી. એ તો ભણેલાઓ અને શહેરીઓનું કામ."

પસા પટેલે ગંભીર બનીને કહ્યું.

"તમારી એ માન્યતા બરાબર નથી." વીનાયકે કહ્યું.

"કેવી રીતે ?"

નથ્થુશેઠની વાત બંધ પડેલી હોવાથી, હવે તેમને નીરાંત વળી હતી, એટલે તે બોલી ઉઠ્યા. એમને વીનાયકની વાત વીચારવા જેવી લાગતી હતી. દીલમાં તો તેણે એમને પોતાને માટે જે પીચારો દર્શાવ્યા હતા, તે પણ ખરા જ લાગતા હતા. અને 'રખેને, જ્વાનપુરના લોકો, આવી કોઇક માગણી કરતા થાય.' એ ડર પણ એમને લાગ્યો હતો.

"જુઓ : એ હું તમને કહું."

વીનાયકે એમ કહીને સાદી ભાષામાં રાજકારણને સમજાવવા માંડ્યું.

"આપણા આખા શરીરને હીસાબે એક રૂંવાડાની કેટલી વીસાત ગણાય ?"

"કંઇ જ નહીં."

"છતાં એક રૂંવાડું કોઇ ચુંટી કહાડે તો તેથી આપણને દુઃખ થાય કે નહીં ?"

"થાય જ."

"અને કદાચ એમાંથી પાકે અને ગુંમડું થાય તો શરીરને ભયંકર રોગ લાગુ પડે, તેમાંથી લોહી બગડે, પરૂ થાય અને વીશેષ વીકાર થતાં વખતે મૃત્યુ પણ નીવડે, એ વાત સ્વીકારો છો ખરા ?"

"કેમ ન સ્વીકારીએ ભાઇ. એ તો દીવા જેવી વાત. આંધળી માલણ પણ એની ના ન પાડી શકે."

એક ઘરડા પટેલે કહ્યું.

"એ જ રીત દેશમાં ગામડાને લાગુ પડે છે. આખા દેશને હીસાબે એક જ્વાનપુર ભલે રૂંવાડા જેવું હોય, પણ બન્ને એક બીજા સાથે એવાં સંકળાયલાં છે કે, એકને નુકશાન થતાં બીજાને થાય જ. પણ વળી દેશની વાત અને શરીરની વાત બીજી રીતે પણ મળતી આવે છે. જેમ શરીર એટલે રૂંવાડાં, બાલ, લોહી, માંસ, હાડકાં, મજ્જાતંતુ, આંતરડાં, આંખ, કાન, હાથ, પગ, વગેરેથી બનેલું એક માળખું છે, તે જ રીતે દેશ પણ ગામડાં, ગામ અને શહેરોના સમુહથી બનેલા છે. એટલે દેશને નુકશાન થાય છે, એમ કહીએ ત્યારે વાસ્તવીક રીતે તો ગામડાં કે શહેરોમાં વસનારાઓને જ નુકશાન થાય છે એમ સમજવાનું છે."

"આવો વીચાર તો અમને કદી થયો જ નહોતો."

"એ જ પરતંત્રતાનો દુર્ગુણ છે. પરતંત્ર દેશના વતનીઓને તેના પરદેશી માલીકો પોતાપણું જ ભુલાવી દે છે. પણ દેશને પરતંત્રતાને લીધે જે આર્થીક નુકશાન થાય છે, તેનો સહુથી વધુ બોજો ગામડાં ઉપર જ પડે છે અને ઓછામાં ઓછો લાભ ગામડાંને મળે છે એ ભુલવા જેવું નથી."

"એ કેમ બને છે, તે તો સમજાવો ભાઇ! આવી આવી વાતો અમે કદી જાણી કે સાંભળીએ નહોતી. એટલે અમને બધું નવું નવું લાગે છે." પસ્યા પટેલે કહ્યું.

'અને ગામડાંને કેમ નુકશાન થાય છે તેની તો અમને કશી ખબર નથી." નથ્થુ શેઠે ઉમેર્યું.

"તમે બધા રોજ એમ તો કહો છો જ ને કે દહાડે દહાડે અમારી દશા બગડતી જાય છે."

"હા."

"દહાડે દહાડે ગરીબાઇ વધતી જાય છે એ પણ ખરૂં જ ને ?"

"ખરૂં."

"પહેલાં કરતાં રોગચાળાએ વધ્યા છે, એમ પણ ગામના ઘરડાઓ કહે છે ને ?"

"બરાબર"

અને મોંઘવારીનો તો પાર નથી."

"તે પણ સાચું."

"પહેલાં અનેક લોકોની પાસે કેટલાંય વીઘાં જમીન હતી, પણ હવે મોટા ભાગની જમીન દેવાંમાં ડુબી ગઇ છે."

"હા."

"આ બધું શાથી થયું?"

"એ જ અમને ખબર નથી."

"કેટલાક કહે છે, લોકો ન્યાતવરાઓમાં પૈસા ખર્ચે છે, લગ્નોની ધામધુમ પાછળ નાણાં વેડરી નાખે છે, તેથી તેઓ ગરીબ થાય છે. પણ એ વાત ખરી નથી. પહેલાં પણ ન્યાતો થતી અને લગ્નો યે થતાં, તે વખતે ગરીબાઇ કેમ વધતી નહોતી અને આજે જ વધે છે? ઉલટું હવે તો પહેલાં જેટલાં ખર્ચ કોઇ કરતા નથી."

"તમારૂં કહેવું ખરૂં છે ભઇ."

"એ બધાનો ટુંકો અને સામટો જવાબ આપવો હોય તો કહી શકાય કે, પહેલાં આ દેશનો પૈસો આ દેશમાં જ રહેતો; પણ જ્યારથી અંગ્રેજ વેપારીઓ અહીં આવ્યા ત્યારથી, એટલે લગભગ ૧૭૫ વર્ષથી આપણા દેશમાંથી અઢળક નાણું દરીયાપાર વહી જાય છે. મુસલમાન રાજાઓના વખતમાં સુદ્ધાં એમ થતું નહોતું, કેમકે તેઓ આપણા દેશમાં જ રહેતા, એટલે વેરા વીઘોટીના જે પૈસા તે લેતા તે પણ અહીંને અહીં ખર્ચાતા. એટલે તે વખતે રૂપીઓ ગોળ ગોળ દેશમાં જ ફરતો. ઉપરાંત બીજા દેશો સાથે વેપાર કરીને આપણે પૈસા લાવતા. ખુદ વીલાયતમાં આપણા દેશનું ઝીણું કાપડ જતું, તેના બદલામાં ત્યાંથી પૈસા અહીં આવતા. ત્યારે અત્યારે વેપારી રીતે જ દર વર્ષે અબજો રૂપીઆ પરદેશોમાં ચાલ્યા જાય છે."

"વીનાયક ભાઇ, તમે તો થોડામાં ઘણું સમજાવી દીધું." નથ્થુશેઠે હસીને કહ્યું.

"જો કોઇ માણસના શરીરમાંથી દરરોજ થોડું લોહી નીકળી જતું હોય, અને નવું આવી શકતું ન હોય તો તેની શું દશા થાય?"

"તે માણસ મરી જ જાય."

"અત્યારે ત્યારે આપણા દેશનાં ગામડાંની એવી જ દશા થઇ છે. વેરા વીઘોટીની રીતો બદલાઇ છે પણ ગામડાંનો ખેડુત સરકારની તીજોરીમાં કંઇને કંઇ તો દર વર્ષે પૈસા ભરે જ છે. એ પૈસાના બદલામાં તમને શું મળે છે? અહીં પોલીસ નથી, કોઇ સારા રસ્તા કરાવતું નથી, રસ્તા ઉપર દીવા બત્તી નથી, સારી નીશાળો નથી, ટપાલ કે તાર ઓફીસ નથી કે રેલ્વેનું સ્ટેશન પણ નથી. માત્ર મુખી કે મતાદાર; ભરણું લેવા આવે ત્યારે તલાટી, અને કોઇક ગુન્હો થાય ત્યારે ફોજદાર ને પોલીસ. એ લોકો આવે ત્યારે પણ તેમની મફત વેઠ કરવાની, ફોજદારને મીઠાં ભોજન આપવાનાં, તલાટીનું તમામ ખર્ચ ઉપાડવાનું. અને ઉપરથી વળી કંઇક ભેટ...." વીનાયક માર્મીક રીતે હસ્યો.

"વીનાયક ભઇ, તમે તો અમારી આંખને કંઇક નવું જ તેજ આપો છો."

મગન બોલી ઉઠ્યો.

"શહેરમાં કે તાલુકામાં જાઓ તો ત્યાં ધક્કા ખાવાના, વેઠે પકડાવાનું, અરજી આપવા જાઓ તો યે અપમાન સહન કરી ઉપરથી મામલતદારના પટાવાળાને કંઇક આપવાનું. તલાટી થોડુંક પણ કામ કરે—કે જે કરવા તે બંધાયલો છે—તોયે તેનો દશવેલો ચાંલ્લો તો પહેલો મુકવો જ પડે. સ્ટેશન પર ટીકીટ લેવા જાઓ, તો પણ ટીકીટમાસ્તર ટપકાવે, આતો બધું જોઇ શકાય એવું ખુલ્લું જ છે ને?"

"હા."

"પણ બીજું ઘણું ઘણું ન જોઇ શકાય છતાં તમને અસર કરે તેવું છે."

"તે શું?"

"સરકારની પૈસા સંબંધી વ્યવસ્થા. હમણાં થોડાં વરસોથી સરકારે રૂપીઆના ભાવમાં એવો ફેરફાર કર્યો છે, કે જેથી તમને તમારી ખેતીવાડીનો જે પાક દેશાવર જાય, તેની કીંમતના અઢાર આના મળવા જોઇએ, તેને બદલે સોળ આના જ મળે. આ રીતે દેશના ખેડુતોને દર વરસે લગભગ ૪૨ કરોડ રૂપીઆનું નુકશાન થાય છે."

"શું કહો છો?"

"સાચું જ કહું છું."

"પણ જો આપણો દેશ સ્વતંત્ર હોય તો તમને આવું નુકશાન થાય નહીં, તેથી ગરીબાઇ વધે નહીં. ગરીબાઇ ન વધે એટલે પૌષ્ટીક ખોરાક મળે, અને તેમ થવાથી માંદગી સામે ટકી રહેવાની શરીરમાં શક્તી આવે, એટલે મરણ પ્રમાણ ઘટે. તમારૂં અપમાન કોઇ કરે નહીં કેમકે રાજકારભારમાં મત આપવાનો તમને અધીકાર મળે. દેશની સરકાર હોય તો વાણીયાનાં કચડી નાંખનારા વ્યાજ તમારે ભરવાં ન પડે તેવી વ્યવસ્થા થાય. વળી વીઘોટી ભરવા સસ્તા ભાવે તમારે અનાજ વેચીને નુકશાન વેઠવું ન પડે, પણ એવી વ્યવસ્થા કરવામાં આવે કે, બજારમાં જ્યારે તમારી ખેતીવાડીની પેદાશનો સારો ભાવ ઉપજે ત્યારે જ તે વેચાય ને તેથી તમને સારૂં વળતર મળે. વળી પરદેશી માલ અહીં આવી તમારી સાથે હરીફાઇ કરે નહીં તે માટે જકાત નાખવાની દેશની સરકાર સગવડ કરે. ઉપરાંત અત્યારે આખી દુનીયાની અંદર એક બીજાની સાથે વેપાર ઉદ્યોગનો ખુબ સંબંધ વધવાથી, એનીના માલમાં હરીફાઇ વધી છે. અત્યારે આ હરીફાઇમાં હીંદી ખેડુતોના લાભ જળવાય તે રીતે કામ થતું નથી, પણ દેશની સરકાર હોય તો જરૂર તે એવી વ્યવસ્થા કરે. એટલે દેશ સ્વતંત્ર થાય તેમાં સહુથી વધારે લાભ ગામડાંને તેમ જ ખેડુતોને જ થાય એ તમે સમજી શકયા હશો."

"બરાબર. પણ તમારે અમને આ બધું થોડે થોડે વીગતવાર સમજાવવું પડશે."

"જરૂર. તે માટે આ ડાયરાને આપણે ગોળમેજી પરીષદમાં ફેરવી નાખીશું. અને આપણને કેમ લાભ થાય તેનો વીચાર કરીશું."

"પણ હેં વીનાયક ભાઇ, આ વીલાયતની સરકાર આપણને એવું બધું આપશે ખરી?" નથુ શેઠે પુછ્યું.

"એના પોતાના લાભ માટે જ એમ કર્યા વીના છુટકો નથી. અત્યારે આખી દુનીયા ફરી ગઇ છે. અને પ્રજાની સંમતી વીના તેની ઉપર રાજ ચલાવવાનું કે વેરો નાખવાનું અને તે વસુલ કરવાનું જ ન બને તેવું થઇ ગયું છે. એટલે, તેમ જ પોતાનો વ્યાપાર સાચવી રાખવા માટે પણ તેમને તેમ કરવાની જરૂર છે."

"ત્યારે તો જમાનો બદલાયો ખરો."

"હાસ્તો." વીનાયકે કહ્યું. "એ જમાનો કેમ બદલાયો એ પણ જાણવા જેવું છે. પરંતુ આપણે નાનકડી વાતમાંથી ક્યાંય ને ક્યાંય ચાલ્યા ગયા અને હવે વખત બહુ થઇ ગયો છે, એટલે વળી પછી બીજી વખત એ વાત કરીશું."

"ભાઇ, અમને કશુંયે મોડું થતું નથી. પણ હવે તમારે ય કામ હશે. એટલે ભલે આજે જાઓ. પણ તમારી વાતોમાંથી, અમને તો ઘણું યે નવું જાણવાનું મળ્યું, માટે તમારે અમને રોજ એવી એવી નવા જુની સંભળાવવી પડશે."

"એની મારે ના નથી. વીલાયતમાં તો ગોળમેજી પરીષદ મળવાની હશે ત્યારે મળશે, પણ આપણી ગોળમેજી પરીષદ તો આજથી જ શરૂ થઇ." અને પછી બધો ડાયરો વીખરાયો.

# ઝુકાવો !

સજી કેસરરોળ્યાં વસ્ત્ર, બ્હેની! આવોને રણવાટ!
ગ્રહી નીભર્યતાનાં શસ્ત્ર, બ્હેની! ઉતરો જગને ઘાટ!

દુંદુંભી વાગે દેશમાં ને થાયે ત્રંબાળુ નાદ,
સ્વાધીનતાની હાકલ પડતાં માડી દેતી સાદ રે
દેવા દુશ્મનને ઉચાટ—સજી૦

ઘોરણ ઘોર્યાં શતકો કેરાં, ઉડી ગઇ હવે નીંદ,
સીંહણ હૈયે આવો, ઝુકાવો, સૂત્ર સ્મરી જય હીંદ રે
દેવા પતી પુત્રોને સાથ—સજી૦

ધરણી ધ્રુજે, ગગન ગડુડે, વીરંગનાને સાદ,
હાંજા ગગડે શત્રુના સુણી, સ્ત્રી શક્તીની ત્રાડ રે
જગવો તમે કાળ કરાળ—સજી૦

ઝંઝાવાતે જેમ ચડયાં ને, વાયુ પ્રલયના વાય,
શુરાના સંગ્રામ મચ્યા, ત્યારે ઘરમાં કોણ ભરાય રે
ત્યજી ઓરડા નીકળો બ્હાર—સજી૦

અગ્ની ભભુકો અંતરે ને, નયને ઝબુકો વીજ,
રોમે રોમે ગુંજી રહો તમ સ્વાતંત્ર્યનાં જયગીત રે
દેવા કાયરને પડકાર—સજી૦

"વીજય"

# વિદેશીઓની નજરે—



## હીંદની કુચ

'અહીંથી જવાની છુટ નથી' એ અંગ્રેજી પાર્ટીઓની દરકાર કર્યા વીના હીંદી વાઘ પ્રગતી કરે છે, તે જોઇ તેના માર્ગને રોકનારા ઉશ્કેરાઇ એને મારતા બોલી ઉઠે છે: "શું આ જંગલી પ્રાણી અંગ્રેજી નથી સમજી શકતું?"

નેબેલ્સપેલ્ટર ] [ ઝુરીચ



## સીંહની પુછડી ઉપર મીઠું

ગાંધીનું મીઠાયુદ્ધ શાહીપ્રાણીને પજવી રહ્યું છે.

ગ્રીન એમસ્ટરડેમર ] [ એમસ્ટરડેમ





સંપુર્ણ સત્યાગ્રહકારી દીવસને અંતે

રીવ્યુ ઓફ રીવ્યુઝ ] [ ન્યુયોર્ક

# ઝુકાવો !

સજી કેસરરોળ્યાં વસ્ત્ર, બ્હેની! આવોને રણવાટ!
ગ્રહી નીભર્યતાનાં શસ્ત્ર, બ્હેની! ઉતરો જગને ઘાટ!

દુંદુંભી વાગે દેશમાં ને થાયે ત્રંબાળુ નાદ,
સ્વાધીનતાની હાકલ પડતાં માડી દેતી સાદ રે
દેવા દુસ્મનને ઉચાટ—સજી૦

ઘોરણ ઘોર્યાં શતકો કેરાં, ઉડી ગઇ હવે નીંદ,
સીંહણ હૈયે આવો, ઝુકાવો, સૂત્ર સ્મરી જય હીંદ રે
દેવા પતી પુત્રોને સાથ—સજી૦

ધરણી ધડુકે, ગગન ગડુડે, વીરંગનાને સાદ,
હાંજા ગગડે શત્રુના સુણી, સ્ત્રી શકતીની ત્રાડ રે
જગવો તમે કાળ કરાળ—સજી૦

ઝંઝાવાતે જેમ ચડયાં ને, વાયુ પ્રલયના વાય,
શુરાના સંગ્રામ મચ્યા, ત્યારે ઘરમાં કોણ ભરાય રે
ત્યજી ઓરડા નીકળો બ્હાર—સજી૦

અગ્ની ભભુકો અંતરે ને, નયને ઝબુકો વીજ,
રોમે રોમે ગુંજી રહો તમ સ્વાતંત્ર્યનાં જયગીત રે
દેવા કાયરને પડકાર—સજી૦

"વીજય"

મજુરોને જે સગવડો પહેલા અપંતા તે હવે આપી શકે તેવી સ્થીતી રહી નથી. અત્યાર સુધી 'પીતૃદેશ'ના શ્રમજીવીઓની સધ્ધર સ્થીતી પછવાડે સાંસ્થાનીક પ્રજાનું રક્તશોષણ છુપાઇ રહ્યું હતું. હવે તે ખુલ્લી રીતે બહાર પડ્યું છે અને તેની સામે સંસ્થાનોનો માનવસમુદાય બળવો પોકારે છે. એમાંથી સામ્રાજ્યવાદી અર્થવ્યવસ્થામાં ઉથલપાથલ જન્મે છે. ઓસ્ટ્રીઆ, પોલેન્ડ, ઇટલી, અમેરીકા, જર્મની, અને ઇંગ્લાંડ ઉપર આની સૌથી વધારે અસર છે. તેમાંયે ઇંગ્લાંડનો મુડીવાદ તો આજે અપાર વ્યાકુળતામાં અકળાઇ રહ્યો છે. મુડીવાદનો પહેલો ઉદય એ દેશમાં થએલો હોવાથી, એણે બીજા બધા રાષ્ટ્રોને બાજુએ રાખી પ્રારંભકાળથી જગત મારેના માલનું મથક–પદ પ્રાપ્ત કરેલું હોવાથી, હવે ઉથલપાથલ અને આફતનો આકરો સમય પણ એને આંગણેજ શરૂ થયો છે. અલબત્ત, બીજા તમામ મુડીવાદી દેશો આજે આપદ્‌ગ્રસ્ત છે, પણ ઇન્ગ્લાંડ તેમાં મોખરે ઉભું છે. જેમ જેમ અન્ય રાષ્ટ્રો મુડીવાદનો વીકાસ કરી પોતપોતાની સ્થાનીક બેકારી સામે શોષણના બાહ્ય ક્ષેત્રો ખોળતાં જાય છે તેમ તેમ ઇન્ગ્લાંડના માલ મારેનાં બજારો પર કાપ મુકાવાથી અંગ્રેજી મુડીવાદ બ્હાવરો બનતો જાય છે. ઇન્ગ્લાંડમાં બેકારીનો રોજ ઉંચે ચઢતો આંકડો આ વાતનું સમર્થન આપે છે. ૧૯૨૯ ના મે માસથી ૧૯૩૦ ના મે સુધી બેકારીની ટકાવારી અહીં ઉગ્ર ગતીથી આગળ વધી છે. નીચેના કોઠા ઉપરથી તેનો ખ્યાલ સાંપડશેઃ–

| ૧૯૨૯ | ઇન્સ્યોરંડ બેકારીના ટકા |
|---|---|
| મે | ૯.૭ |
| જુન | ૯.૬ |
| જુલાઇ | ૯.૭ |
| ઓગસ્ટ | ૯.૯ |
| સપ્ટેમ્બર | ૧૦.૦ |
| ઓકટોબર | ૧૦.૪ |
| નવેમ્બર | ૧૧.૦ |
| ડીસેમ્બર | ૧૧.૧ |

૧૯૩૦

| | |
|---|---|
| જાન્યુઆરી | ૧૨.૬ |
| ફેબ્રુઆરી | ૧૩.૧ |
| માર્ચ | ૧૪.૦ |
| એપ્રીલ | ૧૫.૧ |
| મે | ૧૫.૮ |

આ ટકા તો લેબર એક્ષેચેંજની ઓફીસ ઉપર બેકારીનો વીમો ઉતરાવવા હાજર થએલા અને નોંધાયલા બેકારોનાજ છે. સાચી સંખ્યા આના કરતાં વધારે હોવી જોઇએ. કંઇ નહીં તો ઇંગ્લાંડમાં શ્રમજીવીઓના સમુદાયમાંથી આજે (જુન ૧૯૩૦) લગભગ ૨૦ ટકા, એટલે કે આશરે એકવીશથી બાવીશ લાખ આદમીઓ બેકારીમાં બળતા હશે......જુદા જુદા ઉદ્યોગો પ્રમાણે ૧૯૩૦ ના ફેબ્રુઆરી સુધીના આંકડા કાઢીએ તો અંગ્રેજી બેકારીના ટકા નીચે પ્રમાણે જણાય છેઃ–

| | |
|---|---|
| ખાણો | ૧૩.૨ |
| લોખંડ ઓગાળવાની ભઠીઓ | ૨૨.૭ |
| વહાણોનું બાંધકામ | ૨૪.૬ |
| સુતરાઉ કાપડ | ૨૪.૨ |
| ગરમ કાપડ | ૨૧.૧ |
| મકાનોનું ચણતર | ૧૮.૩ |

ફેબ્રુઆરી પછી બેકારીની ગતી અતીશય શીઘ્ર બની છે. કાપડનાં કારખાનાંઓમાં વણકર દીઠ આઠ શાળો ચલાવવાની પદ્ધતી દાખલ થઇ ચુકી છે, એટલે એ ઉદ્યોગમાં બેકારીનું પ્રમાણ કુલ મજુર સંખ્યાના ૧૫ ટકા સુધી ઉંચે ચઢ્યું છે. બાકીના

ફુટી નીકળતી. થોડો સમય જતાં વળી પાછી રાહત દેખાતી, કારખાનાં ચાલુ થતાં, સમૃધ્ધીની ચરીતા વહેવા માંડતી અને અન્તે ફરી વખત મુડીવાદનો ચાળખો હચમચી ઉઠતો. આ વતુંલગતીનો વીધી વ.રં વાર પુનરાવર્તન પામે છે. લડાઇ પછી અમેરીકા અને જપાનની ઉદ્યોગસમૃધ્ધી લગભગ પરાકાષ્ઠાએ પહોંચી. વોલસ્ટ્રીટમાં ધનકુબેરોની 'આલબેલ' સંભળાવા લાગી. હવે આજે એ અતુલ સમૃધ્ધીની ઇમારતો ડગમગવા માંડી છે. અમેરીકામાં તયાર માલનો ભરમો અતીરેક થયો છે. તેને ખરીદનાર વર્ગ સાંપડતો નથી, એટલે ત્યાંના સ્ટોક એક્ષ્ચેંજમાં ઉથલપાથલ મચી છે. ગત વર્ષની આખરમાં આખી દુનીઆનાં બજારોને બ્હાવરાં કરી નાખે એવી ઉથલપાથલ અમેરીકામાં થઇ હતી. ૭ માસના ટુંકા આન્તરગાળામાં આજે ફરી એકવાર તેની સામે કરોકટીનો કાળ ડચીઆ નાખતો ઉભો થયો છે. ગયા શનીવારે (૭ મી એપ્રીલ ૧૯૩૦) વોલ સ્ટ્રીટમાં બજારો બેસી ગયા તે પહેલાં છેક છેલ્લી ઘડી સુધી સ્ટોકનું વેચાણ જરા પણ અણુઅણુ વીના ચાલતું હતું. અમેરીકાના વ્યાપારીઓ એમ સાફ જાહેર કરતા હતા કે ગઇ સાલના ગગડાટ પછી આજ સુધીમાં બજારોએ સરસ પ્રગતી કરી છે. આ બધી બડાઇઓ અને ઉજળી આશાઓ ઠગારી નીવડી છે, અને ફરી એકવાર બજારો જમીનદોસ્ત થયાં છે. આખી આલમમાં મુડીવાદ આજે આપદકાળમાં અટવાઇ રહયો છે. કોઇ કોઇ સ્થળે ક્ષણીક તાઝગી દેખાય છે, પણ એ માત્ર ઓલવાતા ચીરાગનો છેલ્લો ચમકાર છે. અમેરીકા આખી દુનીઆની પરીસ્થીતીથી અલીપ્ત રહી શકે નહીં: અમેરીકાની અસર જગતનાં બજારો ઉપર છે અને જગતનાં બજારો પાછાં અમેરીકાને આવરે છે. આમ પરસ્પર સમવાય સંબંધથી સંકળાયલો મુડીવાદ આલમને આંગણે ભુખમરો, બેકારી, હેરાનગતી અને હીંસાનો અખાડો જમાવી રહ્યો છે.

## આંતરરાષ્ટ્રીય ઉથલપાથલ

કાર્લ માર્ક્ષે મુડીવાદી દ્રવ્યસંચયના નીયમનું અવલોકન કરતાં કહ્યું છે કે મુડીવાદ નીચે માનવસમુહની મુસ્કેલીઓમાં અનીવાર્ય ભરતી ચઢે છે. આ વીધાનને અસત્ય ઠરાવવા મુડીવાદના પ્રતીનીધીઓ આયાસ ઉઠાવી રહ્યા છે. મુડીવાદના પ્રારંભ પછી આજદીન સુધીમાં મજુરોના પગારનું પ્રમાણ વધ્યું છે એ વાતનો ઉલ્લેખ કરી આ આડતીઆઓ પોતાના વર્ગીય તંત્રનું ઉજળું ચીત્ર આલેખે છે. પણ નક્કર વસ્તુસ્થીતી આજે મુડીવાદ સામે એટલો પ્રચંડ પોકાર સંભળાવી રહી છે કે મુડીવાદની સોનેરી ઓઢણી લતલતામાં ઉતરી જાય છે અને શોષણનીતીનું ભીષણ સ્વરૂપ ખુલ્લું પડે છે. એકેએક દેશમાં આજે બેકારી અજબ ગતીએ વધતી જાય છે. કામદારોના જીવનનીર્વાહ ઉપર મુડીવાદના કુહાડા રોજ રોજ દૂર બનતા જોરથી ઠોકાય છે, સામ્રાજ્યવાદીઓ એમની નીચેનાં સંસ્થાનો ઉપર આથીંક શોષણનો ભયાનક ભરડો ઓર મક્કમતાથી દાબી રહ્યા છે. આ બધી વીનાશક લીલા મુડીવાદના મોઢક ખુરાખાને તોડી ફોડી દુર ફગાવી દે છે. સામ્રાજ્યવાદી રસતાઓના ઔદ્યોગીક બજારો જમીનદોસ્ત થતા જાય છે. સાંસ્થાનીક લુંટ સામે અવરોધો આવી ઉભા છે, પરદેશગમનની સંભાવનાઓ સંકુચીત થતી ચાલી છે. આથી સામરાજ્યવાદી દેશો ઘરઆંગણે

મજુરોને જે સગવડો પહેલાં અર્પતા તે હવે આપી શકે તેવી સ્થીતી રહી નથી. અત્યાર સુધી 'પીતૃદેશ'ના શ્રમજીવીઓની સધ્ધર સ્થીતી પછવાડે સાંસ્થાનીક પ્રજાનું રક્તશોષણ છુપાઇ રહ્યું હતું. હવે તે ખુલ્લી રીતે બહાર પડ્યું છે અને તેની સામે સંસ્થાનોનો માનવસમુદાય બળવો પોકારે છે. એમાંથી સામ્રાજ્યવાદી અર્થવ્યવસ્થામાં ઉથલપાથલ જન્મે છે. ઓસ્ત્રીઆ, પોલેન્ડ, ઇટલી, અમેરીકા, જર્મની, અને ઇંગ્લાંડ ઉપર આની સૌથી વધારે અસર છે. તેમાંયે ઇંગ્લાંડનો મુડીવાદ તો આજે અપાર વ્યાકુળતામાં અકળાઇ રહ્યો છે. મુડીવાદનો પહેલો ઉદય એ દેશમાં થએલો હોવાથી, એણે બીજા બધા રાષ્ટ્રોને બાજુએ રાખી પ્રારંભકાળથી જગત મારેના માલનું મથક-પદ પ્રાપ્ત કરેલું હોવાથી, હવે ઉથલપાથલ અને આફતનો આકરો સમય પણ એને આંગણેજ શરૂ થયો છે. અલબત્ત, બીજા તમામ મુડીવાદી દેશો આજે આપદ્ગ્રસ્ત છે, પણ ઇન્ગ્લાંડ તેમાં મોખરે ઉભું છે. જેમ જેમ અન્ય રાષ્ટ્રો મુડીવાદનો વીકાસ કરી પોતપોતાની સ્થાનીક બેકારી સામે શોષણના બાહ્ય ક્ષેત્રો ખોળતાં જાય છે તેમ તેમ ઇન્ગ્લાંડના માલ મારેનાં બજારો પર કાપ મુકાવાથી અંગ્રેજી મુડીવાદ બ્હાવરો બનતો જાય છે. ઇન્ગ્લાંડમાં બેકારીનો રોજ ઉંચે ચઢતો આંકડો આ વાતનું સમર્થન આપે છે. ૧૯૨૯ ના મે માસથી ૧૯૩૦ ના મે સુધી બેકારીની ટકાવારી અહીં ઉગ્ર ગતીથી આગળ વધી છે. નીચેના કોઠા ઉપરથી તેનો ખ્યાલ સાંપડશેઃ-

| ૧૯૨૯ | ઇન્ગ્લેંડ બેકારીના ટકા |
|---|---|
| મે | ૯.૭ |
| જુન | ૯.૬ |
| જુલાઇ | ૯.૭ |
| ઓગસ્ટ | ૯.૯ |
| સપ્ટેમ્બર | ૧૦.૦ |
| ઓક્ટોબર | ૧૦.૪ |
| નવેમ્બર | ૧૧.૦ |
| ડીસેમ્બર | ૧૧.૧ |
| **૧૯૩૦** | |
| જાન્યુઆરી | ૧૨.૬ |
| ફેબ્રુઆરી | ૧૩.૧ |
| માર્ચ | ૧૪.૦ |
| એપ્રીલ | ૧૫.૧ |
| મે | ૧૫.૮ |

*આ ટકા તો લેબર એક્ષેન્જની ઓફીસ* ઉપર બેકારીનો વીમો ઉતરાવવા હાજર થએલા અને નોંધાયલા બેકારોનાજ છે. સાચી સંખ્યા આના કરતાં વધારે હોવી જોઇએ. કંઇ નહીં તો ઇંગ્લાંડમાં શ્રમજીવીઓના સમુદાયમાંથી આજે (જુન ૧૯૩૦) લગભગ ૨૦ ટકા, એટલે કે આશરે એકવીશથી બાવીશ લાખ આદમીઓ બેકારીમાં બળતા હશે......જુદા જુદા ઉદ્યોગો પ્રમાણે ૧૯૩૦ ના ફેબ્રુઆરી સુધીના આંકડા કાઢીએ તો અંગ્રેજી બેકારીના ટકા નીચે પ્રમાણે જણાય છેઃ-

| | |
|---|---|
| ખાણો ... ... ... ... ... | ૧૩.૨ |
| લોખંડ ઓગાળવાની ભઠીઓ ... | ૨૨.૭ |
| વહાણોનું બાંધકામ ... ... ... | ૨૪.૬ |
| સુતરાઉ કાપડ ... ... ... | ૨૪.૨ |
| ગરમ કાપડ ... ... ... ... | ૨૧.૧ |
| મકાનોનું ચણતર ... ... ... | ૧૮.૩ |

ફેબ્રુઆરી પછી બેકારીની ગતી અતીશય શીઘ્ર બની છે. કાપડનાં કારખાનાંઓમાં વણકર દીઠ આઠ શાળો ચલાવવાની પદ્ધતી દાખલ થઇ ચુકી છે, એટલે એ ઉદ્યોગમાં બેકારીનું પ્રમાણ કુલ મજુર સંખ્યાના ૬૫ ટકા સુધી ઉંચે ચઢ્યું છે. બાકીના

દરેક ઉદયોગમાં પણ ફેબ્રુઆરી પછી મે સુધીમાં આંતરરાષ્ટ્રીય ઉથલપાથલને લીધે ઓછામાં ઓછી બબ્બે ત્રણ ત્રણ ટકા જેટલી બેકારવૃદ્ધી થયેથી હોવી જોઇએ એમ સહજ અનુમાન નીકળે છે.

## જવાલામુખીના શીખર પર

મુડીવાદ જેમ જેમ પોતાના બળો વ્યવસ્થીત કરતો જાય છે, તેમ તેમ તેનાં વીરોધી બળો પણ વીરાટ બનતાં જાય છે. આ વીરોધી બળોમાં સૌથી સમર્થ બળ બેકારીનું છે. એનું પ્રમાણ અકલ્પ્ય ઝડપથી પ્રગતી કરી રહ્યું છે. બેકારીની ભીષણ ભુતાવળ આજે આખા જગતને થરથરાવી રહી છે. ઠામ ઠામ મુડીવાદ સામે નીષ્ક્રીય માનવોનો સંઘ એકત્રીત બની વીપ્લવની નોબત બજાવી રહયો છે. કોઇ સ્થળે સત્તાનસીન મુડીવાદ પોતાના બલવતર પ્રતાપથી તેને દાબી દે છે, કોઇ સ્થળે તે અમુક અંશે મુડીવાદને નમાવી અમુક હકો હસ્તગત કરે છે અને સર્વ સ્થળે તે મુડીવાદના વીનાશ માટે વાતાવરણ સર્જે છે. મુડીવાદ અત્યાર સુધી એમ માનતો હતો કે તેની બેનમુન વ્યવસ્થાશક્તીથી તેણે શોષણનું ક્ષેત્ર સલામત બનાવ્યું છે, પણ તેનો આ ભયંકર ભ્રમ કરૂણ રીતે ઠામ ઠામ વીલીન બની રહયો છે. વસ્તુતઃ એની પુનર્વ્યવસ્થા માત્ર અવ્યવસ્થામાં ઉમેરો કરે છે. ઉદ્યોગવીકાસની સીધ્ધી સાથે એણે કામદારોની બેકારીનો પ્રશ્ન ઉકેલી નાખવાનાં સ્વપ્નો સેવ્યાં હતાં. એ સ્વપ્નો આજે સરી પડયાં છે. માત્ર શબ્દોના આડંબરથી તે શ્રમજીવીઓના સમુહને પંપાળવા મથે છે, પણ નક્કર વસ્તુસ્થીતી જ્યાં છાપરે ચઢી પોકરાણ પાડતી હોય ત્યાં સુંવાળા શબ્દોનાં થીગડાં કયાં સુધી કામ લાગે? એની સામે આજે દાવાનળ સળગી ઉઠયો છે. સર્વપક્ષી જ્વાળામુખીના શીખર પર મુડીવાદ આરૂઢ થયો છે, અને ત્યાં બેસી તે પોતાને માટે સલામતીની કલ્પનાસૃષ્ટી રચી રહયો છે. એના પગ નીચે અગમ્ય ઉંડાણમાં વીનાશક અગ્નીરસ ઉકળી રહયો છે, તેનું તેને પુરૂં ભાન નથી. કદી કદી ભાન થાય છે તો તે પાછું શીખરની સુરમ્ય હવામાં ઉડી જાય છે. ખરૂં જોતાં એ મદચકચુર મુડીવાદની દશા કેટલી વીષમ છે, તેનો ખ્યાલ આપણને આખી દુનીઆના મુડીવાદી દેશોના બેકારીનાં આંકડા ઉપરથી સાંપડશે. ૧૯૨૯ ની સાલનાં એ આંકડા નીચે મુજબ છેઃ—

## જર્મનીની બેકાર ફોજ

જર્મનીમાં ૧૯૨૯ ના ફેબ્રુઆરીની ૨૮ મી તારીખથી ૧૫ મી માર્ચ સુધીમાં રાજ્યની મદદ મેળવનાર બેકારોની સંખ્યા ૨૩,૭૮,૨૫૧ હતી. એ ઉપરાંત 'ઇમર્જન્સી ફંડો'માંથી સહાયતા લેનારાઓનો આંકડો ૨,૮૦,૦૦૦ નોંધાયા હતો. ફેબ્રુઆરીના અન્તમાં રાજ્યે આખાયે દેશમાં જાહેર ફંડમાંથી મદદ મેળવનાર બેકારોની સંખ્યા મુકરર કરવા પ્રયાસ કર્યો હતો. પરીણામે ૨૬,૨૦,૦૦૦ નો આંકડો જણાયો હતો, પણ જેમને સહાયતા સાંપડી નહોતી અગર જેઓ રાજ્યની મદદ એક કે અન્ય કારણે મેળવી શકયા નહોતા એવા 'અભાગી' બેકારોને ઉપલા આંકડામાં ઉમેરતાં સરવાળો ૪૨,૩૦,૪૫૧ ઉપર પહોંચ્યો હતો.

## ફ્રાન્સમાં કામ ધંધાનો કાળ

ફ્રાન્સમાં જર્મની અને ઇન્ગ્લાંડની પેઠે રાજ્યતંત્ર તરફથી બેકારોને વીમાભથ્થુ કે બીજી કોઇ મદદ મળતી નથી. હમણાં

હમણાં ફ્રેન્ચ સરકારે અતીશય પરીમીત પ્રમાણમાં ધંધા વીનાના માણસોને મદદ આપવી આરંભી છે, પણ એ ઉપરથી બેકારીનો સાચો આંકડો મળી શકતો નથી. ૧૯૨૯ ના જાનેવારીમાં લેબર એક્ષચેંજ ઉપર માત્ર ૧૩,૦૨૭ બેકારોનાં નામ નોંધાયાં હતાં. આ સંખ્યા ફ્રેન્ચ શ્રમજીવીઓના ભુખમરાની પ્રતીક નથી. ફ્રાંસમાં બેકારીનો ત્રાસ જો કે ઇગ્લાંડ અને જર્મની જેટલો નથી, છતાંયે ઔદ્યોગીક વસતીના લગભગ દશ ટકા જેટલા માણસો કામધંધા વીના રઝળે જ છે.

## બેલ્જીઅમનો આર્તનાદ

બેલ્જીઅમ માત્ર કાઠીઆવાડ જેવડો નાનો દેશ છે, છતાં એની રગેરગમાં બેકારીનું ઝેર વ્યાપી ગયું છે આ અલ્પ રાષ્ટ્રની સરકારે આ આફતને પહોંચી વળવા બેકાર-વીમા-પધ્ધતી બે વર્ષથી શરૂ કરી છે. ત્રીશેક લાખની વસતીવાળા એ નાનકડા દેશમાં બેકારવીમાની ૧૬૫૫ સંસ્થાઓ છે, એમાં ૬,૦૮,૫૯૪ શ્રમજીવી સભ્યો જોડાયા છે. ૧૯૨૯ ના ફેબ્રુઆરીની ગણતરી પ્રમાણે આ સંખ્યામાંથી ૨૨,૪૬૮ માણસો તદ્દન બેકાર હતા, અને ૨૫,૧૪૧ મજુરોને અરધુંપરધું કામ મળતું હતું. બેકારી સામે વીમો ઉતરાવનારા કામદારોની સંખ્યા બેલ્જીઅમમાં કુલ કામદારોના કેવળ ચોથા ભાગ જેટલી છે, એટલે ઉપરનો બેકારીનો આંકડો સંપુર્ણ ગણી શકાય નહીં.

## ઓસ્ત્રીઆમાં આફત

ગત વર્ષના ફેબ્રુઆરી મહીનામાં ઓસ્ત્રીઆની કુલ બેકારસંખ્યા ૪,૧૭,૭૨૩ હતી. આમાંથી ૨,૨૫,૦૮૫ ક્ષુધાર્તોને મર્યાદાએ જીવવા પુરતું રાજ્યનું 'સહાયવૃત્ત' મળતું હતું. જુમલે લગભગ સવાચાર લાખ જેટલા બેકારો ઉપરાંત ઓસ્ત્રીઆમાં એવા કેટલાક નીષ્ક્રીય માણસો છે કે જેમને રાજ્યે મદદ માટે નાલાયક ઠરાવ્યા છે. આ ભુખે મરતા નાલાયકોની સંખ્યા ૩૩,૫૦૦ છે. એમને ચોરી, લબાડી અને લુંટફાટ શીવાય જીવનનીર્વાહનો બીજો કયો માર્ગ રહયો?

## બ્રીટનનાં સંસ્થાનો

અમેરીકાનો ઉત્તર વીભાગ રોકીને ઉભેલું કેનડા એક વીશાળ અંગ્રેજી સંસ્થાન છે. ઇન્ગ્લાંડમાં અત્યારે મજુરોને કામ ધંધાની કેટલી તંગી છે, એ તો આગલા લેખોમાં લખાઇ ગયું છે. પણ એનાં સંસ્થાનોની આફત માતૃદેશ કરતાં જરાયે ઉતરે એવી નથી. કાનડામાં મજુર મહાજનોએ (Trade Unions) બેકારીના આંકડા એકઠા કર્યા છે. આ સંસ્થાઓમાં કુલ ૨૦૦,૦૦૦ સભ્યો છે. તેમનામાંથી ૧૯૨૯ ના જાનેવારીમાં કુલ ૧૧ ટકા સર્વથા બેકાર હતા. ૧૯૨૯ પછી આજ દીન સુધીમાં કાનડા ઉપર આફતનાં વાદળાં વધારે ઘેરાયાં છે. દક્ષીણમાંથી યુનાઇટેડ સ્ટેટ્સનો મુડીવાદ આ સંસ્થાનને લપડાકો લગાવી રહયો છે. પરીણામે એના કુલ મહેનતજીવી માનવોમાંથી પંદર ટકાને માથે આજે બેકારીનો પંજો અફળાઇ રહયો છે.

ન્યુઝીલેન્ડ પણ ગ્રેટ બ્રીટનનું સંસ્થાન છે. આ પ્રદેશની બેકારીના આંકડા ૧૯૨૮ ના ચોથા ચરણ પુરતાજ મળે છે. મજુર સંઘોએ એ સમયે પ્રસીદ્ધ કરેલા વૃત્તાન્તો પ્રમાણે સંઘોની આખી સભ્યસંખ્યામાંથી દશ ટકા માણસો સદંતર રોજી વીના રઝળતા હતાં.

ઇન્ગ્લાંડના સંસ્થાનોમાંથી હીન્દ ભુખમરામાં સૌને મોખરે ઉભું છે. આખી

દુનીઆમાં આજે બે કરોડ માણસો બેકાર છે એમ મુડીવાદનું અર્થશાસ્ત્ર જણાવે છે પણ એ આંકડાને અનેકવાર વટાવી જાય એવી વીરાટ બેકારસંખ્યા તો એકલા હીંદમાંજ છે. તેત્રીસ કરોડની જનતામાંથી બરાબર અર્ધ ભાગને પુરું એક ટંક પણ ખાવા મળતું નથી. આ ભુખે મરતાં તમામ માનવોને બેકાર ન ગણીએ તો પણ પ્રજાનો લગભગ ચાલીસ ટકા જેટલો વીશાળ વીભાગ એટલે કે આશરે તેર કરોડ માણસો (આબાલવૃધ્ધ) તો ચોકખી બેકારીમાં ખફાઇ રહ્યા છે.

આયર્લેંડમાં ૧૯૨૯ની સાલના છેડામાં બેકારી સામે વીમો ઉતરાવનાર ૨,૮૦,૦૦૦ મજુરોમાંથી સાડાનવ ટકાને કંઇએ કામ મળી શક્યું નહોતું.

## માંધાતા મુસોલીનીનું

### માદર-વતન

ઇટલીના સર મુખત્યાર મુસોલીનીએ એના માદર-વતનને સમૃધ્ધીને શીખરે પહોંચાડયું છે એવી તરંગી વાતો આપણે ઘણીવાર સાંભળીએ છીએ. અનુભવ, જ્ઞાન, માહીતી અને અક્કલ એ તમામ તત્વોથી વીરક્ત રહેનારા ઘણાએ માણસો મુસોલીનીના એકહથ્થુ શાસન નીચે ઇટલીની જનતાનો ઉધ્ધાર થયાનું માને છે. એ દેશનું વાસ્તવીક ચીત્ર આ કલ્પનાચીત્રથી છેક જુદું છે. પ્રથમ તો લગભગ આખું ઇટલી અને એના ઉદ્યોગો અમેરીકાની મુડીને આંગણે ગીરો મુકાઇ ગયેલ છે. માંધાતા મુસોલીની એના લોખંડી શાસન નીચે એક પણ પ્રજાજનને અનુત્પાદક નહીં રહેવા દેવાની શેખી જગતને સંભળાવી રહ્યા છે. ઇટલીની સમૃધ્ધી માટે એણે હડતાળોને પણ ગેરકાયદેસર ઠરાવી છે, પીતૃદેશનો પ્રતાપ વધારવા તે એકેએક આદમીને માલમત્તા ઉત્પન્ન કરતો બનાવવા મથે છે, છતાં ઇટલીના શ્રમજીવીઓમાંથી બાર ટકા જેટલા 'માનવ જંતુઓ'ને ક્યાંયે કામ શોધ્યું જડતું નથી. ગઇ સાલના જાનેવારી માસમાં ઇટલીના લેબર એકસચેંજ ઉપર કંઇપણ કામ ધંધા વીનાના માણસોની સંખ્યા ૪,૬૬,૨૩૧ નોંધાઇ હતી. એ ઉપરાંત એજ સમય દરમીઆન અર્ધ રોજી કમાતા કામદારો એટલે અર્ધ બેકારોનો આંકડો આશરે ત્રીસ હજાર હતો. આમ લગભગ પાંચ લાખ પર પહોંચી જતી લેબર એક્ષચેંજમાં નોંધાયલી બેકારફોજ ઉપરાંત, વણનોંધી સંખ્યા તો કોણ જાણે કેટલીયે જબ્બર હશે! ઇટલીની મુસોલીની-સ્થાપીત સમૃધ્ધીનું આ સાચું આલેખન છે.

## જપાન

ઉદય પામતા આફતાબની ઝલકદાર ભુમી (Land of the Rising Sun) જપાનની જાહોજલાલી વીષે છેલ્લાં કેટલાંક વર્ષોથી હેરત પમાડનારી વાતો સંભળાય છે. ૧૯૧૪–૧૯ના વીશ્વ વીગ્રહમાં જાપાને અતુલ સંપત્તી એકઠી કરી, એ પછીની આસમાની આફતોને અન્તેય એણે તાબેવરી જાળવી રાખી, અને આજે એનાં સર્વ પ્રજાજનો સુખી ને સાધનસંપન્ન છે એમ ઘણાનું માનવું છે. આ એક અજોડ ભ્રમ છે. જગતના અન્ય મુડીવાદી રાષ્ટ્રોની પેઠે જપાન પણ આજે અવ્યવસ્થીત ઉત્પાદન અને પરીણામી બેકારીથી આપદગ્રસ્ત છે. જેમ હીંદમાં તેમ જપાનમાં રાજસત્તા તરફથી બેકારીની પધ્ધતીસર નોંધપોથી રખાતી નથી, એટલે કોઇને એ 'સવીતોદય-ભુમી'ના શ્રમજીવીઓના ભુખમરાની ચોકકસ માહીતી

મળતીજ નથી. એમ છતાં ૧૯૨૯ ની સાલનો ત્યાંનો બેકારી–આંકડો મળી શકયો છે. ૧૯૧૯ માં જગદવ્યાપી જંગ પુરો થયા પછી જપાનનો વેપાર આજ દીવસ સુધી પાછો પડતો આવ્યો છે. છેલ્લાં બે ત્રણ વર્ષમાં તો કેટલાયે કારખાનાં બંધ થયાં છે. પરીણામે બેકારીની આફત ઉગ્ર બનતી જાય છે. ૧૯૨૯ ના અંદાજ મુજબ અહીં ધંધાહીન મજુરોની સંખ્યા ૮૦૦,૦૦૦ હતી.

## બીજા દેશોની બેકારી

અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં અત્યારે પાંસઠ લાખ ઔદ્યોગીક મજુરો બેકાર છે, એ અગાઉ કહેવાઇ ગયું છે. બાકીના બધા મુડીવાદી રાષ્ટ્રો પર નજર નાખતાં સર્વત્ર એજ ઉથલપાથલ અને આફતના ઓળા દેખાય છે. જેને સામ્રાજ્યવાદીઓ આખી આ નમની સંસ્કૃતીઓ અને પ્રચારબંદારોના કેન્દ્ર સમાન સમજે છે એવા સ્વીતઝર્લેન્ડમાં ગયા વર્ષના પ્રારંભે રાજ્યના રજીસ્ટરે નોંધાવલી બેકારી કુલ મજુર સંખ્યાના ૭ ટકા જેટલી હતી. એ પછીના એક વર્ષમાં 'નીકમ્મા' માનવીનો આંકડો અગીઆર ટકા સુધી ઉંચો ચડયો છે. પોલાન્ડમાં ૧૯૨૯ ના પહેલા મહીનામાં લેબર એક્ષચેંજને આંગણે ૨,૪૯,૪૬૨ બેકારો નોંધાયા હતા. હંગેરીમાં એજ અરસામાં કુલ મજુરોમાંથી તેર ટકા સંપુર્ણ 'નીવૃતી' સેવતા હતા. હોલેન્ડની સરકારી મજુર ઓફીસના રજીસ્ટર પર ગયેલા ૩૯૯૦૦૦ કામદારોમાંથી ૧૯૨૯ ના આરંભે આશરે ૬૧૧૫૩ સ્ત્રીપુરૂષો પ્રવૃતીહીન હતા, એટલે કે બેકારીના પ્રમાણે લગભગ વીશ ટકા સુધી પ્રગતી કરી હતી. એજ વર્ષના મધ્ય મહીનામાં નારવેના ઔદ્યોગીક શ્રમજીવીઓના પાંચમા ભાગના માણસોને ઉદરની વાંહનું કંઇ સાધન નહોતું, અને પડોશી સ્વીડનના ૩૨૮૧૦૯ મજુરોમાંથી પંદર ટકાને આજીવીકા માટે કોઇ પણ પ્રકારની પ્રવૃતી સાંપડતી નહોતી. ડેનમાર્કમાં મજુર જનતાના ત્રીશ ટકાને ૧૯૨૯ ના આખાએ વર્ષમાં કંઇ કામ વીના રઝળવળવું પડયું હતું. ફીનલેન્ડના મોટાં શહેરોની સરકારી મજુર ઓફીસોએ અગીઆર હજાર પરીપુર્ણ બેકારોની નોંધ લીધી હતી અને બીજા અઢાર હજારને રાહતકામ વડે રોજી પુરી પાડી હતી. ડેનઝીગના મજુરોની દુર્દશા પોલાન્ડની પરીસ્થીતી પર નીભર્ર છે, એટલે પોલાન્ડ કરતાં યે કારમી બેકારીથી ડેનઝીગની મજુરજનતા પીડાય છે. ૧૯૩૦ ના આરંભમાં આ પ્રદેશમાં બેકારીના ટકા શ્રમજીવીઓના સરવાળામાંથી પચીશ છવીશ સુધી પહોંચ્યા હતા.

# નવયુગની સ્ત્રી ભાવના

: લેખક :
બાવચંદ માવજી વડેરા

સ્ત્રીજીવનની આપણી કલ્પના અનેક રીતે ખોટી છે. સમાજસંસ્કૃતીની દૃષ્ટીએ એ માન્યતામાંથી મનુષ્યનો અપુર્ણ ને એકપક્ષી આદર્શ જ ઘડાય છે; શરીરશાસ્ત્રની દૃષ્ટીએ, શરીરસર્જનમાં જેનો મુખ્ય હીસ્સો હોય તેનો વ્યકતીવીકાસ અમુક રીતે રૂંધાઇ જવાથી નવી પ્રજા માત્ર એકપક્ષી સંસ્કારો લઇને જ અવતરે છે; મનુષ્યજીવનની દૃષ્ટીથી પ્રજાનો એક વર્ગ–માત્ર પોતામાં કુદરતી રીતે રહેલી એક શકતીને લીધે જ–પુરૂષને આકર્ષી શકે છે માટે, અને પ્રજા ઉપજાવી શકે છે માટે જ જીવે અને પુરૂષની પાછળ પાછળ ઘસડાય એ અસહ્ય છે. સંસ્કારને આદર્શ એકપક્ષીતા–અને મનુષ્ય જાતીને આમ થતો અર્ધવીકાસ–એ પરીણામ જગત ભરની લગભગ બધી જ જાતીમાં સામાન્ય રીતે પ્રવર્તી રહેલ છે; એટલે અહીં સ્ત્રી જાતી તરફનું હીંદુ સમાજનું વર્તન કે જે માત્ર માણસાઇની એક સામાન્ય લાગણીના ધોરણેજ ગુન્હો બની રહે છે, તેનો ઉલ્લેખ હું નથી કરતો. આપણી ગૃહવ્યવસ્થા–અને કુટુંબવ્યવસ્થામાં આપણે સ્ત્રી જાતીને પરાધીન રાખી રહ્યા છીએ, અને ઉપરાંત તેના જીવનના વીકાસને માત્ર આપણે થોડાક સ્થાપીત સીદ્ધાંતોની મર્યાદામાં જ ગુંગળાવી રહ્યા છીએ–એટલે કે સ્ત્રી જાતીના સ્વરૂપદર્શનની આપણે ત્યાં રહેલી મર્યાદા એ આખી માનવજાતીએ–એજ વસ્તુપર રાખેલી ઘડીએક કુદરતી પણ ગણાઇ જવાય તેવી મર્યાદા કરતાં વધુ સાંકડી–વધુ અમાનુષીય છે. આ વસ્તુ તો આપણી સ્વાધીન દશા છે અને એના પરીણામ તરીકે અમુક વધુ પ્રકારની હીનતા આપણે આખા માનવસમાજ કરતાં વધારે પ્રમાણમાં ભોગવવાની છે. પણ આ વાત દુર કરવી એ બહુ મુશ્કેલ નથી. આપણી

## આજની સ્ત્રી



પતીની વીલાસ મુર્તી

**આ**વતી કાલનો સમાજ સ્ત્રીજાતીનો પ્રશ્ન કેવી રીતે ઉકેલશે? એ સમાજમાં સ્ત્રીનું સ્થાન પુરુષની વીલાસમુર્તી કે મૃતપતીની પાછળ તપ તપી તપી જીવનની સુકુમાર લાગણીઓને કરમાવી નાખનારી પત્નીથી જ પરીતૃપ્ત થશે. કે સમાજની સ્વતંત્ર વ્યવસ્થા અને વીકાસમાં, સ્ત્રી પુરુષની સાથી–મીત્ર બનશે? લેખક તેનો માર્મીક ઉકેલ, પોતાના આ વીદ્વતાપુર્ણ, મનનીય નીબંધમાં સુંદર રીતે કરી આપે છે.

## આજની સ્ત્રી

અત્યારની મનોદશા અને સ્ત્રી ઘડવાનો આદર્શ–એ કાંઇ સર્વ મનુષ્યને સામાન્ય નથી, એ તો માત્ર ઐતીહાસીક પરીસ્થીતીમાંથી ઉદ્ભવે છે, અને ઇતીહાસની ગતીનો વેગ જેટલો ઝડપી કરવો હોય તેટલો થઇ શકે છે. એનો નાશ થવાનાં ચીન્હો પણ અનેક સ્વરૂપે પ્રકટતાં આવે છે.

ઉપર પ્રથમ કહી તે મનોદશા સર્વ મનુષ્યને સામાન્ય છે. એ માત્ર કોઇ એક પ્રજાની સ્વતંત્ર પરીસ્થીતીમાંથી નથી ઉદ્ભવતી. એનું કારણ તો ખુબ જ દુર મનુષ્યજાતીના તદ્દન પ્રાથમીક અને તાત્ત્વીક સ્વભાવમાં રહેલું છે. ઘણીવાર આપણે કુદરતી વૃત્તી ને કૃત્રીમ વાસના વચ્ચેનો સુક્ષ્મ ભેદ પાડી શકતા નથી; અને કેટલીક વાર તો એવો ભેદ હશે કે કેમ તે પરત્વે જ આપણને શંકા જાય છે. એ ચર્ચા અહીં અસ્થાને છે. પણ એટલું યાદ રાખવાનું છે કે એ ભેદ માત્ર એક જ નીયત સમયબીંદુને આધીન છે. ઉપરાંત સાપેક્ષ છે–એટલે કે અમુક એક જ ક્ષણે–અને અમુક જુદી જુદી સ્વભાવવીચીત્રતામાં આપણે કહી શકીએ કે, આટલું કુદરતી ને આટલું કૃત્રીમ. પણ એજ વખતે વસ્તુસ્થીતી એ હોય છે કે કૃત્રીમ ગણાતી વસ્તુનું ઉદ્ભવસ્થાન સહજ દુર પણ એવી જ કુદરતી શક્તીમાં રહેલું હોય છે, અને કુદરતી ગણાતી વૃત્તી પ્રમાણમાં નુવીન હોઇ એના પર માનવશક્તીએ કશું નથી ઉમેર્યું હોતું એટલે આ તફાવત માત્ર અંશભેદનોજ–સ્વરૂપભેદનો નહીં–(Difference of Degree, not of Kind) છે.

આ વસ્તુ સમજ્યા પછી સ્ત્રી પરત્વેના પુરુષમાનસની આ વીચીત્રતા એ કુદરતી



ઘુમટમાં છુપાવી રાખવા યોગ્ય પ્રાણી

વૃત્તી છે, કે માત્ર અનેક યુગની જીવન-અવસ્થાના પ્રબળ પરીણામ તરીકે આપણામાં ખુબ જ ઉંડાણથી ઉતરી આવી છે, તે કહી શકાતું નથી. કોઇપણ યુગમાં, કોઇપણ સમાજમાં, કોઇપણ પુરૂષ, કોઇપણ સ્ત્રી તરફ માત્ર એક જ દ્રષ્ટીથી—અને તે જાતીય આકર્ષણની દ્રષ્ટીથી—જોતો આવ્યો છે. શરૂઆતમાં આપણે એટલું સ્પષ્ટ કહી નાખીએ કે, સ્ત્રી તરફનું પુરૂષનું આ જીવન સ્ત્રી અને પુરૂષના કોઇપણ પ્રકારના સંબંધમાં મુક્રગત રહેલી આ મનોદશા પુરૂષ જાતીના કોઇ ગાઢ લાગણીબળપર જ નભી રહી છે; અને એજ જીવનદશાની એકલતાથી, સ્ત્રીએ પોતાની જાતને હંમેશાં આ વીલાસની જુદી જુદી ભાવનાને અનુકુળ થવામાં જ પોતાના સમસ્ત વ્યક્તીજીવનનું સાફલ્ય માન્યું છે. પુરૂષે વીલાસ ફેરવી ફેરવીને ભોગવ્યો છે; સ્ત્રીએ એ વીલાસની સર્વ મનોદશાને અનુકુળ રહેવાના પ્રયત્નો કરી—એમાં જ જીવનહર્ષ મળી રહે તેટલી લાગણીઅવસ્થા સદાય કેળવ્યાં કરી છે. સ્ત્રીના દર્શન માત્રથી પૌરૂષ પ્રકટે—અને પુરૂષ એ શક્તીને અનેક રીતે રમાડે એ વાત સ્થુલમાં સ્થુલ કે અતી કુદરતી વાસનાથી, અહાન ઔરંગઝેબની ભાવના સુધી એકસરખી રીતે સાચી છે. આ વસ્તુ સ્ત્રીને માટે હંમેશાં યોગ્ય જ છે? એ બીજો પ્રશ્ન. ત્રીજો પ્રશ્ન એ કે, જો એમાંથી સ્ત્રી કે પુરૂષ—અગર બંન્નેના વીકાસમાં વીઘાતકતા આવતી હોય તો, એની સામે એટલું જ વ્યાપક બીજું બળ આપણે લાવી શકીએ કે કેમ?

એ સ્ત્રી તરફ માણસ અત્યાર સુધી કઇ નજરથી જોતો આવ્યો છે? એની નીર્બળતા પર, કે એની ચંચળતાને અતીશયતાએ વર્ણવી એના પર અનેક અંકુશો સર્જનાર, એની સુકુમારતા પર પ્રેમની દીવ્ય કલ્પનાઓ કરનાર, કે એની મોહકતા પરથી દીલ ઉઠાડી લઇ સંયમ પ્રબોધનાર, એની પરાધીનતાના દુઃખથી દુઃખી બની એનો ઉદ્ધારક બનનાર અને એને છે તે ને તે સ્થીતીમાં ચલાવી લેવા ઇચ્છનાર—સહુની સામટી લાગણીનું જો પૃથક્કરણ થાય, તો એક જ સીદ્ધાંત તારવી શકાય કે, સહુએ એની જાતીય અવસ્થા (Sexual life) પર જ નજર રાખી છે. અલબત્ત! દ્રષ્ટીકોણ જુદા જુદા છે ખરા, પણ એ તો નવીન વીલાસ સદાય વાંચ્છનાર શીકારી માણસની તરંગી વૃત્તીનું પરીણામ છે. સ્ત્રીના સંપુર્ણ અસ્તીત્વને માત્ર આ એકજ નીયમમાં સમાવી દીધું છે. સ્ત્રીસ્વતંત્રતાની પુરૂષ માને છે તેવી વ્યવસ્થાનો પુરૂષ સંચાલક એટલા માટે એ વાત ઉપાડી રહ્યો છે, કે એની પુરૂષવૃત્તી પોતાને સ્વાધીન સ્ત્રીશરીરના વીલાસથી થાકી ગઇ છે. એને સ્વતંત્ર સ્ત્રીનો મોહ છે—અને એ મોહ એ સ્ત્રીમાં રહેલા લાગણીભંડારને આમતેમ હલાવી, તેને માટે સ્ત્રીને તૈયાર કરી, સ્ત્રીને અનુકુળ બનાવી, પોતાની સ્વતંત્રતાની ભાવના સ્ત્રી કબુલ કરે એટલી એને પરાધીન ને પોતાને અનકુળ બનાવી, એ પોતાની વૃત્તી સંતોષે છે.

આ વસ્તુ સ્ત્રીમાં છે ખરી—પણ એટલી જ પુરૂષમાં પણ છે. એટલે એ એકજ વસ્તુ પર વીચાર કરીને સ્ત્રીનું સ્થાન કે આદર્શ ઘડાય, એ એના વ્યક્તીત્વનો જાતીની પ્રગતીનો ક્ષય કરનારી જ વાત છે. સ્ત્રીએ દાસી બની, સતી બની, રંભા બની, શક્તી બની, વેશ્યા બની, પુરૂષના આ હઠીલા વીલાસને સંતોષ્યો છે. સ્ત્રીને મલીન ગણવાના જમાનાથી માંડીને, સ્ત્રીસન્માન તરીકે તેના સમક્ષ જરા ગંદી વાત પણ ન થાય એ જમાના સુધીમાં સ્ત્રીને નીરખવાની વસ્તુ ફરી નથી.

સ્ત્રીના અસ્તીત્વને સમાજમાં રમાડવા માટે એના બીજા સ્વરૂપનો ખ્યાલ કોઇએ કર્યો નથી. સ્ત્રી સંબંધી સર્વ સાહીત્ય કે પ્રવૃત્તી એના પુરૂષ સાથેના સંબંધ પરત્વેજ થાય–સ્ત્રી પુરૂષથી સ્વતંત્ર રીતે કદી વીચારાઇ નથી. મનુ કે કાલીદાસ જેવાની પરસ્પર-વીરોધી લાગણીઓ બે સામે સામે છેડેથી ભલે જોતી હોય–પણ તે એક જ વસ્તુ જુએ છે. સ્ત્રીનું સમાજનું સ્થાન, સ્ત્રીનું આ સ્વરૂપ પુરૂષના લાભમાં સૌથી સરસ રીતે કેમ લાવી શકાય, એજ દ્રષ્ટીથી નક્કી થાય છે. સ્ત્રીનો કલ્પનાનો પ્રધાનસ્વર આ વાસના જ બની રહે છે. એક મનુષ્ય બીજા મનુષ્યને પરસ્પરનાં સ્વાભાવીક સંબંધની વાત બાજુપર મુકી જે રીતે જોઇ શકે એ રીતે કોઇપણ સંસ્કૃતી સંપુર્ણતા સ્ત્રીને જોઇ શકી નથી.

આનું પરીણામ આપણે ઉપર કહ્યું તેમ જાતીની પ્રગતીમાં-આદર્શમાં–વ્યવહારમાં સર્વ સ્થળે પક્ષપાત થઇ રહ્યો છે. હીંદુ સમાજમાં તો સ્ત્રીજીવનની અવસ્થા કોઇથે ન કપી હોય તેટલી હીણી થઇ ગઇ છે. જગતમાં બધે જ સ્ત્રીની શરીરવાસના પર સંસ્કૃતી રચાઇ છે. અને એની બુદ્ધીમતા, કે શુદ્ધ લાગણીઓને ગૌણ સ્થાન અપાયું છે. પૌરૂષના આદર્શો અનેક રીતે વીવીધ અને અનેક જુદા જુદા સ્વરૂપોમાં રચાયા ને ભાંગ્યા છે. સ્ત્રીનો આદર્શ માત્ર એક જ રહ્યો છે, સ્ત્રીનું જીવન માત્ર એક જ વાસનામાંથી પ્રકટે છે. એક જ વાસનાની તૃપ્તી કે નીષ્ફળતા એના સમસ્ત જીવનને આરોપી શકે છે. પુરૂષત્વની વ્યાખ્યા જુદે જુદે સ્થળે જુદી જુદી બને; સ્ત્રીત્વને માત્ર પુરૂષના સંબંધ પરત્વેજ કલ્પવાનું. આ બધી એકપક્ષીતા સ્ત્રીના શરીર પર નજર રાખીને ઘડાતા વ્યવહારમાંથી જ ઉતરી આવે છે. એથી પુરૂષ માત્ર વ્યભીચારી બન્યો છે. સ્ત્રી માત્ર દેખાવડી બનવા ઇચ્છા ધરાવે છે. પુરૂષની મહત્તા માપવાના અનેક સાધનો છે, સ્ત્રી માત્ર રૂપાળી છે કે નહીં એટલુંજ જોવાય છે. કદરૂપા પુરૂષો તો મહાન પણ બની શકયા છે, કદરૂપી સ્ત્રીને સાહીત્યમાં પણ સ્થાન નથી.

સ્ત્રીજાતીનો આખો વીકાસ આ રીતે જ થયો છે. એ પોતાની જાતને પોતે પણ વ્યક્તીત્વના બીજા અંશોથી જોઇ શકતી નથી. એ જાતીનો મોટો દુર્ગુણ તે વીલાસપ્રીયતા: પશ્ચીમની ઉછાંછળી સ્ત્રી કે પુર્વની સતી—બન્ને પોતાના જીવનને એક જ દ્રષ્ટીથી જોઇ રહી છે. એકને આત્મા સાથેની રમતમાં ઉલ્લાસ સાંપડે છે. બીજી આત્માનુ જોડાણને નામે જાતનું સમર્પણ કરે છે. પુરૂષનું અસ્તીત્વ સ્વતંત્ર છે. સ્ત્રીને જો સ્ત્રીશરીર નહોત તો જાણે સમાજ-સ્થાનજ નહોત! વીલાસપ્રીયતામાંથી જીવનની બીજી મહત્તાઓ પ્રત્યે ઉદાસીનતા અને નીર્બળતા પ્રકટી છે અને અત્યારની આખી જાતીની પરાધીન અવસ્થા જાણે સૃષ્ટીનો સાચો જ ક્રમ હોય તેમ ઘડીભર મનાય છે. જો સ્ત્રીએ પોતાના જીવનનો અમુક ભાગ પુરૂષ રાખે છે તેમ શારીરીક વીલાસ માટે જુદો રાખ્યો હત ને બીજા સ્વતંત્ર જીવન માટે પ્રયાસ કર્યો હોત, તો સ્ત્રીને માટે જગતમાં જુદા પ્રશ્નો રહેત નહી.

આ વસ્તુ સ્વભાવસ્થાપીત છે? જો મનુષ્યશરીરનું ઘડતર જ એવા પ્રકારનું હોય કે આ આકર્ષણ કોઇપણ ભોગે ગમે ત્યાં બ્હાર આવવાનું જ, તો તો પછી એમાંથી ઉદ્ભવતા દરેક પરીણામ માટે આપણે તૈયાર રહેવું. પણ એમ નથી. આકર્ષણ સ્વાભાવીક છે, વસ્તુસીદ્ધ છે, છતાં સર્વ સંજોગોમાં અનીવાર્ય નથી: સ્ત્રીજીવનના ટુકડાનું એક અત્યંત મહાન અને

શક્તીભર્યું સ્વરૂપ માતા અને બ્હેનના સંબંધમાં પ્રત્યક્ષ છે. અહીં સ્ત્રીને નીરખતો પુરૂષ સ્ત્રીની બીજી લાગણી જ જુએ છે. સ્ત્રીની જુદી જ મહત્તામાંથી સ્વર્ગ ઉપજાવે તેવું વાતાવરણ પ્રકટતું નીરખે છે. એજ રીતે સ્ત્રી પુરૂષને અનેક જુદી જુદી રીતે પુજી શકે છે. પુરૂષો સ્ત્રીઓની દ્રષ્ટીએ માત્ર વીલાસતૃપ્તીનું સાધન નથી મનાતા. પુરૂષની અનેકવીધ માનવતા ક્રમશઃ પ્રકટતાં સ્ત્રી તેના તરફ જુદા જ જોરથી આકર્ષાય છે; અને વીકારની એક છાંટ પણ અનુભવ્યા સીવાય પુરૂષને ચાહી શકે છે. રૂપ કે વીલાસવાસના વીનાના નરદેહને પુજાના અર્ધ્ય ચડાવતી નારી જગતમાં કદી ન હોત, જો માત્ર સ્વાભાવીક ગણાતા કુદરતી આકર્ષણને કુદરતે જ માનવશક્તીથી અસ્પર્શ્ય ને પર રાખ્યું હત તો. એજ સાથે પરસ્ત્રીને પણ માતા કે બ્હેન જેટલી પવીત્રતાથી નીરખનાર સતેજ અને સ્વાધીન કલ્પનાબળવાળો માણસ પણ ન જ જન્મ્યો હોત. પણ આ માતૃત્વ જો પુરૂષની કલ્પનામાંથી પ્રકટે છે, તે જો સ્ત્રીની લાગણીઓનો અત્યંત સહવાસ સેવ્યે એ પ્રત્યક્ષ સ્ત્રીમાંથી જ ઉદ્‌ભવે તેવી સમાજવ્યવસ્થા હોત, તો આ વસ્તુસ્થીતી વીરલ હોવાને બદલે કેટલી સામાન્ય હોત? જ્યાં સ્ત્રીની બીજી મહત્તા પ્રત્યક્ષ ન થઇ હોય, જ્યાં સ્ત્રીને બીજી રીતે જોતા ન્હાનપણથી જ ન શીખાયું હોય, જ્યાં સ્ત્રી દ્રષ્ટીએ પડતાં જ ઉદ્‌ભવી શકે તેવી છુપી વીકારચીનગારી સ્ત્રીજીવનના ખુલ્લા ને ભવ્ય દર્શનની અસરના સ્થાયીપણાથી બુઝાઇ જતી ન હોય, ત્યાં સ્ત્રી જોતાં વીકારથી મુક્ત રહેવું સામાન્ય માણસને માટે કેટલું મુશ્કેલ છે? અતીશય સાવચેત સમાજ આ વીકારના નીરંકુશતાને કબ્જે લાવવા માટે સ્ત્રી પુરૂષને અનેક રીતે જુદા પાડયા જ કરે છે. પણ એ પ્રયત્ન જેમ જેમ વધુ આગ્રહી થતા જાય છે, તેમ તેમ એ વીકારથી ઉશ્કેરાયેલી મનોદશા તીવ્ર બની પ્રજાનું સત્ત્વ ને સાત્ત્વીકતા ચુસ્યા કરતી જાય છે. વીલાસી–વ્યવહારમાં નકામી–નીબળ–ને જગતમાં બીજા કોઇ પણ હેતુ માટે નજીવી હોય તેવી સ્ત્રી બની ગઇ છે, એની બધી જ માનવતા દબાઇ ગઇ છે. એ શક્તીનો એક બાજુનો બળાત્કાર સંચય, જ્યાં છુટ મળી છે ત્યાં! એટલે કે જાતીય આકર્ષણને વધુ મજબુત બનાવવામાં જોરથી કામે લાગે છે ને પુરૂષની માત્ર એક જ લાગણીને સ્પર્શી શકે છે.

જો એ સ્વાભાવીક હોત તો માતા કે બ્હેન જેવી પવીત્ર સ્ત્રીકલ્પના ન પ્રકટી હોત. સ્વાભાવીક હોય તો પણ આ કલ્પના એટલું તો સ્પષ્ટ કરે છે કે, એથી વીરૂદ્ધની વસ્તુ પણ એટલા જ જોરથી, એટલીજ પ્રબળ લાગણીથી સમાજમાં રહી શકે છે. જો માતા અને બ્હેનનો સંબંધ માણસે ઉપજાવી કાઢયો હોય–ને સ્વાભાવીક આકર્ષણ તો માત્ર શરીર પરત્વેજ હોઇ શકે–તો માણસની એ મહત્તા છે કે એ કુદરતી વૃત્તીપર આટલો વીજય મેળવી શકે છે. એજ મનુષ્ય જો ધારે તો સ્ત્રીની કલ્પનાના આમ ટુકડા નહીં પણ આખી જાતીની કલ્પના ફેરવી શકે અને સ્ત્રીને બીજા સ્વરૂપમાં જોવાનો પ્રયાસ આમ વ્યક્તીગત નહીં, પણ આખા સમાજમાં પ્રકટાવી શકે. સ્ત્રીજીવનની અનેક પાંખડીઓ ખીલે–અને એ બધી પાંખડીઓને સમાન હક્ક મળતાં, પુરૂષ સ્ત્રીની અનેક અવસ્થાનો ભક્ત બની રહે. સ્ત્રીમાં રહેલી માનવતા સંપુર્ણ રીતે વીકસાવાનો જો અવકાશ થઇ શકે તો પુરૂષ એક સાચો માણસ જેમ બીજા માણસ તરફ આકર્ષાય તેમ સ્ત્રી પર મુગ્ધ બની શકે. માનવતાની વ્યાખ્યા પુરૂષશક્તીની મર્યાદામાંજ ગુંચવાઇ ગઇ છે, તેમાં સ્ત્રી પોતાના ચારીત્ર્યવૈવીધ્યથી અનેક અંશો આપે, અને

જગતપ્રગતીની સાચી દીશા સમજી જઇ અત્યાર સુધી સીદ્ધ થયેલા આદર્શ કરતાં એ વધુ મહાન શક્તી પ્રકટાવી શકે.

આ બધું પશ્ચીમની કે પુર્વની એકમાર્ગી ભાવનાથી નથી થવાનું. આવતા યુગની સ્ત્રી માત્ર વીલાસી રમણી કે સતીપત્ની નથી રહેવાની. આવતા યુગનો પુરૂષ સ્ત્રીને 'દાસી' કે 'ઢીંગલી' નથી ગણવાનો કે નથી 'દેવી' ગણવાનો. ખરી રીતે તો આપણે એ બન્ને સ્ત્રીત્વને છોડી દેવાનાં છે. સ્ત્રીએ સ્ત્રી રહેવાનું છે ને માણસ બનવાનું છે. પાશ્ચાત્ય સ્ત્રીસન્માન કે નારીપુજાની ભાવના માત્ર વ્યવહારમાં જ—પ્રત્યક્ષ વર્તનમાં જ જુદાં પડે છે. આંતરીક મનોદશા તો—સ્ત્રીને નીહાળવાની દ્રષ્ટી તો—એક જ છે. પુરૂષ સ્ત્રીને ઘરકામના અસહ્ય બોજા નીચે કચરી નાખવા છતાં તેના વીલાસને બળાત્કારે ભોગવે, કે પોતાની આર્થીક અવસ્થાના જોરે સ્ત્રીને નચાવી, હુલાવી-ફુલાવી, તેના વીલાસને છેતરીને ભોગવે, એ બધું સરખું છે. પુરૂષ સ્ત્રીને નબળી ગણી પોતાના દુઃખનો ભાર તેના પર લાધ્યા કરે, કે સ્ત્રીની નાની નાની શારીરીક મજુરી પણ પોતે કરી આપે તેમાં ભેદ નથી. અણઘડ માણસ સ્ત્રીપર હુકમ ચલાવે કે સંસ્કારીની સ્ત્રી પ્રેરણાદેવી બની બીરાજે, એ બન્નેમાં માણસ કે સ્ત્રી જરાય જુદા નથી. માત્ર સંજોગે વર્તન ફેરવ્યું છે એટલું જ. આખી મનુષ્ય સમાજવ્યવસ્થામાં માત્ર પુરૂષની સગવડતાનો જ ખ્યાલ રાખે કે માત્ર સ્ત્રીની સગવડતાનો ખ્યાલ રાખે તેમાં કશો ફેર નથી. સીધી અને આડકતરી રીત જેટલાં જ બે જુદાં ગણી શકાય. આ બે છેડાનો ભેદ એ પુરૂષની સ્ત્રીથી સ્વતંત્ર એવી જીવનદશાનો છે. 'સ્ત્રી તરફના દ્રષ્ટીબીંદુનો નહીં'. જેમ પ્રેમ ને ધીક્કાર માનસશાસ્ત્રની દ્રષ્ટીએ એક જ વીચાર કે લાગણીતંતુમાંથી પ્રકટે છે, તેમ સ્ત્રી પ્રત્યેની અત્યંત બેદરકારી કે અત્યંત કાળજી, એક જ સીદ્ધાંતતંતુથી જોડાયા છે.

સ્ત્રીની બુદ્ધીમતાપર, સ્ત્રીની માનવલાગણી પર, સ્ત્રીની સ્વતંત્ર શક્તી કે વીશુદ્ધ જીવન-કલાપર નજર રાખનાર જ સાચો માણસ બને છે ને સ્ત્રીને માણસ બનવાની તક આપે છે. સ્ત્રીને સમાજવ્યવહારમાં પડવા દઇ, તેનો અનેકગણો સ્વતંત્ર વીકાસ જોઇને તે પર આકર્ષાય, સ્ત્રી આધીન જીવન જીવે, ને પુરૂષ તેમાંથી મનુષ્યજીવનનાં નવનવા અંશો પ્રકટતા જુએ, સ્ત્રી એકલી જ ફરે ને પુરૂષ તેનો દોસ્ત બને, સ્ત્રી બીજું જીવન જીવે, ને પુરૂષ એ જીવનપર પવીત્ર રીતે મોહાય—એવા માણસ બનેલાં સ્ત્રી ને પુરૂષ સાથે રહી ઘડેલા સમાજ માટે જગત ઝંખી રહ્યું છે.

માતૃત્વની વ્યાપક પ્રેમાળતા સમક્ષ જેમ બુરી વાસના ચુપ થઇ બેસી જાય છે, તેમ સ્ત્રીત્વની વીવીધતા ને સ્વતંત્ર શક્તી આગળ બને, એ નવા જીવનસીદ્ધાન્તનું ધ્યેય હોવું જોઇએ—એટલે કે સ્થળે સ્થળે ને સદાકાળ જેમ આપણે કોઇ સ્ત્રીના અત્યારના સ્ત્રીત્વ તરફ નજર ન નાખતાં તેની બીજી માનવતા તરીકે માતા કે બ્હેનના ભાવ સ્થાપીએ છીએ તેમ સર્વ સ્ત્રીની બીજી માનવતા માત્ર ઉપરકહ્યા તે સંબંધ પરત્વે જ નહીં પણ સ્ત્રીનામાં પોતામાં જ રહેલી કોઇ અણજાણી બુદ્ધીમત્તા ને ભવ્ય માનુષીતાપર નજર નાખતા શીખીએ. સ્ત્રીનો બુદ્ધીવીકાસ સંપુર્ણ બને, સર્વલક્ષી બને. સ્ત્રી આ અર્થમાં સ્વતંત્ર બને અને પુરૂષને જેમ સમાજમાં બીજા પુરૂષની જરૂર પડે તેમ સ્ત્રીની પ્રાથમીક રીતે સમાજમાં જરૂર ઉદ્‌ભવે.

નૈતીક સીદ્ધાંતોના જોરથી તૈયાર થયેલું અંતઃકરણ વીકારપર સંપુર્ણ વીજય મેળવી

શકયું નથી. સામાજીક નીયમોની શક્તી એનો મુકાબલો કરવા માટે પર્યાપ્ત નથી. એટલે કોઇ વ્યક્તીગત મહત્ત્વાકાંક્ષા કે તપના આદર્શ વીના આ વૃત્તીને મર્યાદીત કરવી બહુ વીકટ લાગે છે. આપણે કેટલાય એવા નરવરોની કલ્પના કરી છે, કેટલાય એવા નરવરો જીવી ગયા છે, કે જેણે સ્ત્રી માત્રને વીશુદ્ધ લાગણીથી જોવા પ્રયાસ કર્યો હોય—ને સફળ થયા હોય. પણ એ સહુમાં વ્યક્તીગત તપ આપણે એટલું મુકયું હોય છે કે, જે સહુમાં એટલી વીશીષ્ટ આદર્શ-ભાવના આપણે સર્જાવી હોય છે કે, જે સામાન્ય પ્રજાવર્ગમાં ભાગ્યે જ આવે. જીવનના કોઇ અતી મહાન ધ્યેયને ખાતર, વ્યક્તીજીવનની કોઇ અતી પ્રબળ ભાવનાને ખાતર, પુરૂષ સ્ત્રીના વીલાસ વીના જીવી શકે છે—અગર તો વીલાસને માત્ર એના મર્યાદીત ક્ષેત્રમાં જ બંધ રાખી શકે છે. પણ એજ સાથે એ સ્ત્રીસહચારને જેમ બને તેમ દુર રાખવાની આકરી પ્રતીજ્ઞા પણ લ્યે છે. આમ વીકાર પ્રત્યેની શાંત અરૂચી–સ્ત્રીસહવાસનો અભાવ, ને વ્યક્તી-ધર્મની ઉગ્રતા—આ બધી વસ્તુ સાથે થતાં અખંડ બ્રહ્મચર્ય જન્મી શકે છે.

સ્ત્રીને જોતાં વીકાર ઉદ્‌ભવે એવા નીર્બળ સમાજમાં સ્ત્રી સામે મુકાયલા અસંખ્ય આક્ષેપો અને સ્ત્રીપુરૂષના સંબંધમાં મુકાયેલી અનેક મર્યાદાની અતીશયતાએ કોઇ ત્યાગી જન્માવ્યો હશે. પણ આપણે આ બ્રહ્મચારી કે ત્યાગીની જરૂર નથી. આપણે સતત જાગ્રત મનુષ્યબળથી પોતાની જાતને અનામત રાખી–સંગ્રહાતી શકતીને પાછી જાગ્રત રહેવા તરફ જ ખર્ચ્યા કરે તેવા જીવનભરનાં પ્રયત્નશીલ મનુષ્યોની જરૂર નથી. આપણે તો સમાજવ્યવસ્થામાં એવો ફેરફાર કરી નાખીએ કે સ્ત્રી તરફની દષ્ટીની આ અમાનુષીયતા સહજ દુર થઇ શકે. સ્ત્રીપુરૂષને લલચાવનાર મોહીની ન રહેતાં પુરૂષના જેટલા જ હક્ક સહીત જગતમાં જન્મેલ મનુષ્ય બની શકે. આપણે અત્યારની નીતીભાવના સ્ત્રીસંબંધી માણસને વીકારહીન રાખવા માટે કેટલી નબળી છે તે જોયું છે. એ નીતી-ભાવનાએ આપણામાં ઉપજાવેલ અંતઃકરણની વૃત્તી પણ કેટલી ક્ષુદ્ર છે તે પણ જોયું છે. એના પર જ આધાર રાખી આપણે સ્ત્રીપુરૂષની વ્યવસ્થા કરી શકીએ તેમ નથી. સ્ત્રી એ સંતાડી રાખવાની વસ્તુ, જોવાની ચીજ, ભોગવવાની મીલકત મટી જાય, તો જીવનની બીજી અનેક બાજુ ઝડપથી વીકાસ કરી પુરૂષને તે બાજુ ખેંચી શકશે. એ વખતે સ્ત્રી પ્રત્યેનો વીશુદ્ધ વ્યવહાર એ પુરૂષશકતીનો આટલો બધો વ્યય કે સંપુર્ણ વીકૃતી નહીં માગે અને નીર્બળ થતી જતી નીતીભાવના કે કયારેક પ્રકટતી ઉત્કૃષ્ટ ભાવનાશીલતા એ બેની વચ્ચે ગોથાં ખાતો સ્ત્રીપુરૂષનો સંબંધ, પ્રસન્ન જીવનવ્યવહારની સમતોલતા પર સ્થીર બની જશે. સ્ત્રીજીવનના તત્ત્વોને સર્વત્ર સંપુર્ણ રીતે જોઇ શકાય તે માટે સંપુર્ણ સહજીવન અને એ તત્ત્વોને વીકાસ પામી, માણસને વધુ ને વધુ ખેંચી શકાય તે માટે સ્ત્રીને સંપુર્ણ સ્વતંત્રતા ઉપરાંત જીવન-ઘડતરમાં બંન્નેની અંશેઅંશ સમાનતાઃ આ ત્રણ સીદ્ધાંતથી ઉપરની જીવનવ્યવસ્થા પ્રકટી શકે.

શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

## જ્યાં પ્રમુખ બન્યા ત્યાં જ પકડાયા!



ગુજરાતના પ્રખર મુત્સદ્દી **શ્રીયુત વીઠ્ઠલભાઇ પટેલ,** જેમને ગેરકાયદેસર ઠરાવેલી મહાસભાની કારોબારી સમીતીના સભ્ય હોવાને કારણે દીલ્હીમાં ૭ મહીનાની સજા થઇ.

# સામ્રાજ્યવાદની સમીક્ષા

: લેખક :
પતીરંદાજ

: લેખાંક ૬ ઠો :

## ઉદયોગવાદનો ઉપયોગ.

પળે પળે એકબીજાની સ્પર્ધાને પરીણામે ચમકી ઉઠેતા મુડીવાદીઓ લશ્કરી સરંજામમાં પણ પ્રતીસ્પર્ધીને હરાવી દેવા સતત ચોકી રાખે છે. દર વર્ષે નવાં નવાં સંહારનાં શસ્ત્રો ઉમેર્યે જાય છે, અને શસ્ત્રનીવારણ પરીષદનો! પડદા પાછળ પણ લશ્કરી સરંજામમાં થોકબંધ વધારો કરે છે. થોડા માણસોના સ્થાપીત સ્વાર્થોને ખાતર સમાજ ઉપર જરૂરીયાત તરીકે ઠોકી બેસાડેલી આ સંહારક સેના અગણીત દૌલતનો ધુમાડો કરે છે એટલુંજ નહીં પણ લાખો જુવાનોના સર્જકશ્રમને (Creative labour) ચાર વેડરી નાખે છે. જેમ પ્રજાના પસીનામાંથી એકઠી થયેલી સંપત્તી એનાજ લાભમાં વપરાવાને બદલે આમવર્ગના અહીત તમાંજ એનો ઉપયોગ થાય છે એમજ આ માનવશક્તી સમાજને ઉપયોગી થઇ પડે એવાં ઉત્પાદનોમાં યોજાવાને બદલે માત્ર સંહારની યાંત્રીક યોજનાઓમાં ખપી જાય છે. આ ઉપરાંત દારૂગોળો અને લડાઇની મશીનરી ઉત્પન્ન કરતાં કારખાનાઓમાં કેટલાય શ્રમજીવીઓની મહેનત સમાજને સાવ નીરૂપયોગી વસ્તુઓ સર્જવામાં વેડફાઇ જાય છે. આ બધી ઘટના તો શાંતીના સમયમાં ચાલુ રહે છે પણ જ્યારે ખરેખર સામ્રાજ્યવાદી સંગ્રામ જામે છે ત્યારે મહેનતુ માનવોના શારીરીક અને શ્રમજીવક સંહારનું તો માપ નીકળી શકે નહીં. આ અમાપ સંહાર વખતે લાખો અને કરોડો માણસો એના ઉપયોગી ઉત્પાદનમાંથી અળગા થઇ માત્ર "મારી નાખવા"ના કારખાનામાં જોડાય છે, વળી જે અસંખ્ય માનવો સંગ્રામમાં કપાઇ જાય છે એની લડાઇ પછીના ઉત્પાદનો માટે તુટ પડે છે. જીવતા રહેલા માંથીય કેટલાક હાથપગ વીના તો કેટલાક અંગઉપાંગથી વર્જીત થયેલા બની જાય છે. આવા અર્ધાં અંગવાળા માનવીઓની સર્જનશક્તી પણ સમાજ ગુમાવી બેસે છે. ઉપરાંત એ બધાંનાં જીવન નીર્વાહનો બોજો જીવતા રહેલાં શ્રમજીવીઓ ઉપર આવી પડે છે. પોતાના બધાંય સાધનો સાથે જ્યારે સામ્રાજ્યવાદીઓ એક બીજાને પૃથ્વીપટથી ઉથલાવી નાખવા મેદાને પડે છે ત્યારે એમાંથી જે બાકી બચે છે એના ઉપરજ ફરી સમાજને વ્યવસ્થીત કરવાનો અને સામ્રાજ્યવાદીઓના ખાલી ખીસ્સાં ફરી પાછા ભરવાનો ભાર આવી પડે છે. ઉપરાંત આવાં યુધ્ધોમાં વીજય મેળવવા માટે વર્ષોથી તઇયારી કરવી પડે છે; એટલે માનવજીવનની જરૂરીયાતો માટે ઉદયોગવાદનો ઉપયોગ કરવાને બદલે માનવસંહારના શસ્ત્રો બનાવવામાં ઇજારાવાદીઓ એનો ઉપયોગ કરે છે. આખો ઉદયોગવાદ લશ્કરી કારખાનાઓમાંજ ગોંધાઇ જાય છે અને જે ફેક્ટરીઓ નીર્વાહના

સાધનો ઉત્પન્ન કરતી હોય છે એને પણ જરૂર પડયે દારૂગોળો બનાવવા . માટે ઉપયોગમાં લઇ લેવામાં આવે છે અને જો લડાઇ લાંબો વખત ટકે તો ઉદ્યોગવાદે સર્જેલા થોડા ઘણા માનવકલ્યાણના ઉત્પાદનો પણ સંહાર માટેજ ઉપયોગમાં આવે છે

ઉપરાંત જ્યારે ભારે આર્થીક અથડામણી થાય છે ત્યારેજ મોટી લડાઇ જામે છે અને એથીજ આજનો સામ્રાજ્યવાદી સંગ્રામ આખી સમાજ-રચનાને છીન્ન ભીન્ન કરી નાખે છે અને એમાં પ્રથમ નબળાં હોય એજ હોમાય છે. કેટલાક મોટા મુડીવાદીઓ આમાંથી ઉગરી શકે છે, કારણ કે એમની પાસે આ છીન્ન ભીન્નતા અને આર્થીક અવ્યવસ્થાને પહોંચી વળવા જેટલી પુંજી હોય છે. જબરા ઇજારાવાદી ટ્રસ્ટો તો આ અંધાધુંધીમાંથી પણ અબજો રૂપીઆ મેળવે છે. નાના ઉદ્યોગોને સાવ દળી નાખી આ મોટા મોટા મુડીપતીઓ મરજીમાં આવે એટલો નફો આવા સમયેજ લુંટે છે. પણ એકાદ બે સીન્ડીકેટો લડાઇમાંથી પોતાના ખીસ્સા તર કરે એટલાથી દેશમાં સમૃધ્ધી આવી એમ કહી શકાય નહીં. કરોડોને માટે તો આવાં યુધ્ધો માત્ર ભુખમરાનોજ વારસો આપે છે.

## ઝપાઝપી.

કેટલાક એમ પણ માને છે કે આવાં યુધ્ધો પછી સમાજની આર્થીક પુનઃઘટના નવા પાયા પર રચી શકાય છે; પણ એ માન્યતા પછવાડે સામ્રાજ્યવાદી લડાઇના મુળ કારણનું સાવ અજ્ઞાન છે. આ યુધ્ધો જગતના બજારોનો કાબુ મેળવવા અને કાચો માલ ઉત્પન્ન કરતા પ્રદેશો ઉપર "અસર" જમાવવા માટેજ થાય છે, અને જગતના આવા તમામ પ્રદેશો અમુક મોટાં મુડીવાદી રાજ્યો વચ્ચે ક્યારનાએ વહેંચાઇ ગયા હોય છે. એટલે હવે તો એકના હાથમાંથી બીજાને ઝુંટવી લેવાનુંજ રહે છે, અને જેમ જેમ એક મુડીવાદી રાજસત્તા વધારે બળવાન થતી જાય છે એમ એમ એને એના વધુપડતા ઉત્પાદનો અને મુડી માટે માર્કેટ જોઇએ અને એથી એ જગતના પોતાને જોઇતા પ્રદેશો પચાવી બેઠેલાં બીજા સામ્રાજ્યવાદી રાજ્ય સામે ડોળા કાઢશે. આમ જ્યાં સુધી મુડીવાદ અનામત છે ત્યાં સુધી યુધ્ધો પણ અનીવાર્ય રહેવાનાંજ

## કાયદો અને વ્યવસ્થા

શસ્ત્ર સજ્જ સામ્રાજ્યવાદની ભયાનકતાઓ જેમ સંગ્રામના સમયમાં વધારે બીકાળ બને છે તેમ શાંતીના સમયમાં પણ એનાં સંચાઓ આમવર્ગના આર્થીક નીકંદન માટે સતત ચાલ્યા કરે છે. અલ્પ વર્ગીય સ્વાર્થોના સંરક્ષણ માટે અથવા પ્રદેશીય વીસ્તાર વાસ્તે જ્યારે સામ્રાજ્યવાદી મહારાજ્યો યુધ્ધમાં ઉતરે છે ત્યારે માતૃભુમીની ભક્તી જાગ્રત કરી એનાં રક્ષણ સારૂ આમવર્ગને ઉત્તેજીત કરે છે. શાન્તીના સમયમાં યુધ્ધનું મેદાન માત્ર બદલાય છે. વ્યવસ્થા, કાયદો, ન્યાય અને મીલ્કત રક્ષણને નામે આમ વર્ગનો એવો ને એવો કારમો સંહાર ચાલે છે. સદાય ભુખ્યા લોકોના લોહીથી મુડીવાદનાં ખાલી ખપ્પરો ભરાય છે અને પાછાં ખાલી થાય છે. બહુજ થોડા માણસો અઢળક ધન એકઠું કરી શકે એવી આર્થીક નીતી જ્યાં સમાજ રચનાના મુળમાં હોય ત્યાં શોષણનો સંચો યુધ્ધનો આરંભ હોય કે વીરામ હોય તો પણ ચાલુજ રહે છે.

જગતના કોઇપણ દેશની આર્થીક નીતી તપાસો તો રાજ્યની તમામ બંધારણીય વ્યવસ્થા પણ અલ્પ વર્ગીય મુડીવાદના સ્વાર્થસંરક્ષણ માટેજ યોજાયલી હોય છે. જેમ લશ્કરોનો ઉપયોગ લડાઇ વખતે શત્રુ પક્ષના શ્રમજીવીઓનો સંહાર કરવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે એમ શાંતીના સમયમાં સ્થાનીક શ્રમજીવીઓનું શોષણ કરવા માટે એજ લશ્કર લટકતી તલવારની પેઠે થાણા જમાવી બેઠું હોય છે જરાક જેટલું સંગઠન, સંઘબળ કે ચળવળ ચાલે એટલામાં તો સતત ચોકી રાખતો મુડીવાદ કાયદા અને વ્યવસ્થાને નામે એના પાળેલા શીકારી કુતરાઓને અસહાય શ્રમજીવીઓ ઉપર છોડી મુકે છે- લશ્કર અને પોલીસ બંને સામ્રાજ્યવાદીઓને સતત નીભાવવાનાં બે કારણો છે શત્રુને મહાત કરવા માટેનું કારણ જેટલું મહત્વનું છે એટલુંજ શાંતીના ગાળામાં શ્રમજીવીઓને દબાયલા રાખવાનું કારણ પણ અગત્યનું છે. દુનીઆમાં જેટલાં જેટલાં સામ્રાજ્ય-વાદી રાજ્યો અત્યારે અસ્તીત્વમાં છે એ બધાનું રાજતંત્ર એકજ નેમ એકજ ધ્યેય અને એકજ નીતી લક્ષ્યમાં રાખે છે અને એ મુડીવાદના વર્ગીય સ્વાર્થોની સાંચવણી સામરાજ્યવાદની ટુંકી વ્યાખ્યા બાંધો તો એને વીકાસ પામેલો મુડીવાદજ કહેવાય. એટલે મુડીવાદીઓ એની રાજસત્તા એવા સહીસલામત હાથમાં મુકે છે કે જે એના સ્થાપીત સ્વાર્થો બરોબર સંભાળે.

## મુડીવાદી માનવતા

ઇંગ્લાંડ, ફ્રાંસ, જર્મની, અમેરીકા, જાપાન અને બીજા દેશોની રાજ વ્યવસ્થાના મુળમાં ઉતરશો તો સવ સ્પષ્ટ દેખાશે કે એ બધાના બંધારણીય નામોજ જુદાં જુદાં છે. કોઇને પ્રજામતવાદ કહેવામાં આવે છે કોઇને મર્યાદીત એકસત્તાવાદનું (Limited monarchy નામ આપવામાં આવે છે તો કોઇને આભાસી સમાજવાદ ( Social Democracy ) જેવું ઉજળું ઉપનામ અપાય છે.ઇટાલીના મુડીવાદી શાસનને ફેસીઝમ સંગઠનવાદનું આકર્ષક અભીધાન અપાયું છે પણ એ બધાય સ્વતંત્ર, અર્ધ સ્વતંત્ર કે આપખુદ શાસનોની આખીયે આર્થીક નીતી માત્ર થોડા પુંજીપતીઓના હાથનું રમકડું બની ગયેલ છે. આ બધાંય રાજ્યો પાસે નાના મોટા પ્રમાણમાં સંસ્થાનો છે રેઢ મુડીવાદી શાસન પ્રણાલી એના ઉદ્યોગવાદને પરીણામે માલ અને મુડીના નીકાસ માટે તત્પર રહે છે. એટલે દરેક રાજ્યના બંધારણમાં જે વ્યક્તી કે સમુહને સત્તા સુપ્રત કરવામાં આવે છે એ એવા નીશ્ચીત ઉદ્દેશથીજ કે મુડીવાદનાં સ્વાર્થો એ બરોબર સાચવે. આ બધાં રાજતંત્રો લશ્કરો જમાવે છે, નૌકાસૈન્યો બાંધે છે, કાયદાઓ ઘડે છે અને આમ વર્ગના દુઃખ ઓછાં કરવાં માનવતાના ખુબ ચાળા પણ કરે છે છતાં એ બધાય દેશોમાં બેકારીના આંકડાઓ દીનપ્રતીદીન વધે છે. ઉદ્યોગોમાં બીજા દેશોની સ્પર્ધા સામે ટકી રહેવા મજુરીના દર ઓછા કરવા પડે છે, સંગઠીત થતા કામદારો ઉપર ગોળીબાર થાય છે એમના સરઘસો અને જાહેર પ્રવૃત્તીઓને છીન્નભીન્ન કરી નાખવામાં આવે છે બેકુતો અને શ્રમજીવીઓની કારમી કંગાલીયત ઉપર ખડી થયેલી આ બધી રાજસત્તાઓ ઉજળીયાત વર્ગના હીત માટેજ કાયદાઓ ઘડે છે, અદાલતો સ્થાપે છે, સ્થાનીક સ્વરાજ્યનાં બણગાં ફુંકે છે અને બીજા સુધારાઓ સ્થાપે છે. સંસ્કૃતી અને માનવતાના નામે મોટી મોટી ઇસ્પીતાલો,

સાધનો ઉત્પન્ન કરતી હોય છે એને પણ જરૂર પડયે દારૂગોળા બનાવવા માટે ઉપયોગમાં લઇ લેવામાં આવે છે અને જો લડાઇ લાંબો વખત ટકે તો ઉદયોગવાદે સર્જેલા થોડા ઘણા માનવકલ્યાણના ઉત્પાદનો પણ સંહાર માટેજ ઉપયોગમાં આવે છે

ઉપરાંત જ્યારે ભારે આર્થીક અથડામણી થાય છે ત્યારેજ મોટી લડાઇ જામે છે અને એથીજ આજનો સામ્રાજ્યવાદી સંગ્રામ આખી સમાજ-રચનાને છીન્ન ભીન્ન કરી નાખે છે અને એમાં પ્રથમ નબળાં હોય એજ હોમાય છે. કેટલાક મોટા મુડીવાદીઓ આમાંથી ઉગરી શકે છે, કારણ કે એમની પાસે આ છીન્ન ભીન્નતા અને આર્થીક અવ્યવસ્થાને પહોંચી વળવા જેટલી પુંજી હોય છે. જબરા ઇજારાવાદી ત્રસ્ટો તો આ અંધાધુંધીમાંથી પણ અબજો રૂપીઆ મેળવે છે. નાના ઉદયોગોને સાવ દળી નાખી આ મોટા મોટા મુડીપતીઓ મરજીમાં આવે એટલો નફો આવા સમયેજ લુંટે છે. પણ એકાદ બે સીન્ડીકેટો લડાઇમાંથી પોતાના ખીસ્સા તર કરે એટલાથી દેશમાં સમૃધ્ધી આવી એમ કહી શકાય નહીં. કરોડોને માટે તો આવાં યુધ્ધો માત્ર ભુખમરાનોજ વારસો આપે છે.

## ઝપાઝપી.

કેટલાક એમ પણ માને છે કે આવાં યુધ્ધો પછી સમાજની આર્થીક પુનઃઘટના નવા પાયા પર રચી શકાય છે; પણ એ માન્યતા પછવાડે સામ્રાજ્યવાદી લડાઇના મુળ કારણનું સાવ અજ્ઞાન છે. આ યુધ્ધો જગતના બજારોનો કાબુ મેળવવા અને કાચો માલ ઉત્પન્ન કરતા પ્રદેશો ઉપર "અસર" જમાવવા માટેજ થાય છે, અને જગતના આવા તમામ પ્રદેશો અમુક મોટાં મુડીવાદી રાજ્યો વચ્ચે ક્યારનાએ વહેંચાઇ ગયા હોય છે. એટલે હવે તો એકના હાથમાંથી બીજાને ઝુંટવી લેવાનુંજ રહે છે, અને જેમ જેમ એક મુડીવાદી રાજસત્તા વધારે બળવાન થતી જાય છે એમ એમ એને એના વધુપડતા ઉત્પાદનો અને મુડી માટે માર્કેટ જોઇએ અને એથી એ જગતના પોતાને જોઇતા પ્રદેશો પડાવી બેઠેલાં બીજા સામ્રાજ્યવાદી રાજ્ય સામે ડોળા કાઢશે. આમ જ્યાં સુધી મુડીવાદ અનામત છે ત્યાં સુધી યુધ્ધો પણ અનીવાર્ય રહેવાનાંજ

## કાયદો અને વ્યવસ્થા

શસ્ત્ર સજ્જ સામ્રાજ્યવાદની ભયાનકતાઓ જેમ સંગ્રામના સમયમાં વધારે વીકરાળ બને છે તેમ શાંતીના સમયમાં પણ એનાં સંચાઓ આમવર્ગના આર્થીક નીકંદન માટે સતત ચાલ્યા કરે છે. અલ્પ વર્ગીય સ્વાર્થોના સરંક્ષણ માટે અથવા પ્રદેશીય વીસ્તાર વાસ્તે જ્યારે સામ્રાજ્યવાદી મહારાજ્યો યુધ્ધમાં ઉતરે છે ત્યારે માતૃભુમીની ભક્તી જાગ્રત કરી એનાં રક્ષણ સારૂ આમવર્ગને ઉત્તેજીત કરે છે. શાન્તીના સમયમાં યુધ્ધનું મેદાન માત્ર બદલાય છે. વ્યવસ્થા, કાયદો, ન્યાય અને મીલ્કત રક્ષણને નામે અમ વર્ગનો એવો ને એવો કારમો સંહાર ચાલે છે. સદાય ભુખ્યા લોકોના લોહીથી મુડીવાદનાં ખાલી ખપ્પરો ભરાય છે અને પાછાં ખાલી થાય છે. બહુજ થોડા માણસો અઢળક ધન એકઠું કરી શકે એવી આર્થીક નીતી જ્યાં સમાજ રચનાના મુળમાં હોય ત્યાં શોષણનો સંચો યુધ્ધનો આરંભ હોય કે વીરામ હોય તો પણ ચાલુજ રહે છે.

જગતના કોઇપણ દેશની આર્થીક નીતી તપાસી તો રાજ્યની તમામ બંધારણીય વ્યવસ્થા પણ અલ્પ વર્ગીય મુડીવાદના સ્વાર્થસંરક્ષણ માટેજ યોજાયલી હોય છે. જેમ લશ્કરોનો ઉપયોગ લડાઇ વખતે શત્રુ પક્ષના શ્રમજીવીઓનો સંહાર કરવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે એમ શાંતીના સમયમાં સ્થાનીક શ્રમજીવીઓનું શોષણ કરવા માટે એજ લશ્કર લટકતી તલવારની પેઠે થાણા જમાવી બેઠું હોય છે જરાક જેટલું સંગઠન, સંધબળ કે ચળવળ ચાલે એટલામાં તો સતત ચોકી રાખતો મુડીવાદ કાયદા અને વ્યવસ્થાને નામે એના પાળેલા શીકારી કુતરાઓને અસહાય શ્રમજીવીઓ ઉપર છોડી મુકે છે. લશ્કર અને પોલીસ બંને સામ્રાજ્યવાદીઓને સતત નીભાવવાનાં બે કારણો છે શત્રુને મહાત કરવા માટેનું કારણ જેટલું મહત્વનું છે એટલુંજ શાંતીના ગાળામાં શ્રમજીવીઓને દબાયલા રાખવાનું કારણ પણ અગત્યનું છે. દુનીઆમાં જેટલાં જેટલાં સામ્રાજ્યવાદી રાજ્યો અત્યારે અસ્તીત્વમાં છે એ બધાનું રાજતંત્ર એકજ નેમ એકજ ધ્યેય અને એકજ નીતી લક્ષ્યમાં રાખે છે અને એ મુડીવાદના વર્ગીય સ્વાર્થોની સાંચવણી સામરાજ્યવાદની ટુંકી વ્યાખ્યા બાંધો તો એને વીકાસ પામેલો મુડીવાદજ કહેવાય. એટલે મુડીવાદીઓ એની રાજસત્તા એવા સહીસલામત હાથમાં મુકે છે કે જે એના સ્થાપીત સ્વાર્થો બરોબર સંભાળે.

## મુડીવાદી માનવતા

ઇંગ્લાંડ, ફ્રાંસ, જર્મની, અમેરીકા, જાપાન અને બીજા દેશોની રાજ વ્યવસ્થાના મુળમાં ઉતરશો તો સર્વ સ્પષ્ટ દેખાશે કે એ બધાના બંધારણીય નામોજ જુદાં જુદાં છે. કોઇને પ્રજામતવાદ કહેવામાં આવે છે કોઇને મર્યાદીત એકસત્તાવાદનું (Limited monarchy નામ આપવામાં આવે છે તો કોઇને આભાસી સમાજવાદ (Social Democracy) જેવું ઉજળું ઉપનામ અપાય છે.ઇટાલીના મુડીવાદી શાસનને ફેસીઝમ સંગઠનવાદનું આકર્ષક અભીધાન અપાયું છે પણ એ બધાય સ્વતંત્ર, અર્ધ સ્વતંત્ર કે આપખુદ શાસનોની આખીયે આર્થીક નીતી માત્ર થોડા પુંજીપતીઓના હાથનું રમકડું બની ગયેલ છે. આ બધાંય રાજ્યો પાસે નાના મોટા પ્રમાણમાં સંસ્થાનો છે રેકદ મુડીવાદી શાસન પ્રણાલી એના ઉદ્યોગવાદને પરીણામે માલ અને મુડીના નીકાસ માટે તત્પર રહે છે. એટલે દરેક રાજ્યના બંધારણમાં જે વ્યકતી કે સમુહને સત્તા સુપ્રત કરવામાં આવે છે એ એવા નીશ્ચીત ઉદ્દેશથીજ કે મુડીવાદનાં સ્વાર્થો એ બરોબર સાચવે. આ બધાં રાજતંત્રો લશ્કરો જમાવે છે, નૌકાસૈન્યો બાંધે છે, કાયદાઓ ઘડે છે અને આમ વર્ગના દુઃખ ઓછાં કરવાં માનવતાના ખુબ ચાળા પણ કરે છે છતાં એ બધાય દેશોમાં બેકારીના આંકડાઓ દીનપ્રતીદીન વધે છે. ઉદ્યોગોમાં બીજા દેશોની સ્પર્ધા સામે ટકી રહેવા મજુરીના દર ઓછા કરવા પડે છે, સંગઠીત થતા કામદારો ઉપર ગોળીબાર થાય છે એમના સરઘસો અને જાહેર પ્રવૃત્તીઓને છીન્નભીન્ન કરી નાખવામાં આવે છે બેહુતો અને શ્રમજીવીઓની કારમી કંગાલીયત ઉપર ખડી થયેલી આ બધી રાજસત્તાઓ ઉજળીયાત વર્ગના હીત માટેજ કાયદાઓ ઘડે છે, અદાલતો સ્થાપે છે, સ્થાનીક સ્વરાજ્યનાં બણગાં ફુંકે છે અને બીજા સુધારાઓ સ્થાપે છે. સંસ્કૃતી અને માનવતાના નામે મોટી મોટી ઇસ્પીતાલો,

વીશ્વવીદ્યાલયો અને કલામંદીરો આ બધાંય શાસનતંત્રોનાં મોજુદ હોય છે. પણ એ બધાંનો લાભ અમુક ઉજળા વર્ગોને જ મળે છે. ભુખમરાની ભુતાવળો ૯૦ ટકા વર્ગને એટલી આવરી લે છે કે એને આ બધાં સંસ્કૃતીના શોભાયમાન પુતળાં આકર્ષી શકતાં નથી. આમવર્ગના આરોગ્ય માટે થોડીઘણી કાળજી ઉજળીયાત વર્ગ રાખે છે કારણ કે એમણે ઉભા કરેલા ઉદ્યોગોને પરીણામે મોટાં શહેરો સ્થપાય છે. મજુરીના જીવન નીભાવથીયે ઓછાં વેતનને લઈને હજારોની સંખ્યામાં કામદારો ગંદી ચાલીઓમાં વસે છે. આ બધી ઉજળીયાત વર્ગોએ ઉભી કરેલી અનારોગ્ય સ્થીતી બહુ વીષમ સ્વરૂપ પકડે તો એમાંથી ચેપી રોગો ફાટી નીકળવાનો ભય રહે છે એટલે પોતાના સુખી શાંત અને શીતળ લત્તાઓમાં રોગો આવતા અટકાવવા માટે મુડીવાદી વર્ગ મજુરો માટે દવાખાનાં ખડાં કરે છે. ને માનવતા એ આ આરોગ્ય ભુવનો બાંધવાનો હેતુ હોય તો પછી ભુખમરા માટે તાત્કાલીક ઇલાજ કેમ લેવામાં આવતા નથી. કારણકે મુડીવાદીઓ બરોબર સમજે છે કે ભુખમરો મુસાફરી કરી શકતો નથી જ્યારે ચેપીરોગ એક અઠવાડીઆમાંજ મજુરોની ચાલીઓ વટાવી મોટા મોટા બંગલાઓ સુધી પહોંચી શકે છે, એટલે કેટલાંક દયાના ઝરણાં તો આત્મરક્ષણ માટેજ ઉજળીયાત વર્ગો યોજે છે. પોતે ઉભી કરેલી આમવર્ગની આપત્તીઓમાંથી જે વસ્તુ એને તાત્કાલીક ત્રાસ આપે એવી હોય એને મરામતના મલમપટા મુડીવાદીઓ માનવતાને નામે લગાવે છે. બાકી કરોડોને ભરખી જતો ભુખમરો કે કગાલીયત એમને એમ વર્ષો સુધી ચાલ્યા કરે તો પણ આ ઉન્મત્ત મુડીવાદના પેટમાં જરાય પાણી હલતું નથી. મજુરો, ખેડુતો અને કામદારોના હીતને નામે જે જે કાયદાઓ આ બધાં મુડીવાદી રાજ્યો બાંધે છે એમાં કાં તો એ શ્રમજીવીઓને વધુ શોષણ માટે જીવતા રાખવાનો હેતુ હોય છે અથવા સત્તાનશીન વર્ગોના સ્વાર્થોનું એમાં સંરક્ષણ હોય છે. વળી માનવતા સાથે મુડીવાદને શી લેવા દેવા હોઇ શકે? જેનું આખું બંધારણ જડ અર્થવાદના નીર્ણીત ધોરણો ઉપર જ ઘડાયું છે એને હૃદય હોયજ નહીં. એ તો મુડી રોકી જાણે વધારેમાં વધારે કામ લઇ ઓછામાં ઓછું આપી જાણે અને આમ એકઠાં થયેલાં નાણાં ફરી રોકી નવું શોષણ યંત્ર ચાલુ કરી આપે. આથી વીશેષ સામ્રાજ્યવાદને કંઇજ કરવાનું હોતું નથી. એના ઉપરોક્ત હેતુઓ સાધવા માટે જેટલી માનવતા દેખાડી શકાય એટલી એ જરૂર બતાવે. એથી એક રતીભાર પણ વધારે દયા દેખાડવાની એને પુરસદ અને પરવા બન્ને નથી. એના આર્થીક સ્વાર્થોને ઉખેડવાની કે ઉવેખવાની લેશ માત્ર પણ દુશ્મનાવટ બતાવનારની સામે મુડીવાદ એના બધાંય શસ્ત્રો એક સામટાં અજમાવી શકે છે. જે ખાતાંઓને તટસ્થતાની છાપ મારીને નીભાવવામાં આવે છે એનો ઉપયોગ પણ આમવર્ગની કતલેઆમ વખતે થઇ શકતો નથી. રેડક્રોસ સોસાઇટી, લેન એમ્બુલન્સ, મુક્તીફોજ અને એવાં બીજાં કેટલાંય મુડીવાદી વળગણો જ્યારે મજુરો અને કામદારો ઉપર ગોળીબાર થાય છે ત્યારે કેવો અને કેટલો સહકાર આપે છે એ દરેક દેશના શ્રમજીવી લડવૈયાઓ બરોબર જાણે છે. જે વર્ગના શોષણ ઉપરજ મુડીવાદના ગગનગામી મીનારાઓ ખડા છે એને શોષણ

માટે ટટાર રહી શકે એટલું જ જીવન પુરૂં પાડવા ખાતર આખી રાજ્યવ્યવસ્થા નીભાવવામાં આવે છે.

## લાગણીઓનું અર્થશાસ્ત્ર

આટલી નહોનતા અને નીર્દયતા સામ્રાજ્યવાદમાં કયાંથી આવી ! કયા કારણોને ખાતર થોડા અબજપતીઓ આખી માનવતાને ભરખી રહ્યા છે? જગતની દઉલત સરજી આપનારા વર્ગોનેજ દળી નાખવામાં અને અર્ધભુખ્યા રાખવામાં મુડીવાદીઓને આટલી કાળજી કેમ લેવી પડે છે? એમના માનસમાં આમ વર્ગની આટલી બધી હાડમારીઓ જોઇ કેમ જરાય પલટો આવતો નથી એ વાત કેટલાયને મુંઝવી રહી હશે પણ જે અભ્યાસીઓએ મુડીવાદનું આજનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ બરાબર પારખ્યું છે એમને આ બધી પ્રશ્નોની પરંપરા તદ્દન નકામી લાગે છે. એથીજ કેટલાક પરમાર્થી મહંતોની હૃદયપલટો કરવાની પ્રવૃતીઓ એમને પામર લાગે છે કારણ કે માનસના ઘડતરનું મુળ અર્થશાસ્ત્ર છે એમ આ આંતરરાષ્ટ્રીય મતવાદીઓ માને છે. હૃદય, આત્મા કે અંતઃકરણ કોઇ ઇશ્વરદત્ત બક્ષીસ છે એમ સમાજવાદીઓ માનતા નથી જેમ વ્યકતીનું તેમજ સમુહનું માનસ સમાજના આર્થીક ધોરણોમાંથીજ પ્રેરણા પામે છે અને આખું માનસ બંધારણ ભઉતીક વસ્તુઓના વ્યવહારો ઉપરજ નીભેર છે. લાગણીઓનું અર્થશાસ્ત્ર કેટલાક આત્મવાદીઓને અરૂચીકર લાગે છે પણ નગ્ન હકીકતો અને રોજ રોજ આંખ સામે બનતા બનાવો સીધ્ધ કરે છે કે અર્થશાસ્ત્રજ લાગણીઓને ઘડે છે. એ માર્ગપરથી જનતાને અવળે માર્ગે લઇ જનારાઓ સામ્રાજ્યવાદને અવીચળ રાખવામાં મદદ કરે છે અને એના તુટી પડવા માટે તૈયારી કરતાં માળખાના સ્ક્રુ મજબુત બનાવે છે.

## કાયદાની કરામત

મુડીવાદી સમાજ વ્યવસ્થામાં રાજસત્તા હંમેશા મીલ્કતદારોના હીતરક્ષણ માટે જે એના વીપુલ સાધનો વાપરે છે એ ઘટના શ્રમજીવીઓને તો રોજના અનુભવની વાત છે. જગતના તમામ પ્રદેશોમાં મુડી અને માલનો વધારેમાં વધારે પ્રમાણમાં પગપેસારો કરવો એ સામ્રાજ્યવાદનું પ્રાણતત્વ છે અને આ એના પ્રચંડ આર્થીક આક્રમણોને સફળ બનાવવા મુડીવાદ રાજકીય સત્તા હમેશાં પોતાના હાથમાં રાખે છે. સામ્રાજ્યવાદ એના આર્થીક શોષણને રાજકીય સત્તા વીના ઘડીભર નીભાવી શકે નહીં કારણ કે મહેનતજીવી જનતા સંખ્યામાં એટલી બધી અસાધારણ રીતે જબરી છે કે મુઠીભર મુડીવાદીઓને તો એ ક્ષણવારમાં ચગદી નાખે એમ છે. ઉત્પાદનના સાધનો ઉપર માલીકી જમાવી બેઠેલા આ સાવ થોડા અબજપતીઓને એના આસન ઉપરથી હાથ ઝાલીને હેઠે ઉતારી મુકતાં આ અસંખ્ય શ્રમજીવીઓને શી વાર લાગવાની હતી? ખેતી અને ઉદ્યોગો બન્ને ઉપર આધીપત્ય જમાવી બેઠેલા બહુજ થોડા પુંજીપતીઓ આ વાત બરાબર સમજે છે અને એથીજ મીલ્કતદાર વર્ગ હમેશાં રાજ સત્તા પોતાના હાથમાં ટકાવી રાખવા મથે છે. ઇતીહાસમાં અત્યાર સુધી જ્યારે જ્યારે રાજસત્તામાં ફેરફારો થયા છે ત્યારે ત્યારે એ વીપ્લવોથી મહેનતુ માનવતાની સ્થીતીમાં કશો ફેર પડયો નથી. માત્ર ઉજળીયાત વર્ગના ચોકસ પક્ષોમાંથી કયો એક પક્ષ સત્તાના આસનપર આરૂઢ થાય છે એજ જોવાનું રહે છે. પરા-

જીત થયેલા પુંજીદારોનો એક વર્ગ બીજા એના જેવાજ મુડીરક્ષક પક્ષને સત્તા સોંપે છે. શ્રમજીવીઓ તે જેમ પહેલા પક્ષ નીચે પસીનો ઉતારી પારકાંને માટે દઉલત ઉત્પન્ન કરતા હતા એમજ બીજા પક્ષ નીચે કર્યા કરે છે. માત્ર જ્યારે પ્રતીપક્ષીને હઠાવવો હોય છે ત્યારે વીરોધપક્ષ આમવર્ગના હીતરક્ષણનું ઓઠું હાથમાં લઇ સમુહની સહાનુભુતી મેળવે છે પણ લોકવર્ગના સંખ્યાબળનો લાભ મેળવી સત્તા હાથ કર્યા પછી એનો એ વર્ગ મુડીદારોનાં રક્ષણ માટેજ સુપ્રત થયેલી શક્તીનો ઉપયોગ કરે છે. જે મુખ્ય મુદ્દાઓ ઉપર સામ્રાજ્યવાદની આખી ઇમારત ખડી છે એને સાવ સલામત રાખી ઉદ્યોગોના ઇજારાવાદી ધનાઢયો માનવતાના એકાદ બે એઠા ટુકડા શ્રમજીવીઓ તરફ ફેંકે છે; પણ પુંજીપતીઓ આપે એનાથી વધારે લેવાની વૃત્તી રાજસત્તા બીનકાયદેસર ઠરાવે છે. પોતેજ ઉત્પન્ન કરેલી દઉલતમાંથી પેટપુરતી મજુરીના કરતાં સહેજ પણ વધારે માગણી કરનારાઓ સામે કાયદો એની ગોળીઓ છોડે છે. આ જાતના અસંતોષને મુડીવાદીઓ ઉદ્યોગનાશનું બીહામણું રૂપ ઇરાદાપુર્વક આપી રાજસત્તા પાસે એને દાબી દેવાના પરવાના માગે છે. જ્યારે જ્યારે મહેનતુ માનવતાએ એમના ભુખ્યા પેટના ખાડા પુરવા માટે માથું ઉંચકવા પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે એને પોલીસના દંડા અથવા લશ્કરની ગોળીઓનો સ્વાદ ચાખવો પડયો છે. આર્થીક શોષણને અભંગ રાખવા માટેજ સામ્રાજ્યવાદ રાજકીય સત્તા જાળવે છે અને એથીજ રાજસત્તા એક તટસ્થ વસ્તુ છે એમ ઉંધા ભણાવવામાં પુંજીપતીઓનો આમવર્ગને ઉંધે માગે દોરવવાનો સ્વાર્થ હેતુ છે.

## ભીતી અને ભાવના

ન્યાય, કાયદા અને રાજસત્તા વીશે સામાન્ય જનસમુદ્રમાં ભીતી અને ભાવના બન્ને ટકાવી રાખનારી સંસ્થાઓને સામ્રાજ્યવાદ આશ્રય આપે છે એટલુંજ નહીં, પણ એનું આખું આર્થીક શોષણ આમ વર્ગના અજ્ઞાન ઉપરજ નીભર છે. જે દીવસે સમુહબળ ધરાવતો શ્રમજીવી વર્ગ સભાન જાગ્રતી અનુભવવા માંડે તે દીવસે એનો આખો આર્થીક માળખો જમીનદોસ્ત થઇ જાય. રાજસત્તાની ભવ્યતા ખડી કરવા માટે મોટા મોટા તહેવારો ઉજવવા, પ્રદર્શનો ગોઠવવાં, પોલીસપેરેડ કરાવવી, કવાયતો દેખાડવી, લશ્કરી ઠાઠમાઠના દેખાવો કરવા વીગેરે અનેક કાર્યક્રમો સામ્રાજ્યવાદીઓ યોજે છે વાવટા પ્રત્યે વફાદારી સામ્રાજ્યદીવસ, અને બીજા કેટલાય ઉત્સવો દ્વારા માલદાર વર્ગ સામાન્ય જનસમુદ્રના માનસમાં રાજસત્તાની ગર્વીષ્ટ ધુમાપીનું પણ ગૌરવભર્યું ચીત્ર દોરે છે, અને આ સમુહમાનસના ભીતીજનીત છાંયાચીત્રમાં ધર્મ અનેરા રંગ પુરે છે. પોપ અને પાદરીઓ દેવળમાં પ્રાર્થનાઓ કરે છે, રાજસત્તાના યશોગીત ગાય છે અને ઇશ્વરને પણ મદદે બોલાવી જુલમગારોની શોષણનીતીને બાયબલના બે શબ્દોથી શોભીતી બનાવે છે. ધર્મ લોકમાનસના વહેમનો લાભ લઇ રાજસત્તા પ્રત્યે વફાદારી શીખવે છે, કેળવણી એ તો રાજ્યનું કાર્ય હોઇ એમાં સામ્રાજ્યવાદનાંજ સુરીલાં ગીતો શીખવાય છે. નાટક સીનેમા અને બીજાં અનેક પ્રચારના સાધનો ઉપર પણ મુડીવાદીઓની ચોકી બેઠીજ હોય છે આમ એક બાજુથી આર્થીક દૃષ્ટીએ મુડીવાદીઓ સમુહના નીર્વા-

હના સાધનો પોતાને કબજે રાખે છે અને બીજી બાજુથી આમ વર્ગના અંતરમાં ધર્મ કેળવણી અને બીજાં ઘણી મનાતાં તટસ્થ સાધનોદ્વારા રાજ ભક્તીનું ઝેર પ્રચારે છે. સામ્રાજ્યવાદના આર્થીક શોષણ માટે જોઇતી રાજકીય સત્તા આમ ચોમેરથી વ્યવસ્થીત ભાસતી યોજનાદ્વારા જાણે કે અજાણ્યે સમુદના હીતને હણે છે.

## માત્ર આભાસ

કેટલાક આભાસી સમાજવાદીઓ એમ માને છે કે અત્યારે જે દેશમાં સંપુર્ણ પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા પ્રવર્તે છે અને જ્યાં કોઇ પણ ઉમ્મરલાયક વ્યક્તીને મત આપવાનો અધીકાર છે ત્યાં બહુસંખ્ય વર્ગે પોતાનાજ પ્રતીનીધીઓ મોકલી પ્રથમ સત્તાનું સુત્ર હાથમાં લઇ લેવું અને પછી મુડીવાદીઓની અલ્પવર્ગીય માલીકીનો આર્થીક કાણુ તોડી નાંખવો. કારણ કે આ વર્ગ એમ માને છે કે ધીમે ધીમે લોકજાગ્રતીદ્વારા મત આપવાની વૃત્તી જો આમ વર્ગમાં ઉત્પન્ન થાય પછી બહુમતી મેળવતાં જરાય મુશ્કેલી નહીં પડે. પણ આ તરંગી સ્વપ્નો સેવનારા સમાજવાદીઓ ભુલી જાય છે કે સત્તાનશીન સંપત્તીવાદ એટલી હદ્દસુધી લોકજાગ્રતીને જવાજ નહીં દે. પણ એ ઉપરાંત આજે પ્રજાસત્તાવાદને નામે જે જે રાજ્યવ્યવસ્થા દુનીઆ ઉપર હુકુમત ચલાવી રહી છે એની ચુંટણીના નીયમો તપાસો. એની ચુંટણીમાં મતો ખરીદવાની મુડીવાદી પદ્ધતીઓ પરખો તો સ્પષ્ટ જણાઇ આવશે કે પાણીની પેઠે પૈસા ખરચવાની શક્તી ધરાવતો પુંજીદારોનો વર્ગ રૂશવત, ધમકી અને અનેક કાળાંધોળાં તરકટોથી પણ પોતાને માટે મતો મેળવી શકે છે. ગરીબ માણસને પ્રતીનીધી તરીકે ઉમેદવારી નોંધાવાની ફી પણ હોતી નથી, એટલે વર્તમાન પરીસ્થીતીમાં આમ વર્ગના હીતની દાઝવાળો માણસ ભાગ્યેજ પ્રજામતવાદના ધારાસભાઓમાં જવા માટે ઉમેદવારી નોંધાવી શકે છે અને કદાચ નાની સરખી મંડળીના વ્યવસ્થીત બળ વડે એટલાં નાણાં એકઠાં કરી એ ઉમેદવારી નોંધાવે તો પણ ખુબ પઇસા વેરીને મત ખરીદી લેનાર એના પ્રતીસ્પર્ધી સામે એ ટકી શકતો નથી. વ્યવહારમાં મોભા વીનાનું સ્થાન, આર્થીક અગવડ, શ્રમજીવીઓનું એના ખરા હીતસ્વીઓ કોણ હોઇ શકે એ પરત્વેનું અજ્ઞાન અને એવી બીજી અનેક સામાજીક તરુટીઓ સામાન્ય લોકસમુદના પ્રતીનીધીને ધારાસભાઓમાં સફળ થતો અટકાવે છે. એટલે સાર્વજનીક મતાધીકાર આમ વર્ગને પ્રાપ્ત થાય એટલાથીજ એને કાયદો કરવાની સત્તા સુપ્રત થઇ જતી નથી તેમ ધારાસભાઓમાં એમના પ્રતીનીધીઓને પસંદ કરવાનો સદર પરવાનો મળી જતો નથી. મુડીવાદી આર્થીક સમાજવ્યવસ્થા સત્તાના શીખર ઉપર બીરાજીને જ્યાં સુધી દમનનીતીના અવનવાં ઓજારો ફેંકવાની શક્તી ધરાવે છે ત્યાં સુધી પ્રજામતવાદ એ જગતનું ભારેમાં ભારે ધતીંગ છે. આમવર્ગની એક ઇંચ જેટલી પણ વધુપડતી જાગ્રતી મુડીવાદની આંખમાં ક્રોધની લાલી ભરી શકે છે. કાયદો, ન્યાય, ધર્મશીક્ષણ અને પત્રકારીત્વ બધાંને એક સાથે બથમાં લઇ સમુદજાગ્રતી ઉપર સશસ્ત્ર હલ્લા ઉપરાંત સત્યાગ્રહી આક્રમણ પણ સામ્રાજ્યવાદ ચલાવી શકે છે. એટલે મુડીવાદનું આર્થીક ચોગઠું અખંડ રાખી માત્ર સાર્વજનીક મતાધીકારના બળ ઉપર રાજકીય સત્તા કબજે કરવાની ભ્રમણા સેવવી એ

મુર્ખાઓના સ્વર્ગમાં વસવા જેવું છે. સામ્રાજ્યવાદ બરોબર સમજે છે કે જે દીવસે રાજકીય સત્તા એમના હાથમાં સરી ગઇ તે દીવસે એમના માલમીલકત, મુડી, કારખાનાં બધાંય એજ દીવસ સલામત રહી શકે એમ નથી. એ રાજસત્તા હાથ કરવાની નાની મોટી તમામ ચળવળો પારખી જવાની બુધ્ધી આટલા વ્યવસ્થીત સામ્રાજયવાદમાં ન હોય એમ ભાગ્યેજ કોઇ માની શકે. સંહારના સઘળાં શસ્ત્રો એક-સામટાં અજમાવતાં આ નઠોર મુડીવાદને લેશમાત્ર કંપારી આવે એમ નથી. કારણ કે જેના ઉપર એવું આખું થઇ ચાલે છે એ વસ્તુ મીલકત છે અને એ બહુ થોડા વર્ગના હાથમાં છે! માનવસમાજના મોટામાં મોટા સમુહ પાસે આજે જેને ખરેખર મીલકત કહી શકાય એવું કશું નથી. જેને કશું ખોવાનુંજ નથી એ વર્ગ ભલે સંખ્યા i સઉથી મોટો હૈય અને એ સત્તા હાથમાં લેવા [પ્રયત્ન કરે તો એને આજ સુધી શ્રમજીવીઓની લુંટ ઉપરજ નીભંર રહેનારો વગ કેમ સાંખી શકે? એટલેમુડીવાદે આ વર્ગને ભોળવવા માટે બક્ષેલી મતાધીકારની મીથ્યા બાજી પણ અમુક પ્રમાણથી વધારે આમ વર્ગ અજ-માવી શકશે નહી. બહુમતવાદ એ દેખાડવ'ના દાંત છે.ચાવવ ના દાંત મુડીવાદ હમેશાં છુપાવી રાખે છે.

## અનીવાર્ય સ્થીતી

સામ્રાજ્યવાદના મુળતત્વોની મીમાંસા કરી લીધા પછી હવે કોઇ પણ અભ્યાસી જોઇ શકશે કે અત્યારની સમાજ વ્યવસ્થામાં જે અસંગતી અને અવરોધ ડગલેને પગલે માલુમ પડે છે એ આશ્ચર્ય કે અકસ્માત નહી પણ અનીવાર્ય પરીસ્થ.તી છે છેલ્લા લેખમાં આમળ ધપતા મુડીવાદની મર્યાદા-ઓનો વીચાર કરી અત્યારે જગતના દેશોનું સ્થીતીદર્શન કરી લેવું ઘટે છે. દુનીઆના પાંચ છ મુડીવાદી રાજ્યોની પ્રવૃતી ઉપર નજર નાખનાર સમજી શકશે કે શોષણનીતી અને કેંદ્રીત મુડીવાદના પરીણામે જે જગદવ્યાપી અવરોધો ઉપસ્થીત થયા છે એને મીટાવવા માટે બધાય સામરાજ્યવાદી સત્તાધીશો કમર કસી રહ્યા છે. ઉધોગોનો અતીપ્રચાર, થોકબંધ ઉત્પાદન કરે એવાં યન્ત્રોની શોધખોળ, અને આ બધા ઉપરનો ઇજારાવાદી અલ્પવર્ગીય અખત્યાર, લાખો અને કરોડો કામદારોને મોટી સંખ્યામાં બેકાર બનાવે છે, કામ ઉપર લાગેલા મજુ-રોમાં સમુહ જાગૃતી ઉત્પન્ન કરે છે અને ધીમે ધીમે આંતરરાષ્ટ્રીય સંગઠન તરફ મજુર વર્ગની પ્રવૃત્તીને ધકેલે છે. ઇંગ્લાંડમાં આજે બેકારીનો પ્રશ્ન સન્તાનશીન પક્ષને ગાદી ઉપરથી ઉથલાવી નાખે એટલો બળવાન બન્યો છે. બ્રીટનના ઉદ્યોગોમાં ચોમેર ચાલી રહેલી મજુરોના વેતનની કાપ-કુપે મજુર પક્ષ કે મુડીવાદની રાહત આપ વાની શકયતા ઉપર પણ કામદારોની રહી સહી શ્રધ્ધાને ઉથલાવી નાખી છે. જેમ જેમ બ્રીટીશ ઉદ્યોગો થોડા માણસોની ઇજા રાવાદી લુંટનું નીશ્ચીત ક્ષેત્ર બને છે તેમ તેમ મજુરોની બેકારી વધવાની છે એ વાત હવે મહેનતુ માનવો પણ સમ-જતા જાય છે ઉપરાંત પરદેશમાં મળતી ખપત વધારવા માટે મજુરીના દર ઘટાડવા શીવાય પણ આરો નથી. અત્યાર સુધી સંસ્થાને.ની બજારો ઉપર બ્રીટનનો અજબ કાબુ હતો એટલે ખુબ નફો મળતો હોવાને પરીણામે મજુરીના દર ઘટાડવા નો પ્રસંગ નહોતો આવ્યો પણ સંસ્થાનો ની લુંટમાં જ્યારે ઇંગ્લાંડના મુડીવાદને સ્પ



## :: નવા ધર્મનું નવું શિક્ષણ ::

**પૈસો એજ પરમેશ્વર છે, એવું પુષ્કળ વિચાર અને ચર્ચાને અંતે ઠરાવનારી પરિષદનો બીનસત્તાવાર છતાં યે ઉપયોગી વૃતાંત.**

: લેખક :

**ચિત્રગુપ્ત**

પરીષદે નીમેલી સમીતીએ સંપુર્ણ ધાર્મીક રૂઢી તૈયાર કરી, તેમાં સુત્રો, પ્રશ્નોત્તરો, પ્રાર્થનાઓ, તેમજ વીવીધ વીધીઓ તૈયાર કરવામાં આવી હતી. પરીષદે સમીતીનો એ વૃતાંત સ્વીકારી લીધો. છતાં જગતના માનવીઓ જાણી ન શકે તેટલો ગુપ્ત એને સાચવી રાખવામાં આવ્યો હતો. પરંતુ ગુપ્ત બાતમીઓને શોધી કાઢવી એ તો પત્રકારીત્વનો મહત્ત્વનો ગુણ મનાયો છે, એટલે જનતાના હીત અર્થે અહીં રજુ કરું છું.

### પ્રશ્નોત્તરી

વૃતાંતમાં સહુથી પહેલું સ્થાન પ્રશ્નોત્તરી પ્રકરણને અપાયું છે. મજુરી કરીને જીવનારાઓને બાલ્યકાળે-જ આ પ્રશ્નોત્તરી પ્રમાણે શીક્ષણ આપવાની સાથે સાથે સમીતીએ આગ્રહભરી ભલામણ કરી છે. તે પ્રશ્નોત્તરી આ પ્રમાણે છે:

**સવાલ:** તારું નામ શું?

**જવાબ:** મજુરીઓ.

**સ:** તારાં માબાપનું નામ શું?

**જ:** બાપનું નામ મજુરી કરીને જીવનાર; માનું નામ ગરીબાઈ.

**સ:** તારો જન્મ ક્યાં થયો હતો?

**જ:** મારા બાપ અને તેના સાથીઓએ ઉભા કરેલા માટીની ભીંતોવાળા ઝુંપડાની એક અંધારી ઓરડીમાં.

**સ:** તું કયો ધર્મ પાળે છે?

**જ:** નગદ ધર્મ.

**સ:** એ ધર્મ સામાન્ય રીતે તને શું કરવાનું ફરમાવે છે?

# નગદધર્મના ધુરંધર સૂત્રધારો અને આચાર્યો એ ધર્મપાલન માટે કામદારોને કેવી આજ્ઞા ફરમાવે છે?



જ : તે મને મુખ્ય બે ફરજ અદા કરવાનું ફરમાવે છે.

સ : તે કયી ?

જ : આપભોગ અને મજુરી. મારો ધર્મ મને ફરજ પાડે છે કે, આપણા સહુની માતા પૃથ્વી ઉપરની તમામ મીલ્કત ઉપરના મારા અધીકાર મારે છોડી દેવા, ઉપરાંત એ માતાના ગર્ભમાં જે જે ખનીજ પદાર્થો સમાયલા છે, તેમજ તેની સપાટી ઉપર સુર્યના પ્રકાશ અને તાપની મદદથી જે જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે તેની ઉપરના મારા તમામ હક્કનો મારે ત્યાગ કરવો; એ ધર્મ મને આજ્ઞા કરે છે કે મારા હાથની મજુરીથી અને મગજના શ્રમથી જે જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે, તે ઉત્પાદન ઉપરના મારા અધીકાર ઉપર પણ મારે જળ મુકવું. મારો ધર્મ મને એવી આજ્ઞા આપે છે કે, બાલપણથી તે મૃત્યુના દીવસ સુધી મારે મજુરી કરવી—સુર્યના પ્રકાશમાં, ગેસના કે વીજળીના દીવાના અજવાળામાં દીવસે તેમજ રાત્રે, પૃથ્વી ઉપર તેમજ પૃથ્વીની અંદર, પાણીની સપાટી ઉપર અને તેની અંદર, જે જે સ્થાનમાં હું હોઉં ત્યાં ત્યાં મારે મજુરી જ કર્યા કરવી.

સ : તારો ધર્મ તારી ઉપર બીજી કોઇ ફરજો નાખે છે ખરો ?

જ : મારી ઉપર તે બીજી એ ફરજો નાખે છે કે મારે મારી જાતનો [સ્વમાનનો] ત્યાગ કરવો, જીવનને માટે જરૂરી વસ્તુઓનો ઇનકાર કરવો; મારે મારી અધીર ભુખને પેટની અંદર જ છુપાવી રાખવી; શરીર ધર્મને માટેની તમામ જરૂરીઆતોને ચીમળાવી નાખવી; તેમજ મારી એકેકે એક મહત્વાકાંક્ષાઓને કચડી નાખવી.

સ : તને તારો ધર્મ કોઇ ખાદ્ય પદાર્થોના સ્વાદનો ત્યાગ કરવાનું શીખવે છે ?

જ : મને તે સ્વાદીષ્ટ પદાર્થોનો સ્વાદ કરવાની મના ફરમાવે છે. ઘી, દુધ ફળફળાદી, મેવા, અને મીષ્ટાન્નની પણ તેની મનાઇ

છે. એવી વસ્તુઓ છેક જ બગડી જવાથી સોંઘામાં સોંઘી મળતી હોય તો મારે લેવી એવું તેનું ફરમાન છે.

સ: તને કયો ખોરાક લેવાની છુટ આપવામાં આવી છે?

જ: જાર બાજરાનો રોટલો, સાથે થોડુંક મરચું ને મીઠું. કોઈક દીવસ પૈસાભાર તેલ નાખેલું શાક, મળે તો છાશ, વાડોના વેલા ઉપર ઉગતાં પાંદડાંની ભાજી. મારી શારીરીક શક્તીને છેક છેલ્લી હદે ઉતરી જતાં અટકાવવા અને મને જીવવા જોગું જરૂરી સામર્થ્ય ટકાવી રાખવા એટલું પુરતું છે, એવો અમારા ધર્મનો ઉપદેશ છે. કોઈક વખત મલાઈ ઉતારી લીધેલું સસ્તું દુધ, ખાટું થઈ બગડી જવાની અણી ઉપર આવવાથી સસ્તું મળતું દહીં, જો મળી શકે તો લેવાની તે મને છુટ આપે છે.

સ: તારો ધર્મ તારી જાતના સંબંધમાં તને શું આજ્ઞા ફરમાવે છે?

જ: બને તેટલું ઓછામાં ઓછું ખર્ચ રાખવું, સાંકડામાં સાંકડી, હવા અજવાળા વીનાની, ગટરની દુર્ગંધથી બદબો મારતી, માંકડ, મચ્છરવાળી ઓરડીમાં રહેતાં શીખવું, કપડાં બને તેટલાં ઓછામાં ઓછાં વાપરવાં, અને થીગડાંઓના ભારણથી મુળ કપડું છેક જ અદ્રશ્ય થઈ જતાં, નવું થીંગડું ઝીલી ન શકવાથી તે શરીર ઉપર રહી ન શકે ત્યાં સુધી તેનો ઉપયોગ કરવો, તાપમાં, ઠંડીમાં અને વર્ષાદમાં પગરખાં વીના ચલાવવું અને ત્રણે રૂતુમાં થોડું ઘણું ઓઢવા પાથરવાનું મળે તો તેથી સંતોષ માનવો અને ન મળે તો નીભાવી લેવું, એ મારો ધર્મ મારી જાતની તરફની ફરજમાં મને ઉપદેશ છે.

સ: તારો ધર્મ તારા કુટુંબના સંબંધમાં તારે કેમ વર્તવું તે વીષે શું આજ્ઞા આપે છે?

જ: મારાં પત્ની ને અને સંતાનોને તેમની ઇચ્છા મુજબનાં વસ્ત્રાભુષણો મારે ન આપવાં, સોંઘાં, બેડોળ, જાડાં વસ્ત્રો એમને મારે આપવાં, શીયાળામાં પુરતાં કપડાંને અભાવે ઠંડી સામે ટક્કર ઝીલતાં, ચોમાસામાં શરદી સામે ટકી રહેતાં અને બહુ બહુ તો ચીંથાંની ગોદડીથી સંતોષ માનતાં મારે શીખવવું, મારાં નાનાં બાળકોને નાગાં રહેવાની ટેવ પાડવી અને, સમાજ ઉપર તેઓ ભારરૂપ થઈ ન પડે માટે બાલપણથી જ લુખું સુકું ખાઈ, અર્ધાં ભુખ્યાં રહેવાની આદતને જીવન સાથે જડી લેવાનો ઉપદેશ આપવો. માંદગીમાં કદી પણ દાકતરની મદદ ન લેવી એવું પણ તેનું મને ફરમાન છે.

સ: સમાજને લગતી કયી ફરજ તારો ધર્મ તારે માથે મુકે છે?

જ: મજુરી કરીને મારે દેશની દોલતમાં વધારો કરવો અને પેટે પાટા બાંધીને જો કંઈ બચાવી શકાતું હોય તો, તે પણ દેશની દોલતના વધારા માટે વાપરવી.

સ: તારાં એ બચાવેલાં નાણાંના સંબંધમાં તારો ધર્મ તને શું કરવાની આજ્ઞા કરે છે?

જ: દયાળુ શ્રીમંતોએ ઉઘાડેલી બેંકોમાં સેવીંગ ખાતામાં મારે તે પૈસા મુકી આવવા, જેથી કરીને એ દયાના દેવો તે નાણાં માલીકોને ધીરી શકે. અમને અમારા ધર્મનું એવું ફરમાન છે કે, બચાવેલાં નાણાં અમારે એ રીતે અમારા માલીકોના જ ચરણે સમર્પવાં.

સ: તારો ધર્મ તારી એ બચતનો તને સ્પર્શ કરવાની પરવાનગી આપે છે ખરો?

જ: બને ત્યાં સુધી ભાગ્યે જ. ઘણી વખત તો અમને શીખવવામાં આવે છે કે, બચતનાં નાણાં વારંવાર ઉપાડવાથી, અમારા

માલીકોની મુસ્કેલી વધે છે. અને પછી એકાદ દીવસ એવો ઉગે છે કે, જ્યારે અમને કહેવામાં આવે છે કે, તમારાં નાણાં તમને હવે મળી શકશે નહીં'; કેમકે પેલા ઉદાર માણસો દેશના હીત માટે ઉદ્યોગ કરતા હતા તેમાં તેમને ખોટ આવવાથી, તેમણે નાણાં આપવાનું કામકાજ કાયદેસર રીતે બંધ કર્યું છે.

સ: તારો પ્રભુ કોણ છે?

જ: મુડી-નાણું.

સ: તેનું અસ્તીત્વ આદીકાળથી છે?

જ: અમારા વીદ્વાન આચાર્ય, રાજકારણી અર્થશાસ્ત્રી અમને કહે છે કે, દુનીયાના આરંભથી જ એ પ્રભુ અસ્તીત્વ ધરાવે છે. અલબત્ત આરંભે એમનું સ્વરૂપ વામન રૂપી હતું. તે પછી તેમની ગાદી બૃહસ્પતી અને બીજા દેવોથી દીપતી હતી. પરંતુ પંદરમી સદી અને સોળમી સદીની સંધીની વેળાથી, એ પ્રભુની સત્તા અને કીર્તી વધતાં જ ગયાં છે, અને આજે તો એમની સત્તાની સમસ્ત વીશ્વ ઉપર હાક વાગી રહી છે.

સ: તારો પ્રભુ સર્વ સત્તાધીશ છે?

જ: હા. તેમની કૃપાથી મનુષ્યને ધારે તેટલાં સુખ વૈભવ મળી શકે છે. જો તેમની દ્રષ્ટી કોઇ પણ મનુષ્ય, કુટુંબ, સમાજ કે દેશ તરફથી ફરી ગઇ, તો તેમને દુઃખની પરંપરામાં ગબડી પડવું પડે છે. એ નગદ-પ્રભુની શક્તી તેના કદની સાથે સાથે વીકાસ પામતી જાય છે. દરરોજ તે નવી નવી જીતો મેળવતો જાય છે; અને તેની એ સત્તામાં જેઓ વધારો કરવાનું કામ કરવાનું આજીવન વ્રત લે છે, તેને તેનો પુરતા પ્રમાણમાં લાભ આપે છે.

સ: તારા પ્રભુના એ માનીતાઓ કોણ છે?

જ: મુડીવાદીઓ, ઉદ્યોગવાદીઓ, વેપારવાદીઓ અને જમીનદારો.

સ: તારો ભગવાન તને તેનો બદલો કેવી રીતે આપે છે?

જ: મને, મારી સ્ત્રીને તથા મારાં નાનામાં નાનાં બાળકોને મજુરી માટે કામ આપીને.

સ: બસ્સ, એટલો જ બદલો!

જ: ના. અમારા પેટમાં કડકડીને ભુખ લાગી હોય તે વખતે સુશોભીત મકાનોમાંનાં સુવ્યવસ્થીત હોટલોનાં કાચનાં બારણાંમાં ડોકીયાં કરીને, અંદરની છટા જોઇને, તેમજ ત્યાં તૈયાર થતી વીવીધ પ્રકારની રસોઇની આવતી સુવાસ લઇને અમારી આંખો અને ઘ્રાણેંદ્રીય દ્વારા ભુખને છુપાવવામાં તે અમને મદદ કરે છે. પેલાં ભોજનાલયોમાં તૈયાર થતી સુંદર વાનીઓ તો અમે કદી ચાખી હોતી નથી અને જીંદગીભર ચાખી પણ શકીએ તેમ નથી, કેમકે તે તો પ્રભુના લાડીલાઓને માટે અને તેના મોટા આચાર્યોને માટે જોઇતા પોષણને જ માટે તૈયાર થતી હોય છે. એ પ્રભુની પરમ કૃપાથી ઠંડીથી ધ્રુજતા અવયવોને ગરમી આપવા, મોટી મોટી કાપડની દુકાનોમાં ગોઠવી રાખેલાં ગરમ વસ્ત્રો, મોંઘા ભાવનાં ગરમ ઓઢણાં, વગેરેને કાચની બારીઓમાંથી જોઇ તેનાં વખાણ કરી શકીએ છીએ. કેમકે એ સાધનો પણ પ્રભુના માનીતાઓને તેમજ આચાર્યોને જ અર્થે નીર્માણ થયેલાં હોય છે. વળી એ પ્રભુ અમને આનંદ મળે તે અર્થે, રાજમાર્ગોમાં ઉભા રહી, અમારી ક્ષીણ-મંદ આંખે વડે શ્રીમંતો અને જાગીરદારોનાં ટોળાનાં પાતળામાં પાતળાં અને જાડામાં જાડાં શરીરને, તેમનાં મોઘામુલાં વાહનોમાં ભપકાભરી રીતે પસાર થતાં જોવાની છુટ આપે છે. પ્રભુના એ લાડીલાઓનાં વાહનોમાં

રંગબેરંગી પોશાક પહેરેલા નોકરોનાં જે પ્રદર્શનો થાય છે, તે પણ અમે ભલા ભગવાનની પરમ કૃપાને પરીણામે રસ્તાને એકાદ ખુણે ઉભા ઉભા જોવાની સ્વતંત્રતા ભોગવી શકીએ છીએ.

સ: એ ભગવાનના લાડીલા તારા જ જેવા મનુષ્યો હોય છે?

જ: ઉદ્યોગવાદીઓ, જમીનદારો અને શ્રીમંતોનાં શરીર તો મારા જેવી જ માટીમાંથી બનેલાં હોય છે, પરંતુ લાખો અને કરોડો મનુષ્યોમાંથી પ્રભુએ તેમને પસંદ કરેલા હોય છે. ભગવાન કહે છે: મને પસંદ કરવા માટે અબજો માણસો મથે છે, પરંતુ મારી કૃપાનો ભાગી થનાર તો વીરલા જ હોય છે.

સ: એ કૃપાભાગી બનવા માટે તેઓને શું કરવું પડે છે?

જ: કંઇ જ નહીં. પોતે સર્વ સત્તાધીશ છે એ સીધ્ધ કરવા માટે, જેમણે મહેનત કરીને જે વસ્તુ મેળવી હોતી નથી, તે વસ્તુની તેની ઉપર રેલમછેલ વર્ષાવી દે છે.

સ: ત્યારે શું તારો પ્રભુ અન્યાયી છે?

જ: મુડી એ જ ન્યાયનો અવતાર છે; માત્ર એ અવતાર તરફથી અપાતો ન્યાય આપણે સમજી શકીએ નહીં એટલો ગુઢ છે. મુડી એ સર્વ સત્તાધીશ છે. જે લોકો તેને કમાય તેની ઉપર જો તે પોતાની કૃપાનાં ફળ વર્ષાવે તો તેની સત્તા નબળી પડી જાય છે, કેમકે તેમ થવાથી એ સર્વવ્યાપી અને સર્વસત્તાધીશ શક્તીને મર્યાદાનાં બંધનનો દોષ લાગુ પડી જાય છે. એટલે જ તે પોતાની શક્તીના પ્રદર્શન માટે જેઓ આળસુ અને ગજવાંકાતરૂ હોય છે, તેવાઓમાંથી જ તે પોતાના કૃપાભાજનો શોધી કાઢે છે.

સ: તારો પ્રભુ તને કઇ રીતે સજા કરે છે?

જ: મારૂં કામ પડાવી લઇ મને આળસુ બનાવીને. જ્યારથી હું આળસુ બનું છું ત્યારથી હું મનુષ્યસમાજમાંથી ન્યાતબહારીઓ બની બેસું છું. ખોરાક ક્યાંથી લાવવો કે શરીરને વીશ્રાંતી માટે કયા સ્થાનમાં લાંબું કરવું તેની પછી મને ખબર પડતી નથી. તે દહાડેથી મારે અને મારાં સ્વજનોને ભુખે મરવું પડે છે.

સ: તારાં એવાં કયા પાપને લીધે ભગવાન તને આ જાતની શીક્ષા કરે છે?

જ: એકે નહીં. મુડીની મરજીમાં આવે તે વખતે એ મને કામ વીનાનો—બેકાર બનાવી મુકે છે.

સ: તારો ધર્મ તને કઇ પ્રાર્થના કરવાની આજ્ઞા ફરમાવે છે?

જ: શબ્દોથી હું પ્રાર્થના કરતો નથી. મારી પ્રાર્થના તે મારી મજુરી. તે સીવાયની શબ્દોની કે બીજી કોઇપણ જાતની ખાલી પ્રાર્થના કરવા જાઉં, તો તે મારી ખરેખરી પ્રાર્થના—મજુરી—ની આડે આવે છે. અને મારે માટે તો ફળ આપનારી એ માત્ર મજુરીની જ એક પ્રાર્થના છે; કેમકે નગદપ્રભુને માત્ર એ એક જ પ્રાર્થના ખુશ કરી શકે છે, અને તેમાંથી બચત [Surplus value] ઉત્પન્ન થઇ શકે છે.

સ: એ પ્રાર્થના તું કયા સ્થાને કરે છે?

જ: સર્વ સ્થળે. ખેતરોમાં, ખાણોમાં, કારખાનાંમાં, મીલોમાં, બંધાતાં મકાનોમાં, દરીયામાં કે દરીયાને કાંઠે. અમને પ્રાર્થના કરવાની છુટ આપવામાં આવે ત્યારે માત્ર એક જ શરત હોય છે કે: અમારે તે વખતે અમારી સ્વતંત્રતા, અમારી પ્રતીષ્ઠા, અમારી ઇચ્છા અને અમારી માનવતા એ સહુને નગદપ્રભુના પવીત્ર ચરણ આગળ ધરી દેવ

જોઇએ; તે સીવાય અમારી પ્રાર્થના બરાબર ફળીભુત થાય નહીં. ઘંટડીનો અવાજ કે યંત્રની સીસોટી થતાં જ અમારે પ્રાર્થના-સ્થાને પહોંચી જવું જોઇએ, અને જ્યાં પ્રાર્થના શરૂ થઇ કે તુરત જ અમારે હાથ અને પગને યંત્રની માફક ગતિ આખાં જ કરવી પડે છે. તે માટે અમારે માંસપેશીઓને તૈયાર કરી, તે માટે તમામ ચેતન ખર્ચી નાખવું પડે છે. એ પ્રાર્થનાસ્થાનમાં અમારે અતી નમ્ર અને સહનશીલ બનીને માલીક તેમજ ઉપરીઓ તરફથી થતાં તમામ અપમાનો અને ગુસ્સાને વેઠી લેવાં પડે છે; તેમની કદી ભુલ થાય જ નહીં, હમેશાં તેઓ સાચા અને ન્યાયી જ હોય એમ અમારે સ્વીકારી લેવું પડે છે. જો માલીક અમારો પગાર ઘટાડે અને કામના કલાક વધારે તો અમારે તેની સામે એક અક્ષરે ઉચ્ચારવાનો નહીં, કેમકે તે જે કરે તે વાજબી તેમ જ અમારા હીત માટે જ હોય છે. અમારા માલીક જો અમારી સ્ત્રીઓ અને પુત્રીઓ સાથે વધારે પડતી છુટ લે, તો તેથી અમને માન મળે છે એમ અમારે માનવું જોઇએ છે. અમારા હોઠની બહાર તે માટે ક્યાંય ચુંકારો પણ નહીં કાઢતાં, તે માટે અમારૂં રક્ત જરાએ ઉકળવા નહીં દેતાં, કે માલીકને તે માટે ફટકાવવાનો સ્વપ્નામાં યે કદી વીચાર નહીં કરતાં અમારે એ બધી કસોટીઓને નમે માથે તાબે થવું જોઇએ, અમને જે સુકો રોટલો મળે તે ચાવી ચાવીને કેવળ થુંકની મદદથી ગળામાં ઉતારી જવો, અને તે જલદી અંદર ઉતરી જાય તે માટે ગંદા પાણીના ઘુંટડા પી જવા જોઇએ. અમારા માલીકોની અમારી તરફની આ પ્રકારની વર્તણુંકમાંથી ભુલો શોધવા જેટલી હીંમત કરવાની જો ધૃષ્ટતા કરીએ તો, અમારા માલીકો અમારી ઉપર ગુસ્સે થાય, અમને ફાવે તેવા શબ્દો સંભળાવે, પોલીસના દંડા, તુરંગ, બંદુક, તોપ કે ફાંસી એ બધું અમારે માટે ખડું થઇ જાય. માલીકની આજ્ઞા વીરૂદ્ધ બડબડાટ કરવા માટે અમને તે તુરંગના લોખંડી સળીઆ પાછળ પુરી દે, જે કાયદાઓ તેમણે ઘડીને અમલમાં મુક્યા હોય તેની વીરૂદ્ધ જરાએ વર્તન કરવા જતાં તેઓ એ બધી રીતે અમને દબાવી, કાયદાનું તેમજ સમાજની સુવ્યવસ્થાનું પાલન કરવા તૈયાર થાય.

**સ :** મૃત્યુ પછી તમને કંઇ ફળ મળવાની આશા તમે રાખો છો ખરા?

**જ :** ઘણી જ મોટી. એ આશાએ તો અમે જીવીએ છીએ. હું મરી જાઉં તે પછી જગદપ્રભુ મને લાંબા થઇને વીશ્રાંતી ભોગવવાની છુટ આપે છે; તે વખતે હું ભુખમરામાંથી, ઠંડી, તાપ અને વર્ષાદની ઝડીઓમાંથી અને એકેએક જાતના ભયમાંથી મુક્ત થાઉં છું. મૃત્યુ પછી હું કાયમની શાંતી ભોગવી શકું છું.

સમીતીની વધુ અગત્યની સુચનાઓનો ઉલ્લેખ 'નવયુગ' ના ઓકટોબરના અંકમાં થશે. જરૂર તે જોજો.



ઉત્તર ચીનનું ખાસ વાહન

# ચીનવાસીઓનું સ્વાતંત્ર્યયુદ્ધ


: અનુવાદક :

ઇબ્રાહીમ હાજી મહમ્મદ મીસ્ત્રી


ચીન એક અતી પ્રાચીન દેશ છે. પ્રાચીન ચીનાઓને પોતાના પ્રાચીન ગૌરવ અને શ્રેષ્ઠતાના અભીમાનનો એટલો તો નશો ચડી ગયેલો કે તેમણે સામાજીક વર્તમાન પ્રગતી, ઉન્નતી અને સુધારા પ્રત્યે જરાપણ નજર કરી નહોતી. આથી વીદેશીઓએ ધીમે ધીમે ચીનમાં પગપેસારો કર્યો, અને છેવટે ત્યાંના વતનીઓને ગુલામી મનોદશામાં આણી મુક્યા. ચીનાઓ ઉપર બૌદ્ધ ધર્મ અને કનફ્યુશસની એટલી તો ઉંડી છાપ પડેલી કે તેઓ ખુંખાર લડાઇઓ અને ઝગડાને મહાનીચ અને અસભ્ય લોકોનું કામ સમજતા હતા. છતાં પોતાની જ શ્રેષ્ઠતાના અને મોટાઇના મીથ્યાભીમાનને લીધે મુખ્યત્વે તેમની અવનતી થઇ. એ મીથ્યાભીમાનને લીધે ચીનાઓને અંધાપો આવી ગયો અને દુનીયામાં શું થઇ રહ્યું છે, તેની તેમને ખબર પણ રહી નહીં.

ઉન્નતી પછી અવનતી, સુખ પછી દુઃખ અને પ્રકાશ પછી અંધકાર એવી રીતે અવનતી પછી ઉન્નતી થાય છે, તેમ ચીનની બાબતમાં પણ થયું. ચીન ગુલામી નીંદ્રામાં પોઢેલું અને અસ્તીત્વહીન પડેલું હતું. પણ પરદેશીઓની રીતીનીતી અને ચાલબાજી જોઇ તેની નીંદ્રાનો ભંગ થયો. આંખો આગળથી પરદો ઉંચકાયો અને ચરે કોર

તુફાનનાં વાદળ ઘેરાતાં દેખાયાં. ચીનમાં પરીવર્તન થયું અને છેવટે ત્યાં પણ જાગૃતીની ચીનગારીઓ ચોમેર ઉડવા લાગી.

## પરદેશીઓનો પગપેસારો

ઇ. સ. ૧૫૧૭ માં ચીનમાં પહેલીવાર આવનાર પરદેશીઓ પોર્ટુગીઝ હતા. પછી ૧૫૯૮ ની સાલમાં ડચ લોકો આવ્યા. શરૂઆતમાં તો ચીના અને પરદેશીઓ વચ્ચે થોડીઘણી લડાઇઓ પણ થઇ હતી; પરંતુ અંતે શાંતી થઇ ગઇ. એ પછી ૧૮ અને ૧૯ મી સદી દરમીયાન બીજા પરદેશીઓનો ચીનમાં પગપેસારો થયો. ઇ. સ. ૧૭૯૩ માં અંગ્રેજોએ "વ્યાપારી સગવડ" પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી લોર્ડ મેકાર્ટનીને ચીનની શાહી દરબારમાં મોકલ્યો હતો. પરંતુ એ લોર્ડ સાહેબ પોતાની મુરાદ પાર પાડવામાં પુરેપુરા ફાવ્યા નહોતા. ઇ. સ. ૧૮૧૬ માં ફરી એજ આશયથી લોર્ડ એમહર્સ્ટને મોકલવામાં આવ્યા અને ધીરે ધીરે અંગ્રેજોએ ચીનમાં પોતાનો અડ્ડો જમાવવાનું કાર્ય શરૂ કરી દીધું. શરૂઆતથી જ અંગ્રેજો પોતાનું રાજ્ય વીસ્તારવાના સાધન તરીકે વ્યાપાર અને ધર્મપ્રચારનો ઉપયોગ કરતા આવ્યા છે. ચીનમાં પણ તેઓએ એજ પ્રકારની જાળ બીછાવી હતી; જેમાં તેઓ અંતે ફાવ્યા.

## અફીણનો વ્યાપાર

અંગ્રેજોએ જોયું કે ચીનમાં અફીણના વ્યાપારથી અધીક આર્થીક લાભ છે. તેમજ ભારતમાં પણ, અફીણ ઉપર એકલી ઇસ્ટ ઇન્ડીયા કંપની સીવાય બીજા કોઇનો પણ અધીકાર નહોતો. એટલે અંગ્રેજોએ ચીનમાં ખુબ અફીણ મોકલાવવાનું શરૂ કર્યું. પરંતુ ચીન સમ્રાટે અફીણથી પોતાની પ્રજાની શારીરીક અને આર્થીક હાની થતી જોઇ. આ વ્યાપાર બંધ કરાવવાની તેણે કોશીશ કરી. કીન્તુ અંગ્રેજોને જે વ્યાપારથી અધીક લાભ હતો, તે તેઓ કેમ બંધ કરે? કેટલાક અધીકારીઓએ આ વ્યાપાર સામે સખ્ત પગલાં ભર્યાં હતાં; જેના ફળસ્વરૂપે ઇ. સ. ૧૮૩૯-૪૦ માં પહેલું અફીણ યુદ્ધ થયું. કમજોર ચીનાઓની આ યુદ્ધમાં હાર થઇ. અને વીજયના મદનેલીધે અંગ્રેજોને પાણી ચડ્યું, તેઓ ધમધોકાર અફીણનો વ્યાપાર કરવા લાગ્યા. તેથી ચીન સમ્રાટને ખુબ ગુસ્સો ચડ્યો. અફીણનો વ્યાપાર બંધ કરાવવા એણે કરેલી મહેનત ઉપર પાણી ફરી વળ્યું. છેવટે ૧૮૫૮ માં બીજું અફીણ યુદ્ધ થયું.

આ યુદ્ધમાં ફ્રાન્સે પણ અંગ્રેજોને સહાયતા આપી હતી. કમનસીબ ચીનાઓની બીજી વાર પણ હાર થઇ. એટલુંજ નહીં પણ ચીનની હારથી અંગ્રેજોએ કેટલીક વ્યાપારીક સગવડો અને પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું. આ બે વાર થયેલી હારને લીધે ચીનને પોતાની નીર્બળતાનો અનુભવ થયો. ચીનની ઉન્નતીનો સમય પણ આવ્યો નહોતો એટલે કંઇ પરીવર્તન થયું નહી.

## ચીન અને જાપાન વચ્ચે યુદ્ધ

ઇ. સ. ૧૮૯૪ માં ચીન અને જાપાન વચ્ચે જંગ જામ્યો. દુર્ભાગ્યવશ ચીનને પણ આ યુદ્ધમાં મુઠીભર જાપાનીઓએ હંફાવ્યા. ચીનની સામે જાપાનની જનસંખ્યા અને જમીન બહુ થોડી છે. અલબત, આ જંગમાં જાપાનને પણ ઘણું નુકસાન થયું હતું. છતાં આવા મામુલી અને ન્હાના રાષ્ટ્રે ચીન જેવા ૪૦ કરોડની વસ્તી અને પ્રાચીન સભ્યતાવાળા મોટા રાષ્ટ્રને હરાવ્યું, એ કંઇ ન્હાની-સુની વાત છે?

## ચીનમાં પ્રગતીનો સમય

ચીન અને જાપાન વચ્ચે થયેલા યુદ્ધમાં ચીનને ઘણો સખ્ત ફટકો લાગ્યો હતો. આ કારણને લીધે ચીનાઓના જીવન અને વીચારોમાં ફેરફાર થવા લાગ્યા. તેમનામાં સુધારાની ભાવના જાગૃત થઇ. ઇ. સ. ૧૮૯૮ માં ચીનમાં સુધારાનું આન્દોલન શરૂ થયું. શીક્ષણ આપવાની નવી પદ્ધતી ગ્રહણ કરવામાં આવી. લશ્કર વીગેરેમાં પણ સુધારો થવા લાગ્યો. એટલુંજ નહીં પણ ત્યાંનાં મન્દીર અને ધાર્મીક ભવનો પાઠશાળાના સ્વરૂપમાં ફેરવાઇ ગયા. પરંતુ રાજ્યકર્મચારીઓ સુધારાની ચળવળની વીરૂદ્ધ હતા. તેઓએ રાજમાતાને પોતાના પક્ષમાં કરી લીધી અને રાજમાતાએ સમ્રાટને પોતાનો ગુલામ બનાવી તેણે સુધારાના આંદોલનનો જડમુળથી ઉખેડી નાખ્યા. પરંતુ ચીનાઓના અન્તરાત્માએ નવજીવનનો સંદેશો ક્યારનોએ સાંભળ્યો હતો.

## પરદો ઉંચકાયો

બે વાર ચીન ઉપર ફત્તેહ પામેલા અંગ્રેજો હવે ચીનને 'મુદ્દા' કીંવા ઉંદર સમજવા લાગ્યા; અને પોતે સીંહ બનતા ગયા. ગમે તેમ પોતાની ઇચ્છાનુસાર વ્યાપાર કરી ધન ભેગું કરવા માંડ્યું, તથા પોતાનો અધીકાર અને રૂવાબ વધારતા ગયા. ચીનને બીજા વીદેશીઓએ પણ રંજાડવા માંડ્યું. પરંતુ વીદેશીઓના આવા અમાનુષી અત્યાચારથી ચીનના વતનીઓના કાન ખડા થઇ ગયા; અને તેઓ તેમને ધીક્કારની નજરે જોવા લાગ્યા. તેઓએ જાહેર કર્યું કે વીદેશીઓ અમને કંગાળ બનાવી ચીનમાં પોતાની સભ્યતા, પોતાનો આચાર વીચાર અને આધીપત્ય કાયમ કરવા ઇચ્છે છે. આ કારણને લીધે ઇ. સ. ૧૯૦૦ માં એક સાધારણ જંગે સ્વાધીનતાનું રૂપ ધારણ કરી લીધું. આ સમયે ચીનને સઘળા વીદેશીઓની સંયુક્ત શક્તી સામે મુકાબલો કરવો પડ્યો હતો. આ વખતે ચીનની ઘણી ખરાબ દશા થઇ હતી; અને આ વીદેશીઓ સામે નીચું જોવું પડયું હતું.

આ સમયે ચીનને અસહ્ય ઠોકર વાગી હતી. રાજમાતાની પણ આંખો આગળથી અજ્ઞાનતાનો પરદો ઉંચકાઇ ગયો. છેવટે ચીનસરકારે આધુનીક પ્રણાલીકાને અપનાવવાની શરૂઆત કરી. ચીનના રાષ્ટ્રપતી સન યાત સેન જનતાને જાગૃત કરવા, તેમાં રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન કરવા અને ચીનના સેંકડો નવયુવાનોને શીક્ષણ પ્રાપ્તી અર્થે વીદેશમાં મોકલવાના કાર્યમાં રોકાયલા હતા. આ પ્રમાણે વીસમી સદીના આરમ્ભ સાથે ચીનમાં નવયુગનો આરમ્ભ થયો. આધુનીક પદ્ધતી પ્રમાણે શીક્ષણ આપવા અનેક સ્કુલ અને કોલેજો ઉઘાડવામાં આવી હતી. પોલીસ અને લશ્કરમાં પણ સુધારો કરવામાં આવ્યો, અને હજારો ચીના વીદ્યાર્થીઓ જાપાન, જર્મની, ઇંગ્લન્ડ અને અમેરીકામાં શીક્ષણ પ્રાપ્તી માટે મોકલવામાં આવતા હતા.

ઇ. સ. ૧૯૦૬ માં રૂસ-જાપાનનું યુદ્ધ થયું. આ યુદ્ધમાં આધુનીક પદ્ધતી પ્રમાણે શીક્ષણ પ્રાપ્ત કરેલ જાપાને પોતાનો સ્વદેશપ્રેમ, સ્વાતંત્ર્યપ્રીયતા, ઉત્કૃષ્ટ ઉત્સાહ અને પ્રશંસનીય વીરતાનો અદભુત ચમત્કાર દાખવ્યો અને યુરોપના એક પ્રબળ રાષ્ટ્રને હરાવ્યો. પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં રૂસનું ગૌરવ, એની મહત્તા કંઇ કમ નહોતી. આવા એક મોટા રાષ્ટ્રને એક બટુકલા પુર્વના દેશે હરાવ્યો. ત્યારે ચીન ઉપર પોતાના પાડોશીના આ વીશ્વવીખ્યાત વીજયની અસર થયા વીના કેમ રહે?

જાપાનીઓ નવીનતા અને પાશ્ચાત્ય રંગઢંગને અપનાવવાના લીધે આ યુધ્ધમાં ફાવી

ગયા હતા, એમ ચીનાઓએ ધારી લીધું; અને પોતાના દેશમાં પાહોમ સુધારો કરવા મંડી પડયા.

ઇ. સ. ૧૯૦૧ માં જર્મનીથી પાછા આવેલા ચીન સમ્રાટ ચન, વાઇસરોય યુઆનશીકાઇ, ઓહ–ચી–તંગ આદી સુધારાના પ્રખર હીમાયતીઓ હતા. આ લોકોએ ચીનમાં સુધારા–આંદોલનની ગતી પંજાબ મેલ જેવી કરી દીધી. રાજકુમારો અને અમીરોને લશ્કરી તાલીમ આપવાનો હુકમ નીકળ્યો. સૈનીકોની સંખ્યામાં વધારો થયો. આવી રીતે ચીનમાં લશ્કરનો સારો જમાવ થયો.

કેળવણીમાં સુધારા કરવાનો આરમ્ભ પણ અતી જલ્દીથી થયો. ઇ. સ. ૧૯૦૧ માં ફક્ત જાપાનમાં ૧૩,૦૦૦ ચીના વીદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા હતા. એ સીવાય ઇંગ્લંડ અને જર્મનીમાં હજારો વીદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા હતા. એ પછી થોડા સમયમાં પાશ્ચાત્ય પધ્ધતી પ્રમાણે પરીક્ષા લેનાર ૧૭ વીશ્વવીદ્યાલય, અનેક કોલેજો અને અનેક કન્યા પાઠશાળાઓ પણ ઉઘાડવામાં આવી. વ્યાપાર વાણીજ્ય અને કળા–કૌશલ્ય સબંધી શીક્ષણ આપવાનો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

## સામાજીક સુધારા

દુઃખ પછી સુખનો સમય અવશ્ય આવે છે. ચીનનું પણ તેમ જ બન્યું. ચીનમાં નવયુગનો આરંભ થયો; ઉન્નતી અને સુધારાનો પવન ચોમેર ફુંકાવા લાગ્યો. ધીરે ધીરે જુની જડ ઘાલી પેસેલી માન્યતાનો લોપ થતો ગયો.

જીવનનો સર્વથી મહત્વપુર્ણ કાળ યુવાવસ્થા છે. આ કારણને લીધે કોઇપણ દેશના યુવકો તેના પ્રાણ, ઉદ્ધારક, નીર્માતા અને વીધાતા તરીકે ગણવામાં આવે છે. પોતાના યુવાનો પર પ્રત્યેક દેશ, પ્રત્યેક જાતી અને પ્રત્યેક રાષ્ટ્રની નજર હોય છે. પરાધીન દેશોમાં તો યુવાનોનું સ્થાન વધારે મહત્વપુર્ણ હોય છે. એટલે કે તેમની આશાના કીલ્લા યુવાનો ઉપર જ ચણાવેલા હોય છે.

ચીન પણ અવનતીના ઉંડી ખાડીમાં જઇ પડયું હતું. સ્વાધીન હોવા છતાં પણ પરાધીનતા ભોગવતું હતું. અનેક ખરાબીઓ અને કુરીવાજોનાં પંજામાં સપડાયું હતું. અનેક અસંગત વાતો ત્યાં ફેલાઇ ગઇ હતી. વીદેશીઓના દોરથી કચડાઇ જતું હતું. પરંતુ જ્યારે જાગૃતી યુગનો આરંભ થયો તે વેળા ત્યાં પણ ચીનના યુવાનોએ ખરેખર કમાલ કરી બતાવી. વીદેશોમાં અભ્યાસ કરવા ગયેલા ચીના વીદ્યાર્થીઓને પાશ્ચાત્ય સભ્યતા, વૈજ્ઞાનીક ચમત્કાર અને રીતરીવાજોનો કંઇક ખ્યાલ આવ્યો. તેમના વીચારો, તેમની ભાવનાઓ અને અનેક આચાર–વીચારો આધુનીક રંગમાં રંગાવા લાગ્યાં. પોતાનો દેશ બીજા રાષ્ટ્રોની સરખામણીમાં કેટલો પછાત, અવનત અને દુર્બળ હતો, તેનાજ વીચારો તેમના મગજમાં ભમવા લાગ્યા. તેઓએ ચીનનો ઉદ્ધાર કરવાની પ્રતીજ્ઞા લીધી, વીદેશથી અભ્યાસ કરી પાછા ફરેલા ચીના યુવકોએ પોતાના વીચારો અને ભાવોનું પ્રચાર કાર્ય શરૂ કર્યું. પરંતુ ચીનાઓ અતી ગમ્ભીર પ્રકૃતીના હોય છે; એટલે કોઇ પણ કાર્ય શરૂ કર્યાં પહેલાં તેઓ ખુબ વીચાર કરે છે. પછી ધીરે ધીરે આગળ પગલાં ભરે છે. આ કારણને લીધે આધુનીક સભ્યતાનું પ્રચાર કાર્ય લોકલની ગતીએ આગળ વધ્યું. યુવાનોના સુધારા–આંદોલન પ્રત્યે ચીનાઓ સન્માનની દ્રષ્ટીએ જોવા લાગ્યા.

દેશના ખનીજ પદાર્થનો સદ્‌ઉપયોગ કરવામાં આવ્યો. વૈજ્ઞાનીક સાધનો અને યંત્રોનો વપરાસ પણ ચાલુ થયો. તાર અને આગગાડીની પણ સગવડ કરવામાં આવી. ચીનની દરીદ્રતા ધીમે ધીમે ઘટી ગઇ. પહેલાં જે લોકોને બે ટંક પણ પુરૂં ખાવાનું મળતું નહોતું, તેમને ચાર ટંક જેટલું ખાવાનું મળવા લાગ્યું. લોકોના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ રહી. આખા દેશમાં આબાદીનું થતી ગઇ. વાંચી લખી જાણનાર લોકોની જુજ સંખ્યા હતી; એટલે ઘણાખરા ચીનાઓ સાવ નીરક્ષર હતા. સાધારણ વાતચીતમાં વપરાતી ભાષામાં પુસ્તકો અને સમાચારપત્રો પ્રસીદ્ધ થવા લાગ્યાં. દેશના મોટા મોટા શહેરોના વીદ્વાનો સાહીત્યમાં સુધારો કરવાની પ્રવૃત્તીમાં તલ્લીન થઇ ગયા. વીદેશી ભાષામાં લખાયલા સેંકડો પુસ્તકોના રસમય અનુવાદો થઇ રહ્યા છે. આજો



**નાનકીંગમાં બહારવટીઆઓનાં માથાં**

વહેમી માન્યતાઓને લીધે ચીનમાં ચોરી કરનારાંઓનાં માથાં કાપીને આ રીતે ખાસ સ્થાનોમાં રાખવામાં આવે તેથી ભગવાન રાજી થાય એમ માનવામાં આવતું.

વાતાવરણ જામ્યું. જો વીદેશીઓ તેમના દેશમાંથી પ્રતીવર્ષ કરોડો રૂપીયા લુંટી ન જતે તો ચીનાઓની સુખસમૃદ્ધીમાં અધીક વધારો થતે.

## સાહીત્યમાં સુધારો

ચીનાઓ પોતાની પુરાતન ભાષાને છોડતા નહોતા. આ કારણને લીધે જ તેમની પડતી

ચીનમાં નવું સાહીત્ય દૃષ્ટીગોચર થાય છે. આ નવીન સાહીત્યના આરંભ થયા પછી ચીનનું ભવીષ્ય પણ કલ્યાણમય અને ઉન્નતીશીલ દેખાય છે.

## ગયો એ જુનો જમાનો

ચીનમાં ઘર કરી બેઠેલી અંધશ્રદ્ધાઓ, કુરીવાજો અને જુના વીચારોનો લાભ લઇ

અનેક ઢોંગી ધર્મગુરૂઓએ પોતાના અડ્ડા જમાવ્યા હતા; અને આ અફીણી ચીનાઓ પોતાની પ્રાચીન સભ્યતા અને ધર્મ પ્રત્યે વફાદાર રહેવાને લીધે મનમાં ફુલાતા હતા. પોતાના દેશનો નાશ થતો હતો તેની તેમને લેશ માત્ર પણ ખબર નહોતી. પરંતુ સ્વતંત્રતાની ધગશને લીધે ત્યાં એવા લોકો પાકી આવ્યા જેમણે આ ફુકફો ફોડી નાખી ચીન સમક્ષ અવનતીનો તાદ્દશ ચીતાર રજુ કર્યો. ચીનાઓ આશ્ચર્યચકીત થઇ આ દ્રશ્ય જોઇ રહ્યા. પોતે ક્યાં પડ્યાં હતા તેની તેમને ખબર પડી. સુધારાની ચલવલ યાહોમ ચાલવા લાગી અને આજે સદા માટે **ગયો એ જુનો જમાનો.**

પચ્ચીસ–ત્રીસ વર્ષ પુર્વેના અને આજના ચીન વચ્ચે ઘણો તફાવત છે. આજે તેજ દેશ શક્તીશાળી, ભવ્ય, શીક્ષીત અને સુધરેલો છે; અને કોઇની સામું પોતાનું મસ્તક ઝુકાવવા તૈયાર નથી; પરંતુ તમાચાનો જવાબ તમાચાથીજ વાળવા તૈયાર છે. આ છે ચીનની ન્યુનતા. ચીનના ઇતીહાસમાં પલટો કરાવનાર વીરાત્માઓ જેમણે પોતાનું સર્વસ્વ ત્યાગ કરી, પોતાનો પ્રાણ હોમી દઇ, દેશને આબાદ કરવા જુના રીવાજોને જડ મુળથી ઉખેડીને ફગાવી દીધા, તેમને આ સઘળું માન ઘટે છે.

## વીદેશીઓની શોષણનીતી

વીદેશીઓ ચીન ઉપર પોતાનો પ્રભાવ વધારતા ગયા. લડાઇ, સુલેહ અને કરારનામાંથી ચીનને બંદીવાન બનાવતા ગયા. ચીનાઇ અદાલતમાં કોઇપણ વીદેશીનો મુકદ્દમો ચલાવવાની મનાઇ થઇ. અને તેનો મુકદ્દમો વીદેશીઓ પોતાની જુદી અદાલતમાં ચલાવતા. છતાં કોઇ વીદેશી કોઇ ચીનાને કોઇપણ આરોપસર ચીનાઇ કોર્ટમાં ઘસડી જાય અને જો તેણે મુકેલો આરોપ ખોટો ઠરે, તો ચીનાઇ અદાલત તેને દંડ કરી શકે નહી. આવી રીતે વીદેશીઓ ચીનને શાંત, દુર્બળ અને ડરપુ સમજતા થયા અને જેમ ગમે તેમ ચીનને ચાઉં કરી જવાના અખતરા અજમાવવા લાગ્યા. જે દેશથી પોતે માલામાલ થતા ગયા, તે દેશ ઉપર જરા પણ દયા કરવાનો તેમને ખ્યાલ સરખોયે ન આવ્યો. અનેક યુધ્ધોના પ્રતાપે ચીન કરજમાં ડુબતું ગયું. બ્રીટનને કરોડો રૂપીયા આપ્યા. છતાં કરજનો ભાર ચીન ઉપરથી કમી થયો નહી.

*ચીનમાં વીદેશીઓએ અનેક કારખાનાં* ઉઘાડયાં હતાં તેમાં મુખ્યત્વે ચીના મજદુરોજ કામ કરતા હતા. તેમને ઓછી મજુરી મળતી હતી એટલુંજ નહી પણ તેમના ઉપર અત્યાચાર પણ કરતા હતા. વીદેશીઓ ચીન સરકારને પોતાનું રમકડું સમજતા હતા. પરદેશીઓના આ જુલમ, વ્યાપારીક નીતી અને સુલેહના લીધે ચીનની આર્થીક સ્થીતી કંગાળ થઇ. દુનીઆના આ વીદેશી મહાપ્રભુઓએ ચીનને ખુબ લુંટયા, ખુબ કંગાળ બનાવ્યા અને જોરજબરીથી તેના પાસેથી અનેક વીશષાધીકાર પ્રાપ્ત કર્યા.

## રાજનૈતીક પ્રગતી

સુધારા–આંદોલનની રાજનૈતીક જીવન ઉપર પણ અસર થઇ, એ વાતનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ડૉ. સન્યાતસેને યુવકોને સંગઠીત કર્યા. વીદેશથી અભ્યાસ કરી પાછા ફરેલા યુવાનોના હૃદયમાં પોતાના દેશમાં પ્રજાતંત્ર સ્થાપવાની ઉત્કંઠા થઇ. ચીન–સરકારની દુર્બળતાને લીધે વીદેશીઓ ચીનાઓ ઉપર જોહુકમી ચલાવી રહ્યા હતા. એ પણ યુવાનોએ જોયું. યુવાનોએ અસહકારની લડત શરૂ કરી, ચીન સરકાર ઉપર દબાણ કર્યું; પરંતુ તેમનામાં એટલી તાકાત ક્યાં હતી કે તેમને ચીનથી ઉભી પુંછડીએ

ન્હાસાડી મુકે? છતાં જવાનીના જોશથી ઉછળતા યુવક સમાજે મંચુશાહીનો જડમુળથી નાશ કર્યો, અને પ્રજાતંત્રની સ્થાપના થઇ. ઇ. સ. ૧૯૧૧ માં ક્રાંતી થઇ, તે સમયે ઉપર્યુક્ત બનાવ બન્યો હતો.

ચીનના રાજનૈતીક જીવનના ઉદ્ધારક, મજુરોના પ્રેમ-પાત્ર, સ્વતંત્રતાના ઉપાસક, ચીનની રાજ્યક્રાંતીના નેતા ડૉ૦ સનયાત સેનને પ્રજાતંત્ર સરકારના પ્રમુખ બનાવવામાં આવ્યા. દક્ષીણ ચીનમાં એમના નામની દંદુભી વાગતી હતી, ત્યારે ઉત્તર ચીનમાં એમનો પ્રભાવ બીલકુલ નહોતો. ઉત્તર ચીનમાં યુઆનશીકાઇનો બહુ પ્રભાવ પડતો હતો. એટલે ઉત્તર અને દક્ષીણ વચ્ચે ત્રુટી પડવાનો સંભવ હતો. ડૉ. સેન પોતાના કેવળ નામની ખાતર, યશ કે મતલબ ખાતર પ્રજાતંત્રનું સભાપતીત્વ સ્વીકાર્યું નહોતું. ત્યારે યુઆનશીકાઇ અતી મહત્વાકાંક્ષી અને ઉચ્ચાભીલાષી વ્યક્તી હતી. એ પ્રજાતંત્રના પ્રધાનપદને શોભાવતો હતો; અને ભવીષ્યમાં રાજા બની પણ બેસે એવું લાગતું હતું. પરંતુ તેનું જીવન લાંબું ન ટક્યું. ઇ. સ. ૧૯૧૬ માં તેનો આત્મા દેહ છોડી ગયો.

ડૉ૦ સેને પ્રજાતંત્રને ધક્કો નહી પહોંચે એ માટે પોતે રાજીનામું આપ્યું હતું; અને ઉત્તર ને દક્ષીણ યુઆનશીકાઇના એક જ છત્રાલય હેઠળ હતું. પરંતુ એના મૃત્યુ પછી ઉત્તર ચીનમાં અંદર અંદર કલેશો ઉપસ્થીત થયા. સેનાપતીઓ વચ્ચે ફાટ પડી. અનેક સેનાપતીઓ પોતપોતાનું રાજ્ય સ્થાપીત કરવા મથતા હતા. ત્યારે દક્ષીણ ચીનમાં પ્રજાતંત્ર કાયમ હતું. વળી પાછા વીદેશીઓએ સેનાપતીઓને લાંચ આપવાની શરૂઆત કરી. કોઇપણ રીતે તેઓ આ સેનાપતીઓનો પીછો છોડવા ઇચ્છતા નહોતા. તેમજ આ સેનાપતીઓ દક્ષીણ તરફની સરકાર પ્રત્યે વીરોધ કરતા રહ્યા.

ઉત્તરના સેનાપતીઓમાં ચાંગ-સો-લીન ધીરે ધીરે પોતાનો અધીકાર વધારતો ગયો. તેણે ઉત્તરના પ્રદેશો અને મંચુરીઆપર પોતાનો કબજો કરી લીધો હતો. તેમ જ દક્ષીણની રાષ્ટ્રીય સરકારનો એ પક્કો વીરોધી હતો. તે વેળા દક્ષીણની રાષ્ટ્રીય સરકાર પણ કંઇ સુનમુન બની બેઠી નહોતી; બલકે તેને બે તરફ લડવું પડતું હતું. એક તરફ આ વીદેશીઓનો મુકાબલો કરવો પડતો હતો અને બીજી બાજુ ઉત્તરના આ બધાયે દેશદ્રોહીઓને પોતાને તાબે કરી, સમસ્ત ચીનમાં એક જ પ્રજાતંત્ર સરકારનો રાષ્ટ્રીય ધ્વજ ફરકાવવો હતો.

વીદેશીઓનો એવો ખ્યાલ હતો કે મંચુ રાજાઓની જેમ રાષ્ટ્રીય સરકારને પણ તેઓ ફુંક મારી ઉડાવી દેશે. આ કારણથી ઇંગ્લન્ડ, જર્મની, ઇટાલી, જાપાન આદી દેશોની સેનાઓ ચીન આવી પહોંચી, તોપ આદી નાશકારક યંત્રોની ધાક બતાવવામાં આવી. પરંતુ ચીનની રાષ્ટ્રીય સરકાર આવી ધમકીઓથી દબાઇ જાય એવી ક્યાં હોતી (!).

ખુબીની વાત તો એ છે કે દક્ષીણ સરકારપક્ષનો પ્રત્યેક માનવી સ્વતંત્રતાના નામ ઉપર પોતાનો પ્રાણ પણ હોમી દેવા તૈયાર હતો. રાષ્ટ્રીય સરકારની આ બહાદુરી, જોશ અને હીંમતને જોઇને વીદેશીઓમાં ખાસ કરીને અંગ્રેજોની પણ આગળ વધવાની હીંમત થઇ નહી; એટલે બીજા વીદેશી રાષ્ટ્રો મુકાબલો કરવા કેમ હામ ભીડી શકે?

વીદેશીઓને ઝુકાવ્યા પછી તેઓ ઉત્તર તરફ વળ્યા. આ સમયે દક્ષીણ તરફના ચીનાઓમાં ચોવડી શક્તી અને ઉત્સાહ આવી ગયો હતો. તેઓ ઉત્તરના એક એક સેનાપતી સાથે લડી તેને વશ કરતા ગયા. કેટલાક સેનાપતીઓએ પોતાની મેળે તેમનો સાથ આપ્યો, પરંતુ ચાંગ-સો-લીન છેવટ સુધી અડગ રહ્યો. પરંતુ ગયા વર્ષે તેને કત્લ કરવામાં આવ્યો, અને તેના મરણ પછી તત્કાળ જ દેશદ્રોહનો અંત આવી ગયો. સમસ્ત ચીનમાં ઐક્યતા થઇ. આ પ્રમાણે ચીન સ્વાધીનતા મેળવવા ભાગ્યશાળી નીવડ્યું. આજે ત્યાં સ્વાધીનતાનો સુર્ય પોતાના સુન્દેરી કીરણો પાથરી રહ્યો છે; અને દીનપરદીન સુધારાવધારા થતા જાય છે.

—પુર્ણ.—

# આજ

મંગલ ઘડીયો આજ છે, થરહરતાં નીશાન:
કાલ ઉકેલે કોયડો સ્વતંત્રતાનાં ગાન;
આજ નરનારીયો ગાન મંગળ કરે,
વીશ્વની દશેદીશ ચેતનાને ભરે;
આજ સુતેલ જે કાળ પડખું ફરે,
ભલે ચગદાઇ જન લાખ હજારો મરે.

એ નૈવેદ્ય અમ પાપનું, લેવા કાલનો બોલ:
જગત જોઇને ભાખશે એ નૈવેદ્ય અણમોલ;
આજ ઇતીહાસ અમ આંગણે આવીયો,
શાહી સુવર્ણની સાથમાં લાવીયો:
યાચના એ કરે સંતના બાળકો!
આજ પાડો પટે કનકના અક્ષરો.

આજ ન હોય સુવર્ણના અક્ષર તુજ પટમાંય:
છાતી ચીરી લોહીના વેણે વેણ લખાય;
નથી સંદેશ આ મુકને આપવા,
કે નથી બધીરને કાંઇ સંભળાવવા;
ભાવીના કર્ણમાં પાક આ રેડશું,
જગતની દશ દીશે મંત્ર એ ફુંકશું.

ઘટમાં ઘોડાં થનગને આતમ દેતો ડંખ:
અધવડીયે આરામ ના બંધન-મુક્તી ઝંખ;
આજ મુક્તી તણી મળી અમુલી પળ;
આજ ના ચાલશે જાલીમોના છળ:
આજ તો નીતર્યાં જગત ડોળાં નીરો,
મુક્તી પારસ હવે ઝડપશે વીરનરો.

– પ્રાણભાઇ મ. મહેતા

સાઇપ્રસવાસીઓને આપેલા વચનનો બ્રીટીશ કામદાર સરકારે કરેલો ભંગ: સાઇપ્રસવાસીઓની સ્વાધીનતા માટેની લડત નો કરુણ ઇતીહાસ.

સદીઓથી પરાધીનતાની જંજીરોમાં જકડાયલા

# સાઇપ્રસની સ્વાતંત્ર્યભૂખ

લેખક
રમણીક વી. મહેતા

૧૮૭૮ ના રૂશો–ટર્કીશ વીગ્રહને અંતે, સાઇપ્રસનો ટાપુ, બ્રીટીશ સામ્રાજ્યવાદના સકંજામાં આવ્યો. પણ પરાધીનતાની બેડીઓ સાઇપ્રસની પ્રજાને સાલવા લાગી અને તેની સાથે જ સામ્રાજ્યવાદના સીતમ સામે તે પ્રજાએ સ્વતંત્રતાનાં મંડાણ માંડયાં.

ભુમધ્યસમુદ્રમાં આવેલા ટાપુઓમાં આ ટાપુ સૌથી મોટા વીસ્તારવાળો છે ઉત્તરે એશીયામાઇનોરના કીનારાથી લગભગ ૬૦ માઇલ અને પુર્વે સીરીયાની સીમાથી લગભગ ૪૦ માઇલ દુર આવેલો આ ટાપુ વીગ્રહના સમયમાં સુએઝની નહેરનું સંરક્ષણ કરવામાં પણ બહુ ઉપયોગી થઇ શકે તેમ નથી, તેમ જ ઇંગ્લાંડ અને હીંદુસ્તાન વચ્ચેના વહેવારમાં પણ તે એક મુખ્ય મથક થઇ પડે તેમ પણ આ ટાપુની ભુગોળ જોતાં જણાતું નથી.

આ ટાપુનું ક્ષેત્રફળ ૩,૫૮૪ ચોરસ માઇલ છે અને વસ્તી (૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે) ૩૧૦,૭૧૫ માણસોની છે જેમાં લગભગ ૮૦ ટકા જેટલો ભાગ ગ્રીક લોકોનો છે અને બાકીની વસ્તી મુસલમાનોની છે.

આ ખેતી પ્રધાન પ્રદેશ અનાજ સીવાય, દારૂ, તેલી પદાર્થો, રેશમ, ઉન વીગેરેની નીકાસ કરે છે. તંબાકુ અને કપાસનું પણ તેમાં સાધારણ વાવેતર થાય છે પણ બ્રીટીશ અમલ હેઠળ તેનો વીકાસ થતો નથી. જો કે આ પ્રદેશ તેના કુદરતી સૌંદર્ય અને રસાળતા માટે વખણાતો હતો છતાં પહેલાં તે વેનેસ્યન સત્તા હેઠળ હોવાથી તેની સારી રીતે ખીલવણી થઇ નહીં અને આજે બ્રીટીશ અમલ હેઠળ પણ સાઇપ્રસના કમનસીબ ભાવીમાં કંઇપણ મહત્વનો સુધારો થયો નથી.

## વેદનામય ભુતકાળ

સાઇપ્રસનો ભુતકાળનો ઇતીહાસ ઘણો ઝાંખો છે છતાં એટલું તો નક્કી છે કે, ઘણાં વર્ષો અગાઉ, તેની આસપાસમાં વસ્તી ફીનીકસ પ્રજાએ આ રસાળ પ્રદેશમાં પહેલો વસવાટ કરેલો. પણ કયા સમયમાં આ ફીનીકસ પ્રજાએ ત્યાં સંસ્થાનો સ્થાપ્યાં એ ચોક્કસ જણાતું નથી. આવી જ રીતે કયા સમયે ગ્રીક પ્રજાએ પણ એ પ્રદેશના ભાગોમાં વસવાટ કર્યો તે સંબંધીનો ઇતીહાસ પણ અનીશ્ચીત છે. ધીરે ધીરે ગ્રીક પ્રજાએ રાજદ્વારી સત્તા હસ્તમાં લીધી હતી તેનાં કારણો ઘણાં મળે છે. તેમ જ ઇ. સ. પુર્વે ૬ સૈકા પહેલાં ઇજીપ્તના રાજા એમાસીસે સાઇપ્રસની ગ્રીક તેમ જ ફીનીકસ પ્રજા ઉપર વીજય મેળવી સાઇપ્રસ જીતી લીધો હતો એ બનાવ પણ એ દેશના ઇતીહાસના પાને નોંધાયલો મળી આવે છે. પણ આ પ્રદેશ ઇજીપ્તના અમલ હેઠળ વધુ વખત ટકી

# સત્તાનાં સૂત્રો હાથમાં લીધા પછી, બ્રિટનનો કામદારપક્ષ તેણે કચડાતી પ્રજાને ભૂતકાળમાં આપેલાં તમામ વચનોનો ઇનકાર કરે છે.

રહ્યો નહીં અને છેવટે તે ઇરાની સામ્રાજ્યના શાસન હેઠળ ગયો.

ઇ. સ. પુર્વે પાંચમા સૈકામાં જ્યારે આયોનીયન લોકોએ બળવો કર્યો ત્યારે સાઇપ્રસની પ્રજા પણ એ બળવામાં જોડાઇ હતી, પરંતુ તે બનાવને એક વર્ષ પણ નહીં વીત્યું હશે એટલામાં તો પાછી તે પ્રજા ઇરાની સામ્રાજ્યની પરાધીનતામાં જકડાઇ.

પણ ઇસસના વીગ્રહમાં જ્યારે એલેકઝાન્ડરે ફેનીસીયા તરફ વધવા માંડયું ત્યારે સાઇપ્રસનાં શહેરો એના હાથમાં આવ્યાં. એલેકઝાન્ડરના મૃત્યુ પછી એ ફરી પાછો ઇજીપ્તના તાબામાં ગયો. આમ સાઇપ્રસ ગ્રીકોના હાથમાંથી ઇરાનીઓના હાથમાં અને તેમના હાથમાંથી ઇજીપ્તવાસીઓના હાથમાં ઝોલાં ખાતો હતો. આ વીગ્રહોનો લાભ લઇ રોમન સત્તાએ તેની ઉપર આક્રમણ કર્યું અને તેને કબજે કર્યો.

સાઇપ્રસ જ્યારે રોમન સત્તા હેઠળ હતો ત્યારે એક અતી મહત્વનો પ્રસંગ બન્યો હતો. યાહુદી લોકો જેમણે એ પ્રદેશમાં ઘણી મોટી સંખ્યામાં વસવાટ કર્યો હતો, તેમણે ત્યાં બળવો જગાડયો. ઇસ્વીસનના બીજા સૈકાની શરૂઆતનો આ સમય હતો, આ બળવામાં લગભગ બે લાખ જેટલા માનવજીવોની આહુતી અપાઇ હતી. સેંટપોલે દાખલ કરેલો ખ્રીસ્તી ધર્મ આ પ્રદેશમાં પછી વીકાસ પામતો ગયો.

રોમન સામ્રાજ્યના ભાગલા પડયા પછી, સાઇપ્રસ વળી પુર્વના બાઇઝેન્ટાઇન સમ્રાટોના હાથમાં ગયો અને લગભગ સાત સૈકા સુધી એ બાઇઝેન્ટાઇન સમ્રાટોના શાસન હેઠળ જ રહ્યો. ઇ. સ. ૬૪૬ ના વર્ષમાં, તુર્કસ્થાનની સરદારી હેઠળ, આરબોએ, આ પ્રદેશ પર આક્રમણ કરી, જીતી લીધો અને સાઇપ્રસના મુખ્ય શહેર સાલમીસનો નાશ કર્યો. પણ આરબોના હાથમાં તે વધુ વખત ટકી રહ્યો નહીં. અને ૧૨ મી સદીના અંતે તે ઇંગ્લાંડના રાજા રીચાર્ડ પહેલાના હાથમાં ગયો અને જેરૂસાલેમન નામના (Titular) રાજા ગાઇડી લ્યુસીગ્નનના અધીકારમાં સોંપાયો

આ સમય પછી ત્રણ સૈકા સુધી લ્યુસીગ્નનના વંશજોએ આ પ્રદેશ ઉપર શાસન કર્યું અને ૧૪૮૭ માં તે વેનેસ્યન સત્તા હેઠળ જઇ પડયું. ૧૫૭૦ માં ટર્કીના સુલ્તાન સલીમ બીજાએ ૬૦,૦૦૦ માણસોના લશ્કર સાથે સાઇપ્રસના પ્રદેશને ઘેરો ઘાલ્યો અને ૪૫ દીવસના સતત વીગ્રહ પછી, મુખ્ય શહેર નીકોસીયા તુર્કોના હાથમાં ગયું અને લગભગ ૨૦,૦૦૦ માણસોની તે વખતે કતલ થઇ. ફક્ત ફેમેગોસ્ટાએ તુર્ક લશ્કર સામે બહાદુરીથી ટક્કર ઝીલી પણ આખરે તે પ્રાંત પણ પડયો. એ પછી બ્રેગેડીનોના ગવર્નરને ફાંસીએ લટકાવવામાં આવ્યો અને તે પછી સાઇપ્રસનો સમસ્ત પ્રદેશ તુર્કોના હાથમાં ગયો. તે પછી ૧૭૬૪ અને ૧૮૨૩ માં બે વખત ત્યાં ગ્રીક પ્રજાએ બળવા જગાડેલા પણ તેને સખત રીતે દબાવી દેવામાં આવ્યા હતા.

આમ સાઇપ્રસનો ઓગણીસમીસદી સુધીનો આખો એ ઇતીહાસ વીગ્રહોની પરંપરાથી ભરપુર છે. તુર્કોના ત્રણ સૈકાના સતત શાસન પછી, ૧૯૭૮ના રૂશો–ટર્કીશ વીગ્રહને અંતે આખરે સાનસ્ટેફેનોની સંધીમાં તુર્કસ્થાનને આરમેનીયાના પ્રદેશનો એક મોટો ભાગ રૂશીયાને આપવો પડયો. તેમ જ વધુ પ્રદેશના નુકશાનમાંથી બચવા માટે, તુર્કોએ ગ્રેટબ્રીટન સાથે પણ કરાર કર્યો. જેમાં જરૂર પડે તો તુર્કસ્થાનના એશીયાઇ પ્રદેશની સહીસલામતી લશ્કરીબળથી જાળવવાની ગ્રેટબ્રીટને ખાત્રી આપી. આ કરારના બદલામાં તુર્કસ્થાનના સુલ્તાને ગ્રેટબ્રીટનને સાઇપ્રસના પ્રદેશનો વહીવટ સોંપ્યો.

## સ્વરાજ્યની ભાવનાનો ઉદય

આમ એક તરફથી બ્રીટીશોનો વહીવટ સાઇપ્રસમાં શરૂ થયો અને બીજી બાજુએ ૮૦ ટકા જેટલી સાઇપ્રસની ગ્રીક પ્રજાએ પણ સ્વરાજ માટે દબાણ શરૂ કર્યું આથી તેમને શાંત કરવા માટે ૧૮૮૨ માં હાઇ કમીશ્નરને મદદ કરવા માટે ૬ અમલદારો અને ૧૨ બીન અમલદારોની એક ધારાસભા રચવામાં આવી અને લઘુમતી વાળી મુસ્લીમ કોમને કોમી પ્રતીનીધીત્વનો હક અપાયો. એટલે મુસ્લીમ કોમ તરફથી ત્રણ અને બીન મુસ્લીમ કોમ તરફથી નવ સભ્યોની ચુંટણી થઇ.

છેલ્લી યુરોપીય યાદવીમાં જ્યારે તુર્કસ્થાન મીત્રરાજ્યો સામે વીગ્રહમાં ઉતર્યો ત્યારે ગ્રેટબ્રીટને તે તકનો લાભ લઇને સાઇપ્રસને બ્રીટીશ સામ્રાજ્યની સાથે જોડી દીધો. પછી તો લડાઇએ ઉગ્ર રૂપ લીધું અને તેથી જો ગ્રીસ મીત્રરાજ્યો સાથે જોડાય તો તેને સાઇપ્રસનો પ્રદેશ આપવાની લાલચ બ્રીટને ૧૯૧૫ની સાલમાં આપી. પણ બીજે જ વર્ષે ગ્રેટબ્રીટને ગ્રીસને આપેલું વચન પાછું ખેંચી લીધું અને ફ્રાંસને સંમતી વગર એ પ્રદેશ ગ્રીકોને નહીં આપવાનું તેણે ફ્રાન્સને નવું વચન આપ્યું. પરંતુ વળી વીગ્રહના અંતે ગ્રીક પ્રજાને આપેલા વચનનો ભંગ કરવાનું મુશ્કેલ જણાતાં વેલ્સના જાદુગર લોઇડ જ્યોર્જે તેની સ્વાભાવીક ચતુરાઇથી ગ્રીસના સરમુખત્યાર મોન્સ્યોર વેનીઝેલોસને થ્રેસ અને સ્મર્નામાં સામ્રાજ્ય સ્થાપવાની લાલચ આપી, ગ્રીકોને શાંત પાડયા.

પણ ગ્રીક પ્રજાની સત્તા વધારવાની યોજનાને એંગોરાની તુર્ક સત્તાએ જમીનદોસ્ત કરી નાખી. ગાઝી મુસ્તફા કમાલ પાશાએ એનેટોલીયામાંથી ગ્રીક લશ્કરને હરાવી પાછું કાઢયું અને થ્રેસ તેમજ સ્મર્ના મેળવવાના ગ્રીકોના પ્રયાસને નીષ્ફળ બનાવ્યો ઉપરાંત સાઇપ્રસ મેળવવાની તક પણ તેમણે ખોઇ. આમ બન્ને બાજુથી ગ્રીકોને નીરાશા મળી.

છેક ૧૯૨૫માં સાઇપ્રસ ટાપુને સંસ્થાનનો દરજ્જો મળ્યો. અને ત્યારે ત્રણ અમલદારી અને ત્રણ બીન અમલદારી સભ્યોની બનેલી એક કારોબારી કાઉન્સીલ, ગવર્નરને સહાયકારી થઇ પડે તે માટે સ્થાપવામાં આવી. ધારાસભામાં તેના કુલ ૨૪માંથી ૧૫ સભ્યોની પ્રજા તરફથી વરણી થઇ જેમાં ત્રણ મુસ્લીમ અને બાર બીન–મુસ્લીમ સભ્યો હતા.

આમ જો કે સાઇપ્રસવાસીઓને કારોબારી કાઉન્સીલમાં બીન અમલદારી સભ્યોને પહેલી જ વખત જગ્યા મળી પણ બીજી બાજુ ધારાસભામાં અમલદારી સભ્યોનું જોર વધ્યું.

ગ્રીક પ્રજાને શાંત પાડવા માટે, મુસ્લીમ પ્રતીનીધીત્વને ૨૫ ટકા ઉપરથી ઘટાડીને ૨૦ ટકા કરવામાં આવ્યું. પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને આકુળ વ્યાકુળ બનેલા ગ્રીકોનો સ્વાતંત્ર્યસંગ્રામ આટલેથી અટકી પડે તેમ નહતો.

## કામદાર વઝીરનો સામ્રાજ્યવાદ

એટલે છેવટે ગયા વર્ષના જુલાઇ માસમાં તેમણે બ્રીટનના સંસ્થાન ખાતાના વઝીરને એક યાદી મોકલાવીને સાઇપ્રસને એકદમ ગ્રેટબ્રીટનથી છુટું પાડવાની માગણી કરી, અને એ માગણી મંજુર રખાવવા માટે સંસ્થાન ખાતાના વઝીરને મળવા એક પ્રતીનીધીમંડળ લંડન પણ ગયું. એમને સંસ્થાન ખાતાના વઝીરે જે જવાબ આપ્યો તે 'સાઇપ્રસ ગેઝેટ'ના ૧૯૨૯ ના ડીસેંબરની ૧૩ મી તારીખના અંકમાં છપાયો છે. તેમાં સાઇપ્રસને સામ્રાજ્યવાદના સકંજામાંથી છુટું પાડવાની માગણી નામંજુર કરવામાં આવ્યાનું કહેવાયું; એટલુંજ નહી પણ સાઇપ્રસમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાની માગણી સામે પણ સણસણતો જવાબ મળ્યો કે, સાઇપ્રસમાં નજદીકના ભવીષ્યમાં પણ જવાબદાર રાજતંત્ર સ્થાપી શકાશે નહીં કારણકે હજુ તેનો એટલો વીકાસ થયો નથી." ઉપરાંત પ્રતીનીધીમંડળને એવી ભલામણ કરવામાં આવી કે, સાઇપ્રસની આર્થીક સ્થીતી સુધારવા માટે ભારે પગારના બીજા વધુ અંગ્રેજી અમલદારો રોકી તે રીતે એ સ્વતંત્રતા વાંચ્છુઓને મદદ કરવામાં આવશે. એટલે ગ્રીકોને તો આ દાઝયા ઉપર ડામ જેવું થયું.

## કામદાર સરકારનો નન્નો!

સંસ્થાન ખાતાના બ્રીટીશ વઝીર તરફથી મળેલા આવા ઉડાઉ જગાબ સામે ગ્રીક પ્રજાએ સખ્ત વીરોધ કર્યો. અને સાઇપ્રસના પ્રતીનીધી મંડળના જે મંત્રી મી૦ ઝેનોનરોસાઇકસ લંડન ગયા હતા તેમણે એ ઉડાઉ જવાબનો વળતો જવાબ વાળતાં જણાવ્યું કે: "આપના આવા ખુલાસાથી સાઇપ્રસની પ્રજા કદી પણ હીંમત હારશે નહીં પણ ઉલટી સ્વતંત્રતાની જ્વાળા તેના હૃદયમાં વધારે ભભુકશે." ૧૯૧૯ માં કામદારોની અને સમાજવાદીઓની પરીષદમાં રામ્સે મેકડોનાલ્ડે જે વચનો ઉચાર્યાં હતાં તેનો ઉલ્લેખ કરીને તેણે વધુમાં જણાવ્યું કે: "દશ વર્ષ પહેલાં જે કામદારપક્ષે સાઇપ્રસ માટે શુભ ઇચ્છાઓ દર્શાવી હતી તે જ પક્ષના એક પ્રતીનીધીએ સત્તામાં આવ્યા પછી સાઇપ્રસને મુક્ત કરવાના પ્રયાસને તીરસ્કારી કાઢયો છે." અને છેલ્લે બ્રીટનને પડકાર આપતાં તેણે જણાવ્યું કે: "જ્યાં સુધી ગ્રીકપ્રજા આ પૃથ્વીના પટ ઉપર અસ્તીત્વ ધરાવે છે ત્યાં સુધી તેની રાજદ્વારી આકાંક્ષાઓ કદી પણ કચડાઇ જશે નહીં."

સાઇપ્રસ સરકારને, ગ્રેટબ્રીટનને ૯૨,૦૦૦ પૌંડ વાર્ષીક રકમ ખંડણી તરીકે આપવા પડે છે. આ પ્રશ્ન ઘણો ગંભીર છે. કારણ કે એની ઉપર સાઇપ્રસના પ્રદેશના આર્થીક પ્રશ્નોનું નીરાકરણ અવલંબે છે. સાઇપ્રસના ટાપુમાં સારાં બંદરો નથી તેમજ નહેરોનાં પુરતાં સાધનોના અને સંગીન ઔદ્યોગીક યોજનાના અભાવને લઇને તેને ઘણું ખમવું પડે છે. સંસ્થાનખાતાના વઝીર વાર્ષીક ખંડણીને યોગ્ય ગણે છે કારણ કે આ રકમ ૧૮૫૫ માં લીધેલી તુર્કીની લોનનું વ્યાજ આપવામાં વપરાય છે. તે જણાવે છે કે: સાઇપ્રસ એ હારેલી પ્રજા પાસેથી મળેલો પ્રદેશ છે અને તેથી તુર્કીના રાષ્ટ્રીય દેવામાં તેને ભાગે આવેલા હીસ્સા માટે તે જવાબદાર છે. ગ્રીક પ્રજા જણાવે છે કે સાઇપ્રસ એ ખાલસા થયેલો પ્રદેશ હોવાથી ગ્રેટબ્રીટને તેના સામાન્ય અંદાજ પત્રમાંથી એ રકમ આપવી જોઇએ.

૧૯૧૪ પછી ૨૦ લાખ પૌંડની એક રકમ સાઇપ્રસની તીજોરીમાંથી લેવામાં આવી હતી. ૭૧૩, ૭૫૩ પૌંડની નક્કી વાર્ષીક આવ-

કમાંથી આવી મોટી રકમ અને દરેક વર્ષે આપવામાં આવતી ૯૨,૦૦૦ પૌંડની રકમ સાઇપ્રસની પ્રજાને ભારે પડે એ સ્વાભાવીક છે. સામ્રાજ્યવાદની શોષણક્રીયા હેઠળ આ કારણને લઇને સાઇપ્રસના પ્રદેશમાં ઔદ્યોગીક વૃદ્ધી ન થાય એમાં નવાઇ નથી.

જ્યારે ગ્રીક પ્રજાએ સાઇપ્રસની વર્તમાન પરીસ્થીતીમાં તપાસ કરવા માટે એક શાહી કમીશન નીમવાની માગણી કરી ત્યારે પણ સંસ્થાનખાતાના કામદાર વઝીરે ઉદ્ધતાઇ ભર્યા જવાબમાં જણાવ્યું હતું કે: "એ પ્રદેશનો વીકાસ, ધારાસભામાં રહેલા બીન અમલદારી સભ્યોની બહુમતી અને ઇંગ્લીશ અમલદારોને મળતા નીચાં પગારને લઇને અવરોધાય છે." આનો અર્થ, સામ્રાજ્યવાદીઓની દ્રષ્ટીએ એટલો જ કે, સાઇપ્રસની રાષ્ટ્રવાદી પ્રજાએ સનંદી નોકરોના પગારમાં વધારો થાય તેનો વીરોધ કરવો નહીં, પછી તેમની ગમે તે વલે થાય. અત્યારે કુલ મહેસુલના ૪૭ ટકા જેટલી રકમ આ અંગ્રેજી સનંદી નોકરો ખાય છે, છતાં પણ તેટલો પગાર આ સામ્રાજ્યવાદીઓને ઓછો પડે છે!

મજુર સરકારની દ્રષ્ટીએ, સાઇપ્રસની સ્વતંત્રતાની વાત એ ખાલી હવામાં કીલ્લા બાંધવા જેવી છે. જવાબદાર રાજતંત્રની કે એવી કોઇ વાત કરવી એ એ સામ્રાજ્યના કહેવાતા ટ્રસ્ટીઓની નજરમાં વખત ગુમાવવા જેવું છે. શાશ્વત કાળસુધી સાઇપ્રસ બ્રીટીશ સામ્રાજ્યવાદના શાસન હેઠળ રહે તેની આ ચાલબાજી છે.

એકેએક બંધારણીય અને કાયદેસરનાં શાંત સાધનો સાઇપ્રસની પ્રજા અજમાવી રહી છે. તેમ છતાં પણ તેની ઉપર સામ્રાજ્યવાદનો લોખંડી પંજો જેવો ને તેવો કાયમ રાખવાની યુક્તી અત્યારે તો અજમાવી રહેવામાં આવે છે. કામદાર પક્ષ પણ બીજા બન્ને પક્ષો જેટલો જ સામ્રાજ્યવાદી છે: તે આથી સીધ્ધ થાય છે. પરંતુ એથી સાઇપ્રસવાસ નીરાશ થવાને બદલે, પોતાની સ્વતંત્રતા માટેની લડત બેવડા જોરથી ચાલુ રાખવાના જ છે.

હીંદમાં પણ અત્યારે બીજું શું થઇ રહ્યું છે?

---

મુસાફર: અહીં કોઇ મોટા માણસનો જન્મ થયેલો ખરો?

વૃદ્ધ પુરૂષ: ના ભાઇ મને અહીં ઘણાં વર્ષો થઇ ગયાં પણ બાળકો સીવાય અહીં બીજા કોઇ મોટા માણસનો જન્મ થયો નથી જાણ્યો.

* * *

પતી: આવીજ એક અજવાળી રાત્રીએ આપણાં લગ્ન થયાં હતાં, નહીં?

પત્ની: હા. એ દુર્ભાગી રાત હતી.

એક મીત્ર: આજકાલ બે પાસાં સરખાં કરવાં મુસ્કેલ છે.

બીજો મીત્ર: બરાબર. અને મથીને તેમ કરવા જતા હોઇએ, ત્યાં એકાદ મુર્ખો મહેમાન વચ્ચે આવી જાય છે અને તે પાસાંને લાંબાંટુકાં કરી દે છે.

* * *

"બહેન મારા વરને બહાર એકલા રખડતાં અટકાવવા હું શું કરું?"

"તું એની સાથે જા."

# દુધ

: લેખક :

કાન્તિલાલ મુળચંદ પારેખ

**મા**નવજીવનમાં ખોરાક તરીકે દુધનું સ્થાન અગત્યનું તેટલું જ અનિવાર્ય છે. એવી જીવનની જરૂરીયાતની મુખ્ય વસ્તુ તરફ આપણે ભયંકર બેદરકારી બતાવી મૃત્યુને કેમ નોતરીએ છીએ તે જાણવા જેવું છે. પ્રસ્તુત લેખના લેખક એ વીષયમાં ખાસ રસ લે છે: તેમનો ઉપયોગી લેખ વાંચકને ઘણું નવું નવું જાણવાનો ખોરાક પુરો પાડે છે.

દુધ કોને માટે જરૂરીયાતની વસ્તુ નથી? દુધ બાળક તેમ જ વૃધ્ધને, ગરીબ તેમ જ તવંગરને, સાજા તેમ જ માંદાને માટે જરૂરની વસ્તુ છે. તેમ છતાં દુધ તરફની આપણી બેદરકારી અનહદ છે. મનુષ્યના ખોરાકને માટે ઉત્તમમાં ઉત્તમ, બીન જોખમી અને તરત પાચન થાય તેવી વસ્તુ દુધ છે. પરંતુ આપણે તે દુધને ઝેર કરીને વાપરીએ છીએ તેમ કહીએ તો તે અતીશયોકતી નથી. મ્હોટાં શહેરનું દુધ એટલે જંતુઓ (Bacteria)થી ભરેલ સફેદ પાણી! મ્હોટાં શહેરોમાં દુધ આસપાસના ગામડાંઓમાંથી અથવા તો પરાઓમાંથી આવે છે. આ દુધ ગમે તે વખતે દોહેલું હોય છે, અને શહેરમાં લોકોના ઉપયોગ માટે આવે તે પહેલાં તો તેને દોહાને કેટલાય કલાક પસાર થઇ ગયા હોય છે.

## વાસી દુધ: જંતુની ખાણ

દુધ એ જંતુઓને ઉછરવા માટે સૌથી સરસ ક્ષેત્ર છે. દુધ દોહવાય ને વેચવા માટે મ્હોટાં શહેરોમાં આવે તેટલા વખતમાં તો તેમાં અનેકગણા જંતુઓ ઉત્પન્ન થઇ જાય છે. આ વાત નીચેના કોઠા પરથી વધારે સ્પષ્ટ રીતે સમજાશે:—

દુધના માત્ર વીસ ટીપામાં આ પ્રમાણે જંતુઓ હોય છે:

| દોહ્યા પછી ક્યારે તપાસ્યું? | કેટલી ગરમી ( Temperature ) એ તપાસ્યું? | | |
|---|---|---|---|
| | ૫૯ ° F | ૭૭ ° F | ૯૫ ° F |
| ૩ કલાક પછી | ૧૦,૦૦૦ | ૧૮,૦૦૦ | ૩૦,૦૦૦ |
| ૬ „ „ | ૨૫,૦૦૦ | ૧૭૨,૦૦૦ | ૧૨,૦૦૦,૦૦૦ |
| ૯ „ „ | ૪૬,૦૦૦ | ૧,૦૦૦,૦૦૦ | ૩૫,૨૮૦,૦૦૦ |
| ૨૪ „ „ | ૫,૭૦૦,૦૦૦ | ૫૭૭,૫૦૦,૦૦૦ | ૫૦,૦૦૦,૦૦૦ |

'ઉપલા આંકડા બતાવે છે કે ઉનાળામાં જો દુધને દોહ્યા પછી ઝાઝો વખત રાખવામાં આવે તો તેની અંદર જંતુઓ ઘણાં જ વધી જાય છે.

વીજ્ઞાનશાસ્ત્રી પ્રો. રસેલ લખે છે: મ્હોટાં શહેરોમાં જે દુધ વેચાય છે. તે દુધમાં શહેરની ગટરના પાણી કરતાં પણ વધારે જંતુઓ હોય છે! ૧૮૯૦ ના અમેરીકાના મેસેચ્યુસેટના સુધરાઇ ખાતાના અહેવાલમાં લખ્યુ છે કે:

'લોરેન્સ શહેરની ગટરોનાં પાણીનાં વીસ ટીપામાં ઓછામાં ઓછા ૧૦૦,૦૦૦ થી વધારેમાં વધારે ૪,૦૦૦,૦૦૦ જંતુઓ હોય છે.' આ જંતુઓની સંખ્યા આપણાં મોટાં શહેરોમાં વેચાતા દુધમાંના જંતુઓની સંખ્યા કરતાં ઘણી જ ઓછી છે." આ વાત તો અમેરીકા જેવા સુધારેલા દેશના મ્હોટાં શહેરની કરી; પણ હીન્દનાં મ્હોટાં શહેરોમાં જ્યાં સવારનું દોહેલું દુધ સાંજે અને સાંજનું દોહેલું દુધ, સવારે મળે છે, તે દુધની અંદર જંતુઓની કેટલી સંખ્યા હશે તેની તો કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

## સ્વચ્છ અને તાજા દુધનું મહત્વ

આવું દુધ જે દેશમાં અને જે શહેરમાં મળતું હોય તે દેશના અને તે શહેરના લોકો માયકાંગલા ન હોય તો કેવા હોઇ શકે? દુધ એ દરેક મનુષ્યનો ઓછા વધતા પ્રમાણમાં ખાસ ખોરાક છે. પણ મ્હોટાં શહેરોના લોકો દુધને બદલે જંતુઓથી ભરેલ પાણી લે છે, એટલે તે લોકો શક્તી વગરના હોય તેમાં શી નવાઇ? જો આપણને સ્વચ્છ અને તાજું દુધ મળતું હોય તો આપણા દેશનું મરણપ્રમાણ જે બીજા દેશો કરતાં ઘણું વધારે છે તે સારી પેઠે ઓછું થાય; અને પ્રજા આપોઆપ શક્તીવાન બની જાય.

બીજા ખોરાકના પ્રમાણમાં શક્તી આપવાની બાબતમાં દુધ ઉત્તમમાં ઉત્તમ ખોરાક છે. બીજા બધા ખોરાકમાં થોડી ઘણી એવી વસ્તુ હોય છે કે જે શરીરને માટે સાવ નકામી ગણાય. જ્યારે સ્વચ્છ અને તાજા દુધનું એકેએક ટીપું માણસને શક્તી આપનારૂં છે કેટલાક લોકો એવી દલીલ કરે છે, કે જો માણસ રોજ એકલું દુધ ખોરાક તરીકે લે તો તે બહુ મોંઘું પડે. આવી દલીલ કરનારાઓ જાણતા નથી કે દુધ જેટલું પૌષ્ટીક છે તેટલી પૌષ્ટીક ખોરાકની બીજી એક પણ વસ્તુ નથી. અમેરીકાનાં એક ડોક્ટરે આ સંબંધમાં એક પત્રક તૈયાર કર્યું છે, તેમાં તેણે બતાવ્યું છે કે, માણસને અઢી શેર દુધમાંથી જેટલી શક્તી મળે છે, તેટલી શક્તી બીજા ખોરાકમાંથી મેળવવી હોય તો તે માટે માણસે નીચે પ્રમાણે ખોરાક લેવો જોઇએ:

| | | |
|---|---|---|
| ૨॥ | રતલ | બટાટા. |
| ૫ | ,, | કોબીજ. |
| ૫ | ,, | બીટ. |
| ૧ | ,, | માંસ. |
| ૮ | રૂપીઆ ભાર | માખણ. |
| ૧૨॥ | ,, | ઘઉંનો લોટ. |
| ૧૦ | (નંગ) | ઇંડા. |

આ ઉપરથી જણાશે કે, દુધ આપણે માનીએ છીએ એટલું મોંઘું પડતું નથી.

## બાળક માટે ઉત્તમ ખોરાક

દુધનો ખોરાક બાળકો માટે સૌથી ઉત્તમ છે, બાળક જન્મે છે, તે પહેલાં કુદરતે તેની માતાના સ્તનમાં તેને માટે સ્વચ્છ

અને જંતુ રહીત દુધની ગોઠવણ કરી રાખી હોય છે. બાળક જન્મે ત્યારથી તે દુધ ઉપર રહેલું હોવાથી પાંચ માસમાં તેનું વજન બેવડું થાય છે! અને એક વર્ષને અંતે તો તેનું વજન ત્રણગણું થઇ જાય છે. જેથી બાળકોને સારામાં સારૂં દુધ એ અતી–આવશ્યક વસ્તુ છે. માતાનું દુધ તેને એ વસ્તુ પુરી પાડે છે; પણ આધુનીક જમાનામાં કેટલીક માતાઓ પોતાના બાળકને જોઇએ તેટલું ધાવણ પુરૂં પાડી શકતી નથી. તેમ જ કેટલીક માતાઓ બાળકને બાટલી પર રાખે છે, અને બાળકોને બજાર દુધ પાય છે. અને જે બાળકો કે જે માત્ર દુધ ઉપર જ જીવે છે, તેને ઉપર વર્ણવ્યું તેવું જંતુ મીશ્રીત દુધ આપવામાં આવે તો તે બાળકને ઝેર આપ્યા સમાન નથી તો શું છે?

બાળક માટે માતાનું દુધ ઉત્તમમાં ઉત્તમ છે; પણ જો તે દુધ બાળકને પુરતા પ્રમાણમાં ન મળી શકે તો ગાયનું દુધ અને તે પછી બકરીનું દુધ આપવું જોઇએ. દુધમાં પુષ્ટી માટે જોઇતાં તમામ તત્વો રહેલાં છે. જુદાં જુદાં જનાવરોના દુધમાં એ તત્વો કેટલા પ્રમાણમાં છે, તેને માટે આ પ્રમાણે પરીક્ષકોએ નીર્ણય આપ્યો છે:

| દુધની જાત | પાણી, | પ્રોટીન, (કેઝીન) | માખણ, (ફેટ) | ગળપણ (મીલ્કસુગર) |
|---|---|---|---|---|
| માતાનું | ૮૮.૩ | ૧.૨ | ૩.૩ | ૭.૦ |
| ગાયનું | ૮૭.૦ | ૩.૩ | ૪.૦ | ૫.૦ |
| બકરીનું | ૮૫.૭ | ૪.૫ | ૪.૭ | ૪.૪ |
| ઘેટીનું | ૮૧.૯ | ૫.૩ | ૭.૩ | ૪.૭ |
| ભેંસનું | ૮૨,૨ | ૪.૮ | ૭.૫ | ૪.૮ |
| ઊંટડીનું | ૮૯.૧ | ૯.૯ | ૩.૮ | ૫.૪ |
| હરણીનું | ૬૭.૨ | ૯.૯ | ૧૭.૧ | ૨.૮ |
| ઘોડીનું | ૯૦.૬ | ૨.૧ | ૧.૧ | ૫.૯ |
| ગધેડીનું | ૯૦.૧ | ૧.૯ | ૧.૪ | ૬.૨ |

આ ઉપરથી આપણને તરત જ માલુમ પડશે કે હરણીના દુધમાં સૌથી વધારે માખણ છે. તેનાથી ઓછું ઘેટીના દુધમાં અને ત્યાર પછી ભેંસના દુધમાં હોય છે. સાધારણ રીતે ભેંસ એક વર્ષે લગભગ ૨૫૦૦થી ૩૦૦૦ રતલ દુધ આપે છે, અને તેમાંથી ૨૦૦ રતલ માખણ મળે છે. જ્યારે ગાય ૧૮૦૦થી ૨૦૦૦ રતલ દુધ આપે છે, અને તેમાંથી માત્ર ૭૨ થી ૮૦ રતલ જ માખણ મળે છે. ગળપણ સૌથી વધારે માતાના દુધમાં છે, પછી ગધેડી અને ત્યાર પછી ઘોડીના દુધમાં છે. ઢોરની કીંમતના પ્રમાણમાં ઘેટી તથા બકરીનું દુધ ઠીક ગણાય. જેઓ પોતાના ઘર આંગણે ગાય ભેંસ ન રાખી શકે તેણે બકરી પાળવી અવસ્યક છે.

બાળકને ઓછામાં ઓછું રોજનું સવાશેરથી દોઢશેર દુધ જોઇએ. મોટાં માણસને પણ વધારે નહી તો એટલું દુધ રોજનું જોઇએ જ. જો માણસ એકલા દુધ ઉપર રહેતો હોય તો તેને આટલા દુધથી ન ચલે, તેને તો લગભગ પાંચથી ૭ શેર જેટલું દુધ જોઇએ. અમેરીકાની અંદર સાધારણ રીતે સરેરાસ, માણસો પોતાના ખોરાકના ત્રીજા ભાગ જેટલું દુધ લે છે. પ્રાચીન હીન્દમાં જ્યારે ઘેર ઘેર ગાયો ભેંસો દુઝતી અને છાશ તો ઢોરને પાઇ દેવામાં આવતી, ત્યારે આપણા વડવાઓ પણ આટલું જ દુધ પોતાના ખોરાકમાં લેતા પણ અત્યારે જ્યારે છાશ પણ ખાવા મળતી નથી તો દુધની ક્યાં વાત કરવી? અત્યારે તો શ્રીમંત સીવાય કોઇને દુધ ખાવા મળતું જ નથી. અને મળે છે તેને પણ બહુ બહુ તો દશ પંદર રૂપીઆ ભાર જ; અને કદાચ તે પણ કેટલાકને તો ચાહ સાથે! આમ આપણને મળતા થોડા ઘણા દુધનું નખોદ હોટેલમાં

ચાહમાં વપરાતા દુધથી નીકળી જાય છે. આ બાબત હવે ચેતવાની ઘણી જ જરૂર છે. જ્યાં સુધી દુધના પ્રશ્નનો નીકાલ સંતોષકારક રીતે નહી કરવામાં આવે ત્યાં સુધી હીંદમાંથી ગરીબાઇ, માંદગી, દરીદ્રતા ટાળી સ્વચ્છતા, તંદુરસ્તી વગેરે લાવવાની આશા રાખવી નકામી છે.

## સત્તાવાળાઓની બેદરકારી

દુધ માણસની આટલી બધી જરૂરીયાતની વસ્તુ છે, છતાં તે તરફની સત્તાવાળાઓની તેમ જ આપણી ઘણી ઘણી બેદરકારી છે. સ્વચ્છ તેમ જ તાજું દુધ મેળવવા માટેનો સૌથી ઉત્તમ ઉપાય તો એ છે કે દરેક જણે પોતાને આંગણે દુઝણા ઢોર રાખવાં જોઇએ. તેમ જ ગાયો, ભેંસો માટે ગૌચરો વધારવાં જોઇએ. પણ આજના જમાનામાં લોકોને ગાયો, ભેંસો રાખી તેની બરદાસ ચાકરી કરવી ગમતી નથી; ઉપરાંત શહેરો વધવાથી ત્યાં તો ગાયો ભેંસો રાખવાની જગ્યા રહી નથી. * આથી ઘેરેઘેર ગાય ભેંસ રાખવાની વાત તો અત્યારે સૌ કોઇને અસંભવીત જ લાગે છે.

---

* ખાસ કરીને મુંબાઇ શહેર અને તેનાં પરાંના તબેલાઓની દશા એવી છે કે, જેઓ એવા તબેલાઓમાંથી આવતાં દુધ, જીવતાં માણસોને ખાવા માટે આપવા દેવાનો ગુન્હો કરે છે, તેઓ બીજું કંઇ જ નહીં પણ મનુષ્યોનાં ધીરે ધીરે ખુન કરવા જેવો જ ભયંકર ગુન્હો કરે છે! સાંતાક્રુઝ અને ખારરોડના સ્ટેશન પાસેના પ્રત્યેક લોકલ ટ્રેઇનમાંથી જણાતા તબેલા કીચડ, છાણ, મુતર અને ઝેરી જંતુઓથી ભરેલાં વર્ષાદનાં ખાબોચીયાંની જ વચ્ચે છે. ઉંડી તપાસ કરતાં જણાશે કે, દુધ લાવનારા પરદેશી ભૈયાઓ ચોમાસામાં આવાં ગંદાં પાણીમાં પોતાના લોટા (ડિબડા) સાફ કરે છે. આ સંબંધમાં મુંબાઇમાં એક વખત મી૦ જી. બી. હોર્નીમેને તપાસ કરી 'બોમ્બે ક્રોનીકલ' દ્વારા ખુબ ચળવળ ચલાવી હતી. તે પછી પંદર લાખની વસતીવાળા શહેરના આ મહત્ત્વના પ્રશ્નનો ભાગ્યે જ કોઇએ વીચાર સુદ્ધાં કર્યો હશે.

સ્વચ્છ અને જંતુ રહીત દુધ મેળવવાને માટે દેશી રાજ્યો તેમ જ સરકાર તરફથી કાંઇક અસરકારક પગલાં લેવાવાં જોઇએ. મ્હોટાં શહેરોમાં લગભગ વધુ દુધ આસપાસના ગામડાંમાંથી અથવા તો પરાંઓમાંથી આવે છે. આ દુધ દોહવાય ને વેચાવા માટે આવે તેની વચ્ચે ઘણા કલાકો પસાર થઇ જાય છે; એટલે દુધ ખાવાને માટે બીલકુલ સારૂં રહેતું નથી. આથી ગામડાંમાંથી આવતા દુધ ઉપર પુરો જાપતો રાખવો જોઇએ, અને તેની પુરી તપાસ કરવી જોઇએ ખરાબ દુધને શહેરમાં પ્રવેશવા જ ન દેવું જોઇએ. દુધ તપાસવાના જે હાઇડ્રોમીટર આવે છે તે પણ દુધ ચોખ્ખું છે કે કેમ તે તપાસવાને માટે નકામાં છે. દુધની અંદરથી મલાઇ કાઢી લઇ થોડું પાણી મેળવવાથી

આ ઉપરાંત ખેડા જીલ્લામાંથી મલાઇ કાઢી લીધેલું, દવા નાખેલું દુધ મુંબાઇમાં મોટી સંખ્યામાં આવે છે. તે દુધ ચહાની ફેરી કરનારા, હોટલવાળાઓ અને ઓફીસોમાં ચહા પાનારા મહારાજો સસ્તે દરે ખરીદી પ્રજાની તંદુરસ્તીને પાયમાલ કરે છે.

મુંબાઇની મ્યુનીસીપાલીટીએ તેમ જ મુંબાઇ સરકારે પ્રજા જીવનના આ અગત્યના પ્રશ્નને વધુ બેદરકારી બતાવ્યા વીના બરાબર ઉંચકી લેવો ઘટે છે.

[તંત્રી : નવયુગ]

હાઇડરોમીટરમાં તે દુધ બરાબર જણાય છે. પણ દુધની ખરી પરીક્ષા તો તેની અંદર કેટલી મલાઇ છે તે તપાસીને જ કરવી જોઇએ. આ તપાસ માટેનાં પણ યંત્રો આવે છે. આવાં યંત્રો દરેક મોટા શહેરની મ્યુનીસીપાલીટીએ રાખવાં જોઇએ જ. અને બહારથી આવતું બધું દુધ તપાસ્યા પછી જ વેચવાની પરવાની આપવી જોઇએ. જે દુધ ખરાબ તેમ જ મલાઇ વગરનું માલુમ પડે તો તે ફેંકાવી દેવું જોઇએ. *

જ્યાં સુધી આવાં સખ્ત પગલાં લેવામાં નહી આવે ત્યાં સુધી વેચાતા દુધ ઉપર આધાર રાખનારાઓએ સારા દુધની આશા રાખવી નહી.

## અસ્વચ્છ તબેલાઓની ભયંકરતા

હવે જેઓ ઘર આંગણે દુઝણાં ઢોર રાખે છે, તેમ જ જેઓ દુગ્ધાલયો ચલાવે છે, તેઓએ કઇ કઇ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ તેનો વીચાર અહીં અસ્થાને નહી ગણાય.

આપણા દેશમાં ઢોરોને રાખવાના જે વંડાઓ હોય છે તે બહુ જ ગંદા રાખવામાં આવે છે. આ વંડાઓની ગંદકી ઢોરોની સુખાકારીને જેટલી નુકશાન કરતા છે, તેના કરતાં અનેક ગણી નુકશાન કરતા તો માણસને મારે છે. આવી ગંદકીવાળી જગ્યામાં જો દુધ દોહવામાં આવે તો તે દુધની અંદર જંતુઓ એકદમ પ્રવેશ કરે છે. ઢોરના આંચળમાંથી જે દુધ નીકળે છે તે તદ્દન સ્વચ્છ, શુધ્ધ અને જંતુ રહીત હોય છે. દોહતી વખતે દુધના લગભગ વીશ ટીપામાં ૨૦૦ જેટલા જંતુઓ હોય છે. પણ માત્ર ત્રણ જ કલાકમાં તે વધીને સવા બેલાખ જેટલા થઇ જાય છે!!!

ઢોરના વંડાઓમાં ધુળના તેમ જ છાણ, મુતરના તો થરનાથર બાઝયા હોય છે,* અને જો આ ધુળ અથવા છાણ જરા જેટલા પણ દુધમાં પડે તો કેટલા જંતુઓ વધી જાય છે તે આપણે જાણતા નથી. જર્મનીના એક વીજ્ઞાન શાસ્ત્રીએ દુધની અંદર ધુળ પડવાથી કેટલાં જંતુઓ ઉત્પન્ન થાય છે તેના પ્રયોગો કર્યા હતા, તે નીચે પ્રમાણે છે.

અઢીશેર દુધની અંદર જો પા રતી ધુળ હોય તો તે દુધના વીસ ટીપામાં ૧૨,

---

* ઉપરાંત તેવું દુધ મંગાવનાર અને વેચનારાઓને મનુષ્યવધ જેવા ગુન્હા માટે સખ્તમાં સખ્ત સજા કરવી જોઇએ. નજીવો દંડ એ આવી મનુષ્ય જીવન સાથે સંબંધ રાખનાર વસ્તુની ભેળસેળ માટે નકામો છે. સત્તાવાળાઓએ જોવું જોઇએ કે, ખરાબ દુધને લીધે અનેક માણસો ભયંકર રોગના ભોગ થાય છે, તેમાંથી કેટલાય ઉપચાર કરવા છતાં બચતા નથી. એટલે ભેળસેળવાળાં તેમ જ વાસી દુધ વેચનારાઓ જ તેમને મારી નાખે છે એમ ગણવું જોઇએ. કમીમાં કમી, આ ધંધાને સુધારવા માટે શરૂઆતમાં તો તેમ કરવાની જરૂર જ છે.
[તંત્રી : નવયુગ]

* મુંબાઇના પરાંઓના તબેલાઓમાં તો આ ઉપરાંત જોઇએ તેટલું ઘાસ અને નાળીયેરીના સુકાં પાંતરાંનાં ઝુંપડાંમાં અનેક પ્રકારનાં જંતુઓ ભરાયલાં હોય છે. અડધી રાત્રે દુધ દોહી ઉઘાડા હાંડા સવાર સુધી રખાતા હોવાનો પણ આવાં સ્થાનની મુલાકાત લેનારને અનુભવ થવા વીના ન રહે તેમ છે. આમાં ખુદ દુધ વેચનાર પરદેશીનાં કપડાંનો ગંદવાડ ભળે તે જુદોજ!
[તંત્રી : નવયુગ]

૮૯૭,૬૦૦ જેટલા જંતુઓ હોય છે. તેનાથી જરા વધારે સ્વચ્છ એટલે કે અઢીશેર દુધમાં જો માત્ર એક રતીના આઠમા ભાગ જેટલી ધુળ હોય તો તે દુધના વીસ ટીપામાં ૭,૦૭૯,૮૨૦ જેટલાં જંતુઓ હોય છે. અને તેનાથી વધારે સ્વચ્છ એટલે કે અઢીશેર દુધમાં રતીના પચીસમાં ભાગ જેટલી પણ જો ધુળ હોય તો તે દુધના વીસ ટીપામાં ૩,૩૩૮,૭૭૫ જેટલા જંતુઓ હોય છે! આપણા દેશના મોટા મોટા દુગ્ધાલયો ચલાવનારાઓ તેમ જ એક જગ્યાએથી બીજી જગ્યાએ ઉઘાડાં દુધ લઇ જનાર'ઓ આ આંકડા ધ્યાનમાં લેશે કે? વળી શહેરની અંદર દુધ વેચનારાઓ પણ દુધને ઢાંકતા નથી તેઓ પણ ઉપલા આંકડાનો કાંઇ ધડો લેશે કે? ઉનાળામાં આપણા દેશમાં ખુબ જ ધુળ ઉડે છે તો તે વખતે દુધમાં તે ન પડે તેને માટે ખાસ ધ્યાન રાખવું જોઇએ.

હવે જો દુધની અંદર જરા જેટલું છાણ પડે તો કેટલાં જંતુઓ પેદા થાય છે તે નીચેના આંકડાથી સ્પષ્ટ સમજાશે:

સાડા સાત રતીભાર તાજા છાણમાં ૩૭૫,૦૦૦,૦૦૦ જેટલાં જંતુઓ હોય છે. વળી આ જંતુઓ ઘણી ભયંકર જાતના હોય છે, અને દુધ બગાડવામાં મદદ કરે છે.

ઉપરના આંકડાઓ પરથી આપણને સમજાશે કે ઢોરાના વંડાઓ તો ઘર કરતાં પણ વધારે સ્વચ્છ હોવા જોઇએ.

## ઢોરોની સ્વચ્છતાની ઉપયોગીતા

જેટલી જરૂર વંડાઓને સાફ રાખવાની છે તેટલી જ જરૂર ઢોરાને સાફ રાખવાની છે. ઢોરાને આપણા દેશમાં નવરાવવામાં નહી આવતાં હોવાથી તેઓ કાદવ તથા ગંદા પાણીમાં પડયાં રહેવાનું પસંદ કરે છે. આવા કાદવ તથા ગંદા પાણીથી ખરડાયેલા ઢોરને જો દોહ્યા પહેલાં સ્વચ્છ પાણીથી બરાબર સાફ કરવામાં ન આવે તો દુધની અંદર એકના અનેકગણા જંતુઓ વધી જાય છે. આ વાતના પુરાવા તરીકે પ્રો. રસેલનો નીચેનો પ્રયોગ ધ્યાનમાં રાખવા જેવો છે:

પ્રયોગ કરવાને માટે તેણે ઢોરાને રાખવાનો કોઇ પણ જાતનો વંડો પસંદ ન કરતાં ગામથી સારી પેઠે છેટે સ્વચ્છ ગૌચરની જગ્યા પસંદ કરી. જેથી કરી આસપાસની ગંદી હવાના જંતુઓ દુધમાં પ્રવેશી શકે નહી આવી સ્વચ્છ જગ્યા ઉપર ગાયને કોઇ પણ રીતે સાફ કર્યા વગર થોડું દુધ દોહવામાં આવ્યું. અને તે દરમીયાન દુધના વાસણની પાસે જંતુ ઉછેરવાની રકાબી એક મીનીટ માટે ખુલ્લી કરવામાં આવી. ત્યારબાદ દોહવાનું અટકાવી, સ્વચ્છ પાણીથી ગાયના આંચળ, પગ તથા આંચળની આસપાસનો ભાગ બરાબર સાફ કરવામાં આવ્યો, અને પાછું દોહવું શરૂ કર્યું. અને ઉપર મુજબ દુધના વાસણની પાસે દોહતી વખતે જંતુ ઉછેરવાની બીજી રકાબી એક મીનીટ માટે ખુલ્લી કરવામાં આવી. બન્ને રકાબીને પોતાની પ્રયોગશાળામાં લઇ જઇ તપાસવામાં આવી તો પહેલી રકાબીમાં ૩૨૫૦ જેટલા જંતુઓ માલુમ પડયાં. જ્યારે બીજી રકાબીમાં માત્ર ૧૧૫ જંતુઓ જણાયા. આ આંકડા ઉપરથી આપણને સહેજે સમજાશે કે ઢોરાને દોહતાં પહેલાં સ્વચ્છ પાણીથી બરાબર સાફ કરવાં જોઇએ. દુગ્ધાલય ચલાવનારાઓએ આ નાની પણ અતી ઉપયોગી સુચના ધ્યાનમાં રાખવી ઘટે.

દુધ દોહનાર માણસે પણ સ્વચ્છતાને સમજવી જોઇએ. તેણે પણ દુધ દોહતી પહેલા પોતાના હાથ બરાબર સાફ કરવા

જોઇએ, અને તેણે પહેરેલાં કપડાં પણ સ્વચ્છ હોવાં જોઇએ. જો તેના કપડાં પુરેપુરાં સાફ ન હોય તો તેણે દોહતી વખતે એક સ્વચ્છ કપડું તેના કપડાં ઉપર વીંટવું જોઇએ. ગંદા હાથ તથા ગંદાં કપડાં પણ દુધની અંદર ઘણાં જંતુઓ પેદા કરે છે.

દુધ દોહવાનાં વાસણો પણ પુરેપુરાં સ્વચ્છ હોવાં જોઇએ. આપણા દેશના ભરવાડ લોકો તો ગમે તેવાં ગંદા વાસણોમાં દુધ દોહે છે. [મુંબાઇમાં પરદેશીઓ વાસણ ચકચકીત રાખે છે પણ ગમે ત્યાં માંજે છેઃ તંત્રી] અમેરીકાના એક વીજ્ઞાનશાસ્ત્રીએ દુધના વાસણ કેટલાં સાફ જોઇએ અને તે શાથી સાફ કરવાં જોઇએ તેને માટે અખતરાઓ કરેલા. એક વખત તેણે અખતરો કરવાને માટે બે બંધ વાસણો લીધાં. એકને આપણે જેમ સાફ કરીએ છીએ તેમ સાફ કર્યું જ્યારે બીજા વાસણને અરધા કલાક સુધી વરાળથી સાફ કર્યું દુધ દોહતાં પહેલાં ઢોરને પણ બરાબર સાફ કરવામાં આવ્યાં. આસપાસથી કોઇ પણ જાતનો કચરો ન પડે તે માટે પણ પુરતી સાવચેતી રાખવામાં આવી. શરૂઆતનું થોડું દુધ કે જેની અંદર જંતુઓ હોય છે તે પણ જવા દીધું, ત્યારબાદ ઉપલા બન્ને વાસણોમાં દુધ દોહવામાં આવ્યું. આ બન્ને વાસણોના દુધમાંથી જંતુઓ વધી શકે તેવી એક સરખા માપની પટીઓ બનાવવામાં આવી. પછી પ્રયોગશાળામાં જઇ તપાસતાં માલુમ પડયું કે, પહેલા વાસણના દુધના વીસ ટીપામાં ૪૨૬૫ જેટલાં જંતુઓ હતા, ત્યારે બીજા વાસણના દુધના વીસ ટીપામાં ૧૬૫ જેટલાં જંતુઓ હતાં! દુધનાં વાસણો કેટલાં સાફ જોઇએ તે દેખાડવાને માટે આ આંકડા પુરતા છે. ઢોર રાખનારને કે દુગ્ધાલય ચલાવનારને વરાળથી વાસણ સાફ કરવાની સગવડ ન હોય તો તેણે દુધ દોહવાના વાસણોને ખદખદતા ગરમ પાણીથી સાફ કરવાં જોઇએ.

## ઢોરના રોગ અને તેની અસર

ઢોરોની અંદર પણ માણસો કરતાં ઓછા રોગ હોય છે એમ માનવું તે ભુલ ભરેલું છે. જરમનીની અંદર જ્યારે ઢોરોની અંદર કેટલા રોગી છે, તેની તપાસ કરવામાં આવી ત્યારે માલુમ પડયું કે દર પાંચ ગાયે એક ગાય ક્ષય રોગથી પીડાતી હતી. જ્યારે આ તપાસ કરી ત્યારનું પરીણામ તો સાધારણ છે. આના કરતાં પણ વધારે રોગો ઢોરોની અંદર હોય છે! કોપનહેગનના કતલખાનામાં જે ઢોરોની કતલ કરવામાં આવે છે તેની અંદરનાં લગભગ અઢાર ટકા જેટલાં ઢોરો ક્ષય રોગવાળાં હતાં. ! [બાંદરાના કતલખાનાના આંકડા કોઇ જણાવે તો સારૂં **તંત્રી.**]

ક્ષય રોગથી પીડાતા ઢોરના દુધમાં પણ ક્ષયના જંતુઓ હોય છે, અને તે દુધ વાટે માણસોમાં ક્ષય રોગ વધારે પ્રમાણમાં ફેલાય છે. પેરીસની અંદર જે દુધ વેચાય છે તે દુધના દરેક તેર નમુનામાંથી એક નમુનો ક્ષયના જંતુઓ વાળો માલુમ પડયો હતો. જ્યારે વાશીંગટનના દરેક ઓગણીસ નમુનામાંથી એક નમુનો ક્ષયના જંતુઓ વાળો માલુમ પડયો હતો. આવી રોગી ગાયોનું દુધ વાછરડાઓને આપવામાં આવ્યું તો તે વાછરડાંના ત્રેત્રીસ ટકા જેટલા તે જ રોગથી મરણ પામ્યા. આ સંબંધમાં એડીનબરોની મ્યુનીસીપાલીટીના રીપોર્ટનો નીચેનો ઉતારો અસ્થાને નહી ગણાયઃ

"ગામડામાંથી જે અનેક ઢોરો વેચાવા માટે આવે છે તેની તપાસ કરતાં એક ગાય ક્ષયના રોગવાળી માલુમ પડી. વધારે તપાસ કરતાં જણાયું કે તે ગાય ક્ષયની છેલ્લી

સ્થીતીમાં હતી. તેનું માથું નીચે નમી ગયું હતું. તે મહા મુશ્કેલીથી શ્વાસ લઇ શકતી હતી. થોડી થોડી વારે તેને ઉધરસ આવતી હતી. તેના આંચળ રોગને લીધે સુઝી ગયા હતા. અને તેના દુધનું એકે એક ટીપું ક્ષયના જંતુઓથી ભરપુર હતું. છતાં આ ગાયનું દુધ રોજ એડીનબરો શહેરમાં વેંચાવા માટે આવતું હતું!* આવો તાદૃશ દાખલો હોવાં છતાં મ્હોટાં શહેરોવાળા એવો દાવો કરે છે કે અમે ગામડાંમાંથી આવતાં દુધની તપાસ કરીએ છીએ! આવા શહેરની મ્યુનીસીપાલીટીઓએ તો જો તેઓ બહારથી આવતા બધા દુધની તપાસ ન કરી શકતા હોય તો તેઓએ ગામડામાંથી આવતું દુધ બંધ કરવું તે વધારે સારૂં છે. મ્હોટાં શહેરોએ ગામડાનાં દુગ્ધાલયો ઉપર દુધ તપાસવાની ફરજ નાંખવી તે પુરતી નથી." આ ઉપરથી આપણને સમજાશે કે મ્હોટા શહેરોમાં કેવું દુધ આવે છે? આવા જંતુઓવાળા દુધથી ઘણી વાર મ્હોટા શહેરોમાં રોગો ફાટી નીકળવાનું આપણે જાણીએ છીએ. ક્ષયના રોગના જંતુઓ દુધ વાટે જેટલો રોગ ફેલાવે છે તેટલો બીજી કોઇ પણ ચીજ મારફત ફેલાવી શકતા નથી. આવા આવા દાખલાઓથી હવે મ્હોટા શહેરોએ ચેતવાની ખાસ જરૂર છે.

ઉપરની સુચનાઓ કેટલી ઉપયોગી છે તે વળી નીચેના આંકડાઓ ઉપરથી વધારે સમજાશે :

કોઇ પણ જાતની સ્વચ્છતાના ઉપાય લીધા વગર ગાયને દોહવામાં આવી. ત્યાર પછી આસપાસની જગ્યા સાફ કરવામાં આવી, ગાયને પણ બરાબર સાફ કરવામાં આવી, વાસણ પણ વરાળથી સાફ કરેલું લીધું અને તેમાં દુધ દોહ્યું. આ બન્ને દુધને તપાસતાં, પહેલાં દુધના વીસ ટીપામાં ૧૫,૫૦૦ જેટલા જંતુઓ જણાયા, ત્યારે બીજા દુધના વીસ ટીપામાંથી માત્ર ૩૩૦ જંતુઓ જ નીકળ્યા. આનો આ પ્રયોગ શીયાળામાં કરવામાં આવ્યો તે પહેલાં દુધનાં વીસ ટીપામાંથી ૭,૬૦૦ જંતુઓ જડયાં ત્યારે બીજા દુધનાં વીસ ટીપામાંથી માત્ર ૨૧૦ જંતુઓ નીકળ્યાં. ત્યારે ઢોરોની તેમ જ વાસણની સ્વચ્છતાની જરૂર સમજાવવા શું આથી વીશેષ પુરાવાની જરૂર રહે છે ખરી? વળી ઉપલા પ્રયોગથી આપણને સહેજે સમજાય છે કે ઉનાળા કરતાં શીયાળામાં જંતુઓ ઓછા ઉત્પન્ન થાય છે. ઉપર બતાવેલા પ્રયોગમાંના પહેલા દુધ કરતાં બીજુ દુધ ચોવીસ કલાક જેટલી વધુ મુદત સુધી બગડયા વગર રહ્યું હતું. અને તેની સ્વાદીષ્ટતા પણ તેટલો જ વખત ટકી રહી હતી.

## દુધ વાપરનારાઓને સુચના

આ બધી સુચનાઓ તો જેઓ પોતાને ઘર આંગણે ઢોર રાખતા હોય અથવા તો જેઓ દુગ્ધાલયો ચલાવતા હોય તેવાને માટે છે; પણ જેઓને વેચાતુ દુધ જ લેવું પડતું હોય તેઓએ તો તે દુધ પોતાને ઘેર આવ

---

* મુંબાઇ અને ગુજરાતનાં શહેરોમાં રોગી ઢોરો કેટલાં છે, તે વીષે સીસ્તર તપાસ કરાવવાની જરૂર તે તે સ્થળની મ્યુનીસીપાલીટીઓએ જોવી ઘટે છે. આ સંબંધમાં પ્રજા તરફથી વરાઇને ગયેલા સભાસદોની જવાબદારી સહુ કરતાં વીશેષ છે. સ્થાનીક સ્વરાજની સંસ્થાઓએ તો ખાસ કરીને આવાં કામ માટે વીશેષ લક્ષ આપવું ઘટે; તેમ થાય તે જોવાનું કામ આપણા પોતાના સભ્યોનું છે.

[તંત્રી: **નવયુગ**]

કે તરત જ ઉકાળી લેવું જોઇએ. તેમ કરનારે બે વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે :

**(અ)** સારી પેઠે ઉકાળેલા પાણીથી સાફ કરેલાં વાસણમાં ૧૪૦ ° F થી વધારે ગરમી જેટલું દુધ ઉકાળવું નહી' જોઇએ. જો આથી વધારે ઉકાળવામાં આવે તો દુધનાં પૌષ્ટીક તત્વો નાશ પામે છે એટલું જ નહી પણ તે બેસ્વાદું થઇ જાય છે.

**(બ)** કોઇ દીવસ ઉઘાડા વાસણમાં દુધને ઉનું કરવું નહી, કારણ કે ઉઘાડા વાસણમાં જો દુધને ઉકાળવામાં આવે તો તે દુધ ઉપર એકદમ તર બાઝવા લાગે છે અને તેથી જંતુઓ નાશ પામવાને બદલે આ તરની અંદર ભરાઇ રહે છે.

જો બાળકોને ઉકાળ્યા વીનાનું દુધ આપવામાં આવે તો તેને ખાસ કરીને ઉનાળામાં ઝાડા થઇ જાય છે. અને તેથી બાળમરણ પ્રમાણ વધી જાય છે. આથી પશ્ચીમના કેટલાક દેશોમાં તો પ્રજા ઉપર ખાસ ફરજ નાંખવામાં આવી છે કે જે બાળકને સ્વચ્છ, તાજું દુધ ન આપી શકાય તેને ઉકાળેલું જ દુધ આપવું. આવી રીતે જે દેશના લોકો પોતાના બાળકોને ગરમ કરેલું દુધ આપે છે. તે દેશમાં બાળમરણ પ્રમાણ ઘણું જ ઓછું છે. આ વાત કેટલી ખરી છે, તે નીચેના દાખલાપરથી પુરવાર થાય છે.

ગ્રીનોબલ નામના શહેરમાં એક વરસ નીચેના બાળકોને જુલાઇ, ઓગસ્ટ અને સપ્ટેમ્બર માસમાં ઉનું કર્યા વગરનું દુધ આપવામાં આવ્યું, તો હજાર બાળકોમાંથી ૭૦ જેટલા મરણ પામ્યાં. જ્યારે તેજ મહીનાઓમાં ઉનું કરેલું દુધ એક વરસ નીચેના બાળકોને આપવામાં આવ્યું, તો હજારમાંથી માત્ર ૨૮ બાળકો મરણ પામ્યાં. આથી સમજાશે કે બાળકોને જ્યાં તાજું સ્વચ્છ દુધ ન મળે, ત્યાં તો ખાસ કરીને ઉનું કર્યા વગર દુધ આપવું જ નહી.

રોગથી પીડાતી ગાયોના દુધમાંથી રોગના જંતુઓનો નાશ કરવાને બર્લીનના એક વીજ્ઞાનશાસ્ત્રીએ દુધને પાંચ દીવસ સુધી રોજ એકથી બે કલાક ૧૩૫ ° F અને ૧૪૫ ° F ની ગરમીમાં ઉકાળ્યું. આવી રીતે ઉકાળેલું દુધ મહીનાઓ સુધી બગડયા વગર રહ્યું હતું ! કેટલાંક માણસો રોગના જંતુઓને દુર કરવા માટે દુધની અંદર કેટલીક જાતની દવાઓ નાંખે છે પણ દવાથી પુરેપુરા જંતુઓ મરતા નથી, અને વળી લાંબો વખત દવા નાખેલું દુધ લેવાથી તંદુરસ્તી પણ બગડે છે. ઘરોપયોગી સૌથી સારો ઉપાય તો સ્વચ્છ બંધ વાસણમાં દુધને ૧૪૦ ° F અરધો કલાક સુધી ઉનું કરવું તે જ છે.

ઉપર વર્ણવેલા બધા પ્રયોગો આપણને શું સુચવે છે? જો આપણે આપણી આળસ છોડી, જરા ધ્યાન રાખી સ્વચ્છ જંતુ રહીત દુધ મેળવતા થઇ જઇએ તો હીન્દનું મરણ પ્રમાણ જરૂર ઘટે. ઓ હીન્દના ભાઇઓ ! ઘણી સદીઓ નીંદ્રામાં પસાર કરી હવે જાગો અને ઉપર લખેલી મામુલી બેદરકારીને દુર કરી તમારા બાળકોને સ્વચ્છ દુધ આપો ! અત્યારે સારા હીન્દમાં જાગૃતી આવી છે, ત્યારે આ દીશામાં પણ થોડી જાગૃતી અનાવશ્યક નહી ગણાય *

* અંગ્રેજીને આધારે.

# નિરાધાર ગ્રેડયુએટ

—લેખકઃ—
નૌજવાન

નવલિકા

[૧]

**યશનંદન** ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતો ત્યારે પ્રત્યેક કૉલેજીયનની માફક ભાવી જીવનનાં ભવ્ય સ્વપ્નાં રચતો. કોઇક વખત નેપોલીયન બનવાનો નીશ્ચય કરતો, તો કોઇક વખત ફીરોઝશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી, બાલ ગંગાધર તીલક કે મહાત્મા ગાંધી થવાની કલ્પનાઓ કરતો.

તે એકલો ચોપડીનો કીડો, વેદીયો ઢોર ન હતો. હસવું, કુદવું, નાચવું, ખેલવું એને ઘણાં જ ગમતાં. સવાશેર એરંડીઉં દીવેલ પીધું હોય તેવું એનું મુખ કદી જ જણાતું નહીં. ...ખળી, નીર્દોષ મશ્કરીખોર અને આનંદી ...ત હંમેશાં જણાતો.

તે સ્પોર્ટસમેન—ખેલાડી—હતો; ક્રીકેટ અને ટેનીસ બન્ને એની અતી પ્રીય રમતો. કૉલેજ તરફથી રમાતી સ્પર્ધાની મેચોમાં તેને ઘણી વખત સરદારી—કેપ્ટનશીપ—મળતી. તે વખતે ખેલાડીઓની વ્યુહરચના કરતાં અને પ્રતીપક્ષીનાં દડાને ફટકા ઉપર ફટકા લગાવતાં, હમેશા તેને દેશભક્ત સેનાધીપતી થવાના વીચાર થતા. ટેનીસ ગ્રાઉન્ડ ઉપર દડો ઉછાળતાં વીમાની થવાની મહત્વાકાંક્ષા એના મનમાં જાગતી. સાબરમતી ઉપર ફરવા જાય ત્યારે હીંદની નૌકાકાફલાનો કપ્તાન બનવાની અભીલાષા તેના હૃદયમાં ડોકીયાં કરતી. એની સુદૃઢ શરીરરચના, કસરતની ટેવથી હંમેશાં સચવાઇ રહેતી તંદુરસ્તી, એની આવી આવી અનેક અભીલાષાઓને માટે સર્વથા સાનુકુળ હતી.

વીરલ પરાક્રમ બતાવી, પોતાના શૌર્ય અને સાહસથી મોહીત થઇ, પ્રણય કરવા આવેલી કો સર્વાંગસુંદર, સુશીક્ષીત અને સત્ચારીત્રવાળી રમણીના હૃદયને જીતવાના કોડ, તો એને હૈયે પડવાના ચંદ્રની માફક ઉગે એવા જ આથમતા. કારણ, કૉલેજમાં દાખલ થયો તે પહેલાં એ પરણી ચુકયો હતો—એને પરણાવી દેવામાં આવ્યો હતો.

[૨]

**બી.** એ.ની પરીક્ષા આવી ગઇ. અનેક આશાભર્યા યુવકોની ભાગ્યરેખા ભીન્ન ભીન્ન રંગી શાહીથી આલેખતી ગઇ. આશાનીરાશાની તેજછાયાભરી મનોદશાનો અનુભવ કરાવતી, પ્રશ્નપત્રકો તપાસવાની, રૂષીમુનીઓનાં તપ જેવી કષ્ટદાયીની અવધી યે વીતી ગઇ.

કૉલેજનું વાતાવરણ મુકી યશનંદન ઘરના વાતાવરણમાં આવી વસ્યો હતો. કલ્પનાની ભુમી ઉપર ઉડનાર બે પાંખોને સંકેલી, વ્યવહારની વાટોમાં ચાલતાં શીખતો હતો. છતાં પરીણામ જણાવાની આતુર ચી-તે વાટ જોવાનો સમય, વ્યવહારનું બરાબર ભાન કરાવતો નહી.

શ્રીયુત [illegible] આણંદજી ચાવડા
તરફથી [illegible] સપ્રેમ ભેટ.
નિરાધાર ગ્રેજ્યુએટ!



"ક્યાં સુધી બેસી રહેશો? નોકરીની શોધ કરો" કાકાના એ શબ્દો યશનંદનને બોમ્બ જેવા લાગ્યા [પૃષ્ઠ: ૭૦૮]



**મહાસભાના ચોથા કામચલાઉ પ્રમુખ**

જેમને ૭ કલાક સત્તા ભોગવ્યા પછી ગીરફતાર કરી ૭ મહીનાની સજા કરવામાં આવી છે.

સંસ્કૃત અને અંગ્રેજી નાટકમાં વાંચેલી શકુંતલા, સીતા, જુલીએટ અને ડેસ્ડીમોનાની સુખદ મુર્તીઓ કલ્પી કલ્પી, તેના દુષ્યંત, રામ, રોમીઓ કે ઓથેલો બનવાનાં એનાં મહાસ્વપ્નાં, ઘેર આવ્યા પછી શશીગૌરીના સહવાસથી લગભગ તુટી પડ્યાં હતાં. તો પણ શશીગૌરીનો ફકો છેક કાઢી નાંખવા જેવું નહોતું. સામાન્ય ગુજરાતી શીખેલી, ગૃહકાર્યની કેળવણી પામેલી, પતી તરફ નીરંતર પ્રેમ વર્ષાવતી, કંઇક શરમાળ, જરાક ઓછાબોલી છતાં ઠીકઠીક સંતોષકરક હતી.

યશનંદનની કલ્પનાની મુર્તીઓ, નીશાનાથને ઘડતાં વધેલા તેજ ખંડોમાંથી ઘડેલી, સ્વર્ગના અમૃતથી પોષાયલી, સરસ્વતી સમી સુશીક્ષીત, લક્ષ્મીબાઇ જેવી હીંમતવાન, અમેરીકન કુમારીકાઓ જેવી છુટથી હરીણીની ફાળે ફરતી, પ્રેમના અનેક પાઠો પઢતી અને પઢાવતી, પ્રણય પ્રસંગોમાં પાવરધી એવી એવી હતી.

તો પણ શશીગૌરીથી સંતોષ માનવાનો તેણે નીશ્ચય કર્યો, આભની અટારીએ ચાંદલો ચઢયો હોય તે વખતે, હર્મ્યોત્સંગે પ્રીયાના ખોળામાં સુતાં સુતાં વ્હાલીના સુકોમલ હાથથી વાગતાં દીલરૂબાની સાથે, રમણીના મનોહર કંઠમાંથી ગવાતા મીઠા સંગીતને સાંભળવાનાં તેનાં મનોરાજ્ય, ઘેર આવ્યા પછી મહારણમાં વીરડીઓ ખોદાવવા જેવાં થઇ ગયાં હતાં. છતાં ગૃહકાર્યથી પરવારી શશી રાત્રે શયનખંડમાં આવે ત્યારે બાજુની બારી ઉઘાડી તે દ્વારા પ્રવેશતી ચાંદનીના આછા આછા પ્રકાશમાં એ આશાભર્યું દંપતી, ઘરમાં બીજું કોઇ સાંભળી ન શકે તેટલી સાવધાનતાથી, યશનંદન ગ્રેજ્યુએટ થશે તે પછી જીવન કેમ વ્યતીત કરવું તેનાં સ્વપ્નાં રચતું.

[૩]

પરીક્ષાનું પરીણામ જણાયું. યશનંદન ઉત્તીર્ણ થયો. આખું કુટુંબ ખુશ ખુશ થઇ ગયું. વધાઇઓ મળી. મીત્રો તરફથી અભીનંદનના સંદેશા આવ્યા. સાસુ સસરાએ આશીર્વાદ મોકલ્યા.

થોડાક દીવસ એમ આનંદમાં ગયા. કોલેજથી તદ્દન નીરાળા વાતાવરણમાં આવ્યા પછી યશનંદને સેનાધીપતી, નૌકાધીપતી કે વીમાનાધીપતી કેમ થવું એના વીચાર કર્યા. પણ હીન્દુસ્થાનના નવયુવકો માટે તે દીશામાં તમામ દ્વારોને વજ્રનાં આગળા વાસેલા જોઇ તે પાછો પડયો. સાત સાગર ઓળંગી પૃથ્વીને પેલે પાર જઇ, પરક્રમ ગજવવાની કલ્પનાઓ પણ દક્ષીણ આફ્રીકા, કેનીયા અને અમેરીકાની રંગદ્વેષી વાતો સાંભળીને કરમાઇ ગઇ.

યશનંદનનો કલ્પનાશીલ આત્મા મુંઝાવા લાગ્યો. ગુંગળાવા લાગ્યો: "અરેરે! શું મારાં તમામ શમણાં જુઠાં ઠરશે?"

યુરોપ અને જાપાનના જુવાનીઆઓની અનેક સાહસકથાઓ તેણે વાંચી હતી. એવાં જ પરાક્રમો કરવાની એને હોંશ હતી. પણ કલ્પનાના વ્યોમમાં વ્યવહારની ભુમીકાએ આવ્યા પછી તેને હીંદના જુવાનો માટે દશે દીશામાં ભયાનક અંધારૂં ફેલાયલું ભાસ્યું.

"હું ગ્રેજ્યુએટ થયો તે અમસ્તો જ!" નીરાશ થયેલા યશનંદને એક વખતે એકાંતમાં કપાળ પર હાથ કુટીને કહ્યું.

દેશભક્ત થવાનું એને ઘણું મન હતું. પણ એ કંઇ પરીક્ષા માટે પુસ્તકો વાંચી નાંખવા જેવું સહેલું કામ નહોતું, તે વાત પણ યશનંદનને સમજાઇ.

"ત્યારે મારે કરવું શું?" એના મુંઝાં- યલા મનમાંથી પ્રશ્ન ઉઠયો: "શું હીંદુસ્થા- નમાં જન્મવું એ પાપ છે? હું હીંદી છું એટલા માટે જ મારે સારૂ પ્રગતીનાં અનેક દ્વારો બંધ કરવામાં આવે છે?"

[૪]

**યશનં**દનના જુવાન દીલ ઉપર આઘાત થયો. પણ હજુ તેથી યે વધુ જમ્બર પહાર થવો બાકી હતો. પરીક્ષાનું પરીણામ જણાયા પછીના એકાદ પખવાડીઆમાં વ્યવહારૂ કાકાએ પાસે બોલાવીને સલાહ આપી: "કેમ ભાઈ! કયાંય અરજીઓ કરી કે નહીં?"

શાની?" યશનંદને પુછ્યું.

"કોઇ ઠેકાણે નોકરીએ લાગી જવા માટેની તજવીજનીસ્તો!

"ના જી."

"ત્યારે પછી કયાં સુધી બેસી રહેશો? બીજા છોકરાઓએ તો અરજીઓ કરી પણ દીધી છે. તમે પણ રેલ્વેમાં, રેવન્યુખાતામાં, સેક્રેટરીયટમાં કયાં યે નોકરીની શોધ કરો ભણતા હતાં ત્યાં સુધી ઠીક હતું. હવે ગ્રેડ્યુએટ થવા પછી બેસી રહો તો લોકો મશ્કરી કરે!"

યશનંદનને માટે એ નવો બોમ્બ હતો. કાકાની સલાહ નહોતી, પણ ભાવી જીવનના કલ્પનામહેલોને મુળમાંથી ઉડાડી દેનારી કાતીલ સુરંગ હતી.

યશનંદનની આંખ ઉઘડી. "કંઇ નહીં", નોકરી કરીને પણ સ્વદેશસેવા કયાં નથી થઇ શકતી? રોમેશચંદ્ર દત્ત, ન્યાયમુર્તી રાનાડે, નોકરી જ કરતા હતા ને? હું પણ દત્ત કે રાનાડે થઇશ. તેમ નહીં તો સુરેન્દ્રનાથ બેનરજી તો જરૂર થઇશ, નોકરી કરવા છતાં હૃદય સતેજ રહી શકે છે."

આવી ને આવી આશામાં તેણે અનેક અરજીઓ ઘસડી કાઢી: "મહેરબાન સાહેબ"થી શરૂ કરી નોકરી મળવા અગાઉ જ છેવટે "હું છું આપનો સદાનો આજ્ઞાંકીત સેવક" લખીને સહી કરી, તેની વચ્ચે યશનંદને "નોકરી કરી સુખી થઇ શેર જુવારી ખાઇ સાહેબ બહાદુરના હક્કમાં દુવા દઇશ, નામદાર સરકારની વફાદારીથી સેવા બજાવીશ, વગેરે વગેરે અનેક વાકયો લખ્યાં.

આવા શબ્દો લખતી વખતે એને ઘણું કષ્ટ થયું. [પોતે ગ્રેડ્યુએટ જુવાન, વીના કારણે આટલી માનહાની વેઠી લે, એ વીચાર એને શુળા] જેવો લાગ્યો. પણ શું કરે? હીંદુસ્થાનના જુવાન ગ્રેડ્યુએટને માટે 'સાહેબ બહાદુરની જનાબમાં નમ્ર અરજ ગુજારવાનો' એ જ રીરસ્તો છે!

એકાદ પખવાડીઆમાં તો ચારે દીશાએથી કાગળીયા ઘોડા દોડતા આવ્યા. એ આશાના સંદેશ નહોતાં, પણ નીરાશાના દુતો હતા. કોઇકમાં હતું: "જગા નથી" તો કોઇકમાં લખ્યું હતું: 'તમારી ઇચ્છા હોય તો ઉમેદવારોની નામાવલીમાં તમારૂં નામ દાખલ કરીએ, હાલ જગા નથી." તો એકા- દમાં હતું: "તમે માગી છે તેવી નોકરી હીંદુ યુવકોને મળી શકતી નથી."

યશનંદનની કલ્પના સૃષ્ટીનાં રહ્યાં સહ્યાં ખંડેર પણ તુટી પડયાં એના ઉન્હા ઉન્હા દીર્ઘ નીશ્વાસોની સાથે એ જ શબ્દો નીકળી પડતાઃ "હાય હાય! ગ્રેડ્યુએટ થવા પછી આ દશા?"

કાકાએ વળી પુછયું. યશનંદને હકીકત કહી, યશનંદનના પીતા સાદા-ભલા માણસ હતા. કાકા પાવરધા હતા. લોકલબોર્ડના સભાસદ અને અમલદારોમાં લાગવગ ધરાવ- નારા ખટપટી તેમજ હોંશીયાર હતા. તેમણે

યશનંદન પાસે. અરજીનો મુસદ્દો માગ્યો ગુજરાતીમાં તે સમજ્યા પછી તેમણે કહ્યું :

"ભાઇ! તમે ગ્રેજ્યુએટ થયા છતાં વ્યવહારમાં સમજ્યા નહી"

કાકાની મુખરૂપી હોવીટ્ઝરમાંથી છુટતા પહેલા ગોળાના મારાથી જ યશનંદનના સ્વમાનના ફુરચે ફુરચા ઉડી ગયા. તે આભોજ બની ગયો.

કાકાએ બીજો ગોળો છોડયોઃ "આજ કાલ નોકરી મેળવવી એ કેટલું મુશ્કેલ કામ છે. તે જાણો છો? અરજીમાં આટલી કડકાઇ નચાલે. કેટલી નરમાસ બતાવવી પડે છે. તેની હજી તમને ખબર નથી ભાઇ? આતો સાહેબ લોક! પરદેશી એમને પીગળાવીને નોકરી લેવી તે આમ ન બને."

કાકાના શબ્દેશબ્દ યશનંદનના કાળજામાં કાણાં પાડતા હતા, "આટઆટલા કાલાવાલા કર્યા તો પણ તે ઓછા છે! પરદેશી સાહેબો, ગ્રેજ્યુએટ થયાં પછી પચાસ, સો રૂપરડીની નોકરી આપવા માટે પણ હીન્દી જુવાનોને આટલા ટળવળાવે, કરગરાવે છે!"

યશની આંખે અંધારાં આવવા લાગ્યાં કયાં કોલેજ ને કયાં ઘર? ગોરા પ્રોફેસરો પણ માનથી બોલાવે, ભલભલા પ્રીન્સીપાલને પણ વીવાથી એ વખત આવે સીધી વાત કરીને તતડાવી કાઢે. કયાં એ સ્થીતી અને કયાં માનભંગ દશા?

"કાગળ પેન્સીલ લ્યો, ને હું લખાવું છું," કાકાએ આજ્ઞા કરી.

યશનંદન કાગળ પેન્સીલ લાવ્યો કાકા ગુજરાતીમાં લખવા લાગ્યા.

. હું ઘણો જ ગરીબ સ્થીતીનો માણસ છું, તેમજ ખેડુત છું. મ્હારા કાકા સરકારને સારી રકમ મહેસુલ તરીકે ભરે છે હું નામદાર સરકારે ૧૯૨ ના ઠરાવ નંબરમાં જાહેર કર્યા પ્રમાણે પછાત કોમનો માણસ છું મ્હારી ન્યાતના માણસો કોઇ એવી નોકરીમાં નથી કે મને આધાર આપે. અમારૂં કુટુંબ નામદાર સરકારને ઘણુંજ વફાદાર છે. છેલ્લી લડાઇ વખતે મારા કાકા નરોત્તમ ત્રીકમે વૉર લોનમાં પાંચ હજારની રકમ ભરાવેલી તેમજ રીક્રુટ તરીકે પંદર માણસ મેળવી આપેલાં તે માટે ગુજરાતના ઉત્તર વીભાગના કમીશ્નર મી૦ સ્લો આઇ. સી. એસ. તરફથી, જીલ્લા કલેક્ટર મી૦ નોસીમ્પથી આઇ. સી. એસ. તરફથી તેમજ જીલ્લાના પોલીસ અધીકારી મી૦ સ્ટ્રોન્ગહાર્ટ તરફથી, એમને મળેલા પ્રમાણપત્રની નકલો આ સાથે બીડું છું. હું પણ ઘણો સુશીલ, નીયમને માનનાર ને વફાદાર છું. તે માટે મારી કોલેજના પ્રોફેસર અને પ્રીન્સીપાલ સાહેબના પ્રમાણપત્રની નકલો આ સાથે મોકલું છું.

મને નોકરી મળશે તો નામદાર સરકારનું રાજ્ય આ દેશમાં કાયમ રહે તે માટે મારાથી બનતું બધુંયે કરીશ."

આવું આવું ઘણુંજ લખાવ્યું.

(૫)

નરોતમ કાકાએ ઘણી જ લગવગ લગાડી, કેટલાક સાહેબોને મળ્યા. કોઇની સીફારસ લાવ્યા, કોઇની ચીઠી મેળવી, કોઇને ત્યાં ફ્રુટના કરંડીયા મોકલ્યા અને છેવટે યશનંદન માટે નામદાર સરકારના આબકારીખાતામાં રૂ. પંચાવનના પગારની એક જગા મેળવી શકયા.

યશનંદનનું કુટુંબ વૈષ્ણવ હતું. ચુસ્ત વૈષ્ણવ અને નોકરી મળી ત્યારે દારૂની તપાસના ખાતામાં કેવી વીચીત્રતા! યશનંદનના માતાપીતાને આનંદ થયો. દીકરાને

નોકરી મળી. જમાઇ હવે સ્વતંત્ર થશે એ આશાએ સાસુ, સસરો ખુશી થયાં. શશીને પણ પતી સાથે 'સ્વતંત્ર રહેવાનું સાંપડશે, અને સંયુક્ત કુટુંબના સાંકસામાંથી છુટવાનું મળશે. એ જાણીને સંતોષ થયો.

એક દુઃખી થયો માત્ર યશનંદન. એનાં તમામ સ્વપ્નાં ઉડી ગયાં હતાં, એની સઘળી મહત્વાકાંક્ષાઓ ધોવાઇ ગઇ હતી. ગ્રેજ્યુએટ થવા પછી, આટઆટલી પરીક્ષાઓ પાસ કરવાના સંકટ વેઠયા પછી–પરીણામે આબકારી ખાતાની પંચાવન રૂપરડીની નોકરી જ! આમાં દેશભક્તી અને સાહસ બતાવવાની તક કયાંથી મળશે? બાલગંગાધર તીલક, કે મહાત્મા ગાંધી થવાનું તો ઉંઘી ગયું પણ રોમેશચંન્દ્ર કે રાનાડે યે નહીં થવાય!" એ વીચારે તે હતાશ થઇ ગયો.

આમ છતાં યે કાકાએ તો કહ્યું "યશ! તું નસીબદાર છે. આ ખાતામાં તને આગળ વધવાની ઠીક તક મળશે, રમતનો અને સાહસનો તારો શોખ પુરો થશે."

[૬]

**યશનંદન**ને બે ચાર મહીના કંટાળો આવ્યો કોલેજ જીવનનાં સ્મરણ હજી તાજાં હતાં વ્યવહારનો અનુભવ હજુ નવો હતો. ધીરે ધીરે તેની કલ્પનાની પાંખો બીડાતી ગઇ, ધીરે ધીરે એનું હાસ્ય, એનો ઉમંગ, એનો ઉત્સાહ અને રમતીયાળપણું થીમળાવા લાગ્યાં. નોકરીનો ધસડબોરો કરીને ઘેર આવ્યા કે, દાળ, શાક, કે અનાજપાણીની વાતો. શશીગૌરી ઘણાં જ ખુશ હોઇ ત્યારે નવી સાડી, કીનાર કે પોલકાંની માંગણી થાય. આ દૈશામાં યશનંદન જેવો ગુજરાતનો આશાભર્યો ગ્રેજ્યુએટ સંસારની ધાણીના ચીલામાં પડી ગયો બે વર્ષ થયાં તેટલામાં તેણે પોતાના તમામ અધીકારીઓની મહેરબાની સંપાદન કરી. હીન્દી યુવકના કામની પ્રશંસા થતી નથી. સારૂં કામ બજાવે તો અમલદારો તેની ઉપર મહેરબાની બતાવે છે! એથી પગારમાં વીશ રૂપીયાનો વધારો થયો અને શશીગૌરીને ખોળે નાનકડી કલુ રમવા લાગી.

કાકાની ભલામણથી વળી ખાતાના અધીકારીને અરજ કરી પોતે સાહસપ્રીય જુવાન છે એમ કહી ઓફીસમાંથી ચોરી છુપીથી દારૂ ગાળનારા ઉપર ઘેરો ઘાલવાની પરાક્રમ બતાવવાની શાખામાં બદલી કરાવવાની માંગણી કરી. આ વખતની અરજમાં કાકાની ભલામણ વીના જ યશનંદને ઘણી ઘણી નમ્રતાભરી અરજ કરી સાથે ઉપરીઓનાં પ્રમાણપત્ર મોકલ્યાં.

ગોરા અમલદારોની સહીઓ લેવા જતી વખતે કલાકો સુધી વીના માને ધક્કા ખાઇ ખાઇને તેના સ્વમાનપ્રીય હૃદયમાંથી 'સ્વમાન' એ ત્રણ અક્ષરો પાછળ રહેલી ભાવના–કે લાગણી–ઘસાઇ ગઇ હતી. એટલે નમ્રતાભરી અરજ લખતાં એનાં દીલને દુઃખ થયું નહીં.

શેરા ઉપર શેરા થતા કાગળના ઘોડા પાછા આવ્યા. અંદર લખ્યું હતું "તમારૂં નામ એ ખાતાના ઉમેદવારમાં નોંધ્યું છે." યશનંદનને એટલી આશા પણ, જીવનના ધ્રુ તારા જેવી લાગી. અરેરે! હીંદુસ્થાનના ગ્રેજ્યુએટ!

[૭]

**ચાર** વર્ષ થવા છતાં હજી નોંધવામાં આવેલા. નામને માટે જગા ખાલી પડી ન હોતી. પણ પગારમાં બીજા પંચકડાની વૃદ્ધી થઇ હતી, અને ઘરમાં બબલીનો ભાઇ બાબુ રમતો થયો હતો!

યશનંદનના મગજમાં નોકરી અને કુટું-બના વીચારોની એટલી ભીડ થઇ હતી કે દેશભક્તીના વીચારો માટે જગા જ નહોતી રહી. હીન્દીઓ માટેની ઉતરતી પંક્તીની નોકરીનું છેલ્લું પગથીયું તે ગોરા ઉમેદ-વારોના આરંભનું પહેલું પગથીયું!

યશનંદનની આશા છેલ્લે પગથીએ જવાની હતી પણ તક ક્યાં?

સાહેબને ખાસ ભલામણ થાય તો કંઇક દહાડો વળે; એવો ઉપદેશ એક ભલા અધીકારીએ આપ્યો.

યશનંદને કાકાને કાગળ લખ્યો ખાતાના મુખ્ય અધીકારી પર ભલામણની લાગવગ લગાડવા વીનંતી કરી. વળી વ્યવહાર કાકાએ ભત્રીજા માટે વળી ભલા-મણપત્રીકાઓ એકઠી કરવામાંડી.

નાતાલને ટાંકણે ઉંચી જાતના ફળફળા-દીના કરંડીયા સાથે કાકા ઉપરી સાહેબને મળી આવ્યા. સાહેબે કૃપા કરીને ખાનગી નોંધપોથીમાં યશનંદનનું નામ ટપકાવ્યું! ત્રૈલોકનું રાજ્ય જીત્યું હોય તેટલો આનંદ નરોતમ કાકાને થયો.

અને એ ખબર સાંભળી ત્યારે યશનંદ-નને પણ એટલીજ ખુશાલી થઇ.

તે પછી ચે એક વર્ષ વહી ગયું છે. યશનંદન, ઉપરી સાહેબ કલ્યાણ કરશે એ આશામાં જીવે છે. હવે એને આશા ઉપર જીવવામાં સંતોષ છે. એના જીગરમાં અસં-તોષને–મહત્વાકાંક્ષાને માટે ક્યાંયે સ્થાન નથી. તે દુનીયાનો વ્યવહારૂ માણસ બન્યો છે. મનુષ્ય મટી પ્રાણી બન્યો છે. 'જીવન માણવાની વાતો તેને શેખચલ્લીની કલ્પનાઓ જેવી મુર્ખાઇભરી લાગે છે!

યશનંદન જીવન જીવે છે. જેમ ગ્રેડયુએટ થવા પછી હીંદના અનેક જુવાનો જીવે છે તેમ.

અરેરે! અમારા ગ્રેડયુએટો—!

શેઠાણી [જે હમણાંજ પતી સાથે વીલાયત ફરીને પાછાં આવ્યાં હતાં]: બહેન, વીલાય-તનાં લોકોની શું વાત!

મળવા આવનાર બહેનપણી: એમકે?

શેઠાણી: અરે હા, લોક ભણેલાં તો એવાં કે રસ્તાનો વાળનાર પણ અંગ્રેજીમાં તો વાત કરે.

* * *

સાસુ [ખુલ્લે માથે ફરતી પુત્રવધુને]: અમારા જમાનામાં જે સ્ત્રી ખુલ્લું માથું રાખે તેને બહુ આગળ વધી ગયેલી કહેતાં.

પુત્રવધુ: હશે, પણ અત્યારે જે ઘુંઘટો ખેંચે તે બહુ પાછળ રહી ગયેલી કહેવાય છે.

પત્નીઃ લગ્ન પહેલાં તમે મારી ઉપર જે પત્રો લખ્યા હતા તેનો વીચાર કરતાં મને લાગે છે કે, દુનીયાભરમાં મારા જેવી કોઇ સ્ત્રી છે જ નહીં એવું તમે ધારતા હતા...

પતી [ગુસ્સામાં]: હા, અને હજીયે હું એમજ માનું છું.

* * *

શેઠાણી [જેમના પતીને તુરતમાંજ લોટરી લાગવાથી નવાં શ્રીમંત બન્યાં હતાં]: તમે હમણાં શું ગાયું?

ગવૈયો: રાગ સતાર, તાલ સારંગી.

શેઠાણી [ખુશ થતાં]: ઓહો. એતો ઘણાં વર્ષોથી મને પ્રીય છે.

# હિંદ શા માટે સ્વ

: લેખક :

અપટન કુલોઝ

હીંદુસ્થાન વીષે બહાર ભલે ગમે તેટલું ઝેરી પ્રચાર કાર્ય કરવામાં આવે, મીસ મેયો 'મધર ઇન્ડીઆ' જેવી ચોપડીઓ ભલેને દર વર્ષે પ્રસીદ્ધ કર્યા જ કરે, હીંદના લોકો જંગલી છે, ત્યાં કેળવણી નથી એ બધી વાતો ભલે દરીયા પારના દેશોના કીનારે અફળાવવામાં આવે, પરંતુ આજે હીંદ ક્યાં ઉભું છે એ જેને આંખ હોય તે જોઇ શકે છે અને કાન હોય તે સાંભળી શકે છે અને બુદ્ધી હોય તે વીચારી શકે છે. પણ જેને આનો ઉપયોગ જ કરવો નથી તેની વાત ન્યારી છે!

## બે સંસ્કૃતીનું ઘર્ષણ

વાસ્કો ડી ગામા અને હેસ્ટીંગ્સની જીભને પણ એટલું તો કહેવું જ પડ્યું હતું કે, હીંદ દેશ જરા યે અનાડી નથી. ત્યાં પણ સંસ્કૃતીની રોશની કાંઇ બુઝાઇ ગએલ નથી.

હીંદમાં રહીને પેધી ગએલા "રામી"નાં માનસ જ આ દેશને જંગલી ગણે છે, પરંતુ તેઓના મતની જગતને પરવા નથી. "રામી" ને વળી મત કેવા? તેમના હાથમાં બહુ બહુ તો બંદુક શોભે, તેમની જીભ પર સારી ભાષા ચડતાં અભડાઇ જાય છે, એટલે મલીન ભાષા અને મલીન વીચારો સીવાય બીજું ત્યાં શું સંભળાય? આજે તો હીંદ વીષે બે માનસો ટક્કરે ચડ્યાં છે, એ બન્ને માનસો બાહોશ છે, બન્ને સાવ ભીન્ન છે, છતાં બન્ને તેટલાં જ બળવાન છે, તેઓની સંસ્કૃતીમાં ભારે ફેરફાર છે છતાં એક બીજાની મહત્તા સમજી શકે છે.

તેવાં બે માનસો ક્યાં છે? એક તો લોર્ડ ઇરવીનનું માનસ અને બીજું ગાંધીજીનું.

હીંદ ઉપર બ્રીટીશ કાબુ તે એક જાતી અને સંસ્કૃતીની બીજી જાતી તેમ જ સંસ્કૃતી ઉપરની જીતનું મોટામાં મોટું ઐતીહાસીક ઉદાહરણ છે. બ્રીટનની એ જીત તેને સારી તક મળી તેના જ આધારે થઇ છે. બ્રીટીશ લોકોને હીંદ બહુ જ વ્હાલું લાગે છે! શા માટે ના લાગે? હીંદ પર તો તે નભે છે. દુનીઆમાં સહુથી વધારે સત્તા ભોગવનાર બ્રીટીશરાજ્યનો બધો આધાર હીન્દની ભુમી પર છે. ઇસ્ટ ઇંડીઆ કંપનીનાં પહેલાં પગલાં ભારતની ભુમી પર થયાં ત્યારથી જ હીંદની દુર્દશા બેઠી છે. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ માલીકનો ગલ્લો સાચવી લીધો અને જાહેર કર્યું કે હીંદ એ તો એક સમૃધ્ધ વાડી છે, તે વાડીમાં દરેક જણે માલીકના ભલાને ખાતર પરસેવો પાડવાનો છે. ઇસ્ટ ઇંડીઆ કંપની કાંઇ ઓછી દયાળુ નહોતી, એક ગુલામ તરફ માલીક જે રીતે સહાનુભુતી દર્શાવે તેવી સહાનુભુતી ઇસ્ટ ઇંડીઆ કંપની હીંદના લોકો પ્રત્યે હતી.

# તંત્ર થવા ઇચ્છે છે?

> પ્રસ્તુત લેખના લેખક અમેરીકન ગૃહસ્થ છે. તેમણે 'વર્લ્ડ'સ વર્ક''ના જુલાઇના અંકમાં આ લેખ લખ્યો છે. લેખકનું ખરૂં નામ મી० જોસફ વોશીંગ્ટન હોલ છે. એશીયાના સંબંધમાં તેમણે કેટલાંક પુસ્તકો લખ્યાં છે.

## બ્રીટીશ વ્યાપારના રક્ષણ માટે–

જ્યારથી બ્રીટીશ તાજે હીંદ પર કાબુ લીધો ત્યારથી રાજદ્વારી નોકરશાહીની આપખુદી જોરમાં આવી. કોઇક કોઇક વાર જ પાર્લામેન્ટ તેઓની વચ્ચે ડખલગીરી કરતી! ૭૦ વર્ષની તાજની સલતનતે હીંદને શું બતાવી આપ્યું છે? માન્ચેસ્ટર અને વોરચેસ્ટાયરની આંખમાં ઉજળા લેખાવા માટે અંગ્રેજ આપખુદીઓએ તેઓના ગોરાઓનો જ સ્વાર્થ ધ્યાનમાં રાખેલ છે–કર વેરાથી ત્રાસ પામી જતા ખેડુતોના ભલા વીષે તે આપખુદીઓએ માત્ર વાત જ ચલાવી છે. કર્તવ્યમાં કાંઇ જ મુકાયું નથી અને હીંદના પરસેવે માન્ચેસ્ટરો આજે માલમલીદા ઉડાવે છે.

હીંદુસ્થાનનું જરા ભલું થાય તે માટે કેનીંગ, લોરેન્સ, મેયો અને રીપન જેવા વ.ઇસરોયે પ્રયત્નો કર્યા પરંતુ તેઓને સત્તાધારીઓ સાથ દે તેવું નહોતું. તેઓની વાત તો અરણ્યમાં રૂદન સમાન રણની ધુળ સાથે જ ઉડી ગઇ.

૧૮૮૦ ની સાલમાં ડીસરાએલીએ માંચેસ્ટરના વેપારી ચેંબરની ધમકીને લઇને હીંદ માટેના સેક્રેટરી ઓફ સ્ટેટ (વઝીર) સેલીશબરીને તથા વાઇસરોય લીટનને ફરજ પાડી કે અંગ્રેજોએ તૈયાર કરેલ કાપડના માલ પરની જગાત તેઓએ ઉઠાવી લેવી અને આ બધી જગાતની ધુંસરી ખેડુતોને ચુસીને તેઓની ડોકે લગાડી દેવી. જેથી બ્રીટીશ તીજોરીમાં તોટો ના પડે! પરંતુ ખેડુત પાસે તેટલી જગાત ભરવાના પૈસા જ કયાં હતા? એટલે સરકાર ધારેલી જગાત પુરેપુરી ખેડુતો પાસેથી મેળવી શકે નહીં. હવે આનો કાંઇક ઉપાય તો શોધાવો જ જોઇએ ને! સરકારની તીજોરીમાં એક પાઇ પણ ઓછી શા માટે થવી જોઇએ? એટલે એક નવી જગાત શોધાઇ, કે હીંદીઓએ પણ કાપડ બનાવીને વેચવું હોય તો તેમને તે કાપડ ઉપર અંગ્રેજોના જેટલી જ જગાત આપવી પડે! અંગ્રેજોને હીંદમાં કાપડ ચડાવવા માટે જેટલી જગાત આપવી પડે તેટલી જ હીંદને તેની પોતાની બજારમાં કાપડ વેચવા માટે જગાત ભરવાની. આનો એ જ અર્થ થયો કે હીંદીઓને તેઓના ઘરમાં જ ગુંગળાવવામાં આવ્યા! કારણ કે બીચારા અંગ્રેજ કાપડીઆનાં પેટ ભરવાં જોઇએને! ગોરા હીંદ પર રાજ્ય કરે તો એટલો તો ફાયદો મળવો જ જોઇએ ને!

અંગ્રેજના કારખાનાંના મજુરોએ પણ તેના માલીકોએ શીખવી રાખેલા મતો બહાર પાડયા એટલે વેપારી ચેંબરમાં તે મત તરફ ખુબ જ ધ્યાન અપાયું અને આખરે તે ચેંબરમાંથી જ દબાણ કરવામાં આવ્યું કે હીંદી કાપડના વેપાર આડી જગાતની

દીવાલ ખડી કરી દેવી, જેથી અંગ્રેજ કાપડના વેપારીઓને આંચ ના આવે. આજે પણ હીંદમાં આની આ જ પરીસ્થીતી ચાલુ છે, કારણ કે આજે પણ બ્રીટનના મીલ માલેકોએ મજુરોને ફુંક મારી દીધેલ છે કે તેઓનો વેપારધંધો હીંદમાં ધીકતો રહેશે તો જ તેઓને તે ફાયદાકારક છે, અને મજુર સરકાર દ્વારા આ જાતના મતની ધમકીઓ અવાર નવાર અપાયાં કરે છે. એટલે તેઓનાં હીતમાં જરા પણ આંચ આવે છે તો બધા જ શોરબકોર જગાવી મુકે છે અને એ શોરબકોર ઠેઠ મજુર સરકારના દ્વાર સુધી પહોંચે છે. અને ત્યાં તેને પુરૂં સ્થાન મળે છે.

પંડીત મોતીલાલ, જવાહરલાલ નેહરૂ, વલ્લભભાઇ પટેલ અને મહાત્મા ગાંધી એમ માને છે કે મજુર સરકાર એ તો માત્ર નામની જ છે. મજુરોના હીત તરફ તે કદી જોતી નથી! પહેલાં રામ્સે મેકડોનાલ્ડ અને વેજવુડ બેન અંગ્રેજના હીંદ તરફના અન્યાય વીષે ખુબ બરાડા પાડતા, પણ જ્યારે તેઓ સત્તામાં આવ્યા છે ત્યારે તેઓએ જ કઇ જાતનો ન્યાય હીંદને આપ્યો છે? પણ હવે તો હીંદુસ્થાનનાં પડળ ઉઘડી ગયાં છે.

## હીંદની જાગૃતી

હીંદમાં જ્યારથી યંત્રો દાખલ થયાં અને ઉદ્યોગ વધવા લાગ્યો ત્યારથી ઇગ્લેંડ માટે એક નવી આંટીઘુંટી ઉભી થઇ.

અનુકુળ સંજોગોને લીધે મળેલા વીજય પછી ઇગ્લાંડ પોતાનું યંત્રબળ વધારવા માંડયું. અને આ દેશનું અનુકરણ ઠેર ઠેર થવા લાગ્યું. આ આમાંથી ઉદ્યોગનો પધ્ધતીસર જન્મ થયો. એ પધ્ધતી આજે આખા પશ્ચીમમાં પ્રસરી રહી છે. અને એજ પદ્ધતી પુર્વમાં પણ પગપેસારો કરી રહી છે. પરીણામે ત્યાં આથીંક અથડામણ રાજદ્વારી મામલાની સાથે અફળાઇને તેને ગંભીર બનાવી રહી છે.

જેઓને હીંદ વીષે જરા લાગણી હોય છે તેઓ બધા સુએઝની નહેરની પછીના ભાગોમાં વસેલા છે, ઇગ્લાંડમાં પણ આવો વર્ગ છે.

હીંદના કાળાલોકો ગોરા લોકોના નીયમોનું પાલન ના કરી શકે, ગોરાના બોલને શીરે ના ઉઠાવી લે તો જનરલ ડાયર જેવાનાં મોંમાંથી નીકળતો એક બોલ કાળા લોકોને મશીનગનની ગોળીઓથી વીંધી નાખતી. પરંતુ હવે પલટાયલા સંજોગેમાં એવું ફરીથી કહી શકાય તેમ નથી રહ્યું.

પ્રજા પર જે સત્તા રાજ્ય કરતી હોય તેણે તે તરફ કેમ વર્તવું જોઇએ એ પ્રશ્ન મુંઝવે તેવો છે. હીંદુસ્થાનની પરીસ્થીતીમાં પણ આ પ્રશ્ન ખુબ જ ગુંગળાટ ઉપજાવી રહ્યો છે. પરંતુ એ સત્તાધીશોને ખરી જાણ કરાવનાર માંડી આજે હીંદમાં પાકયો છે, સત્તાધીશો તેની સામે આંખ મીંચામણાં કરી શકે તેમ નથી. તે માટી બીજો કોઇ નહીં પણ મહાત્મા ગાંધી!

પચાસ વર્ષ પહેલાં ગાંધીને ગોળીથી ઠાર કરવામાં આવ્યા હોત તો જરૂર તેને કોઇ સંભારત નહીં, પરંતુ આજે તેના વ્યક્તીત્વનો પ્રભાવ હીંદમાં ચોમેર એટલો પ્રસરી રહ્યો છે કે તેને મારી નાખવામાં આવે તો પણ તે પ્રજામાં જીવવાનો!

ઇંગ્લાંડ સીવાય હીંદની દશા સારી હોત કે ખરાબ હોત એ સવાલ ઘણા પુછે છે, પણ અંગ્રેજો તો જરૂર તેનો સીધો જવાબ આપી શકત.પણ એટલું તો જરૂર કહી શકાય કે બ્રીટીશ ધ્વજાને લઇને જ હીંદને કોઇ બીજા દેશો ચુંથી શકયા નથી. બીજા યુરોપીય દેશોની મહત્વાકાંક્ષા બ્રીટીશ સત્તાને જોઇને




બ્રીટીશ સ્વર્ગમાં ચીંતા

રાણી વીકટોરીઆ: ",એડવર્ડ, જરા પૃથ્વી ઉપર જોઇને મને કહેને કે હું હજુય હીંદની મહારાણી છું."

[કેરેક્ટરેટ્ચ: બર્લીન]



**૭ હાથવાળા ગાંધી**

એના આટલા બધા હાથ જર્મન ખુનનું
કામ જલદી પતાવી દેશે કે ?

[ ક્લેડરેડેચ : બર્લીન ]



**હીંદ દેવી**

ને અંગ્રેજ તરફ કટાક્ષ દ્રષ્ટીએ જુવે છે.

[ ટ્રાવાસો : રોમ ]



**બે મેકડોનાલ્ડ !**

અત્યારે મેકડોનાલ્ડને હીંદમાં લશ્કરી ઢબે કામ લેતો જોઇ હીંદ તેને એનું મજુર તરીકેનું જુનું ચીત્ર બનાવી આશ્ચર્યથી પુછે છે: "શું આ તમેજ હતા ?"

[ ડ આમસ્ટરડેમર : હોલેન્ડ ]

મનમાં ને મનમાં જ સમાઇ જતી! એટલું તો સહુએ કબુલ કરવું પડશે.

બ્રીટીશ રાજ્ય આજે વર્ષોથી પોતાની હકુમત હીંદ પર ચલાવી રહ્યું છે, પરંતુ આજની દુનીઆના હાર્દને તે પીછાની શક્યું નથી.

બ્રીટીશનું પોતાની પ્રજા તરફનું વલણ પણ ગમે તેને ટાઢું જેવું લાગે એમાં નવાઇ નથી. અંગ્રેજ કારભારીઓ જે હીંદ વીષેના રીપોર્ટ લખે છે તેમાં હીંદુસ્થાનને ઉતારી પાડવાની જ વાર્ત જુદી જુદી ભાષાની શૈલીમાં લખાએલી હોય છે. અંગ્રેજ બચ્ચો છડેચોક ધારે છે એ વાત કહેતાં ડરતો નથી. એ હકીકત પ્રશંસનીય છે. પરંતુ એમાં તે પોતાની જાતને અલગ રાખે છે એ વાહીઆત લાગે છે, છતાં કેટલાક અંગ્રેજો પણ બ્રીટીશ રાજ્યના હીંદ પ્રત્યેના વીચીત્ર વલણ માટે જરૂર સખત શબ્દો વાપરે છે અને તીખી ટીકા પણ કરે છે. એટલે કેટલાક ગોરાઓ જીભની પણ સહાનુભુતી બતાવી શકે છે, હીંદના અર્થશાસ્ત્રી દત્તનું વાક્ય અહીં ટાંકવા જેવું છે કે "કોઇ એમ કહે છે કે હીંદુસ્થાનમાંથી ધનનો ધોધ સીધો ઇંગ્લાંડ જઇને જ વીરમે છે અને હીંદના એ આર્થીક ખાડાને રીટાવવા ઇંગ્લાંડ સહાનુભુતી અને પસ્તાવાના શબ્દો ઉચ્ચારે, એ શું ઓછું છે!"

## 'ભાગલા પાડીને જીત મેળવો'

ઇતીહાસના પ્રખ્યાત અંગ્રેજ અભ્યાસી મી૦ જી. ટી. ગેરેટ હીંદ વીષે લખે છે કે, હીંદમાં ઘણી ન્યાતો જાતો છે અને તે બધી એક સત્તા નીચે રહી છે. પરંતુ યુરોપ અને અમેરીકા કરતાં આ જાતો વચ્ચે ઓછામાં ઓછું ઘર્ષણ થાય છે. પણ જ્યારે ધાર્મીક લાગણીને રાજકારણનો ઓપ ચડાવવામાં આવે છે ત્યારે જ હીંદમાં જાતો વચ્ચે ચકમક ઝરે છે અને પરીણામે લોહીનાં કુંડાં ભરાય છે. પશ્ચીમમાં પણ આ બાબતમાં આમ જ થાય છે. જાતી જાતીના ભેદની ભેખડો ઉભી કરવાની જવાબદારીમાંથી બ્રીટીશો છટકી શકે તેમ નથી. ૧૮૫૦ માં લોર્ડ એલ્ફીન્સ્ટને ખાસ ભાર મુકીને જાહેર કર્યું હતું કે 'ભાગલા પાડીને જીત મેળવો' એ રોમની પધ્ધતી બ્રીટીશે એશીઆમાં ગ્રહણ કરવી જોઇએ. રામ્સે મેકડોનાલ્ડનું વાક્ય અહીં યાદ આવે છે. તેણે કહ્યું હતું કે "હીંદુ અને મુસ્લીમ એક બીજાના ટોટા પીસવા તૈયાર થાય છે તેનું કારણ એ છે કે મત આપવાની પધ્ધતી જ વીચીત્ર છે! તેમાં જાતી પ્રમાણે મત આપવાની રીત છે. નહીં કે રાજ્યના નાગરીકો તરીકે!" મહાત્મા ગાંધી અને કોંગ્રેસે જાહેર કર્યું છે કે કોમીમતની પદ્ધતીને કાયમ માટે દફનાવી દેવી જેથી હીંદુ અને મુસ્લીમો વચ્ચે કડવાશ ના વધે.

જર્મની, ઇંગ્લાંડ, કે અમેરીકામાં જો કેથોલીકના મત લેવાય કે એ જાતની કોમીમતની રીત ઘુસી હોય તો કેવો મામલો જામે!

બ્રીટીશ તંત્રના કેટલાક દુર્ગુણો વારસામાં ઉતરી આવ્યા છે. અફીણનો ઇજારો સાવ નીતીને અભરાઇએ મુકીને દાખલ કરવામાં આવ્યો છે અને છતાં મીઠા પરનો ઇજારો આજના જમાનામાં શોભે? આ ઇજારાઓ પણ હીંદના આર્થીક જીવનને અસર કરતા નથી. હીંદ દેશને જે અસર કરે છે, હીંદ દેશને જે ગુંગળાવે છે, તે તો તેની જમીન છે, જમીનને નીચોવવી, વેપાર ઉદ્યોગને મુંઝવી મારવો, અને તેમાંથી મેળવેલ દ્રવ્યના ઢગલા હીંદમાંથી ઇંગ્લંડના ખાડામાં પહોંચી જાય એ હકીકત અત્યંત દુઃખદ છે.

## ખેડુતોની દુર્દશા

જ્યારે જકાતની દીવાલો ચણાઇ નહોતી તે વખતના દીવસોમાં અંદાજપત્રનું મુખ્ય ભરણું જમીન વેરો હતો. આ ક્રમ અત્યારે પ્રાંતીક વહીવટના શીરે નંખાયું છે. જે આશામી તેનો પરસેવો અને ખુન જમીનમાં રેડે છે, દીન રાત જમીનનાં પોડાં ઉખેડી ઉખેડીને શ્રમ ઉઠાવી રહ્યો છે તેનો પોતે ખેડેલ જમીન પર હક નથી. પરંતુ બધી જ જમીનનું માલેક રાજ્ય છે, ખેડુત તે જમીનમાંથી પૈસા ઉપજાવી તેને રાજ્યની તીજોરીમાં જમા કરે છે. ખેડુતને ભલેને ખાવાનાં સાંસાં પડે પણ તેને જમીનનું ભાડું ભરવું જ પડે છે.

જુના કાળમાં તો અમુક ચીજને બદલે જોઇએ તે વસ્તુ ખરીદી શકાતી, પરંતુ જ્યારથી બ્રીટીશ રાજ્યની હકુમત ચાલવા લાગી ત્યારથી મહેસુલ કર વેરા પણ નગદ નાણાંના રૂપમાં જ ખેડુતને ભરવા પડે છે, એટલે તેનો પાકનો જથ્થો થવા લાગ્યો અને આખરે ગમે તેટલી કીંમતમાં એ તેને વેચી દેવા લાગ્યો. તેથી તેને શરાફો પાસેથી નાણાં લેવાની ફરજ પડી. આથી કુ ખેડુતો દેવાના બોજાથી અધમુવા થઇ ગયા છે. જમીન પણ થોડો આરામ માગે છે. દર વર્ષે એકની એક જમીન પાસેથી પાક લેવામાં આવે તો જમીનની તાકાત કમી પડી જાય છે અને તે તાકાત પાછી એક રીતે લાવી શકાય તેમ છે, ઉંચા તત્વવાળું ખાતર નાખવાથી. પણ આવા ખાતરનાં પૈસા ખેડુતો ક્યાંથી કાઢે? પરીણામે જમીન થાકીને માંડમાંડ મોલ આપે એટલે તેમાંથી વધારે પૈસા કેમ જ ઉપજે! જે દાણાથી સારામાં સારાં સશકત શરીરો ઘડી શકાય, જે દાણાના તત્વથી મગજને તાકાત તેમ જ તાઝગી મળે, તેવા દાણા ખાવાનું હીંદીઓના નસીબમાં નથી. કારણ કે તેવો દાણો તરત જ પરદેશના જહાજોમાં ભરવામાં આવે છે અને હીંદીઓ શીવાયના લોકો તે દાણાનો ઉપયોગ કરે છે.

ખેડુતોને પણ ખાનગી મીલ્કત ઉભી કરવાનો હક છે. પરંતુ લશ્કરી ખર્ચ અને હીંદની તીજોરીઓ પર બેઠેલાઓના બંધનોને લઇને ખેડુતોની આ સાવ સ્વાભાવીક આશાને પણ હીંદમાં સ્થાન નથી. ૭૨ ટકા એટલે કે ૨૨ કરોડ જેટલી સંખ્ય આવા હીંદીઓની છે.

## હીંદી ઉદયોગની પાયમાલી

હવે આપણે ઉદ્યોગ તરફ નજર કરીએ. શરૂઆતનો યુરોપીય વ્યવહારના દશકાએ રૂ, રેશમ વણાટ, ધાતુઓ તથા બીજી હીંદી કારીગરીને બહેલાવી. હીંદની કારીગરીએ પરદેશથી અઢળક દ્રવ્ય હીંદમાં ઘસડયું હતું. પ્રાચીન કાળથી આવો વ્યવહાર ચાલ્યા કરતો! યંત્રવાદી જમાના પહેલાં હીંદ ઉદ્યોગના ક્ષેત્રમાં જગતભરમાં શીરટોચ સ્થાન ભોગવતું હતું. અને હીંદમાં જેવો ઉદ્યોગનો વીકાસ થયો હતો તેવો દુનીઆમાં બીજે કોઇ સ્થળે સાંભળવામાં પણ આવ્યો નથી. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ આ બધી હકીકત પર ખુબ જ લક્ષ આપ્યું અને તે કંપની કયાં કાચી હતી? તેઓએ હીંદી માલને ઇંગ્લાન્ડ, તેનાં સંસ્થાનો અને પશ્ચીમના બીજા દેશોમાં નીકાસ કરવા માંડયો અને તેમાંથી લખલુટ પૈસો પેદા કર્યો. પરીણામે ઇસ્ટ ઇંડીઆ કંપનીએ થોડા દશકામાં જ તેના ભાગીદારોને માટે ૧૧૭ ટકાનું વ્યાજ વહેંચ્યું! આપણા [ અમેરીકનોના ] વડવાઓએ હીંદીઓએ હાથે વણેલા કાપડનો ઉપયોગ કર્યો હતો અને તેમનાં બાળકો ઢાકાના સુન્દર મલમલથી સજ્જ થતાં હતાં.

પણ પછી તો યંત્રનો જમાનો શરૂ થયો, સર આઇઝાક વોટર્સે સ્ટીમ એન્જીનની શોધ કરી અને આ એન્જીનથી ત્ર.ક, શાળ વગેરે ચલાવવાનું પણ કામ લઇ લીધું. તે દીવસથી જ હીંદનાં હાથની કારીગરીનું ખુન થયું, એ ઇલમ સદા માટે દફનાઇ ગયો! જે કાપડને આંગળીઓ વણતી ત્યાં લોઢાનાં યંત્રનાં દર્શન થવાં લાગ્યાં.

પછી તો અંગ્રેજ મુડીવાદીઓએ યંત્રોની મદદ લઇને બધી બાજી હાથમાં લેવાનું નક્કી કર્યું, અને હીંદ જો ઉદ્યોગમાં વીકાસ પામે તો એ તેને કંટક સમાન જ નીવડે એવું તેઓને લાગ્યું, તેથી તેઓએ હીંદુસ્થાનના ઉદ્યોગને તેઓની હથેળીમાં જ સમાવ્યો.

ઓગણીસમી સદીના પહેલા ભાગમાં ઇંગ્લાંડ, જે અમેરીકાની રક્ષણની પદ્ધતી સામે સખ્ત વીરોધ દર્શાવતું હતું, તે ઇંગ્લાંડે જ હીંદી કાપડ સામે ૬૭ થી ૮૪ ટકા જેટલી રક્ષણ માટેની જકાત હીંદ પર લાદી. અને આ રીતે અંગ્રેજોએ બધો જ વેપાર પોતાના પંજામાં ઝડપી લીધો. અને ઢાકાના જે મલમલે ઇજીપ્ત, ગ્રીસ અને રોમને શણગાર્યાં હતાં, તે મલમલનો નીકાસ ઇ. સ. ૧૮૨૩ થી બંધ કરવામાં આવ્યો. આથી હીંદી કારીગરોને કેવાં કષ્ટ પડ્યાં અને હીંદનાં ઉદ્યોગી શહેરો જંગલ જેવાં કેમ બની ગયાં, તેનો કરૂણ ઇતીહાસ તો ઘણાએ જાણે છે.

લેંકેશાયરના કાપડને હીંદની બજારમાં પુરેપુરૂં સ્થાન મળે તેવી બધી ગોઠવણ ઇંગ્લાંડે કરી. અંગ્રેજી યંત્રો ચીનમાં કચા સુતરને વણવા લાગ્યાં, અને લઇને હીંદનો રેશમનો વેપાર માર્યો ગયો. જેમ જેમ આ સ્થીતી આગળને આગળ ધપતી ગઇ, તેમ તેમ હીંદના કારીગરો ભુખે મરવા લાગ્યા અને હું કારીગર વર્ગ તેનાં કુટુંબ સહીત એટલે કે પાંચ કરોડ જેટલી જંગી સંખ્યાને જમીન પર જીવવાનું રહ્યું, અને ખેતીવાડીમાં તો તે વખતે ભુખમરો ધુરકી જ રહ્યો હતો.

વીસમી સદીની શરૂઆતમાં અંગ્રેજ ઉદ્યોગવાદીઓ સામે ઝુમી ઝુમીને હીંદીઓએ યંત્રબળ સહીતના ઉદ્યોગને હાથ કરેલ છે. છેલ્લા મહાન વીગ્રહ વખતે આ ઉદ્યોગે જ હીંદી માલેકોના ખીસ્સાં તર કરી દીધાં.

આ યંત્રનો ઉદ્યોગ હજુ હીંદમાં પગભર થયો નથી. તાતાનાં લોઢાનાં કારખાનાનાં ઘણા ખરા શેર અમેરીકનોએ હાથ કર્યા છે, એટલે હીંદની બજારોમાં તેના શેરનું જોઇએ તેટલું વેચાણ થયું નથી.

અમોને તો હંમેશાં એક જ વાત મોં આગળ ધરે છે તે એ કે, હીંદુસ્થાન એ ખેતી પ્રાધાન્ય દેશ છે અને તેણે તેનો કાચો માલ વીલાયત જ ચડાવવો જોઇએ. એટલે ઇંગ્લીશ સંચા તે કાચા માલને આબાદ તૈયાર કરી હીંદમાં મોકલાવી શકે.

તેઓ હીંદને ખેતીવાડીનો દેશ ભલે કહે, ખેતીને સમૃધ્ધ કરવાની બડાઇ ભલે હાંકે, તેઓનાં વર્તન એથી સાવ ઉલટાં છે. હીંદની ખેતીમાં તેઓએ શો સુધારો કર્યો છે? તેમજ તેને આબાદાન બનાવવાનાં પગલાં ક્યાં લેવાયાં જ છે?

## હીંદના રાષ્ટ્રીય ટ્રેવાનાં મંડાણ!

બ્રીટીશ રાજનું જકાતી ધોરણ પણ હીંદને નુકશાન કારક જ નીવડ્યું છે. પણ બ્રીટીશ રાજ એમ તો માનેજ કે અમે હીંદ દેશ જીત્યો છે એટલે તેનું દ્રવ્ય અમારા દેશમાં ઘસડી જવાનો અમને અખતીયાર છે. હારેલી પ્રજાએ એટલું તો સહન કર્યે જ છુટકો!

ઇસ્ટ ઇંડીઆ કંપની પણ કાંઇ ચુસણ શક્તીમાં પાછી પડે તેવી નહોતી. તેણે બીજી લસ્કરી લુટ ઉપરાંત લગભગ અઢી અબજ રૂપીઆનો બોજો હીંદપર નાખ્યો હતો. પરંતુ તે પછી જે બની રહ્યું છે; તેની સાથે સરખાવતાં તો એ રકમ સાવ વીસાત વીનાની લાગે છે.

૧૮૫૮ માં જ્યારે બ્રીટીશ તાજે હીંદનો કબજો લીધો ત્યારે તેણે ઇસ્ટ ઇંડીઆ કંપનીની મુડીના લગભગ રૂ. ૨૦ કરોડ, તેમ જ તેણે જમા.વેલા ધંધામાં રોકાયલા નાણાં તરીકે લગભગ રૂ. ૧ અબજ ૨૦ કરોડ, હીંદના ખાતે ઉધાર્યાં તે રકમ હીંદના પડેલા રાષ્ટ્રીય દેવા તરીકે ગણવામાં આવી. આ દેવામાં ૧૮૫૭ ના બળવાના નુકશાનને પણ ગણવામાં આવ્યું.

બ્રીટીશ તીજોરીએ હીંદુસ્થાનને ધીરેલા નાણા ઉપર ભારેમાં ભારે વ્યાજનો દર ઉપજાવવાની ખાસ તક આપી હતી. જો કે હીંદુસ્થાનની રાષ્ટ્રીય દેણાની ખાત્રી આપવાની ના પાડવામાં આવી હતી, છતાં દરેક ધીરનાર સમજતો હતો કે હીંદમાં ધીરેલાં એનાં નાણાં ચાલ્યાં જવાનાં નથી—આ દેવું એને ઓછું કરવામાં "ડુબત ફંડ"ના અભાવે દીવસે દીવસે ખુબ વધતું ચાલ્યું. કુલ દેવું રૂ. ૧૦,૭૪૧,૬૦૦,૦૦૦ છે. જે માથા દીઠ લગભગ ૪૫ રૂપીઆ જેટલું થાય છે. આમાં છેલ્લી મહાન લડાઇમાં મદદ આપ્યા બદલના દોઢ અબજ રૂપીઆનો સમાવેશ થાય છે.

૧૮૬૦ ની સાલથી ૧૯૦૦ સુધીમાં ૨૫૦૦૦ માઇલ રેલ્વેનું બાંધકામ કરવામાં આવ્યું હતું પણ તેના મુદ્દા પાછળ શેતરંજના ખેલનો ખ્યાલ આપી શકતો હતો. આ રેલ્વે બાંધવાનું શુદ્ધ કારણ લસ્કરી દાવપેચ અને તેને મળતી સગવડ એ જ હતું. આ રેલ્વે બાંધવાથી હીંદની આર્થીક સ્થીતી ઉન્નત થાય એવો તો તેઓને મગજમાં ખ્યાલ સરખો પણ આવ્યો નહોતો.

આ રેલ્વેનું બાંધકામ ખાનગી મુડીની મદદથી પાર પાડવામાં આવ્યું હતું. અને તે મુડીની સ્ટેટે કુલ રોકેલી રકમ પર ગેરંટી આપી હતી. અને નફાની આશાઓ પણ આપવામાં આવી હતી. તે વખતે જ તેઓને ખબર હતી કે આખરે રેલ્વે સ્ટેટના હાથમાં જ આવી જશે. સર જોન લોરેન્સને આ બીના ઘણી જ વીચીત્ર લાગી હતી.

લોર્ડ જ્યોર્જ હેમીલ્ટનના પાર્લામેન્ટના રીપોર્ટ પ્રમાણે ૧૮૭૦ માં બંધાએલી હીંદી રેલ્વે પાછળ દરેક માઇલનો ખર્ચ રૂ. ૨૮૦,૦૦૦ જેટલો હતો. જે ખર્ચ ૧૯૩૦ માં અમેરીકાના ટેક્ષાસ પ્રાંતમાં બંધાતી રેલ્વે કરતાંયે ઘણો વધારે છે!

વળી એ હીંદી રેલ્વે ઉતારૂઓને પુરતો આરામ આપે તેવી બંધાએલી નહોતી અને માલ લઇ જવા માટે પણ તે સારી નહોતી. અત્યારની ટ્રેનોને પણ આ વાત થોડે ઘણે અંશે લાગુ પડે છે, અને રેલ્વે મારફત માલ મોકલવાનું ભાડું ગમે તેવા તવંગરને પણ રાડ પડાવી દે તેટલું છે. બંગાળથી મુંબઇ કોલસો ચડાવવો હોય તો તેનું રેલ્વે ભાડું એટલું આકરૂં હોય છે કે ઇંગ્લાંડથી મુંબઇ કોલસો મોકલાવવો સોંઘો પડે, અને ઓસ્ટ્રેલીઆથી હીંદ સુધી માખણ મોકલાવવાનું ભાડું અલ્લાહાબાદથી મુંબાઇ માખણ મોકલાવવા કરતાં ઓછું પડે છે. આ એક જાતનો પક્ષપાત છે, એટલે પરદેશી માલ હીંદની બજારમાં સીફતથી ઘુસી જાય છે.

હીંદમાં નહેરો બાંધવા પાછળ ખર્ચ કરવામાં આવે તો જરૂર એ આશીર્વાદ લાયક થાય, પરંતુ તેની પાછળ કોઇ ધ્યાન જ આપતું

નથી. સર આર્થર કોટન અને જોન બ્રાઇટના અવાજો આ વાત સમજાવતાં બેસી ગયાં હતા પણ તે અવાજોની બ્રીટનમાં કશી જ દરકાર કરવામાં આવી નહીં.

૧૯૦૨ સુધીના નહેર બાંધકામના આંકડા પર નજર કરો! ૪૨૦,૦૦૦૦૦ રૂપીઆ તેની પાછળ ખરચવામાં આવ્યા હતા. પણ રેલ્વે પાછળ ૩૫૦૦૦,૦૦૦,૦૦૦ રૂપીઆ દુના કરવામાં આવ્યા હતા. પરંતુ જો નહેરો પાછળ રેલ્વે જેટલા ખરચો કરવામાં આવ્યો હોત તો આજે હીંદના ખેડુતોની દશા ન્યારીજ હોત! અને ગમે તેટલા જમીનના કરવેરા છતાં ખેડુત ઉંચે આવી શકત અને ખેડુત ઉંચે આવી શકે એટલે આપોઆપ હીંદની ઉન્નતી થાત.

જો નહેરોની સગવડ સરકારે કરી આપી હોત તો ખેડુતોની કારમી ચીચીઆરી કોઇવાર સાંભળવાનો વખત આવત નહીં.

હીંદના દુબળા લોકો પરનો મહેસુલનો માર પણ તેને બેવડ વાળી રહ્યો છે. અને આ ઉપજને લઇને તો પામરસ્ટન, ડેલહાઉસી, ડીઝરાએલી, અને સેલીશબરી જેવા સામ્રાજ્યવાદીઓએ ચીન, મલાયા, એબીસીનીઆ અફઘાનીસ્તાન, ઇજીપ્ત અને સુદાનમાં લડાઇનાં રણશીંગ વગાડયાં હતાં. એ બધાનો ખર્ચ હીંદીઓના શીર પર મુકવામાં આવ્યો હતો. માત્ર એક જ વખતે બ્રીટનને અંતઃકરણમાં ડંખ લાગ્યો હતો અને ત્યારે ગ્લેડસ્ટને ૧૮૭૮ ની અફઘાનની લડાઇ ઉપર ૮૭,૦૦૦,૦૦૦ રૂપીઆ હીંદના નામે જમા કરવામાં આવ્યા હતા. એટલે બ્રીટીશ તીજોરીમાંથી તે લેવાયા હતા, બાકીના ૩૧૦,૦૦,૦૦૦ રૂપીઆનું ખર્ચ હીંદે ભર્યું હતું.

સરકારના લશ્કરી ખર્ચ વીષે કોઇ સાંભળે તો તે ચોંકી જાય તેટલા તે બકોળા હીંદના હીસાબે કરવામાં આવે છે. હીંદી અંદાજપત્રમાંથી જ આ ખર્ચના આંકડા મળી શકે તેમ છે અને તે પરથી માલુમ પડયું છે કે મહેસુલના લગભગ ૬૦ થી ૭૦ ટકા જેટલો ખર્ચ લશ્કરી ખાતાં પાછળ વેડફાય છે. અંદાજપત્ર દેખાડે છે કે કેળવણી પાછળ ૫ ટકા અને નહેરખાતા પાછળ ૨ ટકા ખરચવામાં આવે છે.

હીંદની મુડીથી નૌકાઓ બાંધવા પાર્લામેન્ટ પરવાનગી આપે છે, પરંતુ આ નૌકાનો અંકુશ તો બ્રીટીશના હાથમાં જ રહે છે. "આંતરરાષ્ટ્રીય લીમીટેશન પેક્ટ"ના બંધારણથી આ નૌકાઓને અલગ રાખવામાં આવેલ છે. હીંદી વઝીરની કચેરી તરફથી હીંદને નામે બ્રીટનમાં ખર્ચાતાં નાણાં તો આથી વળી જુદાંજ છે. ઇસ્ટ ઇંડીઆ કંપની દર વરસે લંડન ખાતે રૂ. ૬૧,૩૦૦,૦૦૦ જેટલી મહેસુલ દર વર્ષે રવાના કરતી! આ રકમમાં શેર હોલ્ડરનાં વ્યાજ, નોકરોના પગાર, રજાના દીવસોના પગાર અને પેન્શન વગેરેનો સમાવેશ થતો. પણ જ્યારથી બ્રીટીશ સલ્તનતના તાબામાં હીંદ ગયો ત્યારથી પચાસ વર્ષમાં તે ખર્ચ પાંચગણો વધી ગયો છે. ત્યારે પ્રજાની દોલતમાં કશો જ વધારો થયો નથી.

૧૯૨૪–૩૦ના અરસામાં આ 'હોમ ચાર્જીઝ'નો આંકડો દર વર્ષે પર કરોડ રૂપીઆ હતો. આ રકમ રેલ્વે, અંગ્રેજ સનદી નોકરો, સોલ્જરો, લશ્કરી માલ, હીંદમાં દરજો ભોગવવા માટે અંગ્રેજોને તૈયાર કરવા માટેની નીશાળ, હીંદના વઝીર અને તેના ૧૫ સભાસદો, તારખર્ચ અને ઇંડીઆ ઓફીસના કારકુનોથી ઝાડુવાળા સુધીનાની પાછળ ખર્ચવામાં આવે છે.

અહીં એ યાદ રાખવાની જરૂર છે કે ગોરાં સંસ્થાનો માટે આવું ખર્ચ બ્રીટનની તીજોરીમાંથી કરવામાં આવે છે ત્યારે હીંદને માથે આ કચડી નાખનારો બોજો પડે છે.

આ ઉપરાંત હીંદમાં સરકારની નોકરી કરતા અથવા ધંધો કરતા ૧૩૦,૦૦૦ અંગ્રેજો તેઓના ખાનગી બચાવના ૨૨ થી ૭૦ કરોડ રૂપીઆ જેટલી રકમ દર વર્ષે લંડન મોકલી આપે છે.

આ રીતે હીંદનું અનર્ગળ નાણું લંડનની બેંકોમાં જમા થાય છે. એટલે હીંદુસ્થાનના નાણાંના ધોધને ઇંગ્લાંડ તરફ જ વાળી લેવામાં આવે છે. પરીણામે હીંદ બેહાલ બને છે. માટે જ ગાંધીજી કહે છે કે "કોઇ જંગલી જાતી અમારી પર રાજ્ય કરે એ વધારે સારૂં છે સરહદની પેલી પારથી આવેલા મોગલોએ હીંદને સમૃધ્ધ કર્યાં છે, તેઓએ ઉઠાવેલું નાણું આખરેતો હીંદમાં જ રહેતું જ્યારે અંગ્રેજો તો કાયમ અહીંથી નાણાં ઇંગ્લંડ ઘસડી જાય છે."

ગોરી ચામડીની કીંમત હીંદમાં જેવી થાય છે એવી બીજે કોઇ સ્થળે થતી નહીં હોય. મોટા પગારથી આવા અંગ્રેજોનાં ખીસ્સાં ચીક્કાર ભરવામાં આવે છે. મી. મેકોલે જે ઇંગ્લાંડમાં દર વર્ષે ૩૫૦૦ રૂપીઆ કમાતો હતો, તેણે હીંદમાંથી ૨૬૦,૦૦૦ રૂપીઆ કમાઇને ઇંગ્લાંડ મોકલાવેલા. આ પરથી માલુમ પડશે કે હીંદુસ્થાનમાં ખરી કમાણી કોણ કરે છે?

જ્યારે કલાઇવે ઇંગ્લંડનો કીનારાને છોડયો ત્યારે ઇંગ્લાંડ એ યુરોપની ગરીબમાં ગરીબ પ્રજા હતી. હીંદુસ્થાન તે વખતે જગતમાં સહુથી તવંગર પ્રજા હતી પણ યુરોપી યાદવી પછી પણ જ્યારે ઇંગ્લાંડ જગતમાં સહુથી તવંગર થઇ ગયું ત્યારે હીંદ સાવ ગરીબડું બની ગયું હતું. તેથી જ હીંદ હવે બ્રીટનનો સંબંધ તોડવા તૈયાર થયો છે. તેના શીક્ષીત માણસો તેથી સંપુર્ણ સ્વતંત્રતા મેળવવા તૈયાર થયા છે.

શેઠાણી : અલ્યા તને તે દીવસે લાડુ આપ્યો, તે ગુન્હો કર્યો?

બીખારી : કેમ બાઇ!

શેઠાણી : તે દીવસથી તું તારા મીત્રોને અહીંજ ભીખ માગવા મોકલે છે.

બીખારી : ના શેઠાણી બાઇ, એતો મારા દુશ્મનો છે.

* * *

"પત્ની : તમે મારી વાત સાંભળી?"

પતી [છાપું વાચતાં વાચતાંજ]: "કઇ?"

પત્ની ; મેં કહયું મારે માટે હીરાની નવી અંગડી લાવો અને તમે કહયું વારૂં."

"તમે મને ગઇ કાલે રૂપીઓ આપ્યો તે ખોટો હતો."

"નહીં જ,"

"અરે ખોટો હતો જ, જો મેં તે વાપરી નાખ્યો ન હોત તો બરાબર બતાવત."

* * *

શેઠ : તમે આજે બહુ મોડા આવ્યા.

કારકુન : સાહેબ, આવતાં હું દાદર પરથી લપસી પડયો.

શેઠ : તેમાં તો બહુ વખત નહીં ગયો હોય.

# વ્યાયામ

: લેખક :

કસરતનો શોખીન

સંપુર્ણ સ્વતંત્રતાની પ્રાપ્તી માટે હીંદુસ્થાનવાસીઓ જેટલો શ્રમ ઉઠાવે છે, તેટલો જ બલ્કે તેથી યે વીશેષ શ્રમ પ્રજા-શરીરને સુદ્દઢ તેમજ સુંદર બનાવવા કરવો પડશે. અલબત્ત રાજકારણી પરાધીનતાને અંગે ચારે તરફ વ્યાપેલી નીર્ધનતા અને નીરક્ષરતા આ દેશના પ્રજા-શરીરનો નાશ કરવામાં મુખ્ય કારણભુત છે. તેમ છતાં પરાધીન પ્રજા પણ પ્રયત્ન કરીને સ્વતંત્રતા મેળવવા તેમજ તેને ટકાવી રાખવા માટે યોગ્ય બની શકે. તે માટે વ્યાયામની જ જરૂર છે.

દુનીયાની કોઇ પણ નીર્બળ અને અસહાય જાતીને ઉન્નતીને પંથે વાળતા પહેલાં, તે જાતીના લોકોની શારીરીક અવસ્થા પર ધ્યાન આપવું જરૂરતું છે. કેમકે શારીરીક સામર્થ્ય વીના મનુષ્યની માનસીક અને નૈતીક ઉન્નતી થઇ શકતી નથી. સાધારણ રીતે કોઇપણ જાતીના પતનનું કારણ તેની ચૌથીક અવસ્થા, તેના સામાજીક રીત–રીવાજો તેમ જ લોકોની નીર્માલ્ય જીવનપ્રણાલી જ હોય છે. પ્રભુ જ્યારે તેમ જીવવું એટલું જ સમજી બેઠેલા લોકો પોતાની જરા પણ ઉન્નતી કરી શકતા નથી. પરંતુ જો તેઓ જીવનની કીંમત સમજે અને પ્રતીક્ષણે સર્વાંગી ઉન્નતી અર્થે જ તેનો ઉપયોગ કરે, તો તેઓ જરૂર સર્વ પ્રકારે ઉન્નત થઇ શકે, અને દુનીયા તેઓના તરફ આદરથી જુએ.

## શારીરીક ઉન્નતીનું મહત્વ

કોઇ પણ જાતીની ઉન્નતીની શરૂઆત તેની શારીરીક સ્થીતીથી જ થઇ શકે. અને એટલા માટે જ બધી જાતીઓએ હંમેશાં શારીરીક ઉન્નતીની વાતને ઉચ્ચ સ્થાન આપ્યું છે. પ્રત્યેક જાતીએ પ્રત્યેક યુગમાં બળવાન વ્યક્તીઓને જન્મ આપ્યો છે. પરંતુ જે લોકો સ્વભાવથી જ બળવાન હોય છે, અને જે લોકો શરૂઆતમાં નીર્બળ હોઇ ક્રમે ક્રમે બળવાન બને છે તથા વ્યવસ્થીત રીતે શીક્ષણ મેળવીને ખ્યાતી પામે છે, એ બંને પ્રકારના લોકોમાં અંતર છે. વર્તમાન સમયમાં ભારતમાં એક બે સેન્ડોના પ્રદર્શનની આવશ્યકતા નથી; પરંતુ આવશ્યકતા છે સમસ્ત ભારતની શારીરીક ઉન્નતી કરવાની, આવશ્યકતા છે પ્રત્યેક ઘરમાં, પ્રત્યેક વ્યક્તીમાં, વ્યાયામ–જ્ઞાન પ્રત્યે અનુરાગ ઉત્પન્ન કરવાની : કે જેથી ભવીષ્યમાં ભારત બળવાન, સ્વસ્થ અને બુદ્ધીમાન લોકોનો દેશ બને.

આ સંબંધમાં વધુ વીવેચન કરવા પહેલાં વર્તમાન હીંદીઓની શારીરીક દશાનો વીચાર કરીએ. કોઇ પણ વર્તમાનપત્ર જુઓ, તે તેમાં અડધાથી પણ વધારે જાહેરખબરે એવી દવાઓની જોશો કે, જેના સેવનથી લોકોને બળવાન અને નીરોગી બનાવવાનો દાવો કરવામાં આવ્યો હોય ! એ જાહેરખબરોમાંની લોભાવનારી વાતો વાંચીને, નવયુવાનો તેનાથી ભોળવાઇ તેવી નકામી દવાઓનો ઉપયોગ કરે છે. પરીણામ એ આવે

છે કે, કોઇ કોઇ વખત તેનાથી તાત્કાલીક લાભ થાય છે, એટલે તેઓ તેનો વધારે છુટથી ઉપયોગ કરવા માંડે છે; અને તે એટલી હદ સુધી કે, તેના સેવનથી તેઓ પોતાની તંદુરસ્તી પર એવું પાણી ફેરવે છે કે, પછી તેઓ કોઇ પણ પ્રકારે ગુમાવેલું સ્વાસ્થ પાછું મેળવી શકતા નથી. આને બદલે જો તેઓ જ્યાં વ્યાયામ દ્વારા શરીર રક્ષાનું શીક્ષણ મળતુ હોય તેવાઓની સોબતમાં બેસતા ઉઠતા હોત, તો આજે તેઓ માનવ–જાતીને માટે એક આદર્શ ઉદાહરણ બની ગયા હોત. કોઇ શાળા અગર કોલેજમાં જઇને જુઓ, તો ત્યાંના ચસ્માંના ભપકાથી તમે અંજાઇ જશો. અને ત્યાંના નવયુવકો જે ભારતની ભવીષ્યની આશા ગણાય છે, તેમના ચહેરા તરફ જોશો તો હસમુખી મુખાકૃતી, તેજ ચમકતી આંખો- અને સીધી પીઠ કે જે પુર્ણ સ્વાસ્થ્યનું ચીન્હ છે, તે ત્યાં તમને ભાગ્યે જ દેખાશે. ખોરાકની તંગી, આવશ્યક શક્તીઓનો દુરુપયોગ, નીંદ્ય સામાજીક રીવાજો અને સંગઠીત વાતાવરણનો લોપઃ એ કારણોને લઇને જ આજના યુવકની દુઃખજનક દશા તમને દેખાય છે; પરંતુ જો તમે ભારતમાં અગર તેની બહાર જઇ કોઇ યુરોપીય શીક્ષણ સંસ્થા માં જુવો, તો આથી ઉલટું જ દ્રસ્ય દેખાશે. કેમકે ત્યાં યુવકને માટે તેની શારીરીક શક્તી વધારવાની યોગ્ય અનુકુળતા હોય છે.

## વ્યાયામ વીષે ભ્રામક માન્યતાઓ

લોકો કહે છે કે ભારતવાસીઓની ખરાબ શારીરીક હાલતનું મુખ્ય કારણ તેમની આર્થીક સ્થીતી છે. ઘોર પરીશ્રમ અને પૌષ્ટીક ખોરાકની તાણ એ તેમની મુખ્ય મુશીબત છે. નીઃસંદેહ આ કથન સત્ય છે; પરંતુ અહીયાંના બધા લોકોને માટે તેવું નથી. ભારતવાસીઓનો થોડોક ભાગ બેશક એવો છે કે, જેમને આવશ્યક પૌષ્ટીકતત્વોની તાણ નથી, કે જેને કારણે તેઓને નીરૂપાય નીબળ રહેવું પડે; પણ શક્તી કેમ વધારવી તે બાબતનું અજ્ઞાન એ જ તેમની નીબળતાનું મુખ્ય કારણ છે.

જો શાળા અને કોલેજો દ્વારા ભારતીય યુવાનોને વ્યાયામ–વીજ્ઞાનનો અભ્યાસ કરાવી તેનું મહત્વ સમજાવવામાં આવે, તો વ્યાયામ પ્રત્યે તેમનો પ્રેમ વધવાની સાથે જ તેઓની શારીરીક અને માનસીક શક્તીઓનો વીકાસ થાય. પરંતુ એકલા શારીરીક વ્યાયામ પ્રત્યે વીશેષ મમતા રાખવાથી પણ માનસીક શક્તીઓનો હ્રાસ થાય છે. આવી મીથ્યા પ્રચલીત ભાવના જુની કોટીના મલ્લોને જોવાથી ઉભી થઇ છે; પરંતુ તે વાસ્તવીક નથી વાત એ છે કે મલ્લો વ્યાયામમાં જ રચ્યાપચ્યા રહેવાથી પોતાની બૌધીક ઉન્નતી કરવાનું કામ નેવે મુકે છે, અથવા કેટલાક વખતને માટે તેના તરફ ધ્યાન આપતા નથી. એનું પરીણામ એ આવે છે કે તેમની માનસીક શક્તીઓનો વીકાસ અટકી પડે છે પરંતુ એ માત્ર તેમની જ ભુલ છે, તેમાં વ્યાયામનો કંઇ દોષ નથી, અલબત્ત સેન્ડો, હુને, રામમુર્તી અને ગામાની બુદ્ધી પ્રધાન કામગીરી નજરે આવતી નથી એ ખરૂં, પરંતુ તેથી એમ તો ન જ કહી શકાય કે તેમનામાં બુદ્ધી જ નથી. રાત દીવસ વ્યાયામના કાર્યમાં મચ્યા રહેવાને લીધે તેઓ બીજી દીશા તરફ લક્ષ આપવા જેટલો સમય મેળવી શકતા નથી. તોપણ જો કોઇ વ્યક્તી આ બંને વીષયોમાં એકી વખતે ઉન્નતી કરવા ચાહે, તો તેમ જરૂર કરી શકે. શારીરીક તેમ જ માનસીક બંને શક્તીઓ ધરાવતા હોય એવા લોકોનાં જોઇએ તેટલાં ઉદાહરણ આજે જગતમાંથી મળી શકે તેમ છે.

વ્યાયામશીલ હોવા છતાં માણસને માટે શારીરીક અને માનસીક ઉન્નતી એકી સાથે કરવી એ અસંભવીત તો નથી જ. અલબત્ત વ્યાયામ વીશારદ થવા માટે એની પાછળ ખુબ સમય રોકવો પડે, તેથી તેવા માણસને પોતાની માનસીક ઉન્નતીના પ્રયાસોનો કંઇક ભોગ આપવો પડે; પરંતુ સાધારણ માણસને પોતાના શરીરની સુધારણા અર્થે વ્યાયામમાં એટલો સમય રોકવાની જરૂર નથી, એ ભુલવું જોઇતું નથી.

પાયાનો મકાનની સાથે, અને મુળનો વૃક્ષની સાથે જેટલો સંબંધ છે; તેટલો જ સંબંધ મનુષ્ય શરીરનો તેના માનસીક વીકાસની સાથે છે. પરંતુ તંદુરસ્ત શરીર વીના મગજની તાઝગી જ રહી શકતી નથી. એટલે પણ શારીરીક વીકાસને છેક જ ભુલી જવો તે યોગ્ય નથી.

વ્યાયામ-વીતાન સેન્ડો યા ટેરીના વ્યાયામો અગર એવી જ કોઇ બીજી ક્રીયા કરવાથી પુરું થતું નથી શરીરના અવયવો તેમ જ ઇન્દ્રીઓની શક્તીઓ વધારવાના વીચારથી જે અભ્યાસ અગર વ્યાયામ કરવામાં આવે છે, તે બધામાં વ્યાયામ-વીજ્ઞાનનો સમાવેશ થઇ શકે છે. અને એ બધા વ્યાયામનો મુખ્ય ઉદ્દેશ સ્વાસ્થ્ય છે; શરીરને સુડોળ અને સુંદર બનાવવું એ તો ગૌણ ઉદ્દેશ છે. આજકાલ બધા લોકો પોતાના શરીરને સુંદર અને પુષ્ટ બનાવવાની ઇચ્છા રાખે છે. અને બીજાના શરીરનું સૌંદર્ય જોઇ તેની પ્રશંસા કરે છે, પરંતુ તેઓમાંના ઘણાને એ વાતનો ખ્યાલ નથી હોતો; કે યોગ્ય શીક્ષણ વડે, તેઓ પણ પોતાનું શરીર તેટલું જ સુંદર અને મજબુત બનાવી શકે તેમ છે. એ માટે ફક્ત તેઓએ વ્યાયામ તરફ પ્રેમ ઉત્પન્ન કરવાની અને અનુભવી-માણસો પાસેથી શીક્ષણ મેળવીને, વ્યાયામનો અભ્યાસ કરવાની જ જરૂર છે. વળી સુંદર શરીરની પરીક્ષા કેવળ બહારના દેખાવ ઉપરથી ન કરી શકાય; કેમકે બહારના દેખાવ ઉપરથી માત્ર શરીરના બળનું માપ નીકળી શકતું નથી. જેના તમામ અવયવોનો સંવાદી વીકાસ થયો હોય તે જ માણસ સુંદર. બાકી બીજા અવયવોને ભોગે થોડાકની ખીલવણી તેનું નામ સુંદરતા કે સુદઢતા નથી.

આજકાલ વ્યાયામ-વીજ્ઞાનની અનેક જુદી જુદી પદ્ધતીઓનાં પુસ્તકો ઠામ ઠામ જોવામાં આવે છે, તેથી લોકો વીચારમાં પડી જાય છે કે, કઇ પદ્ધતી પ્રમાણે વ્યાયામ કરવો તે સારું ? સેન્ડો, મુલર, સ્ટ્રોંગફોર્ટ લીડરમેન માઉલ્ડન, લૅાટીન, એકલે આદી અનેક પરદેશી મલ્લોની જુદી જુદી વ્યાયામ પ્રણાલીકાઓ હોય છે. ઉપરાંત સ્વીડન, જર્મની, સ્વીઝર્લૅન્ડ, ફ્રાંસ અને અમેરીકા આદી દેશોની પ્રણાલીકાઓ પણ જુદી જુદી હોય છે. તો પછી આ સર્વ જાળોમાંથી નીકળીને પોતાને લાભદાયી એવી કોઇ એક પ્રણાલીકા કેવી રીતે પસંદ કરી શકાય? આવી સ્થીતીમાં બહેતર તો એ છે કે આ સર્વ પદ્ધતીઓ અને પ્રણાલીકાઓનું જ્ઞાન ધરાવતો હોય તેવા કોઇ અનુભવીની પહેલાં સલાહ લેવી.

## વ્યાયામની વીધીઓ

ઉપર જણાવ્યું તેમ વ્યાયામની અનેક વીધીઓ હોવાથી, પુરૂષ યા સ્ત્રી પોતપોતાની જરૂરીઆતો અને દેશકાળને અનુસરીને તેમાંથી કોઇ એક પસંદ કરી શકે છે. જો તમે વ્યાયામનાં સાધનો મેળવી શકતા ન હો, તો જેમાં સાધનોની જરૂર પડે નહી એવી પણ વ્યાયામની ઘણી રીતો છે. જો તમારી ઇચ્છા ખુલ્લી જગ્યા અથવા ઘરની અંદર વ્યાયામ કરવાની હોય તો તેવા વ્યા-

યામોની વીધીઓ પણ તમને મળી શકે તેમ છે. છોકરા, છોકરીઓ, યુવાન સ્ત્રી–પુરૂષો તથા પ્રૌઢો, દરેકને માટે જુદા જુદા વ્યાયામ હોય છે. મારી સલાહ તો એ છે કે કેવળ યુવાન અને બળવાન માણસોએ જ સાધનોની સાથે વ્યાયામ કરવો જોઇએ. અને બાળકોએ તેમ જ પ્રૌઢોએ તો સાધનો સીવાય જ સાદી રીતે વ્યાયામ કરવો જોઇએ.

શાળા અને કોલેજમાં ભણનાર યુવાનોને માટે અનેક પ્રકારની વ્યાયામની રીતો હોય છે, છતાં તેમાંની એકે તરફ કોઇ યુવાનને પ્રેમ ન થાય, તે તો આશ્ચર્યની જ વાત કહેવાય. ત્યાં ખેલવું, કુદવું, પેરેલલ અને હોરીઝોન્ટલબાર, બોકસીંગ, કુસ્તી, બારબેલ, ડમબેલ, રોમનરીંગ, તરવું, નૌકા ચલાવવી, દોડવું તથા બીજા ખેલો અને લશ્કરી શીક્ષણ વગેરેની વ્યવસ્થા તેમને સારૂ હોય છે. તેમાં પણ ખેલવું–કુદવું છોડીને હું તો બોકસીંગને જ પસંદ કરૂં. કેમકે માત્ર પાંચ છ મીનીટની અંદર જ તેથી શરીર તથા મનની બીજા કોઇપણ વ્યાયામ કરતાં વધુ તાલીમ આપી શકે છે. અલબત એ રમત જોખમ ભરેલી છે. કોઇ કોઇ વખત નાકમાંથી લોહી વહે, એકાદ બે દાંત તુટે કે આંખ પર ઇજા થાય એ તો તેમાં બનવાનું. પણ તેથી કેટલાકો કહે છે તેમ બોકસીંગને જંગલી લોકોનો ખેલ કહી શકાય નહીં. ઉપયોગ જો વ્યાયામની ખાતર જ કરવામાં આવે, તો મારી સમજ પ્રમાણે આનાથી વધુ સારી વ્યાયામની બીજી કોઇ સારી રીત નથી. બીજા વ્યાયામમાં પેરેલલબાર છાતીના વીકાસને માટે બહુ સારા. હોરીઝોન્ટલબાર અવયવોને ચંચળ બનાવવાને, બારબેલ હાથ અને જાંઘની ઉપરની માંસ પેશીઓને તેમજ હાથની નીચેના અને પેટના સ્નાયુઓની ખીલવણી માટે સારા છે ત્યારે દોડવું, જલદી ચાલવું, તરવું તથા લશ્કરી કવાયત એ પગને માટે ઉપયોગી વ્યાયામ છે. આ સીવાય વ્યાયામની બીજી કેટલીક ખાસ રીતો પણ છે; જેનાથી પગ બહુ મજબુત બને છે. લશ્કરી કવાયત વીનયી બનવામાં, આજ્ઞાનું પાલન કરવામાં, આજ્ઞા આપવામાં, કઠણ જીવન જીવવામાં તથા યુદ્ધ સમયે બલીદાન બનવામાં ઉપયોગી થાય છે. બંદુકની અને શારીરીક વ્યાયામ માટેની લશ્કરી પદ્ધતી પણ શરીરને મજબુત અને નક્કર બનાવવાને માટે સારી છે. શ્વાસોશ્વાસ તથા આખા શરીરના વીકાસ માટે તરવું એ પણ એક સરસ વ્યાયામ છે.

આ ઉપરાંત શરીર સુધારવાને માટે બીજા પણ જુદાજુદા પ્રકારના રોગનીવારક વ્યાયામ છે. જેના અભ્યાસથી શરીરનું તે તે ખાસ અંગ મજબુત બને છે, જે રોગને માટે ઔષધરૂપ મનાય છે. વળી એવા પણ વ્યાયામ છે. કે જેનાથી મણુસના શરીરના અમુક ભાગો બહુ વધી ગયા હોય, તે ઓછા થઇ શકે. ચરબી ઘટાડવા માટે યોગ્ય વ્યાયામ અથવા ઉપવાસ એ સારી રીત છે (મરી સમજ પ્રમાણે ઘણા માણસો આ માટે વ્યાયામ જ પસંદ કરશે.) આ જ રીતે યોગ્ય વ્યાયામનો અભ્યાસ અને યોગ્ય ભોજનની વ્યવસ્થાથી શરીરનું વજન વધારી પણ શકાય છે.

## વ્યાયામ અને ભોજન

વ્યાયામ–વીજ્ઞાનમાં ભોજનનો પ્રશ્ન પણ અત્યંત મહત્વનો છે, પૌષ્ટીક ભોજન સીવાય સખ્ત વ્યાયામ કરવાથી શરીરને લાભની જગ્યાએ વીશેષ હાની થવાનો સંભવ છે. એટલે વ્યાયામ કરનાર જેટલું પૌષ્ટીક ભોજન કરતો હોય, તેના પ્રમાણમાં જ વ્યાયામ પણ કરે. બહુ મસાલેદાર તથા ચીકણા પદાર્થો

શરીરને ફાયદો કરતા નથી. જે ખોરાક જલદી પચી જાય અને જેનાથી શરીરની રચના થતી હોય, એવો ખોરાક લેવો જોઇએ. માંસ, * ઇંડા, દુધ, પનીર, તાજી તરકારી તથા તાજાં ફળ વીગેરે શરીરની ઉન્નતીને સર્વશ્રેષ્ઠ છે. ચરબી ભરેલા જાડા શરીરવાળા માણસોએ બહુ વધારે પાણી ન પીવું જોઇએ. અને માદક પદાર્થો તથા તમાકુને તો ત્યાંયે પણ ઉભા ન રહેવું જોઇએ. મગજને સંગીન બનાવનારા પદાર્થોમાં માંસ, માછલા, પનીર, માંખણ, બદામ તથા અંજીર આદી છે. ચરબી, સાકર, માંખણ, ચોખા અને રોટલા વીગેરેથી શરીરના સ્નાયુ જોઇએ તેટલા વૃધી શકતા નથી. સફરજન, દ્રાક્ષ તથા બીજાં સ્વાસ્થ્યકર ફળો જો પ્રમાણસર ખાવામાં આવે તો તે પણ લાભદાયી છે. પીવાના પાણીની સાથે લીંબુનો રસ આમાશય તથા આંતરડાંને બહુજ લાભકારક છે.

વ્યાયામના શરૂઆતના અભ્યાસીએ એક વાત હંમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ કે, વ્યાયામ નીયમીત અને સુખદ માલુમ પડે ત્યાં સુધી જ કરવો જોઇએ. સ્હેજ પણ કઠણ લાગવા માંડે કે તરત જ બંધ કરી દેવો જોઇએ. વ્યાયામ કરી રહ્યા પછી દશ પંદર મીનીટે ટાઢે પાણીએ સ્નાન કરવાથી શરીર પર તેની સારી અસર થાય છે. તથા શરીર હલકું અને સ્વસ્થ લાગે છે. સ્વસ્થ સુવાને હંમેશાં ટાઢે પાણીએ નહાવું જોઇએ. અને નાહ્યા પછી શરીરને ખુબ સારી રીતે ભાર દઇને લુછવું જોઇએ. આ પ્રમાણે કરવાથી ટાઢ લાગતી નથી, લોહી બરાબર ફરતું રહે છે, શરીર ગરમ થાય છે અને ચામડી ચળકી ઉઠે છે.

* મુળ લેખક મહાશયની ખોરાક વીશેની આ માન્યતા સાથે હું મળતો થઇ શકતો નથી. માંસાદી ખોરાક સીવાય પણ સારૂં આરોગ્ય અને સંપુર્ણ બળ પ્રાપ્ત કરી શકાય છે. એ આજના વૈજ્ઞાનીક જમાનામાં સીદ્ધ થએલું છે.

## વ્યાયામ અને ઉંઘ

વ્યાયામના અભ્યાસીએ પુરેપુરી ઉંઘ લેવી એ પણ જરૂરી ચીજ છે. યુવાન માણસે છથી આઠ કલાક સુધી ઉંઘવું જોઇએ. ડાબે પડખે સુવાને બદલે જમણે પડખે સુવું વધારે લાભકારક છે, કેમકે એવી રીતે સુવાથી હૃદય પોતાનું કામ કરવાને માટે સ્વતંત્ર રહે છે. બીજાં અંગ તેની પાસે આવીને એકત્ર થઇ જતાં નથી. ઘરમાં હવા અને પ્રકાશની આવશ્યકતા કેટલી બધી છે; તે બાબતમાં તો હું અત્રે કાંઇ જ કહેવા ઇચ્છતો નથી. કેમકે તાજી હવા અને પ્રકાશથી ભરપુર ઘર જ રહેવા અને સુવાને માટે કામનું છે, એ વાત દરેક જણ જાણે છે. અંધારાવાળું અને હવા વીનાનું સ્થાન તંદુરસ્ત માણસને માટે પણ હીતકર નથી. એક વાત ઉપર દરેક માણસે ખાસ લક્ષ આપવું જોઇએ, તે એ કે હંમેશાં નાકથી જ શ્વાસ લેવો જોઇએ. મોંથી શ્વાસ કદી પણ લેવો નહી. વ્યાયામ કરતાં રમતાં અને સુતાં હંમેશાં નાકથી જ શ્વાસ લેવો. જો તમે તેમ ન કરતા હો, તો તેમ કરવાનો પ્રયત્ન કરી તેમ કરતાં શીખવું જોઇએ. નાકથી શ્વાસ લેવાથી બધો કચરો તેમ જ રજ નાકમાં જ ચટકી જાય છે. અને ઠંડી હવા ફેફસાંમાં પહોંચતાં પહેલાં જ ગરમ થઇ જાય છે. એમ થવાથી પરીશ્રમ અને રોગથી ફેફસાંનો બચાવ થાય છે.

હીંદી જનતામાં વ્યાયામનાં જ્ઞાન પ્રત્યેના પ્રેમનો વધારો કરવો એ ઘણો મહત્વનો પ્રશ્ન છે. પરંતુ દીલગીરીની વાત એ છે કે

આ વીષય શાળાઓ અને કોલેજોમાં હજી પ્રારંભ રૂપમાં જ પડી રહ્યો છે. વીદ્યાર્થીઓ એ બાબતમાં રસ લેતા નહી હોવાથી એકાદ બે વાર કવાયત અથવા કસરત કરવાથી તેમને પણ જોઇએ તેટલો લાભ થતો નથી. તે સીવાય આ વ્યાયામ કેવળ દીવસના ભાગમાં અભ્યાસના સમયે કરાવવામાં આવે છે પણ તે સમય વ્યાયામને માટે અનુકુળ નથી. વ્યાયામ માટે સવારનો અથવા સાંજનો વખત જ વધારે અનુકુળ છે. શાળાઓ અને કોલેજોમાં શીખવાતો વ્યાયામ એવો ન હોવો જોઇએ કે, તેમાં શીખનારા ચાલાકી અને બાજીગરીનાં જ કામ કરી શકે, અને અખાડો સરકસના જેવો જણાય; પણ જેથી અશક્તોનાં શરીર તંદુરસ્ત થઇ શકતી અને સ્વાસ્થ્ય વધે; અને તંદુરસ્ત શરીર રૂષ્ટપુષ્ટ અને બળવાન થાય, એવો હોવો જોઇએ. શાળાઓ અને કોલેજોની વ્યાયામ શાળાઓ આ માટે જોઇતાં તમામ જાતનાં સાધનોથી પુર્ણ હોવાની ખાસ જરૂર છે. અને સાથે અધીકારી વર્ગે તે તરફ પ્રેમ ઉત્પન્ન કરવા માટે ઉત્સાહ અને ઉત્તેજન આપવાં જોઇએ. વ્યવહારીક વ્યાયામો સીવાય, વ્યાયામ-વીજ્ઞાનનાં પુસ્તકો દ્વારા આપેલા શીક્ષણથી પણ વીદ્યાર્થીઓને શારીરીક ક્રીયા તથા તેના પર વ્યાયામની થતી અસરનું સંપુર્ણ જ્ઞાન મળી રહેશે. અને એથી શીક્ષણની સંસ્થાઓમાં પોતાના અજ્ઞાનને લીધે શરીર હાડપીંજર જેવા થઇ ગએલાની જે ફોજ નજરે પડે છે તે ફોજ પણ હટી જશે.

## સ્ત્રીઓ અને વ્યાયામ

આ વ્યાયામ-વીજ્ઞાનની એકલી યુવકોને માટે જ નહીં, પરંતુ યુવતીઓને માટે પણ જરૂર છે. હીંદ જેવા દેશ માટે તો તે વધુ જરૂરનું છે કેમકે જુના રીવાજોના પ્રણાલીકાવાદની ભક્તીને લઇને સ્ત્રીઓની તંદુરસ્તી ખાસ બગડે છે. દેશના મોટા ભાગમાં સ્ત્રીઓને માટે સુર્યનો પ્રકાશ, તાજી હવા અને અલ્પ વ્યાયામ પણ મળવાં દુર્લભ છે. આનું પરીણામ જે થવું જોઇએ તે જ થાય છે. ક્ષય અપચો તથા બીજા અનેક રોગો જે મોટે ભાગે સ્ત્રીઓમાં જોવામાં આવે છે. આ ભયંકર દશા સુધારવાને માટે તેએ બહાર ખુલ્લી જગ્યામાં નીકળે, કુદરતી બક્ષીસોનો ઉપભોગ કરે, દવાઓનું સેવન બંધ કરે, જેથી શરીર રૂષ્ટપુષ્ટ અને સુંદર થાય. એવા વ્યાયામો તથા ખેલો પ્રત્યે પ્રેમ વધારે અને શરીરના આંતરીક અવયવોને પોતાના ધરકામનો ભાર ઉઠાવવા જેટલા મજબુત બનાવે. એ અત્યંત જરૂરનું છે. જો સ્ત્રીઓ આટલું કરે તો તેઓનાં સંતાન સ્વસ્થ અને પ્રસન્ન ચીત્તવાળાં થાય, અને તેટલે અંશે દેશને જ લાભ થાય. *

---

* હીંદી ઉપરથી.



# અનામી સૈનિક

: લેખક :

સામાન્ય જન

અનામી સૈનીક!
અપુર્વ રાષ્ટ્ર ભક્ત
તને વંદન!

તું બહેન હો કે બંધુ,
તું કીશોર હો કે યુવાન,
તું પ્રૌઢ હો કે વૃદ્ધ
તુંજ ખરો સ્વદેશભક્ત.
તારા સ્મરણે સ્મરણે
મારૂં મસ્તક નમે છે.

માનનો તને મોહ નથી,
ધનલાભના તને કોડ નથી
સ્વદેશ સ્વાતંત્ર્યના અભીલાષ
એ જ તારા જીવનનું લક્ષ્ય.
એ લક્ષ્યની સીદ્ધીઅર્થે
મથવું કે મરવું
એ છે એક જ તુજ ટેક
એ ટેકને અર્થે
તુજ દેહનાં દાન
કર્યાં છે તેં દેશને

ધરાસણા અને વડાલાની
ગીલા ખળીઓમાં,

મુંબાઈનાં આઝાદ મેદાન
અને આઝાદ ચોકમાં,
અમદાવાદના
સરીઆમ માર્ગોમાં,
અમૃતસરની ગલીઓમાં
કલકત્તા અને ગંતુરમાં
રાજમહેંદ્રી અને પેશાવરમાં
નાગપુર તેમજ પુનામાં
તુજ દેહ ઉપર
ઝીલ્યા છે તેં લાઠીપ્રહાર
પ્રફુલ્લવદને
અને ખીલતે હૈયે.

હામ હામ તેં સ્વીકાર્યાં છે
મૃત્યુનાં એ કારમાં નોતરાં.
રાષ્ટ્રની સ્વતંત્રતા અર્થે
પરતંત્રતા સ્વીકારી પોતે
કઠણ કાળજાંને ફફડાવે,
સંગ દીલોને ધ્રુજાવે
તેવી કાળમીંઢ પત્થરી તુરંગોને
સ્વીકારી છે તેં
મનોહર મહેલ તરીકે.

અને ત્યારે ય તેં કદી નથી સેવી
પોકળ નામનાની ઝંખના

તારે ભોગે
અખબારોમાં ડંકા વાગે
મોવડીઓના નામના.
લાઠીના ઝનુની જંગમાં
ઉભવાની તક ન મળે
તુજ નેતાઓને
અને તુરંગમાં યે
એમને અપાય
અ વર્ગના રાજવૈભવો

ખાસ ગાડીઓને બદલે
તારે ઘેટાં ગાડીમાં પુરાવાનું
તુરંગમાં યે તારે ફાળે તો
ભોગ, ભોગ અને ભોગ જ
આપવાનું મંડાયલું.
પણ તું તો અડોલ અને અડગ
ટેકીલો વીર યોધ
શા માટે એ શબ્દ
તુજ શુરા મુખડે ન શોભે
સરદારોના કાર્યક્રમમાં
નેતાઓની લડત કલામાં
નીઃશંક દીલે
સેવી છે તેં તો સદા શ્રદ્ધા
સાચા સૈનીકને યોગ્ય.

લાઠી ઝીલણુમાં
પહેલું માથું તારૂં
ધરપકડમાં
તારો ફાળો મોખરે
રાષ્ટ્રની હાકલ
માતૃભુમીના નામનો શબ્દ
એને માની તેં તો
પવીત્ર આજ્ઞા
અને નીઃશંક ભાવે,
અડગ હૈયે,
વીરોચીત રીતે,
કર્યું છે તેં એનું પાલન

તારો ટેક
સ્વદેશના સ્વાતંત્ર્યનો
તારૂં લક્ષ્ય
માતૃભુમીની મુક્તીનું.
પ્રત્યેક પળે અને વીપળે
તેં દષ્ટી સમક્ષ રાખ્યાં છે
સદાય એ ટેક અને લક્ષ્ય
એને જ માટે તું છુટો ફર્યો,
એને જ અર્થે તું પરાધીન બન્યો,
એ કાજે તેં લાઠીપ્રહાર ઝીલ્યા
માથાંના પ્રતીપક્ષી માટે દડા બનાવી
તું જીવ્યો, તું મુઓ
જાળવવા તુજ એ
સત્ય ટેકને જ

એવા ઓ અનામી સૈનીક!
ધન્ય હો, ધન્ય હો,
કોટી કોટી ધન્યવાદ હો
તુજ નામને

ભલે અખબારોમાં તારાં નામ
કે તારાં છાયાચીત્રો ન છપાયાં;
ભલે જનતાએ તુજ નામ
અને તુજ કામને ન જાણ્યું,
સ્વતંત્ર હીંદની ભાવી પ્રજા
કરશે જરૂર તારી પીછાન
નહીં વીસરે એ તને,
નહીં ભુલે તુજ કામને,
સ્મરશે તુજ ભવ્ય આપભોગને
હમેશને માટે, પળેપળે.

ધરાસણા અને વડાલામાં,
પ્રત્યેક શહેરના સરીયામ માર્ગે માર્ગે
ખડી કરશે તુજ સ્મરણની
એ ભવ્ય પ્રતીમાઓ
અને ભણાવશે પાઠ

તુજ અનેરા જીવનના
ભવીષ્યની મહાપ્રજાને.

સ્વતંત્ર હીંદની સમર્થ પ્રજા
ગાશે તુજ કાર્યની ગુણગાથા,
આવતા યુગના મહાકવીઓ
રચશે તુજ યશની મહાકથાઓ
તારી પ્રતીમા
ભારતની ભવ્ય આવતી કાલની
ભભક ભર્યાં કીર્તીસ્થંભો બનશે
મોવડીઓ ભુલાશે,
નેતાઓનાં વીસ્મરણ થશે,
પણ નહીં ભુલાય
એક તુજ નામ
ઓ અનામી સૈનીક!

હજારો હજાર વંદન હો
લાખ લાખ ધન્યવાદ હો
કોટી કોટી અભીનંદન હો
તને અને તારા
સાદા, સીધા, સરળ
ભોળા, ભલા સાથીઓને!

ભાવી ભારતનો ધ્વજદંડ
સ્વતંત્ર હીંદનો સાચો પાયો
બન્ને ખડાં થશે
તારા જ આપભોગની
ઝગમગતી ભુમી ઉપર.

ગાઓ! ગાઓ!
આજના અને આવતી કાલના
ઓ સાચા હીંદીઓ!
ગાઓ આપણાં એ અનામી સૈનીકોની
યશસ્વી જય ગાથાઓને!

અનામી ઓ સૈનીક!
અટલ ઓ રાષ્ટ્ર સેવક!
તને વંદન!
તું બહેન હો કે બંધુ!
તું કીશોર હો કે યુવાન!
તું પ્રૌઢ હો કે વૃદ્ધ!
તુંજ સાચો સ્વદેશભક્ત.
તારે સ્મરણે સ્મરણે
અમારાં મસ્તક નમે છે.

**શેઠાણી**: ગીતા, મારો સુવાનો ઓરડો બરાબર સાફ કરી નાખ તો?

**નોકર**: માફ કરો બાઇ, મારાથી તે નહીં બની શકે; કેમકે મારી સાથે દીવાનખાનું સાફ કરવાનીજ બોલી કરેલી છે.

* * *

**મંગી**: એ સાડી માટે હું ગમે તે આપવા તૈયાર છું.

**ગંગી**: ત્યારે શું કામ ખરીદતાં નથી.

**મંગી**: અરે બાઇ! એને તો તેના પચાસ રૂપીઆ લેઇએ છે!

માતાઃ જો બાજુનો તોફાની રમણ તારી તરફ ફરીથી પત્થર ફેંકે તો તુરત આવીને મને કહી જજે.

પુત્રઃ શું કામ? એના કરતાં તો મને બરાબર સીધો પત્થર ફેંકતાં આવડે છે.

* * *

"ગંગાએ કહ્યું, તે મદનલાલ શેઠ ઉપર પુરેપુરું વેર લેશે."

"કેવી રીતે?"

"ગંગા કહેતી હતી કે મદનલાલ સાથે તે એની છોકરીનાં લગ્ન કરશે."

# મરજી પ્રમાણેનાં બાળકો

: લેખક :

એક દાક્તર

આજની, નીર્ધન, બેકાર, અભણ, મુડદાલ, રોગી, અલ્પજીવી, નીવીર્ય પ્રજા પોતાની એ દયામણી દશામાંથી છુટવા માટે તરફડીઆં મારી રહી છે. સુદૃઢ, સુંદર, વીર્યવાન અને પ્રભાવવંતી પ્રજા સરજવાની ચીંતા ચારે તરફથી થઇ રહેલી જણાય છે. એ પ્રશ્ન આજની તેમજ આવતી કાલની માનવજાતીનો મહા પ્રશ્ન છે. તેનો સરળતાથી વ્યવહારૂ ઉપાય કેવી રીતે કરી શકાય, તે જાણવા પ્રત્યેક માનવી આતુર હોય છે. એવાં આતુર મનુષ્યોને પ્રસ્તુ લેખમાંથી યોગ્ય દીશા સુચન મળશે.

કોઇ પણ ચર્ચાસ્પદ કે વીવાદનીય વીષયમાં પહેલી વસ્તુ તો વીધાન (Statement) નું સરળ આલેખન છે. તેને માટે ભુમીકા બહુ જ સ્પષ્ટ રીતે રજુ કરવી જોઇએ કેટલીક સત્ય હકીકતો રજુ કરી તેની ઉપર એ ભુમીકા (Basis) રચ્યાં પછી વીવાદની વસ્તુ સમજવી સરળ બને છે. સંતતીનીયમન વીષય માટે પણ કેટલાંક બહુ જ જાણવા જેવાં સત્યો સદ્‌ભાગ્યે અસ્તીત્વ ધરાવે છે. આ રહ્યાં તે જીવન્ત પ્રમાણો :

(૧) જગત એક ચોક્કસ વસ્તુ છે. તે કેટલાંક મૌલીક મુળતત્વોનું બનેલું છે. અને આપણને દેખાતી વસ્તુઓ માત્ર આ સામાન્ય તત્વોના સામાન્ય પરીવર્તનો છે.

(૨) દુનીયાના દરેક મનુષ્યને ખાવા માટે, પોષણ માટે અન્ન અને રહેવા માટે સ્થળની જરૂર પડે છે.

(૩) તેમ જ દરેક પ્રાણીતત્વમાં વીકાસ પામવાની, પોતાની જાતી ઉત્પન્ન કરવાની શક્તી રહેલી છે. કોઇ જાતી વીનાશ ન પામે તેટલા માટે દરેક જાતી વધુ પ્રમાણમાં ઉત્પન્ન થાય તેવી શક્તી દરેક પ્રાણીતત્વને મળેલી છે.

(૪) આ પ્રાણીનો વીકાસનો ક્રમ તેમજ તેમના પોષણતત્વના વીકાસનો ક્રમ સરખાવીયે તો જણાશે કે એ બન્ને ક્રમો વચ્ચે સ્રી પ્રમાણ જરા પણ નથી.

(૫) જગતની પ્રજા કુદકે અને ભુસકે સંખ્યામાં વધતી જાય છે છતાં જગતમાં અન્ન એટલી જ ઝડપથી વધુ ઉત્પન્ન થતું નથી.

ઉપલા વીધાનોમાં રહેલા સત્ય સામે કોઇને વીરોધ હોઇ શકે જ નહીં. સમાજ-વીજ્ઞાન, અને અર્થવીજ્ઞાનનો સામાન્ય અભ્યાસી પણ આ વીધાનોમાં રહેલાં સત્ય વીશે ખાત્રી આપી શકશે.

આ વીધાનો પરથી આવતું અનુમાન એ જ હોઇ શકે કે કોઇ પણ રીતે વસ્તીના

# સ્પાર્ટા જેવી સબળ પ્રજા પૃથ્વીના પટ ઉપર, સામુદાયિક રીતે સરજાવીને, માનવજાતિમાંથી નિર્માલ્યતા, નિર્ધનતા, નિરક્ષરતા અને પરાધીનતાને કાયમનો દેશવટો દેવાનો વૈજ્ઞાનિક ઉપાય.

અનીયંત્રીત વીકાસ પર અંકુશ મુકાવો જ જોઇએ, માલ્થસ નામનો પ્રખર વીચારક કહેતો, પૃથ્વી પર મનુષ્યોની વસ્તી લગભગ પચીસ વર્ષમાં તો બમણી થઇ જશે. છતાં અમેરીકન સંસ્થાનોની વસ્તી તો વીસ વર્ષમાં બમણી બની હતી. એ ખરું છે કે માણસે વીજ્ઞાનની મદદથી અન્ન ઉત્પાદનને વધાર્યું છે. પણ જ્યારે આ વીજ્ઞાનના વીકાસ પછી પણ વધેલાં પોષણનાં સાધનો સાથે માનવ વસ્તીના વીકાસનો ક્રમ સરખાવી જોઇએ અને બન્ને વચ્ચેનું પ્રમાણ તપાસીએ તો માલુમ પડશે કે:

મનુષ્યોની વસ્તી ભુમીતીના ધોરણથી વધે છે જ્યારે તેમને જોઇતાં પોષણનાં તત્ત્વો ગણીતના પ્રમાણ પર વધે છે.

## વધતી વસ્તી

જ્યારે મનુષ્યની આગળ આ વૈજ્ઞાનીક સત્ય રજુ કરવામાં આવે છે, જ્યારે તેની દ્રષ્ટીમર્યાદા આગળ આ જીવન્ત સત્ય રજુ કરવામાં આવે છે, ત્યારે જ તેને ભયંકર ભાવીની કલ્પના થઇ શકે છે. ત્યારે જ તે સ્વીકારે છે કે, જો આ વસ્તીના વીકાસને અંકુશમાં રાખવાનો યત્ન કરવામાં નહી આવે તો પૃથ્વી પર ભુખમરો પગલાં મુકશે એ ચોક્કસ જ છે.

# નો. મહા પ્રશ્ન

પણ જે વસ્તુ કરવાની માનવી ના પાડે છે તે વસ્તુ અનેકવાર કુદરત કરી લે છે. પણ કુદરતની શીક્ષાઓ કારમી અને ભયંકર હોય છે. તેની સત્તાની સામે થનારને તે સખત દંડ આપે છે, તેના કાનુનોનો ભંગ કરનાર પર આફત વર્ષે છે.

આજ રીતે વધતા જતા વીકાસને મર્યાદામાં રાખવા માટે કુદરત દુનીયામાં રોગચાળો, ગંભીર બાળમરણ, અને યુધ્ધો ઉભાં કરે છે વાસ્તીની વીપુલતા ઘટાડવાના કુદરતે શોધેલા આ ત્રણ માર્ગો છે.

પણ હાલની સંસ્કૃતીએ કુદરતની આ ભયંકર અને કારમી રીતો સામે બળવો જગાવ્યો છે. હાલની સંસ્કૃતી શીખવે છે કે વસ્તીવીકાસ ઉપર અંકુશ મુકવા માટેના કુદરતી માર્ગો જરા પણ યોગ્ય નથી. તેથી અનહદ બાળમરણ, ભયંકર રોગચાળો, અને યુધ્ધનાં કારમાં પરીણામ સામે નવા જગતે વીપ્લવ માંડયો છે. બાળમરણને અટકાવવા માટે, તેમ જ રોગચાળાને નાબુદ કરવા સારૂ સમગ્ર જગતભરમાં પ્રખર આંદોલનો શરૂ થયાં છે. અને એ સમય નજીક આવે છે કે ત્યારે વર્તમાન યુધ્ધનીતીનો પણ આવતી કાલનું સંસ્કારી જગત કદાચ ત્યાગ કરે.

## બીજો મહાપ્રશ્ન

જો મનુષ્ય કુદરતને તેના કામમાં સંહાર માર્ગમાંથી વાળી શકવામાં સફળ બને, તો

આવતી કાલે પૃથ્વીના પેટ ઉપરથી બાળમરણ, રોગચાળો, અને યુદ્ધ નાબુદ થાય, તો પછી જગતની વધતી જતી વસ્તીનો પ્રશ્ન કેવી રીતે ઉકેલવો એ બીજો મહા પ્રશ્ન છે.

જો એમ થાય તો પછી એક વાત તો ચોક્કસ છે, કે મનુષ્યોએ પ્રજોત્પત્તી ઉપર અંકુશ મુકવો જ પડે આ અંકુશ પછી કયું સ્વરૂપ લે તે જ માત્ર વીવાદની વસ્તુ છે. છતાં સંતતીના સતત ઉત્પન્ન ઉપર પ્રતીબંધ મુકવાની કંઇક યોજના તો મનુષ્યે કરવી જ રહી. એ યોજના પણ વ્યવહારૂ અને દરેક વ્યક્તી પાળી શકે તેવી હોવી જોઇએ.

## મહાત્માઓનો આદેશ

આ માટે જગતના કહેવાતા સાધુ સંતો બ્રહ્મચર્યનો આદર્શ રજુ કરે છે, પણ પેલા મહાપ્રશ્નનો એ ઉકેલ તો માત્ર આદર્શ તરીકે જ રહેવા સરજાયેલો છે. કારણ કે એ આદર્શ કોઇ પણ જમાએ સામુદાયીક પ્રમાણ ઉપર પળાય તે સર્વથા અશક્ય છે. તેમજ તેના પાલનથી જગત પરની વસ્તી ઉપર અંકુશ મુકી શકાય તે પણ એક સ્વપ્ન છે. અને તેથી સાધુ સંતોના સ્વાંગ વાળાઓ અશક્ય આદર્શને માત્ર કલ્પનાના આકાશ પર વીહરવા દઇને પૃથ્વીપરના આ કુટ પ્રશ્નના ઉકેલ માટે વૈજ્ઞાનીકોએ દર્શાવેલી વ્યવહારૂ દીશા તરફ વળવું જોઇએ જ.

## સંતતી નીયમનનું વીજ્ઞાન

આ ઉકેલ તે સંતતી નીયમનનું વીજ્ઞાન છે. આ વીજ્ઞાનના અનુપાલનમાં રહેલા લાભ પર ધ્યાન ખેંચવું અહીં અસ્થાને નહીં ગણાય.

[૧] પ્રથમ તો તે અસરકારક છે. જો આ વીજ્ઞાનનું અનુપાલન બધા જ કરે તો પછી સમાજમાં જરૂર જેટલી જ સંતતી ઉત્પન્ન થાય. આથી વસ્તી વીકાસ પર અંકુશ મુકવાની ગુંચવણીના પ્રશ્નનો સરળ ઉકેલ થઇ શકે.

[૨] અતી સંતતી સાથે સંકળાયેલા બાળમરણોને તે નાબુદ કરે છે. એથી જગતના બુદ્ધીમાન મનુષ્યોને મુંઝવી રહેલાં બીજા મહાપ્રશ્નનો પણ સગવડભરી રીતે નીકાલ લાવી શકાય.

[૩] સમાજમાં થઇ રહેલાં ભયંકર ગર્ભપતનોનો આ વીજ્ઞાન કાયમને માટે અટકાવી દે છે. એ પ્રશ્ન તરફ આપણે ગમે તેટલી આંખો બંધ કરીએ છતાં તેટલાથી સમાજનું આ મહાન કલંક કંઇ અટકવાનું નથી. અને તેને નીવારવા માટે બીજો કોઇ માર્ગ પણ નથી.

[૪] સમાજનાં પરીણીત દંપતીનાં સુખ તે વધારે છે. 'ભાવીસંતતી'ના ઉત્પન્નની બીક ટળતાં દંપતી માટે નવું જ જીવન પ્રગટે છે.

[૫] સુવ્યવસ્થીત ધોરણવાળી સંતતીનો યુગ એને લીધે સરજાય છે એટલે જ્યારે વ્યક્તી ઇચ્છે ત્યારે જ બાળક ઉત્પન્ન થાય તેમ જ કરવામાં આ વીજ્ઞાન નવાજ સમાજનું પુનર્વીધાન કરી રહેલ છે. તેથી કુટુંબીજનોની સંખ્યા મર્યાદીત બને છે. અને તેને લીધે વીશાળ કુટુંબોથી ઉપજતા અનર્થો વીનાશ પામે છે. તેથી પ્રત્યેક બાળકને સારી કેળવણી મળે છે, અને પ્રત્યેક બાળકના ઉછેર પાછળ સારામાં સારી કાળજી લઇ શકાય છે,

આમ બાળકોના વીકાસની દ્રષ્ટીએ, સ્ત્રીઓનાં શરીરની દ્રષ્ટીએ, તેમજ પીતાની આર્થીક સ્થીતીની દ્રષ્ટીએ, આ વીજ્ઞાન આમવર્ગોના વ્યક્તીગત પ્રશ્નોના ઉકેલ તરીકે બહુ જ સહેલાઇથી અગ્રસ્થાન પામે છે. આ

બધું હોવા છતાં, સંતતીનીયમન સામે વીરોધનાં કારણો રજુ થાય છે ખરાં જ. તેથી તેના પ્રચાર સામે પાદરીઓ અને પુરોહીતો તરફથી રજુ થતી દલીલોની ટુંકી ચર્ચા કરવી અસ્થાને નહીં ગણાય. તેમ કરતાં આ વીજ્ઞાનના વીરોધીઓએ કરેલી દલીલો એક પછી એક લઇ તેની મીમાંસા કરવી ઠીક થશે.

## શું તે અકુદરતી છે?

મહાત્માઓ, અર્ધવીચારકો, સંતો, અને નીતીના પુજારીઓ પોકારે છે કે સંતતીનીયમન તો અકુદરતી છે. પણ 'અકુદરતી' એટલે શું એ વીચારતાં તે માટે થતી વ્યાખ્યાનો વીચાર કરવો જોઇએ. માનવીની બુદ્ધીના ઉપયોગ વીના થતી વસ્તુઓને જો કુદરતી ગણીયે તો અલબત્ત આ વીજ્ઞાન અકુદરતી કહી શકાય. પરંતુ તો તો પછી પાકશાસ્ત્ર, સ્થાપત્ય, રેડીયો, વીમાન વગેરે બધી જ શોધો અકુદરતી ગણાવી જોઇએ. કારણ કે વીમાનો ખેતરમાં પાકતાં નથી કે ઘર ઝાડ પરથી ખરતાં નથી. વળી કુદરતી કાનુનો પણ બે જાતના છેઃ એક માણસ ઘર પરથી કુદકો મારે, કે સોમલની દશ ટીકડીઓ એકી સાથે ગળી જાય તે કુદરતના કાનુન પ્રમાણે જરૂર જ મરી જાય. તેમ જ બીજો માણસ જો દાદર પરથી ઉતરે કે સોમલ પ્રમાણસર લે અથવા બીલકુલ ન લે તો કુદરતના કાનુન પ્રમાણે તે જરૂર જ જીવી શકે. એટલે મુખ્ય પ્રશ્ન પસંદગીનો જ છે. કુદરતના કાનુન તો બધા જ છે. પણ તેના ક્યા કાનુનને કેવી રીતે અનુસરવો તે વીચારવું તે મનુષ્યની બુદ્ધીનું કામ છે.

## આરોગ્યને નુકશાનકર્તા નથી

કેટલાક દાક્તરો પોકાર કરે છે કે સંતતી નીયમન સ્ત્રીઓના આરોગ્યને હાનીકર્તા છે. પરંતુ આ આક્ષેપમાં એ બહુ જ ઓછું સત્ય છે. અમેરીકામાં ૮૦૦૦ કુટુંબોએ છેલ્લામાં છેલ્લી ઢબનાં વૈજ્ઞાનીક સાધનો વાપરીને જગતની ખાત્રી કરી આપી છે કે એ સાધનોના વપરાશથી તેમને જરા પણ આરોગ્ય હાની નથી થઇ.

## નીતીમાનોનો પોકળ વીરોધ

પણ પેલા નીતીના પુજારીઓ સંતતી નીયમનનો શબ્દ સાંભળતાં જ કંપી ઉઠે છે. તેઓ કહે છેઃ એ આખું યે વીજ્ઞાન પાશવ વાસનાને પોષવામાં સરળતા ઉપજાવતું હોવાથી અનીતીમાન છે. પરંતુ અહીં નીતી અને અનીતી કોને કહેવી તે મુખ્ય પ્રશ્ન છે. નીતી એ તો સામાજીક ભાવના છે. વર્તમાન લગ્નપ્રથા નીતીમાન છે એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે તે માત્ર એટલું જ સુચવે છે કે, એ પ્રથાને અત્યારના સમાજે તેને સંમતી આપી છે. ભુતકાળમાં એક સ્ત્રીનું એક પુરૂષ હરણ કરી જાય તેને પણ તે વખતની નીતીની નજરે યોગ્ય લગ્ન ગણવામાં આવતાં હતાં. પુરાણકાળમાં વીધવાઓ નીયોગની વીધીથી સંતતી સરજે, તેને શાસ્ત્રીઓ અને નીતીવીશારદો નીતીમાન માનતા, વર્તમાન સમયે નીયોગની આખી પ્રથાને સમાજે અનીતીમાન માનીને વખોડી કાઢી છે. તે જ રીતે આવતી કાલે પરસ્પર સ્વતંત્ર સમાગમને પણ છુટ આપવામાં આવે તો તે પણ નીતીમાન કહેવાય. આમ નીતીની ભાવના તો સમય અને સંજોગાનુસાર પલટાતી ભાવના છે. તે અટલ કે અડગ કહી શકી જ નથી. પ્રત્યેક યુગે તે બદલાઇ છે જ, ઇતીહાસ તેની સાખ પુરે છે.

વળી કેટલાક એવી દલીલ કરે છે કે સંતતીનીયમનથી તો સમાજમાં અનીતીમાન સમાગમ વધશે. પણ એવી કલ્પના કરનારા

લોકો એવું કલ્પીને ચાલે છે કે, પ્રસુતીની બીકની અંદર નીતીના સંરક્ષણ માટે જોઈતું બળ રહેલું છે. પરંતુ અત્યાર સુધીનો ઈતીહાસ શીખવે છે કે એવા બળમાં ખાસ કંઈ માલ નથી. છતાં માની લઈએ કે આ બીક પછવાડે રહેલા બળમાં કંઈક પણ તથ્ય છે, તો પછી સમાજમાં અત્યારે જે વ્યભીચાર ચાલી રહ્યો છે તેનું અસ્તીત્વ જ શી રીતે હોઈ શકે?

## ધર્મ વીરોધી વીજ્ઞાન?

સંતતી નીયમનની સામે થતાં પાદરીઓ તેમના દેવળોમાંથી પોકારે છે કે એ વીજ્ઞાન તો ધર્મ વીરોધી છે અને આચાર્યો ગંભીર ભાવે ઉચ્ચારે છે કે તે વીજ્ઞાન ઈશ્વરની ઈચ્છા વીરુધ્ધનું છે. પરંતુ ભૌતીકવાદના પ્રબળ આંદોલનોને લીધે હવે તો ખુદ ઈશ્વર અને તેની માયાજાળ જ ભુંસાતી જાય છે. છતાં ઈશ્વરી-ઈચ્છામાં વીશ્વાસ મુકી દલીલ ખાતર આગળ વધીએ તો, ઈશ્વર સંતતી ઉત્પન્ન કરવા માટે કેવો મત ધરાવે છે તેનું માપ કાઢવાનાં મનુષ્ય પાસે કયાં સાધનો છે વારુ? ભગવાને પોતાના હસ્તાક્ષરોથી કોઈ જગ્યાએ તે વીષે કંઈ લખ્યું હોય એવું તો એકે પ્રમાણ નથી. તેમ છતાં પણ જો પાદરીઓ અને આચાર્યો ઈશ્વરી-ઈચ્છાનો હઠાગ્રહ પકડી જ રાખશે તો હવે માનવસમાજ એટલો સ્વતંત્ર બુધ્ધીવાળો બની ગયો છે કે, તેમાંના કેટલાક ઈશ્વરની આજ્ઞા માનીને હમેશને માટે દુઃખી થવા કરતાં આ ભૌતીક સાધનની સહાયથી સુખી થવાનું વધુ પસંદ કરશે.

## સંતતીનીયમન તે સંતતી-વીનાશ નહીં

આ ઉપરાંત વળી બીજો એક વર્ગ એવો છે કે જે એવી દલીલ કરે છે કે વ્યવસ્થીત સંતતીના ઉત્પાદનથી સારી સંતતી ઉત્પન્ન થતી જ અટકી પડશે. પણ આ બાબતમાં માનવ જાતીની સુધારણાના વીષયમાં નીષ્ણાત ગણાતાઓ સર લીઓનાર્ડ ડાર્વીનના મતને વધુ વજનદાર ગણાવે છે. એ સર લીઓનાર્ડ ડાર્વીન સંતતી નીયમનના વીજ્ઞાનના પ્રચારને ટેકો આપે છે. એટલું જ નહીં પણ તેઓ તો કહે છે કે, જો માનવ સંસ્કૃતીને પતનના પંથમાંથી પાછી વાળવી હોય તો તેનો એક માત્ર ઉપાય વ્યવસ્થીત સંતતી ઉત્પન્ન કરવાનો છે.

આટલે સુધી આવ્યા પછી હવે સંતતી નીયમનના સંબંધમાં વ્યાપી રહેલી એક ભ્રમણાના પરપોટાને ફોડવાની જરૂર છે, તે એ કે, આ વીજ્ઞાનના વીરોધીઓ જણાવે છે તેમ, સંતતી નીયમન એટલે સંતતી વીનાશ નહીં પણ જ્યારે વ્યકતી ઈચ્છે ત્યારે જ સંતતી ઉત્પન્ન થઈ શકે એવી યોજના: એટલી જ તેની સાચી અને ટુંકી વ્યાખ્યા થઈ શકે છે. એ વીજ્ઞાનના પ્રચારથી માનવજાતી વીનાશ નહીં પામે પણ વ્યવસ્થીત રીતે સંતતી ઉત્પન્ન થવાથી, અને એ રીતે ઉત્પન્ન થયેલ સંતતીના ઉછેર માટે મની બાપો પાસે પુરતી સગવડ હોવાથી, આવત કાલની સમગ્ર માનવજાતી, તેથી સુંદર, સુદ્રઢ, દીર્ઘજીવી, વીર્યવાન અને તંદુરસ્તીની તાઝગીથી તરબોળ બનશે. અર્થાત સંતતી નીયમન જ આવતી કાલની પ્રજાના પુનર્વીધાનના પ્રશ્નનો વ્યવસ્થીત તેમ જ વ્યવહારૂ ઉકેલ કરી આપનાર બનશે. તેથી આજની પ્રજાએ તેના નામથી કે તે વીજ્ઞાનને વ્યવહારમાં મુકવાથી ભડકવાની અથવા ડરવાની જરા યે જરૂર નથી.

---

આ મહત્વનો લેખ અમને મુંબાઈની 'યુજેનીક સોસાયટી'ના મંત્રી મારફત મળ્યો છે. આ સંબંધમાં રસ લેનારાઓએ વીશેષ પુછપરછ માટે ઉપરની સોસાયટીને, નં. ૫૫ ગીરગામ રોડ, મુંબાઈ નં. ૪ એ શીરનામે લખવું. તંત્રી

# ગરિબાઇ:

: લેખક :
મધ્યમવર્ગી

ગરીબાઇ કોને નથી સાલતી? અને તે દુર કરવાના નીરંતર વીચારો કોણ નથી કરતું?

પરંતુ ઉંધી વીચારસરણીએ અથડાવાથી તેના ઉપાય મળી શકતા નથી.

ગરીબાઇને કાયમને માટે પૃથ્વી પટ ઉપરથી દેશવટો દેવાનો સીધો અને સરળ ઉપાય અહીં બતાવવામાં આવે છે.

## તે નિવારવાના ઉપાય

**સદાવ્રતો ઉઘાડવાથી કે દાનની સંસ્થાઓ શરૂ કરવાથી ગરિબાઇ ઘડીભર દબાતી દેખાય, તેથી તેનો કાયમનો નાશ કરી શકાય નહિં.**

સભાનો આખો ખંડ ચીકાર થઇ ગયો હતો કેમકે આજના વ્યાખ્યાનનો વીષય, દુનીયાના મોટા ભાગના માણસોને અસર કરનારો હોઇ શ્રોતાઓની સંખ્યા ઘણા જ મોટા પ્રમાણમાં આકર્ષાઇ આવી હતી.

પ્રોફેસર સરજતરાય પ્રખર વીદ્વાન ગણાતા હતા. આજના વકતા તે જ હતા. એટલે તે જગતભરને ત્રાસ આપી રહેલી ગરીબાઇરૂપી રાક્ષસીણીના નાશ માટે જે કંઇ ઉપાય બતાવશે તે અસરકારક જ હશે, એવી સભા ખંડમાં બેઠેલાં સઘળાં સ્ત્રી પુરૂષોની ખાત્રી હતી. તેથી સહુની દ્રષ્ટી વ્યાસપીઠ તરફ ઢરી રહી હતી.

બરાબર સમય થયો અને પ્રોફેસર સરજતરાય સભાસ્થાનમાં પ્રવેશ્યા. હર્ષનાદ અને તાળીઓના ધ્વનીથી સભાસ્થાન ગર્જી ઉઠયું–કંપી ગયું.

એક ભાઇએ તેમની ઓળખાણ આપવાની પ્રણાલીકાવાદ પ્રમાણે વીધી કરી–જો કે, સરજતરાયને સહુ ઓળખતું હતું, પરંતુ ઓળખીતાનેય ઓળખાવવા એ રીત કોઇએ દાખલ કરી છે, તેથી વકતા ઉપરાંત બીજાઓને વ્યાખ્યાનશકતી બતાવવાની તક મળે છે, અને આવા મોટા માણસને અમે આવી સારી રીતે ઓળખીએ છીએ, એમ બતાવવાથી તેમની ગૌરવ પ્રાપ્ત કરવાની વૃત્તીનું કંઇક સમાધાન થાય છે; તેથી એ પ્રણાલીકાવાદનું અભીમાનપુર્વક પાલન, પ્રણાલીકાવાદ સામે બંડ ઉઠાવનારાઓ પણ કરતા આવ્યા છે–અને 'માત્ર બે જ શબ્દો કહીશ' એવું જાહેર વચન આપવા છતાં, બારસેં શબ્દો બોલીને પોતે વચન પાલનનું મહત્ત્વ કેટલું બધું આંકે છે તે પણ સાથે સાથે બતાવી આપ્યું.

*

પ્રોફેસર સરજતરાય તાળીઓની ગર્જના વચ્ચે ઉભા થયા, અને એ ગર્જનાના પડઘા વાતાવરણમાંથી શાંત થઇ ગયા પછી, તેમણે પોતાના વ્યાખ્યાનનો આરંભ કર્યો:

## સમાજવાદની જરૂર

"મારે મારા વ્યાખ્યાનના આરંભમાં જ કહી દેવું જોઇએ કે હું સમાજવાદ [Socialism]માં માનનારો છું, એટલે મારા આજના વીષયમાં તમને હું મારી સમાજવાદી દ્રષ્ટીએ જગતભરમાં વ્યાપી રહેલી ગરીબાઇ દુર કરવાના ઉપાય બતાવીશ. અલબત્ત અત્યારે કદાચ કેટલાક માણસો મારા એ વીચારો સાથે મળતા નહીં થાય; પરંતુ હું ભવીષ્યવાણી ભાખું છું કે, આખરે સહુનો એ જ માર્ગે ગયા વીના આરો જ નથી."

સભાખંડ ફરીથી તાળીઓના ગડગડાટથી ગાજી રહ્યો.

પ્રોફેસરે એટલા ઉપોદ્ઘાત સાથે પોતાના વીષયની ચર્ચા શરૂ કરી:

"ગરીબાઇ એ ગમે તેટલા વ્યાપક સ્વરૂપે દુનીયાના મોટા ભાગને ભલે આવરી રહી હોય, પરંતુ હું ખાત્રીપુર્વક માનું છું કે, ગરીબાઇનો કાયમને માટે આ દુનીયામાંથી બહીષ્કાર કરી શકાય તેમ છે. હું તમારી સમક્ષ એક જુનો મુદ્દો નવા જ સ્વરૂપે રજુ કરવા માગું છું, તે એ કે, હીંદુસ્થાનની જનતા એટલા માટે ગરીબ નથી કે હીંદુસ્થાન દેશ જ ગરીબ છે. હું માનું છું કે હીંદુસ્થાન એટલું ધનધાન્ય ઉત્પન્ન કરી શકે તેમ છે કે જેથી કરીને આ દેશના તેત્રીસક્રોડ વતનીઓ, જીવન ગાળવાનું ધોરણ વધારે સારી અને ઉંચી કક્ષાએ લઇ જઇને, પણ સારામાં સારી સગવડથી તે કક્ષાએ જીવન ગાળી શકે. માત્ર પેલી દોલત અને બીજું ઉત્પન્ન જનતાને બરાબર મળી શકે તેવી ગોઠવણ કરવી જોઇએ.

આ ઉપરથી તમે મારૂં દ્રષ્ટીબીંદુ સમજી શક્યા હશો જ કે, ગરીબાઇને દુનીયાભરમાંથી દુર કરવી એ જરા યે અશક્ય વાત નથી. મેં હર્મણાં જે હીંદને વીષે કહ્યું, તે જ ધોરણ સમસ્ત વીશ્વને લાગું પડે છે, એટલે કે દુનીયાનાં સાધનો એટલાં વીપુલ છે કે જેથી જગતભરમાંથી ભુંડી ગરીબાઇનો કાયમને સારૂ નીકાલ કરી શકાય.

ત્યારે આમ કરવા માટે—એ કારમી ગરીબાઇનાં દુઃખ દફે કરવા માટે શું કરવું જોઇએ? હું હવે તમારી આગળ એ ઉપાય રજુ કરીશ."

પ્રોફેસર સરજતરાયના એ શબ્દો ઝીલી લેવા શ્રોતાજનો ખુબ જ આતુર બન્યા. પ્રત્યેક આંખ સરજતરાયની તરફ ફરી રહી. અને કપાળ પર વળેલા પ્રસ્વેદને સાફ કરીને સરજતરાયે આગળ બોલવા માંડ્યું.

## ઉલટા ઉપાયો

"ગરીબાઇ દુર કરવાનો ઉપાય સાદો અને સરળ જ છે. દેશનું ઉત્પન્ન દેશવાસીઓનાં ઘરમાં જતું કોણ અટકાવે છે, તેનો વીચાર જો આપણે કરીએ, અને એ કુદરતી નીકમાં જે કચરો ભરાયો હોય તે દુર કરી પેલા ઉત્પન્નને અવળે વહી જતાં અટકાવીએ તો જગતભરમાં કોઇ પણ સ્થાને ગરીબાઇ કે ભુખમરો રહી શકે જ નહીં.

કદાચ તમને ઉપલક નજરે જોતાં મારી વાતમાં કશી ખાસ નવીનતા નહીં દેખાય, પણ જરાક ઉંડા ઉતરીને વીચાર કરશો તો જણાશે કે, આજ સુધી આ સંબંધમાં જે કંઇ વીચાર થયા છે, તેથી મારા વીચાર છેક જ જુદા પડે છે. અને હું એમ પણ કહું છું કે, આ ભયંકર વસ્તુનો નીકાલ અત્યારે પહેલાંની એ જુની રીતોથી નથી થઇ

શક્યા. પરંતુ હું બતાવી રહ્યો છું તે નવી રીતથી તેનો નિકાલ થવાની સોએ સો ટકા ખાત્રી છે. તેનાં કારણો હવે હું તમારી સમક્ષ રજુ કરું છું. તે સાંભળો :

"આજ સુધી આ વીષયમાં વિચાર કરનારાઓએ એવું માની લઇને જ આગળ ડગલું ભર્યું છે કે, ગરીબાઇ એ તો માનવજીવનમાં અનતા કુદરતી બનાવોમાંનો એક અનીવાર્ય ભાગ છે. અને પછી એ ઉંધી ગણત્રીથી બાંધેલી વીચારસરણી અનુસાર તેને દૂર કરવાના ઉપાયો તેઓ યોજે છે. એ ઉપાયો આ છેઃ કોઇ ગરીબો માટે સદાવ્રત શરૂ કરે છે, કોઇ તેમને માટે આશ્રમો બાંધે છે, કોઇક ગુપ્તદાન મોકલવાનો આરંભ કરે છે, કોઇ ચપટી આટો કે ચપટી ચોખાની નીત્ય ભીક્ષા આપવાનો નીશ્ચય કરે છે, કોઇક ગરીબ વીદ્યાર્થીઓને શીષ્યવૃતીઓ આપે છે, કોઇક તેમને માટે મફત છાત્રાલયો શરૂ કરે છે, તો વળી કોઇ મારી અને અર્ધમારીને ધોરણે તેમને વીદ્યોપાર્જનની સગવડ કરી આપે છે. પરંતુ એથી કંઇ ભુખમરો કે ગરીબાઇ ઘટતાં નથી. તે તો વધે જ જાય છે, એટલું નહીં પણ દાન આપનાર અને લેનાર વચ્ચેની વર્ગીય ભાવના દૃઢ થતી જાય છે. દાન લેનાર પોતાને દબાયલો, કચડાયલો, હીણભાગી, ગયે જન્મે પાપ કરનારો માને છે, ત્યારે દાન આપનારના મનમાં તેથી ઉલટી ભાવના પ્રબળ થાય છે. શાળામાં મારીનો લાભ લેતા વીદ્યાર્થીઓ તરફ બીજા બધા કંઇક ઉતરતાપણાની દૃષ્ટીથી જુવે છે, અને મારીનો લાભ મેળવનાર તેટલા માટે, તેની ફી માફ કરનારનો રૂણી હોય તેમ માને છે. એટલું જ નહીં પણ પોતાના બીજા ગોઠીઆઓમાં પોતાની ગરીબાઇને કારણે અતી વીનમ્ર અને દબાઇ ગયેલા જેવો જીવે છે.

પરંતુ દાન, મારી, સદાવ્રત વગેરેની ગોઠવણ કરનારાઓની નજરે જોઇએ, તો પણ તેથી શું દેશમાંથી કે દુનીયામાંથી ગરીબાઇ મટે છે ખરી ? ના. આ બધા ઉપાયો તો ફાટેલા કપડાને થીંગડાં મારવા જેવા, કામચલાઉ સંકટ નીવારણ પુરતા જ ઉપાયો માત્ર છે, પરંતુ તેથી ગરીબાઇ લાવનારૂં મુળ કારણ તો જેવું ને તેવું જ ચાલુ રહે છે. જેમ કે ભરદરીયે ગયેલા વહાણમાં પડેલા કાણાને કાયમ રાખી અંદર ભરાતા પાણીને ઉલેચી નાખવું, એથી શું એ વહાણ દરીયામાં કાયમને માટે સલામત રહી શકે ખરૂં ? તે માટે ખરો ઉપાય પાણી ઉલેચવું તે નથી, પણ પેલું છીદ્ર જેમ બને તેમ સવેળા બંધ કરી દેવું તે છે. અને હવે તમે સમજી શકશો કે, દાન અને મદદના સંકટનીવારણ ઉપાયો પેલા પાણી ઉલેચવા જેવા છે, ત્યારે હું કહું છું તે ઉપાય કાયમને માટે વહાણનું છીદ્ર બંધ કરનારા છે."

## થાગડ થીગડીઆ સુધારા

શ્રોતાઓ હવે સરજતરાયના મુખ્ય પ્રશ્નને તેના દૃષ્ટીબીંદુથી જોતાં થયા, એટલે વ્યાખ્યાન સાંભળવા તરફનો રસ એમનામાં વધવા લાગ્યો.

પ્રોફેસરે કહ્યું:

"જે ભાઇઓ આવા કામચલાઉ સંકટ નીવારણના ઉપાયો વડે દુનીયાની ગરીબાઇ દુર કરવાનાં શમણાં સેવે છે, તેઓ એવી જ માન્યતાવાળા હોય છે કે, જગતમાં શ્રીમંત તેમજ નીર્ધન વર્ગનું અસ્તીત્વ તો હોવું જ જોઇએ. એક તરફ કેટલાક માણસો અનેક જાતના વીલાસ, વૈભવ અને સુખ સગવડનાં તમામ સાધનો સાથે મોજશોખથી

જીવન જીવતા હોય, તે જ વખતે એ જ ગામમાં બીજી તરફ જનતાનો મોટો ભાગ પોતાનાં નાનકડાં મકાનોમાં, જેમ તેમ જીવન ગાળતાં અનેક પ્રકારની અગવડો ભોગવી રહ્યાં હોય, તેમને વીશ્રાંતી માટે ઓછામાં ઓછો વખત મળતો હોય, ભયંકર માંદગીમાં દાક્તરી મદદ મળતી ન હોય, રૂતુને અનુકુળ તો શું પણ સામાન્ય રીતે સસ્તાં, સુતરાઉ કપડાં પણ થીગડાં વીનાનાં મળતાં ન હોય, તે કેવું કહેવાય? આ સ્થીતી પલટાવી શકાય તેમ છે, પરંતુ જ્યાં સુધી તમે મારી માફક સમાજવાદી દ્રષ્ટી ખીલવી, તે રીતે એનો ઉપાય કરતા થાઓ નહીં, ત્યાં સુધી એ સ્થીતી કાયમને માટે દુર થવાની જ નથી' જેઓ મહેનત મજુરી કરીને અધમુઆ થઇ જાય છે તેમની આ દશા છે, પરંતુ બીજાં અનેક એવાં માણસો છે કે જેમને કામ કરવાની ઇચ્છા અને તે માટે જોઇતી શારીરીક શક્તી હોવા છતાં, કામ મળતું નથી. પરંતુ મેં અગાઉ કહ્યું તે રીતે, જો દેશના ઉત્પન્નને પ્રત્યેક દેશવાસીના ઘેરે વાજબી રીતે જવા દેવામાં આવે, તો આ બધી ભયંકરતાએ. દુર થઇ જાય એટલું જ નહીં, પણ પ્રત્યેક માણસ સારી રીતે જીવન ગાળે ને પ્રતીકુળ વખતમાં મદદરૂપ થઇ શકે તેટલા પુરતા પૈસા બચાવી શકે તેટલું મહેનતાણું મળે, દરેક માણસને હાલનાં કબુતરખાનાં જેવાં અને ઢોરોની સાથે રહેવાની ફર્જ પાડનારાં માટીનાં મકાનોને બદલે સુંદર મકાનો રહેવા મળે. આપણાં ધુળ જેવાં ગામડાં તે વખતે રૂપાળાં પરાં જેવાં બની જાય, દરેક માણસને દરરોજ છ કે આઠ કલાકથી વીશેષ કામ કરવું ન પડે, તેમ છતાં વળી વરસે દહાડે મહીના દીવસની આશાયેશની રજા પણ મળી શકે.

આવા ફેરફાર તો વર્તમાન સામાજીક વ્યવસ્થાનું પુનર્વીધાન કરીને પણ સાધી શકાય તેમ છે. પરંતુ તેથી કંઇ ગરીબાઇ દુર થઇ શકે નહીં. ભુતકાળમાં ગુલામોને પણ જ્યારે તેમની સ્થીતી અકળાવનારી થઇ, ત્યારે એ બંધનો સહેજ ઢીલાં કરનારા સુધારા આપવાની માગણી થઇ હતી; પરંતુ એ માગણીની પાછળ તે યુગની સમાજ વ્યવસ્થામાં ગુલામોની અસ્તીત્વ કાયમ રાખવાની ભાવના તો કાયમ જ રહેલી હતી. તેઓ ગુલામીને નાબુદ કરે તેવું નવવીધાન સમાજ માટે કરવા માગતા નહોતા, પણ ગુલામીની જંજીરો ગુલામોને ઓછી કર્કશ લાગે તેવું પુનર્વીધાન કરવાની એમની માગણી હતી. તે જ રીતે અત્યારે ગરીબાઇથી પીડાતા વર્ગને, વર્તમાન સમાજવ્યવસ્થામાં થોડા ઘણા સુધારા કરી તેનું પુનર્વીધાન કરીને થોડીક સગવડ આપવાની ઇચ્છા બતાવનારો વર્ગ અસ્તીત્વમાં છે. પણ તેથી તો જેમ ભુતકાળના ગુલામવાદીઓ ગુલામો રાખવાની અન્યાયી અને દુષ્ટ પ્રથાનો ભુકકો ઉડાવી દેવાને બદલે તેને એક અથવા બીજે બહાને જારી રાખવા માગતા હતા તેમ, હાલની સમાજ વ્યવસ્થામાં થાગડથીગડીઆ સુધારા કરનારાઓ દુનીયામાં ગરીબાઇ લાવનાર તેમજ ટકાવી રાખનાર ખાનગી મુડીવાદની પ્રથાને ટકાવી રાખવા માગે છે. એમને હીસાબે તો જગતમાં ધનીક તેમજ ગરીબ વર્ગ રહેવાના, અને શ્રીમંત વર્ગ પૈસાથી પ્રાપ્ત થતાં અનેક જાતનાં સુખ સગવડમાં સદાએ આળોટતો રહે, ત્યારે ગરીબ વર્ગ નીર્ધનતાનાં દુઃખ, અડચણ, ત્રાસથી સદાયે પીડાતો જ મરે એ અનીવાર્ય મનાયું છે. પરંતુ હું એમ કહું છું કે આ રીતની માન્યતાના પાયા ઉપર ઉભી થયેલ વર્ગીય ભાવના જ સર્વ અનર્થોનું

સુખ હોઇને, એ અન્યાયયુક્ત અનર્થ તો હમેશને માટે દરનવી દેશા જ ધરે.

## ગરીબાઇ કોને કહેવી?

આટલે સુધી આવ્યાં પછી હવે તમે એ સમજી શકશો કે, જ્યારે હું એમ કહું છું કે ગરીબાઇને દુનીયામાંથી સદાને માટે દુર કરી શકાય તેમ છે, ત્યારે આજ સુધી બીજાઓ જે અર્થમાં 'ગરીબાઇ' એ શબ્દ વાપરે છે તે કરતાં હું જુદા જ અર્થમાં તે લેઉં છું. ગરીબાઇ એ નીરપેક્ષ નહીં પણ સાપેક્ષ વસ્તુ છે; એનો સંબંધ માનવ સમાજને માટે દુનીયાનાં સાધનો શક્ય બને તેની સાથે છે. અર્થાત્ જો કોઇ પણ માણસને દુનીયાનાં અસ્તીત્વ ધરાવતાં સામાન્ય સાધનો મળવાં બંધ થાય તો જ તે માણસ ગરીબ કહેવાય છે. પરંતુ તે સાધનો મળવાં શક્ય બને તો તેનો તે મનુષ્ય ગરીબ મટી જાય છેઃ એટલે જ હું કહું છું કે ગરીબાઇ એ કંઇ કુદરતનો સ્થાપીત સીદ્ધાંત નથી, પરંતુ મનુષ્યોએ ઉભાં કરેલાં કૃત્રીમ કારણો સાથે તેનો સંબંધ છે.

અત્યારે મનુષ્ય નામના પ્રાણીઓને તેમના શ્રીમંત માલીકો જનાવરોના જેવી દશામાં જીવતા રાખે છે. એ જીવતો રહે તેથી હલકું સલકું અનાજ, હલકાં–સસ્તાં કપડાં, ..અને જેવું તેવું છાપરું: એટલું પેટ ભરવા, શરીર ઢાંકવા તેમજ આરામ લેવા માટે તેને આપે છે, પણ આટલું તો એ માનવપ્રાણીના ઘોડાને, ભેંસને કે ગાયને સુદ્ધાં મળે છે! ખરી રીતે કહીએ તો શ્રીમંત માલીકના ઘોડાને, ભેંસને કે ગાયને તો ઢોરોની જીવન ભોગવાની રીત પ્રમાણે વધારે સારો ખોરાક ને ઉંચી જાતનું રહેઠાણ મળે છે, એનાં કુતરાં–બીલાડાંની સ્થીતી તો ઘણી જ સરસ હોય છે, પણ પેલા માનવી નામધારી નોકર ગુલામને તો મનુષ્યોની જીવન ગાળવાની છેક અધમમાં અધમ ઢબ પુરતું જ સાધન આપવામાં આવે છે. આને હું માનવ જીવન નહીં કહું, પણ પશુ જીવન કહીશ."

અને પ્રોફેસરની એ વ્યાખ્યા ખરી છે એમ તેમના શ્રોતાઓને લાગ્યું. સરજતરાય તેમની દ્રષ્ટી સમક્ષ એમની જ કારમી દશાનું સાચું ચીત્ર આમ રજુ કરતો હતો, તેથી તેની અસર સાંભળનારાઓ ઉપર ઘણી જ થતી હતી.

## કૃત્રીમ વીચારસરણી

સરજતરાયે આગળ બોલતાં કહ્યું :

"મનુષ્યને પુરતો આરામ મળે અને છતાં ઉચ્ચ સંસ્કારીતાને છાજતી રીતે જીવન ગાળી શકાય, તેમ જ મોજ શોખ અને વૈભવનો ઉલ્લાસ પુર્વક ભોગવટો કરી શકાય તે માટે જો જગતમાં પુરતા પ્રમાણમાં સાધનો હોય–અને જરૂર તેમ છે જ–તો, ત્યાં સુધી તેને એ પ્રકારનાં સાધન અને સગવડોથી વંચીત રાખવામાં આવે, ત્યાં સુધી તે મનુષ્ય ગરીબ જ ગણાય. જીવન જીવવાનાં ઉચાં નીચાં ધોરણની સીડી જેવાં પગથીયાંની પ્રણાલીકામાં હું માનતો નથી, હું તો માનું છું કે, જેથી સંપુર્ણ રીતે માનવ જીવનને યોગ્ય ખાન, પાન, રમત, ગમત, વીલાસ, વૈભવ ભોગવી શકાય તેજ જીવન જીવવાનું ધોરણ. એથી જરા પણ કમી તે પશુ જીવન. જીવન જીવવાની રીતોનાં અનેક ખાનાં વાળાં ધોરણ ઠરાવવાં, એ તો વર્ગીય ધોરણની મહત્તાનાં માપથી જગતને માપનારા, અને શ્રીમંત અને ગરીબને કાયમ જુદા રાખવા એ કુદરતનો ક્રમ છેઃ એમ માનીને ચાલનારાઓએ ઉભી કરેલી

કૃત્રીમ વીચારસરણી જ માત્ર છે. એ વીકૃત વીચારસરણીના ભોગ બનેલા અનેક શ્રીમંતો જાતે જરા પણ શ્રમ લીધા સીવાય દરરોજ મોટરમાં મહાલવા છતાં, આખા દીવસના કામથી કંટાળેલો મજુર ટ્રામમાં બેસે તેની ટીકા કરે છે, શેમ્પેઇન અને એવા બીજા મોંઘા ભાવના દારૂથી ચકચુર રહેતો તે, પોતાના કારખાનાનો નોકર હલકો દારૂ કે તાડી પીએ તેની જાહેરમાં નીંદા કરે છે, નાટકો જેવા લંડન અને પેરીસના રસ્તાઓ ઘસી નાખનારો એ વર્ગ, બે આનાની ટીકીટમાં સીનેમા જોનારા કે ચાર છ આના ખર્ચી ક્વચીત નાટક જોઇ મનરંજન કરનારા મજુરોની ઉપર ગુસ્સો ખાલી કરે છે! અરે જે ચીજ વીના એ શ્રીમંતોને એક ઘડીભર પણ ચાલે નહીં, તે મોજશોખની કે જીવનમાં મગ્ન મ્હાણવાની વસ્તુઓનો કામદારો અપવાદ તરીકે ઉપભોગ કરે, તે પણ તેમને ખટકે છે! એવા વર્ગીય ભાવનાના પાયા ઉપર રચાયલા વીકૃત વીચારોનો હું તીવ્ર તીરસ્કાર કરૂં છું. હું કહું છું કે આવી બાબતમાં પ્રત્યેક મનુષ્યની મનુષ્ય તરીકે જ સમાન ગણના થવી જોઇએ. તેમાં વર્ગીય ધોરણો દાખલ કરવાની જરૂર નથી. અને બહેનો! તથા બંધુઓ! મારી આ વીચારસરણીને કુદરતી ક્રમનો ટેકો છે. શ્રીમંતને માટે કુદરત જુદા સુર્ય કે જુદા ચંદ્ર સરજતી નથી. કે તેમને ઓછો તાપ અને વીશેષ શીતળતા આપતી નથી. પવન, પાણીની જેમ સમાન વ્યવસ્થા છે, તેજ રીતે સુખ, દુઃખ, હર્ષ, શોક, મોજ, શોખની લાગણી પણ મનુષ્ય માત્રમાં સમાન જ હોય છે. તો પછી તેમાં વર્ગીય ભાવનાને વચ્ચે લાવી, જુદાં જુદાં ધોરણો ઠરાવવાની ડહાપણ મનુષ્યે શા માટે કરવી?"

"ખરૂં છે, ખરૂં છે." કેટલાક પોકારે થઇ રહ્યા અને સભામંડપ વળી હર્ષધ્વનીથી ગર્જી ઉઠયો.

## સરખા ધોરણની જરૂર

"મારી કલ્પના પ્રમાણે તો પ્રત્યેક માનવી માટે જીવન 'ભોગવવાનું' એક સરખું જ ધોરણ ઠરાવવું જોઇએ." પ્રોફેસરે તાળીઓના ગડગડાટ શમ્યા પછી કહેવા માંડયું. "તેમ કરતાં પ્રત્યેક મનુષ્યને પહોંચી શકે તેવી સામાન્ય વસ્તુઓ પૃથ્વી પટ પર કેટલી ઉત્પન્ન થાય છે, તેની ગણતરી ખાસ થવી જોઇએ. એ ગણતરીના પાયા ઉપર ગોઠવવામાં આવેલું, ધોરણ વ્યવહારમાં મુકાય તો દુનીયામાંથી ગરીબાઇને કાયમને માટે હઠાવી શકાય. વળી વીજ્ઞાનની મદદથી માનવી દીવસે દીવસે કુદરત ઉપર વધુ અને વધુ કાબુ મેળવતો જાય, દીને દીને વીકાસ સાધતા જતા જ્ઞાન અને વૈજ્ઞાનીક શોધખોળને લીધે પેદાશ અને ધનની વૃદ્ધી કરવાનાં સાધનો વીશેષ સરળ બનતાં જાય છે, એટલે સર્વ સામાન્ય જનસમુહની સામુદાયીક પ્રગતીના ધોરણે, જીવન ભોગવવાનું ધોરણ માનવી માત્રને સારૂ ઉંચી કક્ષાએ ખુશીથી લઇ જઇ શકાય. એ ધોરણથી જેટલું જેને ઓછું મળે તેટલે અંશે તે માનવી ગરીબ ગણાય. સન્નારીઓ અને સદ્ગૃહસ્થો! જે માનવી માત્રનો સર્વ સામાન્ય વારસો છે, એવાં કુદરતી ઉત્પન્નમાંથી એકને જોઇએ તે કરતાં વીશેષ અને બીજાને જોઇએ તે કરતાં ઓછું મળે તે બીજું કંઇજ નહીં, પણ આપણી સમાજ વ્યવસ્થાની ભયંકર ખામી બતાવે છે, એટલું જ નહીં પણ તે વ્યવસ્થાનું અન્યાયીપણું સીદ્ધ કરે છે. હવે જો આજ સુધી કરવામાં આવ્યા છે, તેવા થીંગડ થાગડને ધોરણે, ગરીબાઇના દુઃખને અટકાવ-

વાના જ પ્રયાસો ઉપર હજી ય આપણે આશા તેમજ આધાર રાખીએ તો, વર્ગીય ભાવનાનો મુળગત અન્યાય તેથી દુર નહીં થાય, તેથી આપણે દુનીયામાં માનવ સમાજની સ્થાપના નહીં કરી શકીએ, પણ ગરીબ નામથી ઓળખાતા નીચલા થરનાં માણસોને, કચડી રહેલા શ્રીમંતોના ઉપલા થરના ભાગલાવાળા સમાજના આયુષ્યને જ માત્ર લંબાવીશું. બોલો! તમારે ત્યારે જુની વ્યવસ્થા ચાલુ રાખવી છે, કે જગતભરમાં કોઈ પણ મનુષ્ય ગરીબ ન રહે તેવી વ્યવસ્થાવાળા સમાજનું પુનર્વીધાન કરવું છે?"

"અમારે જુની એકલપેટી વ્યવસ્થાનો ભુકકો કરી દેવો છે." આખો સભા મંડપ એ એકજ સુરથી ગર્જી ઉઠયો.

પ્રોફેસર સરજતરાય, તે ઉત્તર પુલકીત વદને સાંભળી રહ્યા.

## સપ્રમાણ વહેંચણી

"ત્યારે હવે પ્રશ્ન એ છે કે સામાજીક પુનર્વીધાનમાં દેશનું ઉત્પન્ન દેશનાં તમામ મનુષ્યોને સમભાગે મળે તેવી ગોઠવણ કેવી રીતે કરી શકાય? એ પ્રશ્નનો સીધો જવાબ આપતા પહેલાં, એવી ગોઠવણમાં અત્યારે અડચણકર્તા કોણ છે? તેનો વીચાર પહેલાં કરવાની જરૂર છે. એ વીચાર કરતાં સહુથી પહેલું ધ્યાન દોલતની ઉત્પત્તી ઉપર આપવું પડશે. જગત જેના વડે જીવી શકે છે તે દુનીયાનું ઉત્પન્ન મજુરી, કૌશલ્ય અને વીચાર એ ત્રણના ભેગા બળથી જમીન અને પુંજીના સાધન વડે ખીલવી અને મેળવી શકાય છે. હવે વીશાળ દ્રષ્ટીએ માનવ સમુહ તરફ જોઈએ તો જણાય છે કે, મુખ્યત્વે બે ભાગમાં તે વહેંચાયલો છે. એ બન્ને ભાગને પેલા ઉત્પન્નમાંથી જે રીતે ભાગ મળે છે તે ખાસ વીચારવા જેવું છે.

જે વર્ગ મજુરી, કૌશલ્ય અને વીચાર ખર્ચે છે તેને મહેનતાણા ઉપર જીવવું પડે છે, ત્યારે જે વર્ગ જમીન અને પુંજીની માલીકી ધરાવતો હોય છે, તે વ્યાજ, ભાડું અને નફો મેળવી તે ઉપર જીવે છે. બન્ને પ્રકારમાં જીવન જીવવા માટેનાં સાધન, દુનીયામાં દરરોજ જે ચાલુ સામગ્રી ઉત્પન્ન થાય છે તેમાંથી મળે છે તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. તેમ છતાં જેમને મહેનતાણા ઉપર જીવવું પડે છે તેઓ મુશ્કેલ ભરડે રહેતા હોય છે, એટલે તે વર્ગ ગરીબ ગણાય છે; ત્યારે વ્યાજ, ભાડું અને નફા ઉપર જીવન ગાળનારાઓ સંપુર્ણ સુખી જીવન માણી શકે છેઃ એ વર્ગ શ્રીમંત ગણાય છે. આમાં અલબત્ત અપવાદને સ્થાન છે. ભાડાં અને વ્યાજ ઉપર જીવનારા ઘણી વખત ગરીબાઈથી રહેતા જણાય છે, ત્યારે કૌશલ્ય વીશારદો સારા પગાર મેળવી સુખી જીવન ગાળતા પણ દેખાય છે. આમ બન્ને વર્ગોનું ઘણી વખત મીશ્રણ થઈ ગયેલું નજરે પડે છે, તેમ છતાં મહેનતાણા ઉપર જીવનારા ગરીબ વર્ગના સમુદાયની વચ્ચે અને ભાડાં અને વ્યાજ ઉપર નભનારા શ્રીમંત લોકોના સમુદાયની વચ્ચે મોટું અંતર સ્પષ્ટ રીતે જ જણાય છે. સદંતર ગરીબાઈ અને અઢળક શ્રીમંતાઈ એ બન્ને વચ્ચે જુદી જુદી જાતનો પંક્તી ભેદ ખુબ જ જણાય છે. નાના ભંડોળના માલીક પોતાના થોડાક વ્યાજ અને થોડાક ભાડાની આવકમાં, નોકરીથી મેળવેલા પગારથી ઉમેરો કરે છે, ત્યારે કેટલાક પગારદારો થોડીક થોડીક બચત કરીને, તેની ઉપર વ્યાજ મેળવતા થાય છે. પરંતુ વીશાળ દ્રષ્ટીએ જોતાં ગરીબ વર્ગ સામાન્ય રીતે મહેનતાણા ઉપર જીવતો હોય છે, ત્યારે શ્રીમંત વર્ગ માલીકીની વસ્તુઓ

ઉપર જીવતો હોય છે. આટલે સુધી આવ્યા પછી આપણે આપણા મુળ મુદ્દા ઉપર આવીને જોઇએ કે, દેશનું જે ઉત્પન્ન દેશવાસીઓનાં કામને લીધે દરરોજ નીપજતું હોય છે, તેને આવી ઢબે શું કામ વહેંચવામાં આવે છે? એમ શા માટે બનવું જોઇએ કે એક વર્ગનું જીવન માલીકીની ભાવના નહીં પણ વસ્તુ ઉપર નભે, જ્યારે બીજાને મજુરી ઉપર જીવન ગાળવું પડે, એમ શા માટે બને કે એક વર્ગ વીલાસ વૈભવમાં આળોટી આળોટીને કંટાળી જાય અને બીજાને પેટ પુરતું ખાવાનું યે ન મળે તેટલો ગરીબ રહે?

આનો જવાબ શોધતી વખતે, જે મહત્વનો મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે તે એ નથી કે, એક વર્ગની પાસે બધાં સાધનો છે અને બીજા પાસે નથી. પરંતુ મુખ્ય મુદ્દો એ છે કે મહેનત, કૌશલ્ય, વીચાર અને મુડીના બળથી દરરોજ જે ઉત્પન્ન થાય છે, તેની વહેંચણી કેવી રીતે થાય છે.

## શ્રીમંતનો વારસો

આ મુદ્દા ઉપર જ અનેક મનુષ્યો વીચારભ્રમ કરી નાખે છે. એ લોકો એવું માને છે કે જેઓ શ્રીમંતો છે, અને પોતાની દોલતની ઉપર જીવી રહ્યા છે તેમને એ દોલત તેમના પીતાની પાસેથી વારસામાં મળી છે. અને એ માણસ જે કામદારોને રોકે છે તેને પેલી વારસાની દોલતમાંથી મહેનતાણું આપે છે. પરંતુ જરાક ઉંડો વીચાર કરવાથી જોઇ શકાશે કે, તેવું કશું છેજ નહીં. આખો દેશ—ભલે પછી કોઇ શ્રીમંત હો કે બીજા ગરીબ હો—દેશમાં જે દરરોજની સંપત્તી ઉત્પન્ન થઇ રહેલી છે, તેની ઉપર જ જીવે છે. શ્રીમંતની પાસે જમીન હોય છે. પરંતુ તે જમીન ઉપર મજુરી કરીને જીવતો નથી. તે તો એ જમીનમાં થતા ઉત્પન્નની આવક ઉપર જીવે છે. તેજ રીતે તે કારખાનાં કાઢે છે, પણ કારખાનામાં મજુરી કરવા જતો નથી. કારખાનાં સ્થાપવા તેની પાસે મુડી છે પણ તે એ મુડી ઉપર પણ જીવતો નથી. એ તો જીવે છે એની મુડીથી ઉભાં થયેલાં કારખાનામાં દરરોજ થઇ રહેલા ઉત્પન્નમાંથી મળતા નફા ઉપર. તેની જમીન અને મુડી એની નીત્યની આવકનું સાધન માત્ર બને છે. તે શ્રીમંત પોતાની તીજોરીમાંથી કોઇ કામદારને મહેનતાણું આપતો નથી. આમાં જો કોઇને શંકા પડતી હોય તો તેને હું માત્ર એટલો જ વીચાર કરવાનું કહીશ કે, જો એક કામદાર પોતાના પગાર કરતાં કંઇ પણ વધારે ઉત્પન્ન થાય તેટલું કામ કરી શકતો ન હોય, તો પેલો શ્રીમંત તેને એક મીનીટને માટે પણ કારખાનામાં રાખશે કે?"

પ્રોફેસર સરજતરાય આ પ્રશ્નનો ઉત્તર સભા પાસેથી મેળવવા થોભ્યા, અને આખા સભા મંડપે "ના, ના." ના અવાજોથી પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે હવે જુઓ." પ્રોફેસરે આગળ ચલાવ્યું:

"શ્રીમંત માણસ જે દોલત ઉપર જીવે છે તે વારસામાં મેળવતો નથી તેનાં સાધનોમાંથી દરરોજ થતા માલમાંથી મળતા નફાની દોલત સીવાય પેલો શ્રીમંત બીજી દોલત ઉપર કદી જીવી પણ શકે નહીં એટલે શ્રીમંતને વારસામાં દોલત મળી એમ કહેવાને બદલે તેને વારસામાં દોલત કમાવાનાં સાધનો મળ્યાં છે એમ કહેવું જોઇએ છે.

હવે આગળ ચાલીએ: દુનીયામાં તમામ સંપત્તીની ઉત્પત્તીનું મુળ જમીનમાં છે. એ જમીન ઉપર પેલો શ્રીમંત જે માણસને મજુરી કરવા રોકે છે, તે માણસ જ જમી

નને ફળદ્રુપ બનાવે છે. એ જમીનનો રસકસ થોડા વખતમાં ચુસાઇ જાય છે; પણ પેલો મજુર ખેડ, ખાતર અને મજુરીથી તેના ચુસાઇ જતા રસને ફરીથી સરજે છે. આમ આખી દુનીયાનાં મનુષ્યો જમીનના ફળદ્રુપપણા ઉપર જીવે છે. માત્ર ખોરાકની બાબતમાં જ એના ફળદ્રુપપણાનો સમાવેશ થતો નથી, પરંતુ તેનાં ખનીજ, તેનાં જંગલો એ બધામાંથી બુદ્ધી અને મજુરીના બળથી અનેક પ્રકારનું ઉત્પન્ન નીપજાવી શકાય છે. એમાંથી જે દોલત ઉત્પન્ન થાય છે તેની ઉપર વર્તમાન જગત જીવે છે. જેમ જેમ સંસ્કૃતીનો વીકાસ થતો જાય છે, તેમ તેમ માણસની શક્તી પેલા ઉત્પન્નને વધારે અને વધારે પ્રમાણમાં ખીલવે છેઃ અર્થાત જ્યારે મનુષ્યનું કૌશલ્ય અને મનુષ્યની મજુરી સાથે મળીને કામ કરે છે ત્યારે તે દોલત ઉત્પન્ન કરવાની બહોળી શક્તીના સ્વરૂપે ઓળખાય છે. અને પેલો શ્રીમંત જમીન અને મુડીની મદદથી થતા ઉત્પન્ન ઉપરનો હક્ક જ વારસામાં મેળવે છે. અને એ વારસાનું મહત્વ એ છે કે, થોડા સમયમાં નાશ પામે એવાં સાધનો, જેના આધારે જગત જીવે છે, તેના ઉત્પન્નને જેટલું અને તેટલા વેગથી તે જગતનાં માનવીઓની વચ્ચે વહેતું મુકી દે છે. જો તેમ ન હોય અને એને વારસામાં મળેલી જમીન જો પડતર પડી રહે, તો તે જમીનની માલીકી પેલા શ્રીમંત માટે કશા જ કામની નથી, એ જ રીતે જો વારસામાં મળેલા ધન ઉપર જ તેને જીવવાનું હોય તો, તેના વૈભવ વીલાસી જીવનનાં ખર્ચનો હીસાબ કરી જોતાં દેખાશે કે, માત્ર થોડા જ વખતમાં એ જુની મુડી ખલાસ થઇ જાય. પરીણામે શ્રીમંતાઇનો વારસો મેળવનાર માણસ ગરીબ જ બની બેસે.

## ગરીબાઇનો કાયમી નીકાલ

આ ઉપરથી જ્યારે રાષ્ટ્રીય દોલતની સપ્રમાણ વહેંચણીનો આપણે વીચાર કરીએ છીએ, ત્યારે ખાસ ધ્યાનમાં રાખવાનું છે, દોલત એટલે કાયમ રહેનારી ચીજ જેવી વસ્તુ છે. એવું માનવાની ભુલ કરવી નહીં. આવી ભુલો આજકાલ ઘણા કરે છે, અને પછી એવી અક્કલ વગરની દલીલો કરે છે કે, આ નવા વીચારવાળાઓ તો દેશની બધી દોલતનો એક ઢગલો કરીને પછી, દરેક માણસ દીઠ સરખી વહેંચણી કરી નાખશે. પરંતુ એવી વહેંચણી કર્યા પછી પણ થોડા જ વખતમાં વળી મુડીની અસમાનતા ઉભી થવાની જ છે! આવી કલ્પના કરનારાં ભોળાં માણસો 'દોલત'ને કાયમ ટકનારી વસ્તુ માનીને દલીલોની ઇમારતો ચણે છે. પરંતુ એમ કરવામાં તેમની ભયંકર ભુલ થાય છે. એવી જાતની કલ્પના કોઇ મુર્ખ માણસ પણ ખરી રીતે તો કરે નહીં. એટલે હવે તમે સમજી શકશો કે, દેશના ઉત્પન્નની સપ્રમાણ વહેંચણી એમ જ્યારે હું કહું છું ત્યારે, એકી વખતે બધી મુડી વહેંચી લેવાની વાત કરતો નથી, પરંતુ, મુડી, મજુરી અને બુદ્ધીની ત્રીપુટીથી ઉત્પન્ન થતી વસ્તુઓ અથવા તેમાંથી મળતા નફાની સપ્રમાણ વહેંચણી હમેશ થયાં કરે તેમ કહું છું. દરેક દેશની દોલત ચાલુ ઉત્પન્ન થયાં કરે છે, ચાલુ તેની વહેંચણી થયાં કરે છે, અને ચાલુ તે વપરાતી–ઓછી થતી જાય છે. તે દોલત ઉત્પન્ન કરવા પાછળ રોકાતાં સાધનો–એટલે શ્રીમંતોની મુડી, બુદ્ધીમાનોની બુધ્ધી અને શ્રમજીવીઓની મજુરી–ધરાવનારાઓમાં તેની સપ્રમાણ વહેંચણી હમેશાં થાય, તો દેશમાંથી કાયમને માટે ગરીબાઇ ચાલી જાય.





• શહેરોની વચ્ચે વીમાની મથક

આલીશાન મકાનો, પુલો, વી
બગીચાઓ

# આવતી કા

: લેખક :

આવતી કાલનો માનવી
શહેરોની કેવી વ્યવસ્થા
માટે આ

માણસ જ્યારે છેક પ્રાથમીક દશામાં હતો, ત્યારે વાંદરાઓની માફક એ ઝાડની ડાળીઓ પર રહેતો, યા તો રીંછ કે

એવાં બીજાં પશુઓની માફક ગુફામાં નીવાસ કરતો. જેમ જેમ તેની બુદ્ધી વધતી ગઈ તેમ તેમ એ ઘરો બાંધતાં અને



માની મથકો, દીવાબત્તી અને
ની સગવડ

# લનાં શહેરો

હરીપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ

સગવડની નજરે નવાં
કરશે, તે આજે જાણવા
લેખ વાંચો.



વીશાળ રસ્તાઓ અને બગીચાઓવાળાં
નીવાસસ્થાનો આગળ દોડતી મોટરબસો

પોતાના બીજા ભાઇબંધોની સાથે રહેતા
શીખ્યો. પહેલા તો તેનું મકાન ઝાડની
નજીકીમા ઝાડની ડાળીઓ ગુંથી તે તૈયાર

કરેલા છાપરાવાળુ નાનું ઝુંપડું હતુ. પણ
વળી જેમ જેમ એ સંસ્કૃતીમા આગળ
વધતો ગયો, માટી, પત્થર, ચુનો, લોખંડ

અને લાકડાંના ઉપયોગની તેને ખબર પડી તેમ તેમ તેનાં રહેઠાણોમાં સુધારો થવા લાગ્યો.

## ગામડાંઓ

માનવજાત જ્યારે સંસ્કૃતીની શરૂઆતમાંજ હતી ત્યારે તે જુદાં જુદાં ગામડાંઓમાંજ વહેંચાયલી હતી, સંસ્કૃતીની પ્રગતી સાથે વીદ્યા કળા અને શીલ્પના ક્ષેત્રમાં આગળ વધતાં, અથવા આજુબાજુની પ્રજાઓ અને લોકોને જીતી જ્યારથી એક પ્રજા કે લોકોએ વધારે આબાદી અને ઐશ્વર્ય મેળવ્યાં ત્યારથી શહેરો હસ્તીમાં આવ્યાં. એક પ્રજાની સંસ્કૃતીનું ખરેખરૂં માપ કહાડવું હોય તો તેનાં શહેરો જોવાં.

## એ જુની કળા

મી૦ અપટન સીંક્લેર કળાને લગતાં પોતાનાં એક યાદગાર પુસ્તકમાં એક સ્થળે લખે છે કે, દરેક જમાનામાં કળાએ તેના સત્તાધારી વર્ગનાં પ્રચારકનું જ કામ કર્યું છે. પ્રાચીન સમયમાં રોમ, મીસર, બેબીલોન, એસીરીઆ, ગ્રીસ, હીંદ, ચીન વગેરે દેશોમાં લડવૈયાઓ અને રાજકર્તાઓ જેટલી જ સત્તા, વૈભવ અને વીલાસ ધર્માચાર્યો, પોપો અને પાદરીઓ મ્હાણતા. તે વખતની કળામાં અને શીલ્પમાં ધાર્મીક અસર સ્પષ્ટ દેખાઇ આવે છે, એટલું જ નહી પણ પ્રાચીન સમયની રોનકદાર નગરીઓમાં સારામાં સારાં અને સુંદરમાં સુંદર શીલ્પ અને કારીગીરીવાળાં મકાનો માત્ર ધર્મનાં જ મકાનો જેવાં કે મંદીરો, ખ્રીસ્તી દેવળો કે મસીદોનાં કે યાહુદીઓનાં ધર્મસ્થળોનાં, રહેતાં. હીંદની અંદર પણ પ્રાચીન સમયનાં જે ખાંડેરો મળી આવે છે તે લગભગ તમામ કોઇ બુદ્ધ મઠનાં, મંદીરનાં કે એવાં કોઇ ધર્મનાં મકાનોનાં છે.

## મધ્યકાળમાં

મધ્યકાળના જમાનામાં જ્યારે અમીર વર્ગ સત્તા પર આવ્યો જ્યારે લડવૈયા અને યોદ્ધાઓ, ધર્મગુરૂઓ, મુલ્લાંઓ અને પાદરીઓ સાથે સત્તા માટે હરીફાઇ કરતા, ત્યારે એ જમાનાની કળા અને શીલ્પમાં અમીર વર્ગની છાપ અને એમને ગારેની સગવડો આવી. મધ્યકાલના એ જમાનામાં મંદીરો કે દેવળોનાં સુંદર શીલ્પની સાથે હરીફાઇ કરે એવા રાજા મહારાજાઓના અમીર ઉમરાવોના અને વીર સૈનીકો અને શુરા યોધ્ધાઓના મહેલો ઉભા થયા, એ મધ્યકાળના જમાનામાં સામાન્ય ગરીબ અને વેપારી વર્ગનાં મકાનો સામાન્ય અને અનાકર્ષક હતાં.

## મકાનોમાં ઉપયોગીતા

મધ્યકાળના નગરોનાં આલીશાન મકાનો સાથે તેને તે જમાનાના રાજવંશીઓ, અમીર ઉમરાવો અને ધર્માચાર્યોનાં નામો સંકળાયલાં છે. પ્રાચીન સમય કરતાં મધ્યકાળમાં ધર્મગુરૂઓનું પ્રબળ જરા ઓછું થયું હતું, અને તેથી એ જમાનાનાં નગરોમાં જે દેવળો બંધાતાં તેમાં તેની પહેલાના જમાનાનાં દેવળો જેટલી રોનક નહોતી આવતી. તેને બદલે શીલ્પ અને કારીગીરીનો શણગાર અમીર, ઉમરાવો, નવાબો અને રાજાઓના મહેલો પર થતો હતો.

યુરોપની વૉટરલુની લડાઇ પછી, ફ્રેંચ બળવા પછી અને વરાળ યંત્રોની શોધ થયા પછી યુરોપમાં અમીરશાહી નાબુદ થઇ અને તેની જગ્યાએ મુડીવાદ આવ્યો. મુડીવાદના જમાનામાં ઉદ્યોગ હુન્નર આગળ વધતાં અને

વીજ્ઞાનની નવી નવી શોધો થતાં નવાં નવાં કારખાનાઓ ઉભા થયાં, તેમ તે સમય પહેલાં પાછળ પડી રહેલો એવો વેપારી અને ચાપણદાર વર્ગ શહેરમાં આવ્યો, સત્તાધીશ થયો, નવાં નવાં ધંધાનાં ક્ષેત્રો શોધાયાં, ઓફીસો અને કારખાનાંઓ માટે નવી જ જાતનાં–સૌંદર્ય કરતાં ઉપયોગીતાની દ્રષ્ટીએ વધારે મહત્વનાં એવાં મકાનો ઉભાં થયાં. વળી ઓગણીસમી અને વીસમી સદીમાં એંજીનીયરીંગ વીદ્યામાં માનવજાતે પ્રગતી કરતાં જનતા જોઈને છક થાય અને તેને વ્યવહારનાં સાધનોમાં વધુ સુખ સગવડ મળે એવા પુલો, રસ્તાઓ, બુગદાઓ, એક જ મકાનમાં પુષ્કળ ઓફીસો રહી શકે એવાં ગગનચુંબીત મકાનો વગેરે ઉભાં થયાં. ઓગણીસમી અને વીસમી સદીમાં પ્રજાનાં ઉપયોગનાં જાહેર મકાનો પર, જે શીલ્પીઓ મધ્યકાળ અને પ્રાચીનકાળમાં ધર્મનાં મકાનો અને રાજ્યવંશીઓના આવાસો પાછળ પોતાની કળા વાપરતા તેનો ઉપયોગ કરવા લાગ્યા, રેલ્વે સ્ટેશનો, વેપારીઓની ઓફીસો, શેર બજારનાં મકાનો, હોસપીટલો, કોલેજો, મ્યુનીસીપલ ઓફીસો એવાં મકાનો ખરેખર રોનકદાર તો આ વીસમી સદીમાં જ બન્યાં, અથવા તો તે મુડીવાદનો જમાનો આવતાં, અને જગતનાં સુધરેલાં તેમજ આગળ વધેલાં રાજ્યોમાં હુન્નર ઉદ્યોગનો વીકાસ વધતાં હસ્તીમાં આવ્યાં.

## આવતી સદીનાં મકાનો

આવતી સદીનાં હવે પછીના જમાનાનાં મકાનો કેવાં થશે એ કહી શકાય નહી. એ કલ્પના કરવી મુશ્કેલ છે, છતાં મોં૦ લ, કોરબુસીઅર નામના જગવીખ્યાત ફ્રેંચ શીલ્પીએ આવતી સદીનાં શહેરો કેવાં થશે એ વીશે કલ્પના કરી છે અને તેનો નકશો દોરી બહાર પાડયો છે. હવે પછીનાં શહેરો કેવી જાતનાં બનશે તેનો ખ્યાલ થોડાં વખત પહેલાં મુંબઈ આવી ગએલી એક જાણીતી જરમન ફીલ્મમાં પણ આવ્યો હતો.

મોં. લાંકોરબુસીઅર કહે છે કે આવતી સદીમાં અત્યારે અમેરીકામાં જે જાતનાં ઉંચા બંધાય છે તે કરતાં પણ વધારે લાંબાં અને ઉંચાં ગગનચુંબીત મકાનો તૈયાર થશે. ૪૬૦ ફીટ લાંબાં અને ૭૦૦ ફીટ પહોળાં જેમાં ૩૦૦૦૦ થી ૪૦૦૦૦ માણસો કામ કરી શકે એવા મકાનો બાંધવામાં આવશે. વળી ઘર બાંધકામની કળા એ દરમ્યાન એટલી હદ સુધી વીકાસ પામી હશે કે તેમાં કામ કરતાં દરેકે દરેક માણસને પુષ્કળ હવા ઉજાસ મળે, અને ૧૦ ચોરસફીટ જગ્યા તેને મળે એવી વ્યવસ્થા થશે.

નવી સદીમાં આલીશાન મકાનોની અગાસી ઉપર જ વીમાનોને ઉતરવા માટેનાં એરોડ્રોમ [વીમાન રાખવાનું છાપરું] તૈયાર કરવામાં આવશે, અને પરાંમાં રહેનારૂં પુષ્કળ લોક વીમાની વહાણમાં બેસી શહેરમાં આવી સીધું પોતાની ઓફીસના મકાનની અગાસી પર ઉતરી સીધું પોતાને કામ કરવાની ઓફીસમાં પહોંચી જશે.

રસ્તામાં પણ રાહદારીઓ માટે જુદો રસ્તો ખાસ રહેશે. મોટરો અને માલગાડીઓ માટે ઉપરાઉપરી પુલો બાંધવામાં આવશે. અને વ્યવહારની એવી ગોઠવણ હશે કે રસ્તામાં ક્યાંય પણ ગીરદી ન થાય. આવતી સદીમાં લોકોનાં રહેવાનાં મકાનો પણ એ જ પ્રમાણે ખાસ સગવડવાળાં રહેશે, અને પોતાનાં કામકાજથી પરવારી લોકો ઘેર બેઠાં બેઠાં જ સીનેમા, નાટક અને રમતગમતનાં દશ્યો જોઈ શકે તેવી સગવડો પણ શોધાશે.

## મકાનો શા માટે ઉંચાં બાંધવામાં આવે છે?

વેપાર ઉદ્યોગ વધતાં એક ગામડું શહેર બનતાં, અને શહેર ધીરે ધીરે આગળ વધતાં લોકો શહેરનો વીસ્તાર ઘણો વધે એ ઇચ્છતાં નથી, જમાનો પ્રગતીને પંથે જતાં લોકોને પોતાનાં કામ કરવાનાં સ્થળે જલદી જવાની જરૂરીઆ સૌથી વધારે મહત્વની લાગે છે, અને એ જરૂરીઆતને લઇને જ આગલા જમાનાની ઘોડાગાડીની જગાએ વીજળીની ટ્રામ, રેલ્વે અને મોટરોની ગોઠવણ થઇ છે. બહુ ન્હાના વીસ્તારમાં વધારે માણસો એકત્ર થઇ કામ કરી શકે માટે જ અમેરીકામાં ત્યાંનાં કેટલાંક આગેવાન શહેરોમાં આસમાન સાથ વાતો કરતાં પંદર પંદર અને વીસ વીસ મજલાનાં મકાનો બાંધવાની શરૂઆત થઇ, પણ લોકોએ ધાર્યા કરતાં પરીણામ ઉલટું આવ્યું. લોકોએ એમ ધાર્યું હતું કે ઉંચાં મકાનો બંધાતાં રસ્તા પરની ગીરદી કમી થશે, પણ ન્હાના વીસ્તારમાં આવાં ઉંચાં મજલાનાં મકાનો બંધાતાં અને ઓફીસમાં કામ શરૂ થવાને વખતે અને કામ બંધ થતાં સેંકડો બલકે હજારો માણસો એક સામટાં બહાર પડતાં રસ્તામાં આગળ કરતાં ઉલટી વધારે ગીરદી થાય છે. એટલે નવા જમાનામાં આવાં ઉંચાં મકાનો બહાર પડતાં લોકોને મકાનનાં દ્વાર આગળથી જ તેમનાં સ્થળે પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવશે. એવાં અલીશાન મકાનોની પાસે જ મોટર જમીનની અંદરથી દોડનારી ગાડીઓ સઘળું મોજુદ હશે અને તેથી રસ્તામાં ગીરદી થવાને બદલે મકાનમાંથી બહાર પડેલો માનવ સમુદાય પાણીના રેલાની માફક પોતપોતાનાં સ્થળે પહોંચી જશે.

## સ્થળનાં અંતર નહીં નડે

એ નવા જમાનામાં સ્થળનાં અંતર પર વીજ્ઞાન અને વીમાનો વીજય મેળવશે. ધારો કે મુંબઇમાં એવો નવો જમાનો આવ્યો તો મુંબઇની કોઇ મોટી વેરીપાઓ ફીસનો માલીક એ નવી સદીમાં આજની માફક વાલકેશ્વર કે કોલાબે નહીં રહેતો હોય, પણ મસુરી, ઉટી કે સીમલાનાં શીખર પરના બંગલામાં રહેતો હશે. ત્યાંથી વીમાન મારફત તે મુંબઇમાં પોતાની ઓફીસમાં આવશે, ઓફીસનો મેનેજર કાઠીઆવાડનાં ગામડામાં નીવાસ કરતો હશે, તે પોતાનાં ખાસ નાનકડા વીમાનમાં ઘેરથી જમી પરવારી ઓફીસના વખતે મુંબાઇ આવી પહોંચશે, અને મુંબઇનાં પરાંનો વીસ્તાર આજની માફક બરોલી કે મત્ર ઘાટકુપર થાણાં સુધી જ નહીં હોય, પણ છેક વલસાડ, નાશીક ને પુણા સુધી ફેલાયલો હશે, અને અતી ઝડપી વીજળીક ટ્રેન મારફત લોકો પોતાની ઓફીસમાં કામકાજ કરવા મુંબઇ આવી પહોંચશે. આ જમાનામાં રસ્તામાં મોટરનાં ભુંગળાંઓના અવાજ ઘણા થાય છે, પણ નવા જમાનામાં આસમાનમાંથી અવાજો માણસ જાતની કર્ણેંદ્રીયને અથડાશે, અને તેથી અવાજ ન આવે એવી જાતનાં વીમાનનાં એંજીનોની શોધ થશે, અથવા તો મકાનોની ભીંતો પર એસ્બેસ્ટોસનાં અસ્તર કરી દઇ બહારનો અવાજ અંદર બેઠેલાં લોકોને ન સંભળાય એવી વ્યવસ્થા કરવામાં આવશે. નવી સદીમાં શીલ્પની કળા તો બહાર જાહેર મકાનોને શોભાવશે, પણ તેમ છતાં આવતી કાલનો માનવી કળા અને કારીગીરી કરતાં ઉપયોગીતા અને સુખ સગવડ પર વધુ વજન મુકતો થશે.



લંડનની પાર્લામેન્ટની આમની સભામાં હીંદી પ્રશ્નની ચર્ચા વખતે, મી૦ ફેનર બ્રોકવેને "સભાના પ્રમુખનું અપમાન કરવા સાત દીવસના પાર્લામેન્ટ નીકાલની સજા થઇ, તે વખતે મી૦ બેકરે રાજદંડ ખભે મુકીને ચાલવા માંડ્યું, અને આમની સભામાં હાહાકાર વર્તાઇ રહ્યો! આ પ્રસંગ ગયા જુલાઇ મહીનાની સત્તરમીએ બન્યો.

# પાર્લામેન્ટનો રાજદંડ

: લેખક :

સંજયકુમાર

જેમણે ઇલાકાની કે દીલ્હી–સીમલાની હીંદી ધારાસભાની કામકાજ ચાલતી વખતે મુલાકાત લીધી હશે તેઓ જાણતા હશે કે, ધારાસભાના ખંડમાં પ્રમુખની ખુરશીની સામે જ, પ્રમુખાસનના વ્યાસપીઠની બરાબર નીચે, ધારાસભાના મંત્રીની સામે એક ટેબલ ઉપર રાજદંડ મુકવામાં આવ્યો હોય છે. એ રાજદંડ પ્રમુખની સત્તાનું ચીહ્ન મનાય છે, પરંતુ વાસ્તવીક રીતે તો તે રાજસત્તાનું ચીહ્ન છે.

પ્રાચીન આર્યોએ પણ 'રાજદંડ'ની કલ્પના કરી હતી. મનું એ સંબંધમાં કહે છે કે: "તેને ઉત્પન્ન કરનાર ઇશ્વર છે. તેમાં આત્મા ધર્મ છે અને તેનું શરીર બ્રહ્મતેજોમય છે. રાજાની સહાયતા માટે, સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવા એ દંડ સરજાવવામાં આવ્યો છે. [૭:૧૪] દંડ છે તે રાજા છે, તે જ

પુરૂષ છે, તે કાર્ય ચલાવનાર છે, શીક્ષા આપનાર પણ તે જ છે [૭ : ૧૭] ?

અને એવી જ પ્રથા—અલબત્ત જુદા અર્થમાં બ્રીટનમાં પણ ચાલુ છે, તેનું અનુકરણ હીંદની ધારાસભાઓમાં કરવામાં આવ્યું છે.

જ્યાં સુધી એ રાજદંડ એના સ્થાન—ટેબલ—ઉપર પડયો રહે છે, ત્યાં સુધી એ ખંડમાં બેઠેલાઓને પણ તેનું સ્મરણ થતું નથી. પરંતુ જ્યારે તેને કોઇક માણસ ઉશ્કેરાઇને સ્થાનભ્રષ્ટ કરવાની હીંમત કરે છે, ત્યારે તેને માટે ખુબ હેહા મચે છે; અને એ વાતની જગતને જાણ થાય છે.

આવો એક પ્રસંગ લંડનની પાર્લામેન્ટમાં ગયા જુલાઇની સત્તરમી તારીખે બન્યો. હીંદુસ્થાનને લગતા પ્રશ્નની ચર્ચામાં, મી૦ ફેનર બ્રોકવેના હીંદની તરફેણના પ્રયત્નોની આમની સભામાં અવગણના થઇ, તે વખતે કામદાર પક્ષના એક સભ્ય મી૦ જ્હોન બેકેટે, પ્રમુખનો રાજદંડ ઉંચકી તેને ખભે મુકીને ચાલવા માંડયું, અને આખી આમની સભામાં હાહાકાર વર્તાઇ રહ્યો. જો કે તુરત જ દ્વારરક્ષક અને સાર્જંટ—એટ—આર્મ્સ મી. બેકેટના માર્ગમાં આવ્યા અને મી બેકેટે રાજદંડ પાછો મુકયો. એ માટે તેમને પાછળથી દીલગીરી બતાવવી પડી પણ ખરી

## બે પ્રાચીન પ્રસંગો

એ રાજદંડને આમની સભામાંથી ઉંચકી જવાના બે પ્રાચીન પ્રસંગો અગાઉ બ્રીટનની પાર્લામેન્ટના ઇતીહાસમાં બની ગયા છે. પહેલો પ્રસંગ ૧૬૫૪ માં બન્યો હતો. બ્રીટનમાં ભયંકર રાજદ્વારી ઉથલપાથલ વખતે ઓલીવર ક્રોમવેલે મસ્કેટીઅરના કેપ્ટનને એ રાજદંડ ઉંચકી લેવાની આજ્ઞા આપતાં જે ચાર શબ્દો કહ્યા હતા, તે આજે પણ બ્રીટનનાં પ્રત્યેક સ્ત્રી પુરૂષો અને બાળકો વીસરી શકયાં નથી. તેણે એ ઐતીહાસીક આજ્ઞા આપતાં કહ્યું હતું: "Take away that bauble" 'એ નકામી વસ્તુને અહીંથી ઉંચકી લે. એટલે પહેલા ચાર્લ્સનું માથું ઉડાવી દેનાર આ કહેવાતી પાર્લામેન્ટનો અંત આવી જાય.' એ પાર્લામેન્ટ દેશના પ્રતીનીધીઓની નહોતી, પણ કેટલાક સ્વાર્થ સાધુઓની ટોળકી જેવી જ હતી. પરંતુ એ ઐતીહાસીક આજ્ઞા આપતાં રાજદંડને bauble (ગધેડાના માથની મશ્કરાની લાકડી) એવું નામ આપ્યું હતું; તે વાત



બ્રીટનનો બાળક પણ હજી ભુલ્યો નથી. કેમકે પહેલા ચાર્લ્સે દેશના કાનુનોનો ભંગ કરી, પોતાની પ્રજા સામે જુદ્ધ જગાવ્યું, તેથી બ્રીટીશ પ્રજાના ન્યાયાધીશોએ તેને 'દેશનો દુશ્મન' જાહેર કરી તેને પ્રાણદંડની સજા કરી હતી. અને તે પછી ત્રણ જ દીવસ વીત્યાબાદ, ચાર્લ્સને તેના જ મહેલની સામે ખડો કરી એનું માથું વાઢી નાંખ્યું હતું. આમ પાર્લામેન્ટ અને તાજની વચ્ચેનાં ઝઘડામાં, પાર્લામેન્ટે પોતાનો હક્ક સાબીત કર્યો, તે પ્રસંગને આજે પણ બ્રીટનવાસીઓ

ગૌરવથી સંભારી, પોતાની સ્વાતંત્ર્યપ્રીયતાના પુરાવા તરીકે રજુ કરે છે. બ્રીટીશ બાળકોને શીખવવામાં આવતા ઇતીહાસનો લેખક આ પ્રસંગનું વર્ણન કરી અંતમાં આમ લખે છે:

"આપણે એટલું યાદ રાખવું જોઇએ કે પાર્લામેન્ટની સાથેના વર્તનમાં, પોતે પોતાના અધીકારની અંદર રહીને જ કાર્ય કરી રહ્યો છે, એવું રાજા ચાર્લ્સ માનતો હતો. તેમ છતાં તે છેક જ અવીશ્વાસ મુકવા લાયક હતો. તે એટલું પણ જોઇ શક્યો નહીં કે, એક દેશની જનતાને પણ કંઇક હક્ક હોય છે, અથવા તો એક દેશની પ્રજાનો રાષ્ટ્રના કારભારમાં અવાજ સંભળાવો જ જોઇએ."

## પંદર વર્ષ પહેલાં

બીજો પ્રસંગ માત્ર પંદર જ વર્ષ પહેલાં બન્યો હતો. એ વખતે રાજદંડ ઉંચકીને ચાલવા માંડનાર મા. એફ. એચ. ચેરીંગ્ટન



નામનો માણસ હતો. ચેરીંગ્ટન દારૂ ગાળનારા ક્લાલનો છોકરો હતો. પણ એ પાછળથી મદ્યપાન નીષેધનો પ્રચંડ હીમાયતી બની ગયો હતો. એનો ઉત્સાહ એ કામ માટે ધોધમાર વહેતો. ૧૯૧૫ માં મદ્યપાન નીષેધના પ્રશ્નની આમની સભામાં ચર્ચા ચાલતી હતી, તે વખતે તે પાર્લામેન્ટના એક સભ્ય સાથે અંદરના ઓરડામાં વાતો કરી રહ્યો હતો, ત્યાંથી એકદમ તે ઝનુનથી ઉઠ્યો, અને પાર્લામેન્ટ મદ્યપાનનીષેધ જેવા પ્રશ્ન તરફ જે ભયંકર ઉપેક્ષાવૃત્તી બતાવી રહી હતી, તે સામેનો પોતાનો ગુસ્સો પ્રકટ કરવા માટે રાજદંડને ઉપાડીને ચાલવાની તૈયારી કરી.

આમ રાજદંડ ઉંચકાવાના ત્રણે બનાવો પ્રજાની સ્વતંત્રતાની સાથે એક અથવા બીજી રીતે સંકળાયલા છે: એ ખાસ ધ્યાન ખેંચે તેવી ઘટના છે.

## રાજદંડનો ઇતીહાસ

બ્રીટીશ રાજતંત્રમાં આ રાજદંડ પોતાના ઇતીહાસ માટે ખાસ સ્થાન ધરાવે છે. એ પાર્લામેન્ટની સત્તાના ચીન્હનો સુચક છે. એ સત્તા પાર્લામેન્ટના પ્રમુખની દ્વારા અમલમાં મુકી શકાય છે. જ્યારે અંધારણપુર્વક આમની સભા મળી હોય, સભાના પ્રમુખ ઝભ્ભો અને બનાવટી વાળની ટોપી પહેરીને આસન ઉપર બેઠા હોય, તે વખતે આ રાજદંડ, આમની સભાના સરકારપક્ષના અને તેના પ્રતીપક્ષના સભ્યોની વચ્ચેના પોતના આસન ઉપર ઝગારા મારતો જણાય છે. આ દંડ ચાંદીનો બનાવેલો છે અને તેને સોનાનો ઢોળ ચડાવ્યો છે. તેની લંબાઇ પાંચ ફુટ જેટલી અને વજન પંદર શેર જેટલું છે. તેના શીખર ઉપર નાનકડો શાહીતાજ ગોઠવેલો છે. એની કારીગીરી એવી છે કે જેથી અજાણ્યો માણસ તો એને નક્કર સોનાની જ બનાવટ માને.

## ત્રણ રાજદંડ.

હાલનો રાજદંડ ત્રીજો ગણાય છે. પહેલા રાજદંડ ક્યારે તૈયાર થયો હશે તેની ઐતીહાસીક નોંધ નથી, પણ ૧૬૪૯ માં ચાર્લ્સ પહેલાના મસ્તક છેદન વખતની ધમાધમી વખતે તે કોઇક ઉઠાવી ગયું હતું, અને તેને ગાળી નાખીને વેચી નાખવામાં આવ્યો હતો. તે પછી ક્રોમવેલે બીજો રાજદંડ લંડનના સોની પાસે બનાવરાવ્યો. કોમનવેલ્થનાં દશવર્ષીક કારભાર દરમીયાન એ દંડ વપરાયો હતો. ક્રોમવેલે 'મુર્ખાની લાકડી' તરીકે ગણાવીને ઉંચકાવી નાખેલો તે એ રાજદંડ. એ પછી ત્રીજો રાજદંડ બન્યો. તે ક્યારે બન્યો કે કોણે બનાવ્યો તેની કશી ઐતીહાસીક નોંધ મળતી નથી. પરંતુ બીજો ચાર્લ્સ ગાદીએ આવ્યો ત્યારે ૧૬૬૦ માં તેનો પહેલવહેલો ઉપયોગ થયો હતો. કેટલાકો એમ પણ કહે છે કે, ક્રોમવેલના વખતમાં ચોરાયેલો દંડ એ જ આ દંડ છે. માત્ર તેની ઉપરના પ્રજાતંત્રના ચીન્હને ઉડાવી દઇ, પાછળથી તાજનું ચીન્હ ગોઠવવામાં આવ્યું છે. પરંતુ ચાર્લ્સ બીજાના વખતમાં આમની સભાના ઉપયોગ માટે બનાવવામાં આવ્યો હતો તે તો નક્કી જ. જ્યારે પાર્લમેન્ટ ચાલુ હોય છે ત્યારે આ રાજદંડ સાર્જંટ–એટ–આર્મ્સના કબજામાં રહે છે. બેઠક પુરી થતાં તે તાજની ટાવરમાંની કચેરીમાં મુકી આવી તેની પાવતી લાવે છે. ટાવરમાં એ દંડને પુરી રાખવામાં આવે છે. અને ફરીથી પાર્લામેન્ટની બેઠક શરૂ થાય, ત્યારે પેલી પાવતી બતાવી સાર્જંટ રાજદંડને લાવીને તેને સ્થાને મુકે છે.

## રાજદંડની સત્તા

આ રાજદંડ પાર્લામેન્ટમાં ક્યારે મુકાવો શરૂ થયો તેની બરાબર નોંધ નથી મળતી, પરંતુ એટલું તો ખરૂં છે કે, એ દંડ આમની સભાનાં પ્રત્યેક મહત્વનાં કાર્ય વખતે નીયમ પ્રમાણે મુકાય છે. એ રાજદંડ ન હોય તો આમની સભા કાયદેસર રીતે કશુંજ કામકાજ કરી ન શકે–એને તેમ કરવાનો કશો જ અધીકાર ન રહે. તપાસ કરતાં જણાય છે કે, આ રાજદંડનો જન્મ મનુએ જણાવ્યું છે તેમ રાજસત્તાની સાથે થયો છે. એનો ગદાનો આકાર બતાવે છે કે, શરૂઆતમાં બ્રીટનમાં પણ ગદા યુદ્ધના પ્રબળ હથીયાર તરીકે વપરાતી હતી. ઇંગ્લંડ, ફ્રાન્સ પાસેથી એની કળા શીખ્યું હતું. પરંતુ એ પ્રાચીનકલા હીંદુસ્થાનની જ હતી. એ યુગમાં આ ગદા અંગ્રેજ રાજાઓના અંગરક્ષકો વાપરતા. પછી પાર્લામેન્ટના બે ભાગ પડ્યા ત્યારે આમની અને ઉમરાવોની સભાઓ માટે બે રાજદંડો થયા છતાં તેના સંરક્ષણનું કામ તો સાર્જંટ–એટ–આર્મ્સને જ શીરે રહ્યું.

## કેટલીક વીધીઓ

આમ સદીઓથી બ્રીટીશ પાર્લામેન્ટમાં રાજદંડ તેના અનીવાર્ય અંગ તરીકે ભાગ ભજવે છે. પરંતુ એને માટે પણ હીંદીઓની રૂઢીપુજકતાની મશ્કરી કરનાર બ્રીટીશ પ્રજાએ વીધીઓની રૂઢી પરંપરા શોધી તેમ જ સાચવી છે. આપણે ઉપર જોયું તેમ રાજદંડ પાર્લામેન્ટના મકાનમાં ન હોય તો આમની તેમ જ ઉમરાવોની સભાનું અસ્તીત્વ ન મનાય. જ્યારે પાર્લામેન્ટનું કામ નીયમીત રીતે ચાલતું હોય ત્યારે તેને ટેબલની ઉપર મુકવામાં આવે, જ્યારે આખી સભા કમીટીના રૂપમાં ફેરવાઇ હોય ત્યારે તેને ટેબલની નીચે, એને માટે બનાવેલી ખાસ અભરાઇ ઉપર મુકવામાં આવે. નવી પાર્લામેન્ટ મળે ત્યારે સાર્જન્ટ પોતાના ડાબા

હાથ વચ્ચે લઇને આવે અને ટેબલની નીચે તેને છુપાવી દે. પરંતુ પ્રમુખની ચુંટણી થતાં જ તેને એના છુપાઇ રહેવાના સ્થાનમાંથી બહાર કાઢી ખભા ઉપર ઉંચકીને બધા જુએ તેમ ઉંચો કરીને ટેબલ પર મુકે છે.

## ૨૭૫ વર્ષ પછી

આવી મહત્તા, સત્તા અને વીધીઓની ત્રીપુટીના વાતાવરણથી વીંટળાયલો રાજદંડ બ્રીટીશ પ્રજાના સ્વાધીકાર પ્રાપ્તીના સમયે ઉંચકાયો હતો, અને બરાબર પોણાત્રણસો વર્ષ પછી હીંદી પ્રજાની સ્વાધીનતાની ચર્ચા વખતે તે ફરીથી ઉંચકાયો, તે બન્ને પ્રસંગમાં ચોક્કસ સામ્ય છે. ક્રોમવેલના જમાનામાં રાજાના પક્ષકારો અને પ્રજાના પક્ષકારો વચ્ચે સ્વાધીકારના સ્વીકાર માટેનું ઘર્ષણ હતું, ત્યારે જહોન બેકેરના વર્તમાન યુગમાં બ્રીટીશ સામ્રાજ્યવાદ અને હીંદી પ્રજાના સ્વાધીકારની વચ્ચે ઘર્ષણ મંડાયું છે. પાર્લામેન્ટની દાદીમાના એ ઐતીહાસીક ખંડના આ ઐતીહાસીક પ્રસંગનો ઉલ્લેખ ક્રોમવેલના પ્રસંગની સાથે જ પાર્લામેન્ટના ઇતીહાસમાં થશે એવું તો અંગ્રેજ લેખકો સ્વીકારે છે જ, પણ હીંદીઓ માને છે તે બીજું: તે એ કે બ્રીટીશ પ્રજાના સ્વાધીકારના હક્કના સ્વીકારની માફક પ્રસ્તુત પ્રસંગ હીંદી પ્રજાના સ્વાધીનતાના હક્કના સ્વીકારના પરસ્પરને સાંકળતા ઇતીહાસની કડીરૂપ બનશે. અને હીંદી પ્રજાના દૃઢ આત્મનીશ્ચયને જોતાં એમ બનવું એ સર્વથા શક્ય જ છે, એ તો આજના ઇંગ્લન્ડના તટસ્થ મુત્સદીઓ અત્યારથી જ કહી રહ્યા છે.

"લોર્ડ ડર્નહામે જ્યારે કેનેડાને સાંસ્થાનીક સ્વરાજ આપવાની ભલામણ કરનારો પોતાનો રીપોર્ટ લખ્યો ત્યારે કેનેડામાં નીરક્ષરતા વ્યાપક સ્વરૂપે હતી અને જાતીય તેમ જ ધાર્મીક ઝઘડા પુષ્કળ થતા હતા. તે વાત અત્યારના અંગ્રેજો ભુલી જતા લાગે છે."

...

"હીંદનો કોઇ પણ ગામડીઓ ઇગ્લંડના કોઇ પણ ગામડીઆ કરતાં કોઇ રીતે ઉતરતો નથી."

રેજીનાલ્ડ રેનોલ્ડસ

"દીલગીરી ભર્યું" એ છે કે, હીંદનું અસ્તીત્વ હીંદ માટે સનદી નોકરોની સગવડ માટે છે, અને હીંદી સનદી નોકરીનું અસ્તીત્વ ઓક્ષફર્ડની યુનીવર્સીટી માટે છે."

[ઓક્ષફર્ડ યુનીવરસીટીનો વડો]

...

"હીંદનો સુશીક્ષીત વર્ગ સ્વરાજ્યનું સત્વ ન મળે ત્યાં સુધી સ્વરાજનો છાંયડો આપવાના દેખાવથી કદી પણ સંતોષ પામવાનો નથી."

ચેરીસ જી. સ્પેન્સર

# ત ણ ખા

"હીંદુસ્થાન ઉપરનો કાબુ ટકાવી રાખવા માટે બ્રીટીશો જે લડત કરી રહ્યા છે, તેની પાછળ પૈસાનો પ્રશ્ન એ મહત્વના મુદ્દા તરીકે ભાગ ભજવી રહેલો છે."

...

"હીંદુસ્થાનની મહેસુલના ત્રીજા ભાગથી લગભગ અર્ધા ભાગ સુધીની રકમ (જે ૩૫,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી થવા જાય છે) સનદી નોકરીમાંના બ્રીટીશ અમલદારોના પગારમાં ખર્ચાય છે."

...

"હીંદી રાજાઓની પ્રજાની સ્થીતી ઘણી દયાજનક છે, કેમકે પૃથ્વીના પટ ઉપર એ હીંદી રાજાઓ મોટામાં મોટા લુંટણીઆ (Greatest exploiters in the world) છે. બીકાનેરના મહારાજા તેના લાક્ષણીક ઉદાહરણ સમા છે. એમની પ્રજા ભયંકર ગરીબાઇમાં સડે છે, ત્યારે એક જ વર્ષના રાજ્ય ખર્ચના અંદાજ પત્રમાં નીચેની રકમો ખર્ચાયેલી જણાવાઇ છે:

| | |
|---|---|
| રાજપુત્રના લગ્ન ખર્ચમાં | રૂ. ૯ કરોડ ૪૦ લાખ |
| રાજમહેલનું ખર્ચ | રૂ. ૩ કરોડ ૧૦ લાખ |
| રાજ કુટુંબનું ખર્ચ | રૂ. ૧ કરોડ ૮૦ લાખ |
| આખા રાજ્યની કેળવણીનું ખર્ચ | રૂ. ૧ કરોડ ૧૬ લાખ |

...

"હીંદમાં કુલ બ્રીટીશ માલ ૧,૧૦૫,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનો દર વર્ષે આવે છે. તેમાં લગભગ અર્ધો અર્ધ અથવા ૪૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનું કાપડ જ જાય છે. અને ૧૨૭,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનાં યંત્રો દર વર્ષે જાય છે."

ફ્રેનર બ્રોકવે

"હીંદમાં આજ સુધીમાં રોકાયલી બ્રીટીશ મુડી બધી મળીને ૫૭૩,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી થવા જાય છે. તેનું માત્ર પાંચ ટકા વ્યાજ ગણીએ તો પણ હીંદને દર વર્ષે એ વ્યાજને બહાને બ્રીટનને ૩૫,૦૦૦,૦૦૦ પાઉન્ડની ખંડણી ભરવી પડે છે."

[હીંદમાં રોકાયલી આ બ્રીટીશ મુડી વીષે લાલાજીએ 'હીંદનું દેવાદાર બ્રીટન' નામના પોતાના પુસ્તકમાં સીદ્ધ કર્યું છે કે, એ બધી મુડી હીંદમાંથી જ ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ નફો તેમ જ લુંટ એ બે માર્ગે મેળવી છે. વધારામાં તેમણે એ પણ સીદ્ધ કર્યું છે કે, લેન્કેશાયરનાં કારખાનાં પણ હીંદના સુતરાઉ કાપડના ધંધાના નાશ તેમ જ હીંદમાંથી ખેંચી જવામાં આવેલા દ્રવ્યમાંથી જ ખડાં થયેલાં છે.]

ફ્રેનર બ્રોકવે

*　*　*

"મનુષ્ય તરીકેની સરખામણીમાં હીંદી મનુષ્ય અંગ્રેજ કરતાં ચડીયાતો છે. એટલે 'ગોરાસાહેબ' આપણા કરતાં ઉંચો છે એ જાતની ભ્રમણાનો તમામ ભય ખંખેરી નાખવાની જરૂર છે."

...

"ધાર્મીક, સામાજીક અને સંસ્કૃતીની દ્રષ્ટીએ જોતાં અંગ્રેજો હીંદીઓ કરતાં ઘણા જ ઉતરતા છે."

...

"જ્યાં સુધી દેશમાં પરદેશી રાજ્ય છે ત્યાં સુધી દેશની સ્થીતી સુધરવાની નથી."

વીઠલભાઇ પટેલ

## જાગૃત થયેલી સ્ત્રીશક્તી



શ્રીમતી રમીબહેન દારૂદાર

જે મુંબાઇની સંગ્રામ સમીતીનાં પ્રમુખ બની સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝુઝી રહ્યાં છે.

# નોંધ

## દેશનું રાજકારણ

દેશના રાજકારણમાં ગયો મહીનો ખાસ નોંધવાયોગ્ય એવા ભરપુર બનાવોથી ભરેલો ગયો છે. સરકાર મહાસભાને કચડી નાખવા તમામ અસ્ત્રશસ્ત્રોથી વધુ અને વધુ સુસજ્જીત બનતી ગઇ છે, મહાસભાના બે પ્રમુખો–સરદાર વલ્લભભાઇ અને મૌલાના અબુલ કલામ આઝાદ–ને જેલમાં મોકલવામાં આવ્યા છે,* વીઠલભાઇ પટેલના પ્રમુખપણા નીચે તૈયાર થયેલા પેશાવર અત્યાચારના વૃતાંતને જપ્ત કરવામાં આવ્યો છે, સરહદના પ્રાંતોમાંથી મહાસભાની અસરને નાબુદ કરવા માટે એટલા સખ્ત હાથે કામ લઇનેજ તે અટકી નથી, પણ પેશાવરમાં લશ્કરી કાયદો–સન્હી નોકરોને સ્વછંદી અધીકાર મળે તે ઢબે–જાહેર કરવામાં આવ્યો છે, દીલ્હીમાં મળનારી મહાસભાની કારોબારી સમીતીને ગેરકાયદેસર જાહેર કરવામાં આવી છે, કલકત્તાના ગોરા વ્યાપારીઓએ મોન્ટ–ફર્ડ સુધારા પાછા ખેંચી લઇ મક્કમ હાથે મહાસભાની પ્રવૃત્તીઓને કચડી નાખવાની સરકારને સલાહ આપી છે, મુંબાઇમાં લશ્કરી કાયદો જાહેર કરવા માટે એન્ગ્લો ઇન્ડીયન પત્રો નીયમીત કારમી ચીસો પાડી પાડી, સરકારના કાન ભંભેરી રહ્યાં છે, ઠામ ઠામ દમનનીતી વધતી જાય છે, તુરંગોમાં પુરેલા રાજદ્વારી કેદીઓ ઉપર ત્રાસ વર્તાઇ રહ્યાની વાતોથી વાતાવરણ ભરાઇ રહ્યું છે, તો બીજે પક્ષે સંપુર્ણ સ્વતંત્રતા મેળવીને ઝંપવાની ભાવના દેશમાં વ્યાપક અને સુદ્દઢ બનતી જાય છે. આવી દશામાં યરવડા અને નૈની વચ્ચેની સમાધાનની વાતો એ હવે સીમલા અને લંડન સુધી લંબાઇ છે. ગોળમેજીપરીષદમાં કોઇ પણ ભોગે જવા તૈયાર થયેલા મવાળ મુત્સદીઓ આ દેશમાં વાતાવરણ સાફ કરવાના નીષ્ફલ પ્રયત્નો કરી રહ્યા છે, સાથે સાથે મહાસભાની સત્યાગ્રહની લડતને તેઓ ગોળગોળ તો ક્વચીત સાફ સાફ ભાષામાં નીંદી રહ્યા છે, ત્યારે શ્રીનીવાસ શાસ્ત્રી વીલાયતી વાતાવરણમાં પોતાની મવાળ મનોદશાનું પ્રદર્શન કરતા, મહાસભાની લડતને તીરસ્કારમાં મુકે તેવું ઝહેરી અને ગંદુ પ્રચારકાર્ય બ્રીટનમાં ચલાવી રહ્યા છે બ્રીટનના ત્રણે મુત્સદી વર્ગો હીંદને ઓછામ ઓછું આપવાની બાબતમાં એક મત અને મક્કમ બન્યા છે, છતાં ચર્ચીલ, રીડનહેમ, ઓડવાયર, રીડીંગ, રોથરમીઅર અને સાયમનના ચીત્રવીચીત્ર સુરો હીંદને કચડીને કશું જ નહીં આપવા માટે નીકળ્યા કરે છે. સાયમન પોતાના વૃતાંતના પ્રચાર માટે અમેરીકા ગયો છે. આ બધાથી હીંદવાસીઓને જે એક મહત્ત્વનો લાભ થયો છે તે એ કે, ગોરા વ્યાપારીઓ, બ્રીટીશ મુત્સદીઓ, હીંદમાંની નોકરશાહી અને એન્ગ્લોઇન્ડીયન પત્રકારો, હીંદને માટે હૈયામાં શું ધારે છે અને હોઠેથી શું કહે છે, તેની તેમને બરાબર ખબર પડી ગઇ છે. તેથી સંપુર્ણ સ્વતંત્રતા માટેની ભાવનામાં તેઓ વધુ મક્કમ બન્યા છે અને તેની પ્રાપ્તી માટે ગમે તેટલા ભોગ આપવા પડે તો આપવાની એમણે છેવટની તૈયારી કરી દીધી છે. એટલે ગોળમેજી પરીષદને નામે હીંદીઓને ફસાવવાની જે બાંજી લંડનમાં ગોઠવવાની તૈયારીઓ થઇ રહી છે, તે તરફ અત્યારે તો દેશના મોટા ભાગની દ્દષ્ટી બંધ થઇ ગઇ છે, અને આજ દેશમાં બ્રીટીશ માલના બહીષ્કારનાં તેમ જ બીજાં રચનાત્મક કાર્યો કરવા તરફ એ દ્દષ્ટી કેન્દ્રસ્થ બની છે.

---

* પાછળથી દીલ્હીમાં દાક્તર અનસારીને પણ પકડીને સજા કરવામાં આવી છે.

## આર્થીક સ્વતંત્રતા

આર્થીક સ્વતંત્રતા સીવાયની કોઇ પણ રાજકીય સ્વતંત્રતા એ સ્વતંત્રતાનો ઢોંગ જ માત્ર છે. એટલે આર્થીક સ્વતંત્રતાના પાયા ઉપર ખડી થયેલી રાજકારણી સ્વતંત્રતાની પ્રાપ્તી માટે, અત્યારે મહાસભાના મુત્સદીઓ તૈયાર બન્યા છે. વીઠ્ઠલભાઇ પટેલે આ દીશામાં સંગીન અને વ્યાપક ફાળો આપ્યો છે. અને પં. માલવીયજીએ તેમાં એમને સાથ પુરાવ્યો છે. બ્રીટીશમાલનો બહીષ્કાર કરો, વીદેશી વસ્તુઓનો ત્યાગ કરો અથવા તો જેને એવાં ખંડનાત્મક નામો ગમતાં ન હોય તે આર્થીક સ્વતંત્રતા કે સ્વદેશીનો સ્વીકાર એવાં રચનાત્મક નામો આપો. પરંતુ નામકરણ વીધીની મારામારીમાં ફસવાને બદલે, અથવા તો જડ પ્રણાલીકાવાદના ચોકઠામાં ગુંગળાવા સીવાય, પ્રત્યેક કોમના કે પ્રત્યેક રાજદ્વારી મતના સાચા હીંદીનો અત્યારે એ પવીત્ર ધર્મ છે કે તેણે આર્થીક દ્રષ્ટીએ જેમ બને તેમ સ્વતંત્ર બનવાના બની શકતા તમામ પ્રયત્નો કરવા. એટલે કે દેશીમાલને, દેશી સંસ્થાઓને અને દેશી મનોદશાને ઉત્તેજન આપવું. સરકાર સાથે અથડામણમાં આવ્યા સીવાય પણ આ બધું સહેલાઇથી બની શકે તેમ છે. જેમકે તમે તમારાં નાણાં દેશી બેંકોમાં મુકો, તમારો વીમો દેશી વીમા કંપનીમાં આપો, તમારો માલ દેશી સ્ટીમરોમાં મોકલાવો, તમારાં વસ્ત્રો દેશી કાપડમાંથી સીવડાવો, અને તેટલું બધું કામકાજ દેશીની સાથે અથવા તો તમારા દેશની આર્થીક અને રાજકીય સ્વતંત્રતાના માર્ગમાં આડા નહીં આવતાં, તે કામમાં મદદ કરે અથવા કમીમાં કમી તટસ્થ રહે તેવાઓ સાથે પાડો: તો તમે કોઇ પણ કાનુનનો ભંગ કરતા નથી. અને તેમ છતાં પણ તમે દેશનું નાણું દેશમાં રાખવામાં મદદગાર બની, તેટલે અંશે સરકારી મદદ વીના પણ દેશને આર્થીક સ્વતંત્રતા અપાવવામાં કારણભુત બનો છો. પછી તેમ કરવાથી હીંદના આર્થીક હીતથી જેમનું આર્થીક હીત છેક જ જુદું છે, અથવા ખુલ્લી ભાષામાં કહીએ તો, હીંદના આર્થીક અહીતમાં જેમનું હીત અને હીંદના આર્થીક હીતમાં જેમના માની લીધેલા હીતમાં વીઘ્ન પડે છે, તેવા મુડીવાદીઓ, શાહીવાદીઓ, મુત્સદીઓ કે પત્રકારો ગમે તે કહે તેની પરવા કરવાનું કામ તમારું નથી. તમારે તો માત્ર એમના જ પગલે ચાલવાનું છે. એટલે તેઓ પોતાના દેશના આર્થીક હીત માટે મથે છે, તેમ તમારે તમારા દેશના આર્થીક હીત માટે મથવાનું છે. એ મંથનમાં જ સ્વતંત્રતા અથવા સ્વરાજની ચાવી છે. વીઠ્ઠલભાઇ પટેલ અને પં. માલવીયજીએ એ વાતો વધારે સ્પષ્ટ ભાષામાં, વધારે વીશદતાથી અને અસરકારક ઉદાહરણો તેમ જ હકીકતો અને આંકડાઓના આધાર સાથે હીંદીઓને કહેવા માંડી છે. તેથી જ એક વખતના વીઠ્ઠલભાઇ પટેલના પ્રશંસક ગોરા પત્રકારો, અત્યારે એમની દાઢી નીચે આશરો મેળવવામાં કલંક માનવાની બેહુદી વાતો કરી રહ્યા છે. કેમકે તેઓ બરાબર સમજે છે કે, શ્રી વીઠ્ઠલભાઇ પટેલ દેશની આર્થીક સ્વતંત્રતાનો જે માર્ગ અત્યારે જનતાને બતાવી રહ્યા છે, તેની પાછળ અદ્ભુત બળ રહેલું છે, અને હીંદને સાચી સ્વતંત્રતા અપાવવાની તેમાં જ અપુર્વ શક્તી છુપાયલી છે.

## મનોદશાનાં ઘર્ષણ

મહાસભાવાદીઓ અને શાહીવાદીઓની વચ્ચે અત્યારે હીંદમાં બે જુદી જુદી મનોદશાનાં ઘર્ષણ થઇ રહ્યાં છે. એક તરફ કરોડો મનુષ્યોનો સમૂહ [illegible] માત્રના

સ્વાભાવીક સ્વાધીકાર પ્રાપ્ત કરવા સ્વની-શ્રયી બન્યો છે. બીજી તરફ મુઠીભર માણસોનો સમુહ પહેલા સમુહના સ્વનીશ્ચયને કચડી નાખી, તેને ઓછામાં ઓછા સ્વાધીકાર ભોગવવા દેવાની યોજના ઉભી કરવા મક્કમ બન્યો છે. પહેલો વર્ગ શાસીતોનો છે, બીજો વર્ગ શાસકોનો છે. શાસીતોના નીશ્ચયબળની પાછળ રાષ્ટ્રીય ભાવનાથી જાગૃત બનેલા, તેને મુર્ત્તીમંત બનાવવા માટે જેટલા ભોગ આપવા પડે તેટલા આપવા તત્પર બનેલા મનુષ્યોની પ્રબળ ભાવના ખડી છે, શાસકોના નીશ્ચયબળની પાછળ સ્વચ્છંદે વ્યાપાર કરી ધન કમાવાની મુડીવાદી લોલુપતા અને પોતાના દેશની સાર્વદેશીય મહત્તા સાચવવાના સાધન તરીકે હીંદને કાયમને માટે તાબેદાર રાખવાની સ્વાર્થી શાહીવાદી ભાવના ખડી છે. આપણે કોઇના પણ ગુલામ બનવાની દૃઢ નીશ્ચયપુર્વક ના પાડીશું ત્યાં સુધી આપણને કોઇ ગુલામ બનાવી શકે તેમ નથી. એ સંગીન સીદ્ધાંતના પાયા ઉપર પહેલો વર્ગ મક્કમ ઉભો છે, બીજો વર્ગ તેની ગુલામ નહીં બનવાની ભાવનાની જડ કાઢી, થોડાક ટુકડાઓથી સંતોષ પામવાની મવાળ ભાવનાને ઉત્તેજન આપવાના પાસા ખેલી રહ્યો છે. સીમલાના શીખરોથી માંડીને લંડનના વ્હાઇટ હોલ સુધી એ એકજ મનોદશા જીવંત જણાય છે અને પોતાના યુગમાં જ સમાજવાદને મુર્ત્તીમંત બનાવવાના બણગા ફુંકનારો બ્રીટનનો કામદાર પક્ષ, સત્તા ઉપર હોવા છતાં, નીરાધારની માફક પોતાના સીદ્ધાંતનાં કાગળીઆં ચીંથરાંને ધોઇ પી, મુડીવાદી અને શાહીવાદી મનોદશાના હાથાં તરીકે જ માત્ર નહીં, પણ એના તાબેદાર ગુલામ તરીકે એ બન્ને 'વાદ'ના પુજકોના શાસન સમક્ષ શીર ઝુકાવી, એમનું ધારેલું કરવામાં, પોતાની જાતને સાધનઃ તરીકે વાપરવા દઇ રહ્યો છે. બ્રીટનનો ત્રીજો મવાળ વર્ગ વળી હીંદને, પોતાના બારણા ઉપર 'સાંસ્થાનીક સ્વરાજ'નું પાટીઉં મારવા દઇને, તેને પોતાના ઘરમાં ભાડુત જેવો રાખવાની અધીકાર રહીત સગવડ આપવાની ઉદારતાભરી (!) વાતો કરી રહયો છે. એ વર્ગની અને પહેલાં બતાવ્યા તે વર્ગોની મનોદશામાં કશો જ ફરક નથી. માત્ર પહેલા બન્ને વર્ગો હૈયે છે તે હોઠે તડને ફડ કહી દેવા પુરતા નિખાલસ છે, ત્યારે પેલો ત્રીજો વર્ગ હૈયામાં હળાહળ ઝેર રાખવા છતાં જીભને ટેરવે મધ ચોપડી રાખવાની રીતમાં માનનારો છે. પરંતુ એ ફેર તો સાવ ગૌણ છે. હિંદના સ્વાતંત્ર આત્માને નમાવવાની તિવ્ર ભાવના તો ત્રણે વર્ગમાં સમાન જ છે. એમને હિંદ માટે પ્રસંગ ઉભો કરી, પોતે આપે તેટલી તકથી હિંદને સંતોષ મનાવવો છે, ત્યારે સ્વાધીનતાના શુદ્ધ રંગથી રંગાયલા હીંદીઓને જાતે પ્રસંગ અને તક ઉભાં કરી, તેની ઉપર પોતાનો અધીકાર રહે એ પરીસ્થીતી ઉભી કરવી છે. આમ બન્ને પ્રકારની મનોદશા વચ્ચે જમીન અને આસમાન જેટલું અંતર છે. એ અંતર સરકારી એક ગોળમેજી પરીષદ તો શું પણ એવી હજાર પરીષદો પણ દુર કરી શકે તેમ નથી; તેમ સુલેહના પાર્ષદોની દોડાદોડથી પણ તેનો ઉકેલ નીકળે તેમ નથી. એનો ઉકેલ હીંદીઓને હીંદમાં ગુલામ બનાવવાની મનોદશાના પલટામાં છે. એ પલટો થાય નહીં ત્યાં સુધી બન્ને મનોદશા વચ્ચેનાં ઘર્ષણ ચાલુ રહેવાનાં જ છે. તેમાં મવાળ મનોદશાના હીંદી મુત્સદ્દીઓ અનેક ફાંફાં મારવા છતાં, કશો જ ફેરફાર કરાવી શકે તેમ નથી.

## મહાસભા સામે વીગ્રહ

મુંબાઇના મવાળ મુત્સદ્દીઓના મુખપત્રે [ઇન્ડીઅન ડેઇલી મેલ] જે પત્રના મવાળપણાનો ઇનકાર કર્યો છે, છતાં જે પત્ર સમસ્ત હીંદના સાચા મવાળ મુત્સદ્દીઓનું વાજીંત્ર અનેક વરસોથી મનાય છે તે, અલ્લાહાબાદના 'લીડર' જેવા પત્રને પણ સ્વીકારવું પડયું છે કે સીમલામાંની નોકરશાહીના ઘણા મોટા ભાગે હીંદની રાષ્ટ્રીય મહાસભા સામે વીગ્રહ જાહેર કર્યો છે. અને સંયુક્તપ્રાંત, દીલ્હી, મુંબાઇ, કલકત્તા, પંજાબ, મદ્રાસ, બીહાર વગેરે સ્થળે મહાસભાની કારોબારી સમીતીને ગેરકાયદેસર ઠરાવીને, અને મહાસભાના ચોથા પ્રમુખ દાકતર અનસારી અને તેમની કારોબારી સમીતીનાં બે સ્ત્રી સભ્યો સીવાયના દીલ્હીમાં હાઝર રહેલા તમામ પુરૂષ સભ્યોને પકડીને તેમ જ સજા કરીને સરકારે હવે બરાબર પુરવાર કરી આપ્યું છે કે, મહાસભાને જડમુળથી ઉખેડી નાખવા માટે જ તેની તૈયારી છે. એક તરફ સુલેહની વાટાઘાટ જ્યારે ચાલુ હોય તેવે વખતે જ આવાં ઉગ્ર પગલાં સુલેહની વાટ-ઘાટમાં એક પક્ષકાર બનેલી સરકાર ભરી રહી હોય, ત્યારે પછી એ વાટાઘાટનો મહાસભાને કચડી નાખનારાં પગલાંની ઢાલ તરીકે ઉપયોગ થઇ રહ્યો છે એમ કહેવું તેમાં લગારે ખોટું કશું જ નથી. મુંબાઇનું 'ક્રોનીકલ' કહે છે: આ ઉપરથી સરકારની બાજી ગોળમેજી પરિષદમાંથી મહાસભાના તત્ત્વને બીલકુલ દુર રાખવાની છે. અને તેથી 'લીડર'ના તંત્રીશ્રી ચીંતામણી 'ગોળમેજી પરીષદ'ને હાલતુરત મુલતવી રાખવાની ભલામણ કરે છે, તેમ જ મહાસભાવાદીઓને ગોળમેજી પરિષદમાં આવવા માટે સમજાવી શકાય, તેટલો સમય મેળવવા અર્થે જ. એ ભલામણને મીસીસ બેઝંટ અનુમોદન આપે છે. પરંતુ 'ફ્રી પ્રેસ જનરલ'ના કહેવા પ્રમાણે હીંદુસ્થાનના પ્રશ્ન પુરતો વિલાયતની કામદાર સરકારે ગાદીત્યાગ કરી, સીમલામાંના તેમ જ લંડનના વ્હાઇટ હોલમાંના હીંદને કચડી નાખવા મક્કમ બનેલા નોકરવર્ગને ફાળો એક લખી આપ્યો છે. અને હીંદમાં બનતા બનાવો તેની ખાત્રી આપે છે. તે જોતાં મહાસભાવાદીઓ આવતા ઓક્ટોબરમાં તો શું પણ આવતા વર્ષના ઓક્ટોબરમાં પણ ગોળમેજી પરીષદમાં જવા તૈયાર થાય એ માન્યતા આકાશ પુષ્પવત છે. મી૦ હોનીમેન પોતાના 'વીકલી હેરલ્ડ' માં ગોળમેજી પરીષદને મહાસભા માટે 'કુટદાવ' સમી ઓળખાવે છે, અને સીમલાના ગોરા નોકરો તેમ જ કલકત્તાના ગોરા કાપડીઆ અને ગાંધીઆટું કરનાર઼ઓની મનોદશા જોતાં એ જ વ્યાખ્યા બરાબર ઠરે છે, એટલે મહાસભાવાદીઓ એ કુટદાવનું ખાદ્ય બનવાની ના પાડે તેમાં કશું ખોટું કરતા નથી. અર્થાત તેમને માટે ગોળમેજી પરીષદ મળે કે ન મળે તેનું કશુંયે સ્નાન સુતક છે જ નહીં. હીંદની સ્વતંત્ર મનોદશાને કચડી નાખવાનું વ્રત લઇ બેઠેલાઓ જ્યાં સુધી પોતાની ભુલ ન જુએ, અને મહાસભાની માગણીનો સ્વીકાર ન થાય ત્યાં સુધી, ભલે તેઓ ઓર્ડીનન્સોની અને લશ્કરી કાયદાની મદદથી હીંદ ઉપર રાજ્ય કરે, પરંતુ 'મેન્ચેસ્ટર ગાર્ડીઅન'ની ચેતવણી પ્રમાણે, તેટલાથી તેઓ બેયોનેટ અને બંદુકોની મદદથી હીંદમાં પોતાનો માલ ખપાવી શકવાના નથી,, એ વાત ઉપર જ અત્યારે તો મહાસભાવાદીઓએ પોતાનું તમામ લક્ષ્ય અને બળ કેન્દ્રીત કરવાં જોઇએ છે. શ્રી વીઠ્ઠલભાઇ પટેલે કહ્યું હતું કે: "સીમલાના નોકરો બેયોનેટની અણીએ આપણી પાસે સંધી કરાવવા માગે છે." ¤

કથનની સામે ઘણા એન્ગ્લોઇન્ડીઅન પત્રોએ ઘુમરાણ કરી મુકી હતી, પરંતુ તે પછી મળી ચુકેલા અનુભવોએ શ્રી વીઠ્ઠલભાઇનાં કથનમાં રહેલા સોએ સો ટકા સત્યને પુરવાર કરી આપ્યું છે. છતાં દેશની સ્વતંત્રતા માટે તુરંગમાં બેઠેલા એ ગુજરાતી મુત્સદ્દીને અમે ખાત્રી આપીએ છીએ કે: મહાસભાવાદીઓ કદી પણ બેયોનેટની અણીના ડરથી, ગોળમેજીની જાળમાં ફસાવા તત્પર નહીં જ થાય.

## નવજવાનોને તક

નેતાઓ વીના નવજવાનો રાષ્ટ્રભરની મહાન લડત સુવ્યવસ્થીત રીતે ચલાવી શકે, તેવી તક નવજવાનોને આપવા માટે સરકારનો આપણે આભાર માનવો જોઇએ. નવજવાન એ શબ્દમાં અમે સ્ત્રી અને પુરૂષનો સમાવેશ કરીએ છીએ. ભારતભરની જાગૃત થયેલી સ્ત્રીશક્તીએ પુરવાર કરી આપ્યું છે કે, સ્ત્રી પુરૂષનાં જુદાં જુદાં ખાનાં પાડવાની પુરાણી રીત ઉપર હવે છેલ્લી વખતનું પાણી મુકાવું જોઇએ. સ્ત્રી શક્તી એ પુરૂષ શક્તી કરતાં કોઇપણ રીતે ઉતરતી નથી, એ તેમણે વર્તમાન સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝુકાવીને સીદ્ધ કરી આપ્યું છે. એટલે હવે જ્યારે મહાસભાના પીઢ પુરૂષોને કારાવાસની પત્થરી દીવાલો પાછળ પુરવામાં આવ્યા છે, ત્યારે હવે નવજવાનોએ પોતાને મળેલી એ તકને બરાબર ઉપાડી લઇ, સામાજીક, ધાર્મીક, આર્થીક તેમ જ રાજકીય સ્વતંત્રતા માટે સંગઠીત અને સુવ્યવસ્થીતપણે કામ કરી બતાવી, સાર્વદેશીય ઇતીહાસમાં ભારતીય નવજવાનોને માટેના સ્થાનનો નીર્ણય કરાવી આપવો ઘટે છે. તેમ કરતાં મહાસભાએ સ્વીકારેલા સંયમી ધોરણે લડત ચલાવવાના સીદ્ધાંતને સાચવીને વીશુદ્ધ રીતીઓનું અનુકરણ કરી, એ જ નીયમે પોતાનું કામ કરવું જોઇએ. શ્રી પ્રફુલ્લચંદ્ર રોયે મુંબાઇના નવજવાનોને ઉદ્દેશીને જે સુચના સારા યે હીંદના નવજવાનોને આપી છે, તે પ્રમાણે રાજકીય પરાધીનતાને નીવારવાના પ્રયાસોની સાથે સાથે, આપણા પોતાના સમાજમાં જે જે ગુલામીની બેડીઓ આપણા સ્વતંત્ર વીકાસના માર્ગને રૂંધી રહી હોય, તે તમામ બેડીઓને દુર કરવા સારૂ, સામાજીક ક્રાંતીની લડત ઉપાડી લેવાની ખુબ જરૂર છે. તે માટે વર્તમાન સમય જ સર્વાંશે અનુકુળ છે. એનો પુરેપુરો લાભ લેવો એ નવજવાનોનું કામ છે. એ કામને પાર ઉતારવા માટે વ્યવસ્થીત રીતે સામુદાયીક લડત શરૂ કરવાની સંગીન યોજના ઘડી, તેને અમલમાં મુકવા વીના વીલંબે તત્પર થઇને જગતને આપણે બતાવી દેવું જોઇએ છે કે, હીંદનાં નવજવાનો દુનીયાના કોઇ પણ દેશના નવજવાનો કરતાં સાહસમાં, આપભોગની વૃત્તીમાં, સ્વદેશભક્તીમાં અને સ્વાતંત્ર્યપ્રીયતામાં જરા યે ઉતરતાં નથી. તે માટે મહાસભાની સંસ્થાઓની માફક ઠામેઠામ સામાજીક ક્રાંતીકારકોના સંઘો સ્થાપી, ન્યાતોની અને રૂઢીની જુલ્મી વ્યવસ્થાઓનો છેવટને માટે અંત લાવવા અને તેમ કરીને સર્વાંગે સંપુર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા કટીબદ્ધ થવું, એ અત્યારને અવસરે અતી અગત્યનું છે.

## નવયુગ

ચાલુ અંક સાથે 'નવયુગ' માસીક બીજા વર્ષનો પુર્વાર્ધ પુરો કરે છે. આવતા અંકથી તે બીજા વર્ષના ઉત્તરાર્ધમાં પ્રવેશ કરશે. આ સમય દરમીયાન 'નવયુગ' માસીકે ગુજરાતી ભાષા બોલનારી પ્રજામાં પોતાનું સુયોગ્ય સ્થાન કરી જ લીધું છે, અને

દીવસે દીવસે તે એ સ્થાનને વધુ સંગીન અને વધુ વ્યાપક બનાવતું જાય છે. તેનાં કારણ અનેક છે. અલબત્ત ગુજરાતી માસીકોમાં 'નવયુગ' જ માત્ર સીદ્ધાંતલક્ષી માસીક છે, તે ક્વાજમના પ્રમાણમાં પોતાના વાચકોને વધારેમાં વધારે પાનાં અને વધુમાં વધુ ચીત્રો આપે છે તે ખરૂં, પરંતુ એ પાનાંમાં પીરસાતા લેખો અને અપાતાં ચીત્રો વાચકોના મનરંજન અર્થે નથી હોતાં! વાચકની મનોદશામાં ચોક્કસ પ્રકારનો પલટો કરાવી, તેની સમક્ષ આવતી કાલને માટે અનેક યોજનાઓ તેમ જ વીચારસરણી તે રજુ કરે છે: 'નવયુગ'ની લોકપ્રીયતાની ચાવી એમાં જ છે. કેમકે 'નવયુગ' જેમ પૈસા કમાવા માટે કાઢયું નથી, કે એકલા સાહીત્યની કે બીજી કોઇક શુષ્ક અને વાંઝણી ચર્ચાઓ ચલાવી કલમની ચળ ઉતારવા માટેના સાધન તરીકે, અથવા પોતાનો કક્કો ખરો કરાવવા માટે સાહીત્યની દુનીયામાં નવો વાડો બાંધવા સારૂ પણ 'નવયુગ'નું પ્રકાશન નથી. તેનું પ્રકાશન માનવ જીવનને સ્પર્શતા પ્રત્યેક પ્રશ્નનું વીશાળ ધોરણે પ્રથક્કરણ કરી, સીધી, સાદી અને સાફ ભાષામાં વાચક સમક્ષ સો ટચના સોના જેવા નીર્મળ વીચારોથી રચાયલી યોજનાઓ મુકવા માટે જ થયું છે. ટુંકામાં 'નવયુગ' એક માસીક નથી પણ તે સંસ્થા છે. તે માત્ર ખ્યાલી વીચારો બતાવીને જ બેસી રહેવા ઇચ્છતું નથી. 'નવયુગ' પોતાના વાચકોની સાથે નીકટ સમાગમમાં આવવા ઇચ્છે છે, વાચક અને નવયુગ વચ્ચેનો સંબંધ કુટુંબવત બને અને એ કુટુંબ દીને દીને વધુ અને વધુ વ્યાપક બનતું જાય, ગુજરાતી આલમને આવતી કાલના સ્વાતંત્ર્યયુગ માટે—એ યુગબળનો ભાર ઝીલીને ખમી શકે તે માટે તૈયાર કરવા ઇચ્છે છે. અત્યારના આપણા સામાજીક જીવનને બે મુખ્ય પ્રશ્નો સ્પર્શે છે: (૧) લગ્ન અને (૨) સંતતી. એ બન્ને ક્ષેત્રમાં સંગીન કામ કરી શકાય તે માટે લગ્નસંસ્થાના સુધારા માટે અને ભવીષ્યની ઓલાદના સુધારા માટે જુદી જુદી બે સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. 'નવયુગ'ના વાચકો એ બે સંસ્થાઓના સભ્ય બને તો સામાજીક પુનર્વીધાનનાં અતી અગત્યના પ્રશ્નનો ઉકેલ લાવવા માટે વધુ સક્રીય ફાળો આપી શકાય. બાબુ પ્રફુલ્લચંદ્ર રોય છેલ્લી વખત મુંબઇમાં આવી ગયા, ત્યારે નૌજવાનોની સભા સમક્ષ બોલતાં તેમણે કહ્યું હતું કે: "જો હીંદને સ્વતંત્ર બનવું હોય તો ન્યાત જાત અને ધર્મપંથોની બાલીશવાડોને તેમ જ સામાજીક અત્યાચારોને તો દફનાવે જ છુટકો છે. આપણે સ્વરાજ સ્થાપવા તૈયાર થઇએ તે પહેલાં આપણે સામાજીક ક્રાંતી કરવી પડશે જ." એ સામાજીક ક્રાંતી માટે 'નવયુગ'ના વાચકોએ છુટી છુટી કડી જેવા ન રહેતાં, પ્રત્યેક કડી પરસ્પરથી સંકળાયલી હોય તેવા બનવું જોઇએ, તે માટે જોઇએ તો 'નવયુગ સંઘ'ની યોજના અને વ્યવસ્થા પણ કરી શકાય. એમ બનવાથી 'નવયુગ'ના મીત્રો સંઘટીત બની, પોતાને પ્રીય એવી નવી વીચાર સરણીનો વધુ બહોળા ક્ષેત્રમાં પ્રચાર કરી શકશે. આ સંબંધમાં 'નવયુગ'ના વાચકોને 'નવયુગ' કાર્યાલય સાથે પત્ર વ્યવહાર કરવાની અમે ભલામણ કરીએ છીએ.

**શ્રીમતી હંસા મહેતા** અને મુંબાઇની વીગ્રહ સમીતીને તા. ૩૦ : ૮ : ૩૦ના દીવસે પકડી મુંબાઇ સરકારે સંધીના કાર્યમાં નવું વીઘ્ન નાખવાની ખબર યંત્ર પર જતાં મળી છે.

થા. પાછળથી પસ્તાઇશ.'' પણ એનો અવાજ હર્ષધ્વનીમાં દબાઇ ગયો. કેટલાકોએ બોલનારાને 'દેશદ્રોહી' કહી દાબી દીધો.

'શીશીરકાન્તની જય.' સભામાં જયનાદ ઉઠ્યો. 'સાચો દેશભક્ત તે આ' કોઇકે કહ્યું.

'ભાઇઓ!' વકતાઓના આગ્રહથી શીશીરને બોલવું પડ્યું. ''આજથી પરદેશી કાપડ સામે મેં બંડ પોકાર્યું છે. ખાદી અને રેંટીયો એજ હીંદનો ઉદ્ધાર કરનાર સાધન છે, એવી મારી ખત્રી થઇ છે. હું આજથી પરદેશના મેલને જલાવી દેવાનો ઉદ્યોગ આદરીશ.''

''બંડખોર શીશીરકાન્તનો વીજય હો!'' ફરીથી એ ગગનભેદી ગર્જના સભામાંથી ઉઠી.

—: ૨ :—

''શીશીર, તું મારા ઘરમાં નહીં. તારા જેવો બંડખોર છોકરો મને ન ખપે. તને લાગણીના ઉભરામાં તણાતાં શરમ ન આવી? હું મામલતદાર. સરકારે મને 'રાવ સાહેબ' બનાવ્યો છે. ડેપ્યુટીનો હક થોડા વખતમાં થાય છે. હાય હાય! એ બધા ઉપર તેં હોળી સળગાવી મુકી. નીકળ મારા ઘરમાંથી.''

''પીતાજી, તમારી મામલત કરતાં દેશ મારે મન વધુ છે, મને તમારે વીષે માન છે, પણ તેથી વધુ માન મારી માતૃભુમી માટે છે. જે ગોરાઓ આપણા દેશને લુંટી રહ્યા છે, જેના રોથરમીયરો, ચર્ચીલો, બર્કનહેડો, ડાયરો અને ઓડવાયરો આપણને હલ્કુતકરી રહ્યા છે, તે ગોરાની નોકરી હરામ હોવી ઘટે.'' શીશીરે પીતાની સામે દલીલ મુકી.

''બંડખોર! નીકળ, નીકળ મારા ઘરમાંથી. તું તો એક ઘડીને માટે પણ મારા મકાનમાં ન શોભે! કલેકટર સાહેબ જાણશે તો મારી શું દશા થશે?''

''ભાઇ શીશીર સમજી જા.'' શીશીરનાં મા દોડયાં આવ્યાં, ''તારા પીતાના મોભાની તો વાત વીચાર. અને તારો સસરો તો ધારાસભાનો મેંબર છે. તે આ વાત જાણતાં જ તારા વીવાહ તોડી નાંખશે.''

''મને કશાની પરવા નથી. મારી મૈયા પરદેશીઓને હાથે હણાય એ વખતે લગ્નની અને ધારાસભાની વાત શી?''

''તો ચાલ્યો જા મારે આંગણેથી કમબખ્ત!'' રાવસાહેબ તાડુક્યા.

શીશીર ચાલ્યો ગયો.

—: ૩ :—

ઢીંચણ પણ ન ઢંકાય તેટલું ખાદીનું ધોતીયું, જાડી ખાદીનું કુડતું અને ઉઘાડે માથે, ઉઘાડે પગે શીશીર ગામડે ગામડે રખડી રહ્યો છે. રેંટીયો એની ઉપાસ્યમુર્તી બની ગયો છે. પાતાળપુરીના દેશભક્તોએ, એને રહેવા મકાન આપ્યું છે. તેના ખર્ચની વ્યવસ્થા મહાસભાની સમીતીએ માથે લીધી છે. શીશીરનું જીવન, તેનું છાયાચીત્ર, એની વાતો રાષ્ટ્રીયપત્રોમાં ઠામઠામ છપાઇ રહ્યાં છે.

એના રાવ સાહેબ પીતાની વાતો સરકારી પત્રોમાં જ્યાં છપે છે, ખુદ ગવર્નર અને વાઇસરોય તરફથી તેને અભીનંદનો મળે છે. ડેપ્યુટીની જગા એને સારૂ ખાસ ખાલી થઇ ચુકી છે. આવતા જાન્યુઆરીમાં એને 'રાવ બહાદુર' બનાવવાની ખાત્રી અપાઇ ચુકી છે.

શીશીરના સસરાએ વીવાહ તોડી નાખ્યા છે.

એના પરદેશી વસ્ત્રોના શૌકીન મીત્રો કહે છે: ''શીશીરે વગર વીચારી મુર્ખાઇ કરી છે. જરૂર તે એક દીવસ પસ્તાવાનો છે.'' પાતાળપુરીની જનતા એવી વાતો કહેનારને હસે છે–નીંદે છે.

—: ૪ :—

દેશભક્તીની લાગણીનો ઉભરો ઓસરતો જતો હતો. 'હજી સ્વરાજ્ય કેમ નથી મળતું?' એવી ઉંડી ઉંડી શંકા 'દેશસેવકો'ના હૈયામાં પણ જન્મી રહી હતી. દેશની નૌકાનું સુકાન જેમના હાથમાં હતું તેવાઓ એ શંકાઓ નીવારવા મથતા હતા. કેટલેક સ્થળેથી નૌકાના સઢ વીંટાળી લેવાની, તો કયાંકથી સઢને સામી દીશાના પવન તરફ ફેરવી બાંધવાની વાતો, વીચાર થતા હતા.

શીશીર એમાં આગેવાન હતો. 'સ્વરાજ્ય આ માર્ગે નહીં મળે, માર્ગ બદલો! જુની રૂઢીને જ શા માટે વળગી રહેવું? લોકો ભલે બંડખોર કહે. હું જુના માર્ગ સામે બંડ ઉઠાવીશ!' તેણે દેશસેવકોની ખાનગી સભામાં જાહેર કરી દીધું.

હવે શીશીરે ખાદીનાં લાંબાં ધોતીયાં, ખમીસ, ડગલો અને ટોપી વસાવ્યાં. ખુલ્લા પગમાં ચંપલ આવ્યાં! સુદર્શન તરફની એની શ્રદ્ધા ઘટતી ગઈ. હજી એના મનમાં ઘડભાંગ થતી હતી.

—: ૫ :—

લોકો કહે છે કે શીશીરે બંડ ઉઠાવ્યું છે. સરકાર સામે નહીં, ધારાસભા સામે નહીં, ખાદી અને રેંટીયા સામે–દેશભક્તોના જુના રૂઢીરક્ષકો સામે. આમવર્ગમાં હવે એના કોઇ જયઘોષ નથી કરતું. કેટલાંક એને દેશદ્રોહી પણ કહે છે. કેટલાકની હજીય એ 'ઉગતા તારા' માં આશા છે.

"જેણે ઘર છોડયું, માતા–પીતાનો ત્યાગ કરી લીધો, વીવાહ ફોક થવા દીધા, એ દેશને દગો ન જ દે." એક વર્ગ એ દલીલો કરી રહ્યો હતો.

શીશીરના જુના સનાતની–પરદેશી કાપડને સુસ્ત રીતે વળગી રહેલા–મીત્રો મલકાતા હતા. 'શીશીરના અંતરમાં શંકા ઉગી છે, એનો પગ લપસ્યો છે, જરૂર તે આપણા પંથમાં પાછો આવશે.'

થોડા દીવસ ગયા અને શીશીરે જાહેર રીતે રેંટીયા અને ખાદી સામે યુદ્ધ જગવ્યાં. કાળી ખાદીનો ડગલો, રેશમી ફેંટો, કસ્તુરી શાલનો દુપટ્ટો, પરદેશી રબ્બરની પટીવાળા બુટ, અને મીલનાં ધોતીયાંમાં સજ્જ થઈને શીશીર જુના ખાદી–રેંટીયાભક્તો સામે બંડખોર તરીકે બહાર પડયો.

સરકારી પત્રોએ એની મજાક માંડી, દેશભક્ત મીત્રોએ એની ભુલ માટે આંસુ પાડયાં. શીશીર જેવા માન્યતા ધરાવનારા, છતાં હૈયે હોય તે હોઠે કાઢવાની હામ વીનાના મીત્રોએ ખાનગીમાં એને અભીનંદન આપી, જુના ખાદીભક્તોમાં તેની નીંદાનો હીંદુધીયા માર્ગ લીધો. આમવર્ગે એને 'દગાખોર'નો ઇલકાબ આપ્યો. રાષ્ટ્રીય પત્રોએ તેને ફરીથી વીચારવાની સલાહ આપી.

—: ૬ :—

પાતાળપુરીના એક ખુણામાં નાનકડી સભા છે. રાવસાહેબો અને ખાનબહાદુરોની ગાડીઓ પણ તે તરફ દોડી રહી છે. સ્વતંત્ર વીચારકોનો એ મેળાવડો છે. સરકાર પક્ષનાં વર્તમાનપત્રોના ખબરપત્રીઓ અને છબીઓ લેનારા સુદ્ધાં ત્યાં જવા દોડાદોડ કરી રહ્યા છે.

શીશીરના માનમાં એ મેળાવડો થયો છે. એક દીવસે જે સાહેબશાહી કપડાંને એણે હોળી કરવા પછાડી નાંખ્યાં હતાં, તેજ સાહેબશાહી પોશાક આજે એણે ફરીથી ધારણ કર્યો છે. એના ખાદીભક્ત મીત્રો હજીય કહે છે: 'શીશીરે ભુલ કરી છે.' પરદેશી ભક્તો સામા જવાબ વાળે છે: 'એણે જીવનમાં કરેલી ગંભીર ભુલ આજે જ સુધારી છે.'